કેટલીક સ્ત્રીઓના નામ રજીસ્ટર પર રખા. સવાલ એ હતો કે તે નામ ત્યાં કાયમના રહી શકશે કે કેમ. મી. રસલે કહ્યું કે શું કુતરા તથા ઘોડાના નામ રજીસ્ટરમા દાખલ કર્યા હોય તો એ કાઢી ન નંખાય ! સ્ત્રીઓની રાજકીય પદવી શું હતી તે સ્ત્રીઓને પાળેલા જાનવર જેવી ગણવામાં આવી તે પરથી માલમ પડે છે. આ બધી લડતથી તેઓના રાજકીય જ્ઞાનમાં વધારો થયો તેમજ બીજા કહેલા ગુણો જે આ લડત માટે જરૂરના હતા તે તેમનામા આવ્યા. આ લડત જેટલી સ્ત્રીઓને ફાયદાકારક નીવડી તેટલીજ પુરૂષોને પણ નીવડી. ધીમે ધીમે વખત જેમ બદલતો ગયો તેમ ફેરફાર થતા ગયા. બે સ્ત્રીઓ "રોયલ એસ્ટ્રોનોમીકલ સભા" ના સભાસદ નીમાઇ કેટલીક સ્ત્રીઓએ પોતાના હક મેળવવા બાબતની સખત ચોપડીઓ લખી અને સ્ત્રીઓને ગુલામ તરીકે ગણવાને માટે પુરૂષો પર તેમાં સખત ટીકા કરી. ૧૮૪૮ મા મી. ડીસરાઇલીએ પાર્લામેન્ટમાં સ્ત્રીઓની તરફેણમાં એક સખત ભાષણ આપ્યું ને કહ્યું કે સ્ત્રીઓને તેમના હક આપવા જોઇએ.

બીજા સંજોગોને લીધે પણ સ્ત્રીઓને મદદ મળી. છેવટે "ઇન્ડીઅન મ્યુટીની" માં અંગ્રેજ સ્ત્રીઓએ જે ભોગો આપ્યા તે પરથી પુરૂષોને એમ થયુ કે સ્ત્રીઓ તેમજ પુરૂષો બન્ને ચક્રવર્તિ રાજ્ય સ્થાપવામા સરખા મદદરૂપભુત છે. ૧૮૫૭ માં એક જુદીજ રીતે સ્ત્રીઓના રાજકીય હકનો સ્વીકાર થયો. તે વર્ષમાં જે છુટા છેડાનો કાયદો પસાર કરવામા આવ્યો તે સ્ત્રીઓની વિરૂદ્ધમાં હતો. આ કાયદાની વિરૂદ્ધ ગ્લેડસ્ટન ઘણું બોલ્યો. આ બધી બાબતને લીધે બીજા દશ વર્ષમા સ્ત્રીઓની લડત બરોબર ઇચ્છેલે માર્ગે ચઢી

૧૮૬૦ ની સાલમાં પ્રજાવર્ગમા પાર્લામેન્ટમાં મત આપવાના હક માટે નવી ચળવળ થવા લાગી. તેને લીધે સ્ત્રીઓને પોતાને પણ તે હકો મેળવવાને નવી તક મળી. જોન સ્ટુઅર્ટ મીલે તે વખતે પોતાના ત્રણ નિબંધોમાં સ્ત્રીઓને આ હકો આપવા માટે ઘણું લખ્યું. તેની તરફેણમાં તેણે ઘણી સારી દલીલો આપી ૧૯૦૮ માં તેનાં જે પુસ્તકો બહાર પડયા તેમાં તે લખે છે કે સ્ત્રીઓને રાજકીય હક નહિ આપવા ને ખરેખર અન્યાય ભરેલું છે, અને તેનાથી કંઇ દેશને ફાયદો થતો નથી. ઉલટુ અર્ધી પ્રજાને રાષ્ટ્રીય બાબતની જવાબદારીમાથી દુર રાખવાથી આખી સમાજને ગેરફાયદો છે. મીલે મોટા મોટા શહેરોમાં નિશાળો કાઢી અને તે નિશાળોમાંથી જે લોકો અભ્યાસ પુરો કરી નિકળ્યા તેઓ સ્ત્રીઓના સહાયકારક તરીકે બહાર પડયા. સ્ત્રીઓને આવા માનનીય વિદ્વાનની મદદ મળવાથી ઘણો ફાયદો થયો. ૧૮૫૧ માં મીસીસ મીલે "સ્ત્રીઓના રાજકીય હકો" ઉપર એક નિબંધ બહાર પાડયો. આ નિબંધે લોકોના મનપર ઘણી અસર કરી. નિબંધમાં એમ કહેવામાં આવ્યું હતું કે જ્યારે અર્ધી પ્રજાને મત આપવાનો હક ન હોય ત્યારે મત આપવાનો હક તે સર્વને માટે છે તે કયા સત્ય અને ન્યાયને આધારે કહી શકાય ?

૧૮૬૭ માં મી. મીલની પાર્લામેન્ટમાં પ્રતિનિધિ તરીકે ચુંટણી થઇ અને આ કારણથી સ્ત્રીઓને કાંઇ વ્યવહારિક ફાયદો થયો. જ્યારે પાર્લામેન્ટમાં "રીફોર્મ એક્ટ" પસાર કરવા માટે લાવ્યા ત્યારે તેમાં સુધારો કરી મીલે કહ્યું કે "પુરૂષ" શબ્દને બદલે

"માણસ" શબ્દ મુકવો જોઇએ, જેથી કરીને સ્ત્રીઓ પણ તેમાં આવી શકે. જો કે ઘણી સારી સંખ્યા તેની તરફ હતી પણ તે કાયદો પસાર ન થયો. મી. મીલે સ્ત્રીઓને હક આપવાની તરફેણમાં એટલું તો વિદ્વતાભરેલું ભાષણ કર્યું કે જોન બ્રાઇટ જેવા માણસો કે જે આ બાબતમાં સાવ વિરૂદ્ધ હતા તેમણે એની તરફ મત આપ્યો. ૧૮૬૬ ની સાલમાં મીસ ગેરેટના ઘરમાં સ્ત્રીઓની એક સભા ભરાઇ હતી. તેઓએ પાર્લામેન્ટને આપવાને એક અરજી તૈયાર કરી. તેમાં ઘણી પ્રખ્યાત અને ખાનદાન સ્ત્રીઓએ સહી કરી, મીસ ફ્લોરેન્સ નાઇટીંગેલ પણ તેઓમાંની એક હતી. તે સંબંધમાં મી. મીલની સલાહ પણ મેળવવામાં આવી અને મી. ફોસેટની મદદથી ઘણીજ સહીઓ સાથેની આ અરજી મી. મીલદ્વારા પાર્લામેન્ટમાં રજુ કરવામાં આવી. ૧૮૬૭ માં "રીફોર્મ બીલ" પસાર થયું પણ મી. મીલનો સ્ત્રીઓને રાજકીય હક આપવા સંબંધીનો સુધારો પસાર થયો નહિ.

ઉપરના બનાવોથી લોકોમાં સ્ત્રીઓની રાજકીય પદવી સંબંધી ઘણીજ ચર્ચા થવા લાગી અને તેનું પરિણામ એ આવ્યું કે તેમને મત આપવાના હક્ક તો નહિ પણ બીજા ઘણા અગત્યના હકો મળ્યા. તેઓને ૧૮૬૯ માં મ્યુનિસિપાલીટીના તેમજ શીક્ષણની સંસ્થાઓના પ્રતિનિધિઓની ચુંટણી કરવાનો હક મળ્યો, એટલુંજ નહિ પણ કેટલીક સ્ત્રીઓ કેળવણી મંડળમાં પ્રતિનિધિઓ તરીકે ચુંટાઇ. જુદા જુદા શહેરોમાં જે સ્ત્રીઓ કેળવણી મંડળમાં પ્રતિનિધિઓ તરીકે ચુંટાઇ તેજ સ્ત્રીઓ સ્ત્રીઓના રાજકીય હક મેળવવાની લડત ચલાવવામાં અગ્રેસર બની. જે શહેરમાં આ સ્ત્રીઓ રહેતી હતી તે શહેરમાં તેઓએ સ્ત્રીઓના રાજકીય હક મેળવવા માટે ચળવળ ચલાવવા સંસ્થાઓ સ્થાપી. આ બધી નાની સંસ્થાઓની પણ એક મુખ્ય સંસ્થા સ્થપાઇ. ૧૯૧૧ ની સાલમાં આવી નાની સંસ્થાઓની સંખ્યા ૩૦૫ હતી દિવસે દિવસે તે સંખ્યા વધતી ગઇ. આ સંસ્થાઓએ રાજકીય હક મેળવવાની લડત સાથે કાયદાના પ્રદેશમાં સ્ત્રીઓની પદવી સુધારી અને કેળવણીના સાધનોમાં સુધારો વધારો કર્યો. આ કામ તેઓએ ઘણાજ ઉત્સાહ અને ધૈર્યથી કર્યું. કંઇપણ કાર્ય ફત્તેહમંદ ઉતરવા માટે ધીરજ અને હીંમતની જરૂર છે આ બે જરૂરી ગુણો તે સ્ત્રીઓમાં હતા.

૧૮૬૮ માં જો કે મી. મીલ પાર્લામેન્ટના સભાસદ તરીકે ચુંટાયા નહિ પણ મી. જેકબ બ્રાઇટે તેની જગા લીધી એટલુંજ નહિ પણ તેનું કામ પણ ઉપાડી લીધું. સ્ત્રીઓને રાજકીય હક આપવા સંબંધીનું બીલ એણે પાર્લામેન્ટમાં દાખલ કર્યું. પણ વિરૂદ્ધ પક્ષ મજબુત હોવાથી તેમજ સરકાર પોતે પણ વિરૂદ્ધ હોવાથી તે પસાર થયું નહિ. સ્ત્રીઓના રાજકીય હક મેળવવાની ચળવળ ચલાવવામાં જુના વિચારના તેમજ નવા વિચારના બન્ને પક્ષના માણસોની સહાનુભૂતિ હતી. ૧૮૭૩ માં મી. ડીસરાએલીએ તેની તરફેણમાં એક કાગળ બહાર પાડયો, આ સાલમાં સ્ત્રીઓનું કાર્ય પૂર જોસમાં ચાલતું હતું. પહેલાં ૭ મહીનામાં તો તેઓએ સો સભાઓ આ બાબત પર વિવેચન કરવા ભરી, જો કે હાલ તે સંખ્યા પ્રમાણમાં નાની ગણાય પણ તે વખતને માટે તો તે ઘણી મોટી હતી.

૧૮૮૦ ની સાલમાં સ્ત્રીઓની આશા ફળીભૂત થવાની વકી રખાઇ હતી. તેઓએ પોતાના રાજકીય હકો મેળવવા માટે એક પછી એક જાહેર સરઘસો કાઢયાં. આને લીધે

કાંઇક થોડો ફાયદો થયો. ગ્રેટબ્રિટન નજદીક આવેલા "આઇલ ઓફ મેન" નામના ટાપુમાં સ્ત્રીઓને ત્યાંની પાર્લામેન્ટના સભાસદો ચુંટવાનો અને મત આપવાનો હક મળ્યો. ૧૮૮૦ ની સાલમાં જ્યારે નવી પાર્લામેન્ટ ભરાઇ ત્યારે ગ્લેડસ્ટન વડો પ્રધાન થયો. આ વખતે પાર્લામેન્ટમાં "લીબરલ પાર્ટી" ની સત્તા હતી, તેથી તેનું હવે પછીનું કામ ખેડુતવર્ગને મત આપવાના હક સંબંધીનું હતું. જ્યારે પરગણાની અંદર મત આપનારની સંખ્યા વધારવાનું બીલ પાર્લામેન્ટમાં દાખલ થવાની વાત હક મેળવવાની લડત ચલાવનાર સ્ત્રીઓને માલમ પડી એટલે એમનામાં એકદમ નવી જાગૃતિ આવી ગઇ. તેમનું કામ ઘણું જ જલદીથી ચાલવા માંડયું. ચળવળના પ્રસારને માટે તેઓએ સ્ત્રીઓના હક મેળવવા બાબતના ઠરાવો જુદી જુદી રાજકીય સંસ્થાઓના પ્રતિનિધિ મંડળોમાં લાવવા માંડયાઃ કેટલાક શહેરની જાણીતી સંસ્થાઓમાં આ ઠરાવો પસાર પણ થયા. તે વખતે ૧૧૦ સભ્યોની સહી સાથેની અરજી મી. જોન મોર્લીએ મી. ગ્લેડસ્ટન ને બતાવી અને કહ્યું કેઃ મત આપનારની સંખ્યા વધારવાના જે જે કાયદાઓ હશે તેમાં જ્યાં લગી સ્ત્રીઓ નહિ હોય ત્યાં લગી તે કાયદાઓ સંતોષકારક નિવડશે નહિ. ઘણી પ્રખ્યાત સ્ત્રીઓ જેમ કે કોબડન અને બ્રાઇટની છોકરીઓ આની તરફેણમાં હતી. પણ જ્યારે ૧૮૮૪ માં "રીફાર્મ બીલ" આ સુધારા સાથે પાર્લામેન્ટમાં દાખલ કરવામાં આવ્યું ત્યારે માલમ પડયું કે મી. ગ્લેડસ્ટન પોતેજ સ્ત્રીઓને હક આપવાની વિરૂદ્ધ હતા, જો કે ૧૮૭૧ ની સાલમાં તો તેને તેની તરફેણમાં ભાષણ આપ્યું હતું. આનું કારણ સમજાયું નહિ પણ મી ગ્લેડસ્ટને એમ કહ્યું કે બીલમાં એકદમ સામટી ઘણી બાબતો આવી ગઇ હતી તેથી તે સુધારો પસાર થઇ શકશે નહિ. આથી કરીને સ્ત્રીઓની રાજકીય ચળવળને તે વખતે ઘણી હાની પહોંચી. પરંતુ એ બનાવથી તેમની તરફ લોકોનું ધ્યાન વધારે ખેંચાવા લાગ્યું. કોઇ વર્ગને મત આપવાની જરૂરીયાત સંબંધી વિવેચન કે વાત થતી ત્યારે લોકો એક બીજાને પૂછતાં કે સ્ત્રીઓને શા માટે એમાંથી બાતલ કરવી જોઇએ, અથવા જ્યારે "પ્રતિનિધિત્વવાળું રાજ્ય" પુરૂષને માટે સારૂં ત્યારે સ્ત્રીઓને માટે કેમ સારૂં નહિ?

જ્યારે ૧૮૮૪ નું "રીફાર્મ બીલ" પસાર થવાની તૈયારીમાં હતું ત્યારે "ટ્રેઇડ યુનિયન કોન્ગ્રેસે" એક સભા ભરીને એવો ઠરાવ પસાર કર્યો કે કર આપનારી સ્ત્રીઓને મત આપવાનો હક આપવો જોઇએ. આ પ્રમાણે અણીને સમયે કારીગરોની એક મજબુત સંસ્થા સ્ત્રીઓની મદદે આવી. આજ વખતે સ્ત્રીઓને બીજી તરફથી અણધારી મદદ મળી. ૧૮૮૫ માં જે "રીફાર્મ બીલ" પસાર થયું તેમા એક કાયદાની રૂએ પાર્લામેન્ટના સભાસદો જ્યારે ઉમેદવાર તરીકે બહાર પડે ત્યારે તેમની તરફથી પૈસા લઇ તેમના માટે વધારે મત મેળવનાર માણસોની સંખ્યા ઓછી કરી નાંખવામાં આવી. આથી માણસોની ભીડ તેઓને ઘણી પડવા માંડી. હવે જો કામ કરનાર માણસ નહિ હોય તો આ કામ બરાબર થઇ શકે નહિ. તેથી કેટલાક પક્ષના માણસો સ્ત્રીઓની મદદ લેવા લાગ્યા. સ્ત્રીઓએ આ કામ ઘણા ઉત્સાહથી હાથમાં લીધું. તેઓએ તે કામ કરવા માટે તેમની એક "પ્રીમરોઝ" નામની સંસ્થા સ્થાપી. સ્ત્રીઓએ વગર પૈસે અને બદલાની આશા વગર ઘણી સારી રીતે કામ બજાવ્યું. આ કાર્યમાં તેઓએ પોતાની કુશળતા બતાવી આપી. તેમના રાજકીય મિત્રો આથી ઘણા ખુશી થયા. તેઓને સ્વપ્ને પણ નહોતું કે સ્ત્રીઓ

આવી શક્તિ ધરાવતી હોય. યુનીયનીસ્ટોએ જ્યારે આવી મદદ મેળવી ત્યારે "લીબરલ" પક્ષને પણ તેવી મદદ મેળવવાનું ઠીક લાગ્યું. આ કારણથી મીસીસ ગ્લેડસ્ટને પોતાના પ્રમુખપણા નીચે "વીમેન્સ લીબરલ ફેડરેશન" નામની સંસ્થા સ્થાપી. આ સંસ્થાનો હેતુ લીબરલ પક્ષને મદદ કરવાનો હતો, તેટલુંજ નહિ પણ સ્ત્રીઓને રાજકીય હક મેળવવાની જરૂર બાબતનું જ્ઞાન આપવાનો હતો.

૧૮૮૬ માં આ સંસ્થા સ્થાપાઇ. સ્ત્રીઓના રાજકીય હક મેળવવા બાબતનો ઠરાવ આ સંસ્થાની સભામાં દાખલ કરવામાં આવ્યો પણ કેટલીક સ્ત્રીઓ વિરૂદ્ધ હોવાથી પસાર થઇ શક્યો નહિ. જે સ્ત્રીઓ આ હક મેળવવાની લડત કરવાને ઇંતેજાર હતી તેમણે તેમનું કામ જારી રાખ્યું. જેઓ વિરૂદ્ધ હતી તેઓએ એ સંસ્થામાં રાજીનામું આપી ૧૮૯૩ માં "નેશનલ વિમેન્સ લીબરલ એસોસીએશન" નામની સંસ્થા કાઢી. જ્યારે પહેલી સંસ્થાનું કામ સ્ત્રીઓને રાજકીય હક મેળવવા માટેની ચળવળ કરવાનું હતું ત્યારે બીજી સંસ્થાનું કામ તેની વિરૂદ્ધ પડવાનું હતું. જુદા જુદા પક્ષના નેતાઓએ પણ પહેલી સંસ્થાને ઉત્તેજન આપ્યું. તેઓએ તે સંસ્થાની મદદ લેવાનું કામ જારી રાખ્યું. મી. ગ્લેડસ્ટને પણ સ્ત્રીઓને પાર્લામેન્ટના સભાસદ થનારને મદદ આપવાની જરૂર વિષે સ્ત્રીઓની એક સભામાં ભાષણ આપ્યું હતું. મી. એસ્કવીથે પણ તેઓની મદદ લીધી હતી અને એમની મદદની પ્રશંસા કરી હતી. સ્ત્રીઓની મદદ બધા પક્ષોને એટલી અગત્યની થઇ પડી હતી કે કોઇ પક્ષને તેના વિના ચાલે તેમ નહોતું. આવી સંસ્થાઓ હયાતીમાં આવવાથી સ્ત્રીઓના રાજકીય હકની ચળવળને ઘણી મદદ મળી.

૧૮૯૨ માં સર આલબર્ટ રોલીટે સ્ત્રીઓને રાજકીય હક આપવા બાબતનું બીલ પાર્લામેન્ટમાં દાખલ કર્યું. આની વિરૂદ્ધ ઘણા હતા, પણ જ્યારે તે વંચાયું અને તેનાપર મત લેવામાં આવ્યા ત્યારે ફક્ત ૨૩ મતજ વિરૂદ્ધમાં પડ્યા, કારણકે નવી પાર્લામેન્ટ થોડા વખતમાં બોલાવવામાં આવવાની હતી ... તે માટેના ઉમેદવારોએ જાણ્યું કે સ્ત્રીઓની મદદ મેળવવા માટે તેઓએ તેમના હ[illegible] મેળવવા સંબંધી બીલની તરફેણમાં મત આપવો જોઇએ. તેથી વિરૂદ્ધ પક્ષ ઘણો નાનો થયો. વિરૂદ્ધ પક્ષના લોકોએ પાર્લામેન્ટમાં આ વિષય ચર્ચાતો બંધ રહે તે માટે બનતા પ્રયત્ન કર્યા. જ્યારે સર આલબર્ટ રોલીટનું બીલ પાર્લામેન્ટમાં દાખલ થયું ત્યારે તેના હીમાયતીઓ તથા વિરૂદ્ધ પક્ષ વચ્ચે ઘણો વાદવિવાદ થયો. કેટલાકોએ એમ જણાવ્યું કે આ બાબત એવી ગંભીર છે કે જ્યાં લગી બીજા દેશો તેમજ સંસ્થાનોએ એ હકો સ્ત્રીઓને આપ્યા નથી ત્યાં સુધીમાં ઇંગ્લાંડે આપવા તે ઘણું જોખમભરેલું છે. આમ કહેવામાં તેમની ગણત્રી ભૂલભરેલી હતી. કારણ કે તે પછીના વર્ષોમાં ન્યુઝીલાંડ, દક્ષિણ આસ્ટ્રેલીઆ, ફીનલેન્ડ અને અમેરીકાના કેટલાક રાજ્યોમાં સ્ત્રીઓને રાજકીય હકો આપવામાં આવ્યા. આ હકો તે દેશોમાં એકદમ અપાયા નહોતા. ઇંગ્લાંડમાં લડત ચાલતી હતી તે અરસામાંજ ત્યાં પણ ચળવળ થઇ રહી હતી. આ બાબતથી નેતાઓ વાકેફ નહોતા તેને માટે વિરૂદ્ધપક્ષનું છાપખાનુંજ જવાબદાર હતું. ન્યુઝીલાંડે સ્ત્રીઓને રાજકીય હકો આપવામાં પહેલ કરી તેનો દાખલો ઇંગ્લાંડ તેમજ બીજા દેશોએ લેવાનો છે. સ્ત્રીઓને હક આપવાથી દેશની દુર્દશા થશે એ મત ખોટો પડ્યો છે. જ્યાં હક અપાયા છે ત્યાં સ્ત્રીઓએ પોતાના વર્તનથી પોતાની

લાયકાત પૂરવાર કરી છે. અરે ! સ્ત્રીઓને પુરેપુરા હક મળવાથી તેઓ પોતાની દેશ તરફની જવાબદારી સમજતી થાય છે અને પોતાની ફરજો અદા કરવા માટે વિચારપૂર્વક પ્રયત્ન કરે છે. જ્યારે આસ્ટ્રેલીઆમાં સ્ત્રીઓને મત-આપવાનો હક મળ્યો ત્યારે તેઓ પાર્લામેન્ટમાં ઉપયોગી થઇ પડી અને તેમના કાર્યથી ખુશી થયેલા એક વડા પ્રધાનને તેની પાર્લામેન્ટ જગતમાં આદર્શરૂપ જણાઇ. ન્યુઝીલાંડ અને આસ્ટ્રેલીઆની સ્ત્રીઓ જ્યારે ઇંગ્લાંડ જાય છે ત્યારે તેઓ અજાયબ થાય છે કે તેઓની રાજકીય પદવી તેમની માતૃભૂમિના કરતાં ઇંગ્લાંડમાં શા માટે આટલી બધી ઉતરતી રાખવામાં આવી હશે.

૧૮૮૯ ની સાલમાં વિરૂદ્ધ પક્ષની સ્ત્રીઓએ ચળવળ શરૂ કરી. તેમના વિચાર એવા હતા કે રાજકીય બાબતમાં ભાગ લેવા માટે સ્ત્રિઓમાં હોંશિઆરી કે અક્કલ હોતીજ નથી, અને તેમાં જો તેઓ ભાગ લે તો હલકું ગણાય. અને તેમની પવિત્રતાને નાજુકાઇને કલંક લાગે. જે સ્ત્રીઓ આમ બોલતી હતી તેજ આડકતરી રીતે રાજકીય બાબતમાં ભાગ લેતી હતી. જેમ જેમ વિરૂદ્ધ પક્ષ મતાભિલાષી પક્ષને હેરાન કરતો ગયો તેમ તેમ સ્ત્રીઓની રાજકીય ચળવળને વધારે ઉત્તેજન મળતું ગયુ.

વિરૂદ્ધ પક્ષના સ્ત્રીપુરૂષોએ ૧૯૦૮ માં જે બે સંસ્થાઓ સ્થાપી હતી તેને ૧૯૧૦ માં એકત્ર કરવામાં આવી. આ સંસ્થાનો હેતુ સ્ત્રીઓને પાર્લામેન્ટમાં મત આપવાનો હક મેળવતાં અટકાવી મ્યુનિસિપાલિટી અને બીજી સભાઓમાં હક અપાવવા પ્રયાસ કરવાનો હતો. સ્ત્રીઓને જે જે મંડળોમાં મત આપવાનો તથા બેસવાનો હક આપવામાં આવ્યો હતો તેમાં તેઓ તેમનું કામ ઘણી સારી રીતે બજાવતી હતી. આથી જ્યારે બીજા શહેરો અને પરગણાઓમાં નવાં મંડળો સ્થપાયાં ત્યારે સ્ત્રીઓને તેમાં પણ મત આપવાનો તેમજ બેસવાનો હક મળવો જોઇએ તે બાબતનું બીલ પાર્લામેન્ટમાં દાખલ કરવામાં આવ્યું, પણ પસાર થયું નહિ. ફરીથી જ્યારે તે જાતનું બીલ ૧૯૦૭ માં ઉમરાવોની સભામાં દાખલ કરવામાં આવ્યુ ત્યારે એક ઉમરાવ તેની વિરૂદ્ધ પડ્યો. તેણે કહ્યું કે જો સ્ત્રીઓને એ હક આપવામાં આવશે તો તેમણે તેમની સલાહકાર તથા મુખ્ય મેજીસ્ટ્રેટની પદવીને લીધે પાર્લામેન્ટના સભાસદની ચુંટણીમાં મત આપવાનો હક નહિ મળે. પણ આ બીલ પસાર થયુ.

જો કે આ હકો મેળવવામાં વિરૂદ્ધ પક્ષની સ્ત્રીઓ સામેલ રહી હતી અને છે છતા તેઓ પાર્લામેન્ટમાં હકો મેળવવાની ઘણી વિરૂદ્ધ છે. તેઓ અજ્ઞાન સ્ત્રીઓને ખોટું ખોટું સમજાવી તેમની પાસે સહી કરાવી લે છે અને તેઓની સંખ્યા વધારે છે. ૧૯૧૧ માં શહેર અને પરગણાના મંડળોએ સ્ત્રીઓને પાર્લામેન્ટના સભાસદોની ચુંટણી કરવામાં મત આપવાનો હક આપવા બાબતનું બીલ પસાર કરાવવા સંબંધી વિનંતિપત્ર પાર્લામેન્ટમાં મોકલ્યું. પણ આ સંસ્થાઓના સભાસદો પર વિરૂદ્ધ પક્ષના સ્ત્રી પુરૂષોએ એવો આક્ષેપ મુકવો કે જે સ્ત્રીઓને તેઓ હક આપવા માગે છે તેજ સ્ત્રીઓના મતને લીધે તેઓ તે સંસ્થાઓના સભાસદ થઇ શકે છે તેથી તેઓ તેમને ખુશી રાખવા સારૂ તે હક આપવાનું કહે છે. આ આક્ષેપ મુકનાર મીસીસ હમફ્રી વોર્ડ, લોર્ડ કર્ઝન, લોર્ડ ક્રોમર અને બીજા હતા. રાજકીય ચળવળમાં જાતે ભાગ લઇ રાજકીય ખટપટમાં નહિ પડવાની સલાહ આપનારાઓની સ્થિતિ હાસ્યજનકજ લાગે.

દક્ષિણ આફ્રીકામાં લડાઇ ચાલતી હોવાને લીધે થોડો વખત સ્ત્રીઓને તેમના હક મેળવવાની લડત બંધ પાડવી પડી, પણ લડાઇ પછી લોકામાં આવેલી જાગૃતિને લીધે તેમની ચગવળને લાભ થયો. ૧૮૯૭ થી પાર્લામેન્ટમાં સ્ત્રીઓને રાજકીય હક આપવાનું બીલ રજુ કરવામા આવતું હતું પણ પસાર થતુ નહોતું. ૧૯૦૫ ની આખરે મીસીસ અને મીસ પેન્કહર્સ્ટે "વિમેન્સ સોસીયલ અને પોલીટીકલ યુનીયન" નામની સંસ્થા કાઢી. આ સંસ્થાનો હેતુ વધારે સખ્ત ઉપાયો વડે હકો મેળવવાનો હતો. એમની વધારે ઉમ્ર પદ્ધતિથી લોકોનુ ધ્યાન લડત તરફ ઘણુ ખેંચાયુ. કેટલાકો આ તોફાનની રીતો ધિક્કારી કાઢતા હતા જ્યારે બીજા લોકો આ રીતની અંદર જે હીંમત અને ભોગોની જરૂર આપવી પડતી હતી તેની તરફ પ્રશંસા અને સહાનુભૂતિની દૃષ્ટિથી જોતા હતા. આ મતભેદને લીધે લડત ચલાવનાર સ્ત્રીઓના બે નોખા વિભાગ થઇ ગયા એવી બીક રાખવામા આવતી હતી કે આ મતભેદને લીધે તેઓ માહે માહે લડી પડે પણ એક બીજાના વિચારોનુ રહસ્ય સમજી આ બન્ને ટોળીઓએ પોતાને પસંદ પડે તેવી રીતથી એકજ ઉદ્દેશની સિદ્ધિ માટે પોતાના પ્રયત્ન જારી રાખ્યા. વિરૂદ્ધ પક્ષની સંસ્થાઓ હયાત હોવાને લીધે એમણે દુશ્મનોને આડકતરી રીતે હંફાવવાને એકત્ર રહેવાને. વિચાર કર્યો. "નેશનલ યુનીયન ઓફ વિમેન્સ સફ્રેજ સોસાયટીઓ" એમ ખાત્રીપૂર્વક માનતી હતી કે કાયદેસર લડત ચલાવવાથી રહેતે રહેતે તેઓ લોકોને અને પાર્લામેન્ટને સ્ત્રીઓને સંપૂર્ણ રાજકીય હકો આપવાને સમજાવી શકશે તેમજ તેમાં તેઓ ફાવી શકશે. પણ તેટલી ધીરજ નવી મંસ્થાઓમાં નહોતી. તેઓ તો તોફાન કરીને તેમના હકો મેળવવા ઇચ્છતી હતી. પણ જે હલકી અને ધાતકી વર્તણુક તોફાન કરનાર-સ્ત્રીઓ તરફ ચલાવવામાં આવતી હતી તેની આગળ તેમના તોફાન કાંઇ હીસાબમાજ નહોતા. નજીવા ગુન્હા સારૂ જુવાન સ્ત્રીઓને સખત કેદમાં નાંખતા તોફાનથી હક મેળવવા પ્રયાસ કરનારી સંસ્થાઓના પણ ૧૯૦૭ મા બે વિભાગ પડી ગયા. મીસીસ ડેસપાર્ડના પ્રમુખપણા હેઠળ "ફ્રીડમ લીગ" નામની નવી સંસ્થા સ્થપાઇ. થોડો વખત પછી આ બે સંસ્થાઓએ જુલમ સહન કરવાનુ છોડી દઇને જુલમ દેવાનુ શરૂ કર્યું. કાચની બારીઓ પર પથરા ફેંકવાનું અને રાજ્યમંત્રીઓ પર હુમલા કરવાનું કામ શરૂ કર્યું. જે સંસ્થાઓ કાયદેસર લડત ચલાવતી હતી તેઓએ આવી રીતે લડત ચલાવવા સખત વાંધો ઉઠાવ્યો, પણ તેજ વખતે તેઓએ સ્ત્રીઓની રાજકીય ચળવળ તરફ પણ તેવોજ વાંધો ઉઠાવ્યો જુદા જુદા દેશામા અને ગ્રેટબ્રિટનમાં પુરૂષોએ પોતાના હકો મેળવવાને જે લડાઇઓ અને તોફાનો તથા ખુનો કર્યા હતા તેની સાથે સરખામણી કર્યાથી માલમ પડશે કે થોડા ઘણા કાચ ભાંગવા અને સભાઓની અંદર ખળભળાટ કરવો તે કાંઇ ગંભીર ગુન્હો કહેવાય નહિ. આવું તોફાન તો ફક્ત તેઓના હકો મેળવવા માટેનો ઉત્સાહ, લાગણી અને આતુરતા દેખાડી આપે છે. જે સ્ત્રી પુરૂષો સ્ત્રીઓને રાજકીય હક મળવાની જરૂરીયાત સંબધી સભામાં બોલે તેઓને ઘણી શરમ ભરેલી રીતે સભામાથી કાઢી મુકવામાં આવતા હતા. રાજકીય ચળવળ ચલાવનાર સ્ત્રીઓ દેખાડી આપવા માંગે છે કે મનુષ્ય જાતિની સ્વતંત્રતા જોરજુલમ કર્યા શિવાય તેમજ લોહી રેડયા વિના મેળવી શકાય ખરી. તેઓ દુઃખ દેવા કરતાં સહન કરવાને વધારે તત્પર છે. એ તો સાધારણ નિયમ છે કે સ્ત્રીઓને તો

અન્યાય મુંગે મોઢે સહન કરવાનો છે, જ્યારે પુરૂષો બંડ ઉઠાવી પોતાના હક લેવા પ્રયત્ન કરે તો તેમની તરફ નમ્રતા દેખાડવામાં આવે છે.

"નેશનલ યુનિયન" અને નવી રીતે ચળવળ ચલાવનાર સંસ્થાઓ વચ્ચે માત્ર એ રીત સંબંધીજ મતભેદ નહોતો પણ પાર્લામેન્ટના સભાસદોની ચુંટણીની પદ્ધતી પણ તેની તદન જુદી હતી. નવી સંસ્થાઓનો એવો અભિપ્રાય હતો કે સ્ત્રીઓના રાજકીય હક મેળવવા બાબતનું બીલ જ્યારે ગમે તે એક પક્ષનોજ સવાલ થઇ પડશે ત્યારેજ તે પાર્લામેન્ટમાં પસાર થઇ શકશે. તેઓ એમ માનતી હતી કે જ્યાં લગી રાજ્ય કરનાર પક્ષની મદદ નહિ મેળવી શકે ત્યાં લગી તે બીલ કદી પસાર થઇ શકશે નહિ. તેથી તેઓ દરેક પાર્લામેન્ટની ચુંટણી વખતે જે પક્ષે રાજ્ય કરવાની સત્તા મેળવી હોય તેને સ્ત્રીઓના રાજકીય હકનો સવાલ પાર્લામેન્ટમાં રજુ કરવાને જરૂર પાડતી હતી. જો સત્તામાં આવેલો પક્ષ આ સવાલ હાથમાં લેવા ના પાડે તો તેને બને તેટલું પજવતી હતી. આ સિદ્ધાન્ત પાર પાડવા માટે જે કોઇ સભાસદો સ્ત્રીઓના રાજકીય હક મેળવવાની સહાનુભૂતિ આપતા હોય પણ તેજ વખતે તેઓ રાજ્યની બાજુ પર રહે તો લડાઇ કરી હક મેળવનાર સંસ્થાઓ તેઓની વિરૂદ્ધ પડતી.

"નેશનલ યુનિયને" તે બાબતમાં તદન જુદોજ રસ્તો લીધો હતો. તેઓ જુદા જુદા પક્ષની દરકાર કરતા નહોતા. તેઓ દરેક ચુટણી વખતે જે માણસો તેમને હક મેળવવામાં સંપૂર્ણ મદદ આપવાની ખાત્રી આપે પછી ભલે તેઓ જુદા જુદા પક્ષોના હોય, તેમને સભાસદ થવામાં મદદ આપતાં. આ સંસ્થાને ઉપરની રીત કરતાં આ રીત વધારે અનુકુળ પડતી હતી, તેઓ એમ ઇચ્છતા હતા કે સ્ત્રીઓને શુ શું હકો જોઇતા હતા અને શા માટે જોઇતા હતા, તે બાબતથી સભાસદોને પુરતા માહિતગાર કરવા જોઇએ આ કામ તેઓ દરેક વિભાગમાં સંસ્થાઓ સ્થાપી કરતા હતા. આ સંસ્થાઓ સભાઓ ભરી અને લેખો લખી તે બાબતનું જ્ઞાન લોકોના મગજમા ઠસાવી તેમને સ્ત્રીઓના મદદગાર તરીકે મેળવી શકતી હતી, જ્યારે ઉપરની રીતથી લડાઇ કરનાર સંસ્થાઓ એક વખતે એક પક્ષને છેડી બીજી વખતે બીજા પક્ષને છેડતી હતી.

૧૯૧૦ અને ૧૯૧૧ મા મી. એસ્કવીથે રાજ્ય તરફથી રાજકીય ચળવળ ચલાવનાર સસ્થાઓને વચન આપ્યું કે અમુક સરતે તેઓનુ બીલ પાર્લામેન્ટમાં બરાબર રીતે બધી વખત વંચાય તેટલો વખત આપશે. આ એક સભાસદના વચનને લીધે નવી સંસ્થાઓએ ત્યારથી પોતાની ઉપર જણાવેલી રીત હતી તે છોડી દીધી. તેઓને એમ ખાત્રી થઇ કે એક સભાસદ પણ બીલ પસાર કરી શકે અને તેથી જેઓ તેમના હકને ખરા હૃદયથી મદદ આપવા તૈયાર થતા તેઓને સભાસદ થવા મદદ કરતા. પક્ષનો સવાલ હતો તે જતો રહ્યો. દરેક સંસ્થાએ ૧૯૧૧ માં આ કામ પાર ઉતારવા એકજ રસ્તો હાથમાં લીધો પણ ભવિષ્યમાં સંજોગો બદલાયાને લીધે તેમની રીતમાં આ મળતાપણું થોડો વખતજ ટકયુ.

મી. હોલ્ડેન, મી. લોઇડ જ્યોર્જ અને બીજા મોટા જાણીતા માણસો સ્ત્રીઓને રાજકીય હક મળવા જોઇએ તે વિચારના હતા. સ્ત્રીઓને મત આપવાના હકમાંથી બાતલ કરવી તે તેમને મન એક અસહ્ય અન્યાય હતો. દરેક વર્ષે તે બાબતના બીલ પાર્લામેન્માં

બદલો આખરે મળ્યા વિના રહેતો નથી. આપણી બ્હેનોએ ઇંગ્લાંડની બ્હેનોનો દાખલો લઇ અત્યારના સંજોગોને અનુકૂળ રાજકીય હક્કો મેળવવાની ચળવળ ચલાવવી જોઇએ. તેઓએ રાજકીય બાબતમાં રસ તથા ભાગ લેવો જોઇએ. વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડ પાસે આપણા દેશની સ્ત્રીઓનું જે પ્રતિનિધિ મંડળ ગયું હતુ તે તથા હાલ મુંબાઇની સ્ત્રીઓએ પ્રાંતિક ધારાસભાના સભાસદોની ચુંટણીમાં મત આપવાના હક્કની માંગણીનો ઠરાવ બહાર પાડયો છે તે દેખાડી આપે છે કે આપણી સ્ત્રીઓમાં કાંઇ તેવી જાગૃતી આવી છે ખરી. અને જો ખંતભેર પ્રયત્ન ચાલુ રહેશે તો તેમને પણ દેશની રાજકીય ઉન્નતિના કાર્યમાં યોગ્ય સ્થાન મળ્યા વગર રહેશે નહિ.

લીલાવતી ધીરજલાલ બેંકર.

---

# હિન્દને શેની અગત્ય છે : આગગાડી કે જળાશયોની ?

આગગાડી અને નહેરો એ બેમાંથી આપણા દેશ સારૂ આપણને વધારે શેની અગત્ય છે, એ પ્રશ્ન ઘણો વખત થયા ચર્ચાયા કરે છે. પ્રજાપક્ષનું એમ કહેવું તથા માનવું છે કે હિન્દનુ ખરેખર શ્રેય સાધવું હોય તો જેથી તે હેતુ સિદ્ધ થાય તેવી યોજના સરકારે હાથ લેવી જોઇએ. પણ હાલની સરકાર કંઇ પ્રજામતથી થોડી દોરવાય છે ? અને તેથીજ કરીને હિન્દુસ્તાનને દુષ્કાળમાંથી મુક્ત કરવાને, અનાવૃષ્ટિને પ્રસંગે રક્ષણ કરે અને સહાયભૂત નિવડે તેવા પાણીના બાંધકામને બદલે નવી નવી રેલ્વેઓ ખોલી હિન્દની ગરીબાઇમાં વધારો કરે છે તથા આપણુ અહિત થવા દે છે.

અનુકૂળ આવતા પ્રસંગોએ ભાર મુકીને કહેવામાં આવે છે કે હિન્દ તો ખેતીવાડીનો પ્રદેશ છે, કાચો માલ ઉત્પન્ન કરનાર દેશ છે, એ કંઇ યુરોપ અમેરીકા જેવો ઉદ્યોગહુન્નરપોષક કે પાકો માલ બનાવનારો દેશ નથી. જો આજ કથન સત્ય હોય તો સરકારની ફરજ છે કે ખેતીવાડી સારી થાય અને પાક હરહમેશ, વૃષ્ટિ થાવ કે ન થાવ તોપણ સરખો અને નિયમિત ઉતરી શકે તેવી જોગવાઇ કરવી જોઇએ.

સરકારના આ બાબતમાં અપાયલા વચનોમા અને કૃતિમાં ઘણુંજ અંતર છે. આગગાડી કે જળાશયોથી આપણને લાભાલાભ છે કે કેમ તે જાણવા પહેલા આપણા દેશમાં ઇ. સ. ૧૮૫૭ થી આગગાડી દાખલ થઇ ત્યારથી અત્યાર લગણનો ટુંક ઇતિહાસ તથા જળાશયો સંબંધી થોડીક સ્પષ્ટ હકીકત જણાવવી ઠીક પડશે. લેખની છેવટે આપણી દલીલના સમર્થન તરીકે કેટલાક આંકડા આપ્યા છે તે ઘણા ઉપયોગી થઈ પડશે એમ હું માનુ છું.

મી. ફીન્ડલે શીરાસ—દેશસ્થિતિવિદ્યાના અધ્યક્ષ ( ડીરેકટર ઓફ સ્ટેટીસ્ટીકસ ) રેલ્વે સંબંધમાં જે હકીકત આપે છે તે નીચે મુજબ છે. પ્રમાણમા નીચેના હેવાલમા ઘણુ સત્ય સમાયલુ છે અને ઝીણી નજરે જોતા આપણને જે અન્યાય થતો રહ્યો છે તેનો પુરેપુરો ખ્યાલ આવે છે. આથી વિશેષ ટીકા માટે સ્થાન નથી-જરૂર નથી.

ઇ. સ. ૧૮૫૦ માં રેલ્વે બાંધકામની પ્રથમ શરૂઆત થઇ અને ત્યાર પછી કેટલાક વર્ષો સુધી નામદાર સરકાર પાસથી પરિચિત થાપણવાળી મંડળીઓ તે બાંધવાનો ઇજારો લેતી હતી. આ મંડળીઓ—કંપનીઓને રેલ્વે બાંધવામાં તેઓ જે નાણું રોકે તેપર પાંચ ટકાનાં વ્યાજની નામદાર સરકાર કબુલાત આપતી હતી એટલુંજ નહીં પણ રેલ્વે બાંધકામ થયા પછી તે ચાલુ કર્યા બાદ જે ચોખ્ખો નફો રહે તેનો અડધો ભાગ પણ તેમને આપવાની સરત હતી. આ કંપનીઓ લગભગ બધીજ ઈંગ્લાંડની હતી એટલે તેમની સાથે એક રૂપીઆ બરાબર બાવીસ પેની હુંડીઆમણનો તે વખતે ભાવ પણ નક્કી કર્યો હતો. બીજી સરત એ હતી કે ૨૫ વર્ષ બાદ આ કંપનીઓએ બાંધેલી રેલ્વે સડકો સરકારને મુકરર કરેલે ભાવે વેચી દેવી. ત્રીજી સરત એ હતી કે સરકારે રેલ્વે બાંધવાને મફત જગ્યા આપવા ઉપરાંત કંઈ પણ ખરચનો બોજો ઉઠાવવો નહીં. અને પાંચ ટકા જેટલું વ્યાજ ન છુટે તો હિન્દી સરકારની મેહેસુલમાંથી ખુટતી રકમ આપી એ ખોટ પુરી કરવી. દેશની ખીલવણીમાં આ પ્રમાણે બંધાયલી રેલ્વેએ મહત્વનો ભાગ ભજવ્યો છે. મી. શીરાસ ખરૂંજ કહે છે કે, જો કે આથી કરીને બ્રિટનની મોટી મુડી રેલ્વે બાંધવાને અત્રે આવી શકી કે જે વગર તે વખતે આવી વિશાળ યોજનાઓ કદી પણ અમલમાં ન મુકાઇ હોત, તોપણ ઘણા વર્ષો લગણ હિન્દી સરકારની આવક ઉપર એ ઘણોજ મોટો બોજો થઇ પડયો હતો, કારણ કે જે નફાની ધારણા રાખવામાં આવી હતી તે નફો થયો નહીં, ૫ ફીટ ૬ ઇંચની રેલ્વે બાંધવામાં ઘણોજ ખરચ થયો, એકવાર કામ ચાલુ થયા પછી રેલ્વેનો માર્ગ બદલવાથી ખર્ચ બેવડાયો તથા તે હંગામમાં ૧૮૫૭ નો બળવો જાગ્યો. આ બધા કારણોને લીધે મુકરર વ્યાજની કબુલાત આપવાનું બહુ ભારે પડતું ગયું અને છેવટ ૧૮૬૯ માં તે પદ્ધતિ બંધ કરવામાં આવી. અને સરકારે કરેલાં નવા કોલકરાર મુજબ ઇ. સ. ૧૮૬૯ પહેલાં બંધાયલી બધી રેલ્વે સડકો સરકારે હવે ખરીદી લીધી છે. ૧૮૬૯ પહેલાં લગભગ ૪૦૦૦ માઇલ રેલ્વે વ્યવહાર માટે ખુલ્લી મુકાયલી હતી. ઇ. સ. ૧૮૭૦ માં સરકારે પોતાની દેખરેખ તળે રેલવે ખીલવણી માટે વ્યાજે રૂપીઆ લેવા માંડયા પણ બીજો બધો ખર્ચ બાંધેલી રેલવેની આવકમાંથી કરવાનું ઠેરવ્યું. ઇ. સ. ૧૮૭૯ માં વળી આ પદ્ધતિ ફેરવી નાખી, સ્થાનિક સરકાર જે કંઇ નાણું અત્રે મેળવી શકે તે અથવા તો મેહેસુલમાંથી બચત રહે તેટલી મુડી રેલ્વેમાં રોકવાનું નક્કી કર્યું. આમ કરવાથી ધાર્યા મુજબ રેલ્વેનું બાંધકામ આગળ વધે એમ ન લાગ્યું એટલે ૧૮૮૦–૧ માં ફરીથી સરકારે ખાનગી મુડી મુકરર વ્યાજની કબુલાતે મેળવવાનું ઠેરવ્યું. સરકારી દેખરેખ તળેની અને પ્રથમ વ્યાજની બાંહેધરી આપેલી રેલ્વે તથા આ નવી પદ્ધતિમાં ફક્ત એટલોજ ફેર હતો કે નવી સરતો સરકારને માટે વધારે અનુકૂળતાવાળી રાખવામાં આવી હતી. અને ૧૮૮૦–૧ ની સરતો પ્રમાણે બંધાતી રેલ્વેને "કંપની મારફતે ચલાવવામાં આવતી સરકારી રેલ્વેઓ" ગણવામાં આવવા માંડી, અને ત્યારથી અત્યાર લગણમાં ઘણી ખાનગી કંપનીઓએ રેલ્વેની ખીલવણીમાં વધારો કર્યો છે. ટુંકામાં ૧૮૭૦ ૧૮૭૯ તથા ૧૮૮૦ ની રેલ્વે સંબંધી કાર્યપદ્ધતિમાં માત્ર આટલોજ ફેર છે. ૧૮૭૦, પુર્વે રેલ્વે બાંધનારી કંપનીઓ ખાનગી મુડી ભેગી કરી રેલ્વે બાંધતી હતી અને સરકાર તેમને મુડી રોકે તેનાપર ઓછામાં ઓછા પાંચ ટકા વ્યાજની કબુલાત આપતી

જેમાં ૩૭૭૭ લાખ માલની આવર જાવરના નુરમાંથી.
૨૩૭૪ લાખ માણસોની ટીકીટ ભાડામાંથી વિ.
૧૦ લાખ વીજળીક તારના.
૩૬ લાખ વહાણુ નૌકા તરફના.
૧૬૨ લાખ પરચુરણ ).

રૂ. ૩૨,૯૩,૦૦,૦૦૦ કુલ ખર્ચ રેલ્વે ચલાવવામાં થયો હતો.

રૂ. ૩૦,૬૬,૦૦,૦૦૦ બચત રહ્યા હતા, એટલે કે ખુલ્લી મુકેલી રેલ્વેમાં રોકેલી મુડીપર ૬.૧૯ ટકા વ્યાજ છુટયું હતું.

૬,૧૯ ટકા જે વ્યાજ છુટયું બતાવ્યું તે બધી રેલ્વેનું સરેરાસ મળીને છે પણ સરકાર માલીકીની રેલ્વેમાંથી તો ફકત સવાસાત કરોડનીજ બચત રહે છે, એટલે કે વ્યાજ જતાં રોકેલી થાપણપર સરકારના ઘરમાં દોઢ ટકોજ ચોખ્ખો નફો થયો છે.

૪૫,૮૦,૦૦,૦૦૦ ઉતારૂઓએ ૧૯૧૩–૧૪ માં રેલ્વેનો લાભ લીધો હતો જેમાં ૧ વર્ગના ૮,૧૩,૦૦૦ હતા, બીજા વર્ગના ૩૪,૬૦,૦૦૦ હતા, ઇન્ટર વર્ગના ૧૨૩,૭૧,૦૦૦ હતા, ત્રીજા વર્ગના ૪૧,૦૯,૬૦,૦૦૦ અને સીઝન ટીકીટ વિ. ધરાવનાર ઉતારૂઓ ૩,૦૧,૧૪,૦૦૦ હતા.

૮,૨,૬,૧૩,૦૦૦ ટન માલ ગુડસમાં રવાને થયો હતો.

૬,૨૩,૬૯૪ કુલ રેલ્વેમાં નોકર હતા, જેમાં ૭,૯૮૮ યુરોપીઅનો. ૧૦,૪૩૭ એંગ્લો ઈંડીઅન તથા યુરેઝીન. ૬,૧૫,૨૬૯ હિન્દીવાનો હતા.

## જળાશયોનાં બાંધકામ.

રેલ્વે સંબંધી ઉપર મુજબ હકીકત છે, તે સાથે નહેર બાંધકામ સંબંધમાં થોડીક હકીકત આપવી અસ્થાને નહીં ગણાય.

મી. ફીન્ડલે શીરાસ લખે છે કે કુદરતી વરસાદ પાણીને સહાયરૂપ થવા માટે તથા કટાકટી અણીને પ્રસંગે કામમા આવે તે સારૂ ઘણા પ્રાચીન સમયથી હિન્દુસ્તાનમાં જળાશયો પાછળ ધ્યાન અપાતું આવ્યું છે. પૂર્વ બંગાળ, બ્રહ્મદેશ અને આસામ શિવાય હિન્દુસ્તાનના અન્ય પ્રાન્તો માટે તો આવી કોઇ કોઈ પ્રકારની પાણી સંઘરી રાખવાની વ્યવસ્થા હોય છે તોજ સરખો પાક ઉતરવાની ખાત્રી રહે છે. પાણીના બાંધકામ સંબંધમાં ત્રણ વર્ગ પાડેલા છે. (૧) પહેલા વર્ગમાં ઉંડાણમાંથી પાણી ખેંચી કાઢવું પડે તેવા બાંધકામ આવે છે; ( ૨ ) પાણી સંઘરી રાખવાના બાંધકામ બીજા વર્ગમાં ( ૩ ) અને નદી સાથના બાંધકામ એ ત્રીજા વર્ગમાં આવે છે. પહેલા પ્રકારમાં કુવાનો સમાવેશ થાય છે, બીજામાં તળાવ તથા બંધ બાંધી પાણીનો સંગ્રહ કરાય છે તે આવે છે, ત્રીજા પ્રકારમાં નહેરોનો સમાવેશ થાય છે.

જે જમીનને જળાશયોમાંથી પાણી પુરૂં પાડવામાં આવે છે તેમાંના ૨૫% ભાગને એટલે કે લગભગ ૧,૦૦,૦૦,૦૦૦ એકર જમીનને કુવાઓ પાણી પુરૂં પાડે છે. તળાવ

વિગેરેમાંથી ૬૦,૦૦,૦૦૦ એકરને પાણી મળે છે જ્યારે નહેરો ૧,૪૦,૦૦,૦૦૦ એકરને પાણી પુરૂં પાડે છે. કુવાઓ તથા નાના તળાવો ખાનગી માલીકીના હોય છે અને મોટા બંધ કે તળાવો તથા નહેરો સરકાર હસ્તક બંધાય છે અને તેમનાં હાથ તળે હોય છે. આ લેખમાં જે હકીકત આપવામાં આવી છે તેમાં ખાનગી માલીકીના કુવા. વિ. ની ગણના કરવામાં આવી નથી.

જે નહેરો ખેતરોને પાણી પુરૂં પાડવાના ઉદ્દેશથી બંધાઇ હોય છે તે નૌકાગમનને યોગ્ય હોતી નથી અને તે માટે તો ખાસ જુદી નહેરો બાંધવામાં આવે છે અને તેમાંથી ખેતરોને પાણી પુરૂં પાડવામાં આવતું નથી.

નૌકાગમનને યોગ્ય નહેરોમાંથી પુરતું ઉત્પન્ન થતું નથી એટલુંજ નહીં પણ તે નિભાવવાને થતો ખર્ચ પણ નીકળી શકતો નથી. ( આનું કારણ શું? નદી અને મોટી નહેરોમાં નૌકાઓ માલ લાવવા લઇ જવાનું કામ કરતી હતી તે નદીઓ તથા નહેરો નૌકાગમનને યોગ્ય રહી નહીં તેથી તથા તેનો ઉપયોગ ઘટયો અને રેલ્વેએ તે જરૂરીઆત પુરી પાડવા માંડી એટલે કરીને હવે આગળ મુજબ નદી અને નહેરોમાંથી પુરતી આવક થતી નથી. આજ નદીઓને પ્રથમની સ્થિતિએ મુકે તો જરૂર ફાયદો થયા વગર રહે નહીં એટલુ મી. શીરાસને પુરવાર કરી આપવું મુશ્કેલ નથી. )

સરકારે પાણીના બાંધકામના બે વર્ગ પાડયા છે. મેજોર અને માઇનોર.—મોટા અને લઘુ બાંધકામો.

પ્રથમ વર્ગના બે વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) ફળદાયક કે લાભકારી (૨) રક્ષણકારી. સૌથી વધારે ઉપયોગી નહેરોના બાંધકામ પહેલા વિભાગમાં આવે છે; આવી નહેરો વિગેરે લોન-કરજે લીધેલાં નાણામાંથી બાંધવામાં આવે છે અને તે યોજનાઓ ઘડતી વખતે ગણત્રી કરવામાં આવે છે કે એમાંથી થતી ઉત્પન્ન, ખરચ, વ્યાજ, વિગેરે બાદ કરતાં ટુંક સમયમાં લાભકારી નિવડશે. રક્ષણકારી બાંધકામમાં પુરતો બદલો મળી રહેશે એ વિચાર લક્ષમાં ન રાખતાં દુકાળ અને એવા પ્રસંગે રક્ષણ રૂપ તે થઇ પડે એ હેતુથી તે બાંધવામાં આવે છે અને એવા બાંધકામનો ખર્ચ દુષ્કાળ વીમા ગ્રાન્ટ ( ભંડોળ ) માંથી થાય છે.

લઘુ બાંધકામના ત્રણ પેટા વિભાગ છે પણ તે વિગતની અત્રે આવશ્યકતા નથી. મુંબઇ ઇલાકામાં મોટે ભાગે એવા લઘુજ-બાંધકામો છે કારણ કે મોટા બાંધકામો સારૂ કુદરતી સાધનોનો બહુ અભાવ છે. ઉત્તર હિંદુસ્તાન, પંજાબ તથા દખ્ખણમાં મોટા બાંધકામો બહુ છે.

ઇ. સ. ૧૯૧૨–૧૩ માં મોટા પ્રકારના બાંધકામ ૪૪૦૭૭ તથા લઘુ બાંધકામ ૪૬૬૦ મળી ૪૮૭૩૭ માઇલ્સ હતા. અને આ બાંધકામોને પરિણામે ૧,૬૪,૦૦,૧૬૦ જમીનને પાણી મળ્યું હતું. એ બાંધકામ પાછળ અત્યાર લગણમાં રૂ. ૬૫,૧૬,૩૩,૭૯૯ ખર્ચ કરવામાં આવ્યો છે અને એ વર્ષમાં ખર્ચ વિગેરે જતાં રૂ. ૪,૬૪,૦૦,૦૦૦ ઉત્પન્ન થઇ હતી. એટલે કે વ્યય કરેલી થાપણ ઉપર ૭·૧ ટકા વ્યાજ છુટેલું હતું. વ્યાપારી દૃષ્ટિએ પણ રેલ્વે કરતાં આમાં કમાણી–ઉત્પન્ન વિશેષ છે.

આગગાડી-થવાથી આપણાં સુખ સગવડ વધ્યા છે તે એ ઉપર બહુ ભાર મુકાય છે. હજાર કે બે હજાર માઇલ દૂર જવું હોય તો બે કે ચાર દિવસમાં જઇ શકાય છે તેને અગત્ય અપાય છે, પશ્ચિમના કહેવાતા સુધારાના વિચાર જલદી પસરવા પામ્યા તથા ભારતભૂમિના જુદા જુદા લોકોનો સમાગમ વધ્યો અને ગાઢ થયો તે પણ કબુલ કરીએ છીએ; એ બધું હોવા છતાં લાભ-હાનિનું ખરૂં ધોરણ તો પ્રજા સુખી થઇ કે નહીં, તે છે. આનો જવાબ હકારમાં આપવા એકાએક હામ ચાલતી નથી. કારણ નીચે મુજબ છે.

(૧) આગગાડી થયા છતાં દુષ્કાળનું સંકટ ઓછું થયું નથી, પણ ઓર વધ્યું છે. ઇ. સ. ૧૮૭૫ પૂર્વે એમ કહેવાતું હતું કે જો આગગાડીની સારી સગવડ હોય તો જ્યારે જ્યારે દુષ્કાળ સંકટ આવી પડે ત્યારે તે દૂર કરવાનું સત્વર બની શકે. મને યાદ છે કે ગુજરાત કાઠીઆવાડના છેલ્લા દુકાળ વખતે ઘાસચારા માટે જોઇતા માલ ભરવાના ગાડા-વેગન પુરતી સંખ્યામાં મળી શકયા નહતા, અને ઢોરો હજારોની સંખ્યામાં મરી ગયા હતા. મુંબઇની વખારોમાં લાખો ખાંડી દાણો ભરેલો હતો છતાં ગુજરાતમાં લોકો ભુખે મરી જતા હતાં. આગગાડીની કહેવાતી સગવડ પુરેપુરી કામમાં આવી કે કેમ?

આગગાડી થઇ તે પહેલાં જીલ્લા કે પ્રાન્તમાં અનાવૃષ્ટિને લીધે સ્થાનિક દુકાળ પડતો હતો અને બીજા પ્રાન્તો સુખાકારી ભોગવતા હતા પણ હવે તો ધાન્યની વિપુલતા કોઇએ પ્રાન્તમાં રહેતી નથી અને જ્યાં જ્યાં તે હોય છે ત્યાંથી રેલ મારફતે બધુંજ ઘસડાઇ જાય છે એટલે હવે તો આપણે ત્યાં સર્વત્ર ખાદ્ય ખોરાકીની તાણ રહ્યા કરે છે. ખરૂં પુછો તો દેશમાં સર્વત્ર ચાલુ દુકાળ જેવીજ સ્થિતિ છે.

(૨) આગગાડીએ દેશમાં ગરીબાઇની જડ ઘાલી છે. હિન્દુસ્તાન પ્રથમ આત્મસંતોષી દેશ હતો. ખપ પુરતી વસ્તુ તૈયાર કરવામાં આવતી અને તેટલામાં મોજ-આનંદથી લોકો રહેતા. પણ આગગાડીની શરૂઆત થઇ ત્યારથીજ દેશમાંથી કાચો માલ અણાજ સસ્તા દરે જ્યાં થયો હોય ત્યાંથી નિકાસ કરવા સારૂ મુંબઇ, કરાંચી, મદ્રાસ રંગુન કે કલકત્તા બંદરે લાવવામાં આવે છે અને બદલામાં પરદેશમાં બનેલો તૈયાર માલ એટલીજ સગવડતાથી દેશના ચારે ખૂણે પહોંચાડવામાં આવે છે; ગૃહઉદ્યોગ અને દેશના જુના ઉદ્યોગો આ હરિફાઇમાં ટકી શકયા નહી અને ધીમે ધીમે તે નષ્ટ થયાં છે. એ ઉદ્યોગોપર નિર્વાહ કરનારની રોજી ગઇ છે અને બીજું કંઇ ગુજરાનનું સાધન ન મળવાથી હિન્દી પ્રજા ખેતીપર વિશેષ ને વિશેષ આધાર રાખતી બની છે. જે સમતોલપણું હતું તે રેલ્વેના આગમનથી દૂર થયું છે. દેશના ઉદ્યોગ નાશ પામવાથી પરદેશોથી પાકા માલની આયાત વધી અને તેથી જે નાણું હરસાલ અત્રેથી ત્યાં ઘસડાઇ જાય છે તેટલા પુરતો દેશ વધારે ગરીબ બનતો જાય છે.

વળી સરકાર તો રેલ્વે પાછળ ધમધોકાર નાણું ખરચે જાય છે અને પાણીના બાંધકામો તેટલા પ્રમાણમાં બંધાતા નથી એટલે ખેતીપરજ આધાર રાખનાર ગરીબ પ્રજાનો બેવડો મરો થાય છે.

(૩) આગગાડી સારૂ વિદેશમાંથી કરજે નાણાં લીધા છે તેનું તથા કુંપનીઓએ

અહીં રેલ્વે બાંધી તેમને કબુલેલું વ્યાજ હિન્દુસ્તાનને દર સાલ ભરવું પડે છે તે મોટા બોજારૂપ થઈ પડે છે. તે ઉપરાંત, રૂ. ૪,૯૫,૭૯,૦૦,૦૦૦ એટલે કે લગભગ પાંચ અબજ રૂપીઆ અત્યાર લગણમાં આગગાડીના બાંધકામ પાછળ ખરચાયા છે તેમાંથી મજુરી ઉપરાંત એક રાતી પૈનો લાભ અહીંના વતનીઓને થયો નથી, ઉલટું આપણી સુખ સગવડતાને બ્હાને યુરોપીયન કંપનીઓને ઘીકેળાં કરાવામાં આવ્યાં છે.

(૪) જો આગગાડી દુષ્કાળ સંકટ નિવારણ સારૂજ બાંધવામાં આવી હોત તો ફેમીન (દુકાળ) કમીશનની ભલામણ મુજબ ૨૦,૦૦૦ માઇલ કરતાં વધારે રેલ્વે બાંધવા જરૂર નહતી પણ તેને બદલે ૧૯૧૩-૧૫ લગણમાં ૩૪૬૫૬ માઇલ બંધાઇ છે એટલે કે દુકાળ શીવાય બીજા અન્ય કારણોસર તે બાંધવામાં આવી છે. "વધારે સંખ્યામાં બંધાતી રેલ્વે દુષ્કાળથી વધારે રક્ષણ કરશે કે બચાવશે એમ માનવાનું નથી પણ તેથી કરીને તો દેશની દોલતની બરબાદી-અયોગ્ય લાભ લેવાની વધારે અનુકુળતા થાય છે. એમ માનવાનું છે કે તે ખરેખર દુકાળોનું કારણ છે." (રાધાકમલ મુકરજી).

(૫) નામદાર જી. વી. જોશી લખે છે કે રેલ્વે થવાના સબબે દેશમાં મેલેરીઆ અને બીજા તાવ વિગેરેના ઉપદ્રવ વધ્યા છે કારણ કે આગગાડીની સડકો થવાના કારણે કરીને પાણી વહેવાના કુદરતી માર્ગ ઘણી જગ્યાએ અટકી ગયા છે, કોઇ કોઇ જગ્યાએ પાણી વહેવાના માર્ગ બરાબર જળવાયા નથી, બાંધકામ માટે માટી વિ. બાજુપરથી ખોદી કાઢવાથી ત્યાં જે ખાડા વિગેરે પડે છે તેમાં ભરાઇ રહેતું પાણી દુર્ગંધ અને મચ્છર પેદા કરે છે એટલે કે ટુંકમાં જનસુખાકારી તેથી બગડે છે. ચેપી રોગોનો જ્યારે ઉપદ્રવ થાય છે ત્યારે, તે સ્થાનિક ન રહેતાં દેશમાં ચારે કોર બનતી ત્વરાએ ફેલાવવામાં આગગાડી ઘણી મદદ આપે છે. તેવે પ્રસંગે 'કોરનટાઇન' નો ડોળ તો કરવામાં આવેજ છે પરંતુ તેથી કંઇ રોગનો ફેલાવો અંકુશમાં નથી રહેતો. આ સાલ અમદાવાદમાં ગાંઠીયા તાવે જે કેર વર્તાવ્યો તેનો ચેપ લગભગ આખા ગુજરાતને લાગ્યો અને તેનું જો બારીકાઇથી અવલોકન કરવામાં આવે તો ખસુસ રેલ્વેનો મોટો દોષ કાઢી શકીએ એમ છીએ.

(૬) રેલ્વેથી કરીને નદીઓ પુરાઇ છે તથા જ્યાં મોટા વહાણોને કૃત્તેમારી આવી શકતી હતી ત્યાં હાલ નાના નાવ પણ આવી શકતા નથી. સરકારે રેલ્વે થવા પછી રેલ્વેની ઉત્પન્ન વધે વિ. કારણોસર આડકતરી રીતે આપણા આ પ્રાચીન ધંધાને ધોકો પહોંચાડ્યો છે. નદીઓમાંથી કચરો કાઢવા દૂર કરી તે પુરાઇ જતી અટકાવી નથી જેથી વહાણોનો વહેવાર અટકતો જાય છે, આનું કેવું ગંભીર પરિણામ આવ્યું છે તે ૧૯૧૮ માં લડાઈના ચોથા વર્ષમાં દેખાઇ આવ્યું છે. હાથના કર્યાં હૈયે વાગ્યા ત્યારે હિન્દી પ્રજાને એમના પ્રાચીન ધંધા તરફ ધ્યાન આપવા ભલામણ થાય છે, વહાણ બાંધવાના ધંધાને ઉત્તેજન આપવાની વાતો થાય છે. આગ પુરજોરમાં ફેલાઇ છે ત્યારે કુવો ખોદવાના હજુ તો વિચાર થાય છે.

(૭) દેશમાં જાળ માફક પથરાઈ ગયલી રેલ્વેઓ દેશની દોલતનો ગેરલાભ લેવામાં

પરદેશીઓને મદદ કરે છે. વળી રેલ્વેથી કંઇ ધનધાન્ય વધવા પામતું નથી. તે કંઇ ખેતી ઉત્પન્ન કરે તેમ નથી; તેમનું કાર્ય તો દેશમાં ઉત્પન્ન થએલી વસ્તુઓ વ્હેંચવાનું છે અને જ્યારે દેશમાં બનેલી વસ્તુઓની વ્હેંચણી આપણા હિત વિરૂદ્ધ થાય છે ત્યારે આગગાડીથી લાભ થવા કરતાં નુકશાન વધારે થાય છે; એટલુંજ નહીં પણ આપણે ત્યાં તો રેલ્વેની અસર દેશમાં સરખી વ્હેંચણી કરવાને બદલે દેશની દોલત ખુટાડી દેવામાં થાય છે.

(૮) છેવટ દેશના ઉદ્યોગો બાબતમાં રેલ્વેની જોઇતી અનુકુળતા મળતી નથી. કેટલીક વાર તૈયાર માલના કરતાં માલના નૂરનો દર વધારે હોય છે, પરદેશથી આવતો માલ બીજે ગામ પહોચાડવાનો દર ઓછો હોય છે જ્યારે દેશના તેજ માલ માટે નુર વધારે હોય છે એટને આપણાજ દેશમા આપણીજ કહેવાતી આપણે માટે બનેલી રેલ્વે તરફથી અન્યાય થતો રહે છે અને તે સબબે ઉદ્યોગ ધંધા વધારવામાં રેલ્વે તરફની જે મદદ દરેક દેશમાં મળે છે તે આપણને મળતી નથી.

રેલ્વેથી ફક્ત લાભજ થયો છે અને થાય છે એમ માનવાનું નથી, તેથી નુકશાન થયું છે, થતું આવે છે તે ઉપરના કારણોથી સ્પષ્ટ જણાય છે, અને કેટલુંક નુકશાન તો એવા પ્રકારનું થાય છે કે વખતે બહેતર રેલ્વે ન હોયતો સારૂં એમ કહી શકીએ.

નહેરો અને જળાશયોની દેશને ખરી જરૂર છે. અનાવૃષ્ટિને પ્રસંગે તેજ દેશનુ રક્ષણ કરે છે, કદાચ અનાજ આવી મળે પણ પાણી વગર લોકો શું કરી શકે ? ખેડુતને વરસાદ પરજ આધાર રાખતો બનાવવો એ મોટી ભૂલ છે કારણ કે તેની મહેનતનું ફળ ન મળતાં તેનો બોજો સમાજ પર પડે છે અને સમાજને જોઇતી સગવડ ઓછી થતાં પાણી વગર જે ખેતરો અને કેટલીક વખત આખા પ્રાન્ત વેરાન ઉજ્જડ લાગે છે તે પાણીના બાંધકામોની નહેરોની સગવડ થતાં લીલાછમ—ફળદ્રુપ બની રહે છે—જ્યાં એક તરણુ સરખું થતું નથી ત્યાં વાડી બની રહે છે.

વળી નૌકાગમનને યોગ્ય મોટી નહેરો બંધાય છે તે ખેતરો તથા શહેરોના જળમાર્ગ કે ગટરની ગરજ સારે છે. ખરાબ પાણી તે માર્ગે વહી જતું હોવાથી તાવ વિગેરેનો ઉપદ્રવ ઓછો થાય છે ને સુખાકારી વધે છે. તે સાથે વસ્તુ લાવવા લઇ જવામાં ઘણી અનુકુળતા થાય છે અને રેલ્વે કરતાં સસ્તા દરે વહાણો એક ગામથી બીજે ગામ માલ પહોંચાડી શકે છે. હિન્દુસ્તાનની મોટી નદીઓ નૌકાગમન માટે ઘણીજ અનુકુળ હતી અને તેના કાંઠાપરના ગામોનો વ્યાપાર ધિકતો ચાલતો હતો. હજુ પણ સાધારણ વેપાર તે માર્ગે ચાલે છે પણ પ્રાચીન કાળની જાહોજલાલી નથી.

વળી નહેર, તળાવ કે કુવાના બાંધકામ પાછળ જે પૈસો ખરચાય છે તે લગભગ બધોજ આપણે ત્યાં રહે છે; આમાં કંઇ રેલ્વે માફક ફક્ત મજુરી મેળવવા પુરતુંજ આપણું ભાગ્ય હોતું નથી.

આવા લાભકારી બાંધકામો જેટલા જેટલા થયા છે તેમાં એકંદરે સરકારને ખોટ ગઇ નથી અને એ માટે ખરચેલા નાણાંનું ૬॥ ટકા ઉપરાંત સાધારણ રીતે અને કોઇક-

વાર ૮।। ટકા વ્યાજ પણ છુટયું છે એટલે કે આર્થિક દૃષ્ટિએ પણ લાભ થતો રહે છે, જ્યારે રેલ્વેમાં તો શરૂઆતના ઘણા વર્ષ સુધી ખોટજ ભોગવવી પડી હતી. તે ઓજો પાંચ અબજ રૂપીઆનો બોજ વધારે કરે છે, એટલુંજ નહીં પણ જળાશયોની સરખામણીમાં હજુ પણ રેલ્વેનું વ્યાજ ઓછું છુટે છે.

રેલ્વે ફક્ત માલ લઇ લાવી જઇ શકે છે જ્યારે નહેરો તેમ કરવા ઉપરાંત વસ્તુ ઉત્પન્ન કરવાના એટલે દોલત વધારવાના સાધનભૂત બને છે. છતાં જળાશયો પાછળ સરકારે પુરો પોણો અબજ રૂપીઓ પણ ખર્ચ્યો નથી જ્યારે રેલ્વે માટે લગભગ પાંચ અબજ રૂપીઆ ખરચી ચુકી છે. જળમાર્ગ પાછળ કરેલા વધુ ખર્ચને પરિણામે વેપાર માટે તથા પાણીની વધારે સવડતા થાય છે, ખેતીવાડી રૂપી દોલત અને લોકોની સુખાકારી વધે છે તથા ગામડા શહેરો માટે મોટરી-ગટરની ગરજ સારે છે.

આમ હોવા છતાં, આપણી દલીલો ઘણી મંગીન અને પાયાદાર હોવા છતાં, રેલ્વે કરતા નહેરોથીજ આપણને વધારે લાભ થાય છે એટલુંજ નહીં પણ વ્યાજ રૂપે સારો બદલો સરકારને મળે છે તે છતાં, જન સુખાકારી રેલ્વે કરતાં પાણીના બાંધકામથી વધારે સચવાતી હોવા છતાં, આપણી ન્યાયી; સતત આપણું જ હિત ચાહ્યા કરતી ના. સરકાર આપણા પર વધારે ને વધારે રેલ્વેની ઝુંસરી વળગાડે છે, તે માટે હિન્દી મહેસુલમાંથી વધારે ને વધારે ખર્ચ થાય છે અને દુષ્કાળ વિમા ફન્ડની બચત રકમ પણ તેમાં હોમાઇ જાય છે એ આપણા દુર્ભાગ્યની વાત છે અથવા તો રાજકીય બાબતમાં આપણા હાથમાં કંઈ સત્તા નથી-સાવ પરાધીન છીએ તેનો જીવતો જાગતો સચોટ દૃષ્ટાંત છે.

પ્રજામત આટલા સારૂ કેળવવા જરૂર છે કે જેથી સરકાર આપખુદી થતી અટકે અને તેજ પક્ષની માગણી મુજબ કામ કરતી બને.

(ક)

| વર્ષ. | વ્યવહાર માટે આગગાડી ખુલ્લી મુકાઇ-માઇલ. | કુલ ખર્ચ. રૂ. | આવકના પ્રમાણમાં ખર્ચ ટકા. | આગ ગાડી બાંધવામાં વ્યય કરેલી થાપણ ઉપર ઉત્પન્ન-ટકો. |
|---|---|---|---|---|
| ૧૮૫૩ | ૨૦ | ૩૭,૯૬,૦૦૦ | ૪૫-૫૬ | ૧-૨૯ |
| ૧૮૫૮ | ૪૨૭ | ૧૬,૦૦,૦૦,૦૦૦ | ૪૬-૨૨ | ૧-૧૪ |
| ૧૮૬૩ | ૨૫૦૭ | ૫૩,૦૦,૦૦,૦૦૦ | ૬૦-૩૪ | ૧-૬૫ |
| ૧૮૭૩ | ૫૬૯૭ | ૯૧,૭૨,૦૦,૦૦૦ | ૫૨-૨૮ | ૩-૭૬ |
| ૧૮૮૩ | ૧૦૪૫૦ | ૧,૪૮,૩૦,૫૬,૦૦૦ | ૪૮-૬૨ | ૫-૬૮ |
| ૧૮૯૩ | ૧૮૪૬૫ | ૨,૩૨,૬૬,૮૬,૦૦૦ | ૪૭-૧૨ | ૫-૪૬ |

(ખ)

| વર્ષ. | મોટા તથા લઘુ બાંધકામ માઇલમાં. | જળાશયોથી મળેલો એકર જમીનને લાભ. | વ્યય કરેલી થાપણ. રૂપીઆ. | આવકના પ્રમાણમાં ખર્ચ—ટકા. | મુડીના ઉપર ઉત્પન્ન ટકા. | વ્યવહાર માટે ખુલ્લી રેલ્વે માઇલ. | તે પાછળ વ્યય કરેલી રકમ. રૂપીઆ | આવકના પ્રમાણમાં ખર્ચ ટકા. | મુડીના ઉપર ઉત્પન્ન ટકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮૯૩–૪ | ૩૮૫૯૦<br>*૧૬૨૫ | ૯૩,૮૩,૮૪૩ | ૩૫૮૫,૨૬,૯૬૦ | ૪૧–૫૩ | ૪–૪૮ | ૧૮૪૬૫ | ૨૩,૨૬,૬૮,૬૦૦૦ | ૪૭–૧૨ | ૫–૪૬ |
| ૧૮૯૭–૮ | ૪૧૯૧૬<br>*૧૬૫૦ | ૧૩૦,૨૮,૩૦૬ | ૩૯૪૨૩૩૯૨૦ | ૩૧–૦૨ | ૬–૯૮ | ૨૧૦૦૬ | ૨૮,૧૪૮,૯૪,૦૦૦ | ૪૮–૭૨ | ૪–૬૬ |
| ૧૯૦૦–૧ | ૪૨૭૧૮<br>*૧૧૮૨ | ૧૩૫૪૭૯૮૬ | ૪૨૩૬૮૫૩૮૧ | ૩૩–૪૮ | ૬–૫૫ | ૨૪૭૧૩ | ૩૨૯૬૧૦૩૦૦૦ | ૪૭–૮૫ | ૪–૯૯ |
| ૧૯૦૫ | ૪૩૦૪૧<br>*૧૬૦૧ | ૧૬૮૧૫૯૨૭ | ૪૮૧૪૧૩૭૪૩ | ૩૫–૬૨ | ૬–૪૬ | ૨૮૨૮૭ | ૩૫૮,૫૧,૮૦,૦૦૦ | ૪૭–૮૫ | ૬–૦૭ |
| ૧૯૧૦ | ૪૬૧૪૯<br>*૧૫૯૯ | ૧૬૦૭૨૪૩૬ | ૧[illegible],૦૦૬ | ૩૫–૩૪ | ૬–૦૩ | ૩૨૦૯૯ | ૪૩૯૦૪૭૩૦૦૦ | ૫૩–૧૦ | ૫–૪૬ |
| ૧૯૧૨–૩ | ૪૮૨૫૨<br>* ૪૮૫ | ૧૬,૪૦૦,૧૬૦ | ૬૫૧૬૩૩૭૯૯ | ૩૧–૯૨ | ૭–૧૨ | ૩૩૪૮૪ | ૪૬૫૧૫૦૦૦૦ | ૪૮–૯૨ | ૬–૭૭ |
| ૧૯૧૩–૪ | | | | | | ૩૪૬૫૬ | ૪૯૫૦૮૬૪૦૦૦ | ૫૧–૭૯ | ૬–૧૯ |

* આ આંકડા નૌકાગમન માટે ખુલ્લી નહેરોને લગતા છે.

(ગ)

વ્યાજ જતાં બચત ચોખ્ખો નફો-આવક.

( સરકાર હસ્તક રેલ્વે )

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૦૮-૯ | ખોટ | રૂ. ૬૬,૨૬,૦૦૦ | ૧૯૧૧-૨ | નફો | રૂ. ૭૦૩૮૦,૦૦૦ |
| ૧૯૦૯-૧૦ | નફો | રૂ. ૨૫૦,૪૩,૦૦૦ | ૧૯૧૨-૩ | નફો | રૂ. ૮૬૦૮૫૦૦૦ |
| ૧૯૧૦-૧૧ | નફો | રૂ. ૪૩૩૭૧૦૦૦ | *૧૯૧૩-૪ | નફો | રૂ. ૮,૫૫,૮૬,૦૦૦ |

(આ આંકડા ૧૯૧૩-૧૪ના Railway Administration Report રેલ્વે વહીવટ હેવાલ ઉપરથી લીધેલા છે ).

(ઘ)

રેલ્વે તથા નહેરો મારફત વહાણોમા કેટલા ટન માલ રવાને થયો તે નિચે મુજબ છે.

| વર્ષ. | રેલ્વે મારફત ટન. | નહેરો મારફત. ટન. |
|---|---|---|
| ૧૯૦૮-૯ | ૬,૨૩,૯૮,૦૦૦ | ૨૧,૮૫,૦૭૫ |
| ૧૯૦૯-૧૦ | ૬,૦૯,૦૨,૦૦૦ | ૨૧,૫૮,૮૮૨ |
| ૧૯૧૦-૧ | ૬,૫૬,૦૩,૦૦૦ | ૨૨,૦૨,૯૪૫ |
| ૧૯૧૧-૨ | ૭,૧૨,૬૩,૦૦૦ | ૨૯,૬૭,૬૧૨ |
| ૧૯૧૨-૩ | ૭,૮૪,૭૫,૦૦૦ | ૨૫,૫૫,૦૯૬ |
| ૧૯૧૩-૪ | ૮,૨૬,૧૩,૦૦૦ | |

(ઙ)

આગગાડીના પહેલા વર્ગના ડબ્બાની કિંમત રૂ. ૪૫,૦૦૦)
" બીજા " " " રૂ. ૩૫૦૦૦)
" પહેલા અને બીજા વર્ગના ભેગા ડબ્બાની કિંમત રૂ. ૪૦,૦૦૦)
" ત્રીજા વર્ગના ડબ્બાની કિંમત રૂ. ૨૫૦૦૦)
( અગીઆર ખાનાની ' બોગી ' ૧૧૦ ઉતારૂ માઇ શકે તેવા )

" માલ ભરવાના લોખંડના ડબ્બા ( વેગન ) રૂ. ૪૫૦૦)
" ઢોર માટેના વેગન રૂ. ૪૦૦૦)
" ઘોડા " " રૂ. ૫૦૦૦)

પેસન્જર ગાડી માટેના એનજીનની કિંમત રૂ. ૫૦,૦૦૦) થી ૭૫,૦૦૦)
ગુડસ " " " " રૂ. ૬૦,૦૦૦) થી ૮૦,૦૦૦)
' લોકલ ' " " " " રૂ. ૩૫,૦૦૦) થી ૪૦,૦૦૦)

ધીરજલાલ છગનલાલ મોદી.

# જમીન મહેસુલ અને ખેડુતો.

આ ઐતિહાસિક તકરારના જુદાજુદા દ્રષ્ટિબિંદુઓની હિંદની રાજકીય બાબતોના અભ્યાસીને સંપૂર્ણ માહીતી છે. એ બાબતના સાહિત્યની અહીં નોંધ લેવાની જરૂર નથી. પ્રજાહિતના આ એક ઘણાજ અગત્યના સવાલમાં સરકારની રાજ્યનીતિ મોગલ રાજ્યની પડતીને સમયે ચાલતી પદ્ધતિની પરંપરા ઉપર રચાયેલી છે પરંતુ હવે સરકારે "જવાબદાર" રાજ્યનીતિ ધારણ કરવાનો સ્વીકાર કર્યો છે, તેથી કરીને ફરીથી હિંદના શુભેચ્છકોનું ધ્યાન આ પ્રશ્ન તરફ દોરવામાં આવ્યુ છે, કે જેથી સરકાર આ સંબંધી ચાલુ નીતિને બદલીને તે હાલના વિચારો પ્રમાણેના કરોને અનુકુળ કરી શકે.

સરકારની આ હાલની પદ્ધતિની મ્હોટામા મ્હોટી ભુલ એ છે કે જે પ્રદેશમાં સ્થાયી જમાબંધીની રીતિ અમલમાં નથી ત્યાંની જમીન મહેસુલ વખતો વખત નવી માપણી કરી વધારવામાં આવે છે. તે કયા પુરાવાને આધારે વધારવામાં આવે છે તેની કંઇ પણ તપાસ યા તે સંબંધી કંઇ પણ ચર્ચા કરવાની તક એ મહેસુલ ભરનારાઓને આપવામાં આવતી નથી. શું કરવામાં આવે છે તેની વિગત આ પ્રમાણે છેઃ—સરકારી ગેઝેટમાં પહેલા જાહેરનામું આપવામાં આવે છે, અને પછી ન્હાના મોટા સરકારી અધિકારીઓનુ લશ્કર એક મોટા અધિકારીની સરદારી નીચે એક મુકરર કરેલા જીલ્લાની ફરી તપાસણી માટે ઉતરી પડે છે અને અમુક આંકડા એકઠા કરીને મહેસુલ વધારે છે. મહેસુલ વધાર્યા પછીજ અમુક ગામો યા જમીનના માલીકો, જેની જમીનની મહેસુલ વધારવામાં આવી હોય છે તેઓને આ આકણી વિરૂદ્ધ બોલવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. આટલાથીએ પતતું નથી. પહેલી વાત તો એ કે સરકારી નોકરો (આખરે તો મનુષ્યજ હોવાથી તથા પોતાની આબરૂને અને કાર્યકુશળતાને હાની ન પહોંચે માટે) પોતાની સામે ઘણી ફરિયાદો નોંધાય નહીં તે માટે પુરેપુરી ગોઠવણ કરે છે. બીજી બાબત એ કે જે પુરાવા ઉપર મહેસુલમાં વધારો કરવામાં આવ્યો હોય તે ફરિયાદીઓને પુરા પાડવામાં આવતા નથી. ત્રીજું એ છે કે જે અધિકારીઓ આખા તાલુકાની મહેસુલના વધારામાં સંમતિ આપે છે તેઓજ આ બધી ફરિયાદ સાંભળે છે, અને તેથી નિષ્પક્ષપાત રીતે તેઓ પોતાની સામેની ફરીયાદોનો યથાર્થ ન્યાય આપી શકે તે સંભવિત નથી. ચોથું એ છે કે રીવાજ મુજબ ઘણીખરી ફરિયાદો તો કાઢી નાખવામાંજ આવે છે. આખીયે પદ્ધતિ ખરૂં જોતાં એક ફારસ જેવી છે. મહેસુલ આપનાર તો જાણે એક તટસ્થ આદમી હોય એ પ્રમાણે તેને કંઇ પુછવામાંજ આવતું નથી.

ઉપર પ્રમાણે લખવાની મતલબ એ નથી કે અધિકારીઓ કર ભરનારાઓની દાઝ જાણતા નથી. સાધારણ રીતે તેઓ દાઝ જાણે છે પરંતુ યાંત્રિક થઈ ગયેલી રૂઢીના તેઓ ગુલામ થઇ ગયેલા હોય છે. અસંખ્ય આધારભૂત થયેલા દાખલાઓ તેના મગજમાં ભરાઇ ગયેલા હોય છે અને તેને અસંખ્ય સુચનાઓને અનુસરીને કામ કરવાનું હોય છે. એની સ્થિતિ શીકારના પ્રાણી જેવી થઇ ગયેલી હોય છે અને ગમે તેમ કરીને કામ કરી

(એપ્રીલ માસના East & West માસિકમાંના લેખનું ભાષાંતર.)

નાથી છુટવાની એને વૃત્તિ થઇ જાય છે. તે અડગ રહીને લડત કરે એ આશા તેની પાસે રાખવી નકામી છે. જમાબંધી માટે સુચનાઓના પુસ્તકની વિરૂદ્ધ જવાનું કાર્ય તેને માટે ઘણુંજ અઘરૂં છે, એ તો એમાંની સુચનાઓને તાબે થાય છે પરંતુ તે તેટલો સમય પોતાના આત્માનો માલીક રહેતો નથી.

આ રીતિની વળી એક વધારે વિચિત્ર હકિકત એ છે કે બીજા બધા કરો વિષે ધારાસભામાં ચર્ચા કરી શકાય છે (જોકે તે નામની હોય છે) પરંતુ સૌથી વધારે અગત્યના જમીન મહેસુલના કર ઉપર વડી ધારાસભામાં અગર પ્રાંતિક ધારાસભાઓમાં તે બાબતપર કોઇપણ જાતની તકરાર યા ચર્ચા કરી શકાતી નથી. એતો રીત પ્રમાણેજ વધ્યાંજ કરે છે. ધારાસભાના સભ્યો એ વધારો જોઇજ રહે છે—પ્રતિ વર્ષે એ વધ્યાંજ કરે છે ને આપણે એ કબુલજ રાખવો પડે છે! કર ભરનારાઓને એ વિષયમાં બોલવાનો કંઇ પણ અધિકાર નથી.

અત્યારે હિંદના જુદાજુદા વિભાગોમાં ઓછામાં ઓછા વિશેક જીલ્લાઓમાં આ વખતો વખત થતી આંકણી શરૂ થઈ ગઇ છે. વળી આવતે વર્ષે આટલાં પૂરા થયે બીજા નવા જીલ્લાઓમાં એ પ્રમાણે નવી આંકણી કરવામાં આવશે. કોઇ પુછશે કે અમુક જીલ્લાની મહેસુલમાં પાસેના બીજા જીલ્લાઓ કરતાં શાથી વધારો કરવામાં આવે છે? શું એ વધારાની મહેસુલ પ્રજાની ઉન્નતિના કંઇ પણ કામમાં ખરચવામાં આવવાની છે? ના. શું લોકોએ કંઇક એવો ગુન્હો કર્યો છે કે એમના ઉપર એ વધારાનો બોજો નાંખવામાં આવે છે? ના એમ પણ નથી. ત્યારે શું લોકો એવા પઇસાવાળા થઇ ગયા છે કે થોડો વધારે બોજો વેઠવામાં એમને બિલકુલ હરકત નહિં આવે? એમ પણ નથી. ત્યારે એમ કરવાની શી જરૂર? જવાબમાં ફક્ત એટલુંજ કહી શકાય કે ચાલતી આવેલી પદ્ધતિ એવા પ્રકારની છે; ફરીથી આંકણી કર્યા વિના ચાલે એમજ નથી.

આ લખનાર જેણે ઘણો કાળ આંકણીના કામમાં ગાળેલો છે, તેનો હેતુ ફક્ત એજ કે હાલની જમીન મહેસુલની ખરી સ્થિતિની હકિકત શી છે તે, સ્પષ્ટ રીતે જણાવી જાહેરમાં આણવી.

હાલમાં ચાલતી રીતિના હિમાયતીઓની દલીલોનો ટુંકસાર નીચે પ્રમાણે છે:—

(૧) હાલમાં ચાલતી જમીન મહેસુલની પદ્ધતિ અંગ્રેજી રાજ્યમાંજ નવી દાખલ કરવામાં આવી નથી પરંતુ તેની પ્હેલાંના રાજ્યોનું અનુકરણ છે.

(૨) આ અનુકરણની રૂએ સરકારનો ફક્ત જમીનની મહેસુલ લેવાનોજ હક નથી પરતુ જમીનની માલેકીનો હક છે.

(૩) સરકારની માલેકીના ઉપરના અનુમાનને આધારે મહેસુલ તે જમીન ઉપરનો કર નથી પણ ભાડું છે એમ કહી શકાય.

(૪) વખતો વખત એ ભાડાની ફરીથી આંકણી કરવી તે તદન વ્યાજબીજ છે. અને તેમ કરવામાં બીલકુલ વાંધો હોવો ન જોઇએ.

(૫) મહેસુલનું ભારણ બ્રિટીશ રાજ્યોની સરખામણીમાં તદન હલકું છે એટલુંજ

નહીં પરંતુ લગભગ એવીજ સ્થિતિના બીજા દેશો—દાખલા તરીકે ઇટાલી અને જાપાનની સરખામણીમાં પણ ઘણુંજ ફાયદાકારક છે.

(૬) જે જે ભાગોમાં સ્થાયી જમાબંધી દાખલ કરવાની ભુલ થએલી છે ત્યાં વખતો વખતની નવી આંકણીને અભાવે ઘણુંએ અનિષ્ઠ થયું છે.

અને છેવટે એમ પણ કહેવામાં આવે છે કે હિંદુસ્તાન જેવા પછાત દેશની બીજા દેશના જેવી ઉન્નતિ કરવા માટે પ્રજાએ ભારે કર ભરવાની જરૂર છે.

એ લોકો એમ પણ કહે છે કે હિંદુસ્તાનની સરકારની નીતિ તદન કરકસરવાળી છે. પરંતુ લોકો સાંસારિક વ્યવહારમાં અને કચેરીઓમાં ઘણો નકામો ખર્ચ કરે છે.

ઉપરની સઘળી દલીલો તદન ખરી ઠરેલી હોય તો તે ઉપરથી આપણે નીચે પ્રમાણે અનુમાન બાંધી શકીએ.

એક તો સરકારની જમાબંધી વિશે ચર્ચા કરવી એ ફક્ત એક ઘણીજ ખરાબ બેઅદબીજ કહેવાય, એટલુંજ નહિ, પરંતુ તેથી દ્રોહ થાય. જમીનની માલીકી સરકારની હોવાથી ખેડુતની સાથે ભાડું ઠરાવવામાં કોઇ પણ ટીકાકારને વચ્ચે આવવાનો કાયદેસર અધિકાર નથી. કર તે પ્રગતિનું ચિન્હ હોય તો જેમ વધારે કર નંખાય તેમ વધારે પ્રગતિ થાય, અને સ્વદેશાભિમાની થવાનો ડોળ રાખનારો જે કોઇ કર વધારવામાં વિરોધ બતાવે તે સ્વયદેશદ્રોહીજ ગણાવો જોઇએ.

બીજું એ કે હિંદુસ્તાનમાં બીજા દેશોના પ્રમાણમાં ઘણોજ ઓછો કર નાંખવામાં આવેલો છે તેથી અને સરકારની નીતિ કરકસરવાળી હોવાને લીધે આ ચાલતી પદ્ધતિ જેટલી બને તેટલી વધુ દાખલ કરવી. ફક્ત એટલુંજ ધ્યાનમાં રાખવું કે એ ભારણ એટલું બધું ન હોવું જોઇએ કે લોકોને તે બિલકુલ અસહ્ય થઈ પડે.

ઉપરની હકીકતનો સાર એમ અચુક બતાવે છે કે માણસને જ્યારે દુઃખ થાય છે ત્યારે તે કહે છેજ—તે પોતાના દુઃખનું પૃથક્કરણ કરતો નથી—તે ફક્ત ચીસજ પાડે છે. મહેસુલની બાબતમાં હિંદને દુઃખ છે. એ દુઃખનો પોકાર તે છેલ્લાં વીશેક વર્ષથી કરેછે. રાજ્ય કરનારાઓ એક પરતંત્ર પ્રજાના એ દુઃખનું કારણ સમજી શકે તેમ નથી. તેઓએ બ્હારની દરેક બાબતોનું પૃથક્કરણ કર્યું છે, અને તેથી કરીને કહે છે કે હવે પ્રજાને દુઃખ હોઇ શકેજ નહિ. તેઓના ધારવા મુજબ તેમનું કહેવું વ્યાજબી છે, તેઓને પોતાને એ દુઃખ ખમવાનું નથી. એ એવી બાબત નથી કે તેઓને બતાવી શકાય. તેઓ જોઇ શકતા પણ નથી ને અનુભવી શકે પણ નહિ. એમને મન તો કાંઇ દુઃખજ નથી. હિંદીઓને એમ નથી. પચીસેક વર્ષ પ્હેલાં રમેશચંદ્ર દત્તે ને સવાલ હાથમાં લીધો હતો ત્હેમની ઉચ્ચ શક્તિ પ્રમાણે તે ઉપર ચર્ચા કરી, પરંતુ તેઓ એમાં નિષ્ફળ થયા. તે સિવાય છુટકોજ ન હતો. મી. ડિગ્બી અને બીજાઓનું પણ એમજ થયું. કારણ સ્પષ્ટજ છે. તેઓ સઘળાઓએ સરકારે આપેલાં કારણોનો અને ગણત્રીનો થોડે અંશે પણ સ્વીકાર કર્યો. સરકારી ગણત્રી અમુક યુક્તિપૂર્વક કરવામાં આવે છે, અને એ ઉપરથી ખરાં અનુમાન બાંધવાને સોયના નાકામાંથી ઉંટના પસાર થવા જેવું અઘરૂં છે. એકજ દાખલો એ સાબીત કરવા બસ થશે. જ્યારે રમેશચંદ્ર દત્ત અને લોર્ડ કર્ઝન વચ્ચે આ તકરારી સવાલની ચર્ચા પુરજોસમાં ચાલુ હતી ત્યારે સરકારના પક્ષના કોઇની પણ હિંમત, માણ-

સની સરેરાશ વાર્ષિક ઉપજ ૩૭ રૂપીઆથી વધુ આંકવાની ચાલી નહિ સરકારની નીતિમાં દોષ કાઢનારાઓએ રૂ. ૨૭ આંકી. એ વખતે કેદીઓના નિર્વાહનું સરેરાશ વાર્ષિક ખર્ચ રૂ. ૪૫ હતું. ત્યારે હિંદી ખેડુત કેવી રીતે રહેતો હશે? આ ઉપરથી ચોકખું જણાઇ આવશે કે એ ભૂખે મરતો હોવો જોઇએ, અને ફકત એકજ ટંક ખોરાક લેતો હોવો જોઇએ.

હાલમાં સરકારની ગણત્રી મુજબ માથા દીઠ સરેરાશ વાર્ષિક ઉપજ શી છે તે નક્કી કહી શકાતું નથી. પરંતુ વાર્ષિક રૂ. ૫૫ થી વધારે તો નજ ધારી શકાય. હાલના વખતમાં કેદીઓને ખવડાવવાનું ખર્ચ માથા દીઠ વાર્ષિક રૂ. ૬૬ થી ૭૦ આવે છે. તેમાંએ લુગડાં લત્તાનું ખર્ચ ગણવાનું નહિ. થોડા પૈસાદાર લોકો કે જેઓ પોતાના જાતિસુખ માટે ઘણા પૈસા ખર્ચે છે તેઓને બાદ કરતાં બાકી રહેલાનો ઘણો ખરો ભાગ કાચી જેલમાં રહેતા કેદીઓ કરતાંએ ખરાબ સ્થિતિ ભોગવે છે. આ દેખીતી વિચિત્રતાના ઘણાએ ખુલાસા આપવામાં આવે છે. પણ ખરી વાત તો એ છે કે જીંદગી નભાવવામાં હિંદવાસીઓની સરસાઇ કોઇ પણ દેશના લોકો કરી શકે એમ નથી. આર્કટના ઘેરા વખતે ક્લાઇવના ગોરા સીપાઇઓને ભાત આપી ફકત ભાતના ઓસામણથી ચલાવી લેવા માટે દેશી સીપાઇઓ મશહુર થયા છે. તેઓએ ફકત એકાદ બે દિવસ સુધીજ ચલાવી લીધું હતું. હિંદી ખેડુતો છેલ્લાં પચાસેક વર્ષથી એમ ચલાવ્યાં કરે છે, તેઓ સુખમાં રહેતા નથી ફકત જેમ તેમ દહાડાજ કાઢે છે. ખીચોખીચ વસ્તીવાળા ન્હાના ગામોના ઝુંપડા કીડીયારાની ટેકરીઓ જેવા દેખાય છે. છતાંયે તેમાં રહેનારાઓ પાસેથી જે હોય તે વખતોવખત લઇ લેવામાં આવે છે, બેશક, લઇ લેવું હોય તો લઇ લો પરંતુ સાથે લઇ લો છો એમ કહેવાનો અધિકાર લઇ ના લેશો. તેનો એક પ્રત્યક્ષ દાખલોજ લ્યો. પંજાબની મહેસુલ ૧૯૦૬–૦૭ કરતાં ૧૯૧૧–૧૨ માં પચાસ લાખ રૂપિયા વધારે હતી. ત્યાર પછી આશરે પચાસ લાખ અત્યાર સુધીમાં વધી છે. એક દશકામાં આશરે વાર્ષિક એક કરોડ વધી છે. આપણે પુછીશું કે એ વધારાના કરોડ રૂપિયાનું લોકોના કલ્યાણ અર્થે શું કર્યું? ગામડામાં કીડીયારાં હતા તેવા તેજ છે. રોગચાળો એવોને એવોજ ચાલ્યા કરે છે. મરણો પણ પ્હેલાંની માફક થયાંજ કરે છે. પોતાના પૈસા ખર્ચવાનો હક પ્રજાને આપો તો તે તેનાજ કલ્યાણ અર્થે વપરાય. હાલમાં એ પ્રમાણે થતું નથી. હેન્રી જ્યોર્જની નીતિ એવાં રાજ્યો માટે હતી કે જ્યાં પ્રજાનુંજ રાજ્ય હોય. પ્રજાના કલ્યાણ માટેજ રાજ્ય ચલાવવામાં આવતું હોય. સદ્‌ગત રમેશચંદ્ર દત્તે વખતોવખત ફરીથી થતી આંકણીની સામે લડત ચલાવી તેના પરિણામે એમને સરકાર તરફથી ફકત એટલીજ ખાત્રી આપવામાં આવી કે મહેસુલમાં વધારો બહુ જલદીથી કરવામાં નહિ આવે. એ ખાત્રી આપતી વખતનો આશય પણ હાલમાં તો સચવાતો નથી. સાધારણ આંકણી કરનાર અધિકારીઓની પેઠેજ મી. દત્તે ગણત્રી કરવામાં એક ગંભીર ભૂલ કરી. કુલ ઉપજની કીંમત ઉપર આંકણી કરી શકાયજ નહિ. એ ઉપજમાંથી ખોરાકી તથા બી તથા ઢોરના ખર્ચની વધેલી કીંમત વગેરે બાદ કર્યા પછીજ આંકણી કરી શકાય. કુલ ઉપજની કીંમત પૈસાથી આંકીએ તો પણ ચાલુ મહેસુલ પદ્ધતિ વિરૂદ્ધ ઘણું કહી શકાય. એમાં એટલું ધ્યાનમાં રાખવાનું કે વાર્ષિક બેહજાર રૂપિયાની આવકવાળો માણસ પોતાની અ-

ચોંઅર્ધ આવક જાહેરના કામો માટે આપી શકે, પરંતુ વાર્ષિક પચાસ રૂપિયાની આવક-વાળા આદમીને એક ટકો પણ આપવાનુ ભારે થઇ પડે. ગરીબ ને પૈસાદારની તુલના એક ત્રાજવે કરવી એ વ્યાજબી નથી.

માણુસની સરેરાશ આવક હાલમાં વાર્ષિક રૂ. ૫૫ ગણી શકાય. દેશની વસ્તીમાં છોકરાની પણ ગણુત્રી કરવાની હોય છે અને તેઓની ખોરાકી વગેરેનુ ખર્ચ પણ મોટા માણુસ કરતાં અડધું હોય છે. એક ધણીધણીયાણીને બે છોકરાંના કુટુંબ યા એક છોકરૂં ને એક વૃદ્ધ. એટલાં ચારનાં કુટુંબની આપણે ગણુત્રી કરીએ. આ ચારની સરેરાશ આવક વાર્ષિક રૂ. ૨૨૦ ની આંકીએ બધા રૂપીઆ તથા બધાય અનાજની વેચાણુ કીંમત સુદ્ધાંત એ આવકની ગણુત્રી કરી છે. એટલે એ કુટુંબના નિર્વાહ માટેના ખર્ચનો અડસટ્ટો આપણે કાઢીએ. કુટુંબમાં ખેતી કરવા માટે બે બળદ ને એક ગાય હોય એમ ધારી લેવું જોઇએ.

| કુટુંબ માટે ખોરાકી | માથાદીઠ દરરોજ બશેર વર્ષે અઢાર મણુ. | વાર્ષિક કીંમત. |
|---|---|---|
| | | રૂ. ૫૦ |
| ઘી. | સુન્ય. | સુન્ય. |
| મીઠું, ખાંડ, મસાલો, વિ. | મળતણુ માસિક એક રૂપિયો. | રૂ. ૧૨ |
| લુગડાં (ન્હાનાં છોકરાં માટે કાંઇ-પણુ નહિ.) | વર્ષે રૂ. ૩૦ | રૂ. ૩૦ |
| ઢોર માટે ખોરાકી (લીલા ઘાસનું ખર્ચ બાદ) | મહિને રૂ. ૧૦ | રૂ. ૧૨૦ |
| દાળ, કઠોર, શાક, દિવા માટે તેલ વિ. | મહિને રૂ. ૧ | રૂ. ૧૨ |
| દવા દારૂ વિ. | મહિને રૂ. ૧ | રૂ. ૧૨ |
| જોડા વિ. | | રૂ. ૬ |
| ઘરસંમરામણી ઓજારાવ. સમરામણુ | × | × |
| કરવેરા વિ. | માથાદીઠ રૂ. ૧॥ | રૂ. ૬ |
| બી. વિ, આઠ એકર જમીન માટે | વાર્ષિક રૂ. ૧૨ | રૂ. ૧૨ |
| | | કુલ ૨૬૦ |

આ હાસ્યજનક અને ઓછામા ઓછી ગણુત્રી પ્રમાણે આવકમાંથી કુટુંબનો નિર્વાહ થઇ શકે નહિં. આથી તેને એકાદ ચીજમાંથી કાપકુપ કરવાની ફરજ પડતી તો હશેજ. જોડા ને લુગડાં વિના ચલાવી લેવું પડતું હશે. બી અને ઢોરની ખોરાકી તથા ખાધા ખોરાકીના બશેર અનાજમાંથી પણુ કાપકુપ થઇ શકે નહિ, અને ભીક્ષુકો, પરોણાઓ, દારૂ, મોજશોખ, કજીઆ, તકરારોના ખર્ચ તથા બળદ મરી જાય તો ખરીદવાને થાપણુ તો ગણીજ નથી. શાહુકારને ત્યાંથી વ્યાજે કઢાડેલા રૂપિયા ઉપર આપવાના વ્યાજની પણુ ગણુત્રી આંમાં કરવામાં આવી નથી. ખેડુતની ખરી સ્થિતિ આ છે. ચાંલુ દેવામાંથી તે છુટો થઇ શકતોજ નથી. ખેડુતને માટે એક સવાલ એ છે કે કયા ખર્ચમાંથી કાપકુપ કરવી!

લુગડાંમાં કાપકુપ કરવી કે મહેસુલ ભરવામાં કાપકુપ કરવી ? લૂગડાંલત્તામાં કાપકુપ કરી શકેજ નહિ. પરંતુ એની સ્થિતિ એવી છે કે એમ કર્યા વિના એનો છુટકોજ નથી. ખર્ચ બાદ કર્યા પછીની આવકની દ્રષ્ટિથી પણ આપણે એ બાબતનો વિચાર કરીએ. સરેરાશ ચોકખી આવક માથાદીઠ વાર્ષિક રૂ. ૨૦ ગણી શકાય. એક રીતે એમ પણ કહેવામાં આવે છે કે હિંદી ખેડુત ચોકખી આવકનો ફક્ત વીસમોજ ભાગ કર પેટે આપે છે અને એ યુરોપના બીજા દેશો અને જાપાનની સરખામણીમાં, બહુજ થોડા છે પણ હિંદી દ્રષ્ટિબિંદુથી કહેવાનું એ છે કે હિંદમાં કે કોઇપણ દેશમાં માણસની વાર્ષિક વીસ રૂપિયાની આવકમાંથી એક પાઇ પણ કરવેરામાં લેવાવી ન જોઇએ. વાર્ષિક વીસ રૂપિયાની આવક વાળા માણસને તો દાન આપવું જોઇએ. તેના ઉપર કર નાખવા ન જોઇએ. પણ યાદ રાખવાનું છે કે વીસ રૂપિયાની આવકમાંથીજ એને કપડાંલત્તાં કરવાનાં છે, વ્યાજ ભરવાનાં છે, બીજાં ઘણાંએ ખર્ચ કહાડવાનાં છે. ફક્ત માસિક એક રૂપિયો ને દશ આનાની આવકપર ગરીબ હિંદી ખેડુતને ખર્ચાળ ને ઉડાઉ કહેવામાં આવે છે. આ નજીવી રકમ પણ એની પાસે રહેવા દેવામાં આવતી નથી.

એમની દલીલના બચાવમાં સરકાર પક્ષવાળા એમ કહે છે કે બ્રિટિશ રાજ્યે જમીન મહેસુલની જાતિમાં તેમની પહેલાંના રાજ્યોનું અનુકરણ કરેલું છે અને તે દેશને અનુકુળ થઇ ગયેલ છે. તેના જવાબમાં આપણે ભાર મુકીને કહી શકીએ કે આ રીતિ મોગલ રાજ્યમાં ચાલતી હતી તે નથી. સરકારે સ્વ. નામદાર ગોખલે અને ફીરોજશાહ જેવાઓને ખજાનચી યા કેનેડાના ગવર્નરની જગ્યાઓ આપી હોત તો આપણે એમનું એ કહેવું માન્ય રાખીએ કે એ મોગલ પદ્ધતિનું અનુકરણ છે. મોગલ રાજ્યના ટોડરમલ, જયસિંહ અને માનસિંહ હાલમાં ક્યાં છે ? બ્રિટિશ સરકારને બરોબર ખબર છે કે એ માણસોને નીમવા તે પણ અકબરની રાજ્યનીતિનો એકજ ભાગ હતો 'રોયલ ડીસેન્ટ્રલાઇઝેશન કમીશન' આગળ જુબાની આપતાં સર માઇકલ ઓડવાયર જેવા અધિકારીએ પણ કહ્યું હતું કે સરકારી અધિકારીઓને શિક્ષા કરવાની પૂર સત્તા છે; પરંતુ બક્ષીસ આપવાની બિલકુલ સત્તા નથી. જમીન મહેસુલ માટેની બક્ષીસ (માફી) આપવાના સંબંધમાં એ ઇસારો એમણે કર્યો હતો. મોગલ રાજ્યમાં ઉદારતાથી બક્ષીસો અને ઇનામો આવતાં અને એમાં વર્ણનો ભેદ રાખવામાં આવતો નહિ. બ્રિટિશ રાજ્યે આ બાબતનો સ્વીકાર શા કારણથી નહિ કર્યો હોય ?

આપણા દ્રષ્ટિબિંદુથી આપણે હિંમતથી કહી શકીશું કે મોગલ રાજ્યનાં આવા એકદેશીય અનુકરણની કંઇ પણ ઉપયોગિતા નથી. હિંદમાં બનેલા માલ ઉપર બ્રિટિશ માલ ઉપરની નાખવામાં આવેલી જકાતનો ખંગ વાળવા માટે અકબર કોઇ પણ દીવસ જકાત નાખત ? આ બધી હકીકત જાણ્યા પછી પણ હાલની પદ્ધતિ મોગલ પદ્ધતિનું અનુકરણ છે એ કથન ઘણેજ થોડે અંશે ખરૂં છે. ખરૂં જોતાં એ તદન નવીજ પદ્ધતિ છે સરકાર જેટલું લઇ શકાય એટલું સૌથી સરસ રીતે ખેડુત પાસેથી લઇ લે છે. આગળ થઇ ગયેલા દાખલાઓની દરકાર પણ રાખતી નથી અને લેવાનું કારણ એમ કહે છે કે સરકારને નાણાંની જરૂર છે. જમીનની મહેસુલ ભાડા તરીકે લેવામાં આવે છે એવું સરકાર કહે છે. તેનું કારણ સરકારની નીતિ વખોડનારાઓના મ્હોં બંધ કરવાનું છે પરંતુ હવે લડીએ

ઘડીએ બદલાતી જમાબંધીની પદ્ધતિ વધુને વધુ દાખલ કરવામાં આવે છે એટલે જમીન મહેસુલ હળ ઉપરનો કર છે એ વાતની કોઇથી ના પાડી શકે તેમ છે? કારણ કે આ ઘડી ઘડી મહેસુલ વધારવાની પદ્ધતિનો આધાર પાક કે ઉપજ ઉપર નથી. સરકારને જમીન કબજે કરવાનો કાયદો (Land Acquisition Act) કરવાની ફરજ પડી એજ સૂચવે છે કે જમીનની મહેસુલ એ એક કર છે. આ તકરારનો અંત આવે એમ નથી અને કરવામાં કંઇ ફાયદો નથી. સરકાર પુર્ણ રીતે વાકેફ છે કે મહેસુલ ભાડા પેટે છે એ વાત ન્યાયપુરઃસર માન્ય કરી શકાય એમ નથી.

આ ઉપરથી એમ નથી ધારી લેવાનુ કે લખનાર જમીનની નીપજ ઉપર કર નાંખવાની વિરૂદ્ધ છે. ઉપર પ્રમાણે ચર્ચા કરવાનો હેતુ એ છે કે સરકાર લોક પક્ષની દલીલો બરોબર સમજે, અને રાજ્યના ખર્ચની બ્યાજબી વ્હેંચણી કરવાના ઉપાયો યોજે. ચર્ચા ખાતરજ ચર્ચા કરવી એ મૂર્ખાઇ છે, ગમે તો સરકાર સાંથ તરીકે યા કર તરીકે મહેસુલ લે તો પણ તે આપવાની તો લોકોનેજ છે. અંતે તો માણસની મજુરીથીજ પૈસા કરવાના છે. પછી તે મજુરી ખેતર ઉપર કરવામાં આવે કે કારખાનામાં કરાય, કે દુકાનોમાં થાય. એમાંથી ટળી શકાયજ નહિં. છેવટે તો સ્ત્રી પુરૂષ યા બાળકો મહેનત કર્યા છતાં એ રોટલો, અને બીજા કેટલાંક સાધનો મોંઘાં મેળવે છે, દુઃખ અને ચિંતા સસ્તાં મળે છે.

આ અતિશય ગુંચવણ ભરેલી પદ્ધતિ પાર ઉતારવા માટે જે ઝીણી ઝીણી પણ ઘણીજ અગવડો લોકોને ખમવી પડે છે તે સંબંધી ઉલ્લેખ હજુ સુધી કર્યો નથી. એ વિશે ઢગલે ઢગલા લખી શકાય એમ છે. પણ આ જગ્યાએ એટલુંજ કહીશું તો બસ થશે કે જમીન મહેસુલની વ્યવસ્થા ટુંકા પગારના અધિકારીઓના હાથમાં છે, તેઓના હાથમાં સત્તા ઘણીજ વધારે છે. એ લોકોને ઘણુંજ અને સખ્ત કામ કરવું પડે છે. અને તેઓ ઉપર દેખરેખ ફક્ત નામનીજ છે. ખાસ કહેવાનું એટલુંજ છે કે કામ કરનારાઓનો એમાં દોષ નથી. એ બાબતની પદ્ધતિજ એવી છે. એક માણસને પોતાની નજીવી કીંમતની જમીન બીજાના નામે ચઢાવવી હોય તો પણ એની ખબર આપવી પડે છે. અને એ દફતરમાં નોંધાવવા માટે જ્યારે અધિકારી પોતાની મરજી પડે તે વખતે આવે ત્યારે હાજર રહેવું પડે છે, નહિ તો પછી દંડની શિક્ષા ખમવી પડે છે. શહેરનો એક દુકાનદાર લાખો રૂપિયાનો માલ કોઇ પણ અમલદારને પુછ્યા વગર વેચી શકે, પરંતુ તાલુકા યા જીલ્લાના મુખ્ય શહેરમાં દફતરમાં નોંધાવવાની તકલીફ ઉપરાંત મેહેસુલનાં દફતરો બરોબર ભરેલાં રહે તે ખાતર બીજા બધાં કરતાં ખેડુતને માટે જુદાજ નિયમો છે, હિંદુસ્તાનના લોકો દાવા લડવામાં અને કજીયાઓમાં ઘણા શુરા છે, એમ કહેવામાં આવે છે, પરંતુ મેહેસુલના અધિકારીઓ અને ન્યાયાધિશો પોતાના અનુભવથી જાણે છે કે અડધોઅડધ દાવાઓ આ મહેસુલ પદ્ધતિને લીધેજ ઉત્પન્ન થયેલા હોય છે. કાગળ ઉપર જો આ પદ્ધતિ બધી રીતે સંપૂર્ણ લાગે છે પરંતુ એક ઘણાજ હુંશીયાર અધિકારીના કહેવા પ્રમાણે આ સંપૂર્ણતાને લીધેજ તે ઘણીજ સખ્ત થઇ પડે છે. કારણ કે આ પદ્ધતિમાં બીજી બાબતો સાથે ઘણી જાતના પુરાવા પણ એકઠા કરવાના હોય છે. પાકના, ખર્ચની નિપજના, પાકના વિસ્તારના, ખેતરની હદના, ગામની હદના, તથા નદીઓ વગેરેના આમાંના કેટ-

સાક્ષ પુરાવા તો ખોટી રીતે તૈયાર કરવામાં આવે એવો સંભવ રહેજ, અને પરિણામે જમીન મહેસુલ બાબત, ફોજદારી અને દીવાની દાવાઓ થાય છે. કરના ભારણ અને તે લેવાની રીતની અસર જોતાં આ પદ્ધતિ આ દેશનાં સંજોગોમાં અનુકુળ નથી તો પછી તેનો ઉપાય શો? જો સરકાર જમીન મહેસુલ ભાડા પેટે લેવામાં આવે છે એ વાતનો મમત પડતો મુકે, અને જમીનની ઉપજ તે નફાનો ભાગ છે એ વાતનો સ્વીકાર કરે, તો ઉપાય સરળ ને સહેલો છે. હાલમાં સરકાર ખર્ચ માટેના પૈસા સૌથી ઓછી પેદાશવાળાઓ એટલે જમીનના માલેકો પાસે લે છે. આ લેખમાં એ બાબત વિશે વધુ ઉહાપોહ કરી શકાય એમ નથી. પણ ખરી રીતે જોતાં નોંધ લેવા જેવી છે. હાલની પદ્ધતિમાં બીજી ભુલ એ છે કે જ્યારે પાક સૌથી સોંઘે ભાવે વેચાતો હોય ત્યારેજ સરકાર કર ઉઘરાવે છે. મેહેસુલનો છમાસિક હપતો પાક ઉઠરે કે તરતજ ભરવાનો હોય છે અને આથી ખેડુતને પોતાનો પાક સસ્તે ભાવે વેચવાની ફરજ પડે છે. ખરી રીતે જોતાં તો પૈસાવાળો માણસ પાક ઉતરે ત્યારેજ સસ્તા ભાવે અનાજ ખરીદે છે, અને આ પદ્ધતિમાં એને ઘણો લાભ છે. એ ને પરદેશ ચડાવનારા બન્ને ઘણો નફો કરે છે, ત્યારે બીચારા ખેતી કરનારને તો બી ખરીદવા માટે ઘણાંજ મોંઘા દરે શાહુકાર પાસેથી રૂપિયા વ્યાજે કઢાવવા પડે છે. આ અનિષ્ટોમાંથી ઉગરવાનો ઉપાય એ છે કે **વખતોવખત ફરીથી આંકણી કરવાની રીત બંધ કરવી જોઇએ,** અને પરદેશ ચડતા અનાજ અને રૂ ઉપર થોડીક વધારે જકાત નાખવી જોઇએ. એક ટન ઉપર પંદર રૂપિયા નાખે તો કંઇ ભારે પડે નહિં. જેમ અનુભવ થાય, અને દુનિયાના બજારની માહીતિ મળે તે પછી થોડી વધારી પણ શકાય આ રીતે ઘણીયે મેહેસુલ ઉભી કરી શકાય અને દેશને માથે ભાર પડે નહિ. અને દેશના કાચા માલની નીકાસમાં દુનિયાની માગણીમાં પણ ખાસ ફેર પડે નહિ. આ બધાંની સાથે દરેક મ્હોટા મ્હોટા શહેરોમાં 'ટર્મીનલ ટેક્સ' ની અજમાયશ કરવી જોઇએ. ઘણી મ્યુનિસિપાલિટિઓએ નાકાવેરા બંધ કરી અને 'ટર્મીનલ ટેક્ષ' દાખલ કર્યો છે, અને એથી કરીને નાકાવેરાની ખટખટ ઓછી થઇ છે ને પરિણામ વધૂ સારૂં આવ્યું છે. સરકાર પણ આ પ્રમાણે કર ઉઘરાવે તેમાં કોઇ પણ જાતનો વાંધો હોઇ શકે નહિં. આ રસ્તો સસ્તો અને સરળ છે. આ પ્રમાણે કરવાથી ચાલુ પદ્ધતિ નાબુદ કરી શકાશે છતાંયે કંઇ કારણસર આ વાત સરકારને ગળે ઉતરતી ન હોય, અને ચાલતી આવેલી નીતિ બદલવા જેટલી સ્ફૂર્તિ બતાવવા, હમેશ મુજબ અધિકારીઓ અશક્ત હોય તો નીચે જણાવેલી જામીનગીરીઓ કબુલ રાખવી, તેજ બાકી રહે છે.

પ્હેલાં તો આંકણીનો રીપોર્ટ, રેવન્યુ બોર્ડ યા તો પ્રાંતના ઉપરી અધિકારી પાસે જાય તે પ્હેલાં જીલ્લાઓની માતૃભાષાઓમાં છપાવી બહાર પાડવા જોઇએ. ખેડુતો તથા જમીનદારોમાં વ્હેંચાવવા જોઇએ કે તે સંબંધી લોકોને કંઇ ફરિયાદ કરવી હોય, તથા કંઇ દરખાસ્ત કરવામાં આવેલી હોય તે બાબતમાં પણ કંઇ કહેવુ હોય તો વેળાસર જણાવી શકે. હાલમાં આ રીપોર્ટ મહેસુલ જાહેર થયા પછી કેટલાયે મહિના ગયા બાદ બ્હાર પાડવામાં આવે છે, અને તે વખતે આંકણીની સ્હામે વાંધો હોય તે દર્શાવવાની મુદત પણ વીતી ગયેલી હોય છે, એટલે એની સામે ટીકા કરવામાં પણ કંઇ સાર

દેખાતો નથી. વીસ યા ત્રીસ વર્ષ સુધી જે દસ્તાવેજનો અમલ પ્રજાના ઘણા ખરા ભાગ ઉપર થવાનો છે, તે અમલમાં મુકાયા પ્હેલાં પ્રજાને તેના ગુણદોષ વિષે ચર્ચા કરવાનો અધિકાર મળવોજ જોઇએ એ વાત તદ્દન વ્યાજબી છે.

બીજી વાત એ કે ભવિષ્યમાં એ પણ નક્કી થવું જોઇએ કે વધારવામા આવેલી મહેસુલનો અડધો ભાગ તે જીલાના જમીનદારોનુ એક મંડળ સરકાર તરફના બીલકુલ અંકુશ વિના ખર્ચે. એ મંડળ ભલે શરૂઆતમાં એ પઇસા બગાડે પણ અનુભવ તેનો સદુપયોગ કરતા શીખવાડશે અને થોડા વખત પછી એ સંગીન કાર્ય કરવા શક્તિવાન થશે. આ મંડળોએ પઇસા વીજળીના બળથી કુવાનુ પાણી કઢાડવામા, ઢોર માટે આરોગ્યના નિયમ જળવાય એવા તબેલાઓ ઉભા કરવામાં, અગર તો, નહેરો બંધાવવામાં, ગામમાં નીશાળો ઉઘાડવામાં, અગર ગામ સુધારણામાં અગર એમને જે ઠીક લાગે તે પ્રમાણે ખર્ચે; પણ મોટી વાત તો એ છે કે લોકોને જે સારૂં લાગે તેમાં પૈસા ખર્ચવા દેવા જોઇએ અને નહી કે બીજાઓ કહે તેમ કરવામાં.

છેલ્લું પણ સૌથી વધારે અગત્યનુ એ છે કે નવી આંકણીનો અહેવાલ તૈયાર કરવામાં આવે અને તે માટે જુદી જુદી જમીનનો જુદી જુદી જાતનો પાક નક્કી કરવામાં આવે તે ખેડુતોની સાથે મસલત કરીને પછીજ આંકવાની ફરજ પાડવી જોઇએ. આટલુંયે કર્યા પછી કીમત-ખર્ચ બાદ કર્યા પછી નક્કી કરવામાં આવેલા પાક ઉપરજ આંકવી જોઇએ; સામટા પાક ઉપર નહિ. એ વધારાના પાકની કીંમત પણ ખેડુતોની સાથે મળીનેજ નક્કી કરવી; જોઇએ બધ બારણે નહીં.

આટલી બધી સાવચેતીઓ રાખી શકાય તોજ હાલની પદ્ધતિવડે સરકારનું ને પ્રજાનું હિત ન્યાયથી જાળવી શકાય. એ તો નક્કીજ છે કે મહેસુલની પદ્ધતિ અને દેશના સામાજિક રીત રીવાજો વચ્ચે ઘણોજ ગાઢો સંબધ રહે છે, અને એક વિદ્વાન્ યુરોપીયન કહે છે કે હિંદુસ્થાનમાં તો એ સંબંધ બધા દેશો કરતાં વધારે ગાઢ છે, અને 'મહેસુલ' શબ્દના અર્થમા બીજા સામાન્ય કારોભારનો પણ અર્થ સૂચવાય છે. એજ લેખક બીજે ઠેકાણે લખે છે કે પ્હેલેથી સરકારે ઝડપથી બદલાતી સ્થિતિને માટે પ્રજાને લાયક બનાવી હોત, તો તેમના રાજ્ય કારભારથી લોકની આર્થિક નૈતિક અને રાજકીય ઉન્નતિ માટે ઘણું થઇ શકયુ હોત હાલની પદ્ધતિને ટેકો આપનાર તરફના આ પુરાવાથી સરકારને કંઇ નહીં તો એટલી તો ખાત્રી થવીજ જોઇએ કે હવે સરકારે હાલની જમાબંધીની પદ્ધતિ નાબુદ કરવા યોગ્ય પગલા લેવાં જોઇએ, અને એમાં એટલો સુધારો તો કરવોજ જોઇએ કે ખેડુતના મતને તેમાં વજન આપવામાં આવે.

કૃષ્ણપ્રસાદ છોટાલાલ દેસાઇ.

# લેફ્ટેનંટ મહેતા. વી. સી.

---

મી. મહેતા એક ઘણાજ બુદ્ધિશાળી વિદ્યાર્થી હતા. વિલ્સન કૉલેજમાં હાલમાં તેઓ જુનીઅર બી. એ. ના વર્ગમાં હતા. ઇતિહાસ તેમનો પ્રિય વિષય હતો. શિક્ષણક્રમ ઉપરાંત દેશ દેશના ઇતિહાસ, ત્યાંની રાજકીય સંસ્થાઓ, ત્યાંના રાજ્યબંધારણો, વગેરેનો તેમણે ઉંડો અભ્યાસ કર્યો હતો. અને ડીબેટીંગ સોસાઇટીમાં આ તેમના બહોળા જ્ઞાનનો સ્વાદ તેઓ સૌને ચખાડતા હતા. તેઓ હિંદને અને હિંદીઓને માટે હલકો મન ધરાવતા હતા. બસ, બધા બાયલા અને બીકણ છે એમ રોજ કહેતા હતા. આગેવાનો પણ બધા ઉપર ચોટીયા અભ્યાસ કરનાર છે, એમ તેમનું કહેવું હતું. કોઇ દેશના પ્રશ્નોનો બારિક અભ્યાસ તો કરતુંજ નહોતું એમ તેઓ માનતા હતા. વળી હિંદના સૈન્યનો વિચાર તો દેશમાં થતો જ નથી. વૉલંટીયર થવાનો હક, કોઇ માંગતુંજ નથી. બૉય સ્કાઉટની હીલચાલ કોઇ ઉપાડી લેતું નથી. વગેરે અનેક બાબતો પર તેઓ બહુ જીવ બાળતા હતા.

તેઓ દેખાવમાં ઘણા વિચિત્ર લાગતા હતા. ઉંચું શરીર પણ ઘણુંજ સુકું મોટા જેવું. માથું ઘણુંજ મોટું અને આંખે જાડા મોટા મોટા કાચના ચરમા અને તેમાંથી તેમના ડોળા મોટા દેખાતા હતા. આ ભાઇ જ્યારે વૉલંટીયરીંગની વાતો કરતા હતા, ત્યારે કૉલેજના છોકરાઓ તેમની બહુજ મશ્કરી કરતા હતા. એક જણે તો કહ્યું કે, અમદાવાદી વાણીયાની જો એક પલટણ કરવામાં આવે તો જર્મનો તો નાશીજ જાય મી. મહેતાને બધા વાણીયા પલટનના કેપટન સાહેબને નામે બોલાવતા હતા, અને વળી કહેતા હતા કે પારકા છોકરાનેજ તમે જતિ થવાની શીખામણ આપો તેવા છો. કારણ કે તમે પોતે જાણો જ છો કે તમે તો કોઇ દિવસ લડાઇની દાકતરી પરીક્ષામાં પસાર થવાના જ નથી. મી. મહેતાને આ મેણું બહુ સાલતું હતું અને કસરત કરી શરીર મજબુત કરવા મન લલચાતું પણ હતું. પરંતુ કુરસદજ મળતી નહોતી એટલે લાચાર હતા.

આ અરસામાંજ વડી ધારાસભામાં કાયદો પસાર થયો કે હિંદ રક્ષક સૈન્યમાં હિંદીઓને દાખલ થવું હોય તો દાખલ કરવા. આખું મુંબઇ તે વખતે ખળભળી ઉઠયું. લો. તિલકે બધાને તેમાં જોડાવાની સલાહ આપી. ઠેકાણે ઠેકાણે ભરતી માટે સભાઓ થવા માંડી, અને યુવકોમા અપૂર્વ ઉત્સાહ ફેલાયો. વિલ્સન કૉલેજમાં પણ આ પવન વાયો, અને ત્યાં પણ કોઇ કોઇ છોકરાઓ તૈયાર થઇ ગયા. આ વખતે સઘળાની નજર મી. મહેતા તરફ વળી. અત્યારે પોતાની નબળી તબિયત મી. મહેતાને સાલતી હતી. આ કામ તેમના મન મુજબ ઘણું સારૂં હતું. પોતાને તેમાં જોડાવાનો ઘણો ઉત્સાહ હતો. બીજા જેમ વધારે જોડાય તેમ સારૂં, એમ માનીને બધાને જોડાઇ જવાનો ઉપદેશ કરવાનો વિચાર થતો હતો. તેઓ પ્રથમ લશ્કરી દાકતર પાસે ગયા, દાકતરે તપાસીને તદ્દન નાલાયક ઠરાવ્યા. કદાચ છ મહિના પુરતી કસરત, ઉત્તમ હવા, અને સારો ખોરાક લેવો તો લાયકાત આવે ખરી! એમ કહ્યું. આ માંગણી નિરાશ થઇ મી મહેતા પાછા વળ્યા. પોતાથી જઇ શકાતું નથી પણ બીજા ઘણાને સમજાવીને મોકલી શકાય તેના પ્રયત્ન કરવાનો તેમણે નિશ્ચય કર્યો .

અને લશ્કરી દાક્તર ત્યાં આવતા હતા અને આવેલા લોકોને તપાસતા હતા. બધા ઉસ્તાદોને આની માહિતી રહેતી હતી. મી. મહેતાને ત્યાં લઇ જવામાં આવ્યા તે દિવસે દાક્તર ત્યાં આવેલા હતા. મી. મહેતાને તપાસીને તેમણે સંતોષ જાહેર કર્યો. આંખે ચસ્મા હતા, પણ તેમણે કહ્યું કે ચલાવી લઇશું. મી. મહેતાયે ઉસ્તાદજીના કહેવાથી પોતે ગુજરાતી છે તે વાત છુપાવી, લઢાયક જાતિના રેક્રુટ તરિકે તેમનુ નામ નોંધાયું, અને તેઓ છાવણીમાં રહેવા ગયા. આજે મી. મહેતાના હર્ષનો પાર નહોતો. ઉસ્તાદને ઠરાવેલી કરતાં વધારે રકમ આપી સંતોષ્યા. અને તે દિવસે તેઓ સુખની નિદ્રામાં પોઢયા.

મુબાંઇ યુનિવરસીટી કોરની તાલિમ પૂરી થઇ ગઇ હતી. હિંદની અંદર કોઇ પણ ઠેકાણે જરૂર પડતાં તેમને બોલાવવામાં આવશે, એમ વિદ્યાર્થીઓને કહેવામાં આવ્યું હતું. બધા વિદ્યાર્થીઓ પાછા પોતાને કામે લાગી ગયા હતા, અને લઢાઇમાં જવું પડશે એવો સ્વપ્ને પણ તેમને ખ્યાલ નહોતો. એટલામાં પેશાવર પાસે સરહદ ઉપર રમખાણુ જાગ્યું. જર્મન લશ્કર આ તરફ આવે છે એવી બૂમ સાંભળીને તાયફાવાળાઓએ તોફાન શરૂ કર્યું, અને ત્યા આગળ એક મોટું લશ્કર મોકલવાની જરૂર પડી. વડા સેનાપતિનો હુકમ એવો હતો કે ખરેખરી લઢાઇનો અનુભવ હિંદી વૉલંટીયર પલ્ટનોને આપવા માટે તેમની ટુકડીઓને આ વખતે પેશાવર મોકલવી. આ હુકમ મુજબ મુંબાઇ યુનિવરસીટી કોરને પણ પેશાવર ઉપડી જવાનો હુકમ થયો. જે છોકરાઓ ફક્ત મઝાને ખાતર જોડાયા હતા, તેમના તો હોંસ ઉડી ગયા. કાંઇક બનાવટી માંદા થઇ ગયા. કાંઇકના માબાપ છોકરાને અટકાવવા પ્રયત્ન કરી રહ્યા. પરંતુ એકંદરે કોઇ ફાવ્યા નહિ, અને બધાને જવું પડયું. તેમના ઉપરી તરિકે વિલ્સન કૉલેજનો એક યુરોપિયન્ પ્રૉફેસર હતો. આ ટુકડીની સંખ્યા નાની હોવાથી એક જુદી ટુકડી તરિકે તેને રાખી શકાય તેમ નહોતું. તેથી એક નિયમિત લશ્કરના વિભાગ તરિકે તેને રાખવામાં આવી જે લશ્કરમાં મુંબાઇની ટુકડી ભેળવવામાં આવી, તેજ લશ્કરમાં મી. મહેતા એક નિયમિત સૈનિક હતા, તેઓ તો હવે સૈન્યના નિયમિત ખોરાકથી, અને નિયમોથી ટેવાઇ ગયા હતા. તેમને કોઇપણ પ્રકારનું દુઃખ લાગતું નહોતુ. તેમને સૌ કોઇ પંજાબના રહેનારી ગણતું હતું, અને કાંઇક અંગ્રેજી આવડે છે એમ જાણી કૅપ્ટન સાહેબ ઘણું ખરૂ પોતાના ઑર્ડર્લીનું કામજ તેને સોંપતા હતા. હોંશીયાર માણસ, અને તેમાયે કૅપ્ટનનો સહવાસ થવાથી મી. મહેતા સૈન્યના કાર્યમાં બહુ પાવરધા થઇ ગયા હતા. તેમના કૅપ્ટન કહેતા હતા કે તું કોઇ દિવસ નામ કાઢીશ.

મુંબાઇવાળી ટુકડી આવી. લાહોરથી પેશાવર ઉપડી જતા પહેલાં, મુખ્ય લશ્કર સાથે ભેગી કવાયત કરવાની હતી આ ટુકડીના એકેએક માણસને મી. મહેતાયે તો ઓળખ્યા પણ મી. મહેતાને કોઇ ઓળખી શકયુજ નહિં. એક તો તેમનો દેખાવજ ફરી ગયો હતો અને વળી તેઓ અહિં હશે એમ કોઇને ખ્યાલ પણ નહિ. મી. મહેતા પણ એ લોક સાથે બિલકુલ ભેળાતા નહોતા. ભેગી કવાયત કરીને આખું લશ્કર પેશાવર તરફ વિદાય થયું. યુનિવરસિટીવાળાને તો ખાવા પીવાનું દુઃખ બહુ સાલવા માંડયુ. પૂને શીખવા ગયા ત્યારે તો જુદા ફંડો અને ગાંઠના પૈસાથી તેમણે સહેલ માણી હતી પણ અહિં તો ગાંઠના પૈસા ખર્ચીને પણ કાંઇ લેવાય તેમ નહોતું. એકવાર છોકરાઓએ પોકાર ઉઠાવ્યો તો તરત તેમને કાયદેસર બનાવવામાં આવ્યો. વિદ્યાર્થીઓને ખોરાક રૂચે નહિ પરંતુ એકંદરે ખોરાકનો દોષ નહોતો. સામાન્ય સીપાઇઓ ખાય તેવો ખોરાક હતો.

સુખે દુઃખે સઘળા પેશાવર પહોંચ્યા. ત્યાં કામ વિકટ હતું. જુદા જુદા તાયફાવાળાઓ જુદા જુદા મથકોમાં ભરાઇ રહ્યા હતા, અને ત્યાંથી લાગ જોઈ જુદા જુદા અંગ્રેજી કીલ્લાઓ ઉપર ધસી આવતા હતા અને ફાવી જાય તો દારૂગોળો કે લશ્કરી અસબાબ લૂટી પણ લેતા હતા. આ લોકો પર્વતના એવા ભાગ ઉપર ભરાઇ રહેતા હતા કે બ્રિટીશ લશ્કર ત્યાં જઇ શકતું નહોતું. તેથી આખી સરહદ ઉપરના કીલ્લાઓ વચ્ચે લશ્કરના જુદા જુદા ભાગ વહેંચી નાખવા પડયા હતા, અને ફક્ત બચાવનુંજ કાર્ય કરવું પડતું હતું. હુમલો કરી શકાતો નહોતો. મી. મહેતાએ બીજા કેટલાએક સીપાઇઓ સાથે મળી ગુપ્તચરનું કાર્ય માથે લીધું. તેઓ રાત્રે, બપોરે, મધ્યા સમયે, ગમે ત્યાં ભટકયા કરતા હતા. અને એકવાર તો તેઓના ઉપર તાયફાવાળાને વહેમ પણ આવ્યો હતો અને તેમને પકડવા પાછળ પડયા હતા. પરંતુ મી. મહેતાયે છુપાવાના સ્થળો પણ અગાઉથી જોઇ રાખ્યા હતા, એક ઝાડના પોલા થડમાં તેઓ પેસી ગયા, અને તેમની પાછળ પડેલા માણસો, તે ઝાડની પાસે થઇને પસાર થઇ ગયા. આ હકીકત સાંભળી તેમના કેપ્ટન સાહેબે તેમની ઘણી પ્રશંસા કરી હતી.

એક દિવસ પરોઢમાં વિચિત્ર વેશે મી. મહેતા કેપ્ટન પાસે આવી પહોંચ્યા. તેમના કપડાને ઝડકા ગયા હતા, હાથે ઉઝરડા પડયા હતા અને ઢીંચણો છોલાયેલાં હતાં. આવીને તેમણે ખબર આપી કે આજે એક ટોળીનું રહેઠાણ શોધી કાઢયું છે, અહિંથી થોડેકજ છેટે એક પર્વતના કોતરમાં ફક્ત સો મવાલી માણસો છે. એક ખીણને માર્ગે સંતાતો છુપાતો હું ફરતો હતો ત્યાં મેં અવાજ સાંભળ્યો. આ ખીણ અને કોતરની વચ્ચે ફક્ત એક પત્થરની દીવાલ જેવુંજ હતું તેમાં ઘણે ઠેકાણે કાણાં હતાં, અને કોતરમાં બનતું બધું જોઇ શકાતું હતું. તેઓએ રાંધવા માટે દેવતા સળગાવ્યો હતો, એટલે પૂરતું અજવાળું પડતું હતુ. તે લોકો પુસ્તુ ભાષામાં વાત કરતા હતા. આ ભાષા થોડી ઘણી હું સમજી શકું તેટલું જ્ઞાન મેં મેળવી લીધું છું. એમની વાતચીત ઉપરથી જાણ્યું કે કાલે સાંજ સુધીમાં અઢીસેં ત્રણસે માણસો પૂર્વ તરફથી તેમની મદદે આવશે. જો સાહેબની ધ્યાનમાં આવે તો મારી સૂચના એમ છે કે પચીસ પચીસ માણસના બે વિભાગ કરીને આજ રાત્રેજ બે જુદી જુદી જગ્યાએથી આ ખીણ ઉપર હલ્લો કરીશું તો એક પણ માણસ નાસી શકશે નહિ મેં બે જગ્યાઓ જોઇ રાખી છે. એક એક મશીન ગન ગોઠવીશું તો તે લોકો ત્રાસીને એકદમ શરણે આવી જશે. પણ ચુંટી કાઢેલા માણસો મજબુત અને હિંમતવાન હોવા જોઇએ સાહેબને આ વાત પસંદ પડી, અને બે જણે મળી પચાસ માણસો તારવી કઢયા. યુનિવરસીટી કોરને પણ અનુભવ આપવો જોઇયે એમ ધારીને તેમના પ્રોફેસર સુધ્ધાંત દશ માણસ લેવાના ઠરાવ્યા. પ્રોફેસર સાહેબને ત્યાં તરત બોલાવ્યા અને બધી હકીકત કહી. તેઓએ પણ બહુ ઉત્સાહ દર્શાવ્યો. છેવટે એમ ઠર્યું કે કેપ્ટન સાહેબ પોતાની સાથે પચીસ માણસ લઇને એક તરફ જાય. બીજી તરફ પ્રોફેસરના ઉપરીપણા નીચે વીસ માણસ જાય. વીસ સામાન્ય સૈનિકો અને દસ યુનિવરસીટી વાળા મી. મહેતા, જેમનું નામ ત્યાં મહેતાબસીંગ જાણીતા હતા, તે પ્રોફેસરની સાથે રહે. કેપ્ટને પ્રોફેસરને ખાસ કહ્યું હતું કે જો કે ઉપરી તમે છો તોપણ મહેતાબસીંગની સલાહ લઇનેજ પગલું ભરજો. બપોરે ચુંટી કાઢેલા માણસોની ખાસ

કવાયત થઇ, અને રાત્રે કુચ કરવા માટે તૈયાર રહેવા તેમને હુકમ થયો. વખતસર બે ટુકડીઓ જુદે જુદે માર્ગે ચાલી. કેપ્ટન સાહેબની સાથે મી મહેતાએ રસ્તાનો ભોમિયો પોતાની સાથેનો આપ્યો હતો. તેઓએ એક નાકુ ઘેરીને બેસી રહેવાનું હતું. મહેતાવાળી ટુકડી બીજે રસ્તે જઇ તેમના ઉપર હુમલો કરવાની હતી. અને જેવા શત્રુઓ ગભરાઇને નાસવા માંડે એટલે કેપ્ટનની ટુકડીએ પોતાનું કામ કરવાનું હતું. ધારેલે ઠેકાણે બન્ને ટુકડીયો સલામતીથી પહોંચી તો ખરી. તાયફાવાળા રાંધવા ખાવામાં પડેલા હતા, અને પોતાની ભરાઇ રહેવાની જગાને તદન સલામત જાણતા હોવાથી, તેમને કોઇ પણ જાનનો વ્હેમ આવ્યોજ નહિં. મહેતા વાળી ટુકડી ઉંચાણ ઉપર હતી. તાયફાવાળા નીચાણમાં કોતરમાં હતા. નીચે દેવતા હતો, તેના પ્રકાશથી તેઓને જોઇ શકાતા હતા. ઉપરવાળા દરેક જણના હાથમાં ભરેલી બંદુક તૈયાર હતી દરેક જણ પોતાના માણસને તાકી રહ્યો હતો. ધીમી છેક નિસાસા જેટલી ધીમી, સીસોટી થતા ત્રીસે બંદુકો એકદમ છુટી. નીચે આઠ દસ માણસો લાંબા થઇ ગયા. બધા એકદમ ચોંકીને તૈયાર થઇ ગયા, બંદુકો તેમની પણ ભરેલી તૈયાર હતી પણ કોની તરફ મારવાની છે તે દેખાતું નહોતું. આખરે તેમણે બંદુકો ફોડી પણ ઉપર વાળા તો ઉંધા સુતેલાજ હત . એકને પણ ઇજા થઇ નહી. ફરી પાછી ત્રીશ ગોળીયો છુટી અને બીજા આઠ દસ પડયા. આ સમયે મી. મહેતાયે મશીન ગન ચાલુ કરવાનો હુકમ આપ્યો. ઉપરાઉપરી બાર છુટયા. તાયફાવાળાઓએ જાણ્યું કે ઘણુંજ લશ્કર ટોચ ઉપર હશે અને તેથી તેમણે નાસવા માંડયું. પણ નાસવાનો માર્ગ એકજ હતો. અને ત્યાં કેપ્ટનવાળા માણસો તૈયારજ હતા હાંફલા ફાંફલા નાસતા નાસતા એ લોકો આવ્યા કે તરતજ કેપ્ટને પચીસ ગોળીયોથી તેમને આવકાર આપ્યો. બીજી તરફથી મી. મહેતા બધા રસ્તાના ભોમીયા હતા, ટોચ ઉપરથી તેઓ થોડું ચક્કર લઇ માણસો સહીત તરતજ કેપ્ટનને પડખે આવી પહોંચ્યા. અને જબરો મારો શરૂ થયો. તાયફાવાળાઓએ શરણ શરણની બુમો પાડી. તેમના અર્ધ ઉપરાંતના માણસો કપાઇ ગયા હતા. તેમના સરદારે બંદુક નીચે નાંખી દઇ બંન્ને હાથ ઉંચા કરી દીધા-અને તેની પાછળ તેના બધા સૈનિકોએ પણ તેમજ કર્યું. કેપ્ટન સાહેબ આગળ વધ્યા. મી. મહેતાયે બધાને પોતાની બંદુકો તો તાકેલીજ રાખવા હુકમ આપ્યો હતો કારણ કે આ લોકોનો વિશ્વાસ રાખવામાં કદાચ આવેલી બાજી હાથથી જાય એવી તેમને દહેશત હતી. પ્રોફેસર સાહેબના મનમાં કે હવે તો બાજી બધી હાથમાંજ છે, એમ ધારીને એ તો જરા આડા અવળા ફરવા મંડયા. મી. મહેતાની નજર તેની તરફજ હતી એટલામાં એકાએક મી. મહેતા દોડયા. બંદુકનો કુંદો ચઢાવીને ધસ્યા. પ્રોફેસરની આગળ આવી ઉભા અને એકદમ તેમના ખભા ઉપર પ્રહાર પડયો. પ્રોફેસર સાહેબ તો કંઇ સમજ્યાજ નહિં. પણ મી. મહેતા ઉપર મહેતાબસીંગની સાથેજ એક તાયફાવાળો પડયો. મી. મહેતાનો કુંદો તેના પેટમાં પેસી ગયો હતો. અને મી. મહેતાયે પ્રોફેસરનો જીવ બચાવ્યો હતો. પ્રોફેસર બેખ્યાન પણે જતા હતા તે સમયે ઘાયલ થઇને પડયો હોય તેમ એક માણસ પડેલો હતો. પ્રોફેસરની નજર આડી જોઇને એણે ઉઠીને એકદમ પ્રહાર કરવાનો મનસુબો કર્યો. મી. મહેતાએ આ જોયું. અને દોડયા. તે જરા મોડા પડયા. એટલે પેલાનો જમૈયો તેમના ખભા ઉપર પડતાંની સાથે કુંદો તેના પેટમાં પેઠો. મી. મહેતા ન હોત તો પ્રોફેસરનો જીવ જાત મી. મહેતાને ઘા સખ્ત થયો હતો અને તે બેભાન થઇને પડયા.

કેપ્ટને બધાના હથિયાર લઈને કેદ કર્યા. જેટલા ઘાયલ થઈને પડયા હતા તેમના હથીયાર પણ છોડી લીધા. પછી છાવણીમાંથી ડોળીઓ વાળાને બોલાવ્યા અને મડદાં એક તરફ કર્યાં, અને ઘાયલ થયલાને ઇસ્પીતાલના તંબુમાં મોકલ્યા. મી મહેતાને એક ખાસ ડોળીમાં નાંખીને લઈ જવામાં આવ્યા. તેમનો ઘા સખ્ત હતો. પણ ગંભીર નહોતો. જે ટોળીને પકડવામાં આવી તે આગેવાન ટોળી હતી, અને તે પકડાયાથી બીજી બધીએ સલાહ કરી દીધી અને ત્રણ દિવસમાં તો આખી છાવણી પેશાવર પાછી ફરી. અહિં મી. મહેતાને હોસ્પીટલમાં રાખવામાં આવ્યા હતા. હજી તેમને પૂરૂં ભાન આવ્યું નહોતું. પ્રોફેસર સાહેબ દરરોજ મી. મહેતાની ખબર કાઢવા જતા હતા. દરેક જણ મી. મહેતાની હોંશીયારી જોઈ અંજાઈ ગયું હતું. કેપ્ટને પણ પોતાના રૂકકામાં મહેતાબસિંગના ઘણાજ વખાણ કર્યાં, અને તેના વગર આ ટોળા પકડાતજ નહિ એમ જણાવ્યું. વળી પ્રોફેસરનો જીવ બચાવ્યાની વિગત પણ તેમાં લખી. એકદમ તારથી તેને શાબાશી આપવામાં આવી અને પહેલા વર્ગનો ચાંદ આપવામાં આવ્યો. સાતે દીવસે મી, મહેતાને ભાન આવ્યું. પથારી પાસે પ્રોફેસર બેઠેલા હતા. તેમને જોઈને તે બોલ્યા, પ્રભુનો ઉપકાર માનો. મને નિરાંત થઈ છે કે આપ સાહેબ જીવતા છો. મેં જાણ્યું કે હું મોડો પડયો, તે દુષ્ટ જરૂર તમારો જીવ લેત. મી. મહેતાને ભાન આવ્યા પછી શક્તિ બહુજ ઉતાવળી આવી. પ્રોફેસર રોજ ત્યાં આવતા હતા. એક દિવસ મી. મહેતાયે પૂછ્યું. “ સાહેબ તમે તમારા એક વિદ્યાર્થી મી. મહેતાને ઓળખો છો ?” પ્રોફેસરે હા કહી. તેની બુદ્ધિની ઘણીજ પ્રશંસા કરી અને છેવટે જણાવ્યું “કે તેને લડાઈમાં જવાની બહુ હોંશ હતી, પણ શરીર તદન નિર્માલ્ય હોવાથી નિરાશ થઇ ચાલી ગયો. કદાચ નિરાશાથી બિચારાનું ભેજું પણ ખસી ગયું હશે; પણ તમે હિંદુસ્તાની એ ગુજરાતીને ક્યાંથી ઓળખો ?” મી. મહેતાયે હસીને જણાવ્યું કે “સાહેબ હુંજ એ મહેતા. આપ મને ઓળખી ન શક્યા ? આપ મારા પ્રિય અધ્યાપક હતા અને આપના પ્રાણ બચાવીને આપે મને જે ઉત્તમ શિક્ષણ આપ્યું હતું તેનો બદલો હું વાળી શક્યો છું. તેથી મને સંતોષ છે, ’ પછી તેણે પોતાનો ઇતિહાસ પ્રોફેસરને કહી સંભળાવ્યો. પ્રોફેસર તો દીંગજ થઇ ગયા અને કહ્યું આપણી કોલેજના પ્રોફેસરોમાંથી કોઇજ તમને ઓળખી શક્યું નહી તે કેવી નવાઇની વાત ! આટલું કહી તેઓ એકદમ કેપ્ટન પાસે ગયા અને બધી હકીકત કહી. કેપ્ટનને તો તેના તરફ પક્ષપાત હતોજ અને તે સુશિક્ષિત છે તે જાણી તેઓ બહુ આનંદ પામ્યા. તેમણે કહ્યું કે એક બે વાર મારી સાથે વાતચીત કરતાં એમણે વ્યુહરચના સંબંધી બહુ ચર્ચા કરી હતી, ત્યારે મને લાગ્યું હતું ખરૂં કે એણે યુદ્ધ વિજ્ઞાનનો અભ્યાસ કર્યો હશે ખરો. પણ પછી વળી તે વાત ભૂલી ગયો. કેપ્ટન સાહેબે તેજ દિવસે સીમલે તાર કરી ખબર આપી કે મી. મહેતાબસીંગ તે ગુજરાતનો રહેવાશી મી. મહેતા છે, તે ઉચ્ચ કુટુંબનો છે, અને બી. એ. ના વર્ગ સુધી તેણે અભ્યાસ કરેલો છે, અને ફરીથી તેના ગુણ ગાઇ તેને ખાસ કમીશન આપવા માટે ભલામણ કરી હતી.

બીજે દિવસે મી. મહેતા હોસ્પિટલમાંથી છુટા થવાના હતા. તેમની વાત આખા સૈન્યમાં ફેલાઇ ગઇ હતી. વિલ્સન કોલેજના વિદ્યાર્થીઓ તેમને મળવા આતુર થઇ ગયા હતાં, તે દિવસે કેપ્ટનની સંમતિથી તેઓએ એક મોટો મેળાવડો યોજ્યો હતો. મી.

મહેતાને માનપત્ર આપવાનું હતું અને તેમાં પ્રમુખસ્થાન લેવા માટે હીઝ એક્સેલન્સી કમાન્ડર-ઇન-ચીફ જેઓ તેજ દિવસે પેશાવર અન્ય કાર્યને માટે આવનાર હતા, તેમને આમંત્રણ કર્યું હતું. કમાંડર-ઇન-ચીફે આમંત્રણ સ્વીકાર્યું, મેલાવડો ઘણોજ સરસ થયો, અને પ્રમુખે જાહેર કર્યું કે તમને જરાએ ખ્યાલ નથી તેવું માન મેળવવા આજના મહેમાન ભાગ્યશાળી થયા છે. નામદાર વાઇસરોય સાહેબને મેં પૂછાવ્યું હતું તેની મંજૂરીનો તાર હમણાજ આવ્યો છે. આજના આપણા મહેમાન હવેથી લેફટેનંટ મહેતાના નામથી ઓળખાશે, તેમને માટે ખાસ કમિશન મંજૂર થયું છે, અને પોતાના જીવને જોખમે ઓફિસરનો જાન બચાવવા માટે તેઓ V. C. મેળવી શક્યા છે. આ સાંભળી આખી સભા હર્ષનાદથી ગાજી રહી. મહેતાયે એકેએક સૈનિકનો પ્યાર સંપાદન કર્યો હતો. એ વિલ્સન કોલેજના વિદ્યાર્થીઓએ તો લેફ્ટેનંટ મહેતાની ખુરશી ઉપાડી લીધી, અને તેમને આખી સભામાં ફેરવ્યા.

× × × × × ×

સરહદ ઉપરનું તોફાન શમી જવાથી, બધી ટુકડીઓ વિખરાઇ ગઇ છે. લેફ્-મહેતા હવે નિયમિત લશ્કરમાંજ છે, અને હાલમાં તેમની નિમણુંક મુંબઇના સેનાપતિના હાથ નીચે થઇ છે. પોતાને મશ્કરીમાં વાણીયા પલ્ટનના કેપ્ટન બધા કહેતા હતા, તે યાદ રાખી વાણીયાઓમાંથી મહા મહેનતે તેમણે હિંદ રક્ષક સૈન્યમાં એક ટુકડી ઉભી કરી છે. તેમનો પુસ્તકોનો પ્રેમ હજી જેવોને તેવોજ છે, અને રાજ્ય બંધારણની બાબતમાં પણ તેમના મનની ગણના કરવામાં આવે છે. ભણકારો કહે છે લેફ્-મહેતાનું ભવિષ્ય ઉજળું છે. રાજનીતિમા હિંદ માટે ઉદાર દૃષ્ટિ રાખવાનું કર્યા પછી આવો કુશળ સૈનિક અને વિદ્વાન રાજ્યનીતિજ્ઞ કયા દરજ્જા સુધી પહોંચશે તે કોઇયે કળી શકે નહિ ? પોતાના અંગત અનુભવ ઉપરથી તો અત્યાર સુધીમાં પણ તેમણે સામાન્ય સૈનિકોને માટે ઘણી ઉદારતા મેળવી હતી, અને તેમની સ્થિતિ ઘણે અંશે તેઓએ સુધરાવી હતી. આવા વીર નર હિંદમાં વધારે નિપજો.

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ.

---

## અહલ્યાશ્રમ ( ઇંદોર ).

---

અહલ્યાશ્રમ એ ઇંદોરમાં આવેલું વિધવાશ્રમ અને કન્યાવિદ્યાલય છે. ઇંદોર શહેરથી એકાદ માઇલ દૂર છે. તેનું મકાન બેઠા ઘાટનું અને માળ વગરનું છે. આગલા ભાગમાં ન્હાનો બાગ છે. પ્રતાપી રાણી અહલ્યાબાઇ હોલ્કરના નામ ઉપરથી આ આશ્રમનું નામ પાડયું છે. મકાનના ચોગાનમાં અહલ્યાબાઇનું પુતળું પણ મૂકેલું છે.

આશ્રમમાં નિરાધાર વિધવાઓને રાખવામાં આવે છે. તે ઉપરાંત આશ્રમનીજ શાળામાં ભણતી બીજી કન્યાઓ માટે બૉર્ડિંગ હાઉસ પણ છે. આશ્રમને અંગેજ 'ચંદ્રાવતિ મહિલા વિદ્યાલય' નામની શાળા પણ છે. હાલના મહારાજા હોલ્કરનાં પટરાણી ચંદ્રાવતીના નામ સાથે આ વિદ્યાલય જોડવામાં આવ્યું છે. બે વિશાળ ચોકની આસપાસ

આશ્રમનાં તેમજ નિશાળના મકાન બાંધેલાં છે. આખા મકાનમાં સર્વત્ર સ્વચ્છતા અત્યંત છે. ધૂળ, કચરો કે જાળાં તો જાણે આ જગાએ કદાપિ થતાંજ ન હોય, એમ લાગે છે. આવી સ્વચ્છ સાર્વજનિક જગા ભાગ્યેજ જોવામાં આવે છે.

અભ્યાસ—'ચંદ્રાવતી મહિલા વિદ્યાલય'માં અંગ્રેજી પ્હેલા ધોરણથી મેટ્રીક્યુલેશન સુધી શિક્ષણ અપાય છે. ધોરણો સાતને બદલે નવ રાખવામાં આવ્યાં છે જેથી અભ્યાસનો બોજો ઓછો થાય છે. છેલ્લા ધોરણમાં ભણતી કન્યાઓ અલાહાબાદ યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપે છે. હાઇસ્કુલ ઉપરાંત થોડા વખતથી આશ્રમમાં રહેતી વિધવાઓ માટે નોર્મલ ક્લાસ કાઢેલો છે. ત્હેમાં શિક્ષણશાસ્ત્ર શીખવાય છે. એમને શિક્ષણ કામનો પ્રત્યક્ષ અનુભવ મળે તે માટે મરાઠી પ્રાથમિક શાળા પણ કાઢી છે. પ્રાથમિક શાળાના તેમજ હાઇસ્કુલના અભ્યાસક્રમમાં કંઇ નવીનતા નથી. પરંતુ શીખવવાની રીતમાં બીજી શાળાઓ કરતાં બહુજ ફેર છે. ઘણાખરા વિષયો Direct method મારફતે શીખવાય છે. દરેક વિષય કઇ રીતે ઉત્તમ પ્રકારે શીખવી શકાય તે માટે આશ્રમના સ્થાપક ડૉ. સુખટાણકરે જાતે ઉંડો અભ્યાસ કર્યો છે. શાળામા શીખવાના એકેએક વિષય માટે ત્હેમણે જુદાં જુદાં પુસ્તકો વાંચી પોતાને યોગ્ય લાગી તે પદ્ધતિ દાખલ કરી છે. સંગીત ચિત્રકળા, સિવણ, ભરત, વિજ્ઞાન વિગેરે વિષયો માટે ખાસ ઓરડા છે. સંગીતના ઓરડામાં ઘણાં હાથનાં હાર્મોનિયમ છે જેથી કન્યાઓ જાતેજ વગાડીને ગાઇ શકે. વિજ્ઞાનમાં પણ કન્યાઓ જાતે પ્રયોગો કરે છે. ન્હાના પાયા ઉપર વનસ્પતિશાસ્ત્ર ( Botany ) શીખવવા માટે ઘણે ઠેકાણે વર્ગની બ્હાર ન્હાના બાગ બનાવ્યા છે. સિવણ-ભરત માટે એક ખાસ શિક્ષક છે. આ શાળામાંના ભરતકામ જેવું ઉત્તમ કામ ક્વાઇકજ શાળામાં થતું હશે. પ્રાથમિક શાળામાં દરેક વસ્તુ વિષે પાઠ આપતી વખતે તે વસ્તુનું ચિત્ર શિક્ષક પાટીયા ઉપર દોરી બતાવે છે અને કન્યાઓ તેજ ચિત્ર પોતાની સ્લેટમાં કાઢે છે, આથી તે વસ્તુના જુદા જુદા અવયવો ઉપર ધ્યાન રાખવાની પરોક્ષ રીતે ફરજ પડે છે. હાઇસ્કૂલમાં પણ ભૂગોળ અને ઇતિહાસ શીખવતી વખતે શિક્ષકો જાતે નકશા કાઢી બતાવે છે. ન્હાની છોકરીઓને ભૂગોળ શીખવવા માટે એક માટીનો ન્હાનો નમૂનો બનાવવામાં આવ્યો છે. આ નમૂનામાં વચ્ચે એક પર્વતનો આકાર બનાવ્યો છે. ત્હેના ઉપર ઝાડ, પથ્થર વિગેરે પણ ગોઠવ્યાં છે. ઉપર ન્હાનાં તળાવ પણ કર્યા છે. રેલ્વે લાઇન અને તાર વિગેરે પણ કર્યાં છે. પાણીનો નળ લાવી આણી પર્વતમાંથી ઝરણો વ્હેવાનો દેખાવ કર્યો છે. એક ઝરણુ મ્હોટી નદીરૂપે વહી નીચે ઉતરે છે. નીચે એક ન્હાના ખાડાને સમુદ્ર બનાવ્યો છે. આ સમુદ્રને નદી મળી છે. સમુદ્રમાં સામુદ્રધુની, સંયોગિભૂમિ, ભૂશિર અખાત વિગેરે કર્યાં છે. તે ઉપરાંત વહાણ, દીવાદાંડી આદિ પણ રાખ્યાં છે. આ નમૂનો જોવાથી એકી નજરે ઘણું જ્ઞાન મળી શકે છે.

શિક્ષકો—શિક્ષકો ઘણાખરા ઑનરરી કામ કરનારા છે. પરંતુ ઑનરરી કામ કરનારા એટલે વેઠ ઉતારનાર એમ આપણી તરફ જોવામાં આવે છે ત્હેવું નથી. બધા શિક્ષકો ઘણાજ ઉત્સાહથી શીખવે છે. ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરના પૌત્રી અહલ્યાબાઇ શ્રીધર ભાંડારકર (એમ. એ.) પણ શાળાનાં મુખ્ય શિક્ષકોમાંના એક છે. ડૉ. સુખટાણકર જેવા

વિદ્યાવિલાસી અને શિક્ષણપ્રિય મનુષ્યો આવી સંસ્થાઓને કેટલા ઉપયોગી થઇ પડે છે, તે અહિં પ્રત્યક્ષ જોઇ શકાય છે.

**બૉર્ડિંગ હાઉસ**—વિધવાઓ અને કન્યાઓ, સર્વને રહેવા માટે શાળાવાળાજ મકાનમાં એક ભાગ રાખ્યો છે. સુવાના ઓરડાઓમાં એક એક ઓરડામાં પાંચ સાત જણ સુએ એવી ગોઠવણ છે. સર્વ ઓરડાઓ જોડાજોડ છે, અને દરેકની વચમાં બારણું છે. બારણાં ખુલ્લાંજ છે તેથી ત્યાંની સુપ્રિન્ટેન્ડેન્ટ છેક છેડાના ઓરડામાં સુએ છે છતાં આખા બૉર્ડિંગ ઉપર સામટી નજર રાખી શકે છે. આશ્રમમાં રહેનાર દરેકને એક ન્હાનો લોઢાનો ખાટલો બિછાના સાથે, એક પુસ્તકો માટે મેજ અને એક બાંકડો એટલુંજ આપવામાં આવે છે. તે ઉપરાંત દરેક જણ ઘેરથી એકજ પેટી લાવી શકે છે. આથી એ લોકોની રહેણી કરણી બહુ સારી બને છે. બિછાનાં ઉપરની ચાદરો બરફ જેવી ઉજળી હોય છે. તે ઉપરાંત બધેજ અતિશય સ્વચ્છતા છે. આટલી બધી સ્વચ્છતા મિસિસ સુખટાણકર, જેઓ એક યુરોપિયન બાનુ છે, તેમનેજ આભારી છે. ડૉ. સુખટાણકર પોતે, પોતાનાં પત્ની અને પુત્રી સાથે આશ્રમમા રહેતા હોવાથી જાતીય દેખરેખ રાખી શકે છે. ત્હેમનાં પુત્રીની ઉમ્મર માત્ર આઠ વર્ષની હોવા છતાં આશ્રમમાં જુદા જુદા મનુષ્યોના સમાગમમાં આવવાથી, અંગ્રેજી, મરાઠી અને હિંદી એ ત્રણ ભાષાઓ બહુ સારી રીતે બોલી શકે છે. ડૉ. સુખટાણકર અને ત્હેમનાં પત્ની બન્ને બહુ માયાળુ અને ભલા સ્વભાવનાં છે. અને આશ્રમને પોતાના કુટુંબ જેવોજ ગણે છે.

આશ્રમમાં રહેવાથી કન્યાઓ તેમજ વિધવાઓ ગૃહવ્યવસ્થાના શિક્ષણથી બાતલ ન થઇ જાય તે માટે બહુ સારી યોજના કરી છે. બૉર્ડિંગ હાઉસની સર્વ વ્યવસ્થા વિદ્યાર્થીનીઓનેજ સોંપેલી છે. સ્વચ્છતા રખાવવાનો, સીધું કાઢવાનો, પીરસવાનો, રસોડામાં દેખરેખ રાખવાનો, એમ દરેક જણને વારો બાંધી આપ્યો છે. તેથી દરેક જણને રોજ જુદું જુદું કામ કરવું પડે છે, અને પરિણામે સર્વ કામમાં તેઓ માહીતગાર થાય છે. આથી મોઢેથી ગૃહવ્યવસ્થા વિષે પાઠો શીખવવા કરતાં ઘણું સારૂં પરિણામ આવે છે. વળી હાથવતી સાથીયા પૂરવાની કળા જે માત્ર આપણા દેશની સ્ત્રીઓનેજ આવડે છે, તે દિવસે દિવસે ઓછી થતી જાય છે, તે નષ્ટ ન થઇ જાય માટે રસોડાના ઓટલા ઉપર દરરોજ વારા-પ્રમાણે એક જણને સાથીયો પૂરવો પડે છે

આ ઉપરાંત વિદ્યાર્થિઓને જ્ઞાન મળે તેમજ કસરત થાય એ હેતુથી એક બાજુએ ન્હાની વાડી જેવું કર્યું છે. ત્હેમાં અનેક જાતના શાક અને ફળ ઉગાડે છે. આ વાડી માટે માળી કોઇજ નથી બધુંજ કામ આશ્રમમાં રહેનારાંને કરવું પડે છે. અહિં શાક એટલાં ઉગે છે કે છેલ્લાં બે વર્ષમાં આશ્રમ માટે બજારમાંથી એક પાઇનું પણ શાક આણવું પડયું નથી વાડીમા પણ સ્વચ્છતા ઘણીજ છે; અને નવાઇ જેવું તો એ છે કે કોબીચ અને બટાટા જેવી ચીજો વાવેલી હોવા છતા પણ દુર્ગંધનું નામ નથી.

આશ્રમમાં ન્હાનું દવાખાનું પણ છે. ત્હેમાં ત્રણ ચાર બિછાનાં છે. જે વિદ્યાર્થી માંદી થાય તે અહિં સુએ છે. ત્યાં સારી રોજના વપરાશની દવાઓ રાખેલી છે. દરરોજ વાર પ્રમાણે એક જણ આ દવાખાના ઉપર દેખરેખ રાખી માંદી વિદ્યાર્થીઓની દવા અને બરદાસ્ત કરે છે. આથી નર્સિંગનું શિક્ષણ પણ મળે છે.

પ્રથમ કહ્યું તેમ અહલ્યાશ્રમ શહેરથી એકાદ માઇલ દૂર છે. તેમજ એકાંત સ્થળમાં છે, આને લીધે શહેરમાં રહેતી કન્યાઓને રોજ જવા આવવાને અગવડ પડે, પરંતુ તે માટે પણ ગોઠવણ કરી છે. એક મ્હોટી ઓમનીબસ જેવી બળદની ગાડી આશ્રમને ખરચે રાખેલી છે. તે દરરોજ સ્હવારે નિશાળના વખત પ્હેલાં શહેરમાં જઇ અમુક જગાએ ઉભી રહે છે. એટલે શહેરમાં રહેતી કન્યાઓ ત્હેમાં જઈ બેસે છે અને નિશાળે જાય છે, સાંજે પાછી આ ગાડી છોકરીઓને શહેરમાં મૂકી આવે છે. આથી ન્હાની મ્હોટી સર્વ છોકરીઓને નિશાળે જવાની મુશ્કેલ/હરકત પડતી નથી. વળી બીજો લાભ એ થાય છે કે છોકરીઓને વખતસર જવાની ટેવ પડે છે, કારણ કે જો વ્હેલાં ન જાય તો ગાડી જતી રહે અને કાં તો ચાલતાં જવું પડે અથવા તો ઘેર રહેવું પડે.

ખર્ચ—આપણા દેશની ઘણી ખરી સંસ્થાઓને પૈસાની બહુ તંગી હોય છે અને ત્હેને લીધે દરેક સંસ્થાની ઉન્નતિમાં અંતરાય આવે છે. સુભાગ્યે, અહલ્યાશ્રમ આ દુઃખમાંથી મુક્ત છે. ઘણાં વર્ષ પ્હેલાં એક હોલકર રાજાની રાણીને પેશ્વાએ એક જાગીર આપી છે. આ જાગીર કોઇને વંશપરંપરા મળતી નથી. પણ દરેક નવો રાજા ગાદીએ બેસે તે વખતે ત્હેની મુખ્ય રાણીને આપવામાં આવે છે જાગીર લગભગ હોલકરના રાજ્ય જેટલાજ વિસ્તારની છે, ત્હેના ઉપર માત્ર રાણીનીજ હકુમત ચાલે છે અને ત્હેનાં તમામ ખાતા હોલકરના રાજ્યથી જુદાં છે. આ જાગીર 'ખાસગી' કહેવાય છે, આ ખાસગી તરફથી અહલ્યાશ્રમ તેમજ ચંદ્રાવતી-મહિલા વિદ્યાલયનુ ખર્ચ પૂરૂં પાડવામાં આવે છે, તેથી કોઈ રીતની તંગી પડતી નથી. મકાનો પણ જ્યારે જોઇએ ત્યારે પૂરતી સગવડવાળાં બાંધી આપવામાં આવે છે. ડૉ. સુખટાણકરના નિરંતર પરિશ્રમ ઉપરાંત પૈસાની છુટ એ પણ અહલ્યાશ્રમની ઉન્નતિનું એક મુખ્ય કારણ છે.

આ સર્વ હેવાલ ઉપરથી જણાશે કે આપણા ગુજરાતમા ચાલતાં વિદ્યાલયો તથા વિધવાશ્રમો અને અહલ્યાશ્રમમાં કેટલો બધો ફેર છે. પ્રો. કર્વેનું આશ્રમ પણ કેટલી ઉન્નત દશાએ પ્હોંચેલું છે? આનું મુખ્ય કારણ મ્હારી અલ્પમતિ પ્રમાણે એજ છે કે આપણા લોકોમાં હજી દક્ષિણી લોકો જેવી સ્વાર્થત્યાગની વૃત્તિ આવીજ નથી. કોઇ લોકોપયોગી કામને આપણે આપણું જીંદગીનું કાર્ય સમજી ઉપાડી લેતાં શીખ્યાં નથી. ડૉ. સુખટાણકર અને ત્હેમનુ કુટુંબ કાંઇ દરિદ્ર રીતે રહેતું નથી. એક ગૃહસ્થને છાજતી રીતે રહે છે. પરંતુ આશ્રમની અને વિદ્યાલયની ઉન્નતિ એ અહોરાત્ર ત્હેમની ચિંતાનો વિષય છે. ત્હેમનું દરેક કાર્ય એનેજ અંગે હોય છે. આ કુટુંબ પ્રાર્થનાસમાજી હોઇ બહુ ધાર્મિક વૃત્તિવાળું છે. અને ખ્રિસ્તિ મીશનરીઓની પેઠે મજુરીસર્વેજ કામ કરે છે. ત્હેમના પ્રયત્નથી આશ્રમ એવી સારી સ્થિતિમાં છે કે માત્ર અહલ્યાશ્રમ જોવા ખાતરજ ઇંદોર સુધી જવુ જોઇએ એમ લાગે છે.

( મળેલું. )

# હોમરૂલરે શું જાણવું જોઈએ ?*

૧.

## આર્થિક સ્થિતિ.

### જુદી જુદી પ્રજાની આવક તથા સંપત્તિ.

હેઠળના આંકડાઓ પરથી સહેલાઇથી જણાશે કે, બીજી બધી પ્રજાઓ, મુકાબલો કરતાં થોડે ઘણે દરજ્જે સમૃદ્ધિવાન્ છે ત્યારે હિન્દુસ્તાન તો ગરીબાઇમાં ઉંડુ ગરકાવ થઇ ગયું છે. એક હિન્દીની સરેરાસ વાર્ષિક આવક, સરકારી ગણત્રી પ્રમાણે, બે પાઉન્ડ જેટલા થાય છે. આ રકમ, એક સાધારણ યુરોપિયન એક વર્ષમાં દારૂ માટે વાપરે તેના કરતાં પણ ઓછી છે હિન્દના બંદીખાનામાં એક કેદીનો ખોરાક તથા લુગડા લત્તાનો વાર્ષિક ખર્ચ સરેરાસ ત્રણ પાઉંડ ગણવામાં આવે છે. જો બિચારો હિન્દી એક હિન્દી કેદીનું કંગાળ જીવન સ્વીકારે અને પોતાની જરૂરીઆતો માત્ર કપડાં તથા ખોરાકને લગતીજ રાખે, તો પણ તે તેની બે પાઉન્ડ જેટલી હાલની આવકમાં નિર્વાહ કરી શકે એમ નથી. એક હિન્દીની સરેરાસ સંપત્તિ પાઉન્ડ ૯–૧૦–૦ છે. આ રકમ, ઇંગ્લાંડ દર વર્ષે એક સાધારણ ભીખારૂની ખોરાકી માટે ખરચે છે તેના અર્ધા ભાગ જેટલી પણ નથી, હિન્દમાં પૈસો અસમાન રીતે વહેંચાયલો હોવાથી અને વિશેષમાં બિનહિન્દીઓને ભારે આવકો મળતી હોવાથી, હિન્દના બિચારા ઉગના જન સમાજની આવકની સરાસરી એના કરતાં પણ ઓછી આવે છે. વસ્તુસ્થિતિ આવી છે ત્યારે, તેઓમાંના સંખ્યાબંધ લોકો ઘરબાર વગરના તેમજ પુરતાં વસ્ત્ર તથા અન્ન વગરના જોવામાં આવે તો તે શું આશ્ચર્યકારક છે ? એક ખ્રિસ્તી પાદરી ઘણીજ યોગ્ય રીતે કહે છે કે " આ લોકો બે ત્રણ દિવસને અંતરે એકજવાર ભોજન ખાય છે. "

### આવક તથા સંપત્તિ.

વસ્તીના માથાદીઠ જુદા જુદા રાજ્યોની સરેરાસ આવક તથા સંપત્તિની હેઠળ જણાવેલી હકીકત ઉપરથી હિન્દની દરિદ્રાવસ્થા સ્પષ્ટ રીતે માલમ પડશે.

| દેશનું નામ. | સરેરાસ વાર્ષિક આવક. પાઉન્ડ. | સરેરાસ સંપત્તિ પાઉન્ડ. |
|---|---|---|
| આર્જેન્ટાઇન .. ... ... ... | ૨૪ | ૧૪૦ |
| ઑસ્ટ્રેલિયા ... ... ... ... | ૪૦ | ૩૭૦ |
| ઑસ્ટ્રિયા ... ... ... ... | ૧૫.૫ | ૧૦૫ |
| બેલ્જીયમ ... ... ... ... | ૨૮ | ૧૭૦ |

* મી. પી. ટી. ચન્દ્રના મૂળ લેખનો આ અનુવાદ સ્વરાજ્ય લેખ માળા નં. ૧૯ તરીકે પ્રકટ થયો છે.

| | | |
|---|---|---|
| ડેન્માર્ક ... ... ... ... | ૩૨.૫ | ૨૩૦ |
| ફ્રાન્સ ... ... ... ... | ૨૭.૮ | ૨૪૦ |
| જર્મની ... ... ... ... | ૩૧ | ૧૬૦ |
| ગ્રીસ ... ... ... ... | ... | ૭૫ |
| હિન્દુસ્તાન ... ... ... ... | ૨ | ૯૩ |
| ઇટાલી ... ... ... ... | ૧૨.૨ | ૯૫ |
| નેધરલૅન્ડસ ... ... ... ... | ૨૨.૬ | ૨૪૦ |
| રૂમાનિયા ... ... ... ... | ... | ૯૫ |
| રશિયા ... ... ... ... | ૧૧.૫ | ૬૦ |
| સર્બિયા ... ... ... ... | ... | ૮૫ |
| સ્પેઇન ... ... ... ... | ૧૬.૫ | ૧૦૫ |
| સ્વીડન ... ... ... ... | ૭૨ | ૧૪૦ |
| સ્વિટઝર્લૅન્ડ ... ... ... ... | ૧૯ | ૧૫૦ |
| યુનાઇટેડ કિંગડમ ( સંયુક્ત રાજ્ય ) ... | ૪૦ | ૩૦૦ |
| યુનાઇટેડ સ્ટેઇટ્સ ( અમેરિકાના ) ... | ૪૦ | ૨૧૦ |

## મહેસુલ.

હેઠળના કોઠામાં, જુદા જુદા દેશનું માણસ દીઠ સરેરાસ વાર્ષિક મહેસુલ આપેલું છે. હિન્દુસ્તાન પર પુષ્કળ કર નાંખવામાં આવે છે. છતાં, રાજ્યની તીજોરીમાં તેનો ફાળો માણસ દીઠ ચોડી ઘણી શિલંગ કરતાં કાંઈ વધારે કર આપવો પડતો નથી. તેનો ફાળો માણસ દીઠ બમણી રકમનો થાય છે એ વાત ધ્યાનમાં લેવા જેવી છે.

## મહેસુલ.

| દેશનું નામ. | મહેસુલ. | | | દેશનું નામ. | મહેસુલ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | પાઉન્ડ | શિં | પે. | | પાઉન્ડ | શિ. | પે. |
| ઑસ્ટ્રિયા ... ... | ૪ | ૬ | ૦ | નૉર્વે | ૩ | ૦ | ૦ |
| બેલ્જીયમ ... ... | ૪ | ૮ | ૦ | રશિયા | ૧ | ૧૬ | ૦ |
| વડોદરા રાજ્ય ... | ૦ | ૧૨ | ૬ | સ્વિટઝર્લૅન્ડ | ૧ | ૧૭ | ૦ |
| ફ્રાન્સ ... ... | ૪ | ૧૫ | ૦ | તુર્કી | ૧ | ૧૧ | ૦ |
| જર્મની ... ... | ૨ | ૮ | ૦ | યુરૂગ્વે | ૬ | ૧૬ | ૦ |
| હિન્દુસ્તાન ... ... | ૦ | ૫ | ૦ | યુનાઇટેડ કીંગડમ | ૪ | ૨ | ૦ |
| ઇટાલી ... ... | ૩ | ૫ | ૦ | યુનાઇટેડ સ્ટેટ્સ | ૨ | ૧૫ | ૦ |
| જાપાન ... ... | ૧ | ૩ | ૦ | | | | |

## મીઠાંની ખપત.

એમ કહેવાય છે કે એક તંદુરસ્ત જીવન ગાળવા માટે, માણસે વર્ષમાં ઓછામાં ઓછું ૨૦ રતલ જેટલું મીઠું ખાવું જોઇએ. સઘળા દેશોમાં માણસદીઠ વધારે મીઠું ખપે છે. પરંતુ હિન્દુસ્તાનમાં તો જરૂર જેટલું પણ મીઠું ખરીદ કરવાના લોકો પાસે

સાધન હોતાં નથી. જુદા જુદા દેશોમાં માણસ દી ? વર્ષે કેટલું મીઠું વપરાય છે તે હેઠળના આંકડાઓથી માલમ પડશે.

| | | |
|---|---|---|
| યુનાઇટેડ કીંગ્ડમ ... ... ... | ૬૨ | રતલ |
| યુનાઇટેડ સ્ટેટ્સ ( અમેરિકા ) .. ... | ૪૮ | ,, |
| કૅનેડા ... ... ... ... | ૪૫ | ,, |
| ફ્રાન્સ ... ... ... ... | ૩૬ | ,, |
| જર્મની ... ... ... ... | ૩૫ | ,, |
| રશિયા ... ... ... ... | ૩૩ | ,, |
| રશિયા ... ... .. ... | ૩૩ | ,, |
| ઇટલી ... ... ... ... | ૨૫ | ,, |
| હિન્દુસ્તાન ... ... ... ... | ૧૨ | ,, |

## સેવિંગ બેન્કના ડિપોઝિટ.

હિન્દુસ્તાનમાં પોસ્ટ, ટ્રસ્ટી તથા બીજી સેવિંગ બેન્કોમાં અનામત મુકાતા નાણાની રકમ, બીજા દેશોની સાથે સરખાવતા ઘણીજ નજીવી જેવી છે. બ્રિટિશ હિન્દુસ્તાનમાં લગભગ ૮૦ લાખ પાઉન્ડ સેવિંગ બેન્કમાં છે, જ્યારે ઇંગ્લાંડમાં ૨૧ કરોડ ને ૩૦ લાખ, ફ્રાન્સમાં ૧૮ કરોડ ને ૫૦ લાખ અને જર્મનીમાં ૬૨ કરોડ ને ૮૦ લાખ પાઉન્ડ છે. બ્રિટિશ હિન્દુસ્તાનમાં ડિપોઝિટની રકમ માણસ દીઠ ૯ પેન્સ જેટલી પણ આવતી નથી, પરંતુ ઇંગ્લાંડમાં પાંચ પાઉન્ડ, ફ્રાન્સમાં ૪ અને જર્મનીમાં ૯ પાઉન્ડ જેટલી રકમ થાય છે.

## બેન્કના ડિપોઝિટ.

ડિપોઝિટ મૂકનારાની સંખ્યા તથા પોસ્ટ, ટ્રસ્ટી અને બીજી સેવિંગ બેન્કોમાં મૂકાતા ડિપોઝિટની રકમ અડસટે હેઠળ મુજબ છેઃ—

| દેશનું નામ. | ડિપોઝિટની રકમ. | | દર ૧૦૦૦ ડિપોઝિટ મૂકનારની સંખ્યા. |
|---|---|---|---|
| | કુલ પાઉન્ડ. | દર ડિપોઝિટ મૂકનાર દીઠ પાઉન્ડ | |
| ઑસ્ટ્રિયા ... ... ... | ૨૧૩,૦૦૦,૦૦૦ | ૩૯ | ૨૦૪ |
| ફ્રાન્સ ... ... ... | ૧૮૫,૪૦૦,૦૦૦ | ૧૫ | ૩૦૯ |
| હન્ગેરી ... ... ... | ૭૬,૦૦૦,૦૦૦ | ૪૯ | ૮૦ |
| જર્મની ... ... .. | ૬૨૮,૦૦૦,૦૦૦ | ૩૫ | ૨૮૫ |
| રશિયા ... ... ... | ૧૧૦,૦૦૦,૦૦૦ | ૧૯ | ૩૯ |
| સ્વિટ્ઝર્લૅન્ડ ... ... ... | ૪૦,૦૧૦,૦૦૦ | ૩૧ | ૪૧૯ |
| યુનાઈટેડ કિંગ્ડમ ... ... | ૨૧૦,૦૦૦,૦૦૦ | ૧૭ | ૨૭૭ |
| યુનાઇટેડ સ્ટેઇટ્સ ... ... | ૭૬૧,૦૦૦,૦૦૦ | ૮૯ | ૧૦૦ |
| કૅનેડા ... ... ... | ૧૩,૧૦૦,૦૦૦ | ૬૨ | ૩૭ |
| બ્રિટિશ હિન્દુસ્તાન ... ... | ૯,૪૦૦,૦૦૦ | ૮.૪ | ૫ |
| સીલોન ... ... ... | ૯૬,૦૦૦ | ૪.૨ | ૨૪ |
| જાપાન ... ... ... | ૧૭,૮૦૦,૦૦૦ | ૧.૩ | ૨૩૭ |

## ખેતીવાડી.

ખેતી એ હિન્દુસ્તાનના લોકોનો મુખ્ય ધંધો છે. વસ્તીના લગભગ ૭૦ ટકા ખેતીનો ધંધો કરે છે. જમીનની દરકાર લેવામાં નહિ આવતી હોવાથી, પાક ઘણો થોડો ઉતરે છે. દર એકરે ૧૫ બુશલ જેટલો પણ પાક ઉતરતો નથી, જ્યારે યુનાઈટેડ કીંગડમમાં ૩૪ બુશલ કરતાં પણ વધારે પાક ઉતરે છે. ખેડુતો મુખ્યત્વે કરીને સારૂં ખાતર પુરૂં પાડવાને અશક્ત હોવાને લીધે હિન્દમાં જમીન આટલી ઓછી ફળદ્રુપ છે. સુધારેલા નવાં ઓજારોનો ઉપયોગ મોટે ભાગે જાણીતો નથી. હિન્દ, કે જ્યાં ખેતી એ રાષ્ટ્રીય ઉન્નતિમાં સૌથી અગત્યનો વિષય છે ત્યાં તેની આવી કંગાળ સ્થિતિ છે. આના સંબંધમાં નોંધ લેવા લાયક બીના એ છે કે અકબરના વખતમાં હિન્દની જમીન વધારે ફળદ્રુપ હતી.

જુદા જુદા દેશોમાં એકર દીઠ કેટલું અનાજ ઉત્પન્ન થાય છે તે હેઠળ પ્રમાણે નોંધાયલું છેઃ—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| યુનાઇટેડ કીંગડમ | ... | ... | ... | ... | ૩૫ | (બુશલ) |
| ફ્રાન્સ | ... | ... | ... | ... | ૨૦ | ,, |
| જર્મની | ... | ... | ... | ... | ૧૮ | ,, |
| આસ્ટ્રિયા | ... | ... | ... | ... | ૧૬ | ,, |
| ઇટાલી | ... | ... | ... | ... | ૧૨ | ,, |
| રશિઆ | ... | ... | ... | ... | ૧૨ | ,, |
| હિન્દુસ્તાન | ... | ... | ... | ... | ૧૦ | ,, |

## વ્યાપાર ઉદ્યોગ.

આ ચોપાનિયામાં વ્યાપાર અને ઉદ્યોગ જેવા બહોળા વિષયના પક્ષાપક્ષનો વિચાર કરવાનું બની શકે એમ નથી. માત્ર એટલુંજ કહેવું બસ છે કે હિન્દની વ્યાપારિક અને ઔદ્યોગિક સ્થિતિમાં ભારે ખીલવણીની આવશ્યકતા છે. ઇરાન જેવા કેટલાક પછાત દેશો પણ આપણા કરતાં વ્યાપાર ઉદ્યોગમાં આગળ છે. હિન્દની આ પછાત સ્થિતિ વિષે સામાન્ય વાંચક વર્ગને ખ્યાલ આપવા સારૂ, એટલું જણાવવું જોઇએ કે ઈંગ્લાંડમાં વસ્તીના પ્રમાણમાં માણસદીઠ નિકાસ અને આયાતનો વેપાર ૪૫૦ શિલિંગ કરતાં પણ વધારે છે, જ્યારે હિન્દમાં તે ૨૦ શિલિંગ કરતાં પણ ઓછો છે. હિન્દની નિકાસ મુખ્યત્વે કરીને કાચા પદાર્થોની છે અને આયાત તૈયાર કરેલી ચીજોની છે. બીજા દેશોના ઉદ્યોગ હુન્નર માટે કાચા પદાર્થો ઉત્પન્ન કરવા સારૂ હિન્દને અથાગ મહેનત કરવી પડે છે, અને પોતાના હમેશના વપરાશની ચીજો માટે પણ હવે તેમના પરજ આધાર રાખીને બેસી રહેવું પડે છે. ખુસીના રસ્તા હતા ત્યારે હિન્દુસ્તાન ઉદ્યોગ હુન્નરમાં એટલું બધું ચઢીયાતું હતું કે દુનિયાના મોટા ભાગને તે સઘળો માલ પુરો પાડતું હતું અને તેની બનાવટમાં તેની સાથે બીજો કોઈ પણ દેશ હરીફાઇ કરી શકે એમ નહોતું. પરંતુ હવે એ સ્થિતિ દેખતી રીતે ઉલટીજ થઇ ગઇ છે.

## જુદા જુદા દેશોનો વ્યાપાર.

હેઠળના કોઠામાં જુદા જુદા દેશના વ્યાપારના આંકડાઓની સરખામણી કરવામાં આવી છે. તેમાં સામાન્ય રીતે દેશના વપરાશની આયાતો તેમજ દેશની બનાવટની નિકાસનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

| દેશનું નામ. | કુલ વેપાર પાઉંડ. | માણસ દીઠ વેપાર પાઉંડ. | શિ. | પે. |
|---|---|---|---|---|
| ન્યુ ઝીલેંડ ... ... | ૩૯,૦૦૦,૦૦૦ | ૩૫ | ૯ | ૦ |
| સ્વિટ્ઝર્લૅન્ડ... ... ... | ૧૨૬,૦૦૦,૦૦૦ | ૩૩ | ૩ | ૦ |
| ઑસ્ટ્રેલિયા... ... ... | ૧૪૭,૦૦૦,૦૦૦ | ૨૯ | ૮ | ૦ |
| કૅનેડા ... ... ... | ૧૫૫,૦૦૦,૦૦૦ | ૨૪ | ૩ | ૦ |
| યુનાઇટેડ કિંગડમ ... ... | ૧,૦૨૨૦૦૦,૦૦૦ | ૨૨ | ૧૬ | ૦ |
| આર્જેન્ટાઇન ... ... | ૧૪૦,૦૦૦,૦૦૦ | ૧૯ | ૦ | ૦ |
| નૉરવે ... ... ... | ૧૭,૦૦૦,૦૦૦ | ૧૫ | ૯ | ૦ |
| ફ્રાન્સ ... ... ... | ૫૬૬,૦૦૦,૦૦૦ | ૧૪ | ૩ | ૦ |
| જર્મની ... ... ... | ૮૭૬,૦૦૦,૦૦૦ | ૧૩ | ૯ | ૦ |
| ઇટાલી ... ... ... | ૨૨૨,૦૦૦,૦૦૦ | ૬ | ૭ | ૦ |
| ટ્યુનિસ ... ... ... | ૧૦,૫૦૦,૦૦૦ | ૫ | ૧૭ | ૦ |
| ઇજીપ્ટ ... ... ... | ૫૭,૦૦૦,૦૦૦ | ૬ | ૧ | ૦ |
| તુર્કી ... ... ... | ૪૮,૦૦૦,૦૦૦ | ૨ | ૧૬ | ૦ |
| રશિયા ... ... ... | ૨૬૮,૦૦૦,૦૦૦ | ૧ | ૧૩ | ૦ |
| ઇરાન ... ... ... | ૧૬,૦૦૦,૦૦૦ | ૧ | ૧૨ | ૦ |
| હિન્દુસ્તાન ... ... ... | ૨૮૭,૦૦૦,૦૦૦ | ૦ | ૧૮ | ૦ |

આ લેખમાં વાંચકવર્ગની સમક્ષ, દેશની દેશની કંગાળ આર્થિક સ્થિતિ બનાવનારા આંકડાઓ રજુ કરવામાં આવ્યા છે. આર્થિક સ્થિતિ અધમ હોવાને લીધે વસ્તીનો મોટો ભાગ ત્રાસદાયક ગરીબાઇમાંજ ગબડે છે, અને પરિણામે લાખો લોકો ભૂખ મરી જાય છે. એવી ગણત્રી થઇ છે કે, બ્રિટિશ સરકારના ઉદાર રાજ્ય હેઠળ હિન્દમાં ફક્ત ૪૦ વર્ષમાંજ ૩ કરોડ માણસો ભૂખમરાથી મરણ પામ્યા હતા. કમી ખોરાકના સબબે કેટલા માણસો રોગથી મરી ગયા તેનો કમનસીબે અડસટ્ટો બાંધી શકાય એમ નથી.

બીજી તરફ, આપણે ભૂતકાળનો, બલ્કે, ૧૯ મી સદીના પ્રથમ ભાગનોજ વિચાર કરીએ તો, આપણને આબાદાની તથા સુખસંપત્તિનું ચિત્ર નજરે પડે છે, અને એ બીના અંગ્રેજ લેખકોના લખાણોથી પણ પુરવાર થાય છેઃ—

ઇતિહાસકાર ડૉ. રૉબર્ટસને સને ૧૮૧૭માં "હિન્દને લગતા ઐતિહાસિક પ્રબંધ"માં હેઠળ મુજબ લખ્યું હતુંઃ—

"સઘળા યુગોમાં જે બે ચીજોની હિન્દમાં પુષ્કળ નફાથી આયાત થાય છે તે સોનું તથા રૂપું છે, પણ મોટે ભાગે રૂપું છે. પૃથ્વીના કોઇપણ ભાગમાં, જીવનના જરૂરીઆતો

અથવા મોજશોખની ચીજો માટે, પરદેશ ઉપર આટલો થોડો આધાર કોઈ પણ લોક રાખતા નથી. હવા પાણીની અનુકૂળતા તથા જમીનની ફળદ્રુપતા સાથે તેમનામાં ઘણીજ કરામત હોવાથી તેઓ જે જોઈએ તે બનાવી શકે છે. તેથી કરીને તેમની સાથે એક સરખી રીતે વેપાર ચાલ્યાંજ કરે છે, અને "કુદરતની તેમજ કળાકૌશલ્યની તરેહવાર બનાવટોના બદલામાં તેમને કિંમતી ધાતુઓ આપવામાં આવે છે."

બીજા લેખક વૉલ્ટર હેમિલ્ટને, અર્થસત્તાધિકારની રૂએ, સને ૧૮૨૮ના ધ્યસ્ટ ઇન્ડિયા ગેઝેટીઅરમાં હેઠળ પ્રમાણે લખ્યું હતું:—

"જાફરખાન તથા શુજાખાન એ બે (બંગાળના) છેલ્લા વાઈસરૉય જેમણે લગભગ ૪૦ વર્ષ રાજ્ય કર્યું હતું તેના વહિવટ હેઠળ, દેશની સ્થિતિ ઘણીજ આબાદ હતી, અને દિલ્હી ખાતે અપાતી વાર્ષિક ખંડણી સાધારણ રીતે એક કરોડ રૂપિયા જેટલી હોવા છતાં, કરનો બોજો જરાપણ લાગતો નહોતો. અલિવર્દિખાને ગાદી પચાવી પાડયા પછી, જમીનદારો એટલા તો શ્રીમંત હતા કે તેમણે, મરાઠાના હુમલાઓ પાછા હઠાવવાના વધારાના ખર્ચને પહોંચી વળવા સારૂ એક વખતે તેને એક કરોડ અને બીજી વખત ૫૦ લાખ રૂપિઆની ભેટ આપી હતી."

હિન્દની ભૂત અને વર્તમાન આર્થિક સ્થિતિનો મુકાબલો કરતાં આટલી ખુલ્લે ખુલ્લી વિરૂદ્ધતા જોવામાં આવે છે.

૨.

## કેળવણી અને આરોગ્યતા.

### કેળવણી.

ટેકિસલા અને નલન્દના વખતની તથા હાલની હિન્દની સ્થિતિનો વિચાર કરીએ તો તે તદન વધારે ખરાબ થતી ગઈ છે એમ આપણને માલુમ પડયા વગર રહેશે નહિ. પૂર્વકાળમાં જ્યારે લોકો દુનિયાના બીજા ભાગમાંથી કેળવણીને માટે આપણી તરફ આવતા, ત્યારે આજે જ્ઞાનના ટુકડા વીણવા સારૂ ઘણા ગેરલાભો સહિત આપણે બીજા દેશો પ્રત્યે જવું પડે છે. આપણને વિદિત છે કે, તિરસ્કૃત થયેલા તુર્કો, એક વખતના ચોટલીવાળા ચીનાઓ, તથા આટલાન્ટિકની પેલી મેર જાડા હોઠવાળા સીધીઓ પણ સુદ્ધાં સમસ્ત દુનિયાએ અભણના દૂર કરવાને સંગીન પગલાં ભર્યા છે. પરંતુ હિન્દના માયાળુ રાજ્યકર્તાઓએ વસ્તીના લગભગ ૯૦ ટકા જેટલાને અભણ રાખવાનું ડહાપણભરેલું ધાર્યું છે. ભવિષ્યના દરેક શહેરીને અમુક કેળવણી ફરજિયાત આપવી તથા તે કેળવણી મફત લઈ શકાય તેવી ગોઠવણો કરવી એ સંસ્કૃતિ પામેલી સમસ્ત દુનિયામાં રાજ્યની ફરજ લેખાય છે. પરંતુ બ્રિટિશ હિન્દુસ્તાનમાં તો, મફત અને ફરજિયાત કેળવણીની પદ્ધતિ માટેની લોકોની આગ્રહપૂર્વક માગણીઓ મુદ્દલ ધ્યાનમાં લેવામાં આવતી નથી. ધ્રસ્તી સન ૧,૬૬૯ ના વર્ષનીજ વાતપર, આ બક્ષીસ માટે લોકનાયકોએ અધિકારીવર્ગને જાગ્રત કરવાનું શરૂ કર્યું હતું પણ આપણા નમુનેદાર અમલદાર વર્ગ કે જેમની મેસો-

પૌરેમિપન કમિશન તરફથી થોડા વખતની વાત પર ઉચ્ચ કદર કરવામાં આવી છે તેમણે તે લોકનાયકોની હાંસી કરીને તેમને ખળભળાટ કરનારા ગણ્યા. છતાં પણ ગયા વર્ષથી મ્યુનિસિપલ જીલ્લાઓમાં મફત અને ફરજીયાત પ્રાથમિક કેળવણીની પદ્ધતિ દાખલ કરવાના પગલાં ભરાતાં ગયા છે. પરંતુ આ પગલાં, દેશની વિશાળ જરૂરીઆતોને પહોંચી શકાય તેટલાં પુરતાં નથી અને દરેક ઘરમાંથી અજ્ઞાનતા દૂર કરવામાં બહુ ઉપયોગી થઇ પડે એવા નથી. આપણી વસ્તીને નવ દશાંશ ભાગ ગામડાંઓમાં રહે છે. તેથી એ સ્પષ્ટ છે કે યોજેલાં પગલાંથી વસ્તીના મોટા ભાગને કાંઇજ અસર થશે નહિ. ગામડાઓમાંથી અભણતા દૂર કરવાને સંપૂર્ણ પગલાંઓ યોજવામાં આવે, નહિ તો, હિન્દુસ્તાન અજ્ઞાનતામાં ગરકાવ થયેલું રહેશે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેઇટ્સની સરકાર કેળવણી તરફ મહેસુલના ૩૦ ટકા કરતાં પણ વધારે નાણાં ખરચે છે, પણ હિન્દી સરકાર, જે આ પુરાતન ભૂમિના ઉછરતા લાખો લોકોના ભલાં માટે આટલો બધો ઉત્સાહ ધરાવે છે, તે હિન્દમાં લોકોની કેળવણી માટે મહેસુલના પાંચ ટકા જેટલાં પણ નાણાંની જોગવાઇ કરવાને અશક્ત છે. ચીન દેશ, પોતાની નાણાંની સ્થિતિ અવ્યવસ્થિત હોવા છતાં, દરેક વિદ્યાર્થી પાછળ બે પાઉંડ ખરચી શકે છે, જ્યારે બ્રિટીશ હિન્દુસ્તાનમાં એ રકમની અર્ધી પણ ખરચાતી નથી. પ્રાથમિક કેળવણી માટે માણસ દીઠ થોડી પેન્સ કરતા વધારે ખરચ કરવામાં આવતો નથી અને આ કંજુસપણા માટે નાણાંની તંગીનું બ્હાનું બતાવવામાં આવે છે, જ્યારે લશકરી ખાતાં માટે માણસ દીઠ એક શિલિંગ જેટલો ખરચ કરવામાં આવે છે. માધ્યમિક અને વધારે ઉચ્ચ કેળવણીની સ્થિતિ એટલીજ નિરાશાજનક છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેઇટ્સમાં ૧૦ કરોડની વસ્તી માટે ૩૫૦ યુનિવર્સિટીઓ છે જ્યારે હિન્દમાં ૨૪ કરોડ કરતાં પણ વધારે વસ્તી હોવા છતાં ફક્ત પાંચ યુનિવર્સિટી છે.

### અભણતા.

હિન્દમાં અભણતા એટલી વધી છે કે તે એક કહેવતરૂપ થઇ પડી છે. રશિયા સિવાય યુરોપના સઘળા દેશોમાં વસ્તીનો મોટો ભાગ ભણેલો હોય છે. બ્રિટિશ હિન્દુસ્તાનમાં દર હજાર દીઠ માત્ર ૧૧૦ પુરૂષોને લખતાં વાંચતાં આવડે છે જ્યારે તેની સ્ત્રીઓ તો હજારમાં માત્ર અગીઆરજ મળી આવે. દસ વર્ષની ઉપરના જે શખસો વાંચી લખી શકતા નથી તે વસ્તીના પ્રમાણમાં કેટલા ટકા છે તે હેઠળ બતાવેલું છે. એ ઉપરથી જણાશે કે અમેરિકાના સીદીઓ પણ આપણા કરતાં ઘણાજ આગળ વધેલા છે.

| | | |
|---|---|---|
| રશીયા ... ... ... ... | ૭૮ | ટકા |
| સીલોન ... ... ... ... | ૭૮ | „ |
| ફીલિપાઇન્સ ... ... ... ... | ૫૫ | „ |
| અમેરીકન સીદીઓ ... ... ... | ૩૫ | „ |
| હિન્દ... ... ... ... ... | ૯૨.૫ | „ |

### ફરજિયાત કેળવણી.

સને ૧૯૧૭ માં એકઠી કરેલી માહિતી પર એમ માલૂમ પડયું હતું કે નીચે જણાવેલા દેશોમાં પ્રાથમિક કેળવણી કાંતો ફરજીયાત અથવા મફત અથવા બેઉ ફરજિયાત

અને મફત હતી. હમણાંની વ્યવસ્થા પ્રમાણે તો થોડા વર્ષમાં ચીનમાં પણ મફત અને ફરજિયાત કેળવણીની પદ્ધતિ દાખલ થશે.

મફત અને ફરજિયાત

યુનાઇટેડ કિંગ્ડમ, ફ્રાન્સ, જર્મની, સ્વિટ્ઝર્લૅન્ડ, આસ્ટ્રિયા-હંગેરી, ઇટાલી, બેલ્જી-યમ, ડેન્માર્ક, નૉર્વે, સ્વીડન, યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા), કૅનેડા, આસ્ટ્રેલિયા, જાપાન, સર્બિયા, સૅલ્વેડોર, રૂમાનિયા, પેરૂ, પૅરગ્વે, ઇકવેડોર, ડામિનિકન—રીપબ્લીક, કાસ્ટિકા, બલ્ગેરિયા, બોલિવિયા, આર્જેન્ટાઇન, મોન્ટીનીગ્રો, અને મેક્સિકો:

મફત.

કોલમ્બિયા, ચિલે, હેઇટી, તુર્કી, ગ્રીષ્યાન, બ્રાઝિલ,

ફરજિયાત

બેલ્જીયમ, હ્યુબા. ગ્રીસ, પોર્ટુગલ, એબિસિનિયા.

## ફરજિયાતપણાની મુદત.

જુદા જુદા દેશમાં ફરજિયાતપણાની મુદત હેઠળ મુજબ રાખવામાં આવી છે:—

| | | | | |
|---|---|---|---|---|
| ઇંગ્લાંડ | ... | ... | ૫ વર્ષથી | ૧૪ વર્ષ |
| નેધર્લૅન્ડ | ... | ... | ૭ ,, | ૧૩ ,, |
| નૉર્વે | ... | ... | ૭ ,, | ૧૪ ,, |
| સ્વીડન | ... | ... | ૭ ,, | ૧૪ ,, |
| ફ્રાન્સ | ... | .. | ૬ ,, | ૧૩ ,, |
| જર્મની | ... | ... | ૬ ,, | ૧૪ ,, |
| ડેન્માર્ક | ... | ... | ૭ ,, | ૧૪ ,, |
| સ્પેઇન | ... | ... | ૬ ,, | ૧૨ ,, |
| ઇટાલી | ... | ... | ૬ ,, | ૧૨ ,, |
| સ્વિટ્ઝર્લૅન્ડ | .. | ... | ૬ ,, | ૧૫ ,, |
| આસ્ટ્રિયા | ... | ... | ૬ ,, | ૧૫ ,, |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ... | ... | ૭ ,, | ૧૬ ,, |
| કૅનેડા | ... | ... | ૮ ,, | ૧૪ ,, |
| જાપાન | ... | ... | ૬ ,, | ૧૪ ,, |
| ન્યુ ઝીલેંડ | ... | ... | ૭ ,, | ૧૪ ,, |
| આસ્ટ્રેલિયા | ... | .. | ૬ ,, | ૧૪ ,, |

## નિશાળે જતા વિદ્યાર્થીઓ.

વસ્તીના સેંકડે કેટલા ટકા છોકરાં નિશાળે જાય છે તે કેટલાક દેશના સંબંધમાં હેઠળ બતાવેલું છે:—

| | | | | |
|---|---|---|---|---|
| બેલ્જીયમ | ... | ... | ... | ૧૯ |
| ઇંગ્લાંડ તથા વેલ્સ | ... | ... | ... | ૧૯ |

| | |
|---|---|
| કૅનેડા ... ... ... | ૧૯ |
| ફ્રાન્સ ... ... ... | ૧૮ |
| પ્રશિયા ... ... ... | ૧૮ |
| હિન્દુસ્તાન ... ... ... | ૧૦૮ |

## પ્રાથમિક કેળવણી પાછળ કરાતો ખર્ચ.

જુદા જુદા દેશમા પ્રાથમિક કેળવણી પાછળ માણસ દીઠ વાર્ષિક કરાતો ખર્ચ હેઠળ મુજબ છે.

| દેશનું નામ. | ખર્ચ શિલિંગ | પેન્સ | દેશનું નામ. | ખર્ચ શિલિંગ | પેન્સ |
|---|---|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૬ | ૦ | બેલ્જીયમ | ૫ | ૪ |
| સ્વિટ્ઝર્લૅન્ડ | ૧૩ | ૮ | નૉર્વે | ૫ | ૧ |
| ઑસ્ટ્રેલિયા | ૧૧ | ૩ | ફ્રાન્સ | ૪ | ૧૦ |
| ઇંગ્લાંડ | ૧૦ | ૦ | ઑસ્ટ્રિયા | ૩ | ૧½ |
| કૅનેડા | ૯ | ૯ | સ્પેઇન | ૧ | ૨ |
| સ્કૉટ્લૅન્ડ | ૯ | ૭½ | રશિયા | ૦ | ૭½ |
| જર્મની | ૬ | ૧૦ | ઇટાલી | ૧ | ૭½ |
| આયર્લૅન્ડ | ૬ | ૫ | જાપાન | ૧ | ૨ |
| નેધરલૅન્ડ | ૬ | ૪½ | સર્વિયા | ૧ | ૨ |
| સ્વીડન | ૫ | ૭ | હિન્દુસ્તાન | ૦ | ૧ |

જુદા જુદા દેશમાં કેટલી યુનિવર્સિટીઓ છે તે હેઠળ બતાવેલું છે.

| | |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ ... ... ... | ૩૫૦ |
| જર્મની .. ... ... ... | ૨૧ |
| ઇંગ્લાંડ ... ... .. ... | ૧૧ |
| રશિયા ... .. ... ... | ૮ |
| ઑસ્ટ્રિયા ... ... ... | ૧૦ |
| ઇટલી ... ... ... ... | ૨૧ |
| બેલ્જીયમ... ... ... ... | ૨૪ |
| હૉલેન્ડ ... ... ... ... | ૪૦ |
| સ્વિટ્ઝર્લૅન્ડ ... ... ... | ૪ |
| સ્વીડન ... .. ... ... | ૨ |
| બ્રિટિશ હિન્દુસ્તાન ... ... ... | ૫ |

## ઉચ્ચ કેળવણીનો ખર્ચ.

જુદા જુદા દેશમાં માણસ દીઠ ઉચ્ચ કેળવણી તરફ ખરચાતી રકમ હેઠળ ગણેલ

છે. તે ઉપરથી જણાશે કે ઇંગ્લાંડ ખરચે છે તેનો ૪૦ મો ભાગ પણ હિન્દમાં ખરચાતો નથી.

| દેશનું નામ | ખર્ચ પેન્સ | દેશનું નામ | ખર્ચ પેન્સ |
|---|---|---|---|
| ઑસ્ટ્રિયા | ૬ | નૉર્વે | ૪ |
| બેલ્જીયમ | ૬ | રશિયા | ૨ |
| ડેન્માર્ક | ૮ | સ્પેઇન | ૧½ |
| ફ્રાન્સ | ૬ | સ્વીડન | ૬½ |
| જર્મની | ૭ | સ્વિટઝર્લૅન્ડ | ૧૧ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૧૧ | યુનાઇટેડ સ્ટેઇટસ | ૧૧ |
| ગ્રીસ | ૨ | હિન્દુસ્તાન | ½ |
| ઇટલી | ૩½ | | |

## આરોગ્ય.

હિન્દુસ્તાનના લોકોની તંદુરસ્તી કોઈ પણ રીતે સંતોષકારક નથી. પ્લેગ તથા મૅલેરિયા એકત્ર થઇને કટ્ટા શત્રુની માફક દેશમાં દાખલ થઇને પીડા કરે છે. માત્ર પ્લેગથી ૮૯,૮૦,૪૦૩ મરણ થાય છે. હિન્દમાં ૧૦૦૦ માણસ દીઠ મરણ થાય છે, જ્યારે ઘણા દેશમાં તો એથી અડધો દર પણ આવતો નથી. બાળ મરણ હજારે ૨૮૦ જેટલા થાય છે. જીંદગીની મુદત લગભગ ૨૩ છે, જે ઇંગ્લાંડમાં તેના કરતાં બમણી અને ન્યુ ઝીલેંડમાં ત્રણ ગણી છે. લગ્નનું પ્રમાણ જો કે સૌથી વિશેષ છે તો પણ જન્મનું પ્રમાણ એટલું વધારે નથી લોકોની તંદુરસ્તીની આવી શોકજનક સ્થિતિમાં હોવા છતાં વૈદિક ઉપચારો માટે પૂરતી ગોઠવણો કરવામાં આવી નથી. મદ્રાસમાં દર ૬૦,૦૦૦ માણસો અને દર ૬૦૦ ચોરસ માઈલ દીઠ એકજ દવાખાનું છે. હિન્દીઓની જરૂરીઆતો તરફ વિશેષ લક્ષ આપવાની જરૂર છે એ તો દેખીતું છે. આ બીના તરફ રાજ્યવહિવટકર્તાઓનું કેટલીક વખત ધ્યાન પણ ખેંચવામાં આવ્યું છે પણ હમેશ મુજબ તેનું કાંઇ પણ સારૂં પરિણામ આવ્યું નથી.

## જન્મ મરણનું પરિમાણ.

જુદા જુદા દેશમાં જન્મમરણનું પરિમાણ હેઠળ પ્રમાણે છેઃ—

| દેશનું નામ. | દર હજાર દીઠ મરણનું પ્રમાણ. | દર હજાર દીઠ મરણનું પ્રમાણ. | નોંધ. |
|---|---|---|---|
| બેલ્જીયમ ... ... | ૧૪.૮ | ૨૨.૬ | |
| ડેન્માર્ક ... ... | ૧૩. | ૨૬.૭ | |
| ફ્રાન્સ ... ... | ૧૭.૫ | ૧૯.૦ | (જન્મનું પ્રમાણ સૌથી ઓછું.) |
| જર્મન એમ્પાયર ... | ૧૫.૬ | ૨૮.૩ | |
| હૉલૅન્ડ ... ... | ૧૨.૩ | ૨૮.૧ | |
| હંગેરી ... ... | ૨૩.૩ | ૩૬.૩ | |
| હિન્દુસ્તાન ... ... | ૩૦. | ૩૭ | (મરણનું પ્રમાણ સૌથી વિશેષ.) |
| ઇટલી ... ... | ૧૮.૨ | ૩૨.૪ | |
| ન્યુઝીલેન્ડ ... ... | ૯.૮ | ...... | (મરણનું પ્રમાણ સૌથી ઓછું.) |
| પ્રશિયા ... ... | ૧૫.૫ | ૨૮.૯ | |
| રૂમાનિયા ... ... | ૨૨.૯ | ૪૩.૪ | (જન્મનું પ્રમાણ સૌથી વિશેષ.) |
| સર્બિયા ... ... | ૨૧.૧ | ૩૮.૦ | |
| સ્પેઇન ... ... | ૨૧.૮ | ૩૨.૦ | |
| યુનાઇટેડ કીંગ્ડમ ... | ૧૩.૮ | ૨૩.૯ | |

## આયુષ્ય પ્રમાણ.

જુદા જુદા દેશમાં માણસના આયુષ્યની થોડા વર્ષ અગાઉ હેઠળ પ્રમાણે ગણત્રી થઇ હતીઃ—

| દેશનું નામ. | પુરૂષનું આયુષ્ય. | સ્ત્રીનું આયુષ્ય. |
|---|---|---|
| ઇંગ્લાંડ. ... ... ... | ૪૪.૧ | ૪૭.૮ |
| ન્યુ ઝીલન્ડ ... ... ... | ૫૪.૪ | ૫૭.૩ |
| ઇટલી ... ... ... ... | ૪૨.૮ | ૪૩.૧ |
| ફ્રાન્સ ... ... ... ... | ૪૫.૭ | ૪૯.૧ |
| બેલ્જીયમ ... ... ... | ૪૫.૩ | ૪૮.૮ |
| પ્રશિયા ... ... ... | ૪૨.૩ | ૪૫.૮ |
| ડેન્માર્ક ... ... .. | ૫૦.૨ | ૫૪.૭ |
| નૉર્વે ... ... ... ... | [illegible] ૪ | ૫૪.૧ |
| સ્વીડન ... ... ... ... | ૫૦. | ૫૩.૬ |

૩.

## પગાર તથા નોકરીઓ.

### પગાર.

હિંદુસ્તાનમાં ઉંચા દરજ્જાના અમલદારોને જે પગારો આપવામાં આવે છે તે તદ્દન બેહદ છે. યુનાઈટેડ સ્ટેઇટ્સ જેવો ધનવાન દેશ, બીજા દેશોમાં રાજાના જેવું, સ્થાન ભોગવતા પોતાના પ્રેસિડન્ટને જે પગાર આપે છે તેના કરતાં પણ વાઇસરૉયને દર વરસે ૧૬,૭૨૯ પાઉન્ડ વધારે મળે છે અને એ રકમ કાંઇ નહિ તો, ૭૨૬૦ હિન્દીઓની સરેરાસ વાર્ષિક આવક જેટલી થાય છે. રાજ્યવહીવટના ઉપરીને એક હજાર પણ માણસની વાર્ષિક આવક જેટલો પગાર આપતો હોય એવો આખી દુનીઆમાં કોઇ પણ દેશ નથી. અહિંઆં તો એક સાધારણ પ્રાંતના ગવર્નરને, ઇંગ્લાંડનાં વડા પ્રધાનને મળે છે તેના કરતાં પણ વધારે આપવામાં આવે છે. હિન્દમાં વરિષ્ટ કારોબારી સભાના સભાસદને જે પગાર મળે છે તે નેધરલેન્ડની કેબિનેટના પ્રધાનના પગાર કરતા પાંચ ઘણો અને ઇટલીના પ્રધાનના પગાર કરતાં લગભગ દશઘણો થાય. " અગદેવતાઓ " જેઓ ખાતાંઓનું ઉપરીપણું ભોગવે છે તેમને પણ એટલાજ મોટા પગારો મળે છે. હિન્દુસ્તાનમા પોસ્ટના ઉપરીને જે પગાર મળે છે તે યુનાઇટેડ સ્ટેઈટ્સના એવાજ અમલદારના પગાર કરતાં ઓછામાં ઓછો ત્રણ ઘણો થાય છે, વળી, આ બધી ઉંચા દરજ્જાની નોકરીઓ તો ગોરા લોકોનેજ માટે ખાસ રાખી મૂકવામાં આવે છે. જ્યારે આ ઉંચી નોકરીઓના બેસુમાર પગારો હોય છે ત્યારે નીચા દરજ્જાની નોકરીઓ જે મહેરબાનીની રાહે હિન્દીઓને, અપાય છે તેનો નિર્વાહ જેટલો પણ પુરતો પગાર હોતો નથી: દાખલા તરીકે જ્યારે કેળવણીના મેમ્બરને દર વરસે લગભગ ૫૩૨૩ પાઉંડ આપવામાં આવે છે, ત્યારે પ્રાથમિક શાળાના એક શિક્ષકનો સરેરાસ પગાર ૧૦ પાઉંડ કરતાં ભાગ્યેજ વધારે હોય છે. બીજા કોઇ પણ દેશમાં, ઉપરીઓને આટલા હદ બહારના પગારો અને હલકા દરજ્જાવાળાને એકદમ ઓછા પગારોની આશ્ચર્યકારક વિરૂદ્ધતા બીજા કોઇ પણ દેશમાં જોવામાં આવતી નથી એ કહેવાની શું અગત્યતા રહે વારૂ ? પગારોના આ અમર્યાદિત પ્રમાણથી લોકોના કચરઘાણ નીકળી જાય છે ત્યારે ઉંચા દરજ્જાની નોકરીમાંથી તેમને બાતલ રાખવાની પદ્ધતિ તેમના માનસિક વિકાસને દાબી દે છે, તેમની જીવનશક્તિને શોષી લે છે અને તેમની પરતંત્રતાની લાગણીમાં વૃદ્ધિ કરે છે. આ ગેરવાજબી પદ્ધતિનો અંત આવશે ત્યારે ઈંગ્લાંડ અને હિન્દ બેઉ માટે તે એક માંગલિક દીવસ ગણાશે.

### રાજ્યવાહીવટના ઉપરીઓના પગાર.

હેઠળના કોઠામાં જુદા જુદા દેશમાં રાજ્ય ચલાવતા ઉપરીઓના પગારો આપેલા છે તે ઉપરથી જણાશે કે ૭ રાજ્ય ( ફિલિપાઇન, પોરટુગલ, ચિલે, જાપાન, ઇટલી તથા નેધરલેન્ડસ)ના ઉપરીઓના એકત્ર પગાર કરતાં પણ વાઇસરૉયને વધારે મળે છે. યુનાઈટેડ કિંગડમના વડા પ્રધાનને વાઇસરૉયના પગારનો ત્રીજો ભાગ પણ મળતો નથી.

| રાજ્યવહિવટના ઉપરીઓ. | વાર્ષિક પગાર. |
|---|---|
| | પાઉંડ. |
| હિન્દુસ્તાન, વાઇસરાય ... ... ... ... | ૧૬,૭૨૦ |
| અમેરિકા, પ્રેસિડેન્ટ ... ... ... ... | ૧૫,૬૨૫ |
| આસ્ટ્રેલિયા, ગવર્નર–જનરલ. ... ... ... | ૧૦,૦૦૦ |
| દક્ષિણ આફ્રિકા, ગવર્નર–જનરલ ... ... ... | ૧૦,૦૦૦ |
| સીલોન, ગવર્નર ... ... ... ... | ૬,૪૦૦ |
| આર્જેન્ટાઇન, પ્રેસિડન્ટ ... ... ... ... | ૬,૦૦૦ |
| યુનાઇટેડ કિંગડમ, પ્રાઇમ મિનિસ્ટર ... ... ... | ૫,૦૦૦ |
| પેરૂ, પ્રેસિડન્ટ ... ... ... ... | ૪,૮૦૦ |
| જીબ્રાલ્ટર, ગવર્નર ... ... ... ... | ૪,૫૦૦ |
| ફિલિપાઇન્સ, ગવર્નર ... ... ... ... | ૩,૭૬૦ |
| પોર્ટુગાલ, પ્રેસિડન્ટ ... ... ... ... | ૨,૬૦૦ |
| ચિલે, પ્રેસિડન્ટ ... ... ... ... | ૨,૦૬૨ |
| જાપાન, પ્રાઇમ મિનિસ્ટર... ... ... ... | ૧,૨૩૧ |
| ઇટલી, પ્રાઇમ મિનિસ્ટર... ... ... ... | ૧,૦૦૦ |
| નેધર્લેન્ડ્સ, પ્રાઇમ મિનિસ્ટર ... ... ... | ૧,૦૦૦ |

## આવક તથા પગારો.

હેઠળના કોઠામાં જુદા જુદા રાજ્યના ઉપરીઓના પગારો, ત્યાંના લોકોની સરેરાસ વાર્ષિક આવકના રૂપમાં આપવામાં આવ્યા છે. એ ઉપરથી જણાશે કે જ્યારે ફ્રાંસના પ્રેસિડન્ટને ૮૫૮ ફ્રેંચોની સરેરાસ વાર્ષિક આવક જેટલો પગાર મળે છે, ત્યારે હિન્દના વાઇસરૉયને ઓછામાં ઓછા ૮૩૬૦ લોકોની વાર્ષિક આવક જેટલો પગાર આપવામાં આવે છે. લાખો લોકો ભૂખે મરી જાય છે તો પણ પગારનું આવું અમર્યાદ ધોરણ ચાલુ રખાતું જાય છે એ હિન્દમાં બ્રિટિશ રાજ્યવહિવટનું શોકજનક દશ્ય છે.

## આવક તથા પગારો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| હિન્દુસ્તાન ... | વાઇસરૉયનો | વાર્ષિક | પગાર–૮૩૬૦ | લોકોની | આવક | જેટલો | |
| ફ્રાંસ ... ... | પ્રેસિડન્ટનો | ,, | ,, | ૮૫૮ | ,, | ,, | ,, |
| ઑસ્ટ્રેલિયા ... | ગવર્નર જનરલનો | ,, | ,, | ૨૫૦ | ,, | ,, | ,, |
| પોર્ટુગલ ... | પ્રેસિડન્ડનો | ,, | ,, | ૨૦૦ | ,, | ,, | ,, |
| ઇંગ્લાંડ ... | વડા પ્રધાનનો | ,, | ,, | ૧૧૫ | ,, | ,, | ,, |
| ઇટલી ... | ,, | ,, | ,, | ૮૩ | ,, | ,, | ,, |

## પ્રધાનોના પગારો.

વાઇસરૉયની કારોબારી સભાના સભાસદને જે પગાર મળે છે તે યુનાઇટેડ સ્ટેઇટ્સના કેબિનેટ મિનિસ્ટરના પગાર કરતાં બમણો અને જાપાનના કેબિનેટ મિનિસ્ટરના પગાર કરતાં લગભગ સાત ગણો થાય છે જુદા જુદા દેશના પ્રધાનોના પગારની હેઠળ જણાવેલી હકીકત ઉપરથી જણાશે કે વરિષ્ઠ કારોબારી સભાના સભાસદને, ઇંગ્લાંડનાં કેબિનેટ મિનિસ્ટર કરતાં પણ વધારે પગાર મળે છે.

### પ્રધાનોના પગારો.

| દેશનું નામ. | વાર્ષિક પગારો. |
|---|---|
| હિન્દુસ્તાન, વરિષ્ઠ કારોબારી સભાના સભાસદને | ૫,૩૩૩ |
| ઇંગ્લાંડ, કેબિનેટ મિનિસ્ટરને .. ... | ૫,૦૦૦ |
| દક્ષિણ આફ્રિકા, ,, ... ... | ૨,૫૦૦ |
| યુનાઇટેડ સ્ટેઇટ્સ ,, ... .. | ૨,૫૦૦ |
| કેનડા, ,, ... .. | ૧,૪૫૩ |
| નેધર્લૅન્ડ્સ ,, ... ... | ૧,૦૦૦ |
| જાપાન ,, .. ... | ૮૨૧ |
| ઇટલી પહેલા વર્ગના ,, ... ... | ૬૦૦ |
| ઇટલી બીજા ,, ,, .. ... | ૪૮૦ |

### ખાતાંઓને લગતા પગારો.

ખાતાંઓના સંબંધમા જોઇશુ તો તેમાં પણ એટલુંજ ઉઘાડાપણું નજરે પડે છે. હિન્દમા કૉમર્સ ડિપાર્ટમેન્ટના ઉપરીને, ઇંગ્લાંડ અને અમેરિકાના તેજ અમલદારના એકત્ર પગાર કરતાં પણ વધારે મળે છે. હેઠળના કોઠામાં કેટલાક દેશનાં ખાતાંના ઉપરીઓના વાર્ષિક પગારો આપેલા છેઃ—

### ખાતાંના ઉપરીઓના પગારો.

| દેશનું નામ | પોસ્ટ પાઉન્ડ | એજ્યુકેશન (કેળવણી) પાઉન્ડ | કૉમર્સ પાઉન્ડ |
|---|---|---|---|
| હિન્દુસ્તાન. .. | ૩,૨૦૦ | ૨૪૪૦૦ | ૩,૨૦૦ |
| ઇંગ્લાંડ ... | ૨,૫૦૦ | ૧૮૦૦ | ૨,૦૦૦ |
| ઑસ્ટ્રેલીયા ... | ૧,૦૦૦ | ........ | ૧,૨૦૦ |
| સ્કૉટલેન્ડ ... | ૧,૦૦૦થી૨,૦૦૦ | ૧૨૦૦ થી ૧૫૦૦ | .... |
| યુનાઇટેડ સ્ટેઇટ્સ... | ૧,૦૪૨ | ૧૦૪૨ | ૧,૦૪૨ |
| કેનેડા... ... | ૧,૦૪૨ | ૧૦૪૨ | ૧,૦૪૨ |

પ્રાથમિક શાળાના શિક્ષકો તથા કૉન્સ્ટેબલોના પગારો. પ્રાથમિક શાળાના શિક્ષકો તથા કૉન્સ્ટેબલોને સરેરાસ વાર્ષિક પગાર શું મળે છે તે કેટલાક દેશના સંબંધમાં હેઠળ બતાવેલું છેઃ—

| દેશનું નામ. | શિક્ષકનો પગાર પાઉંડ | કૉન્સ્ટેબલનો પગાર પાઉંડ. |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ ... ... | ૩૧૨ | ૨૧૯ |
| ઇંગ્લાંડ ... ... ... | ૧૦૦ | ... |
| ઑસ્ટ્રિયા ... ... | ૩૬ | ... |
| જાપાન .. ... ... | ૩૧ | ૧૬ |
| પોર્ટુગલ ... ... ... | ૭૦ | ... |
| હિન્દ ... ... ... | ૧૦ | ૮ |

## બ્રિટિશ હિંદુસ્તાન તથા વડોદરા રાજ્યના પગારો.

વડોદરાના રાજ્યની સાથે સરખાવતાં પણ પગારોમાં એટલીજ અસમાનતા માલમ પડે છે. બ્રિટિશ હિન્દુસ્તાનની પ્રાંતિક કારોબારી સભાના એક સાધારણ સભાસદને પણ, વડોદરાના વડા પ્રધાન (દિવાન)ને મળે છે તેના કરતા વધારે મળે છે. હિન્દમાં સ્થાનિક સરકારના એજ્યુકેશન સેક્રેટરીને વડોદરા રાજ્યના એજ્યુકેશન મિનિસ્ટરને મળે છે તેના કરતાં બમણો પગાર મળે છે. બ્રિટિશ હિન્દુસ્તાનમા ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશનને પણ, વડોદરાના મિનિસ્ટર ઑફ એજ્યુકેશન કરતાં વધારે મળે છે. બ્રિટિશ હિન્દુસ્તાનના ચીફ જસ્ટીસને વડોદરાના વડા જડ્જના પગારના ત્રણ ગણા કરતાં પણ વધારે મળે છે. તેજ પ્રમાણે બ્રિટિશ હિન્દુસ્તાનમાં ડિસ્ટ્રિક્ટ તથા ન્હાના જડ્જોને, વડોદરાના તેવાજ અમલદારોને મળે છે તેના કરતાં વધારે મળે છે. બીજા ખાતાંઓમાં પણ એવીજ વિલક્ષણતા માલમ પડશે. હેઠળ બ્રિટિશ હિન્દુસ્તાન તથા વડોદરા રાજ્યના પગારો આપેલા છેઃ—

### વડોદરાના તથા બ્રિટિશ હિન્દુસ્તાનના પગારો.

| હોદ્દો | બ્રિટિશ હિન્દુસ્તાનમાં માસિક પગાર રૂપિયા. | વડોદરા રાજ્યમાં માસિક પગાર રૂપિયા. |
|---|---|---|
| ગવનરની કાઉન્સિલના સભાસદને | ૫૩૩૩ | ૩૦૦૦ થી ૫૦૧૦ ( વડા પ્રધાનને ) ૧૦૦૦ અને તેથી ઉપર (નાયબ દિવાનને) |
| ચીફ જસ્ટીસને | ૫૦૦૦ | ૧૫૫૦ |
| પોલિસ ઇન્સ્પેકટર જનરલ | ૨૦૦૦ થી ૩[illegible] | ૧૩૦૦ |
| ચીફ એન્જીનીયર | ૨૫૦૦ થી ૨[illegible]૦૦ | ૯૦૦ અને તેથી ઉપર |
| ડિરેક્ટર ઑફ એજ્યુકેશન | ૧૨૫૦ થી [illegible]૫૦૦ | ૧૦૦૦ (એજ્યુકેશન મિનિસ્ટરને) |
| સર્વેયર જનરલ | ૩૧૮૭ | ૯૦૦ |

## હિન્દીઓ તથા સરકારી નોકરીઓ.

હિન્દીઓનું નસીબ પોતાના દેશમાં "લાકડાં કાપનારા તથા પાણી ખેંચનારા" તરીકેનું છે. ઉંચા દરજ્જાની સઘળી નોકરીઓનો ઇજારો પરદેશીઓએ રાખેલો છે. સનદી નોકરીમાં પણ હિન્દીઓને જાણે ટુકડાઓજ નાંખવામાં આવે છે. હિન્દી સનદી નોકરીમાં માસિક રૂ. ૮૦૦ ના તથા તેથી વધારે પગારની ૭૭૨ જગ્યાઓ છે. એમાંની ભાગ્યેજ ચાર ટકા હિન્દીઓને અપાય છે. રૂા. ૨૦૦ તથા તેથી વધારે (પણ રૂા. ૮૦૦ કરતાં ઓછા) પગારની ૨૬૪૫ જગ્યાઓ છે એમાંની ભાગ્યેજ ચાર ટકા હિન્દીઓને અપાય છે. રૂા. ૨૦૦ તથા તેથી વધારે (પણ રૂા. ૮૦૦ કરતાં ઓછા) પગારની ૨૬૪૫ જગ્યાઓ છે જેમાંની ૨૫૦૦ કરતાં પણ વધારે બિન હિન્દીઓને આપવામાં આવે છે અને માત્ર ચાર ટકા જેટલી હિન્દીઓને અપાય છે. એગ્રિકલ્ચરલ તથા સિવિલ વેટરિનરી ખાતાંમાં પણ રૂા. ૫૦૦ અને તેથી વધારે પગારની ૧૫૦ જગ્યાઓ છે એમાંની એક પણ હિન્દીઓને આપવામાં આવતી નથી. સર્વે (માપણી) ખાતાંમાં પણ રૂા. ૫૦૦ ના પગારનો એક પણ હિન્દી નથી. માઇનસ, પાઇલટ, મિંટ, ઍમે તથા ઑઇલર ડિપાર્ટમેન્ટમાં પણ રૂા. ૨૦૦ ના પગારનો કોઇ હિંદી નથી. પરંતુ દોઢ પાઉન્ડના ઉદારતા ભરેલા પગારની જગ્યાઓ હિંદના પુત્રો માટે રહેમ કૃપાથી ખુલ્લી મુકવામાં આવી છે.

રૂા. ૨૦૦ અને તેથી વધારે (પણ રૂા. ૫૦૦ કરતા ઓછા) પગારની સરકારી નોકરીમાં હિંદીઓ હેઠળ બતાવેલા પ્રમાણમાં છેઃ—

રૂા. ૨૦૦ અને તેથી વધારે પગારની સિવિલ નોકરીઓ.

| ખાતાનું નામ. | યુરોપિયનો તથા એગ્લો ઇંડિયનોની સંખ્યા. | હિંદીઓ તથા બર્મનો | કુલ સેંકડે કેટલા હિંદીઓ છે તે. |
|---|---|---|---|
| ૧ એગ્રિકલ્ચર (ખેતીવાડી) | ૬૭ | ૫૦ | ૪૫ |
| ૨ સિવિલવેટરિનરી (પશુ.) | ૩૮ | ૧૪ | ૨૭ |
| ૩ કસ્ટમ્સ | ૨૧૯ | ૨૭ | ૧૧ |
| ૪ પોલિસ | ૯૦૮ | ૪૫૦ | ૩૩ |
| ૫ કેળવણી | ૩૨૪ | ૪૯૩ | ૬૦ |
| ૬ આઇ. સી. એસ. | ૧૩૦૮ | ૬૩ | ૫ |
| ૭ રેલ્વે | ૪૦૨ | ૪૫ | ૧૦ |
| ૮ પોસ્ટ | ૧૪૫ | ૧૩૨ | ૪૮ |
| ૯ પબ્લિક વર્કસ (જા. બાં.) | ૬૮૮ | ૩૭૮ | ૩૫ |

રૂા. ૫૦૦ અને તેથી વધારે (પણ ૮૦૦ કરતાં ઓછા) પગારની કેટલીક નોકરીમાં હિંદીઓ હેઠળ બતાવેલા પ્રમાણમાં છેઃ—

રૂા. ૫૦૦ અને તેથી વધારે પગારની સિવિલ નોકરીઓ.

| ખાતાનું નામ. | યુરોપિયનો તથા એંગ્લો ઇંડિયનો | હિંદીઓ તથા બર્મનો | કુલ સેંકડે કેટલા હિંદીઓ છે તે. |
|---|---|---|---|
| ૧ ખેતીવાડી | ૫૦ | ... | ... |
| ૨ સિવીલ વેટરિનરી | ૩૨ | ... | ... |
| ૩ કસ્ટમ્સ | ૩૪ | ૩ | ૮ |
| ૪ પોલીસ | ૫૦૭ | ૨૮ | ૫ |
| ૫ કેળવણી | ૨૨૩ | ૪૫ | ૧૭ |
| ૬ આઇ. સી.એસ.(સ.નો.) | ૧૨૧૫ | ૫૯ | ૫ |
| ૭ રેલ્વે | ૨૯૯ | ૧૯ | ૬ |
| ૮ પોસ્ટ | ૪૧ | ૫ | ૧૧ |
| ૯ જાહેર બાંધકામ | ૪૯૩ | ૮૫ | ૧૫ |

રૂ. ૮૦૦ અને તેથી વધારે પગારની કેટલાંક સિવિલ ખાતાંની નોકરીઓમાં હિન્દીઓ હેઠળ બતાવેલા પ્રમાણમાં છે.

રૂ. ૮૦૦ અને તેથી વધારે પગારની નોકરીઓ.

| ખાતાનું નામ. | યુરોપિયનો તથા એંગ્લો ઇંડિયનો | હિંદીઓ તથા બર્મનો. | કુલ સેકડે કેટલા હિંદીઓ છે તે. |
|---|---|---|---|
| ૧ ખેતી વાડી | ૩૦ | ... | ... |
| ૨ સિવિલ વેટરિનરી | ૧૩ | .. | ... |
| ૩ કસ્ટમ્સ | ૧૦ | ૧ | ૯ |
| ૪ પોલીસ | ૨૬૬ | ૩ | ૧ |
| ૫ કેળવણી | ૯૧ | ૨ | ૨ |
| ૬ આઇ. સી. એસ. | ૭૪૩ | ૨૯ | ૪ |
| ૭ રેલ્વે | ૧૭૪૨ | ૧૧ | ૬ |
| ૮ પોસ્ટ | ૨૫ | ૨ | ૭ |
| ૯ જાહેર બાંધકામ | ૨૬૨ | ૪૫ | ૧૫ |

## ઉપસંહાર.

અગાઉના પાનામાં જણાવેલા આંકડાઓ ને ટુંક નોંધોથી સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તે ઉપરથી જણાશે કે હિંદનો જનસમાજ, કંગાળ આરોગ્ય સ્થિતિ, ગાઢ અજ્ઞાનતા અને શોકજનક દારિદ્રમાં પોતાનું જીવન ગાળી રહ્યો છે અને એ સર્વ ઉપરાંત, પરદેશી રાજ્ય વહિવટનો બે સુમાર ખર્ચ તેમને મારી નાખે છે. ખેતીવાડી પડી ભાંગી છે, વેપાર તદ્દન થોડો થઇ ગયો છે, અને ઉંચા દરજાની નોકરીઓમાંથી લોકોને બાતલ રાખવાથી તેમનું બુદ્ધિચાતુર્ય નષ્ટ પામતું જાય છે. બ્રિટિશ રાજ્યની પિતુતુલ્ય બરદાસ હેઠળ હિંદના લોકોની આવી હૃદયભેદક સ્થિતિ છે.

ભાવિની એ એક વિચિત્ર ઘટના છે કે, હિંદી અમલદાર વર્ગ જે વિરૂદ્ધ ટીકા તરફ નાખુશી બતાવે છે તેમણે આ વસ્તુસ્થિતિ સામે ફરિયાદ કરવાની તથા મજબુત વાંધો ઉઠાવવાની હિંમત કરનાર નિડર પુરૂષોને ગુન્હેગાર ઠરાવ્યા છે, તેમના પર પ્રતિબંધો મૂક્યા છે અથવા તો તેમને દેશનિકાલ કર્યા છે. આથી સ્વાભાવિક રીતે મહાન્ અસંતોષની લાગણી ઉત્પન્ન થઇ છે, જો એ લાગણીમાં વૃદ્ધિ થવા દેવામાં આવે તો ઇંગ્લાંડ અને હિંદ બેઉ માટે એક અનિષ્ટ દિવસ આવશે. હિંદનું હિત થોડાક ગોરાઓના હાથમાં સોંપવાની પદ્ધતિ સત્વર બંધ થવી જોઇએ અને હિંદના પુત્રોને આત્મનિર્ણય અને આત્મશાસનનો સંપૂર્ણ હક આપવો જોઇએ. રાષ્ટ્રિય પ્રગતિની બાબતમાં હિન્દ હાલ અપમાન ભરેલી રીતે પછાત છે અને માત્ર સ્વરાજ્યથીજ તે દુનિયાની શ્રેષ્ઠ પ્રજાઓના જેવી સ્થિતિ ભોગવવાને સમર્થ થશે.

---

# હિંદના કલાની ખાલવણીમાં તથા તેના પ્રયત્નોમાં ખામી ને તેનાં પરિણામો.

---

### ઉદ્દેશ.

હિંદુસ્તાનની કલાની ખીલવણી માટે હાલમાં ત્રણ જાતના પ્રયત્નો થાય છે એમ કહી શકાય (૧) કલાભવનો–કલાનું શિક્ષણ આપનારી સંસ્થાઓ (૨) પ્રદર્શન અને સંગ્રહસ્થાનો (૩) પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ–કલાનો વહીવટ કરનાર ખાતાઓ. આ બધા પ્રયત્નોમાં શી ખામી છે ને તેથી હિંદની કલાની ખીલવણીને બદલે કેવી રીતે પાયમાલી (degenerate) થઇ છે તે બતાવવાનો અહીં ઉદ્દેશ છે.

### કલાભવનો ( Schools of Art. )

### શરૂઆતની સંસ્થાપકોની ગેરસમજ.

ઇ. સ. ૧૮૫૧ માં ઇંગ્લાંડમાં ભરાએલા "ધી ગ્રેટ ઇનટરનેશનલ એકઝીબીશન" વખતે થએલી કલાને માટેની હીલચાલો આખા ઇંગ્લાંડમાં કલાભવન રૂપે પરિણામી છે. એનીજ રીતે હિંદના કલાકૌશલ્ય વધારવાને માટે આવા કલાભવનો સ્થાપવાની તજવીજ શરૂ થઇ. હિંદને માટે આ પ્રશ્ન એટલા માટે જરૂરનો જણાયો કે એ વખતે હિંદની કલાના સંબંધમાં આવેલા યૂરોપીઅનો હિંદની કલાને હલકી સમજેલા તેમને તે કલા સાચી નહિ લાગેલી પણ ખરી રીતે તેમની આ સમજ ખોટી હતી. અલબત ઔરંગજેબના રાજ્યથી હિંદની કલાની પડતીની શરૂઆત થઇ ચુકેલી પણ તે પડતી માત્ર મોગલાઇ કલાની હતી. હિંદની કલાને તો તે વખતે રજપુત રાજાઓનો આશ્રય હતો તેને પરિણામે થએલા તેઓના રાજમહેલો જેવા કે–દીગ, ઉદેપુર, મારવાડ વગેરેના તેમજ હિંદુઓનો ધાર્મિક બાંધકામો–બનારસ હરદ્વાર, વૃંદાવન વગેરેનાં હિંદુ ઘાટ શૈલી અને વૈભવ

માટે વખાણ્યા છે. તેવીજ રીતે દક્ષિણમાં અને પશ્ચિમમાં એમ બધી તરફ કલા ધાર્મિક ભાવનાથી કામ કરતી હતી. કલાનો પરંપરાગત–Traditional વિકાસ અખંડિત વહેતો હતો. એ વખતે ભરાએલ "ધી ગ્રેટ ઇન્ટરનેશનલ એકઝીબીશનમા" મુકાએલ હિંદની કલા કૌશલ્યના નમુનાઓજ મારા ગણાયા છે. આવી પરિસ્થિતિ છતાં પશ્ચિમવાસીઓને આપણી કલાને સુધારવાની જરૂર જણાઇ તેનું કારણ એ છે કે તેમણે આપણી કલાની કરેલી પરીક્ષા કલાના તેમના ધોરણ ઉપર થએલી હતી. આ ધોરણનું આદર્શ આપણા ધોરણના આદર્શ કરતાં જુદુ હતું. આ આદર્શનો વિરોધ માત્ર એક વાકયથી કહી શકાય છે તે એ કે–આપણી કલા કલાધરોએ તેમના ધ્યેયપરના પુરા ચિંતવનથી દેખાએલા રૂપો પરથી કરેલા છે જ્યારે તેમની તે વખતની કલાનું વલણ કલાના માત્ર લાલ સ્વરૂપથીજ ધ્યેય પર જવા તરફનું હતું.

## આ ગેરસમજનો ઇતિહાસ.

આપણુ આદર્શ પશ્ચિમમા પણ હતું. ગ્રીસ રોમની જુના કાલની કલા આવા ધ્યેય ઉપરથી થએલી છે. આપણામા ભક્ત કવિઓએ પોતાના ઉપાસિત દેવની તેના પુરેપુરા ચિંતવન પછી હૃદયાગારમાં સ્ફુરેલા રૂપોને અનુરૂપ કવિતાઓ કરેલી છે ને તે જેમ કાવ્યોમાં અગ્રસ્થાને ગણાઇ છે તેમજ કલાધરોએ પણ ઉપાસીની પુરેપુરી ભક્તિ પછી તેના રૂપો આપ્યાં છે. આવા રૂપો જુના ચિત્રો, પુતળાઓ અને સ્થાપત્યમાં દેખાય છે. આ પુતળાઓમાં ઇશ્વરની અમિત બ્રહ્માંડી Universal શક્તિ માપિત વયમાં કેવી રીતે મનાવવી તે કવિઓએ અને કલાધરોએ બહુ ફતેહમંદીથી દેખાડી આપ્યું છે તેમજ ગ્રીસમાં જુના કાલમાં થએલી કલા કલાધરોના હૃદયાગારમાં પૂરા ચિંતન પછી થએલી કલ્પના પ્રમાણે થએલી છે અને માટે તે વખણાએલી છે. છતાં પણ ઇશ્વરનું અમિત બ્રહ્માંડિત બળ આપણી કલામાં જેટલું સ્પષ્ટ વ્યક્ત થાય છે તેટલું ગ્રીસની કલામાં દેખાતુ નથી કારણકે એ જગાએ તે કલાધરોએ તેમના ઉપાસ્યની ભક્તિમાંથી સ્ખલના પામી આ દુનિયાના માપિત બળવાળા મનુષ્યોની નકલ કરી છે. એટલે તેમનાં દેવ દેવીઓમા દૈવી ભાવને બદલે માનુષી ભાવ બહાર તરી આવે છે. છતા પણ કલાનુ ઓજસ તેમની કલામાંથી ઘણું સ્ફુરે છે.

પણ આવા સ્ખલિત ચિંતવનને બદલે સાચુ ચિંતવન પાછું ક્રિશ્ચીઅન ધર્મીઓમા ઉભુ થાય છે અને ત્યારે કલાના જે રૂપો ઉભા થયા છે તે વિદ્વાનો વખાણે છે ને આપણી કલા સાથે સરખાવે છે. આ યુરોપનો મધ્યકાળ ગણાય છે કે જે ઇતિહાસમાં સૌથી સુખી કાળ ગણાતો. આ મધ્યકાળની કલામાંથી ભભૂકતુ બળ અલમત ગ્રીસ રોમની કલા કરતાં વધારે છે. એ ગગનચુંબિત શિખરોવાળાં દેવળો આજુબાજુના દ્રશ્યોથી એવાં તો છુટા પડી પોતાનું સામ્રાજ્ય જમાવે છે કે તેવું આપણે ગ્રીસ રોમમાં નથી જોઇ શકતા. આ મધ્યકાલની ભાવના ઇગ્લાંડમાં અગીઆરમાં સૈકામાં જાગૃત થાય છે કે જ્યારે હિંદની કળા તેવા ખરેખરા સ્વરૂપમાં આપણને આજુપર્યંત ઉપર દેખાય છે. આમ ઇગ્લાંડમાં કળા ભાવનાની શરૂઆત સાથે હિંદની કલા તેની ઉચ કોટીએ આવે છે એટલુંજ નહિ પણ "But more than this Architecture in India is still ર

living art practiced on the principles which caused its wonderful development in Europe in the twelth and thirteenth centuries. And there consequently and there alone the student of architecture has a chance of seeing the real principles of the art in actions." Fugueson Vol. I. Page V.) આ ઉપરાંત હિંદની આ સ્થાપત્ય કલા હજુ જીવન્ત છે ને તે તેનાં ખરા આદર્શ ઉપર રચાતી આવે છે કે જે આદર્શો યુરોપમાં બારમાં ને તેરમાં સૈકાની કલામાં અચંબો પમાડે તેવી રીતે વિકાસ પામ્યા છે, અને પરિણામે ત્યાં ને ત્યાંજ માત્ર કલાના વિદ્યાર્થીને કલાનાં ખરેખરાં આદર્શો મૂર્ત થએલા જોવાનો પ્રસંગ મળે છે. ( ફરગ્યુસન વોલ્યુમ ભાગ પહેલો પાનું પાંચમું. )

ઇંગ્લાંડમાં આ મધ્યકાળનો જુસ્સો સત્તરમા સૈકા સુધી વિકાસ પામતો રહે છે કે જે પછી તુર્ત કલાનું વહેણ બદલાય છે. આ મધ્યકાલની કલાના લક્ષો બરાબર આપણે ત્યાંની કલા જોતાં સમજવા જેવાં છે.

(૧) કલામાં રાષ્ટ્રીય ભાવના હતી. એટલે કે રાષ્ટ્રની સમસ્ત પ્રજા-તેને ઉભી કરતી પ્રજા તેને સમજતી અને તેનામાંથી એક સરખી રીતે ગરીબથી રાજા સુધી રસોપભોગ કરતી. પ્રજામાં તેનો હિસ્સો હોઈ સમસ્ત પ્રજા તેના સ્વરૂપને સમજતી, ચિત્ર કાવ્ય વગેરે કલાઓના સ્વરૂપો રાષ્ટ્રીય ભાવના બતાવતા હોઇ સર્વભોગ્ય હતા. આપણે ત્યાં આ રાષ્ટ્રીય ભાવના અજંટાની ગુફાઓ, ચિત્રો, સંસ્કૃત Classics-કાવ્યાદિમાં મૂર્ત થઇ છે. કાવ્યોમાં મહાભારત, રામાયણ તેમજ સંસ્કૃત કવિઓમાં કાળીદાસ, ભાસ, બાણ, ગુર્જર કવિઓમાં દયારામ, પ્રેમાનંદ વિગેરેઓ તેમણે બતાવેલી રાષ્ટ્રીય ભાવનાની અમર થઇ ચૂકી છે. તેમજ બુદ્ધ, તથા શંકર ભગવાનની મૂર્તિઓમાં ને સ્થાપત્યમાં આ ભાવનાનો પ્રવાહ વહેતોજ છે.

(૨) કલારૂપજ જીવન હતું—જીવનના એકે એક ભાગમાં કલાનું સ્થાન હતું. આપણે આપણી કલાથીજ આ ઝટ સમજી શકીશું. હિંદમાં જીવનને ઉપયોગમાં આવતી એકે એક ચીજ કલાનુંજ કામ કરતી આવી છે. કલા વિનાની કોઇ પણ ચીજ વપરાશમાં નહોતી. આવી ચીજો ઉપરની કલા હાલમાં "Applied art"ના નામથી ઓળખાય છે. એ પ્લાઇડ એટલે લગાડેલી. કલા લગાડાય અને ન લગાડાય એવી ભાવનાજ આર્ય ચિત્તમાં નહતી. એ ભાવના યુરોપના મધ્યકાળ પછીની છે. કલા લગાડાય અને ન લગાડાય તેમ હમણાં થયું છે અને જ્યારે એવી લાગણી થાય ત્યારે તુરતજ બીજે પગલે કલાના સ્થિર તત્વોની જરૂર ઓછી સમજાતી જાય અને એમ છેવટ પડતીમાં આવી જાય. હિંદમાં પુરાણક્રમમાં કોઇ પણ બાંધકામ સ્થાપત્ય વિનાનું નહતું. સ્થાપત્ય અને બાંધકામ, કલા અને ચિત્રો એમ જુદા જુદા વિચારજ અસ્તિત્વ ધરાવતો નહતો. ઇનજીનયર અને આર્કિટેક્ટ એમ ભેદ નહતો. જીવનની દરેક પ્રવૃત્તિ કલામયજ હતી.

(૩) કલા પરંપરાગત ( Traditional ) હતી. આ તત્વથી કલાના રૂપો કાયમ થાય છે અને વંશપરંપરાના અનુભવ ઉપરથી કલાથી મૂર્ત થતી રાષ્ટ્રીય ભાવના વધારે ને વધારે દૃઢ થતી જાય છે અને એથી પ્રજામાં એની મેળે ઐક્ય જામતું જાય છે.

(૪) કલા બીજે ધર્મ હતી—એટલે કે ધર્મ તરફના શ્રદ્ધાબળથી પ્રેરાઇ કલાધર તેને રૂપ આપતો અને એ ભક્તિથી સ્વાર્થરહિત ચારિત્રવાન બની કલાને તેવુંજ નૈતિક રૂપ આપી શકતો કે જેથી સમાજ પર પણ તેવીજ છાપ પડતી. કલા કલા માટે ન હતી. કલા ધર્મને માટે હતી—ધર્મ કે જે સમાજને સંસ્કૃતિ તરફ દોરનાર મુખ્ય સાધન તરીખે હતું. હિંદમાં પુરાણા બાંધકામો ચિત્રો અને કાવ્ય આદિથી ધર્મના આદેશો સુખ-ળાને પહોંચતા. આ ધર્મભાવનાને દરેક ક્રિયામાં જોવી તે ધર્મ્ય ગણાતું તે માટે કલા બીજે ધર્મ હતો.

આવા તત્વોથી ભરેલી કલા યૂરોપના સત્તરમા સૈકા સુધી વિકાસ પામતી હતી. ઇટાલીમાં ને ખાસ કરીને રોમમાં કલામા નવોજ ફેરફાર જન્મ પામે છે જે "રીનેસન્સ" પૂનર્જીવનના નામથી ઓળખાય છે. "મધ્યકાળ" પછી આ બીજો "મહાકાળ" શરૂ થાય છે. એ વખતે કામમાં સંસ્કૃત classics સાહિત્ય તરફ લોકોનું ધ્યાન જાય છે. લેટીન ભાષાના ઘણા પુસ્તકોનું ભાષાંતર થાય છે ને તેવીજ રીતે એ સંસ્કૃત સમયની કલાનું સંશોધન થાય છે. જે કલા લગભગ દસ સૈકાથી ધ્યાન બહાર પડી રહી હતી અને જેના પથ્થરોથી મધ્યકાળના બાંધકામો ચણવામાં આવ્યાં હતાં તેજ કલાના અવશેષોનો આ કાળમાં અભ્યાસ થઇ નમુને રૂપ ગણાવા માંડયાં, એટલુંજ નહિ પણ રોમની તે શિષ્ટ સમયની કલાનું મૂળ ગ્રીસમાં શોધાઇ ત્યાંની કલાનો પણ અભ્યાસ કરવામાં આવ્યો.

આમ કલાનો પ્રવાહ આગળ જવાને બદલે પાછો તેના મૂળ તરફ જાય છે અને નવા થતાં રૂપો માટે જુના રૂપ ઉપર આધાર રખાતો આવે છે. આ સમયે હિંદમાં હિંદુ કલાનો આત્મા મોગલાઇ કલાના પોશાકમાં ઠેકઠેકાણે દેખાય છે અને જ્યારે પશ્ચિમની કલાના વિકાસ કે પૂનર્જન્મ માટે જુની શોધખોળ તરફ પ્રયત્નો થાય છે ત્યારે આપણે ત્યાં કલા અમલના બળથીજ વિકાસ પામતી ઠેઠ ટોચે ચઢી આપણને તાજમહેલના અનુપમ'રૂપમાં દર્શન આપે છે.

પશ્ચિમમાં થતા આ ફેરફારથી ધીમે ધીમે કલાના ઉપરોક્ત ઉચ્ચ લક્ષણો લોપ પામીને કેટલાં દુષણો પેસવા માંડે છે. એમા સૌથી પહેલું દૂષણ "નકલ" છે ગ્રીસની જે કલા કલાધરના પોતાના ધ્યેયના પૂરા ચિંતવનથી ઉભી થએલી હતી, તે માત્ર તેના બાહ્ય સ્વરૂપની પૂર્ણ નકલ કરવાથીજ સમજાઇ ગયાનું ભાન કલાધરોને થયુ અને તેથી તેઓ ચિંતવનમાંથી રૂપ નહિ મેળવતાં પોતાની કલાને માત્ર મનતરંગથી રૂપો આપવા લાગ્યા. પોતાના ધ્યેયથી ખસી જવાથી તેમના કામમાં ગ્રીસરોમની કલાનો આત્મા ગયો ને રૂપ રહ્યાં. સમાજના આ ધર્મ સમજવાને આપણે નીચેનો દાખલો લઇએ. ઘણા અપક્વ બુદ્ધિવાળાઓ જ્યારે કોઈ મોટા માણસોની ક્રિયાની નકલ કરે છે ત્યારે તેઓ તે નકલને ટેવાઇ જઇ પોતાનું મુળ સ્વરૂપ પણ ખોઇ બેસે છે, તે તેઓ નકલીઆ થઇ જાય છે.

આ પછી બીજેજ પગલે કલામાંથી કલાનું **રાષ્ટ્રીય તત્વ નાશ પામ્યું; તેમાં વ્યક્તિત્વનું તત્વ દાખલ થાય છે.** કારણ કે આ બાહ્ય સ્વરૂપનાજ વિચારમાં પછી બાહ્ય સૌંદર્યનોજ વિચાર પ્રધાનતા મેળવે છે, અને આ વ્યક્તિપરત્વે ભિન્ન હોઇ કલા દરેક કલાધર દીઠ જુદા મન ગમતાં રૂપો ધારણ કરી એકજ રાષ્ટ્રીય તત્વ બતાવવી બંધ

પડે છે અને અને આવું પરિણામ યૂરોપમાં આ નવી ચીલચાલ શરૂ થયા પછી અર્ધા મહીમાંજ દેખાયું. જે કલા એકપ્રજાત્વ બતાવતી હતી તે કલા એક વ્યક્તિત્વ બતાવવા લાગી. મધ્યકાળમાં જે મકાનો કારીગરોના સમુહના પરંપરાગત બળથી ઉભા થયાં હતાં. તે મકાનો વ્યક્તિપરત્વે ભિન્ન ભિન્ન સ્વરૂપોવાળાં ને વ્યક્તિત્વ બતાવતાં થઇ પડયાં. જે કલા સમુહની પ્રગતિ સાથે વિકાસ પામતી હતી તે કલા પ્રગતિ ઉપર આધાર રાખવા માંડી ને પરંપરાગત કલા વ્યક્તિગત થવા લાગી. આથી માત્ર બુદ્ધિશાળીઓજ આગળ વધી બાકીના બધા પછાત પડી પરાધીન અવસ્થા ભોગવવા મંડયા. આમ થવાથી કલાનો વિકાસ ક્રમ કુદરતી રહેવાને બદલે કૃત્રીમ થઇ ગયો ને કલામાં ભંગાણ પડયું. ડૉકટર કુમારસ્વામી આ વ્યક્તિગત કલાના અનિષ્ટ પરિણામનું ચિત્ર નીચેના શબ્દોમાં બરોબર રજુ કરે છેઃ—

"Now suppose in place of a great tradition imposed on generations of craftsmen of diverse rank, we imagine an art of originality depending on the expression of personal and transient emotion. We should still obtain from time to time the works of individual genius, but these uttered in various separate idioms, would by no means secure by the spectator that response which is the birthright of all works inspired by living tradition. Secular and personal art can only appeal to cliques but a heiratic art unites whole race in one spiritual feudalism. Meanwhile the inferior craftsmen who in any case would produce inferior versions of great motifs, if thrown wholly upon their own resources, would also come short in science and in devotion; and produce work not nearly worthless but altogether worthless aesthetically.' This is in fact the diagnosis of the sort of all our modern individualistic art, that seven eights of it is the work of men who ought to be servants and not to be masters while the work of the one-eighth (if there be so large a proportion of geniuses) is necessarily intelligible only to a very small audience."

"હવે એમ ધારો કે એક તદન જુદાજ દરજ્જાના કારીગરો ઉપર અવલંબી રહેનારી એક લાંબી પરંપરાને બદલે આપણે ક્ષણિક અને વ્યક્તિગત લાગણીની સ્ફુરણા પર આધાર રાખનારી કોઇ અપ્રતિમ કલાને કલ્પીએ. આપણે હજુ પણ વ્યક્તિપરત્વે ભિન્ન ભિન્ન બુદ્ધિમાનો પાસેથી કામો મેળવતા જોઇશે પણ આ બધા વિવિધ રીતે બતાવેલા કામોથી તેઓમાં જોનાર માણસ પાસેથી જે જવાબ એક જીવન પરંપરાને હાથે થયેલ કામોને જોનાર પાસેના અપેક્ષુને સ્વાભાવિક રીતે મળશે તેવો નહિ મળે. આ આર્થિક દૈવી બળ વિનાની માનુષી અને વ્યક્તિગત કલા માત્ર એક નાનકડા મંડળનેજ

અસર કરી શકે. પણ વંશપરંપરાની કલા તો એક દૈવી વાતાવરણનો લાભ લેવાને આખા જનમંડળને ભેગું કરી શકે. જ્યારે વ્યકિતગત કલાના વિકાસ દરમ્યાન ઉપરતી પંક્તિના કારીગરો જે ગમે તેવા કામોમાં પણ ઉન્નત ભાવો હલકી રીતે રજુ કરે છે તેને જો છૂટા પાડી દઇ તેના પોતાનાજ પગ ઉપર વધુવા રહેવા દઇએ તો તે તેની કલાની શાસ્ત્રીય તેમજ ધ્યેયની બાબતમાં નીચે ને નીચે ઉતરતા જઇ–માત્ર બાહ્ય સૌંદર્યમાંજ નહી પણ બધી રીતે હલકુંજ કામ કરશે. આધુનિક વ્યકિતગત કલાની પડતીનું આ નીદાન ખરેખરૂં છે કેમકે ડ્ડ કામ એવાઓના હાથે થાય છે કે જેઓ નેતા (ગુરૂ) બનવાના કરતાં સેવક બનવાને જ લાયક હોય અને બાકીનું ડ્ડ કામ (જો એટલો એ બુદ્ધિશાળી ભાગ રહ્યો હોય તો) એક નાનકડા મંડળને માટે એની મેળેજ બુદ્ધિ ગ્રાહ્ય બને છે.”

ખરેખર પશ્ચિમમાં એજ પરીણામ આવ્યું. એ વ્યક્તિગત કલાને સમજનાર સમસ્ત પ્રજાને બદલે એક નાનકડો વર્ગ બન્યો કે જે એ ગ્રીસ રોમના શિષ્ટ કામોનો અભ્યાસ કર્યો હોય હોય કે સમજ્યા હોય આ વર્ગ ઘણે ભાગે પસાદાર લોકો અમીરો વગેરેનોજ બની શકયો. કેમકે તેઓજ એ સંસ્કૃત કલા શીખવાને સાધન મેળવી શકયા. જ્યારે બાકીનો ગરીબ વર્ગ–કારીગર વર્ગ છૂટો પડી જઈ આ વિશિષ્ટ કલાનો માહીતગાર થઇ શકયો નહિ એટલે તેમની કલાનાં ગ્રાહકો મળવા દુર્લભ થઇ પડયા. તેથી પરિણામે તેમને એ પૈસાદાર સમુહને ખુશ કરે તેવી કલા પેદા કરવાની જરૂર પડી. ધીમે ધીમે આ ગ્રીસ રોમની કલાના રૂપનેજ વળગન રાખો પછી કલાની Subject matter આંતર વસ્તુ, તેની અંદરનો આત્મા નહિ પણ બહારનું તેમનું મનગમતુ રૂપ સમજવા લાગ્યા, અને તેને તેઓ કલાનું હાર્દ–સૌંદર્ય કહેવા લાગ્યા, જે સૌંદર્ય તેમને મન ગમતુંજ હોય એવું બનવા લાગ્યું જે કલા ધર્મના ઉચ્ચ નીતિ તત્વો બતાવનારી એક અર્થવાળા સાધન રૂપ હતી તે કલા માત્ર બાહ્ય રૂપ વાળી અર્થ રહિત લાગી પૈસાદારોને ખુશ થવાના સાધન રૂપ થઇ પડી. પરંપરાથી કેળવાએલા માણસના આ સમુહ માત્ર ખુશ કરવાને માટે કલા પેદા કરતાં અડચણ પડવા લાગી ને તેમા તે ફાવી ન શકવાથી છુટો પડી પાયમાલ થઇ ગયો. પરંપરા ક્રમ આમ નાશ પામી ફાવે તે મુળ સંસ્કાર વિનાનો પણ સાધનવાળો મનુષ્ય આ ખુશ કરવાની કલાને શીખવા માંડયો, અને એ કલાના આવા ઝગડાનો આજ વખત હતો કે જ્યારે રસ્કીન અને ટોલસ્ટોય જેવાઓએ કલાનું હાર્દ લોકોને સમજાવવાને અથાગ મહેનત કરેલી. હિંદની કલાને પહેલ વહેલે સમજનાર ને સમજાવનાર ફરગ્યુસને પણ કહેલું કે “હાલના નવા કેળવાએલાના કરતાં જુનો બીનકેળવાએલો પણ પરંપરાનો કારીગર વધારે સારૂં કામ કરે છે. અને એ આજ કલાનો જીવનવિગ્રહ હતો કે જ્યારે ત્યાં નવા કેળવાએલા પૈકી ક્રેટશ્રાએક યુરોપિયનો આપણે ત્યાં આવેલા અને ત્યારેજ એમ સહજ કહી શકાય કે જે સારો પોતાના બાર સૈકા સુધી ચાલેલી અર્થભરી કલાને છોડી દઇ માત્ર બાહ્ય સ્વરૂપ પર રચાએલી કલાને માનનારા હોઇ તેઓ આપણી એમનાથી પણ જુદી કલા કે જેની આંતર વસ્તુ અર્થ–ગંભીર ધર્મજ છે તેને ન સમજી શકે, ને ખરેખર એમજ બન્યું છે. તેઓને આ રણા આ ઇશ્વરની બ્રહ્માંડી શકિત દાખવનારાં પુતળાંઓ કઢંગા લાગ્યાં છે. આપણા દેવળો કે જે ઇશ્વરની ગુણવિપુટી બતાવનારા છે તે એમને ગુંચવાડાભરેલાં જણાયાં, તેમણે એ કલાના માત્ર બાહ્ય રૂપનો

જ વિચાર કર્યો ને નાહક તે સ્વરૂપને જુદી જુદી સ્ટાઇલનાં નામ આપ્યાં, એટલુંજ નહિ પણ મી. પ. બી. હાવેલ કહે છે કે "પોતાને ગમે તેજ સારૂં" એવા સિદ્ધાંતથી એમનાં મન એટલા બધાં ટેવાઇ ગએલાં કે "કલાનાં જે રૂપો તેમને સુંદર લાગ્યાં તેનાં મુળ તેઓ પોતા તરફ લઇ જવાના પ્રયત્ન કરવા લાગ્યા."

આમ યુરોપીઅનોને આપણી કલા ન સમજાઇ, ને તેથી તેમને આપણા અભણ ગણાતા કારીગરોને કલાનું શિક્ષણ આપવા કલાભવનો સ્થાપવાં જરૂર સમજાઇ. આ કલાભવનો સ્થાપવાની જરૂર ખરેખર આપણે ત્યાં કલા નાશ પામી હતી એટલા માટે તેમને નહી સમજાએલ; પણ તેઓ આપણી કલામાં તેમનું સૌંદર્ય જોઇ ન શક્યા સારે **આપણી કલાથી અજ્ઞાતોને** હાથે સૌંદર્યોત્પાદક કલા શીખવવા હિંદુસ્તાનમાં ( મુંબઇ મદ્રાસ લાહોર અને કલકત્તા ખાતે ) કલાભવનો સ્થપાયા.

આ શાળાઓને સ્થપાયાને લગભગ પોણી સદી થવા આવી છે. આટલા લાંબા કાળના શિક્ષણને પરિણામે હિંદની કલા ખીલવી જોઇએ પણ ખીલી નથી, ઉલટી બગડી છે. તેની સાબીતી આપણને કલાભવનોના પરીક્ષાના કે પ્રદર્શનોના રીપોર્ટપરથી કે કલાભવનની એકાદ મુલાકાતથી થએલી અસરથી ન મળે પણ આપણી ખુલ્લી આંખે કારીગરોની સ્થિતિ જોવાથી ને જનસમાજની રસવૃત્તિ સમજવાથીજ મળે તેમ છે.

## કારીગરોની આર્થિક તેમજ જ્ઞાનની સ્થિતિ ખરાબ થએલી છે.

જે કારીગરોનાં કામો હાલની કલાનો અભ્યાસ કરવાને યોગ્ય ગણાય છે તે કારીગરોના સંતાનો કે જેની સ્થિતિ સુધારવાના ઉદ્દેશથી શાળાઓ સ્થપાઇ છે ને ઓની આર્થિક તેમજ જ્ઞાનની સ્થિતિ ખરાબ થએલી છે.

આર્થિક સ્થિતિમાં આપણે જોઇએ છીએ કે તેઓને હાલના જીવનકલહના સમયમાં પ્રમાણમાં કેટલુંક ઓછું રોજ મળે છે. તે પોતાના છોકરાઓને રોજ મેળવવામાંથી ઇતર સામાન્ય કેળવણી લેવાને મુકત કરી શકતો નથી. એક અંગ્રેજી જ્ઞાનના અભાવ માત્રથી તે પોતાની કલામાં ગમે તેટલો હુંશીઆર હોય તો પણ તેને તેનાથી 'ઓછો' પ્રવીણ પણ અંગ્રેજી જ્ઞાન ધરાવતાને વધારે પગાર મળે છે. જ્યાં માત્ર કલાના જ્ઞાનનીજ જરૂર હોય છે ત્યાં પણ આવી સ્થિતિ છે ! ઘણા યુરોપીઅનો અને અંગ્રેજી જ્ઞાનવાળાઓ એમ કબુલ કરતા હોય કે તેઓ પોતે તેમની નીચેના અંગ્રેજી જ્ઞાન વિનાના કલાધરો કરતા કલાના technics–હુનરમાં નબળા છે. અને છતાં તેઓ કલાની શાસ્ત્રીય બાબતોમાં પાછા ખાસ તે કલાકારો કરતાં ચઢીઆતા નથી હોતા. જેટલું તેઓ અંગ્રેજી ભાષા વડે સમજે છે તેટલુંજ પેલા કલાકારો સ્વભાષામાં સમજી શકે તેવા હોય છે. વિષયનું જ્ઞાન હોવામાં કે તેને વ્યકત કરવામાં પરભાષાનાજ જ્ઞાનની જરૂર હોવી એ કેટલું અણઘટતું છે ! અને એમ ધારો કે એ કલાકારોમાં કલાની શાસ્ત્રીય બાબતોનું જ્ઞાન નથી તો એ રીતે પણ આપણે કેળવણીનેજ દોષ દઇ શકીશું–ત્યાં કેળવણીને માટે થતા પ્રયત્નોમાં ખામીજ છે.

આ જગાએ કારીગરના જ્ઞાનનું ચઢીઆતાપણું, તેનાથી ઉપર કામ કરનાર યુરોપીઅન કે અંગ્રેજી જાણનાર તેના ઉપરીના હાલનો જ્ઞાન સાથેની સરખામણીનું થાય છે. પણ આ ચઢીઆતાપણું તેના અસલના જ્ઞાન સાથે સરખાવતાં પાછું હલકું છે અને એના

હમણાના કામને અસલના કામ સાથે સરખામણી કરવાથી જણાશે કે અસલના કારીગરોએ જે વીવીધ પદાર્થોમાં ધૈર્યથી ડીઝાઇનો કર્યા છે અને જેને માટે ફરગ્યૂસન લખે છે કે, Nowhere does nature show herself in such grand and such luxurious features, and nowhere does humanity exist in more varied and more pleasing conditions:—" આવા ઉન્નત અને મનોરંજક રૂપોમાં કુદરતનું સ્વરૂપ બીજે કયાંઇ દેખાતું નથી, અને આટલા બધા વિવિધ ને સુંદર રૂપોમાં માનવ ભાવ બીજે કાંઇ જણાતો નથી, " તેવા કારીગરોના સંતાનો તેથી હલકી પ્રતીના નમુનાઓ બનાવવાને પણ હાલમાં અશક્ત નીવડે છે. તેઓ પરાધીન થઇ પડયા છે. કારખાનાનાં મીસ્ત્રીઓ યુરોપી ફરનીચરોની નકલ કરવામાં પોતાનું પદ ખોઇ બેઠા છે ને તે પરદેશી ફરનીચરો પણ કલ્પનામાંથી નથી કરી શકતા આ નાની ચીજોમાંથી આપણે મોટી ચીજો એટલે કે બાંધ કામોનો દાખલો લઇએ. મુંબઇ સરકારે ઠરાવેલા હાલના કળાના નવા અભ્યાસક્રમોમાં હિંદની કળા શીખવાને માટે ઈ. સ. ૧૮૫૦ પહેલાનાં મકાનો કે રાચોનો અભ્યાસ કરવા ભલામણ કરી છે. એમની આ પસંદગી પશ્ચિમમાં કલાના અભ્યાસ માટે ગ્રીસ રોમની સંસ્કૃત કલાનો અભ્યાસ કરવા જેવી છે. તે શિષ્ટ કળાની જેમ તેઓએ હિંદ માટે ૧૮૫૦ પહેલાની કળા નમુના રૂપ ગણી છે. એટલે તે વખત પહેલાના મકાનો તે પછી થએલા મકાનો કરતાં ચઢીઆતાંજ છે એમ નક્કી થાય છે. એ પછી થએલા મકાનોનું આ હલકાપણું કારીગરોના હાલના અજ્ઞાનપણાનેજ આભારી છે.

## કલાભવનોના શિક્ષણમાં ખામીઓ:

એ લોકોએ કળાના શિક્ષણના બે પ્રકાર કીધા છે: (૧) Applied Art ( ૨ ) Fine Art. હિંદવાસીઓમાં તો આવા ભેદોનો વિચારજ જન્મ પામ્યો નથી. આપણે ત્યાં હું પહેલાં લખી ગયો તેમ પદાર્થ માત્ર કલામય હતા. અને તેથીજ અસલનો કારીગર એકી સાથે ચિત્રકાર, કોતરનાર, ને ઘડનાર હતો. પશ્ચિમમાં કલાનો પુનર્જન્મકાળ શરૂ થયો તે વખતના ઇટાલીના કેટલાક કલાધરો એવા સર્વગુણસંપન્ન હતા. જ્યારથી કલાની આંતર વસ્તુના વિચારમાં મતભેદ પડયો અને કલા પૈસાદારોને ખુશ કરવાના એક સાધન રૂપ થઇ ત્યારથી આ બે ભેદોનો જન્મ થાય છે, અને કલાને ચીજોમાંથી દૂર કરી જ્યારે લગાડવી હોય ત્યારે લગાડાય એવો વિચાર અસ્તિત્વમાં આવે છે.

વલણો નથી શીખવાતી. વલણો એટલે Curves designs ની રીતે કારખાનાનું શિક્ષણ શીખેલાને તેમજ યૂરોપીઅન કે યૂરોપીય કલા શીખેલાને હાથે થએલ આલેખન ઉપરથી પરાધીન કામ કરવાને લાયક થવા ઉપરાંત કંઇ શીખવાતું નથી.

ઉપરાંત કારીગરોનો ઘણો મોટો ભાગ તેમના પર આવી પડેલી ગરીબ સ્થિતિને લઇને આ કારખાનામાં મળતુ હસ્તકૌશલ્યનું જ્ઞાન પણ પામી શકતો નથી. વડોદરાના કલાભવનમાંથી આ Applied કલાના વર્ગો કાઢી નાંખવા પડ્યા તેમાં કારીગર વિદ્યાર્થીની ઘણી ઓછી બલકે નહિ જેવી સંખ્યાજ કારણભુત હતી.

હવે આપણે લલિત કલાનું શિક્ષણ તપાસીએ.

## લલિત કલાના શિક્ષણમાંથી કારીગરોનો બહિષ્કાર.

આ શિક્ષણમાં પહેલી ભુલ એ થાય છે કે તે ઘણે ભાગે અંગ્રેજી ભાષા વડે અપાય છે. ને તેથી કારીગર વર્ગનો તેમાંથી આપોઆપ બહિષ્કાર થાય છે. કારણકે જ્યાં કારખાનાનું શિક્ષણ લેવાને કારીગરનો છોકરો શુક્ત થઇ શકતો નથી ત્યાં અંગ્રેજી ભણીને આ શિક્ષણ લેવા તો શી રીતેજ આવી શકે ? મને પોતાને તો એજ નથી સમજાતું કે કારીગર વર્ગ આ શિક્ષણમાંથી બાતલ થાય તેવું તેનુ ધોરણજ શા માટે હોવું જોઇએ આમ હોવાથી આ શિક્ષણ લેવાને જે જન્મથીજ સંસ્કારવાળો હોઇ લાયક છે, તે વર્ગ આ શિક્ષણ નથી પામતો, ને સંસ્કારહીન વર્ગ આ શિક્ષણ લેવા આવે છે. આપણે સંસ્કારનું બળ તથા યોગ્યતા તો સ્વીકારવાંજ પડશે કારણ કે દેખીતું જ છે કે સુતારનો છોકરો સુતારી કામ કે હરકોઇ કલાયુક્ત કામ ઇતર વર્ણના છોકરા કરતાં વહેલુજ શીખે છે. અને આ મૂળ સંસ્કારહીન વર્ગ પણ ક્યારે આવી શાળાઓમાં આવે છે કે જ્યારે તે બીજા કોઇ અભ્યાસને માટે નાલાયક થઇ ચુકેલો હોય, એટલે સંસ્કાર તેમજ બુદ્ધિમાં હલકો માલ આ શિક્ષણનો લાભ લઇ શકે છે. મુંબાઇની ચિત્રશાળામાં તો વળી શિલ્પકલાના અભ્યાસ માટે પ્રવેશધોરણ મેટ્રીક સુધીનું રાખ્યું છે ત્યાં આપણા હિંદના સલાટોનો શાનોજ પ્રવેશ હોય !

આવા લોકોનું આટલું જ્ઞાન આ લલિત કલાના શિક્ષણને માટે પૂરતું હોવાનું પણ પાશ્ચાત્ય કલાના લાક્ષણિક આદર્શને લઇને છે. જ્યારથી તેઓ કલાના આદ્ય સ્વરૂપનેજ વળગ્યા ત્યારથીજ કલાના હસ્તકૌશલ્યનીજ યોગ્યતામાંજ કલા આવી ગયાનું સમજ્યા ને તુર્તજ પછી આ હસ્તકૌશલ્યને સર્વ કોઇ મેળવી શકે તેમ તેઓને લાગ્યું છે. એટલેજ પરંપરાના સંસ્કાર તરફ દુર્લક્ષ થયું છે. પછી આના લાયક વર્ગ લગભગ બે વર્ષ સુધી ચિત્રના શરૂઆતના પ્રાથમિક શિક્ષણ દરમ્યાન હસ્ત કેળવણીને માટે વપરાતી ભાષા " Draw a straight line " " Colour your drawing " "Draw the model placed before you " વગેરે વાક્યો શીવાય બીજું કાંઇજ સાંભળતો નથી એટલે તેનામાં માનવ જીવનને જરૂરની સંસ્કૃતિ આવે એવું બીજું કાંઇજ નથી ચાલતું ને ઉલટું તેણે જે કંઇ મેટ્રીક સુધીમાં મેળવ્યું હોય તે ખોઇ બેસે છે ને નીરસ બને છે. ને તેમાંજ તેને આગળ ઉપર ઉચતર શિક્ષણમાં પણ હસ્તકૌશલ્યના જ્ઞાન સિવાય જીવનને સંસ્કૃતિ મળે તેવું શિક્ષણ ઘણુંજ થોડુ બલકે નહિ જેવુજ આપ-

વામાં આવે છે. જેથી તે કલાનો અભ્યાસ પૂર્ણ કર્યા પછી એક સંસ્કારવાળો માણસ બનતો નથી.

ભાષા જેમજ કલા માનવ જીવનને ઉન્નત કરનાર એક સાધન છે, માટે સંસ્કૃતિ મળવાને માટે જેટલું ધ્યાન આ કલાભવનો શિવાયની માધ્યમિક ને ઉચ્ચતર શાળાઓમાં અપાય છે તેટલુંજ કલાના અભ્યાસ દરમ્યાન અપાવું જોઇએ.

માનવજીવનની આ સંસ્કૃતિ દરેક મહા પ્રજાએ ધર્મ વડે આપી છે કે જે ધર્મ તેમણે પોતાની કલાઓ–સાહિત્ય, ચિત્ર, સ્થાપત્ય, ભારકર્ય, સંગીત, વગેરેમાં વ્યક્ત કર્યો છે. આ ધર્મ કલાધર કોઇ દહાડો પોતામાં ઉચ્ચ સંસ્કાર વિના પોતાની કલામાં વ્યક્ત નજ કરી શકે, અને માટેજ આ કલાભવનોમાં કલાનાં માત્ર બાહ્ય રૂપોજ શીખી ૭, સાત વર્ષ પછી બહાર નીકળેલાઓ તરફથી પ્રાચીન કળા જેવાં કલાનાં ઉચ્ચ સ્વરૂપો દ્રષ્ટિએ જોયાં નથી. આ ઉચ્ચ સંસ્કાર કાંઇ કલાના બાહ્ય રૂપનેજ શીખવાથી કલાધરોમાં આવેતા નથી. જેમ ઉચ્ચ ભાવનાઓવાળી કવિતાઓ કરતાં કાંઇ એકલુ પીંગળ શાસ્ત્ર કે વ્યાકરણ શીખવાથી નજ આવડે તેમ કલાનું આ પીંગળશાસ્ત્ર–વ્યાકરણ–Technic માત્ર શીખવાથી ઉન્નતભાવવાળી કળા પેદા ન થઇ શકે.

આવી ઉન્નત ભાવવાળી કલા પેદા કરવાને જેમ કોલેજોમા શિષ્ઠ કાવ્યો ચાલે છે તેમ અહિં પણ ચાલવા જોઇએ. દૈવી બ્રહ્માંડી સ્વરૂપો આલેખનારાં કાવ્યો કલાધરોને બરોબર સમજાવવા જોઇએ કે જેથી કરીને તેઓ દેવોના ચિત્રોમાં કે સ્થાપત્યમાં દૈવી ઉન્નત ભાવ પોતાના ધ્યાનબળથી લાવી શકે. આમ થતુ નથી માટેજ આ શાળાઓમાંથી નીકળેલા યુવક કલાધરો દેવોનાં ચિત્રોમાં દૈવી ભાવ લાવી મુગલમાં ફેરજ નથી પાડી શકતા, તેમજ તેમનાં મકાનોની ડીઝાઇનો એક મસીદથી જુદા ઘાટ વાળી થતી નથી. મંદિરો પરનાં શિખરો તેમણે ડીઝાઇન કરેલાં મનુષ્યોપયોગી બાધકામો પર આવી રહ્યાં છે. તે માટેજ આપણે ધારી શકીએ કે મંદિરોના પોઠીઆઓ આવાં મકાનોના પગથીઆં પર આવી બેસશે. બુદ્ધ ભગવાનનાં પુતળાંઓ રાજાની દમામ વચ્ચે મૂકવામાં આવશે. આમ આ શીખેલાઓ ગમે તેમ ચિત્રો કરવામાં કે ડ્રાફ્ટસમેન તરીકે નોકરી કરવામા કે કે ગણપતિના કે શંકરનાં ઘરેટાઘટ કપડાં પહેરેલાં માણસોનાજ આબેહુબ નકલીઆં પુતળાંઓ કરવામા જીવન ગાળે છે. તેમને કોઈ જાહેર સભામાં નહિ આમંત્રણ કે નહિ જાહેર હિલચાલમાં તેમનો ભાગ. તેઓ તેમની કલાના હસ્તકૌશલ્યથી ગ્રાહકોમાટે મનરંજક કલા પેદા કરી ગ્રાહકો પાસે એક તમાસગીર જેવી જીંદગી ગુજારે છે.

કલા મનુષ્યમા સંસ્કૃતિ આણવાનું એક સાધન છે. એ સંસ્કૃતિ શિષ્ઠ સાહિત્ય અને કલા બન્નેમાં છે. કલાની ખીલવણી પણ ત્યારેજ કરી શકાય કે જ્યારે પાછી એ શિષ્ઠ સમયના જેવી ઉચ્ચ સંસ્કૃતિવાળી કલા પેદા થાય છે અને આ કોઇ દહાડો કલાનાં બાહ્ય સ્વરૂપનુંજ શિક્ષણ અપાય છે ત્યાં સુધી થશે નહિ.

કલાભવનોમાં આ સંસ્કારિતાના શિક્ષણને માટે કંઇજ પ્રયત્ન નહિ થતાં હોવાથી તેના શિક્ષણને પરિણામે થતી કલા ઉન્નતભાવહીન, અને માત્ર ગોખી રાખેલાં બાહ્યસ્વરૂપ વાળી, આડંબરવાળી ને મોહક થાય છે. અને માટેજ આટલા લાંબા સમયથી

કલાભવનો સ્થાપ્યાં છે, છતાં પ્રાચીન કલા જેવી લોકહૃદયનું પ્રતિબિંબ ને આદર્શ બતાવનારી કલા લગભગ પોણી સદીથી હીંદે જોઇ નથી.

આ સંસ્કાર શિક્ષણ ન આપ્યા ઉપરાંત બીજી ગંભીર ભુલ એ થાય છે કે શીખવવાનાં બાહ્ય રૂપો પણ પશ્ચિમની કલાનાં હોય છે, કારણ કે શિક્ષકો હિંદી કલાથી અજ્ઞાન છે. દાખલા તરીકે મુંબઇની શાળામાં કોઇપણ પ્રયત્ન હિંદની કલા શીખવવાને થતો નથી. છેલ્લાં ચાર પાંચ વર્ષોથી માત્ર સ્થાપત્ય શાળામાં કંઇક હીંદી શીલ્પકલા ને તેનાં બાંધકામની શૈલીનો ઇતિહાસ ને તેનાં બાંધ કામોની શૈલી શીખવાડાય છે પણ તે અને તેના બાહ્યરૂપજ શીખવાય છે. મી. ઇ. બી. હાવેલે હિંદની કલાનું આન્તર સ્વરૂપ તેના Ideals of Indian art ના પુસ્તકમાં સમજાવ્યું છે તેમતો કોઇજ સમજાવતું નથી. બીજા કોઇ ખાતામાં હિંદની કલા શીખવાતી નથી. ત્યાંના માજી પ્રિન્સીપાલ બર્ન્સ સાહેબે શરૂઆતના ડ્રોઇંગના શિક્ષણ માટે હસ્તાલેખન માટે જે પ્લેટો તૈયાર કરી છે તેમાં આપેલા ડીઝાઇનોનું કોઈ પણ અંગ કે વલણ હીંદી ધાટનું નથી. ઉલટું ખરી રીતે વિચારતાં તો યુરોપીઅનો આ ડીઝાઇનની કલા હીંદ પાસેથી શીખે તેટલી તે કલા હીંદમાં ખેડાએલી ને વખણાએલી છે. આ ડીઝાઇનની મી. ફર્ગ્યુસને કરેલી કદર મે ઉપર લખીજ છે. ઉપરાંત સ્થાપત્ય કલાનું ખરેખરૂં સ્વરૂપ બહુજ ટુંકાણથી ભેદી રીતે સમજાવનાર લેખક લીથ એ લખે છે કે—"If we would set seriously to work in reviving decorative design, the best thing we could do would be to bring a hundred craftsmen from India to form a school of practice." "જો ખરેખર આપણે આપણી નકશી કામની કલાનો પુનરોદ્ધારજ કરવો હોય તો સૌથી સારૂં કામ એમજ થઇ શકે કે આપણે હિંદમાંથી સોએક કારીગરો અહિં બોલાવવાને તેમને હાથે કામગરીની શાળા ખોલવી" આ વિચારથી તદન ઉલટુંજ કામ અહિં ચાલે છે. હિંદુસ્થાનમાં એ લોકો આવીને આપણને શીખવવા મંડયા. ત્યાં આપણી કલા ખીલવવી તો એક બાજુ રહી પણ તે બંધ પડી સડી જાય તેની જગ્યાએ પરદેશી કલા આવે છે. એ શાળામાં હિંદુસ્થાનના સંસ્કૃત સમયની અજંટાની ગુફાઓનાં ચિત્રો જુના પ્રિન્સીપાલ મે. ગ્રીફીથ્સ સાહેબના વખતથી રખાયાં છે. તે તેમજ રજપુત શૈલીનાં ચિત્રો ફ્રેમમાં પડયાં છે, તેમનો કંઇજ ઉપયોગ થતો નથી. આ શિક્ષણને પરિણામે આ શાળામાંથી બહાર પડેલાઓ હિંદની કલાને સમજતાજ નથી, ત્યાં તેમની પાસેથી તેની ખીલવણીની આશા તો રખાયજ ક્યાંથી ! આખા મુંબઇ ઇલાકાની કલાના વિકાસનો આધાર આ શાળાપરજ છે એમ કહી શકાય માટે ઇલાકાની કલાની અધોગતિ માટે તેનેજ જવાબદાર ગણવી જોઇએ. એ શાળામાંથી બહાર પડેલાઓ આખા પશ્ચિમ હિંદમાં વેરાયા છે ને તેમણે પોતાના જ્ઞાનથી કલામાં શો વધારો કર્યો તે જુઓ. તેઓ સંસ્કારી નેમજ સામાન્ય જ્ઞાનનું શિક્ષણ નહિ પામેલા હોવાથી સામાજીક કે રાજ્યના કોઇ પણ વિષયથી અજ્ઞાન ને જડ જેવા થઇ ગયેલા હોય છે ને શિક્ષણને અભાવે હિંદની કલાથી તો અજ્ઞાનજ છે. તેઓએ પોતાની કલા તરફ સમાજને આકર્ષ્યો નથી, તેઓ પોતાના વિષયને રસવાળો કરી શકયા નથી. તેમને તેના પર પદ્ધતિસર બોલતાં પણ આવડતું નથી. ઉપરાંત તેઓમાંના ઘણાક તો ચારિત્ર્યહીન પણ થઇ ગયા છે.

| | | |
|---|---|---|
| માસાચુસેટસ | રૂ. | ૮,૩૪,૯૬,૮૭૫ |
| ફેલીફોરનીઆ | ,, | ૬,૭૩,૬૮,૭૫૦ |
| મીસુરી | ,, | ૫,૬૩,૬૩,૨૭૫ |

આખા યુનાઇટેડ સ્ટેટ્સની છાપાકળાની ઉપજ રૂ. ૪૫,૫૧,૪૭,૭૫૦, તેમાં રોકાયલા ૪,૮૬,૭૧૫ માણસોની મદદથી થઈ છે. એટલે સરેરાશ પ્રમાણ કહાડતાં માથા દીઠ રૂ. ૯૩૫ ની રકમ આવે છે. જ્યારે ગરીબ હિંદના કામદારો મહા મુશ્કેલીએ પોતાનું અને પોતાના કુટુમ્બનું ગુજરાન અસુખાકારીવાળા રહેઠાણમાં કરે છે ને જન્મ લીધો તે મરવા માટે એમ સમજી આયુષ્ય પુરૂં કરે છે.

યુનાઇટેડ સ્ટેટ્સ જેવા સુપ્રસિદ્ધ દેશમાં જ્યા આવો ચઢતીનો સૂર્ય વધુ ને વધુ ઝળકતો જાય છે ત્યા છાપા કળાના ધંધા તરફ માનની દૃષ્ટિથી સર્વ કોઈ જૂવે છે આવા સત્તાવાર આંકડાથી સિદ્ધ થઇ ચૂકયું છે કે યુનાઇટેડ સ્ટેટ્સના અનેક મહાન ઉદ્યોગોમાં આ ઉદ્યોગ કોઇ પણ રીતે ઉતરતો નથી એટલુંજ નહિ પણ તેની સત્તા અને લાગવગ એટલી તો પ્રબળ છે કે વૉશીંગટન અને અન્ય પરગણાના મુખ્ય શેહેરોને તેને વજુદ આપ્યા શિવાય ચાલતું નથી.

અમેરીકાનું ગૌરવ સતેજ કરવામાં આ ઉદ્યોગનો મોટો ફાળો છે અને હાલની લડાઇના સંજોગોમાં પણ પોતાના નિયમ પ્રમાણે આગળ વધવાનો પ્રયત્ન જારીજ છે.

---

# હિંદુસ્તાનના ઇતિહાસ ઉપર નવું પાઠય પુસ્તક લખવા વિષે કેટલીક સૂચનાઓ.

---

આપણા દેશની વર્તમાન શિક્ષણવ્યવસ્થા વિદ્વાનો તથા શાસ્ત્રવિશારદોના હાથમા હોવા છતાં દેશની પરિસ્થિતિને તે અનુકૂલ નહિ હોવાથી તેમાં ભારે ફેરફાર કરવાની [illegible] છે એમ ઘણા સ્વીકારે છે. તેજ પ્રમાણે સરકારી નિશાળોમાં ચાલતાં પાઠયપુસ્તકો [illegible] હાથે લખાયલાં હોય અને વિગત તથા વિવરણની બાબતમાં ઉંચી કોટિએ મૂકી શકાય તેવાં હોય તો પણ તે આપણા દ્રષ્ટિબિન્દુથી નહિ લખાયલાં હોઇ, તેમાં ફેરફાર કરવાની જરૂર છે. આ જરૂર હિંદુસ્તાનના ઇતિહાસના પાઠયપુસ્તક વિષે વિશેષે કરીને છે. હિંદુસ્તાનના ઇતિહાસ ઉપરના અંગ્રેજી ભાષામાં લખાયલાં પાઠયપુસ્તકોમાંના ઘણાં વિશેષ ઉદ્દેશથી લખાયલા છે અને ઇતિહાસ ઉપર થયેલી છેલ્લામાં છેલ્લી શોધખોળનો પણ તેમાં ઉપયોગ થયેલો જોવામાં આવે છે. પરંતુ તેમાં ઘણા ઐતિહાસિક વૃત્તાન્તો એવી રીતે વર્ણવેલા હોય છે કે બાલકના મન ઉપર પોતાના દેશના ઇતિહાસ વિષે જે છાપ પડવી જોઇએ તે, તે પુસ્તકો પાડી શકતાં નથી, એટલુંજ નહિ પણ તેથી ઉલટી છાપ પડે છે. એ વાત આપણા પ્રાચીન ઇતિહાસ અને મધ્યકાલીન ( મોગલ સમયના ) ઇતિહાસ વિષે વિશેષ ખરી છે. ગુજરાતી ભાષામાં લખાએલાં પાઠયપુસ્તકો વિષે સખેદ

કહેવું પડે છે તેમાંનું એક પણ પાઠયપુસ્તક, તે નામને યોગ્ય નથી. આપણા સાક્ષરોમાંથી પણ કોઇએ આ વિષય ઉપર પોતાની કલમ અજમાવી નથી. જે પાઠય પુસ્તકો છે તે કાંતો અંગ્રેજીના તરજુમા છે, કાંતો નિર્માલ્ય અનુકરણ છે, અને એક પણ પુસ્તક કોઇ વિશિષ્ટ ઉદ્દેશથી લખાયલું નથી. માટે હાલના પાઠય પુસ્તકોમાં જે દોષો છે તેથી રહિત અને પોતાને ઉદ્દેશ સાધે તેવું નવું પાઠય પુસ્તક લખાવાની જરૂર છે. તે કઇ દૃષ્ટિથી લખાવું જોઇએ તે સંબંધે અમારી સૂચનાઓ નીચે પ્રમાણે છે.

૧. વર્તમાન પાઠય પુસ્તકોમાં અહીં આવીને વસેલા પરદેશીઓનો વૃત્તાન્તજ વધારે આવે છે. દેશના સંતાનોની હકીકત કાંઇજ આવતી નથી. દાખલા તરિકે, પાઠય પુસ્તકોમાં સિકંદરની ચઢાઇને મ્હોટું સ્વરૂપ આપવામા આવે છે. વાસ્તવિક રીતે તો તે માત્ર હિંદુસ્તાનની સરહદ ઉપરજ આવ્યો હતો અને દેશના એક ખાનના રાજા પુરુષોત્તમ (પોરસ) ને તેણે હરાવ્યો હશે. આ બનાવ ઉપર ઇતિહાસકારો પાનાં ભરે છે, પરંતુ તે સમયની ભારતની સ્થિતિ કેવી હતી, તેની સંસ્કૃતિ કેટલી ઉજ્જવળ હતી વગેરે બાબતનો કાંઇજ ઉલ્લેખ કરવામાં આવતો નથી. તેજ પ્રમાણે મુસલમાન રાજ્યના સમયના ઇતિહાસમાં દીલ્હીના તખ્ત માટે જે લડાઇઓ થતી તથા પ્રપંચો રચાતા તેનુજ વર્ણન પાઠય પુસ્તકોમાં વાંચવામાં આવે છે, પરંતુ તે વખતે દેશના લોકની સ્થિતિ કેવી હતી, તેમની સાહિત્ય, વ્યાપાર, હુન્નરઉદ્યોગમાં કેવી પ્રવૃત્તિઓ હતી, દેશમાં ધર્મપ્રવર્તકો, સન્તો કોણ કોણ થયા વગેરે બાબતોની માહીતી કાંઇજ મળતી નથી. યુરોપીઅન પ્રજાઓ હિંદુસ્તાનમાં આવી તે વખતના ઇતિહાસનું પણ તેમજ છે. હિંદુસ્તાનમાં સત્તા જમાવવા માટે તેમની વચ્ચે થયેલા યુદ્ધો અને વિગ્રહોના વર્ણનને પાઠય પુસ્તકોમા પ્રધાન પદ આપ્યું છે. પરંતુ તે સમયનાં બીજાં રાજ્યો તથા લોકોની હકીકતનું બહુ જુજ વર્ણન આવે છે. આમ બનવુ સ્વાભાવિક છે કારણ અત્યાર સુધી આપણો ઇતિહાસ પરદેશીઓના હાથે લખાયલો છે. આ દોષ નવા પાઠય પુસ્તકમાં દૂર થવો જોઇએ.

૨. જે પ્રજાનો ઇતિહાસ લખવો હોય તે પ્રજાના આદર્શને પ્રધાન પદ આપવું જોઇએ. ઇંગ્લંડના ઇતિહાસમાં પ્રજાની રાજકીય હકો માટે લડત તથા વ્યાપારવૃદ્ધિ માટેના પ્રયાસોનોજ વૃત્તાન્ત મુખ્યત: આવે છે. મુસલમાનોના ઇતિહાસમાં સ્વધર્મપ્રચાર માટેના તેમના અનહદ ઉત્સાહ એટલે સુધી કે બાહુબળથી પણ કરવા તેઓ પ્રવૃત્ત થતા છે તેનો વૃત્તાન્ત વિશેષ આવે છે. તેમ હિંદી પ્રજાનો આદર્શ ધાર્મિક જીવન છે માટે તેને પ્રધાન પદ આપવું જોઇએ. ઘણા મતમતાન્તર હોવા છતાં તે સર્વેમાં વ્યક્તિ અને સમાજના અંતિમ આદર્શની એકતા છે અને તે પ્રાપ્ત કરવાના માર્ગની દિશા પણ એક છે અને તેને લઇને સમગ્ર પ્રજાના દૃષ્ટિબિન્દુ અને પુરૂષાર્થમાં સમાનતા છે તે સારી રીતે સમજવું જોઇએ. જેમ બીજા દેશોના ઇતિહાસમાં રાજાઓ, સેનાપતિઓ, રાજનીતિજ્ઞ પુરુષો, વેપાર ઉદ્યાગમાં અગ્રણી પુરુષોને પ્રધાન પદ આપવામાં આવે છે તેમ આપણા દેશના ઇતિહાસમાં ધર્માચાર્યો તથા સાધુ સંતોને આપવું જોઇએ.

૩. દરેક જમાનાના લેખકો પોતાના જમાનાની જરૂરીયાત જોઇ ઇતિહાસના તે જમાનાના જરૂરી અંગો ઉપર ભાર મૂકે છે અને તે દૃષ્ટિબિન્દુથી ઇતિહાસ લખે છે. એજ

કારણથી રામાયણ અને મહાભારત અનેક વાર લખાયાં છે. અત્યારે ભારતવર્ષમાં એક રાષ્ટ્રીયતાની ભાવના સ્ફુરી રહી છે માટે હિંદુસ્તાનના ઇતિહાસમાંથી તેને પોષક તત્વો મળી આવતાં હોય તે ઉપર ભાર દેવાવો જોઇએ નીચેના તેમાં ગણી શકાય.

(૧) ભૌગોલિક એકતા (Geographical Solidarity)
(૨) સંસ્કૃતિની એકતા (Unity of culture)
(૩) સમાન હિતસબંધ (Community of interest)
(૪) અન્ય દુનિયાથી વિશ્લેષ.

(૫) એકતા માટે બુદ્ધિપુરઃસર કરવામાં આવેલા પ્રયાસોઃ સંસ્કૃત ભાષા, પંચાયતન પૂજા, મહાભારતાદિ રાષ્ટ્રીય ગ્રન્થ, ચારધામની યાત્રા વગેરે, ચાર મઠની વ્યવસ્થા, પ્રાચીન સામ્રાજ્યો, અકબરનો દીન-ઇ-ઇલાહી.

૪. અત્યાર સુધીના આપણા ઇતિહાસમાં પાઠ્ય પુસ્તકોનાં દેશની પ્રાકૃતિક સ્થિતિ તથા વ્યવહારનાં સાધનોની આપણી સંસ્કૃતિ તથા ઇતિહાસ ઉપર થયેલી અસર બરાબર બતાવેલી નથી તેનું બરાબર વિવરણ કરીને ઇતિહાસમાં કાર્યકરણ શૃંખલા બરાબર સમજાવવી જોઇએ.

૫. દેશના ઇતિહાસમાં મહાન પરિવર્તન કરનારા પ્રસંગો જાણે આકસ્મિક હોય તેમ પાઠ્ય પુસ્તકોમાં વર્ણવેલા છે. એક માણસ આવીને એક લડાઇમાં જીત્યો-એટલે આખા રાષ્ટ્રમાં ફેરફાર થઇ ગયો એવી છાપ પાઠ્ય પુસ્તક વાંચતા મન ઉપર પડે છે. તેમ બનવું સંભવિત નથી. ઇતિહાસ એ પ્રજા પુરૂષાર્થનું પરિણામ છે. અમુક રાજા કે નેતાઓના પરાક્રમથીજ ઇતિહામ બનતો નથી. તેમને ફતેહ મળવાનાં કારણો ઉંડા હોય છે અને તે પ્રજાજીવનની જાગૃતિમાંજ મળી આવે માટે તેની તપાસ ઇતિહાસમા પ્રધાનરૂપે આવવી જોઇએ.

૬. હાલનાં પાઠ્ય પુસ્તકોમાં હિંદુ સમાજની પડતી દશા શરૂ થઇ ત્યાર પછીનોજ ઇતિહાસ મુખ્યત્વે આપવામાં આવે છે. અને પરદેશીઓના હિંદુસ્તાન ઉપરના હુમલાના બચાવમાંજ હિંદુઓ રોકાયલા હતા તે સમયથી ઇતિહામ શરૂ થાય છે. પરંતુ એક વખત હિંદુ સંસ્કૃતિનું દુનિયામાં સામ્રાજ્ય હતું અને તે વખતે તેણે દુનિયાને ઘણું આપ્યું છે. તેનો મળે તેટલો સવિસ્તર અહેવાલ આપવો જોઇએ.

(ભારતવર્ષે, ચીન, જાપાન, મલાયા, જાવા, સીલોન, બ્રહ્મદેશ, અરબસ્તાન, મીસર મધ્ય એશીઆ ઉપર તથા તે દ્વારા યુરોપના ધાર્મિક આદર્શ ઉપર અસર કરી છે. અહિંની બનાવટની વસ્તુઓ પૂરી પાડીને તેમનામાં કળાકૌશલ્ય પ્રતિ અભિરૂચિ ઉત્પન્ન કરી છે તથા તેમના સામાજિક બંધારણ ઉપર અસર કરી છે. તે દેશોને ગણિત, જ્યોતિષ, વૈદ્યક ઇત્યાદિ વિદ્યાઓનું જ્ઞાન આપ્યું છે.)

૭. પરદેશી જાતો અહીં આવીને કેવી રીતે અહિંની પ્રજા સાથે ભળી ગઇ તથા તેમનું વ્યક્તિત્વ અખંડિત રહેવા છતાં તેમના ઉપર હિંદુ સંસ્કૃતિની કેવી છાપ પડી તે મુસલમાન, પારસી તથા યાહુદીઓના દાખલા ઉપરથી બતાવવું જોઇએ.

૮. પરદેશી જાતોના હિંદમાં આવીને વસવાથી હિંદુસ્તાનને થયેલા લાભ અને નુક-

ધ્યાન તથા હિંદુ પ્રજાના આદર્શો ઉપર તેની જે અસર થઇ તે બરાબર બતાવવાં જોઇએ.

**મુસલમાનો**—મુસલમાનોમાં મુસલમાન તેટલા સમાન એવી ભાવના હતી તે ઉપરથી સર્વને સમાન અધિકારની ભાવના હિંદુસ્તાનમાં દાખલ થઇ. ગુલામ પણ બાદશાહની પદવીએ પહોંચી શકે એ વિચાર હિંદુસ્તાનમાં પહેલાં ન હતો. તેજ પ્રમાણે ધર્મવિધિમાં પણ મુસલમાનોમાં ઉચ્ચનીચનો ભેદ નહતો તેની પણ હિંદી સંસ્કૃતિ ઉપર અસર થઇ અને નવા નવા સંપ્રદાયો નીકળ્યા. મુસલમાનોના એકેશ્વરવાદની અસર થઇને શીખ, કબીરપંથ, બ્રાહ્મોસમાજ જેવા પંથ ઉત્પન્ન થયા. આધુનિક પદ્ધતિ પ્રમાણે ઇતિહાસ લખવાની રીત અને અગત્ય મુસલમાનો આવ્યા પછી સમજાઇ. સ્વધર્મ માટે તીવ્ર લાગણી અને આત્મીયતાની ભાવના પણ તેમના આવ્યા પછી દેશમાં દાખલ થઇ.

**યુરોપીયન**—યાંત્રિક ઉપકરણોનો ઉપયોગ, લશ્કરી કવાયત, ખાતાઓ પાડી નાંખીને પદ્ધતિસર વ્યવસ્થા, દેશાભિમાન અને રાષ્ટ્રીયતા, વ્યક્તિસ્વાતંત્ર્ય અને તેના અધિકાર, બહારની દુનિયા સાથે પ્રત્યક્ષ સંબંધ—આ બધુ યુરોપીયનો પાસેથી શિખ્યા.

૯. હિંદુ ઇતિહાસકારો મુસલમાનોનો ઇતિહાસ કાંઇક વિરોધબુદ્ધિથી અને તેમને પરદેશી ગણીને લખે છે. પરંતુ જ્યારે હવે તેઓએ અહીં આવીને કાયમનો વસવાટ કર્યો છે, અને હિંદને પોતાની માતૃભૂમિ ગણી છે તો તેમને હિંદવાસીઓજ ગણીને તેમનો ઇતિહાસ લખાવો જોઇએ. દાખલા તરીકે, હાલ કોઇ અંગ્રેજ અથવા સ્કૉચ લેખક ઇંગ્લંડનો ઇતિહાસ લખતા જેમ છે તો તે અંગ્રેજો તથા સ્કૉચ વચ્ચે થયલી લડાઇઓ કાંઇપણ તીખાશ વિના વર્ણવી શકે છે.

૧૦. ઘણા ઇતિહાસના લેખકો આપણા દેશની યુરોપીય પ્રજાઓ અહીં આવી તે વખતની સ્થિતિને પશ્ચિમના દેશોની આધુનિક સ્થિતિ સાથે સરખાવી, પશ્ચિમના દેશોને વિશેષ સુધરેલા ગણે છે. આમ કરવામાં કાલાન્તરનો ભેદ ધ્યાનમાં નહિ લેવાની ભૂલ થાય છે. મધ્યકાળમાં અહિં જ્યારે સુગઠિત રાજ્યવ્યવસ્થા અને લોકોમાં શાન્તિ હતી ત્યારે પશ્ચિમના દેશોમાં પ્રમાણમાં કાંઇજ નહતું સરખાવો ચન્દ્રગુપ્ત અશોક અથવા ભોજના સમયનું હિંદુસ્તાન અને તે સમયની પાશ્ચાત્ય દેશોની સ્થિતિ; Wars of the Roses ના સમયની ઇંગ્લંડની સ્થિતિ અને તે સમયની હિંદુસ્તાનની સ્થિતિ; અકબર તથા ઔરંગઝેબના સમયના હિંદુસ્તાનની સ્થિતિ અને તેજ સમયની પશ્ચિમના દેશોની સ્થિતિ.) હાલ પાશ્ચાત્ય દેશો વૈજ્ઞાનિક શોધખોળ અને તેના ઉપયોગમાં આગળ વધ્યા છે પરંતુ તે તેમના છેલ્લા સો વર્ષના પુરુષાર્થનું પરિણામ છે. સો વર્ષ પહેલાં વિજ્ઞાનમાં પણ આપણે તેમની પાછળ નહતા. એટલે તે પ્રદેશમાં આપણે તેમના કરતાં ફક્ત સો વર્ષ પાછળ છીએ. પરંતુ આ વાતનું ઇતિહાસના પુસ્તકોમાં વિસ્મરણ થયલું જોવામાં આવે છે અને તેથી પાશ્ચાત્ય સંસ્કૃતિ આપણી સંસ્કૃતિ કરતાં ઘણી શ્રેષ્ઠ હતી અને છે એવી બાળકના મન ઉપર છાપ પડે છે. આમ ન થાય તે ધ્યાનમાં રાખવું જોઇએ.

૧૧. હિંદુસ્તાનના ઇતિહાસના પાઠ્ય પુસ્તકમાં એશીઆના બીજા દેશો—તુર્કસ્તાન, ઇરાન, ચીન, જાપાન વગેરે સંબંધી કંઇક માહીતી આપવી જોઇએ અને આપણા દેશનો તે દેશો સાથે ઇતિહાસસંબંધ દર્શાવવો જોઇએ. વળી અફઘાનીસ્તાન વિષે—ત્યાંના લોકો

તથા ત્યાંની રાજ્યવ્યવસ્થા વિષે આપણા દેશના ઇતિહાસ પુસ્તકોમા કંઇક માહીતી આવવી જોઇએ, કારણ કે તે આપણા આખપડોશી છે અને મહમુદ ધઝનીના સમયથી આજ સુધી હિંદુસ્તાન સાથે તેમનો અતિ ઘનિષ્ટ સંબંધ રહેલો છે. મહમ્મદ બિન કાસીમ, ચંગીસખાન, તૈમુર, નાદીરશાહ વગેરે ક્યાંથી આવ્યા તે સંબંધી પણ આપણાં પુસ્તકોમાં નહિ જેવી માહીતી હોય છે.

**નીચેના વિષયો ઉપર પૃથક્ પૃથક્ પ્રકરણો લખાવાં જોઇએ.**

૧. વેદકાળથી આજ સુધીના હિંદુસમાજની રચના અને તેના આદર્શ કેવા હતા તથા તેમાં ક્રમે ક્રમે કેવી રીતે ફેરફાર થતા ગયા તેનું વિવરણ.

(૧) જ્ઞાતિવ્યવસ્થા:—નવી જ્ઞાતિઓ કેવી રીતે નિર્માણ થતી ગઇ અને ભિન્ન જ્ઞાતિઓ કેવી રીતે થતી ગઇ.

(૨) કુટુંબવ્યવસ્થા.

(૩) ચાર આશ્રમની વ્યવસ્થા; તે પૂર્ણ રીતે ક્યારે અમલમાં હતી.

(૪) ઋષિમુનિઓના આશ્રમનું વર્ણન.

(૫) હિંદુસમાજની આદર્શ સ્થિતિ સ્મૃતિ અને રામાયણમા મળે છે અને વાસ્તવિક સ્થિતિ વેદ, મહાભારત, ચાણક્યના અર્થશાસ્ત્ર, કથાસરિત સાગર અને તેના જેવા અન્ય ગ્રન્થો તથા પ્રાકૃત સાહિત્યમાંથી મળે છે, તેનું વિસ્તૃત વર્ણન અને પરસ્પર સરખામણી.

(૬) હિંદુઓ તથા મુસલમાનો સાથે સાથે રહેવા લાગ્યા ત્યારે પરસ્પર અનુકૂળતા માટે તેમણે કેટલું જતુંહેતું કર્યું.

૨. ધર્મનો ઇતિહાસ.

(૧) ધર્માચાર્યોનાં જીવનચરિત.

કૃષ્ણ, મહાવીર, બુદ્ધ, શંકરાચાર્ય, મધ્વાચાર્ય, રામાનુજાચાર્ય, રામાનંદ, કબીર, નાનક, ગુરુગોવિંદ, વલ્લભાચાર્ય, રામદાસ.

રામમોહનરાય, દયાનન્દ સરસ્વતી, વિવેકાનંદ.

જરથુસ્ત્ર, ઇસામસીહ, મહમ્મદ પેગમ્બર (છેલ્લા ત્રણ હિંદી નથી, પરંતુ તેમણે પ્રવર્તાવેલા ધર્મની હિંદુસ્તા[illegible] ગલાયા, ઉપર અસર થઇ છે).

(૨) પંથોનો ઇતિહાસ—[illegible] યુરોપના ધોનો.

વેદકાળથી તે આજ સુધીમાં [illegible]નામાં ધર્મના જુદા જુદા કાળમા જુદાં જુદાં સ્વરૂપ થયાં છે તેનુ વિવરણ કરવું—[illegible]સમાલોચના સંબંધી હકીકત આવે:

૧. વેદકાલીન દેવતાઓ અને યજ્ઞવિધિ. ૨. વિષ્ણુ, રુદ્ર, શિવની ઉપાસના ૩ તાન્ત્રિક માર્ગ ૪ બુદ્ધની ઉપાસના ૫ ભાગવત ધર્મ અને કૃષ્ણ ઉપાસના ૬ ભક્તિમાર્ગ ૭ રામ ઉપાસના ૮ પંચાયતન પૂજા ૯ નાગપૂજા ૧૦ દેવીપૂજા ૧૧ લિંગાયત પંથ.

(૩) તહેવારો તથા ઉત્સવો.

૩. બ્રાહ્મણો તથા બૌદ્ધોએ ધર્મપ્રચારાર્થે કરેલા પ્રયાસો તથા તેમણે નિર્માણ કરેલી સંઘની સંસ્થા અને તેની વ્યવસ્થા.

૪. આર્યજાતિનો દેશાન્તર નિવાસ અને આર્યસંસ્કૃતિનો પ્રચાર.

૫. ગ્રીસ તથા અન્ય દેશો સાથે આપણા દેશનો સંપર્ક અને તેની પરસ્પર અસર. ખાસ કરીને ગ્રીસની હિંદ ઉપર અને હિંદની ગ્રીસ ઉપર શી અસર થઇ તેનું વિવેચન.

૬. દેશની રાજ્યપદ્ધતિનો ઇતિહાસ.

(૧) પ્રાચીન કાળમાં ધારા ઘડતું કોણ અને તેનો અમલ કરતું કોણ–તેની વ્યવસ્થા.

(૨) જમીન ઉપર કોની માલકી ગણાતી અને મહેસુલ કેવી રીતે આકારવામાં તથા ઉઘરાવવામા આવતું.

(૩) લશ્કરની વ્યવસ્થા.

(૪) કર કેવા પ્રકારના લેવામાં આવતા.

(૫) લોકની નીતિ ઉપર દેખરેખ.

(૬) ન્યાય કરવાની પદ્ધતિ–પ્રાયશ્ચિત્ત.

(૭) વેઠવારાની રીત.

ઉપરની બાબતો ઉપર કાલાનુક્રમે વિવરણ થવુ જોઇએ.

૭. જમાબંધીની રીતનો ઇતિહાસ.

(૧) મનુ પ્રમાણે (૨) કૌટિલ્યના અર્થશાસ્ત્ર પ્રમાણે (૩) રજપૂત રાજાઓના સમયમાં (૪) મલેક અંબર (૫) વિજયનગરના રાજ્યની (૬) શેરશાહ (૭) ટોડરમલ (૮) શિવાજી (૯) બ્રિટિશ.

૮. ગ્રામ્ય પંચાયત.

૯. લોકની રહેણી કરણી, શિષ્ટાચાર, ખાસ રિવાજો, રમતોનુ કાલાનુક્રમે વિવરણ.

૧૦. લોકની આર્થિક સ્થિતિનો ઇતિહાસ.

(૧) વપરાશની વસ્તુઓ–ખોરાક, પોશાક તથા વિલાસની વસ્તુઓ.

(૨) જુદી જુદી જાતના લોકોની રહેણીનુ ધોરણ ( Standard of living ).

(૩) વસ્તુઓના ભાવ. ખાસ કરીને ખોરાકની વસ્તુઓના તથા મજુરીના દર.

(૪) વેપાર, ઉદ્યોગ અને હુન્નરઃ

નામગણના; જુદા પ્રાન્તના હુન્નર, ઉદ્યોગ; જુદી જુદી જાતોના હુન્નર ઉદ્યોગ; જ્ઞાતિવ્યવસ્થાની હુન્નર ઉદ્યોગ ઉપર અસર; વિનાશક હરિફાઈના અવકાશનો અભાવ.

અન્ય દેશો સાથે વેપારનો સંબંધ–આયાત અને નિકાસ.

દેશની અંદર વેપાર માટે તથા લોકની આવજા માટેનાં સાધનો.

૧૧. યુદ્ધકળા અને યુદ્ધનીતિનો ઇતિહાસઃ–

આર્યો તથા આર્યેતર લોકો વચ્ચે; ગ્રીક રજપૂતો અને પઠાણો; મોગલ, સીખ અને મરાઠા–તેમની રજપૂતોની સાથે સરખામણી; યુરોપીય પ્રજાઓ.

( એશીઆવાસીઓ અને યુરોપીયો વચ્ચેનો મ્હોટો ભેદ–પહેલા લુણને વફાદાર અને બીજા લાકીને વફાદાર ).

૧૨. ભાષાઓ અને તેમનો વિકાસ.
વૈદિક ભાષા; પાણિનીય સંસ્કૃત; પ્રાચીન પ્રાકૃત ભાષાઓ.
(નોંધ. સંસ્કૃત કદી બોલાતી ભાષા હતી કે કેમ અને પ્રાકૃત ભાષાઓ તેમાંથી અપભ્રંશ થઇને બનેલી છે કે કેમ ?)
અર્વાચીન દેશી ભાષાઓ: હિંદી અને ગૂજરાતી; બંગાળી, મરાઠી અને સિંધી; કાનડી, તેલગુ; તામીલ અને મલયાલમ; ઉર્દુ;
રાષ્ટ્રીય ભાષા તરિકે હિંદીનું સ્થાન.

૧૩. સાહિત્ય તથા વિજ્ઞાન:—
ધાર્મિક અને દાર્શનિક સાહિત્ય; ઐતિહાસિક અને પૌરાણિક સાહિત્ય તથા લોકવાર્તા; ભક્તિવિષયક કાવ્યશાસ્ત્ર, ( Rhetorics ), કવિતા; તામીલ સાહિત્ય; ગૂજરાતી, મરાઠી, બંગાળી, ઉર્દુ તથા હિંદી ભાષાનાં સાહિત્યો.
શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક સાહિત્ય; વ્યાકરણ, ગણિત અને જ્યોતિષ; વૈદ્યક; રસાયન; ( Alchemy & chemistry ); કામશાસ્ત્ર ( Eugenics); સંગીત.
હિંદુસ્તાની પદ્ધતિ કર્ણાટકી પદ્ધતિ; નાટ્ય અર્થશાસ્ત્ર.

૧૪. શિક્ષણ.
અ. શિક્ષણપદ્ધતિ; ઉપનિષત્કાલીન પદ્ધતિ; મનુસ્મૃતિમાં વર્ણવેલી પદ્ધતિ; બૌદ્ધકાલીન પદ્ધતિ; જુદા જુદા વિદ્યાપાઠોમાં ચાલતી પદ્ધતિ; વંશપરંપરાગત મળતી ધંધાની શિક્ષણપદ્ધતિ; મુસલમાનોના સમયની શિક્ષણપદ્ધતિ; ખ્રીસ્તી પાદરીઓએ ચલાવેલી શિક્ષણ પદ્ધતિ; વર્તમાન શિક્ષણ પદ્ધતિ; રાષ્ટ્રીય શિક્ષણ માટેના આધુનિક પ્રયાસો.
બ. વિદ્યાપીઠો-પ્રાચીન અને અર્વાચીન ( Centres of culture );
કાશી-મિથિલા; નવદ્વીપ, નલંદા અને તક્ષીલા; પ્રતિષ્ઠાન-( પૈઠણ ); શ્રીનગર ( કાશ્મીરનું ) ઉજ્જયિની; કાંજીવરમ; કુંભકોણમ; વિજયનગર; પાટણ; જયપુર; આગ્રા; અલીગઢ.

૧૫. ચિત્રકળા, શિલ્પ, સ્થાપત્ય તથા બીજી લલિત કળાઓ.
વેદકાલીન સ્થાપત્યનો ઉલ્લેખ નથી; યજ્ઞવિધિનાં ઉપકરણો, યજ્ઞકુંડ, ઘરનાં રાચરચીલાં વગેરે સંબંધી હકીકત મળે છે.
મહાભારત અને રામાયણ ઉપરથી—કિલ્લા, નગરરચના, ઘરેણાં, પોશાક આયુધ સંબંધી હકીકત.
બુદ્ધ પૂર્વકાલીન મંદીરો તથા ગુફાઓ.
બુદ્ધકાલીન—મંદીરો, વિહારો, ગુફાઓ, મૂર્તિઓ તથા સ્તૂપો; કુંભારકામ તથા ઘરનાં રાચરચીલાં; તે સમયની લલિત કળાઓ, વણાટકામ, રંગાટ, ભરતકામ, મીનાકારી, લાકડનું ઝીણું કોતરકામ, પત્થરનું કોતરકામ.
બુદ્ધોત્તરકાલીન—યાવનિક કળા ( Greek Art. ) ની અસર; તાંત્રિક વિધિમાં આવતી ચિત્રકળા.

દક્ષિણ હિંદુસ્તાનનું—સ્થાપત્ય, તળાવો, મંદિરો, મૂર્તિઓ, નહેરો તથા પરિવાહ ( Drainage )ની બાંધણી.
મુસલમાન સમયનું–રાજમહેલો; મસ્જીદો તથા મકબરા; હમામખાનાં; કિલ્લા; દરવાજા.
શાહજહાનના સમયનું—સ્થાપત્ય તથા ચિત્રકળા ( તાજ બાંધનારા હિંદુ કારીગરો )
જૈન લોકોનું સ્થાપત્ય.
ધર્મની કળા ઉપર અસર.
પશ્ચિમની અસર.

૧૬. ખાણો અને ખનિજ પદાર્થો.

૧૭. પ્રાણી તથા વનસ્પતિ.

(૧) હિંસ્ર પશુઓ તથા ખેતીને નુકસાન પહોંચાડનારાં પશુઓ તથા પક્ષીઓ (ખાસ કરીને તીડો ) ક્યાં ક્યાં હતા અને છે; હાલ તેઓ ક્યાં ક્યાં મળી આવે છે; સર્પ, નાગ વિષે પણ ઉલ્લેખ અહિં આવી જાય.
(૨) જુદે જુદે સમયે કયા પશુઓ અથવા પક્ષીઓના માંસનો આહાર કરવામાં આવતો; માછલાં વિષે અહિં ઉલ્લેખ આવી જાય.
(૩) કયાં પશુઓ તથા પક્ષીઓની સેવા લેવામા આવતી–ભારવહન માટે, શિકારમાં, સંદેશા લઇ જવામાં, છુટી સવારી તથા ગાડીમાં જોડવાના કામમાં.
(૪) ક્યાં પશુ, પક્ષીઓ પાળવામા આવતાં.

વનસ્પતિ, જંગલો, ફળઝાડ, ફુલઝાડ, અનાજ, શાકભાજી, ધ્વાઓ, જડીબુટ્ટીઓ, સુગંધીદાર વનસ્પતિઓ.

૧૮. પ્રાચીન ઇતિહાસનાં સાધનો.

વેદ, વેદાંગ, સંસ્કૃત સાહિત્ય, વ્યાકરણ અને વાર્તિક.
શિલાલેખો, સ્તૂપો તથા સ્તંભો, પ્રાચીન ચિત્રો તથા સિક્કાઓ—સ્વદેશી·વિદેશી.
કાલગણના પદ્ધતિ ( કલિ, યુધિષ્ઠિર, વિક્રમ શાલિવાહન ઇત્યાદિ ).
તહેવારો અને ઉત્સવો.
તામ્રપટો, હસ્તલેખો ઇ૦.
પ્રાચીન ઇતિહાસનાં પુસ્તકો—રાજતરંગિણી, હર્ષચરિત, દીપવંશ, મહાવંશ.
પરદેશી પ્રવાસીઓએ લખેલા વૃત્તાંતો–હુએનત્સંગ; ફાહીઆન; મેગેસ્થીનીસ; માર્કો પોલો; અલબરૂની; બર્નિયર; ઇબ્ન બતુટા, ઇત્યાદિ.

૧૯. દેશની પ્રાકૃતિક સ્થિતિ અને તેની દેશના ઇતિહાસ ઉપર અસર.

(૧) હિંદુસ્તાનની કુદરતી સરહદ.
(૨) સિંધુ અને ગંગા નદીના પ્રદેશ ( પંજાબ અને બંગાળની તુલના )
(૩) વિન્ધ્ય પર્વત અને દણ્ડકારણ્ય.
(૪) રજપૂતાનાનો નિર્જલ પ્રદેશ.
(૫) કાશ્મીરની ઉપત્યકા ( Valley. )

(૬) સહ્યાદ્રિનો પહાડી પ્રદેશ અને કોંકણપટ્ટી.
(૭) દરિયા કિનારો.
(૮) પ્રાચીન અને અર્વાચીન બંદરો:
તાત્રલિપ્તિ, દાભોલ, સોપારા, દ્વારિકા, ભૃગુકચ્છ, સ્તંભાવતિ, સુરત, કાલીકત, વિજાગાપટ્ટણ, ઇત્યાદિ.
કરાચી, મુંબઇ, કોલંબો, મદ્રાસ, કલકત્તા, રંગુન ઇત્યાદિ,
(૯) પ્રાકૃતિક પરિવર્તનઃ સરસ્વતી નદીનું ગુપ્ત થવું; જંગલોનો નાશ, બંદરોનું પૂરાઇ જવુ; વર્ષાદમાં ફેરફાર.
(૧૦) મોસમનો વર્ષાદ—ચોમાસુ.

૨૦. જુદા જુદા કાળમા રાજ્યસત્તાના કેન્દ્રસ્થાનો કયા કયાં અને કેવી રીતે બદલાયાં.
(૧) પંજાબ ( વેદકાલીન આર્યોનું રહેઠાણુ ).
(૨) બ્રહ્માવર્ત ( યજુર્વેદ અને મનુકાલીન )
(૩) અયોધ્યા અને મિથિલા ( રામાયણ )
(૪) હસ્તિનાપુર અને ઇંદ્રપ્રસ્થ ( મહાભારત )
(૫) પાટલીપુત્ર ( મૌર્યવંશ )
(૬) પેશાવર ( કનિષ્કના સમયમા )
(૭) કાન્યકુબ્જ ( હર્ષનું-કનોજ )
(૮) ઉજ્જયિની ( વિક્રમાદિત્ય )
(૯) દેહલી ( પૃથુરાજ )
(૧૦) દેહલી ( મુસલમાનોનુ )
(૧૧) ચિતોડ ( રજપૂતોનુ )
(૧૨) દેવગિરિ ( યાદવ વંશના રાજાઓનુ )
(૧૩) વિજયનગર ( હોયસલ વંશના રાજાઓનું )
(૧૪) પુના ( મરાઠાનું )
(૧૫) લાહોર ( શિખનુ )
(૧૬) કલકત્તા અને દીલ્હી ( અંગ્રેજનુ )

૨૭. હાલના મુખ્ય દેશી રાજ્યો સંબંધી હકીકતઃ
ગાયકવાડ, નિઝામ, માઇસોર, કાશ્મીર, રજપૂતાનાનાં રજપૂત રાજ્યો, કાઠીઆવાડનાં રાજ્યો, ગ્વાલીઅર તથા ઇંદોર, નેપાળ.

## ઇતિહાસનો પર્વમાં વિભાગ

૧. વેદકાળઃ વસિષ્ઠ, વિશ્વામિત્ર, અગસ્ત્ય ( દક્ષિણમાં નિવાસ અને બીજાઓને વસવા માટે બોલાવવા—Colonization )
૨. ઉપનિષત્ કાળઃ જનકવિદેહી, યાજ્ઞવલ્ક્ય.
૩. પરશુરામનો સમય—બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે સત્તા માટે હરિફાઇ—કોંકણ તથા મલબારનો ઉપનિવેશ ( Colonization )—નવા બ્રાહ્મણો નિર્માણ કરવા.

૪. રામાયણ.

૫. સ્મૃતિકાળ નિર્ણય.

૬. મહાભારત કાળ.

(૪–૬: સૂર્યવંશ, ચંદ્રવંશ તથા યદુવંશ વિષે હકીકત.)

યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ; ભીષ્મ અને કૃષ્ણ–બે પક્ષના કર્તા પુરુષો ( King-Makers ); હિંદુ સમાજ ઉપર ભારતીય યુદ્ધની થયેલી અસર.

૭. સૂત્રકાળ.

૮. બૌદ્ધ અને જૈન ધર્મોનો પ્રાદુર્ભાવ–ચન્દ્રગુપ્ત, અશોક, કનિષ્ક.

૯. બૌદ્ધ ધર્મનો ક્ષય અને હિંદુ ધર્મની સંઘટના–શાલિવાહન, વિક્રમાદિત્ય, સમુદ્રગુપ્ત, હર્ષ પુલકેશી ૪૦ રાજાઓનો સંસ્કૃત સાહિત્યને રાજાશ્રય તથા પુરાણોનું પુનર્લેખન.

૧૦. રજપૂત રાજ્યો.

૧૧. મુસલમાનોની ચઢાઇઓ.

૧૨. મુસલમાન રાજ્યની સંસ્થાપના અને રજપૂતોનું રજપૂતાનામાં ભરાઇ જવું.

૧૩. મોગલો આવ્યા તે પહેલાંની ભારતવર્ષની સ્થિતિ.

૧૪. મોગલ સામ્રાજ્યની સ્થાપના અને વિસ્તાર.

૧૫. હિંદુઓનું પુનરુત્થાન–રજપૂતોનો પ્રતિરોધ, શીખોનું બલિદાન, મરાઠી સત્તાનો ઉદય.

૧૬. મોગલ સામ્રાજ્યનો વિચ્છેદ–નવીન રાજ્યોમાં એકતાનો અભાવ, પરસ્પર ઇર્ષા, વ્યક્તિઓનો સ્વાર્થ અને તેને પરિણામે પરદેશીઓનું ફાવી જવું.

૧૭. પશ્ચિમની પ્રજાઓનું હિંદુસ્તાનમા આગમન અને વેપાર તથા રાજ્યસત્તા જમાવવા માટે તેમની વચ્ચેનો કલહ.

૧૮. પાશ્ચાત્યો સામેનો નિષ્ફળ પ્રતિરોધ જેનું પરિણામ ૧૮૫૭ ના સ્વતંત્ર થવાના પ્રયાસમાં આવ્યું–મહારાણીનો ઢંઢેરો.

૧૯. પાશ્ચાત્ય સંસ્કૃતિના બાહ્ય તેજથી અંજાઇ જવુ અને તેનો અંગીકાર કરવાનો પ્રયત્ન.

૨૦. રાષ્ટ્રીય જાગૃતિ, રાજકીય હકો માટે લડત, વ્યક્તિ સ્વાતંત્ર્યના સિદ્ધાન્તોનો પ્રચાર અને જીવનના દરેક અંગના વિકાસની તીવ્ર ઇચ્છા.

૨૧. હિંદુસ્તાનની આધુનિક સ્થિતિ.

( રાષ્ટ્રીય શાળા તરફથી મળેલું. )

# રાજર્ષિ.[1]

## કવિવર રવીન્દ્રનાથ ઠાકુર કૃત.

વિદ્યાર્થીસમાજના સપ્તમ અધિવેશનમાં કવિવર રવીન્દ્રનાથના "પોસ્ટ ઑફિસ" ઉપર એક રસિક લેખ એક મિત્ર તરફથી વંચાયો હતો. આજે હું એ કવિવરની બીજી કૃતિની પ્રસાદી આપ સમક્ષ રજુ કરૂં છું. રાજર્ષિ એ ઉપન્યાસ-સાદી નવલકથા છે. એમાં ભભૂકતા અગ્નિનો છે માત્ર સ્ફુલિંગ; પણ એ અધ્યાત્મસ્ફુલિંગ પ્રબળ જ્વાળા પ્રકટાવવા બસ છે.

આ વાર્તા, ગોમતી નદીના કિનારે આવેલા ભુવનેશ્વરીના મન્દિરના ઘાટ ઉપર, ત્રિપુરાના રાજા ગોવિન્દમાણિક્યના અને એક નાની બાળકી હાસી તથા તેના નાના ભાઇ તાતાના સુખદ મિલનથી શરૂ થાય છે. આ ત્રિપુટી દરેક પ્રભાતે ઘાટ ઉપર મળે છે, અને પ્રેમસુખનો લ્હાવો લે છે. આષાઢી અમાવાસ્યાને બીજે દિને ઘાટના શ્વેત આરસ ઉપર, આગલી રાત્રે કાલિને અપાયેલ સો પાડાના બલિદાનના રક્તપ્રવાહથી લાલ ડાઘ પડેલા જોઇને હાસી બોલી ઉઠે છે "આટલું લોહી શા માટે?" રાજાના હૃદયમાં આ અક્ષરો કોતરાઇ જાય છે. લોહીના ડાઘને હાસી અને તાતો પોતાના અંચળાથી લુછી નાંખે છે. પણ હાસી આ રક્ત જોવાથી બીમાર થઇ મરણ પામે છે. રાજા પ્રતિજ્ઞા લે છે કે "મારા રાજ્યમાં હવેથી હું રક્તપાત નહીં થવા દઉં." રાજા તાતાને પોતાની પાસે રાખે છે. તેનું નામ તેણે ધ્રુવ પાડયું છે. તેના સાન્નિધ્યમાં તે સંસારનાં દુઃખ વિસરી જઇ અનહદ આનન્દ અનુભવે છે.

આષાઢ શુદી ચૌદશનો સહસ્ર પશુઓના વધનો રિવાજ રાજહુકમથી એકાએક બન્ધ થવાથી પુરોહિત રઘુપતિ ક્રોધે ભરાય છે. પ્રજાનાં મન ઊંચાં થાય છે. ભાયાતો નારાજ થાય છે. આજથી રઘુપતિ ગોવિન્દમાણિક્ય સામે કાવત્રાં રચે છે. રાજાના ભાઇ નક્ષત્રરાયને રાજ્ય અપાવવાની લાલચથી ભોળવીને રઘુપતિ, ગોવિન્દમાણિક્યના રક્તથી, કાલિને સન્તોષવા પ્રપંચ કરે છે. આ કામ માટે વિશ્વાસુ, કાલિના અચલ ભક્ત, અને રાજાની પર પ્રેમ રાખતા પોતાના શિષ્ય જયસિંહને પ્રયોજવા, રઘુપતિ યત્ન કરે છે. પણ જયસિંહ તેમ થવા દેવા ના પાડે છે. ભાઇના હાથે ભાઇનું ખૂન ન થાય તેટલા માટે રાજાનું ખૂન કરવા જયસિંહ જાતે, જ્યારે રાજા ગોમતીના કિનારે ખુશનુમાં ધ્રુવ સાથે પ્રભુસાન્નિધ્ય અનુભવી રહ્યો છે, ત્યારે જાય છે: તે રાજાને મારી શકતો નથી, પુરોહિતના કાવત્રાની વાત બહાર પડી જાય છે. પુરોહિત જયસિંહને રાજરક્ત લાવવા માટે પ્રતિજ્ઞા લેવરાવે છે. પછી ચૌદશી રાત્રે બાર વાગ્યે જયસિંહ, પોતે રાજબીજ હોવાથી, કાલિને પોતાના રક્તથી ન્હવરાવે છે. પોતાના પ્રિય શિષ્યનું મરણ થવાથી રઘુપતિ ક્રોધે ભરાઇ ગોવિન્દમાણિક્યના પ્રાણપ્રિય ધ્રુવનું ખૂન કરવાની યોજના રચે છે. પણ આ વાત પકડાઇ જાય છે. ધ્રુવનું અને રાજાનું ફરી મિલન થાય છે. રઘુપતિને અને નક્ષત્રરાયને આઠ વર્ષ

[1] ૧. ઓડમાં વિદ્યાર્થી સમાજના અષ્ટમ અધિવેશનમાં વંચાએલો નિબંધ.

મારે દેશનિકાલની સજા થાય છે. રઘુપતિમાં વૈરશત્રુ ખળભળી, ઊઠયો છે. તે શાહશુજા પાસેથી મોગલ સૈન્ય મેળવી નક્ષત્રને લઈ ત્રિપુર ઉપર ચ્હડી આવે છે.

બન્નેને દેશનિકાલ કર્યા પછી, રાજાને બિલ્વન ઠાકુર નામના સન્યાસી પુરોહિત તરીકે પ્રાપ્ત થાય છે. તેમની સહાયથી રાજ્ય સુખશાન્તિમાં ચાલે છે. પણ એકાએક ઊંદરોના ઉપદ્રવથી બધો પાક નાશ પામી જઇ રાજ્યમાં સખ્ત દુકાળ પડે છે. પ્રજા રાજાને આને માટે દોષ દે છે. એટલામાં મોગલ સૈન્યનો ત્રાસ શરૂ થયો. લોકોને ખાત્રી થાય છે કે રાજાના અપરાધથી દેવીના કોપનું આ પરિણામ છે. 'અહિંસા પરમો ધર્મઃ' એ જેનું સૂત્ર છે તેવો રાજા લડવાની ના પાડે છે. રાજ્ય છોડી તે જંગલમાં જાય છે. ધ્રુવને સાથે લઇ જવા ઇચ્છે છે, પણ ધ્રુવનો કાકો કેદારેશ્વર ધ્રુવને આપવા ના પાડે છે. બિલ્વન ઠાકુર પણ ત્રિપુરા છોડી નિજામપુરમાં જઇ મરકીના સમયમાં મુસલમાનોની અને હિન્દુઓની અજબ સેવા ઉઠાવે છે. રાજા નદી કિનારે કુદરતના સહવાસમાં રહી, ખરૂં તત્ત્વ પ્રાપ્ત કરી, વસ્તીમાં જઇ એક શાળા સ્થાપે છે. નક્ષત્રરાય છત્રપતિ નામ ધારણ કરી ગાદીએ બેસે છે. માનો કે હિંસા, ત્રાસ અને ક્રૂરતા સિંહાસને ચ્હડી બેઠાં. રઘુપતિનો વૈરનો કીડો શાન્ત થયો. પણ પ્રજાપીડન તેનાથી સહી શકાયું નહીં. રાજમદથી પ્રમત્ત થયેલ છત્રપતિ રઘુપતિનું કંઇ માનતો નથી. રઘુપતિનાં હૃદયદ્વાર ઉઘડે છે. પોતે કરેલ દુષ્ટતાઓનાં પરિણામ તે જુએ છે. દુષ્ટતાઓનાં પરિણામ તે જુએ છે. દુષ્ટ કામ કરાવનાર કાલિની મૂર્તિને ગોમતીના પ્રવાહમાં ફેંકી દઇ તે સન્યાસી થઇ જાય છે.

શમૂ શહેરની પાસેના મગજાતિના કિલ્લામાં શાળા સ્થાપીને રહેના રાજર્ષિને એક પછી એક એમ, શાહશુજા પોતાની પુત્રીઓ સાથે ફકીરના વેષમાં, બિલ્વન ઠાકુર અને રઘુપતિ સન્યાસીના વેષમાં, મળે છે. પ્રેમ પ્રેમ છવાઇ રહે છે. આઠ વર્ષ-હિંમાનું રાજ્ય ચલાવી છત્રપતિ મરણ પામે છે. પછી બિલ્વનની અને રઘુપતિની વિનંતિથી રાજા રાજભાર માથે લે છે.

રાજર્ષિની આ રૂપરેખા રજુ કર્યા પછી આપ સમક્ષ હું કેટલાંક વિવેચનો કરવા રજા લઉં છું.

(૧)

ઉપન્યાસનો પહેલો પડદો ગોવિન્દમાણિક્ય, હાસી અને તાતા—ધ્રુવ—ના સુખદ મિલનથી ઉપડે છે; અને છેલ્લો પડદો ગોવિન્દમાણિક્ય, શાહશુજા, રઘુપતિ, બિલ્વન ઠાકુર અને ધ્રુવના સુખદ મિલનથી પડે છે. જે કંઇ વૈષમ્યો બને છે તે આ બે પડદાની વચ્ચે બને છે. આ પ્રમાણે આ ઉપન્યાસ Comedy છે, નહી કે Tragedy.

મહાન કવિની વાણીમાં સહસ્ર ખૂબીઓ હોય છે; અને તે સમજવાને માટે તો તેવા જ મહાન હૃદયની જરૂર છે. મેઘધનુષ્યમાં હજારો રંગ છે, પણ એ રંગોને જોવા માટે વૈજ્ઞાનિક યંત્રો અને કોઇ વૈજ્ઞાનિક—એ બન્ને જોઇએ. માત્ર સાદી આંખે, અને તે પણ વૈજ્ઞાનિક નહિ એવી આંખે-તો સાત રંગજ દેખાય છે. આવીજ રીતે કવિવર રવીન્દ્રનાથની આ કૃતિની ખૂબીઓ હું અલ્પમતિ શી રીતે જોઇ શકું ! છતાં પણ જે કાંઇ ઝાંખાં દર્શન થાય છે તે આપ સમક્ષ રજુ કરૂં છું.

નિર્દોષ બાળકી હાસીનું મરણ, સ્નેહલતા નામની એક સોળ સત્તર વર્ષની સુશિક્ષિત બંગાળી બાળાના પહેરામણીના દુષ્ટ રિવાજને લીધે એ અંઠી વર્ષ ઉપર થયેલ, આપઘાતની યાદ દેવરાવે છે. એક હાસીના મરણથી ગોવિન્દમાણિક્યનું હૃદય જાગૃત થયું; અને બલિદાનની દુષ્ટ રૂઢિ સામે સંગ્રામે ચ્હડયું. પણ, સ્નેહલતાના ભોગથી શું થયું ? કોઇનું હૃદય તેનાથી જાગ્યું છે ? અજ્ઞાન માબાપો હજારો બાળકોને- બાળલગ્ન રૂપી રાક્ષસીની સમક્ષ વધેરે છે. અહા, એ રાક્ષસીનો વધ ક્યારે થશે ? કોઇ પણ કોમળ હૃદય નહિ નીકળે અને "જરા બાળાને બળતી બચાવોરે" એ આર્ત રવ નહિ શુણે ? આજ હિન્દુ ગૃહોમાં કેટલી વિધવાનાં હૃદય રડી ઉઠે છે ? શું તેમનાં આંસુ લુછનાર અને સુકવનાર કોઇ નહિ નીકળે ? આપણી સમક્ષ ઘણા ઘણા પ્રશ્નો ખડા થયા છે. રૂઢીનાં બન્ધન તોડવા તત્પર થવાની જરૂર છે. એક વખત એ દુષ્ટાના બંધનોથી મુક્ત થયા કે પછી ઉન્નતિનાં દ્વાર છચોક ખુલ્લાં થવાનાં. "ગુલામો કાયદાના દે, ગુલામોને કહું હું શું " એ આક્ષેપ દૂર કરો. રૂઢિ કોણ છે ? રૂઢિના કરનાર અમે છીએ; અને તેને તોડશું પણ અમે !

(૨) આગળ જતાં આપણી અજ્ઞતાએ આપણી અવિદ્યાએ, આપણા ઉપર કેવી કેવી જાળો પાથરી છે તેનું ચિત્ર રઘુપતિ દ્વારા મળી શકે છે. રઘુપતિ રાજાને પણ ભર દરબારમાં ધમકાવી શકે છે. તે પુરોહિત હોવાથી લોકો તેના પક્ષમાં ઉભા રહે છે. આપણી અંધ શ્રદ્ધાનો અજ્ઞતાનો લાભ ધૂર્તો કેવી રીતે લે છે તે નક્ષત્રરાયમાં અને જયસિંહમાં બરાબર પ્રકાશી ઉઠે છે. નક્ષત્રરાય ગોવિન્દમાણિક્યને ચાહે છે. પણ તેનામાં લાલસાનો કીડો સળકી ઉઠે છે. રઘુપતિના હાથમાં આ ચાવી આવી જાય છે. રઘુપતિ તેને કહે છે કે દેવીની આજ્ઞા છે કે તું રાજા થઇશ. વળી દેવીને ગોવિન્દમાણિક્યના લોહીનું પાન કરવાની ઇચ્છા છે માટે તું તે લોહી લાવી આપ. નક્ષત્રરાય લાલસાનો માર્યો, અને પુરોહિતના આગળ પોતે કાયર ન ગણાય તેટલા માટે, ભાઇનું લોહી રેડવ તત્પર થાય છે. જયસિંહ અંધ શ્રદ્ધાળુ છે. ગુરૂજી કહે તે તે સત્ય માને છે, અને એક શ્રદ્ધાળુ ધાર્મિક સાધુ તરીકે તે પોતાનું રક્ત રેડે છે. પણ, આ બધાં યન્ત્રને હલાવનાર કોણ છે ? રઘુપતિ પુરોહિત કાલિનો પૂજારી—રઘુપતિ આષાઢી ચૌદશને દિવસે લોકો મન્દિરમાં દર્શન કરવા આવે છે, ત્યારે તેમને કહે છે કે શેનાં દર્શન કરવા આવ્યા છો ? દેવી તો કોપીને ચાલી ગઇ છે. રઘુપતિએ દેવીની પીઠ ફેરવી નાંખી છે. બિચારા ભોળા લોકો માને રીસાઇ ગયેલી જોઇને રડારોળ કરી મૂકે છે. સહુ પોતપોતાને ફાવે તેમ રાજાનું ભૂંડું બોલે છે, અને બલિપ્રદાન કરે છે. દર્શન બન્ધ કરવા વગેરે તર્કટો આપણા ગોસાંઇજીઓમાં જોવામાં આવે છે. કરસનદાસ મુળજીના લાયબલ કેસ ઉપરથી અન્ધ શ્રદ્ધાળુ ભક્તોનાં ગળાં આચાર્યો કેવી રીતે રેંસે છે, તથા ધર્મને બ્હાને વ્યભિચાર વગેરેનાં કેવાં ધતીંગ ચલાવે છે તે જણાય છે. પૂજારી રઘુપતિનું ચિત્ર આપણને અન્ધશ્રદ્ધા અજ્ઞાન અને અવિદ્યામાંથી મુક્ત થવાનું સૂચવે છે.

(૩) આટલું તપાસ્યા પછી, રાજર્ષિના કેન્દ્રસ્થાન ગોવિન્દમાણિક્ય પાસે આપણે આવી પહોચીએ છીએ. પાસાવાળા હીરાને જેમ ઘણી બાજુઓ હોય છે, તેમ રાજાને પણ ઘણી બાજુઓ છે.

અ. ગોવિન્દ માણિક્યનાં પહેલાં દર્શન આપણને ગોમતીના કિનારા ઉપર થયાછે. ત્યાં તે હાસીને અને તાતાને મળે છે. હાસી તેને પૂછે છે "તમે કોણ છો ?" રાજા જવાબ દે છે "તમારો સેવક". "તમારો સેવક" એ શબ્દોમાંથી 'રાજા' શું છે એનો ખ્યાલ આવી જાય છે. રાજા એ પ્રજાનો સેવક છે. તે પ્રજાના દુઃખે દુઃખી થાય છે, અને તેને સુખે સુખી હોય છે. નક્ષત્રરાય ગોવિન્દમાણિક્યને મારવાનો છે એ વાત જ્યારે જણાય છે, ત્યારે રાજા તેને જંગલમાં લઇ જાય છે અને કહે છે "ભાઇ, મને તું શા માટે મારવાનો છે ? રાજ્યના લોભથીને ? શું તને એમ ખ્યાલ છે કે રાજ્ય કેવલ સોનાના સિંહાસનમાં, કે હીરાના મુકુટમાં કે રાજછત્રમ જ આવી રહ્યું છે ? આ મુકુટ, આ રાજછત્ર, અને આ રાજદંડનો બોજો કેટલો છે તેની તને ખબર છે ? આ મુકુટ નીચે લાખો માણસોની ચિન્તા ઢંકાઇ રહી છે. અથવા રાજ્ય જોઇતું હોય તો હજારો મનુષ્યોનાં દુઃખને પોતાનું દુઃખ સમજે, ગમે તો રાજમહેલમાં રહે કે ઝુંપડીમાં રહે, પણ જે વ્યક્તિ સર્વને પોતાનાં કરીને માને છે, તેને સર્વ પોતાનો ગણે છે. પૃથ્વીનાં દુઃખનો જે નાશ કરે તે રાજા. ભાઇ, રાજાને મારવાથી, કોઇને રાજ્ય મળતું નથી; પૃથ્વીને વશ કરીને રાજા થવાનું સારૂં લાગે છે." રાજાના આ શબ્દોમાં જોઇ શકાશે કે તે રાજાની જવાબદારી સ્હમજે છે તેથી જ **अहिंसा परमो धर्मः**—એ સૂત્ર આખા રાજ્યમાં બળાત્કારથી પણ દાખલ કરે છે. પુત્રનું ભલું ઇચ્છનાર પિતા બાળકની ઉપર કોઇ વખત સખ્ત થાય છે. પ્રજાને રાજી રાખવાની ખાતર પ્રજાને પાપના ખાડામાં પડી રહેવા દેવાનું તે અયોગ્ય ધારે છે. પ્રજાજનો વૈદેહીને માટે નિન્દ્ય વચનો બોલે છે, તેટલા માટે—તેમને ખુશી રાખવા માટે વૈદેહીનો—અગ્નિથી શુદ્ધ થયેલી વૈદેહીનો ત્યાગ કરનાર રામ રાજાની કોટિમાં ગોવિન્દમાણિક્ય ઉભો રહેતો નથી. પ્રજાને સમ લાગે કે વિષમ લાગે પણ જે પ્રજાના હિતનું છે તે કરવાને તે કમ્મર કસીને તૈયાર થાય છે. **अहिंसा परमो धर्मः** ની સ્થાપના ખાતર તે ભાઇને ગૂમાવે છે, અણીના સમયે ધ્રુવથી છૂટા પડે છે, રાજ્ય ત્યજે છે, સન્યાસી થાય છે. અહીં ગોવિન્દમાણિક્ય રામના કરતાં આગળ વધે છે. રામની જગ્યાએ ગોવિન્દમાણિક્ય હોત, તો એક હલકા જનનાં નિન્દ્ય વચનથી નિર્દોષ સીતાનો ત્યાગ કરત નહીં—એટલે કે સીતારૂપી સત્યતાનો બહિષ્કાર કરી પ્રજાને પાપના પુંજમાં પડવા દેત નહીં. રાજા સન્યાસી થઇ, અનન્ત શાન્તિ મેળવી, સંયમી બની પાછો છત્રપતિના અવસાન પછી રાજકારભાર સ્વહસ્તમાં લે છે. રાજા રાજર્ષિ બનીને રાજ્ય ચલાવે છે. આવી રીતે રાજર્ષિ બનેલા રાજામાં આપણને વિદેહરાજનાં દર્શન થાય છે. "સંસારમાં સરમો રહે પણ મન મારી પાસ" એ સૂત્ર તેના જીવનમાં પરોવાયેલું માલુમ પડે છે. રાજા તરીકે ગોવિન્દમાણિક્યની આટલી પર્યાલોચના બસ છે.

બ હવે ભાઇ તરીકે તેને જોઇએ. તેનામાં ભ્રાતૃસ્નેહ ઉભરાઇ જાય છે. નક્ષત્રરાય તેને મારવાનો છે છતાં તે તેની ઉપર લગાર પણ ક્રુદ્ધ થતો નથી. પણ ભાઈ ભાઇનું ખૂન કરવા તૈયાર થાય છે, એ વિચારથી તેને ખેદ થાય છે. ભાઇએ ભાઇનું ખૂન કર્યું છે, એ દોષ નક્ષત્રરાય ઉપર ન આરોપાય તેટલા માટે રાજા તેને નિર્જન જંગલમાં લેઇ જઇ, તેના હાથમાં તલવાર આપી કહે છે—"આ શૂન્યમાં મારો વધ કર. સુન્દર જનસમાજમાં ભાઇના ખૂનથી વાતાવરણ દૂષિત ન થાય તેટલા માટે હું તને અહીં લાવ્યો છું.

અહીં કોઈ બીજું નથી, માટે તું મારો વધ કર." આ પ્રમાણે બોલનાર હૃદયમાં ભ્રાતૃસ્નેહ કેટલો ઉભરાતો હશે ! તેનું માપ કોણ કહાડી શકે ? કદાચ ભરતના અને લક્ષ્મણના ભ્રાતૃસ્નેહને માપી શકાય પણ ગોવિન્દમાણિક્યના ભ્રાતૃસ્નેહને મપાય નહીં. ધ્રુવને મારવાના કાવત્રામાં પકડાયેલા નક્ષત્રરાયને રાજા દેશનિકાલની સજા કરે છે, તે દ્વેષથી પ્રેરાઈને નહીં, પણ રાજ્યધર્મથી પ્રેરાઈને ! "રક્તપાત કરનારને દેશનિકાલની સજા થશે" એ રાજહુકમને પાળવાની ખાતર રાજા ભાઈને સજા કરે છે. પણ સજા ફરમાવ્યા પછી તરતજ સિંહાસનથી ઉતરી ગોવિન્દમાણિક્ય ભાઈને ભેટી પડી રોઈ પડે છે. ભાઈથી છૂટા પડ્યાં પછી રાજા એકાન્તમાં જઈ તેને માટે પ્રાર્થના કરે છે. ભ્રાતૃસ્નેહનું આથી ઉત્તમ દૃષ્ટાન્ત કયાં મળશે ?

આ રાજાને આટલો જોયા પછી, તેને રાજર્ષિત્વ કેવી રીતે પ્રાપ્ત થયું તે સરળતાથી જોઈ શકાશે. ઉપન્યાસની શરૂઆતમાં કવિએ રાજાને જિજ્ઞાસુની ભૂમિકા ઉપર મૂક્યો છે. ખરૂં સુખ, ખરૂં રાજત્વ શેમાં છે—તે પ્રાપ્ત કરવાને કયા માર્ગ લેવાવા જોઈએ ઇત્યાદિની મૂંઝાયલો રાજા આપણને ગોમતીને કિનારે મળે છે. તેનું હૃદય તૈયાર થઈ રહ્યું છે. ગ્રીષ્મના પ્રખર તાપથી તપીને તૃષિત થયેલી ધરા જેમ મેઘને ઉત્કંઠાથી સ્વાગત દે છે, તેમ રાજાનું અન્તર સ્નેહવારિ ઝીલવાને તૈયાર થઈ રહ્યું છે. આ સ્નેહવારિ હાસી અને તાતાદ્વારા રાજાની પાસે આવે છે, રાજા તેને તરતજ ઝીલી લે છે. હાસી પાસેથી તેને 'अहिंसा परमो धर्मः' એ સિદ્ધાન્ત પ્રાપ્ત થાય છે. પછી કુદરતના સંયોગથી અને ગુરુ સાથે વિનિમયથી એ સિદ્ધાન્ત દૃઢ થાય છે. રાજા પ્રગતિમાં આગળ વધ્યા કરે છે. પૂનમમાં પ્રભાતમાં ગોમતીને કિનારે જંગલમાં અનહદ આનન્દ પામતા રાજાને જયસિંહ મારવા જાય છે, ત્યારે તેમની બન્નેની વચ્ચે સંવાદ ચાલે છે. તે વખતે રાજા જયસિંહને કહે છે:—" વિચારીને જો; જગન્માતાની ગોદમાં સંસારના સકલ જીવજન્તુ કેટલા આરા-

વૈર, ક્રોધ અને છદ્મ રઘુપતિના રૂપમાં આવ્યાં છે; તથા તેમની સહાયમાં નક્ષત્રરાયના રૂપમાં લાલસા, મિથ્યાભિમાન, ઢોંગ, મદ, મોહ, એશઆરામ, અને શાહશુજાના રૂપમાં ક્રૂરતા, હિંસા, દુષ્ટતા વગેરે છે. આ બન્નેનું ભયંકર યુદ્ધ ચાલે છે તેમાં મધ્યસ્થ અન્ધ-શ્રદ્ધા, અને સંશયરૂપી જયસિંહ છે. આત્માને અમાવાસ્યાને બીજે દિને હાસીનો મેળાપ થાય છે. આ સ્થળે ગાઢ અન્ધકારમાં મધ્યરાત્રિએ જંગલમાં માર્ગ ખોળતા મુસાફરની સ્થિતિમાં આત્મા છે. આત્માને અમુક જગ્યાએ જવું છે, પણ તે જગ્યાએ જવાનો માર્ગ તેને જડતો નથી. આવા સમયે—પ્રકાશની અત્યન્ત જરૂર છે તેવા સમયે અભ્રમાં વિદ્યુત ચમકે છે; પથિકને માર્ગ સૂઝે છે; અને વિદ્યુત્ ક્ષણભર ચમકી શમી જાય છે. આત્માને **અહિંસા પરમો ધર્મઃ** એ સૂત્ર દેખાડી હાસીરૂપી વિદ્યુત્ શમી જાય છે. પણ આ સૂત્રને વળગી કેવી રીતે રહેવું ? ભર દરિયે વહાણને દિશા કઇ રીતે સૂઝે ? ધ્રુવને લક્ષમાં રાખીને વહાણ ભર દરિયામાં ઝુકાવે છતાં દિશા ભૂલે નહીં. આત્માને પણ તેવા ધ્રુવની અચળ શ્રદ્ધાની જરૂર છે, કે જેને કેન્દ્ર બનાવીને સંસારમાં તે ભમી શકે. પણ આત્માને માર્ગભ્રષ્ટ કરાવવા માટે શયતાન તૈયાર છે. તેની પ્રબળ જાળમાં ધ્રુવ ઘડીભર અદૃશ્ય થઇ જાય છે., પણ વાદળાં વિખરાઇ જવાથી પાછાં ધ્રુવનાં દર્શન થાય છે. જયસિંહરૂપી અન્ધ શ્રદ્ધા અને સંશય નાશ પામ્યા પછી અચળ શ્રદ્ધા આત્મા પાસે રહે છે. છેવટે આત્માને રઘુપતિ, નક્ષત્રરાય અને શાહશુજાનાં સંયુક્ત બળો સામે થવાનું છે. આમાં તે ઉત્તીર્ણ નિવડે છે. હવે ધ્રુવની જરૂર રહેતી નથી. શિખરે પહોંચ્યા પછી પડવાની ભીતિ રહેતી નથી. રાજર્ષિમાં રહેલી આ Allegory નો વિચાર કરતાં બનીયનનો "Pilgrim's Progsess" યાદ આવે છે.

૫. રાજર્ષિને પૂરૂં જોયા પછી બુદ્ધના જીવનમાં અને ગોવિન્દમાણિક્યના જીવનમાં સામ્ય માલુમ પડે છે. બુદ્ધ એ વિરાટ સ્વરૂપ છે, અને રાજા એ વામન રૂપ છે. ગૌતમ બુદ્ધ દયાથી ભરેલો છે. તેની સહજ દયાને સર્વદેશીય દયા કરવાને માટે એક વૃદ્ધ એક બીમાર, અને એક મૃત માણસોના પ્રસંગો બસ હતા. રાજામાં દયા ઉત્પન્ન કરવા માટે "આટલું લોહી શા માટે ?" કહેનાર હાસીના મરણની જરૂર પડે છે. હાસીના મરણ પછી **અહિંસા પરમો ધર્મઃ** એ રાજાને સમજાય છે. બુદ્ધ પેલા ત્રણ પ્રસંગો પછી રાજ્ય છોડી જંગલમાં જઇ કુદરત સાથે વિનિમય કરી નિર્વાણ પ્રાપ્ત કરે છે. રાજા એક દમ તેમ કરી શકતો નથી. તેની આસક્તિ એકદમ છૂટતી નથી. તેને રઘુપતિ અને નક્ષત્ર રાય જ્યારે ફરજ પાડે છે ત્યારે તે રાજ્ય છોડી જંગલમાં જઇ કુદરત સાથેના વિનિમયથી સચ્ચિદાનન્દ પ્રાપ્ત કરે છે. બુદ્ધને નિર્વાણ પ્રાપ્ત થાય છે કે તે વસ્તીમાં જઈ ઉપદેશ કરે છે. રાજા પણ માર્ગ જડયા પછી વસ્તીમાં જઇ શાળા સ્થાપે છે. બુદ્ધ સ્વદેશ જઇ માતા પિતાને, પત્નીને અને બાળકને સ્વચ્છાયા નીચે લે છે. રાજાની છાયા નીચે પણ રઘુપતિ, બિલ્વન, શાહશુજા અને ધ્રુવ આવે છે.

હજી પણ રાજર્ષિ માટે બે વાતો કહેવાની રહે છે. રાજાએ રાજર્ષિત્વ જે રીતે પ્રાપ્ત કર્યું તે અને ગાધિપુત્ર વિશ્વામિત્ર બ્રહ્મર્ષિત્વ કઇ રીતે પ્રાપ્ત કર્યું તે બન્ને સાથે સાથે મૂકીને જોવા જેવું છે. એ કામ હું આપને સોંપું છું.

બીજી વાત એ કે કવિના પિતા દેવેન્દ્રનાથ મહર્ષિ કહેવાય છે તેમણે રાજાની માફક વસ્તીમાં રહીને તથા બોલપુરમાં એકાન્ત સેવીને કુદરત સાથેના વિનિમયથી ઋષિત્વ પ્રાપ્ત કર્યું હતું. ઋષિત્વ પ્રાપ્ત થયા પછી પણ તેમણે વ્યાવહારિક કાર્યોનો ત્યાગ કર્યો નહોતો, જેમ રાજર્ષિએ ઋષિત્વ પ્રાપ્ત થયા પછી પાછો રાજભાર ઉપાડયો તેમ. આમ હોવાથી મહર્ષિ દેવેન્દ્રનાથના જીવનને રાજા ગોવિન્દમાણિકયની કથા સાથે સરખાવવાનાં ઘણો આનન્દ પડશે. આ કામ પણ હું આપને સોંપુ છું.

૬. હવે આ ઉપન્યાસમાંથી આ જમાનાને લગતા કેટલાક પ્રશ્નોનું નિરાકરણ મળે છે તે તરફ દૃષ્ટિ ખેંચવાની રજા લઉં છું.

अ—પૂર્વ અને પશ્ચિમનું મિલન-કર્મયોગીનું પ્રતિપાદન.

ब—હિન્દુ અને મુસલમાનોનું ઐકય-નાત જાતનો ભેદ ન જોઇએ.

क—મનુષ્ય અને કુદરતનું મિલન.

ड—સિદ્ધાન્તની જરૂર.

अ—રાજાનું પાત્ર કલ્પવામાંજ કવિએ દાક્ષિણ્ય વાપર્યું છે. આપણને 'રાજા'થી કયો ખ્યાલ આવે છે ? પુષ્કળ ધન, એશઆરામ, નોકર ચાકર, દમામ, ડોળ, પાણી કહેતાં દૂધ હાજર થાય વગેરે રાજત્વના બાહ્ય ચિહ્નો છે. ઇન્દ્રિયોને સંતોષવા ખાતર જે જે બની શકે તે રાજાને ત્યાં અચૂક હોય જ. એટલે રાજાની પાસે પશ્ચિમ છે. "તમારા રાજદ્વારોના ખૂની ભભકા નથી ગમતા" એ સ્વરમાંજ રાજદ્વાર શું હોય છે તેનો ખ્યાલ આવી જાય છે. આમાં રાજા મકાયો છે. પશ્ચિમના Materialism ની દરબારમાં ઉણપ કયાંથી હોય ? પણ આ Materialism ની અંદરેય Spiritualism રહી શકે છેઃ-રહી શકે છે એટલુંજ નહી પણ તેનો યોગ્ય ઉપયોગ કરી શકે છે આ પૂર્વ અને પશ્ચિમનું મિલન ! એક મોટા પ્રશ્નનો આ સ્થળે નિકાલ થઇ ગયો. કેટલાક અર્થવાદી Materialists પણ કવિ રાજર્ષિમાં આપણને બતાવી આપે છે કે Spiritualism અને Materialism એ બન્નેના સમ્મિલનમાં હિત છે. Spiritualism અને Materialism નું મિલન કલ્પના માત્રમાંજ છે એમ નથી. એ વ્યવહારમાં પણ મૂકી દેવાયું છે. કવિવર રવીન્દ્ર બાબુની શાન્તિનિકેતન શાળા તરફ જરા દૃષ્ટિ ફેંકીશું તો જણાશે કે ત્યાં એ બન્નેનો યોગ સધાય છે. એક તરફ પુષ્કળ પૈસો છે, ભોજન વગેરેમાં પૂર્ણ તૃપ્તિ છે, તો બીજી તરફ દર્ભાસન લઇ વૃક્ષ ઘટા નીચે વિદ્યાર્થી પ્રાચીન બ્રહ્મચારીઓની માફક અભ્યાસમાં લાગી જાય છે. આ પૂર્વ અને પશ્ચિમનું સુખદ મિલન ! આ મિલનનો બીજો દાખલો રાજા.રાજર્ષિ બન્યા પછી અને શાળા સ્થાપ્યા પછી રાજકારભાર ફરી હાથમાં લે છે તેમાં મળે છે. અહીં નિવૃત્તિ અને પ્રવૃત્તિનું મિલન છે. ગૌતમ બુદ્ધને ઘણા તરફથી પ્રશ્નો પુછાયેલાં કે તમે નિવૃત્તિ ઉપદેશો છો કે પ્રવૃત્તિ ? ત્યારે તેણે ઉત્તર દીધેલો કે વિના આસક્તિએ કરાયેલ અને નિર્વાણનાં ઉંડાં જળને ખળભળાવે નહી એવી પ્રવૃત્તિની હું હા પાડું છું. રાજા પણ તેમજ કરે છે રાજર્ષિત્વ પ્રાપ્ત કર્યા પછી તેનો મોહ, તેની આસક્તિ વગેરે જતાં રહ્યાં છે, તે સંયમી બન્યો છે. આથી તે રાજભાર ગ્રહણ કરે છે છતાં તેમાં લેવાતો નથી. અગાધ પરિશ્રમ ઉઠાવી ગીતામાંથી કર્મયોગ સિદ્ધ કરવા માટે લોકમાન્ય ટિલકે ગીતા રહસ્ય અથવા કર્મયોગ લખ્યું તેનું ચિત્ર સાદી અને સહજ રીતે

આપણને રાજર્ષિમાં મળી ગયું. જેને સિદ્ધ કરવા આખો ગ્રન્થ લખાયો તે કવિએ આમ આડકતરી રીતે સહજમાં સિદ્ધ કર્યું એ કવિત્વની મહત્તા !

ચ હિન્દુ અને મુસલમાનોનું ઐક્ય—નાત જાતનો ભેદ ન જોઇએ. પ્રભુના દરબારમાં સર્વ સરખાં છે. ત્યાં નથી જાત કે નથી નાત, ત્યાં એવા ભેદ નથી કે અમુક હિન્દુ અમુક મુસલમાન, અમુક પારસી, અમુક ખ્રિસ્તિ. ત્યાં તો માત્ર એક જાતિ છે—માનવ જાત. નથી ત્યાં રંગના ભેદ કે નથી ત્યાં નેશનેલીટી. આનું પ્રતિપાદન બિલ્વન ઠાકુર હિન્દુ સન્યાસી હોવા છતાં નિજામપુરમાં પહેલી મુસલમાનોની અને પછી હિન્દુઓની અભેય સેવા ઉઠાવે તેમાં, અને રાજા ફકીરના વેશમાં આવેલ શાહશુજાની કિલ્લામાં નિખાલસ દિલે મહેમાનગતિ કરે છે તેમાં થયું છે. ભારત વર્ષના રાજનીતિના અગ્રણ્યો હિન્દુ અને મુસલમાનોનું ઐક્ય રાજનીતિના અંગે લાવવા ઇચ્છે છે, તે ઐક્ય આમાં સધાયું છે. એટલું નહી પણ અત્યોદ્ધાર માટે પણ તે ઐક્યની જરૂર છે, તે ઐક્ય વિના જીવનતત્વ દુર્લભ છે એ પણ દર્શાવાયુ છે. કાર્ય પ્રસંગો પ્રાપ્ત થતાં બીજા વિચારો નહી કરતાં કાર્યમાં જોડાઇ જવું જોઇએ. એક ઘેટાને લંગડુ જોઇને તથા તેને ચાલતાં ઘણી મહેનત અને દુઃખ પડતું હતું તે જોઇને બુદ્ધે તેને સ્કંધ ઉપર બેસાડી લીધું. આ વખતે તેની દયાને એમ વિચાર ન્હોતો આવ્યો કે આ ઘેટું છે, અને તેથી મારા કર્તવ્યપદેશની બ્હાર છે. વિચારોના વમળમાં ગુંચાયા કરતાં એક પ્રાણીને પણ સુખી કરવું એ બહેતર છે !

ક મનુષ્ય અને કુદરતનુ મિલન—આ મિલન સ્થળે સ્થળે દગ્ગોચાર થાય છે. વૃક્ષો પણ માનવીની લાગણીઓમાં ભાગ લે છે એ પ્રો. જગદીશચન્દ્ર બોસની વૈજ્ઞાનિક શોધની સાથે મનુષ્ય અને કુદરતનો વિનિમય મળતો આવે છે. ધ્રુવની સાથે ગોમતીને કિનારે પ્રભાતમાં રાજાનાં હૃદયદ્વાર ઉઘડી જાય છે, ત્યારે પ્રભાત પ્રફુલ્લ છે, પ્રાણીઓ ગાઇ રહ્યાં છે, આખું વિશ્વ અપૂર્વ પ્રેમમા ડોલી રહ્યું છે. જયસિંહ રક્તપાત કરે છે ત્યારે રાત્રિ અભ્રાચ્છાદિત છે, બધે શ્યામ શુન્ય છે. આવાં મિલન તો આપણને રાજર્ષિમાં પદે પદે પ્રાપ્ત થાય છે. પણ શું આ કવિની કલ્પના માત્ર તો નથીને ? ના, તે કલ્પના નથી. ખુદ રવીન્દ્ર બાબુને આનો અનુભવ થયેલો છે. યુવાવસ્થામા જ્યારે તે કલકત્તામાં હતા ત્યારે તેમને Spiritualism પ્રાપ્ત થયુ હતું અને તે ચાર દિવસ ટક્યુ હતું. કવિએ પ્રકૃતિના અને મનુષ્યના મિલન વિશે તેમના "શાકુન્તલ અને ટેમ્પેસ્ટ" ઉપરના લેખમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. શેક્સપીઅરના નાટકોમાં કુદરત Nature ને સ્થાન મળ્યુ નથી. બધે ધમાલ અને ધાંધલ છે તથા ઇહ દુનિયાની ગુંગળાવી નાખતી ઝેરી હવા છે. મુક્ત સ્વતન્ત્ર હવાનું પાન તેમાં નથી. તેમના civilization, સભ્યતાના લેખમાં પણ આ મળી આવે છે. તે પત્થરની દિવાલોમાં અપાયલા શિક્ષણને ધિક્કારે છે, અને 'Three years she grew in sun and shower" ની હિમાયતી કરે છે તે કૃત્રિમ બેડીઓને તોડવાનું ઉપદેશે છે. તેમને ખેદ થાય છે કે × ×

"મુક્ત કયમ આ ધરણીની પીઠે
પ્રકૃતિ જનનીની ઉછેર તજી
નિજ કૃત્રિમ બન્ધન બેડી સજી"

આપણામાંથી કેટલાકને આગળ ઉપર કેળવણીના સવાલો ચર્ચવાના આવશે ને ગુ- ચવાયેલ કોકડું ઉકેલતી વખતે 'મનુષ્ય અને કુદરતના મિલન' વિશે ભૂલતા નહી. ખરી કેળવણી તેમાં રહી છે, તે જોજો.

૩ સિદ્ધાન્તની જરૂર.

જીવન સાફલ્ય માટે એક સિદ્ધાન્તને વળગી રહેવાનું આપણને રાજર્ષિ શિખવે છે. **અહિંસા પરમોધર્મઃ** ને રાજા કેટલા બળથી વળગી રહ્યો હતો તે આપણે જોયું છે. જે જે આત્માઓ વિજયી અને સફળ નીવડયા છે તે પણ કેવી રીતે? દરેકને પોતાનો સિદ્ધાન્ત હોય છે. 'ભારત માતાની સેવા' એ ગોખલેનો, 'સત્યાગ્રહ' એ મહાત્મા ગાં- ધીનો, 'હોમરૂલ' એ એનીબિઝંટનો, 'વેદાન્ત' એ ધર્મવીર વિવેકાનન્દનો, 'સ્વતન્ત્રતા' એ તિલકનો 'બ્રહ્મચર્ય' એ દયાનંદ સરસ્વતીનો 'અહિંસા પરમોધર્મ' એ બુદ્ધનો—એમ દરેક વિજેતાઓના પોતાના સિદ્ધાન્તો હતા અને છે. એ સિદ્ધાન્તોમાંથી તેઓ કોઇ રીતે ચ્યુત થયા નથી. આપણે પણ એવા સિદ્ધાન્તવાળા થઇએ એમ પરમકૃપાળુ પાસે ઇચ્છી હું આ લેખ સમાપ્ત કરૂં છું.

કવિને સમજવામાં ભૂલો પણ થઇ હશે. તેને અન્યાય પણ થયો હશે છતાં 'પણુ ફલ નહી ને ફલની પાંખડી–મને જે પ્રાપ્ત થયું તેનાથી મેં ગુરૂદેવ રવીન્દ્રનાથને વધાવ્યા છે એમ કહેતાં મને આનન્દ થાય છે.

દેસાઇભાઇ ઝીણાભાઇ.

# લૉર્ડ મોર્લીનાં "સ્મરણો"

માજી હિન્દી વજીર લૉર્ડ મોર્લીએ પોતાના "સ્મરણો" નામનું અત્યંત મનોરંજક પુસ્તક બે વિભાગમાં વિલાયતમાં ગયા નવેંબર માસમાં પ્રસિદ્ધ કર્યું. આ "સ્મરણોમાં" મોર્લી–મીન્ટો સુધારણાવિષયક વિભાગ અલ્પ પ્રમાણમાં અત્ર પ્રકટ કરવામાં આવે છે. આ સર્વ આદ્યંત હકીક્ત લૉર્ડ મોર્લીના શબ્દોમાં આપવી અશકય હોવાથી તેના લેખનો કથિતાર્થ આપવામાં આવે છે. મહત્વના વાકયોનુજ માત્ર શબ્દશઃ ભાષાન્તર કરવામાં આવ્યું છે.

## સુધારણા શા માટે?

ઇ. સ. ૧૯૦૫ માં લૉર્ડ કર્ઝન અને લૉર્ડ કિચનર વચ્ચે સૈનિક વ્યવસ્થાના પ્રશ્નોમાં મતભેદ થયો અને લૉર્ડ કર્ઝન ગજીનામુ આપી ગયા એજ સમયે હિંદુસ્થાનમાં કેટલાક મહત્વના અને કેટલાક ક્ષુલ્લક કારણોથી રાજકીય અસંતોષ ફેલાયો હતો. આ અસંતો- ષનો પ્રચાર વિદ્યાર્થીવર્ગમાં વિશેષ થયો હતો, અને બ્રિટિશ અધિકાર વિરૂદ્ધ એક પ્રકા- રનું બંડ કરવાની તેની પ્રવૃત્તિ હોવાનો ભય દેખાવા લાગ્યો. આ બંડ ૧૮૫૭ જેવું સૈનિક બંડ નહોતું; તે સુશિક્ષિતોનું હતું. અને તે બંડમાંનુ મુખ્ય હથિયાર "નવા વિચાર" હોઇ આ હથિયાર ઇંગ્રેજી સાહિત્યના આયુધાગારમાંથી હિંદીઓએ મેળવ્યું હતું. જાપાનનો વિજય, ચીન, ઇરાન, તુર્કસ્થાન ઇત્યાદિ પ્રદેશોમાં થએલ અધિકારક્રાંતિ તેની પણ હિંદી

પ્રજાના મન ઉપર અસર થતી હતી; અને તેમાં પણ મુખ્ય બીના એ હતી કે, ઇંગ્લંડમાં ઉદાર મતની થાપણની પરિસમાપ્તિ થઇ એવી હિંદીઓની માન્યતા થઇ હતી'!' લૉર્ડ કર્ઝનની સત્તાનું કેન્દ્રીકરણ, મહારાણી વિક્ટોરીઆના ઢંઢેરાનો અસ્વીકાર, હિંદીઓના નીતિતત્વની હાંસી, અને લોકમત વિરૂદ્ધ બંગભંગની ક્રિયા—આ સર્વ પ્રસંગોથી હિંદીઓની રાજનિષ્ઠા ડગમગતી હોવાનું હિંદી નેમરત લોકનાયકો પણ અધિકારીઓને કહેવા લાગ્યા. પ્રત્યક્ષ વૉઇસરૉયની કાર્યકારી કૌન્સીલમાં પણ શું કરવું અને શું ન કરવું એ બાબતમાં વાદવાદ શરૂ થયો.. અને હિંદુસ્થાનમાંની બ્રિટિશ રાજનીતિને નવીન વળણ આપવાની આવશ્યકતા સર્વને સ્પષ્ટતાથી દેખાવા લાગી. આજ સમયમાં વિલાયતમાં સુધારણાવાદી પક્ષ બહુમતે અધિકારારૂઢ થયો. હિંદુસ્થાનવાસી ઉદ્દામ પક્ષના બ્રિટિશ રેડિકલ પક્ષ સાથે વિચાર વિનિમય થવા લાગ્યા તેમજ રેડિકલ પક્ષનાઓને હિંદીઓની માગણી તત્વતઃ અમાન્ય પણ નહોતી. આ સર્વ પરિસ્થિતિનું પરિણામ એવું આવ્યું કે, સિમલા અને લંડન વચ્ચે વિચાર રૂપી વિદ્યુત-પ્રવાહનો પ્રારંભ થઇને તેના આઘાત પરસ્પરને થવા લાગ્યા.

## સુધારણાની યોજનાનો પ્રારંભ.

આ પ્રમાણે અનુકૂલ પરિસ્થિતિ પ્રાપ્ત થઇ ને સુધારણાની યોજનાની કલ્પનાનું બીજારોપણ થવા સાથે હાલના શહેનશાહે-પણ તે સમયના યુવરાજે પોતાના હિંદુસ્થાનના પ્રવાસના અનુભવનો સાર લૉર્ડ મોર્લીને જણાવતાં એવું કહ્યું કે આપણા અધિકારી હિંદીઓ માટે જો "વિસ્તૃત સહાનુભૂતિ" દેખાડે તો આપણો કાર્યભાર સરલતાથી ચાલશે. લૉર્ડ મીંટોને પણ હિંદીઓના સ્વભાવની આ સ્થિતિનું જ્ઞાન થયું હતું, અને તેથી તેણે પણ એવું લખેલું કે "સહાનુભૂતિ" આ એકજ શબ્દના સામર્થ્ય ઉપર અહીં કેટલી બધી કામગિરી કરી શકાય ! આ પ્રમાણે રાજકીય વાતાવરણ સુધારણા અને સહાનુભૂતિના તત્વથી અંચિત થવાથી લૉર્ડ મોર્લીએ એવો નિશ્ચય કર્યો કે, ઇંગ્લંડમાં ચાલતી લોકનિયંત્રિત રાજ્યપદ્ધતિ હિંદુસ્થાનમાં પ્રારંભવી અશક્ય છે. તથાપિ લોકનિયંત્રિત રાજ્યપદ્ધતિનું તત્વ પોતાના રાજ્ય કાર્યભારમાં જેનાથી પ્રતિબિંબિત થાય એવી યોજના કરવી. આ હેતુ મનમાં ધરી લૉર્ડ મોર્લીએ તા. ૧૫ જૂન ૧૯૦૬ ના દિવસે લૉર્ડ મીંટો ઉપર એક મહત્વનું પત્ર લખ્યુંઃ—

"લોક મતને અનુકૂલ રાજ્યપદ્ધતિ થાય, તે માટે કેટલીક સુધારણા કરવાનો હવે સમય પહોંચ્યાનું તમોને જણાતું નથી કે ? આપણે તે પ્રમાણે વર્તશું નહિં તો હિંદીઓની માગણી વધતીજ જશે અને તેવી સુધારણા કરવીજ પડશે એવું બોલનારા રાષ્ટ્રીય પક્ષનું પાર્લમેન્ટમાં પ્રબળ થશે; અને મને પોતાને તેમની પ્રબળતા ગમતી નથી. તે માટે વરિષ્ઠ અને પ્રાંતિક કાયદા કૌન્સીલમાં ચુંટણીના તત્વનો પ્રારંભ કરી હિંદી સભાસદોની સંખ્યા (સરકારી બહુમત કાયમ રાખી) વધારવી, અંદાજ પત્રપરનો વાદવિવાદ કરવામાં પૂરો સમય આપવો, ઉપસૂચના લાવવાની પરવાનગી આપવી, આટલી સુધારણા કરવાનું તમોને ઇષ્ટ અને આવશ્યક જણાતું નથી કે ? તમારા પત્ર ઉપરથી, મારૂં એવું અનુમાન થાય છે કે આ સુચનામાં તમારો વિરોધ નથી. માટે ઉક્ત સૂચના કરનારો ખલિતો મારા

ઉપર તમો લખો, અથવા હું તમોને લખું. ઉભયમાંથી એક દ્વારા આ ચક્રને ગતિ મળવી જોઇએ. તમારી કાર્યકારી કૌન્સીલમાં એક જગાએ હિંદીવાનની નિમણૂક કરવાની કલ્પના તમોને અગ્રાહ્ય છે ખરીના! તે સાચુંજ હોવું જોઇએ; કારણકે આ સૂચનાથી સ્વભાવતઃ બીકણુ પ્રાણી-ઍંગ્લો-ઇન્ડીયનો ગભરાઇ જશે." તા. ૨૮ જુનના પત્રમાં લૉર્ડ મોર્લી. લખે છે કે-" તા. ૨૦ જુલાઇના દિને ઘણી ખરી ખાલી જગા અને ગણ્યા ગાંઠ્યા ઝોકાં ખાતા સભાસદો સમક્ષ હિંદુસ્થાનના આગામી વર્ષનું સરવૈયું વંચાવાનું છે. તે પૂર્વે સુધારણાની યોજનાના સંબંધે તમારા વિચાર અને નિશ્ચય જણાવો. આવતા વર્ષના રજુ થતાં સરવૈયાં વખતે આ નવીન સુધારણા પ્રકટ કરવાની છે એવું જો હું (તા. ૨૦ મીના) બજેટ સરવૈયાના પ્રાકટ્ય સમયે જણાવું તો ઘણું સારૂં. મુખ્ય બાબત એ છે કે, આ સર્વ સૂચના તમારાજ મગજમાંથી ઉદ્ભવીને આ મૂર્ત સ્વરૂપ પામી છે એવું સર્વને જણાય એવી મારી ઇચ્છા છે. દેશી રાજ્યોની કૌન્સીલના પ્રશ્નનો વિચાર મેં અદ્યાપિ પર્યંત કર્યો નથી. ધારો કે તેની કૌન્સીલ બનાવવામાં આવે ને તેમને કયું કાર્ય સોંપવું? તે કૌન્સીલનો કાર્યકારી કૌન્સીલપર કેટલો અધિકાર ચાલે? તેઓ પરદેશ સંબંધી ગુપ્ત બાબતો જાણવાને પ્રયત્ન નહીં કરે કે? તેઓ પરદેશી પ્રસંગોમાં અવશ્યમેવ ગડબડ કરશેજ. લૉર્ડ કર્ઝને કોન્ગ્રેસની સરસાઇ માટેજ દેશી રાજ્યોની કૌન્સીલ બનાવવાની કલ્પના કાઢી હતી. પરંતુ મને આ કૌન્સીલ પસંદ નથી. તથાપિ આ સર્વ પ્રશ્નોનો કાળજીપૂર્વક વિચાર કરવો આવશ્યક છે."

### ચક્ર ગતિમાન થયું.

આ પ્રમાણે લૉર્ડ મોર્લીએ તા. ૧૫ અને ૨૩ જુનના પત્રથી આ ચક્રને ગતિ આપી અને તે ચક્ર ચક્રાકાર ફરવા લાગ્યું કિન્તુ તેની પ્રગતિ થઇ નહિં. તા. ૫ જુલાઇના દિને લૉર્ડ મોર્લીના ઉત્તરમાં લૉર્ડ મીન્ટોએ જણાવ્યું કેઃ "મારા વિચાર તમોને અનુકૂલ છે. મારી કાર્યકારી કૌન્સીલમાં એક હિંદીવાનને સ્થાન આપવાની સૂચના આ સમય પૂર્વે ઘણી વખત મારી જીહ્વાગ્રે આવી હતી, પણ મને જણાય છે કે, અદ્યપિ તેનો સમય આવ્યો નથી એવું આપ કહેશો!" પણ તા. ૧૨ જુલાઇના પત્રમાં લૉર્ડ મીંટોનો પૂર્વનો વિચાર અસ્થિર ડગમગ થયો. અને તેમણે જણાવ્યુ કે, હિંદીની "કાર્યકારી કૌન્સીલની નિમણૂકનો પ્રશ્ન હાલ તૂર્ત બાજુએ મુકો." તથાપિ ઑગસ્ટમાં વૉઇસરોયેજ આ પ્રશ્ન પોતાની કૌન્સીલ સમક્ષ મુક્યો અને સપ્ટેંબરમાં લખ્યું કે "જેમ જેમ અધિકાધિક વિચાર કરૂંછું તેમ તેમ મારો નિશ્ચય હિંદીની નિમણૂકને અનુકુળ થાય છે. તો પણ મારો આ અંતિમ વિચાર માનવો નહિં." આ પ્રમાણે મંથન થતાં થતાં અંતે ૧૯૦૭ ના એપ્રીલ મહિનામાં લૉર્ડ મીંટોએ એક ખલિતો લખી મોકલ્યો. લૉર્ડ મોર્લી સાહેબની કૌન્સીલના સભાસદો આ સુધારણાના પ્રતિકૂલ હતા, પણ લૉર્ડ મોર્લીએ પોતાનો નિશ્ચય છોડ્યો નહિં, અને ૧૯૦૭ ના ઑગસ્ટ મહિનામાં પોતાની કૌન્સીલમાં બે હિંદી સભાસદોની નિમણૂક કરી આ નવીન તત્વને મૂર્તતા આપવાનો પ્રારંભ કર્યો.

### ના. ગોખલે સંબંધી અભિપ્રાય.

... ૧૯૦૬ ના ઑગસ્ટ માસ પ્રતિ વગીએ તા ૯-૫-૧૯૦૬ ના દિને

ના. ગોખલે અને લૉર્ડ મોર્લી વચ્ચે જે સંભાષણ થયું તે સંબંધમાં લૉર્ડ મોર્લી પોતાના પત્રમાં જણાવે છે કે "પાર્લમેંટની બેઠક સમાપ્ત થતાં સુધી ના. ગોખલે અહીંઆ રહેવાના છે. અને હાલમા કોમન્સની (દિવાને-આમ) સભામાં લોકસત્તાત્મક તત્વનું જે પૂર આવ્યું છે તેનો યોગ્ય દિશાએ ઉપયોગ કરવાના કાર્યમાં તેમને તેમનાથી અડચણ ન થતાં ઉલટો તેનો ઉપયોગજે થશે એવી ઘણી આશા છે. આ રેડિકલ્સ જો કાંઇ '**अव्यापारेषु व्यापार**' કરે તો તે હું જરાપણ સાંભળનારો નથી. પરંતુ આવી ઉથલપાથલ કરવાની વૃત્તિ આ રેડિકલ્સના મનમાં નથી અને જો ના૰ ગોખલેનો યોગ્ય ઉપયોગ કરી લેવાય તો તેઓ પણ આ રેડિકલ્સના જેવા માર્ગે જવાની ઇચ્છા કરશે નહિ."

## ના. ગોખલેને કર્ણમંત્ર.

લૉર્ડ મોર્લીની સૂચના પ્રમાણે વૉયસરૉયનો તાર આવ્યા પછી તા. ૨૦ જુલાઇના હિંદી અંદાજપત્રકના ભાષણમા લૉર્ડ મોર્લીએ હિંદુસ્થાનમાંની રાજ્યપદ્ધતિમાં સુધારણા કરવાનો વિચાર પ્રથમજ પ્રકટ કર્યો. તે પછી તા. ૧ ઑગસ્ટે લૉર્ડ મોર્લીએ ના. ગોખલેની મુલાકાત લીધી તે સંબંધી તા. ૨ ઑગસ્ટના પત્રમાં લૉર્ડ મોર્લી લખે છેઃ–

"ગઇકાલે ના. ગોખલેની પાંચમી અને અંતિમ મુલાકાત થઇ. તેમની સાથે સ્નેહ સંબંધ રાખવામાં અમોને ઘણો લાભ છે. હિંદુસ્થાનવતી પાર્લામેન્ટમાં જે "ઇન્ડીયન" સભાસદ લડે છે તેના ઉપર ના. ગોખલેના વજનનું ઉત્તમ પરિણામ થયુ એવું મારા સાંભળવામાં આવ્યું છે. તે સભાસદ મારું ભાષણ મીઠા મરચાંથી ભરપુર તથ્યરહીત થયું એવી તકરાર કરતા હતા; પણ ના. ગોખલેએ મારો પક્ષ લીધો. તેનું મગજ સત્યતઃ પૂરા મુત્સદ્દીનું છે. તેને સરકારની જવાબદારી (અડચણ) કેવી ઉત્તમ સમજાય છે; તેની સર્વ રીતિ સમજુ અને વ્યાવહારિક હોય છે; હિંદુસ્થાન સ્વતંત્ર દેશ સમાન થાય એ તેમનું અંતિમ ધ્યેય તેમણે સ્પષ્ટતાથી પ્રકટ કર્યું છે. હું પણ તેમને સ્પષ્ટ મને કહું છું કે આપણે સર્વની આયુમર્યાદા પછીના કેટલાક દિવસો સુધી આ ધ્યેય કેવળ સ્વપ્નવત્ રહેશે ! પછી મુખ્ય મુદ્દા તરફ વળી હું બોલ્યો 'હિંદુસ્થાનના રાજકાર્યભારમાં સુધારણા થવાની આ અપૂર્વ પર્વણી આવી છે. ત્યાં આ બાબત વૉયસરૉયને પણ અનુકૂળ છે અને વૉયસરૉયની છાયામાં રહેતા ઉચ્ચ અમલદારોનો પણ સમાવેશ થાય છે. અહીં હિન્દી વઝીર ઉપર મંત્રીમંડળ, સર્વ પક્ષ અને પત્રકર્તાનો પણ વિશ્વાસ છે. જેથી આ શિવાય આશાજનક અન્ય કઇ સ્થિતિ હશે ? છતાં એ બાબતમાં આ સર્વ અનુકુળતાની પ્રતિકૂળતા થઇ જાય. તે બાબત એટલે કે તમારા મિત્રોનો દુરાગ્રહ અને અવિચાર ! તેમણે જો પૂર્વ બંગાળમાંની આ અશાંતિ સાંપ્રત સમયે કાયમ રાખી તો પછી સરકારને એક પગલું પણ આગળ ભરવું કઠિણ નહિ કિન્તુ અશક્ય થશે. હું તમોને કોઇ પણ પ્રકારના વચનથી બદ્ધ કરતો નથી. કારણ કે તમારા કર્તવ્યનો નિશ્ચય તમારે પોતાને કરવો એજ ઉત્તમ. તેમજ તમારા માર્ગમાંની અડચણો તમેજ જાણી શકો, પરંતુ એટલું તો અવશ્ય લક્ષમાં રાખો કે બહુ આગળ વધવાનો આ મારો સંપૂર્ણ પ્રમાણિક નિશ્ચય છે, પરંતુ તમારા વક્તા, કિંવા તમારા પત્રકાર જો આ સુધારણા પોકળ છે, દેખાવનીજ છે એ

## વ્યવસ્થિત કાર્યનો પ્રારંભ થયો.

આ સૂચનાને અનુસરીને તા. ૧ અકટોબરે વૉયસરૉયે સુધારણાની યોજનાનો ખાનગી મુસદ્દો રવાના કર્યો. આ મુસદ્દોના પહોંચવા પૂર્વે વૉયસરૉય તરફથી તારદ્વારા જે ઘોષણા થઇ તે ઉપરથીજ લૉર્ડ મોર્લીએ પોતાની કૌન્સીલનો મત વિચાર્યો અને તે સાથે એવો ઠરાવ પણ કર્યો કે-નિષ્કારણ સમય વ્યતીત ન કરતાં પ્રત્યેકે કેવળ ' અનુકૂલ ' અથવા ' પ્રતિકૂલ ' એટલોજ પોતાનો જે નિશ્ચિત મત હોય તે જણાવવો. આ મુસદ્દામા વૉયસરૉયે મુસલમાનોને સ્વતંત્ર પ્રતિનિધિત્વ આપવાનું તત્વ પ્રથમજ આગળ ધર્યું. મુસલમાનોના ડેપ્યુટેશનની કલ્પના પ્રથમ ક્યાંથી ઉદ્‌ભવી અને તે ડેપ્યુટેશનને વૉયસરૉયે કેવી મેંધલાળ લગાવી, તેનો ઇતિહાસ જાણવા યોગ્ય છે. પરંતુ લૉર્ડ મોર્લીનાં "સ્મરણ" માં તેનો સમાવેશ નથી જેથી આ ભાગ છોડવો પડે છે. તા. ૫ નવેંબર પર્યંત આ મુસદ્દાની ઇન્ડીયા-કૌન્સીલમાં ચર્ચા થયા પછી લૉર્ડ મોર્લી લખે છે કે " નોકરશાહી, વ્યાપારી ઍંગ્લો-ઇંડિયનો, મુસલમાનો અને કોન્ગ્રેસમાંનો નેમસ્ત પક્ષ,-આ સર્વમાંના કોઇને પણ અસંતોષ થાય નહીં એવી યોજના તૈયાર કરવી એ કાંઇ સરલ કાર્ય નથી !

તા. ૧૭ નવેંબરે લૉર્ડ મોર્લી લખે છે કેઃ " તમારા ખલિતાનું ઉત્તર તમોને ડિસેંબર તા. ૧૨ થી ૧૫ પર્યંત મળશે. તેજ સમયમાં અહીંઆ હું પાર્લામેંટમાં સરકારનું સર્વસાધારણ ધોરણ પ્રસિદ્ધ કરીશ અને ફેબ્રુઆરી ૧૯૦૯મા પાર્લમેંટમાં ખરડો લાવીશ. તે પહેલાં તમારો ખલિતો અને મારું ઉત્તર પ્રસિદ્ધ કરવા નહિં. આ બાબત વિચારવા જેવી છે. અહીં પ્રજાની ઉત્સુકતા વધતી જાય છે અને ના. ગોખલેના કહેવાથી જણાય છે કે, હિંદુસ્થામા તો આ ઉત્સુકતા ઘણી વધેલી છે. કારણકે ડિસેંબરના અંતિમ અઠવાડીઆમાં રાષ્ટ્રીય સભા ભરાવાની છે, અને તે પહેલાં આપણી સુધારણાનો મુસદ્દો તૈયાર છે એવું જો વિનીત પક્ષવાદીને દેખાડમા આવે ત્યારેજ તેઓ જહાલ પક્ષ વિરૂદ્ધની પોતાની બાજુ સંભાળી શકવાનો સ ા છે. મને તો એવું જણાય છે કે, આ વિનીતોની જે અપેક્ષા છે તેથી આપણી યોજનામા આપણે વિશેષ આપનારા છીએ. આ બીના તેમને માટે અતિશુભ સમાચાર છે. એ મારી યોજનાને મંત્રીમંડળની સંમતિ મળશેજ. અરાજકોનાં કાવત્રાથી આપણી સુધારણાનો વિલંબ થવા દેવો નહિં એવો મંત્રીમંડળનો મત છે."

## ના. ગોખલેનો વિશેષ મેળાપ.

તા. ૪ ડિસેંબર ૧૯૦૮ દિને લોર્ડ મોર્લી લખે છે " ગયા બુધવારે ના. ગોખલેને નિરોપ આપતાં તેમની સાથે જે સંભાષણ થયું તેમાં ગોખલે બોલ્યા કે, ' હું હવે પુનઃ ઇંગ્લંડમાં આવનારો નથી; કારણકે હિંદુસ્થાન્ સંબંધી અહીં કાંઇ પણ કર્તવ્ય કરવાનું અવશેષ રહ્યું નથી. હવે ખરૂં કાર્ય હિંદુસ્થાનમા છે, આ સમય કટાકટીનો છે. જો તમારી ( મોર્લી-મીન્ટોની ) સુધારણાનો પ્રયત્ન નિષ્ફળ થશે તો ઉદ્દામ પક્ષને સર્વ માર્ગ ખુલ્લો થશે; અને તેથી જ્યાં ત્યાં દંગા, ધોપા, (બેમંદશાહી) અને અનર્થોપાત થશે !' એકંદરે તેમનું બોલવું મારા મન પર ઠસી ગયું. કોન્ગ્રેસદ્વારા મારી યોજનાનું ઉત્તમ સ્વાગત થશે એવું તેમણે મને ખાત્રીપુર્વક આશ્વાસન આપ્યું છે. મેં કાલ આપણી યોજનાનું

નિશ્ચિત સ્વરૂપ તેમને જણાવા દીધું નથી; પરંતુ તેના જેવા બહુશ્રુત માણસને તેની દિશા કઇ છે એ તર્કથી સહજ રીતે જાણવામાં આવે. ઇગ્લંડમાં પણ આ યોજનાનો સારો સત્કાર થશે. હિંદુસ્થાનમાંની એકે એક વિનાશક મંડળનો નાશ થતાં સુધી સુધારણાનો શબ્દોચ્ચાર પણ અનાવશ્યક છે એવું માનનારા અને બોલનારા અહીં પણ છે. પરંતુ લોર્ડની સભા (દિવાન કે ખાસ) ને હું સંપુર્ણ રીતે સમજાવીશ !"

## પાર્લમેંટની પરવાનગી.

ડિસેંબરના પ્રથમ પક્ષમાં યોજના પ્રસિદ્ધ થઈ. તે પછી ૧૯૦૯ ના ૬ જાનેવારીએ લોર્ડ મોર્લી લખે છે કેઃ—" જેંકિન્સ ગુપ્ત અને દત્ત મારે ત્યાં ભોજન માટે આવ્યા હતા. અમારી સમજુતીની પતાકા નીચે વિનીત પક્ષ એકત્ર થયો તે માટે તેમને અત્યાનંદ થયો." તા. ૨૮ જાનેવારીએ લોર્ડ મોર્લી લખે છે "કાલ મેં મુસલમાની શિષ્ટ મંડળની મુલાકાત લીધી. મારા બોલવાથી તેમની સંપુર્ણ નિરાશા થઇ એવું મને જણાવ્યું છે. અને તેમ થવું સાહજીક છે. કારણ કે અમારો મુસલમાનો પ્રતિ કેટલો પક્ષપાત છે એ હું તમને સ્પષ્ટતાથી કેમ કહું ! મુસલમાનોને પ્રસન્ન કરતાં પણ હિંદુઓ અપ્રસન્ન થાય નહીં એ માટે અમારે ઘણી કાળજી રાખવી પડે છે !" એ પછી ના. આગાખાને લૉર્ડ મોર્લીની મુલાકાત લીધી અને તેમણે તેવું સમાધાન કર્યું.

પ્રસિદ્ધ થયેલી યોજનામાંની વોયસરોયની કાર્યકારી કૌન્સીલમાં નીમાતા હિંદી સભાસદની સૂચનાનો વિરોધ થયો. તે માટે લોર્ડ મોર્લીએ એવું ઠરાવ્યું કે તેનો સમાવેશ બિલમાં કરવો નહિં અને લોર્ડની સભામાં બિલ પસાર થયા પછી કારોબારી અધિકારથી તે કરી નાખવી. તા. ૧૧ મી ફેબ્રુવારીના પત્રમાં તેઓ લખે છે કે "ના. ગોખલેએ સર કોટનને એવું લખી જણાવ્યું કે, આ બિલના માર્ગ માંહેની જેટલી અડચણો ઓછી થઈ શકે તેટલી ઓછી કરો ! બાબુ રમેશચંદ્ર દત્તે પોતાના મિત્રોપરના પત્રો એવાજ આશયના લખ્યા હતા. એ રીતિએ તેમનો પ્રમાણિક યત્ન ચાલુ છે. જે આઇરિશ પ્રજા પોતાના હોમરૂલ માટે આટલી ખટપટમાં છે, તે અન્યની સ્વાતંત્ર્યપ્રાપ્તિના ન્યાયમાર્ગમાં વિઘ્નરૂપ થાય નહિંજ એવું તેમણે વચન પણ આપ્યું છે. તા. ૧૨ માર્ચને દિવસે લોર્ડની સભામાં ત્રીજું વાચન થયું અને મૂળ યોજના પૈકી હિંદી કાર્યકારી સભાસદની નિમણુંક શિવાય ઇતર સર્વ નિયમો મંજુર થયા.

## સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહની નિમણુક.

અમીરોની સભાની અનુકુળતા થયે એક વખત પુનઃ મંત્રીમંડળની સંમતિ લઇ લોર્ડ મોર્લીએ સર સત્યેન્દ્ર સિંહની વોયસરોયની કાર્યકારી મંડળમાં નિમણુંક કરવાની શહેનશાહ એડવર્ડને ભલામણ કરી અને તે સાથે "૧૮૫૮ના મહારાઢેરામાં વર્ણ ભેદ, જાતિભેદ નહિ માનતાં યોગ્યતાનુસાર નિમણુક કરવામાં આવશે એવું જે વચન છે તે પૂર્ણ કરવાથી હિંદી પ્રજાના હૃદયમાં આપણને ઉચ્ચ પદ મળશે એમ લખી જણાવ્યું. આ બીનાને મંત્રીમંડળની એક મતે સંમતિ મળી હતી. તેથી શહેનશાહથી આ વિનંતિ અમાન્ય થઈ શકી નહિ. અને તેથી તા. ૨૪ માર્ચે સિંહની નિમ-

જાહેર પ્રસિદ્ધ થઈ. આ નિમણુક થતાંજ સર. એસ. પી. સિંહ ધૈર્ય, દુરદર્શિત્વ, બુદ્ધિપ્રભાવ વિશાળ દૃષ્ટિ, કાર્યકર્તા તરીકેની કુશળતા ઇત્યાદી ગુણોથી રહિત રહેવાનો પ્રચંડ સ્વર, ઇંગ્રેજી પત્રોદ્વાર નીકળવા લાગ્યો. તેને અનુલક્ષી લૉર્ડ મોર્લી લખે છે કે-" જો મે (આ સ્થળે) વિલાયતમાંની લિંકન્સ ઇનમાંના એકાદા બેરીસ્ટરની નિમણુંક કરી હોત તો તેનામાં આ ગુણ નિસર્ગતઃજ દેખાઈ આવત, એવો આ ઇંગ્રીશ પત્રકારોનો મત છે કે? અને તમારી કૌન્સીલમાં હાલ જે સભાસદો છે તેનામાં સર્વ ગુણો હશેજ! તેમાં એક એતો 'દિવ્ય રત્નો' જ છે; પણ મારે તેનું નામ લખી વૃથા પાપભાગી શું કામ થવુ?"

## દિવાન-ઇ—આમની સંમતિ.

સુધારણાનો આ ખરડો શિઘ્રનાએ દિવાન-ઇ—આમ સમક્ષ આવ્યો. આ બીલને અંગે નિયમો વગેરે ઘડવાની સત્તા વિશેષે કરીને નોકરશાહીને સ્વાધીન રહેનાર હતી. આ મહાન દોષ કૉટન વગેરે હિંદહિતૈષીઓના લક્ષમા આવ્યો. લૉર્ડ મોર્લીએ એવો ભય દર્શાવ્યો કે, જો તમો આ વિઘ્ન લાવશો તો સંભાળજો! અને તેથીજ બીલ નામંજૂર કરવાનું પાતક પોતાને શિર લેવાને કોઇ પણ તૈયાર ન હોવાથી કોમન્સ સભામાં વિશેષ વાદવિવાદના અભાવે પસાર થયું. તે સંબંધી લૉર્ડ મોર્લી જણાવે છે કે:-" હું આ સમયે દ્વિમુખી થયો હતો! એક મુખથી લૉર્ડની સભામાં એવું પ્રતિપાદન કરતો કે આ બીલમાં હિંદીઓને ખરૂં તત્વ કાંઇ આપ્યુજ નથી; તેની વૃથા હરકત શું કામ લેવી, તેમની શાંતિ માટે ચાલવા દ્યો! અને આ તરફ કૉમન્સ સભામાંના ઉદાર મતવાદીઓને બીજા મુખથી એમ કહેતો કે, આ જુવો હિંદીઓને કેટલા બધા અધિકાર આપ્યા છે. તે પ્રમાણે હોવા છતાં તમો શા માટે અસંતુષ્ટ છો!" એ પ્રમાણે ઉભય પક્ષને સમજાવીને તેમણે આ બીલ પસાર કરાવ્યુ પરંતુ તેમાં તેમની મહત્તા તે શી! કારણકે આ ચર્ચા વખતે ૮ અનુકૂળ અને ૬ પ્રતિકૂળ એમ ૧૪ સભાસદ હાજર હતા! એના અંતમાં શહેનશાહની સંમતિ મળી!

## પુનઃ પ્રમાદ.

બીલ પસાર થયુ તો પણ તત્સંબંધી નિયમ અને કાનૂન કરવાનું નોકરશાહીના હાથમાં! લૉર્ડ મોર્લીએ અનેકવાર સૂચના કરવાથી એક વખત ઓગસ્ટ માસમાં તેના કાનૂનોની પ્રત મોર્લીના હાથમાં આવી. પરંતુ તે પછી અક્ટોબરમાં વોયસરોય તરફથી આ કાનૂનોની વિચારણા એક વર્ષપર્યંત રોકવાનો તાર જતાં ઉલટો લોર્ડ મોર્લીને અતિ સંતાપ થવાથી તેમણે ઉત્તરમાં જણાવ્યું કે:-

" આ સૂચનાથી અધિક ભયંકર અને ઘાતક સૂચના અન્ય કોઇ પણ નથી! આ પ્રમાદથી અમારા " વિનીત " મિત્રોનો નિરાશા થવાથી તેમને સંતાપ થશે, એટલુંજ નહિં પણ સર્વ બાજી ઉદ્દામના હાથમાં જશે. અને આવતા વર્ષ પછી તમે, અમે, અને સાંપ્રતનાં મંત્રીમંડળ આ સર્વના અધિકારની મુદત સમાપ્ત થઇ. જે મંત્રીમંડળને આ સુધારણા અંતઃકરણથી અપ્રાપ્ય છે એવું મંત્રીમંડળ કદાચ અધિકારારૂઢ થાય, માટે આ પ્રમાદનો વિચાર ત્યજી દ્યો. ઉદ્દામ પક્ષના હોવાથી કાંઈ ધારાસભાના સભાસદ થવામાં

અયોગ્યતા આવતી નથી એવું આમની સભામાં આપેલું વચન લક્ષમાં લાવો; અને સામાન્યતઃ એકાદ ઉમેદવાર માટે હરકત લેવાનો અધિકાર આપ્યો છે; તોપણ તેનો ઉપયોગ બહુ દક્ષતાથી લક્ષ રાખીને કરજો !"

## મુસલમાનોની તકરારનો ઉત્તર.

કૌન્સિલ બિલ પસાર થયા છતાં તેના નિયમાદિ પસાર થવાનાં હતાં. અને તેથી પોતાના ખાસ અધિકાર મેળવવાનો મુસલમાનોનો પ્રયત્ન જારી હતો. ઇન્ડીઆ-કૌન્સિલ માંના સર થીઓડર મારિસન મુસલમાનોના પક્ષપાતી હોવાથી મોર્લીને કહેતા કે તમોએ મુસલમાનોને આપેલાં વચનનો ભંગ થતો હોવાથી તેમનામાં અસંતોષ વધે છે. આ તરફથી ના. ગોખલે લખે છે કે, જો મુસલમાનોને તમારા ખલિતાથી અધિક કાંઇ દેશો તો હિંદુઓ બહુ નારાજ થશે. પરંતુ એથી વિરૂદ્ધ સ્વતઃ વૉઇસરૉયે પણ ના. ગોખલે સબંધી લૉર્ડ મોર્લીને કાંઇક લખ્યું હશે, તેને ઉદ્દેશીને તા. ૫ નવેંબરે લૉર્ડ મોર્લી લખે છે: " ના. ગોખલે અને ઇતર જનોના જે પત્રો આવે છે તેને વિશેષ મહત્વ આપવું નહિં અથવા તે (પત્રો) માંની બાબત શબ્દશઃ ખરી ન માનવાનું તમો જણાવો છો; પણ હું કેટલો સાવધ અને શંકિત મનનો છું એથી તમો અજ્ઞાતજ છો કે? પણ પાર્નેલ હો વા ગોખલે હો અગર કોઇ પણ હો, જ્યાં સુધી તેમના લખવામાં કાંઇ પણ લુચ્ચાઇ પ્રસિદ્ધ થાય નહિં ત્યાં સુધી તેને હું પ્રમાણિક સમજીને ચાલીશ. અને જો મુસલમાનોની સમજુત કરી હોત તો આ તરફ હિંદુઓ અપ્રસન્ન થયા હોત પણ હવે (તેઓની) મરજી સુસંપન્ન છે. છતાં પણ સર્વમાં વિશેષ આનંદની વાર્તા તો એ છે કે મુસલમાનોની પ્રસન્નતામાં અમોએ અમારો કોઇ પણ મહત્વનો મુદ્દો છોડયો નથી." છતાં પણ વાયસરૉય તરફથી મુસલમાનોના પક્ષની ઉપરા ઉપરી તરફદારી થાય છે તેનાથી કંટાળીને અંતે તા. ૬ ડીસેંબરના દિવસે લૉર્ડ મોર્લી લખે છે કે, "હવે તમારો આ વાદ સમાપ્ત થશે. આ સર્વ પ્રતાપ તમારા ભાષણનોજ! મુસલમાનોને કેટલાક ખાસ વિશિષ્ટાધિકાર છે એવું વાક્ય તમારાજ મુખમાંથી નીકળ્યું અને તેણેજ આ વાદ ઉત્પન્ન કર્યો, પણ મેં જે નિર્ણય કર્યો તેજ યથાયોગ્ય છે એવી મારી ખાત્રી છે" *

ચન્દ્રશંકર કરુણાશંકર દ્વિવેદી.

---

* મરાઠી 'કેસરી' ઉપરથી અનુવાદિત

# ટ્રેઈન્ડ શિક્ષક.

" તમે નિશાળોને માટે સુંદર ઇમારતો બાંધશો, ચુના પથ્થર ઉપર લાખો રૂપીઆ ખરચી નાંખશો, હજારો બાળકોને નિશાળોમાં લાવીને ભરશો, છતાં જો શિક્ષક પ્રવીણ નહીં હશે તો તમે કીધેલો લાખોનો ખર્ચ અને તમારી કીધેલી મહેનત પાણીમાં જશે." ગઇ તા૦ ૭ મી ઓગસ્ટે ઇંદોર શહેરમાં શિવાજી હોલકર હાઇસ્કુલનું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા કરતી વખતે વાઇસરોય ના. લોર્ડ ચેમ્સફર્ડે ઉપર પ્રમાણે શબ્દો વાપર્યા હતા. વળી તેમણે કહ્યું હતું કે " હિંદના ઇતિહાસમાં શિક્ષકને હમેશાં અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. ભૂતકાળમાં ગુરૂને લોકો તરફથી ઘણું માન આપવામાં આવતું અને શિષ્યો જે અપૂર્વ માન તેમને આપતા તેથી તે ઉલ્લાસિત રહેતા. વર્તમાન કાળમાં સાર્વત્રિક કેળવણીને માટે શિક્ષકો ઘણી મોટી સંખ્યામાં આપણે જોઇએ છે. શિક્ષકને પુરતો પગાર નહીં મળે અને તેને મોટાં પારિતોષિકો મળી શકે તેવી વ્યવસ્થા નહિ કરવામાં આવે ત્યાં સુધી (વકીલ દાક્તર વગેરેના ધંધા જેટલો) તેનો ધંધો માનવંતો ગણાશે નહીં."- શિક્ષકને પોતાના ધંધાને યોગ્ય ટ્રેનીંગ કોલેજોમાં કેળવણી મળવી જોઇએ, તેને યોગ્ય પગાર મળવો જોઇએ અને ખાસ લાયકી દેખાડનાર શિક્ષકને ઇનામ અકરામ તથા ઉંચા ઓદ્ધા આપી તેની સેવાની પિછાન કરવી જોઇએ—એ ત્રણ બાબત વાઇસરોયના ભાષણમાંથી તરી આવે છે.

૧/ આપણી શાળાઓના શિક્ષકોના મોટા ભાગે શિક્ષણના ધંધાની ખાસ તાલિમ લીધેલી હોતી નથી, એટલે કે ટ્રેનીંગ સ્કૂલ અથવા કોલેજમાં અભ્યાસ કીધેલો હોતો નથી. આપણા ઇલાકાના કેળવણી ખાતાના છેલ્લા રીપોર્ટ પરથી માલમ પડે છે કે આપણી તમામ નિશાળો—મોટા શહેરોની તેમજ ગામડાઓની અધીનો હિસાબ કાઢતાં ૬૨ ટકા મેહેતાજીઓ શિક્ષણની તાલિમ વગરના હોય છે. સુતારી કામનું શિક્ષણ બે ત્રણ વર્ષ સુધી ન લીધું હોય તેવા કારીગરને સુતારી કામમાં અથવા યાંત્રિક કળાની પરીક્ષા પસાર ન કરી હોય તેવા કારીગરને એકાદ કારખાનામાં કામે રાખવાનો ભાગ્યેજ કોઇ ધનિક વિચાર કરે. પણ આપણી નિશાળોમાં આપણાં ભવિષ્યના હજારો અને લાખો શહેરીઓને કેળવતા શિક્ષકો ખાસ તાલિમ વગરના હોય છે. આપણું શિક્ષણ હજુ તો ઐચ્છિક ધોરણ પર છે અને ફરજીયાત થયું નથી, અગર જો થવાના વાજાં વાગે છે. ખરેખરૂં ફરજીયાત થશે ત્યારે લાખો નવીને બાળકોને ભણવવાને વ્યવસ્થા કરી આપવા પડશે અને તેમને માટે હજારો નવી નિશાળો ખોલવી પડશે. જ્યારે ટ્રેન્ડ શિક્ષકની આટલી બધી તાણ છે ત્યારે તો ફરજીયાત ધોરણ ઘણે ઠેકાણે— શહેરોમાં તથા મોટા ગામડાઓમાં—દાખલ થયા પછી વિશેષ તાણ પડશે એમાં શંકા નથી. આ તાણ ઓછી કરવાને ૧૯૧૭–૧૮ થી હિંદી સરકારે મુંબઇ સરકારને અઢી લાખ રૂપીઆની વાર્ષિક મદદ આપી છે તેમાંથી દરેક જીલ્લામાં એક ૫૦ વિદ્યાર્થીઓનો એક ટ્રેનીંગ કલાસ, જેમાં કોલેજના પ્રથમ વર્ષનો અભ્યાસ કરાવવામાં આવે તેવો, બે ત્રણ માસમાંજ ખોલવાનો નિશ્ચય આપણા કેળવણી ખાતાએ કર્યો સંભળાય છે. એક-

કમ એક વર્ષમાં ઇલાકાના છવીસ જીલ્લામાં આ ગોઠવણુ નહિ થઇ શકે, પણ ચાર વર્ષમાં આ ગોઠવણુ પુરી કરવાની યોજના થઇ છે. આથી ચાર વર્ષ પછી દરસાલ ૨૬×૫૦=૧૩૦૦ પહેલા વર્ષના ટ્રેન્ડ શિક્ષકો કેળવાઇને બહાર પડશે. આ સંખ્યા મોટી દેખાય છે, પરંતુ દીનપરદીન કેળવણીમાં જે વધારો થતો જાય છે તેના પ્રમાણુમાં મોટી છે કે નહીં તે વિચારવાનું છે. પણ હાલ તુરત આપણે તેટલાથી સંતોષ માનીશું.

૨. હાલમાં શિક્ષકોને મળતા પગારો ઘણાજ કમી છે. સાધારણ મજુરને જે રોજી મળે છે તેનાથી પણ તેને કમતી મળે છે. છેલ્લાં ચાર વર્ષથી લડાઇ ચાલી છે ત્યારથી જે મોંઘવારી થઇ છે તેમાં મજુરોની રોજી સારી રીતે વધી છે પણ ગરીબ બીચારો શિક્ષક તો હતો તેવોને તેવોજ છે. તેને લડાઇનું ભથ્થું મળ્યું નથી કે અનાજની મોંઘવાઇ મળી નથી કે પગારમાં વધારો થયો નથી. સાધારણ મજુર, લશ્કરના સીપાઇ કે પોલીસના પટાવાળાથી તેનું જીવન બદતર થયું છે. થોડા મહિના પહેલાં સુરત જીલ્લાના અનટ્રેન્ડ શિક્ષકોએ–એટલે કે નવ રૂપીઆવાળાઓએ–હડતાલ પાડી હતી. તેને પરિણામે–કહો કે તેમની દયાજનક સ્થિતિ સત્તાવાળાઓના ધ્યાનમાં હતી. તેથી તેમના પગારમાં વધારો થયો છે. રૂપીઆ નવને બદલે હવે તેને દસ મળવા લાગ્યા છે. તેનાં ભાગ્ય હવે ઉઘડયાં છે. રોજનો રોજ અર્ધો આનો આગળના કરતાં તેને વિશેષ મળવા લાગ્યો છે. મજુરોના રોજમાં એક આનાથી બે યા ત્રણ આનાનો વધારો થયો છે પણ માસ્તરને માટે અર્ધો આનો બસ છે! પણ શિક્ષકની વારે કોઇ નહીં ત્યારે આપણું આબકારી ખાતું–દારૂ અફીણુ ગાંજા વિગેરે કેફી પદાર્થો ઉપરનું કર ઉઘરાવનારૂં ખાતું આવ્યું છે. આ ખાતાને ગઇ સાલ કરતાં આ સાલ ૯૦ લાખ રૂપીઆ વધારે ઉપજ આવી છે. તેમાંથી ૩૫ લાખ રૂપીઆ તો દારૂની દુકાનોના ચઢાચઢીથી આ સાલ પહેલી વખત ઇજારા આપવામાં આવ્યા તેથીજ વિશેષ ઉપજ્યા છે. આ ૩૫ લાખ રૂપીઆ અણધાર્યા સરકારી તેજેરીમાં આવ્યા અને તે પૈસો પાપનો પૈસો ગણાય છે તેથી કે અન્ય કારણથી તે પૈકી ૧૫ લાખ રૂપીઆ ગરીબ બીચારા માસ્તરના પગારમાં વધારો આપવામાં તથા તેને મોંઘાઇ ભથ્થું આપવામાં વપરાશે એમ સંભળાય છે. બિન તાલિમ શિક્ષકને દસને બદલે બાર રૂપીઆ કમમાં કમ મળશે અને પહેલા બીજા તથા ત્રીજા વર્ષના ટ્રેન્ડ શિક્ષકને અનુક્રમે ૧૨, ૧૫ અને ૨૦ને ૧૫, ૨૦ તથા ૨૫ મળશે એમ કહેવાય છે. આશરે ૬૦ વર્ષ પેહેલાં શિક્ષકોના પગારનું ધોરણ જે બંધાયું હતું તે આજે બદલશે તે તેના નસીબ સમજવાં પણ તેના બદલામાં તેનો એક હક ઓછો કરવામાં આવશે એમ પણ સંભળાય છે. હાલ સીનીયર ટ્રેન્ડ શિક્ષકને વધારેમાં વધારે નોકરીને અંતે રૂા. ૬૦ મળે છે. તેને બદલે હવે પછી તેમને ૫૦ મળશે. ૬૦ વર્ષ પછી સરકારી કોઇ પણ ખાતામાં પગારનો દર કમી થયાનો દાખલો શોધવા જઇએ તો આ કમનસીબ કેળવણીના ખાતા સિવાય બીજે ક્યાંય મળવો મુશ્કેલ છે.

૩. આપણા પ્રાથમિક શિક્ષકનું ધ્યેય શું? વાનપ્રસ્થ થવા ઉમરનો થાય ત્યારે તે ગમે તેટલો બુદ્ધિશાળી, કાબેલ અને ચતુર હોય છતાં તેમની કીંમત કેટલી અંકાય? આ આ સવાલ મહત્વનો છે. અને આપણા વર્તમાનપત્રોમાં કે માસિકોમાં તેના મહત્વના પ્રમાણમાં તેણી લેશમાત્ર ચર્ચા થતી નથી. મેહેનાજી ૫૫ કે ૬૦ વર્ષનો થાય ત્યારે તેનો

પગાર ૬૦ રૂપીઆથી વધારે હોઇ શકેજ નહીં. તે સેંકડો બાળકોના જીવનમાં ઉમદા ફેર ફાર કરી શકે, જીંદગી બરબાદ કરી નાખનારા બાળકોને સન્માર્ગે ચઢાવી શકે, ભવિષ્યના શેહેરીઓ અને આપણા લોકનાયકોને સારી તાલિમ આપી શકે તેવા આપણા ગુરૂઓને પેન્સન લેતી વખતે ૬૦ રૂપીઆથી વધારે પગાર નજ આપવો એ કદાચ ૬૦ વર્ષ પહેલાં ચાલી શકતું હતું. પણ વીસમી સદીમાં, હિંદમાં થયેલા અનેક રાજકીય તથા સામાજીક ફેરફારોને અંતે તો નજ ચાલી શકે. શા માટે ચાલાક ટ્રેન્ડ શિક્ષકોને મોટા શેહેરોમાં પ્રાથમિક નિશાળોના સુપરવાઇઝરના કે ડેપ્યુટી ઇન્સ્પેકટરના મદદનિશના કે એવા એવા બીજા ઉંચા બરના હોદ્દાઓ આપવામાં ન આવે ? તેને ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન હોતુ નથી તે વાત અનેક વેળાએ તેમની સામે ધરવામાં આવે છે અને તેમની આડે આવે છે. પણ તેને ઇંગ્રેજી જ્ઞાન મેળવવાની સગવડ કરી આપવામા આવી છે? બલકે તે ઇંગ્રેજી ભાષાથી બેનસિબ રહે અને તેથી ટુંક પગારી કેળવણી ખાતામા જન્મભર ચોંટી રહે તેવી ગોઠવણ કરવામા નથી આવી? પ્રાથમિક શિક્ષક તરીકે થોડો વખત નોકરી કર્યા પછી ચાલાક માણસો ખાતું મુકી દઇ ઇંગ્રેજી શીખવા માંડે છે અને એથી ચાર વર્ષમાં મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી કાલેજમાં અભ્યાસ કરે છે અને એ રીતે પોતાનો આર્થિક લાભ સાધે છે. આવા જીવંત દાખલાઓ આ લેખકે અનેક જોયા છે. ટ્રેનીંગ કાલેજમા અનેક વિષયો શીખવવામાં આવેછે તે સાથે ઇંગ્રેજી ભાષા એ વિષય શીખવવામાં આવતો હોય તો આપણા શિક્ષકને નવો માગ હાથ લાગે અને જ્ઞાનનુ એક નવું લોચન તેને મળે. પોતે મેહેનતુ અને સાહસિક હોય તો શિક્ષક આ નવા માર્ગે આગળ વધી શકે અને મેટ્રીકયુલેશનનો સિક્કો સેહેલાઇથી મેળવી શકે. ડેપ્યુટી ઇન્સ્પેકટરના મદદનીશો ઇંગ્રેજીના સારા જ્ઞાનવાળા હોવા જોઇએ, અને પ્રાથમિક શિક્ષકોને ઇંગ્રેજીનું જરાએ જ્ઞાન હોતું નથી તેથી આગ્યાઓને માટે તેઓ નાલાયક છે, એવી દલીલ કાયમ કરવામાં આવે છે. તો ટ્રેનીગ કાલેજમાં ઇંગ્રેજી ભાષાના શિક્ષણની શરુઆત કરવામાં આવે તો ઉપર કહેલી દલીલ તોડવામાં સેહેલાઇ થઇ પડે, અને પ્રાથમિક શિક્ષકોને સારી કમાણીવાળા તેમને બરના હોદ્દાઓમાંથી બાતલ રાખવામા આવે છે તે રાખવાનું બ્હાનું જતુ રહે. વળી સરકાર જેવી મુલ્કીખાતાના નોકરોની કદર કરવાની—ઇનામ અકરામ આપવાની કાળજી રાખે છે તેને થોડે હિસ્સે પણ ગરીબડા મેહેતાજીને નવાજવાનુ તેને યાદજ આવતું નથી. કોઇ મેહેતાજીને કલેકટરના દરબારમા કે કમિશ્નરના દરબારમાં પાઘડી અથવા શાલ જોટો ભેટ મળ્યો અથવા રાવસાહેબનો ખેતાબ મળ્યો આપણે કદીએ સાંભળતા નથી. સરકારને હાજીહા કરનારા ખુશામતીઆઓ અને આમલતદારો સેહેલાઇથી રાવસાહેબો બને છે તો જીંદગીભર પોતાના મગજનો વ્યય કરનાર આપણા શિક્ષકને—ગુરૂને—સરકાર જાહેર માનપત્ર શું કરવા નહીં આપતી હોય? શિક્ષકનો ધંધો માનવંતો ગણાય તે માટે એકલી પ્રજાએ નહીં પણ પ્રજા અને અધિકારીઓ બંનેએ પ્રયત્ન કરવો જોઇએ છે. હાલતો બીચારા શિક્ષકનો કોઇ બેલી નથી અને પંતુજી પટાવાળાથી પણ હલકો લેખાય છે.

અમૃતલાલ વિ. ઠક્કર.

---

# સ્ત્રીઓના રાજકીય હક.*

શ્રીમતી સરોજીની નાયડુએ જે ઠરાવ આપની સમક્ષ મુકયો છે તેને હું બે શબ્દોમાં ટેકો આપવાની રજા લઉં છું. બે શબ્દોમાં એટલાજ માટે કે આ ઠરાવમાં હિન્દની સ્ત્રીઓ આપની પાસે કે બ્રિટીશ પ્રજાની પાસે કોઇ જાતની મ્હેરબાની માગતી નથી, પણ માત્ર શુદ્ધ ન્યાય માંગે છે. સમાજના અંગ તરીકે, અને શહેરી તરીકે તેઓ પોતાના હકોની માગણી કરે છે. જો તે આપવામાં નહીં આવે તો એવો સમય જરૂર આવી પ્હોંચવાનો છે કે જ્યારે સ્ત્રીઓ પોતાના બળથી તે મેળવી શકશે. ઇગ્લાંડમાં સ્ત્રીઓએ ન્યાય મેળવવાને જે લડત ચલાવી હતી તે આપની અજાણમાં નહી હોય. તેવી લડત આપણા દેશમાં ઉભી થાય તે ઇચ્છવા જેવું નથી એટલુંજ નહીં પણ ભારતભૂમિની સંસ્કૃતિને તે શોભાવે તેવું પણ નથી. આપણા દેશમાં રાષ્ટ્ર તરફથી આપણે મોટી લડત લડવાની છે. તેમાં આપણી બધી શક્તિઓ વાપરવાની છે. આપ મુસ્લીમ ભાઇઓને સાથે રાખવા માંગો છો. મોડરેટ પક્ષવાળાની સહાનુભૂતિ ચાહો છો. તો પછી સ્ત્રીઓ, જે માતાઓ છે, બ્હેનો છે, સહચારીણી છે, દેશની સ્વતંત્ર વ્યક્તિ છે તેને આપ મુકી શકશો? સ્ત્રીઓને માટે આપનામાં સદ્‌ભાવ છે. તેમને હક વિનાની રાખી, ગુલામગીરીની બેડીથી બાંધી તેને તમારી વિરૂદ્ધ બંડખોર બનાવશો—બળવાખોર બનાવશો? આપ સર્વ સ્વમાન સાચવવાને, પરાધીનતાની બેડીમાંથી મુક્ત થવાને એકઠા મળેલા છો. જુલમ અને અન્યાયને લાચારીથી આધીન થવું તે કેવું છે તેનું આપને પૂરેપૂરૂં ભાન થયેલું છે. "બ્યુરોક્રસી" આપણી જરૂરીઆતનો વિચાર કરી આપણે સારૂ ધારાઓ બાંધે છે તેને આપણે અપમાન ગણીએ છીએ. તો હું મારા તેજ દેશબંધુઓને પુછુ છું કે જે ન્યાય તમે માંગો છો તેજ ન્યાય તમે તમારી બ્હેનોને નહીં આપી શકો? ઇગ્લાંડનું હૃદય તે હિન્દનું હૃદય નથી. ઇંગ્લાંડની ભૂલોનું અનુકરણ હિન્દ કરી શકે તેમ નથી, તેની પૂર્ણ શ્રદ્ધા છે.

રાષ્ટ્રીય જીવનની બધી દિશામાં આપણે આગળ વધવાનું છે. અનેક મહત્વના કાર્યો કરવાનાં છે. તેમાં સ્ત્રીઓની મદદની જરૂર પડશે. તમારી કાઉન્સીલોમાં અને મ્યુનીસીપાલીટીમાં સ્ત્રીઓની ખાસ જરૂર છે. તે તેમાં બેસશે, જાહેર જીવનમાં ભાગ લેતી થશે ત્યારે આખું દષ્ટિબિન્દુ ફેરવાઈ જશે, હિન્દની ચડતીના સૂર્યનો ઉદય થશે, હિન્દુસ્થાન સુંદર બનશે, વહીવટપર જુદીજ અસર થશે. સ્ત્રીઓને લગતા, બાળકોને લગતા, સ્ત્રી, પુરૂષ અને બાળક—મજુરોના સંરક્ષણને લગતા કાયદા કાનુનોમાં તેમજ બીજા ઘણાં કાયદા ઘડવામાં સ્ત્રીઓ મોટી મદદ આપી શકશે.

અમે જે હકો માગીએ છીએ તેને માટે અમે નાલાયક છીએ એમ કહેશો નહી. હિન્દના સ્ત્રીપુરૂષોમાં લાયકાત નથી એમ કહેનારા હિન્દના શત્રુઓ ઘણા છે. પણ તમે

* આ (સુધારાની) યોજનાના કોઇપણ ભાગમાં પુરૂષો માટે (અમુક હક માટે) જે યોગ્યતા રાખવામાં આવી હોય તે ધરાવતી સ્ત્રીઓને જાતિભેદ કારણથી હકમાંથી અલગ રાખવી નહિ—એ કૉંગ્રેસના ઠરાવને અનુમોદન આપતાં આ ભાષણ કરવામાં આવ્યું હતું.

હિન્દુસ્તાનની પ્રભાવશાળી સ્ત્રીઓ, અહલ્યા બાઇ, લક્ષ્મી બાઇ, નુરજહાન વિગેરેના શુરાતન અને રાજકીય બુદ્ધિના વૃતાંતોથી અજાણ્યાં નથી. પરંતુ આ પુરાણા દૃષ્ટાંતોપરજ મારી દલીલોનો આધાર નથી. હાલના સમયમાં પણ સ્ત્રીઓએ રાજકીય ચળવળમાં ભાગ લઇને પોતાની લાયકાત પુરવાર કરી આપી છે. દક્ષિણ આફ્રીકાની લડતમાં ગાંધીજીની સાથે સ્ત્રીઓએ જેલ સુધીના દુઃખો સહન કર્યાં છે. ત્યાર પછી ફીજી ટાપુના સંબંધમાં અહીં ચાલેલી લડતમાં સ્ત્રીઓએ પૂરેપૂરો ભાગ લીધો છે. વળી ટુંક વખત પર ખેડા જીલ્લામાં મહેસુલ સંબંધી જે લડત ગાંધીજીએ ઉપાડી હતી તેમાં પણ સ્ત્રીઓ સામેલ હતી. અને હું મારા અંગત અનુભવ પરથી એમ પણ કહી શકું છું કે તે લડતમાં તેમણે સમજપુર્વક ઉત્સાહભેર કામ કર્યું હતું. આપણી સ્વરાજ્યની ચળવળનો વિચાર કરીએ તો તેમાં પણ સ્ત્રીઓએ બનતી મદદ કરી છે. હિન્દી પ્રધાનને આપવાની અરજી ઉપર હજારો સ્ત્રીઓની સહી છે. હક મેળવવાને સારૂ હિન્દી પ્રધાનની મુલાકાત લેવાને સ્ત્રીઓનું ડેપ્યુટેશન ગયું હતું. આ કોન્ગ્રેસમાં પણ તમે જુઓ છો કે મોટી સંખ્યામાં સ્ત્રીઓ હાજર છે અને જો કોન્ગ્રેસનું બધું કાર્ય માતૃભાષામાંજ ચાલતું હત તો આના કરતા દસ ઘણી સંખ્યામાં તેઓએ હાજરી આપી હત. મોટા હકો તમે તમારે માટે માંગો છો, હિન્દની તેત્રીસ કરોડ પ્રજાને સ્વતંત્ર બનાવવા ચાહો છો; તેજ તેત્રીસ કરોડ પ્રજામાંની સ્ત્રીઓ અત્યારે પોતાના જન્મ સિદ્ધ હક મેળવવામાં તમારી સહાય માંગે છે તે તેમને આપશો, અને તેમ કરીને બ્રિટીશ પ્રજાને અને આખા જગતને તમારી ન્યાયબુદ્ધિનું જ્વલંત દ્રષ્ટાંત બનાવી તમારી જન્મ ભૂમિને દિપાવશો.

આટલું કહી હું શ્રીમતી સરોજીની નાઇડુએ મુકેલા ઠરાવને ટેકો આપું છું.

અનસૂયા સારાભાઇ.

# હિંદી સરકારના આરોગ્ય ખાતાનો રિપોર્ટ.

હિંદી સરકારના સેનીટરી કમિશનનો ૧૯૧૬ ની સાલનો રિપોર્ટ બહાર પડયો છે; તેનો ઘણો ભાગ ગોરા અને હિંદી લશ્કરને લગતો છે, તે છતાં થોડાં પાનાં આખા દેશની ૩૧ કરોડ માણસની વસ્તીની તંદુરસ્તી વિષે છે. જન્મ મરણના આંકડા નીચે પ્રમાણે છે.

| ઈલાકા. | દર ૧૦૦૦ ની વસ્તીમાં જન્મ. | દર ૧૦૦૦ ની વસ્તીમાં મરણ. |
|---|---|---|
| બંગાળા. | ૩૧–૮૯ | ૨૭–૩૭ |
| સંયુક્ત પ્રાંત. | ૪૩–૦૯ | ૨૯–૫૦ |
| મુંબાઇ. | ૩૫–૯૮ | ૩૩–૩૨ |
| આખા બ્રિટીશ હિંદ. | ૩૭–૧૩ | ૨૯–૦૧ |

## મરણ પ્રમાણ.

ઉપર આપેલા આંકડા ઉપરથી એટલું જોવાનું છે કે મરણ પ્રમાણ યુરોપના કેટલાક દેશો કરતાં બમણું ને ત્રણ ઘણું છે. જન્મ પ્રમાણ પછાત અને ગરીબ દેશોમાં હમેશ વધારે હોય છે. તે પ્રમાણે આપણા દેશમાં પણ છે. ઘણા ખરા લોકો પરણે છે અને તેમની પ્રજા વધ્યાં કરે છે, પણ દેશમાં વસ્તી વધતી નથી. જન્મની સંખ્યામાંથી મરણની બાદ કરીએ તો વધારાની માલમ પડે. ૧૯૧૬ ની સાલમાં ૮૮,૫૬૨૮૩ કુલ જન્મ થયાં હતાં અને મરણ ૬૯,૪૦,૪૩૬ થયાં હતાં. બ્રિટીશ હિંદુસ્તાન ( બ્રહ્મદેશ સાથે )ની વસ્તી ૨૪૦૦૦૦૦૦૦ ગણીએ તો વાર્ષિક વધારાનું પ્રમાણ એક ટકો નથી આવતું. પણ ૭૮ જેટલુંજ આવે છે, જ્યારે યુરોપના દેશોમાં ( ફ્રાન્સ શિવાય ) વાર્ષિક ૧ ટકો અથવા તેથી પણ વધારે છે.

## બાળ મરણ.

બાલમૃત્યુપ્રમાણ હજાર ૨૦૨·૬ નું છે એટલે ૧૦૦૦ છોકરાં જન્મે છે તે બાર મહિનાનાં થવા પામે ત્યાર પહેલાં તેમાંના ૨૦૨ મરી જાય છે. પાંચ વર્ષની અંદરનું મૃત્યુપ્રમાણ આશરે ૩૫૦ હશે. આ રિપોર્ટમા તે બાબતના આંકડા નથી. બિચારી સ્ત્રીઓ સંચાની માફક છોકરાં જણ્યાં કરે એટલુંજ દુ ખ નથી પણ તેની ઉપરાંત તેમનો ઘણો વખત છોકરાંની બીમારીમાં માવજત કરવામા રોકાય અને તે છતાં પાંચ વર્ષનાં છોકરાં થાય તે પહેલાં ⅓ સંખ્યા મરણ પામે એ ઘણો વિચાર કરવા જેવી બાબત છે. યુનાઇટેડ કીંગડમમાં બાળ મૃત્યુપ્રમાણ ૯૧, સ્કોટલેંડમા ૯૭ અને આયરલેંડમાં ૮૩ છે તે સરખામણી માટે ઉપયોગી થઇ પડશે.

આપણા દેશમાં કુલ મૃત્યુ પ્રમાણ ઘણુંજ વધારે છે, અને તેમાંથી કેટલુક તો અટકાવી શકાય તેવું છે. જ્યારે આપણી મ્યુનીસીપાલીટીઓ અને લોકલ બોર્ડો સ્વચ્છતા તરફ વધારે ધ્યાન આપશે અને ચેપી રોગ અટકાવવાના મજબુત પ્રયત્ન કરશે, જ્યારે મેલેરીઆ અટકાવવાને માટે જોઇતાં પગલાં લેવાશે ત્યારે મરણની સંખ્યા સારી રીતે ઓછી કરાશે. ૧૯૧૬ ની સાલમાં તાવની બીમારીથી ૪૦ લાખ માણસ મરણ પામ્યાં. જો આ સંખ્યાની અંદર દેશી રાજ્યોની સંખ્યા તેજ પ્રમાણમાં ઉમેરી હોય, તો આ કમનસીબ દેશમાંથી તાવ જેવા રોગથી ૫૨ લાખ માણસ મરે છે. બળીઆ, પ્લેગ, કૉલેરા વિગેરે રોગો કેટલાક પ્રમાણમાં અટકાવી શકાય એવા છે. આપણી અજ્ઞાનતા, સરકારની બેદરકારી અને દેશની ભીખારી સ્થિતિને લીધે અસંખ્ય મનુષ્યો મરણ પામે છે.

## ઇસ્પીટાલો.

ગરીબ લોકોને મફત દવા દારૂ માટે દરેક રાજ્ય સારી વ્યવસ્થા કરે છે. ૨૪ કરોડની વસ્તી માટે ૩૦૫૧ દવાખાનાં છે, તેમાં સરકારી, લોકલ ફંડના તેમજ લોક મદદથી સરકારે કાઢેલાંનો સમાવેશ થાય છે. એટલે ૮૦૦૦૦ ની વસ્તી માટે એક દવાખાનું છે.

આ દવાખાનાની ઉપરાંત રેલ્વેના તથા બીજી જાતનાં ૭૦૦ દવાખાનાં છે તે ગણતરીમાં લેતાં પણ સરકારે વૈદકીય મદદ તરફ જરા પણ સારું લક્ષ આપ્યું છે, એમ કહી શકાય નહીં.

દાકતરી કામ શીખવવા માટે માત્ર પાંચ મોટી કૉલેજો છે. આ હકીકત ઉપરથી સરકારની દાનત સમજી શકાશે. સેનીટરી કમિશનરના ૨૬૦ ખાતાના રિપોર્ટમાં સેનીટેશનનો વિષય ૬ પાનામાં પતાવી દીધો છે. વડી સરકાર તરફથી રૂ. ૩,૭૦,૦૦૦ સેનીટેશન ગ્રાન્ટ તરીકે અપાય છે, તેમાંથી એક લાખ બદ્રીનાથનો રસ્તો સુધારવામાં, બે લાખ પેશાવરમાં નળ અને ડ્રેનેજ કરવા માટે અને ૭૦૦૦૦ દીલ્હીમાં મેલેરીઆ ઓછો કરવા માટે. છેલ્લી બે યોજનામાં સરકારનો સ્વાર્થ છે એટલે માત્ર એક લાખ રૂપીઆ પ્રજા માટે વપરાયા છે. કરોડો રૂપીઆની ધુળધાણી થાય તેમાંથી હિંદ સરકાર એક લાખ રૂપીઆ જેવી નજીવી રકમ સેનીટેશન પછવાડે ખર્ચે એ વિચારવા લાયક છે.

મેડીકલ સર્વિસના ઓફીસરો ઘણો ખરો વખત પોતાની ખાનગી પ્રેક્ટીસ વધારવા પછવાડે કાઢે છે, તેમાંના કેટલાક શોધખોળ પછવાડે નીમાયલા હોય છે તેમના ખાતા પછવાડે થતા ખર્ચના પ્રમાણમા ઘણુંજ થોડું ઉપયોગી કામ થાય છે તે જગજાહેર વાત છે. આપણા કરોડો રૂપીઆ ખાઇને તેના બદલામાં દેશને ફાયદો થયો હશે તો ઘણોજ જુજ.

લશ્કરી માણસો અને કેદીઓ પછવાડે જે પૈસા ખર્ચાય છે અને તેમને તંદુરસ્ત રાખવાને માટે જે ખર્ચાળ વ્યવસ્થા યોજવામા આવી છે તેવી વ્યવસ્થા જ્યારે આખા દેશને માટે થશે ત્યારે મરણ પ્રમાણ આજના કરતાં અડધું તો શું પણ કું થઇ શકે.

સુમન્ત મહેતા

---

# સેનીટરી એસોસીએશનો.

ભરૂચ સેનીટરી એસોસીએશને ત્રીજો વાર્ષિક રિપોટ બહાર પાડયો છે તે વાંચવા લાયક છે.

આખા ગુજરાતમાં આ પ્રકારની સંસ્થા ઘણી થોડી છે.

આરોગ્ય વિષે જ્ઞાનનો ફેલાવો કરવાની અગત્ય બાબત મતભેદ હોઇ શકે નહી. ખરૂં જોતાં તે કામ આપણી મ્યુનીસીપાલીટીનું છે. યુરોપના દેશમાં મ્યુનીસીપાલીટીઓ હજારો રૂપીઆનો ખર્ચ કરીને સ્વચ્છના, ચેપી રોગ બાળ ઉછેર વિગેરે વિષયો બાબતના જ્ઞાનનો પ્રચાર કરે છે; કારણ કે જ્યાં સુધી પ્રજાને ચોકખાઇ અને વ્યવસ્થાનું જ્ઞાન નથી ત્યાં સુધી મ્યુનીસીપાલીટીની જાહેર સ્વચ્છતાનું કામ નિષ્ફળ નિકળ્યા વગર રહેજ નહીં. આપણા દેશમાં લાખો માણસો કમોતે મરે છે. અટકાવી શકાય એવા રોગને અટકાવવા માટે જે પ્રયત્નો વ્યક્તિ તથા સંસ્થા તરફથી થવા જોઇએ તેના અભાવે એવા રોગોનો ફેલાવો થાય છે. ગયે વર્ષે પ્લેગ ફાટી નીકળ્યો તેમા હજારો માણસો મરી ગયા તે વખતે સેનીટરી એસોસીએશન જેવી સંસ્થાઓ જો આખા દેશમાં હોત-તો લોકોને સમજાવવાનું દવા આપવાનું વિગેરે કામ ઠીક થઇ શકત.

સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ ને વીરમગામમાં આવી સંસ્થાઓ સ્થપાઇ છે. સુરતની હાલમાંજ શરૂ થઇ છે, અમદાવાદ તથા વીરમગામમાં જોઇએ તેવું કામ નથી

થયું. વડોદરા અને ભરૂચની સંસ્થાઓ સારૂ કામ કરી રહી છે. પણ તેમાં ફેર એટલો છે કે ભરૂચની સંસ્થા આખા જીલ્લાને માટે છે, અને વડોદરાની સોસાયટી માત્ર વડોદરા શહેરને માટે છે. માત્ર આવી સંસ્થાઓ જ્યારે સ્વયંસેવકો એટલે ઓનરરી કાર્યવાહકોના હાથમાં હોય છે ત્યારે કામ સારૂં થતું નથી. અમુક વ્યક્તિ સારૂ કામ કરે તે તેની ગેરહાજરીમાં તુટી પડે છે, પણ સ્વયંસેવકો સાથે પગારદાર માણસોને નીમ્યા હોય છે ત્યારે આખું કામ ઠીક થયા કરે છે. આ વાત અનુભવસિદ્ધ છે, અને જ્યાં પગારદાર માણસો નીમ્યા નથી ત્યાં આ બાબતનો વિચાર કરવો ઘટે છે.

ભરૂચ સેનીટરી એસોસીએશને ગયા વર્ષમાં સાદાં ભાષણો મેજીક લેન્ટર્ન સાથેનાં, તેમજ સીનેમા સાથેનાં કરાવ્યાં હતાં. ચિત્ર અને નકશા તૈયાર કરાવ્યા છે તે જુદા જુદા ગામમાં બનાવીને તેની સાથે ભાષણો પણ થાય છે.

એમ્બ્યુલંસ તથા નર્સીંગના કલાસો પણ ખોલ્યા હતા, અને નિશાળે જતા વિદ્યાર્થીઓમાં બરોળનો રોગ કેટલો હોય છે તેની શોધ પણ શરૂ કરવામાં આવી હતી. આરોગ્યતાના વિષય ઉપર પુસ્તકો છપાવીને મફત અથવા જુજ કીમતે વહેંચ્યાં હતાં અને વિદ્યાર્થીઓ પાસે તે વિષય ઉપર નિબંધો લખાવીને ઇનામ આપવાની ગોઠવણ પણ થઇ હતી. આ સિવાય અનેક જાતનું કામ કર્યું છે જે રિપોર્ટ વાંચવાથી માલુમ પડશે. કેટલીક એસોસીએશનમાં હેલ્થ વીઝીટર રાખવામાં આવે છે જે દરરોજ ગરીબ લોકોના ઘરમાં જઇને સુવાવડ કે માંદગી વખતે મદદ કરે છે, અસ્વચ્છતા દુર કરવાનું શીખવે છે અને આરોગ્યના મુખ્ય સિદ્ધાન્તો વિષે સહેલી ભાષામાં વાતો કરે છે. આ પ્રકારનું કામ ઘણુંજ ઉપયોગી છે. તેનું પરિણામ તરત જોઈ શકાતું નથી, તેની મશ્કરી કરવી સહેલી છે, પણ જો ખરી લાગણીથી કર્યું હોય તો લોકોના ઉપર અસર થયા વગર રહેતી નથી. તાવની મોસમમાં ગરીબ લોકોને કવીનાઇન કે એવી કોઇ દવા આપવાનું કામ ઘણું ઉત્તમ છે. દરેક મોટા ગામમાં ચોકખુ દુધ પુરૂ પાડવા માટે યોજના થવાની જરૂર છે. જ્યાં મ્યુનીસીપાલીટી છે ત્યાં તેના કામ ઉપર દેખરેખ રાખી અને તેને મદદ કરી શકાય છે. આપણાં બજારોમાં ખોરાકી સાધન અને તેમાં ખાસ કરીને કંદોઇ માલ એવી રીતે મુકવામાં આવ્યો હોય છે કે રસ્તામાં ઝાડુ વળાય ત્યારે અને આખો દિવસ તેના ઉપર ધુળ ઉડે, માખીઓ ગમે તેવી ગંદી જગ્યા ઉપરથી ઉડીને બેસે. તે અટકાવવાને દેખરેખ ના રખાતી હોય તો એસોસીએશન તેમાં સારી મદદ કરી શકે.

ભરૂચ સેનીટરી એસોસીએશનના સેક્રેટરીઓ અભિનંદનને પાત્ર છે.

# કોંગ્રેસની ખાસ બેઠક.

## તેનું મહત્વ.

ઓગસ્ટ માસની તારીખ ૨૯, ૩૦, ૩૧ અને સપ્ટેમ્બરની પહેલી તારીખે મુંબાઇમાં ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસની જે ખાસ બેઠક મળી હતી તે ઘણી રીતે આપણા રાજકીય જીવનના ઇતિહાસમાં નામાંકિત ગણાશે. તેનું નામ અને સમય સૂચવે છે તે પ્રમાણે તે સાધારણ નહિ પણ અસાધારણ બેઠક હતી; સાધારણ બેઠક તો ડીસેમ્બર માસની આખરે દીલ્હીમાં ભરાવાની છે. આ વર્ષની શરૂઆતમાં ઓલ-ઇન્ડીયા-કોંગ્રેસ કમીટી-જે કોંગ્રેસની કાયમી કાર્યવાહક મંડળી છે-તેણે એવો ઠરાવ પસાર કર્યો હતો કે સુધારાની સરકારી યોજના બ્હાર પડે કે તરતજ તે વિષે સમસ્ત પ્રજાની વતી એકત્ર મત ઘડીને દર્શાવવા કોંગ્રેસની એક ખાસ બેઠક અનુકૂળ સ્થળે ભરવી. મી. મોન્ટેગ્યુ અને લોર્ડ ચેમ્સફર્ડનો ખરડો જુલાઇની આઠમી તારીખે બ્હાર પડ્યો તે પછી તે વિષે ખાસ બેઠક મુંબાઇમાં ભરવાનો ઠરાવ મુંબાઇની પ્રાંતિક કોંગ્રેસ કમીટીએ પસાર કર્યો હતો અને તે અનુસાર આ ખાસ બેઠક ભરવામાં આવી હતી.

છેલ્લાં બે વર્ષમાં કોંગ્રેસે જેવું કામ કર્યું છે તેવું તેણે પહેલાંના ૩૧ વર્ષમાં કદી કર્યું નહતું. અલબત, ૧૯૦૬ની સાલમાં હિન્દના દાદા દાદાભાઇ નવરોજીએ કલકત્તાની કોંગ્રેસના પ્રમુખસ્થાનેથી સ્વરાજ્ય એ હિન્દનું સાધ્ય છે એવી ઘોષણા કરી હતી. પણ ન્હાની પ્રજાઓની સ્વતંત્રતા અને સ્વરાજ્યના હકની ખાતર હાલનું યુદ્ધ શરૂ થયું અને તેમાં હિન્દના લાખો માણસો અને કરોડો રૂપીઆ હોમાયા ત્યારથી અહીંયાં સ્વરાજ્યની ચળવળ પૂર જોશમાં જામી. પહેલાંની માફક જુજ કેળવાયેલા વર્ગમાંજ એ પ્રવાહ સમાયો નહિ પણ જનસમુદાયના વિશાલ પટમાં તે રેલાયો. તેની અને આખી સુધરેલી આલમની સ્થિતિની અસર આગેવાનોના મન ઉપર થઇ અને તેમણે પહેલી વાર સ્વરાજ્યની દિશામાં તરતજ કરવા જોઇતા સુધારાની વિગતવાર યોજના સરકાર અને પ્રજા આગળ આગ્રહપૂર્વક રજુ કરી. એ યોજનામાં હિન્દના સર્વ પક્ષોની માગણીનું ઐક્ય થયું, તે દેશના જુદા જુદા ભાગમાં-શહેરમાંજ નહિ પણ ગામડાંમાં પણ સમજાવવામાં આવી અને તેની પાછળ સમસ્ત હિન્દનું વિચારબળ છે એવું અનેક રીતે સાબીત કરવામાં આવ્યું. ગયા વર્ષના ઓગસ્ટની ૨૦ મી તારીખે સ્વરાજ્યનુ જાહેરનામુ બ્રીટીશ સરકાર તરફથી બ્હાર પાડવામાં આવ્યું અને પછી હિન્દી વજીર મી. મોન્ટેગ્યુ હિન્દની માગણીઓ તપાસવાને હિન્દમાં આવ્યા તે ઘણે અંશે આપણી ચળવળને આભારી છે એની કોઇકજ ના પાડશે. તેઓ અને આપણા વાઇસરૉય લોર્ડ ચેમ્સફર્ડ મળીને સરકાર તરફથી : સુધારાની કંઇક યોજના બ્હાર પાડશે અને કોંગ્રેસ-લીગની યોજનાથી તે ઘણીજ જુદી, પછાત અને મોળી હશે એવી પણ માન્યતા હતી તેથી જેમ કોંગ્રેસે શરૂઆતમાં હિન્દ સમસ્તની એકત્ર વિગતવાર માગણી રજુ કરી તેમ -ઐક્યપર આપણા બળ અને અસરનો આધાર હોવાથી-સરકારી યોજના વિષે પણ સર્વ

પક્ષના જુદા જુદા પ્રાંતના આગેવાનો અને પ્રતિનિધિઓએ મળીને વિચારપૂર્વક એકત્ર ચોક્કસ મત સરકાર આગળ રજુ કરવો જોઇએ એવી સૂચના મી. ઝીણાએ કલકત્તાની કોંગ્રેસમાં રજુ કરી હતી અને તેને ઑલ-ઇન્ડીયા-કોંગ્રેસ કમીટીએ મંજુર કરી હતી. આમ સરકારી યોજના વિષે દર્શાવાતા ભિન્ન ભિન્ન મતને સાંકળી તે વિષે એક મત રજુ કરવા અને સમસ્ત પ્રજાબળથી હિન્દી અને બ્રીટીશ સરકારપર તેની છાપ પાડવા મુંબાઇની ખાસ બેઠક મળી હતી. જેમ આપણે મૂળ દરખાસ્ત એક મને કરી તેમ તેના સરકારે આપેલા જવાબ વિષે પણ એક મત રચવાને તે મળી હતી, કારણ કે તેની પાછળ પણ પ્રજાનું એકત્ર બળ છે એમ જણાય તોજ તેના તરફ યોગ્ય ધ્યાન અપાવાનો સંભવ રહે છે. જેટલે અંશે કોંગ્રેસ આ કામ કરી શકી હોય તેટલે અંશેજ તેને સફળ કહી શકાય.

## પક્ષભેદ.

દુર્ભાગ્યે, આ કોંગ્રેસમાં એક પક્ષના મુઠ્ઠીભર આગેવાનો સામેલ થયા નહિ અને તેઓ ઓક્ટોબર માસની ૧૯-૨૦ તારીખે તેમના પક્ષના વિચારો રજુ કરવા એક પરિષદ ભરનાર છે. જ્યારથી સરકારી યોજના બહાર પડી ત્યારથીજ મીસીસ બેસંટ, લો. તિલક વગેરે તેને ઘણીજ અસંતોષકારક-લગભગ અગ્રાહ્ય કહેવા લાગ્યા ત્યારે મી. સુરેન્દ્રનાથ બેનરજી, સર દીનશા વાછા વગેરે તેનો આભારપૂર્વક સ્વીકાર કરી તે વિષે જુજ નજીવા સુધારા સૂચવવા લાગ્યા. ત્રીજી બાજુ મી. ઝીણા અને મી. શ્રીનીવાસ શાસ્ત્રી જેવા મધ્યસ્થ વિચારના વિચારકોએ સ્વીકાર્યું કે કેટલીક દિશામાં યોજના હાલની સ્થિતિમાં સંગીન સુધારો સૂચવે છે અને છતાં તે પ્રજાને સંતોષકારક નીવડે તે માટે તેમાં મહત્વના સુધારા કરવાની જરૂર છે એમ પણ તેમણે આગ્રહપૂર્વક જણાવ્યું તે યોજનાનાં સારાં તત્વો સરકી ન જાય તેમ સાચવવાની સાથે તેમાં કરવા જોઇતા મહત્વના સુધારાની મજબુત છાપ સરકારના મન પર પાડવાનો ઉદ્દેશ તેમના લખાણમાં સ્પષ્ટ રીતે દેખાયો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ આ મધ્યસ્થ વર્ગનું બળ વધતું ગયું. જે કેટલાક આગેવાનોએ સરકારી યોજના ઉપર પ્રથમમાં સખત પ્રહાર કર્યા હતા તેમને પણ શરૂઆતથીજ અને ધીમે ધીમે વધારે ને વધારે સ્પષ્ટ રીતે જણાવવા માંડયું કે જો તેમાં અમુક મહત્વના સુધારા કરવામાં આવે તો તે સંતોષકારક થાય ખરી-જો કે અત્યાર સુધી પણ પ્રમાણમાં નાનો અને થોડીજ પ્રતિષ્ઠા ધરાવતો એક એવો પક્ષ પણ છે કે જે આખી યોજનાનો કેવળ નકાર કરે છે. આમ કોંગ્રેસ પાસે આવતી ગઇ તેમ બે પક્ષ તરી આવવા લાગ્યા-(૧) યોજનાને ઉપકાર સાથે વધાવી લઇ નજીવા સુધારા માગવા ઇચ્છનારનો અને (૨) યોજનાનાં સારાં તત્વોની કદર કરી તેમાં આગ્રહપૂર્વક મહત્વના સુધારા માગનારનો. આ બન્નેમાં સામાન્ય તત્વ એ હતું કે બેમાંથી એકને સરકારી યોજના સર્વાંગે ગ્રાહ્ય ન હતી અને બન્ને તેમાં અમુક મોટા કે નાના ફેરફાર કરાવવા ઇચ્છતા હતા. આ ધોરણ ઉપર બન્ને પક્ષ એક થશે અને ૧૯૧૬ માં લખનૌમાં માગણી કરવામાં જે એકતા સધાઇ હતી તે સરકારી યોજનાની ટીકા કરવામાં પણ ૧૯૧૮ માં મુંબઇમાં કાયમ રહેશે એવી આશા રાખવામાં આવી હતી. પણ એ આશા સિદ્ધ થવાની ન હતી. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ પોતાના પક્ષના કેટલાક આગેવાનોની એક ખાનગી સભા ૧૬ મી ઓગસ્ટને દિવસે મેળવવાનું નક્કી કર્યું હતું તે પહેલાં સર દીનશા વાચ્છાએ મુંબાઇના પત્રોમાં જાહેર કર્યું

કે સરકારી યોજના સ્વીકારવાને અને ૨૦ મી ઓગસ્ટના જાહેરનામાની મર્યાદામાં રહીને તેમાં જરૂરી સુધારા સૂચવવાને કોંગ્રેસથી છલાયદી હિંદ સમસ્તના પ્રતિનિધિઓની એક પરિષદ કોંગ્રેસ પછી મુંબાઇમાં મળશે. આ પહેલાં તેમજ આ પછી યોજનાના પૂરેપૂરો નકાર કરવાની કે તેનો સાભાર સ્વીકાર કરવાની વાત બાજુએ રાખી તેમાં કરવા જોઇતા સુધારાના ધોરણુપર સમાધાન કરવા ભગીરથ પ્રયત્નો કરવામાં આવ્યા હતા, પણ તે વ્યર્થ. પૂજ્ય પંડિત મદન મોહન માલવીઆએ સુધારા વિષે પોતાના આગળ પડતા અનુભવી ઠરેલ વિચારો બહાર પાડયા અને તે પછી તેમણે પોતે કોંગ્રેસમાં જોડાવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો તેની પણ કંઇ અસર કોંગ્રેસથી દૂર રહેવાનો જેમણે નિશ્ચય કર્યો હતો તેમનાપર થઇ નહિ. તેમના અત્યાર સુધીના અનુયાયીઓ જેવા ડો. તેજ બહાદુર સપ્રુ અને મી. સી. વાઇ. ચિંતામણિ પણ પોતાના ઉગ્ર નિશ્ચયથી ડગ્યા નહિ. મદ્રાસના, પંજાબના અને બિહારના સર્વ પક્ષના પ્રતિનિધિઓ કોંગ્રેસમાં આવશે એમ જાહેર થયું છતાં પણ ખાસ કરીને મુંબાઇ, બંગાળ અને સંયુક્ત પ્રાંતના નરમ પક્ષના કેટલાક આગેવાનોએ કોંગ્રેસમાં આવવાની હિંમત ધરી નહિ. પંડિત માલવીઆજીની સલાહથી સમાધાન માટે કોંગ્રેસ એક દિવસ મુલતવી રાખી તેનું પણ કંઇ પરિણામ આવ્યું નહિ.

ઉપર જણાવ્યું છે કે બે પક્ષ યોજના વિષે સુધારા સૂચવવા એ બાબતમાં એક મત હતા પણ તે સુધારા કેવા હોવા જોઇએ એ વિષે તીવ્ર મતભેદ હતો—જો કે મી. શ્રીનિવાસ શાસ્ત્રીએ યોજનામાં જે સુધારા સૂચવ્યા હતા તેની અને કોંગ્રેસે સૂચવેલા ફેરફારમાં બહુ મોટું અંતર નથી. હિંદુસ્થાનની સ્થિતિમાં જે દેશ મૂકાયો હોય તેના જુદા જુદા પક્ષો અને આગેવાનો અણીને વખતે સમાધાન કરી એક મત પ્રદર્શિત કરે તોજ તેની કંઈ પણ અસર થવાનો સંભવ રહે એટલું જો સર દીનશા વાચ્છા અને સુરેન્દ્રનાથ બેનરજી સમજ્યા હોત તો તેઓ પોતાના વિચારોનો દેશસમસ્તના પ્રતિનિધિઓના વિચારની સાથે મેળ કરવાને પ્રયત્નશીલ થયા હોત. તેમને પંડિત માલવીઆ, મી. ગોવિંદ રાઘવ આયર વગેરે બીજા વૃદ્ધ અનુભવી બાહોશ આગેવાનોની માફક આ રસ્તો લેવો ઉચિત ન લાગ્યો તેનાં મુખ્ય કારણ અમને બે લાગે છે. પ્રથમ તો જે ચળવળને અંગે હાલની રાજકીય પરિસ્થિતિ ઉત્પન્ન થઇ છે તેનાથી તેઓ વિમુખ હોવાથી રાષ્ટ્રીય પક્ષના આગેવાનો અને તેમના સંખ્યાબંધ અનુયાયીઓ વિષે તેમને ભય અને અવિશ્વાસ લાગ્યો હતો—ભય કે રખેને તેમના વિચારોને માનપૂર્વક સાંભળવામાં કે વિચારવામાં ન આવે અને અવિશ્વાસ કે સરકારી યોજનાનો કાંતો અવિચારીપણે બીલકુલ નકાર કરવામાં આવશે અથવા તેઓ યોજનાનું સંપૂર્ણ રૂપાન્તર કરે એવા ગંભીર સુધારા સૂચવશે, અને આમાંનું કંઇ પણ કરતાં પોતાની ચોક્કસ વધુ મતિને લીધે નરમપક્ષની સાથે સમાધાન કરવાની તેઓ દરકાર કરશે નહિ. આ ભય અને આ અવિશ્વાસ કેટલાં ખોટાં હતાં તે સર દીનશા પીટીટ અને ના. લલ્લુભાઈ સામળદાસે કોંગ્રેસમાં પોતાનાં ભાષણોમાં સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે. વિરૂદ્ધ પક્ષનાં પત્રો અને લેખકો કબુલ કરે છે કે કોંગ્રેસના ઠરાવ ધાર્યા કરતાં વધારે સમાધાનશીલ અને સમતોલ હતા. જો બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને સર દીનશા વાચ્છા પોતાના આખા પક્ષ સાથે કોંગ્રેસમાં આવ્યા હોત તો કદાચ ઠરાવો ઉપર તેમના વિચારની વધારે છાપ પડત.

તેમનું દૂર રહેવાનું બીજું કારણ એ જણાય છે-અને તેના ઉપર ઘણો ભાર મૂકવામાં આવે છે-કે ૨૦ મી ઓગસ્ટના જાહેરનામાને બંધનકારક ગણવાના અને સરકારી યોજનાને ઉમળકાથી વધાવી લેવાના મંગળાચરણને તેમણે વધારે પડતું મહત્વ આપ્યું છે; કારણ કે તેમના અભિપ્રાય મુજબ જેવી છે તેવી યોજનાને પણ આવકાર આપવામાં નહિ આવે તો આપણા શત્રુઓ તેનો લાભ લઇને સુધારાનો ખરડો પાર્લામેન્ટમાં પસાર થતો અટકાવે. અર્થાત્ નરમ પક્ષ યોજનાને વધાવી લેવાના મુદ્દાને પ્રધાનપદ આપી તેમાં કરવાના સુધારાને ગૌણ પદ આપવા માગે છે, જ્યારે સ્પષ્ટ રીતે કોંગ્રેસપક્ષ આ સુધારા માગવા અને કરાવવા પર ખાસ વધારે ભાર મૂકે છે; કારણ કે તેના અભિપ્રાય મુજબ તે શિવાય યોજના નિસ્સત્વ બને. જો આ ચિકિત્સા ખરી હોય તો તે ઉપરથીજ આ યોજના હાલની સ્થિતિમાં સંગીત પ્રગતિરૂપ છે, અને તે માટે હિન્દી વજીર અને વાઇસરોયનો આભાર માનવો ઘટે છે એમ મુક્તકંઠે કહેવાનો અને તેમ કહેવા ન ઇચ્છનારથી રીસાઇને જુદા પડવાનો નરમ પક્ષનો આગ્રહ સમજાય છે. આ ઉપરથી એ પણ ફલિત થાય છે કે સરકારી યોજનામાં કરવાના સુધારાપર તે પક્ષ પ્રમાણમાં ઓછો ભાર મુકે છે એટલે તેને તે વિષે બહુ આગ્રહ નથી અને તે હાલના સ્વરૂપમાં કાયમ રહે અને અમલમાં મૂકાય તો તેમાં જોઇતા સુધારા સામેલ કરાવવાને તે જોશભેર ચળવળ ચાલુ રાખે નહિ. બીજી પાસ અમારી ખાત્રી છે કે કોંગ્રેસે યોજનામાં જે મુદ્દાના સુધારા માગ્યા છે તે સ્વીકારવામાં નહિ આવે તો કોંગ્રેસ પક્ષ જરૂર આગ્રહભરી ગરમ ચળવળ ચલાવશે. જો બે પક્ષ વચ્ચે મૂળ દૃષ્ટિબિન્દુનો આવો ભેદ હોય તો પછી તેઓ જે સુધારા માગે છે તેમાં મ્હોટો ભેદ છે કે નહિ એ સવાલ લગભગ નિરૂપયોગી બને છે કારણ કે તે સુધારાના વજન અને મહત્વ વિષેજ બન્નેના હૃદયમાં ગંભીર ભેદ રહે છે. એકને જે આપવા ધાર્યું છે તે તેની સાથે લેવાની વધારાની વસ્તુ કરતાં પ્રમાણમાં વધારે કિંમતી લાગે છે તેથી લગભગ ચોકસ મળવાની ચીજ પર તેની દૃષ્ટિ આતુરપણે ચ્હોંટી છે; બીજાને જે ખોઇ મળવાનો સંભવ લાગે છે તેના પ્રમાણમાં તેમાં સામેલ કરવાનું સત્વ ઘણુંજ વધારે મૂલ્યવાન લાગે છે અને તેથી તે સત્વને મેળવવાને તે પક્ષ અતિશય ઉત્સુક છે. આ ભેદ આગળ અમુક સુધારાનો પ્રશ્ન નજીવો છે; અને અમે કહેવાની હિંમત ધરીએ છીએ કે અમે જણાવ્યું છે તેવું નરમ પક્ષનું દૃષ્ટિબિન્દુ હોય-કોંગ્રેસની અત્યાર સુધીની ચળવળને તિલાંજલિ આપી છે તેવી યોજના અમલમાં મૂકાવામાં સરકારના મળતીયા થવાનો-પ્રજાના પ્રતિનિધિ તરીકે આત્મઘાત કરવાનો તેનો ઉદેશ હોય તો તે કોંગ્રેસથી દૂર રહ્યો છે એમાં તેની શોભા જળવાઇ છે.

## પ્રસ્તાવ.

હવે કોંગ્રેસની આ બેઠકના કાર્ય તરફ વળીશું. સ્વાગત મંડળના પ્રમુખ તરીકે મી. વિઠ્ઠલભાઇ પટેલે સુયોગ્ય ભાષણ કર્યું હતું. તેમાં પક્ષભેદ વિષે ચર્ચા કર્યા પછી તેમણે હિન્દી સરકારના બંધારણમાં પ્રજાને સત્તા આપવા વિષે અને આયાત નિકાસપર જકાત નાંખવાની સ્વતંત્રતા વિષે જુસ્સાદાર વિવેચન કર્યું હતું. કોંગ્રેસના પ્રમુખ મી. સૈયદ હસન ઇમામે ખરેખર પ્રમુખપદ શોભાવ્યું હતું. "આવે કટોકટીને અને પક્ષભેદને પ્રસંગે કોંગ્રેસનું કામ પાર ઉતારવાને પ્રમુખ પાસેથી જે વિશાળ રાષ્ટ્રીયત્વ, શાંત સમતોલપણું અતુલ ધૈર્ય, અને

દરેક હિંદીવાને સમજવાની જરૂર છે કે, આ દેશમાં આપણે સ્વતંત્રતાના પૂર પ્રવાહમાં મ્હાલીશું કે પરતંત્રતાની બેડીઓમાં સડીશું, લાખો અને કરોડો માણસ જરૂરી ખોરાક અને સુખનાં સાધનો મેળવશે કે હાલની માફક ત્રાસદાયક ગરીબાઇ અને ભૂખમરાથી રીબાશે, સામ્રાજ્યના બંધારણમાં આપણે ઈંગ્લાંડ અને સંસ્થાનોના ગુલામ બનીશું કે ખરેખર સ્વતંત્ર, સરખા ભાગીદાર બનીશું, આપણા શારીરિક અને માનસિક જીવન અને મરણ—એનો આધાર હિંદી સરકારની રચના ઉપર છે. કોંગ્રેસની સૂચના મુજબ પોલીસ, ન્યાય અને કાયદાનાં જે ખાતાં પ્રાંતમાં સરકારને હસ્તક રહે તેના ઉપર સ્વાભાવિક રીતે હિંદી સરકારનો કાબુ રહે. ઉપરાંત પરદેશ અને દેશી રાજ્યો સાથે સંબંધ, લશ્કર અને નૌકા, આયાત અને નિકાસ ઉપર જકાત, નાણાં અને ચલણી નોટો, આવક વેરો અને રેલવે, મીઠું અને અફીણ એ ખાતાંઓ પણ જે રાજ્યને સત્તા હોય તેમજ સામાન્ય રીતે હિંદની સુલેહ શાંતિ અને રક્ષણ માટે જે કંઇ જરૂરનું લાગે તે કરવાનો અધિકાર હોય તે શું ન કરી શકે? હિંદી સરકારના અંગરૂપ, તેના તાબાની પ્રાંતિક સરકારમાં સ્વરાજ્યની શરૂઆતજ કરવામાં આવે અને હિંદી સરકારનો—દિલ્લી અને સીમલાનો દુર્ગ પ્રજાને માટે અભેદ્ય રહે —તેમાં કિંચિત્ પ્રવેશ પણ કરવા દેવામાં ન આવે એ અસહ્ય છે. "હનોઝ, દિલ્હી દૂર અસ્ત" હજી દિલ્લી દૂર છે—એવા હિંદમાં જુના કાળમાં મશહુર થયેલા ઉર્દુ વાક્યનું—સ્મરણ કરાવવાથી હિંદીઓને સંતોષ થશે નહિં. અને કેટલાક તો એમ કહેવાને તત્પર થશે કે હિંદની તવારીખમાં દિલ્લીપર કેટલીએ વાર હલ્લા થયા છે, તેનો કિલ્લો કેટલીએ વાર છતાયો છે અને હિંદુ અને મુસલમાન, મોગલ અને તાર્તાર અને અફ્ઘાન એવા કેટલાએ જુદા જુદા રાજાઓની ફેરબદલી દિલ્લીના તખ્તપર થએલી છે. હિંદી સરકારના રાજ્યતંત્ર ઉપર હાલ તરત થોડો પણ કાબુ પ્રજાના પ્રતિનિધિઓને આપવામાં નહિ આવે તો પ્રાંતમાં મોટા સુધારા અમલમાં મૂકાયા છતાં પણ તીખી, જુસ્સાદાર ચળવળ મતત ચાલુ રહેશે, એ સરકારે સ્પષ્ટ રીતે સમજવું જોઇએ.

## હિંદીઓના હકનું જાહેરનામું.

હિંદી સરકારની તાત્વિક સત્તા વિષે અને તેના અમલથી અબાધિત રહે એવા હિંદીના પ્રાથમિક હક વિષે નીચેનો ઐતિહાસિક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતોઃ—

"૪. નીચેની કલમોને બાધ ન આવે એવી રીતે આ દેશની સુલેહ શાંતિ અને રક્ષણને લગતી બધી બાબતોમાં હિન્દી સરકારને અવિભક્ત રાજ્ય વહીવટી સત્તા રહેશે.

બ્રીટીશ શહેરીઓ તરીકે હિન્દીઓના હકનું જાહેરનામું પાર્લામેન્ટમાં પસાર કરવાના કાયદામાં સામેલ કરવું જોઇએ.

(૧) નામદાર શાહેનશાહના બધા હિન્દી પ્રજાજનો અને હિન્દમાં રહેતા કે કાયદા મુજબ હિન્દી ગણાતા સર્વે કાયદામાં સરખા છે અને તેમની વચ્ચે ભેદ ભાવ થાય એવો મુદ્દાનો કે ન્યાયપદ્ધતિનો, ફોજદારી કે વહીવટી કાયદો આ રાજ્યમાં હોવો જોઇએ નહિ.

(૨) કાયદેસર અને ખુલ્લી સુનવણી પછી સાધારણ ન્યાયની અદાલતના ફરમાન સિવાય નામદાર શાહેનશાહના કોઇ હિન્દી પ્રજાજનની સ્વતંત્રતા અને

જાનમાલને કોઇ મંડળમાં સામેલ થવાના અને સ્વતંત્ર ઉચ્ચાર અને લેખનના હક્કનેહાની કરી શકાશે નહિ.

(૩) ગ્રેટબ્રીટનની માફક લાઇસેન્સ ખરીદીને હથીઆર ધારણ કરવાનો હક્ક દરેક હિન્દીને રહેશે અને સાધારણ ન્યાયની અદાલતના ફરમાન સિવાય તે લાઇસેન્સ પાછું લઇ શકાશે નહિ.

(૪) છાપખાનાં સ્વતંત્ર રહેશે અને છાપખાના કે વર્તમાનપત્રની નોંધણી વખતે કંઇ લાઇસેન્સ અને જામીન આપવામાં આવશે નહિ.

(૫) બીજા બધા બ્રીટીશ પ્રજાજનોને સરખી રીતે લાગુ પડતા હોય તે શિવાયના બીજા કોઇ કાનુનની રૂએ નામદાર શહેનશાહના લશ્કર કે નૌકાસૈન્યમાં કામ કરતા કોઇ હિન્દીને શારિરીક શિક્ષા કરવામાં આવશે નહિ.”

કોઇપણ દેશની અંદરની સુલેહ શાંતિ અને બહારના શત્રુઓ સ્હામે રક્ષણ માટે રાજ્ય જવાબદાર હોય તેને તે સંબંધી વ્યવસ્થા કરવાની, નાણાની તેમજ વહીવટની વિશાળ સત્તા હોવી જોઇએ. હાલ હિંદુસ્તાનનું રક્ષણ કરવામાં અંગ્રેજ અમલદારો ને સિપાઇઓ મદદ કરે છે અને લશ્કરની આખી વ્યવસ્થા અંગ્રેજ અધિકારીઓને હસ્તક છે. આ સ્થિતિમાંથી નીકળવાને-મોટે ભાગે હિંદી અમલદારોને હિંદી સિપાઇઓ આપણું રક્ષણ કરે તે માટે આપણે પ્રયાસ કરીએ છીએ. પણ જ્યાં સુધી હાલની સ્થિતિ ચાલુ છે ત્યાં સુધી અંગ્રેજ અમલદારોની બનેલી હિંદી સરકારને હિંદની શાન્તિના રક્ષણને માટે વિશાળ સત્તા સોંપવીજ જોઇશે. પણ સુલેહ અને વ્યવસ્થાની સાથે સુરાજ્ય જાળવવાને-જુદા જુદા ખાતાનો સારો વહીવટ કરવાને સરકારને મોટી સત્તાઓ આપવી જોઇએ-અને સારા વહીવટની અંદર નાણાં ખાતાનો પણ સમાવેશ થાય-એવું જે સૂત્ર મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રિપોર્ટમાં વારંવાર જણાવવામાં આવ્યું છે તેનો કોંગ્રેસે આડકતરી રીતે પૂરેપૂરો નકાર કર્યો છે. દેશના રક્ષણની સાથેજ તેની આન્તરિક સુલેહ શાંતિને ગાઢ સંબંધ છે, અને તેથી તે બન્નેને વિષે હિંદી સરકાર, હિંદી વજીર અને પાર્લામેન્ટને જવાબદાર હોવાથી તેને હસ્તક સંગીન સત્તા હોવી જોઇએ. પણ મહેસુલ અને ખર્ચના કેવળ અંદરના વહીવટનાં ખાતાં તદન જુદી કક્ષામાં આવે છે; અને તેથી તેમાંના બધાં અથવા કેટલાંક પ્રજાને સોંપાય એવાં હોવાથી તે વિષે કાંઇ ખાસ સત્તા સરકારની હોવી જોઇએ નહિ અને ધારાસભાની સામાન્ય કાર્યવાહીમાં સુરાજ્યને નામે સર્ટિફિકેટ વગેરેથી વિક્ષેપ નાંખવાનો અધિકાર પણ સરકારને હોવો જોઇએ નહિ.

પણ હિંદની સુલેહશાન્તિના રક્ષણ માટે સંપૂર્ણ સત્તા સરકારને સોંપતાં આપણું કાળજું કંપે છે; કારણ કે તેને નામે ખાસ કરીને છેલ્લાં દશ વર્ષમાં આપણા અનેક પ્રકારના નાગરિક તરીકેના હકપર છીણી મૂકવામાં આવી છે. તેથી સરકારની આ વિષેની સત્તાપર એવી મર્યાદા મૂકવામાં આવી છે કે તેનાથી હિંદીઓના પાંચ મુદ્દાના હકને બાધ આવે નહિ. (૧) પ્રથમ તો કાયદોમાં મુદ્દાની તેમજ વહીવટની બાબતોમાં હિંદમાં વસતા સર્વને સરખા હક હોવા જોઇએ. ફોજદારી અદાલતનો કાયદો વાંચતા જણાય છે કે બ્રિટિશ આરોપીઓને પકડવા વિષે અને તેમનો મુકદ્દમો ચલાવવા વિષે ખાસ નિયમો ઘડવામાં

આવ્યા છે, જેને પરિણામે તેમને અમુક ઉંચા ઓહદાના પોલીસ અમલદારજ પકડી શકે અને તેમનો મુકરદમો સેશન્સ કોર્ટ કે હાઇકોર્ટ, તેમના જાતભાઇઓની જ્યુરીની સહાયથીજ ચલાવી શકે. આથી કાયદામાં હિંદીઓ કરતાં અંગ્રેજોનો મોભો વધી જાય છે અને હિંદીઓના રાષ્ટ્રીય આત્મમાનની હાનિ થાય છે. (૨) જાનમાલની સલામતી અને લખવા બોલવાની છુટપર ખુલ્લો તપાસ પછી સામાન્ય કોર્ટ હુકમ કરે તે સિવાય કંઈ પણ અંકુશ નજ મૂકી શકાય, એ નિયમ પણ સરકારે સ્વીકારવોજ જોઇએ. બંગાળાના ૧૮૧૮ના એક જૂના કાયદાથી, અને લડાઇ દરમ્યાન દેશમાં શાંતિ જાળવવાને પસાર કરવામાં આવેલા "ડિફેન્સ ઑફ ઇન્ડીઆ" એક્ટની રૂએ કોઇપણ જાતની કૉર્ટની તપાસ વગર કેવળ શકપર સેંકડો વિદ્યાર્થીઓ, યુવકો અને ગૃહસ્થોને સરકારે નજરકેદ અને કેદ કર્યા છે, તેમાંના કેટલાકે અનેક પ્રકારનાં અસહ્ય દુઃખો સહન કર્યા છે, તથા મરણ પામ્યા છે, થોડાકે આત્માઘાત કર્યો છે, અને થોડા ગાંડા પણ થઇ ગયા છે, અને લડાઇ પૂરી થઇ ગયા પછી પણ આવી સત્તા કાયમ રાખવાનો સરકારનો ઉદ્દેશ જણાય છે, તે વખતે આ હકપર આપણા સર્વસ્વનો આધાર છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. સુલેહ શાંતિ જાળવવાને સરકાર વિશાળ સત્તાઓ રાખે પણ કૉર્ટની તપાસ સિવાય હિંદના કોઇ વતનીની અંગત સ્વતંત્રતા કે લખવા બોલવાની છુટપર સરકાર તરાપ ન મારે એ માગણી જેટલા આગ્રહ અને આવેશથી કરવામાં આવે તેટલાં ઓછાંજ છે. (૩) હથિયારબંધીના કાયદાથી આપણી પ્રજા એટલી નામર્દ બની ગઇ છે કે તે પોતાના દેશનું તો શું પણ પોતાના ગામ ઘર અને કુટુંબનું પણ રક્ષણ કરવાને અશક્ત બની ગઇ છે. સામ્રાજ્યના અને દેશના રક્ષણમાં વધારે અને વધારે ભાગ લેવાને આપણને કહેવામાં આવે છે તે વખતે આપણામાં વીરતા જાગૃત કરવાને અને પોષવાને ઇંગ્લંડની માફક આ દેશમાં પણ હથીયાર વાપરવાની છુટ હોવી જોઇએ. ત્યાં પોસ્ટ ઓફીસમાં અમુક રકમ ભરવાથી હથીયારનું લાઇસન્સ મળે છે તેમ અહીઆં પણ મળે એવી આપણી માગણી છે. (૪) ૧૯૧૦ ના છાપખાના કાયદાથી દરેક છાપખાના અને વર્તમાનપત્રના માલિકને માથે ડીમોકલીસની તરવાર ઝઝુમે છે. ગમે ત્યારે તેની પાસે જામીન માગવામાં આવે, જામીન લીધા હોય તે જપ્ત કરવામાં આવે અને વધારે જામીન માગવામાં આવે અને છેવટે આખું છાપખાનું જપ્ત થઇ શકે—એવી સત્તાઓ ઓસ્ટ્રીઆના એક કાયદાના ધોરણપર નિરંકુશ અમલદારોને હસ્તક રહેશે ત્યાં સુધી હિંદમાં છાપાની સ્વતંત્રતા સંભવતીજ નથી. આવો ક્રુર જુલ્મી કાયદો રદ કરવામાં આવે અને ફોજદારી કાયદાની રાજદ્રોહ અને જાતિદ્રોહ સંબંધી કલમોજ તેમના પર અંકુશ તરીકે પુરતાં ગણાય એમ આપણે માગીએ છીએ. (૫) હિંદી લશ્કરને માટે જે કાયદો હાલ પ્રચલિત છે તેની રૂએ હિંદી સિપાઇઓને અમુક ગુન્હાઓ માટે શરીરપર ફટકા મારવાની સત્તા આપવામાં આવેલી છે. આથી સિપાઇઓને દુઃખ સહન કરવું પડે છે એટલુંજ નહિ પણ બ્રિટિશ સિપાઇઓ મુકાબલે તેઓ હલકા ગણાય છે. આપણી એવી માગણી છે કે આ બાબતમાં બ્રિટિશ અને હિંદી સીપાઇઓ સરખી પદવીપર મુકાય અને અંગ્રેજ સિપાઇઓને ફટકા મારવાનો નિયમ હોય—જો આવો કાંઇપણ નિયમ હોય તો—તે નિયમજ હિંદી સિપાઇઓને લાગુ પાડવો જોઇએ.'

આ ઉપરથી સમજાશે કે આ પાંચ મનુષ્ય અને શહેરી તરીકેના કુદરતી હક હિંદી

ઓને આપવાની સરકાર ચોક્કસ ખાત્રી આપે તોજ હિંદી સરકારને દેશના સુલેહશાંતિ અને રક્ષણ વિષે વિશાળ સત્તાઓ આપવાનું હિંદીઓ રાજીખુશીથી કબુલ કરે. વધારામાં આ સુધારાઓ વિષે જે કાયદો હાલ બ્રિટીશ પાર્લામેન્ટમાં પસાર કરવામાં આવે તેમાંજ ગ્યોગ્ય કલમથી હિંદીઓના આ પાંચ હક કબુલ કરવામાં આવે એમ આ ઠરાવમાં જણાવ્યું છે. હિંદી વજીર આ કાયદો રજુ કરતાં પોતાના ભાષણમાં પણ આવી ખાત્રી આપી શકે પણ આવી રીતે બોલાયલાં વચનો કાયદામાં બંધનકારક ગણાતાં નથી અને આપણા અત્યાર સુધીના અનુભવથી આવાં વચનો વિષે તીવ્ર અવિશ્વાસ ઉત્પન્ન થયો છે. આ પ્રાથમિક હક નવા કાયદાની કલમમાં મૂર્તિમંત થાય એ માગણી આ કોંગ્રેસે પહેલી વાર કરી છે અને ઇંગ્લંડના ઇતિહાસમાં મશહુર થયેલા "મેગ્ના કાર્ટા" અને "બીલ ઓફ રાઇટસ" ની તે યાદ આપે છે તેથી આ કોંગ્રેસ આપણી રાજકીય ચળવળમાં નામાંકિત થશે.

## નાણાંની સ્વતંત્રતા.

આ મહત્વના વિષયમાં કોંગ્રેસે જે ઠરાવ પસાર કર્યો છે તેના બે મુતસદ્દા વર્તમાનપત્રોમા જોવામાં આવે છે. એક આ છેઃ—

"આ કોંગ્રેસનો એવો મજબુત અભિપ્રાય છે કે સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો નાણા સંબંધી જે સ્વતંત્રતા ભોગવે છે, તે હિન્દી પ્રજાના હિતને સારૂ હિંદી ધારાસભાઓને આપવી આવશ્યક છે."

બીજો મુતસદ્દો આ છેઃ—

**"સામ્રાજ્યના હિતને બાધ ન આવે એવી રીતે હિંદી સરકારને નાણાંની સંપૂર્ણ સ્વતંત્રતા આપવાનો આ કોંગ્રેસ આગ્રહ કરે છે."**

અમને યાદ છે તે પ્રમાણે પહેલો મુતસદ્દો કોંગ્રેસમાં પસાર કરવામાં આવ્યો હતો. પણ સંભવ છે કે બીજો મુતસદ્દો એ તેનું સુધરેલુ સ્વરૂપ છે, અને ભૂલથીજ પહેલા સ્વરૂપમાં તે જાહેર રીતે પસાર કરવામાં આવ્યો છે. અને દેખીતી રીતે બીજો મુતસદ્દોજ વધારે યોગ્ય છે. તેમાં જણાવ્યા પ્રમાણે નાણાની—હિન્દના બ્હારામાંથી થતી આયાત અને નિકાસપર કર નાંખવાની સંપૂર્ણ સત્તા હિંદી સરકારને આપવી જોઇએ—પણ એવી રીતે કે સામ્રાજ્યના હિતને તેથી બાધ ન આવે. હાલના બંધારણ પ્રમાણે હિંદી સરકાર લગભગ બધી મુદ્દાની બાબતોમાં હિંદી વજીર અને પાર્લામેન્ટના અંકુશમાં છે. હવે હિંદનાં બ્હારામાં જકાત નાંખવાથી સ્વાભાવિક રીતે હિંદમાં આવતા પરદેશી અને ખાસ કરીને ઇગ્લંડના માલની આયાત પર અસર થાય અને તેથી તે બાબતમાં હિંદી વજીરે અને પાર્લામેન્ટે પણ—જે સાધારણરીતે હિંદના સવાલોમાં રસ લેતી નથી—તેણે હિંદી સરકાર પર ઘણો અંકુશ રાખ્યો છે. બ્હારથી આવતા સુતરના માલપર જકાતનો ઇતિહાસ જાણીતો છે. હિંદી સરકારે મહેસુલ વધારવા માટે બ્હારના કાપડ પર કર નાંખવાનો નિશ્ચય કર્યો ત્યારે ગયા સૈકામાં તે વિષે ઘણી રગઝગ થયા પછી હિંદની મીલોમાંથી નીકળતા માલપર ૩½ ટકાની જકાત નાંખવાની શરતેજ બ્હારના માલપર તેટલીજ જકાત નાંખવા દેવામાં આવી. હમણા જ્યારે હિન્દ તરફથી યુદ્ધખાતે ૧૫૦ કરોડ રૂપીઆની ભેટ આપવાનું નક્કી થયું ત્યારે તેના વ્યાજ માટે મહેસુલ

વધારવાને બ્હારના માલપર ૭૬ ટકા જેટલી જકાત નાંખવાની હિંદી વજીરે રજા આપી; પણ તે વિષે પાર્લામેન્ટમાં પણ ઘણી સખ્ત ચર્ચા થઇ હતી તે આપણે જાણીએ છીએ. જ્યારે બ્રિટિશ સંસ્થાનો આયાત નિકાસ પર પોતાની મરજી મુજબ કર નાંખી શકે છે ત્યારે હિંદી સરકારને હમેશાં હિંદી વજીર અને પાર્લામેન્ટ—જેમાં ઈંગ્લાંડના વેપાર ઉદ્યોગના ઘણા પ્રતિનિધિઓ હોય છે—તેના તાબામાં રહેવું પડે છે—અર્થાત ઇંગ્લંડના સ્વાર્થની ખાતર હિંદને સહન કરવું પડે છે—ઇંગ્લંડની રાજકીય તેમજ આર્થિક બેડીમાં હિન્દ ઝપડાયલું રહે છે.

આ અમલ સ્થિતિનો અંત આવવો જોઇએ અને આ બાબતમાં તો ખરેખર હિન્દને સામ્રાજ્યનું સ્વતંત્ર ભાગીદાર બનાવવું જોઇએ. સામ્રાજ્યના બધા દેશો પોતાના હિતની ખાતર જકાત નાંખે છે તેવી સત્તા હિંદી સરકારને પણ હોવીજ જોઇએ. વહાણો દારૂગોળા વગેરે યુદ્ધની સામગ્રી હિંદ મોટા જથામાં પૂરાં પાડી શકે તે માટે સરકાર પણ હિંદને પગભર કરવા—આવા નવા ઉદ્યોગો ખીલવવાને તેવા માલની આયાતપર જકાત નાંખવાનો ઉદ્દેશ રાખે છે, પણ તેનો હાથ હિંદી વજીરના હુકમથી બંધાએલો છે. હિંદી પ્રજા હિન્દી સરકારના આ ઉદ્દેશને વધાવી લે છે, તેમજ યુદ્ધ સાથે સંબંધ ન ધરાવતાં પણ પ્રજાને અતિશય ઉપયોગી થાય એવા મોટા તેમજ પરચુરણ નવા હુન્નર ઉદ્યોગો ખીલવવાને, પરદેશથી આવતા મોંઘા માલપર મોટી જકાત નાંખવા ઇચ્છે છે, તેમ નવા ઉદ્યોગો માટે હિન્દના કાચા માલનો સંગ્રહ કરવા પણ તે ઇચ્છે છે. કોઇ પણ દેશની આબાદાનીનો આધાર તેના ઉદ્યોગપર છે અને જો તરતમા હિન્દી સરકારને આયાત નિકાસપર છુટે હાથે જકાત નાંખવાની સત્તા આપવામાં નહિ આવે અને હાલની માફક તેને હિન્દી વજીર અને પાર્લામેન્ટને અધીન રાખવામા આવશે તો દુનીયાની બધી સુધરેલી પ્રજાઓ હિન્દને ચુસશે અને હિન્દીઓ "લાકડાં કાપનારા અને પાણી ખેંચનારાની" સ્થિતિમાં રહેશે.

હિન્દી અને પ્રાંતિક રાજ્યબંધારણમાં જે સુધારા કરવામાં આવનાર છે તેના પૂરેપૂરા અમલ માટે પણ આ સત્તા મળવાની જરૂર છે. આપણે પ્રાંતનો દાખલો લઇએ. પ્રજાકીય પ્રધાનોને કેળવણી, આરોગ્ય વગેરે લોકહિતનાં ખાતાં સોંપવામાં આવનાર છે, પણ તેની સાથે તેના વહીવટ માટે હાલના કરતાં થોડીજ વધારાની રકમ આપવાની છે. હવે આબકારી ખાતું પ્રધાનોને સોંપવાનું છે તેની આવક તો પ્રજાના હિતની દૃષ્ટિથી ઓછી કરવી પડશે—કારણ કે દારૂની દુકાનો ઓછી થાય તેમાંજ પ્રજાને લાભ છે. જો જમીન મ્હેસુલનું ખાતું તેમને સોંપવામાં આવે તો ખેડુતોને કચરી નાંખતો ભાર હલકો કરવાને તેની આવક પણ ઓછી કરવી જોઇએ—પછી તે ન કરી શકાય તે જુદી વાત છે. હવે પ્રાંતના મહેસુલનાં બે મુખ્ય ખાતાંની આવક જરા પણ ઓછી કરવામાં આવે તો પછી કેળવણી અને આરોગ્યનાં સાધનો વધારવાને જે વધારે ને વધારે મોટી રકમોની દરવર્ષે આપણને જરૂર પડે તે ક્યાંથી મળશે? હિન્દી સરકારમાં પણ મીઠાનો કર ઓછો કરવાની —અને તો તે તદ્દન નાબુદ કરવાની આપણે લડત ચલાવીએ છીએ; પણ જો તેની આવક કમી કરવામાં આવે તો તેટલી રકમ મેળવવાને સરકારને નવા કર નાંખવાનો અધિકાર રહેશે, પણ જનસમુદાયની હૃદયભેદક ગરીબાઇ જોતાં કોઇ નવા કર ભાગ્યેજ નાંખી શકાય.

આ સંયોગોમાં અનિષ્ટ ખાતાંની આવક ઓછી કરવાને અને પ્રજોપયોગી ખાતાંપર ખર્ચ વધારવાને એકજ ધોરી રસ્તો છે–તે આયાત નિકાસપર જરૂર જેટલી જકાત નાંખવાનો છે. જે પરદેશી માલની આયાત આપણા હુન્નર ઉદ્યોગોને ઉગતા અટકાવે અને જે પ્રમાણમાં મોજશોખનો, શ્રીમંતો વાપરે એવો હોય તેનાપર સખ્તમાં સખ્ત જકાત નાંખીનેજ આ દેશને આબાદ કરી શકાશે અને રાજકીય સુધારાનો લાભ લઇ શકાશે.

આ બાબતમાં હિન્દી સરકાર અને હિન્દી પ્રજા એકત્ર છે. સરકાર પણ ઉદ્યોગોની બાબતમાં હિન્દને પગભર કરવા અને પોતાની આવક વધારવા ઇચ્છે છે અને તેથી હિન્દના વહીવટ અને પ્રજાહિતની દૃષ્ટિથી યોગ્ય લાગે તે જકાત નાંખવાની સ્વતંત્રતા તેને આપવી જોઇએ. તેથી આ સુધારેલા ઠરાવમાં હિન્દી ધારાસભાને બદલે હિન્દી સરકારને માટેજ આ સત્તાની માગણી કરી કોંગ્રેસે સંતોષ માન્યો છે.

સામ્રાજ્યના હિતને બાધ ન આવે એવી રીતે આ સત્તા આપવી જોઇએ એનો અર્થ એમ તો નજ કરી શકાય કે સામ્રાજ્યની સત્તાના કેન્દ્રસ્થાનરૂપ બ્રીટીશ પાર્લામેન્ટને હિન્દી સરકાર આ બાબતમાં અધીન રહે; કારણ કે જકાતની બાબતમાં તો તે પાર્લામેન્ટ માત્ર ઇંગ્લાંડનાજ પ્રતિનિધિરૂપ છે અને સંસ્થાનો પણ તે બાબતમાં તેનાથી સ્વતંત્ર છે. પણ તેનો અર્થ એવો સમજાય છે કે આખા સામ્રાજ્યના જુદા જુદા દેશો વચ્ચે જકાત વગેરે આર્થિક વ્યવહાર વિષે વિચાર કરવાને સામ્રાજ્યના પ્રતિનિધિરૂપ જે ખાસ પરિષદ મળે તેના ઠરાવને હિન્દી સરકાર અધીન રહે. વધારામાં સામ્રાજ્યના હિત વિરૂદ્ધ હિન્દી સરકાર પોતાની સત્તા ન વાપરે માટે કેટલાક વિશાળ નિયમો ઘડીને તેને બંધનકારક કરી શકાય. પણ તે નિયમો ઘડયા પછી હિન્દી વજીર અને પાર્લામેન્ટે, તે નિયમોનો ભંગ થાય તે શિવાય હિન્દી સરકારની જકાત સંબંધી રાજનીતિમાં અંતરાય નાંખવો જોઇએ નહિ. વધારામાં એટલું ઉમેરવું જોઇએ કે સામ્રાજ્યની જે પરિષદ જકાત વગેરે અગત્યના પ્રશ્નોનો વિચાર કરવાને બોલાવવામાં આવે તેમાં હિન્દી સરકાર અને હિંદી પ્રજા તરફથી ચુંટાએલા પ્રતિનિધિયોને મોકલવા જોઇએ. નહિ તો હિન્દને આ બાબતમાં ઇંગ્લંડ ઉપરાંત સંસ્થાનોની પણ ગુલામગીરી વ્હોરવી પડશે.

રાજબંધારણમાં સુધારા થાય કે ન થાય પણ નાણાંની સ્વતંત્રતા હિન્દી સરકારને મળવીજ જોઇએ. જકાતની રાજનીતિનો નિર્ણય લંડનથી નહિ પણ દિલ્હી અને સીમલાથી થવો જોઇએ. તેમ બંધારણના ઇષ્ટ સુધારા મળે પણ જો હિન્દને નાણાંની સ્વતંત્રતા આપવામાં નહિ આવે તો તે વિષે વેગભરી લડત માટે સરકારને તૈયાર રહેવું પડશે. સુધારાના રીપોર્ટમાં આ વિષે ટુંકી નિષ્ફળ ચર્ચા કરી કંઇ પણ ચોકસ દરખાસ્ત કરવામાં નથી આવી તેથી હિન્દમાં તીવ્ર અસંતોષ થયો છે અને જો સુધારાના ખરડામાં આપણી આ માગણી સ્વીકારવામાં નહિ આવે તો હિન્દમાં રહેજ પણ શાંતિ થશે નહિ.

## હિંદી સરકાર.

કોંગ્રેસે પસાર કરેલા ત્રણ વધારેમાં વધારે મહત્વના સુધારૂપ ઠરાવોપર વિવેચન કરીને હવે સરકારની દરખાસ્તોમાં જે વિગતવાર સુધારા તેણે સુચવ્યા છે તે આપણે જોઇશું. કોંગ્રેસનો છઠ્ઠો ઠરાવ આ પ્રમાણે હતો—

"હિંદમાં જવાબદાર રાજ્યતંત્રની પ્રથા શરૂ કરવાને ના. હીંદી વજીર અને વાઇસરોય સાહેબે અંતઃકરણપૂર્વક જે પ્રયત્ન કર્યો છે તેની આ કેંગ્રેસ કદર કરે છે અને જો કે તે કબુલ કરે છે કે કેટલીક દરખાસ્તો હાલની સ્થિતિમાં કેટલીક દિશામાં પ્રગતિરૂપ છે તોપણ તેનો એવો અભિપ્રાય છે કે દરખાસ્તો એકંદર નિરાશાજનક અને અસંતોષકારક છે અને જવાબદાર રાજતંત્રની દિશામાં તે સંગીન પગલું બને તે માટે તેમાં નીચેના સુધારા અત્યંત આવશ્યક માને છે.

(૧) પ્રાંતિક સરકારમાં સૂચવ્યા પ્રમાણે હિન્દી સરકારમાં પણ સરકારી અને પ્રજાકીય એવી ખાતાંના વિભાગની પદ્ધતિ અમલમાં મૂકવી જોઇએ.

**(૨) પરરાષ્ટ્રીય બાબતો (સંસ્થાનો સાથે સબંધ સિવાય) લશ્કર, નૌકા, દેશી રાજ્યો સાથે સબંધ અને ઉપરના ઠરાવમાં જણાવેલા હક્કના જાહેરનામાને બાધ ન આવે એ રીતે જાહેર સુલેહ શાંતિ અને દેશના રક્ષણ સબંધી બાબતો સરકારને હસ્તક રહેશે અને બાકીના વિષયો પ્રજાને સોંપાશે.**

(૩) સરકાર હસ્તક ખાતાંના ખર્ચનો, મહેસુલપર પહેલો બોજો ગણાશે.

(૪) અંદાજ પત્રની મંજૂરીનો વહીવટ પ્રાંતો માટે સૂચવેલા ધોરણપર રચવો જોઇએ.

(૫) કાઉન્સીલ ઓફ સ્ટેટ સ્થાપવી નહિ. બધા ધારા ધારાસભામાં બીલરૂપે દાખલ કરવામાં આવે પણ જો તે સરકારી ખાતાના સંબંધમાં સરકારને જરૂરનો લાગે એવો ધારો ધારાસભા પસાર ન કરે તો ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સીલ એક વર્ષ સુધી ફરમાનથી જોઇતી વ્યવસ્થા કરે પણ ધારાસભામાં હાજર રહેલા સભાસદો પૈકી ૪૦ ટકા તેની તરફેણમાં હોય તો તેનો ફરીથી અમલ કરી શકાશે નહિ. પણ જો કાઉન્સીલ ઓફ સ્ટેટ સ્થાપવામાં આવે તો કુલ સભાસદો પૈકી અડધા ચુંટાએલા હોવા જોઇએ અને તેટનો વહીવટ માત્ર સરકારી ખાતા વિષેજ લાગુ પડશે.

(૬) સરકારી ખાતાના કારોબારી મંડળના સભાસદો :( જો તેમાં એક કરતાં વધારે હોય તો ) પૈકી અડધા હિન્દીઓ હોવા જોઇએ.

(૭) ધારાસભાના સભાસદોની કુલ સંખ્યા ૧૫૦ રાખવી અને તે પૈકી ⅘ પ્રજાના ચુંટાએલા હોવા જોઇએ.

(૮) ધારાસભાના પ્રમુખ અને ઉપપ્રમુખ ધારાસભા તરફથી ચુંટાએલા હોવા જોઇએ.

(૯) ધારાસભાને પોતાની કાર્યવાહીના નિયમો રચવાની કે તેમાં ફેરફાર કરવાની સત્તા રહેશે.

(૧૦) કાઉન્સીલ અને ધારાસભાની બેઠકો અમુક મુકરર કરેલે વખતે અથવા સભાસદોની અમુક સંખ્યા માગણી કરે ત્યારે તે બોલાવવાની ફરજ હોવી જોઇએ.

**(૧૧) કાયદાથી વચન આપવું જોઇએ કે ૧૫ વર્ષથી ઓછી મુદતમાં હિન્દમાં સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર સ્થાપવું જોઇશે.**

**(૧૨) હાલમાં પ્રીવીકાઉન્સીલ સ્થાપવી નહિ.**

આમાં પ્રથમ તો મી. મોન્ટેગ્યુ અને લૉર્ડ ચેમ્સફર્ડે હિંદના રાજકીય પ્રશ્નનો ઉકેલ કરવાનો શુદ્ધબુદ્ધિથી પ્રયત્ન કર્યો છે એ સ્વીકારવામાં આવ્યું છે અને તેની સાથે એ પણ જણાવ્યું છે કે કેટલીક દરખાસ્તો હાલની સ્થિતિમાં સુધારારૂપ છે. દાખલા તરીકે પ્રાંતમાં કેટલાંક ખાતાં ધારાસભાના ચુંટાયલા સભાસદો પૈકી અમુક ગૃહસ્થ પ્રધાન તરીકે નીમાય તેમને સોંપવાની અને ધારાસભામાં પ્રજાના સીધા મતથી મોટા ભાગના સભાસદો ચુંટાવાની તેમજ અમુક અપવાદ સિવાય અંદાજપત્ર વિષે ધારાસભાનો મત લેવાની દરખાસ્ત એકંદર ઠીક ગણાય. પણ કોંગ્રેસ આગળ વધીને જણાવે છે કે બધી દરખાસ્તનો કુલ સરવાળો એકંદર અસંતોષકારક અને નિરાશાજનક છે. અને આ પણ યથાર્થ છે; કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે સુધારાથી રાજસત્તાના કેંદ્રસ્થાન રૂપ હિંદી સરકારમાં તો કંઇક વધારે લાગવગ વાપરવાની પ્રજાના પ્રતિનિધિઓને તક મળે પણ તેના કોઇ પણ ભાગ કે ખાતાપર સહેજ પણ અંકુશ તેમને આપવામાં આવે નથી. અમને લાગે છે કે સુધારાની યોજના વિષે જે લાગણી આખા દેશમાં વ્યાપી રહેલી છે તેનો કોંગ્રેસે બુદ્ધિપૂર્વક ઉલ્લેખ કર્યો છે. મારા હેતુ અને પ્રાંતોમાં થતી પ્રગતિનો તેણે સ્વીકાર કર્યો છે, તેની સાથે ખાસ કરીને હિંદી સરકાર વિષે દરખાસ્તો સંબંધી તીવ્ર અસંતોષ અને નિરાશા દર્શાવી છે. જે કોઇ બુદ્ધિશાળી અંગ્રેજ આ ઠરાવ વાંચશે તે જોઇ શકશે કે એક પાસ કોંગ્રેસ યોજનાને એટલા ઉમળકાથી વધાવી લેતી નથી કે જેથી તેની ન્યૂનતા વિષે તે લગભગ બેદરકાર રહે અને બીજી પાસ તે આખી યોજનાને એક રદ્દી કાગળનો કકડો ગણી ફેંકી દેતી નથી. પણ તેના સદંશોને આવકાર આપી તેમાં યોજવામાં આવેલા આખા તંત્રને કબૂલ રાખે છે, પણ તેમાં જે ગંભીર ન્યૂનતા તેને જણાય છે તે પૂરવાને સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે, અને તે ન્યૂનતાઓ પૂરવામાં ન આવે ત્યાં સુધી યોજનાને નિરાશાજનક ગણે છે. આમ કોંગ્રેસના વિરોધીઓ—હિંદીઓ અને અંગ્રેજો જણાવે છે તેમ કોંગ્રેસ યોજનાનો નકાર કરતી નથી પણ તેના સારનું ગ્રહણ કરી તેનાજ ધોરણપર આવશ્યક સુધારાઓ કરવા માટે આવેશ અને આગ્રહ ધરાવે છે. આ ઠરાવમાં રાષ્ટ્રીયત્વ અને વ્યાવહારિકતા—સરકાર સાથે સમાધાન કરવાની વૃત્તિ અને તેની સાથે પ્રજાપક્ષની વકીલાતમાં અડગપણું એ સ્પષ્ટ રીતે જણાય છે.

આ ઠરાવની ૧૧ મી કલમ અતિશય મહત્વની છે. કલકત્તાની કોંગ્રેસમાં એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે જે કાયદાથી હિંદના રાજ્ય બંધારણમાં સુધારા કરવામાં આવે તે કાયદાની કલમથી સરકારે એવું વચન આપવું જોઇએ કે હિંદુસ્થાનમાં અમુક ટુંકી મુદતમાં સંપૂર્ણ જવાબદાર સ્વરાજ્ય સ્થાપવામાં આવશે. મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડ રિપોર્ટમાં પણ કબૂલ કરવામાં આવ્યું છે કે હિંદી પ્રજા જ્યારે હકને માટે તૈયાર થાય તેમ તે મળે એ માટે કંઇ વ્યવસ્થા કરવી જોઇએ. તેમાં સૂચવ્યું છે કે સુધરેલી પ્રાંતિક ધારાસભા પહેલી વાર મળે તે પછી પાંચ વર્ષે પ્રધાનોને વધારે ખાતાં સોંપવાનો અધિકાર હિંદી સરકારને રહેશે. અને સુધારાની શરૂઆત થયા પછી દશ વર્ષે અને તે પછી બાર વર્ષના અંતરે સુધારાનો અમલ તપાસવા અને તે ઉપરથી નવા સુધારા સૂચવવા બ્રિટિશ પાર્લામેન્ટ તરફથી એક કમીશન નીમાશે. આમ પાંચ દશ, બારેશ એમ જુદે જુદે અંતરે આપણા મતદારો પ્રતિનિધિઓ અને પ્રધાનોની પરીક્ષા લેવામાં આવશે અને તેનાં પરિ-

ણામ જોઇ તેમને ઉપરની ભૂમિકાપર ચઢાવવા કે નહિ તેનો વિચાર કરવામાં આવશે. હિંદી પ્રજામત સ્વાભાવિક રીતે આ પદ્ધતિમાં તેની શક્તિ અને લાયકાત વિષે અયોગ્ય અવિશ્વાસ જુએ છે અને તેથી તેનો તિરસ્કાર કરે છે. આપણા પાછલા અનુભવ ઉપરથી આવા કમીશનનાં પરિણામ ઉપરથી આપણો વિશ્વાસ ઉઠી ગયો છે. ડીસેન્ટ્રલીઝેશન કમીશનનો ઉમદા રિપોર્ટ બહાર પડયે વર્ષો વીતી ગયાં ત્યાં સુધીમાં તેની સૂચનાઓને અમલમાં મૂકવાને હિંદી સરકારે શું કર્યું? બંધારણ વિષે તપાસ કરવાને સૂચવેલા કમીશનની ભલામણોનો અમલ તો પાર્લામેન્ટનેજ કરવાનો રહેશે. અને આમની મજાની કાયમી કમીટી હિંદી સવાલોનો વિચાર કરવાને નીમાયા પછી પણ તે પોતાનું કાર્ય કેટલા ઉત્સાહથી અને કેટલા સમયમાં કરશે તેનું માપ અત્યાર સુધીના અનુભવ ઉપરથી આવી શકશે. સંપૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ વિષે હિંદની ધીરજ હવે ખૂટી ગઇ છે અને તે ઢીલ અને કમીશનો હવે સહન કરી શકે એમ નથી. સ્વરાજ્ય આપવાને માટે સમયની મર્યાદા બાંધવાનો ફિલિપાઇનનો દાખલો આપણી સમક્ષ મોજુદ છે અને કોંગ્રેસ સરકારને આગ્રહ કરે છે કે તેમણે હિંદને પણ સ્વરાજ્ય આપવાને પંદર વર્ષની ચોક્કસ મુદત કાયદાથી બાંધવી જોઇએ.

ઉપર જણાવ્યા પ્રમાણે સ્વરાજ્યની શરૂઆત પ્રાંતિકની સાથે હિંદી સરકારમાં પણ કરવી જોઇએ. પ્રાંતોમાં જવાબદાર રાજ્યતંત્રની શરૂઆત કરવાને સરકારે જે પ્રથા યોજી છે તેજ હિંદી સરકારને માટે યોજવાને કોંગ્રેસ ભલામણ કરે છે. અર્થાત્ પ્રાંતોના ધોરણપર હિંદી સરકારમાં પણ કેટલાંક ખાતાં હાલ તુરત સરકારને હસ્તક રહે અને બાકીનાં તમામ ધારાસભાના ચુંટાયલા સભાસદો પૈકી અમુક ગૃહસ્થોને પ્રધાનો નીમી તેમને સોંપવામાં આવે. દેશની સુલેહશાંતિ અને રક્ષણ માટે સરકારને જરૂરી સત્તા આપવાનું ઉપર જણાવ્યું છે એટલે સ્વાભાવિક રીતે પરદેશ અને દેશી રાજ્યો સાથે સંબંધ, લશ્કર, નૌકા ને સુલેહશાંતિનાં ખાતાં સરકારને હસ્તક રહે અને બાકીનાં-જકાત અને રેલ્વે, આવકવેરો અને રજીસ્ટ્રેશન, તાર અને ટપાલ, મીઠું અને અફીણ એ ખાતાં પ્રધાનોને સોંપાય. હિંદીઓના હકનું જે જાહેરનામું ઉપર રજુ કર્યું છે, તેને બાધ ન આવે એવી રીતે સુલેહશાંતિની વ્યવસ્થા કરવી જોઇએ અને સામ્રાજ્યના સંસ્થાનો સાથે સંબંધનું ખાતું પ્રધાનોને સોંપવું જોઇએ એમ ખાસ કરીને જણાવ્યું છે. દક્ષિણ આફ્રિકા અને ફીજીમાં હિંદીઓને જે હાડમારીઓ ભોગવવી પડી છે તે આ કનુમનું કારણ પૂરૂં પાડે છે.

રાખવામાં આવ્યો છે. પ્રજાકીય ધારાસભાની ઉપર વધારે સત્તાવાળી અને વધારે અમલદારી તત્વવાળી બીજી સત્તા સ્થાય તે કરતાં સરકાર જરૂરી કાયદો તરતજ ફરમાનથી અમલમાં મૂકે અને પછી વીસ ટકા જેટલા સરકારે નીમેલા સભાસદો જે ધારાસભામાં હોય તેના ચાલીસ ટકા જેટલા સભાસદોની સંમતિથીજ કાયદો કાયમ રખાય, એ કોંગ્રેસને વધારે ઉચિત લાગ્યું છે. કારણ કે તેથી આશરે વીશ ટકા જેટલા ચુંટાયલા સભાસદોની સંમતિ મેળવવાની સરકારને જરૂર પડશે અને ધારાસભાનું ગૌરવ સચવાશે. પણ આ સૂચનાનો નકાર કરી સરકાર કાઉન્સિલ ઓફ સ્ટેટ રાખવાની યોગ્ય ધારે તો તેમાં યોજનામાં સુચવ્યા પ્રમાણે કુલ પચાસ સભાસદોમાંથી માત્ર એકવીસજ નહિ પણ બરાબર અર્ધા ભાગના અજામતથી ચુંટાયલા હોવા જોઇએ.

પ્રાંતના ધોરણે સરકાર હસ્તક રહેતાં ખાતાંનો વહીવટ કરનાર, કારોબારી સભાના સભાસદો પૈકી અર્ધભાગના હિંદીઓ હોવા જોઇએ એમ સાતમી કલમમાં જણાવ્યું છે, તે ઉપરાંત પ્રધાનો પણ, કારોબારી સત્તા ભોગવશે એટલે આખા કારોબારી મંડળમાં હિંદીઓની વધુ સંખ્યા થાય. અમને આ સૂચના કંઇક વધારે પડતી લાગે છે પણ કોંગ્રેસની મૂળ યોજનામાં માગેલા કેટલાક હક સમાધાન તરીકે છોડી દેવામાં આવ્યા છે તેને પરિણામે કદાચ આ બાબતમાં તેનું અતિક્રમણ કરવામાં આવ્યું હશે. બાકીની કલમો સહેલાઇથી સમજી શકાય એમ છે.

### પ્રાંતિક સરકાર.

પ્રાંતોના બંધારણમાં જે સુધારા યોજવાનું સરકારે રિપોર્ટમાં જણાવ્યું છે તે વિષે કોંગ્રેસની સુચનાઓ નીચે પ્રમાણે છેઃ—

(૧) કારોબારી મંડળમાં ખાતા વગરના વધારાના સભાસદો હોવા જોઇએ નહિ.

(૨) પહેલી સભાની શરૂઆતથી ધારાસભા તરફ પ્રધાનોની જવાબદારીનો સિદ્ધાંત અમલમાં આવશે.

(૩) પ્રધાનોની પદવી અને પગાર કારોબારી મંડળના સભાસદો જેવોજ રાખવાં.

(૪) સરકાર હસ્તક ખાતાના કારોબારી મંડળના સભાસદો (જો તેમાં એકથી વધારે હોય તો તે) પૈકી અડધા હિન્દી હોવા જોઇએ.

(૫) હિન્દી સરકારના ફાળા શિવાયનું અંદાજપત્ર ધારા સભાના કાબુ નીચે રહેશે. પણ સુધારેલી ધારા સભાઓની પહેલી મુદ્દત દરમ્યાન સરકાર હસ્તક રહેલાં ખાતાં માટે ચોક્કસ રકમ આપવી જોઇએ અને જો વધારે કર નાખવાની જરૂર પડે તો સરકારી અને પ્રજાકીય ખાતાનો વહીવટ કરનાર સમગ્ર કારોબારી સરકાર તરફથી તે નાંખવા જોઇએ.

ધારાસભા.

(૧) જો કે કોંગ્રેસ એમ માને છે કે પ્રજા સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્ય માટે લાયક છે તોપણ સુધારાનો કાયદો પસાર કરવાનું સરલ કરવાના હેતુથી પહેલાં છ વર્ષ માટે કાયદો પોલીસ અને ન્યાય (જેલ શિવાયનાં) ખાતાં કારોબારી સરકારના હસ્તક રાખવા કોંગ્રેસ તૈયાર છે. ફોજદારી ન્યાય અને અમલ બજાવણી ખાતાં તરતજ જુદાં પાડવાં જોઇએ.

(૨) ધારા સભાએજ પોતાના પ્રમુખ અને ઉપપ્રમુખ નીમવા જોઇએ.

(૩) ગ્રાંડ કમીટી નીમવાની દરખાસ્ત રદ કરવી જોઇએ. કાયદો, ન્યાય અને પોલીસ સુદ્ધાંત બધાં ખાતાં વિષે કાયદા ઘડવાની સત્તા ધારાસભાને રહેશે પણ સરકારને હસ્તક ખાતાં વિષે કોઇ બાબતમાં ધારાસભાના નિર્ણયથી સરકારને સંતોષ ન થાય તો તે બાબત હિન્દી સરકાર આગળ રજુ કરી શકશે. હિન્દી સરકાર તે હિન્દી ધારાસભાના આગળ રજુ કરી શકે અને ત્યાં સામાન્ય પદ્ધતિ અનુસરવામાં આવશે. પણ જો ગ્રાંડ કમીટી રાખવામાં આવે તો તેના સભાસદો પૈકી ઓછામાં ઓછા અડધા ધારાસભા તરફથી નીમાશે.

(૪) ધારાસભાના સભાસદો પૈકી ⅘ પ્રજાના મતથી ચુંટાશે.

ચુંટણી

(૫) જ્યારે હિન્દી ધારાસભા, કાઉન્સીલ ઓફ સ્ટેટ અથવા પ્રાંતિક ધારાસભાને રદ કરવામાં આવશે ત્યારે ગવર્નર જનરલ કે ગવર્નરે નવી ચુંટણી માટે જરૂરી હુકમ આપવા અને રદ કર્યાની તારીખથી ત્રણ માસમાં તે મંડળને બોલાવવાની ફરજ રહેશે.

(૬) ધારાસભાને પોતાની કાર્યવાહીના નિયમો ઘડવાની કે તેમાં ફેરફાર કરવાની સત્તા રહેશે અને તેને ગવર્નરની સંમતિ જોઇશે નહિ.

(૭) મતદાર મંડળ તરફથી ફરી ચુંટણી કરાવવા શિવાય બીજા કારણથી કોઇ ધારાસભાને રદ કરવામાં આવશે નહિ અને તેમ કરવાનું કારણ લિખિતવાર આપવામાં આવશે અને તેના પર પ્રધાનની સહી હોવી જોઇશે."

સરકારી યોજના પ્રમાણે પ્રાંતના બંધારણમાં મુખ્ય સુધારો એ કરવાનો છે કે કેળવણી, આરોગ્ય, આબકારી, સ્થાનિક, ઉદ્યોગ, ખેતી, સરકારી પેઢીયો વગેરે કેટલાંક ખાતાંપરથી હિન્દી સરકારનો અંકુશ ખેંચી લઇને તે ધારાસભાના ચુંટાયેલ સભાસદો પૈકી પ્રધાન તરીકે નીમાયેલલા ગૃહસ્થોને સોંપવામાં છે અને બાકીના ખાતાં એક અંગ્રેજ અને એક હિન્દીની બનેલી કારોબારી સભાના હાથમાં રાખવાનાં છે. ગવર્નર, પ્રધાનો અને કારોબારી સભા એ ઓ સાથે કામ કરશે અને તે બધા મળીને પ્રાંતની કારોબારી હકુમત ચલાવશે. પ્રાંતિક કુલ મહેસુલમાંથી પહેલાં હિન્દી સરકારનો ફાળો અને પછી કારોબારી સભાને હસ્તક રહેતાં ખાતાં માટે જોઇતાં નાણાં લઇને બાકીનાં પ્રધાનોને આપવામાં આવશે અને તેમને વધારેની જરૂર જણાશે તો ધારાસભાની સંમતિથી તેઓ વધારે કર નાંખી શકશે

સમગ્ર પ્રાંતિક કારભાર પ્રજાના પ્રતિનિધિઓને સોંપવા વિષે શંકા તથા અશ્રદ્ધા અને છતાં કંઇક શરૂઆત કરવાની જરૂર–એ બે વિરોધી વૃત્તિઓ વચ્ચે આ યોજના સમાધાન રૂપ છે. મી. કર્ટીસે ધારાસભા અને કારોબારી સત્તાનો સંપૂર્ણ ભેદ ખાતાં પ્રમાણે કરવાનું સુચવ્યુ હતું તેનો અંશ આમાં જણાય છે અને આવાં થોડાકમાં વધારે વિભાગની સ્હામે હિન્દી પ્રજામત પહેલાં ઉશ્કેરાયેલો હતો અને છે. હિન્દના રક્ષણ સુલેહ અને શાંતિ જાળવવા માટે હિન્દી સરકાર પાસે વિશાળ સત્તાઓ રહે અને બધી બાબતમાં પ્રાંતિક સત્તાની તે સર્વોપરી રહે તે છતાં સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્ય આપતાં સરકાર અટકે છે, તેથી તેની સાફ દાનત વિષે આપણને શંકા થાય છે. વળી, કુલ પ્રાંતિક મહેસુલમાંથી

હિન્દી સરકારના ફાળા ઉપરાંત સરકાર હસ્તક રહેલાં ખાતાં માટે પણ જોઇતાં નાણાં પણ પહેલેથી લઇ લેવામાં આવે તેથી પ્રધાનોનો આખો કારભાર નીચી પાયરીપર મૂકાય છે-કેમ જાણે ઉચ્છિષ્ટ અન્નથીજ તેમને ભોજન કરવાનું અને કરાવવાનું હોય. અને આ પદ્ધતિ સ્હામે ખરેખરો વ્યાવહારિક વાંધો તો એજ છે કે કુલ આવકમાંથી કારોબારી મંડળ નક્કી કરે તેટલી રકમ લઇ લઇ બાકીની રકમ પ્રધાનોને આપવી અને પછી કેળવણી આરોગ્ય વગેરે પ્રજોપયોગી ખાતાં માટે તે ઓછી લાગે તો તેને માટે નવા કર નાંખવાનું તેમને મુકરવું એ તેમને ઘણીજ ખરાબ સ્થિતિમાં મૂકવા જેવું છે. અલબત્ત એમ પણ દલીલ કરવામાં આવી છે કે પ્રધાનોજ કર નાંખી શકે એમ હોવાથી તેઓ કારોબારી સભાના ખર્ચપર દાબ મૂકી શકશે અને જો તે ખર્ચ વધવાથી તેમના ખાતાં માટે જોઇતી રકમ નહિ રહે તો તેઓ પોતાની જગ્યાનું રાજીનામું આપી શકશે. આમ બને અને ન પણ બને. પ્રધાનો કેવા નિમાશે અને કારોબારી મંડળ તથા ધારાસભા તરફ કેવી વર્તણૂક રાખશે એ હાલ કહી શકાય નહિ. ગમે તેમ થાય તો પણ સરકાર હસ્તક ખાતાંને પ્રધાનોના ખાતાં કરતાં ઉંચી પાયરીપર મૂકી પ્રધાનોને જરૂરી ખર્ચ માટે કર નાંખવાનું કહેવું એ પ્રાંતિક સ્વરાજ્યનો અંશ નથી પણ ઉપહાસ્ય છે. ખાતાના વિભાગની સ્હામે એવી પણ દલીલ કરવામાં આવી છે કે પ્રાંતિક સત્તાનું કેન્દ્રસ્થાન કેળવણી કે આરોગ્યના ખાતામાં નથી પણ પોલીસ, ન્યાય અને મહેસુલ ખાતામાં છે. તે ખાતાના ન્હાના અમલદારોને પણ જનસમુદાય સરકાર તરીકે ઓળખે છે અને પ્રજાનું સારૂં કે ખરાબ કરવાની નિરંકુશ સત્તાઓ તેમના હાથમાં છે ખાતાનો વિભાગ ઉદારમાં ઉદાર રીતે કરવામાં આવે તો પણ પોલીસ અને ન્યાયખાતાં તો સરકારના હાથમાં રહેજ અને તેથી સંગીન રાજસત્તા પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં આવે નહિ. હિન્દના આગળ વધેલા ત્રણ ઇલાકામાં પણ પૂરેપૂરૂં સ્વરાજ્ય આપવામાં આવે તોજ પ્રજાનું સંગીન હિત કરવાની અને સ્વરાજ્ય ચલાવવની આપણી શક્તિ બનાવી દેવાની આપણને પૂરેપૂરી તક મળે.

કોંગ્રેસનો આવો મત હોવા છતા પણ ઉપરના ઠરાવમાં જણાવ્યા પ્રમાણે નકરારમાં વખત ન ગુમાવતાં સમાધાન તરીકે પ્રાંતની સુલેહ શાંતિ સાથે સંબંધ ધરાવતાં-પોલીસ, ન્યાય અને કાયદાનાં ખાતાં કારોબારી સત્તાને સોંપી બાકીનાં તમામ ખાતાં પ્રધાનોને સોંપવાની માગણી કરી છે. જમીન મહેસુલનું ખાતું સારામાં સારા પ્રાંતોમાં પણ સરકાર પોતાને હસ્તક રાખવા માગે છે તેની સામે આપણે સખ્તમાં સખ્ત વાંધો ઉઠાવીએ છીએ. જેમને કર નાંખવાની સત્તા આપવી છે તેમને હાલના મહેસુલનાં મોટામાં મોટા ખાતા પર કાબુ આપવોજ જોઇએ. અને ખેતીપર એક બે બીજી રીતે નિર્વાહ કરનારો વર્ગ—જે આખી વસ્તીના લગભગ ૭૫ ટકા જેટલો છે—ને વખતે વખતે વધતા જતા મહેસુલથી, ગોરા તેમજ દેશી, મોટા તેમજ ન્હાના અમલદારોની બેદરકારીથી અને જુલમ અને ત્રાસથી કેટલો પાયમાલ થઈ ગયો છે, તેમનાં એક વખતમાં સુંદર વાડી જેવાં ખેતરો કેવાં વેરાન થઇ ગયાં છે, એક વખત આબાદ અને ભરેલા ગામ કેવાં ઉજ્જડ જંગલ જેવાં થઇ ગયાં છે એ જોયા પછી હવે એક ઘડી પણ આ ખાતુ કારોબારી સત્તાના હાથ નીચે રાખવાની આપણી ધીરજ રહેતી નથી. તેમાં વળી આવક વેરા આકારવાની અને ફોજદારી ન્યાય આપવાની

અને પોલીસ ખાતાપર તેમજ સામાન્ય રીતે જીલ્લાના વહીવટની લગભગ બધી બાબતો ઉપર સાધારણ દેખરેખ રાખવાની સત્તા કલેકટરો, આસીસ્ટંટ તથા ડેપ્યુટી કલેકટરો મામલતદારો અને અવલકારકુનોના હાથમાં મૂકવામાં આવી છે તેથી તેમના મદનો આંક રહ્યો નથી. તેમનાપર પ્રધાનો અને ધારાસભાનો અંકુશ મૂકીને તેમને પ્રજાના જુલમગારને બદલે પ્રજાના સેવક બનાવવા જોઇએ. ઉપરાંત બીજાં પરચુરણ ખાતાં પણ પ્રધાનોને સોંપવાં જોઇએ. ઉંચી કેળવણીનો વિભાગ પણ કેળવણીના પ્રધાનને હસ્તક રહેવો જોઇએ; નહિ તો તેની શક્તિ વિષે અયોગ્ય શંકા રાખી છે એમ કહેવાય. અને જો યુનિવર્સિટી જેવું સ્વતંત્ર મંડળ કોલેજોના અભ્યાસક્રમ વગેરે ગોઠવી શકે તો પછી તેનો વહીવટ કરવાની જવાબદારી પ્રધાનપર નિશ્ચંતપણે મુકી શકાય.

પ્રધાનો વિષે રીપોર્ટમાં જે લખવામાં આવ્યું છે તે ઉપરથી આપણા મનપર એવી છાપ પડે છે કે જાણે કારોબારી સત્તાના કીલ્લામાં પ્રધાનોને મહેરબાની ખાતર દાખલ કરવામાં આવે છે. અને તેમના પગાર નક્કી કરવાનું મુલતવી રાખ્યુ છે તે ઉપરથી આ છાપ ઉઠી બેસે છે. કોંગ્રેસે જણાવ્યુ છે કે તેમની બદલી પગાર વગેરે કારોબારી સભાસદોના જેવાંજ હોવાં જોઇએ.

સુધરેલી ધારાસભાની શરૂઆતથીજ પ્રધાનો તેને જવાબદાર હોવા જોઇએ એમ પણ કોંગ્રેસે જણાવ્યું છે. પ્રધાનોને સોંપાયેલાં ખાતા સંબંધી કાયદા અને અંદાજપત્ર વિષે ધારાસભાને સંપૂર્ણ સત્તા આપવામાં આવી છે એટલે ધારાસભાના ચુંટાએલા સભાસદોનો વિશ્વાસ સંપાદન કરી શકે એવાજ ગૃહસ્થને પ્રધાન તરીકે નીમવા જોઇશે. એ પણ દેખીતું છે કે જો પ્રધાનો અંદાજપત્રની દરખાસ્તો ધારાસભામાં પસાર કરવામાં નિષ્ફળ થશે તો તેમને રાજીનામું પણ આપવું પડે. આમ છતાં પણ મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રીપોર્ટમાં કોઇ પણ સ્થળે જણાવવામાં નથી આવ્યું કે પ્રધાનો ધારાસભાને જવાબદાર થશે અને તેમની નીમણુક કરવાની સત્તા ગવર્નરને સોંપવામાં આવી છે તેથી આ કલમ રચવામાં આવી છે. પણ પ્રધાનો વિષે અવિશ્વાસના ધારાસભાના ઠરાવથી તેમને રાજીનામું આપવું પડે અથવા પ્રધાનોના પગાર મંજુર કરવાનો અધિકાર ધારાસભાને મળે એવા ચોક્કસ હક આ કલમમાં માગવામાં નથી આવ્યા એમ અમે માનીએ છીએ; ધારા સભાની માગણીથી કે પોતાની મરજીથી હિન્દી સરકાર પાંચ વર્ષ પછી તે હક આપી શકે એમ રીપોર્ટમાં જણાવ્યું છે અને તેથી પ્રધાનો ધારાસભામાં પોતાનું કામ ન ચલાવી શકે તેથી પોતાની મરજીથી રાજીનામુ આપે તે શિવાય તેમને રાજીનામુ આપવાની ફરજ પાડવાનો હક કોંગ્રેસને માગવો હોત તો તેનો ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો હોત

ગ્રાંડ કમીટી ન રાખવાની સૂચના કોંગ્રેસે કરી છે. પોલીસ, ન્યાય વગેરે સરકાર હસ્તક રહેતાં ખાતાં વિષે જે કાયદા પ્રાંતિક ધારાસભામાં પસાર ન કરાવી શકાય તે હીંદી સરકારને વડી ધારાસભામાં પસાર કરવાની વિનંતિ કરવામાં આવે અને પછી વડી ધારાસભાનો સામાન્ય શિરસ્તો તેને લાગુ પડે. પણ જો વડી ધારાસભા તે પસાર ન કરે તો શું કરવું તે જણાવ્યું નથી. અમને લાગે છે કે પ્રાંતિક સરકારનો કાયદો આવી રીતે વડી ધારાસભામાં રજુ કરવામાં આવે ત્યારે વડી સરકારને હસ્તક રહેતા ખાતા સંબંધી કાય-

દાનો શિરસ્તો તેને લાગુ પાડવો જોઇએ. અર્થાત્ ત્યાં પસાર ન થાય તો એક વર્ષ સુધી ફરમાનથી તેનો અમલ કરવાની અને પછી ૪૦ ટકા જેટલા સભાસદોની સંમતિથી તે કાયમ રાખવાની સત્તા હોવી જોઇએ. વધારામાં કોંગ્રેસ જણાવે છે કે પ્રાંતિક ધારાસભાની પ્રતિષ્ઠા અને સત્તાને હાની કરે એવી તેના શિરપર ડીમોકલસની તરવાર માફક ઝઝુમતી ગ્રાંડ કમીટી રાખવામાં આવે તો તેમાં રીપોર્ટમાં સુચવ્યા પ્રમાણે સરકારે નીમેલા સભાસદોની સંખ્યા ચુંટાએલા સભાસદોના કરતાં સ્હેજ પણ વધારે હોવી ન જોઇએ પણ બન્નેની સંખ્યા સરખી હોવી જોઇએ, જેથી નીમાએલા સભાસદોમાં પ્રમુખનો ઉમેરો થતાં સરકાર સાધારણ રીતે પોતાનું ધાર્યું કરી શકે.

કોંગ્રેસની યોજનાના ધોરણ પર ધારાસભાના ૪/૫ ભાગના સભાસદો મુક્તમતથી ચુંટાએલા હોવા જોઇએ. આ સિવાયની બીજી કલમો સરળ છે.

## પાર્લામેન્ટ અને ઇન્ડીયા ઓફીસ.

આ વિષે સરકારી દરખાસ્તોના સુધારા રૂપે કોંગ્રેસની સૂચના નીચે મુજબ છે.

" (૧) જેમ હિન્દી અને પ્રાંતિક સરકાર પ્રજાને વધારે જવાબદાર થાય તેમ તેના પર પાર્લામેન્ટ અને હિન્દી વજીરનો અંકુશ કમી કરવો જોઇએ જ્યાં સુધી હિન્દી સરકાર મતદાર મંડળોને જવાબદાર થાય નહિ ત્યાં સુધી પ્રાંતિક સરકારપર હાલ જે સત્તા પાર્લામેન્ટ અને હિન્દી વજીર ભોગવે છે તેનો દરરોજના વહીવટની બાબતપરના સિવાયનો કંઇ પણ હિસ્સો હિન્દી સરકારને સોંપવો જોઇએ નહિ.

**(૨) હિન્દી વજીરની કાઉન્સીલ રદ કરવી અને હિન્દી વજીરને મદદ કરવાને બે કાયમના ઉપમંત્રીઓ નીમવા અને તેમાં એક હિન્દીને નીમવો.**

(૩) ઇન્ડીઆ ઓફિસના અમલદારો વગેરેનો ખર્ચ બ્રીટીશ સરકારના અંદાજપત્રમા સામેલ કરવો જોઇએ.

(૪) સરકાર હસ્તક રહેતાં ખાતાં વિષે નાણાંની કે વહીવટી કંઇ પણ સત્તા જ્યાં સુધી તે સંબંધમાં પ્રાંતિક સરકાર મતદારમંડળને જવાબદાર ન થાય ત્યાં સુધી તે સરકારને સોંપવી નહિ અને તે વિષે પાર્લામેન્ટ અને હિન્દી વજીરનો અંકુશ કાયમ રાખવો.

(૫) ઇન્ડીયા કાઉન્સીલના હાલના બંધારણને તપાસી તે વિષે રીપોર્ટ ઘડવાને જે કમીટી નીમવામાં આવનાર છે તેમાં હિન્દીઓનું સંગીન પ્રમાણ હોવું જોઇએ. "

પહેલી કલમમાં મુદ્દાની એ વાત જણાવવામાં આવી છે કે જે પ્રાંતિક ખાતાંપર પ્રધાનો અને ધારાસભાને કાબુ આપવામાં આવ્યો ન હોય તેનાપર અંકુશ રાખવાની સત્તા હાલની માફક હિન્દી વજીરના હાથમા રહેવી જોઇએ અને હિન્દી સરકાર પ્રજાને જવાબદાર થાય ત્યાં સુધી તેને સોંપવી જોઇએ. હિન્દી સરકારને સર્વ પ્રાંતિક સરકારોના પ્રતિનિધિ અને ઉપરીરૂપ એકતંત્ર ગણીને તેને વધારે સત્તાવાન અને પગભર કરવાનો ઉદ્દેશ રીપોર્ટમાંથી ઘણે ઠેકાણે સમજાય છે, તેથી આ કલમ ઘડવાની જરૂર પડી છે. તે અનુસાર પોલીસ, ન્યાય, કાયદો વગેરેનાં પ્રાંતિક સરકારને હસ્તક રહેતાં ખાતાપર માત્ર પરચુરણ વહીવટી દેખરેખનોજ અધિકાર હિન્દી સરકારને આપી, તેનાપર હિન્દી વજીરની હાલની સત્તા કાયમ રાખવી જોઇએ.

જ્યાં સુધી હિન્દને સંપૂર્ણ સ્વરાજ્ય આપવામાં ન આવે અને પ્રાંતિક અને હિન્દી સરકારને હસ્તક થોડાં પણ ખાતાં રહે ત્યાં સુધી તે વિષે તે પાર્લામેન્ટને જવાબદાર રહે-તેના પર પાર્લામેન્ટની વતી હિન્દી વજીરને અંકુશ રાખવો પડે અને તેથી તે સંબંધમાં તેને સલાહ આપવાને કોઇકની તો નીમણુંક કરવી જોઇએ. હાલ તે કામ માટે ઇન્ડીયા કાઉન્સીલ રચવામાં આવી છે, પણ મેસોપોટેમીઆ કમીશનના રીપોર્ટ વિષે ભાષણ કરતાં મી. મોન્ટેગ્યુએ પોતેજ જણાવ્યું હતું તે કે ઇન્ડીયા ઓફીસ તદ્દન જુની પુરાણી સંસ્થા છે, અને તેથી વહીવટમાં જે ઢીલ થાય છે તેની બ્હારના માણસને ભાગ્યેજ કંઇ કલ્પના આવી શકે. વળી જરૂરી તમામ .માહીતી પૂરી પાડવાનું અને ખાતાની દૃષ્ટિથી સાધારણ સૂચના કરવાનું કામ તો ઇન્ડીયા ઓફીસના અમલદારો કરી શકે. તેથી પ્રાંતિક અને હિન્દી સરકારને સજીવન અને પ્રજાકીય કરવાને સુધારા અમલમાં મૂકાય ત્યારે ઇન્ડીયા કાઉન્સીલ તો રદ કરવીજ જોઇએ અને તેની જગ્યાએ વિશાળ રાજનીતિની દૃષ્ટિથી સલાહ આપવાને બે ઉપમંત્રીઓ નીમવા જોઇએ. તેમાંનો એક હિન્દી હોવોજ જોઇએ. હાલ કાઉન્સીલમાં ત્રણ હિન્દીઓ બિરાજે છે તો પછી બે ઉપવજીરમાંથી એક હિન્દી રાખવાની માગણી વ્યાવહારિકજ ગણાય.

રીપોર્ટમાં એવી દરખાસ્ત રજુ કરવામાં આવી છે કે ઇન્ડીઆ કાઉન્સીલના બંધારણમાં કેવા સુધારા કરવા જોઇએ અને ઇન્ડીઆ ઓફીસનો કેટલો ખર્ચ બ્રીટીશ સરકારની તીજોરીમાંથી આપવો જોઇએ એ સૂચવવાને એક કમીટી નીમવી. ઇન્ડીઆ કાઉન્સીલ વિષે કાંગ્રેસે ઉપર પ્રમાણે અભિપ્રાય આપ્યો છે અને ઇન્ડીઆ ઓફીસનો બધો ખર્ચ-સંસ્થાનોના મંત્રીની ઓફીસના ખર્ચની માફક-ઇંગ્લાંડની તીજોરીમાંથીજ આપવું જોઇએ એમ પણ તેણે જણાવ્યુ છે. આમ છતાં જો આ વિષે વિચાર કરવાને કમીટી નીમવામાં આવે તો તેમાં હિન્દીઓને સારી સંખ્યામાં-આશરે અડધા નીમવાની સૂચના કાંગ્રેસે કરી છે.

**સર્વ પક્ષોનું સંગમસ્થાન.**

આ મહત્વના ઠરાવો ઉપરાંત, સ્ત્રીઓના રાજકીય હક, ધારાસભામાં મુસલમાનોનું પ્રમાણ, લશ્કરમાં કમીશન, ખાતાંના વિભાગની અને ધારાસભાના બંધારણમાં મતાધિકાર વિષે નીમવાની કમીટીઓ, રાઉલેટ કમીટીનો રીપોર્ટ-એ વિષે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. હિન્દી સનદી નોકરીમાં જેમને દાખલ કરવામાં આવે તે પૈકી અડધાજ ઇંગ્લંડથી નીમવાની અને હિન્દમાં તે નીમણુંકો હરીફાઇની પરીક્ષા લઇને કરવાની તેમજ લશ્કરી કમીશનના ૨૫ ટકા હિન્દીઓને આપવાની પણ કાંગ્રેસે માગણી કરી છે.

આ બધા ઠરાવોનું અને કાંગ્રેસના આખા કાર્યનું જેવો સમચિત્તે બુદ્ધિપૂર્વક મનન કરશે તેઓ જોઇ શકશે કે તે મળતા પહેલાં સરકારી યોજના વિષે જે જુદા જુદા-કેટલાક પરસ્પર વિરોધી વિચારો દેશમાં પ્રવર્તી રહ્યા હતા તેના સારનું દોહન કરવામાં-સર્વ પક્ષોની વૃત્તિઓનો સુંદર સમન્વય કરવામાં કાંગ્રેસ અસાધારણ રીતે સફલ થઈ હતી. તેથી છેલ્લે દિવસે કાંગ્રેસના પ્રમુખ મી. હસન ઇમામ, પંડિત મદનમોહન માલવીઆ, લો. ટિળક અને મી. બિપિનચન્દ્રપાલ, મી. ગોવિંદ રાઘવ ખાપર, અને મી. લલ્લુભાઇ સામળદાસ-એ સર્વેએ કાંગ્રેસનાં ઠરાવથી પોતાને થયેલો અનહદ સંતોષ દર્શાવ્યો હતો; અને જ્યારે વંદેમાતરમનો ભક્તિમય સૂર સાંભળીને હજારો પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો માતૃભૂમિને વંદન કરવા ઉભા

થયા ત્યારે તેમના હૃદયમાં પણ એજ લાગણી ઉભરાઇ રહી હતી કે જો કે કેટલાક વૃદ્ધ આગેવાનોએ કોંગ્રેસમાં આવવાનું યોગ્ય ધાર્યું ન હતું તો પણ કોંગ્રેસે તો હંમેશાની મુજબ બધા વિચારોનો સમાસ કરી અને ડહાપણ અને દૂરદર્શિતા, રાજ્યકૌશલ્ય તેમજ પ્રજાહકનો આગ્રહ હિન્દી પ્રજાના મૂર્તિમંત પ્રતિનિધિ તરીકે પોતાનું ઉન્નત પદ જાળવ્યું છે. તે કોઇ પક્ષની નહિ પણ આખી પ્રજાની છે—સર્વેની કોંગ્રેસ છે—કોંગ્રેસમાં સર્વે છે.

પહેલાં કોંગ્રેસે રચેલી યોજનાથી તદ્દન જુદા રૂપમાં સરકારની યોજના રચાએલી હોવાથી સ્વાભાવિક રીતે જે મુદ્દાના તીવ્ર મતભેદ ઉત્પન્ન થયા હતા તેનો સમન્વય કરવાનું કામ ઘણું મુશ્કેલ હતું. તે કામમાં કોંગ્રેસની *વિષયવિચારિણી કમીટીને* ઘણો વખત આપવો પડયો એટલે સ્વાભાવિક રીતે કેટલીક વિગતની બાબતો વિચારવામાં અને તે વિષે ઠરાવો ઘડવામાં વિચાર તેમજ ભાષાની દૃષ્ટિથી કંઇક ઉતાવળ—કંઇક ભૂલો થયેલી જણાય છે; કેટલીક ઉપયોગી બાબતો વિસરાઇ પણ ગઇ છે. અમને આશા છે કે હવે મુદ્દાની માગણીઓ સ્પષ્ટ રીતે નક્કી થયેલી હોવાથી આ ઉતાવળ અને આ ચૂકો સુધારવાનું કામ દિલ્હીની કોંગ્રેસ સારી રીતે કરશે.

મુદ્દાના ઠરાવ વિષે પણ એક પછી એક વક્તાએ કોંગ્રેસમાં સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે તેમનામાંના કેટલાકના મતથી તે ઠરાવ આગળ પડતો હોવા છતાં અને બીજા કેટલાકના મતથી તે પછાત હોવા છતાં તે સર્વેએ તેને સમાધાન તરીકે—સર્વ પક્ષોના સમન્વય તરીકે કબુલ રાખ્યો હતો. આ તદ્દન ખરૂં છે. દાખલા તરીકે એક પક્ષ દેશના રક્ષણ, અને સુલેહ શાંતિની વ્યવસ્થા સંબંધી સંપૂર્ણ સત્તા હિન્દી સરકારને સોંપવાને તૈયાર ન હતો અને જ્યારે ને સત્તા હિન્દીઓના મનુષ્ય અને શહેરી તરીકે કુદરતી હકને બાધ ન આવે એવી રીતેજ વાપરવાની કલમ ઘડવામાં આવી ત્યારે એક સમાધાન તરીકે તેણે તે કબુલ રાખી. તે પક્ષ *સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્યની માગણી કરવા તૈયાર હતો;* પણ શરૂઆતમાં થોડાં વર્ષ માટે ન્યાય પોલીસ અને કાયદાનાં ખાતાં કારોબારી સરકારના હાથમાં સોંપવાનું તેણે સમાધાન તરીકેજ કબુલ કર્યું હતું. તેમ બીજા પક્ષને એ લાગ્યું હતું—અને અમે અહીંયાં તેની સાથે સંમત છીએ કે કાઉન્સીલ ઓફ સ્ટેટ અને ગ્રાંડ કમીટી કાઢી નાખવાની અને પ્રાંતોના વિભાગ અને ધારાસભાના બંધારણ વિષે ભલામણો કરવાને કમીટીઓ ન નીમવાની સૂચનાઓ અને તે વિષે જે બીજા માર્ગ દર્શાવવામાં આવ્યા હતા તે બધા ભૂલભરેલા હતા. કોંગ્રેસના ઠરાવોને બારીકાઇથી જોતાં સમજાશે કે મુદ્દાના ઠરાવની મહત્વની બધી કલમો સમાધાનરૂપ હતી. આ ઉપરથી કંઇક એવા વિચારપર અવાય છે કે પહેલાંની માફક કોંગ્રેસમાં રાજનીતિ અને પ્રજાહક વિષે એકજ નહિ જુદી જુદી ભાવના ધરાવનાર અનેક પક્ષ સામેલ થયાં છે. મીસીસ એની બેસંટે સ્પષ્ટ રીતે જણાવ્યું હતું તેમ આ પક્ષો વર્ષભર પોતાનું કાર્ય પોતાની ખાનગી સંસ્થાઓ મારફત કરશે, અને કોંગ્રેસ એ પક્ષોની સંયુક્ત પરિષદનું (joint convention) નવું સ્થાન લેશે. આમ કોંગ્રેસની ભાવના કંઇક બદલાઇ છે—બદલાય છે, પણ તેથી તેની પ્રતિષ્ઠા અને જવાબદારી ઘટશે નહિ પણ વધશે; પ્રજાના પ્રતિનિધિ તરીકે અને હિન્દના સર્વ પક્ષોના સંગમસ્થાન તરીકે પ્રજા તેમજ સરકાર પર તેના કાર્યની વધારે ને વધારે છાપ પાડશે.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

શંકા થઇ અને તેમણે પૂછયું કે આ રકમ હિંદી સરકાર લડાઇ ખતમ થયા પછી પાછી વાળશે ખરીને? એટલે કે તે ઓહીયાં તો કરશે નહીં ને? ના. કાર્માઇકલે જવાબ આપ્યો કે ના. લલુભાઇ હિંદી સરકારને માટે આવો હલકો મત બાંધે છે તેથી હું દીલગીર છું, સને ૧૯૧૪માં પંજાબની સરકાની એક કરોડ રૂપીઆની રકમ હિંદી સરકારે ખાલસા કરી છે. અને હવે માત્ર તેનુ વ્યાજ આપે છે તે ઉપરથી આ શંકા કાંઇ અસ્થાને છે એમ અમે માનતા નથી,

ના. મનમોહનદાસ રામજીએ ના ગવર્નરનો કેટલોક અંગત ખર્ચ (જે બધો સાર્વજનિક તેજુરીમાંથી આપવામાં આવે છે તે) ના ઉપર ટીકા કરીને તેમને નારાજ કર્યા હતા. ના. ગવર્નરના બગીચા પાછળ વાર્ષિક રૂ. ૪૦,૦૦૦ ખર્ચવામાં આવે છે, જેમાં એક ૪૦૦ રૂપીઆના યુરોપીયન માળીના પગારનો સમાવેશ થાય છે. તેમના બેંડ પાછળ રૂ. ૨૦'૦૦૦ થી વધારે ખર્ચવામાં આવે છે અને મુસાફરી કરતી વખતે તેમને માટે સ્પેશીઅલ ટ્રેનનો ખર્ચ કરવામાં આવે છે તેવા ખર્ચો આવા વખતમાં ન કરવા જોઇએ અથવા તો ઘણા ઘટાડવા જોઇએ. ના. ગવર્નરે તે ટીકાનો ઉત્તર વાળતાં કહ્યું કે ના. મનમોહનદાસે આવી બાબતો જાહેરમા મુકતા પેહેલાં સભ્યતાની-આતર મને ખાનગીમાં આવીને આ બાબતનો ખુલાસો પુછયો હત તો હું ખુશીથી તેમને આ ખર્ચ ચાલુ રાખવાની જરૂરીઆતના કારણો સમજાવત. આમ કરવાથી તેમની શંકા ટળત અને આવી બાબતોની ચર્ચા કરવાનો પ્રસંગ આવત નહીં. તેમણે ખુલાસો કર્યો કે યુરોપીયન માળી મેં ગવર્નરનો ઓદ્દો લીધો તે પેહેલાનો સરકારી નોકરીમાં દાખલ હતો અને વગર કારણે સરકારી નોકરને કેમ રજા આપી શકાય? બેંડનો ઉપયોગ મારા પોતાન મોજશોખ ને માટે થતો નથી પણ ઇસ્પીતાલમાં પડેલા ઘાયલ થએલા સીપાઇઓનું મનરંજન કરવાના કામમાં વપરાય છે. સ્પેશીઅલ ટ્રેન સંબંધી ઉલ્લેખનો અર્થ સમજ ફેરથી ના. ગવર્નરે એવો કર્યો કે મને મુસાફરી કરવા દેવાને જો ના. મનમોહનદાસ રાજી ન હોય તો તેમણે ધારાસભા પાસે તે પ્રમાણે ઠરાવ લાવવો અને પસાર કરાવવો જેથી ભવિષ્યના ગવનરો કાંઇ નારાજ નહીં થાય.

આબકારી ખાતા તરફથી દારૂની દુકાનો ચાલતા આવેલા વહિવટે પણ હરરાજી કરીને આપવાની નવી પદ્ધતિ સરકારે આ સાલથી ગ્રહણ કરવાથી રૂા. ૩૫ લાખ તેજ કારણે ખાસ ઉપજ્યા છે. આ રકમમાંથી ૧૫ લાખ કેળવણી ખાતામાં, ૧૦ લાખ સુખ-શાન્તિ ખાતામાં અને ૧૦ લાખ રૂપીઆ જાહેર બાંધકામ માટે આપવાના ઠરાવ્યા છે. દારૂથી ઉપજેલા પૈસો પાપનો પૈસો ગણાય, પણ ઉપર જણાવેલી ૧૫ લાખની રકમ તો આપણી પ્રાથમિક નિશાળોના મહેતાજીઓનો પગાર વધારવામાં તથા મોંઘાઇ ભથુ આપવામાં વપરાશે તેથી સુમાર્ગે ઉપયોગ થશે એમ તો કહ્યા વિના રહેવાતું નથી. દારૂનો પૈસો તે પ્રજાની બરબાદીનો પૈસો છે એ વાત ખરી છે. પણ મુંબઇ ઇલાકાની કુલ ૯૮ કરોડ રૂપીઆની ઉપજમાંથી ૩ા કરોડની ઉત્પન્ન આ ખાતામાંથી આવે છે. એક કલમના ગોદાથી આ ૩ા કરોડની ઉપજ બંધ કરવામાં આવે એમ માનીએ તો તેથી પડતો ખાડો કેવી રીતે ભરી કાઢવો એ કાંઇ નાનો સુનો પ્રશ્ન નથી.

બજેટની ચર્ચા ઉપરથી એક વિચિત્ર વાત જાણવામાં આવી હતી. સર સાસુન ડેવીડે થોડા વર્ષ પેહેલાં આપણા ખેતીવાડી ખાતાના હસ્તકમાં એક મોટી ધર્માદા રકમ આપી હતી તેમાંથી બે એંજનથી ચાલતાં હળ વેચાતાં લેવામાં આવ્યાં છે અને તે ખેડુતોને ભાડે આપવામાં આવે છે. ખેડુતો આનો બહુ સારો લાભ મેળવે છે; એક ખેડા જીલ્લામાં અને બીજું ધારવાડ જીલ્લામાં ચાલે છે. અહમદનગર જીલ્લામાં નેહેરના પાણીથી શેરડીનો પાક કરી તેમાંથી સાકર બનાવવાનો મોટા પ્રમાણમાં ધંધો કરવાને એક પરદેશી-ઓસ્ટ્રેલીઅન-કંપની ઉભી થઇ છે તેને આ કામ માટે આવું હળ જોઇએ છે અને હાલમાં ઈંગ્લંડ કે અમેરીકાથી આવાં હળ આવી શકે તેમ નથી તેથી આ કંપનીના ઉપર અહેશાન કરીને, અને ધારવાડ જીલ્લાના ખેડુતોની માગણીની દરકાર ન કરતાં, સરકારે તે વેચાતું આપવાનો ઠરાવ કર્યો છે. પરંતુ આ કૃત્યનો બચાવ કરવાને દલીલો કરવામાં આવી તે વિસ્મય પમાડનારી હતી. ના. કિડીજે કહ્યું કે દક્ષિણની ભૂમિમાં આવા સો હળ હોય તો પણ પુરાં પડે નહીં, છતાં આ કામ કાંઈ સરકારનું નથી; સરકાર તો ફક્ત અખતરો કરે અને તે ફતેહમંદ થાય તો પછી ખાનગી સાહસે તે કામ ઉપાડી લેવું જોઇએ. ના. સંભુભાઇ, જેઓ આ કંપનીના એક ભાગીદાર છે એમ કહેવાય છે, તેમણે તો એવી દલીલ નિષ્પક્ષપાતે કરી કે "જો મહરહુ કંપનીએ આ હળ વેચાતું ન લીધું હોત તો તે હળ સરકારે મેસોપોટેમીઆમાં ત્યાંની ભોંય ખેડવા માટે મોકલી દેવાનો ઠરાવ કર્યો હતો તે પ્રમાણે હિંદુસ્થાનની બહાર જતું રહેત. કંપનીએ ખરીદ કર્યું તેથી દેશની અંદર તો તે હળ રહ્યું છે." કંપનીએ હળ ખરીદ કરીને દેશમાં રખાવ્યું તે માટે તેનો ઉપકાર માનવાનો ઠરાવ મુકવાની દરખાસ્ત કોઇએ લાવવી જોઇતી હતી! આનું નામ સ્પષ્ટ ભાષામાં બોલીએ તો મામા માશીના કર્યું ન કહેવાય?

## પાંચ પરચુરણ બીલો.

બજેટ પરની ચર્ચા પુરી થયા પછી સરકાર તરફથી નાણાં ખાતાના મહાસદે તેનો ઉત્તર આપ્યો હતો અને ત્યાર બાદ કાયદા ઘડવાનું કામ હાથમાં લેવામાં આવ્યું હતું. પાંચ નાના કાયદાના ખરડાઓ હાલની કાયદા પોથીમાં દુરસ્તીઓ કરવાને માટે રજુ કરવામાં આવ્યા હતા. પ્રથમ ઇંગ્રેજી પદ્ધતિવાળા દાક્તરોની સભા (કાઉન્સીલ) સંબંધી કાયદામાં એવો સુધારો સૂચવાયો હતો કે હાલમાં સબ-આસીસ્ટંટ સર્જનોને મજકુર સભામાં સભાસદો ચૂંટવાનો હક નથી તે આપવો. તેમને આ સભા રજીસ્ટર કરે છે એટલે કે પોતાની જ્ઞાતિમાં ગણે છે, પણ સરખા દરજ્જાના તેઓ ન હોવાથી તેમને સભાસદો ચુંટવાનો હક નહોતો આપવામાં આવ્યો. આ સુધારો પેહેલીવારના વાચનમાંથી આગલી બેઠકમાં પસાર થયો હતો. આ વખતે તે ઉપર નીમેલી કમીટીનો રીપોર્ટ રજુ થયો હતો અને સર્વાનુમતે પાસ થયો હતો.

બીજો ખરડો કરાંચીની પોર્ટટ્રસ્ટ (બંદર ખાતાના મંડળના) કાયદામાં ફેરફાર કરવા સંબંધી હતો. બંદર ખાતાના વહિવટમાં લડાઇ ચાલે છે ત્યાં સુધી તથા ત્યાર બાદ થોડી મુદત સુધી, લશ્કરી ખાતાના એક મોટા અમલદારને સભાસદ તરીકે નીમવા માટે ગોઠવણ કરવામાં આવશે જેથી લશ્કરી અસબાબ તથા સીપાઇઓને લાવ

જાવ કરવાના કામમાં સુગમતા થાય. આ સુધારો જરાએ વિવાદગ્રસ્ત ન હોવાથી ત્રણે વખતના વાંચનમાંથી આ બેઠકમાંજ પસાર થયો હતો.

ત્રીજો ખરડો પરદેશીઓને આપણાં મ્યુનિસીપલ તથા જીલ્લા તાલુકાના મંડળોના સભાસદ થતાં અટકાવવા સંબંધી હતો. લડાઈ શરૂ થતાં પહેલાં આપણાં કેટલાંક સ્થાનિક મંડળોમાં જર્મન, ઓસ્ટ્રીઅન, અમેરીકન વિગેરે અન્ય પ્રજાજનોને સભાસદ થવાની છુટ હતી અને તે પ્રમાણે ખાસ કરીને કેટલાક પાદરીઓ આ મંડળોમાં ભાગ લેતા હતા, તે પ્રમાણે આ કાયદાથી હવે પછી થઇ શકશે નહીં. દેશી રાજ્યની પ્રજાને પરદેશી તરીકે આ કાયદામાં ગણવામાં નથી આવી. મુંબઇમાં વસતી ગોઆનીઝ કોમના ના. કેપટન ફરનાન્ડીઝે હિંદુસ્થાનના પોર્ટુગીઝ મુલકમાં (દીવ, દમણ અને ગોવામા) રહેતા હિંદીઓને આ કાયદો લાગુ પાડવો નહીં એમ સૂચના કરી હતી, પણ સરકારે અને ધારાસભાએ તે માન્ય કરી નહતી.

ચોથો ખરડો ગામડાઓમાં રબારી ભરવાડ વિગેરે ઢોર ઉછેરવાનો ધંધો કરનારી કોમ તરફથી ખેડુતોના ખેતરમાં ઢોરના ધણ છોડી મુકીને ઉભા પાકને નુકશાન કરવામાં આવે છે તેમને મજા કરવા માટે જીલ્લાની પોલીસના કાયદામાં જોઇતી કલમોનો ઉમેરો કરવા સંબંધી હતો. પારકા ખેતરોમાં આ પ્રમાણે ઢોરના માલેકો ઘણું નુકસાન જાણી-બુઝીને કરે છે, અને તેમને તેમ કરતાં અટકાવવાને માટે હાલનો કાયદો જોઇએ તેટલો કડક નથી તેથી આ ખરડો રજુ કરવામાં આવ્યો છે. આ ત્રાસ આખા ઇલાકામાં થોડે ઘણે અંશે છે, પણ ગુજરાતમાં ખાસ કરીને વધારે એમ કહેવામાં આવ્યું હતું, અને તેના સમર્થનમાં નડીયાદમાં આ સબંધી કોર્ટે ચડેલ કેસનું અને ગુન્હેગારો છુટી ગયાનું વર્ણન ના. કિટીજે કર્યું હતું. ના. હરિલાલ દેસાઇએ અમદાવાદ શહેરમાં પણ આ ત્રાસ ઘણો છે અને તે માટે મ્યુનીસીપાલીટી ઘટતા ઉપાયો લે છે છતાં ગુન્હેગારોને યોગ્ય નશીયત અપાવી શકતી નથી, તે જણાવી આ કાયદો ગામડાઓને તેમજ શેહેરને એક સરખો લાગુ પાડવા સૂચવ્યું હતું. સૂર્યાસ્ત અને સૂર્યોદયની વચમાં જો કોઇ શખ્સ પોતાના અથવા બીજા કોઇના ઢોર અથવા જાનવર લોકોના ખેતરમાં ભેળાડે તો તેને ૭ માસ સુધીની કેદની તથા એક હજાર રૂપીયા સુધીના દંડની શિક્ષા થઇ શકે એવી આ કાયદાની મતલબ છે. દંડ વસુલ કરવા માટે જાનવરોને જપ્ત કરી હરરાજ કરી શકાય તેની ગોઠવણ પણ તેમાં કરવામાં આવી છે. એકંદરે આ ખરડા વિષે વિરોધ બતાવવામાં આવ્યો નહતો તેથી પેહેલીવારના વાંચનમાંથી પસાર થયો હતો અને વિગતવાર તે સંબંધી ચર્ચા કરવા માટે કમિટી નીમવામાં આવી હતી.

પાંચમો ખરડો મુંબઈ શેહેરના મ્યુનીસીપાલ કાયદામાં બારીક ફેરફારો કરવા સંબંધી હતો. આ કાયદો ૧૮૮૮ માં રચાયો છે. અને ત્યાર પછી તેમાં જ્યારે જ્યારે દુરસ્તી કરવાની જરૂર મુંબઇની કોર્પોરેશનને જણાય છે ત્યારે ત્યારે સરકારને તે પ્રમાણે જણાવ્યાથી ધારાસભામાં જોઇના સુધારાઓ રજુ કરવામાં આવે છે અને તે સાધારણ રીતે હમેશાં પસાર થાય છે. કોર્પોરેશનની મરજી વિરૂદ્ધ આ કાયદામાં ફેરફાર કરવાના ખરડા ક્વચિતજ ધારાસભા[illegible]મે આવે છે. વિષય જરાએ વાદગ્રસ્ત ન હોવાથી જુજ ચર્ચા થયા પછી ખરડો [illegible]ર વંચાયો હતો અને કમિટી નીમાઇ હતી.

### મુંબઇ કરાચીમાં ઘરભાડાનો કાયદો નં-૨

ત્યાર બાદ ઘરભાડા ઉપર અંકુશના કાયદા નં-૨ નો ખરડો રજુ થયો હતો. મુંબઇ કરાંચી જેવા મોટાં શેહેરોમાં લડાઇના વખતમાં ઘરભાડામાં થયેલો મોટો વધારો અટકાવવા માટે ગયા માર્ચ માસમાં એક કાયદો પસાર કરવામાં આવ્યો હતો. તે કાયદાને તે વખતે એકંદરે પ્રજાના પ્રતિનિધિઓએ સંમતિ આપી હતી કારણકે કેટલાક ઘરવાળાઓ ભાડાની બાબતમાં નિરંકુશ રીતે ગયા એક બે વર્ષથી વર્તતા હતા અને તેથી જનસમાજને ઘણું સોસવું પડતું હતું તે નિર્વિવાદ વાત હતી. તે કાયદાને પ્રજાએ તેમજ ધારાસભાએ આવકાર આપ્યો હતો. પરંતુ આ ખરડો અતિશય કડક છે અને અને ઘરવાલાઓને અન્યાયકારક છે. તેથી બિનસરકારી સભાસદોના મોટા ભાગે સખત વિરોધ બતાવ્યો હતો. સાધારણ રીતે કોઇપણ નવા કાયદાના પ્રથમ વાંચન વેળા આટલો બધો વિરોધ ક્વચિતજ બતાવવામાં આવે છે. આ વખતે ઘણી ચર્ચા થયા બાદ ખરડાની તરફેણમાં ૨૩ અને વિરૂદ્ધમાં ૧૫ મત પડયા હતા. તેની પેહેલી વારનું વાંચન થયું હતું અને કમિટી નીમવામાં આવી હતી. આ ખરડામાં વાંધા ઉઠવા જેવી બાબતો ઘણી છે. પ્રથમ તો એ કે સરકારી કંટ્રોલર ( તકરારી મકાનોના ભાડાં ઠરાવનાર અમલદાર ) જે ભાડું કોઇપણ ઘર યા દુકાનનું ઠરાવે તે કરતાં વિશેષ ભાડું લેનાર ઘરધણીને તેના દોષ માટે માજીસ્ટ્રેટ પાસે ઉભા કરી ૭ માસ સુધીની કેદની તથા એક હજાર રૂપીઆ સુધીના દંડની શિક્ષા કરવી શકે. "સોયની ચોરી માટે સૂળીની શિક્ષા" જેવોજ અન્યાય થયો. કાપડ, મીઠું, અનાજ વગેરે અનેક જરૂરીઆતની ચીજોનો ભાવ વેપારીઓએ નિષ્કારણ ચઢાવી મુકયો છે. તેના ઉપર કોઇ જાતનો અંકુશ નહીં, અને મકાનના માલેકોએજ જાણે ઘર બાંધીને કાંઇ પાપનું કામ કર્યું હોય તેમ તેને અનેક રીતે જકડી લેવાની યોજના કરવામાં આવે છે તેથી તેમને અન્યાય થાય છે. બીજો વાંધો એ છે કે કંટ્રોલરને તથા તેના મદદનીશોને કોઇપણ ઘર અથવા દુકાનનું વાજબી ભાડું શું હોવું જોઇએ તે નક્કી કરવાની નિરંકુશ સત્તા આપવામાં આવી છે તથા તેના પર કોઇપણ પ્રકારની અપીલ પણ થઇ શકે નહિં એ વાત તો ન્યાયના મૂળતત્વોથી પણ વિરૂદ્ધ છે. ત્રીજો વાંધો એ છે કે કોઇ ઘરધણી પોતાનું મકાન ભાડે ન આપતાં ખાલી રાખવાચાહે તો સરકાર તે ઘર તેની પાસેથી જબરજસ્તીથી લઇને ભાડે રહેવા ઇચ્છનાર લોકોને ભાડે આપી શકે, અને પોતે વાજબી ભાડું વસુલ કરી ઘરના માલેકને પહોંચતું કરે. આવી રીતે સરકાર જબરદસ્તીથી ભાડાનાં ઉઘરાતદાર અથવા ઇજારદારનું કામ કરે એ પ્રમાણે સરકારની ફરજ કોઇપણ સમાન હકના તત્વમાં ( Socialism મા ) આગળ વધેલા દેશમાં પણ સ્વીકારવામાં આવી નથી તો પછી અહીં એ તત્વ કેમ દાખલ કરી શકાય? અલબત્ત આ કાયદો લડાઇ ચાલે ત્યાં સુધી તથા ત્યાર પછી વધારેમાં વધારે બે વર્ષ સુધીની મુદત માટે છે, તથા ૨૦ રૂપીઆથી કમતી ભાડાના ઘર, કોટડી કે દુકાન માટેજ છે; પણ બે ચાર વર્ષને માટે પણ આવો હાનિકારક અને પેહેલીજ નજરેજ અન્યાયકારક ભાસે તેવો કાયદો પ્રજા ઉપર લાદવામાં આવે તે ન ચલાવી લેવાય. કાયદાઓ જેમને માટે રચવામાં આવે તેમને ન્યાય આપવાને માટેજ ધારાસભાઓ કાયદા ઘડે છે, અન્યાય આપવા માટે નહિં. વેચાણ લેવાણ ( Damand and supply ) ના નિયમ પ્રમાણે બધી જણસોની લેવડ દેવડ થાય તેજ

નિયમમાંથી ફક્ત ઘરભાડાને બાતલ કરવામાં આવે એ ન સમજી શકાય તેવી બાબત છે હાલ તુરત આ કાયદો (૧) મુંબઇ શેહેર (૨) કરાંચી શેહેર (૩) પૂના કેમ્પ અને (૪) સાષ્ટી તાલુકાનેજ લાગુ પાડવાનો વિચાર છે પણ સરકાર ધારે તે ગમે તે શેહેરને લાગુ પાડી શકે તેવી યોજના છે. હાલતો તે ખરડો કમિટીને સોંપવામાં આવ્યો છે અને કમિટી તેમાં કેવાક ફેરફાર—કડકપણું ઓછું કરવા માટે—સૂચવે છે તે જોવાનું છે. ધારાસભાની સપ્ટેમ્બરની બેઠકમાં કમિટીનો રીપોર્ટ રજુ થશે ત્યારે પુષ્કળ વાદવિવાદ થવા સંભવ છે. ( પછી આ ધારો પસાર થયો છે. )

## રજુ થયેલા ઠરાવો.

મૉર્લી-મિંટો સુધારા અનુસાર ૧૯૧૦ ની સાલથી ધારાસભામાં ઠરાવો રજુ કરવાનો અધિકાર સભાસદોને આપવામાં આવ્યો છે. સરકારી અને સરકારે નીમેલા ( અને તેથી તેની છાયાવાળા ) સભાસદોની સંખ્યા પ્રજાએ ચૂંટેલા સભાસદો કરતાં વધારે હોવાથી સરકારની સંમતિ શિવાય ઠરાવો કવચિતજ પસાર થાય છે. ઠરાવ પસાર થાય તો પણ તેનો અમલ કરવાને કારોબારી સરકાર બંધાએલ છે એમ પણ નથી. ફક્ત તે સલાહ રૂપેજ ગણાય છે, અને તેની ખુશીમાં આવે તો તે વર્તન કરે યા ન કરે. પણ સરકારની મરજી વિરૂદ્ધ જ્યારે કોઇ ઠરાવ પસાર થાય ત્યારે પ્રજાની જીત અને સરકારની હાર થઇ થઇ ગણાય અને તેની નૈતિક અસર સરકાર પર ઘણી થાય છે. ૧૯૧૫ની સાલમાં આવા સરકાર પક્ષની હારના પ્રસંગો કવચિત બનતા પરંતુ ત્યાર પછી લગભગ દરેક બેઠકમાં એકાદ પ્રસંગ બને છે. જુલાઇ—ઓગસ્ટની બેઠકમાં પણ તેવો એક બનાવ બન્યો. વાત ઝીણી હતી પણ સરકારે ગ્રહણ કરેલું ધોરણ ખોટું હતું તે સુધારવું એવી દલીલ થઇ તી. ના. ચુનીલાલ મેહેતાએ એવો ઠરાવ રજુ કર્યો કે " ઉદ્યોગ ખાતાના મુખ્ય અધિકારી ( ડાઇરેકર ઑફ ઇંડસ્ટ્રીઝ ) ને સલાહ આપવા માટે જે મંડળ નીમવામાં આવ્યું છે તેના સભાસદોની સરકાર નીમણુંક કરે છે તેને બદલે ઇંગ્રેજી તથા દેશી વ્યાપારી મંડળો, મીલ માલેકોની મંડળીઓ તથા બીજા એવા મંડળો પોતાના પ્રતિનિધિને મોકલે તેની નીમણુંક થાય " એટલે કે સદરહુ સલાહકારક મંડળમાં પ્રતિનિધિત્વ દાખલ કરવું. એવી સાદી બાબત સરકારને રૂચી નહીં અને સ્વીકારવાની ના પાડી. ના. ચુનીલાલે કહ્યું કે હાલ જે સભાસદોને સરકારે નીમેલા છે તે તે કામને માટે લાયક નથી એમ મારૂં કહેવું નથી. એટલુંજ નહિ પણ કદાચ સરકારે નીમેલા સભાસદોનેજ વ્યાપારી મંડળો નીમે એ બનવા જોગ છે. પણ જો સદરહુ સભાસદો પોતપોતાના મંડળને જવાબદાર હોય તો તેમની ઇચ્છા અને રાહ પ્રમાણે વર્તે, નહીંતો કદાચ સ્વચ્છંદે વર્તે અથવા સરકારની શેહેમાં દબાઈ. આ ઠરાવ ઉપર લાંબી ચર્ચા થઇ નહતી, પણ જ્યારે મત લેવામાં આવ્યો ત્યારે તરફેણમાં ૨૦ અને વિરૂદ્ધમાં ૧૫ મત પડયા હતા. ઠરાવ પસાર થયો હતો. હવે તે પ્રમાણે અમલ થશે કે નહીં તે જોવાનું છે, પણ આવી ઝીણી બાબતમાં સરકાર બેવડો દુરાગ્રહ નહીં કરે એમ માની શકાય.

## મહાબળેશ્વર નિવાસ.

બીજો રસાકસીનો ઠરાવ ના. પરાંજપેએ સરકાર વર્ષમાં બે વખત મહાબળેશ્વરની

શિતળ ટેકરીપર હવા ખાવા જાય છે તે રિવાજ બંધ કરવા સબંધી મુકયો હતો, તથા તેમને ના. ફીરોઝ શેઠનાએ જોરદાર ભાષામાં ટેકો આપ્યો હતો. હાલમાં મુંબઇ સરકારને રહેવાનાં ત્રણ સ્થાન છે, મુંબઇ, પૂના અને મહાબળેશ્વર. મુંબઇથી એપ્રીલની શરૂઆતમાં સરકાર મહાબળેશ્વર જાય છે. ત્યાં એપ્રીલ અને મે માસ રહી જુનની શરૂઆતમાં પૂને આવે છે. ચાતુર્માસ (જુન, જુલાઇ, ઓગસ્ટ અને સપ્ટેમ્બર) પૂનામાં ફરી તેઓ પાછા અક્ટોબર મહિનામાં એક માસ મહાબળેશ્વર રહેવા જાય છે. ત્યાંથી પાછા નવેમ્બરની શરૂઆતમાં મુંબઇ આવી માર્ચની આખર સુધી મુંબઇમાં રહે છે. આમ વર્ષમાં પાંચ માસ મુંબાઇ, ચાર માસ પૂના, અને ત્રણ માસ મહાબળેશ્વર એ પ્રમાણે સરકારી મુકામ રહે છે. ત્રણ ઠેકાણે ગવર્નર સાહેબના ઘરનો ખર્ચ પ્રજાને સહન કરવો પડે છે અને વર્ષમાં ચાર વખત ગાંસડા પોટલા અને દફતરની હેરફેર કરવી પડે છે. ખર્ચની બાબત બાદ કરીએ (મહાબળેશ્વર ખાતાનું વાર્ષિક ખર્ચ રૂ. ૩૦૦૦૦ નું છે) તોપણ બીજુ આડકતરૂ ખર્ચ તથા નુકસાન સરકાર આવી દુરના અગમ્ય સ્થાને રહે તેથી ઘણું થાય છે. દાખલા તરીકે જ્યારે ૧૯૧૨ માં પંચમ જ્યોર્જ ગાદી ઉપર બેઠા ત્યારે તે બનાવનો ઢંઢેરો વાંચી સંભળાવવાને મુંબઇ શહેરમાં આસીસ્ટંટ કલેક્ટરથી વધારે મોટો અમલદાર નહતો. તેનાથી ઉપરના બધા અમલદારો શિતળ ટેકરીપર હવા ખાવા ગયા હતા. આ બાબતમાં જેમ દેશી પ્રજાની ફરિયાદ છે તેમજ યુરોપીયન પ્રજાની પણ ફરિયાદ છે તથા ટાઇમ્સ ઓફ ઇંડીયા વર્તમાનપત્રની તે સંબંધની લડત જાણીતી થયેલી છે. મુંબઇના યુરોપીઅન વેપારી મંડળે તે સંબંધી વાઇસરોયને ફરિયાદ થોડા મહીના પહેલાંજ એક પ્રસંગે કરી હતી. આ ઠરાવ સંબંધી પુષ્કળ ચર્ચા બંને બાજુ તરફથી થઇ હતી. ના. ઇબ્રાહીમ હારૂન જાફર (પૂનાવાળા) એ આ ઠરાવમાં દુરસ્તી સૂચવી કે વર્ષમાં બે વાર સરકાર મહાબળેશ્વર જાય છે તેને બદલે એક વખત ઉનાળામાંજ જાય. આ નરમ ઠરાવ ના. પરાંજપેએ કબુલ રાખ્યો પણ સરકારે મંજુર રાખ્યો નહતો, અને તેમ કરતાં એક વિચિત્ર દલીલ આગળ ધરી હતી. સરકાર તરફથી ના. સર ક્લોડ હીલેએ કહ્યું કે લૉર્ડ વિલિંગ્ડનની સરકારનો ઇરાદો ચાલુ સાલના તથા આવતી સાલના અક્ટોબરમાં મહાબળેશ્વર જઇ નિવાસ કરવાનો નથી, પણ ભવિષ્યના ગવર્નરને અમો બાંધી લેવા માગતા નથી. તેથી આ સુધારેલો ઠરાવ અમો મંજુર કરી શકતા નથી. આ દલીલ ખરેખર વિચિત્ર છે. દરેક ઠરાવ, દરેક નિયમ, દરેક કાયદો ચાલુ જમાનાને તેમજ ભવિષ્યના જમાનાને, હાલના અધિકારીને તેમજ ભવિષ્યના અધિકારીને સરખો બંધનકર્તા હોય છે. ભવિષ્યની ધારાસભા તેને યોગ્ય લાગે તેમ તેમાં ફેરફાર અથવા તેને રદ બાતલ કરવાને સમર્થ છે, ભવિષ્યના અધિકારીને અમુક બાબત રૂચશે કે નહી તે શંકા લાવીને એકાદો સારો નિયમ કે ઠરાવ પસાર ન કરવો એવી દલીલ તો હિંદુસ્થાનના આપખુદ અમલદારોજ કરી શકે.

ઉપરના ઠરાવના સંબંધમાં બોલતાં ઉત્તર વિભાગના કમિશનર ના. પ્રેટ સાહેબે તેમની હમેશની ચેષ્ટા મારવાની ઢબથી કહ્યું કે શીતળ ટેકરી ઉપર જવાની જરૂર ફક્ત મુંબઇ સરકારને લાગે એટલુંજ નહીં પણ અમદાવાદ મ્યુનીસીપાલીટીના કેટલાક સભાસદોને મે માસમાં આબુના પહાડ પર ગયા વિના ચાલતું નથી અને તેથી કમિટીઓમાં પુરતા સભાસદો હાજર ન રહેવાથી મુલતવી રાખવી પડે છે. આ દલીલનો ના. હરિલાલ

દેસાઇએ યોગ્ય ઉત્તર વાળ્યો હતો કે જે અમદાવાદ મ્યુનીસીપાલીટીના સભાસદો આબુના પાહાડ પર જાય છે તે સાથે મ્યુનીસીપાલ દફતર લઇ જતા નથી કે ત્યાં બેઠા બેઠા પોતાનો અધિકાર ગજાવતા નથી. વળી મુંબઇ સરકારનું અનુકરણ કરીને વિભાગના કમિશનરો પણ ઉનાળામાં શિતળ જગ્યાએ જાય છે, તે પ્રમાણે ગુજરાતના કમિશનર દર વર્ષે ઉનાળામાં સુરત પાસે ટીથલમાં દરીયા કિનારે નિવાસ કરે છે. જ્યારે ના. પ્રેટે કહ્યું કે આ વર્ષે હું ટીથલ ગયો ન હતો તેના જવાબમાં ના. હરિલાલે કહ્યું કે ત્યાં નહીં તો કાણા જીલ્લાની એક શીતળ ટેકરી ઉપર જઇને રહ્યા તે પણ એતું એજ થયું.

## કન્યાઓની માધ્યમિક કેળવણી.

કન્યાઓની માધ્યમિક (અથવા ઇંગ્રેજી) કેળવણી સંબંધી બે અગત્યના ઠરાવો ધારાસભા સમક્ષ આવ્યા હતા. ના. કામતે એવો ઠરાવ રજુ કર્યો કે "ઈલાકાના ત્રણ મોટા શેહેરોમાં સરકારે ફક્ત કન્યાઓને માટે ઇંગ્રેજી શાળાઓ ખોલવી અને રફતે રફતે તેને પૂર્ણ હાઇસ્કુલો બનાવવી." હાલમાં કન્યાઓને માટે સરકાર તરફથી આખા ઈલાકામા ફકત બેજ હાઇસ્કુલો ચાલે છે, એક પૂનામાં અને એક અમદાવાદમાં. આ સંખ્યા ઘણી થોડી છે અને તેથી કન્યાઓને ઇંગ્રેજી કેળવણી આ બે શેહેર શિવાય બીજે કયાંઈ ભાગ્યેજ મળી શકે છે. બીજા કેટલાક શેહેરમાં (સુરત, ભરૂચ, વાંદરા, હૈદ્રાબાદ વિગેરેમાં) ખાનગી તથા ખ્રિસ્તી મિશનોની તેવી શાળાઓ છે એ ખરૂં છે પણ તેથી સરકારી જવાબદારી ઓછી થતી નથી. આ ઠરાવ સરકારે કબુલ રાખ્યો હતો અને આપણે આશા રાખીશું કે થોડા મહિના બાદ આ ત્રણ શાળાઓની શરૂઆત થશે.

હાલ જે જે શેહેરોમાં કન્યાની ઇંગ્રેજી શાળાઓ નથી પણ છોકરાઓ માટે હોય તેમાં છોકરીઓને તેમની માબાપની ઇચ્છા હોય તો દાખલ કરવી એવો ઠરાવ ના. પરાંજપેએ રજુ કર્યો હતો. નાશિકની છોકરાઓની હાઇસ્કુલમાં એક છોકરીને દાખલ કરવાની તેની માએ ઇચ્છા બતાવી છતાં ત્યાંના મુખ્ય શિક્ષકે તેને દાખલ કીધી નહીં તેથી આ ઠરાવ ધારાસભા પાસે આવ્યો હતો. સદરહુ મુખ્ય શિક્ષકનું વર્તન આપણુદ હતું કારણ કે તેજ સ્કુલમાં બે છોકરીઓને તેમણે દાખલ કરેલી હતી અને આ ત્રીજી છોકરીને દાખલ કરવાની ના કહી. કેળવણી ખાતાના મુખ્ય અધિકારી ના. કોવર્ન્ટને પોતાના ખાનાના અમલદારનો બચાવ કરતાં કહ્યું કે સદહું શાળાનું મકાન ભાડાનું છે અને તેથી તેમા ઇન્કાર કરીને છોકરીઓને બપોરને વખતે વિશ્રાંતિ લેવાની કે પાણી પેશાબની ઓરડીની સગવડ કરી આપવાનું બની શકે તેમ નથી તેથી આમ કરવું પડયુ હતું. આ દલીલ તો કેવળ લુલો બચાવ હતો, કારણ જે વ્યવસ્થા પેહેલી બે છોકરીઓને માટે હતી યા નહતી તેજ વ્યવસ્થા અથવા ગેરબોઇ ત્રીજીને માટે ચાલત. આ ઠરાવમાં થોડો શાબ્દિક ફેરફાર કરીને સરકારે મંજુર રાખ્યો હતો.

## મુસલમાન આર્ટ્સ કોલેજ.

સને ૧૯૧૪ મા મુંબઇના શ્રિમંત વ્યાપારી સર મહમદ યુસુફ સોદાગરે આઠ લાખ રૂપીઆની રકમ ના. ગવર્નરને એવી શરતે સ્વાધીન કરી હતી કે તેમાંથી મુસલમાન વિદ્યાર્થીઓને માટે એક કોલેજ બાંધવી અને ચલાવવી. આ રકમ કેટલાક કારણોસર હજુ

એમને એમ પડી રહી છે અને તેનું વ્યાજ પણ વપરાતું નથી, પણ મુદલમાં ઉમેરાતું જાય છે. વ્યાજ દર વર્ષે રૂ. ૩૦,૦૦૦ આવે છે. મુસલમાન કોમ ઇંગ્રેજી કેળવણીમાં પછાત છે અને તેથી અસલ રકમ તો બાજુએ રહી પણ, તેનું વ્યાજ પણ તે કોમના યુવકોની કેળવણીના ઉપયોગમાં ન આવે તેથી તે કોમના નાયકો ઉંચા નીચા થાય તેમાં નવાઇ નહીં. છેલ્લાં એક બે વર્ષમાં તે સંબંધી મુસલમાન સભાસદો તરફથી સવાલો પૂછાતા રહ્યા છે અને આ બેઠકમાં તે સંબંધી ના. ખાનબહાદુર ઇબ્રાહિમ હારૂન જાફરે એક ઠરાવ રજુ કર્યો હતો. તેમાં માગણી કરી હતી કે (૧) સદરહુ રકમનું વ્યાજ મુસલમાન યુવકોને શિષ્યવૃત્તિઓ આપવામાં વાપરવું અને (૨) સાત વર્ષની મુદતની અંદર એક મુસલમાન આર્ટસ કોલેજ તેના વ્યાજમાંથી સરકારે ચાલુ કરવી અને ઘટે તે રકમ પ્રાંતિક ફંડમાંથી આપવી. ઠરાવના પેહેલા ભાગ તરફ સભા તરફથી સર્વેએ સંમતિ બતાવી હતી, પણ બીજા ભાગમાં મતફેર પડયો હતો. ના. ચુનીલાલ મેહેતા, ના. પરાંજપે તથા ના. ગોડબોલેનું એમ કહેવું થયું કે જો આ કોલેજ ફક્ત મુસલમાનોને માટે હોય અથવા બીજી કોમના કરતાં તેને પેહેલી પસંદગી આપવામાં આવે તો આવી એક કોમી કોલેજને માટે પ્રાંતિક તીજોરીમાંથી, એટલે કે સમસ્ત પ્રજાના પૈસામાંથી ખુટતા પૈસા આપવા કેમ વાજબી ગણાય? ના. જાફરે સંયુક્ત પ્રાંતની અલીગઢની મુસલમાન કોલેજને પ્રાંતિક તીજોરીમાંથી મદદ આપવામાં આવે છે તે દ્રષ્ટાંત આપ્યો હતો અને કહ્યું કે તેમાં ફક્ત મુસલમાન કોમના યુવકોને દાખલ કરવામાં આવશે તેમ નથી, પણ તે કોમવાળાને પસંદગી આપવામાં આવશે, અને સાથે સાથે બીજી કોમવાળાઓ દાખલ થઇ શકશે. સરકાર તરફથી કેળવણી ખાતાના સભાસદ ના. સર ઇબ્રાહિમ જવાબ વાળતાં જરા ગરમ થઇ ગયા હતા અને પોતાની કોમનો અયોગ્ય પક્ષ લીધો હતો એમ આ લેખકને લાગે છે. મુંબઇની મ્યુનીસીપાલીટીને એક હિંદુ ગૃહસ્થના ટ્રસ્ટીઓ તરફથી સાર્વજનિક મેડીકલ કોલેજ કાઢવાની શરતે બાર લાખ રૂપીઆ આપવામાં આવ્યા છે અને મુંબઇની મ્યુનીસીપાલીટીએ તે શરત કબુલ રાખી છે અને તેમાં સાર્વજનિક પૈસાનો ઉપયોગ થશે તે બાબતની તેમણે ચુનીલાલને યાદી આપી હતી. મુસલમાન આર્ટસ કોલેજ અને મુંબઇની નવીન મેડીકલ કોલેજ એ બંને ઉદાહરણો એક સરખા નથી, એ ના. સર ઇબ્રાહિમ ભૂલી ગયા હતા. મુસલમાન આર્ટ્સ કોલેજ આજે મુખ્યત્વે કરીને મુસલમાન યુવકોના અને થોડાં વર્ષ પછી ફક્ત મુસલમાનોના ઉપયોગમાં આવશે અને મુંબઇમાં કાઢવા ધારેલી મેડીકલ કોલેજ મુખ્યત્વે કરીને અથવા કેવળ હિંદુઓ માટે નથી પણ સર્વ કોમને સરખી ઉપયોગી થશે એ ના. સર ઇબ્રાહિમને યાદ રહ્યું નહતું. હાલ તુરત તો સદરહુ સવાલ સરકારની સૂચના મુજબ મુલ્તવી રહ્યો છે, કારણ કે સદરહુ કોલેજમાં કેટલું ખર્ચ પ્રથમનું તથા ચાલુ થશે તેના અડસટ્ટા હમણાંજ સરકારને મળેલા છે અને તે તપાસ્યા નથી, તેથી પ્રાંતિક તીજોરીમાં કેટલી રકમ આપવી પડશે તે ખબર નથી. પણ સપ્ટેમ્બરની અથવા ડીસેમ્બરની બેઠકમાં આ સવાલ ધારાસભા પાસે પાછો નીકળશે અને ત્યારે સમાધાનકારક નિકાલ થશે એમ આપણે આશા રાખીશું.

## પ્રાથમિક કેળવણીના ઠરાવો.

પ્રાથમિક કેળવણી સંબંધી ત્રણ મહત્વના ઠરાવો રજુ થયા હતા, જે ના. ઉપાસની

(ધુળીયાવાળા) તરફથી અને એક ના. ઇબ્રાહિમ હારૂન તરફથી. તે નીચે પ્રમાણે હતા.

૧. હજાર અથવા તેથી વધારે વસ્તીવાળા ગામડામાં જ્યાં પ્રાથમિક શાળા ન હોય ત્યાં સરકારે તાકીદથી ખોલવી.

૨. જે મ્યુનીસીપાલીટી ફરજીયાત પ્રાથમિક શિક્ષણ પોતાની હદમાં દાખલ કરે તેને સરકારે કુલ ખર્ચનો અરધો ભાગ નહીં પણ બે તૃતીયાંશ આપવો.

પેહેલો ઠરાવ સરકારે કબુલ રાખ્યાથી ધારાસભાએ પસાર કર્યો હતો, અને બીજા ઉપર પુષ્કળ વાદવિવાદ થયા પછી સરકારે સ્વીકારવાની ના પાડી હતી અને ધારાસભાએ પણ નામંજુર કર્યો હતો.

૩. ઇલાકામાં પૂના, અહમદનગર, ડીસા જેવા સ્થળે જ્યાં જ્યાં કેમ્પ (લશ્કરને લીધે વસ્તી) હોય ત્યાંની કેન્ટોન્મેંટ કમિટીને પ્રાથમિક શિક્ષણના ખર્ચની અર્ધી રકમ સરકાર મ્યુનીસીપાલીટીને આપે છે તેમ આપવી.

આ ઠરાવ સરકારે સ્વીકાર્યો હતો અને ધારાસભાએ પસાર કર્યો હતો. આ દિશાની બાબત ઉપર આજ સુધી સરકારી કેળવણી ખાતાનું લક્ષ ગયું નહતું એજ આશ્ચર્યની વાત છે.

આ બધા ઠરાવો ઉપર ચર્ચા થતાં સરકારના વતી ના. સર ઇબ્રાહિમે પ્રાથમિક શિક્ષણના સંબંધી સરકારી રાજનીતિ શું છે તે ખુલાસાવાર કહી હતી. હાલમાં ઇલાકામાં ૧૦૪૪ ગામડાંઓ એવાં રહી ગયાં છે કે જેની વસ્તી હજારથી વધારે છે છતાં તેમાંથી એકે પ્રાથમિક શાળા મેળવવા હજુસુધી ભાગ્યશાળી થયું નથી. ના. સર ઇબ્રાહિમે કબુલ રાખ્યું કે આવા ગામડાઓનો કેળવણી ખાતાના બજેટ ઉપર પેહેલો હક છે અને બની શકશે તેટલી તાકીદથી-બે ત્રણ વર્ષમા-જો બાળકોની પુરતી સંખ્યા મળશે-તો આવાં લગભગ બધાં ગામડાઓમાં શાળાઓ ખોલવામાં આવશે.

આવાં બધાં ગામડાંઓ ખલાસ થશે ત્યાર પછી ૫૦૦ થી ૧૦૦૦ વસ્તીવાળાં શાળા વગરનાં ગામો હાથમાં લેવામાં આવશે. પાંચસેંથી વધારે વસ્તીવાળા દરેક ગામડામાં પ્રાથમિક શાળા સ્થાપવી તે સરકારનું ધ્યેય છે, જેથી કોઇ પણ બાળક ભણવાના સાધન વિનાનું રહી જાય નહીં.

## ફરજીયાત કેળવણી માટે વિશેષ મદદ.

ના. ઉપાસનીના બીજા ઠરાવ ઉપર ચર્ચા થતાં સારી રસાકસી થઇ હતી. હાલમાંજ મ્યુનીસીપાલીટીઓ પોતાની ઉત્પન્નમાંથી જોઇએ તે કરતાં વધારે-કુલ ઉત્પન્નના ૧૬ ટકાથી વધારે-પ્રાથમિક શિક્ષણ માટે ખર્ચે છે, જ્યારે બીજા પ્રાંતોમાં તેથી ઘણો થોડો ખર્ચ કરે છે. શિક્ષણ સાર્વત્રિક કરવાને માટે ફરજીયાત કર્યા વિના બીજો ઉપાય નથી, અને ફરજીયાત શિક્ષણ કરવાથી ખર્ચમાં જે મોટો વધારો થાય તે કરવાની ઘણું ખરૂં બધી મ્યુનીસીપાલીટીની શક્તિ બહારની વાત છે. આવી જાતનું કાંઇ ઉત્તેજન આપવામાં ન આવે તો ફરજીયાત શિક્ષણના કાયદાનો લાભ લેવા થોડાંજ શેહેરો તૈયાર થશે. પોતાની દલીલોના સમર્થન માટે ના. ઉપાસનીએ અનેક આંકડાઓ પણ રજુ કર્યા હતા. તેમને ઉત્તર આપતાં ના. સર ઇબ્રાહિમે શેહેર વિરૂદ્ધ ગામડાંઓની જાણીતી દલીલ રજુ કરી હતી. જો શેહેરોને વિશેષ ગ્રાંટ આપવામાં આવે તો ગામડાંઓને તેટલી ઓછી મળે અને તેથી કરીને ગામડાંઓ, જે હાલમાં શેહેર કરતા વધારે પછાત છે તે વધારે પછાત થાય

એવી દલીલ શહેરીઓ અને ગામડાંવાસીઓના સ્વાર્થ એક બીજાથી વિરૂદ્ધ છે એમ કહી તેમને અથડાવી મારવાને માટે ઘણી અકસીર છે. શેહેરોમાં નમના શિક્ષિત વર્ગનો વાસો જાગૃત છે અને ગામડાંવાસીઓ મુંગા છે અને પોતાનો કેસ રજુ કરી શકતા નથી તેથી શેહેરીઓ ફાવી જાય છે અને ગામડાંવાળાઓના હિતનું રક્ષણ કરવાને સરકાર માબાપ શિવાય બીજું કોઇ નથી આ દલીલ આપણો અધિકારી વર્ગ હજુ સુધી છોડતો નથી તેથી પોતાની હાંસીજ કરાવે છે. આ દલીલ ઉપરાંત સર ઇબ્રાહિમે સરકારી દફતરમાંથી આંકડાઓ રજુ કરી એમ સિદ્ધ કરી બતાવ્યું કે જો ના. ઉપાસનીની માગણી કબુલ રાખવામાં આવે તો તમામ મ્યુનીસીપાલ શેહેરોમાં જ્યારે પ્રાથમિક કેળવણી–છોકરા તથા છોકરીઓ તમામને માટે ફરજીયાત થાય ત્યારે બધી મ્યુનીસીપાલીટીઓને મળી ફક્ત એક લાખ રૂપીયાની નજીવી રકમ વધારે જોડવી પડે પણ સરકારને ૧૫ લાખની મોટી રકમ વધારાની જોડવી પડે માટે તે માગણી કબુલ રાખી શકાયજ નહીં. નામદાર ગવર્નરસાહેબે તો મ્યુનીસીપાલીટીના પ્રતિનિધિઓને "ઓલીવર ટિવીસ્ટ" નામના એક ઇંગ્રેજી નવલકથાના પાત્રની ઉપમા આપી હતી, કે જેને પારકું થોડુ મળ્યાથી સંતોષ નહોતો થતો પણ હમેશાં વધારેને વધારે માગણી કર્યા કરતો હતો.

### ખોટા આંકડાની મહોકાણ.

સર ઇબ્રાહિમે રજુ કરેલા આંકડા કેવા ભૂલાવો ખવાડનારા છે અને તેથી તેમનો તર્ક (એટલે કે બધી મ્યુનીસીપાલીટીઓને ફક્ત એક લાખ રૂપીઓ વિશેષ ખર્ચવો પડે તે) કેટલો ખોટો છે તે આ લેખકે ટાઇમ્સ ઓફ ઇંડીયાના તા. ૬ ઠી ઓગસ્ટના અંકમાં લખેલા એક લંબાણ પત્રથી સાબીત કરી આપ્યું છે. મુખ્ય મુદ્દો એ છે કે મ્યુનીસીપાલીટીઓને દરેક બાળકના શિક્ષણ પાછળ કેટલો ખર્ચ થાય છે અને ભવિષ્યમાં તેટલોજ રહેશે કે વધશે, અને વધે તો કેટલો. સર ઇબ્રાહિમના કહેવા પ્રમાણે દર બાળક દીઠ હાલ વાર્ષિક ખર્ચ રૂ. ૮–૮–૦ આવે છે અને હવે પછી પણ તેજ આંકડો કાયમ રહેશે. આ લેખકે બતાવ્યું છે કે કેળવણી ખાતાના છેલ્લા રીપોર્ટ પ્રમાણે આ આંકડો સરેરાશ હાલમાંજ રૂ. ૧૦–૮–૦ નો આવે છે અને થોડાજ વખતમાં માસ્તરોના પગારમાં વધારો થશે તેથી દર છોકરા દીઠ રૂ. ૨–૦–૦ નો વધારો થશે, અને તેથી કુલ ખર્ચ રૂ. ૧૨–૮–૦ થશે. જો આ આંકડો ખરો હોય, અને હું માનું છું કે ખરો છે, તો મ્યુનીસીપાલીટીઓને અરધા ખર્ચને હીસાબે રૂ. ૧૫ાા લાખ વધારે જોડવા પડે, એટલે હાલ જેટલો ચોખ્ખો ખર્ચ (૭ લાખ) કરે છે તેના કરતાં ત્રણ ઘણો ખર્ચ (૨૨ાા લાખ) કરવો પડે. જો ના. ઉપાસનીની સૂચના કબુલ રખાય તો મ્યુનીસીપાલીટીઓને આઠ લાખ વધારે ખર્ચવા પડે, એટલે હાલના કરતાં કુલ બમણાથી વધારે (૧૫ લાખ) ખર્ચવા પડજે. સર ઇબ્રાહિમના વાક્ચાતુર્યથી અને બોલવાની છટાથી ધારાસભાપર એવી અસર (પણ ખોટી રીતે) થઇ હતી કે ના. ઉપાસનીની માગણી કેવળ ગેરવાજબી છે અને તેથી તેને ટેકો આપવો જોઇએ નહીં. ના. સર ઇબ્રાહિમે, અજાણતાં પણ, ખોટા આંકડાનો ઉપયોગ કર્યાથી અને ના. ઉપાસની કરતાં તેઓ વક્તૃત્વમાં વિશેષ કુશળ હોવાથી આ ફરજીયાત કેળવણીનો ખરો કેસ માર્યો ગયો હતો. સત્ય આજ નહીં તો બીજે કોઇ વખતે તરી આવશે અને મ્યુનીસીપાલીટીની વાજબી માગણી કબુલ થશે એમ લેખક માને છે.

અમૃતલાલ વિ. ઠક્કર.

# નોંધ.

## મુસ્લીમ લીગના ઠરાવો.

કોંગ્રેસ અને મુસ્લીમ લીગની જે એકતાની શરૂઆત ૧૯૧૫ માં મુંબઇમાં કરવામાં આવી હતી અને જે ૧૯૧૬ મા લખનૌમાં સિદ્ધ થઇ હતી તે આ અણીને પ્રસંગે પણ કાયમ રહેશે એવી સૌને સંપૂર્ણ આશા હતી અને કોંગ્રેસના સ્તંભરૂપ કેટલાક આગેવાનો તેનાથી છુટા પડયા, તો પણ તે આશા સફલ થઇ એ અત્યંત સંતોષજનક છે. પ્રજા તરફથી રજુ કરવામાં આવેલી સુધારાની યોજના ઘડવામાં સર્વે રાજદ્વારી પક્ષો ભળ્યા હતા તેના કરતાં પણ વધારે મહત્વની બીના તો એ હતી કે દેશના મુખ્ય પ્રતિનિધિરૂપ સંસ્થાઓ-કોંગ્રેસ અને મુસ્લીમ લીગ તેને તૈયાર કરવામાં ભળી હતી. કોંગ્રેસ-લીગની એકતા અને સંયુક્ત માગણીપર સરકારી રીપોર્ટમાં પણ ભાર મૂકવામાં આવ્યો છે; તેથી તે માગણીના અને તેને અંગે થએલી ચળવળના જવાબમાં મી. મૉન્ટેગ્યુ અને લોર્ડ ચેમ્સફર્ડે જે યોજના ઘડી છે તે વિષે પણ વિચાર કરવા કોંગ્રેસની સાથે લીગની બેઠક પણ મુંબાઇમાં મળી હતી અને એક બીજા સાથે મસલતથી તે બન્નેએ એકજ સિદ્ધાંતપર સૂચનાઓ કરી છે એ તેમના ભવિષ્યના સહકારનું-હિન્દુ-મુસલમીન એખલાસનું શુભ ચિહ્ન છે.

છતા બન્ને મંડળના ઠરાવો વાચનાર તરતજ જોઇ શકશે કે તેમાં કંઇ કંઇ ભેદ હતા કેટલાક ભેદ તરફ અમે ધ્યાન ખેંચીશું. પ્રથમ તો હિન્દીઓના હકનુ જે જાહેરનામું કાયદાથી મંજુર કરીને તેને બાધ ન આવે એવી રીતે સુલેહશાંતિ અને રક્ષણની વ્યવસ્થા કરવાની સંપૂર્ણ સત્તા હિન્દી સરકારને આપવાનો ઠરાવ કોંગ્રેસે પસાર કર્યો છે તે લીગના ઠરાવોમા નજરે પડતો નથી. તેમજ હિન્દને સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર ૧૫ વર્ષમાં આપવાની કબૂલત કાયદાથી આપવાની કૉંગ્રેસે માગણી કરી છે તે પણ લીગે કરી નથી આ બન્ને ઠરાવો અતિશય મહત્વના છે અને તે ન પસાર કરવામાં લીગના કામમાં ઘણી ન્યૂનતા આવી છે એમ અમને લાગે છે. બીજી પાસ લીગના કેટલાક ઠરાવો કોંગ્રેસના ઠરાવના સુધારારૂપ અમને લાગે છે. દાખલા તરીકે કાઉન્સીલ ઑફ સ્ટેટ અને ગ્રાંડ કમીટી ન રાખીને સરકારને હસ્તક ખાતાં સબંધી જરૂરી કાયદા પસાર કરવાની બીજી પદ્ધતિઓ સૂચવી છે તેવુ લીગે કર્યું નથી પણ તે બન્ને મંડળને સ્વીકારીને કોંગ્રેસના ધોરણપર તેમાં સુધારા સૂચવ્યા છે. ધારાસભાનાં બંધારણ અને મતાધિકાર વિષે તેમજ ખાતાંના વિભાગ વિષે કમીટીઓ ન નીમવાની ભલામણો કોંગ્રેસે કરી છે તેવી લીગે કરી નથી. વાઇસરોયની કારોબારી સભાના જે સભાસદોને હસ્તક-પ્રધાનોને સોંપાએલા સિવાયનાં ખાતાં હોય તે પૈકી અડધા હિન્દી હોવા જોઇએ એવો અંતિમ ઠરાવ કોંગ્રેસે કર્યો છે તેને બદલે લીગે તો કારોબારી સભાના કુલ સભાસદો પૈકી અડધા હિન્દીઓને નીમવાની માગણી કરી છે.

પણ બંને મંડળના ઠરાવોમાં જે એકતા જોવામાં આવે છે તેના પ્રમાણમાં ભેદ ઘણા

ગૌણ છે. પ્રાંતિકની માફક હિન્દી સરકારમાં સ્વરાજ્યનું તત્વ દાખલ કરવું જોઇએ અને સુલેહ શાંતિ સાથે નિકટ સંબંધ ધરાવતાં ખાતાં શિવાયનાં બધાં સરકારનાં ખાતાં પ્રજાના પ્રતિનિધિઓને સોંપવાં જોઇએ—એ મહત્વની માગણી બન્ને મંડળોએ એક સ્વરે કરી છે. અને કોંગ્રેસ-લીગની યોજનાપર તેમ આ મુદ્દાની સૂચના પર જો વેગભરી ચળવળ ચાલુ રાખમાં આવશે તો હિન્દી તેમજ બ્રીટીશ સરકારને તે તરફ જરૂર ધ્યાન આપવું પડશે.

વાઇસરૉયનું ભાષણ.

ચોથી સપટેમ્બરને દિવસે વડી ધારાસભાની બેઠક ખુલ્લી મૂકતાં હિન્દના વાઇસરૉયે જે ભાષણ કર્યું હતું તે વાંચીને આપણને ઘણોજ ખેદ અને આશ્ચર્ય થાય છે. ઓગસ્ટની આખરમાં અને સપટેમ્બરની શરૂઆતમાં કોંગ્રેસ અને મુસ્લીમ લીગની બેઠકે મળીને સુધારાની યોજના વિષે એકજ ધોરણપર ઠરાવો પસાર કર્યા—લગભગ એકજ માગણીઓ સરકાર આગળ રજુ કરી તેથી તે વિષે વાઇસરૉય શું કહે છે તે જાણવાને આખુ હિન્દ ઘણું ઉત્સુક હતું; અને તે છતાં તેમણે યોજના વિષે પ્રમાણમાં લાંબુ વિવેચન કર્યું છે તેમાં તેમણે માત્ર એટલુંજ જણાવ્યું છે કે વીસમી ઓગસ્ટનું સ્વરાજ્ય સંબંધી જાહેરનામુ મી. મોન્ટેગ્યુની નીમણુકથીજ નહિ પણ સ્વાભાવિક ક્રમમાં પ્રકટ કરવામાં આવ્યું હતું, તેમના પોતાના આમંત્રણથીજ મી. મોન્ટેગ્યુ હિન્દુસ્તાન આવ્યા હતા, તે જાહેરનામાના સિદ્ધાંતો તેમજ મર્યાદાઓ તેમને પોતાને તો બંધનકારકજ હતાં, તે મર્યાદામાં રહીને જેટલા સુધારા કરી શકાય તેટલા તેમના રીપોર્ટમાં ચર્ચ્યા હતા અને છેવટે યોજનાના મુખ્ય મુદ્દા તેમણે સમજાવ્યા હતા. હવે સ્વરાજ્યના જાહેરનામાની મર્યાદાઓ વાઇસરૉયને તેમ આપણને પણ બંધનકારક છે કે નહિ તે સવાલમાં અમને રસ પડતો નથી—જો કે એટલું તો જણાવી શકાય કે સાધારણ રીતે જે બાબતમાં પ્રજાના પ્રતિનિધિઓનો કંઇ હાથ ન હોય તે તેમને બંધનકારક નજ ગણાય. પણ આ જાહેરનામાની મર્યાદામાં રહીને કોંગ્રેસ અને મુસ્લીમ લીગે એ ચાર દીવસપર જે સૂચનાઓ કરી હતી તે વિષે વાઇસરૉયે એક અક્ષર પણ કહ્યો નથી તે ઉપરથી પ્રજા એમ માની શકે કે કાંતો તેમાં જાહેરનામાની કલમોનું અતિક્રમણ થએલું તેઓ ગણે છે અથવા તે તેમને ઘણીજ નાપસંદ છે. ગમે તેમ હોય પણ તેઓ કોંગ્રેસ અને લીગના સંયુક્ત ઠરાવને હિન્દના પ્રજામત તરીકે ગણતા હોય તો તે વિષે કંઇપણ ઇશારો—તેનો તેમણે કંઇ પણ જવાબ આપવો જોઇતો હતો. દાખલા તરીકે હિન્દ સ્વરાજ્યની દિશામાં સંગીન પગલાં લેવાનું વચન જાહેરનામામાં આપવામાં આવ્યું છે તો પછી હિન્દી સરકારપર, વાઇસરૉયે પોતેજ જણાવ્યા પ્રમાણે કંઇક વધારે અસર કરવાનીજ તક હિન્દીઓને આપવાની છે અને તે સંબંધમાં તેમને થોડો પણ અંકુશ કેમ આપવાનો નથી—પ્રાંતિકની માફક હિન્દી સરકારમાં સ્વરાજ્યની શરૂઆત શા માટે ન કરવી જોઇએ? એ તેમણે જણાવવું હતું. હિન્દના બ્હારથી પસાર થતી આયાત નિકાસપર જકાત નાંખવાની સત્તા હિન્દને—હિન્દી સરકારને આપવાની માગણી કોંગ્રેસ-લીગે કરી છે તે વિષે પણ વાઇસરૉય શા માટે મુંગા રહ્યા હશે? કાઉન્સીલ ઓફ સ્ટેટ અને આંડ કમીટી કાઢી નાંખવાની અથવા તેના બંધારણને વધારે ઉદાર બનાવવાની સૂચના વિષે પણ તેમણે મૌન ધારણ કર્યું! આ ઉપરથી એમ સહજ અનુમાન થાય છે કે કોંગ્રેસ-લીગ તરફથી કરવામાં આવેલી આ અને આવી અનેક સૂચનાઓ વિષે સમભાવથી ખુલ્લા મનથી વિચાર કરવાને

તેઓ સાહેબ તૈયાર નથી અને જો કે બધી વ્યાજબી ટીકા ધ્યાનમાં લેવાનું તેઓ જણાવે છે તોપણ તેમનું મન તો તેમણે બ્હાર પાડેલી યોજનાનેજ વરી ચૂક્યું છે એટલુંજ નહિ પણ સ્હામી દલીલોનો રદીઓ આપવાની પણ દરકાર ન કરતાં હિન્દી પ્રજાની દૃષ્ટિથી તેના ઉત્તમ પ્રતિનિધિ રૂપ મંડળો તે વિષે જે ઠરાવો પસાર કરે તેની તિરસ્કારથી અવગણના કરવાનો તેમણે નિશ્ચય કર્યો છે. જો આમ હોય તો વેગભરી ચળવળથી પ્રજાએ પણ નિશ્ચયપૂર્વક તેમને સાબીત કરી આપવું જોઇએ કે સુધારા મળે કે ન મળે પણ તેના વિચારપૂર્વક ઘડેલા ઠરાવોને રદી કાગળ ગણવાને તેમને દુનીઆના રાજકારભારીઓમાં મોટામાં મોટો પગાર આપવામાં આવતો નથી.

## બાબુ બેનરજીનો ઠરાવ.

છઠી સપ્ટેમ્બરને દિવસે બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ વડી ધારાસભામાં એવો ઠરાવ રજુ કર્યો હતો કે: "આ કાઉન્સીલ સુધારાની દરખાસ્ત ઘડવા માટે વાઇસરોય અને હિન્દી વજીરનો ઉપકાર માને છે તેમજ હિન્દમાં જવાબદાર રાજતંત્ર રચવાની દિશામાં તેને એક શુદ્ધ પ્રયત્ન અને ચોક્કસ પ્રગતિરૂપ ગણે છે અને એવી ભલામણ કરે છે કે 'સુધારાના રીપોર્ટ વિષે વિચાર કરી હિન્દી સરકારને સૂચનાઓ કરવાને આ કાઉન્સીલના બધા બિનઅમલદાર સભાસદોની એક કમીટી નીમવી" આ ઠરાવના બીજા ભાગ વિષે અમારે વાંધો નથી. સરકાર તરફથી યોગ્ય રીતે કહેવામાં આવ્યું હતું કે જે સુધારાના રીપોર્ટ વિષે પ્રજાના મતની માગણી કરવામાં આવી છે તે વિષે વિચાર કરવાને વડી ધારાસભામાં બેમતા આગેવાન હિન્દીઓ કમીટીમાં મળવાની માગણી કરે તેની વિરૂદ્ધ કેમ થઇ શકાય? સુધારાને સંગીન પ્રગતિરૂપ ગણ્યા પછી તે વિષે સૂચનાઓ કરવાને કમીટી શા માટે નીમવી—એવી જે દલીલ કમીટીની નીમણુક સ્હામે રજુ કરવામાં આવી છે તે અમને વજુદ વગરની લાગે છે. જ્યારે કોઇપણ બીલ ખરડો ધારાસભામાં પહેલી વાર રજુ કરવામાં આવે છે અને તેના સિદ્ધાંત સામાન્ય રીતે સ્વીકારવામાં આવે છે ત્યાર પછી તેમાં સુધારા વધારા સૂચવવાને સીલેક્ટ કમીટી નીમવામાં આવે છે.

પણ આ ઠરાવના પહેલા ભાગની સ્હામે કોંગ્રેસમાં ભાગ લેનાર સભાસદોએ એ ગંભીર વાંધો ઉઠાવ્યો હતો કે આ સરકારી યોજનાને ચોક્કસ પ્રગતિ રૂપ કહી શકાય નહિ અને આ વાંધો ખરો છે. વીસમી ઓગસ્ટના જાહેરનામામાં પણ સ્વરાજ્યની સિદ્ધિની દિશામાં સંગીન પગલાં લેવાનું વચન આપવામાં આવ્યું હતું અને આ ઠરાવ પ્રમાણે જો યોજના સંગીન પ્રગતિરૂપ હોય તો સરકારે પોતાનું વચન પાળ્યું છે. પણ શું આ ખરૂં છે? પ્રાંતમાં અર્ધ સ્વરાજ્ય અને હિન્દી રાજતંત્રમાં શૂન્ય જેટલું સ્વરાજ્ય—એ શું હાલની સ્થિતિમાં સંગીન સુધારા રૂપ ગણાય? ખરેખર આશ્ચર્યની બીના તો એ છે કે જે કેટલાક નરમ પક્ષના ના. શ્રીનીવાસ શાસ્ત્રી જેવા આગેવાનો હિન્દી સરકારના બંધારણમાં પણ સ્વરાજ્યનું તત્વ દાખલ કરવાની માગણી કરે છે અને તેમ નહિ થાય તો જાશમેર ચળવળ દેશમાં થશે એવી ધમકી આપે છે તેમણે પણ આ ઠરાવને અન્તઃકરણપૂર્વક ટેકો આપ્યો છે. અને છતાં હિન્દી સરકારને પણ કેટલેક અંશે જવાબદાર બનાવવા ઇચ્છનાર અને તેટલે અંશે સરકારી યોજનાને સુધારાની બાબતમાં અધુરી ગણનાર—ગૃહસ્થોએ પણ તેને સંગીન પ્રગતિરૂપ ગણી સરકારને વચન પાળવાનું સર્ટીફીકેટ આપ્યું છે.

અમને ધાસ્તી છે કે મોટા ભાગના જે સભાસદોએ એ ઠરાવને વધાવી લીધો છે તેઓ તો હિન્દી સરકારમાં ચાંચ બોળવા માગતા નથી એવો આભાસ આવે. જે કમીટીમાં નરમ પક્ષના આગેવાનો અને રાજકીય ચળવળમાં કદી અંતઃકરણપૂર્વક ભાગ ન લીધો હોય તેમની બહુમતિ હોવાથી તેની સૂચનાઓ કોંગ્રેસ–લીગથી ઘણીજ વધારે નરમ બનશે એમ લાગે છે. કોઇક એમ પણ કહે કે કોંગ્રેસના ઠરાવોનું વજન ઓછું કરવાને નરમ પક્ષના મહારથીઓએ આ કમીટી નીમાવી છે. ગમે તેમ હોય પણ દરેક પક્ષને પોતાના વિચારો છૂટથી જણાવવાનો અને તે માટે દરેક તકનો લાભ લેવાનો હક હોવાથી, આ કમીટીની નીમણુકથી આપણે ગભરાવાનું નથી. જેટલે અંશે તે કોંગ્રેસ–લીગની સૂચનાને ટેકો આપશે તેટલે અંશે તેનું વજન વધશે; જેટલે અંશે તે જુદી હશે તેટલે અંશે આપણે પ્રજામત જાગૃત કરીને કોંગ્રેસ પક્ષનું સંગીન બળ સરકારને બતાવી આપવું પડશે.

## ૬૭ા કરોડની ભેટ !

નાણાં ખાતાના સભાસદ સર વીલીયમ મેયરે આ ઠરાવ વડી ધારાસભામાં રજુ કર્યો હતો: "આ દેશમાંથી ઉત્પન્ન કરેલા અથવા ઉત્પન્ન કરવાના લશ્કરના ખર્ચનો વધારે હિસ્સો, લડાઇ ચાલુ રહેવાથી હિન્દે આપવો જોઇએ એમ આ કાઉન્સીલ કબુલ કરે છે" આ વિષે લગભગ એક કલાકના ભાષણમાં તેમણે જણાવ્યું કે હિન્દ અત્યારે લડાઇના પહેલાંના સમયના ધોરણપર લશ્કરનો ખર્ચ–કેટલાક વધારા સાથે આપે છે અને હાલ વધારે ને વધારે લશ્કર હિન્દમાંથી પેદા કરવામા આવે છે તેના અને આવા લશ્કરના ખર્ચના અમુક અમુક ખાતાંના ખર્ચ ખાતે ૧૯૧૮, ૧૯૧૯ અને ૧૯૨૦ એ ત્રણ વર્ષમાં હિન્દી સરકારના ચાલુ મહેસુલમાંથી ૬૭ા કરોડ રૂપીયા આપવા જોઇએ, અને તે માટે હાલ તરત તો લડાઇને અંગે ઉત્પન્ન થતી અમુક રકમથી વધારે આવકવાળા માણસોના નફા પર ૫૦ ટકા જેટલો કર નાંખવો પડશે. આ ઉપરથી આપણને પહેલો એ વિચાર આવે છે કે તદન સામાન્ય શબ્દોમાં આ ઠરાવ મૂકવાને બદલે ૬૭ા કરોડની ભેટ આપવાની ચોક્કસ દરખાસ્ત શા માટે લાવવામાં આવી નહિ–કારણ કે અવિશ્વાસુ પ્રજાને સ્વાભાવિક રીતે એવો શક થાય કે આ ઠરાવને નામે ગમે તેટલા રૂપીયા હિન્દુસ્થાનની તીજોરીમાંથી લડાઇ માટે સરકાર ખર્ચી શકે. સદ્ભાગ્યે ના. શ્રીનીવાસ શાસ્ત્રીએ જે સુધારો મૂક્યો હતો કે સર વીલીયમ મેયરે ભાષણમાં જે કહ્યું હતું તેની મર્યાદામાંજ ઠરાવનો અર્થ સમજવો–તે તેમણે સ્વીકાર્યો હતો અને છતાં પણ આથી પ્રજાનો શક પૂરેપૂરો નાબુદ થતો નથી.

આથી વધારે વાંધાભરેલી બીના તો એ હતી કે આ ઠરાવ ઘડતાં કોઇપણ આગેવાનો સાથે ખાનગી મસલત કરવામાં આવી નહતી અને તેની ખબર ધારાસભાના સભાસદોને ઘણીજ મોડી આપવામાં આવી હતી ઠરાવ જોતાં તો સરકારની ચોક્કસ દરખાસ્તનો ખ્યાલ પણ ન શકે. વળી પ્રજામતનો કંઇ પણ સણસણાટ ન સંભળાય એવી જગ્યાએ ધારાસભા મળી હતી. આપણે એમ માની લઇએ કે આમ સાધારણ રીતે કરવાનું કારણ એ હોય છે કે ધારાસભાના પ્રજાકીય સભાસદોના મતનું બહુ વજન હોતું નથી. પણ આ પ્રસંગે તો તેથી ઉલટું હતું કારણ કે પ્રજાના પ્રતિનિધિઓની સંમતિ લેવાનો દેખાવ કરવાને માત્ર બિનઅમલદાર સભાસદોજ આ વિષે મત આપે એવો ખાસ નિયમ રચવામાં આવ્યો હતો. પણ સૌ કોઇ સમજી શકે એમ છે કે આ યુક્તિ નાટક રૂપ હતી. કારણ કે જે ભાગ

સભામાં હમેશાં અમલદારો બિનઅમલદારો કરતા હમેશા વધારે સંખ્યામાં હોય છે, જેણે પસાર કરેલા ઠરાવો માત્ર ભલામણ રૂપેજ ગણાય છે અને જેને અંદાજપત્ર કે કર પર સ્હેજ પણ અંકુશ નથી તે સભાના બિનઅમલદાર સભાસદોને પ્રજાના પ્રતિનિધિ તરીકે પણ પ્રજામતથી વાકેફ થયા શિવાય ૬૦ા કરોડ રૂપીઆની ભેટ આપવાનું કહેવું એ પ્રજા પાસેથી નાણાં લઇ તેના મ્હોંપર તાળુ વાસવાની સરકારની શરમભરેલી યુક્તિ કહેવાય.

છતાં આ વિચારો મનમાં રાખી આ વિષે ધારાસભામાં થયેલી ચર્ચા વાંચીયે છીએ ત્યારે આપણા કહેવાતા ઘણા ખરા પ્રતિનિધિઓ માટે શરમ અને દીલગીરીની અને પાંચ વીર દેશભક્તો માટે અનહદ માનની લાગણી ઉપજ્યા શિવાય રહેતી નથી. બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને સર દીનશા વાછા અને ના. શ્રીનીવાસ શાસ્ત્રી ઠરાવના ગુણ ગાવામાં અને તેમાં રહેલી આપણી કસોટી અને ઉજ્જવલ ભવિષ્ય સમજાવવામાં એક બીજાની સાથે હરીફાઇ કરવા લાગ્યા. ત્યારે બીજી પાસ ના. શર્માએ એવો સુધારો મૂક્યો કે ગરીબ લોકોના પર બોજો ન પડે એવી રીતેજ ૬૦ા કરોડની ભેટ આપવી જોઇએ. ત્યારે પૂજ્ય પંડિત માલવીયા, ના૦ વિઠ્ઠલભાઇ પટેલ, ના૦ ખાપર્ડે, અને ના૦ આયંગર ચોખ્ખો નકાર ભણ્યા. ના૦ શર્માનો સુધારો સરકારે ન સ્વીકાર્યો એટલે તેમણે પણ બીજા ચાર ગૃહસ્થોની સાથે ઠરાવની વિરૂદ્ધ મત આપ્યો અને ના૦ ઝીણાએ એકે બાજુએ મત આપ્યો નહિ.

આ ગરીબમાં ગરીબ દેશના ચાલુ મહેસુલમાંથી ૬૦ા કરોડ રૂપીયાની ભેટ ઇંગ્લંડ જેવા વધારેમાં વધારે પૈસાદાર દેશને આપવાની દરખાસ્ત મ્હામે વિરોધ દર્શાવવાને અમારી પાસે શબ્દો નથી. સામ્રાજ્ય અને હિન્દના રક્ષણને માટે આ યુદ્ધમાં બનતો ભોગ આપવાને હિન્દીઓ તૈયાર હતા અને છે. પણ આપણી પાસે જે હોય તેનાથી આપણી આપવાની શક્તિ સ્વાભાવિક રીતે મર્યાદિત થાય છે. હિન્દની વસ્તી ઘણી મ્હોટી છે-હિન્દના પુરૂષ તો નહિ-કારણ કે હથીયારબંધીના કાયદાથી પુરૂષો ઘણા નામર્દ અને ગરીબાઇથી અતિશય કંગાલ થઇ ગયા છે-પણ હિન્દીઓનું સંખ્યાબળ તો ઘણુંજ છે અને સરકાર ૫ ને બદલે ૫૦ લાખ સીપાઇઓ અને મજુરો હિન્દમાંથી લઇ શકે તો તેથી આપણે ખેદ નહિ પામીએ પણ હરખાઇશું. સરકારે ઇન્ડીઅન ડીફેન્સ ફોર્સ ઉત્પન્ન કર્યું છે અને મહાત્મા ગાંધીએ રાષ્ટ્રીય સૈન્ય ઉત્પન્ન કરવાને પ્રયત્ન કર્યો છે તેને અમે અંતઃકરણપૂર્વક ટેકો આપ્યો છે. પણ આપણા ડાહ્યા આગેવાનોએ અને આપણા રાજ્યકર્તાઓએ સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે કે આ અતિશય કંગાલ અને ગરીબ દેશમાંથી કોઇ પણ સ્થળેથી કે વસ્તીના કોઇ પણ ભાગમાંથી એક એક પાઇ વધારે લેવાય છે તે તેના જીવ અને લોહીમાંથી ચુસાય છે. ગાંધીજીએ ગોધરામાં જણાવ્યું હતું તે પ્રમાણે હિન્દની ગરીબાઇ આંકડાથી પુરવાર કરવાની જરૂર જ નથી. પણ જો કંઇ પુરાવાની જરૂર હોય તો જે કઠિન અને હિન્દી સરકારના બંધારણમાં પણ સ્હેલ પસાર થાય છે તે જોનારને આપણી ત્રાજુજ તેમ નહિ થાય તો જાશમેર ચળવળ આ નવે વપાદ બરાબર નથી છે તેમણે પણ એ ઠરાવને અન્તઃકરણપૂર્વક ટેકો આપ્યો છે. ગરીબ માણસોને સરકારને પણ કેટલેક અંશે જવાબદાર બનાવવા ઇચ્છનાર અને તેટલે અંગે આપણી જનાને યુદ્ધની બાબતમા અધુરી ગણનાર-ગૃહસ્થોએ પણ તેને સંગીન પ્રગતિરૂપ "સરકારને વચન પાળવાનું સર્ટીફીકેટ આપ્યું છે.

સ્ત્રીઓને પોતાનું શરીર ઢાંકવાને સાંસા પડે છે. આ બધાને પરિણામે દુનીઆની શાંતમા શાન્ત પ્રજામાં પણ કેટલેક ઠેકાણે લુંટ અને ચોરીનો ઉપદ્રવ ફાટી નીકળ્યો છે, લાખો અને કરોડો માણસોના ચ્હેરાપર ભૂખમરાની નીશાનીઓ જણાય છે, એથી સ્પષ્ટ રીતે જણાય છે કે આપણી પ્રજાના મોટા ભાગનો ધનસંચય શૂન્ય જેટલો છે અને એક વર્ષ પણ કાંઇ ચીજની ટાંચ પડે એટલે તેને માટે બ્હારની મદદ કે મરણ અથવા ભૂખમરા સિવાય બીજો રસ્તો રહેતો નથી. મુઠીભર શહેરના મહેલ ઉપરથી નહિ પણ લાખો ગામડાંની ઝુંપડી ઉપરથીજ આ દેશની સંપત્તિનું-અથવા તેની ગરીબાઇનું માપ કાઢતા જણાશે કે તેના ગરીબ પ્રજાવર્ગ કે ધનવાન માલેકો પાસેથી એક પાઇ પણ લઇ શકાય નહિ તો પછી ૧૫૦ કરોડની ભેટ ગયે વર્ષે કર્યા પછી-અને તેમાંના આશરે ૧૦૦ કરોડ-એક અબજ તો લોન તરીકે આ દેશમાંથી ભરાયા પછી આવતાં ત્રણ વર્ષ દરમ્યાન ચાલુ મહેસુલમાંથી દશ કરોડ રૂપીઆ લેવા એ જેટલું સરકારને માટે તેટલુંજ તે આપનાર આગેવાનોને માટે ઘાતકી છે-તે ઉપરાંત આગેવાનો દેશી હોવાથી તેમને માટે દેશદ્રોહરૂપ પણ છે.

સરકારના ઠરાવને ટેકો આપનાર મહારથીઓ હાલની પ્રાંતિક ધારાસભા તરફથી ચુંટાએલા હોવાથી તેઓ પ્રજામતના પ્રતિનિધિરૂપ નથી અને તેની વિરૂદ્ધ મત આપવાની હિંમત ધરનાર પાંચ દેશભક્તોની પાછળ પ્રજામતનું સમગ્ર બળ છે એ સરકારને જણાવી આપવાને આપણે શહેરોમાં અને ગામડાંમાં-સર્વ સ્થળે ખંતથી ચળવળ કરવી જોઇએ.

### છાપખાનાનો કાયદો.

હથીઆરબંધીના કાયદાને ઇંગ્લંડના કાયદાની[1] હારમાં લાવવાનો ઠરાવ ના૦ ખાપર્ડેએ વડી ધારાસભામાં રજુ કર્યો હતો. સરકાર તરફથી તેની સ્હામે વિરોધ બતાવવામાં આવ્યો હતો. પણ ડૉ. તેજબહાદુર સપ્રુએ મૂળ ઠરાવપર એવો સુધારો મૂક્યો કે "હથીઆરનો કાયદો અને તેની રૂએ ઘડવામાં આવેલા કાયદામાં કેવો ફેરફાર કરવો જોઇએ તે વિષે વિચાર કરી ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલને તે વિષે રીપોર્ટ કરવા આ સભાના અમલદાર અને બીન અમલદાર સભાસદોની એક કમીટી નીમવી." સર વીલીયમ વિન્સેન્ટે પહેલાં પણ જણાવ્યું હતું કે તે કાયદામાં જાતિ પરત્વે જે ભેદ કરવામાં આવ્યા છે તે નાબુત કરવાનો સરકારનો ઇરાદો છે. આમ હાલના કાયદામાં કંઇક પણ સુધારો સરકારને ઇષ્ટ હોવાથી તેમણે ડૉ. સપ્રુનો સુધારો કબુલ કર્યો અને તે પસાર કરવામાં આવ્યો.

પણ ના. ખાપર્ડે છાપખાનાના કાયદાના સંબંધમાં સફળ થયા નહિ. તેમણે એવો ઠરાવ રજુ કર્યો કે છાપખાનાને લગતા કાયદાની અસર અને હિન્દનાં છાપખાનાંની આર્થિક અને નૈતિક સ્થિતિની તપાસ કરવાને એક કમીટી નીમવી. આ કમીટી નીમાઇ હોત તોપણ તેથી આપણને સંતોષ થાત નહિ, અને તે બે કારણથી-એક તો રાઉલેટ કમીશનના દાખલાથી જણાયું છે તે પ્રમાણે આવી કમીટીના કાર્યથી આપણને કદાચ લાભ નહિ પણ હાનિ થાય અને બીજું કે, આવી કમીટી આપણ તરફેણમાં રીપોર્ટ ઘડે તો પણ તેથી કેટલો લાભ થાય છે એ ભૂતકાળના અનુભવથી આપણને જણાય છે.

---

૧. ઇંગ્લાંડના કાયદા વિષે "ત્રૈમાસિકની ખાસ બેઠક" વિષે લેખમાં ચોથા ઠરાવનો સંબંધમાં સમજુત આપવામાં આવી છે.

પણ સરકારે આવી કમીટી નીમવાના ઠરાવ સ્હામે પણ વિરોધ બતાવ્યો, એનો અર્થ એજ થાય છે કે આ સંબંધમાં એક તસુ માત્ર પણ તે પાછી હઠવાને તૈયાર નથી. જાપાન અને જર્મનીના છાપખાનાના કાયદાના દાખલા આપી હાલના કાયદાને ટેકાવવાને પ્રયત્ન કરવામાં આવ્યો હતો. અને એતો જાણીતું છે આ કાયદો ઓસ્ટ્રીયાના એક કાયદાના ધોરણપર રચવામાં આવ્યો છે. પણ જર્મની અને ઓસ્ટ્રીયાના રાજનીતિના સિદ્ધાંતોને કાયમ રાખવાને આ યુદ્ધ ચલાવવામાં આવે છે કે તેનો મૂળમાંથી નાશ કરવાને? અને જો જર્મની અને ઓસ્ટ્રીઆમાંથી આપખુદી નાશ પામવી જોઇએ તો શું બ્રીટીશ સામ્રાજ્યની હદમાં-હિન્દમાંજ તેને આશ્રય આપવો જોઇશે?

પણ સરકારની આથી વધારે સબળ દેખાતી દલીલ તો એ હતી કે હિન્દમાં હજી કેટલાક પત્રો કાયદાની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે અને છતા સરકાર રહેમ નજર રાખી તેની સ્હામે કંઇ ઉપાય લેતી નથી. આથી સરકારના પક્ષપર બેવડો ઘા પડે છે. પહેલું તો છાપખાનાનો કાયદો આવાં લખાણ પ્રકટ ન થાય તે માટે ઘડવામાં આવ્યો હોય તો તે પૂરપૂરો નિષ્ફળ થયો છે. બીજું, જે પત્રો આવાં લખાણ પ્રકટ કરે છે તેની સ્હામે ફોજદારી કે છાપખાનાના કાયદાની રૂયે કંઇ પગલાં ભરવાનુ સરકારને યોગ્ય લાગતું નથી-કદાચ તેમ કરવાની હિંમત ચાલતી નથી. આમ બન્નો રીતે આ કાયદાથી તેનો હેતુ સરતો નથી અને તે કાયમ રાખવાથી પ્રજાની લાગણી દુખાય અને સરકારથી વિરૂદ્ધ થાય એટલુંજ પરિણામ આવે છે.

કદાચ સર વીલીયમ વીન્સેન્ટનો ભાવાર્થ એવો હશે કે આ કાયદાથી ઘણાં ખરાં પત્રો તો સીધી લીટીએ ચાલતાં થયાં છે પણ હજી કેટલાંકજ વક્ર ગતિથી ચાલે છે. જો આમ હોય તો દેખીતી રીતે જુજ ખરાબ પત્રોને અંકુશમાં રાખવાની ખાતર હિન્દનાં તમામ છાપખાનાંપર ડેમોક્લીસની તરવાર ઝઝુમતી રાખી શકાય નહિ, અને જો ખાતાનો રોગ હવે અંકુશમાં આવી ગયો હોય અને કોઇકજ સ્થળે ઉપદ્રવ કરતો હોય તો પછી જે ફોજદારી કાયદાથી ભયંકર ગુન્હાપર કાબુમાં રાખી શકાય છે તે તેને મ્હાત કરવામાં કેમ સફળ નહિ નીવડે?

અમે આગળ જઇને સ્પષ્ટ રીતે જણાવીશું કે પરરાજ્ય નીચે વસતી કોઇ પણ પ્રજામાં જ્યાં સુધી રાજ્યથી તીવ્ર અસંતોષ રહે છે ત્યાં સુધી જેવાં લખાણો ધારાસભામાં સર વીલીયમ વીન્સેન્ટે ટાંકી બતાવ્યાં તેવાં કોઇ કોઇ સ્થળે પ્રકટ થવાનાંજ; અને પ્રજાકીય અસંતોષની રાશિના તે લખાણો નાણુત થશે. આયર્લૅન્ડના પત્રો ઇગ્લંડના પ્રધાનો અને વડા પ્રધાનને બાળી નાંખે એવું જે લખાણ પ્રકટ કરે છે તેવું તો ભાગ્યેજ હિન્દમાં જોવામાં આવે છે.

આ હલાકામાં અને ખાસ કરીને ગુજરાતમાં પડેલા દુકાળ વિષે અમે આવતા અંકમાં લખીશું.

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૪. ઑકટોબર-નવેમ્બર, ૧૯૧૮. અંક ૪-૫


## અમદાવાદના મિલ માલેકો અને સાળ ખાતાના કારીગરોની લવાદી સંબંધી કાગળો

( ૨ )

### કારીગરો તરફની દલીલ.

રા. આનંદશંકરભાઇ,

અમદાવાદની મીલોના સાળખાતાના કારીગરોને તેમના પગારમાં મળવો જોઇતો વધારો નક્કિ કરવા માટેની તપાસના સંબંધમાં હું આપની આગળ નીચેની હકીકત રજૂ કરવાની રજા લઉં છું.

સાળખાતાના કારીગરોના પગારમાં થવો જોઇતો વધારો નક્કિ કરવામાં નીચેની બે બાબત ઉપર ખાસ વિચાર ચલાવવાની જરૂર છેઃ—(૧) કારીગરો સાદાઇથી પણ સંતોષકારક રીતે પોતાનું જીવન ગાળી શકે તે માટે તેમને શું પગાર મળવો જોઇએ એટલે તેમના પગારમાં શું વધારો થવો જોઇએ. (૨) એ વધારો મીલો આપી શકે કે નહિં; પૂરેપૂરો નહિં આપી શકે તો કેટલો આપી શકે.

#### ૧. કારીગરોને કેટલો વધારો મળવો જોઇએ ?

આ સવાલના સંબધમાં પહેલેથીજ જણાવી દેવું જોઇએ કે કારીગરોની રહેણીનું હાલનું ધોરણ ( Standard of life ) સંતોષકારક નથી; પરતુ તેમાં સુધારો કરવાનો સ્હેજ પણ વિચાર કર્યા વગર માત્ર એ ધોરણ જળવાઇ રહે એમ ઇચ્છતા હોઇએ તો પણ મોંઘવારીને કારણે કારીગરોને તેમના જુનામના દર ઉપર ઓછામાં ઓછા ૫૦ ટકા જેટલો વધારો મળવો જોઇએ અને જો હાલની સ્થિતિ કાયમ રાખવાને બદલે તે સુધારવા ચાહતા હોઇએ-કારીગરો વધારે તંદુરસ્ત, સુઘડ, શિક્ષિત અને સુખી થાય એમ ઇચ્છતા હોઇએ તો તો આ મોંઘવારીના વધારા ઉપરાંત બીજો ખાસ જાણુકનો વધારો તેમને અપાવવો જોઇએ, નહિં તો હવાવાળાં ઘરો, રાત્રી શાળાઓ, વાંચનાલયો, દવાખાના, કલબો વગેરે જરૂરની સગવડો માટે મીલો તરફથી બંદોબસ્ત થવો જોઇએ.

કારીગરોને મોંઘવારીને લીધે તેમના જુલાઈ મહીનાના દર ઉપર ઓછામાં ઓછા ૫૦ ટકા જેટલા વધારાની જરૂર છે એમ નીચેની હકીકત ઉપરથી ખાત્રી થશેઃ—

કારીગરોને મળવાના વધારાની ગણત્રી તેમના ૧૯૧૭ ના જૂલાઇ મહીનાના પગાર ઉપર થાય છે, અને એ મહીનામાં તેમને સરેરાસ રૂ. ૨૨ મળ્યા હતા એમ ભાઇ અંબાલાલ તરફથી જણાવવામાં આવ્યું હતું. હવે કારીગરોના એજ મહીનાના ખરચના અંદાજ તપાસતા જણાય છે કે એ રૂ. ૨૨ તે વખતમાં પણ તેમના ગુજરાન માટે પૂરતા નહોતા. એ અંદાજની વિગતો આપતાં પહેલાં એટલું જણાવવાની જરૂર છે કે કારીગરોના મોટા ભાગના કુટુંબો અવિભકત અને મોટાજ છે, અને તે ૭ સાત કે તેથી પણ વધારે માણસોનાં બનેલાં હોય છે. પરંતુ તેવા કુટુંબોના અંદાજ તપાસતાં પહેલાં કારીગરોની રહેણી ઠીક સમજાય તે માટે એક બાપ, મા, છોકરો, છોકરી, એમ ચાર માણસનાં કાલ્પનિક કુટુંબના કરકસરીયાં ખર્ચનો અંદાજ નીચે આપ્યો છે:—

સાળખાતાનો કારીગર બે સાંચા ચલાવનાર—મુસલમાન.

કુટુંબ—માણસ ૪. ૧ પુરૂષ, ૧ સ્ત્રી, ૧ છોકરો, એક છોકરી. કમાનાર પુરૂષ ૧.

**માસિક ખરચ.**

| | | | |
|---|---|---|---|
| ચોખા | ૧ મણ. | રૂ. ૨—૧૨—૦ | |
| દાળ. | ૦।। મણ. | રૂ. ૧—૩—૦ | |
| ઘઉં. | ૨ મણ. | રૂ. ૪—૮—૦ | રૂ. ૧૦—૩—૦ |
| માંસ. | ૪ શેર. | રૂ. ૦—૮—૦ | |
| લાકડાં. | ૪ મણ. | રૂ. ૧—૪—૦ | |
| શાક રોજ નું ૦)- | | રૂ. ૧—૧૪—૦ | |
| તેલ—મશાલો. | | રૂ. ૧—૦—૦ | |
| ઘી, ગોળ, ખાંડ. (ટાંકણે). | | રૂ. ૧—૦—૦ | |
| ચા. | | રૂ. ૨—૦—૦ | |
| દુધ. | | રૂ. ૦—૦—૦ | |
| ધુપેલ. | | રૂ. ૦—૩—૦ | |
| સાબુ. | | રૂ. ૦—૪—૦ | |
| હજામત. | | રૂ. ૦—૬—૦ | |
| બીડીપાન. | | રૂ. ૧—૮—૦ | |
| ભાડું. | | રૂ. ૧—૮—૦ | |
| બત્તી. ૩ બાટલી. | | રૂ. ૦—૬—૦ | |
| | | રૂ. ૨૦—૪—૦ | |

**વાર્ષિક ખરચ.**

| | | |
|---|---|---|
| પાટલુન | નં ૪ | રૂ. ૪—૦—૦ |
| કોટ. | નં ૩ | રૂ. ૩—૧૨—૦ |
| પહેરણ | નં ૪ | રૂ. ૩—૪—૦ |
| ખમીસ | નં ૨ | રૂ. ૧—૧૪—૦ |

| | | | |
|---|---|---|---|
| દેટા | નં ૧ | રૂ. ૧—૫—૦ | |
| બુટ. | જોડ ૪ | રૂ. ૬૨—૦—૦ | ૨ જોડ છોકરાની ૨ પુરૂષની. |
| છત્રી | નં ૧ | રૂ. ૧—૨—૦ | |
| ટોપી | નં ૧ | રૂ. ૦—૨—૬ | |
| સુરવાળ | નં ૪ | રૂ. ૨—૦—૦ | |
| પેરણુ | ન ૪ | રૂ. ૩—૦—૦ | |
| કોટ | ન ૪ | રૂ. ૨—૪—૦ | |
| ઓઢણું | નં—૩ | રૂ. ૨—૪—૦. | |
| પીરવાજ | ન—૧ | રૂ. ૪—૮—૦. | |
| ઇજાર | ન—૪ | રૂ. ૩—૦—૦. | |
| કુડતા | ન—૪ | રૂ. ૩—૦—૦. | |
| જોડીઓ. | | રૂ. ૦—૮—૦. | |
| બંગડીઓ | | રૂ. ૨—૦—૦. | |
| ઓઢણીઓ | ન—૩ | રૂ. ૧—૧૪—૦ | |
| | | રૂ. ૫૧—૧૩—૦ | |
| માસિક. | | રૂ. ૪—૫—૦ | |

**કુલે માસિક ખરચ** રૂ. ૨૦—૪—૦ + રૂ. ૪—૫—૦=રૂ. ૨૪—૯—૦

આ અંદાજમાં કેટલીક બાબદો સંબંધી વિચાર કરવામાં આવ્યો નથી, પરંતુ તે પણ એટલીજ અગત્યની છે, અને તેથી તે ઉપર ધ્યાન ખેંચવાની જરૂર જોઉં છુ

(૧) કારીગરોનો પગાર—કારીગરની માસિક આવક ઉપર. રૂ. ૨૨ ની ગણી છે, પરતુ તેટલું કારીગર હંમેશ રળી શકતો નથી દિવસભર જે સખ્ત કામ તેને કરવુ પડે છે, તે તે વરસના ૧૨ મહીના કરી શકતો નથી. અશક્તિ, બીમારી કે વખતે બેકારીને લીધે દિવસો પડે છે, અને સરેરાસ તેનું કામ વરસના ૧૧ મહીના જેટલુંજ ઉતરે છે, એટલે તેની આવક વાસ્તવિક રીતે રૂ. ૨૦ નીજ ગણાવી જોઇએ.

(૨) વ્યાજ—કારીગરોનો ઘણોખરો ભાગ દેવામાં ડુબેલો છે. તેમને સર્વેને ભારે વ્યાજ આપવુ પડે છે. જુજ માણસોજ ૯ થી ૧૨ ટકે નાણું મેળવી શકે છે. અને મોટા ભાગને તો મહીનાના રૂપીએ એક આનાથી ચાર આના એટલે ૭૫ થી ૩૦૦ ટકા જેટલું વ્યાજ ભરવુ પડે છે. આ વ્યાજની રકમ ઉપરના અંદાજમાં ગણી નથી.

તંગીમાં આવી પડેલા કારીગરો કાબીયા કે પઠાણના પંજામાં સપડાતા તેમની સ્થિતિ કેટલી દયાજનક થાય છે તેનો યથાર્થ ખ્યાલ આપી શકાય એમ નથી. પરંતુ તે સંબંધ માં એક જાણવાજોગ દાખલો અત્રે આપું છુ. પ્રેમ દરવાજા બહાર આવેલી જુગલદાસની ચાલીમાં ઝાડુ શેખુ નામનો એક જઇફ મુસલમાન કારીગર છે, તેની સ્રી ફાતમા પાસે સીવવાનો સાંચો હતો. અને તે ઉપર કામ કરી પોતાના ધણીની આવકમાં તે કાંઇક વધારો કરતી. પરંતુ તંગીને લીધે તેને તે સાંચો ગીરો મૂકી પૈસા લેવા પડયા. એ સાંચાની કીમત રૂ. ૮૦ ની હતી. પરંતુ તે ઉપર મગન દલસુખ નામના વાણીયાએ રૂ. ૭ ધીર્યા

અને રૂપીયે બે આના જેટલું વ્યાજ ઠરાવ્યું. પરંતુ એ બાઇ રૂપીયા કે વ્યાજ આપી શકી નથી અને હજુ વરસ પૂરૂં થયું નથી તેટલામાં એનું દેવું મગનભાઇએ ગણીને રૂ. ૨૬ નું ઠરાવ્યું છે. ટુંકમાં એ સાચો હવે એ બાઇને પાછો મળવાનો નથી. આવા બીજા અનેક દાખલાઓ આપી શકાય અને તે સર્વે એજ બતાવે છે કે તંગીને લીધે કરજમાં ઉતરેલા કારીગરોની સ્થિતિ અત્યંત દયાજનક છે, અને તેમને એ સ્થિતિમાથી બહાર કાઢવાને પદ્ધતિસર પ્રયત્નો થવા જોઇએ. એ સબંધમાં આપને એટલી વિનંતી છે કે આ બાબત તરફ મિલ માલીકોનું ધ્યાન ખેચી તેમને યોગ્ય પગલાં લેવાં પ્રેરશો.

(૩) દવા—કારીગરોને ઘરમાં સુવાવડ કે માંદગીના વખતમાં દવા વગેરેમા ખરચ થાય છે કોઇ વખતે મીલમાં કામ કરતાં અકસ્માત થાય તો તેનો ખરચ પણ ઘણી વખતે તેમનેજ માથે પડે છે. એ ખરચની રકમ પણ ઉપરના અંદાજમાં ગણી નથી.

(૪) લગ્ન મરણ—કારીગરોને પોતાને ઘેર લગ્ન વિવાહ કે મરણ હોય, ત્યારે જે ખર્ચ થાય છે તે માટે તો તેને સાધારણ રીતે કરજ જ કરવું પડે છે. પરંતુ તે ઉપરાંત વાર તહેવારને દિવસે ધર્માદા તથા જમણ માટે, અને સગાંવહાલાં કે નાત જાતમાં લગ્ન વગેરે પ્રસંગે રીત માટે જે ખરચ થાય તે ઉપરના અંદાજમાં આવી શકે. પરંતુ તે ગણત્રીમાં લેવાયો નથી.

(૫) વીમો—આ ખરચ ઉપરાંત દરેક કારીગરે પોતાના તથા પોતાના કુટુંબના હિતને માટે અકસ્માત તથા જીંદગીને માટે વીમો ઉતરાવવાજ જોઇએ, અને એ વીમા માટે પ્રીમીયમ ભરી શકે એટલી તેને સગવડ રહેવી જોઇએ.

(૬) કેળવણી—કારીગરોએ પોતાના છોકરા છોકરીઓને કેળવણી આપવી જોઇએ. કેટલાક કારીગરો પોતાના છોકરાને નિશાળે મોકલે છે પરતુ તેની સંખ્યા બહુ નાની છે. એટલે તેનો ખરચ ઉપરના અંદાજમાં ગણ્યો નથી.

હવે આ વધારાની બાબદનો વિચાર નહિં કરીએ તો પણ ઉપરના અંદાજ પ્રમાણે નાના કુટુંબનો જુલાઇ મહીનાનો ખરચ રૂ. ૨૪ જેટલો ગણાય જ્યારે તેની આવક તો માત્ર રૂ. ૨૨ જેટલીજ જણાવવામાં આવી છે. એટલે મોંઘવારી પહેલાં પણ તેનો નિભાવ મુશ્કેલીથીજ થતો હોવો જોઇએ.

પરંતુ આવાં નાનાં કુટુંબો તો કારીગર વર્ગમાં પ્રમાણમાં થોડાંજ છે અને ઉપર જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે સાધારણ રીતે તે છથી સાત માણસનાં બનેલાં હોય છે, એટલે એવાં કુટુંબનો શું ખરચ થાય તે જોવાની જરૂર છે.

સાળખાતાનો કારીગર–બે સાંચા ચલાવનાર–જાત–મુસલમાન

કુટુંબ માણસ ૬. ૧ પૂરૂષ–કમાનાર. ૨ આઓ. ( તેમાં ૧ ડોસી. ) ૩ છોકરાં.

માસિક ખરચ.

| | | |
|---|---|---|
| ચોખા ૧।। મણ. | રૂ. ૪–૦–૦ | રૂ. ૧૪–૧૪–૦. |
| દાળ. ૦।। મણ. | રૂ. ૧–૧૨–૦ | |
| ઘઉં. ૩ મણ. | રૂ. ૬–૧૨–૦ | |
| માંસ. ૪ શેર. | રૂ. ૦–૮–૦ | |
| લાકડાં. ૬ શેર. | રૂ. ૧–૧૪–૦ | |

| | | |
|---|---|---|
| શાક રોજ ०) ના | રૂ. ૨–૧૨–० | |
| મશાલો. | રૂ. ૧–૪–० | |
| ઘી. ગોળ. ખાંડ. | રૂ. ૧–૮–० | ટાંકણે. |
| ચા. | રૂ. ૨–०–० | |
| દુધ. | રૂ. ०–०–० | |
| ધુપેલ. | રૂ. ०–૬–० | |
| સાબુ. | રૂ. ०–૪–० | |
| હજામત. | રૂ. ०–૮–० | |
| બીડી–પાન. | રૂ. ૨–०–० | |
| ભાડું. | રૂ. ૨–०–० | |
| બત્તિ. | રૂ. ०–૬–० | |
| માસિક. | રૂ. ૨૭–૧૪–० | |
| કપડાં લત્તા મળીને. | રૂ. ૬–०–० | |
| કુલ્લે ખર્ચ. | રૂ. ૩૩–૧૪–०. | |

આ અંદાજ ઉપરથી કારીગરોની વીટંબણાનો કાંઇક ખ્યાલ આવશે. પ્લેગ બોનસ (લગભગ ૫०–૭० ટકા જેટલું એટલે કારીગરની આવક. રૂ. ૨૨ ને બદલે રૂ. ૩૩ થી ૩૭ જેટલી થઇ હતી) પહેલાં કારીગરને ૧૨ કલાકની મજૂરીથી પણ પોતાના કુટુંબના ગુજરાન માટે પૂરતું મળતું નહિ અને પરિણામે તેને દેવુ કરી દાણાવાળા તથા શાહુકારના આશ્રિત થઇ રહેવુ પડતું.

હવે હાલની સ્થિતિ સમજવા એ જુલાઇ મહીનાના ધોરણેજ કારીગરનો અત્યારનો ખરચ શું છે તે તપાસીએ અને તે માટેના અંદાજ પહેલાં તેમની જરૂરીયાતોની વસ્તુના ભાવમાં શું ફેરફાર થયા છે તે જોવાની જરૂર છે.

અનાજ વગેરે તથા કપડાં લત્તાના ભાવો.

| અનાજ. | જુલાઇ. | એપ્રીલ ૨० | મોંઘવારી ટકા. |
|---|---|---|---|
| ઘઉ. | રૂ. ૧. શેર ૧૮ | શેર ૧० | ૮० |
| બાજરી. | રૂ. ૧. શેર ૨० | શેર ૧० | ૧०० |
| ચોખા. | રૂ. ૧. શેર ૧૫ | શેર ૧० | ૫० |
| દાળ. | રૂ. ૧. શેર ૧૭ | શેર ૧૫ | ૧૩ |
| માંસ. | રૂ. ०)=શેર. | રૂ. ०)≠ શેર | ૫० |
| લાકડા. | રૂ. ०।– મણ. ૧. | રૂ. ०॥ મણ ૧ | ૬० |
| તેલ. | રૂ. ०)≡॥ શેર ૧. | રૂ. ०। શેર ૧. | ૧૪ |
| ઘી. | રૂ. ૧ શેર ૧॥ નવટાંક | શેર ૧॥. | ૧० |
| ગોળ. | ०)= શેર ૧. | ०)= શેર ૧. | — |
| ખાંડ. | ०)≠ શેર ૧. | ०)≠ શેર ૧. | — |
| દુધ. | ०)ન શેર ૧. | ०)ના શેર ૧. | ૧૨ |
| મીઠું. | ०) ०॥ શેર ૧. | ०)– શેર ૧. | ૧०० |
| દીવેલ. | ०)≡ શેર ૧. | ०। શેર ૧ | ૨૩ |
| કેરોસીન. | ०)ના॥ બાટલી. | ०। બાટલી ૧. | ૧०० |

કાપડ.

| કાપડ. | જુલાઇ. | એપ્રીલ-૨૦. | મોંઘવારી ટકા. |
|---|---|---|---|
| શેનો ( પાટલુન માટે ). | રૂ. ০।~ વાર ૧. | રૂ. ০॥ વાર. | ૬૦ |
| મલ. ( પહેરણુ માટે ) | રૂ. ০।~ વાર ૧. | રૂ. ০।≈ વાર. | ૪૦ |
| ચેક ( ખમીસ માટે) | રૂ. ০। વાર ૧. | રૂ. ০।≈ વાર. | ૫૦ |
| ગંજીફરાક. | રૂ. ০।~ ન. ૧. | રૂ. ০।≈ નં ૧. | ૨૦ |
| ટોપી. | રૂ. ০)≈॥ ન. ૧. | રૂ. ০।~ ન. ૧. | ૧૦૦ |
| ફેંટા. | રૂ. ૧।~ ન. ૧. | રૂ. ૧॥। ન. ૧. | ૪૦ |
| છત્રી. | રૂ. ૧)≈ ન. ૧. | રૂ. ૧॥ ન. ૧. | ૩૩ |
| સાલ્લા. | રૂ. ૧. ન ૧. | રૂ. ૧॥ ન. ૧. | ૫૦ |
| ઓઢણું | રૂ. ০॥। ન. ૧. | રૂ. ૧। ન. ૧. | ૬૬ |
| છીંટ ( ઘાઘરા ) | રૂ. ০।≈ વાર ૧ | રૂ. ০॥~ | ૩૩ |
| નેનસુખ ( પીસ્વોજ ) | રૂ. ૩॥ તાકા. | રૂ. ૫ તાકા. | ૪૨ |
| છીંટ ( ઇજાર ) | રૂ. ০।≈ વાર. | રૂ. ০॥≈ વાર. | ૬૭ |
| જાફર ( ચોળી ) | રૂ. ০। ০॥ વાર. | રૂ. ০।≈ વાર. | ૩૩ |
| ઓઢણી | રૂ. ০॥≈ | રૂ. ૧. | ૬૦ |
| છીંટ ( ઘાઘરી ). | રૂ. ০॥। વાર. | રૂ. ૧. | ૩૩ |

એ ભાવો પ્રમાણે ઉપરને ધોરણે ચાર તથા છ માણસનાં કુટુંબનો ખરચ નીચે મુજબ થાય.

ચાર માણસનું કુટુંબ.

| માસિક ખરચ. | | | વાર્ષિક ખરચ. | |
|---|---|---|---|---|
| ચોખા મણ ૧ | રૂ ૪-૦-૦ | રૂ. ૧૬ ૧૦-૦ (ચોખા, દાળ, ઘઉં, માસ, લાકડાં) | પાટલુન નં. ૪ | રૂ ૫-૮-૦ |
| દાળ મણ ০॥ | રૂ ૧-૫-૦ | | કોટ નં. ૩ | રૂ ૫-૪-૦ |
| ઘઉં મણ ૨ | રૂ ૮-૦-૦ | | પેરણુ નં. ૪ | રૂ ૪-૪-૦ |
| માસ શેર ૪ | રૂ ૦-૧૨-૦ | | ખમીસ નં. ૨ | રૂ ૨-૮-૦ |
| લાકડાં મણ ૪ | રૂ ૨-૦-૦ | | ફેંટા નં. ૧ | રૂ ૧-૧૨-૦ |
| શાક રોજ ০)~નું | રૂ ૧-૧૪-૦ | | બુટ જો. ૪ | રૂ ૧૨-૦-૦ |
| તેલ મશાલો | રૂ ૧-૦-૦ | | છત્રી નં. ૧ | રૂ ૧-૮-૦ |
| ઘી, ગોળ ખાંડ ટાંકણે | રૂ ૧-૦-૦ | | ટોપી નં. ૧ | રૂ ૦-૫-૦ |
| ચા | રૂ ૨-૦-૦ | | સુરવાળ નં. ૪ | રૂ ૩-૦-૦ |
| દુધ | રૂ ૦-૦-૦ | | પેરણુ નં. ૪ | રૂ ૩-૧૨-૦ |
| ધુપેલ | રૂ ૦-૩-૦ | | કોટ નં. ૨ | રૂ ૩-૦-૦ |
| સાબુ | રૂ ૦-૪-૦ | | ઓઢણાં નં. ૩ | રૂ ૩-૧૨-૦ |
| હજામત | રૂ ૦-૬-૦ | | પીસ્વાજ નં. ૧ | રૂ ૬-૦-૦ |
| બીડી પાન | રૂ ૧-૮-૦ | | ઇજાર નં. ૪ | રૂ ૫-૦-૦ |
| ભાડું | રૂ ૨-૦-૦ | | કુડતા નં. ૪ | રૂ ૬-૦-૦ |
| બત્તી | રૂ ০-૧૭-০ | | જોડી | રૂ ০-૮-૧ |

| | |
|---|---:|
| બંગડીઓ | રૂ ૨—૦—૦ |
| ઓઢણીઓ નં. ૩ | રૂ ૩—૦—૦ |
| રૂ ૨૭—૦—૦ | રૂ ૬૯—૧—૦ |
| માસિક. | ૫—૧૨—૧ |

કુલ્લે માસક ખરચ ૩૨—૧૨—૧

૬ માણસના કુટુંબનું ખરચ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચોખા ૧।। મણ | રૂ ૬—૦—૦ | | | શાક ૦)ના રોજ | ૨—૧૨—૦ |
| દાળ ૦।। મણ | રૂ ૨—૦—૦ | | | તેલ મશાલો | ૧—૪—૦ |
| ઘઉં ૩ મણ | રૂ ૧૨-૦-૦ | રૂ ૨૮—૧૨—૦ | | ઘી, ગોળ, ખાંડ | ૧—૮—૦ |
| માંસ ૪ શેર | ૦-૧૨-૦ | | | ચા | ૨—૦—૦ |
| લાકડાં ૬ મણ | ૩—૮—૦ | | | ધુપેલ | ૦—૬—૦ |
| સાબુ | | | ૦—૪—૦ | હજામત | ૦—૮—૦ |
| બીડી પાન | | | ૨—૦—૦ | ભાડું | ૨—૦—૦ |
| બત્તી | | | ૦-૧૨—૦ | | |

રૂ. ૩૭—૨—૦

કપડાં લત્તાં રૂ. ૭—૦—૦

કુલ્લે માસિક ખર્ચ રૂ. ૪૪—૨—૦

એટલે ચાર માણસનો હાલ ખરચ રૂ. ૩૨ થાય અને ૭ નો રૂ. ૪૪ થાય અને તેટલી આવક જો તેમને અપાવવી હોય તો તેમને જુલાઇના દર ઉપર ઓછામા ઓછા ૫૦ અને વધારેમાં વધારે ૧૦૦ ટકા મળવા જોઇએ.

## ૨. મીલો કેટલા ટકા આપી શકે ?

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે કારીગરોને તેમના ગુજરાનને માટે હાલના મોંઘવારીના સમયમાં જુલાઇ મહીનાના પગાર ઉપર ૫૦ ટકા જેટલો વધારો મળવો જોઇએ. એટલે જો જુલાઈ મહીનાની તેમની આવક રૂ. ૨૨ ની ગણીએ તો હાલમાં તેમને ઓછામાં ઓછા રૂ. ૩૩ મળવા જોઇએ. પરંતુ આટલો વધારો મીલો આપી શકે કે નહિ એ પણ વિચારવાની જરૂર છે. કારણ કે જે ઉદ્યોગમાંથી કારીગરોને તેમની રોજી મળે છે એ ઉદ્યોગમાં કાંઇ પણ કસ ન રહે એટલી મજુરી તો કારીગરો નજ માગી શકે. પરંતુ હાલના સમયમાં આ ૫૦ ટકાની માંગણી કોઇ પણ રીતે વધારે પડતી નથી એ નીચેની હકીકત ઉપરથી સમજાશે.

જુલાઈ મહીનામાં સુતરનો ભાવ રતલે ૧૨ આના હતો અને તે સાથે "વણાટ" નો ખરચ રતલે ૬ આના જેટલો હતો એટલે રતલ સુતરનું કાપડ રૂ. ૧—૨ તૈયાર થતું એ કાપડની બજાર કીંમત રતલે રૂ. ૧—૫ હતી. એટલે મીલોને રતલે ૩ આના નફો રહેતો, અને સાળ દીઠ સુતર ૧૦ રતલ હોઇ ૨ સાળ ઉપર તેમને રૂ ૩—૧૨ જેટલો નફો મળતો. તે અરસામાં પ્લેગને લઇને કારીગરોને ૫૦—૭૦ ટકા જેટલો વધારો

મળ્યો. એ વધારો રૂ. ૨૨ ઉપર ગણીએ તો રોજના ૬ આના જેટલો આવે છે, અને બે સાલ ઉપર નફો રૂ. ૩–૧૨ જેટલો મળતો એટલે એ ૬ આના આપતાં પણ રૂ. ૩–૬ એટલો સારો નફો રહેતો.

મીલોને માટે આ સ્થિતિ આજે કાયમ છે એટલુંજ નહિં પણ તે ઘણી સુધરી છે. આજે સુતરના ભાવ રતલે રૂ. ૧–૪ છે અને વણાટનું ખરચ ૮ આના જેટલું આવે છે એટલે રતલ સુતરનું કાપડ રૂ. ૧–૧૨ પડે છે. એ કાપડના બજાર ભાવ આજે રૂ. ૨–૪ છે એટલે રતલે મીલોને ૮ આના જેટલો નફો રહે છે, અને એક સાલનું રોજનું production (ઉત્પન્ન) ૧૦ રતલનું ગણીએ તો ૨ સાલ ઉપર રૂ.૧૦ જેટલો નફો થાય છે. હવે જો પ્લેગના વખતમાં રૂ. ૩–૧૨ નફામાંથી કારીગરોને ૬ આનાનો વધારો આપવો પોષાયો તો હાલ રૂ ૧૦ માંથી ૬ આના આપવા ભારી પડે એમ કહી શકાય નહિં.

મીલોની હાલની સ્થિતિ બહુજ સારી છે તેનો એક પૂરાવો તો કેટલાક મીલ એજન્ટોએ પોતાના કમીશનના ધોરણમાં ફેરફાર કર્યો છે તેમાંથી મળી આવે છે. જુની રીત પ્રમાણે એજન્ટોને દર રતલે રૂ ૦–૦–૩ કમીશન મળતું તેને બદલે હવે તેમણે ૩ાા ટકા કમીશન લેવા માંડયું છે, અને ગણત્રી કરતાં તે પહેલાંના કરતાં ચાર ગણું આવે છે. કારણ કે એક સાલનું રોજનું production (ઉત્પન્ન) ૧૬ રતલ ગણીએ તો પહેલાંના દર પ્રમાણે એજન્ટોને ૧૬ પૈસા એટલે ૪ આના મળે. પરંતુ ૩ાા ટકા પ્રમાણે ગણતાં ૧૬ રતલની રૂ. ૧–૧૨ લેખે ૩ ૨૮ થાય, અને તે ઉપર કમીશન લગભગ રૂ. ૧ જેટલું થાય. જો મીલોને હાલ અસાધારણ નફો નહિં હોત તો એજન્ટો આટલું કમીશન માંગી શકતજ નહિ અને શેરહોલ્ડરો આપવાની હા પાડત પણ નહિ.

ઉપરની હકીકત ઉપરથી ખાત્રી થશે કે કારીગરોને મોંઘવારીને લીધે ઓછામાં ઓછા ૫૦ ટકા વધારાની જરૂર છે, અને મીલો બે સાળ દીઠ હાલ રોજ રૂ ૧૦ રળે છે તે જોતાં મીલોને આ વધારો આપવો ભારે પડે એમ નથી. તો પછી એમ પ્રશ્ન થશે કે ગાંધી સાહેબે માત્ર ૩૫ ટકાજ કેમ વ્યાજબી ગણ્યા. એનો જવાબ માત્ર એટલોજ છે કે પહેલાં પંચનામાની એક સરત એવી હતી કે અમદાવાદના સાળખાતાના કારીગરોને મુંબઈની મીલોના કારીગરો કરતાં વધારે મળવું જોઇએ નહિ, અને મુંબઇની મીલો સંબંધી તપાસ કરતાં ચાર જુદી જુદી મીલો તરફથી તેમના કારીગરોને મળતા માસિક પગાર તરીકે નીચલા આંકડા મળ્યા હતા. (૧) રૂ. ૩૨–૩ થી રૂ ૩૪–૮ (૨) રૂ. ૩૦ ચાર દિવસ હડતાલ હતી (૩) રૂ. ૩૦ થી રૂ. ૪૪ (૪) રૂ. ૪૨. આમાંથી ઓછામાં ઓછો આંકડો ૩૦ નો લેતાં પણ ૪૦ ટકા વ્યાજબી ગણી શકાત. પરંતુ મીલો ઉપર વધારે બોજો ન પડી જાય એ વિચારથી ૩૫ ટકાજ નક્કી કરવામાં આવ્યા અને તેમાંથી એક ટકો પણ ન્યાયની દ્દષ્ટિએ ઓછો થઇ શકે નહિં એમ હું ખાત્રીથી કહી શકું છું.

મજુરોના પગારના વધારા માટેની તપાસના સંબંધમાં તો અત્યારે આટલીજ હકીકત રજુ કરી શકું છું. પરંતુ તે ગાંધી સાહેબને પણ મોકલી છે, અને એમને જરૂર જણાશે તો તેઓ આમાં ઉમેરો કરશે.

લી૰ શંકરલાલ ઘેલાભાઇ બેંકર
સવિનય વંદેમાતરમ્.

(૨)

# મિલ એજન્ટો તરફની હકીકત.

અમે આ મુકદ્દમામાં મજુરોની તરફેણની મી. બેન્કરની સહીથી રજુ થયેલી હકીકત વાંચી છે.

અમે એમ કહેવાની રજા લેઇએ છીએ કે જ્યાં જ્યાં મી. બેન્કરના હકીકતપત્રમાં પ્રો. ધ્રુવની જ્યાં સલાહ માગવામાં આવી છે તેમાં દર્શાવેલી બાબતો સિવાય બીજી હકીકત જણાવી છે ત્યાં ત્યાં તે અસ્થાને અને તેથી તે હકીકત ધ્યાનમાં લેવાની જોઇએ નહિ. મી. બેન્કરે આવો પ્રયાસ કર્યો છે તે જોઇ હમને ઘણીજ નવાઇ થાય છે, અને તેમાં તેમનો હેતુ લવાદને ભુલાવો ખવડાવવાનો છે એમ હમારૂં ધારવું છે. આ પ્રયાસ અન્યાયભરેલો તેમજ કાયદા વિરૂદ્ધ છે. આ મુકદ્દમામાં જે જે મુદ્દાઓ સલાહ માટે રજુ કરવામાં આવ્યા છે તે સંબંધી હકીકતપત્રમાં દર્શાવેલી બાબતોનો નીચે પ્રમાણે હમારો જવાબ છેઃ—

(અ) ૧. મી. બેન્કરે દર્શાવેલી સર્વ હકીકત તદ્દન ખોટા સિદ્ધાન્તપર રચાયેલી છે. સર્વ મીલો ભૂતદયા અને પરોપકારના હેતુથી ચલાવવામાં આવે છે, તેમજ તેમનો ઉદ્દેશ મુડીવાળાઓ તથા મજુરોની સ્થિતિ એક સરખી કરવાનો છે એવા સિદ્ધાન્તો પર તેમની સર્વ દલીલો રચાયેલી છે. હમે જણાવવાની રજા લેઇએ છીએ કે આ સિદ્ધાંતો, તદ્દન ખોટા છે. વાસ્તવિક રીતે જોતાં મીલો ખાનગી માલકીની મિલકત છે; તેમને ચલાવવાનો મૂળ અને ખરો હેતુ નફો મેળવવાનો છે, આ હેતુ ધ્યાનમાં રાખીનેજ તેમાં મજુરો રોકવામાં આવે છે; અને તેથી મજુરોને રોકવાનું કાર્ય તથા તેમને કેવી સરતે રોકવા તે ( મજુરોની પ્રવીણતાને લક્ષમાં લીધા બાદ ) ઉત્પન્ન ખપ અને છત ( supply and demand ) ના ધોરણથીજ નક્કી કરવામાં આવે છે, અને તેમજ થવું જોઇએ. આખા જગતમાં બધે ઠેકાણે આ નિયમભર કાર્ય થાય છે એમ કહેવાની હમે રજા લેઇએ છીએ. અમારા જાણવા મુજબ કોઇ પણ ઠેકાણે મુડીવાળાઓ તથા મજુરવર્ગનો પરસ્પર સંબંધ મી. બેન્કરના હકીકતપત્રમાં જણાવેલી પદ્ધતિસર નક્કી થયા નથી; અને તેમ ન થવામાં સ્પષ્ટ રીતે ડહાપણ રહેલું છે. તેમણે બતાવેલી પદ્ધતિનું સ્વરૂપજ અસંભવિત, અસાધ્ય અને સ્વપ્નતુલ્ય છે; તે થોડે ઘણે અંશે "યુટોપીઆ"ને માટે છે. તે આ જગતમાં, આ દેશ કે આ શહેરને માટે વ્યાવહારિક નથી.

(અ) ૨. વળી, આ હકીકત-પત્ર નિરાશાજનક રીતે ખોટા તર્કપર રચાયેલું છે. દાખલા તરીકે

(૧) એજન્ટોના કમીશનમાં વધારો.

સૌ કોઇ જાણે છે કે અમદાવાદ શહેરમાં મીલના કાર્યવાહકોને તથા એજન્ટોને બે પદ્ધતિસર કમશન મળે છે. એ પદ્ધતિ પ્રમાણે તૈયાર થયેલી દર પાઉન્ડે ત્રણ પાઇ પ્રમાણે કમીશન આપવામાં આવે છે. આ પદ્ધતિ ઘણે ઠેકાણે ચાલે છે. બીજી

પદ્ધતિ પ્રમાણે વેચાણ થયેલા માલની કીમતપર સેંકડે ૩ થી ૪ ટકા કમીશન મળે છે. ખરૂં જોતાં, આ બન્ને પદ્ધતિસર પહેલાં ઘણી સારી રીતે કામ ચાલ્યું હતું, કારણ કે હિસાબે તે બે રીતે મળતા કમીશનમાં ઘણોજ થોડો તફાવત રહેતો. આગલા વર્ષોમાં તો આ બન્ને રીતે એકજ રકમ કમીશન તરીકે મળતી હતી; પણ; લડાઇની શરૂઆત પછી, બારિક કાપડ તૈયાર કરવાની જરૂર પડવાને લીધે તેમજ ભાવો વધી જવાને લીધે પાઉન્ડના હિસાબથી એજન્ટોનું કમીશન ઓછું ને ઓછું થવા લાગ્યું, અને તે સાથે શેર ધરાવનારાઓને નફો વધારે મળવા લાગ્યો. આથી એજન્ટો નુકશાનમાં આવી પડયા; આ કારણને લીધે બીજી પદ્ધતિસર કમીશન આપવાનો ધારો થયો, તેમ છતાં ઓછું કે વધતું કમીશન આપવાની સત્તા શેર ધરાવનારાઓની છે; કારણકે તેમ કર્યાથી તેમનાજ નફામાં વધઘટ થાય છે. તે મુદ્દો ચાલુ પ્રશ્નને લાગતોવળગતો નથી.

## ( ૨ ) મજુરોને માટે નિશાળો, દવાખાનાં, રાતની કલબો, વીમા ફન્ડો વગેરે પુરાં પાડવાની જરૂર સંબંધી.

આ સર્વ સગવડો ઘણીજ સારી છે. પરંતુ તેને વ્યાવહારિક સ્વરૂપમાં મૂકી શકાય કે નહિ તે જોવાનું છે. આ સગવડો ધનવાન તેમજ વચલા વર્ગોના લોકોને પણ મળતી નથી. મીલ મજુરોને માટે તો તેઓ નવાઈની ચીજો જેવી છે, વળી આમાંની ઘણી બાબતો પર સરકાર અને મ્યુનિસિપાલિટિનુંજ ધ્યાન ખેંચવાની જરૂર છે; કારણકે તેઓજ તે સંબધી કાંઇ પણ કાર્ય કરી શકે એમ છે. ચાલુ મુકદ્દમામાં આ સગવડોપર ભાર દેવો એ અન્યાયભરેલું તેમજ અવાસ્તવિક છે; આને માટે સુંદર શરૂઆત અને વ્યવસ્થા કરવામાં આવે તો આવા પ્રશ્નોને જલદીથી કામમાં લેવા કરતાં વધારે આવકારદાયક કાર્ય હમને બીજુ કોઇપણ જણાતુ નથી અને એવી સ્થિતિમાં તેને માટે જોઇતા ખરચ તથા નાણાંમાં અમારો યોગ્ય ભાગ હમે પુરેપુરી ખુશીથી આપીશુ.

## ( ૩ ) પ્લેગને લીધે આપવામાં આવેલો વધારો.

આ વધારો ખાસ અમુક વખતને માટેજ આપવામાં આવ્યો હતો. હવે પ્લેગ જતો રહ્યો છે એટલે ગમે તે વખતમાં તેના પર ભાર મૂકવો તે અયોગ્ય જ કહેવાય.

## ( ૪ ) મુંબાઈના મજુરો તથા તેમને મળતી રોજીની સાથે સરખામણી.

આ સરખામણીમાં નીચેની બાબતો સંબંધી વિચાર કરવામાં આવેલો નહિ હોવાથી તે તદ્દન ભૂલભરેલી છેઃ—

(૧) મુંબાઇમાં ઘરભાડા સુદ્ધાંત સર્વ ખર્ચ વધારે છે.

(૨) ત્યાંના મજુરો વધારે હોંશીયાર અને પ્રવીણ છે.

(૩) આ કારણને લીધે મુંબાઈની મીલોમાં વધારે સુંદર અને ખૂબીવાળાં વણાટ કામ તૈયાર થઇ શકે છે.

(૪) મુંબાઇના મજુરો ઘણુંખરૂં એકજ જગાએ કાયમને માટે કામ કરે છે.

(૫) ત્યાં જો નોટીસ આપ્યા વગર કે રજા લીધા વગર કોઇપણ મજુર કામપરથી જતો રહે તો તેનો પગાર આપવામાં આવતો નથી.

( અમદાવાદમાં હર હમેશ નોટીસ આપવાનો રીવાજ છે. )

આવા મોટા તફાવત સંબંધી વિચાર કર્યા વગર સરખામણી કરવાથી ભૂલ થવાનો સંભવ છે તેમજ તે ન્યાયવિરૂદ્ધ તથા અવાસ્તવિક છે. વળી પ્રગતિમય મુંબાઇમાં પણ વીમા ફંડ, રાત્રિ કલબો વગેરેનો હજુ સુધી અભાવજ છે.

(૫) વળી ઉપરની સરખામણીમાં મુંબાઇમાં સરકાર તેમજ રેલવે કંપનીઓએ પોતાના નોકરોના પગાર વધાર્યો છે તે હકીકતપર ધ્યાન રાખવામાં આવ્યું નથી.

(૬) મી. બેન્કરના હકીકત–પત્રના બાકી રહેલા ભાગમાં મજુરો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી જોઇએ તે મુદ્દાને આધારે તેમનો પક્ષ સબળ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે; પરન્તુ અહીં પણ કેટલીક બાબતો ખોટી રીતે મૂકવામાં આવી છે.

(૧) હમે તેમાંની નીચેની બાબતો ખરી ન હોવા સંબંધી ખાત્રી ધરાવીયે છીએ.

(અ) સાધારણ મજુરના કુટુંબમાં એક પુરૂષ તેની સ્ત્રી અને ત્રણ ચાર છોકરાં હોય છે.

હમે પુરેપુરી તપાસ કરીને એ નિર્ણયપર આવ્યા છીયે કે સાધારણ મજુરના કુટુંબમાં માબાપ ઉપરાંત ઘણેખરે ઠેકાણે એકજ છોકરું હોય છે, અને ઘણેજ થોડે ઠેકાણે બે હોય છે. આમ હોવાથી તેમની ગણત્રી ખોટી ઇમારત પર રચાઇ છે.

(વ) આખા કુટુંબનું પોષણ એકલો પુરૂષજ કરે છે.

આ સંબંધી પણ સર્વ કોઇ જાણે છે કે ઘણેખરે ઠેકાણે છોકરાઓ કામ કરતા હોય છે. આમ હોવાથી આ બાબતપર ભાર મૂકવાની જરૂર નથી, મીલોમાં ઘણાં છોકરાં કામે લાગે છે તે દેખીતુ છે, વળી કોઇ કોઇ ઠેકાણે તો સ્ત્રીઓ તથા છોકરાઓ પણ કામ કરે છે. આમ હોવાથી મીલ મજુરોના કુટુંબની કમાઈ ઘણીજ વધારે છે તે મનમાં રાખવું જોઇએ.

(ફ) માસિક ખર્ચનો આંકડો પણ ઘણોજ વધારે દર્શાવવામાં આવ્યો છે,

(ડ) મજુરોને ગજા ઉપરાંત ઘણુંજ કામ કરવું પડે છે.

આ હકીકત પણ તદન ખોટી છે. કોઇ પણ મીલમાં જઇને જોવાથી માલુમ પડશે કે બીડી પીવાના તથા પાણીના ઓરડામાં તેમજ મીલના કમ્પાઉન્ડમાં ઘણા મજુરો વખત ગુમાવતા અને ભટકતાજ હશે. હમારો મત એ થયો છે કે જો તેઓ પોતાના કામપર એકચિત્ત રાખતા હોય તો તેમને જે મળે તેના કરતાં તેમની ઉપરની ટેવોને લીધે તેમને ઘણુંજ ઓછું મળે છે એટલુંજ નહિ પણ તેને લીધે મીલોને પણ ઘણી રીતે નુકસાન થાય છે. દાખલા તરીકે માલ ઓછો તૈયાર થાય છે; અને ધરાકો અને સાળો ઘણી ફેરા બંધ કરવાની જરૂર પડે છે. આવું આળસ રાખવાની મજુરોની ટેવ દૂર થાય એ ખાસ ઇચ્છવા જોગ છે. હમે વારે વારે તેમાં સુધારો કરવાનો પ્રયાસ કર્યો છે, પણ તે નિષ્ફળ ગયો છે. મજુર વર્ગના મિત્રો હકીકત રજૂ કરે તેમજ સહાનુભૂતિ દર્શાવે તેથી જે લાભ

મળે તેના કરતાં જો તેઓ જાતે કામપર વધારે લક્ષ રાખે તો પોતાની મેળે તેઓ ઘણુંજ વધારે કમાય અને તેમની સ્થિતિ સુધરે એટલુંજ નહિ પણ મીલોને પણ ભારે નફો મળે. આથી મજુર વર્ગ તેમજ મુડીવાળા બંનેને પરસ્પર લાભ થાય. આ બાબતમાં આપણા મજુરીયાત લોકોએ તેમના મુંબાઇના ભાઇઓનું અનુકરણ કરવું ઘટે છે.

(ઈ) બીજી ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે મજુરો વારે વારે નોકરી બદલે છે. મીલોની બદલીનું પત્રક જોયાથી જણાઇ આવશે કે તેઓ સ્થિર રહી શકતા નથી. આને લીધે હમને તેમજ મીલોને ઘણુંજ નુકસાન થાય છે.

(ફ) આ બાબતમાં કેટલીક મીલમાં તૈયાર થયેલા માલનું પત્રક જોવા હમે વિનયપૂર્વક વિનંતિ કરીએ છીએ. તેમાંથી સ્પષ્ટ દીસી આવે છે કે પ્લેગનો વધારો તથા વધારે પગાર આપવાથી પણ મીલની કમાઇમાં કંઇ સારો વધારો થયો નથી; બલકે તે ઘણીજ ઓછી થઇ ગઇ છે. મજુરોને વધારે કમાવાની જે તકો આપવામાં આવી છે તેનું પરિણામ એ થયુ છે કે માલ ઓછો તૈયાર થયો છે અને આમ હોવાથી હમને આને અંગે લાભ થવાને બદલે નકામું ઘણુજ નુકસાન થયુ છે. તેજ પત્રક પરથી બીજી બાબત એ જણાઇ આવશે કે જે વધારો મજુર વર્ગ હમણાં માગે છે તે તેમજ તેથી વધારે તેઓ મેળવી શકયા હોત, પરંતુ તેમને આપવામા આવેલી તકોનો પણ લાભ લીધો નથી. હમે આનું કારણ એમ સમજીએ છીએ કે મજુરોની ટેવો અને રીતભાત આળસ વગેરેથી ભરેલી છે. તેમને અમુક કમાઇ મળે તેમજ અમુક સગવડો મળે એ બેથી તેઓ સંતોષ માને છે, અને મોહોરમ વગેરે તહેવારોના દિવસો સિવાય બીજી સર્વ વખતે વધારો મેળવવાની તેમને જે તક આપવામાં આવે તેનો તેઓ લાભ લેતા નથી. આ સંબંધી મજુરોની કામ કરવાની રીત જોઇને બંધાયલો હમારો દૃઢ મત એ છે કે અમદાવાદમાં વધારે મજુરી આપવાથી તે લોકોની ખરેખરી માસિક આવકમાં ભારે વધારો થતો નથી. અને હમારી સૂચના એ છે કે આ બાબતમાં મજુરોની ટેવો સુધારવાની ખાસ આવશ્યકતા છે.

(૨) ઉપર બતાવેલી હકીકત પરથી એ તો સ્પષ્ટ છે કે મી. બૅન્કરના હકીકતપત્રની ખાસ વિચાર કરવા જેવી હવે ઘણી થોડી બાબત રહી છે. હિંદી જનસમાજના સર્વ ભાગોની તેમજ મજુર વર્ગોની સ્થિતિ સુધારવાની તેમજ સારી કરવાની ખાસ જરૂર છે. મી. બેન્કરના વિચારને હમે પણ મળતા થઇએ છીએ. આ કામ ઘણુંજ વહેલું થાય તેમાં હમને ઘણો લાભ થાય તે પણ હમે કબુલ કરીએ છીએ. પણ માણસો અને રીવાજ મી. બેન્કર ધારે છે તેમના થોડા સમયમા પુરેપુરો સુધરી શકે નહિં. યુરોપીઆ એક દિવસ, કે વર્ષ કે પેઢીમાંજ અસ્તિત્વમા આવી શકે નહિ મી બેન્કરે મજુરોને માટે જે વધારાની માગણી કરી છે તે વધારો જો તેઓ જાતે મહેનત કરે અને તેઓ વધારે નિયમિત અને ઓછા આળસુ થાય તો તેમને મળી શકે તેમ છે. આ ઉપાય તેમના પોતાના હાથમાં છે, અને દયાની લાગણીને અંગે સારી રીતે કે હમેશને માટે તે લાભ તેમને મળી શકે તેમ નથી. તેઓ પોતાની લાયકાત અને ઉદ્યોગને અંગેજ વધારે સારી કમાઇ કરી શકશે. આ સંબંધી હમે એમ જણાવવાની રજા લેઇએ છીએ કે મી. બેંકર અને તેમના મિત્રો મજુરોને જે જે ખોટી ટેવો પડી છે તેમને પુરેપુરી રીતે સમજાવવામાં

પોતાના ઉત્સાહનો ઉપયોગ કરશે તો ઘણોજ લાભ થશે. આમ કરવાથી જે લોકોનો પક્ષ તેમણે લીધો છે તેમને પણ તેઓ અનહદ લાભ આપી શકશે.

(૩) હમે લવાદ સાહેબનું ધ્યાન એ બાબત પર ખેંચવાની રજા લેઇએ છીએ કે ચૂકાદાને અંગે જે વધારો આપવાનું ઠરાવવામાં આવે તે જ્યાંસુધી હાલના સંજોગો ચાલુ રહે ત્યાં સુધીજ અમલમાં મૂકવામાં આવે. હમણાં મોંઘવારી છે, એ તો ખરૂં, પણ તેનું કારણ હાલની લડાઇ છે. સારાં વર્ષો આવેથી તેમજ લડાઇ બંધ થયેથી આ મોંઘવારી નાશ પામવાની; અને તેની સાથે મીલોમાં હમણાં મળતો નફો પણ ઘણોજ ઓછો થઇ જવાનો. વધુ કરોને લીધે તેમજ ઘણાજ જોરથી ફરી ચાલુ થવાની લેંકેશાયરની સાથેની હરીફાઈને લીધે મીલો કફોડી સ્થિતિમાં આવી જવાનો ઘણો સંભવ છે. આ બે કારણોને લીધે મીલ ઉદ્યોગ પર શી અસર થશે તે વિષે અત્યારે તર્ક બાંધવો નકામો છે; પરંતુ હાલ જેટલો નફો આગળ ઉપર નહિ મળે તે પહેલેથીજ સમજવાનું વધારે લાભકર્તા છે. બંગાળાના ભાગલાનાં ઉત્તમ વર્ષોમાં મીલોમાં ઇ. સ. ૧૯૦૦ થી ૧૯૦૯ સુધી ઘણો સારો નફો મળ્યો હતો, પરંતુ ઇ.સ.૧૯૦૯થી તે લડાઇની શરૂઆત થઇ ત્યાં સુધી મીલોને ઘણાજ બારિક સમયમાંથી પસાર થવું પડ્યું. તે વખતે કેટલી મીલો ખરેખર ડૂબવામાં ગઇ હતી. એટલા માટે હમે ખરા અંતઃકરણથી એમ આશા રાખીએ છીએ કે મુડીવાળા મજુરવર્ગના સર્વ મિત્રો આવી સંભવિત (અને ખરેખરી) હકીકતનો પુરેપુરો સંભાળપૂર્વક વિચાર કરશે.

(ક) હવે મજુરોને શો વધારો આપવો જોઇએ એ પ્રશ્નનો જ વિચાર કરવાનું રહ્યું. રેફરન્સમાં તેઓ ૩૫ ટકા વધારાની માગણી કરે છે. હમે ૨૦ ટકા વધારે આપી શક્યા છીએ. ઉપર દર્શાવેલ સર્વ સંજોગોમાં અને નજદિકના ભવિષ્યના સમય વિષે ધ્યાનપૂર્વક વિચાર કર્યા પછી, હમે જે વધારો આપ્યો છે તે યોગ્ય છે એમ જણાવવાની રજા લેઇએ છીએ. ખરૂં જોતાં તે જોઈએ તે કરતાં વધારે છે છતાં પણ હમે હાલના બારિક સમયને લીધે તે વધારો આપવાનું વાજબી ધાર્યું છે. અમદાવાદમાં પ્લેગ થયો ન હોત તો મજુર વર્ગ પણ આ વધારાથી સંતોષ પામ્યો હોત એમ અમારૂં માનવું છે. હાલ તો અમદાવાદમાં પ્લેગ છે જ નહિ, અને તેથી જે સંજોગોના વિચારોને પરિણામે તેમને પ્લેગનો વધારો આપવામાં આવ્યો તે વિષે ચાલુ પ્રશ્નમાં કંઈ પણ કહેવું જોઈએ નહિ. મજુરો જો વધારે ઉદ્યોગી થાય અને તેમની વારેવારે નોકરી બદલવાની ટેવ મૂકી દેઇ તેઓ એકજ ઠેકાણે સ્થિર રહે તો વધારે નહિં તો હાલ જે વધારો તેઓ માગે છે તેટલો જાતે હસ્તગત કરી શકે. તેઓ જો વધારે કામ કરે તો વધારે પગાર આપવાને હમે ઘણાજ ખુશી થઇશું. તેમના હાલના મિત્રો તેમને જે સર્વ લાભો કરી આપે તેના કરતાં વધારે લાભ તેમનો પોતાનો ઉદ્યોગજ તેમને અને હમને કરી આપશે. આ ઉપરથી હમે જે વધારો આપવાનું કહીએ છીએ તે ન્યાયપુરઃસર છે, એમ કહેવાની હમે છેવટે રજા લઇએ છીએ.

ગોરધનદાસ ઈ. પટેલ.
પેસ્તનશા ન. વકીલ.
જોઇન્ટ ઑનરરી સેક્રેટરીઓ.
મિલ એજન્ટોનું મુંબ.

(૩)

# અમદાવાદના મિલ એજન્ટોના 'ગ્રૂપ' અને વણાટ ખાતાના કારીગરો વચ્ચે પડેલી તકરારમાં પંચનો નિર્ણય.

ગયા શિયાળામાં અમદાવાદના મિલ માલિકો ('ગ્રૂપ') અને કાપડ વણનાર કારીગરો વચ્ચે કારીગરોના પગારના દર સંબન્ધમા વાંધો પડેલો, અને તેને પરિણામે હડતાળ અને 'લૉક આઉટ'-મહાર તાળા-ની ખેદકારક સ્થિતિ ઉત્પન્ન થઇ હતી તેનો-તા૦ ૨૦ માર્ચ ૧૯૧૮ને દિને બન્ને પક્ષ તરફથી મને પંચનું કામ સોંપાઇને અન્ત આવ્યો. તે પછી પંચના કામની શરૂઆત થઇ. બન્ને પક્ષને પોતાની હકીકત લખી રજુ કરવાની મેં માગણી કરી. તે પ્રમાણે, કારીગર પક્ષનો રા. શંકરલાલ બેંકર તરફથી મને એક વિગતવાર લેખ પૂરો પાડવામાં આવ્યો. વારંવાર માગણી કર્યા છતાં પણ મારા જાણવામાં આવ્યું છે તે પ્રમાણે અનિવાર્ય અડચણોને લીધે મિલ માલિકોના 'ગ્રૂપ' તરફની હકીકત ત્રણ માસની અંદર મને મળી નહિ. એક પક્ષની હકીકતથી સંતોષ પામીને ચૂકાદો કરવો એ મને વાજબી લાગ્યું નહિ, અને તેથી પંચનો અધિકાર સમાપ્ત કરી-બન્ને પક્ષ માંહોમાંહે મળીને સમજૂત કરવી અને તેમાં બન્ને પક્ષના મિત્ર તરીકે મારી મદદની જરૂર હોય તો તે આપવા હું રાજી છું, એમ મેં જણાવ્યું પણ બન્ને પક્ષ તરફથી એમ જણાવવામા આવ્યું કે એ બની શકે તેમ નથી, અને પંચના કામની મુદત વધારના તેઓ એક મત થએલા છે. તેથી મેં પંચનું કામ જારી રાખ્યુ, તા. ૨૮ મી જુને મિલ માલિકો ('ગ્રૂપ') તરફની હકીકત મને મળી તેમાંથી કેટલાક અગત્યના પ્રશ્ન ઉપસ્થિત થયા, તેનો ખુલાસો મે બન્ને પક્ષ પાસે માગ્યો હતો તા. ૩ જુલાઈ ૧૮ સુધીમાં કારીગર પક્ષ તરફથી એ સંબન્ધમાં કાંઈ લખાઇ આવ્યુ નથી. મ્હોટે ભાગે જે ખુલાસા તથા હકીકતની મારે જરૂર હતી તે મિલ માલિકોએ પૂરી પાડવાની હતી, અને તેઓ તરફથી એક 'ખાનગી' સૂચના સાથ થોડીક હકીકત રજુ કરવામાં આવી છે, પણ તેનાથી મેં પૂછેલા સર્વે પ્રશ્નનો ઉત્તર થતો નથી, અને જેટલાનો થાય છે તેટલાનો પણ અપૂર્ણ રૂપમાં થાય છે, અને કેટલીક હકીકત ઘણી મિલોમાંથી મેળવીને પૂરી પાડવામાં આવે તોજ તેનો ઉપયોગ માત્ર બની શકે. પરન્તુ તે હકીકત અત્યારે ભેગી કરવી શક્ય નથી એમ તેઓ તરફથી જણાવવામાં આવે છે. આ સ્થિતીમાં હું બન્ને પક્ષ વચ્ચેની તકરારમાં વાસ્તવિક ન્યાય શો છે એના નિર્ણય ઉપર આવી શકતો નથી, પણ મિલ માલિકો અત્યારે હવે વિશેષ હકીકત આપી શકે એમ નથી, અને ગરીબ કારીગરોને પંચનો નિર્ણય સત્વર મલવો જોઇએ એ ઇષ્ટ છે તેથી મારે વ્યવહારૂ ન્યાય યાને ચૂકાદા ઉપર આવવું પડે છે. પંચના ઠરાવની વાટ ન જોતાં કુદરતના બળે મિલ માલિકો અને કારીગરો વચ્ચે પ્રકૃત પ્રશ્નના સંબન્ધમાં જે વાસ્તવિક સ્થિતિ ઉત્પન્ન કરી દીધી છે, તેમાંથી મને એ વ્યવહારૂ ન્યાય કરવાનું પ્રારશ્ન મળી આવે

છે. પક્ષકારો તરફથી મળેલી હકીકત મારા જાણવામાં આવે છે કે અત્યારે ઘણીખરી મિલોમાં ૩૫ (પાંત્રીસ) ટકાનો વધારો અપાઇ ચૂક્યો છે અને કેટલીકમાં એ વધારો ૫૦ (પચાસ) ટકા સુધી પણ પહોંચ્યો છે–તો તકરારને લગતા બાકીના વખતને માટે ૩૫ (પાંત્રીસ) ટકા વધારો અપાવવો ઘટારત છે. તેથી હું પંચ તરીકે મને મળેલા અધિકારથી જાહેર કરું છું કે મિલ માલિકોએ કારીગરોને તકરારને લગતા બાકીના વખતના પગારમાં ૩૫ (પાંત્રીસ) ટકા વધારો આપવો–એટલે કે ૨૭ાા ટકા આપતાં બાકી રહેલી રકમ તેઓએ કારીગરોને આપવી.

છેવટે, બન્ને પક્ષે પરસ્પર સહનશીલતા અને શાન્તિથી કામ કર્યું છે, અને પંચનો નિર્ણયમાં વિલંબ થયો તે દરમિયાન બન્ને પક્ષે માંહોમાંહે સમજીને મિલનું કામ ચાલતું રાખ્યું એ સન્તોષની વાત–હું અત્રે નોંધુ છું. આશા રાખું છું કે ભવિષ્યમાં ઉભય પક્ષ વચ્ચે સંપથી કામ ચાલ્યા કરશે.

તા. ૧૦ ઑગસ્ટ ૧૯૧૮.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# આપણા દેશના ઉદ્યોગ ધંધા કેમ પડી ભાંગ્યા ?

---

"No study is more interesting and instructive in the history of nations than the study of the material condition of the people from age to age." R. C. Dutt.

"The sources of tyranny & oppression which have been opened by the European Agents acting under the authority of the Company's servants and the numberless black agents and sub-agents acting also under them, will, I fear, be a lasting reproach to the English name in this country." Lord Clive.

આપણા દેશના ઉદ્યોગો નષ્ટ થવાનાં કારણો જાણવા સારૂ થોડીક ગતકાળની હકીકત જાણવાની જરૂર છે; તે વગર વસ્તુસ્થિતિ સમજાય એમ નથી. વળી ઉદ્યોગ ધંધા પડી ભાગવાના એક નહિ પણ અનેક કારણો છે કે જેમાં રાજ્ય આશ્રયની ગેરહાજરી એટલુંજ નહીં પણ રાજ્ય સત્તાનો દુરૂપયોગ એક ઘણુંજ મહત્વનું અને સંગીન કારણ છે. સત્તાનો દુરૂપયોગ એટલી હદ સુધી થયો છે કે હિન્દની ગરીબડી–રાંક પ્રજાનો રોટલો ગયો છે–જીવનગાળો ગયો છે.

જુની વાત યાદ કરવી તે હિન્દના ઇતિહાસનું એક કંગાળ અને હૃદયદ્રાવક પ્રકરણ ઉકેલવા બરાબર છે. એ પ્રકરણ ઇંગ્લાન્ડના સુવિખ્યાત નામને કલંક–બટ્ટો–લગાડે છે; ઇંગ્લાન્ડની કીર્તિને ડાઘ લગાડે છે અને હિન્દુસ્તાન, એની હકુમત તળે આવ્યા પછીનું

ખરાબ પરિણામ હિન્દ માટે આવ્યું. ઇસ્ટ ઇંડીઆ કુંપનીનો નફો રોજગાર જેનાથી નહોતો જોવાતો અને જેઓ ઇર્ષાથી બળ્યા રહેતા હતા તેઓ કંપનીનું વિલાયતમાં સખત વગોણું કરતા રહેતા હતા, એથી કરીને કોઈ કોઇવાર હિન્દને દાદ મળવાનો સંજોગ અને અવકાશ રહેતો હતો, પણ હિન્દ સાથેના વેપારનો કંપનીનો ઇજારો જતો રહ્યો તે સાથે અંગ્રેજ વેપારીઓ કુંપની નીતિપર જે અંકુશ મુકતા હતા તે પણ જતો રહ્યો અને તે વર્ષથી અંગ્રેજ વેપારીઓ જેમ બને તેમ પોતાને કેમ લાભ થાય તેજ તપાસતા રહ્યા અને એમની વિરૂદ્ધ કોઈ પોકાર કરનાર ન રહ્યું. હિન્દની દાદ સંભાળાતી બંધ થઇ; વળી ત્યાંની પાર્લામેન્ટમાં હિન્દના તો કોઇ પ્રતિનિધિ હતાજ નહીં, જ્યારે હિન્દ સાથે વેપાર કરી ગભ્ભર થયલા ઘણા વેપારીઓની આમની સભામાં લાગવગ રહેતી હતી અને જેમના મતની પરવા પણ કેબીનેટને પડતી હતી. આમ હોવાથી ન્યાયની ખાતર પણ કોઇ હિન્દનો પક્ષ લેતુ તો પણ તે ફાવી શકતું નહીં અને એથીજ કરીને ઇ.સ. ૧૮૧૩ થી જ હિન્દના વણાટ ધંધાની ખરેખરી પાયમાલી શરૂ થઇ, જે હકીકત આગળ નિવેદન કરવામાં આવી છે.

**ઇ. સ. ૧૮૧૩ માં વેપારની છૂટ શામાટે અપાઇ?**—અંગ્રેજ વેપારીઓને વેપારતી સ્વતંત્રતા કેમ આપવામાં આવી? ફરજ્યાત જરૂર પડી માટે. આ અરમામાં નેપોલીઅન બોનાપાર્ટની હાકેમી તળે ફ્રાન્સ બળવાન બન્યું હતું. નેપોલીઅને યુરોપના બંદરોમા ઇંગ્લાન્ડનો માલ આવતો બંધ કર્યો હતો, એટલે જો તેમના ઉદ્યોગ ધંધા બંધ પડે તો ત્યાં કેર વર્તી રહે એમ હતું ત્યાંના તૈયાર માલનો ઉપાડ કરે એવો હિન્દ શીવાય અન્ય કોઈ દેશ પોતાની સત્તા તળે હતો નહીં. હિન્દ સાથે અમે તે વેપારનીતિ અખત્યાર કરી શકાય એમ હતું. મોટા કારખાનાવાળાઓ, હિન્દ સાથે વેપારની છૂટથી ઘણો લાભ થશે એમ લોકોને સમજાવતા હતા અને વળી તેજ માલ બનાવનારાઓના પ્રતિનિધિઓ આમની સભામાં હતા. મેમાળ જમવાનું હતું: મા પીરસનારી હતી. એટલે ઉપર મુજબ, ઇ. સ ૧૮૧૩ મા ચાલુ કરી આપનામા આવેલી સનદમા ફેરફાર થવા પામ્યા હતા.

**ઇ. સ. ૧૮૩૩ થી વેપાર બંધ:**—ઇ. સ. ૧૮૩૩ માં સનદ ચાલુ કરી ત્યારે એ સરત કરવામા આવી કે કંપનીએ વેપાર કરવાનું સદંતર બંધ કરવું અને ફક્ત તેમણે હિન્દનો રાજ કારભાર તથા વહીવટ કરવો, એટલે કે કંપની એક વેપારી પેઢી હતી. તે મટી જઇને એક સત્તાધિકારી સત્તા બની. વળી કુંપનીના જે શેર હોલ્ડર હતા તે બધાને ( પા..૧૦-૧૦-૦ ) સાડાદસ ટકા લેખે વ્યાજ આપવું અને તે રકમ હિન્દની મહેસુલમાથી વસુલ કરવી; વધુમા એમ પણ નક્કી ઠરવામાં આવ્યું કે વીસ વર્ષ પછી—કે જે મુદત માટે આ સનદ ચાલુ કરી આપી હતી—જો ઇસ્ટ ઇંડીઆ કંપની હયાતી ન ભોગવે અથવા તેની પાસેથી સર્વ અધિકાર અને પ્રદેશો લઇ લેવામાં આવે તો કંપનીના શેર હોલ્ડરને દર સો પાઉન્ડ પેટે બસો પાઉન્ડ આપવા. કંપનીને અસ્તિત્વમાં ન રાખવામા આવી, એટલે આ છેલ્લી સરતનો અમલ પણ થયો. આ સરત જોકે ઇગ્લાંડને ઘણી લાભકારક હતી પણ હિન્દી પ્રજા તેના ભાર તળે કેવી કચડાઈ જાય છે તે પ્રતિવર્ષે એ દેવાનું વ્યાજ ભરવા સારૂ હિન્દી સરકારને જે મહેસુલ ઉઘરાવવી પડે છે તે પરથી જણાઇ આવે છે.

**ઈ. સ. ૧૮૫૪માં છેલ્લીવારની બહાલી:**—ઇ. સ. ૧૮૫૪ માં સનદ ચાલુ કરી આપવામાં આવી ત્યારે કંઇ પણ મુદત ઠરાવ્યા વગરજ તે ચાલુ કરવામાં આવી હતી. ઇંગ્લાન્ડમાં આ સમયે કંપનીના વહીવટ સામે બહુજ ચર્ચા થતી હતી અને ફરીથી પરવાનો ન આપવા દબાણ થયું હતું; ઈ. સ. ૧૮૫૭ ના બળવાના પ્રતાપે કંપની વિરૂદ્ધ જે બહુ સખ્ત મત બંધાયો હતો તે દૃઢ થયો અને રાણી વિક્ટોરીઆએ કંપનીની સનદ રદ કરી બધી સત્તા પોતાના હાથમાં લઇ લીધી. કંપનીના શેર હોલ્ડરોની ઇ. સ. ૧૮૩૩ની સરત મુજબ પૈસા ચુકવવામાં આવ્યા.

**બોજો હિન્દને માથે ને ઇંગ્લાન્ડને ઘી કેળાં!**—નિચેની હકીકતની નોંધ લેવાની જરૂર છે. હિંદુસ્તાનને પૈસે એટલે કે હિન્દની મહેસુલમાંથીજ કંપનીએ પોતાની સત્તા જમાવી હતી, વધારી હતી. હિન્દની સરહદો ઉપર કે હિન્દમાં જે જે લડાઇઓ થઈ હતી તેનો તથા વહીવટનો બધો ખર્ચ હિન્દી મહેસુલમાંથી કરવામાં આવ્યો હતો. આ બધામાં ઈંગ્લાન્ડ કે ઇસ્ટ ઈંડીઆ કું.એ એક રાતી પૈ પણ પોતાની ખરચી નહતી, તે છતાં જ્યારે રાણી વિક્ટોરીઆએ કંપની પાસેથી હિન્દનો વહીવટ પોતાને હસ્તક કર્યો ત્યારે, આવો મોટો વિશાળ દેશ મળવા છતાં, કંપનીએ હિન્દમાં કરેલું બધું દેવું, કંપનીના શેર હોલ્ડરને સો પાઉન્ડ પેટે બસો પાઉન્ડ ચુકવ્યા, તે બધો ખર્ચ અને દેવું, હિન્દને માથે નાખવામાં આવ્યું અને તે દિવસથી એ દેવું હિન્દી કરજ ( Indian Debt ) ને નામે ઓળખાતું આવ્યું છે. દિન પ્રતિદિન આ કરજ વધતું ગયું છે અને તેનું વ્યાજ ભરવાને પહોંચી વળવા સારૂ હિન્દી મહેસુલ વધારવા જે જરૂર પડે છે તે બોજો હિન્દના ખેડુતોને શિર પડે છે; અને તે હિન્દની ખેતીવાડીને નષ્ટપ્રાય કરવામાં ઘણો ઉપયોગી ભાગ ભજવે છે. અસ્તુ.

**પછી શું થયું ?**—ટુંકમાં હિન્દની જાહોઝલાલીથી મુગ્ધ થઈ તેમાંથી બને તેટલો રસ ચુસવાને સ્થપાયલી ઇસ્ટ ઇંડીઆ કું. વેપારી પેઢીમાંથી બળવાન સત્તા બની તે જોયું. ઇસ્ટ ઇંડીઆ કુ. ને વેપારને બદલે હિન્દનો વહીવટ કરવાની સત્તા આપવામાં આવી ત્યારથી અને જ્યારે જ્યારે સનદો ચાલુ કરવામાં આવતી હતી ત્યારે કંપનીના વહીવટ સંબંધી પાર્લામેંટમાં ચર્ચા થતી હતી, પણ તે ચર્ચાનો મુખ્ય સારાંશ તો એજ હતો કે હિન્દુસ્તાન અને હિન્દી કારીગર તથા પ્રજાનું ગમે તેમ થાય પણ ઇંગ્લાન્ડનો વેપાર હિન્દ સાથે કેમ વધે, ઇંગ્લાન્ડને અહીંઆનો કાચો માલ કેમ સરળતાથી, સગવડતાથી તથા વગર જકાતે મળે. આજ મુદ્દાપર લક્ષ રાખી બધી ચર્ચા થતી હોવાને લીધે, ઇંગ્લાન્ડના કારખાના વાળાઓનો પાર્લામેન્ટમાં વધુ મત અને અવાજ હોવાના સબબે, એ ઢોલ તાંસાના અવાજોમાં હિન્દની કાકલુદી સંભળાતી નહીં; અને કદાચ ઝીણો, બોખરો કે બેસુરો અવાજ બહાર પડી આવતો તો ત્યાંના વેપારીઓના સ્વાર્થમાં તે દબાવી દેવામાં આવતો, એની ગણના કરવામાં આવતી નહીં. વળી જ્યાં સુધી કુંપની સરકાર હતી ત્યાં સુધી વહીવટ કે અન્ય કોઈ કારણથી પણ પાર્લામેન્ટ તેના કારોબારમાં , માથું મારતી, તપાસ કરતી, અને તેમ થવા છતાં જોકે હિન્દને ન્યાય તો મળતો નહીં તો પણ ભૂલેચુકે હિન્દની હાલત અને દુર્દશાનું કોઈ કોઇ સપ્રીજન બ્યાન કરાવતું હતું; પણ ઇ. સ. ૧૮૫૭ પછી રાણી સરકારના હાથમાં

હિન્દની દોરી આવતાં, તે પર અન્ય કોઇનો અંકુશ રહ્યો નહી અને નામદાર હિન્દુસ્તાન સરકાર પોતાના વટ, મોભ્ભા અને નિરંકુશ વેપારનીતિમાં મશગુલ રહેવાને પરિણામે રોટલા સાથે ખાવાને મીઠા માટે ઘરમાં બાળવાને તેલ કે દિવો કરવાને દિવાસળી માટે, પોતાની નગ્નતા ઢાંકવાને કકડા લુગડા માટે હિન્દનો વતની સ્વાશ્રયી મટીને પારકી આશ કરતો અન્યો-પરાવલંબનની બેડીમા જકડાયો. ઉદ્યોગ ધંધામાં મસ્ત રહેલી અને તેથી મશહુર અને ઝાહોઝહાલ થયલી માતૃભૂમિની આવી કંગાળ અને બેરોજગાર થયલી સ્થિતિ જોઇ ક્યા ભારતપુત્રનુ હૃદય નહીં દ્રવતું હોય !

**કયા ઉદ્યોગો નાશ પામ્યા?**—કંપની સરકારના આગમન પછી આપણા દેશના જે ઉદ્યોગો પડી ભાંગ્યા તેમાના ખાસ ધ્યાન ખેંચતા થોડાકનાં નામ નીચે મુજબ છેઃ-રૂ કાંતવા તથા વણવાના-વણાટ; કામનો રેશમ ઉત્પન્ન કરવાનો તથા રેશમ વણાટનો; બારીક નકસી કામનો; સાદી અને નકસીવાળી શાલનો; વહાણ નૌકા બનાવવાનો; અસ્ત્ર શસ્ત્ર બનાવવાનો; ખાંડ તથા ગળીનો; સેત્રંજી અને ગાલીચાનો; ચામડા કેળવવાનો; કાંસુ ગાળવા તથા કાંસાની વસ્તુઓ બનાવવાનો વિગેરે વિગેરે. આ ઉપરાંત પ્રાચીન વૈદક, મોગલ અને રજપુત કાળના શિલ્પશાસ્ત્રના તથા ચિત્રકળાના ધંધા પણ તે વખતથી પોષાતા બંધ થયા.

હિન્દુસ્તાનના ફક્ત આટલાજ ઉદ્યોગ ધંધા નષ્ટ પામ્યા છે કે નષ્ટ પામવાની દશાએ આવી પહોંચ્યા છે, એમ માનવાનુ નથી. આટલાંજ નામ ગણાવવાનું કારણ એટલુંજ કે દેશ દેશાવરોમાં હિન્દની ઝાહોઝહાલી, કુશળતા તથા ઉંચી કારીગરીની કીર્તિ ફેલાવનાર તથા તેથી હિન્દને મશહુર કરવામાં એ ઉદ્યોગો મુખ્ય હતા. આ ઉપરાંત બીજા સેંકડો નાના ઉદ્યોગો-ગૃહઉદ્યોગો છે કે જે કંપની મારફત પશ્ચિમના સંબંધમાં આવતાં નષ્ટ પામ્યા છે. અત્તર અને સુગંધી ખુશબોદાર તેલ બનાવનારાઓ જુજ છે. પ્રાચીન મીનાકારી કામ જાણનાર લગભગ પતી ગયા છે. પટોળા વણનાર રડયા ખડયા નજરે પડે છે. ઝાડ પાનના રસમાંથી રંગ બનાવનાર ઝાઝા રહ્યા નથી. દેશી કાગળો કે જે સેંકડો વર્ષ સુધી જવાબ દઇ શકતા હતા તે બનના બંધ થયા છે. સોનેરી રુપેરી કસબ પરદેશથી આવે છે. આ પ્રકારના ઘણા ઉદ્યોગો આપણા હાથમાંથી ચાલ્યા ગયા છે. પણ તેના કોઇ સત્તાવાર આંકડા મળી શકે એમ નથી. છતાં પણ આપણા દેશની રાંક પ્રજા તે ઉદ્યોગો ઉપર સંતોષ અને ચેનથી ગુજારો કરતી હતી અને આજે તેઓની જે કંગાલ સ્થિતિ થઇ પડી છે તથા ગુજરાન માટે ખેતી શીવાય અન્ય કાંઇ ધંધો રહ્યો નથી એજ પુરતો અને સચોટ દાખલો છે. એક કાળમાં-પાંચ દાયકાથી બે સદી ઉપર-તે ઉદ્યોગો હતા અને આજ નથી. આ ઉદ્યોગ ધંધા પડી ભાંગવાનાં કે નાશ પામવાનાં કારણોમાં કારીગર તથા તેમના પોષક જનસમાજનો દોષ નથી એમ અમે કહેવા નથી માંગતા-ને દોષો વિગેરેનું વિવેચન બીજા લેખમાં કરવાનું રાખ્યું છે-પણ રાજ્યસત્તા, હિંદને બિનઅનુકૂલ વેપારનીતિ, ભારે પડતી જકાત, અંગ્રેજ વેપારીઓનો સ્વાર્થ અને ઇસ્ટ ઇંડીઆ કંપની તથા અંગ્રેજ સરકારે તે બાબતમાં ભજવેલો અઘટિત ભાગ, હિન્દી ખેડુતોને ચગદી નાંખતી જમીનની મહેસુલ વિગેરે મુખ્ય કારણો કે જેને પ્રતાપે આપણો દેશ બેરોજગાર થયો છે તે આ લેખમાં જણાવવાનો હેતુ રાખ્યો છે.

-ખેતીવાડી પછી સૌથી વધારે ધ્યાન ખેંચતો, સૌથી વધારે જે માટે ઉહાપોહ થયો છે એટલુંજ નહીં પણ અંગ્રેજ વેપારીઓની લાગવગને લીધે અને સ્વાર્થ ખાતર અંગ્રેજ સરકારને હાથે સમસ્ત હિન્દને જે માટે અન્યાય થયા કર્યો છે, તથા જે ઉદ્યોગની મરણતોલ દશા થવાથી લાખો સ્ત્રીપુરૂષો તથા બાળકોની રોજી બંધ થઇ છે તે રૂ કાંતવાનો તથા વણાટનો ઉદ્યોગ છે. મોગલ બાદશાહની પડતી થઇ ત્યાં લગણ વણકરોની સ્થિતિ ખરાબ થઇ હોય એવો કોઇ જગ્યાએ ઉલ્લેખ નથી, એટલુંજ નહીં પણ નામદાર કુંપની જે હજારો પાઉન્ડનું કાપડ અત્રેથી વિલાયત ચઢાવી શકતી હતી તે એ ધંધાની આબાદાનીની શાખ પુરે છે. લાખો રૂપીઆના કાપડના નિકાસને બદલે આજે આપણા દેશમાં કરોડો રૂપીઆના વિદેશી કાપડની આયાત થાય છે; એવી પરિસ્થિતિ થવાનું કારણ વિગતે જાણવા જરૂર છે.

-**મીર કાસમના સમયમાં શું બન્યું ?**—ઇ. સ. ૧૭૫૭ ના પ્લાસીના યુદ્ધ પછી બંગાળમાં એક સરખું અશાંતિનું રાજ્ય હતું. મીર જાફર પછી મીર કાસમને નવાબ બનાવવામાં આવ્યો; મીર કાસમે પોતાને નવાબ બનાવવાનો પુરતો બદલો કંપની તથા તથા તેના વહીવટદારોને આપ્યો હતો. ( મીર કાસમે ઈનામ તરીકે પા. ૨,૦૦,૬૬૯ અંગ્રેજ અમલદારોને વહેચ્યા હતા ) તેની નવાબગીરી દરમ્યાનમાં કંપનીના માણસોએ પોતાને હિસાબે હદ કરતાં ઝાઝો વેપાર કરવા માંડયો હતો અને તેથી કરીને કાસમની આવક ઘટી ગઇ એટલુંજ નહીં પણ રૈયત હેરાન હેરાન થઇ.

બંગાળામાં કંપની જે ખરીદ કરેલો માલ લાવે કે વેચે તે પર જકાત લેવાની નહોતી અને તે હક કંપનીના ગુમાસ્તાઓએ પણ માગ્યો. મીર કાસમે ઘણો સખ્ત વાંધો લીધો (કે જે વાંધો વોરન હેસ્ટીંગે તથા મી. વાન સીટાર્ટે પણ કબુલ રાખ્યો હતો ) પણ નવાબની એ દલીલ કબુલ રાખવી એ એમ્પાટ, હે, અને વૉટસનને " અંગ્રેજ ગૃહસ્થો " તરીકે Dishonourable અણુછાજતું અને અપમાનકારક લાગ્યુ. ( નવાબ સાથેની સરતો વિરૂદ્ધ આ વર્તન હતું, પણ એક વખત કરેલી સરતો જો સમયાનુકાળ ન થાય તો તેથી વિરૂદ્ધ વર્તન કરવું કે તે સમયમાં મી૦ એમ્પાટ જેવા " ગૃહસ્થ " ને honourable માનકારક લાગ્યું હશે. ) આમ થવાથી કંપની તથા ગુમાસ્તાઓનો વેપાર વધ્યો પણ મીર કાસમની રૈયત હેરાન થઈ. તે ઉપરથી પોતાને પ્રજાને થતો અન્યાય અટકાવવા મીર કાસમે ઔદાર્ય દર્શાવી સદંતર જકાત કાઢી નાંખી અને તેનું ફળ પોતે પાદભ્રષ્ટ થઈ ભોગવ્યું. પોતાની પ્રજાને રાહસત તથા ન્યાય આપ્યો, એ પણ તે વેળાની નીતિના ધોરણ મુજબ નવાબનું અસભ્ય અને અઘટિત વર્તન હતું.

**વણકરનો ત્રાસ:**—આ સંબંધમાં મીર કાસમે રજુ કરેલા વાંધા તથા પત્ર અને તેની તરફદારી કરી નિવેદન કરેલી હકીકતમાંથી ટુંક સાર આપવો અસ્થાને નહીં ગણાય. ' કલકત્તાથી કાસીમબઝાર, પટના, ઢકા લગણમાં કંપનીના એજન્ટો અને ગુમાસ્તાઓ અંગ્રેજ વાવટાની ઓથે વેપાર કરે છે અને મારી સત્તાનું અપમાન કરે છે. તેઓ પોતે દરેક પ્રકારનો ખાનગી વેપાર જકાત ભર્યા વગર કરે છે; આથી મને વાર્ષિક રૂ. ૨૫ ) લાખનું નુકશાન થાય છે. મારી રૈયતને રૂપીઆનો માલ પાંચ રૂપીએ લેવા ફરજ પાડે છે: નીકર ચાર રૂપીઆનો માલ જોરજુલમથી રૂપીઆમાં પડાવી લે છે. "

સરજન્ટ પ્રેગો માલની આપલે કેમ થાય છે તે હકીકત જણાવતાં લખે છે કેઃ "એક (અંગ્રેજ) સદ્‌ગૃહસ્થ પોતાના ગુમાસ્તાને માલ લેવા કે વેચવા મોકલે છે, અને જો લોકો તે ગુમાસ્તાના કહેવા પ્રમાણે માલ વેચતા કે લેતા નથી તો તેઓને મારવામાં આવે છે અથવા તેઓને તુરતજ કેદખાનું ભોગવવું પડે છે; આટલુંજ નહીં પણ ખુશીથી માલ વેચનાર કે લેનારને પણ, પોતા શીવાય બીજા કોઇ પાસેથી માલ લેવાની કે વેચવાની મનાઇ કરે છે. કોઇ કોઇ વાર ઘણાજ સસ્તા ભાવે વસ્તુ પડાવી લેવામાં આવે છે અને કોઇ વાર પૈસા પણ આપવામાં આવતા નથી. વિ. વિ."

મી. વિલિયમ બોલ્ટ લખે છે કેઃ "એકાદ ગામમાં જ્યાં ધંધોરોજગાર ઠીક હોય છે ત્યાં ગુમાસ્તા આવે છે; અને રહેઠાણની જગ્યા લઇ તેને કચેરી બનાવે છે. ત્યાં આગળ પોતાના સીપાઇ મારફત દલાલ તથા વણકરોને બોલાવવામાં આવે છે અને પોતે થોડા પૈસા ધીરીને અમુક ભાવે, અમુક માલ, અમુક મુદતમાં પુરો પાડવાનો દસ્તાવેજ કરાવે છે. વણકરને તે કબુલ છે કે કેમ તેની પરવા કરવામાં આવતી નથી, કારણ કે ગુમાસ્તા મરજી પ્રમાણે સહી કરાવી શકે છે અને જો વણકર આનાકાની કરે છે તો તેને બાંધવામાં આવે છે અને માર મારી કહાડી મુકવામાં આવે છે. સાધારણ રીતે વણકરોની એક યાદી રખાય છે અને તેમાં દરેકનું નામ નોંધાય છે. આ વણકરોને બીજા માટે કામ કરવા દેવામાં નથી આવતા અને ગુલામ હોય તેમ એક ગુમાસ્તો બીજા ગુમાસ્તાને વણકરોની અદલી બદલી કરી આપે છે. આ બધામાં વણકરોની મહેનતનો ગેરલાભજ લેવાય છે. બજારમાં જે ઉપજે તેના કરતાં ૧૫ ટકા ને કોઇ વાર ૪૦ ટકા ઓછા દામ અપાય છે. વળી એમ કરતાં ઠરાવ મુજબ માલ પુરો નથી પાડવામાં આવતો તો તેમનો માલ જપ્ત કરી, બજારમાં તુરત વેચી ખોટ પુરી કરવામાં આવે છે. રેશમના તાર ફીરકીપર ચઢાવનાર ( winders ) કે જે નાગોડાને નામે ઓળખાય છે તેઓનાપર થતા અન્યાયના કારણથી કરીને પોતાને ફરજ પાડી રેશમ વીંટવાની ફરજ પાડવામાં ન આવે તે માટે અંગુઠા કાપી નાંખવાની વાતો પણ જાણીતી છે." અમારી ટીકાની આ ઉપર જરૂર નથી.

વળી કંપનીની ફરમાશ મુજબ વણકર પોતાને ત્યાં એક અને કોઇ વાર એક પણ વણકર વધારે રાખી શકતો નહીં. જે માલ તેઓ બનાવે તે ગુમાસ્તાને પોતાને કે કંપનીને આપવાની ફરજ પાડવામાં આવતી. આને પરિણામે ઢાકા, પટના, કાસમબજાર, પુર્નીઆ વિગેરે સારા સારા વણાટ માટે પંકાયલાં ગામોનો ધંધો પડી ભાંગ્યો અને આજ દિન લગી તે ઉદ્યોગ ફરી સજીવન થયો નથી.

**સર થોમસ મનરોની ઇ. સ. ૧૮૧૩માં જુબાનીઃ**—કંપનીની સનદ ઇ. સ. ૧૮૧૩માં ચાલુ કરી આપવામાં આવી તે વખતે થયલી તપાસમાં સર થોમસ મનરોએ આપેલી જુબાની નોંધવા જેવી છેઃ "કેટલા કાપડની જરૂર છે; તે વિલાયતમાં નક્કી થતાં, કંપનીના ડીરેકટરો હિન્દુસ્તાન લખી જણાવતા; તે ખબર અત્રે આવતાં અત્રેની વેપારી બોર્ડ, તરફથી, ઇંગ્લાન્ડથી આવેલા ડીરેકટરોના કાગળની નકલ દરેક પેઢી પર મોકલી આપવામાં આવતી; પેઢીપરનો 'એજન્ટ' ત્યાંના વણકરો સાથે આગળથી નાણું

ધીરી કાપડ ખરીદવાની ગોઠવણ કરતો. આ ગોઠવણ પાર પડે માટે બધા વણકરોને ભેગા કરવામાં આવતા અને જ્યાં સુધી અમુક ભાવે કાપડ વેચવાને તેઓ કબુલ ન થાય ત્યાં સુધી તેમનાપર પહેરો રાખવામાં આવતો હતો. એક વાર વણકરે બહાનું લીધું તે પછી તેમની અમલદારીમાંથી તે ભાગ્યેજ છટકી શકતો. વણકર વખત સર માલ પુરો પાડે અને ઢીલ ન કરે તે સારૂ એને ત્યાં એક સીપાઇ બેસાડવામાં આવતો કે જેની પાસેના દંડા ( Rattan ) નો ઘણી વાર ગેરઉપયોગ થતો. એ સીપાઇનો ખર્ચ વણકરને માથે ચઢતો અને વણકર વખતસર માલ ન આપતાં કોર્ટમાં ઘસડાતો અને ચયલો દંડ ન ભરી શકે તો તેના ઘરના વાસણ જપ્ત કરવામાં આવતા હતા અને આ પ્રમાણે બધીજ વણકર વસ્તીને કંપનીની પેઢીઓમાં ફરજિયાત કામ કરવું પડતું હતું. વધુ ખેદકારક તો એ છે કે આ જાતનું ગેરવર્તન કાયદાપૂર્વક કરવામાં આવતું એટલે કે એ મતલબ ગમે તે રેતુથી એવા પ્રકારના કાયદાઓ ઘડવામાં આવતા હતા. એ કાયદાઓ મુજબ, જે વણકરે કુંપની પાસથી બહાનું લીધુ હોય—જે ફરજિયાત તેની પાસે લેવડાવવામાં આવતું હતું—ને બીજા કોઇને, દેશી કે યુરોપીઅન વેપારીને, કોઈ પણ કારણે પોતે બનાવેલો માલ આપી શકે નહીં તથા પોતે બીજે ઠેકાણે મજુરી પણ ન કરી શકે. વેળાસર માલ પુરો ન પાડના તેનાપર ચોકીદાર મુકવાની સત્તા 'રેસીડન્ટ' ને આપવામાં આવતી; જો કદાચ તે બહાર કોઇને માલ વેચે તો દીવાની અદાલતમાં તેના પર કામ ચલાવવામાં આવતું; વળી કરાર મુજબ માલ પુરો ન પાડે તો, જો વણકર પાસે એક કરતાં વધારે શાલ હોય અને વણાટ કામ સારૂ એક અથવા એકથી વધુ માણસ રાખેલા હોય તો, કાપડના ઠરાવેલા ભાવ ઉપર ૩૫ ટકા જેટલા દંડને પાત્ર કરતો હતો."

**વોરન હેસ્ટીંગનો ટેકો:**—આ જુલમીના સમર્થનમાં વોરન હેસ્ટીંગના શબ્દ ટાંકીશું કે: "અમારા આવવાના સમાચાર મળતાં, ધર્મશાળાઓ, બજારો ને ગામો ખાલી થઇ જતાં; બજારની દુકાનો બંધ થતી. આપણા વહીવટ સંબંધી લોકોમાં આવો ત્રાસ વર્તી રહ્યો છે"

અમારા શબ્દમાં કંઇ પણ ચિતાર આપવાનું ન રાખતાં ઉપલાં અવતરણોથી તે હકીકત વાંચક સમક્ષ રજુ કરી છે; અને તે ઉપરથી વણાટ ધંધાને શરૂઆતથીજ કેમ હાનિ પહોંચવા માંડી તે સમજી શકાય એમ છે.

કોઇપણ સુજ્ઞ સરકાર પોતાની કે દૈવવશાત્ પોતાના હાથ તળે આવેલી પ્રજાની આબાદાની ઇચ્છી, તેનો વેપાર ધંધો કેમ વધે તે-પર ધ્યાન આપે, પણ હિન્દુસ્તાનને તેટલોયે ન્યાય ન મળ્યો. અત્રેનો વણાટ કામનો ઉદ્યોગ કેમ ખીલે તથા વેપાર કેમ વધે તે પર લક્ષ ન-અપાયું, તેટલુંજ નહીં પણ ઉલટું વણકરો વણાટકામ બંધ કરે અને ફક્ત ઇગ્લાન્ડના કારખાનાઓને જે કાચા માલની જરૂર હતી તે પુરી પાડવા પરજ બધું લક્ષ આપે એવા અને તે સાથે ઇગ્લાન્ડમાં બનેલા કાપડનો અત્રે વધારેને વધારે ઉપાડ અને ફેલાવો થાય ને સારૂં પગલાં ભરવામાં આવ્યા હતાં. સનદ ચાલુ કરવામાં આવની તે વખતે કુંપનીના કારોબાર સંબંધી તપાસ થતી હતી; પણ તેવે પ્રસંગે અને

બીજા ઇતર કમીશન મારફતે હિન્દુસ્તાનના લોકો ઇગ્લાન્ડમાં બનેલો માલ કેમ વધારે લે તથા તેઓ ફક્ત કાચો માલ ઉગાડવા પરજ લક્ષ આપે તે હેતુપૂર્વક ખાસ જુબાની લેવાતી તથા તપાસ કરવામાં આવતી હતી. એમ કરતાં હિન્દને ન્યાય મળે પણ ઇંગ્લાન્ડનો વેપારીને નુકશાન થાય એવી યોજના ઘડાતી તો ત્યાં બહુ મોટો ખળભળાટ કરી મુકવામાં આવતો અને સરકારને પોતાના હુકમ ફેરવવા પડતા હતા. આવા સંજોગોમાં દેશના ઉદ્યોગ ખીલી તો કયાંથીજ શકે ? એક બાજુથી ફક્ત જુબાનથી દેશની આબાદાનીની વાતો કરવી કે ઇચ્છા બતાવવી અને બીજી બાજુથી દેશ વધારે પરતંત્ર અને ઉદ્યોગ હીન થતો જાય એવાં પગલાં ભરાય, ત્યાં દેશની અવનતિજ થાય, એ દેખીતું છે.

વણકર સ્વતંત્ર રીતે માલ બનાવે તેને ઉત્તેજન નહોતું અપાતું. ઉલટું તે પર અટકાવ મુકવામાં આવતો. પહેલાં વણકર પોતે પોતાના ઘરમાંજ કાચો માલ લાવી કાપડ વણતો હતો તેને બદલે કંપનીએ તેને કાચો માલ પુરો પાડવા માંડયો અને કારખાનામાં ફરજિયાત કામ કરવાને ફરજ પાડી તેવી કરીને વણકરની સ્વતંત્રતા ચાલી ગઇ અને તે મજુર બન્યો, એટલુંજ નહી પણ અશક્ત માણસ કે બાળક પોતાની શક્તિ અનુસાર ઘરમાં જે મદદ કરી શકતો હતો તથા સ્ત્રીઓ તરફની જે મદદ મળતી હતી તે વણકરને મળતી બંધ થઈ એટલે કુટુંબ પોષણનો બોજો વધ્યો અને ધીમે ધીમે વણકરના કુટુંબની હાલત કંગાલ અને દરિદ્રી બનતી ગઇ. વણાટકામમાં જે નફો રહેતો હતો તે તેઓને મળતો બંધ થયો અને તેટલા પ્રમાણમાં કંપનીની આબાદાની, આવક ને નફો વધ્યાં આ પ્રકારનો વેપાર રોજગાર ફક્ત કંપનીનાજ હાથમાં રહેવો જોઇએ કે ઇગ્લાંડની પ્રજાને તેની છૂટ અપાવી જોઇએ તેની બારીકાઇથી તપાસ જુબાની વખતે કરવામાં આવતી, પણ તે પ્રશ્નોની સાથે હિન્દના વતનીની કેવી સ્થિતિ થશે અને તેનો તેના પડી ભાંગતા રોજગારનો પુનરૂદ્ધાર કે સજીવન કરવાનો વિચાર કરવામાં આવતોજ નહીં.

**બીજી મુશીબતોઃ**—ગામડાં કે નાનાં શહેરોમાં બનેલો માલ મોટાં શહેરો કે બંદરોએ પહોંચતા સુધીમાં વચ્ચે આઠ દસ નાકાંઓ વટાવવા પડતાં અને દરેક જકાતખાને જકાત ભરવી પડતી; આથી કરીને વસ્તુની કિંમત ઘણી વધી પડતી અને કંપની સાથેની હરિફાઇમાં વણકર કે વેપારી ટકી શકતો નહીં; નાના વેપારીની તો એ પ્રમાણે વેપાર કરવાની હામજ ચાલતી નહી, એટલે તે તો લગભગ અદ્રશ્યજ થઈ ગયો હતો અને બહોળો વેપાર કરનાર પણ એકની એકજ વસ્તુ પર આઠ દસ વાર જકાત ભરીને અને તે ઉપરાંત દરેક જકાતખાને જકાત અધિકારીનો ત્રાસ વેઠી વેઠીને તથા સમયનો ભોગ આપીને કંટાળી જતો હતો જયારે કંપની અને તેના ગુમાસ્તાઓ જકાત ભર્યા વગર માલ લાવી કે લઇ શકતા હતા. આ પ્રકારની જકાત નીતિથી કરીને પણ વણકર તથા વેપારીને અન્યાય થતો અને તે અન્યાયમાંથી બચવાનો ઇતર કંઇ ઉપાય ન હોવાથી, તેનું પરિણામ ધંધારોજગાર બંધ થવામાંજ આવ્યું હતું.

**ભારે પડતા કર અને જકાતઃ**—વણાટનો ધંધો પડી ભાંગવામાં ત્રીજું અને ઘણું સબળ કારણ કાચા તથા તૈયાર માલપર અત્રે તથા ઇગ્લાન્ડમાં જે જકાત ' દાણ તથા કર ' ઠરાવવામાં આવ્યા હતા, તે હતું.

આ પ્રકારની જકાત અને કર ઠરાવવામાં તે વખતના રાજનીતિજ્ઞોની એકજ મુરાદ હતી કે ઈંગ્લાન્ડનો વેપાર ગમે તે પ્રકારે વધે અને હિન્દથી આવતો તૈયાર માલ અટકે- પછી હિન્દનું ગમે તે થાય.

અત્રેથી નિકાસ થતા કાપડ ઉપર ઈંગ્લાંડમાં ઈ. સ. ૧૮૧૩ માં કિંમત ઉપર નીચે મુજબ જકાત હતીઃ છીંટ પર પા. ૩–૬–૮ ટકા, પણ જો તે માલ ખુદ ઈંગ્લાન્ડમાં વપરાય તો પાઉન્ડ ૬૮–૬–૮ વધુ. મલમલપર દસ પાઉન્ડ; ઈંગ્લાન્ડમાં વપરાય તો પા. ૨૭–૬–૮. રંગીન માલ કે જે ઇંગ્લાન્ડમાં વાપરવાની મનાઇ હતી અને જે ફક્ત ઇંગ્લાન્ડ લાવી ત્યાંથી પાછો ચાલતા થતો હતો તે પર જકાત પા. ૩–૬–૮ હતી.

મી. વિલસને ઇ. સ. ૧૮૧૩ માં જુબાની આપતા કહ્યું હતું કે "ઇ. સ. ૧૮૧૩ પહેલાં સુતરાઉ તથા રેશમી કાપડ, જકાત વિ. હોવા છતાં, વિલાયતમાં બનતા માલ કરતાં ૫૦ થી ૬૦ ટકા ઓછી કિંમતે વેચી શકાતું હતું અને તેથી કરીને વિલાયતમાં માલ બનતો અટકે નહીં તે માટે કાંતો હિન્દુસ્તાનથી આવતું કાપડ સદંતર બંધ કરવા જરૂર હતી, નીકર તે મોંઘુ પડે માટે ૭૦ થી ૮૦ ટકા જકાત વધારવા જરૂર હતી અને આ મુજબ જકાત ન વધારી હોત તો વરાળ યંત્રથી કારખાનાં ચાલતાં હોવા છતાં પેઇસલી અને માનચેસ્ટરનાં કારખાનાં ક્યારનાંએ બંધ થયાં હોત. જો હિન્દ સ્વતંત્ર હોત તો આનો બંગ એણે વાળ્યો હોત, વિલાયતી માલ ઉપર ભારે અટકાવનારી જકાત નાંખી હોત અને પોતાના લાભદાયી ઉદ્યોગનો નાશ થતો અટકાવ્યો હોત; પણ તેમ સ્વરક્ષણ કરવાની તેની પાસે સત્તા ન હતી; તે (દેશ) એક પરદેશીની દયા ઉપર હતો; વિલાયતી માલ તેને ગળે વગર જકાતે ઓળવવામાં આવતો હતો અને પરદેશી માલ બનાવનારે પોતાના પ્રતિસ્પર્ધી–કે જેની સાથે તે સમાન ધોરણે સ્પર્ધા કરી શકે તેમ નહોતો–ને દબાવવા અને છેવટ ગુંગળાવી નાખવા રાજકીય અન્યાયનો લાભ લીધો."

ઇ. સ. ૧૮૧૨ થી ઇ. સ. ૧૮૩૨ લગણ નીચે પ્રમાણે જકાત હતીઃ—

| | ૧૮૧૨ | ૧૮૨૪ | ૧૮૩૨ | કિંમત ઉપર |
|---|---|---|---|---|
| | ટકા. | ટકા. | ટકા. | |
| અપમલ | ૨૭⅓ | ૩૧½ | ૧૦ | „ |
| છીંટ | ૭૧⅔ | ૬૭½ | ૧૦ | „ |
| ઈતરસુતરાઉમાલ | ૨૭⅓ | ૫૦ | ૨૦ | „ |
| કાચું રેશમ | પા. ૨–૧૩–૪ કિંમત પર તથા ૦–૪–૦ રતલે | શી. ૪ રતલે | પેન્સ ૧ રતલે. | |
| રેશમી કાપડ | આયાતનો અટકાવ. | આયાતનો અટકાવ | ૨૦ | „ |
| ટફ્ટી રેશમી | „ | „ | ૩૦ | |
| રૂ | શી. ૧૬–૧૧ પેન્સ સો રતલે. | ૬ | ૨૦ | |
| ગરમ કાપડ | ૩૦ ટકા | | | |

ઈંગ્લાન્ડથી આવતા કાપડ ઉપર આ દરમ્યાનમાં નીચે મુજબ જકાત હતીઃ—

| | |
|---|---|
| રેશમી તથા સુતરાઉ કાપડ | ૩॥ ટકા. |
| ગરમ કાપડ | ૨ ટકા. |

**સ્વતંત્ર વેપારનીતિનું પેકળઃ—** ગ્લાન્ડ પોતાના બાળ ઉદ્યોગોને પગભર કર્યા પછી, સ્વતંત્ર વેપારનીતિની હિમાયત કર્યા કરતું હતું અને હિન્દુસ્તાન સાથે પણ એજ નીતિનો અખત્યાર કરવા માટે જે ઉહાપોહ થયા કરતો હતો તે ફક્ત ઇંગ્લાન્ડનો હિન્દુસ્તાન સાથેના વેપાર પુરતોજ હતો, નહીં કે હિન્દુસ્તાનથી નિકાસ થઇ ઇંગ્લાન્ડ જતા માલ સબંધી; કારણકે અત્રેના માલપર તો ઇંગ્લાન્ડમાં ૧૦ થી ૨૦, ૩૦, ૫૦, ૧૦૦, ૫૦૦ ને હજાર ટકા જેટલી જકાત નાખવામાં આવતી હતી એમ મી. મોન્ટ ગોમેરી માર્ટીને ઇ. સ. ૧૯-૩ માં જુબાની આપતા કહ્યું હતું.

જે દેશના ઉદ્યોગો પુરેપુરા ખીલ્યા હોય અને પરદેશી વસ્તુ સાથે જે દેશનો બનેલો માલ સ્પર્ધામાં ઉભો રહી શકે તેને માટેજ સ્વતંત્ર વેપારનીતિ અખત્યાર કરવી પોષી શકાય એમ છે, પણ હિન્દુસ્તાન તે સ્થિતિમાં નહતું અને આજે પણ નથી, છતાં પણ એ બાબતમાં ફેરફાર થયો નથી.

**હિન્દુસ્તાનનો કાચો માલઃ—**ઇંગ્લાન્ડના કારખાનાંઓને રૂની અગત્ય વધતી જતી હતી. અમેરિકા કરતાં હિન્દુસ્તાનથી રૂ સહેલાઇથી અને સસ્તે દરે મળી શકે એમ હતું. કેટલાક જીલાનું રૂ અમેરીકન રૂ માથે ટક્કર લઇ શકે એવું થતું હતું, આથી કરીને બંગાળથી જતા રૂ પરની ઇ. સ. ૧૮૩૬ મા, બંઇથી તથા મદ્રાસથી નિકાસ થતા રૂ ઉપરની ઇ. સ. ૧૮૩૮ તથા ઇ.સ. ૧૮૪૪ માં જકાત કાઢી નાંખવામાં આવી. જકાત નીકળી જવાથી ઇંગ્લાન્ડને સસ્તી કિંમતે રૂ મળવા માંડયુ પણ અત્રેની સ્થિતિ સુધારવા ખાતર, હિન્દી ખેડુત જમીન વેરામાં અધમુવો થઇ જતો હતો તે વેરો ઓછો કરવા સંબંધમાં કંઇ પણ પગલાં ન ભરાયાં. જમીન વેરો ઓછો ન થયો એટલુંજ નહીં પણ, બીજી કોઇ રીતની સગવડ આપીને ખેડુત વધારે અને ઉંચા પ્રકારનું રૂ ઉગાડી શકે કે સારી રીતે ગાંસડી બંધાવી વિલાયત મોકલે તેવી જોગવાઇ પણ થઇ નહીં. અમેરીકન ખેડુત એક એકરમાંથી ચોખ્ખુ ૪૦૦ રતલ રૂ ઉગાડી શકતો ત્યારે આપણે ત્યાં, આપણા ખેતરોમાંથી ફક્ત ૧૦૦ થી ૧૫૯ રતલજ રૂ ઉતરી શકતું.

**ઇ. સ. ૧૮૫૭ થી ૧૮૬૪ માં જકાતની ફેરફારીઃ—**કંપની સરકારનો વહીવટ બંધ થઇ રાણી સરકારના હાથમાં વહીવટ આવ્યો ત્યાર બાદ આયાત થતા માલ ઉપર નીચે મુજબ જકાત નાખવામાં આવી હતીઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ઇ. સ. ૧૮૫૮ માં | સુતરપર | ૩ | વિલાયતી કાપડપર ૫ | બીજા દેશના કાપડપર ૧૦ ટકા. |
| ઇ. સ. ૧૮૫૯ માં | ,, | ૫ | ,, ૧૦ | ,, |
| ,, ૧૮૬૦ માં | ,, | ૧૦ | ,, ૫ | ,, |
| ,, ૧૮૬૧ માં | ,, | ૫ | ,, ,, | ,, |
| ૧૮૬૨ થી ૧૮૭૧ માં | ,, | ૧૦ | ,, ૫ | ,, |

ઇ. સ. ૧૮૬૪ માં સુતર તથા કાપડસિવાય અન્ય સર્વ ચીજ ઉપર દસ ટકા જકાત હતી તે ઘટાડી ૭॥ ટકા કરવામાં આવી.

**નવો મીલ ઉદ્યોગ અને જકાતઃ**—આ અરસામાં મુંબાઈમાં સુતર કાંતવાની તથા વણવાની મીલો સ્થપાઈ; લેંકેશાયરના વેપારીઓને આ નવી હરીફાઈની ફાળ પડી અને તે દિવસથી અત્યાર લગણુ પશ્ચિમના ધોરણ ઉપર શરૂ કરેલા મીલ ઉદ્યોગને દાબી દેવાને જીવતોડ મહેનત થયા કરી છે. ઈ. સ. ૧૮૭૯ માં કહેવામાં આવ્યું કે ૩ા ને ૫ ટકા જકાત હિન્દના ઉદ્યોગને રક્ષણ કરતા નીવડે છે માટે દૂર કરવી જોઈએ (હિન્દનુંજ સતત શ્રેય ઇચ્છીએ છીએ એવાં જે મિથ્યા વચનો ઉચ્ચારાતાં હતાં તેનો સચોટ દાખલો !!) અને એ જકાતને લીધે લેંકેશાયરનો ધંધો અટકી પડે છે. હિન્દ અને હિન્દીવાનોનુંજ ભલું ચાહી, એ જકાત દૂર કરવાનાં કારણોમાં એમ પણ જણાવ્યું હતું કે, એ જકાત રાખવાથી હિન્દના ગરીબ વતનીઓને (સ્વાર્થ વખતે ગરીબાઈ કબુલ થતી હતી) મોંઘે ભાવે કાપડ મળે છે તે એમના હિતમાં નુકશાનકર્ત્તા છે અને તેમની તબીયત આરોગ્ય તથા સામાન્ય અગવડતાને ધોકો પહોંચાડે છે હિન્દુસ્તાનનું કાપડ વિલાયતમાં સસ્તું વેચાતું હતું તે વખતે આ દલીલ વાપરી જકાત વિરૂદ્ધ કોઈએ હોઠ પણ ફફડાવ્યો નહીં, ઉલટું પેસ્ટથી ને માનચેસ્ટરનાં કારખાનાંની ખાતર ઈંગ્લાન્ડના વતનીઓને હિન્દી કાપડપર જકાત નાખી–અને તે પણ ૨૦ થી ૭૫ ટકા–મોંઘે ભાવે પુરું પાડવામાં આવ્યું તે વખતે ત્યાંના કારખાનાઓ બચપણમાં હતા અને આશ્રય ને ટેકાની જરૂર હતી માટે ભારે જકાત નાંખી, અને તેવાજ સંજોગો અત્રે હોવા છતાં રાજકરતી પ્રજાએ હિન્દવાસીઓને અન્યાય કરી રાજ્ય–આશ્રય ન આપ્યો અને તેનું પરિણામ શું આવ્યું ?

**લેંકેશાયરની ચળવળનું પરિણામઃ**—જકાત દૂર કરાવવાની ચળવળ જોરમાં ચાલુ રહી અને તેને પ્રતાપે ઈ. સ. ૧૮૭૪ ના નવેમ્બર માસમાં જકાત નક્કી કરવાને કમીટી નીમાઈ અને તેની ભલામણ પર ધ્યાન આપી લોર્ડ નોર્થબ્રુકે ઈ. સ. ૧૮૭૫ માં નીચે મુજબ જકાત ઠરાવીઃ—

(૧) સુતરપર ૩ા ટકા તથા કાપડપર ૫ ટકા જકાત કાયમ રાખી અને એમ સૂચવવામાં આવ્યું કે આટલી નજીવી જકાત એ કંઇ દેશના ઉદ્યોગને રક્ષણકર્ત્તા નથી પણ મહેસુલ માટે કાપડપર એટલી જકાત રાખવાની જરૂર છે. (૨) વિલાયતથી આવતા માલની કિંમતનું ધોરણ નક્કી કરી જકાત માટે તે ઘટાડવામાં આવ્યું (૩) લાંબા તારવાળા આયાત થતા રૂ ઉપર ૫ ટકા જકાત નાંખી, જેથી ઈંગ્લાન્ડથી આવતા ઝીણા અને ઉંચા પ્રકારના કાપડ સાથે અત્રે બનેલો માલ સ્પર્ધા ન કરી શકે અને (૪) બીજો બધો માલ આવતો હતો તે પર ૭ા ટકા પરથી ઘટાડી જકાત પાંચ ટકા કરવામાં આવી.

**લૉર્ડ નોર્થબ્રુકના કાર્યનો અસ્વીકાર**—લૉર્ડ નોર્થબ્રુક પર સુતર તથા કાપડની જકાત કાઢી નાંખવા બહુ દબાણ થયું. હિન્દના સ્ટેટ સેક્રેટરીએ ચોખ્ખી નાપસંદગી બતાવી છતાં ઈ. સ. ૧૮૭૫ માં ઠરાવેલું ધોરણ ફેરવવા લૉર્ડ નોર્થબ્રુકે મક્કમપણે ના કહી અને પોતાના હોદ્દા ઉપર રહી,' વધુ વખત માન સચવાય એવું ન લાગવાથી તેઓ પોતાના હોદ્દાનું રાજીનામું આપી ઈ. સ. ૧૮૭૬ માં વિલાયત ગયા.

આવો એક બાહોશ અને સુજ્ઞ વાઇસરૉયને લેંકેશાયર અને માનચેસ્ટરના વેપારીઓના પ્રબળ મતથી કંટાળીને તથા પોતાનો વટ પાળી શકાય એવું ન લાગવાથી ગવર્નર

જનરલ જેવો માનનીય હોદ્દો ત્યજવો પડયો તો પછી હિન્દની અરજીઓ અને ફરિયાદીઓ ઉપર કંઇ લક્ષ ન અપાયું હોય તો તે સ્વાભાવિક છે.

**લૉર્ડ લીટને હામાં હા ભણી:**—લૉર્ડ નૉર્થબ્રુક પછી લૉર્ડ લીટન વાઇસરૉય નીમાયા કે જે સ્ટેટ સેક્રેટરી લૉર્ડ સેલીસબરીની ઇચ્છા પાર પાડવાજ હિન્દમાં આવ્યા હતા. લૉર્ડ લીટનના અત્રે આવ્યા બાદ લૉર્ડ સેલીસબરીએ આમની સભામાં ઇ.સ. ૧૮૭૭ માં પસાર કરેલો ઠરાવ તેનાપર મોકલી આપ્યો જેમાં જણાવવામાં આવ્યું હતું કે "**હિન્દની નાણાં વિષયક સ્થિતિ સુધરે એટલે**" વિલાયતી માલપરની જકાત કાઢી નાંખવી ખરૂં જોતાં રાણી સરકારના હાથમાં હિન્દનો વહીવટ આવ્યાબાદ હિન્દની તે બાબતમાં સ્થિતિ સુધરી નથી, અને ખાસ કરીને ઇ. સ. ૧૮૭૭–૭૮માં તો ભયંકર દુષ્કાળ કેર વર્તાવી રહ્યો હતો અને તેવા કટોકટી અને ગંભીર અસગેજ તથા જે વખતે સરહદ ઉપર અફગાનીસ્તાન સાથે ધુનખાર લડાઇ ચાલી રહી હતી અને જે વર્ષમાં સરકારી અંદાજપત્ર મુજબ પાઉન્ડ ૧૩૯૫૦૦૦ (લગભગ રૂ. ૬૪ કરોડ) ખોટ હતી ત્યારેજ લૉર્ડ લીટને કેટલીક જાતના વીલાયતી કાપડ ઉપરની જકાત કાઢી નાંખી; પણ તેટલેથીયે માનચેસ્ટરના વેપારીઓને સંતોષ ન થયો અને ફરીથી બીજા કેટલાક પ્રકારના કાપડ ઉપરની જકાત કાઢી નાંખવા આગ્રહ કર્યો. લૉર્ડ લીટને આ પ્રસગે પોતાની કાઉન્સીલના સભાસદો વિરૂદ્ધ જઇ ૩૦ નંબર અને તેથી ચઢિયાતા નંબરનું, સુતર વપરાય છે તેવા કાપડ શીવાય બધોજ કાપડપરની જકાત કાઢી નાખી. આ કાર્યને લૉર્ડ સેલીસબરી તરફથી બાહલી મળી.

મી. વીટલી સ્ટોક્સે આ પ્રસગે વોઇસરોયની કાઉન્સીલમા પોતાનો વિરૂદ્ધમાં મત નોંધતા જણાવ્યું હતું કેઃ-"આ કર કાઢી નાંખવામા આવતાં હિન્દુસ્તાનમાં ભારે બબડાટ થશે તથા જાહેર પત્રો છચોક કહેશે કે માનચેસ્ટરની ખાતર આ કર કાઢી નાંખવામાં આવ્યો છે. કારણ કે ચુંટણી વખતે કૉન્ઝર્વેટીવ પક્ષને લેંકેશાયરનો મત જોઇતો હતો" અને છેવટમા તેણે કટાક્ષમાં જે લખ્યુ છે તેનું અમે અંગ્રેજીમાંજ અવતરણ કર્યું: "Of course the people of India will be wrong, they always must be wrong when they impute selfish motives to the ruling race." (minute dated march 13, 1879.)

**ખીલતા મીલ ઉદ્યોગને બીજો ફટકો:**—ઇ. સ. ૧૮૮૨ ના માર્ચમાં આયાત થતા માલપર સદંતર જકાત કાઢી નાંખવામાં આવી, અને ત્યારથી બાર વર્ષ એટલે કે ઇ. સ ૧૮૯૪ લગણમાં કંઇ અગત્યનું જાણવા જેવું નથી.

ઇ. સ. ૧૮૯૪ થી હિન્દના મીલ ઉદ્યોગને હાનીકારક ઘટના બનવા માંડી. આ વર્ષમાં જકાતનીતિ બદલાઇ અને કાપડ શીવાય આયાત થતા માલપર પાંચ ટકા જકાત નંખાઇ; ૧૮૯૪ ના ડીસેમ્બરમાં સુતર તથા સુતરાઉ કાપડ ઉપર પણ પાંચ ટકા જકાત નાંખવાનું ઠરાવવામાં આવ્યું, પણ સાથે સાથે તે વર્ષોની ભારે ખોટને પુરી વળવા સારૂ તથા માનચેસ્ટર ફરી ખળભળી, ન ઉઠે માટે વીસ નંબરના તથા તેથી ચઢતા નંબરના અત્રેની મીલોના સુતર પર પણ પાંચ ટકા કર (Excise duty) નાંખવામાં આવ્યો. હિન્દને આથી ઘણો અન્યાય થયો કારણકે લેંકેશાયરથી જે કાપડ આવતું હતું તે ઉંચી જાતનું તથા ઉંચા નંબરના સુતરનું બનેલું આવતું હતું જ્યારે અત્રેની મીલોમાં બનતો

માલ જાડો અને ૨૦ નંબરની અંદરના સુતરમાંથી બનાવવામાં આવતો હતો, કે જે કાપડ માનચેસ્ટરની સ્પર્ધામાં આવતુંજ નહીં હતું; આટલેથી વાત ન અટકી. ઈ. સ. ૧૮૯૬ ના જાન્યુઆરીમાં હિન્દમાં બનતા દરેક જાતના કાપડ ઉપર ૩॥ ટકાની એક સરખી જકાત નાંખવામાં આવી, કે જેને પ્રતાપે અત્યાર લગણુ આ દેશમાં એક સરખો અસંતોષ વ્યાપી રહ્યો છે.

૩॥ ટકાની જકાતથી કાપડ મોંઘું થાય અને ગરીબ લોકોનું આરોગ્ય અને તન્દુરસ્તી બગડે તે પર આ વખતે ધ્યાન ન અપાયું. જાડું કાપડ કે જે માનચેસ્ટરની સ્પર્ધામાં આવતું નહતું તે પર પણ ૩॥ ટકાનો કર નંખાયો, તેમાં લોર્ડ એલ્ગીનનું ડહાપણ સમજી શકાતું નથી.

હિન્દુસ્તાનમાં તે વખતે જે ત્રાક (Spindles) તથા સાળો હતી તે વિચારતાં પણ આટલી જકાતની જરૂર નહતી. ઈ. સ. ૧૮૯૬ માં દુનિયામાં જે યાન્ત્રિક સાળો (power loom spindles) હતી તેમાંથી હિન્દુસ્તાનમાં $\frac{1}{૧૫}$ જેટલીજ હતી, અને યાન્ત્રિક સાળો તો ફક્ત $\frac{1}{૬૦}$ ભાગ પુરતીજ હતી. આ સરખામણી સાથે કુલ ત્રાકમાંથી અડધા ભાગની ત્રાક તથા કુલ યાંત્રિક સાળોમાંથી $\frac{1}{૩}$ ભાગ સાળો તો ફક્ત ઇંગ્લાન્ડમાંજ હતી. ઇંગ્લાન્ડની સાથે હિન્દુસ્તાનની સરખામણી કરતાં $\frac{૧}{૧૦}$ ભાગ ત્રાકો તથા ફક્ત $\frac{૧}{૨૦}$ ભાગ સાળો આપણે ત્યાં હતી.

૩॥ ટકાનો હિન્દુસ્તાનની બનાવટના કાપડપરનો કર હજુ જેવોને તેવોજ છે, ફક્ત એકજ સુધારો થયો છે અને તે આયાત થતા કાપડ ઉપર ઈ. સ. ૧૯૧૭ થી ૭॥ ટકા જકાત પાછી ચાલુ થઇ છે. આ જકાત મુંગે મોઢે માનચેસ્ટરના કારખાનાવાળા નિભાવી લે તેમ હતુંજ નહીં અને તેથી તેઓએ તુરતજ જકાતસામે વાંધો લીધો, પણ તેમને એમ ખાત્રી આપવામાં આવી કે લડાઇના હંગામને લીધે મહેસુલ સારૂ જકાત નાખી છે. લડાઇને લીધે આ જકાત ચાલુ રહી છે અને લડાઈ પત્યા બાદ ફરી એ બાબત વિચાર કરવામાં આવશે. હવે પછી શું થાય છે તે રામજી જાણે !

શરૂઆતમાં કંપનીના એજન્ટો નોકરોના જુલમથી, પછીથી રાજ્ય આશ્રય અને ઉત્તેજન વગર અને (ઇંગ્લાન્ડની) ભારે આયાત પર જકાતથી કરીને હિન્દનો પ્રાચીન વણાટનો ધંધો લગભગ નાશ પામ્યો અને પાછળથી જ્યારે પશ્ચિમની ઢબછબ ઉપર તે ઉદ્યોગ ફરી ખીલવા માંડયો ત્યારે સરકારની જકાતનીતિએ તે ઉદ્યોગને ખીલતો તથા આબાદ થતો અટકાવ્યો.

આ સબંધમાં કેટલાક આંકડા નીચે આપ્યા છેઃ—

(૧) ઈ. સ. ૧૭૯૪ થી ૧૮૧૩ લગણમાં વીલાયતથી અત્રે ચઢાવવામાં આવેલા માલની કિંમતઃ—

| | | |
|---|---|---|
| ઈ. સ. ૧૭૯૪ | પાઉન્ડ | ૧૫૬ |
| „ ૧૮૦૦ | „ | ૧૯૫૭૫ |
| „ ૧૮૦૫ | „ | ૩૧૯૪૩ |
| „ ૧૮૧૦ | „ | ૭૪૬૯૫ |
| „ ૧૮૧૩ | „ | ૧૦૮૮૨૪ |

( ૨ ) મી. લારપેન્ટે પોતાની જુબાનીમાં નીચેના આંકડા આપ્યા હતાઃ—

વિલાયતી કાપડની હિન્દુસ્તાનમાં આયાતઃ—

| | |
|---|---|
| ઇ. સ. ૧૮૧૪ | ૮૧૮૨૦૮ વાર |
| ,, ૧૮૨૧ | ૧૯૧૩૮૭૨૬ ,, |
| ,, ૧૮૨૮ | ૪૨૮૨૨-૭૭ ,, |
| ,, ૧૮૩૫ | ૫૧૭૭૭૨૭૭ ,, |

તેજ અરસામાં અત્રેના કાપડની ઇંગ્લાંડમાં આયાતઃ—

| | | |
|---|---|---|
| ઇ. સ. ૧૮૧૪ | ૧૨,૬૬,૬૦૮ | તાકા |
| ,, ૧૮૨૧ | ૫,૩૪,૫૦૪ | ,, |
| ,, ૧૮૨૮ | ૪,૨૨,૫૦૪ | ,, |
| ,, ૧૮૩૫ | ૩,૦૬,૦૮૬ | ,, |

ઇ, સ. ૧૮૧૩ માં સનદમાં કરેલા ફેરફારનું પરિણામ ઉપર મુજબ આવ્યું.

આજે તો આપણે કરોડોનું કાપડ આયાત કરીએ છીએ અને તે આંકડા 'નવજીવન' માં અપાઇ ગયા છે.

(૩) ડા. બુચાનને ઇ. સ. ૧૮૦૭ માં હિન્દુસ્તાનના ઉદ્યોગ ધંધાની તપાસ કરી જે હકીકત ભેગી કરી હતી તે મોન્ટગોમેરી માર્ટીને ૧૮૩૮ માં ત્રણ પુસ્તકોમાં બહાર પાડી. નીચેનાં કેટલાં ગામ તથા જીલ્લામાં વણકરોની સંખ્યા ડા. બુચાનનના લખાણ મુજબ છે?

પટના જીલ્લામાં ૭૧૦ સાળો ને ૩૩૦૪૨૬ વણકર તથા કાંતનાર હતાં.

શાહાબાદ જીલ્લામાં ૭૯૫૦ સાળો ને ૧૯૦૬૦૦ તો ફકત સ્ત્રીઓજ કાંતવાનું કામ કરતી હતી. વણકરના ૭૦૨૫ ઘર હતાં.

ભાગલપુર પરગણામાં ૭૨૮૯ સાળ હતી ને ૧૬૦૦૦૦ સ્ત્રીઓ ફકત કાંતવાનું કામ કરતી હતી. વળી બીજી ૩૨૭૫ સાળ હતી કે જે પર સુતર તથા રેશમનું ભેગુ વણાટ કામ થતુ હતું.

ગોરખપુર જીલ્લામાં ફકત ૧,૭૫,૬૦૦ સ્ત્રીઓ કાંતવાનું કામ કરતી જ્યારે સાળોની સંખ્યા ૬૧૧૪ હતી અને વણકરનાં કુટુંબ ૫૪૩૪ હતાં.

ડીનાજપુર પરગણાની વસ્તી ૩૦ ૮૦,૦૦૦ ની હતી અને ડા, બુચાનન લખે છે કે રૂ કાંતવાનો, વણવાનો તથા રેશમ ઉત્પન્ન કરવાનો ધંધો મુખ્ય હતો. ઘણી સ્ત્રીઓ ફકત રૂ કાંતવામાં રોકાયલી રહેતી હતી.

પુર્નીઆ પણ વણાટ કામ માટે મશહુર હતું. સાળની સંખ્યા નથી, આપવામાં આવી પણ ઘણા લોકો વણાટના ધંધામાં રોકાયલા હતા એમ લખાણ છે. આજ પ્રમાણે સમસ્ત હિન્દુસ્તાનમાં રૂ કાંતનાર વણનારની અટકળ બાંધીએ તો વણાટનો ઉદ્યોગ હિન્દનો રાષ્ટ્રીય ઉદ્યોગ હતો તેનો ખ્યાલ આવી શકે છે. હાલમાં પશ્ચિમની ઢબઉપર ચાલતી મીલોમાં સાડાત્ર લાખ કરતાં વધારે માણસો કામ કરતાં નથી.

**લંબાણ હકીકતનું કારણઃ**—હિન્દના ફક્ત એકજ ઉદ્યોગ સંબંધી લંબાણ વિવેચન કરવાનું કારણ એટલુંજ કે વણાટ ધંધો એ આપણો પ્રાચીન અને રાષ્ટ્રીય ( National ) ઉદ્યોગ છે અને તે ક્રમે ક્રમે નાશ પામ્યો તથા ફરીથી તે સજીવન થવાની કોશીષ કરે છે તેવામાં કેમ ગુંગળાવી નાંખવામાં આવે છે તે ધ્યાનમાં આવે. આ યુગમાં જો કોઇ પણ સુધરેલી સરકાર પોતાના ઉદ્યોગો તરફ આવું બેદરકારીભરેલું વર્તન રાખે તો તેને માટે શું કહેવાય ? સ્વતંત્ર વેપારને નામે પણ દેશનાંજ ઉદ્યોગોને આ પ્રમાણે નષ્ટપ્રાયઃ થવા દીધા હોય એવા અન્ય કોઇ દાખલા અમારી જાણમાં નથી. હિન્દી પ્રજાનું હિત ઇચ્છવાને નામે હિન્દની રાંક, ગરીબ, ને દરીદ્રી પ્રજાને મોંઘુ કાપડ પુરૂં પાડવામાં આવે છે તેનું કારણ-સરકારનો કાપડપરનો એકપક્ષી કર જ છે ઉંચા અને સારા માલના રૂપમાં, હિન્દ ટકી ન શકે તે હેતુ હોવા છતાં, વાર્ષિક રૂ. ૩૦ ) ની આવકવાળા હિન્દવાસીને જરૂરી, જાડા અને હલકા માલપર હજુ તે જકાત ચાલુ છે. રોમેશચંદ્ર દત્ત એકજ વાક્યમાં આ પરિસ્થિતિનું આપણને ધ્યાન કરાવે છેઃ ' Such is the manner in which the interests of an *unrepresented* nation are sacrificed. "

**રેશમ તથા ઉનના ઉદ્યોગોની એવીજ હાલતઃ**—રેશમ તથા ઉનના એ પ્રાચીન ઉદ્યોગો પણ લગભગ આજ રીતે આપણા દેશમાંથી નષ્ટ થયા છે, એટલુંજ નહીં પણ તેની વણાટ કળાના જાણકારો પણ લગભગ મરી પરવાર્યા છે.

પ્લાસીના યુદ્ધ પછી, કંપની ઉપરાંત તેના ગુમાસ્તા તથા નોકરો રેશમનો મોટો વેપાર કરતા; તેઓ વેપારીઓ પાસેથી સસ્તે ભાવે માલ પડાવી લેતા અને અનેક પ્રકારનો ત્રાસ વર્તાવતા હતા, જેનો ખ્યાલ આગળ આપી ચુકયા છીએ; આથી કરીને ઉદ્યોગ તથા લોકોને હાની તો થઇ હતી પણ તેના કરતાં વિશેષ હાનીકારક તો આજથી દોઢસો વર્ષ ઉપર એટલે કે ઇ. સ. ૧૭૬૯ ના માર્ચમાં કંપનીના ડીરેક્ટરોએ બંગાળના સુબાને મોકલેલ પત્રમાં જણાવેલી હકીકત હતી. તેમાં સુચવ્યું હતું કે "કંપનીએ કાચું રેશમ ફીરકી પર વીંટનારાઓને કંપનીના કારખાનાઓમાં આવી ફરજીયાત કામ કરવા ફરમાવવું અને એમ કરતાં કોઇ સ્વતંત્ર રીતે ઘેર કામ કરતો માલુમ પડે તો તેને પણ ફરજીયાત અને ઉત્તેજન આપવાના હેતુથી કારખાનામાંજ કામ કરવાને સૂચવવું અને ઘેર સ્વતંત્ર ધંધો કરનારપર અટકાવ મુકવો વળી જેમ બને તેમ કાચું રેશમ વધારે ઉત્પન્ન થાય તથા રેશમી કાપડ ઓછા ને ઓછાં પ્રમાણમાં બને તે સારૂ યોગ્ય પગલાં ભરવા અને ત્રીજું આ નીતિ ગ્રહણ કરવાથી વીલાયત આવતો માલ બંધ થશે અને અત્રે ( ઇંગ્લાન્ડમાં ) માલ બનાવનારને ઉત્તેજન મળતાં અત્રેનો વેપાર વધશે " આ પત્ર લખાયા બાદ દોઢસો વર્ષ પછી દેશની જે સ્થિતિ થઇ રહી છે તે એ ચકોર ડીરેક્ટરોની નેમ કેટલે અંશે અંશે પાર આવી છે તે બતાવી આપે છે.

**એકતરફી વેપારથી થયલું નુકશાનઃ**—રેશમનો લગભગ બધોજ વેપાર ફક્ત કંપનીના હાથમાં હતો; તેઓનું લક્ષ વધારે પ્રમાણમાં રેશમ થાય તે ઉપર હતું, આથી કરીને ઉંચી જાતના રેશમ ઉત્પન્ન કરવા તરફ કાળજી ન રખાઇ. આપણે ત્યાં તે વખ-

તમાં જે ઉંચી જાતનું રેશમ બનતું તે ઇટાલીમાં થતા ઉંચાં રેશમ સાથે સ્પર્ધા કરી શકે એવું થતું હતું; જો બંગાળમાં બનતા રેશમમાં મુખ્ય કંઇ દોષ હતો તો તે તારના ટુંકાપણાનો તથા અસ્વચ્છતાનો હતો પણ કંપનીના એજન્ટો કે ગુમાસ્તાઓને રેશમની કંઈ પરખ ન હોવાથી તેઓ એ બાબત કાળજી અને ધ્યાન ન રાખી શકતા આથી કરીને બંગાળમાં હલકા પ્રકારનું રેશમ વધારે ઉત્પન્ન થવા માંડયું અને શરૂઆતમાં તેનો પણ ઉપાડ ઘણો થતો રહ્યો.

**પરિણામ શું આવ્યું ?**—આ જાતની અસાવધતા તથા બેદરકારીને લીધે, બંગાળમાં થતું રેશમ તુર્કસ્તાન, ફ્રાન્સ કે ઇટાલીમાં થતા રેશમ સાથ સ્પર્ધામાં ટકી શકયું નહીં અને તે દિવસથી અત્યાર લગણમાં રેશમનો ઉદ્યોગ ફરી ખીલી શકયો નથી. ઇ. સ. ૧૮૨૮ મા કાચા રેશમની નિકાસ ઇ. સ. ૧૮૨૩ કરતાં ૩૫ ટકા વધારે હતી પણ ત્યાર પછી નિકાસ ઘટી ગઇ. ઈ. સ. ૧૮૨૮–૨૯ માં કિંમત પા. ૯,૨૧,૦૦૦; ઈ. સ. ૧૮૨૯–૩૦ માં પા. ૮૦૦,૦૦૦; ઇ. સ. ૧૮૩૦–૧ માં પા. ૭,૨૦,૦૦૦, ને ઇ. સ. ૧૮૩૧–૨ માં ફકત પા. ૫૪૦,૦૦૦ ની નિકાસ થઇ હતી.

**ભારે જકાત:**—રેશમી કાપડ ઉપર વિલાયતમાં જે ભારે પડની જકાત નાંખવામાં આવી હતી ને આગળ કહી ગયા છીએ; અત્રેથી નિકાસ થના માલ ઉપર ઇંગ્લાંડમાં વીસ ટકા જકાતને પરિણામે અત્રેના માલનો જે ઉપાડ થતો હતો તે અટકી ગયો. અત્રે એ જાણવું જરૂરનું છે કે ઇંગ્લાંડમાં જે રેશમી કાપડ બનતું તે વધારે બારીક તથા ઉંચા પ્રકારનું બનાવવામાં આવતું. જ્યારે અત્રેથી નિકાસ થતું કાપડ, રૂમાલ વિ. જાડા અને હલકા રેશમમાથી બનાવવામાં આવતાં, અને તે માલ ત્યાંના માલ સાથે–તે ત્યાં ન બનતો હોવાથી–બીલકુલ હરીફાઇમાં આવતો નહીં છતાં પણ ત્યાંના વેપારીઓની લાગવગને પરિણામે–કે જે દરમ્યાનમાં હિન્દનો માલ બીજે જતો પણ બંધ થયો–સ્વાર્થ જ જોનાર અંગ્રેજ વેપારીઓએ જે લાભ પોતાને થતો નહતો અને જે વેપારમાં હિન્દને બે પૈસાની રળતર અને પ્રાપ્તિ હતી તે લાભ અને વેપાર હિન્દને ન થવા દીધો, અને નજ થવા દે એ તે વખતમાં બહુ સ્વાભાવિક હતું. ઇ. સ. ૧૮૪૦ માં એક કમિટી મારફત ઉદ્યોગ ધંધાની તપાસ થઇ ત્યારે મી. જોસફ ટકરે જણાવ્યું હતું કે "ફ્રાન્સના વતનીઓ હિન્દ વણાટનું કાપડ પસંદ કરે છે, ખાસ કરીને કોરા તથા ગોળ બુટ્ટાના ને છાપેલા રેશમી હાથ રૂમાલ, જો કે તે જાડા છે, આપણે ત્યાં (ઇંગ્લાન્ડમાં) તે બનતું એ નથી છતાં પણ જો જકાત દૂર કરીએ તો ફ્રાન્સ જ તે દિવસે, આપણે ત્યાં બનતો માલ બીલકુલ નહીં લે એવી બીતિ છે, કારણ કે ફ્રાન્સ જતા કાપડ પર જ્યાં સુધી જકાત હતી ત્યાં સુધી આપણો માલ તેઓ લેતા હતા પણ જ્યારે તે જકાત કાઢી નાંખી ત્યારે નીચે મુજબ પરિણામ આવ્યું હતું:—

ઇંગ્લાન્ડથી ફ્રાન્સમાં જતો રેશમી માલ.

| વર્ષ | વિલાયતી રેશમી કાપડ | હિન્દી બનાવટનો માલ. |
|---|---|---|
| ઇ. સ. | પાઉંડ કિંમત | પાઉંડ કિંમત. |
| ૧૮૩૨ | ૫૦,૬૦૦ | ૨૯,૫૦૦ |

| | | |
|---|---|---|
| ૧૮૩૩ | ૩૬,૨૦૦ | ૬૦,૪૦૦ |
| ૧૮૩૪ | ૩૨,૭૦૦ | ૭૭,૭૦૦ |
| ૧૮૩૫ | ૧૬,૯૦૦ | ૧૧૪,૪૦૦ |
| ૧૮૩૬ | ૧૫,૬૦૦ | ૧૦૭,૬૦૦ |
| ૧૮૩૭ | ૧૦,૯૦૦ | ૧૦૪,૫૦૦ |
| ૧૮૩૮ | ૯,૪૦૦ | ૨૦૨,૨૦૦ |
| ૧૮૩૯ | ૫,૫૦૦ | ૧૬૮,૫૦૦ |

મી. થોમમ્હોપે જુબાની આપતાં એટલે સુધી કહ્યું હતું કે “ આવી અન્યાયી અને ભારે પડતી જકાતથી હિન્દના વણકરોની ગમે તે સ્થિતિ થાય તેની મને પચાત નથી, મને તો ઈંગ્લાન્ડના મજુર વર્ગનોજ ખ્યાલ છે, અને તે દૃષ્ટિએ જોતાં જકાત કાઢી નાંખવાની વિરૂદ્ધમાં છું.”

પાછળથી જકાત કાઢી નાંખી પણ એક વખતનો પડી ભાગેલો ઉદ્યોગ આજદિન લગણુ સજીવન થવા નથી પામ્યો.

**ગળી:**—ગળીના ઉદ્યોગની :થોડીક હકીકત અત્રે આપીશુ. ૧૭૯૦ માં અત્રેથી ગળીની નિકાસ થવા માંડી તે પહેલાં રંગ વિગેરે માટે ગળીનો ઉપયોગ કેમ થતો હતો તે આપણા લોકો જાણતા હતા અને ઢકાથી દિલ્હી લગણુ તેનું વાવેતર થતું હતું ઇ. સ. ૧૮૩૦ લગણમાં અમે લગભગ ચારસો કારખાનાં નીકળ્યાં હતાં કે જે લગભગ વિદેશીઓનાજ હાથમાં હતા, એટલે ગળીના ધંધામાં જે લખલુટ નફો થવા માંડયો હતો તે બધો અત્રેથી ધમકાઇ જતો હતો. ઇ. સ ૧૭૯૦ થી ૧૮૩૦ લગણમાં હિન્દુસ્તાનથી ગળીની નિકાસ એટલી વધી કે બીજા દેશાવરોથી ગળીના નિકાસનુ પોષણુ થતું નહીં અને તેથી તે ઉદ્યોગનો હિન્દુસ્તાનને ઇજારો મળ્યો. વળી ફ્રેન્ચ વિપ્લવના સમયમાં સેન્ટ ડોમીન્ગો કે જે ત્યાં લગણુ દુનિયાને ગળી પુરૂં પાડતું હતું, તેનાં કારખાનાં બધાં નષ્ટ થયાં, જે કારણથી બંગાળના ગળીના ઉદ્યોગને ઘણું જોર મળ્યું. જેમ જેમ આ ધંધામાં અંગ્રેજ વેપારીને લાભ થતો ગયો તેમ તેમ ગળીની ખેતીમાં રોકાયલા હિન્દી ખેડુત તથા મજુરની સ્થિતિ ખરાબ થતી ગઇ. તેમનાપર અસહ્ય દુઃખ અને ત્રાસ વર્તાવવાના પ્રસંગ બનતા ગયા અને તે તે જીલ્લાની પ્રજા અંગ્રેજ વેપારીઓની નીતિથી ત્રાસ પામી ગઈ. આ કારણોથી, જ્યારે જર્મની વિગેરે દેશોએ કૃત્રિમ ગળી દેશદેશાવરોને પુરી પાડવા માંડી અને અત્રેથી તેની નિકાસ એકદમ ઘટી ગઇ, તોપણ અત્રેના સમજુ વતનીઓને તેથી કંઇ હર્ષ શોક થયો નહીં, પણ એટલું તો ખરૂં કે રંગના ધંધાને બહુ ધોકો પહોંચ્યો અને ચાલુ મહાન યુદ્ધના સમયમાં આપણે જોઇ શકીએ છીએ કે એવા કૃત્રિમ રંગ આવતા બંધ થયા તેથી તથા હજારો વર્ષોથી જે રંગ આપણે બનાવી જાણતા હતા તે કળા ભૂલી જવાને પરિણામે વિદેશી રંગના સ્વપ્નામાં પણ નહીં તેવા ભાવ આવે છે અને મોંઘા રંગને લીધે રંગીન કે રંગીન કિનારવાળું કાપડ મોંઘું મળે છે. વીલાયતના વેપારીઓનું ફરીથી આ તરફ લક્ષ્ય ખેંચાયું છે, એમ ત્યાંથી આવતા તાર સમાચાર પરથી સમજાય છે. લડાઇ પછી શું થાય છે તે જોવાનું છે.

ખાંડઃ—આપણે ત્યાં હાલ તો સાડા ભોળ કરોડ રૂપીઆની ખાંડ આયાત થાય છે; દિન પ્રતિદિન આયાત વધતી રહે છે. કંપની સરકારના વખતમાં દખ્ખણ, બંગાળ, મદ્રાસ વિગેરે સ્થળે ખાંડ બનતી હતી પણ તે ઘણી જુની પદ્ધતિપર; અને તે પ્રાચીન પદ્ધતિમાં સુધારા માટે બહુ સ્થાન હતું. અંગ્રેજ વેપારીઓનું ગળી માફક આ ઉદ્યોગ તરફ ઝાઝું ધ્યાન ન ખેંચાયું અને તેથી તેનો વેપાર વધ્યો નહીં.

પહેલાં આપણા દેશમાં, આપણી જરૂરીઆતને પહોંચી વળવા પુરતા ગોળ ખાંડ બનતાં હતાં, તથા તે સાથે ખાંડની નિકાસ પણ થતી નહીં; જર્મની ઑસ્ટ્રીઆની બીટરૂટ (એક જાતનો કંદ જેમાંથી ખાંડ બની શકે છે ) માંથી બનેલી ખાંડ આવવા સાથે અત્રે આયાત અને ખપત વધી, અને તે સાથે તે માંગને પહોંચી વળવા જેટલો સેરડીનો પાક આપણે ત્યાં થતો રહ્યો નહી. કંપની સરકારના વખતમાં કે ત્યાર પછી ખાંડનો ઉદ્યોગ ખીલ્યો નથી, સરકાર તરફથી જે મતત ઉત્તેજનની જરૂર હતી તે ઉત્તેજન મળ્યું નથી. ચાહના બગીચાવાળા અંગ્રેજ વેપારીઓની જેમ આળ પંપાળ કરવામાં આવે છે–અત્યાર લગણ તેમને આવકવેરામાંથી મુક્ત રાખવામાં આવ્યા હતા,–તેમ ખાંડના ઉદ્યોગ માટે કરવામાં આવ્યું હોત તો ખાંડના વેપાર ઉદ્યોગનું સ્વરૂપ જુદુંજ હોત, કદાચ કરોડોની ખાંડ આયાત કરીએ છીએ તેને બદલે ખાંડની નિકાસ કરતે.

મીઠું:—આપણા દેશમાં મીઠાની અનેક ખાણો હોવા છતાં, મીઠું પકવવાને ઘણા સરળ ને પ્રાચીન સાધનો હોવા છતાં, હિન્દુસ્તાનની સરહદ ઉપર ત્રણે બાજુ કુદરતી મીઠાનો ભંડાર હોવા છતાં ૧૯૧૮ ના વર્ષમાં ચપટી મીઠા માટે બંગાળમાં ધાડો પડે છે, લુટફાટ કરવાનો પ્રસંગ આવી પડયો છે તે આપણી કેવી સ્થિતિ સૂચવે છે? એ લુટફાટના કારણોમાં જણાવવામાં આવે છે કે મીઠું મોંઘું થયું–આવક કમતી થઇ. આવા અખુટ કુદરતી સાધનો હોવા છતાં, આવી દલીલ રજુ કરવામાં આવે તો હિન્દ જેવો કોઇ કંગાળ–પરાધીન દેશ નથી, એમજ કહેવું જોઇએ. અસ્તુ.

કંપની સરકારની હકુમત શરૂ થઈ ત્યારથી લગભગ સરકારે મીઠાનો ઇજારો રાખ્યો હતો. મીઠાપરના કરમાંથી મોટી મહેસુલ સરકારી તીજોરીમાં જમા થતી આવતી હતી. બંગાળામાં બંગાળી મણે રૂ. ૨ાા, મદ્રાસમાં બે રૂપીઆ, પંજાબની ખાણમાંથી નીકળતા મીઠાપર રૂ. ૨) દેશી રાજ્યોમાંથી આવતા મીઠાપર રૂ. ૨ થી ૨ાા કર અને તેજ અરસામાં વીલાયત અને અન્ય દેશોમાંથી આવતા મીઠાપર રૂ. ૨ાા થી ૩ જકાત નાંખેલી હતી. આ જકાતના કારણમાં એમ જણાવ્યું હતું કે વીલાયતી મીઠું ગામડી મીઠા કરતાં ઓછે ભાવે વેચાય નહીં અને ગામડી મીઠાનું પોષણ થઇ શકે. પણ અત્રે નંખાયલા કરમાં મુખ્ય ફેર એ હતો કે મહેસુલ વસુલ કરવા માટે કરવો પડતો ખરચ વિગેરે પણ મીઠાની પડતર કિંમત ઉપર વધારવામાં આવતો જેથી તે કર ભારે પડતો થઇ પડયો હતો અને તે કારણને લીધે વીલાયતી મીઠું—ગામડી કરતાં સસ્તુ પડતું. એટલું તો ખરૂં કે વીલાયતી મીઠું પકવવામાં ખરચ ઓછો આવતો, તે વધારે સ્વચ્છ બનતું હતું અને જકાત ન હોત તો અત્રે ઘણુંજ સસ્તું વેચાતુ હોત, પણ સરકારને મહેસુલની જરૂર હોવાથી અત્રે ઉત્પન્ન થતા તથા આયાત થતા મીઠાપરનો કર કહાડી નાંખવામાં આવ્યો

નહીં. આ બાબત પુષ્કળ ચળવળ થતાં, બ્રીસ્ટલ, લીવરપુલ, પીન્સફર્ડ, સેન્ટ હેલન્સ, વીચ, ડ્રોઇટવીચ, નોર્થ વીચ, માનચેસ્ટર વિગેરે ગામો તથા બંદરોના વેપારી તથા વેપારી મંડળીએ ઇ. સ. ૧૮૫૨ માં હિન્દુસ્તાનની સરકારને લખીને તથા ત્યાં પાર્લામેન્ટમાં એવી ઝુંબેસ ઉઠાવી કે મીઠાપર જે જકાત નાંખવામાં આવેલી હતી તેથી કરીને હિન્દુસ્તાનમાં મીઠું મોઘું મળે છે, 'ગરીબ લોકોપર બહુ ભારે પડતો કર થઇ પડે છે, તેઓ અસ્વચ્છ મીઠું વાપરતા હોવાથી તેમની શારીરિક સ્થિતિ બગડે છે, ઇંગ્લાન્ડના વેપારીઓને અન્યાય થાય છે, વેપાર અટકે છે, વિગેરે વિગેરે. પણ આ બધી ચળવળનું અંતે કંઇ પરિણામ આવ્યું નહીં. જો આ બાબતમાં કંઇપણ છુટછાટ મુકવામાં આવી હોત તો હિન્દની ગરીબ પ્રજાને ઘણી કળ વળતે.

સરકારે પોતે મીઠાનો ઇજારો રાખેલો હોવાથી ત્રણી વાર હોવી જોઇએ તે કરતા બેથા ત્રણ ઘણી કિંમતે મીઠું વેચાતું. મહેસુલ ઉઘરાવવાની કડકાઇને લીધે તથા દરિયા કાંઠાના ગામોમાં કોઇ અઘોળ પણ મીઠું ન પકવે તે માટે રાખવામાં આવતી સાવચેતી અને સખ્તાઇને લીધે, દાણચોરી ન થાય તેથી ૨૫૦૦ માઇલ જેટલી મર્યાદા પર રાખવામાં આવેલી ચોકીઆતને લીધે, ગરીબ પ્રજામાં ઘણો કચવાટ અને વસવસો રહ્યા કરતો હતો. દરિયા કાંઠાપરના ગામડાના વતનીઓ પૈસે કે બે પૈસે શેર જે મીઠું પકવી શકતે તે બે અને ત્રણ આને પણ ન મળતાં. હજારો માણસોએ મીઠા વગર ચલાવ્યાનું અથવા તો ઝાળીઓ અને પાંદડા બાળી તેમાંથી જરૂર પડતો ક્ષાર મેળવી ગુજારો કર્યાના દાખલા બન્યાનું જાણીતું છે.

સરકાર તરફથી અવાર નવાર મીઠા પરનો કર ઓછો વત્તો કરવામાં આવ્યો છે, તેથી ખપત ઓછી વત્તી થઈ છે, ઉદ્યોગ ધંધાને ટેકો કે નુકશાન પહોચ્યું છે તે બધી લંબાણ વિગતમાં જવા જેટલું આ લેખમા સ્થાન નથી: ટુંકમાં એટલુંજ કે હજુ મીઠા પરનો કર કહાડી નાંખવામાં નથી આવ્યો અને વિલાયતી મીઠું ખાસ કરીને બંગાળમાં પુષ્કળ આવે છે.

આ બાબતમાં સરકાર તરફથી જો કંઇ પણ રહેમ નજર રાખવામાં આવી હોત અને હજુ પણ રાખવામાં આવે તો દેશને એકંદરે ઘણો ફાયદો થાય અને સરકારી મહેસુલમાં એ છુટછાટથી કંઈ જાણવાજોગ ખોટ પડે એવું નથી લાગતું, કારણ કે સરકારી અંદાજપત્રો કરોડો રૂપીઆ અવશેષ ( Balance ) બતાવે છે, અને વિદેશી મીઠાપર જે આધાર રાખવો પડે છે તે બંધ થાય.

આ પ્રમાણે હિન્દના કેટલાક ઉદ્યોગોની હકીકત છે. અમે વધારે દાખલા નથી આપ્યા કારણ કે લગભગ આવાં જ કારણોથી ઘણા ઉદ્યોગધંધા બંધ પડી ગયા છે અને તે જણાવતા પીષ્ટપેષણ જ થાય એવી બીતિ રહે છે.

બીજું, ચાહ, કોફીની બગીચા, સોનાની અને મેગેનીઝની ખાણો કે મણનાં કારખાનાઓ સંબંધી પણ હકીકત આ લેખમાંથી બાતલ રાખી છે કારણ કે તે બધાની ખીલવણીને ઝાહોઝલાલીમાં હિન્દસ્તાનની પ્રજાને, મજુરી ઉપરાંત વિશેષ લાભ થયો નથી, નફા અને બચતનો લાભ ફકત વિદેશીઓનેજ થયો છે અને થાય છે અને જો તે ઉદ્યોગો આજ

સમર્થ બન્યા હોય તો તેનું કારણ, સરકારનો પક્ષપાત, સરકાર તરફના અનુકુળતાઓ, આવકવેરા વિગેરેમાથી મળતી મહાલીજ છે.

રૂની વધારે ખેતી થાય છે, તે નહીં કે સરકાર તરફની અનુકૂળ વેપારનીતિને લીધે પણ રૂના ઉંચા અને સારા આવતા ભાવને જ આભારી છે; રૂ કાંતવા વણવાની મીલોની આબાદીની કુદરતી સંજોગોને જ આભારી છે એમા સરકારને લેશ માત્ર જશ ખાટવા જેવુ નથી.

બીજું, અમે આ લેખમા ખેતીવાડીની શી સ્થિતિ ને આબાદાની હતી અને આજે શી પરિસ્થિતિ અને પડતી થઈ છે, તેનો ઉલ્લેખ પણ નથી કર્યો કારણ કે તેની કર્મકથા એટલી લાંબી છે કે આ માસિકનાં થોડાં પાનાંમાં તેનો પુરતો ખ્યાલ આપી શકાય એમ નથી. ખેડુતની કેવી સ્થિતિ છે તે ખેડાના દાખલા પરથી લોકોનાં જાણવામાં સચોટ રીતે આવ્યુ છે. એમની દરિદ્રતાનો ખ્યાલ મોઘવારી કે દુષ્કાળના પ્રસંગે પુરેપુરો આવે છે. સામાન્ય નિર્ધનતાજ દુષ્કાળના હરહમેશ આગમનનું કારણ છે તે સહેજ પણ વિચાર કરનારને જણાઈ આવે એમ છે.

ઉપરાંત આપણા દેશના ઉદ્યોગોને ધોકો પહોચવાનાં તથા તે પડી ભાંગવાના અન્ય પણ કારણો છે. એ કારણો ઉપસ્થિત થવાનું કારણ આપણાપર કર્મસંજોગે અધિકાર પ્રાપ્ત કરનાર વિદેશી સરકાર છે કે જેણે પોતાની સત્તા તળે આવનાર પ્રજાના હિતાહિતનુ બારીકાઈથી અવલોકન કરવાનું વિસારે પાડયુ અથવા તો જો અવલોકન કર્યું તો તે પોતાના સ્વાર્થ ઉપરજ ધ્યાન આપી કર્યું અક્ષરજ્ઞાનવિહિન, અશિક્ષિત અને નિર્ધન પ્રજા પણ એવા સંજોગોમાં સરકારના હેતુ સમજી શકે છે અને હવે તો આપણે સચોટ સમજી શકયા છીએ તેથીજ કરીને વિદેશી સરકારના રાજ્યતંત્રમાં વધારે રાજદ્વારી હકો માગીએ છીએ કે જેથી કરીને વિદેશી સરકાર પણ હિન્દવાનોનું હિત હૈયે રાખી આપણી મરજી મુજબના કાયદા કાનુન ઘડે અને અમલમાં મુકે; જો રાજકારભારમાં એ હક પ્રાપ્ત કરી નહીં શકશું તો નિશ્ચે આગળ જેવાજ પ્રસંગો આવ્યા કરવાના અને આપણે આપણા ઉદ્યોગ ધંધાને છે તેથી પણ ખરાબ સ્થિતિમાં લાવી મુકવાના.

મુતરફા વેરો:—કંપની પાસેથી બધો કારભાર રાણી સરકારે પોતાને હસ્તક કર્યો ત્યાં લગણ લગભગ (એટલે ઈ. સ. ૧૮૫૭ સુધી–મદ્રાસ ઇલાકા શીવાય) હિન્દની રૈયત મુતરફા (Mutarfa) નામના વેરાથી ત્રાસી ગઈ હતી. આ વિચિત્ર જાતના ઉપજ વેરામાંથી યુરોપીઅનોને મુક્ત રાખવામા આવ્યા હતા, અને તેનો બોજો શ્રીમન્ત કરતાં ગરીબોપર વધારે પડતો હતો. વણકર, સુતાર, કુંભાર, કે કંસારો કોઈ પણ એમાંથી છટકી શકતો નહીં; વળી ધંધાની સાથે દૂકાન માંડી થોડોઘણો વેપાર પણ કોઈ કરતું હોય તો તે માટે જુદો કર લેવાતો હતો. સાદામાં સાદાં હથીઆર, ઓજારો બનાવનારને પણ તે વેરો ભરવો પડતો હતો જેથી કારીગર કે ખેડુતને એવી વસ્તુ છ ગણે ભાવે મળતી. પોતાના ખેતરમાં થોડું ઘણું શાક થયુ હોય અને તે બજારમા વેચવા આવે તો તેને પણ વેરો ભરવો પડતો. આટલુંજ નહીં પણ એ વેરો એટલી જ સખ્તાઈથી વસુલ કરવામાં આવતો હતો અને જો કોઈ ન ભરે તો કેદખાના શીવાય એનો અન્ય આશરો

રહેતો નહીં. આ સખ્ત વેરાને લીધે ઉદ્યોગ ધંધાને બહુજ સોષવું પડતું. ગરીબ પોતાની ગરીબાઇને લીધે કંઇ કરી શકતો નહીં, પોતાની મહેનતનું ફળ ભોગવી શકતો નહીં, જ્યારે કોઇ પણ ગમે તેવો યુરોપીયન મોજ ચેનથી વેરા ભર્યા વગર હજારોનો વેપાર બેધડક કરી શકતો હતો. એવા સંજોગોમાં ઉદ્યોગોને ધોકો પહોંચ્યો હોય તો નવાઇ નથી

**આગગાડી શું કરે છે?**—સરકારનો પક્ષપાત તથા ઉત્તેજન હોવા છતાં રેલ્વે થવાથી હિન્દનું ખરૂ હિત સચવાયુ નથી. દેશની દોલત એથી વધી નથી, પણ કાચા માલના નિકાસની તથા તૈયાર માલના આયાતની એટલી બધી સરળતા, તે થવાથી થઇ છે કે જેથી કરીને દેશના ગ્રામ્ય અને ગૃહઉદ્યોગો હતા નહતા થઈ ગયા છે. એટલુંજ નહી પણ દેશમાં ને દેશમાં, આયાત થયેલા વિદેશી માલ કરતા, અત્રે તૈયાર થયેલા માલનું નુર વધારે હોય છે. તૈયાર કરતાં કાચા માલનુ નુર વધારે હોવાથી તૈયાર માલ બનાવવાનું મોંઘુ પડે છે. વળી આયાત થયેલો માલ જો ગામમાં લાવ્યા વગર બંદરેથી બહાર ગોદીમાંથી જુદે જુદે સ્થળે આગગાડી મારફતે રવાના કરવામાં આવે છે તો તેનો દર ખાસ જુદો ને ઓછો રાખવામાં આવે છે, આથી વિદેશી વેપારીઓને ખાસ ઉત્તેજન ને લાભ મળે છે જે રેલ્વે બંધાઇ છે તે જો આપણા જ લાભ સારૂ બંધાઇ હોય તો આ જાતની પક્ષાપક્ષી કે વહાલા-અળખામણાપણું હોવુ ન જોઇએ. રેલ્વેથી દેશના ઉદ્યોગો પોષાવા જોઇએ, નહી કે તેણે તેના વિનાશનુ કારણ બનવુ જોઇએ.

આ ઉપરાંત, દેશનો સૌથી મોટામાં મોટો ઉદ્યોગ-ખેતીવાડી-ખીલવવાનીજ જો સરકારની ધારણા હોય તો ખેતીને જેની વધારે જરૂર છે એવા જળાશયો, નહેરો, તળાવો ઉપર વિશેષ ધ્યાન આપવાની ફરજ છે, આપણી દૃષ્ટિએ તો હિન્દ જેવા ખેતીવાડીના દેશ માટે સરકારની એજ પ્રથમ ફરજ ગણીએ છીએ છતાં આપણા દુર્ભાગ્યે રાજ્યવહીવટ ચલાવનાર તથા કારોબારી મંડળ રેલ્વેના બાંધકામ માટેજ નાણાંની વધારે જોગવાઇ કરે છે જ્યારે જળાશયોની યોજનાઓ ગોકળગાયની ઝડપે અમલમાં મુકાય છે. અને તેને પરિણામે ખેતીવાડી સાથે બધા જ ઉદ્યોગને થોડી ઘણી હાની પહોંચ્યાજ કરે છે

**સરકારની મહેનત સફળ કેમ થતી નથી?**—સાંપ્રતકાળમાં નામદાર સરકારનું ખેતીવાડી તથા અન્ય ઉદ્યોગો તરફ ધ્યાન ખેચાયું છે; અને તેને લીધે, કોલેજો, પ્રયોગ શાળાઓ સ્થપાઇ છે, કમીટી અને કમીશનો મારફત તપાસ ચાલી રહી છે, પુસ્તકો તથા પત્રિકાઓ બહાર પડે છે, છતાં પણ એ બધાનુ પરિણામ સારૂં આવતું નથી કારણ કે કોલેજ અને પ્રયોગશાળામાં શિક્ષણ અપાય છે તે ગ્રામ્યજનો સમજતા નથી પુસ્તકો અને પત્રિકાઓ જે છાપામાં બહાર પડે છે તે જનસમાજને આવડતી નથી, પશ્ચિમની પ્રવૃત્તિનેજ ધ્યેય રાખી સમિતિ અને કમીશનો તપાસ કરે જાય છે, જેથી તેઓ જે અનુમાનો પર આવે છે તે હિન્દની સાંપ્રત સ્થિતિને બીનઅનુકુળ નિવડે છે. હિંદમાં કં સાધનો ઉપસ્થિત છે, હિન્દની ગરીબાઇમાં જે થવુ શકય છે, આપણી પરિસ્થિતિનો વિચાર કરીને જે જે યોજનાઓ આપણા દેશને અનુકૂળ થઇ પડે તથા આપણે ઉપાડી લઇએ તેની તપાસ થવા જરૂર છે અને એમ નહીં થવું હોવાથી સરકાર આપણુ હિત સાધવાને બદલે

અહિત કરે છે, કારણકે તેની તપાસનો, પ્રયોગનો તથા જે ભાષામાં તે માહિતી એકત્રિત કરી બહાર પાડવામાં આવે છે તેનો લાભ વિદેશીઓને–પશ્ચિમના માતબરોને વિશેષ મળે છે. જેઓ અને આવી કાયદાપૂર્વક લૂટ ચલાવી જાય છે, જેને માટે આ બધું કરવાનો ડોળ થાય છે, તે બીચારા ઝુંપડીમાં રહેનારા હોવાથી સરકારની કંઇપણ પ્રવૃત્તિ સમજી શકતા નથી, માટે સરકારની ફરજ છે કે લોકો સમજી શકે તેવી ભાષામાં શિક્ષણ આપવું, પોતે મેળવેલી માહિતી, પુસ્તક તથા પત્રિકા રૂપમાં દેશની ભાષામાંજ બહાર પાડવી, નિશાળો ને પ્રયોગશાળાઓમાં હિન્દની ભાષાનો જ ઉપયોગ કરવો, એકુત કે કારીગર તમારી સંસ્થાથી ભડકી નાસી જાય છે અથવા તેવી સંસ્થાઓ સેંકડો ગાઉ દૂર રખાય છે તેને બદલે તેવી સંસ્થાઓ જાણે તેને ઘરને આંગણે લાવી મુકવામાં આવી હોય તેમ કરવાની જરૂર છે.

**નૌકાનો અભાવ:**—આપણો બધો વેપાર વિદેશી વહાણો મારફત ચાલતો હોવાથી, આપણે તેમને આધીન રહેવું પડે છે, તથા વેપારનો ક્રમ પણ ગુમાવીએ છીએ. અત્રે વહાણો બનતા હતા તે ધીમે ધીમે સદંતર બંધ થતા ગયા થવાથી ચાલુ લડાઈમાં મોટું નુકશાન ભોગવવું પડયું છે અને તેથી લડાઇને લીધે જે લાભ મેળવી શકતે તે જાપાનને મળ્યો છે

છેવટમાં એટલું જ જણાવવાનું કે દેશના ઉદ્યોગોના પુનરોદ્ધાર સારૂ રક્ષક વેપાર નીતિની જરૂર છે, માટે–વિલાયતની સરકાર સ્વતંત્ર વેપારનીતિને તિલાંજલી આપે એમ લાગતું ન હોવાથી–રાજ્ય શાસનમાં એટલા ફેરફારની જરૂર છે કે જેથી પ્રજાના પ્રતિનિધિઓને જકાત તથા કર નાંખવાનો હક મળે, અને અમે આશા રાખીએ છીએ કે તે હક વહેલો મળે અસ્તુ!

ધીરજલાલ છગનલાલ.

---

# અમદાવાદના મીલમજુરોનો સત્યાગ્રહ.

( અનુસંધાન જુલાઈ ૧૯૧૮ ના અંકથી )

એક દિશામાં જ્યારે આ પ્રવાહ ચાલી રહ્યો હતો ત્યારે બીજી દિશામાંથી એ પ્રવાહને રોકવા માટે પણ તૈયારીઓ કમી નહોતી થતી બહુ વિગતમાં ઉતર્યા વિના એટલુંજ કહીશું કે મજુરોને બગાડવાની, ફોસલાવવાની અનેક તજવીજો માલિકોના પક્ષ તરફથી થતી હતી મજુરોમાં જે લોકોની ઉપર આ દબાણની તાત્કાલિક અસર થતી તેઓ પણ પોતાના સલાહકારો પાસે પોતાના મનનો ગુંચવારો દૂર કરવા આવ્યા વિના તો કંઇ પગલું ભરતા નહિ આ લોકોને વધારે અડગ બનાવવા માટે બારમા દિવસની પત્રિકામાં ' સત્યાગ્રહી ' ઓના કેટલાક આધુનિક દાખલાઓ મહાત્માજીએ વર્ણવ્યા છે. આવી રીતની વ્યવસ્થિત પદ્ધતિએ ચાલતી લડત હિંદુસ્તાનમાં કદી થઇ નથી, એ તો સૌ કોઇને જાણીતું છે. સામાને દુઃખ આપવાના કાંઇપણ પ્રયોગો લીધા વિના પોતાનું ધારેલું મેળવવાની ' સત્યાગ્રહ ' નામની રીતિ અત્યાર આગમચ મહાત્માજીએ દક્ષિણ આફ્રિકામાંજ

અંદરી હતી. ત્યાંના ઇતિહાસનું થોડુંક જ્ઞાન મજુરોને આપી દેવાનો સુંદર પ્રસંગ મહાત્માજીએ સાધ્યો. દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડત કદી નં વાંચવા જનારા મીલ મજુરોને એ લડતમાં ઝુઝેલા વીરોનું પિછાન આપવામાં આવ્યું. એ વીરોના પરાક્રમનું એવી તો અસરકારક રીતે બ્યાન આપવામાં આવતું હતું કે વિચારવંત સાંભળનાર તેમનાં દષ્ટાન્ત કદી નહિ ભૂલે. હરબતસિંહ, કાછલીઆ, અને બ્હેન વાલીઆમા વિષે પત્રિકામાં લખ્યું છે, તે ઉપરાંત વિવેચન કરતાં તેઓ બોલ્યા હતા: "આ ત્રણે જ્યારે જેલની અંદર ગયા અને સરકાર સામે ઝઝુમ્યા ત્યારે તેમને (તમારી માફક) કાંઇ લેવા માટે લડવાનું નહતું, લડતમાં સામેલ રહેલાં બીજાં સ્ત્રીપુરૂષોની માફક તેમને કર દેવાનો નહતો. કાછલીઆ તો મ્હોટા વેપારી હતા. તેમને કર આપવો નહતો પડતો. હરબતસિંહ કર આપવાના કાયદા પહેલાં આવ્યા હતા એટલે તેને કર ન્હોતો આપવાનો: વાલીઆમા જે જગાએ રહેતી હતી ત્યાં એ કર બાબતનો કાયદો લાગુ પડયો નહતો. છતાં ટેકની ખાતર એ લોકો સૌની સાથે ઝઝુમ્યા. **તમારી તો સ્વાર્થની લડાઇ છે, તો તમારે ટકી રહેવું એ વધારે સ્હેલું છે, એમાં કાંઇ ભારે વાત નથી. આ વિચાર તમને બળ આપો અને દઢ બનાવો."**

૧૩ મા દિવસની પત્રિકામાં આ વીરોને જે વિટંબણાઓ પડી હતી તેનું વધારે હૃદયવેધક વર્ણન આપેલું હતું. "૨૦૦૦૦ મજુરો લગભગ ત્રણ માસ સુધી ઘરબાર વિના અને પગાર વિના રહેલા. ઘણાએ પોતાનો થોડો ઘણો માલ હતો તે વેચી નાખ્યો, પોતાનાં ઝુંપડાં તજ્યાં, પોતાના ખાટલા, ગોદડાં, જાનવરો વેચી નાંખ્યા અને કામ કરવા નીકળી પડયા. તેમાંના સેંકડોએ કેટલાક દહાડા સુધી વીશ વીશ માઇલની મજલ કીધી અને માત્ર પોણો શેર આટાની રોટલી અને અઢી રૂપીઆભાર ઘીની ઉપર પોતાના દિવસો ગુજાર્યા. આમાં હિંદુઓ પણ હતા, મુસલમાન પણ હતા. × × × એજ લડાઇની અંદર જે સ્ત્રીઓએ કોઇ દિવસ મજુરી કરી ન હતી તે સ્ત્રીઓ ફેરી ફરવાને નીકળી હતી, અને જેલની અંદર ધોબણનું કામ કર્યું હતું. આ દાખલાઓનો વિચાર કરતાં એવો કયો મજુર આપણામાં હશે કે જે પોતાની ટેકને જાળવવા ખાતર સાધારણ અગવડ સહન કરવાને તૈયાર ન હોય?" આવી રીતે સાદી સરલ ભાષામાં દક્ષિણ આફ્રિકાની લડતનો ઇતિહાસ મજુરોની સમક્ષ ઉકેલાતો હતો, અને આડકતરી રીતે પત્રિકા વાંચનાર સામાન્ય વર્ગના પણ જ્ઞાનસમૃદ્ધિમાં વૃદ્ધિ થતી હતી.

મજુરોની પણ હેરાનગતિ વધતી જતી હતી. ઘણાકો હવે મજુરી મેળવવા માટે તત્પર થવા લાગ્યા હતા. ભૂખમરો સોસવાની તેમની શક્તિ ઓછી થતી હતી. ઘણીકવાર કેટલાક મિત્રોને એમ થઇ આવતું કે મજુરોને જોઇએ તેટલી આર્થિક સહાય આપવી ને ટકાવી રાખવા. બહારગામથી પણ અનેક મિત્રોના મજુરો માટે ફંડ ઉભું કરવા માટેના પત્રો આવતા હતા. કેટલાકોએ તો પૈસા મોકલવાની માગણી પણ કરી હતી. પણ આ સૌ મહાત્માજીએ ન લેખ્યું. કારણ સ્પષ્ટ હતું. વારંવાર આ સૌ હિતૈષીઓને મહાત્માજી કહેતા કે: 'મજુરોને તમે પૈસા આપીને સત્યાગ્રહ કરાવશો અથવા મજુરો જો તમે પૈસા આપીને તેમને ટકાવી રાખશો એવી આશાથીજ આ લડતમાં પડયા હશે તો તેમાં સત્યાગ્રહનો અર્થ શો, સત્યાગ્રહનું મહત્વ શું? સત્યાગ્રહનું રહસ્યજ દુઃખ પડે તે રાજી ખુશીથી

સહી લેવામાં રહેલું છે. સત્યાગ્રહી જેટલું દુઃખ વધારે ખમે તેટલી તેની વધારે કસોટી થાય છે. મજુરોને રોજરોજ સભાઓમાં અને સભાની બહાર એમ સમજાવવામાં આવતું હતું કે: 'તમે પરસેવો પાડીને પૈસા રળ્યા છો તે કદી કોઇની પાસે મફત પૈસો લેવા હાથ લાંબો ન કરશો. એમાં તમારી ઇજ્જત નથી. તમે પારકા પૈસાના જોરે લડ્યા એમ કહીને જગત્ તમારી હાંસી કરશે" મજુરો પણ સમજતા હતા, પણ ઘણાકને તો ખરેખર ખાવાનાં સાંસા પડવા લાગ્યાં હતા એટલે તેમને પૈસા વિના છુટકોજ નહતો. આવાઓને માટે કાંઈ કાંઇ કામ શોધવામાં આવ્યાં સાબરમતી કાંઠે મહાત્માજીનો આશ્રમ બંધાતો હતો ત્યાં ઇંટો ઉપડાવાનું, રેતી વ્હેવાનું, વગેરે કામ જે મજુરો લાં જતા તેમને બતાવવામાં આવતું. પ્રથમ તો મજુરો જરા સંકોચાતા, મજુરી કરવી ન્હાનમ માનતા. પણ ધીમે ધીમે પોતે રળીનેજ રોટી મેળવવામાં ઇજ્જત સમજી આવું બધું કામ કરવા લાગ્યા.

આ તરફથી શહેરમાં પણ કાંઇક ખળભળાટ ઉત્પન્ન થયો હતો. લડત જેમ વધારે લંબાતી જતી હતી તેમ ઘણાકને થતું હતું કે: 'આ લડતનું શું પરિણામ આવશે? હઠ તો કોઇ છોડતા નથી.' આથી ઘણાક ગૃહસ્થો અનેક પ્રકારની 'વિષ્ટ' લઇને મહાત્માજી પાસે આવતા. કોઇ કહે હાલ ૨૦ ટકા લઇ લો, પછીથી તુરત ૧૫ ટકા વધારવામાં આવશે, કોઇ કહેતું, ૨૦ ટકા પગારમાં બોનસ તરીકે અને ૧૫ ટકા મોંઘવારીના, દાણા કે આના ાા આકારમા, મજુરોએ લઇ લેવા જોઇએ; કોઇ કહેતું 'મજુરોની વળી પ્રતિજ્ઞા ?' મજુરો તો તમે સલાહ આપો તો પ્રતિજ્ઞા મુકી દઇને ૨૦ ટકા લઇ લે માલિકો હઠ ... તો મજુરોએ એ હઠ મુકવી જોઇએ, કારણ આમાં તો અંતે આખા ઉદ્યોગને નુકશાન છે આવી આવી અનેક સૂચનાઓ અને દરખાસ્તો દરરોજ આવ્યે જતી. રા. જીવણલાલ વ્રજલાલ દેશાઇ બેરિસ્ટર, આવીજ એક સૂચના લઇને આ અરસામાં આવેલા. તેમને મહાત્માજીએ નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો, તે મહાત્માજીની સ્થિતિ પ્રકટ કરવાને અહિં આપવો ઉચિત લાગે છે.—

"સુજ્ઞ ભાઇશ્રી, મને કેમ સમજાવવો પડે છે? મારાથી બને તો હું આપ માગો છો, તેમ ન કરૂં એવી શંકા પણ કેમ લાવો છો? મને હઠ હોયજ નહિ જગત્ ભૂલ ખાય, આપનાથી ખવાય નહિ હું કરૂણાથી ઉભરાઇ રહ્યો છું, આ લૉક-આઉટ મને વિનોદરૂપે નથી મારાથી બને તેટલું કર્યા કરૂં છું. વહેલામાં વહેલો અંત આવે એવી વૃત્તિ મારી પ્રવૃત્તિમાં મારાં બધાં કાર્યમાં હોય છે, પણ મિત્રો લંબાવે છે. મને સમજાવવું નિરર્થક સમજી શેઠોને સમજાવો તો? શેઠોને પડવાપણું નથી, મજુરોના પડવામાં કોણ સારૂં સમજી શકે? શિક્ષિત વર્ગ અને ધનિક વર્ગ વચ્ચે અંતે ખટાશ નહિ રહે, એ ખચિત માનજો. આપણે તકરાર કરવીજ નથી."

એજ દિવસે મીલમાલિકોના ગ્રુપમાં ન જોડાનાર અને આખી લડત દરમ્યાન મજુરોને અગાઉથી બોનસ આપી પોતાની મીલ ચાલુ રાખનાર, પોતાની આસપાસ ચાલી રહેલાં ધાંધલથી અલિપ્ત એકાકી શેઠ મંગળદાસ ગિરધરદાસ ઉપર નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો:—

"મારી પાસે ઘણા મિત્રો આવે છે તે મને સમજાવે છે કે મારે કોઇ પણ રીતે મજુરો ને માલિકોની તકરારનો અંત આણવો જોઇએ. મારા દેહને ભોગે હું અંત લાવી

ચકનો હોઉં તો લાવું. પણ તેમ અંત આવે તેવું નથી. અંત લાવવો શેઠીઆઓના હાથમાં છે. મજુરો માગે છે તેટલા સારૂ ૩૫ ટકા ન આપવા એવી શી હઠ ? મજુરોને હું બધું સમજાવી શકું જ એમ શા સારૂ મનાય છે ? હું કહું છું કે મેં જે ઉપાયો લીધા છે તે ઉપાયથીજ મજુરો હાથમાં રહી શકયા છે. હવે તેઓની પ્રતિજ્ઞા તોડવાના ઉપાયો રચું ? રચું તો મારૂં ડોકું ધડથી તેઓ નોખું ના કરે ? મારો ઘણાએ વાંક શેઠીઆઓ કાઢે છે, એમ હું સાંભળું છું. હું નિશ્ચિત છું. મારો વાંક નહતો એમ કોઇ દહાડો શેઠીઆજ પાછા કબુલ કરશે. તેઓની સાથે મને ખટાશ થનાર નથી, કેમકે હું ખટાશમાં ભાગ લેનાર નથી. ખટાશને પણ મેળવણી તો જોઇએજ. મારી પાસેથી મેળવણી નહિ મળે. પણ આપ કેમ ભાગ લેતા નથી ? આપનાથી આવી જંગી લડત જોયા કરાયજ નહિ. ”

પણ આ મસલતનું પરિણામ કાંઇ ન આવ્યું. મહાત્મા ગાંધીજીની પત્રિકા નીકળી હતી તેની સામે દેખીતો પણ પ્રતિકાર થવો જોઇએ એજ હેતુમાત્રથી મીલમાલિકોના રૂપે પણ પત્રિકાઓ કાઢવા માંડી. તેમાં આવતી સત્યથી વેગળી હકીકતો અને અઘટિત વાકય પ્રયોગો વિષે અહીં કાંઈ પણ વિસ્તાર કરી તે પત્રિકાઓને સ્થાયી સ્વરૂપ આપવું નથી ઘટતું. મહાત્મા ગાંધીજીએ પણ તેની ઉપેક્ષાજ કરી છે. મજુરોને કામ પર ચઢવાનું સમજાવવાને, લીધેલી પ્રતિજ્ઞા તોડવાને અનેક તરફીઓ થતી, તેઓને ભૂખમરાનો મ્હોટો “ મ્હાઉ ” બતાવવામાં આવતો પણ તેઓ પોતાના સલાહકારો પાસે આવીને તે બાબત ફરિયાદ કરતા અને તુરત તેમના મનનું સમાધાન થતું. તા. ૧૨ મી માર્ચને દિવસે સ્થિતિમાં ફેરફાર થયો. અત્યાર સુધી તો મીલ માલિકોએ પોતાનો લૉક–આઉટ કાયમ રાખેલો હતો એટલે મજુરો કોઇ પણ રીતે કામે ચઢી શકતા નહોતા. તા. ૧૨ મી માર્ચથી લૉક–આઉટ બંધ થયેલો જાહેર કરવામાં આવ્યો, અને ૨૦ ટકા વધારો લઇને આવનારા મજૂરો માટે મીલો ખુલ્લી છે, એવી ખબર આપવામાં આવી. મહાત્માજીએ તે દિવસથી દર સ્હવારે સભાઓ ભરવાનું ઠેરવ્યું, એટલાજ કારણથી કે સ્હવારનો વખત કામ ઉપર જવાનો હોઇ કોઇ અણસમજુ અને નબળા મનના માણસો ખોટી સલાહથી ભોળવાઇ પ્રતિજ્ઞા ન તોડે મિલ માલિકોનો લૉક–આઉટ બંધ થઇને મીલ મજુરોની હડતાળમાં જે દિવસથી પલટાઇ તે દિવસની પત્રિકામાં મજુરો તથા માલિકોની સ્થિતિ કંઇક કડક છતાં ચોખ્ખા શબ્દોમાં મુકી દેવામાં આવી છે: “મજુરોને ચઢવાનો પોતાના વચનને વળગી રહેવા સિવાય બીજો ઇલાજ છેજ નહિ, અને અમારી તો ખાતરી છે કે જો મીલ માલિકો સમજે તો તેઓની ઉન્નતિ પણ મજુરોના કસમ પળાવવામાંજ રહેલી છે. જેઓ પોતાના કસમ નહિ પાળી શકે તેવા માણસો પાસેથી મજુરી લઇને છેવટે તો માલિકો પણ ફાયદો નથી ઉઠાવવાના. ધાર્મિક વૃત્તિવાળો માણસ બીજાની પ્રતિજ્ઞા તોડાવવામાં કદિ રાજી થાય નહિ, ભાગ લે નહિ. ” જેમ મજુરોને કામ ઉપર લેવાના સર્વ પ્રયત્નો સામા પક્ષ તરફથી થવા માંડયા તેવા મજુરોએ પણ માંહોમાંહે એક બીજાને ટકાવી રાખવાના પ્રયત્નો કરવા માંડયા. મજુરોમાંના કેટલાક અતિ ઉત્સાહીઓ નબળાઓની ઉપર દબાણ ચલાવીને તેમને કામ ઉપર ચઢતા રોકે છે એવી ફરિયાદ મહાત્માજીને કાને આવી. મહાત્માજી આ તો માંખી શકે એવું હતુંજ નહિ. તેઓ તો કહે-

# ડેન્માર્કની લોક પાઠશાળાઓ.

એતો ઘણું ખરૂં સત્ય લાગે છે. કે જેમણે હિંદુસ્તાનમાં અપાતી કેળવણીના પ્રશ્નો વિષે બીલકુલ વિચાર કર્યો નથી અથવા સહજ વિચાર કર્યો છે તેઓજ એ પ્રશ્નોનો જે રીતે નિકાલ કરવામાં આવે છે તેથી સંતુષ્ટ રહે છે. મુશ્કેલીઓ અસંખ્ય, ગંભીર અને અતિશય પરિશ્રમ લીધા સિવાય કદી પણ દૂર ન કરી શકાય એવી દેખાય છે. આપણી કેળવણીમાં કયા કયા દોષ છે; અને એ દોષ કેવી રીતે નિવારી શકાય, એ સંબધીની કલ્પનાઓ પણ ને સંબંધી વિચાર કરનારના જેટલીજ અસંખ્ય અને ભિન્ન ભિન્ન છે. તેમ છતાં એક બાબતમાં તો સર્વ સંમત થઇ શકે તેમ છે કે હિન્દની કેળવણી જે લોકોને કેળવવાને માટે યોજાયેલી છે ત્હેમના જીવનના નિકટ સબંધમાં તે આવતી નથી, અને તે કૃત્રિમ વસ્તુ બની જાય છે. આ દોષ તો એક વા બીજી રીતે બધા દેશની કેળવણીને લાગુ પાડી શકાય તેમ છે. ખરેખરી રાષ્ટ્રીય કેળવણી રચવાનો માર્ગ બહુ વિકટ અને ઘણી નિષ્ફળતાઓને આધીન છે. એકવાર સંપૂર્ણ રીતે યોજાય તોપણ તેમાં વારંવાર ફેરફાર કરવાની જરૂર પડે છે, અને એ ફેરફારોને લીધે ભૂતકાળમાં મહાપ્રયાસે પ્રાપ્ત થયેલો વિકાસ તદન નિરર્થક થાય છે. હિન્દુસ્થાનની અર્વાચીન કેળવણી રાષ્ટ્રીય નથી, અથવા નો ભૂતકાળની કેળવણી સાથે ત્હેને બહુ લાગતું વળગતું નથી. જે સંયોગોને માટે તે રચાયલી છે તે તદન નવીન છે, અને તેથી ત્હેની પ્રગતિ અચોક્સ અને અતિ ધીમી થાય છે છેલ્લામાં છેલ્લી યોજના અમુકજ છે, અથવા તે સર્વાંશે સંપૂર્ણ છે, અથવા તે યોગ્યજ છે એમ કોઇ પણ હિંમતથી કહી શકશે નહિ. હાલનો પ્રશ્ન તો એ છે કે કેળવણીને રાષ્ટ્રીય જરૂરીઆતો અને રાષ્ટ્રીય પરિસ્થિતિને અનુરૂપ કેવી રીતે બનાવી શકાય,—આપણી કેળવણીને ભૂતકાળના અનુભવ પર રચી વર્તમાનકાળની જરૂરીઆતોને પહોચી વળે એમ કેવી રીતે બનાવી શકાય; આપણાપર—માતપિતા, શિક્ષક અને સમાજના અગ્રેસરો પર આ પ્રશ્નનો નિકાલ લાવવાની ફરજ આવી પડી છે.

આ દેશની કેળવણીની બીજી સર્વ અપૂર્ણતાઓને બાજુએ મુકી સર્વત્ર જોવામાં આવતો એક દોષ આપણે વિચારીએ: એ દોષ માન્યતા પરત્વે છે કે કેળવણી ત્હેની પોતાની ખાતર કંઇ પણ કામની નથી. આજીવિકા અને જીવનના સુખ દુઃખના પ્રશ્નો સાથે ત્હેને ફક્ત દૂરનો સંબંધ છે, ત્હેનો કાર્યપ્રદેશ અને સમય મર્યાદિત છે, તે ફક્ત એક અનુકૂળ સાધન છે કે જે વડે આજીવિકા અથવા સમાજમાં કંઇક માન પ્રાપ્ત કરાય છે. આને લીધે કેળવણી તદ્દન શુષ્ક, તદ્દન નિર્માલ્ય બની જાય છે, તે કલ્પનાની મહત્તાનો અસ્વીકાર કરે છે, અને અસંબદ્ધ, અવ્યવસ્થિત અને ઉપયોગિતા વા માનસિક વિકાસની દૃષ્ટિએ તદ્દન નકામી એકલી હકીકતોની ક્ષણિક પ્રાપ્તિ પર ભાર મૂકે છે. ત્હેનાથી અભ્યાસવૃત્તિને અને માનસિક સદ્દવૃત્તિને જીવનભર ટકાવી રાખવાનું અશક્ય બને છે. ત્હેનાથી રસવૃત્તિ સંકુચિત બને છે, અને પ્રાપ્ત કરી શકાય એવા અનુભવનો પ્રદેશ

પણ મર્યાદિત બને છે. ત્હેનાથી મન અકાળે ઘડાઇ જાય છે, અને ત્હેમાં એક પ્રકારનો નિરૂત્સાહ જણાય છે.

શિક્ષણ એ જીવનભરનું કાર્ય છે, અને ત્હેનો કદી અન્ત આવતો નથી તેનો સમય સમગ્ર જીવન છે. મનુષ્યની રસવૃત્તિ જેટલી વિસ્તૃત છે તેટલો ત્હેનો કાર્યપ્રદેશ પણ વિસ્તૃત છે. નરી હકીકતોનો સંગ્રહ એજ ત્હેનો ઉદેશ નથી: પરન્તુ જીવનને ખીલવવું, અનુભવમા નિરંતર વૃદ્ધિ કરવી, હસ્ત, મન અને હૃદયની શક્તિઓ બળવત્તર બનાવવી, એ ત્હેનો ખરો ઉદ્દેશ છે. ડેન્માર્કમાં ચાલતી 'લોક પાઠશાળાઓ'' (Folk High Schools) નું જે નીચે વર્ણન આપવામાં આવ્યું છે, ત્હેમાંથી (૧) કેળવણીને દરરોજના વ્યવહારૂ જીવનના સંબંધમાં કેવી રીતે લાવવી, (૨) આબાલવૃદ્ધ સર્વે કેવી રીતે મન તથા હૃદય નિખાલસ રાખી, જગત્ નિરંતર શીખવી રહેલું શિક્ષણ ગ્રહણ કરી, અને એ શિક્ષણમાંથી પ્રાપ્ત થતાં મિષ્ટ ફળ પોતે પણ કેવી રીતે લઇ શકે એ સબંધી સૂચનાઓ મળી રહેશે.

આ કલ્પના મૂળ ધર્માચાર્ય ગ્રન્ડિગને આવી હતી. ત્હેની માન્યતા એવી હતી કે કે તે સમયે અપાતું શિક્ષણ ડેન્માર્કના ખેડુતોને લાયક નહોતું. "કેળવણીથી મનુષ્યના હૃદયમાં નિરૂત્સાહ ઉદ્ભવે કે ત્હેને ધંધા તરફ તિરસ્કાર છૂટે એ કદી પણ ખરી કેળવણી કહેવાય નહિ. ત્હેનાથી દરેકને પ્રમાણિક ધંધો પવિત્ર લાગવો જાઇએ, અને તે કરવાની ત્હેની શક્તિ પણ વધવી જોઇએ." આ એની સૂચના હિન્દુસ્થાનને પણ લાગુ પડે છે. ત્હેની માન્યતા પ્રમાણે વિદ્યાર્થી કરતાં શીખવવાની વસ્તુપર વધારે ધ્યાન અપાતું હતું. પરંતુ વિદ્યાર્થીઓનું આન્તર્ જીવનજ ખીલવવાનું હોય છે, અને ત્હેનેજ સમાજમાં વધારે ઉપયોગી બનાવવા હોય છે. શિક્ષણમાં ભલે કેટલીક ક્ષુદ્ર બાબતો વિસરાઇ જાય, પરન્તુ ત્હેને પોતાનું જ્ઞાન તો થવું જોઇએ, ત્હેને એમ તો લાગવુંજ જોઇએ કે આ જગતમાં ત્હેને કંઇક કરવાનું છે.

ભિન્ન ભિન્ન પ્રયોગો પછી ધર્માચાર્ય ગ્રન્ડિગના સિદ્ધાન્ત પ્રમાણે કામ કરનાર પ્રથમ સંસ્થા શ્લિસ્વિગમાં રેડિંગ ગામે ૧૮૪૫ માં સ્થાપન થઇ. શરૂઆતમાં ત્હેનાથી રખાયલી સર્વ આશાઓ પૂર્ણ થઇ નહિ. પરન્તુ જ્યારે ૧૮૬૪ માં ડેન્માર્કને જર્મનીએ સખ્ત પરાજય આપ્યો, ત્યારે ગએલી આબરૂ ફરીથી પ્રાપ્ત કરવાને ત્હેણે કેળવણી તરફ લક્ષ આપ્યું. રેડિંગની શાળાને આસ્કવ લાવવામાં આવી, અને એજ પ્રકારની બીજી કેટલીક શાળાઓ સ્થપાઇ.

આ શાળાઓ કંઇક અંશે આપણી મદદ મેળવતી ખાનગી શાળાઓને મળતી આવે છે. દરેક શાળાને સરકાર તરફથી વાર્ષિક લગભગ રૂ. ૨૫૦૦ મદદ તરીકે મળે છે. એ ઉપરાન્ત ગરીબ પણ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને મદદ આપવાને માટે સરકાર તરફથી ગરીબ વિદ્યાર્થી ફંડ પણ આપે છે. ઘણાખરા વિદ્યાર્થીઓ શાળામાં જ નિવાસ કરે છે, અને ભોજન લે છે. ખૂટતી રકમ જનસમૂહ તરફથી વા વ્યક્તિઓ તરફથી પૂરી પાડવામાં આવે છે. આખી પ્રવૃત્તિ સરકારની દેખરેખ નીચે કેળવણી વિષયક પોતાની જરૂરીઆતો પૂરી પાડવાને ચાલતા સહકાર્ય સમાન છે.

પ્રવૃત્તિ ૧૮ થી ૨૫ વર્ષની વયના વિદ્યાર્થીઓને લક્ષમાં રાખી યોજવામાં આવી છે. જો સંયોગો અનુકુળ હોય તો આ સમયે સામાન્ય રીતે મનની ગ્રહણ કરવાની શક્તિ તેજ હોય છે, પરન્તુ હિન્દમાં તેમ નથી, કારણ કે અહિં તો ૧૮ થી ૨૦ વર્ષની વયે જે વિદ્યાર્થીઓ ગમે તે રીતે નિયત કરેલા અભ્યાસક્રમમાં લેવાયેલી પરીક્ષા પાસ કરી જાય છે, તેઓ સામાન્ય રીતે પોતાને જોઇએ તેટલી કેળવણી મળી ચુકી છે એમ માને છે, અને કોઇ પણ કાર્ય કરી શકે એટલી માનસિક શક્તિ પ્રાપ્ત થઇ છે, એમ માને છે.

આ શાળાઓમા ચાલતો અભ્યાસક્રમ પણ થોડો સમય ચાલે છે. યુવાનો માટે શિયાળાના પાંચ માસ, અને યુવતીઓ માટે ઉન્હાળાના ત્રણ માસ. આ ઉપરથી સ્પષ્ટ થશે કે 'લોક પાઠશાળાઓ' નો હેતુ વિદ્યાર્થીઓને પુસ્તકીય જ્ઞાન જ આપવાનો નથી. એક મુખ્ય અધ્યાપકે કહ્યું હતું કે "અમે અમારા વિદ્યાર્થીઓને એમ કહેતા સાંભળવા માગીએ છીએ કે 'હવે હું મ્હારે ધંધે વધારે ઉત્સાહથી વળગીશ, અને ત્હેમાં કેટલું માન સમાયેલું છે, તે વધારે સારી રીતે સમજીશ.' ૮૦ પાઠશાળાઓના કાર્યનો બધો ભાર આ જ દિશામાં છે.

અભ્યાસક્રમ, કેટલેક અંશે વિષયોના મૂળતત્ત્વોમા જ સમાઇ જાય છે. વિજ્ઞાન પણ શીખવાય છે. પરન્તુ ઇતિહાસ, અને સાહિત્ય પર તો ખાસ ભાર મુકવામાં આવે છે, અને ત્હેમાં પણ ચરિત્ર-નિરૂપણ અને પ્રેરણા આપે ત્હેવા ભાગ પર કેટલીક શાળાઓમાં ધંધાનું, ખાસ કરીને, કૃષીનું શિક્ષણ આપવામાં આવે છે, પરન્તુ કૃષીશાળાઓ એ કાર્ય હાથ ધરતી જાય છે. નામું, ચિત્રકામ, જમીનમાપણી વગેરે વિષયો પણ શીખવવામાં આવે છે.

વધારે ચોક્કસ માહિતીને માટે—રિમસિંજની પાઠશાળામાં ૧૯૧૩ ના શિયાળામાં નીચે પ્રમાણે કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો:—

| | | | | |
|---|---|---|---|---|
| ડેનિશ અને શુદ્ધ લેખન. | ૬ | કલાક | દર | અઠવાડિયે. |
| ડેન્માર્કનો ઇતિહાસ. | ૬ | ,, | ,, | ,, |
| સામાન્ય ઇતિહાસ. | ૬ | ,, | ,, | ,, |
| ડેનિશ સાહિત્યનો ઇતિહાસ | ૨ | ,, | ,, | ,, |
| ગણિત શાસ્ત્ર. | ૩ | ,, | ,, | ,, |
| ભૂગોળ. | ૩ | ,, | ,, | ,, |
| પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર | ૭ | ,, | ,, | ,, |
| ચિત્રકામ, અને જમીન માપવી, | ૨ | ,, | ,, | ,, |
| કસરત | ૨ | ,, | ,, | ,, |
| રાજ્યબંધારણ | ૧ | ,, | ,, | ,, |
| કૃષીશાસ્ત્ર. | ૧ | ,, | ,, | ,, |
| નામું અને કારકુનનું કામ. | એકી વખતે | | ,, | ૨૪ પાઠ. |

દરરોજ અભ્યાસ શરૂ કરતા પહેલાં સ્વદેશાભિમાનનાં અને લોકમાં પ્રચલિત ગીત.

યુવતીઓના અભ્યાસક્રમમાં નામું, રાજ્યબંધારણ વગેરેને બદલે ગૃહવ્યવસ્થા વગેરેને સ્થાન આપવામાં આવ્યું છે.

ઉપર કહેવામાં આવ્યું છે તે પ્રમાણે પુસ્તકોને આ કાર્યમાં ઘણુંજ ઓછું મહત્ત્વ આપવામાં આવે છે. રિસલિંજની પાઠશાળામા મુખ્ય અધ્યાપક હેર આલ્ફ્રેડ પૉલ્સન કહે છે, તેમ 'એક વિષયનું ઉપલકીઆ વા વિસ્તારપૂર્વક શિક્ષણ આપવું, એ મુખ્ય ઉદ્દેશ નથી. પરન્તુ વિદ્યાર્થીઓનાં મનને જીવનમાં પ્રાપ્ત થવાના શિક્ષણને માટે તૈયાર કરવાનાં છે.' જો આ સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે, જો યુવક યુવતીઓને પુસ્તકો વા મનુષ્યો દ્વારા મળતા શિક્ષણને ગ્રહણ કરતાં શીખવવામાં આવે તો જે જીવનમાં જે ડહાપણની ખાસ આવશ્યકતા છે તે જરૂરથી તે પોતા પાસે રાખશે; પરન્તુ જો યુવાનોનાં મનમાં આ બુદ્ધિવિષયક જાગ્રતિ નહિ થઇ હોય તો ગમે તેટલું પુસ્તકીય જ્ઞાન ત્હેણે સંપાદન કર્યું હશે તોપણ તે તદ્દન નિરર્થક જશે, કારણ કે ખરી રીતે તે ત્હેનું પોતાનું નથી, અને ત્હેનો ઉપયોગ કરતાં પણ તે શીખશે નહિં."*

આખા અભ્યાસક્રમમાં ઇતિહાસ અગ્રસ્થાન ભોગવે છે. ત્હેને સજી દેવામાં આવે કે તે તરફ ઓછું લક્ષ આપે (એ વિષયને માટે સારામાં સારા શિક્ષકો રોકવામાં આવે છે) તો તરતજ શાળા અધોગતિ પામે. ડેન્માર્કના લોકો માને છે તેમ એ દ્વારા શક્તિ અને વ્યક્તિત્વ ખીલે છે, અને કાર્ય કરવાને અને ત્હેમાં ફત્તેહ પ્રાપ્ત કરવાને પ્રોત્સાહન મળે છે. આ કાર્યમાં સાહિત્ય મદદ આપે છે.

ડેનમાર્કની 'લોક પાઠશાળાઓ' સમયની કસોટીમાં પસાર થઇ છે, અને હવે તે પ્રયોગદશામાં નથી. ત્હેમણે ડેન્માર્કના લોકોનું માનસિક, સામાજીક, ધાર્મિક, રાજકીય, અને આર્થિક જીવન ઘડયું છે. ડેન્માર્કના લોકો દુનિયાની કોઈ પણ જાતિના જેટલાજ બુદ્ધિશાળી છે. ડેન્માર્કનો ખેડૂતવર્ગ આખા યુરોપમાં સર્વથી વધુ બુદ્ધિશાળી અને સર્વથી વધુ પ્રગતિશીલ છે. આનું બધું માન 'લોક પાઠશાળાઓ'ને ઘટે છે. ત્યાં એવા સંયોગો ઉત્પન્ન કરવામાં આવે છે કે જેને લીધે એક વ્યક્તિનો જીવનપ્રવાહ તદ્દન બદલાઇ જાય છે અને એ પ્રમાણે આખો સમાજ પ્રગતિ કરે છે.

હિન્દુસ્થાનને આ શી રીતે લાગુ પાડી શકાય તે હવે આપણે જોઇએ. પ્રથમ આપણી માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમાં વ્યક્તિને લાભદાયક નીવડે ત્હેવા વિષયો દાખલ કરવા જોઇએ. બીજું કેળવણીના હેતુ અને ઉદ્દેશ પરત્વે આપણી માન્યતાઓપર ત્હેની ખાસ અસર થવી જોઇએ. ત્રીજું હાલ જે અપૂર્ણ કેળવણી અપાય છે, ત્હેના દોષ દૂર કરી બને તેટલી સંપૂર્ણ બનાવવાનું આપણને સ્હમજાશે. ચોથું હિન્દના રાષ્ટ્રીય જીવન પર ત્હેની ઘણી સારી અસર થશે, અને જેઓ દેશનાં સાધનોને નૈતિક, આર્થિક, ઔદ્યોગિક અને સામાજીક દૃષ્ટિએ ખીલવવા માગતા હોય ત્હેમણે તો ત્હેનો ખાસ અભ્યાસ કરવો જોઇએ. પાંચમું સમાજમાં દરજ્જાની ખાતર વા પરિસ્થિતિને લીધે યુવાનોમાં ઉભરાઈ જતા અમુક ધંધાઓમાં પડવાની વૃત્તિ વિદ્યાર્થીઓમાં સજ્જડ થઇ બેઠી છે, તે

* હિન્દની શાળાઓના કાર્યવાહકોએ આ સૂચના ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

દૂર થશે, અને દેશસેવાની વૃત્તિ, તથા પોતાના ધંધામાં સફળતા પ્રાપ્ત કરવાની ઇચ્છાને વધારે સતેજ બનાવશે. છતું તેથી સબળ વ્યક્તિત્વ નિરંતર ખીલશે.

અન્તમાં આ યોજનાને આપણા દેશની પરિસ્થિતિ પ્રમાણે કેવી રીતે લાગુ પાડી શકાય એ સંબંધી એક બે સૂચનાઓ અસ્થાને નહિ ગણાય. આપણી શાળાઓના બે પ્રકાર છેઃ (૧) પ્રવેશક પરીક્ષાનો અભ્યાસ, (૨) માધ્યમિક શિક્ષણ આપતી શાળાઓ. આ બન્નેમાં અભ્યાસક્રમ પરત્વે બહુ ભેદ રાખવો જોઇએ નહિ. અન્તર ફક્ત માધ્યમનો હોઈ શકે. એકમાં માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય, બીજામાં ઉચ્ચતર અભ્યાસની તૈયારી માટે અંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ અપાય. અભ્યાસક્રમમાં નીચેના વિષયો દાખલ કરી શકાય. (૧) અંગ્રેજી ભાષા, અને માતૃભાષા (૨) ઇતિહાસ (અ) હિન્દુસ્થાનનો, (બ) ઈંગ્લંડનો (ક) અને સામાન્ય; જેની અંદર જીવન ચરિત્ર વિષયક, સામાજીક, નૈતિક અને પ્રોત્સાહક હકીકતોપરજ ધ્યાન અપાય; (૩) ભૂગોળ (હાલમાં જેમ ફક્ત નામ ગોખવવામાં આવે છે તેમ નહિ, પરન્તુ પૃથ્વી પર મનુષ્યના નિવાસકાળથી થયેલા ફેરફારોની નોંધ, ઇતિહાસ ભૂગોળ વચ્ચેનો સંબંધ, જાતિ, આબોહવા, મનુષ્યની પ્રવૃત્તિ વગેરેની અસરો—અતિશય રસિક વિષય થાય ત્હેવી રીતે); (૪) જીવનની દૃષ્ટિએ માતૃભાષા અને અંગ્રેજી ભાષાનું સાહિત્ય, (૫) નામું; (૬) આરોગ્યશાસ્ત્ર અને સ્વચ્છતા; (૭) શારીરિક કેળવણી; (૮) હસ્તકળા શિક્ષણ; (૯) રાજ્યબંધારણ અને નાગરિકનાં કર્તવ્યો; (૧૦) અને દરરોજ ઉપયોગમાં આવી શકે ત્હેવું વિજ્ઞાનશાસ્ત્ર

હાલ જે અભ્યાસક્રમ નિયત કરવામાં આવ્યો છે ત્હેને સ્થાને ઉપર પ્રમાણેનો અભ્યાસક્રમ રચવાની સૂચના કરવી તે અવિનીત લાગશે, છતાં પણ તેમ કરવાથી ફક્ત જીર્ણ થઇ ગયેલા જુસ્સાને ફરીથી પ્રદીપ્ત કરવા સમાન જ છે. અલબત્ત, આ હેતુ સિદ્ધ કરવા માટે શિક્ષકો પણ નવીન જુસ્સાવાળા જોઇશે, અને આ મુશ્કેલી જ બહુ મ્હોટી લાગશે. પરન્તુ જો ઉદ્દેશ ઉચ્ચ હોય તો સાધન ઉત્પન્ન કરી શકાય.x

અંબાલાલ મોતીભાઈ પટેલ.



x ઇ. એન. કિંગના ૧૯૧૭ ના જાન્યુઆરી માસના ઇન્ડિયન એજ્યુકેશનમાં આવેલ લેખનો અનુવાદ.

# મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ રિપોર્ટમાં કોમી પ્રતિનિધિત્વના પ્રશ્નની ચર્ચા.

આજકાલ હિંદુસ્થાનમાં તથા ઇંગ્લાંડમાં કોમી પ્રતિનિધિત્વ ( Communal representation ) સંબંધી બહુ ચર્ચા ચાલી રહી છે, અને ઇંગ્લાંડમાં વસતા કેટલાક હિંદુસ્થાનના પ્રતિપક્ષીઓ કોમી પ્રતિનિધિત્વનું ડિંડિમ વગાડી રહ્યા છે, તે સમયે, મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ રિપોર્ટમાં તે વિષય ઉપર શા શા વિચારો દર્શાવ્યા છે, તેની, સમસ્ત ગુજરાતી પ્રજાને જાણ કરવી આવશ્યક લાગવાથી તે રિપોર્ટના ૨૨૭ થી ૨૩૨ સુધીના પારિગ્રાફોનો અનુવાદ આ નીચે પ્રગટ કરવામાં આવ્યો છેઃ—

**કોમવાર ચુંટણી કરનારાં મંડળો**

૨૨૭—આ સ્થળે પ્રજા તરફથી ચુંટાયલા સભાસદોની બહુમતીવાળી ધારાસભાનો વિચાર કરતાં કોમવાર ચુંટણી કરનારાં મંડળો સ્વીકારવાં કે નહિ તેને લગતો અતિ વિકટ પ્રશ્ન અમારી સમક્ષ ઉપસ્થિત થાય છે. આ બાબતમાં અમને કોઈ કહેશે કે આ પ્રશ્નની ચર્ચાને હવે બહુ અવકાશ નથી; કારણ કે ઇ. સ. ૧૯૦૬ માં લોર્ડ મીન્ટોએ જે યોજના દાખલ કરવાનું વચન આપ્યું છે અને ઇ. સ. ૧૯૦૯ માં દાખલ કરવામાં આવેલા સુધારાની રૂઇએ જે યોજના અમલમાં આવી છે તેમાં, કંઇપણ સુધારો વધારો કરવામાં મુસલમાનો કદિ પણ સંમત થશે નહિ; પણ, અમને અનેક દિશાઓથી કોમી પ્રતિનિધિત્વ વિસ્તારવા બહુ આગ્રહ કરવામાં આવ્યો છે, તેથી અમે જે નવીન રાજ્યનીતિનું પ્રરૂપણ કીધું છે, તેના દષ્ટિબિન્દુથી આ પ્રશ્નની પુનઃ સમાલોચના કરવાનું આવશ્યક ધાર્યું છે. આ પ્રશ્ન કાંઇ આજકાલનો નથી. આ પ્રશ્ન જ્યારે ધારાસભાને વિશાળ બનાવવાના સૌથી પહેલાં પગલાં લેવાયાં ત્યારથી અનેકવાર ચર્ચાતો આવ્યો છે. હિંદુસ્થાન જેવા દેશમાં કોમી પ્રતિનિધિત્વ સિવાય બીજા કોઇપણ જાતના પ્રતિનિધિત્વની યોજના અમલમાં મૂકવી અશક્ય છે એમ દેશના ઘણા લોકોનો ચોક્કસ અભિપ્રાય છે. ઇ. સ. ૧૮૮૮ માં લોર્ડ ડફરીને આવો જ અભિપ્રાય દર્શાવ્યો હતો, અને ઇ. સ. ૧૮૯૨ માં લોર્ડ લેન્સડાઉને આવા જ આશયની નોંધ કરી હતી. આવા નિર્ણય ઉપર આવવામાં ધારાસભાના સભાસદોનું અલ્પસંખ્યાપ્રમાણ પણ એક કારણ હતું અને વળી અનેક વિચારકો તે નિર્ણય વિરૂદ્ધ પણ અભિપ્રાય ધરાવતા હતા, એ અમારા ધ્યાન બહાર નથી; પણ અમને આ બાબતમાં તો જરાપણ સંદેહ નથી કે જ્યારે ઇ. સ. ૧૯૦૮ માં લોર્ડ મીન્ટોની સરકારે કોમી પ્રતિનિધિત્વને હિંદુસ્થાનમાં વિસ્તારવાનો આગ્રહ કર્યો ત્યારે તો લોકોના મોટા ભાગના મતને અનુસરીનેજ ચાલવામાં આવ્યું હતું. આ રીતે અમારે ચોક્કસ વસ્તુસ્થિતિ સામે લડવાનું છે, એટલુંજ નહિ પણ બીજી કોઇ યોજના હિંદુસ્તાનમાં અસંભવિત છે એવા અતિવ્યાપક અને વજનદાર અભિપ્રાય સામે પણ યુદ્ધ કરવાનું છે.

૨૨૮—આ સર્વ દરખાસ્તોની યોગ્યાયોગ્યતા સિદ્ધ કરવા માટે અમારા મન પ્રમાણે

**સ્વરાજ્યના ઇતિહાસથી વિરૂદ્ધ છે.**

એકજ કસોટી છે અને તે એ કે તે દરખાસ્તોનો અમલ હિંદને ભવિષ્યમાં જવાબદારીભર્યું રાજ્યતંત્ર અપાવવામાં સહાયક થશે કે નહિ ? કેટલાકના મત પ્રમાણે હિંદુસ્થાનના લોકોમાં વર્ણ, જાતિ અને ધર્મને લગતાં એટલાં બધાં તડ છે કે, પોતાના વર્ગના સ્વાર્થો શિવાય અન્ય વર્ગોની સગવડતા કે જરૂરિયાતોનો યોગ્ય વિચાર કરવા તેઓ અશક્ત છે, અને તેથી તેમનું એમ ધારવું છે કે હિંદુસ્થાન જેવા દેશમાં માત્ર કોમી પ્રતિનિધિત્વની યોજના જ શક્ય છે, એટલુંજ નહિ પણ સૌથી સારી છે. તેઓ કહે છે કે કોમી પ્રતિનિધિત્વથી પોતપોતાની કોમ માટે જે ચુસ્ત લાગણીઓ લોકો ધરાવે છે તેને પ્રોત્સાહન મળશે અને આ રીતે જે લોકશાસન (democracy) ની ભાવના દરેક કોમના આન્તર્જીવનમાં અલ્પાધિક અંશે અસ્તિત્વ ધરાવે છે, તે સર્વત્ર વ્યાપી જશે, અને સવિશેષ પ્રચારને પામશે, અને જે વિચારો લોકો ઉપર બહુ સત્તા ચલાવી રહ્યા છે, તેનો લાભ લઇને અત્યારે અતિ મન્દ ભાવે વર્તતી લોકશાસનનાઅનુકૂલ વૃત્તિઓ બહુ સારી રીતે વિકસાવી શકાશે. ઉક્ત મત પ્રમાણે રાજકીય વિષય પ્રત્યે ઉદાસીન લોકોના પ્રગતિ માર્ગમાં કોમી પ્રતિનિધિત્વ અતિ આવશ્યક, એટલું નહિ પણ બહુ લાભકારક પગલું ગણાશે. પણ અમે જ્યારે જવાબદાર રાજ્યતંત્રના રહસ્યનો તથા દુનિયામાં તે કેવી રીતે વિકાસ પામ્યું છે તેનો વિચાર કરીએ છીએ, ત્યારે ઉપર જણાવેલા મતને અમે સંમત થઇ શકતા નથી. આવા રાજ્યતંત્રનો આરંભકાળ તપાસીએ તોપણ માલુમ પડે છે કે સૌને સરખી રીતે લાગુ પડતી બાબતો ઉપર સવિશેષ લક્ષ આપવા ઉપર તથા જાતિ, ધર્મ તથા ભાષાની એકતામાંથી ઉદ્દભવતા એકતા સમાન બંધને ઉપર જ આવું રાજ્યતંત્ર આધાર રાખે છે. યુરોપમાં જ્યારે જબાબદાર રાજ્યતંત્રે પ્રથમ દર્શન દીધું, ત્યારે તેનો પ્રાદુર્ભાવ તેજ સમયે થયો હતો કે જ્યારે રાજકીય બંધે જ્ઞાતિબંધને પરાજિત કીધો હતો, અને શહેરીઓને રાજ્ય પ્રત્યે વફાદાર તથા એકત્ર રાખવામાં કૌટુંબિક કે ધાર્મિક ભાવનાઓનું સ્થાન પ્રજાકીય ભાવનાએ લીધું હતું. પાશ્ચાત્ય દેશોમાં જવાબદાર રાજ્યતંત્રના વિકાસ દરમિયાન કેટલેક ઠેકાણે અનિવાર્ય નડતરો હોવા છતાં પણ, ઉપર જણાવેલા મૂળ નિયમ ઉપર જ તે સદા એક સરખી રીતે આધાર રાખતું આવ્યું છે. ઓસ્ટ્રિયા, જર્મનીનાં કેટલાંક નાનાં રાજ્યો, તથા સાઇપ્રસ આદિ બહુ થોડા દેશોના રાજ્યતંત્રનો ઇતિહાસ એ નિયમથી વિરૂદ્ધ જાય છે. પણ આ દષ્ટાન્તો અહિં અપ્રસ્તુત અને આધાર રાખવા લાયક નથી એવી અમારી માન્યતાનો અહિં ખુલાસો કરવાની ભાગ્યેજ જરૂર છે. અમે નિ:શંકપણે એવા અભિપ્રાય ઉપર આવીએ છીએ કે જે પ્રજાઓએ પોતાના દેશમાં લોકશાસન વિકસાવ્યું છે અને અન્ય દેશોમાં વિસ્તાર્યું છે, તેઓમાં પ્રચલિત રાજ્યતંત્રનો ઇતિહાસ કોમી પ્રતિનિધિત્વયુક્ત રાજ્યવ્યવસ્થાથી વિરૂદ્ધ છે અને એના લીધે દરેક શહેરી પોતાના શહેરીપણાની ભાવનાને ગૌણ કરી પોતે અમુક જાતિનો કે ધર્મનો [illegible] ચારવા વધારે પ્રેરાય એવી રાજ્યતંત્રની યોજનાની પણ તદ્દન

**તેનાથી જ્ઞાતિ ભેદો ચિરસ્થાયી બને છે.** હિંદુસ્થાનને સ્વરાજ્ય પ્રાપ્ત કરાવવાનો અમારો ખરેખર ઇરાદો હોય તો ઉપર્યુક્ત ભાવનાની હિંદુસ્થાનના લોકોમાં જેમ બને તેમ વધારે જાગ્રતિ કરવા માટે અમારાથી બનતું અમારે અવશ્ય કરવું જોઇએ. જુદા જુદા ધર્મો તથા જ્ઞાતિયો અનુસાર વિભાગ પાડવાના પરિણામે સામસામા રાજકીય પક્ષો ( Political camps ) હિંદુસ્થાનમાં ઉભા થશે અને દેશજનોમાં પોતે શહેરી છે એવી ભાવના ઉભી થવાને બદલે પોતે અમુક અમુક પક્ષના છે, એવી ભાવના કેળવાશે આમ થતાં કોમી પ્રતિનિધિત્વનું પ્રજાકીય પ્રતિનિધિત્વમાં ક્યારે અને કેવી રીતે પરિવર્તન થઈ શકશે તેની અત્યારે તો કલ્પના કરવી પણ કઠણ થઈ પડે છે. લોકો ઉપર પોતાની સત્તા એક સરખી કાયમ રાખવા માટે અંદર અંદર ભેદ પાડવાનો આરોપ અંગ્રેજ સરકાર ઉપર વારંવાર મૂકવામાં આવે છે. પણ જે ક્ષણે હિંદુસ્થાનના લોકોને સ્વરાજ્યની દિશામાં લઇ જવાનો વિચાર અંગ્રેજ સરકાર ચોક્કસપણે જણાવી રહી છે, તેજ ક્ષણે વિના કારણ આવો ભેદ પડાવવાનો પ્રયત્ન કરવામાં આવે, તો તો પછી દંભીપણાનો અથવા તો લઘુ દૃષ્ટિપણાનો અનિવાર્ય આરોપ અંગ્રેજ સરકારને માથે ચઢે

**જુદી જુદી કોમના વર્તમાન ભેદોને સજ્જડ કરે છે.** ૨૩૦—એક બીજી પણ અગત્યની બાબત ધ્યાનમાં લેવાની છે. જે વર્ગને નબળી અને પછાત સ્થિતિના કારણે ખાસ પ્રતિનિધિત્વ આપવામાં આવે તેને, પોતાની સહિ સલામતીથી સંતુષ્ટ થઇને જે સ્થિતિમાં તે હશે તે સ્થિતિમાં સડવા કરવાનું ઉત્તેજન મળશે; અને અધિક સખ્યાવાળા આગળ વધેલા વર્ગો સાથે પોતે જે જે બાબતોમાં પછાત હશે તે તે બાબતોમાં આગળ વધી યોગ્યતા મેળવવાનું તથા કેળવણી પામવાનું તેને બીલકુલ આકર્ષણ નહિ રહે અન્ય પક્ષે અધિક સંખ્યાવાળા વર્ગોને એમ થશે કે પોતાના પછાત પડેલા બંધુઓ માટે હવે પોતાને કાંઇ પણ વિશેષ કર્ત્તવ્ય પ્રાપ્ત થતું નથી અને તેઓ પોતાના આશયોની સિદ્ધિ અર્થે મળેલી સત્તા વાપરવા સ્વતંત્ર છે. જ્યાં જેને જેની જરૂર હોય ત્યા તેને તે દેવા લેવાનો અન્યોન્ય વિનિમયરૂપ રાજકીય જીવનનો સારરૂપ સિદ્ધાન્ત અકૃતાર્થ રહેશે એક પક્ષે સહન કરવાનું કે અન્ય પક્ષે વિશેષ પ્રયાસ કરવાનુ આકર્ષણ નહિ રહે કોમી પ્રતિનિધિત્વ જુદી જુદી કોમના વર્તમાન ભેદોને સજ્જડ કરે છે.

**મુસલમાનોનો પ્રશ્ન.** ૨૩૧—આ કારણોથી સ્વરાજ્ય-સિદ્ધાન્તના વિકાસમાં કોમી પ્રતિનિધિત્વની કોઇપણ યોજનાને અમે નડતરરૂપ ગણીએ છીએ. મદ્રાસમા વસતી બહુ મોટી સખ્યાવાળી કોમના લાભને માટે કોમી પ્રતિનિધિત્વની યોજનાની ક્યારનીએ દરખાસ્ત મૂકાઇ છે. અમારો અંગત અભિપ્રાય આવી યોજનાઓથી વિરૂદ્ધ હોવા છતાં આખરે તો અમારે વર્તમાન વસ્તુ સ્થિતિ સાથે કામ લેવાનું છે. મુસલમાનોને ઇ. સ ૧૯૦૯ માં ચુંટણી કરનારા જુદાં મંડળો સાથે ખાસ પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું હતું. હિંદુ અને મુસલમાન કોમના અગ્રગણ્ય પુરૂષોએ હાલ જે સંયુક્ત યોજના બહાર પાડી છે, તેમાં પણ હિંદુઓએ આ વિષયમાં સંમતિ આપી છે. મુસલમાનો આ ગોઠવણમાં કોઇપણ જાતનો કદિ ફેરફાર થઇ ન શકે એમ માને છે, અને આ ગોઠવણમાં કાંઇપણ ફેરફાર કરવાનો પ્રયાસ કર-

વામાં આવે તો તુરતજ ચારે બાજુએ મોટો ખળભળાટ થવાનો અને જે કોમ બહુ મુશ્કેલીના સમય દરમિયાન સુદૃઢ રીતે વફાદારીને વળગી રહેલી છે, અને જે કોમ, અમારા જાણવા પ્રમાણે, લોકમતની પ્રણાલિકા નીચે પોતાના અંગત સ્વાર્થો જાળવવા માટે અતિ ચિન્તાતુર બની રહી છે, તેની વફાદારી ઉપર બહુ આકરૂં દબાણ પડવાનો બહુ સંભવ રહે છે. અમે જે વચને બંધાયા છીએ તે વચનને, અમને મુક્ત કરવામાં ન આવે, ત્યાં સુધી અમારે યથાર્થ રીતે પાળવુ જોઇએ, તે બાબતને બાજુએ રાખીએ તોપણ નવી ધારાસભાઓમાં તેઓની કોમને યોગ્ય પ્રતિનિધિત્વ મળે તે જોવાને અમે બંધાયલા છીએ અમે તેઓને કેમ કહી શકીએ કે, અમારો ૧૯૦૯ મા પ્રસિદ્ધ થયેલો નિર્ણય ભૂલભરેલો છે અને તે નિર્ણયને વળગી રહેવાથી જવાબદાર રાજતન્ત્રના વિકાસને મોટો બાધ આવે તેમ છે, અને તે નિર્ણયને છોડી દેવામાં જ આખરે તેઓને લાભ છે, અને આવાં કારણોથીજ અમે તેમા ફેરફાર કરવાનો નિશ્ચય કીધો છે। આમ કરવુ પડે છે તે અમને બહુ અણગમતુ છે છતાં પણ, જ્યાંસુધી સ્થિતિસંયોગોમાં ફેરફાર ન થાય, ત્યાં સુધી, સમાન નાગરિકતાની સિદ્ધિમાં મદતર પ્રગતિ થાય તોપણ, ચાલુ વ્યવસ્થાને વળગી રહ્યા વિના ચાલે તેમ નથી. પણ જે પ્રાન્તોમાં મુસનમાન મત આપનારાની અધિક સંખ્યા છે ત્યાં મુસલમાનોને ખાસ પ્રતિનિધિત્વ આપવાનું અમે કાંઇપણ કારણ જોતા નથી.

૨૩૨—બીજી જ્ઞાતિઓને આ હક આપવાનો અમને બહુ આગ્રહ કરવામાં આવ્યો છે.

**અન્ય જ્ઞાતિઓનું પ્રતિનિધિત્વ**

કેટલાક પોતાની પછાત સ્થિતિ ઉપર આ માંગણીને ટકવે છેઃ કેટલાક પોતાની આગળ વધેલી સ્થિતિ ઉપર આવી માંગણીની યોગ્યતા સિદ્ધ કરે છે. આ પ્રમાણે પંજાબમાં શિખો, મદ્રાસ ઇલાકામાં બ્રાહ્મણેતર વર્ગો (આ પ્રાન્તમાં આ વર્ગ અધિક સંખ્યામાં છે,) હિંદુસ્થાનમા વસતા ખ્રીસ્તીઓ, એંગ્લો-ઇન્ડિયનો, અને યુરોપિયનો અને મુંબઇમાં વસતા લિંગાયતો—સર્વે કોમી પ્રતિનિધિત્વની માંગણી કરી રહ્યા છે. મોટા જમીનદારો પણ સાધારણ રીતે પોતાને ખાસ ચુંટણીનાં મંડળોદ્વારા પ્રતિનિધિત્વ મળે એમ ઇચ્છે છે. હવે મુસલમાનોને અપાયેલા ખાસ ચુંટણીનાં મંડળોની વ્યવસ્થા ચાલુ રાખવાના અમારા નિર્ણયને લીધે બીજીજ્ઞાતિઓની માગણીનો અનાદર કરતાં અમને બહુ મુશ્કેલી પડે છે, પણ, અમે કહ્યુ છે તેમ, મુસલમાનોની બાબતમાં અનેક વાઇસરોયો તથા હિંદી ખાતાના પ્રધાનો તરફથી અપાયલા અને જાહેર રખાયલા વચનથી અમે બંધાઇ ગયા છીએ, અને તે બાબતમા પણ અમે કોઇપણ જાતનો નવો ફેરફાર કરવાની સૂચના કરતા નથી. કોમી પ્રતિનિધિત્વના ક્ષેત્રનો સર્વસામાન્ય વિસ્તાર પણ આગળ ઉપર વધારે ને વધારે માગણીઓ ઉપસ્થિત કરશે, અને પુખ્તપણે વિચાર કરતાં, જેના ઉપર જવાબદાર રાજ્યતંત્રનો પાયો રચી શકાય તેવા પ્રજાકીય પ્રતિનિધિત્વને બહુ ઘાતક નિવડશે. આ સાથે અમને લાગે છે કે એક એવી કોમ છે કે જેને આ વિષયમાં અપવાદ તરીકે ગણ્યા વિના નહિ ચાલે પંજાબમાં વસતા શિખો તદન જુદી અને બહુ અગત્યની પ્રજા છે. તેઓ હિંદી સૈન્યને બહુ મોટો અને કિંમતી હિસ્સો પુરો પાડે છે, પણ દરેક ઠેકાણે તેઓને બહુ ઓછા મત મળે છે અને તેથી ધારાસભામાં તેમનો પક્ષ રજુ થઇ શકતો નથી. આ કારણથી જે કોમી પ્રતિનિધિત્વ મુસલમાનોને આપવામા આવ્યુ છે, તે શિખોને અને શિખોને જ માત્ર—આપવાની અમે દરખાસ્ત કરીએ છીએ.

બીજી ન્હાની પણ અગત્યની જ્ઞાતિઓ માટે અમે નિમણુંક (nomination) ની પદ્ધતિ વધારે પસંદ કરીએ છીએ. અહિંની સામાન્ય યુરોપીય પ્રજાના સંબંધમાં, જો કે હિંદુસ્થાનમાં તેઓની માલમિલકત તથા હકકો તેઓની સંખ્યાના પ્રમાણમાં ઘણુંજ વધારે છે, અને જોકે હિંદુસ્થાનની વસ્તીના આન્તર્ભાગમાં તેઓનો સમાવેશ નહિ થતો હોવાથી બીજી બધી કોમોથી તેઓ તદ્દન જુદા પડે છે, અને તેથી તેઓને ખાસ પ્રતિનિધિત્વ આપવામાં કોઈપણ નિયમનો ભંગ થતો નથી—આ પ્રમાણે તેઓના પક્ષમાં કહી શકાય, છતાં પણ અમે નિમણુંક પદ્ધતિને વળગી રહેવા માંગીએ છીએ. વાવેતર કરનાર તથા ખાણોનું કામ કરનાર વર્ગો (planting and mining interests) ના, "ચેંબર ઑફ કૉમર્સ"ના, તથા યુનિવર્સિટીના પ્રતિનિધિત્વ માટે ખાસ ચુંટણી કરનારાં મંડળોની જરૂર પડશે, પણ અમે ઇચ્છીએ છીએ કે આવાં ચુંટણી કરનારાં મંડળો જેમ બને તેમ ઓછાં થાય અને જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં ન્હાના પણ અગત્યના વર્ગોનું પ્રતિનિધિત્વ ખાસ ચુંટણી કરનારાં મંડળોદ્વારા નહિ પણ નિમણુંક પદ્ધતિથી જળવાય. જે પ્રાન્તમાં જમીનદારોનો એક ઘણાયદો મોટો વર્ગ ઉભો થતો હોય ત્યાં તેઓને પોતાના મંડળમાંથી ચુંટણી કરવાનો હક મળવો જોઇએ, એમ અમને લાગે છે. જે સભ્યો અમુક ન્હાના પણ અગત્યના વર્ગોનું પ્રતિનિધિત્વ જાળવવા માટે તથા તેમનો પક્ષ રજુ કરવા માટે નિમાયલા હશે, તેઓની નિમણુંક સરકાર તરફથી થતી હોવાથી તેઓ તે તે વર્ગો પ્રત્યે જવાબદાર નહિ રહે અને આ રીતે જે ધારાસભાને અમે કેટલીક જવાબદારીભરી સત્તા આપવા માંગીએ છીએ તે ધારાસભામાં તે નિમાયલા સભાસદોની સ્થિતિ અસંગત બનશે એ ખરૂં છે, પણ જવાબદાર રાજ્યતંત્રનો વિકાસકાળમાં આવી પરિસ્થિતિને અનિવાર્ય ગણી સ્વીકારી લેવી જોઇએ. કોમી પ્રતિનિધિત્વ કરતાં નિમણુંકની પદ્ધતિમાં અમારી દૃષ્ટિએ વિશેષ લાભ એ રહેલો છે કે જ્યારે જે પ્રતિનિધિની નિમણુંકની આવશ્યકતા ન રહે ત્યારે તેની નિમણુંકને વધારે સહેલાઇની દૂર કરી શકાય છે. જે જ્ઞાતિઓ પોતાના નિમાયલા સભાસદોને બીજી જ્ઞાતિઓના ચુંટાયલા સભાસદો સાથે સમાનતા પ્રાપ્ત થયેલી જોવા ઇચ્છે છે, તેઓ તરફથી અમે પણ આશા રાખીએ છીએ કે, હિંદુસ્થાનના પ્રાન્તિક વિભાગો અનુસાર ચુંટણી કરવાની પદ્ધતિનો ધીમે ધીમે પ્રચાર કરવાના અમારા આશયને સિદ્ધ કરવામાં તેઓ સહાયભૂત થાય. આ સાથે ચુંટણી કરનારાં મંડળો નક્કી કરવા જે કમીટી નિમાવાની છે, તેને પણ ખાસ સૂચના છે કે ચોકસ અને અગત્યના જેટલા પક્ષો ધારાસભામાં રજુ થવાની જરૂર હોય તે કરતાં જરાપણ વિશેષ પ્રમાણમાં નિમાયલું તત્વ ધારાસભામાં દાખલ ન થાય તે બાબત તેણે ખાસ ધ્યાનમાં રાખવી.

કેટલેક ઠેકાણે એવું પણ બને છે કે ન્હાના પણ અગત્યના વર્ગોનું પ્રતિનિધિત્વ નિમણુંક પદ્ધતિએ જાળવવું અનુકૂળ ન પડે. આવે ઠેકાણે ધારાસભાના સભાસદોની અમુક સંખ્યા અમુક કોમનીજ હોવી જોઇએ, પણ તેમની ચુંટણી સામાન્ય ચુંટણી કરનારાં મંડળોથી થાય—આવી ગોઠવણ કરવાથી ઉપર્યુક્ત સ્થિતિનો નિવેડો આવી શકે કે નહિ તે વિષે કમીટીએ વિચાર કરવો. અમારૂં વળણ તો, કોમવાર ચુંટણી કરનારાં મંડળો કરતાં આવી યોજના વધારે પસંદ કરવા લાયક છે, એવી માન્યતા ઉપર ઢળે છે.

પરમાનંદ કુંવરજી કાપડીઆ

# આદર્શ દેશી રાજ્ય.

હિંદુસ્તાનમાં આશરે સાતસો દેશી રાજ્યો છે. કેટલાંક રાજ્યો એટલાં નાનાં છે અને તેમની વાર્ષિક આવક એટલી જુજ હોય છે કે તેમની સ્થિતિ બીલકુલ દયાજનક થયેલી હોય છે. જુના જમાનામાં કેટલાક નાના રાજ રજવાડામાં કાર્યકુશળતા જોવામાં આવતી નહોતી અને અધિકારી વર્ગ ટુંકા પગારના, અને સારી કેળવણી વગરના હોવાને લીધે તેમનો કારભાર પણ જોઇએ એવો નહોતો-તેથી કરીને દેશી રાજ અને અંધેર એ બે શબ્દો સાધારણ રીતે સમઅર્થી થઇ પડયા હતા.

હવે સુધારાનાં ચિહ્નો જોઇ શકાય છે. આખા દેશના વાતાવરણમાં જે આધુનિક વિચારો અને આદર્શો ફેલાઇ રહ્યા છે, તે દેશી રાજ્યોમાં પણ દાખલ થયા છે. કેટલાંક ટુંકી નજરનાં રાજ્યો આવા નવા વિચારો અટકાવવાનો પ્રયત્ન કરે છે પણ તેમાં નિષ્ફળ નિવડે તેમાં નવાઇ જેવું નથી. દરીઆની ભરતી અટકાવી શકાતી નથી તેમજ પ્રચલિત વિચારોની ભરતી પણ રોકી શકાય નહીં.

હાલમા બ્રિટિશ સરકારે દેશી રાજ્યોના કારભારમાં હાથ નહીં નાંખવાનું કબુલ કર્યું છે, તેથી રાજાઓ ઉપર ભારે જોખમદારી આવી પડી છે. હજી સુધી પ્રજામત કેળવાયો નથી એટલે ઘણે ભાગે રાજાઓ બીજી કોઇ પણ સત્તાને જવાબદાર નથી. પ્રજામત ધીમે ધીમે વધશે. પ્રજાએ રાજકારભારમાં વધારે કામ ઉપાડી લેવું પડશે, પણ હાલમાં તો રાજાઓ અને તેમના અધિકારીઓના હાથમાં સત્તા છે, તે સત્તા લોકહિત અને પ્રજાને કેળવવા માટે જ છે એવુ ધોરણ સ્વીકારવુ પડશે.

સત્તાધારી તથા પ્રજાના વિચાર અને આચારમાં જે ફેરફાર થશે તે લોકમતને આધિન રહેશે, તેમાં કાંઇ બંડ કે ફીસાદ થવાનો સંભવ નથી—જરૂરી બાત પણ નથી. જો ક્વચિત તોફાન થશે, તો માત્ર લોકોના આગેવાનોની અધિરાઇ અથવા કારભારીઓની સ્વાર્થબુદ્ધિને લીધેજ થઇ શકે. જો અધિકારીઓ સમજુ રહે, પ્રજામતનો વહેળો કઇ દિશામાં જાય છે—જવાનો છે, તે જોઇ શકે એવા હોય, જો પ્રજા હિંમતવાન ને કાર્યકુશળ હોય તો ગેરસમજુત થવાનો ભય નથી. ધીમે ધીમે કાર્યપ્રદ્ધતિમાં સુધારો થયાંજ કરવાનો અને દિનપરદિન સ્થાનિક સ્વરાજ્ય વધતું જવાનું, મજબુત થવાનું. આપણા દેશના ઇતિહાસ ઉપરથી અનુમાન કરી શકાય છે કે રાજાઓ અને અધિકારીઓ પોતાની રાજીખુશીથી, ઉમંગથી, આશાભેર પોતાનો કારભાર લોકોને સોંપતા જશે. લોકોની સ્થિતિ સુધારવા માટે આજે ઘણા પ્રયત્નો થાય છે. પ્રાથમિક કેળવણી મફત, અને કેટલેક ઠેકાણે ફરજીઆત થવા માંડી છે. અમુક જાતની ધારાસભાઓ સ્થપાય છે, જેમાં પ્રજાવર્ગ છુટથી ટીકા કરી શકે છે. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ પગભર થવા માંડી છે. લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીઓ વધારે સ્વતંત્રતાથી અને વધારે સ્વાશ્રયથી કામ કરે છે. આ બધાં સારાં ચિહ્નો છે.

દેશી રાજ્યોમાંના જે ઘણાં નાનાં છે તેમાં પ્રજાકીય સંબંધ વધારે ગાઢ કરવાની ખાસ સગવડતા છે અને અનુકૂળતા છે, પગારદાર અધિકારી રાખવામાં ભારે ખર્ચ થાય છે એટલુંજ નહીં પણ તેઓ બહારના હોવાને લીધે તેમની લાગણી પ્રજા તરફ ઓછી હોય એ સ્વાભાવિક છે. આપણા દેશમાં સહકાર્યથી, સમજુતથી ઘણાં કામ થાય છે અને રાજ્યકારભારને અપવાદરૂપ ગણી લેવાને કારણ નથી.

એક ઘણુંજ નાના રાજની મુલાકાત લેવામાં આવી હતી અને ત્યાં દરબાર અને પ્રજા વચ્ચેનો સંબંધ એટલો સારો જોયો કે આદર્શરૂપ માલુમ પડયો. આપણા શાસ્ત્રમાં રાજાને પ્રજાના પિતા સમાન ગણ્યા છે તે ત્યાં જોવામાં આવ્યું. પશ્ચાત પ્રજાને આગળ પાડવા માટે જે મજબુત પ્રયત્નોની જરૂર છે, જે પ્રેમભાવ અને ભકિતભાવ રાજા ને પ્રજા વચ્ચે પરસ્પર હોવો જોઇએ તે કેટલેક દરજ્જે નિહાળ્યો, અને ત્યાં થએલા અનુભવનો લાભ દેશબન્ધુઓને આપવો ઇષ્ટ જણાયાથી આ લેખ લખ્યો છે.

દરેક પ્રજાની ખરી ઉન્નતિનો આધાર માનસિક કેળવણી ઉપર છે અને આ દિશામાં જેમ વધારે પૈસો અથવા શ્રમ આપીએ છીએ તેમ પરિણામ વધારે સુંદર અને મીઠાં આવે છે. આ નાના ગામમાં પ્રાથમિક કેળવણીને માટે છોકરા તેમજ છોકરી માટે શાળા છે. માસ્તરો પણ જેમ બને તેમ ટ્રેઇન થયેલા અને અનુભવી રાખવાનો પ્રયત્ન થયો છે અને ભવિષ્યમા આ બાબત ઉપર વધારે ધ્યાન આપીને સુધારો કરવાનો ખાસ વિચાર છે નિશાળમાં ચોપડી તથા સ્લેટ વિગેરે જોઇતી ચીજ મફત આપવામાં આવે છે એટલે મા બાપ ચોપડી અપાવી ન શકે એવાં ગરીબ છે, એ બ્હાનું કહાડી ના શકાય ફરજીઆત કેળવણીની બાબતમાં ટીકાકારો કહે છે કે ખેડુતની સ્થિતિ એટલી બધી ખરાબ છે કે તે પોતાનાં છોકરાંને ખેતરમાં કે ઢોર ચારવાને કે બીજી કોઇ રીતે મદદમાં ના લે તો તેનો ધંધો કરી શકે જ નહીં. થોડે ઘણે અંશે આ સત્ય છે પણ આજનો ખેડુત અભણ રહ્યો. પોતાનું કામ વધારે સારૂં કેવી રીતે કરાય તે સમજવાને અશકત રહ્યો; માટે તેનાં બધા છોકરાંનું ભવિષ્ય પણ બગાડવા દેવું એ દલીલ આજના જમાનામાં ચાલી શકે તેમ નથી ગમે તે જગ્યાએ જમીનનો એક નાનો ટુકડો લઇને ખેતી કરવાથી સફળતા મળી શકતી નથી. હાલમાં અભણ ખેડુતો જેમ તેમ ખેતી કરે છે. ખર્ચનો વિચાર કે સગવડના પણ પુરી કરતા નથી અને વેચાણમાં તેમજ વ્યાજમા છેતરાય છે, તો પછી નિષ્ફળ નિવડે તેમાં નવાઇ શેની ? આજે જે કેળવણી આપવામાં આવે છે તે યોગ્ય નથી, ઉપયોગની નથી તે પણ ખરૂં હશે, પણ તેમાં સુધારો, ફેરબદલ થઇ શકે, પણ કેળવણી તો આપવી જ જોઇએ, અને આજના ખેડુતોના સ્વાર્થને માટે આવતો જમાનો અભણ રાખવો એ કોઇ દિવસ પણ ઇષ્ટ ગણાશે નહીં.

ગુજરાતી ધોરણ ચાર શિખવાય છે, અને અંગ્રેજી બે ધોરણ દાખલ કર્યાં છે. ગુજરાતીનું વધારે સારૂં જ્ઞાન આપો, હિંદી શીખવો વિગેરે ઘુમો વખતે આસપાસ સંભળાય, પણ હાલમાં અંગ્રેજીની માફક આગળ ભણી શકાય છે. ધંધા રોજગારમાં મદદ મળે છે, કારકુની ને નોકરીમાં બજાર ભાવ વધે છે એટલે અંગ્રેજીનું જ્ઞાન આપવું જોઇએ. જો ગામના છોકરા બે ધોરણ કરતાં પણ વધારે ભણે છે, તો તેમને દરબાર તરફથી આગળ ભણવાની મદદ અપાય છે.

અસંજ લોકોને ભણાવવાને માટે પણ એક શાળા છે અને ત્યાં આશરે ૧૬ વિદ્યાર્થીઓ શીખે છે. મોટામાં મોટો ફાયદો તો લોકોના વિચારમાં થાય છે. અંત્યજના છોકરાં પણ મનુષ્ય જાતિનાં છે તે ભાન થાય છે. કેટલીક નિશાળોમાં અંત્યજ વર્ગના છોકરાંને ખુલ્લામાં ( તાપ તથા વરસાદમાં ) મકાન બહાર બેસાડવામાં આવે છે એવું ક્રૂર વર્તન અહીં જોવામાં નથી આવતું, અને દરબાર પોતે શાળામાં જઈને અભ્યાસ તપાસે છે. બેસવાને બાંકડા પણ લીધા છે અને આ નિશાળ માર્ફત અંત્યજ વર્ગમાં સ્વચ્છતા અને સ્વમાનના વિચારો ખીલવવાનો અવકાશ છે. ગામમાં સારી લાયબ્રેરી છે. કેટલાં પુસ્તકો છે તે કહી શકતો નથી પણ હાલમાંજ સ્થપાઈ છે, એટલે ધીમે ધીમે વધતી જશે. પણ શરૂઆત ઘણી સારી છે, ફંડ સારૂં થયું છે અને લગ્ન પ્રસંગે ફંડમાં પૈસા ભરાવે છે. વ્યવસ્થા તદ્દન પ્રજાના હાથમાં છે. સ્ત્રીઓને માટે પણ પુસ્તકો છે અને સૌથી સારામાં સારી વ્યવસ્થા તો લાયબ્રેરીમાં વાચનની રાખી છે. રાત્રે વાળુ પછી લોકો એકઠા થાય તેમને કલાક દોઢ કલાક સુધી સારાં પુસ્તકો તેમજ ગુજરાતી ન્યુસપેપરમાંથી જાણવા લાયક ખબરો વાંચી સંભળાવવામાં આવે છે; અને ખેડામાં સત્યાગ્રહનો સામનો રા: ગાંધીની દેખરેખ નિચે થયો હતો તેનું રહસ્ય અને વિગતવાર હકીકત ત્યાંના ખેડુતોને સમજાવવામાં આવી હતી. તે શિવાય સ્ત્રીઓને જ્ઞાન આપવા માટે બપોરે મંદિરમાં સ્ત્રીઓની સભા ભરાય છે. દરેક સ્ત્રી પોતાનું કામ સાથે લાવે છે. તે ત્યાં કરે અને મંદિરમાં રાખેલા કથાકાર કોઈ ધર્મનું પુસ્તક વાંચે અથવા કથા કરે તે સાંભળે. હાલમાંજ એક રાત્રીશાળા કહાડવાની યોજના શરૂ થઈ છે, જેથી કરીને જે જુવાનિયા ભણી શકે તેવી ઉમરના અભણ રહી ગયા છે, તેમને શિક્ષણ અપાશે.

આખો વખત દરબારનું મકાન ખુલ્લું હોય છે અને જોઈએ ત્યારે લોકો મળી શકે છે. પ્રજા જોડે એટલા બધા મળી ગયેલા છે, તેમના તરફ એટલો પ્રીતિભાવ છે, કે લોકો તેમના તરફ પૂજ્યભાવ રાખે છે, એમ કહીએ તો ચાલે. રાત્રે જમી રહ્યા પછી લોકો ગામગપાટા મારવાને કે વાતો કરવાને દરબારને મકાને આવીને બેસે છે. તે વખતે કોઈ વાર રાસડા રમાય છે. ઉપર કહેલા કથાકારને સંગીતનો શોખ છે અને ખેડુતોમાં કુદરતી કળાની ભાવના રહી છે, એટલે ગાયન, પગલાં તાલ વિગેરેમાં સુંદરતા, રસિકતા હોય છે. નિશાળો તેમજ જુવાનીઆ માટે દેશી રમતોની સ્પર્ધા થાય છે. તેને લીધે મૃતવત્ થએલી દેશી રમતોનો પુનરૂદ્ધાર થાય છે.

ગામમાં એક દારૂની દુકાન છે. જેટલાં માણસો આ દરબારના તાબાનાં છે, તેઓમાંથી ક્વચિત્ કોઈજ દારૂ પીતો હશે. સાધારણ રીતે કહી શકાય કે બધાએ દારૂ છોડી દીધો છે, અને બીડી હુક્કો પણ બંધ થયો છે. દરબાર પોતે બીડી પીતા હતા તે તેમણે પણ છોડી દીધી અને કેટલાક માણસોને છોડાવવાને ઘણોજ પ્રયત્ન કરતાં પણ છોડવી ન શક્યા ત્યારે તેમણે તેમને બોલાવી અને સમજાવ્યા બાદ અપવાસ શરૂ કર્યા. પરિણામ સારૂં આવ્યું અને આગેવાનના માનને માટે બીડી હુક્કા પણ બંધ થાય છે, અને જો કોઈ આ નિયમનો ભંગ કરતા હશે તો તદ્દન છાના શરમાઈને. સાંસારિક સુધારાના બીજા કેટલાક પ્રશ્ન પણ હાથમાં લેવાય છે. બારમું અને તેરમું કરવાનો રિવાજ સારો નથી.

આજની મોંઘવારીમાં આવી જાતનો ખર્ચ ગરીબ લોકો પાસે ફરજીઆત કરાવવા તે ઠીક નથી માટે બંધ કરાવ્યાં છે. બંધ કરવામાં બીલકુલ જુલમ થતો નથી. લોકોને અનેક વખત સમજણ પાડીને દુનિયામાં બીજે ઠેકાણે કેવા સુધારા થાય છે તે બતાવીને પછી ઠરાવ કરાય છે અને જુદી જુદી ન્યાતો પોતપોતાની મેળે ઠરાવ કરી લેછે. રાજીખુશીથી આ ગામમાં ભિખારીને મદદ મળતી નથી. આપણા દેશમાં અશક્ત કદાવર ભીખારીઓ ઘણા છે અને અણુવિચારી પ્રજા જે કોઇ હાથ ધરે તેને મદદ કરે છે. આ ખોટો રિવાજ કહાડી નાખ્યો છે, અને દાનના પૈસા ભીખારીઓને આપવાને બદલે તે પૈસામાંથી કયાકારનો પચાર અપાય છે.

ખાસ ખેડુતને માટે અનેક સગવડો કરી આપવામાં આવી છે, અને ઘણું કરવાનો વિચાર છે. ગામની આસપાસના રસ્તા સુધાર્યાં છે આગગાડી ને રસ્તાની સગવડ વગર ગામ પછાત રહી જાય છે, રસ્તાની દુરસ્તી સ્વાશ્રયથી કરાય છે. વર્ષમાં અમુક દિવસ મુકરર કરવામાં આવ્યો છે. તે દિવસે ગામના બધા માણસો બહાર નીકળી પડીને રસ્તા દુરસ્તીમાં મદદ કરે છે. બળદની ઓલાદ સુધારવામાં એક વખત પ્રદર્શન જેવું કરવામાં આવે છે અને સારા બળદ ઉછેરવાને ગામમાં ગૌચર બીલકુલ નહોતું તે આપવામાં આવ્યુ છે. ઇનામો પણ અપાય છે. ખેડુતોને નાણાં ધીરવા માટે ખેતીની બેન્ક શરૂ કરવાની છે. ગામમાં સારો કુવો ખોદાયો છે અને સારા સ્વચ્છ પાણીની સગવડ થઇ ગઇ છે. જમીનપરનો કર વરસાદ પ્રમાણે લેવાય છે. એટલે આસો મહીનામાં ખેડુતો નકી કરે છે કે ભાગ બટાઇ પ્રમાણે આપવો કે વિઘોટીથી; અને જોકે આ પદ્ધતિ હમેશ સારી રીતે ચાલી શકે કે નહીં તે પ્રશ્ન છે, તે છતાં એટલું તો કહી શકાય કે જ્યાંસુધી દરબાર અને પ્રજાનો સંબંધ સારો છે અને અરસપરસ પ્રેમ અને શ્રદ્ધા છે ત્યાંસુધી આ રીત ઘણી જ સારી કહી શકાય પ્રજા પાસેથી હજાર બ્હાનાં કાઢીને જુદા જુદા કર લેવામાં આવતા હતા તેમાં ખાસ કરીને જ્યારે દરબારને ત્યાં છોકરાંની વૃદ્ધિ થાય કે પરણે કે કોઇ પણ ખર્ચ થાય, તે બધા કરો બંધ કર્યા છે.

હોસ્પીટલ કહાડવા માટે બધી તૈયારી થઇ રહી છે અને સ્વચ્છતા ( સેનીટેશન ) નું કામ પણ ડૉક્ટર ઉપાડી લેશે. આ પ્રમાણે થોડું ઘણું કામ શરૂ કરી દીધું છે. ધીમે ધીમે બીજું કરવામાં આવશે પણ આટલા વર્ણન ઉપરથી એટલી તો ખાત્રી થશેજ કે જો નાના દેશી રાજ્યમાં પ્રજા અને રાજા ( કે દરબાર ) બન્નેમાં આધુનિક ભાવના હોય, સુધારો કરવાનો પ્રયત્ન થાય, લોકો સ્વાશ્રયથી કાયનો બોજો ઉપાડી લે તો તે રાજ કે સંસ્થાન આદર્શ સ્થિતિમાં આવી શકે અને આજે દુનીઆના લોકો જે બુમ મારે છે કે દેશી રાજ્યોમાં અંધકાર વ્યાપી રહ્યો છે અને તેમને નાબુદ કર્યા હોય તોજ ત્યાંની પ્રજાની સ્થિતિ સુધરી શકે તે ખ્યાલ જતો રહેશે

સુ. મે.

---

# શીખ સત્તાનો ઉદયાસ્ત.

"શીખ અને મરાઠા ઇતિહાસ વચ્ચે મુખ્ય ભેદ એ છે કે મરાઠાઓના પ્રથમ અને શ્રેષ્ઠ નેતા શિવાજીએ મનની અંદર સામ્રાજ્ય સ્થાપવાનો ખ્યાલ પૂર્ણ રીતે સ્હમજ્યા પછી ઇતિહાસના ક્ષેત્રમાં તે પ્રજાને દાખલ કરી હતી. ત્હેના સર્વ વિજયો, સર્વ યુદ્ધો અને જૂદા જૂદા દેશોને પોતાના રાજ્ય સાથે એક કરી દેવા; એ સર્વ પ્રવૃત્તિઓ સમસ્ત હિન્દને, હિન્દુ રાજાની સત્તા નીચે લાવવાનો મહાન ઉદ્દેશ સાધવા અર્થેજ હતી.

પરન્તુ શીખ પ્રજાની ઉત્પત્તિ ધાર્મિક મંડળમાંથી થઇ હતી. બાબા નાનકે જે મુક્તિ પ્રાપ્ત કરી હતી તે રાજકીય મુક્તિ ન્હોતી મૂર્તિપૂજા પૃથક્ પૃથક્ વ્યક્તિના અથવા સમસ્ત જાતિના આચાર, વિચારથી મર્યાદિત થએલી હોય છે; ત્હેમાં હૃદયના સ્વાતંત્ર્ય કરતાં ત્હેને પરાધીન કેવી રીતે બનાવવું એજ ખૂબી રહેલી છે; નાનકના હૃદયે આવા સંકુચિત ધર્મમાંથી મુક્તિ મેળવવી હતી, અને એ આધ્યાત્મિક મુક્તિ જનસમૂહને મેળવી આપવાના મહાન કાર્ય ખાતે પોતાનું સમગ્ર જીવન અર્પ્યું હતું

નાનકના ઉપદેશથી જે લોકો ત્હેના ધર્મમાં ભળ્યા તેઓ શીખ એટલે શિષ્ય કહેવાયા. નાત જાતના ભેદ વિના કોઇપણ મનુષ્ય તે ધર્મમાં દાખલ થઇ શકતો, એટલે શરૂઆતથી કોઇને એમ લાગતું નહોતું કે શીખ લોકો કદિ પણ ઇતિહાસમાં જાતિ તરીકે પ્રખ્યાત થશે. પરંતુ મુગલોના જુલ્મથી નાનકના શિષ્યોનું એક મંડળ બન્યુ, અને ત્હેમણે જનસમૂહને ધર્મોપદેશ આપવાનું કાર્ય ત્યજી પોતાની જાતિનું પરધર્મીઓના જુલ્મ અને તેથી થતા વિનાશમાંથી રક્ષણ કરવાનું કાર્ય સ્વિકાર્યું. ખરૂં જોતાં આ કાર્ય ધર્મોપદેશકનું નથી, પરન્તુ સેનાધિપતિ અને રાજનીતિ નીપુણનું છે ગુરૂ ગોવિંદસિંહ એ બીજા પ્રકારનો પુરૂષ હતો. ત્હેનામાં એટલી બધી ખંત હતી કે, પોતાના શિષ્યોને શત્રુના જુલ્મ સામે કટિબદ્ધ કરવાને તે સર્વ રીતે શક્તિમાન હતો. ત્હેણે ધાર્મિક સમાજનાં માણસોમાંથી યોદ્ધાઓ બનાવ્યા, અને ઉપદેશકની–ધર્મગુરૂની જગ્યા ખાલી રાખી.

ગુરૂ નાનકે જે આધ્યાત્મિક મુક્તિને સર્વોત્તમ વસ્તુ ગણી હતી, તે ભાવનાને ગુરૂ ગોવિન્દસિંહ નિરંતર લક્ષમાં રાખી શકયો નહિ; પાર્થિવ શત્રુઓના જુલ્મમાંથી છુટવાની ઇચ્છાને ત્હેણે અતિશય સતેજ કરી. ખરૂં છે કે શિક્ષણના આ ફેરફારથી શીખ જુસ્સો ક્ષણવાર ઇતિહાસના પાનાપર બહુજ ઝગઝગ્યો, ખરૂં છે કે તેથી શીખ લોકોમાં લશ્કરી ગુણ ખીલ્યો; પરન્તુ ત્યાંજ આગળ બાબા નાનકે ઉચ્ચ માર્ગે ઉડયન કરવાને માટે જે આધ્યાત્મિક સામગ્રી આપી હતી તે ખૂટી પડી, ત્યાંજ આગળ તેમની પ્રગતિ અટકી પડી

ત્યારથીજ આપણને વિગ્રહ અને વિજયનો ઇતિહાસ પ્રારંભ થાય છે. જેમ જેમ મુગલ બળ મંદ પડતું ગયું, અને શીખ લોકો ત્હેમની સાથેના વિગ્રહોમાંથી વિજય મેળવતા ગયા તેમ તેમ સ્વરક્ષણ ખાતર કરવાં પડેલાં યુદ્ધો બંધ પડતાં ગયાં, અને સર્વોપરી સત્તા પ્રાપ્ત કરવાની ઇચ્છા બળવત્તર થતી ગઇ. જ્યાં સુધી આપણા શત્રુઓ પ્રબળ હોય છે ત્યાં સુધી સ્વરક્ષણની કલ્પના આપણા મનમાં જાગ્રત રહે છે, અને સર્વનો એક શત્રુ છે એ ખ્યા-

લથી આપણે બધા એક તારથી જોડાએલા હોઈએ છીએ; પણ જ્યારે બાહ્ય દબાણ દૂર થાય છે ત્યારે વિજયથી મસ્ત બનેલો જુસ્સો બીજી કોઈપણ રીતે અંકુશમાં રહેતો નથી. સ્વરક્ષણ માટે કરેલા વિગ્રહથી લડાયક જુસ્સો ખીલે છે, પરન્તુ વિજયથી મદમસ્ત બન્યા પછી એવી કોઈ પણ શક્તિ નથી કે જે પરદેશ જીતવાની વૃત્તિને દબાવીને માત્ર પોતાના સમાજની સુવ્યવસ્થા કરવામાં રોકાઈ શકે.

આ કાર્ય કરી શકે એવી એક શક્તિ હતી; પરન્તુ ગુરૂ ગોવિન્દસિંહે જાતિની ક્ષણિક જરૂરીઆત પૂરી પાડવાની અનિવાર્ય ઇચ્છાના બળથી દોરવાઈ, એ શક્તિને તદન દાબી દીધી. શીખ લોકોને બીજો ગુરૂ આપવાને બદલે ત્હેણે તરવાર વારસામાં સોંપી. ત્હેના મરણ પછી નાનકે ઉપદેશેલું મહાન સત્ય ' ગ્રન્થ સાહેબ ' નામના પુસ્તકમાં બંધ કરી મૂકવામાં આવ્યું. ગુરૂઓની પરંપરાથી માનવહૃદયને પવિત્ર બનાવતું આધ્યાત્મિક જળનું વહન સજીવ ઝરણની પેઠે વહી રહ્યું હતું, તે જળ વહેતું હવે અટકી પડયું. તે એક તળાવના પાણીની માફક બદ્ધ થઈ ગયું. ત્યારથી શીખ લોકોનું બળ લોભમાં ઝપાટાબંધ વહેવા લાગ્યું, અને કોઈ ત્હેને અંકુશમાં રાખી શકે તેમ નહોતું. દેવતાઓ અદૃશ્ય થયા, રાક્ષસો રંગભૂમિપર ઉતરી આવ્યા, લુંટફાટ અને પક્ષાપક્ષિનું સામ્રાજ્ય સર્વત્ર વર્તી રહ્યું. આવી આત્મઘાતક અવ્યવસ્થા દરમ્યાન રણજીતસિંહે દેખા દીધી. ત્હેણે શીખ લોકોને કેટલોક સમય એકત્રિત રાખ્યા, પરન્તુ તે પણ બળવડેજ. ત્હેણે બીજા બધાને પોતાને વશ કર્યા કારણ કે તે સર્વથી વધારે બળવાન હતો.

જે માત્ર બળવડેજ સર્વને એકત્રિત કરે છે તે બીજાને નિર્બળ બનાવીનેજ તેમ કરી શકે છે. અરે, એટલુંજ નહિ પરન્તુ એથી ખરાબ એ છે કે તે સાચા સંપનું શાશ્વત મૂળ કારણ જે સ્નેહ છે ત્હેને દબાવી દઈનેજ પોતાનો હેતુ સિદ્ધ કરી શકે છે. પોતાનો સ્વાર્થી હેતુ સાધવાને માટેજ રણજીતસિંહે શીખ લોકોને બળે અને કળે વશ કરી એકત્રિત કર્યા. ત્હેણે ત્હેમના હૃદયમાં એવું ઉચ્ચ પ્રકારનું બળ રેડયું નહોતું કે ત્હેના મરણ પછી પણ તેઓ એક રહી શકે. અનિવાર્ય પ્રપંચ અને ખંતથી માણસ પોતાનો સ્વાર્થી હેતુ કેવી રીતે સાધી શકે ત્હેનો એ દાખલો છે.

ત્હેના લોભને મર્યાદા નહોતી, અને તેની વિષયાસક્ત વૃત્તિપર કોઈ પણ પ્રકારનો અંકુશ નહોતો. તે સ્તુતિને પાત્ર એટલો માટેજ છે કે તે પોતાની ધારેલી વસ્તુ પ્રાપ્ત કરી શકયો હતો અને કદી ગભરાયો નહોતો. એક વાર અને એકજ વાર ત્હેણે પોતાની અનિવાર્ય ઇચ્છાને દાબમાં રાખી. તે એ કે ત્હેની પ્રબળ લોભની વૃત્તિથી તે કદિ પણ અંગ્રેજ સરહદમાં પ્રવેશ કરવા પ્રેરાયો નહોતો, આંહિ આગળ ત્હેના સ્વાર્થે હદ દીઠી.

છતાં ત્હેને વિજય પ્રાપ્ત થયો. વિજયના દૃષ્ટાન્તોથી માણસ મહા મુશ્કેલીમાં આવી પડે છે. એવાં દૃષ્ટાન્તો આપણી સમજ શક્તિને દાબી દઈ લોભવૃત્તિને સતેજ કરે છે—તેઓ આત્મ વિનાશનો માર્ગ દર્શાવે છે.

શીખ ધર્મના સ્થાપક નાનક બહુ દયાળુ અને ઉદાર હોવાથી એના વણિક પિતાએ ત્હેને બહુ દુઃખ દીધું હતું. મીઠાના વ્યાપારમાં નાનકે કેવી જાતનો લાભ પ્રાપ્ત કર્યો હતો

તે આપણે જાણીએ છીએ. તે નિર્ધન અને અવ્યવહારિક પુરુષે એક એવું સામર્થ્ય એકત્ર કર્યું કે જેના પ્રભાવથી જાટ ખેડૂતો મૃત્યુથી કદિ ન ડરે અને દુઃખને કદિ નમતું ન આપે એવા ધીરવીર બન્યા.

પરન્તુ મહારાજા રણજીતસિંહ, દુનીયાદારીની ફતેહનો નમૂનો જેણે શીખ લોકોના વંશપરંપરાના શત્રુઓને પૂરેપૂરા કચરી નાખ્યા જે નિષ્ફળતાથી કદિ પણ નાહિંમત બનતો નહિ, અને જેણે મોગલ રાજ્યના સૂર્યાસ્ત સમયે તથા અંગ્રેજ પ્રજાના ઉદયકાળે સંધ્યાકાળના આકાશને અચાનક પ્રકાશથી તેજસ્વી બનાવ્યું હતું તે રણજીતસિંહે વારસામાં શું મૂક્યું ? ત્હેણે શીખ પ્રજાને કુસંપ, પરસ્પર અવિશ્વાસ, અને અરાજકતાનો વારસો સોંપ્યો.

શીખનેતાઓ રણજીતસિંહ પાસેથી એટલુંજ શીખ્યા હતા કે "બળીઆના બે ભાગ" છે. ત્હેમને સ્વાર્પણનું શિક્ષણ મળ્યુંજ નહોતું. ધર્મે જય એ સત્ય તેઓ વિસરી ગયા. બીજા શબ્દોમાં કહીએ તો ગરીબ પ્રેમાળ નાનકે જે બળથી શીખ લોકોને એકત્ર કર્યા હતા તે આ બળવાન રાજાએ તદ્દન ભસ્મ કરી નાખ્યું; તેથી શીખ લોકો ખરતા તારાની આફક ઈતિહાસમાં ક્ષણભર પ્રકાશ્યા, અને પછી હમેશને માટે ખરી પડયા

આજે શીખ પ્રજામાં પ્રગતિનું બીલકુલ બળ રહ્યું નથી. તે લોકો એક ન્હાના મંડળમાં ગંધાઇ ગયા છે. તે મંડળ વિશાળ બનતું નથી. સેંકડો વર્ષોથી કોઇ નવો અસામાન્ય ધર્મોપદેશક ત્હેમનામાં થયો નથી. ત્હેમણે જગતના જ્ઞાન, ધર્મ વા ત્હેમની પ્રવૃત્તિના સંગ્રહમાં જરા પણ વધારો કર્યો નથી.

બેશક નાનકના શિષ્યો બહુ સારી રીતે યુદ્ધ કરી શકે છે. પરન્તુ આપણે કદિ પણ સ્વિકારી શકીએ નહિ કે નાનકનો આધ્યાત્મિક જુસ્સો વારસામાં પ્રાપ્ત કરનારા લોકો લશ્કરમાં દાખલ થઇ કોઇ વાર કાબુલ તો કોઇ વાર ચીન અને કોઇ વાર આફ્રિકામાં ફક્ત લઢવાનેજ જાય એ પરિણામ સર્વોપરી માનપ્રદ છે. નાનકે પોતાનું જીવન એટલા માટે ન્હોતું હોમ્યું કે ત્હેના શિષ્યો જીંદગીભર લશ્કરની છાવણીમાં રહી આખી દુનિયામાં ફક્ત કવાયત શીખ્યા કરે!

નાનકે પોતાના શિષ્યોને સ્વાર્થ, ધર્માંધતા અને આધ્યાત્મિક નિદ્રામાંથી મુક્ત થવાનો ઉપદેશ આપ્યો હતો, ત્હેમનામાં ખરૂં મનુષ્યત્વ સર્વાંશે ખીલે એજ ત્હેનો ઉદ્દેશ હતો. ગુરૂ ગોવિન્દસિંહે ક્ષણિક હેતુ સિદ્ધ કરવા માટે શીખ લોકોને બીજે રસ્તે દોર્યા, અને એ હેતુ કદિપણ ત્હેમના ધ્યાન બહાર થાય નહિ એટલા માટે ત્હેમને નવાં નામ, નવો પોશાક, નવાં સાહિત્યો, અને નવી ક્રિયાઓ આપી, એ હેતુ ત્હેમના હૃદયમાં બહુ ઉંડાણથી કોતર્યો. આ પ્રમાણે શીખ લોકોની સર્વ માનુષિક શક્તિ એકત્રિત કરી ત્હેને અમુક જ દિશામાં ત્હેણે વહેવરાવી. આથી શીખ પ્રજા અમુક બીબામાં ઘડાઇ અને ઘટ્ટ બની

જ્યારે શીખ લોકો ખરા સ્વતંત્ર મનુષ્ય ન બનતાં ખાસ હેતુના સાધનજ બન્યા, ત્યારે સબળ રાજાએ પોતાનો સ્વાર્થ સાધવા ત્હેમનો ઉપયોગ કર્યો, અને અત્યારે પણ સબળના ખાસ સાધન તરીકેજ ત્હેમનો ઉપયોગ થાય છે. ત્હેવીજ રીતે ગ્રીસમાં સ્પાર્ટાએ પોતાના વતનીઓનું સર્વ મનુષ્યત્વ અમુક હેતુની સિદ્ધિને માટે સંકુચિત કરી દીધું; તેથી

તેઓ યુદ્ધમાં સારી રીતે ઘુમી શકતા, પરન્તુ ત્હેમની બીજી સર્વ શક્તિઓ દબાઇ ગઇ, કારણ કે લડાયક શક્તિની પ્રાપ્તિ એજ મનુષ્યનું અંતિમ લક્ષ્ય નથી. આ રીતે માણસો ક્ષણિક હેતુની ખાતર શાશ્વત કલ્યાણનો ભોગ આપે છે, અને ઇતિહાસમાં એવા ઘણાં દૃષ્ટાન્તો મળી આવે છે, અને હાલ પણ મંડળો આવા અદૂરદર્શી લોભથી દોરાઇ માણસોનો—ખરા મનુષ્યત્વનો ભોગ આપે છે. આપણે જેને આવા ભોગ આપીએ છીએ તે રક્તભક્ષી રાક્ષસ મંડળી, રાજ્ય ધર્મ અથવા ચાલતા સમયમાં પ્રિય થઇ પડેલા રાષ્ટ્ર, વગેરે શબ્દનાં રૂપ ધારણ કરે છે.

શીખ પ્રજાનો અન્ત મ્હને બહુ દયાજનક લાગે છે. જ્યારે ગગન ચુમ્બિત ધવલ શિખરપરથી વહેતી સરિતા ઉદધીને મળવા વહેતાં નીરવ બની જઇ રેતાળ રણમાં અદૃશ્ય થાય છે, ત્યારે એની નિષ્ફળતા જેમ દુઃખજનક દેખાવ થઇ પડે છે, ત્હેવીજ રીતે પૃથ્વીને પવિત્ર અને ફળદ્રૂપ બનાવવા ભક્તના હૃદયમાંથી નીકળતા પ્રભાવરૂપી પવિત્ર શ્વેત સરિતા, સિપાહીઓની છાવણીરૂપી શતા કાદવમાંજ વિરમે છે ત્યારે મનુષ્યોને, ત્હેમાં કઇજ ગૌરવ—કંઇજ સુખ લાગતું નથી.

એક દિવસ શીખ ઇતિહાસ વૈરની લાગણીથી વા એવાજ કોઇ ક્ષુદ્ર હેતુથી દોરવાઇ પોતાનું ઉચ્ચ ધ્યેય ભૂલી ગયો, અને માનવ સંપૂર્ણતાની સપાટીપરથી નીચે પડ્યો, છતાં એ નિચાણમાં પણ તે ગૌરવાન્વિત કાર્ય સાધી શક્યો નહિ રણજીતસિંહે સ્થાપેલું સામ્રાજ્ય રણજીતસિંહનુંજ ન રહ્યું, ગુરૂ ગોવિન્દસિંહે જે વિગ્રહ કર્યાં તે ફક્ત શીખ પ્રજાનાજ વિગ્રહ ગણાયા ત્હેણે પોતાના શિષ્યોથી આગળ વધી આખા દેશનો વિચાર કર્યો નહિ

અહીંજ આગળ મરાઠા ઇતિહાસ શીખ ઇતિહાસથી જૂદો પડે છે. શિવાજીએ હિન્દુ પ્રજા અને હિન્દુ ધર્મને મોગલોના જુલમમાંથી બચાવવા જે પ્રયાસ કર્યો હતો, તે શીખ પ્રજા અને શીખ ધર્મથી વધારે વિશાળ હતો. એ તો સ્પષ્ટજ છે કે શિવાજીનો હેતુ સમગ્ર હિન્દ દેશનો ઇતિહાસ ફરીથી રચવાનો હતો.

ગુરૂ ગોવિન્દસિંહ શિવાજીનો લગભગ સમકાલીન હતો. ત્હેમના સમયમા અકબરની ઉદાર રાજનીતિનો ત્યાગ કરવામાં આવ્યો હતો, અને તેથી હિન્દુસ્તાનના મુસલમાન સિવાયના દરેક ધર્મના અને દરેક જાતિના લોકોમાં મુસલમાન અમલમાંથી સ્વરક્ષણનો જુસ્સો ઉછળી આવ્યો હતો. ખરેખર આખા હિન્દુસ્તાનમાં નવું ધાર્મિક જીવન, આન્તર્ અને બાહ્ય દબાણને લીધે સચરી રહ્યું હતું. આ નવ ચેતનનો સંચાર દક્ષિણના અનેક સાધુઓએ સ્થાપેલાં ભિન્ન ભિન્ન મંડળોમાં ખાસ કરીને દેખાઈ આવતો હતો. એ તો તદ્દન સ્વાભાવિકજ છે કે આવી આધ્યાત્મિક જાગ્રતિમાં ઔરંગઝેબના ધર્માંધપણાને પરિણામે શિવાજી જેવો વીર આત્મા હિન્દમાં હિન્દુ ધર્મને શ્રેષ્ઠ પદ અપાવવાનું વ્રત લે.

વળી તેજ સમયે હિન્દુસ્તાનના પશ્ચિમ ખૂણામાં શીખ ધર્મમાં પ્રવર્તી રહેલા નવા જુસ્સાના બળથી શીખ લોકોના હૃદયમાં નવો ઉત્સાહ આવ્યો હતો. તેથી કરીને મુગલ રાજ્યના જુલમને તેઓ વશ થયા નહિ, પરન્તુ પ્રદીપ્ત અગ્નિથી તેઓ વધારે ઝનુની થયા. પરન્તુ જોકે ગુરૂ ગોવિન્દસિંહ અને શિવાજી બન્નેને આન્તર બળ અને બાહ્ય દબાણ

સરખું હતું, છતાં પરિણામ બન્નેની અમલમાં ભિન્ન ભિન્ન થયું. મોગલો સાથે ગુરૂ ગોવિન્દસિંહે કરેલા વિગ્રહો-છૂટા છવાયા હતા. કારણ કે હેનામાં વેર અને સ્વરક્ષણની લાગણીજ પ્રબળ હતી; પરન્તુ શિવાજીના વિગ્રહો આખી નીસરણીને જડેલા પગથીઆં જેવાં હતા; તે તદ્દન હેતુશૂન્ય, ઉભરાના પરિણામરૂપે નહોતાં. તે સર્વ એકજ ઉદ્દેશને લક્ષમાં રાખી યોજવામાં આવ્યા હતા, અને તે હેતુ સમગ્ર હિન્દને સ્વતંત્ર કરી હેનું ભાવી ઉંજાળવાનો હતો. તેઓ એકાદ ધાર્મિક મંડળમાં પ્રવર્તી રહેલી ચળવળના ચિહ્નરુપે નહોતા પણ તે વિશાળ યોજનાના આરંભમાં લેવાં જોઇતાં કાર્ય સમાન હતા.

"પરન્તુ આ સર્વ છતાં શીખ અને મરાઠા પ્રજાનો ઇતિહાસ એકજ જમાનામાં એકજ રીતે નિષ્ફળ નિવડયો.

આમ થવાનું કારણ શું ? મ્હારો ઉત્તર આ પ્રમાણે છેઃ—જે મહાન ભાવના આખા દેશનું કલ્યાણ સાધવા માંગતી હોય તેને જો એક અથવા થોડાજ મનુષ્યો ઉપાડી લે તો તે કદિ પણ સફળ થાય નહિ. જે હમારે એક ન્હાની ચીણગારીમાંથી મ્હોટો ભડકો કરવો હોય તો હમારી પાસે દીવેટ અને યોગ્ય સાધનો એવાં તૈયાર હોવાં જોઇએ કે જે તરત ઝડપી શકે; ફક્ત ચકમકને લોઢા સાથે જોરથી અફાળવાથીજ ભડકો થઇ શકશે નહિ શિવાજીના હૃદયા સાથે હેના દેશબાન્ધવોમાંના બધાનાં હૃદય ભાવનાથી જોડાયાં નહોતાં, તેથી કરીને શિવાજીની ભાવના બહુ ઉચ્ચ હોવા છતાં હેનો પ્રયાસ થઇ શકયો નહિ; એને પરિણામેજ મહારાષ્ટ્રની શક્તિ અન્તે હિન્દુસ્થાનના બીજા ભાગોમા લૂટફાટ કરવામાં વપરાઇ.

જો વિશ્વકલ્યાણની કોઇ ભાવના બધાના હૃદયમાં સ્થાપિત થઇ ન હોય, જો તે એકજ નેતા વા થોડાં મનુષ્યોને સ્હમજાઇ હોય, તો તે લાભદાયક ન થતાં ઘણીને દુઃખનું કારણ થઇ પડે છે. શિવાજીના હૃદયની શુદ્ધ ભાવના છેવટે પેશ્વાઓમાં વ્યક્તિગત સ્વાર્થના રૂપમાં પલટાઇ ગઇ. જો તે ભાવનાને જનસમૂહમાં પ્રસારવાને ઉપાય યોજવામાં આવ્યા હત તો આ અધમતા અટકાવી શકાત. તેમ થતાં એ મહાન ભાવનાને વિશાળ જનસમૂહના હૃદયમાંથી યોગ્ય સત્કાર અને પોષણ મળ્યું હોત, અને પછી એક વીર નાયકનું મરણ થતાં જેમ એક લાકડાનો કકડો બળી રહેતાં બીજું ચેતવા માંડે છે, તેમ બીજો વીર પુરૂષ નેતા બની શકયો હોત.

હિન્દના ઇતિહાસે વારંવાર આજ સત્ય બતાવ્યું છે કે જૂદે જૂદે સમયે દેશમાં મહાન પુરૂષો પેદા થયા છે, અને હેમણે મહાકાર્યોનો આરંભ કર્યો છે, પણ હેમને નિરંતર ચાલુ રાખવામાં આવ્યાં નથી. મહા પુરૂષો જન્મે છે, અને સ્વર્ગસ્થ થાય છે, પરન્તુ હેમના આગમનને સત્કારવાનો, હેમનાં કાર્યોને ચાલુ રાખવાનો, હેમને પરિપક્વ બનાવવાનો સ્વાભાવિક રસ્તો આપણને મળ્યો નથી. આપણી અજ્ઞાનતા અને ખોટા ભેદભાવ એજ એનું કારણ છે. પોચી રેતાળ જમીનમાં પક્ષી વા પવનનો સપાટો સારાં બીજ વેરે છે, પરન્તુ એ બીજમાંથી છોડ ફૂટતો નથી, અને જો ફૂટે છે તો બે ચાર પાનં આવી ચીમળાઇ જાય છે, કારણ કે રેતાળ જમીનમાં પાણી ચૂસાતું નથી કે જેથી વનસ્પતિના જીવનનું પોષણ થાય: તેવીજ રીતે આપણા સમાજમાં

ધર્મમાં, ધંધામાં, સામાજિક વ્યવહારમાં અને બીજી સર્વ બાબતોમાં અનેક ખોટા ભેદ છે. તેથીજ આપણા દેશમાં નવા વિચારનું વહન ઉંચેથી ઉતરી આવવા છતાં તે જલદીથી રેતીમાંજ અદૃશ્ય થાય છે. નવચેતનનો સ્પર્શ આપણને થાય છે ખરો, પરન્તુ તેથી આપણને વધારે અમર થતી નથી; તેથીજ એક મહાન ભાવના આપણા સમસ્ત દેશની ભાવના બનતી નથી. મહા પ્રભાવશાળી પુરૂષો હિન્દના જનસમૂહમાં પ્રગતિકારક ભાવનાને ગ્રહણ કરવાની શક્તિ નથી, એમ દર્શાવીને અદૃશ્ય થાય છે.

શીખ અને મરાઠા સત્તાના ઉદયાસ્તનાં કારણો તપાસતાં એક એવા અનુમાનપર આવીએ છીએ કે એક દિવસે શીખ લોકો અતિ મહાન ભાવનાને બળે એકત્ર થયા હતા—ત્હેમણે એક મહાન સત્ય સાંભળ્યું હતું કે જે અમુકજ સ્થળના જુના રિવાજ પ્રમાણે મર્યાદિત નહોતું, જે તે જમાનાની અમુક સ્થિતિને લીધેજ ઉત્પન્ન થયું નહોતું, જે સર્વ માણસોને અને સર્વ કાળને માટે સત્યજ હતું, જેથી મ્હોટા ન્હાના સર્વના આત્માને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું હતું, અને જેના સ્વિકારથી માણસોમાં પૂર્ણ મનુષ્યત્વ ખીલવું હતું. નાનકના એવા ઉદાર ધર્મોપદેશને લીધેજ શીખ પ્રજા અસહ્ય દુઃખો છતાં વૃદ્ધિ પામતી હતી. આ ધાર્મિક ચેતન અને દુઃખ સહન કરવાની પુણ્યકારક અસરથીજ શીખ પ્રજામાં એકતાનું બન્ધન અદૃશ્ય રીતે સ્થાપિત થયું હતું.

ગુરૂ ગોવિન્દસિંહે આ આધ્યાત્મિક એકતાનો સામાં રેક ફતેહના સાધન તરીકે ઉપયોગ કર્યો. એક ક્ષણિક જરૂરીઆત લક્ષમાં રાખી ત્હેણે ધાર્મિક મંડળની એકતાનો રાજદ્વારી ઉન્નતિના સાધન તરીકે ઉપયોગ કર્યો. ત્હેણે મંડળને સંકુચિત બનાવતાં આ એકતાને દૃઢ બનાવી. ત્હેણે જ્ઞાતિભેદ કે જે આ એકતા સાધવામાં અંતરાયરૂપ હતો, ત્હેનો સમૂળગો ઉચ્છેદ કર્યો.

નાનકના સત્ય ધર્મના ઉપદેશને લીધે મનુષ્ય મનુષ્ય વચ્ચેના કૃત્રિમ ભેદોનાં મૂળ અદૃશ્ય થઇ ગયાં હતાં તેથીજ ગુરૂ ગોવિન્દસિંહ એકે સપાટે શીખ સમાજમાંથી જ્ઞાતિભેદનાં બન્ધનોને દૂર કરી શક્યો, ગુરૂ ગોવિન્દસિંહના એકજ સપાટાથી જર્જરિત થઇ ગયેલી જ્ઞાતિની સંસ્થા ધૂળ ભેગી થઇ ગઇ. જો ક્ષેત્ર પ્રથમથીજ જોઇએ તેવી રીતે તૈયાર થયું નહોત તો જરૂરીઆત ગમે તેવી મ્હોટી હોવા છતાં ગુરૂ ગોવિન્દસિંહનો પ્રયાસ કદિ પણ સફળ થાત નહિ. અરે એટલુંજ નહિ, પરન્તુ આત્મઘાતક જ્ઞાતિસંસ્થાને તોડી નાખવાનો વિચાર પણ ત્હેને આવ્યો નહોત.

પરન્તુ ખરેખર ત્હેણે શું કર્યું? એકતા સાધવા જતાં જે આધ્યાત્મિક બળવડે એ સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી ત્હેનોજ ઉચ્છેદ થયો (ત્હેણે શીખ પ્રજાને પાર્થિવ સુખ પ્રાપ્ત કરવા તરફ દોરી અને ગુરૂનું આસન ખાલી રાખ્યું.)

એકતા વિચારના વહનનો એકનો એક માર્ગ છે, તેથી દરેક મહાન ભાવના એ માર્ગ તૈયાર કરવા પોતાની સર્વ શક્તિ તે ખાતે વાપરે છે. જેટલો એ માર્ગ મ્હોટો તેટલી ભાવના પ્રબળ. લાગણીના ક્ષણિક ઉભરાને લીધે ક્ષણિક જરૂરીઆતને ગુરૂ ગોવિન્દસિંહે મહત્ત્વ આપ્યું, પરન્તુ તેથી ઉચ્ચ ભાવનાનો ભોગ આપવો પડ્યો.

પરિણામ એ આવ્યું કે તાત્કાળિક ફતેહ પ્રાપ્ત થઇ. પરન્તુ સ્વાતંત્ર્યનો જુસ્સો ક્ષણિક થયો. શીખ પ્રજામાં એકતા સાધવાનો ઉપાય જડ્યો, પરન્તુ ત્હેમની પ્રગતિનું મૂળ

મટયું. તેથી શીખ લોકો અત્યાર સુધી ખરા મનુષ્ય તરીકે સેંકડો વરસથી વૃદ્ધિ પામતા હતા તેઓ એકદમ સિપાહીઓજ બની ગયા; અને ત્યાંજ ત્હેમનો ઇતિહાસ અટકી પડયો.

શિવાજીએ જે ભાવના સાધવા જીવનભર પ્રયાસ કર્યો હતો તે ક્ષણિક અને સંકુચિત જરૂરીઆત પૂરતી નહોતી; વળી દક્ષિણના સાધુ પુરૂષોના ઉપદેશથી ક્ષેત્ર પણ તૈયાર થયું હતું; તેથી ત્હેનો ઉત્સાહ થોડા સમયમાં આખી મરાઠા પ્રજામાં વ્યાપી રહ્યો.

ચીરા પડી ગયા હોય એવા પ્યાલામાં પણ પાણી ટકાટક ભરી શકાય, પરન્તુ એ પાણી ત્હેમાં લાંબો સમય ટકી શકે નહિ. તેમ ક્ષણિક ઉત્સાહનો ઉભરો પણ આખા દેશમાં પ્રસરી શકે; પરન્તુ આપણા સમાજરૂપી દેહમાં એટલાં બધા ચીરા અને છિદ્રો છે કે આપણી પાસે ઉચ્ચ ભાવના દીર્ઘ સમય પર્યન્ત રહી શકતી નથી. તેથીજ કરીને હિન્દુ સમાજમાં નવું ચેતન પ્રગટાવતી દરેક ઉચ્ચ ભાવના અન્તે નિર્જીવ, શુષ્ક અને જુલ્મી કર્મકાંડરૂપ બની જાય છે.

શિવાજીએ મરાઠા હિન્દુઓમાં પોતાની ભાવના એટલી બધી પ્રબળ રીતે દાખલ કરી હતી કે ત્હેના મૃત્યુ પછી ત્હેણે આરંભેલું કાર્ય ચાલુ રહ્યું. ત્હેણે જનસમૂહમાં એ ભાવના રહમજાવી નહોતી, એટલુંજ નહિ પરન્તુ એ કાર્ય માટે ત્હેણે પ્રયાસ પણ કર્યો નહોતો. ત્હેણે પોતાના વહાણના તળીઆમાં પડેલાં છિદ્રોની દરકાર કર્યા સિવાયજ તોફાની દરિયામાં પોતાનું વહાણ ઝોકાવ્યું. એવી નૌકામાં સફર કરવાની અનિવાર્ય જરૂર પણ નહોતી, તેમજ ત્હેને સમારવાના સાધનની ઉણપ પણ નહોતી; ત્હેણે છિદ્રો સાચવી રાખવાની કાળજી રાખી હતી. કર્મકાંડ અને જ્ઞાતિભેદ જેના આત્મા છે, એવા હિન્દુસમાજનું મોગલોની સત્તામાંથી રક્ષણ કરવાનો શિવાજીનો હેતુ હતો. આ ભેદભાવથી ભરપુર એવા હિન્દુસમાજને સમગ્ર શ્રેષ્ઠપદ આપવાને માટે શિવાજીએ ધારણા રાખી—ત્હેણે રેતીનાં દોરડાં વણ્યાં, અશક્યને શક્ય બનાવવાનો પ્રયાસ કર્યો.

એ છિદ્રો દૂર થાય—પૂરાઇ જાય એવી ભાવનાનો શિવાજીએ સ્વિકાર કર્યો નહોતો, તેમ ત્હેનો ઉપદેશ પણ કર્યો નહોતો. બેશક બહારના લોકો તરફથી આપણા ધર્મપર બળાત્કાર થાય વા અપમાન મળે ત્હેની સ્હામે થવું અને ત્હેને વિજયવંત બનાવવો એ સ્વાભાવિક છે. છતાં એ ભાવના સફળતા પ્રાપ્ત કરી શકતીજ નથી, કારણ કે જ્યાં ધર્મનાંજ માણસો ત્હેનાપર બળાત્કાર કરતા હોય, જ્યાં ધર્મની અંદર એવાં બન્ધનો હોય કે જેથી માણસે વચ્ચે ભિન્નતા ઉત્પન્ન થાય અને કેટલાક નીચ ગણાય, ત્યાં કોઇપણ મનુષ્ય એ કાર્ય પાર પાડી શકેજ નહિ. બાહ્ય જુલ્મ અને દબાણથી ઉભરી આવેલા ગુસ્સા અને ગર્વથીજ કોઇ પણ રાષ્ટ્ર વિજયી અને મહાન થઇ શકે નહિ. જ્યાં સુધી જાતિની ધાર્મિક ભાવનામાં એકતાને કાર્ય કરવાનો અવકાશ નથી, જ્યાં સુધી કોઇ ઉચ્ચ ભાવનાથી પ્રદીપ્ત થયેલું ભિન્ન ભિન્ન અંગાને એક કરતું બળ આખા સમાજમાં બહારથી તેમજ અન્દરથી માણસોને આકર્ષતું ન હોય; ત્યાં સુધી કોઇ પણ બાહ્ય દબાણ વા મહાપુરૂષની વ્યક્તિ એવા સમાજને એક કરી શકે નહિ અને ત્હેમાં નવજીવન અને ભાવનાનો સંચાર થઇ શકે નહિ.*

અંબાલાલ મોતિલાલ પટેલ.

* ડૉ. સર રવીન્દ્રનાથ ટાગોરના એક લેખનું ભાષાન્તર.

# ચક્રવર્તિકવિ હર્ષને નામે ચડેલાં સ્તોત્ર.

હર્ષ રાજા ઇતિહાસની અને સાહિત્યની એક ભવ્ય વ્યક્તિ છે. તેઓ પ્રાચીન ભારતના છેલ્લા ચક્રવર્તી, બાણ મયૂર આદિના સત્કર્તા અને સંસ્કૃતના સારા કવિ હતા. પરંતુ [1]ઇતિહાસ અને [2]આખ્યાયિકાથી પણ જેટલા તેઓ જાણીતા નથી, તેટલા प्रियदर्शिका, नागानन्द અને रत्नावलीથી વિખ્યાત છે. એ અને અપ્રસિદ્ધ तापसवत्सराज ઉપરાંત चैत्यवन्दन અને सुप्रभात સ્તોત્ર પણ મહારાજા હર્ષની કૃતિ કહેવાય છે. બૌદ્ધ ઉદાત્ત સંસ્કારથી સુવાસિત નાટક[4] લખનાર બૌદ્ધ સ્તોત્ર લખે, એ શક્યતાની કોટિની બહાર નથી. પરંતુ चैत्यवन्दन અને सुप्रभात [5]અનંગહર્ષે રચેલાં હશે કે બીજાએ, એ વિચારવા જોગે છે. સૂક્ષ્મબુદ્ધિને નિર્ણય કરવો રહેવો પડે, એટલા માટે એ બે સ્તોત્ર અહીં આપું છું. પહેલું જે चैत्यवन्दन, તે ચીનાઇ લિપિમાં પવિત્ર બૌદ્ધ પુસ્તકો ભેગું હર્ષના નામથી ચીનમાં જળવાઈ રહ્યું છે[6]. એમાં એક ચિત્રરેખા અને તે પછી ચાર સગ્ધરા છે. ચીનાઇ ગ્રંથમાં એનું નામ अष्टमहाचैत्यवन्दन છે. એ સ્તોત્ર નીચે મુજબ છે.

जातिं बोधिं [7]प्रवरमतुलं धर्मचक्रं च रम्यं
चैत्यं चाग्रं त्रिभुवनमहितं श्रीमहाप्रातिहार्यम् ।
स्थानं चेदं हिमगिरिनिलयं देवदेवावतारं
वन्देऽहं प्रणमितशिरसा निर्वृता यत्र बुद्धाः ॥ १ ॥

वैशाल्यां धर्मचक्रे शिशुमगिरितटे भीष्मकायोदितीरे
श्रावस्त्यां बोधिमूले कुशिनगरवरे लुम्बिनी कापिलाये ।
कौशाम्ब्यां स्मेरकोष्ठे मथुरवरपुरे नन्दगोपस्य राष्ट्रे
ये चान्ये शास्तृ चैत्या दशबलबालिनस्तान् नमस्यामि मूर्ध्ना ॥२॥

૧ Smith's Early History of India વગેરે. ૨ બાણભટ્ટ કૃત हर्षचरित. ૩ જુઓ ફ્રેન્ચ ભાષામાં M. Ettinghausen કૃત Harsa Vardhana. ૪ नागानन्द. ૫ रत्नावली । १ । અનંગહર્ષના નામે વિખ્યાત રાજા હર્ષે. ૬ આ સ્તોત્ર યુરોપના રશિયામાં છપાયું છે. એનો તરજુમો પણ રશિયન ભાષામાં પ્રસિદ્ધ થયો છે. Ettinghausen કૃત Harsa Vardhana માં સંસ્કૃત મૂળ ફરી છાપવામાં આવ્યું છે. ૭ વૃત્ત જાળવવા કલ્પિત પાઠ प्रवरमतुलं વાંચવાની જરૂર છે. ૮ અક્ષર છૂટે છે, તેથી चन्देऽहं પાઠ મૂક્યું છે.

कश्मीरे चीनदेशे खपतटपमुने मर्वरे सिंहले वा
लाटोड्रे सिन्धुपौण्ड्रे समततमगधे [1]मेखले कोशले वा ।
नेपाले कामरूपे कलशनरपुरे काञ्चिसौराष्ट्रराष्ट्रे
ये चान्ये धातुगर्भा दशबलबलिनस्तान् नमस्यामि मूर्ध्ना ॥३॥

कैलासे हेमकूटे हिमगिरिनिलये मन्दरे मेरुशृङ्गे
पाताले वैजयन्ते धनपतिनिलये सिद्धगन्धर्वलोके ।
[2]ब्रह्माण्डे विष्णुभूमौ पशुपतिभवने चन्द्रसूर्यादिलोके
ये चान्ये धातुगर्भा दशबलबलिनस्तान् नमस्यामि मूर्ध्ना ॥४॥

ये चाष्टौ धातुगर्भा दशबलबलिनः कुम्भसंज्ञाश्च चैत्या
अङ्गाराख्यास्तथान्ये हिमरजतनिभाः स्तूप रत्नप्रकाशाः ।
पाताले ये च भूम्या गिरिशिखरगताः सर्वतो धातुगर्भा
बुद्धानां यानि बिम्बा प्रतिदिनमसकृत् तानि मूर्ध्ना नमामि ॥५॥

આ લઘુ સ્તોત્રના પહેલા શ્લોકમાં બુદ્ધ શાક્યમુનિને તથા બોધિવૃક્ષ ધર્મચક્ર વગેરેને, બીજામાં વૈશાલી ગૃધ્રકૂટગિરિ શ્રાવસ્તિ બુદ્ધગયા કુશીનગર કપિલવાસ્તુ કૌશાંબી વગેરે સ્થાનમાંના સિદ્ધાર્થ ભગવાનના ચૈત્યોને, ત્રીજામાં ભરતખંડ માંહીના તથા બહારના ધાતુગર્ભોને, ચોથામાં મૃત્યુલોક સાથે દેવલોક તથા પાતાલલોકના ધાતુગર્ભોને, અને પાંચમામાં અષ્ટ મહાધાતુગર્ભ કુંભચૈત્ય અંગારસ્તૂપ સર્વગત અન્ય ધાતુગર્ભ તથા બૌદ્ધ પ્રતિમાઓને નમસ્કાર કર્યા છે. આ પાંચ શ્લોકમાં જેને રસ કે ભાવ કહિયે તેનો છાંટો સરખો છે નહિ. પદ્યાત્મક રચના છે તેને લીધે કોઇ કવિતા કહે તો ભલે; બાકી કવિતાનો ગંધ તો તેમાં છે જ નહિ. જેવી રસની, તેવી ભાષાની પણ એમાં દરિદ્રતા છે. એનું સંસ્કૃત તપાસીશું, તો તે પણ બહુ વાંધાભરેલું છે. दशबलबलिनः, खपतटपमुने, लाटोड्रे, सिन्धुपौण्ड्रे, समततमगधे, काञ्चिसौराष्ट्रराष्ट्रे, सिद्धगन्धर्वलोके તથા चन्द्रसूर्यादिलोके સમાસની ઘટના, लुम्बिन्याम् शास्तुः તથા स्तूपाः ને સ્થાને વિભક્તિપ્રત્યય રહિત लुम्बिनी शास्तृ તથા स्तूप શબ્દનો ઉપયોગ, कापिलवास्तवायाम्, श्रावस्त्याम्, कौशाम्ब्याम् તથા भूम्याम्ને બદલે कापिलाये, श्रावस्त्या, कौशाम्ब्या તથા भूम्याનો તેમજ बिम्बानिને બદલે बिम्बाનો પ્રયોગ અને मथुरा, काञ्ची તથા कलशોના ટૂંકાવેલા मथुर काञ्चि તથા कलश શબ્દથી

૧ ભૂલ છે; મેકલે પાઠ જોઇયે. ૨ બ્રહ્મલોકના અર્થમાં છે.

વ્યવહાર, વગેરે અંશો વિચારતાં કર્તાના જ્ઞાન અને શક્તિ વિશે બહુ હલકો અભિપ્રાય બંધાય છે. निपुण कवि હર્ષે એ રચેલું માની શકાતું નથી. એમ કહેવાય છે કે [1]હિંદુસ્તાનથી પાછા વળતા ચીનાઈ પ્રવાસી યવનચંગને હર્ષ રાજાએ चैत्यवन्दन સ્તોત્ર સંભારણા દાખલ આપ્યું હતું. આ વાતને એ સાધુની પ્રવાસપોથીથી અથવા તો એના જીવનચરિત્રથી ટેકો મળતો નથી. અશ્વઘોષ આદિ કવિની ઉત્તમ કૃતિ મૂકી આવું છેક ઊતરતી પંક્તિનું સ્તોત્ર હર્ષ જેવો રસમર્મજ્ઞ રાજ્યકર્તા યાદગીરીમાં આપે અને તે પણ જેની સાથે પોતે નવો સંધિસંબંધ જોડ્યો હતો તેના તરફના એક પ્રસિદ્ધ વિદ્વાનને, તે સંભવતું નથી. એ સ્તોત્ર ચક્રવર્તિકવિની તો નહિ, પણ ચીનાઈ સાધુ Fahien ની પસંદગી હોય ખરૂ. [2]એવું કહેવાય છે કે એ પ્રવાસી નાલંદથી ચીન પાછો ફર્યો ત્યારે એ चैत्यवन्दन સ્તોત્ર અહીંથી લેતો ગયો હતો આથી એ સ્તોત્ર ઈસવી ચોથા સૈકાના લગભગમાં રચાયું લાગે છે[3]. એના ત્રીજા શ્લોકના ત્રીજા ચરણમાં બૌદ્ધધર્મી ગ્રીક વીર Menander (मिलिन्द) ના ભસ્મરાશિ ઉપરના[4] કનશીના સ્તૂપનો નિર્દેશ છે. એ સ્તૂપ ઈસવી સન પૂર્વે બીજા સૈકાના મધ્ય ભાગમા બાંધવામા આવ્યો હતો[5]. વળી છેલ્લા શ્લોકના ચોથા ચરણમા બુદ્ધ ભગવાનની પ્રતિમાઓનો ઉલ્લેખ છે. બૌદ્ધધર્મમાં મૂર્તિપૂજાનો પ્રચાર કાલાને નોખ્યો છે. યવનચંગ સાતમા સૈકામાં મૂર્તિપૂજાનો ઠાઠ વધી પડ્યો જણાવે છે. પરંતુ તેની પ્રવાસપોથીમા કે તેના ચરિત્રમાં કનશીના સ્તૂપનો હવાલો છે નહિ. આ બધાં કારણોને લીધે चैत्यवन्दनને હું ચોથા સૈકામાં મૂકૂં છું. તે કોઈ સાધારણ ભિક્ષુની કૃતિ લાગે છે. પહેલા શ્લોકના ત્રીજા ચરણ ઉપરથી તે હિમાલયના પાર્વતીય પ્રદેશમાં રચાયું સંભવે છે.

---

૧, ૨, આ બે દંતકથા M. Ettinghausenના Harsa Vardhanaમાંથી ઊતારી છે. ૩ Fahien ચોથા સૈકાના પૂર્વ ભાગમાં ભરતખંડમાં આવી ગયો હતો. ૪ ત્રીજા શ્લોકના ત્રીજા ચરણનું कलश તે मथुराना मथुरनी પેઠે कलशीनू ટૂંકું રૂપ છે. એ શહેર अलसन्दद्वीपમાં આવ્યુ હતું, ને ત્યાં मिलिन्द જન્મ્યો હતો એમ मिलिन्दप्रश्न ઉપરથી નીકળે છે. મહાન સિકંદરે મૂલસ્થાનથી નીચાણમા સિંધુ ઉપર Alexandria શહેર વસાવ્યુ હતું, તે જ કદી अलसन्द સમજું છું. તેની પાસેના પ્રદેશથી સિંધુના મુખ સુધીનો મુલક તે अलसन्दद्वीप, જેમાં કલશી આવ્યું કહ્યુ છે. राजतरङ्गिणी । ૭ । માં કહેલું कलशपुर શ્લોકન. कल्यापपुर હોઈ શકતું નથી; કારણ કે જો તે તો અગિયારમા શતકમાં કલશરાજાએ વસાવ્યું હતું. તે બાહ્લતીર્થ ન હતું. ૫ સાત ઠેકાણેથી Menander ના ભસ્મરાશિની આગણી બનાવ્યું Plutarch લખે છે તે પૈકી એક કનશી શહેર મે લીધું છે

स्तुतमपि सुरसंघैः सिद्धगन्धर्वयक्षैर्
दिवि भुवि सुविचित्रैः स्तोत्रवाग्भिर्यतीन्द्रैः ।
अहमपि कृतभक्तिर्नौमि संबुद्धमार्यं
नभसि गरुडपाते किं न यान्ति द्विरेफाः ॥ १ ॥

क्षपितदुरितपक्षः क्षीणनिःशेषदोषो
द्रवितकनकवर्णः फुल्लपद्मायताक्षः ।
सुरुचिरपरिवेषः सुप्रभामण्डलश्रीर्[2]
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ २ ॥

मदनबलविजेतुः कापथोच्छेदकर्तुस्
त्रिभुवनहितकर्तुः क्षीलताजालहर्तुः ।
शमसुखफलदातुर्भेत्तुरज्ञानशैलं
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ ३ ॥

असुरसुरनराणां योऽग्रजन्माग्रदेवः[3]
सकल भुवननाथो लोकस्रष्ट्येकशब्दः[4] ।
श्रीपति मनुजधाता पद्मयोनिः स्वयंभूर्
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ ४ ॥

उदयगिरितटस्थो विद्रुमच्छेदताम्रस्
तिमिरकुलनिहन्ता चक्षुरेकं प्रजानाम् ।
रविरपि परिलोलः सर्वथा सोऽपि सुप्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ ५ ॥

द्विरददशनपाण्डुः शीतरश्मिः शशाङ्कस्
तिलक इव रजन्याः सर्वचूडामणिर्यः ।
अविगतमदरागः सर्वथा सोऽपि सुप्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ ६ ॥

प्रवरभुजचतुष्कः षोडशार्धार्धवक्त्रो
जपनियमविधिज्ञः [2]सामवेदप्रवक्ता ।
अमलकमलयोनिः सोऽपि ब्रह्मा प्रसुप्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ ७ ॥

कुवलयदलनीलः पुण्डरीकायताक्ष·
सुररिपुबलहन्ता विश्वकृद् [3]विश्वरूपी ।
हरिरपि चिरसुप्तो गर्भवासैरमुक्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ ८ ॥

हिमगिरिशिखराभः सर्पयज्ञोपवीतस्
त्रिपुरदहनदक्षो व्याघ्रचर्मोत्तरीयः ।
सह गिरिवरपुत्र्या सोऽपि सुप्तस्त्रिशूली
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ ९ ॥

ज्वलितकुलिशपाणिर्दुर्जयो दानवारिः
सुरपतिरपि शच्या विभ्रमैर्मूढचेताः ।
अनिशि निशि च सुप्तः कामपङ्के निमग्नो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ १० ॥

हिमशशिकुमुदाभो मद्यपानारुणाक्षो
दृढकठिनभुजाढ्यो लाङ्गली शक्तिहस्तः ।

---

૧ પાઠ ભ્રષ્ટ છે, શર્વ જોઇયે. ૨ પાઠ દૂષિત જણાય છે, સર્વવેદપ્રવક્તા જોઇયે.
૩ આ અશુદ્ધિ છે; વિશ્વરૂપ વાંચવાની જરૂર છે.

बल इह शयितोऽसौ रेवतीकण्ठलग्नो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ ११ ॥

गजमुखदशनैकः सर्वतो विघ्नहन्ता
विगलितमदधारः षट्पदाकीर्णगण्डः ।
गणपतिरपि सुप्तो वारुणीपानमत्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ १२ ॥

अतसिकुसुमनीला यस्य शक्तिः कराग्रे
नवकमलवपुष्मान् [1]मंमुख क्राञ्चहन्ता ।
त्रिनयनतनयोऽसौ नित्यप्रसुप्तः कुमारो
दशबल तव नित्य सुप्रभातं प्रभातम् ॥ १३ ॥

कपिलजटकलापो रक्तताम्रारुणाक्षः
पशुपतिरतिकाले दग्धकोपातिदक्षः[2] ।
स्म शर[3]दलिताङ्ग सोऽपि सुप्तो हुताशो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ १४ ॥

यमवरुणकुबेरा [4]यक्षदैत्योरगेन्द्रा
दिवि भुवि गगने वा [5]लोकपालास्तथान्ये ।
युवतिमदकटाक्षैर्वीक्षिता[6]स्तेऽपि सुप्ता
दशबल तव नित्य सुप्रभातं प्रभातम् ॥ १५ ॥

ऋषय इह महान्तो वत्सभृग्वङ्गिराद्याः
[7]क्रतुपुलह[8]वशिष्ठा व्यासवाल्मीकिगर्गाः ।

---

१ પાઠ ભૂલ ભરેલો છે, ह षण्मुख પા० લેશે २ ' २ ઉપલબ્ધ પાઠથી અર્થ બેસતો નથી. તેથી ह पशुपतिरतिकालेऽदग्धकोपावदग्ध । એવો પાઠ કલ્પું 'हं'. ३ પાઠ ભ્રષ્ટ છે. स्मशरदलिताङ्ग એવો અસલ પાઠ કદાચ હોય ४-५ પહેલા ચરણના પૂર્વ ખંડમાં લોકપાલનો નિર્દેશ છે. તે કારણથી બીજા ચરણનો लोकपालास्तथान्ये અને પહેલા ચરણનો यक्षदैत्योरगेन्द्रा ખંડ અદલબદલ કરી વાંચવાની જરૂર છે. ६ वीक्षिताः ને સ્થાને — निक्षिताः જોઇયે. ७-८ પહેલા અને બીજા ચરણના પૂર્વ ખંડ અદલબદલ કરી વાંચ્યા હોય, તો ઠીક. ९ જોડણી ખોટી છે. वसिष्ठा જોઇયે.

परयुवतिविलासैर्मोहितास्तेऽपि सुप्ता
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ १६ ॥

भवजलधिनिमग्ना मोहजालावृताङ्गा
मनुकपिलकणादा भ्रामिता मूढचित्ताः ।
शमसुखपरिहीणा बालिशास्तेऽपि सुप्ता
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ १७ ॥

अशनवसनहीना भाव्यमाना विरूपा
अलमखिलविघातैः प्रेतवद् दग्धदेहाः ।
उभयगतिविहीना नित्यसुप्ताश्च नग्ना
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥ १८ ॥

सुप्रभातं तवैकस्य ज्ञानोन्मीलितचक्षुषः ।
अज्ञानतिमिरान्धानां नित्यमस्तमितो रविः ॥ १९ ॥

सुप्रभातं सुनक्षत्रं श्रेयःप्रत्यभिनन्दितम् ।
बुद्धं धर्मं च संघं च प्रणमामि दिने दिने ॥ २० ॥

पुनः प्रभातं पुनरुत्थितो रविः
पुनः शशाङ्कः पुनरेव शर्वरी ।
मृत्युर्जरा जन्म तथैव हे मुने
गतागती मूढजनो न बुध्यति ॥ २१ ॥

अज्ञाननिद्रारजनीतमसि [1] प्रसुप्ते
तृष्णाविशालशयने विषयोपधाने ।
काले शुभाशुभफलैः परिकीर्तमानो
जागर्ति यः सततमेव नमोऽस्तु तस्मै ॥ २२ ॥

तीर्थेषु गोकुलशतानि पिबन्ति तोयं
वर्षि व्रजन्ति न च तत्क्षयमभ्युपैति ।

---

૧ પાઠ ખોટો છે; प्रसुप्ते જોઈએ. ૨ અર્થ બંધ બેસતો નથી. काले शुभाशुभफले परिवर्तमाने એમ ચરણ વાંચવાની જરૂર જણાય છે.

एवं मुनेः कविशतैरपि संस्तुतस्य
न क्षीयते गुणनिधिर्गुणसागरस्य ॥ २३ ॥
स्तुत्वा लोकगुरुं महामुनिवरं सद्धर्मपुण्यद्रुमं
निर्द्वन्द्वं हतरागदोषतिमिरं शान्तेन्द्रियं निःस्पृहम् ।
यत् पुण्यं समुपार्जितं खलु मया तेनैव लोकोऽखिलः
मत्पूषे स्तुतिहर्षितो दशबले श्रद्धां परां विन्दताम्[1] ॥२४॥

અહીં સ્તોત્રકાર ગરુડના વિહાર જોગ આકાશમાં પાંખ ફફડાવતા ભમરા સાથે વિનયથી પોતાને સરખાવી સ્તુતિનો ઉપક્રમ કરે છે (૧) પછી બુદ્ધ ભગવાનનું લોકોત્તર સ્વરૂપ અને તેમનાં વિશ્વોપકારક ચરિત્ર સ્મરી સ્મરી કવિ તેમને નમસ્કાર કરે છે (૨,૩). એની ભક્તિએ રંગેલી દૃષ્ટિ બ્રહ્મા (૪, ૭), સૂર્ય (૫), ચંદ્ર (૬), વિષ્ણુ (૮), શિવ (૯), ઇંદ્ર (૧૦), બળરામ (૧૧), ગણપતિ (૧૨), કાર્તિકેય (૧૩), અગ્નિ (૧૪), યમ વરુણ કુબેર અને અન્ય લોકપાલ તથા યક્ષ દૈત્ય અને નાગ (૧૫), ક્રતુ પુલહ વસિષ્ઠ વત્સ ભૃગુ અંગિરા વ્યાસ વાલ્મીકિ ગર્ગ આદિ ઋષિ (૧૬), મનુ કપિલ અને કણાદ (૧૭), નિર્ગ્રંન્થો (૧૮), સૌને વીંધતી જુએ છે. નિત્યજાગ્રત છે એક બુદ્ધ ભગવાન; એમનાં એકલાના જ જ્ઞાનચક્ષુ સદા ખુલ્લાં છે (૧૯). માટે કવિ નમસ્કારપૂર્વક બુદ્ધ, ધર્મ અને સંઘને શરણે જાય છે (૨૦). ફરી ફરીને સૂર્ય ચંદ્ર ઊગે આથમે છે; ફરી ફરીને જન્મ જરા ને મૃત્યુ અજ્ઞાની જીવ અનુભવે છે; તથાપિ તે જાગતો નથી. એનો કવિ શોક કરે છે (૨૧). એક વાર ફરીને સ્તોત્રકાર વીંધતી દુનિયાંમાં જાગતા બુદ્ધદેવને નમસ્કાર કરે છે (૨૨). નવાણુના દૃષ્ટાંતથી તેમના ગુણો અખૂટ કહી તે વલણ વાળી દે છે (૨૩). છેવટ સ્તોત્ર રચ્યાના ફળ તરીકે કવિ પરમ સાત્ત્વિક વૃત્તિથી માગે છે, કે લોકો આ સ્તોત્રથી હર્ષ પામો અને બુદ્ધ ભગવાનમાં તેમની સંપૂર્ણ શ્રદ્ધા જાગો (૨૪).

चैत्यवन्दन જેવું सुप्रभात સ્તોત્ર રૂડું નથી. એની ભાષા તેટલી ભ્રષ્ટ નથી. એનો પદબંધ તેવો કર્ણકઠોર નથી. એ સ્તોત્રમાં કવિત્વ છે. પરંતુ કહેવું જોઇયે કે તે કવિત્વ હર્ષની કોટિનું નથી. એની પદ્યરચનામાં જે છૂટ લીધી છે, તે હર્ષનાં નાટકોમાં કોઇ ઠેકાણે લીધેલી જોવામાં આવતી નથી. શ્લોક ૭ ના सोऽपि ब्रह्मा प्रभुरसौ ખંડમાં छन्दःशास्त्रના નિયમ પ્રમાણે વિનો ફકાર ગુરુ થાય, તેને સ્તોત્રકારે લઘુ લેખ્યો છે. શ્લોક ૧૩ માં अतसीनो અને શ્લોક ૧૪ માં जटानो અંત્ય સ્વર ટૂંકાવી चैत्यवन्दनનાં कान्ति અને मधुरता જેવાં अनसि અને जट રૂપ યોજ્યાં છે શ્લોક ૨૨ માં निद्रा શબ્દ અખંડ રહેવા દીધો છે; તથાપિ द्राને બલાત્કારે લઘુ ગણી લીધો છે, એટલે મનો ગ્રહ્યા બરાબર જ થાય છે. આ શિક્ષા હર્ષ રાજાને સંમત નથી; તેમ સાહિત્યના પુરાણમાં વિહિત પણ નથી. સ્તોત્રકાર જગતી ઉપજાતિ વાપરે છે, જે હર્ષે કદી પણ વાપરી નથી.

---

[1] सुप्रभात સ્તોત્ર મૂળની બધી ભૂલો સાથે હર્ષની કૃતિ તરીકે મિ. પી. વી. પ્રભુએ પેતે છપાવેલા हर्षचरितના ઇંગ્રેજી ઉપોદ્ઘાતને અંતે છાપ્યું છે.

સુપ્રભાત સ્તોત્રની શૈલી શિથિલ, ક્વચિત્ પુનરુક્તિપુરસ્ત[1] પણ છે; હર્ષની સુશ્લિષ્ટ અને સમર્થ છે. અઢારમા શ્લોકમાં જૈનોની ઊઘાડી નિંદા કરી છે; એ નિંદાનાં વચન સર્વ ધર્મને પૂજનારા અને માનતુંગાચાર્યનો બોધ શ્રવણ કરનારા રાજાના મુખમાંથી નીકળે જ નહિ. બધી રીતે જોતાં સુપ્રભાત સ્તોત્ર પણ હર્ષે રચ્યું સંભવતું તથી. જેમ કવિચક્રવર્તિને નામે શ્યામલાદણ્ડક[2] સ્તોત્ર ચડ્યું છે, તેમ ચક્રવર્તિકવિને નામે ચૈત્યવન્દન અને સુપ્રભાત સ્તોત્રો ચડ્યાં જણાય છે. આવી રીતે ગુર્જરેશ્વર કુમારપાળને નામે સાધારણજિનસ્તવન[3] ચડ્યું છે. તે સ્તવન અંકવિ ચૌલુક્યરાજની નહિ, પણ કવિ વર્ધમાનની કૃતિ છે. સ્તવનના વીસમા શ્લોકમાં સ્નેહગને હાથે બારે વિડંબના સ્તોત્રકારને વેઠવી પડ્યાનો પ્રસંગ આપ્યો છે, તે હેમાચાર્યના કિરીટધારી શિષ્યને લાગુ પડતો નથી; યોગધારી શિષ્યના સંબંધમાં સંભવે છે ખરો. છતાં એ કંઈ પણ શંકા રહેતી હોય, તો સમાપ્તિશ્લોકની કર્તાના નામની વર્ધમાનઃ મુદ્રાથી તે તદન દૂર થાય છે.

ચીનાઈ પ્રવાસી યવનચંગે અને ધર્મસિંગે હર્ષને કટ્ટર બૌદ્ધ વર્ણવ્યો હોવાથી ચૈત્યવન્દન અને સુપ્રભાત સ્તોત્રો તેણે રચ્યાની ખ્યાતિ બૌદ્ધ દેશોમાં રૂઢ થઈ હશે. પરંતુ તે ખ્યાતિ નિર્મૂલ છે. હર્ષ બૌદ્ધ હતો જ નહિ; તે પ્રિયદર્શિકાના આરંભે 'ચક્રવર્તિકવિ હર્ષ' એ મથાળાના લેખમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે[5]. ખરૂં છે કે મહારાજા હર્ષે વિધવા બ્હેન રાજ્યશ્રીની બૌદ્ધ સાધુ દિવાકરમિત્રને ભળામણી કરી હતી, પરંતુ તેનું કારણ, રાજ્યશ્રીનું પોતાનું જ બૌદ્ધ ધર્મ તરફ વલણ થયું હતું તે હતું. ખરું છે કે તેણે બૌદ્ધ નાટક લખ્યું છે. પરંતુ તે તો જેમ[6] બિલ્હણે ગુર્જરેશ્વર કર્ણદેવના અમાત્ય સંપત્કરને અર્થે શ્રીપાર્શ્વસ્તવ રચેલ છે, તેમ બ્હેનને અર્થે લખ્યું જણાય છે. ખરૂં છે કે તેણે યવનચંગની મુલાકાત લીધી હતી અને તેનું વ્યાખ્યાન સાંભળ્યું હતું. પરંતુ તેની સાથે યાદ રાખવાનું છે કે માનતુંગાચાર્યનો પ્રતિબોધ સાંભળનાર પણ એ જ હર્ષ હતો. કાન્યકુબ્જની મોક્ષપરિષદમાં એણે અગ્રભાગ લીધો હતો તે કબૂલ છે; પણ એ બૌદ્ધ તો ન હતો જ, અને ચૈત્યવન્દન તથા સુપ્રભાત સ્તોત્ર એના રચેલાં નથી.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

1 દાખલા તરીકે શ્લોક ૨૩ ના ઉપમાનવાક્યમાં ग्रासं भजन्ति પદ વધારે પડતો છે; એને મળતો પદ ઉપમેયવાક્યમાં છે નહિ. શ્લોક ૧૪ માં "રંપતામારણાય:" પદમાં દેખીતી પુનરુક્તિ છે; ૪. ૨ જુઓ લઘુકાવ્યમાલા, ગુચ્છ ૧. ૩ જુઓ યશોવિજયગ્રન્થમાલા, અંક ૭, જૈનસ્તોત્રસંગ્રહ–પ્રથમ ભાગ, ૪ કુમારવિહારપ્રશસ્તિકાવ્યનો કર્તા; એ હેમાચાર્યનો શિષ્ય હતો. ૫ જુઓ પૃ. ૪૦–૪૫ (પ્રિયદર્શના, આવૃત્તિ ૨). ૬ કર્ણસુન્દરી નાટિકામાં જિનેશ્વરનું મંગળાચરણ કરેલું જોવામાં આવે છે. તે પણ મંત્રી સંપત્કરની પ્રસન્નતા માટે કર્યું જણાય છે.

# આરાતામા સાન.

હું મારા કમ્પાઉન્ડના દરવાજામાંથી છાનોમાનો બહાર નીકળ્યો કે તરતજ વ્હેન્ડી-ચોરોકના રસ્તાપર ક્ષણભર આંખને કશું જોવા ન દે એવા ભયાનક વીજળીનો ચમકારો થયો અને મારી દૃષ્ટિમર્યાદામાં પથરાયો સંપૂર્ણ શિયાળાની રાત્રિ હતી. હજુ પરોઢીઉં ન્હોતું-ચાર પણ વાગ્યા ન્હોતા. આકાશમાંના તારાઓ પણ ઠંડા હતા. ઝરણુના ઉંચા કિનારાપરથી ઉતરી, ઠંડીમાં ઠરી ગયલાં ભાતનાં ખેતરોમાં થઇને હું એક વાંસની ઝુંડ તરફ ગયો. એ વાંસની ઝુંડમાં પોલીનીસીયન ઢબના છાપરાઓવાળું અને લોકોથી હંમેશાં ભરપૂર રહેતાં દેવળવાળું એક જાપાનીસ ગામ હતું. આ ગામમાં એક લાંબા મકાનમાં ઝીણો દીવો બળતો હતો. અહિં આવી પહોંચતાં મેં બુમ પાડી-"આરાતામા સાન."

પ્રત્યુત્તરમાં એક કદાવર આકૃતિ અંધારામાંથી મારા તરફ ચાલી આવતી મને જણાઈ, અને મને આવકાર આપતાં તેણે મારો હાથ ઝાલ્યો. એ આકૃતિ પુરૂષની હતી. તે જુવાન અને શરીરે સુદૃઢ હતો. એની ગરદન જાડી અને એના ગાલો ઉપસેલા હતા એની મુખમુદ્રા જોતાં એનામાં એક નીગ્રોના જેવી દૃઢતાનું અને એક મોગોલના જેવી પ્રભૂતાનું સૂચન થતું. પણ એની વાણીમાં અને વર્તનમાં અલૌકિક નમ્રતા હતી.

આ જુવાન મને એક મકાનમાં લઇ ગયો. અહિં બે જુવાનો ભઠ્ઠીપર કામ કરતા હતા. તેઓએ ખમીસ જેવું એકાદ વસ્ત્ર પહેરેલું હતું. તેમના ચ્હેરાપર તેજ ન્હોતું. આજુબાજુ સઘળે દૂધની નાની નાની શીશીઓ હતી. એકી વખતે હજારો એવી શીશીઓ નજરે પડતી હતી; અને આ શીશીઓને એક પછી એક દૂધ ઉકળે ત્યાં સુધી ગરમ કરવા માટે લઇ જવામાં આવતી હતી. આરાતામા એક જુદાજ અને ગભીર અવાજમાં કંઈ હુકમ કરતો જણાયો અને મારી આગળ એક ઝારીમાં દેવતા લઇ આવ્યો. ત્યારબાદ તે એક કઠણ ચાઇનીઝ કાવ્ય મને આપી ગયો. આથી મને આશ્ચર્ય થયું કારણકે કેળવાયલા જાપાનીસોમાંના સેંકડે એક પણ એ કાવ્ય વાંચી શકે એમ ન્હોતું. તેણે મને ચાઇનીઝ લિપિના અક્ષરો આપ્યા, એના જાપાનીસ ઉચ્ચારોની ઈંગ્રેજીમાં જોડણી લખી આપી અને એ કાવ્યનો ઈંગ્રેજીમાં તરજુમો તથા કોટો નામનું વાજીંત્ર જેની સાથે એ કાવ્ય ગવાતું હતું તેનું ચિત્ર સાથેનું વર્ણન મને આપ્યાં. મે એ કાવ્યને અને એને સમજવાની ઇતર સામગ્રીઓને બાજુપર મુકી અને આરાતામા તૈયાર થાય ત્યાં સુધી ઢોરોનું રહેઠાણ જોવા ગયો. મેં સિત્તેર ગાયોને એકી વખતે ખાતાં જોઇ. આમાંની કેટલીક ગાયો તેનાં વાછરડાં

સાથે હતી; અને આ ગામડી દેખાવથી દૂર પૂર્વના મુલકમાં હોવાથી મારા જેવા એક પશ્ચિમવાસીના મનમાં સ્વાભાવિક રીતે ઉપજતી ભયની લાગણી દૂર થતી હતી.

આરાતામાના વર્ગમાં હું દાખલ થયો તેજ દિવસે તેના તરફ મારૂં ધ્યાન ખેંચાયું અને મેં તેને એક જડબુદ્ધિનો શિષ્ય ગણ્યો. તેનો દેખાવ એક પુરૂષાર્થશીલ પણ નિરાશાપૂર્ણ પુરૂષના જેવો હતો. પણ મારો અભિપ્રાય પાછળથી ખોટો ઠર્યો, તેનામાં નૈસર્ગિક સંસ્કારિતાનો પ્રભાવ હતો અને તેની તરફ બતાવેલી સ્હેજ પણ લાગણીને માટે તે કૃતજ્ઞ જણાયો. વર્ગમાં અસ્વસ્થતાનાં ચિન્હો નજરે પડતાં કે તરતજ તેના સહાધ્યાયીઓને તેમના કર્તવ્યનું ભાન કરાવનાર તેજ પહેલો હતો. તે તેમનાથી જુદો—અતડો રહેતો જણાતો. પણ અંગ્રેજીના વિષયમાં તેનું કામ બહુ કાળજીપૂર્વક અને વર્ગમાં તેના ઉલ્લાની પાસેના સ્થાનપરથી જણાય તેથી ઉલટીજ રીતે આશાજનક હતું. કાયદાનો અભ્યાસ કરતા પહેલા વર્ષના વિદ્યાર્થીઓમાંથી સારા નીવડેલા વિદ્યાર્થીઓનો બનેલો એ વર્ગ હતો. અને આ વિદ્યાર્થીઓ જાપાનના સઘળા વિભાગોમાંથી આવતા.

ઑક્ટોબર માસમાં એક દિવસ મારો વિષય સમજાવતાં મારી દૃષ્ટિ નીચે પડી અને મેં એક અર્થસૂચક દૃશ્ય જોયું. આરાતામા જોડા કહાડીને બેઠો હતો. અને એ જોડા કેવા હતા—શેના હતા?

ફક્ત ઈંટના રોડાંજ! મેં જોયું કે આવા જોડા ન પહેર્યા હોય ત્યારે તેને વધારે ઠીક લાગતું કારણકે તેના ખાડા પગો ઉઘાડા હતા. તે દહાડે પહેલીજવાર મને મારા શિષ્યોની ગરીબાઇનો ખ્યાલ આવ્યો.

મેં બીજીવાર જ્યારે આરાતામાને જોયો ત્યારે પુષ્કળ બરફ પડતું હતું. સાઇબીરિયામાં થઇને સુસવાટ કરતો પવન આવતો હતો અને આખું શહેર ધ્રુજાવતો હતો. બગીચાઓને પરાળથી ઢાંકી દેવામાં આવ્યા હતા અને સઘળા લોકોએ મફલર પહેર્યાં હતાં. આરાતામાએ તે દહાડે પુરાણો લશ્કરી ડગલો પહેર્યો હતો અને માથે હુડ હતી. જ્યારે તેણે મને તે નિર્જન રસ્તાપર આવતો જોયો કે તરતજ મને માન આપવાને તેણે માથાપરથી હુડ ઉતારી, અને આટલું બધું બરફ પડતું હતું તે છતાં અમે ઘણું ચાલ્યા પછીજ તેણે પાછી હુડ પહેરી. મેં પુષ્કળ અને ગરમ કપડાં પહેર્યાં હતાં અને પેરેડ ગ્રાઉન્ડ કે જે શહેરનો સૌથી વધુ અરક્ષિત વિભાગ હતો તે તરફ જવાનો મેં રસ્તો લીધો. દરેક વળવાની જગાએ મેં ધાર્યું કે તે મારાથી છૂટો પડશે પણ તેણે તો મારી સાથેજ આવ્યા કીધું. ચાલતાં, વાર્તાલાપમાં મેં તેના ઘર સંબંધી પૂછ્યું.

અમારે પચાસ ઘેર દૂધ આપવાનું હતું. અને એ આપી રહેવાને ત્રણ કલાક જોઇતા. રવિવાર સિવાયના દિવસોએ આરાતામા સાત વાગે દૂધ આપી રહેતો અને પછી ઠેકાણે તેનું ગાડું મુકીને વ્હેળામાં પગ ધોઇ, ટોપી અને જોડા પ્હેરી લેતો અને આઠ વાગે નિશાળે જવાનો વખત થાય તે પહેલાં એક કલાક વાંચતો. ત્યાંથી બે ત્રણ વાગે છુટયા પછી તે પોતાનું ગાડું પાછું ઘેર ખેંચી જતો અને સાંજ સુધી શીશીઓ ધોતો.

દૂધ લેનારાં ગ્રાહકો પણ એટલું માથું ખાઇ જતા કે પરમેશ્વર તોબા. દરેક સવારે અમુક શીશીમાંનું દૂધ ઓછું છે એવી ફરિયાદ તો ખરીજ. તેઓમાંના પાંચ વળી તેનું વજન કરવા નીકળતા, અને શીશીને આંકડી ઉપર ટગતા. ટુંકમાં આરાતામાને અનેક રીતે હેરાન કરતા પણ દૂધ આપવા આવનાર માણસ કોણ હતો તેનો તેમને જરા સરખો પણ ખ્યાલ ન્હોતો છેવટ અધીશેર દૂધ આપવાને અમે બે માઇલ સુધી શહેરના બજારના ભાગમાં ચાલ્યા. મેં આરાતામા પાસેથી જાણી લીધું કે તેને તેના શેઠને સારૂ ગ્રાહકો મેળવવાનું કામ પણ હતું અને આ પ્રમાણે એક પણ દહાડો પાડયા વગર તે છેલ્લાં ત્રણ વર્ષ થયાં પોતાનું ગુજરાન કરતો હતો.

તેણે કહ્યું—"આમાં મારો ઘણો વખત જાય છે. રવિવાર અને બીજા દિવસોનો બપોર પછીનો બધો વખત એમાંજ જાય છે."

દર માસે એકવાર તે પૈસા ઉઘરાવી લેતો અને એ રકમ ૪૦ યેન (૬૦ રૂપિયા) થતી. આમાંથી સેંકડે બહુ થોડા ટકા લેખે એને કાંઇક પગાર બદલ મળતું. તેમાંથી ત્રણ રૂપિઆથી વધુ રકમ તો દર મહિને સ્કૂલમાં એને ભરવી પડતી હતી. એનું ગુજરાન કેમ થતું—એ કેમ નભાવતો એ તો મારાથી કળી શકાતું નથી

અમે ઘર તરફ વળ્યા ત્યારે પૂર્વ આકાશમાં તારાઓ કાંઇક આછા પ્રકાશને લીધે ઝાંખા થતા જણાતા હતા.

તેણે પૂછયું—"તમે આ વેળાને તમારા દેશમાં શું કહો છો? અમે તો એને "હીગાશી ગારામુ" (જાપાનીસ શબ્દ છે) કહીએ છીએ"

મેં કહ્યું—"અરૂણોદય."

દૂધ વેચનાર તરીકેનો આરાતામાનો તે છેલ્લો ફેરો હતો!

આરાતામા જેવાઓની કેળવણીની બહુ જરૂર છે; અને ગુજરાતને*

પ્રભાશંકર આનંદરામ શુકલ.

# ગુજરાતમાં દુકાળ સંબંધી હેવાલ.

બ્રીટીશ ગુજરાતના જે ભાગમાં અમે તપાસ કરીને આ હેવાલ ઘડયો છે તેનાં જુદાં જુદાં મથકોએ તા. ૧ લી જાનેવારીથી તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૧૮ સુધીમાં નોંધાયલા વરસાદના તેમજ છેલ્લાં પાંચ વર્ષના સરેરાશ વસીદના આંકડા નીચે મુજબ છેઃ—*

**અમદાવાદ જીલ્લો.**

| | આ વર્ષના | સરેરાશ (આશરે) |
|---|---|---|
| અમદાવાદ | ૯-૨૩ | ૨૮-૩૬ |
| પ્રાંતિજ | ૬-૭૮ | ૨૯-૮૧ |
| મોડાસા | ૧૦-૭૬ | ૩૨-૪૯ |
| સાણંદ | ૭—૨ | ૨૭-૬૦ |
| વિરમગામ | ૮-૫૦ | ૨૫-૬૦ |
| ખારાઘોડા | ૭-૮૨ | ૧૭-૫૨ |
| માંડલ | ૯—૩ | ૨૦-૮૯ |
| ધોળકા | ૩—૯ | ૩૦-૪૯ |
| ધંધુકા | ૬-૩૬ | ૨૪-૮૧ |
| રાણપૂર | ૧૧-૮૧ | ૨૧—૯ |
| ધોલેરા | ૬-૯૪ | ૨૪-૧૫ |
| ઘોઘા | ૧૩-૫૭ | ૨૪-૧૨ |

**ખેડા જીલ્લો.**

| | આ વર્ષના | સરેરાશ (આશરે) |
|---|---|---|
| ખેડા | ૭-૨૮ | ૩૨-૩૫ |
| મહેમદાવાદ | ૩-૮૨ | ૨૪-૮૧ |
| માતર | ૪-૮૬ | ૨૮—૦ |
| નડીઆદ | ૭-૩૩ | ૩૩-૧૮ |
| મહુધા | ૬—૨ | ૩૧-૧૪ |
| કપડવંજ | ૮-૯૦ | ૨૯—૧ |
| ઠાસરા | ૯-૮૮ | ૩૧-૫૮ |
| ડાકોર | ૧૧-૧૫ | ૩૦-૫૯ |
| આણંદ | ૯-૯૪ | ૩૩-૫૪ |
| બોરસદ | ૬—૮ | ૩૨-૭૪ |

**પંચમહાલ જીલ્લો.**

| | આ વર્ષના | સરેરાશ (આશરે) |
|---|---|---|
| ગોધરા | ૧૫-૫૨ | ૩૫-૭૭ |
| દાહોદ | ૧૧-૬૩ | ૨૫-૨૮ |
| ઝાલોદ | ૧૩—૪ | ૨૬-૩૭ |

અનાજ અને ઘાસના ભાવોમાં થયલો વધારો, એ દુકાળની પ્રમાણની તુલના કરવાનું બીજું ધોરણ છે. તા. ૧૫ મી ઑકટોબર ૧૯૧૮ ને દિવસે અને ૩૧ મી એને દિવસે નોંધવામાં આવેલી મુખ્ય ખોરાકીની ચીજોના ભાવની સરખામણી નીચેના કોઠામાં રજુ કરી છેઃ—

(દર રૂપીએ શેર-અધોળ)

| | ઘઉં | | ચોખા | | જુવાર | | બાજરી | |
|---|---|---|---|---|---|---|---|---|
| મુંબાઇ | ૭-૧૦ | ૮-૧૪ | ૮-૧૪ | ૧૧-૦ | ૬-૨ | ૯-૧૨ | ૬ | ૧૦-૪ |
| અમદાવાદ | ૯—૦ | ૧૦—૦ | ૮—૦ | ૧૦-૦ | ........ | ........ | ૯-૬ | ૧૧-૦ |

*આ ભાગને દુકાળનું ક્ષેત્ર કહ્યું છે. પરંતુ ગુજરાતના બાકીના ભાગ વિષે અમે કંઇ કહ્યું નથી. તે છતાં એટલું જણાવી શકાય કે સુરત અને ભરૂચ જીલ્લાઓમાંથી જે ખબર મળી છે તેમાં ઘાસનો દુષ્કાળ અને થોડે ભાગે પાકની નિષ્ફળતા હોવાના સૂચન થયા છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ખેડા | ૭—૮ | ૯—૮ | ૮—૦ | ૧૦-૪ | ...... | ....... | ૬-૦ | ૧૧-૦ |
| પંચમહાલ | ૮—૦ | ૧૦—૦ | ૮—૦ | ૧૦-૦ | ....... | ....... | ૬-૦ | ૧૦-૦ |
| ભરૂચ | ૯—૦ | ....... | ૧૧—૦ | ....... | ૧૦-૦ | ....... | ૮-૦ | |
| સુરત | ૭—૬ | ૯—૮ | ૯—૪ | ....... | ૬-૮ | ....... | ૬-૮ | ૧૧-૨ |

તા. ૨૦ મી સપ્ટેંબરે નોંધેલા માસિક આંકડાઓ બતાવે છે કે ૧ બંગાળી મણ સુકકું ઘાસ મુંબઇમાં રૂા. ૨-૭-૫ ના ભાવે, અમદાવાદમાં રૂા. ૩-૧૪-૫ ના ભાવે, ભરૂચમાં રૂા. ૨-૬-૫ ના ભાવે, અને સુરતમાં રૂા. ૩ ના ભાવે મળી શકતું હતું. ખેડા અને પંચમહાલ માટે કાંઇ આંકડા આપવામાં આવ્યા નથી. તપાસના ક્ષેત્રની બહારના ભાગોમા જે ભાવ છે તે પણ અહીં એટલા માટે ટાંકયા છે કે એકજ જાતના આખા વિસ્તારમાં તેનો સામાન્ય વધારો ધ્યાનમાં લેવાની જરૂર છે. એ આંકડાજ પોતાની કહાણી કહે છે. ભાવમાં એ વધારો ઘણા પ્રમાણમાં લડાઇની સ્થિતિને લીધે અને રેલ્વેની મુશ્કેલીને લીધે થયો છે પરંતુ હરવર્ષના જેવા ખરીફ પાકથી ભાવમાં સારો ઘટાડો થઇ જાત. તેથી તેમાં થયેલો વધારો, દુષ્કાળની સ્થિતિ સ્પષ્ટ રીતે સૂચવે છે.

અમે એકદમ કહી શકીએ છીએ કે આખા અમદાવાદ જીલ્લામાં-ધોધા તાલુકાના 'કા ભરેલા અપવાદ શિવાય-તેમજ ખેડા જીલ્લામાં અને પંચમહાલના મોટા ભાગમાં વરસાદનું વાવેતર ઘણું ખરૂં નિષ્ફળ નીવડયું છે. સંકટવાળા વિસ્તારના એકકે ભાગમાં અનાજનો એક પણ દાણો અથવા ઘાસનું તણખલું નથી એમ આ ઉપરથી કહેવાતુ નથી. પ્રથમ તો નહેર અથવા કુવાના પાણીથી જે ખેતરોમાં વાવણી થઇ છે તેમાં સામાન્ય રીતે સાધારણ સારો પાક થયો છે અને તેની કાપણી હાલમાં ચાલી રહી છે. નહેરો વિનાનો વિસ્તાર કે જે પ્રમાણમાં ઘણો મોટો છે તેમાં ખેતરે ખેતરે, ગામે ગામ અને તાલુકે તાલુકે સ્થિતિ જુદી જુદી હોય છે. ઝાપટાની સંખ્યા અને સમય, જમીનની ફળદ્રુપતા અને જાત, ખેતીના રોગોનો ઉપદ્રવ તેમજ બીજાં પરચુરણ સંયોગો ઉપર પાકનો આધાર હોય છે. આથી જો મોટા ભાગમાં પાક એટલો નિષ્ફળ થયો છે કે ત્યાં શબ્દશઃ ઘાસનું તણખલું કે અનાજનું કણ નથી તો પ્રમાણમાં જુજ ભાગમાં બે ચાર મણ બાજરી અથવા તો ઘાસના સો બસો પુળા થયા છે કે જેથી ખેડુતો અને તેમનાં ઢોરનો થોડાક માસ સુધી નિભાવ થઇ શકે. બાકીના ભાગની સ્થિતિ આ બેની વચ્ચેની છે. જ્યારે વધારેમાં વધારે ફળદ્રુપ અને વધારેમાં વધારે ભાગ્યશાળી ગામોએ આ રીતે અનાજ અને ઘાસનો થોડાક માસનો જથ્થો મેળવ્યો છે ત્યારે બાકીનાની સ્થિતિ, વર્ણવ્યા કરતાં વધુ સારી રીતે કલ્પી શકાશે.

આ હેવાલ માટે અમે દુકાળના વિસ્તારના મોટા ત્રણ વર્ગ પાડીએ છીએ. એમ કરતા પહેલાં એ ધ્યાનમાં રાખવું જોઇએ કે દરેકે દરેક ગામડાંની ખાસ

સ્થિતિનો વિચાર બાજુએ મૂકીને ગામડાંના આખા જથ્થાની સામાન્ય સ્થિતિ ઉપરથી આ વર્ણણી કરવામાં આવી છે.

(૧) જે વિસ્તારમાં વરસાદના પાક બિલ્કુલ નિષ્ફળ નીવડયા છે અને જ્યાં નહેર કુવાની સવડ નજીવી છે અથવા નથી તે ભાગ સૌથી વધારે સંકટવાળો છે તથા ત્યાં ત્વરિત નિવારણની જરૂર છે. અમદાવાદ જીલ્લામાં ધોળકા અને ધંધુકાના ભાલ પ્રદેશ, દક્ષિણ વિરમગામ, દક્ષિણ-પશ્ચિમ સાણંદ અને દક્ષિણ-પશ્ચિમ ધોળકાનો નળ કાંઠાનો અને તેની આસપાસનો પ્રદેશ, લગભગ આખો મોડાસા પેટા મહાલ અને પ્રાંતિજનો અંતિમ ઉત્તર ભાગ પૂરેપૂરા સંકટવાળા છે. ખેડામાં ખાસ કરીને આખા માતર અને મહેમદાવાદ તાલુકા, નડીઆદ અને કપડવંજનો મોટો ભાગ, ઠાસરાનો માળ પ્રદેશ અને આણંદ અને બોરસદનાં કાંઠાનાં ગામો સૌથી વધુ સંકટવાળાં છે. પંચમહાલમાં ગોધરા અને દોહદના મોટા ભાગ અને આખો ઝાલોદ તાલુકો-એનો આજ વર્ગમાં સમાવેશ થાય છે. ઉપર જણાવેલા પ્રદેશોમાંથી સારાં ઢોર અને ભેંસો મોટી સંખ્યામાં વેચાવા અને પાંજરાપોળોમાં મોકલાવા માંડયાં છે. કેટલાંક ઢોર ભુખમરાથી મરણ પામ્યાં છે. દુબળાં તવાઈ ગયલાં ઢોરોના ટોળે ટોળાં અહીં તહીં દૂરથી રખડતાં અને જમિનમાંથી ઘાસનાં મુળાડીઆં ઉખાડી ચરી ખાતાં જોવામાં આવે છે. અમને માનવાને કારણો છે કે ઘરડાં અને અશકત માણસને પણ આ વિસ્તારમાં ભુખમરાની અસરો લાગવા માંડી છે.

(૨) એ પછી એ પ્રદેશ આવે છે કે જેમાં માત્ર વર્ષાદથી તો કંઇ પાકયું નથી પણ જ્યાં કેટલાંક ખેતરોમાં કુવાઓ અથવા નહેરોના પાણીથી કંઇક પકવ્યું છે. અમદાવાદ જીલ્લામાં પશ્ચિમ ધંધુકા, સાબરમતિ પાસેના સાણંદ અને ધોળકાના પૂર્વ ભાગ, અને દશક્રોઇ તાલુકાના કેટલાક ભાગ આ વર્ગમાં આવે છે. ખેડામાં આ વર્ગમાં ગણાવવા લાયક કોઈ ખાસ ગાળો નથી. અહીં તહીંના થોડાક એકરોમા હવામાં ફરફરતા ઉંચી જુવારના દાંડાઓ અથવા નવી કાપણી કરેલા ઘાસના ઢગલાઓ મુલાકાત લેનારની આંખોને આનંદ આપે છે પરન્તુ તેઓ ખરેખર રણમાં લીલોતરી સમાન છે. સશકત જુવાનો અને છોકરાંને નહેરકુવાવાળાં ખેતરોમાં હજી થોડા વખત સુધી કામ મળતું રહેશે. પણ આ ગાળામાં ખેડુતોના મોટા ભાગને ઘાસનો દુકાળ બહુજ લાગે છે અને અશકતની માઠી દશા થાય છે. પહેલા વર્ગના વિસ્તારમાં મદદ આપવામાં આવ્યા પછી લગભગ તરતજ આ વિસ્તારનું નિવારણ કરવું જોઇએ.

(૩) છેવટનો એવો વિસ્તાર છે કે જેમાં થોડાક ખરીફ પાક ઉતર્યો છે અને જેમાં કુવા વગેરેની સંખ્યા પણ કંઇક સંતોષકારક છે. અમદાવાદ જીલ્લામાં ઘોઘા, તથા ઉત્તર વિરમગામ અને પ્રાંતિજ તાલુકાના કેટલાક ભાગ આ પ્રકારના છે. ખેડામાં નડીઆદ, આણંદ અને બોરસદનો કેટલક ભાગ અને ઠાસરાનાં થોડાંક ગામો આ વર્ગમાં સમાય છે, વળી દેહદ તાલુકાની સરહદનાં થોડાંક ગામો

અને આલોદના એથી થોડાંક ગામો જેમાં મકાઇનો થોડો પાક ઉતર્યો છે-અને ત્યાં ગરીબ લોકોનો નિર્વાહ મકાઈ પર થાય છે-તેમને પણ આમાંજ ગણવાં જોઇએ. ઉપર જણાવ્યા પ્રમાણે આ વિસ્તારમાં પણ થોડાક માસ પછી દુકાળની સખ્ત અસર લાગવાનો સંભવ છે.

નિવારણની પદ્ધતિ સંબંધી બોલતાં અમે સરકારને પ્રથમ તો વિનંતિ કરીશું કે ગુજરાતના સંકટવાળા વિસ્તારમાં દુકાળની સ્થિતિ તેમણે તરતજ જાહેર કરવી જોઇએ. મુંબાઇની ધારાસભાની હમણાંજ મળેલી બેઠકમાં ના. હરિલાલ દેસાઇભાઇએ પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં સરકારે જણાવ્યું છે કે “સરકારે હાલની સ્થિતિ સંબંધમાં કમિશરોના વિગતવાર હેવાલો માગ્યા છે અને એ હેવાલ ઉપર વિચાર ચલાવ્યા પછી જરૂર જણાશે ત્યારે દુષ્કાળ જાહેર કરવામાં આવશે.” સપ્ટેમ્બરની શરૂઆતમાંજ વરસાદનાં છેલ્લાં ઝાપટા પડયાં હતાં અને ખરેખર અજાયબ જેવું છે કે ચોમાસુ ચોક્કસ ખતમ થયે બે માસ વીત્યા પછી કલેક્ટરો અને કમિશનરોએ પોતાની હકુમતના વિસ્તારની સ્થિતિના વિગતવાર હેવાલ મોકલી આપ્યા નથી. ખેડુતો અને જાહેર પ્રજા આવી મંદતા અને બેદરકારી સહેવાને તૈયાર નથી અને હને ખરો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે સરકારે સંકટવાળા વિસ્તારમાં દુકાળની હયાતિ જાહેર કરીને દુકાળ નિવારણની રાજનીતિનો ચોક્કસ રીતે સ્વીકાર કરવો જોઇએ.

દુકાળ જાહેર કર્યા પછી તરતજ દુકાળવાળા આખા વિસ્તારમાં જમીન મહેસુલ તદ્દન મોકુફ રાખવાની અને કેટલુંક માફ કરવાની ઉદાર રાજનીતિ જાહેર કરવી જોઇએ. નિવારણની તાકીદ અને સંકટના પ્રમાણમાં અમે દુકાળવાળા વિસ્તારને ૩ વર્ગમાં વહેંચ્યો છે. પરંતુ અમે ઉપર જણાવ્યા પ્રમાણે ઉત્તમ વિસ્તારમાં પણ અનાજ અને ઘાસનો થોડોજ પાક ઉતર્યો છે અને અમને એમ કહેતાં જરા પણ આનાકાની થતી નથી કે બાકીનાની માફક આ વિસ્તારમાં પણ મહેસુલની તદ્દન મોકુફી અને માફીનો પ્રજાને હક્ક છે. ગયે વર્ષે મુલતવી રહેલુ મહેસુલ અને પાણી ન આપ્યું હોય ત્યાં આકારપર ચઢાવેલો હીમાયતનો દર તો માફજ કરવો જોઇએ. અને આ રાજનીતિ જાહેર કરવામાં કોઈ પણ જાતની ઢીલ પણ થવી જોઇએ નહીં. ખરેખર જો દુષ્કાળ કમિશનોની ભલામણો મુજબ તત્કાળ કામ લેવાયું હોત, તો આવી રાજનીતિ બધા વિસ્તારોના સંબંધમાં નહીં તો ઓછામાં ઓછા ઢાસરા, અને કપડવંજ જેવા તાલુકાઓ કે જ્યાં ડીસેમ્બરની પાંચમી તારીખથી મહેસુલનો પહેલો હફ્તો શરૂ થાય છે ત્યાં અત્યાર અગાઉ જાહેર કરવામાં આવી હોત. બાકીના વિસ્તારના સંબંધમાં આવી જાહેરાત ડીસેમ્બરના પહેલા અઠવાડીઆ કરતાં મોડી બ્હાર પાડવી જોઇએ નહીં કેમકે પહેલો હફ્તો સામાન્ય રીતે પાંચમી જાનેવારીથી શરૂ થાય છે. મોકુફી અને માફીની આવી રાજનીતિ જેમ દુષ્કાળના શરૂઆતના વખતમાં લોકોની

આર્થિક સ્થિતિમાં રાહત આપવાને માટે તેટલીજ તેમના હૃદયબળને ટકાવવાને માટે સ્વીકારવામાં આવે છે. આ સંબંધમાં કંજુસ રાજનીતિ અને તે જાહેર કરવાની ઢીલ એ બન્ને સામે અમે સરકારને ચેતાવીએ છીએ કે રખેને તેથી ખેડાની લડતમાં લોકસમૂહમાં જેવો અસંતોષ ઉત્પન્ન હતો તેવો ન થાય.

આ સંબંધમાં બે મુદ્દા ઉપર ભાર મૂકવાની અમે રજા લઈએ છીએ. પ્રથમ મુદ્દો રૂના પાકની સ્થિતિનો છે. સંકટવાળા વિસ્તારમાં બે જાતનું રૂ થાય છે (અ) જડીઓ અને (બ) કાનવી. પ્રથમ જાત એક વખત વાવ્યાથી સતત ત્રણ વર્ષ સુધી પાક આપે છે અને આથી એમ આશા રાખી શકાય કે આ જાત જ્યાં વાવવામાં આવી છે ત્યાં તેનો પાક રીતસર ઉતરશે. હવે આ વિસ્તાર બીજાની સરખામણીમાં ઘણો નાનો છે. એ ઉપરાંત પાછોતરના વર્ષાદની નિષ્ફળતા અને ઑક્ટોબરના બાળી નાંખે એવા તાપથી આ રૂના છોડવાઓનું સત્વ ઘણું ખરૂં નાશ પામ્યું છે અને તેની સંખ્યા પણ કમી થઈ ગઈ છે. કાનવી કપાસ વધારે વિસ્તારમાં વાવવામાં આવે છે તેનું ભવિષ્ય કાંતો તદ્દન નિરાશાભરેલું છે–તે છોડવાઓ આકળ અથવા માવઠાથી ઉગી ન નીકળે એવા ઘણાજ ટુંકા અને કરમાએલા છે–અથવા તો અત્યંત શંકાસ્પદ છે. જ્યાં પ્રમાણમાં તે સારામાં સારાં દેખાય છે ત્યાં પણ ઘણે ઠેકાણે તેના ઉપર પીળાં ફૂલો દેખાય છે અને તે ગરે છે એ ચોક્કસ ખરાબ પાકની નિશાની છે. આથી જે મહેસુલી અમલદારો કેટલેક ઠેકાણે ઉભા પાકનાં ગુલાબી ચિત્રો દોરતા જણાય છે તેમણે કપાસની આનાવારીનો અડસટ્ટો બાંધતાં સૌથી વધારે કાળજી રાખવી જોઈએ.

જે બીજા મુદ્દા ઉપર અમે ધ્યાન ખેંચીએ છીએ તે એ છે કે અમલદારોને ખાસ હુકમ આપવા જોઈએ કે રૂ, જુવાર, બાજરી અને ઘાસની ભારે કિંમત આનાવારી ગણતી વેળા તેઓ ધ્યાનમાં લે નહિ. લડાઇથી ઉંચે ચઢેલી કિંમત દુકાળથી વળી વધારે ચઢી ગઇ છે. આથી જે જુજ સ્થળે વર્ષાદથી કંઇ પાક થયો છે ત્યાં સાધારણ રીતે ઉતરેલા અનાજ અને ઘાસના કંગાલ પાકની ઉંચી કિંમત ધ્યાનમાં લેવી એ વિપરીત બુદ્ધિનો અને ગંભીર અન્યાય ગણાય. વળી આ વર્ષના પાકના જથ્થા સાથે સાધારણ વર્ષના પાકના જથ્થાની સરખામણી કરીનેજ આનાવારીની ગણત્રી થઈ શકે છે. પરંતુ આ વર્ષના પાકની એકંદર કિંમતની સરખામણી સાધારણ વર્ષના પાકની કિંમત સાથે કરવી એ કેવળ ભ્રમજનક છે કેમકે તેથી ખેડુતોની આર્થિક સ્થિતિ વિષે તદ્દન ખોટો ખ્યાલ ઉપજશે. પાકની કિંમત વધવા સાથે જિંદગીની જરૂરીઆતની બધી વસ્તુઓના ભાવો ઉંચે ચઢી ગયા છે અને વળી પાકની નાણાંની કિંમત ઘણે અંશે કાલ્પનિકજ રહેશે કેમકે તેથી ખેડુતોની પોતાની જરૂરીઆતો થોડાક માસને માટે પણ ભાગ્યેજ પુરી પડી શકશે.

મહેસુલ મોકુફ રાખવા અને માફ કરવાના પ્રશ્ન પછી બીજો અગત્યનો પ્રશ્ન, રવી પાક, ઉન્હાળાની જુવાર અને લ્યુસર્ન (વિલાયતી) ઘાસ–રજકો બની શકે તેટલા વધારે જથ્થામાં ઉગાડવામાં મદદ કરવાનો અને તેને ઉત્તેજન આપવાનો છે. વડોદરા રાજ્યમાં આ દિશામાં એક ઘણી સારી પ્રથા અનુસરવામાં આવે છે. તે અનુસાર દુકાળની શરૂઆતની મોસમમાં તગાવીના ઘણા મોટા ભાગની રકમ નવા કુવા ખોદવા માટે અને જુના સમરાવવાને આપવાને નિયત કરવામાં આવે છે. વડોદરા રાજ્યના દુકાળના કામકાજના રિપોર્ટોમાં જણાવ્યું છે કે આ ડહાપણ ભરેલી અને ઉદાર રાજનીતિના પરિણામે ઘણી મોટી સંખ્યામાં કુવા વધ્યા છે અને તે દુષ્કાળની માઠી અસર સામે ખરેખર હમેશના રક્ષણ રૂપ થઈ પડે છે. એવીજ પ્રથા અહીંઆં અમલમાં મૂકવાની અમે ભલામણ કરીએ છીએ અને કુવાની તગાવીને લોકપ્રિય કરવાને તથા તેનો લાભ લઈ બને તેટલા વિસ્તારમાં રવી અને જુવાર પાક પાઈ શકાય તે માટે કુવાઓ ખોદવાને અમલદારો અને ખાનગી ગૃહસ્થોએ ભેગા મળીને ખેડુતોને સમજુત આપવી જોઇએ. ખેતીવાડી ખાતાએ પણ પોતાનાં ખાતાનાં માણસોમાં વધારો કરીને તથા દરેક તાલુકામાં ખેડુતોને સગવડ પડતી શરતોએ સંખ્યાબંધ કુવાઓ શારવાના યંત્ર સુલભ કરીને આ બાબતમાં મદદ આપવી જોઈએ. અમને જણાય છે કે હાલ આ યંત્રોની સંખ્યા અને તેનો ઉપયોગ કરવાની પદ્ધતિ સંતોષકારક નથી, અને આ બાબતમાં સત્તાપીથી સુધારો કરી હાલની સ્થિતિની જરૂરીઆતનું ભાન ખેતીવાડીખાતાએ બતાવવું જોઇએ.

અમે વધુ ભલામણ કરીએ છીએ કે, ખેતીવાડી ખાતાએ ખાસ કુશળ માણસોને પસંદ કરેલા વિસ્તારોમાં મોકલી ખેડુતોને તેમનાં ખેતરોમાં લુસર્ન–વિલાયતી–ઘાસ ઉગાડવાને પ્રેરણા કરવાનું કામ સોંપવું. ઘણે ઠેકાણે એવા મોટા વિસ્તાર આવેલા છે કે જ્યાં પાણી ઘણાં ઉંડાં હોતાં નથી અને જ્યાં વિલાયતી ઘાસ ઘણી સહેલાઈથી વાવી શકાય, અને કાચા કુવાના પાણીથી તે પકવી શકાય. સરકારે કાચા કુવા કરાવવા માટે તેમજ કોશ, વરત વગેરે માટે તગાવી આપવી જોઇએ તેમજ લુસર્નનાં બીજ અને તેના વાવેતર માટે જરૂરી સલાહ સુલભ કરવી જોઈએ. જો થોડીક જગ્યાઓએ આ અખતરાની સફલતા પુરવાર કરવામાં આવે તો તેનું અનુકરણ બીજી જગ્યાઓએ સપાટાબંધ થશે અને પરિણામે હજારો એકરમાં આવતા ચોમાસા સુધી એક પછી એક ઘાસના પાક ઉતર્યા કરે તથા ઘાસની તંગી કંઇક અંશે દૂર થાય.

ઈરીગેશન ખાતાએ પણ સમયને અનુસરીને એવી પ્રવૃત્તિઓ આદરવી જોઇએ કે જેથી હાડમારી ભોગવતા ખેડુતોનાં સંકટ કંઇક કમી થાય પણ આમ નથી બનતું એટલુંજ નહિ પણ હાલની સ્થિતિની જરૂરીઆત તરફ તે ખાતું ઘાતકી બેદરકારી બતાવતું જોવામાં આવે છે. તે ખાતું અસલાલી તળાવને નહેરના પાણીથી ભરી દેવા માટે

અને પ્રાંતિજમાં ઓખ તળાવ પાસે આછા ઘાસના થોડાક એકરમાં ઢોર ચરવા દેવા માટે નાણાંની એવી રકમો કઢાવે છે કે જે હાલને વખતે ઘણીજ મોટી ગણવી જોઇએ. સરકારે પોતાના ઇરીગેશન ખાતાના અમલદારોને તરત એવા હુકમ કાઢવા જોઇએ કે કંઈ પણ રકમ લીધા શિવાય જ્યાં બની શકે ત્યાં ગામનાં તળાવો પાણીથી ભરવાં અને પોતાના તાબા નીચેના ઘાસના વિસ્તારોમાં ઢોરોને ચરવા દેવાં.

ગામડાંઓમાં બની શકે ત્યાં સુધી બી, કોશ, વરત વગેરે ખરીદવા માટે અને જ્યાં જરૂર જણાય ત્યાં પાકની કાપણી સુધી નિભાવ માટે તગાવીની રકમો સરકારે ઉદારતાથી વહેંચવી જોઇએ. સરકારે હમણાંજ ધારાસભામાં જણાવ્યું છે કે, ગુજરાતના જીલ્લાઓમાં તગાવીની વહેંચણી માટે અગાઉ મંજુર કરેલા ૭૫૦૦૦ ઉપરાંત ૯ા લાખ રૂપીઆ મંજુર કર્યા છે. હાલને માટે આ રકમ પુરતી ગણી શકાય. પણ આટલુંજ બસ નથી. સરકારે મહેસુલી અમલદારોને ખાસ સૂચનાઓ આપવી કે જેમને તગાવી જોઇતી હોય તેઓને ઘણી ઢીલ થાય એવા વહીવટના જાળમાં ઉતરવાની ફરજ પાડયા વિના અને એકાદ નાનીશી રકમ મેળવવા માટે એક કરતાં વધુ વખત ઘણા માઇલોની મુસાફરી કરવાની અગવડમાં તેમને મૂકયા વિના તે તેમને ગામ જઇને વહેંચવી જોઇએ. વળી હાલની રકમો ખપી જાય કે તરતજ બીજી જરૂરી રકમો મંજુર થશે, એવી સરકારે પોતાના તાબાના નોકરોને ખાત્રી આપવી જોઇએ.

અમે વધુ વિનંતિ કરીએ છીએ કે, ચાર વર્ષની લડાઇને લીધે વધુ મુશ્કેલ થઇ પડેલી હાલની દુષ્કાળની સ્થિતિની ખાસ મુશ્કેલીઓ ધ્યાનમાં લઇને સરકારે આ વર્ષે તગાવી ઉપર કંઈ પણ વ્યાજ લેવું જોઇએ નહીં. હાલની તગાવી પાછી લેવાની પદ્ધતિને લીધે ખેડુત તે લેવાને હમેશાં નાખુશ હોય છે, અને તેથી વડોદરા રાજ્યમાં આ પ્રથા અનુસરવાથી ઘણો લાભ થયો છે. અમે જાણીએ છીએ કે સરકારે અત્યાર સુધી જે રાજનીતિ ગ્રહણ કરી છે તેમાં એક અગત્યનો સુધારો કરવા માટે અમે વિનંતિ કરીએ છીએ પરંતુ અમે તે એટલા માટે સૂચવીએ છીએ કે તેથી હાલના કરતાં વધુ અનાજ અને ઘાસ ઉગાડી શકાશે અને ઘણાં માણસો અને ઢોરનો એમને એમ નિભાવ થશે એવી અમારી માન્યતા છે.

અમે હવે ઘાસ પુરૂં પાડવાના પ્રશ્ન વિષે લખીશું. સરકારે દુકાળના વખતમાં સ્વીકારેલી રાજનીતિની એ એક પ્રથા છે કે સંકટવાળા વિસ્તારમાં જૂદી જૂદી જગ્યાઓએ ઘાસનો મોટો જથ્થો તેઓ મોકલી આપે અને ખેડુતોને તે સસ્તા દરે વેચે. ધારાસભામાં હમણાંજ સરકારે જણાવ્યું છે કે તેમણે ઉત્તર ગુજરાતમાં ૨૫ લાખ પાઉંડ ઘાસ મોકલ્યું છે અને તે ખપી ગયું છે. આ પાછલી હકીકત સામે અમે મજબુત વાંધો ઉઠાવીએ છીએ કેમકે અમને ખબર છે કે નડીઆદ અને બારેજડીમાં

ઘાસની ગાંસડીઓની મોટી સંખ્યા હજી પડી રહેલી છે. સરકારે દેખીતી રીતે આ હકીકત એટલા માટે જણાવેલી લાગે છે કે અત્યારે જ્યારે સસ્તા ઘાસની માગણી ઘણીજ થઈ રહી છે ત્યારે બેલેન્સમાં પડી રહેલી ગાંસડીઓ સંબંધી કારણ આપવું તેમને મુશ્કેલ જણાયું હશે. ખરી બાબત એ છે કે સરકારી ઘાસ માત્ર તેજ ખેડુતોને વેચવામાં આવે છે કે જેમણે પોતાના બળદોનાં સાધનથી જુવારનો કે રવી પાક કર્યો હોય. વળી, દરેક બળદ દીઠ ઘાસની આશરે બે ગાંસડી આપવાનો રિવાજ છે. હવે આ પાક માત્ર જ્યાં કુવા કે નહેરની સગવડો હોય ત્યાંજ થઇ શકે. આવી ખાસ સગવડવાળા ભાગ્યશાળી ખેડુતોને ઘાસના સરકારી જથ્થાનો લાભ મેળવવા માટે પોતાનાં ગામોથી કેટલાક ઠેકાણે ૨૦-૩૦ માઈલની મુસાફરી કરવી પડે છે. માતર, ધોળકા, મોડાસા તથા આણંદ અને બોરસદનાં કાંઠાનાં ગામો જેવા કેટલાક આખા તાલુકાઓ અને તાલુકાના ભાગ એવા છે કે જ્યાં તેમની પોતાની હદમાં ઘાસ મળી શકતું નથી. સેંકડો ગામોમાંથી સસ્તા ઘાસ માટે માગણીની બૂમો સંભળાય છે તેથી માત્ર કુવાઓ વાળી ખેતીમાં રોકાયલા બળદો માટેજ નહીં પરંતુ બીજા બળદો અને બીજા કીંમતી ઢોર માટે પણ—અને તેમના નિભાવમાં સરકાર તેમજ પ્રજાનું હિત રહ્યું છે--સરકારે સસ્તી ઘાસ આપવી જોઇએ. સરકારે હમણાં જણાવ્યું છે કે આ ઈલાકામાં ઘાસને લગતી વ્યવસ્થા કરવા માટે એક ખાસ અમલદારની નિમણુંક રી છે અને હાલ તુર્ત તે ઘાસનો જથ્થો કેટલો છે તેની તપાસમાં રોકાયલો છે. રમ્યાન અમૂલ્ય સમય પસાર થાય છે, સેંકડો ઢોર મરે છે અને સૌથી સારી જાતનાં ઢોરમાંથી હજારોની સંખ્યાનું વેચાણ બહુજ સસ્તા દરે થાય છે અથવા તો તેમને પાંજરાપોળોમાં મોકલવામાં આવે છે કે-ત્યાં તેમને રોગી અને ઘરડાં ઢોર સાથે પુરવામાં આવે છે અને આવતા ચોમાસા પહેલાં તે કદાચ મરી જશે અથવા તો ભૂખથી તવાઈ જશે એમ લાગે છે. સ્થિતિ ઘણી ગંભીર છે અને સરકારે ઘાસનો કેટલો જથ્થો મેળવી શકાશે તેની ગણત્રી કરતે કરતે સૌથી પ્રથમ તો સંકટવાળા તાલુકાઓના પ્રત્યેક મુખ્ય મથકમાં ઘાસનો એક કે બે માસ ચાલી શકે એટલો મોટો જથ્થો લાવવો જોઇએ અને કુવાઓવાળાં ખેતરોના બળદો માટેજ માત્ર નહીં પરંતુ બધાં કીંમતી ઢોરના બિભાવ માટે પંદર રૂપીએ પચીસ મણના સસ્તા દરથી તે છુટથી વેચવો જોઇએ. જરૂરી ઘાસનો જથ્થો તરતજ સુરત અને મુંબાઇ વચ્ચેનાં જૂદાં જૂદાં સ્ટેશનોએ ઘાસનો ધમધોકાર વેપાર ચાલી રહ્યો છે તેમાંથી સરકારે વેચાતો લેવો જોઇએ.

ધારાસભાની હમણાંજ મળેલી બેઠકમાં સરકારે આપેલા એક જવાબ ઉપરથી જણાય છે કે હજી સુધી ઘાસ તગાવી તરીકે આપવાનું સરકારે શરૂ કર્યું નથી. આમાં સરકારે પોતાની ફરજનો ભંગ કર્યો છે. અત્યંત દુષ્કાળવાળા વિભાગમાં આ પ્રકારની મદદ પહોંચાડવામાં શરૂઆત કરવા માટે સરકારે હવે જરાકે વખત ગુમાવવો જોઇતો નથી.

આ દિશાના સરકારના પ્રયાસોમાં મુંબાઈ ખાતેની એક મધ્યસ્થ કમીટીએ સ્થાનિક કમિટીઓની મદદથી પુરવણી કરવી જોઇએ. બોમ્બે સેંટ્રલ ફેમિન રીલીફ કમિટીએ ૧૯૧૧-૧૨ ના દુષ્કાળમાં કરેલું કામ આ જાતના કામના એક ઉત્તમ નમૂનારૂપ છે અને આ વર્ષે જરા પણ ઢીલ વિના તેનું અનુકરણ થવું જોઇએ. સ્થાનિક સરકારે આવી કમિટીનાં ઘાસને લગતાં કામકાજમાં તેમને જોઈતાં વેગનોની સંખ્યા પુરી પાડીને અને તે સાથે આવી કમિટી તરફથી તેમજ ખાનગી વેપારીઓ તરફથી થતી ઘાસની આયાત માટે સસ્તો દર મેળવી આપીને ખાસ મદદ આપવી જોઇએ.

સરકારે સંકટવાળા વિસ્તારમાંના ખેડુતોને ખબર આપી છે કે તેમનાં ઢોરોનો નિભાવ ધરમપોર રાજ્યનાં જંગલોમાં દરેક ઢોર દીઠ પ્રમાણમાં જુજ રકમ આપવાથી કરી શકાશે. ખેડુતોની સંકુચિત બુદ્ધિને લીધે તેમજ આ દિશામાં ભૂતકાળમાંના એવાજ અખતરાઓની નિષ્ફળતાને લીધે આ કિંમતી સગવડોનો લાભ સંતોષકારક સંખ્યામાં ખેડુતોએ લીધો નથી. ધરમપોર ખાતેની ચોક્કસ સ્થિતિની સવિસ્તર વિગત તેમજ ત્યાં કરવામાં આવેલા કોઇપણ જાતના ભુતકાળના અખતરાઓની વિગત ખેડુતોને મળી શકે એવી ગોઠવણો કરવી જોઇએ. અમે માનીએ છીએ કે જો ત્યાંની સારી સ્થિતિ વિષે ખેડુતોને ખાત્રી કરી આપવામાં આવે તો યોગ્ય દેખરેખ નીચે ઘણાં ઢોર મોકલવાને ખેડુતોને સમજાવી શકાશે.

મનુષ્ય દુઃખ નિવારણ સંબંધી વિચારતાં હાલની સ્થિતિની જરૂરીઆતો ઘણી ચોકખી જણાઇ આવે છે. પ્રથમ વર્ગનો વિસ્તાર કે જ્યાં ગરીબોને મજુરી મળે એવું ઘાસ ચુંટી કાઢવાનું કામ લગભગ બંધ થઈ પડયું છે ત્યાં અજમાયશી દુકાળ કામ (test works) સરકારે અત્યાર અગાઉ ઉઘાડવાં જોઇતાં હતાં. સપ્ટેંબરનાં ઝાપટાં અને ઇન્ફ્લ્યુએન્ઝાના ઉપદ્રવનો પ્રસાર–એ બે કારણોથી આવાં કામો ખોલવામાં થયલી ઢીલ કાંઇક અંશે સમજી શકાય પરંતુ સરકાર અને કલેકટરો, દુકાળથી અત્યંત દુઃખી બની ગયલા વિસ્તારોમાં આ કામો ખોલવામાં જે દરેક દિવસ ગુમાવશે તેમાં સૌથી વધુ માનુષી અને જોખમદારી ભરેલી ફરજના ભંગ માટે તેઓ દોષપાત્ર ગણાશે. બીજા વર્ગના વિસ્તારમાં એટલીજ તાકીદે કામ લેવાવું જોઇએ. અને ત્રીજા વર્ગના વિસ્તારમાં થોડાક માસ વીત્યા પછી જ્યારે ખેતીની મજુરી અને ઘાસ અને અનાજના પ્રમાણમાં ન્હાના જથ્થાઓ ખપી જશે ત્યારે સંકટ નિવારણનાં કામ ખોલવાં જોઇશે. અજમાયશી કામોમાં સાધારણ દુકાળનાં કામકાજ કરતાં મજુરીના દર ઓછા હોય છે અને કામનો દર વધારે સખ્ત હોય છે તેના સંબંધમાં એક બે શબ્દો કહેવા જોઇએ. ચાલુ દુકાળના વર્ષની ખાસ સ્થિતિ જોતાં અને તેની આગલા વર્ષમા આ ભાગ. । અતિવૃષ્ટિથી નુકસાન થયું હતું, લડાઇની સ્થિતિથી મુશ્કેલીઓ વધી છે, તથા તાવનો રોગ પ્રસરવાથી ગામડાંઓની વસ્તીની સંખ્યા ઓછી થયલી છે, લોકોનાં શરીર નબળાં બની ગયાં છે, અને અજમાયશી કામો ઉઘાડવામાં મોટી ઢીલ થઈ છે તે

જોતાં, અમે સરકારને વિનંતિ કરીશું કે દુષ્કાળનાં કામોની સાધારણ વખતની સરતો હાલ તરત અજમાયશી કામોને લાગુ પાડવી જોઇએ. પ્રથમથીજ મજુરીના દર અને કામ માફકસરજ હોવાં જોઇએ, અને કામ કરનારાઓનાં આશ્રિતોને કામ ચાલે ત્યાંજ પોષવાં જોઈએ. અમે વધુ સૂચના કરીશું કે અનાજના ભાવોમાં થયેલો અનહદ વધારો અને તેમની કાંઇક ચઢતી ઉતરતી વલણ ધ્યાનમાં લેતાં, જે અમલદારોને આ કામ સોંપાય તેઓને એવી ગોઠવણ કરવા સરકારે સૂચવવું જોઇએ કે તેમણે જે ભાવ પર મજુરીનો દર ગણવામાં આવે તે ભાવે અનાજ મળે એવી સગવડ કરવી જોઇએ.

સંકટ નિવારણનાં કામો ખોલવામાં આવે તેની સાથેજ સામાન્ય રીતે ગામડાંમાં મફત મદદ આપવાનું શરૂ થવું જોઇએ. હાલમાં આવી મદદની જરૂર લાંબા વખતથી જણાયલી છે અને સૌથી સારાં ગામો શિવાયનાં બધાંમાં તેની જરૂર છે. ગામડાંની સ્થિતિના અવલોકનથી જણાય છે કે નબળાં અને અશક્ત માણસોની સંખ્યા વધી ગઇ છે તથા ઘણાના રળનારા રોગથી મરણ પામ્યા છે. દુકાળનાં ઘણાંખરા ભાગમાં ભૂખમરાની શરૂઆત થઈ છે. હવે, સરકારે ડોલ આપવાનું ત્વરાથી શરૂ કરવું જોઇએ.

એમ છતાં અમારી ખાત્રી થઇ છે કે સરકારનાં સંકટ નિવારણ કામો અને ડોલ હાલની સ્થિતિને પહોંચી વળવા માટે પુરતાં થઇ પડશે નહીં. લડાઇ અને દુષ્કાળે અનાજના ભાવોમાં અસાધારણ વધારો કરી મૂકયો છે. નાના મધ્યમ વર્ગના અને ગરીબ લોકોને પ્રથમ તો દરેક તાલુકામાં સસ્તા દરના અનાજની દુકાનો ખોલીને મદદ આપવી જોઇએ અને તે પછી એક અથવા વધુ મુખ્ય મથકોએ પ્રત્યેક તાલુકાની અંદર કાંતો ખર્ચ થયું હોય તે ભાવે અથવાતો થોડીક ખોટ ખાઇને પણ લોકોની વધતી જતી માગણીના પ્રમાણમાં અનાજ વેચવું જોઇએ. ચાર રીતે કેટલીક દુકાનો અત્યાર અગાઉ ઉઘાડેલી છેઃ (૧) મ્યુનિસિપાલિટીઓએ (૨) સ્થાનિક અનાજની કમિટીઓએ (૩) ખાનગી વેપારીઓએ અને (૪) કેટલાક પરોપકારી માણસોએ. આ દુકાનો જો કે ઘણી બાબતોમાં જૂદા પ્રકારની છે તો પણ તેમનું સામાન્ય ધોરણ એ છે કે–તેઓ ચાલુ બજાર ભાવ કરતાં વધારે ઓછા દરથી અનાજ વેચે છે–તફાવત દરેક મણે ૪ આનાથી લગભગ ૧૨ આના કે ૧ રૂપીઓ હોય છે. વેપારીઓ કે જેઓ અનાજ દર રૂપીએ ૧ આના કરતાં ઓછા નફાથી વેચવા કબૂલ કરે અને બીજા જેઓ કાંતો પડતર કિંમતે અથવા તો નુકશાન વેઠીને અનાજ વેચવાની ઇચ્છા જણાવે તેમને કલેક્ટરની ભલામણથી કંટ્રોલર સર્ટીફીકેટ પ્રમાણપત્રો આપે છે અને તેથી તેઓ અનાજ આયાત કરવા માટે વેગનો મેળવી શકે છે. છતાં હાલ માતર ધોળકા અને ધંધુકા જેવા કેટલાક તાલુકાઓ પણ છે કે જ્યાં હજી સુધી આવી દુકાનોની કોઈ જાતની સવડ નથી. અને અત્યારે ખાનગી દુકાનોની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવા માટે કોઈ પણ ઠેકાણે સ્થાનિક કમિટીઓ નથી. વળી વેચાણના પ્રમાણપત્રો મેળવવા છતાં પણ કમિટીઓ અને વેપારીઓને વેગનોની પુરતી સંખ્યા નહીં મળતી હોવાથી તેઓનાં કામકાજમાં અંતરાયા નડે છે અને તેનું પરિણામ એ

નીપજે છે કે દૂરનાં સ્ટેશનોએ વેચવામાં આવેલો જથ્થો પ્રમાણોપાત તેજ જગ્યાએ વેચી નાંખવો પડે છે અને દુકાનોમાં તો અનાજની તંગી રહે છે. એ ઉપરાંત સ્થાનિક કમિટીઓ અને મ્યુનિસિપાલિટીઓ ઘણું કરીને અનાજનો જરૂરી જથ્થો ખરીદવા માટે નાણાંની મોટી રકમો રોકવાની સ્થિતિમાં હોતી નથી–જો કે તેઓ પાસે કેટલાક મહીના સુધી ખોટની રકમ ભરવા માટેનાં ફંડ હોય છે. આ મુશ્કેલીઓને પહોંચી વળવા માટે અને બધા તાલુકાનાં મુખ્ય મથકોએ સસ્તા દરના અનાજની દુકાનો ખોલવા અને તેની દેખરેખ રાખવામાં મદદ કરવા મુંબાઈમાં એક સેંટ્રલ કમિટી સ્થાપવી જોઈએ અને તેણે અનાજ તેમજ ઘાસ સંકટવાળા ભાગમાં લાવી વેચવાનું કામ હાથ ધરવું જોઇએ. જે મ્યુનિસિપાલિટીઓ અને સ્થાનિક કમિટીઓ દુકાનો ખોલે અથવા તે નિભાવે તે મુંબઇની કમિટીને લખી જણાવે અને મુંબઇની કમિટી કંટ્રોલર સાથે અનાજ તેમજ વેગનો પુરાં પાડવાના સંબંધમાં ગોઠવણો કરે. જે ખાનગી વેપારીઓ આવી દુકાનો ઉઘાડવા માગતા હોય તેઓ જો થોડાક સામાન્ય નિયમો કબૂલ કરી સ્થાનિક કમિટીઓની દેખરેખ નીચે કામ કરે તો તેઓ મુંબાઈની કમિટીની મદદ મેળવી શકે. અમે મુંબાઈની કમિટી જ્યારે સ્થાપવામાં આવે ત્યારે તેને સારામાં સારી સગવડો કરી આપવા અને ખાનગી અનાજના ધંધા ઉપરનો અંકુશ મજબૂત કરવા સરકારને ભલામણ કરીએ છીએ. એ અંકુશ જ્યારે અસરકારક કરવામાં આવશે ત્યારે આવી દુકાનોની જરૂર તો ઓછી થશે એવી અમે સરકારને ભલામણ કરીએ છીએ.

ગામડાંની વસ્તીમાં એવા કેટલાક વર્ગો છે કે જે સરકારી સંકટ નિવારણ ઉપર કામે જવા કરતાં મોત પસંદ કરશે અને જેઓના સ્વમાનની લાગણી સરકારના નક્કી કરેલા કાનૂનો મુજબ મફત મદદ લેતાં ઘણી દુઃખાશે. ગરીબ પાટીદારો અને રજપૂતો, ગરાશિયાઓ અને તાલુકદારો તેમજ પરદેનશીન સ્ત્રીઓનો આ વર્ગમાં સમાવેશ થાય છે. સ્થાનિક અનાજ વેચનાર કમિટીઓએ પાસેનાં ગામોમાં રહેતાં આવાં માણસોની યાદી તૈયાર કરવી અને વખતો વખત તેમનાં મકાનોએ અનાજ મોકલી આપીને તેમના નિર્વાહની વ્યવસ્થા કરવી જોઇએ.

અમે હવે અમારી સૂચનાઓ તારવી કાઢીશું.

(૧) સરકારે ગુજરાતના સંકટવાળા વિસ્તારમાં દુષ્કાળની સ્થિતિ તરત જાહેર કરવી જોઇએ.

(૨) સરકારે આ માસની આખરે અથવા તો મોડામાં મોડું આવતા માસની શરૂઆતમાં આખી મહેસુલની મોકુફી અને માફીની ઉદાર રાજનીતિ જાહેર કરવી.

(૩) સરકારે ખાસ કરીને નવા કુવાઓ ખોદવા માટે જુનાના સમાર કામ માટે ખર્ચવા માટે તગાવી મોટી રકમો નિયત કરી વહેંચવી.

(૪) સરકાર અને જીલ્લા અમલદારોએ એ જોવાની ખાસ જાતે સંભાળ રાખવી કે તગાવીમાં આપવા માટે મંજુર કરવામાં આવેલી મોટી રકમો ગામડાંઓમાં ખેડુતોને ઘણી અગવડોમાં મૂક્યા વિના તાકીદે વહેંચવામાં આવે અને સરકારે

પોલના તાબાના નોકરોને ખાત્રી આપવી જોઇએ કે જો હાલની રકમ ખૂટી પડશે તે બીજી વધુ રકમો મંજુર કરવામાં આવશે.

(૫) સરકારે આ વર્ષે તગાવી ઉપર કાંઇ વ્યાજ લેવું નહીં જોઇએ.

(૬) સરકારે દરેક તાલુકામાં બની શકતા જથ્થામાં બોરીંગમશીનો–કુવા સરા વવાનાં યંત્રો–નો લાભ મળી શકે તેવી વ્યવસ્થા કરવી જોઇએ અને તે ચલાવવાની પદ્ધતિ સરળ બનાવવી જોઇએ.

(૭) વિલાયતી ઘાસની વાવણી બની શકે તેટલા મોટા વિસ્તારમાં કરવા માં ઉત્તેજન આપવાના હેતુથી ખેતીવાડી ખાતાના અમલદારોની સલાહ સુલભ કરવી અને હુસર્નના બીયાં તથા કાચા કુવાઓ માટે તગાવી આપવી જોઇએ.

(૮) ઇરીગેશન ખાતાના અમલદારોને ગામડાનાં તળાવો કનાલનાં પાણીથી ભરવા માટે અને જ્યાં બની શકે ત્યાં ઘાસના વિસ્તારો ચરવા માટે ખુલ્લા મૂકવાને સરકારે સૂચવવું જોઇએ.

(૯) દુકાળથી સૌથી વધુ પીડાયલા વિસ્તારોમાં ઘાસ તગાવી તરીકે આપવાનું સરકારે તરતજ શરૂ કરવું જોઇએ.

(૧૦) સરકારે જે બધા તાલુકાઓ ઘણાજ સંકટવાળા હોય તેના એક બે મથકોમાં ઘાસનો મોટો જથ્થો તરતજ આયાત કરવો અને જો જરૂર જણાય તો ખાનગી વેપારીઓ પાસેથી તે ખરીદ કરીને દર ૧૦૦૦ પાઉંડના રૂા. ૧૫) ના દરથી વેચવો જોઇએ.

(૧૧) મુંબાઇની સેંટ્રલ કમિટી સાથે મળીને સ્થાનિક કમિટીઓએ દુકાળવાળા વિસ્તારોમાં ઘાસ આયાત કરીને સસ્તા દરે વેચવાના કામમાં સરકાર સાથે સહકાર કરવો જોઇએ.

(૧૨) સ્થાનિક સરકારે હિંદી સરકાર પાસેથી, દુકાળવાળા ભાગોમાં રેલ્વેના ઓછા નુરે ઘાસ આયાત કરવાની મંજુરી મેળવવી જોઇએ.

(૧૩) સરકારે તરતજ સાધારણ દુકાળનાં કામને લાગુ પાડવામાં આવતી સરતોથી અજમાયશી કામો ઉઘાડવાં જોઇએ અને સંકટવાળા મોટા વિસ્તારમાં ડોલ આપવાનું શરૂ કરવું જોઇએ.

(૧૪) મુંબાઇની સેંટ્રલ કમિટીએ સ્થાનિક કમિટીઓ અને મ્યુનિસિપાલિટીઓ સાથે મળીને સસ્તા અનાજની દુકાનો ખોલવામાં સહાયભૂત થવું જોઇએ. ગરીબ પાટીદારો, ગિરાશીઆઓ, પરદાનશીન સ્ત્રીઓ વગેરેને આ દુકાનોએથી અનાજનાં દાન પહોંચાડવ જોઇએ.

(૧૫) મુંબાઇની અને સ્થાનિક કમિટીઓને અનાજ અને ઘાસને લગતાં તેમનાં બધાં કામ માટે સરકારે સૌથી વધારે સગવડો કરી આપવી જોઇએ.

( હિંદનવજીવન ઓફિસ )

# ના. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલનું ભાષણ.*

( આ ભાષણમાંથી મુંબાઇ ઇલાકાને સંપૂર્ણ સ્વરાજ્ય આપવા વિષે અને મુંબાઇની ધારાસભાના બંધારણ અને તેના સભાસદોની ચુંટણી તથા મતાધિકાર વિષે ફકરા નીચે ઉતાર્યા છે. )

આ ઉપરાંત આ પ્રસંગે સુધારાની યોજનાના સંબંધમાં સ્વાયત્ત અને પરાયત્ત વિષયોની વહેંચણી કરવા તથા ધારાસભાઓનાં બંધારણનો નિર્ણય કરવા નીમાયલી કમિટિઓની બેઠકો શરૂ થઇ ગઇ છે; અને તે કમિટિઓ તરફથી જાહેર સંસ્થાઓ અને આગેવાનો પાસે અભિપ્રાયો માગવામાં આવશે આ પ્રસંગે લોકમત કેળવવાની તક આપણે ગુમાવવી જોઇએ નહિ, અને તે ગુજરાત રાજકીય પરિષદ્ દ્વારા ઉત્તમ રીતે થઈ શકે એમ હોવાથી મને આ પરિષદ્ મુલતવી ન રાખવાની જરૂર જણાઇ હતી. રાજકીય સુધારાનો પ્રશ્ન હું સર્વ કરતાં વધારે અગત્યનો ગણું છું અને તેથી તે સંબંધી મારા વિચારો હું આપની સન્મુખ જરા લંબાણથી મુકવાની રજા લઉં છું.

### મુંબઇ ઇલાકા માટે સ્વાયત્ત અને પરાયત્ત ખાતાંઓ વિષે વિચાર.

પ્રાન્તિક સરકારે કેટલા વિષયો 'સ્વાયત્ત' ( Reserved ) અને કેટલા 'પરાયત' ( Transferred ) કરવા તેની યોગ્યાયોગ્યતાપર રીપોર્ટના ૨૩૮ મા ફકરામાં વિચાર કરવામાં આવ્યો છે. તેમાં એમ જણાવવામાં આવ્યું છે કેઃ—

(૧) સ્થાનિક અનુભવ અને સામાજીક સેવાને લગતી બાબતો, જેમાં હિન્દીઓ વિશેષ હિત ધરાવે છે ને ઉત્સાહવાળા છે.

(૨) જે વિષયોની વ્યવસ્થા કરવામાં મંત્રીઓ ( ministers ) નિષ્ફળ નીવડે તોપણ ભારે જોખમમાં ઉતરવું ન પડે અને જેમાં ભુલો થાય તોપણ સુધરી શકે, અને

(૩) જે વિષયો હજુ વિકાસના ક્રમમાં છે.
તે વિષયો પરાયત્ત કરવા હરકત નથી.

આ નિયમને લક્ષમાં રાખી ન્યાય અને સુલેહશાંતિ જાળવનારા ખાતાંનો સમુહ સ્વાયત્ત વિષયોના વર્ગમાં રાખવો, એવી દલીલ કરવામાં આવી છે.

(૪) બીજું જે વિષયો પ્રજાના મોટા ભાગના હિતને લગતા હોય અને જે મોટા વર્ગના પ્રતિનિધિઓ નવી ધારાસભામાં સારી રીતે આવી શકે તેમ ન હોય, તે, વર્ગના હિતને લગતા વિષયો 'સ્વાયત્ત' કોટિમાં રાખવા, અને આના ઉદાહરણ તરીકે જમીન મહેસુલ અને ખેડુતોના હકને લગતી બાબતો ગણાવવામાં આવી છે.

### મહેસુલી ખાતું.

મુંબઇ ઇલાકાના 'સ્વાયત્ત' અને 'પરાયત્ત' વિષયોના વર્ગીકરણ બાબત આપણે

* ( નડીઆદમાં તા. ૧૬-૧૭-૧૮ મી નવેમ્બરે મળેલી બીજી ગુજરાત રાજકીય પરિષદ્માં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ. )

હાલ વિચાર કરવાનો છે. આ ઇલાકાનું મહેસુલી ખાતુ રૈયતવારી છે એ વાત તો સર્વને જાણીતી છે. એટલે જમાબંધીનો કરાર પ્રત્યક્ષ ખેતી કરનાર ખાતેદાર અને સરકાર વચ્ચેનો છે. તેમાં મુખ્ય જમીનદાર સાથેનો કરાર નથી. બ્રિટિશ અમલના આરંભથી માંડીને આજ સુધીમાં બબ્બે અને ત્રણ ત્રણ વાર જમીન મહેસુલની આંકણી ફરી ફરીને થઈ ગઇ છે. એક વખત થયેલી આંકણી આ ઇલાકાના ઘણા ભાગોમાં ત્રીશ વર્ષ સુધી કાયમ રહે છે અને તે મુદ્દતની અંદર જમીન મહેસુલ વધારવાનો સરકારને હક નથી. નવી આંકણી કરતી વખતે જ્યાં સુધી દેશની આબાદી વધતી જાય નહિ અને તેમ થવાનો આ લડાઇના અંત પછી વિશેષ સંભવ છે ત્યાં સુધી ખેતીની પેદાશના જે ધોરણ ઉપર જમીન મહેસુલના આંકારની મર્યાદા બંધાય છે તે ધોરણ પ્રમાણે ન્યાયની રીતે આકારનો ઘટાડો થવાનો સંભવ ઓછો છે. જે તાલુકામાં અથવા જીલ્લામાં તે ધોરણ પ્રમાણે જમીન મહેસુલમાં અથવા પ્રવારીમાં ઘટી ગયની માલમ પડે ત્યાં પ્રજાના મોટા ભાગના હિતનો વિચાર કરી જમીન મહેસુલના આંકારની મર્યાદા ઉતારવામાં આવે તો તેમાં પ્રજાના મોટા ભાગનું હિત તે મર્યાદા ઘટાડવામાંજ ગણાય. ઇલાકાની ખુટતી ઉપજ તેવા પ્રસંગે બીજે રસ્તે વધારવી જોઇએ. અને એવા નિઃસત્વ ભાગને અણઘટતી રીતે કચડી નાખવો જોઇએ નહિ.

ખેતીની જમીનની મહેસુલની ફરી ફરી આંકણી જેમ ત્રીશ ત્રીશ વર્ષે થાય છે તેમ બીનખેતીની જમીનની આંકણી હાલ પચાસ વર્ષે થાય છે. આમ હોવાને લીધે બીનખેતીને લગતી જમીનનો આકાર ઘટવાનો જરાપણ સંભવ નથી ફરી આંકણી કરતી વખતે પણ જે તે તાલુકાઓ અથવા જીલ્લાઓમાં બીનખેતીની જમીનની આંકણીનું તેજ ધોરણ ચાલુ રહેશે બલ્કે ખેતીની જમીનની માફક અમુક જીલ્લામાં બીન ખેતીની જમીનની આંકણી એકજ વખતે અંત પામી ફરી અંકાવી જોઇએ. આ સઘળી બાબતો પ્રજામતના અંકુશમાં વધારે સારી રીતે છીણાવાનો સંભવ છે. અને હાલ જેમ રયતના હિતનો વિચાર રૈયતને પુછ્યા વિના સરકાર 'માંબાપ' પોતાનીજ જોખમદારી ઉપર કરે છે તેમ નહિ થતાં રૈયતના પ્રતિનિધિ દ્વારા થવાનો પ્રસંગ આવશે.

ખેતીવાડી અને જમીન મહેસુલના વિષયો પરસ્પર સંબન્ધ ધરાવનારા છે. એકના અનુભવની બીજાને જરુર છે. પ્રથમ એ બે ખાતાં ભેગાં હતાં. રીપોર્ટમાં ખેતીવાડી પરાયત્ત કરવાનું જણાવ્યુ છે અને જમીન મહેસુલ સ્વાયત્ત રાખવા કહ્યું છે. જમીન મહેસુલના વ્યાપક શબ્દોમાં ઘણી બાબતો સમાઇ જાય છે. તેમા (૧) જમીન મહેસુલની આકારણી અને વસુલાત (૨) મુલકી ખાતાંના વહીવટની અને વ્યવસ્થાની બાબતો (૩) જમીન ઉપરના હકની નોંધણીઓ (૪) મુલકી બાબતની માપણીઓ (૫) વરિષ્ઠ અને કનિષ્ઠ ધોરણ કરનારા પરસ્પરના હકના નિર્ણયો (૬) વરિષ્ઠ ધોરણ કરનારને સાંથ વસુલ આપવાની મદદ ( ) સગીર અથવા કાયદાની દૃષ્ટિમાં રક્ષણ કરવા યોગ્ય અસીલની મીલકતનો વહીવટ (૮) દેવામા ડુબેલી અને જપ્તીમાં લેવાયલી મીલકતનો વહીવટ (૯) દુષ્કાળ સમયની વ્યવસ્થા (૧૦) જમીનની સુધારણા અથવા ખેડુતના સંકટ નીવારણના તકાવી વિગેરે ઉપાયો (૧૧) મહેસુલ માફીથી આપેલી જમીનનો દુરુપયોગ અટકાવવા અથવા પાછી લેવાના પ્રસંગો (૧૨) ભાડાંની જમીન અથવા ધોવણમાં ગયલી જમીનનો આકાર ઠરાવવાના

અથવા છૂટ આપવાના નિયમો. (૧૩) સરકારી પડતર જમીનને, ખેડવા આપવાના અને આબાદી કરવાના સઘળા ઉપાયો વિગેરે વિગેરે.

આ અંતર્ગત વિષયોનું જેઓ મનન કરે તેમને સહજ સમજાય એમ છે કે મહેસુલને સ્વાયત્ત રાખવાથી પ્રજાને રાજ્યવહીવટનું શિક્ષણ આપવાનો મુખ્ય માર્ગજ બંધ થઈ જાય છે. મુંબાઇ ઇલાકામાં આ વિષયોના અભ્યાસકોનો કાંઇ લોપ થયો છે એમ નથી. આ વિષયમાં સરકારના પ્રવીણ અમલદારો સામે ટક્કર ઝીલી શકે તેવા અનુભવી ધારાસભાના સભાસદો—મર્હૂમ, સર ફીરોજશાહ મહેતા, ઝવેરીલાલ યાજ્ઞિક વિગેરે થઇ ગયા છે. અને હાલ પણ માનનીય પારેખ, ગોડબોલે વિગેરે વિદ્યમાન છે. વળી સ્થાનિક અનુભવની દલીલથી, અને ભૂલ થવાના સંભવ ઘણા ઓછા હોવાના કારણથી પણ જમીન મહેસુલ જેવા વિષયો પ્રજામતના અંકુશમાં મુકવા જોઇએ.

મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડ યોજનાના અભિપ્રાય પ્રમાણે જમીન મહેસુલનો વિષય પરાયત્ત વર્ગમાં ન રાખવાનું મુખ્ય કારણ એક એ બતાવવામાં આવે છે કે તે મોટા વર્ગના હિતનો સંબંધ જેમાં સમાયો છે તે વર્ગના બળવાન પ્રતિનિધિઓ ધારાસભામાં હાલ નથી. આના ઉત્તરમાં કહેવાનું કે હાલની ધારાસભામાં તેનું પ્રતિનિધિત્વ ખેડુત વર્ગના તરફનું નથી તો નવી ધારાસભામાં તે તત્વ દાખલ કરવાની યોજના સાથે સાથેજ પ્રજા પક્ષના હિમાયતીઓ કરે છે. તે યોજના ઘડવાનું કામ એક કમિટીને સોંપાયું છે. એટલે રૈયતના પ્રતિનિધિઓ બહોળી સંખ્યાના મતાધિકારી તરફથી આવશે ત્યારે રૈયતનું હિત વધારે જળવાવાનો સંભવ છે અને તેમ થાય તો જમીન મહેસુલ સ્વાયત્ત રાખવાની દલીલ પોપામાંથી ઉડી જાય છે, અને મારા અભિપ્રાય સાથે મળતા સર્વ પ્રજાહિતચિન્તકનું પણ એમજ કહેવું છે કે ખેડુત વર્ગના અથવા રૈયતના મતાધિકારીની સંખ્યા વધારવી એટલુંજ નહિ પણ રૈયત તરફના સીધા પ્રતિનિધિઓ ધારાસભામાં જવા જોઇએ. સારાંશ સીધી અથવા પ્રત્યક્ષ રીતે રૈયતનું પ્રતિનિધિત્વ ધારાસભામાં આવે અને પરોક્ષ રીતનું પ્રતિનિધિત્વ ઓછું થાય અને મતાધિકારીઓની સંખ્યા વધે તો પછી જમીન મહેસુલને સ્વાયત્ત વિષય રાખવાને કાંઇપણ કારણ હોઇ શકેજ નહિ.

વિશેષમાં મારૂં કહેવું તો એમ છે કે ખેડુત વર્ગના પ્રતિનિધિઓની સંખ્યા નવી ધારાસભામાં વધારે પ્રમાણમાં હોય કે ન હોય તોપણ જમીન મહેસુલની બાબતમાં સરકારની આજ સુધીની પદ્ધતિ જોતાં અને તે પદ્ધતિથી ખેડુત વર્ગની એકંદર સ્થિતિ ઉપર થયલી અસરનો વિચાર કરતાં એ ખાતું મંત્રીઓને સ્વાધીન કરવામાંજ ખેડુતોનું ખરૂં હિત સમાયલું છે. મી૦ ચીમનલાલ સેતલવડ જે આ સવાલનો નિર્ણય કરવાને નીમાયલી કમિટીના એક સભ્ય છે તેમણે તથા તેમની સાથે બીજા કેટલાક મુંબાઇના મોડરેટ આગેવાનોએ નામદાર વાઇસરાય અને મી૦ મોન્ટેગ્યુ ૬મેર રજુ કરેલા નિવેદનપત્રમાં, આ સંબંધમાં નીચે પ્રમાણેના વિચારો દર્શાવેલા છે:—

"ખેડુત વર્ગની પરંપરાથી ચાલતી આવેલી દેવાદાર સ્થિતિ સર્વને જાણીતી છે, અને બ્રિટિશ રાજ્યના આરંભથીજ એ વિષય ચર્ચાસ્પદ થઈ પડેલો છે. આ સ્થિતિના બે મુખ્ય કારણો છે, એ શિક્ષિત વર્ગ વર્તમાનપત્રો તેમજ બીજી જાહેર સંસ્થાઓદ્વારા

પ્રસિદ્ધ કરેલું છે. (૧) જમીન મહેસુલની બાબતમાં સરકારની સખ્ત નીતિ; જેથી હિંદી સરકારને દુનિયાના સૌથી મહાન જમીનદારથી માફક દર વર્ષે ત્રીશ કરોડ રૂપીઆનું ઉત્પન્ન થાય છે. (૨) ખેડુતોની અજ્ઞાનતા, જેને લીધે તેઓ લોભી અને હરામખોર શાહુકારોના શિકાર થઇ પડે છે. હિંદુસ્થાનના સર્વ પ્રાન્તોની સ્થિતિ વિષે ક્રમવાર વિવેચન કરતા પહેલાં મુંબાઇ ઇલાકામાં આ દેવાદારપણાનો ઇતિહાસ આપણે તપાસીએ. ગયા સૈકાના છઠા અને સાતમા દાયકાઓમાં શિક્ષિત વર્ગને હાથે ચાલતાં વર્તમાનપત્રોના સાહિત્ય અને અમલદારોના રિપોર્ટો ઉપરથી જણાશે કે, બીજા ઘણાં કારણોમાં મુખ્યત્વે કરીને સરકારની સખ્તાઇભરેલી મહેસુલી પદ્ધતિને લીધે દક્ષિણના ખેડુતો તદ્દન દેવાળીઆ અને સાધનહીન થઇ જવાની તૈયારીમાં છે, એ વાત સરકારના ધ્યાનપર વારંવાર લાવવામાં આવી હતી. બીજી બાજુએથી ખેડુતની આવી સ્થિતિનાં કારણો, લગ્ન, બીજા સામાજીક વ્યવહારોમાં અને ક્રિયાઓમાં કરવામાં આવતો અવિચારી ખર્ચ અને કરકસરનો અભાવ છે. બાકી જમીન મહેસુલ તો મરાઠા રાજ્યમા લેવામાં આવતું તેના કરતાં ઘણું ઓછું છે એમ સરકારના મહેસુલી અમલદારો પ્રતિપાદન કરતા. ખેડુતોની ફરીઆદપર કે તેમની સ્થિતિ સુધારવાને કરવામાં આવેલા પ્રયત્નપર સરકારે ધ્યાનજ આપ્યું નહોતું. આથી હાંકે આવી ગયેલા ખેડુતોએ ૧૮૭૪ માં દક્ષિણમા હુલ્લડ કર્યું અને તેમને પૈસા ધીરનારા મારવાડીઓનાં નાક કાપી લઇને તેમણે પોતાનો વૈરાગ્નિ શાંત પાડયો, ત્યારેજ આ વિષયની ગંભીરતા સંબન્ધી સરકારની આંખ ઉઘડી. તે વખતના મુંબઇના ગવર્નર સર ફિલિપ વુડહાઉસે મહેસુલની પદ્ધતિની સખ્તાઇ ઓછી કરવા સંબન્ધી એક ઠરાવ બહાર પાડયો. પરંતુ સેક્રેટરીએટમાંની—હિન્દી સનદી નોકરીના અમલદારોએ—નોકરશાહીએ તેની વિરૂદ્ધ પોતાથી બનતુ સર્વ કર્યું. આખરે એ ઠરાવની અમલ બજાવણી થઇજ નહિ. વિખ્યાત અર્થશાસ્ત્રી અને ખેતીના વિષયના ઉસ્તાદ અભ્યાસી સર જેમ્સ કેર્ડ જેવાના અધ્યક્ષપણા નીચે દક્ષિણના ખેડુતોની દેવાદાર સ્થિતિની તપાસ કરવાને એક કમિશન નીમવામાં આવ્યું. અધ્યક્ષ અને એ કમિશનના સભ્યોના મોટા ભાગે મહેસુલની સખ્તાઇ ભરેલી પદ્ધતિ ઘણાજ કડક શબ્દોમાં વખોડી કહાડી અને ખેડુતોની વધતી જતી દેવાદાર સ્થિતિ અને નાદારીનું મુખ્ય કારણજ એ પદ્ધતિ છે એમ જાહેર કર્યું. મુંબાઇ ઇલાકાના મહેસુલી અમલદારોએ એ કમિશને દર્શાવેલા વિચારો વિરૂદ્ધ હુંમેશ ઉઠાડી ચાલતી આવેલી મહેસુલી પદ્ધતિનાં તરણાં કુંકવા માંડયાં. હિન્દી વર્તમાનપત્રો અને સાર્વજનિક સભા દ્વારા ખેડુતોને બચાવવા માટે કેટલાંક પગલાં લેવા સરકારને વારંવાર વિનંતિ કરવામાં આવી તોપણ ખેડુતોનાં દુઃખ ઓછાં કરવાનો જરાપણ પ્રયત્ન થયો નહિ સર ફિલિપ વુડહાઉસ, ગવર્નરના હોદ્દા ઉપરથી ફારેગ થયા હતા અને તેમની જગ્યાએ તે વખતે સર રીચાર્ડ ટેમ્પલ ગવર્નર થયા હતા. 'ડેક્કન રૈયત કમિશને' કરેલી ભલામણો, અને ખાસ કરીને સખ્તાઇ ભરેલી મહેસુલી પદ્ધતિના સંબંધમાં મુંબાઇની સરકાર શું પગલાં લેવા ધારે છે તે સમ્બન્ધી હિન્દી સરકારના સવાલ જવાબમાં સર રીચાર્ડ ટેમ્પલે એમ જણાવ્યું કે એ પદ્ધતિમાં ફેરફાર કરવાને કાંઇપણ પગલાં લેવાની જરૂર નથી, કારણ કે સરકાર એ પદ્ધતિ સંતોષકારક અને કમિશને દર્શાવેલા દોષોથી મુક્ત છે, એમ માને છે. હિન્દી વર્તમાનપત્રોએ અને સાર્વજનિક સભાએ ચાલુ રાખેલી ચળવળને લીધે હિન્દી સરકારે એ વિષયમાં કાંઇપણ પગલાં

સેવાની જરૂરીઆત જોઈ અને વડી ધારાસભાના મુંબાઈ તરફના પ્રતિનિધિ મી૦ હોપે વડી ધારાસભામાં 'ડેકન એગ્રીકલ્ચરીસ્ટ રીલીફ બીલ' દાખલ કર્યું. પરંતુ આ બીલમાં ખેડુતો અને શાહુકારોના સંબંધનોજ વિચાર કરવામાં આવ્યો હતો; અને એ સબંધ સુધારવા માટે એક બાજુએ શાહુકારોના હક ઉપર કેટલાક અંકુશો મુકવામાં આવ્યા અને બીજી તરફ ન્યાય ખાતાનાં કેટલાક અધિકારો કારોબારી અમલદારોને આપવામાં આવ્યા; પરંતુ મહેસુલી પદ્ધતિની સખ્તાઈ ઓછી કરવા સરકાર અને ખેડુતો વચ્ચેના સંબન્ધમાં ફેરફાર કરવાનો પ્રશ્ન તો બાજુએજ રાખવામાં આવ્યો. આ બીલ ધારાસભામાં રજુ કરતી વખતે કરેલા ભાષણમાં માનનીય મી. હોપે સખ્ત મહેસુલી પદ્ધતિને લીધેજ ખેડુતો દેવામાં ડુબ્યા છે એમ કબુલ કર્યું હતું. આને લીધે એ સંબન્ધમાં પણ કાંઈ પગલાં લેવામાં આવશે એવી આશા બાંધવામાં આવી હતી. પરંતુ લાંબા વખત સુધી કાંઈજ કરવામાં આવ્યું નહિ, અને ત્યાર પછી જે કાંઈ કરવામાં આવ્યું તે પણ ઘણીજ શિથિલતાથી. 'ડેકન એગ્રીકલ્ચરીસ્ટ રીલીફ એક્ટ' ને કાયદાનું સ્વરૂપ પ્રાપ્ત થયા પછી તેનું શું થયું? એના વિરૂદ્ધ નોકરશાહીની ટીકા ચાલુજ રહી અને આખરે તેમને એ કાયદાની નિરૂપયોગિતા કબુલ કરવી પડી. બીજા કરોની પેઠે જમીન ઉપરના કરને પણ ધારાસભાની મંજુરી હોવી જોઈએ ને ધારાસભા દ્વારાજ તે નિયમિત થવો જોઈએ એમ હિન્દુસ્થાનના શિક્ષિત વર્ગે વારંવાર જાહેર કર્યું છે. ૧૯૦૮ ના 'ડીસેન્ટ્રેલાઇઝેશન કમિશને' આ સિદ્ધાંત કબુલ રાખ્યો છે અને તેને માટે મજબુત ભલામણ કરી છે. પરંતુ જે નોકરશાહીને હાથે ખેડુતોનું ભાગ્ય અંકિત થાય છે અને જેણે સરકારને દુનિયાના એક મહાન જમીનદાર બનાવવાની નીતિ ધારણ કરી છે, તે આ દિશામાં સૂચવવામાં આવેલા સુધારા તરફ દુર્લક્ષ બતાવવામાં મક્કમ રહી છે. નોકરશાહી ખેડુત સાથેનો પોતાનો વહીવટ, શાહુકારો અને દિવાની અદાલતોનો નીકાલ કરી નિરંકુશ બનાવવાને જેટલી આતુર છે તેટલી એ સંબન્ધમાં પોતાનામાં—સરકારમાં સુધારો કરવાને આતુર નથી. આમ છતાં પણ ખેડુતોના હિતના ખરા રક્ષક એ અંગ્રેજ અમલદારોજ છે એમ કહેવામાં આવે છે. જમાબંધીની પદ્ધતિ વિષે હિન્દ અને સંસ્થાનો વચ્ચે જે ભેદ રાખવામાં આવ્યો તે દેખીતો છે, અને હિન્દમાં સ્વીકારાયલું ધોરણ ડહાપણ વિરૂદ્ધ છે એમ કહેવુંજ જોઈએ. ૧૭૯૩ ની સાલ પછી લાખો એકર જમીન, ઓસ્ટ્રેલીઆ, ટાસ્માનીઆ, કેનેડા વિગેરે દેશોમાં બ્રિટિશ તાજની હકુમત નીચે આવી છે. રાજા અથવા રાજ્ય તરફથી નીમાયલા અધિકારીઓએ ત્યાં જમીનની અમુક વેચાણ કિંમત ઠરાવી તેના પ્રમાણમાં સરકારની માલીકીનો હક જાળવવા પુરતુંજ નામનું મહેસુલ લેવાનું વધારે પસંદ કર્યું છે, અને પરિણામે તેટલુંજ મહેસુલ તેઓ ભર્યા કરે છે. પરન્તુ હિન્દુસ્થાનમાં અમુક અપવાદો સિવાય અમુક વર્ષોને અંતરે મહેસુલની ફરી ફરી આકણી કરવામાં આવે છે અને તેને પરિણામે સ્વાભાવિક રીતે ખેડુતો હેરાનગતિ, ચિન્તા અને અસ્થિરતાનો ભોગ થઈ પડે છે. ૧૮૭૦–૭૫ સુધીના વાઇસરાયની કારોબારી સભાના કાયદાના સભ્ય સર આર્થર હોબહાઉસે ૧૮૭૯ માં નીચે પ્રમાણે ઉદ્ગાર કહાડ્યા હતા, એમાં કાંઈજ આશ્ચર્ય જેવું નથી:—

" આપણે આપણાં નાનામાં નાનાં અને નિર્બળમાં નિર્બળ સ્વજાતિથી વસતાં સંસ્થાનો સામે આવી રીતે વર્તવાની કદી પણ હિમ્મત ધરી નહોત. "

ઉપલા ઉદ્દગાર કાપડ ઉપરની જકાતના સબંધમાં કહાડવામાં આવ્યા હતા પરંતુ મહેસુલી વહીવટને પણ તે બરાબર લાગુ પડે છે.”

ઉપરના ફકરામાં મી. સેતલવડ અને તેમના મિત્રોએ, મુંબાઇ સરકારની મહેસુલી રાજનીતિનો જુનો ઇતિહાસ કહ્યો. હવે આપણે મીન્ટો-મોરલીના સુધારા હિંદમાં દાખલ થયા ત્યાર પછીનો ઇતિહાસ તપાસીએ. આ બાબતમાં મારી તો જાતમાહિતી છે અને મારી ખાત્રી થઇ છે કે ઇલાકાના ખેડુતોની સ્થિતિ સુધારવાના ઉપયો યોજવાની ભલામણો મુંબાઇની ધારાસભાના બીનસરકારી સભ્યોએ, અનેકવાર કરેલી છે. ૧૯૧૦ થી આજ સુધી ધારાસભામા આ વિષય ઉપર ચાલેની તકરારોનો વિચારપૂર્વક અભ્યાસ કરનાર સહજ સમજી શકશે કે ખેડુતોનું હિત સાચવવા, તેમની સ્થિતિ સુધારવા કોણે વધારે કાળજી બતાવી છે ? સરકારે કે બીન સરકારી સભાસદોએ ? સરકારે નીમેલી કમિટીની ફરજ છે કે આ વિષય ઉપર તેમણે બારીકીથી તપાસ કરવી. આપણી પણ ફરજ છે કે વધારે નહિ તો ૧૯૧૦ થી તે આજસુધી ધારાસભામા ચાલેની આ વિષય ઉપરની તકરારોનો સક્ષિપ્ત સાર કાઢી તે કમિટી સમક્ષ રજુ કરવો. તેમ કરવાથી ખુલ્લે ખુલ્લું માલમ પડી જશે કે સરકાર અને સરકારી અમલદારોએ ઇલાકાના ખેડુતોના હિતાર્થે કઇ કઇ યોજના ધારાસભા પાસે રજુ કરી અને બીનસરકારી સભાસદોએ તે સામે વાંધો લીધો, અગર તો બીનસરકારી સભાસદોએ કઇ કઇ યોજના રજુ કરી અને સરકારે તે સ્વીકારી કે નહીં ? મારા જાતઅનુભવ ઉપરથી હુ તો કહેવાને તૈયાર છુ કે જમીન મહેસુલનું ખાતુ પરાયત્ત કરવામા આવે તોજ ખેડુતોની સ્થિતિમાં ફેરફાર થવાનો સભવ છે.

વળી એવી દલીલ લાવવામા આવે કે જમીન મહેસુલ ખાતુ ન્યાય અને સુલેહ-શાંતિના ખાતાં સાથે સંયુક્ત હોવાથી એ બને ખાતા એકજ વર્ગમા જવાં જોઇએ. આ દલીલમાં કઇજ વજન નથી. જમીન મહેસુલ અને કારોબારી ખાતાથી ન્યાય ખાતાને જુદું પાડવાની માગણીઓ પ્રજા પક્ષના આગેવાનો ઘણા લાંબા વખતથી કરતા આવ્યા છે. બન્નેને સંયુક્ત રાખવામાં ન્યાય ખાતાનું સ્વાતંત્ર્ય દબાય છે અને તેનો મોભો ઘટે છે, અને મહેસુલી અને કારોબારી ખાતાને અણઘટતું પ્રાધાન્ય મળે છે. બને ખાતાના વિષયો અને તેના અમલદારો પોતપોતાના કાર્યક્ષેત્રમાં સંપૂર્ણ રીતે સ્વતંત્ર હોવા જોઇએ. વડોદરા રાજ્યમાં એ બે ખાતાંઓ પ્રથક છે તેથી જમીન મહેસુલના ખાતાને અથવા ઉપજને કોઇપણ પ્રકારનું જોખમ પહોચ્યું નથી.

## ન્યાય ખાતું.

(૧) દિવાની અને (૧) ફોજદારી એવા ન્યાય ખાતાના બે વિભાગો છે. પ્રથમ વિભાગને ‘ સ્વાયત ’ રાખવાની કાંઇપણ જરૂર નથી, બલ્કે સુશિક્ષિત હિન્દીઓનું એ વિષયનું જ્ઞાન અને સૂક્ષ્મ વિવેકદષ્ટિ માટે સરકાર પણ ઘણો ઉંચો અભિપ્રાય ધરાવે છે, અને તેથી તેઓ એ ખાતામાં હિન્દી સનદી અમલદારો કરતાં વધારે ઉપયોગી નીવડવાનો સંભવ છે. હાલ દિવાની ખાતું મહેસુલી ખાતા સાથે સંયુક્ત નથી અને કારોબારી અમલદારો બઢાલી, બરતરફી વિગેરે બાબતોમાં તે ખાતાનાં અંકુશ નીચે છે. એ ખાતું હાઇકોર્ટની દેખરેખ નીચે છે. એટલે દિવાની શાખાના ન્યાયના સઘળા વિષયો “ પરાયત્ત ” કરવામાં કોઇ જાતનો વાંધો નથી.

બીજા વિભાગનો ન્યાય ( ફોજદારી વિષય ) કારોબારી ખાતાં સાથે ' સ્વાયત્ત ' રાખવાનું કારણ નથી. જો જમીન મહેસુલ ' પરાયત્ત ' થાય તો ફોજદારી ન્યાયનું ખાતું ' પરાયત્ત ' વર્ગમાં જવું જોઇએ. આ ખાતાનું કાર્ય મામલતદાર, ડેપ્યુટી કલેક્ટર અને કલેક્ટર વિગેરે મહેસુલી અમલદારોને સોંપાયલું છે તો પછી ફોજદારી ન્યાયનું ખાતું સ્વાયત્ત શી રીતે બનાવી શકાય ? એકજ અમલદારને એવી રીતે બે પ્રકારના અંકુશમાં રાખવાથી પ્રજાનું તેમજ અમલદારનું અહિત થવાનો સંભવ છે.

સુલેહ શાન્તિ જાળવનારૂં ખાતું ' સ્વાયત્ત ' જ હોવું જોઇએ એમ ઠરાવી પાડી, ફોજદારી ન્યાયનું ખાતું તેની સાથે સંબન્ધ ધરાવતું હોવાથી તેને પણ ' સ્વાયત્ત રાખવું અને મહેસુલી અને ફોજદારી ખાતાં સંયુક્ત હોવાથી મહેસુલી ખાતું પણ ' સ્વાયત્ત ' રાખવા સિવાય બીજો માર્ગ નથી, એવી દલીલ કરવી એ માત્ર તર્કજાળ છે અને તેમાં પ્રજા પક્ષના હીમાયતીઓએ ફસાવું જોઇએ નહિ.

ફોજદારી ન્યાય અને સુલેહ–અથવા માજીસ્ટ્રેટ અને પોલિસના અધિકારનાં કામોનું મૂળ ગુન્હામાં રહેલું છે; પરંતુ બન્નેનું કાર્યક્ષેત્ર તદ્દન અલગ છે. પ્રત્યક્ષ ફરીયાદ અથવા પોલિસના રિપોર્ટ સિવાય માજીસ્ટ્રેટને ન્યાય આપવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. સુલેહ જાળવવાનું કામ પોલિસનું છે. પ્રત્યક્ષ ફરીયાદ અથવા પોલિસ રિપોર્ટ ઉપરથી ગુન્હો થાય છે કે નહિ તેનો ન્યાયને ધોરણે માજીસ્ટ્રેટને નિર્ણય કરવાનો છે, અને તેમાં પોલિસ ખાતાંનો અથવા કારોબારી ખાતાનો વાસ્તવિક સંબંધ કાંઇજ નથી.

ગુન્હો સાબિત થયો છે કે નહિ તેનો નિર્ણય કરવા ઉપરાંત ' ક્રીમીનલ પ્રોસીજર કોડ ' અથવા ' પોલિસ એક્ટ ' પ્રમાણે ગુન્હાના અટકાવ માટે પગલાં લેવાં પડે છે અથવા તોફાનના પ્રસંગે પોલિસ ઉપર અધ્યક્ષપણું રાખવાનું હોય છે. પહેલા પ્રકારના કાર્યભાગનો સમાવેશ ન્યાય ખાતામાંજ થવો જોઇએ, કારણ કે તેમાં આરોપીને અટકાવમાં રાખવો કે નહિ, અથવા જામીન લેવા કે નહિ તેના નિર્ણય પુરાવાના ધોરણે થાય છે. એટલે એનો સુલેહ શાંતિના ખાતા સાથે સંબંધ નથી, કારણ કે તેમ હોય તો તો પોલિસના હુકમથીજ તેનો નિર્ણય થઇ જાય.

પોલિસ એક્ટ પ્રમાણેનું ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ–કલેકટરનું અધ્યક્ષપણું તોફાનનાજ પ્રસંગે હોય છે. તેમાં પણ પોલિસખાતાના મુખ્ય અધિકારીની પોતાનાં ખાતાં ઉપરની સત્તા ઉપર કોઇ પણ પ્રકારનો અંકુશ મુકવામાં આવ્યો નથી. તોફાન અટકાવવા સખ્તાઇના ઉપાયો લેવા કે નહિ તેટલોજ પોતાના વિશાળ અનુભવના બળથી માજીસ્ટ્રેટને તો નિર્ણય કરવાનો હોય છે અને તે નિર્ણય કરવામાં માજીસ્ટ્રેટને પ્રાધાન્ય આપવાનું કારણ એટલુંજ હોય છે કે, સુલેહ જાળવવાના અથવા તોફાન અટકાવવાના આવેશમાં પોલિસને હાથે નિરપરાધીઓ સપડાઇ નાખાય અથવા માર્યા ન જાય. આટલા પુરતા માજીસ્ટ્રેટના અધ્યક્ષપણાના સંબંધને લીધે ફોજદારી ન્યાય અને પોલિસ બન્ને ' સ્વાયત્ત ' વિષયોમાં દાખલ કરવા અને તેમાં જમીન મહેસુલને પણ ખેંચી જવું એ ઘણુંજ અણઘટતું છે. '

તોફાનને પ્રસંગે ફોજદારી ન્યાયનું ખાતું 'પરાયત્ત' થવાને લીધે માજીસ્ટ્રેટો પોલિસને મદદ નહિ કરે એવી લુલી દલીલ જે કેટલાકો લાવે છે, તેઓ નવા રાજ્યતંત્રની જવાબદારીનું સ્વરૂપ સમજ્યાજ નથી એમ કહેવું જોઇએ. સત્તાની જવાબદારી જોડાયલીજ હોય છે અને પ્રજામત પ્રમાણે ચાલતા ઇલાકાના નવા રાજ્યતંત્રમાં તેવા સંકટના સમયે નબળાઇ દેખાડનાર માજીસ્ટ્રેટ ઠપકાને અથવા શિક્ષાને પાત્ર થયા વિના રહેશે એમ માનવાને કાંઇજ કારણ નથી. ખોટા ભયની કલ્પના કરી 'સ્વાયત્ત' વિષયોની સંખ્યા વધારવાની હીમાયત કરનારા ખરી રીતે પ્રજાહિતના વિરોધીઓજ છે એમ કહેવું પડશે.

## મુંબાઈ ઇલાકા માટે સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર.

મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડ સુધારાની યોજના ઉપર જે અનેક ટીકાઓ અને અભિપ્રાયો વર્તમાનપત્રોદ્વારા પ્રસિદ્ધ થયા છે, તેમાંના ઘણા એવી મતલબના છે કે "મિશ્ર જવાબદારીવાળું રાજ્યતંત્ર દુનિયાના કોઇ પણ દેશમાં કોઇ પણ સમયે અજમાવવામાં આવ્યું નથી એટલે એવું તંત્ર હિંદમાં ફતેહમંદ નીવડશે એમ ખાત્રીપૂર્વક માની શકાય નહિ." જે મહાન્ રાજ્યદ્વારીઓએ આ યોજના ઘડી છે તેમનાં મન પણ આ વિષયે સંદિગ્ધ છે, એમ આ નવીન પ્રકારના અખતરાની ફતેહ સંબંધી રિપોર્ટમાં તેમણે કેટલાક સ્થળે દર્શાવેલા શકમંદ વિચારો ઉપરથી જણાઈ આવે છે. જો વસ્તુસ્થિતિ આવી છે તો પછી એકજ પ્રકારનો અખતરો સર્વ પ્રાંતોમાં અજમાવવો એ સલાહ ભરેલું ગણાય નહિ કોઈ પણ સ્થળે ન અજમાવાયલો અખતરો નિષ્ફળ નીવડવાનો સંભવ વિશેષ છે, અને પછી નિષ્ફળતાનો દોષ સરકાર-અથવા નોકરશાહી હિન્દી પ્રજાની જવાબદાર રાજ્યતંત્ર માટેની નાલાયકી ઉપર ઢોળશે અને હિન્દી પ્રજા અખતરાની અયોગ્યતાને દોષ દેશે. પરિણામે રાજ્યનો અસંતોષ કાયમનો કાયમજ રહેશે; પરંતુ જો કેટલાક પ્રાન્તોમાં સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવામાં આવે, અને બાકીનામાં યોજનામાં કલ્પેલું મિશ્ર જવાબદારીવાળું તંત્ર દાખલ કરવામાં આવે તો પછી પાછળથી ઉભયપક્ષને કાંઇ બોલવાનુંજ રહે નહિ, અને બેમાંથી કયા પ્રકારનું તંત્ર હિન્દને માટે વધારે ઇચ્છવાજોગ છે. તે આપોઆપજ જણાઈ આવે. સુધારાની યોજનાનો વિચારપૂર્વક અભ્યાસ કર્યા પછી આગળ વધેલા એક બે પ્રાંતોમાં સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવુંજ જોઇએ એવા નિર્ણય ઉપર હું આવ્યો છું. ગયા જુલાઇ માસમાં યોજના સંબંધી મારા વિચારો મેં જાહેરમાં મુકયા ત્યારે પણ આજ અભિપ્રાય મેં સ્પષ્ટપણે જણાવેલો છે, રાષ્ટ્રીય પરિષદની ખાસ બેઠક વેળાએ સ્વાગત મંડળના અધ્યક્ષ તરીકે પણ મેં એજ કહ્યું છે ત્યાર પછી સીમલામાં વડી ધારાસભાના બીનસરકારી સભ્યોની કમિટીના રિપોર્ટથી જુદા પડી મુંબાઇ ઇલાકાને તો સંપૂર્ણ જવાબદાર તંત્ર આપવુંજ જોઇએ એમ ચોકખી રીતે મેં જાહેર કર્યું છે અને થોડાજ દિવસો ઉપર યોજના સંબન્ધી પ્રેસીડન્સી એસોસીએશનનો અભિપ્રાય મુંબાઈ સરકારે માગેલો તેના પર વિચાર ચલાવવા નીમાયલી કમિટીમાં પણ મેં એજ મત દર્શાવ્યો છે, એટલુંજ નહિ પરંતુ કમિટીના બીજા સભ્યો પણ મારી સાથે મળતા થયા છે. વળી મુંબાઇની ધારાસભાના બીનસરકારી સભ્યોની કમિટીએ પણ થોડા દિવસની વાત ઉપર એવો ઠરાવ કર્યો છે કે મુંબાઈ ઇલાકામાં તો એકેએક ખાતું પરાયત્ત કરવું જોઇએ.

આ ઇલાકાની પ્રજા કેળવણીના પ્રમાણમાં વધારે આગળ વધેલી છે. પ્રાથમિક કેળવણી ફરજ્યાત કરવાનો કાયદો, એક બીનસરકારી સભ્યના ખરડા ઉપરથી હિંદમાં પ્રથમજ પસાર કરવાનું માન આ ઇલાકાને છે. વળી આ ઇલાકો વ્યાપાર રોજગારમાં પહેલે નંબરે છે એ સર્વને કબુલ કરવું પડશે. દુનિયાનાં મહાન બંદરોની સરખામણીમાં ઉતરી શકે, એવું બંદર આ ઇલાકાની રાજ્યધાની છે. મુંબાઇનો વ્યાપાર આખી દુનિયા સાથે ચાલે છે અને ત્યાંના વ્યાપારીઓની કીર્તિ આખી દુનિયામાં પ્રસરેલી છે. રાજકીય વિષયોમાં પણ મુંબાઈ ઇલાકો એકકો છે એ વાત સરકારને પણ કબુલ કરવી પડે એવી છે. ત્યાંની પ્રાંતિક ધારાસભાના સરકારી અને બીનસરકારી સભ્યો હળીમળીને પ્રજા અને સરકાર બન્નેનું હિત લક્ષમાં લઇ કેવી દક્ષતાથી કામ બજાવે છે, એ વિષેની ખાત્રી લોર્ડ વિલીંગડન પોતાના છ વરસના અનુભવ ઉપરથી આપી શકશે. નામદાર વાઇસરાય તથા મોંટેગ્યુ સાહેબ રાજકીય સુધારા સબંધી લોકમતથી પરિચિત થવા જ્યારે મુંબાઇ આવેલા ત્યારે આપણા આગેવાનો સાથેની વાતચિત અને તેમણે કરેલી બીજી તપાસ વિગેરેથી, મુંબાઇના રાજકીય વાતાવરણની ઉત્તમતા વિષે તેમને ખાત્રી થઇ હતી એમ કહેવાય છે. આ બધી હકીકત ઉપરથી હું એમ માનું છું કે કયા વિષયો સરકાર હસ્તક રાખવા અને કયા મંત્રીઓને સ્વાધીન કરવા એનો નિર્ણય કરવા નીમાયલી કમિટી આ ઇલાકામાં ઘણાખરાં ખાતાં મંત્રીઓને સ્વાધીન કરવાની ભલામણ કરશે, પરંતુ સુધારાની યોજનાના ૨૩૮ માં ફકરામાં કયાં ખાતાં મંત્રીઓને સ્વાધીન કરવા જેવાં નથી તેનાં ઉદાહરણ તરીકે જમીન મહેસુલ, ન્યાય અને સુલેહ શાંતિ જાળવનારા ખાતાં ગણાવવામાં આવ્યાં છે, તેથી કદાચ મુંબાઈ ઇલાકામાં પણ આ ખાતાં મંત્રીઓને સ્વાધીન કરવાની ભલામણ કમિટી ન કરે એવો શક જાય છે. ઉપરોકત ફકરામાં મુંબાઈ ઇલાકાનો ખાસ ઉલ્લેખ કરેલો નથી, પરંતુ હિંદુસ્થાનના સઘળા પ્રાંતો વિષે એકંદર અભિપ્રાય દર્શાવવામાં આવ્યો છે. એટલે કોઈ એકાદ પ્રાંતની વિશિષ્ટ વસ્તુસ્થિતિ લક્ષમાં લઇ આ ખાતાં સરકાર હસ્તક ન રાખવાની ભલામણ કરવામાં કમિટીને કોઇપણ પ્રકારનો પ્રતિબંધ નથી. તેમજ એમ કરવામાં તા. ૨૦ મી ઓગસ્ટ ૧૯૧૭ ના ઢંઢેરાનું પણ ઉલ્લંઘન થતું નથી. મહેસુલ, ન્યાય અને સુલેહ શાંતિનાં ખાતાં મંત્રીઓને સ્વાધીન કરવાની ભલામણ કરતાં પહેલાં કમિટી ઘણોજ વિચાર કરશે અને એના સમર્થનમાં આપણી પાસે સંગીન કારણો માગશે, અને એજ કારણથી મારે આ બાબતમાં જરા લંબાણ વિવેચન કરવું પડયું છે.

## સુલેહ શાંતિ જાળવનારૂં ખાતું.

જમાબંધી અને ન્યાયખાતાં શા માટે મંત્રીઓને સ્વાધીન કરવાં તે તો હું ઉપર કહી ગયો છું. હવે સુલેહ શાંતિ જાળવવાના ખાતા વિષે હું બોલવા માગું છું. એ ખાતાનો મુખ્ય વિષય પોલિસ છે, અને તેનો ઉદ્દેશ ગુન્હા અટકાવવાનો તેમજ ગુન્હો પકડી ગુન્હેગારને ન્યાયની અદાલતમાં રજુ કરવાનો છે. બ્રિટિશ અમલના આરંભથીજ આ ખાતું સરકાર હસ્તક હોવા છતાં; અને પ્રજાપોકારની દરકાર ન કરી તેના ઉપર વધારવામાં આવેલા ભારે ખર્ચ છતાં ગુન્હાઓ અટકયા કે ઓછા થયા નથી. શાંતિ જળવાય તેમાં જેટલું સરકારનું હિત સમાયલું છે તેટલુંજ બલ્કે તેથી વધારે પ્રજાનું હિત સમાયલું છે. આ ખાતું મંત્રીઓને સોંપાય તો લોકહિતને લેશમાત્ર પણ નુકસાન થવાનો સંભવ

નથી. બ્રિટિશ રાજ્યસત્તા વિરૂદ્ધ બળવો ઉઠે અગર હિન્દુસ્થાન બહાર તેનાપર હુમલો થાય તો તે અટકાવવાને સરકાર પાસે સાધનો હોવાં જોઇએ એ વાત આપણને કબુલ છે. પરંતુ લશ્કરી ખાતું એટલા માટેજ રાખવામાં આવ્યું છે, અને એ ખાતું હિન્દી સરકારની હકુમત નીચે છે. પોલિસ ખાતું માત્ર દેશની અંદરની સુલેહ શાન્તિ જાળવવા માટે રાખવામાં આવ્યું છે. રાજ્યદ્રોહના ગુન્હા અટકાવવાનું તથા પકડવાનું કામ કરનારૂં છુપી પોલિસનું ખાતું જે પોલિસ ખાતાનો એક ભાગ છે તે તો સરકાર હસ્તક રહેવુંજ જોઇએ એવી દલીલ કદાચ વજનદાર ગણાય, પરંતુ લોકનિયુક્ત મંડળોમાંથી નીમવામાં આવેલા મંત્રીઓ આવા ગુન્હાઓ અટકાવવા અને પકડાવવા સબંધી બેદરકાર રહેશે એમ માનવાને કાંઇજ કારણ નથી. હિન્દમાં પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવાનો સદ્‌હેતુ તા. ૨૦ મી ઓગષ્ટના ઢંઢેરામાં જાહેર થયો ત્યારથી બ્રિટિશ અમલ વિરૂદ્ધ લાગણી ધરાવનાર જે જુજ વર્ગ હશે તેનું જોર ઘણું કમી થઇ ગયું હોવું જોઇએ એમ મારૂં તો માનવું છે; અને મારી ખાત્રી છે કે તેવું રાજ્યતંત્ર દાખલ કરવાની યોજના અમલમાં મુકવામાં આવે કે તરતજ, તેવા વર્ગના માણસો, હિન્દમાં પ્રજાને સંપૂર્ણ રીતે જવાબદાર રાજ્યતંત્ર દાખલ થાય ત્યાં સુધી હિન્દુસ્થાનનું હિત બ્રિટિશ અમલ હિન્દુસ્થાનમાં રહે તેમાંજ રહેલું છે, એમ ખાત્રીપૂર્વક સમજતા અને માનતા થશે. આમ છતાં કમિટીને એમજ લાગે કે આ ખાતું આ ઇલાકામાં પણ મંત્રીઓને ન જ સોંપવું તો ભલે પોલિસ ખાતાનો એટલો ભાગ જૂદો પાડી સરકારે તે સ્વહસ્તક રાખવો, અને બાકીનું પોલિસનું મંત્રીઓને સ્વાધીન કરવું. જો છુપી પોલિસ સરકાર હસ્તક રહે તો પછી રાજ્યદ્વારી (Political) ખાતું પણ તેજ કારણોસર સરકાર હસ્તક રાખવાની દલીલ કરવામાં આવે તો તે ગેરવ્યાજબી ગણાય નહિ.

આ પ્રમાણે જો બધાં અગર ઘણાખરાં ખાતાં મંત્રીઓને સોંપવામાં આવે તો પછી કારોબારી સભાની (Executive Council) જરૂરજ રહે નહિ. આ ઇલાકા માટે એક ગવર્નર, અને ત્રણ કે ચાર મંત્રીઓ બધો કારભાર ચલાવવાને બસ છે. જે જુજ, ખાતા સરકાર હસ્તક રાખવાનાં હોય તેનો હવાલો ગવર્નર પાસે રાખી બાકીનાં તમામ ખાતાંની વ્યવસ્થા, મંત્રીઓ પાસે રહી શકે.

## નોકરો ઉપર અંકુશ કોનો હોવો જોઇએ ?

ઇલાકાના અમલદારોના વર્ગની નીમણુંક અને નોકરીના શરતોને લગતી બાબત "સ્વાયત્ત" વર્ગમાં રિપોર્ટમાં મુકવામાં આવી છે. (જુઓ રિપોર્ટના પરિશિષ્ટ ૧ ના ઉદાહરણના લીસ્ટ ૧ ની કલમ ૮).

જો ઇલાકાનું સ્વાશ્રયી રાજ્યતંત્ર મુંબાઇ ઇલાકા જેવા આગળ પડતા પ્રાંતને સર્વ અથવા નિદાન મોટા ભાગમાં આપવાનું હોય તો અમલદારવર્ગની ઉપરનો અંકુશ પ્રજાના હાથમાં અર્થાત્ પ્રધાનના હાથમાં મુકાવો જોઇએ. હિંદી સનદી નોકરી, અને ઇલાકાની સીવીલ સર્વીસનો અંકુશ પ્રધાનના હાથમાં જવામાં મુખ્ય વાંધા નીચે પ્રમાણે લાવવામાં આવે છેઃ—

(૧) હિંદી સનદી નોકરી હિંદુસ્થાનના સઘળા મુલકને લગતી છે, અને તેનાં નોકરો, ભિન્ન ભિન્ન પ્રાંતોમાં જૂદાં જૂદાં ખાતાંમા વહેંચાઇ ગએલા છે.

(૨) એકજ પ્રાંતને લગતી તે બાબત નથી, અને તેથી પેરા ૨૧૨ મુજબ "સ્વાયત્ત" વર્ગમાં તે પડવી જોઇએ.

(૩) સઘળા હિંદને લગતી નોકરીના હિતના પ્રશ્નો, અમુક પ્રાંત સાથે તે નોકરો જોડાયા હોય, તોપણ હિંદુસ્થાનની સરકારની દેખરેખ નીચે જોઇએ, અને જરૂર પડે તો તેમાં સરકાર આડે આવી શકે (જુઓ રિપોર્ટના પેરા ૨૪૦).

(૪) પરાયત્ત વિષયોનું નિરાકરણ કરનારા મંત્રીઓને પોતાના ખાતા માટે નિરાળી નોકર વર્ગની યોજના કરવામાં ઘણી અગવડ પડે અને તેવી યોજના કરવાની જવાબદારી તેમના ઉપર મુકવામાં આવશે તો તેઓ કદાચ નિષ્ફળ જશે. ( પેરા ૨૫૮ )

હવે આ દલીલોમાં કેટલું વજુદ છે તે આપણે વિચારી જોઇએ.

હિંદી સનદી નોકરી જે સર્વોપરી સત્તા તરીકે મનાતી આવી છે તે નોકરી હિંદુસ્થાનના સમગ્ર દેશને લગતી ગણનામાં ખરૂં તાત્પર્ય નથી. તે નોકરીના અમલદારો જ્યારથી હિંદુસ્થાનમાં નીમવાના હોય છે ત્યારથી તેમનો સબંધ અમુક સાથે મુકરર કરવામાં આવે છે અને તેમનું સઘળું જીવન તે પ્રાંતમા જાય છે કોઈ ખુજ પ્રસંગે નોકરોની તાણ હોય ત્યારે અથવા અમુક નોકર અમુક વિષયમાં ખાસ લાયકાત ધરાવતો હોય અને તેવા નોકરની અમુક પ્રાંતમાં ખોટ હોય ત્યારેજ બીજા પ્રાંતમાંથી નોકર લેવામા આવે છે. આથી તે નોકરી " સમગ્ર હિંદુસ્થાન "ની છે એવુ કહી મંત્રીઓના તાબામાં ન મુકવી એ દલીલ પાયા વિનાની છે.

આ સનદી નોકરીના હક-અર્થાત્ તેમની બહાલી બરતરફી બાબત સમાન છતાં તેમનાં પ્રોમોશન વિગેરેનું ધોરણ તે તે પ્રાંતના નિયમાનુસાર હોય છે. આ નિયમોમાં ફેરફાર કરતાં પહેલાં ભલે હિંદુસ્થાનની સરકારને પૂછવાની અગત્ય રાખવામા આવે, પરંતુ નિયમો ઘડાયા પછી નોકર વર્ગ તે તે પ્રાંતના પ્રજામતને અનુસાર રાજ્યતંત્રના મંત્રીને અધીન વર્તવો જોઇએ હિંદુસ્થાનની સરકાર અન્યાયના પ્રસંગે અથવા નિયમોની અવગણના કરે તેવા પ્રસંગે અમુક મર્યાદામાં નોકરોની ફરીઆદ સાંભળે, પરંતુ તેટલા માત્રથી તેમને "પરાયત્ત" વર્ગમાં મુકવામાં વાંધો લાવી શકાય નહિ

હિંદી સનદી નોકરીના અમલદારો ખરી રીતે જમીન મહેસુલ તથા સામાન્ય રાજ્યવહીવટના ખાતા સાથે મુખ્યત્વે કરી જોડાયલા હોય છે. હિંદુસ્થાનના રાજ્યતંત્રનાં પાર્લામેંટના સને ૧૯૧૫ ના કાયદાના પરિશિષ્ટ ઉપર નજર નાખતાં સ્પષ્ટ સમજાય તેમ છે કે આ સનદી નોકરીનો અમુક જગ્યાઓ ઉપર હક ઠરાવવામાં આવ્યો છે. તે પરિશિષ્ટમાં નહિ આવનારી જગ્યાઓ ઉપર તેમનો હક નથી, છતાં આ સાથે જોડેલી તારીજ જે છેવટના સીવીલ લીસ્ટ ઉપરથી તારવવામાં આવી છે તે ઉપરથી સમજાશે કે ઘણી ખાસ નવી જગ્યાઓ ઉપર તેઓ હક કરી ચઢી બેઠા જણાય છે. નીચેની જગ્યાઓ હિંદી સનદી નોકરીના અંગની હકની ગણનામાં પાર્લામેંટના કાયદામાં આવી નથી —

૧. પ્રાઇવેટ સેક્રેટરી—નામદાર ગવર્નરના.
૧. કાઠીઆવાડના પોલીટીકલ ખાતાના એજંટ સાહેબ
૧. સુપરિન્ટેન્ડેન્ટ—સ્ટાંપ અને સ્ટેશનરી.
૧. લેન્ડરેકર્ડ ખાતાના મુખ્યાધિકારી.
૧. લેન્ડરેકર્ડના સુપરિન્ટેન્ડેન્ટ.
૧. ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટના ચેરમેન.
૧. ડાયરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ.
૧. જુનાગઢના એડમીનીસ્ટ્રેટર.
૧. પાલીતાણાના એડમીનીસ્ટ્રેટર.
૧. સીવીલ સપ્લાયના ડેપ્યુટી ડાઇરેક્ટર.
૧. મુંબઇ શહેરના મ્યુનીસીપલ કમીશનર.
૩. અમદાવાદ, સુરત, અને હૈદ્રાબાદના મ્યુનીસીપલ કમીશનરો.
૧. બોર્ડ ઓફ ટ્રેડનો ઉપરિ અધિકારી.
૧. સાલસેટ ડેવેલપમેંટ ઓફિસર.

૧૭.

સીવીલ લીસ્ટમાં જુલાઇ ૧૯૧૮ માં ૧૭૪ સીવીલ સર્વંટોમાં ૧૨૪ કાયમની જગ્યાના ધારણ કરનારા છે. તેમાં પાર્લામેંટના કાયદા પ્રમાણે તેમની હકની જગ્યાઓ લગભગ ૧૦૭ જણાય છે, અને ઉપરની સત્તર જગ્યાઓ વધારાની તે નોકરોની થઇ પડી છે.

મારી કહેવાની મતલબ એવી નથી કે હિંદી સનદી નોકરીના મેંબરોને આ નવી જગ્યાઓ મળવી જોઇએ. જ્યાં લાયકાત અને જવાબદારીનો પ્રશ્ન છે સાંયોગ્ય નોકરનીજ કદર થવી જોઇએ કદાચ નામદાર ગવર્નર સાહેબને સીવીલ સર્વિસ બહારનો પ્રાયવેટ સેક્રેટરી ભરોસાનો ન મળે કદાચ કાઠીઆવાડના એજંટ તરીકે પોલીટીકલ ખાતાના અનુભવીની ખોટ પડી ગઇ હોય એમ તકરારની ખાતર માની લઇ તે જગ્યા સીવીલ સર્વંટને હાથે જાય, પણ બાકીની ઘણી જગ્યાઓ ઇલાકાની નોકરોના અર્થાત્ પ્રોવીન્શીઅલ સીવીલ સર્વિસના નોકરો સારી રીતે ધારણ કરી શકે છે તેમ છે. બલ્કે કેટલીક જગ્યામાં તો દેશીની લાયકાત વધારેજ છે. છતાં આ જગ્યાઓ હકક તરીકેની ગણી નોકરોને મંત્રીના તાબામાં મુકવામાં સનદી નોકરો જુદા જુદા ખાતામાં વહેંચાયેલા છે તેથી તેમને "સ્વાયત્ત" અર્થમાં સરકારે રાખવાની દલીલ રજુ કરવામાં આવે છે. જે ખાતું જેમને અર્થે નોકરીમાં દાખલ થવાના આરંભથીજ નિર્માણ થયું છે તે ખાતામાંજ તે નોકરોએ મોટી આશા રાખવી જોઇએ, પણ બીજા ખાતામાં તરાપ મારવાની શી જરૂર ?

છેવટે જો મહેસુલ ખાતું, અને ન્યાયખાતું ( દિવાની અને ફોજદારી) મુંબાઇ ઇલા-

પ્રમાં મંત્રીઓને સ્વાધીન કરવાનું કબુલ રખાય તો ખાતાના સઘળા નોકરોનો સર્વ અં-કુશ તે તે મંત્રીઓ પાસેજ રહેવો જોઇએ. હિંદી સનદી નોકરીના સભ્યોના સંબંધમાં મને બહુ માન છે, પરંતુ સઘળા નવા રાજ્યતંત્રની શ્રેણીમાં વગર કચવાયેલા મનથી જોડાશે એવું માની લેવું એ મનુષ્ય સ્વભાવની અવગણના કરવા જેવું છે. તેમાં દેશી મંત્રીઓનો બધો નીર્ણય કરવાનો આધાર અને હકીકતની ભૂમિકા જ્યારે આ સીવીલ સર્વંટના હાથમાં હોય, અને તે નોકરો તે મંત્રીઓના અંકુશમાં ન હોય તો મંત્રીઓની પ્રસંગે સ્થિતિ કફોડી થયા વિના રહેજ નહિ. સ્વતંત્રતાના વાતાવરણમાંથી આવેલા ગવર્નરો પણ આ સીવીલ સર્વંટોના ડાબા જમણા દબાણમાં આવી જાય છે, તો દેશી મંત્રીઓ કાંતો તેમની મતિને વેચાય અને શોભા માત્ર અધ્યક્ષ થાય, અથવા નિર્ણયની જવાબદારીમાં ફસાઇ પડે. આથી જો નોકર વર્ગને છેવટે સરકાર "સ્વાયત્ત" વિષય તરીકે રાખે તોપણ આ નોકરો જે જે મંત્રીના ખાતાના હોય તે તે મંત્રીના અભિપ્રાયને અનુસાર તે નોકરોના પ્રોમોશન વિગેરે થવાં જોઈએ, અને ગવર્નરની કારોબારી સભાથી પરભાર્યાં થવા જોઇએ નહિ.

મંત્રીઓ પોતાના ખાતાને માટે નિરાળી નોકરોની સંસ્થા ઉભી કરે એવું પ્રજા પક્ષના હિમાયતીઓ કહેતા નથી, પરંતુ હાલની નોકરીઓ ઉપરનો અંકુશ મંત્રીઓને સોંપવો જોઇએ એ આપણો મુદ્દો છે. મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડના રિપોર્ટમાં નિરાળા નોકરોના વર્ગની દલીલ ખોટી ઉભી કરવામાં આવી છે. તેનું ખરચ વધારવાનું પ્રજા પક્ષના હિમાયતીને ખપ્જ નથી.

ઉપર પ્રમાણેના મારા વિચાર હોવાથી આ પરિષદને ભલામણ કરૂં છું કે આ વિષયની આપણે બને તેટલા વિસ્તારથી ચર્ચા કરવી જોઇએ અને છેવટે એક કમિટી નીમી આ અને તેને લગતા બીજા વિષયો સબંધી આપણી ઇચ્છાઓ અને માગણીઓ મજબુત ઠરાવો સાથે, આ વિષયનું નિરાકરણ કરવા માટે નીમાયલી ખાસ કમિટી સમક્ષ, પરિષદ તરફથી નિવેદન થવી જોઇએ.

## ધારાસભાનું બંધારણ.

હવે આપણે ધારાસભાના બંધારણ વિષે વિચાર કરીએ. એ બાબતનો નિર્ણય ઘણા પ્રશ્નો ઉપર આધાર રાખે છે. દાખલા તરીકે (૧) ધારાસભામાં સભ્યોની સંખ્યા કેટલી હોવી જોઇએ (૨) તેમાં લોકનિયુક્ત સભ્યોનું પ્રમાણ કેટલું હોવું જોઇએ (૩) સરકાર તરફથી નીમાયલા સભ્યોમાં અમલદાર કેટલા અને બીનઅમલદાર કેટલા (૪) લોકનિયુક્ત સભ્યોમાં મુસલમાનોનું પ્રમાણ કેટલું (૫) ખાસ પ્રતિનિધિત્વ કઇ કઇ સંસ્થાઓ અને કોમોને મળવું જોઇએ (૬) દરેક જીલ્લાવાર પ્રતિનિધિ ચુંટવાનો હક આપવો કે બે અથવા વધારે જીલ્લાઓના સમુહ બનાવી તે દરેક સમુહને પ્રતિનિધિ મોકલવાનો હક આપવો (૭) મતાધિકાર કોને સોંપવો અને મતાધિકારીઓની સંખ્યા કેટલી હોવી જોઇએ?

આ સવાલોનો વિચાર કરવામાં કેટલાક વિગતવાર આંકડાઓની ઘણીજ જરૂર છે જેટલા આંકડાઓ મને મળી શક્યા તેનું કોષ્ટક નીચે પ્રમાણે છેઃ—

| ાનું નામ. | વસ્તી કેટલા હજાર ? | | | લખી વાંચી જાણનાર કેટલા હજાર ? | | | જીલ્લાની તાલુકા બોર્ડ માટે મત આપનારાઓની સંખ્યા. | જીલ્લાની મ્યુ. ઓ માટે મત આપનારાઓની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|
| | મુસલમાનો | મુસલમાનો સીવાયના | કુલ | મુસલમાનો | મુસલમાનો સિવાયના | કુલ | | |
| અમદાવાદ | ૯૨ | ૭૩૬ | ૮૨૮ | ૧૩ | ૯૧ | ૧૦૪ | ૮૫૬૭ | ૧૮૨૦૬ |
| ખેડા | ૬૩ | ૬૨૮ | ૬૯૨ | ૬ | ૬૨ | ૬૮ | ૧૦૧૫૦ | ૭૫૬૩ |
| પંચમહાલ | ૨૨ | ૩૦૦ | ૩૨૩ | ૩ | ૧૩ | ૧૬ | ૧૯૦૮ | ૨૮૨૨ |
| સુરત | ૫૫ | ૫૯૯ | ૬૫૪ | ૧૦ | ૮૨ | ૯૨ | ૧૦૯૨૭ | ૯૦૭૯ |
| ભરૂચ | ૬૮ | ૨૩૯ | ૩૦૭ | ૧૩ | ૩૫ | ૪૭ | ૧૨૧૫૮ | ૩૭૩૨ |
| થાણા | ૪૨ | ૮૪૦ | ૮૮૨ | ૬ | ૪૭ | ૫૩ | ૫૧૦ | ૬૭૨૬ |
| કોલાબા | ૨૮ | ૫૬૮ | ૫૯૪ | ૩ | ૨૬ | ૨૯ | ૫૯૬૧ | ૨૪૮૯ |
| રત્નાગીરી | ૮૫ | ૧૧૧૮ | ૧૨૦૪ | ૫ | ૪૯ | ૫૨ | ૬૯૫૯ | ૨૧૩૦ |
| પુર્વ ખાનદેશ | ૧૦૦ | ૯૩૫ | ૧૦૩૫ | ૪ | ૪૬ | ૫૦ | ૧૪૬૯૩ | ૧૧૪૩૮ |
| પશ્ચીમ ખાનદેશ | ૩૧ | ૫૪૯ | ૫૮૧ | ૩ | ૨૨ | ૨૪ | ૯૯૮૨ | ૫૨૮૫ |
| નાસિક | ૪૮ | ૮૫૭ | ૯૦૫ | ૪ | ૩૬ | ૩૯ | ૭૪૧૨ | ૫૫૮૩ |
| અહમદનગર | ૪૮ | ૮૯૭ | ૯૪૫ | ૪ | ૪૦ | ૪૪ | ૭૦૮૨ | ૩૧૮૫ |
| પુના | ૪૯ | ૧૦૨૩ | ૧૦૭૨ | ૬ | ૭૪ | ૮૧ | ૪૮૩૦ | ૧૩૦૫૨ |
| સતારા | ૩૭ | ૧૦૪૫ | ૧૦૮૧ | ૩ | ૩૬ | ૩૯ | ૭૨૪૫ | ૬૨૩૪ |
| સોલાપુર | ૫૫ | ૭૧૩ | ૭૬૮ | ૩ | ૩૦ | ૩૬ | ૩૮૯૫ | ૭૦૭૪ |
| બીજાપુર | ૧૦૧ | ૭૬૩ | ૮૬૩ | ૪ | ૩૭ | ૪૧ | ૫૧૪૧ | ૪૦૨૬ |
| બેલગામ | ૭૭ | ૮૬૭ | ૯૪૪ | ૪ | ૪૦ | ૪૪ | ૬૨૪૬ | ૪૧૧૦ |
| ધારવાડ | ૧૩૭ | ૮૮૯ | ૧૦૨૬ | ૮ | ૭૨ | ૭૯ | ૧૦૬૦૦ | ૮૯૨૮ |
| કાનરા | ૨૯ | ૪૦૨ | ૪૩૦ | ૪ | ૩૪ | ૩૮ | ૫૯૧ | ૨૪૧૬ |
| સીંધનાં સાત જીલ્લા | ૧૬૪૦ | ૮૭૩ | ૨૫૧૩ | ૩૮ | ૧૨૮ | ૧૬૬ | ૩૭૬૮૫ | ૧૭૦૧૯ |
| મુંબાઇ શહેર | ૧૭૯ | ૮૦૦ | ૯૭૯ | ૨૯ | ૧૩૯ | ૨૨૨ | ............... | ૧૨૫૬૭ |
| કુલ | ૩૯૮૬ | ૧૫૬૩૭ | ૧૯૬૨૬ | ૧૭૧ | ૧૧૯૪ | ૧૩૬૫ | ૧૭૭૧૫૨ | ૧૫૩૬૬૪ |

૩૩૦૮૦૬

આ ઉપરાંત બીજા કેટલાક આંકડાઓ જાણવાની જરૂર છે. જેવા કે (૧) દરેક જીલ્લાની કોમવાર વસ્તી અને મતાધિકારીઓની સંખ્યા (૨) હાલના મતાધિકાર સંબન્ધી નિયમોમાં અમુક ફેરફાર કરવાથી મતાધિકારીઓની સંખ્યા જીલ્લાવાર અને મુખ્ય કોમવાર કેટલી વધી શકે (૩) લોકલ બોર્ડો અને મ્યુનીસીપાલીટીઓના મતાધિકારીઓમાં જીલ્લાવાર મુસલમાનોની સંખ્યા. આ વિગેરે હકીકત સરકારની મદદ સિવાય મળી શકે એમ નથી તેથી જેટલા આંકડાઓ ઉપલા કોષ્ટકમાં બતાવ્યા છે તે આંકડાઓ ઉપરજ આધાર રાખી હું સવાલો ચર્ચું છું.

સુધારાની યોજનામાં એમ કહેવામાં આવ્યું છે કે હિન્દુસ્થાનમાં જોઇએ તેટલી અને જોઇએ તેવી મતાધિકારીઓની સંખ્યા નથી, અને તે લાંબા વખત સુધી મેળવી શકે તેમ નથી, તેથી સુધારાઓ સંભાળપૂર્વક દાખલ કરવા જોઇએ. આ દલીલમાં કેટલું વજન છે તે ઉપલા કોષ્ટક ઉપરથી જણાઇ આવશે. મુંબાઇ ઇલાકામાં ૨૬ જીલ્લાઓમાં કુલ્લે ૧,૭૭,૧૪૨ લોકલ બોર્ડના મતાધિકારીઓ છે અને ૧૮૮૪ ની સાલમાં હાલનો લોકલ બોર્ડનો કાયદો દાખલ કરવામાં આવ્યો ત્યારથી એ સંખ્યા અગર એનો મોટો ભાગ મત આપવાનો હક ધરાવે છે, અને ભોગવે છે. મુંબાઇ ઇલાકાની મ્યુનિસિપાલિટીઓમાં એકંદર મતાધિકારીઓની સંખ્યા ૧,૫૩,૬૬૪ છે. તેમાની ઘણીખરી મ્યુનિસિપાલટીઓનું બંધારણ પચાસ કે સાઠ વરસ ઉપર રચવામાં આવેલું હોવાથી તેટલી મુદ્દતથી આટલી સંખ્યા અગર તેનો મોટો ભાગ મત આપવાનો હક ભોગવે છે. આ પ્રમાણે લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીમાં એકંદર મત આપનારાઓની સંખ્યા આ ઇલાકામાં ૩,૩૦,૮૦૬ છે અને વસ્તી ૧,૯૬,૦૦,૦૦૦ છે. તે હિસાબે મત આપનારાઓનું પ્રમાણ લગભગ પોણાબે ટકા સુધીનું થાય છે. વળી કેટલીક મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડોને ચુંટણીનો હક હજી સુધી આપવામાં આવ્યો નથી. તે આપવામાં આવશે એટલે તે પ્રમાણમાં મતાધિકારીઓની સંખ્યા વધશે એટલુંજ નહી પણ મુસલમાનને આપવામાં આવેલી ખાસ ચુંટણીના સંબંધના મતાધિકારીઓની પણ આ હિસાબમાં ગણત્રી કરવામાં આવી નથી. જે સંખ્યા હાલ વર્ષો થયા લોકલ બોર્ડમાં અને મ્યુનિસિપાલિટીઓમાં અને બીજી ચુંટણીઓમાં મત આપવાનો હક ભોગવે છે તેટલી સંખ્યા તો હવે ધારાસભાને મત આપવાને લાયક નથી એમ કોઈ કહી શકશે નહિ. બીજા દેશોમાં જ્યારે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવામાં આવેલાં ત્યારે તે દેશોમાં મતાધિકારીઓની સંખ્યા પ્રમાણમાં આટલી પણ નહોતી એ વાત જાણીતી છે. આપણા માનનીય પંડિત મદનમોહન માલવીયા સુધારાની યોજના પર ટીકા કરતા આ સંબંધમાં નીચે પ્રમાણે કહે છેઃ—

"મતાધિકારીનો પ્રશ્ન ચર્ચતી વખતે આપણે યાદ રાખવું જોઇએ કે, મતાધિકાર લોકોની બને તેટલી મોટી સંખ્યાને આપવો એ ઇચ્છવા જોગ છે, તોપણ તેમ ન બની શકે તો તેને આપણે વ્યાજબી રીતે સુધારાના માર્ગમાં ગંભીર પ્રત્યવાય ગણી શકીએ નહિ, કારણકે જે દેશોમાં આજ ઘણા લાંબા સમયથી ચુંટણીની પદ્ધતિ દાખલ થઇ છે, તે દેશોના મતાધિકારીઓની હાલની સંખ્યા જેટલી આપણા મતાધિકારીઓની સંખ્યા આરંભમાં નજ હોઈ શકે. ઇંગ્લંડમાં મતાધિકારીઓની સંખ્યામાં કેવો ધીમે ધીમે વધારો થયો છે તે જણાવવું અત્રે અસ્થાને ન ગણાય. ૧૮૩૨ ની સાલ સુધી આમની સભાના

ભ્યા સભ્યોની ચુંટણી એકંદરે ૧૫૦૦૦ કરતાં પણ ઓછા મતાધિકારીઓ દ્વારા થતી હતી. તેજ સમયે સ્કોટલંડ દેશની વસ્તી ૨૩,૬૦,૦૦૦ હતી તોપણ મતાધિકારીઓની સંખ્યા માત્ર ૩,૦૦૦ નીજ હતી. ૧૮૮૪ માં મી. ગ્લેડસ્ટને કહ્યું હતું કે "રીફોર્મ બીલ" જે બ્રિટિશ સ્વાતંત્ર્યનો "મેગના ચાર્ટા" છે, તેને લીધે ત્રણે દેશના મતાધિકારીઓની સંખ્યામાં ૬૦૦,૦૦૦ નો વધારો થયો હતો. ૧૮૩૨ પછી બીજો સુધારો ૧૮૮૬ (?)માં કરવામાં આવ્યો તે વખતે સંયુક્ત રાજ્યમાં એકંદર મતાધિકારીઓની સંખ્યા વધીને ૧૩,૬૪,૦૦૦ સુધી પહોંચી હતી અને ૧૮૬૭-૬૯ સુધી જે બીજા ખરડાઓ દાખલ કરવામા આવ્યા તેથી તેની સંખ્યા વધીને ૨૪,૪૮,૦૦૦ ની થઇ હતી. ૧૮૮૪ સુધીમાં તો આ આંકડો લગભગ ૩૦,૦૦૦,૦૦ સુધી પહોંચી ગયો. અને તેમાં ૧૮૮૫ ના કાયદાથી ૨૦,૦૦,૦૦૦ નો વધારો થયો.. આ વધારો ૧૮૬૭ માં થયલા વધારા કરતાં બમણો અને ૧૮૩૨ માં થયલા વધારાના ચારગણા કરતાં પણ વધારે હતો. આ ટુંક ઇતિહાસ સૂચક તેમજ ઉત્સાહપ્રેરક છે. યોગ્ય છુટથી મતાધિકાર આપવામાં આવે તો આપણે બધા સંયોગો ધ્યાનમાં લેતાં કોઇપણ સમજુ માણસ વ્યાજબી ધારે એટલી મતાધિકારીઓની સંખ્યાથી આરંભ કરી શકીએ."

વળી યોજનાના કર્તાઓ પણ પોતાના રિપોર્ટના ૨૨૬ મા ફકરામાં કહે છે કે "જો કે મત આપનારાઓની સંખ્યા જેમ બને તેમ બહોળી હોવી જોઇએ, પરંતુ તે શરૂઆતમા એટલી બધી બહોળી ન હોવી જોઇએ કે તેને લીધે સઘળું તંત્ર ભાગી પડવાનો ભય રહે" આવા સંયોગોમાં મને તો એમ લાગે છે કે હાલ તરતને માટે જે સંખ્યા લોકલ બોર્ડ અને મ્યુનસિપાલિટિઓમાં તેમજ બીજી ચુંટણીઓમાં હાલ મત આપે છે તે સંખ્યાને ધારાસભાને માટે સીધો મતાધિકાર આપવો. તેમ છતાં સરકારે નીમેલી કમિટીની નજરમાં એમ આવે કે એ સંખ્યા વધારવી જોઇએ તો લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટિના કાયદામાં યોગ્ય સુધારો કરવામાં કંઇ હરકત નથી.

મુબઇની ધારાસભા ૧૨૫ સભ્યોની બનેલી હોવી જોઇએ. કોન્ગ્રેસ લીગની યોજનામાં પણ એમ કહેલું છે કે આગળ વધેના પ્રાન્તોમાં ધારાસભા ઓછામાં ઓછા ૧૨ સભ્યોના હોવી જોઇએ. મી. મોન્ટેગ્યુ અને લોર્ડ ચેમ્સફર્ડની રૂબરૂ મુંબાઇ તરફથી જે જે આગેવાન સંસ્થાઓ અને ગૃહસ્થોએ સુધારાના સંબંધમાં જે લેખી દલીલો રજુ કરી છે, તેમા પણ મુંબાઇની ધારાસભા ૧૨૫ સભાસદોની હોવી જોઇએ એમ જણાવેલું છે. તે ૧૨૫ માંથી સરકારના નીમેલા વધારેમાં વધારે ૧/૫ હોવા જોઇએ, અને તે પૈકી સરકારી અમલદારો ૧/૩ થી વધારે હોવા જોઇએ. હવે જે સરકાર પુરેપુરા ૧/૫ સભાસદો નીમવાના હકનો ઉપયોગ કરે તો ચુંટણીને માટે ૪/૫ એટલે ૧૦૦ જગ્યાઓ રહે અને તેની વહેંચણી નીચે પ્રમાણે થઇ શકેઃ—

(૧) કેટલીક જગ્યાઓ અમુક સંસ્થાઓ અને કોમો, જેને ખાસ ચુંટણીનો હક આપવામાં આવે તેને માટે. (૨) અમુક જગાઓ કોન્ગ્રેસ-લીગના ઠરાવ પ્રમાણે મુસલમાનોને આપવીજ પડશે. (૩) બાકી રહેલી જગ્યાઓમાંથી મુંબાઇ શહેરને માટે ખાસ અમુક જગ્યાઓ જુદી કાઢી બાકીની પ્રાન્તના દરેક જીલ્લાને જુદી જુદી અગર તો એક કે વધારે

જીલ્લાઓના બનેલા દરેક સમૂહને અમુક અગર તો કેટલીક જીલ્લાવાર અને કેટલીક જીલ્લાઓના સમૂહવાર જગ્યાઓને આપવી જોઇએ. ખાસ જુદી ચુંટણીનો હક નીચેની સંસ્થાઓને આપવો જોઇએઃ—

(૧) મુંબઇ યુનિવર્સિટિ. આ યુનિવર્સિટિ હાલ ધારાસભામાં એક સભાસદ મોકલે છે. ચુંટણીનો હક યુનિવર્સિટિના ફેલોઝને આપવામાં આવેલો છે તે હક હવે પછી એ યુનિવર્સિટિના દરેક ગ્રેજ્યુએટને આપવો જોઇએ, એટલુંજ નહિ પણ હાલ એક છે તેને બદલે બે સભાસદો મોકલવાનો હક યુનિવર્સિટિને મળવો જોઇએ.

(૨) મુંબાઇ કોર્પોરેશનના ચુંટાયલા સભાસદોને એક.

(૩) ગુજરાતના સરદારો અને મોટા જમીનદારોને એક.

(૪) દક્ષિણના સરદારો અને મોટા જમીનદારોને એક.

હાલ ગુજરાતના સરદારો એક અને દક્ષિણના સરદારો એક સભાસદ ચુંટે છે. હવે પછી સરદારોના સાથે મોટા જમીનદારો કે જે અમુક મહેસુલ ભરતા હોય અથવા જેની પાસેની જમીનની મહેસુલી આંકણી તેટલી રકમની થઇ શકે એમ હોય તેમને પણ ચુંટણીનો હક આપવો જોઇએ.

(૫) સિંધના જમીનદાર અને જાગીરદારને એક.

(૬) મુંબાઈની ચેમ્બર ઓફ કોમર્સને એક.

(૭) મુંબઇના હિન્દી વેપારી વર્ગને એક.

(૭) કરાંચીની ચેમ્બર ઓફ કોમર્સને એક.

(૯) મુંબાઇના મીલમાલેકોની સંસ્થાને એક.

(૧૦) અમદાવાદના મીલમાલેકોની સંસ્થાને એક.

---

કુલ્લે ૧૧.

કોન્ગ્રેસ લીગની યોજનામાં એમ કહ્યું છે કે મુંબાઇની ધારાસભામાં ચુંટાયલા હિન્દી સભાસદોની સંખ્યાના ૧/૩ ભાગ પુરતા મુસલમાન સભાસદો હોવા જોઇએ. એકંદર ઇલાકાની વસ્તી ૧,૯૬,૨૬૦૦૦ છે. તેમાં મુસલમાનો ૩૯,૮૬,૦૦૦ છે એટલે એકંદર વસ્તીનો આશરે ૧/૫ ભાગ છે. મુસલમાનો લખી વાંચી જાણનારા ૧૭,૧,૦૦૦ છે જ્યારે ઇલાકામાં મુસલમાન સિવાયના બીજા વાંચી જાણનારાની સંખ્યા ૧૧,૯૪,૦૦૦ છે. એટલે મુસલમાન સેંકડે ચાર અને બીજાઓ સેંકડે સાત લખી વાંચી જાણે એવા છે. આ આંકડાઓ પરથી ચોકખું માલમ પડે છે કે મુંબાઇ ઇલાકાના હિન્દુઓએ મુસલમાનો તરફ કોન્ગ્રેસ લીગના ઠરાવમાં કેટલી ઉદારતા અને સ્વાર્થત્યાગ દર્શાવ્યાં છે. ત્યાર પછી મળેલી કલકત્તાની કોન્ગ્રેસે તેમજ મુંબાઇની ખાસ કોન્ગ્રેસે એ ઠરાવ ફરી ફરીને કાયમ રાખ્યો છે એટલે હવે મુસલમાન ભાઇઓની મરજી હોય તોજ આ ગોઠવણમાં ફેરફાર થઇ શકે છે. તેમજ એ ઠરાવ પ્રમાણે ૧૦૦ માંથી મુસલમાનોના કેટલા સભાસદો હોવા જોઇએ? ખાસ ચુંટણીના હકને માટે જે જે સંસ્થાઓનાં નામો ઉપર મેં જણાવ્યાં છે તેમાંથી મુંબા-

# નોંધ.

## મોડરેટ પરિષદ.

મૉન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાની યોજના વિષે વિચાર કરવાને મુંબાઇમાં ખાસ કૉંગ્રેસ મળી તે વખતેજ જાણવામાં આવ્યું હતું કે જે કેટલાક આગેવાનોએ તેમાં ભાગ લેવાનું યોગ્ય ધાર્યું નહતું તેઓ જુદી પરિષદ્ મેળવીને હિન્દની વતી અથવા તેના એક ન્હાના પણ વિચારવંત પક્ષ તરીકે સુધારાની યોજના વિષે જુદો મત આપવાને મળવાના હતા. કૉંગ્રેસના ઠરાવો ધાર્યા કરતાં ઓછા કડક અને પ્રમાણમાં સમાધાનશીલ જણાયા છતાં પણ જુદી પરિષદ્ ભરવાની જરૂર ઓછી થઇ ન હતી એમ જણાવવામાં આવ્યું અને જોકે ઇન્ફ્લુએન્ઝાના ઉપદ્રવને લીધે મોડરેટ પરિષદ્ની બેઠક મુલતવી રાખવામાં આવી તોપણ છેવટે તે પહેલી અને બીજી નવેમ્બરને દિવસે બાબુ સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપણા નીચે મેળવવામાં આવી હતી આપણે કબૂલ કરવું જોઇએ કે પહેલાં કૉંગ્રેસમાં અને કેટલીક ગભીર રાજકીય લડતમાં જેમણે નામાંકિત ભાગ લીધો હતો એવા કેટલા આગેવાનો તે પરિષદ્માં હાજર રહ્યા હતા–જોકે તેની સાથે એમ કહ્યા વગર ચાલતું નથી કે અત્યાર સુધીમાં રાજકીય પ્રવૃત્તિઓમાં જેમણે નહિ જેવો અથવા ક્વચિત્ શરમભરેલો ભાગ ભજવેલો તેમાંના પણ કેટલાકે પરિષદ્ને શોભાવી હતી. પણ એ પરિષદ્માં ૫૦૦ થી વધારે પ્રતિનિધિઓ નહતા. એ પૂરવાર કરવાને બસ છે કે પરિષદ્ના અધિકારીઓ અને આગેવાનો તેના ઠરાવોને ગમે તેટલા વજનવાળા અને વિચારપૂર્ણ ગણે તોપણ તેની પાછળ પ્રજાનું બળ હતું એમ તો તેનો વધારેમાં વધારે આગ્રહી પક્ષવાદી પણ કહેવાની હિંમત નહિ ધરે.

અમે ગયા અંકમાં જણાવ્યું છે કે કૉંગ્રેસનો અને નરમ–એ બન્ને પક્ષ સુધારાની યોજનામાં કેટલાક મહત્વના ઉંડા સુધારા સૂચવે છે અને છતાં આ સુધારા કરાવવાના આગ્રહમાંજ બન્ને પક્ષ વચ્ચે ખરેખરો ભેદ રહેલો છે. જ્યારે કૉંગ્રેસપક્ષ સ્પષ્ટ રીતે જણાવે છે કે જોકે યોજના કેટલીક બાબતમાં–દાખલા તરીકે પ્રાંતિક રાજતંત્રના સંબંધમાં–હાલની સ્થિતિમાં પ્રગતિરૂપ છે–અર્થાત્ તેટલે અંશે સંતોષકારક પણ છે તોપણ હિન્દી રાજસત્તાના કેન્દ્રરૂપ દિલ્હીના ગઢમાં–હિન્દી સરકારમાં તે યોજનાથી આપણો નહિ જેવોજ પ્રવેશ થતો હોવાથી તે એકંદર અસંતોષકારક અને નિરાશાજનક છે. બીજી પાસ મોડરેટ પરિષદ હિન્દી સરકારમાં જવાબદાર રાજતંત્રનું તત્વ દાખલ કરવાની મજબૂત ભલામણ કરે છે, અને છતાં તેનો આગ્રહ એટલો મોળો અથવા નહિ જેવો છે કે તે કંઇપણ સુધારા સૂચવતા પહેલાં બન્ને હાથ લંબાવીને સરકારી યોજનાને ઉત્સાહપૂર્વક વધાવી લેછે હવે જે સુધારા આપણે માગતા હોઇએ તે જો ગૌણ પ્રકારના હોય તો આમ કરવામાં વાંધો ન હોય. પણ હિન્દી સરકારનું રાજતંત્ર હાલના જેવું બિનજવાબદાર રાખવાના જે ચોક્કસ સિદ્ધાંતને યોજનાની આખી ઇમારતના એક સ્તંભરૂપ ગણવામાં આવ્યો છે, તેને ઉથાપીને દિલ્હીના ગઢદ્વારના બારણાં ખુબ જોરથી ઠોકી અંદર પ્રવેશ કરવા દેવાને

મોડરેટ પરિષદે પણ માગણી કરી છે. પણ આવી માગણી કરના પહેલા મંગળાચરણમાંજ આખી યોજનાને વખાણીને વધાવી લેવાનો તો અર્થ એટલોજ થાય કે આ માગણી કબુલ ન કરવામાં આવે તોપણ યોજના ગ્રાહ્ય થાય એટલુંજ નહિ પણ સંતોષકારક લાગે. અને જો વ્યવહારકુશલ ઈંગ્રેજ રાજપુરૂષોના મનપર મોડરેટ પરિષદના આખા વલણથી આવી અસર થાય તો પછી માગેલા સુધારા મળવાની કંઇ પણ આશા રહે ખરી ?

આના જવાબમાં સ્હામી બાજુએ જણાવવામાં આવે છે કે કૉંગ્રેસે તો યોજનાને અસંતોષકારક અને નિરાશાજનક ગણીને તેનો સ્વીકાર કરવાની ના પાડી છે, અને તેને રદ્દી કાગળ ગણીને ફેંકી દીધી છે, અને તેથી હિન્દી સુધારાની આખી હીલચાલને ઘણું જોખમમાં નાખી દીધી છે. હવે અમે પ્રથમ તો જણાવીશું કે કૉંગ્રેસે યોજનાનો અસ્વીકાર કર્યો છે એમ તેના ઠરાવનું પૃથક્કરણ કરીને ઉપજાવી કાઢવું એ બુદ્ધિનો દેશદ્રોહી દુરૂપયોગ જ ગણાય. જો કૉંગ્રેસે યોજનાને ફેંકી દીધી હોત તો તેમ કરવાને જોઇતા ચોખ્ખા શબ્દો તે વાપરી શકત, અને ઠરાવની કડીઓ ગોઠવીને તેનું અનુમાન કરવાનો અવકાશ તે રાખત નહિ. પણ ખાસ કૉંગ્રેસના આગેવાનરૂપ મી. હસન ઇમામ અને પંડિત માલવીયા, મીસીસ એની બેસંટ અને નામદાર પટેલનાં ભાષણોમાંથી ઉલટો યોજનાને ઉતાવળથી રદ ન ગણવાનો ખાસ ઉપદેશ તરી આવે છે. પણ કૉંગ્રેસે યોજનાના સમગ્ર તંત્રને સ્વીકારી તેમાંજ જુદી જુદી દિશામાં સુધારા સૂચવ્યા છે, એજ જણાવે છે કે હિન્દના રાજકીય સુધારાના પાયારૂપે યોજનાને સ્વીકારવામાં આવી છે. કૉંગ્રેસે પોતે ઘડેલી યોજનાના સિદ્ધાંતને વળગી રહીને પણ તેના રૂપનો ત્યાગ કરી સરકારી યોજનાને સુધારાની ભૂમિકા તરીકે સ્વીકારી છે. એજ પૂરવાર કરવા બસ છે કે તેને ફેંકી દેવાનો તેનો વિચાર નહતો. સરકારી યોજનામાં જ ગમે તેવા પણ મહત્ત્વના સુધારા કૉંગ્રેસે સૂચવ્યા છે; એથી સર્વે નિષ્પક્ષપાત અંગ્રેજો સમજી શકશે કે તેની મુખ્ય મુખ્ય રેખાઓનો કૉંગ્રેસે સ્વીકાર કર્યો છે.

"યોજના વિષે આપણે નિખાલસપણે છૂટથી ટીકા કરીએ તેથી રખેને આપણી વૃત્તિ વિષે ઈંગ્લંડમાં ગેરસમજ ફેલાવવામાં આપણા શત્રુઓ સફળ થાય અને તેથી ઘણે વર્ષે લ્હડાઇના સખ્ત તાપથી પાકેલું સુધારાનું આ ફળ આપણા હાથમાંથી લુંટાઇ જશે"—આ બ્હીક મોડરેટ ભાઇઓને રાતદિવસ દમે છે અને તેનાથી તેઓ પોતાની ચળવળને આકારવામાં દોરાય છે એ વિષે કોઇપણ શંકા નથી. હવે આપણી કંઇ બેદરકારી કે ગફલતથી આવી સુધારાની યોજના નિષ્ફળ ન થાય એ માટે આપણે બહુજ સંભાળ રાખવી જોઇએ. પણ યોજના કોઇ અંગ્રેજ પક્ષના વિરોધને લીધે રદ થાય એ બ્હીકથી ગભરાઇને તે વિષે આપણે નિખાલસપણે ટીકા ન કરીએ તો આપણે સુધારા કદાચ મેળવીએ તોપણ મર્દાની અને મનુષ્યત્વ ખોઇ બેસીએ અને તે શિવાયના બધા સુધારા એકડા વિનાના મીંડાં જેવા ગણાશે. વળી, આપણે એ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે, કે કેવળ હિન્દના લાભની દૃષ્ટિથીજ નહિ પણ મુખ્યત્વે કરીને બ્રિટિશ સામ્રાજ્યની સલામતી અને ધમ એકતાની દૃષ્ટિથીજ સુધારાની રાજનીતિનો સ્વીકાર બ્રિટિશ સરકારે કર્યો

છે અને આ રાજનીતિ નિષ્ફળ થાય તેમાં હિન્દને નુકશાન થાય તે કરતાં પણ ઇંગ્લંડનું ગૌરવ અને બ્રિટિશ સલતનત વધારે જોખમમાં આવી પડે. આ મહાભારત યુદ્ધે આખી દુનિયામાં વિચારોનું જે જોશભર્યું મંથન કરી મૂક્યું છે અને તેમાં હિન્દુસ્તાને જે માન ભર્યો ભાગ લીધો છે તે જોતાં હાલનું જુનું પુરાણું રાજતંત્ર ન જ નભી શકે એ સૌ સમજુ અંગ્રેજો અને હિન્દીઓને દીવા જેવું દેખાય છે, અને તેના તરફ આખમીંચાપણું કરવામાં નહિ પણ તેને સમજી લઇ સ્વરાજ્યના તત્વથી તેને ચેતનવંત કરવામાંજ હિન્દને તેમજ સામ્રાજ્યને લાભ છે, એ વિશાળ દૃષ્ટિવાળા સૌ રાજપુરૂષો સમજે છે. બહુ સાવધાન થવાની દરકારમાં કંઇક બ્હીકણુ બનેલા આપણા નરમ પક્ષના મિત્રોની જો આ દૃષ્ટિ ખુલી હોત તો યોજનાને બચાવવાને માટે કોંગ્રેસથી જુદા પડીને એક નાટકશાળામાં તરેહવાર નાટક કરવાને તેઓ હાંફળાફાંફળા થયા હોત નહિં.

## પરિષદ્‌ના ઠરાવો.

પરિષદ્‌ના મુખ્ય સિદ્ધાંત જેટલા તેના ઠરાવો ટીકાને પાત્ર ન હતા. યોજનાને ઉમળકાથી વધાવી લેવાના ઠરાવને બાદ કરતાં બાકીના ઠરાવો કોંગ્રેસના ઠરાવો સાથે ઘણું સામ્ય ધરાવે છે. હિન્દી સરકારમાં સ્વરાજ્યને સામેલ કરવું જોઇએ, અને હિન્દી સરકારને નાણાંની સ્વતંત્રતા આપવી જોઇએ, કારોબારી સભામાં અડધા ભાગના હિન્દી સભાસદો હોવા જોઇએ, અને કાઉન્સીલ ઓફ સ્ટેટમાં અડધા ભાગના ચુંટાએલા સભાસદો હોવા જોઇએ, પ્રાંતિક સરકારમાં બને તેટલાં ખાતાં પ્રજાને સોંપવાં જોઇએ અને હોદ્દા વગરના અમલદાર સભાસદો પ્રાંતિક કારોબારી સભામાં ન હોવા જોઇએ—આ સૂચનાઓ કોંગ્રેસની માફક મોડરેટ પરિષદે પણ કરી છે. વધારામાં અમે એમ પણ માનીએ છીએ કે કાઉન્સીલ ઓફ સ્ટેટ અને ગ્રાંડ કમીટી રદ કરવાનો ઠરાવ ન કરવામાં પરિષદે ડહાપણ વાપર્યું છે—જોકે ગ્રાંડ કમીટીમાં અડધ ભાગના ચુંટાયેલા સભાસદો હોવા જોઇએ એવી માગણી ન કરવામાં પરિષદની શિથિલતા જણાય છે.

ઠરાવોની ઉજળી બાજુ જોઇ, પણ અમને લાગે છે કે બીજી અનેક બાબતોમાં પરિષદ્‌ના ઠરાવો પછાત અને ઢીલા છે. પ્રથમ તો હિન્દી વજીરની કાઉન્સીલ રદ કરવાની સીધી માગણી કરવાને બદલે તે રદ થાય ત્યાં સુધી તેમાં અડધો ભાગના હિન્દીઓ નીમવાની માગણી કરવામાં પરિષદે લખનૌ અને કલકત્તાના ઠરાવનો વિરોધ કર્યો છે. ઇન્ડીયા ઓફીસનો આખો ખર્ચ બ્રિટિશ તીજોરીમાંથી આપવાની માગણી કરવામાં આવી નથી હિન્દી સરકારના સંબંધમાં સ્વરાજ્યનું તત્વ જરાપણ સ્વીકારવામાં આવે તો પરિષદ્‌ને સંતોષ થાય પણ ઓછામાં ઓછાં કેટલાં ખાતાં પ્રજાને સ્વાધીન કરવાં જોઇએ,' એ વિષે કાંઇપણ આગ્રહ બતાવ્યો નથી. વળી તેમજ પ્રાંતિક ધારાસભામાં કોંગ્રેસની માગણી પ્રમાણે ૪/૫ ભાગના સભાસદો પ્રજા તરફથી ચુંટાયેલા હોવા જોઇએ એ માગણી પણ પરિષદે કરી નથી. પ્રીવી કાઉન્સીલ રદ કરવા વિષે કોઈ ઠરાવ જોવામાં આવતો નથી. આગળ વધેલા પ્રાંતોમાં વધારેમાં વધારે ખાતાં પ્રજાને સ્વાધીન કરવાનું જણાવ્યું છે પણ પોલીસ, ન્યાય અને કાયદા શિવાયનાં તમામ ખાતાં સોંપવાનો આગ્રહ પરિષદે જણાવ્યો

નથી. સીવીલ સર્વીસના નવા અમલદારો પૈકી મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ રીપોર્ટમાં સૂચવ્યા પ્રમાણે ૩૩ ટકા જેટલા નહિ પણ ૫૦ ટકા હિન્દીઓ નીમવા જોઇએ, એવો કોઇ ઠરાવ પસાર કરવામાં આવ્યો નથી; અને લશ્કરી કમીશન ૨૫ ટકા જેટલા હિન્દીઓને આપવાની માગણી કોંગ્રેસે કરી હતી ત્યારે પરિષદે ૨૦ ટકા જેટલા હિન્દીઓને આપવાની માગણી કરી છે.

કોંગ્રેસના એક ઠરાવનો અભાવ અને બીજાનું કર્તુંઅર ખાસ ધ્યાન ખેંચે છે. કલકત્તામાં મળેલી કોંગ્રેસમાં સ્વરાજ્ય વિષે બાબુ બેનરજીએ જે ઠરાવ રજુ કર્યો હતો તેમાં એવી સ્પષ્ટ માગણી કરવામાં આવી હતી કે હિન્દમાં રાજકીય સુધારા દાખલ કરવાને જે કાયદો બ્રિટિશ પાર્લામેંટમાં પસાર કરવામાં આવે તેમાં અમુક ચોક્કસ વર્ષમાં હિન્દને સંપૂર્ણ સ્વરાજ્ય આપવાની કલમ દાખલ કરવી જોઇએ. આથી સ્વાભાવિક રીતે ખાસ કોંગ્રેસે ૧૫ વર્ષમાં હિન્દને સ્વરાજ્ય આપવાનું કાયદાથી વચન આપવા સરકારને વિનંતિ કરી છે. પણ મોડરેટ મહારથીઓ તો જાણે કલકત્તાની કોંગ્રેસમાં ઉપર સૂચવ્યા પ્રમાણે તેમની પોતાની સંમતિથી મુદતબંધીનો ઠરાવ પસાર થયોજ ન હોય અને જાણે તે ખાસ કોંગ્રેસનીજ નવી રચના હોય તેમ તેના પર સખ્ત પ્રહાર કરવાને પણ ચૂકયા નથી. સદ્ભાગ્યે આપણી યાદદાસ્ત વધારે સાબૂત છે અને થોડાં થોડાં વર્ષે સ્વરાજ્યનો વધારે ટુકડો મેળવવાની લાયકાતની પરીક્ષા થાય તે વિષે આપણને હોંસ ઓછી છે, તેથી દશબાર વર્ષે બેસવાના કમીશનથી આપણે લેવાઇ ગયા નથી. સરકારી યોજના મુજબ હિન્દી સરકારમાં સ્વરાજ્યનું તત્વ દાખલ કરવાની પણ દાનત દેખાડવામાં આવી નથી તે વખતે ટુંક મુદતમાં સંપૂર્ણ સ્વરાજ્યની માગણીને વળગી રહેવામાં છેલ્લી કોંગ્રેસ સાથે પરંપરા જળવાય છે તેમજ તાત્કાલિક ડહાપણ પણ રહેલું છે.

બ્રિટિશ શહેરીઓ તરીકે હકના જે જાહેરનામાથી મુંબાઇની ખાસ કોન્ગ્રેસ આપણી રાજકીય તવારીખમાં નામાંકિત રહેશે તેનું કર્તુંઅર કરવામાં મોડરેટ પરિષદ્ સંપૂર્ણ રીતે ફતેહમંદ થઇ છે. જાનમાલની સલામતી અને રક્ષણ, છાપખાનાની અને લખવા બોલવાની છૂટ–એ બ્રિટિશ શહેરીઓ તરીકના પ્રાથમિક હકને આંચ ન આવે તેમ દેશની સુલેહ અને રક્ષણની વ્યવસ્થા કરવા હિન્દી સરકારને સત્તા હોવી જોઇએ. એવા મુદ્દાનો કોન્ગ્રેસનો ઠરાવ હતો. હવે જો આમાં કદાચ એટલું ઉમેર્યું હોત કે આ હકને મોકુફ રાખવાની સત્તા ધારાસભાની સંમતિથી હિન્દી સરકારને રહે તો આપણે સમજી શકત કે તે ઇંગ્લંડના ધોરણ પ્રમાણે વ્યાજબી કહેવાય; પણ મોડરેટ પરિષદે આ ઠરાવમાં એટલાં બધાં કાણાં પાડયાં છે કે તેમાંથી તેનું બહુ સત્વ ગળી જાય છે. પ્રથમ તો લડાઇ કે ખાસ તોફાનને પ્રસંગે એકલી કાઉન્સિલ ઓફ સ્ટેટની મંજુરીથીજ આ હકને રદ કરી શકાય; વળી તે ઉપરાંત સાધારણ વખતમાં પણ બ્રિટિશ આમની સભાની જે ખાસ કમીટી હિંદી સવાલો વિચારવાને નીમવાની છે, તેની સંમતિથી, આવી આપખુદી કરી શકાય અને તેથી જો એક વર્ષ માટેજ આ હક છીનવી લેવા હોય તો ગમે ત્યારે તેમ કરી શકાય. આ ત્રણ કાણાં પાડયા પછી આ જાહેરનામામાં શું વજુદ રહે છે, એ તો પરિષદ્ના ડાહ્યા આગેવાનો જ સમજી શકે।

વલંબી સ્થાપવો, તેનો નિર્ણય કરવો એ સ્વાભાવિક રીતે જ એટલું સહેલું પડતું નથી. આથી જ રાષ્ટ્રીય શિક્ષણના વિષયની ચર્ચા હજુ ઉપલક્રિયા થતી દેખાય છે.

રાષ્ટ્રીય-શિક્ષણ-વાદીઓમાં પણ બે પરસ્પર વિરોધી મતોનાં મૂળ વિચાર કરતાં ચોખ્ખાં માલમ પડી આવે છે. શિક્ષણને ઈમારતના રૂપકમાં જ કહીએ તો એક મતને એ ઈમારત તોડવી છે, પણ તેનો પાયો જુજ ફેરફારો સિવાય બને તેટલો કાયમ રાખવો છે. એ પાયો યોજવામાં સમાયેલાં તત્ત્વો એને અગ્રાહ્ય જ છે એમ નથી. બીજા મતને એ પાયો પણ ભૂલભરેલાં તત્ત્વો ઉપર રચાયલો, અને ખોટી વસ્તુઓથી પૂરાયલો લાગે છે. એને તો પાયા મહ નવી જાનનું જ મકાન બાંધવું છે. એ મતભેદનું મૂળ તે આ પ્રશ્નમાં છેઃ કે, રાષ્ટ્રીય શિક્ષણની પદ્ધતિ આર્ય સંસ્કૃતિના પાયા ઉપર રચાવી જોઈએ કે પાશ્ચાત્ય સંસ્કૃતિના પાયા ઉપર? આપણે પાશ્ચાત્ય સસ્કૃતિને આપણા રાષ્ટ્રમાં અને જીવનમાં ભેળવી દઇ એ દેશોના જેવી પ્રગતિ કરવી છે, કે આર્ય સંસ્કૃત જે હદ સુધી જઈ અટકી ત્યાંથી તેને આગળ વધારવાની આકાંક્ષા રાખવી છે? સાથે એટલું ઉમેરવું યોગ્ય થશે કે બેમાંથી એકે પક્ષને બીજી સંસ્કૃતિ સામે તિરસ્કાર છે કે બીજી સસ્કૃતિ સર્વથા ત્યાજ્ય છે એમ નથી; માત્ર તેમનો વિશેષ ભાર એક અથવા બીજી સંસ્કૃતિ ઉપર હોય છે.

એકવાર આર્ય સંસ્કૃતિમાં એવું બળ હતું કે તે બીજી સર્વે પ્રજાઓની સંસ્કૃતિને પોતાનામાં સમાવા દઈ अत्यतिष्ठद्दशाङ्गुलम्। ઇસ્લામી સંસ્કૃતિનું બળવાન પૂર પણ આર્ય-સંસ્કૃતિને હઠાવી શક્યું નહિ. ભારતવર્ષમાં રહી, તે સંસ્કૃત પણ આર્યત્વ પામતી જાય છે. પણ એ આર્યસંસ્કૃતિના બળને તોડી પાડનારી જો કોઈ સંસ્કૃતિનો ભારતવર્ષને અનુભવ થયો હોય તો તે પાશ્ચાત્ય સંસ્કૃત છે. પાશ્ચાત્ય સંસ્કૃતિને પરિણામે ભારત વર્ષનું વાતાવરણ બદલાતું જાય છે-બદલાઈ ગયું છે. ઘણી બાબતોમાં એ સંસ્કૃતિએ એટલું બળ મેળવ્યું છે કે આર્યસંસ્કૃતિના ચિરન સંસ્કારો કે જે જાણે અજાણે પણ ટાળી શકાતા નથી, તે સિવાયના અન્ય સંસ્કારોની છાપ પણ ભૂસાઈ ગઈ છે આર્યોનાં કૌટુમ્બિક જીવન, સામાજિક જીવન, ધાર્મિક જીવન, આર્થિક જીવન, રાજકીય જીવન, સર્વેમાં એ સંસ્કૃતિ પેસી ગઈ છે. એમ થયું એમાં નવાઈ નથી; અંગ્રેજી રાજ્યકર્તાઓએ હિંદુસ્થાનમાં કેળવણીનો પાયો નાંખ્યો ત્યારે એમણે કેળવણીનો એ જ ઉદ્દેશ ધાર્યો હતો.

એટલું તો નિઃસંશય છે કે આર્યોની ભાવિ સસ્કૃતિ એ હવે કેવળ પ્રાચીન આર્ય સંસ્કૃતિને અનુરૂપ થઈ ન શકે. એના સ્વરૂપમાં પાશ્ચાત્ય સંસ્કૃતિનું મિશ્રણ થશે જ. આપણે હવે કેવળ, આપણા પ્રાચીન ઇતિહાસને અનુસરી આપણુ સમાજબંધારણ નથી રચી શકવાના. પ્રશ્ન એ છે કે એ બંધારણ રચવામાં આપણે આપણી સંસ્કૃતિને ગૌણ રાખીશું, કે પાશ્ચાત્ય સંસ્કૃતિને?

એક પક્ષ માને છે કે જે જે પૌરસ્ત્ય કે પાશ્ચાત્ય દેશો આજે સંપત્તિવાન્, સ્વતંત્ર અને વીર્યવાન્ જણાય છે, તેમણે સર્વેએ પાશ્ચાત્ય સંસ્કૃતિ સ્વીકારી છે; એ સંસ્કૃતિમાં રહેલી ભાવનાઓએ જ તેમને એ સ્થિતિએ પહોંચાડયા છે. ભારતવર્ષને પણ ઉન્નત થવાનો એજ માર્ગ છે કે પાશ્ચાત્ય સંસ્કૃતિનો વિસ્તાર દેશમાં ઝપાટાબંધ કરવો. એમ

કરવામાં જેટલો વિલંબ થાય છે, તેટલી દેશની ઉન્નતિ પણ મોડી થાય છે. સરકારને હાથે કેળવણીનો પ્રચાર જોઇએ તેટલા વેગથી થતો નથી. એ મને રાષ્ટ્રીય શિક્ષણનું પહેલું પગથિયું તે એ કે શિક્ષણનો પ્રચાર દેશમાં એકદમ વધારી દેવો. ગામે ગામ શાળાઓ સ્થપાવી દેવી. ત્યાર પછી બીજું પગથિયું તે એ, કે પ્રચલિત શિક્ષણપદ્ધતિમાં દેશને નુકસાનકારક જે તત્ત્વો રહેલાં છે, તે રાષ્ટ્રીય શિક્ષણમાંથી કાઢી નાંખવાં; એટલે કે (૧) સ્વદેશાભિમાનની વૃત્તિ દાબી નાંખવાને સરકારી હુકમો દ્વારા, પાઠય પુસ્તકો દ્વારા કે અન્ય રીતે જે જે ઉપાયો યોજવામાં આવે છે, તે ઉપાયોની અસર તળે ન આવવું; પણ એથી ઉલટું એવું વાતાવરણ ઉત્પન્ન કરવું કે જેથી રાષ્ટ્રીય શાળામાં કેળવણી લેતો વિદ્યાર્થી સુરત દેશ-પ્રેમી થાય; (૨) પ્રાયઃ સરકારી નોકરી દ્વારા જ પોતાનું કલ્યાણ સાધવાને યોગ્ય બનાવે એવો જે હાલની કેળવણીની પદ્ધતિમાં ખાસ દુર્ગુણ રહેલો છે, તે દુર્ગુણથી રહિત શિક્ષણ આપી, વિદ્યાર્થીને સ્વતંત્ર વૃત્તિ ધારણ કરતા ઉત્સાહી અને સમર્થ બનાવવો; એટલા માટે જેમ બને તેમ ધંધાઓનું શિક્ષણ આપવું; (૩) શારીરિક નિર્બળતા અને ધાર્મિક સંશયવૃત્તિ, જે હાલની કેળવણીને પરિણામ રૂપે છે, તેનો નિરાસ કરવો; અને (૪) અંગ-મહેનત તરફની તિરસ્કારવૃત્તિ દૂર કરવી.

દેખીતું છે કે આપણને કેળવણીનો અધિકાર મળે તો ઉપરની એકે એક ખામી હાલની કેળવણીની પદ્ધતિનો પાયો ફેરવ્યા વગર દૂર કરી શકાય. રાષ્ટ્રીય શિક્ષણની હિલચાલ જ્યારે મિસિસ બેઝન્ટ તરફથી જોશથી ઉપાડવામાં આવી હતી. ત્યારે તે સામે એક આક્ષેપ કરવામાં આવ્યો હતો તે એ હતો, કે આપણે સ્વરાજ્ય માંગી રહ્યા છીએ, આપણને કેળવણી ખાતાનો અધિકાર થોડા વખતમાં મળશે, એમ માનવાને સબળ કારણો છે, તો આ રીતે રાષ્ટ્રીય કેળવણીની ચળવળ ઉપાડવાનું શું પ્રયોજન છે ? રાષ્ટ્રીય કેળવણીનું રૂપ જેઓ ઉપર પ્રમાણે સમજ્યા છે, તેમની સામે ઉપરનો વાંધો સ્હેજ વિચારવા જેવો છે. અલબત્ત, તે વાંધાનો ઉત્તર આપવો સહેલ છે. રાષ્ટ્રીય જાગૃતિ જો એકલા રાજકીય વિષયમાંજ રહે, તો તે જાગૃતિ ખરી છે એમ બહુ વિશ્વાસ ન બેસે; જો એ ખરી જાગૃતિ હોય તો તે દેશનાં એકે એક જાતના જીવનના સમંધમાં જણાઇ આવવી, જોઇએ. જ્યારે જાગૃતિ તાજી હોય ત્યારે બળ અતિશય હોય, અને તેવા બળનો ઉપયોગ કરી લેવો એ નેતાનું કામ છે, તે પ્રમાણે કેળવણીનો વિષય આજે જ ઉપાડી લેવો એ સર્વથા યોગ્ય છે. સ્વરાજ્ય મળેથી એ શાળાઓ નકામી નથી જવાની; સ્વરાજ્ય મળ્યા પછી શાળાઓ વધારવી પડવાની જ, તેને માટે આગળથી કરેલી તૈયારીઓ આશીર્વાદ રૂપ જ થઇ પડશે. વળી, જોકે ઉપરના ફેરફાર લખાણમાં થોડા લાગે છે, તો પણ એને વ્યવહારમાં મૂકતાં એનું સ્વરૂપ એટલું વિશાળ થાય છે, અને એના કેટલાક ભાગો હજુ એવી પ્રયોગદશામાં છે, કે એ વિષેની સ્વરાજ્યમાં પણ એક સર્વમાન્ય યોજના ઘડી શકાય, તે પહેલાં એના અખતરા આવશ્યક જ છે.

પણ, બીજા પક્ષને મતે રાષ્ટ્રીય શિક્ષણના પ્રશ્નનો એટલેથી ફડચો નથી આવતો. એ મતે હાલની કેળવણીની પદ્ધતિ મૂળથીજ ખોટી રીતે રચાઇ છે. એ પાયા સુદ્ધાં બદલાવી જોઇએ છે. પાશ્ચાત્ય સંસ્કૃતિને શ્રેષ્ઠ પદ આપી, આર્યસંસ્કૃતિને ગૌણ કરી નાંખ-

વાનું જે તત્ત્વ એમાં રહેલું છે, તે આર્ય પ્રજાની વિશિષ્ટતાનો નાશ કરવા વાળું છે. કોઇ એક માણસને એવી રીતે દોરીથી બાંધ્યો હોય કે જેમ જેમ એ એક બાજુથી છૂટવાના ફાંફાં મારે તેમ તેમ કોઇ બીજી બાજુથી વિશેષ જકડાતો જાય, તે માણસની જેવી સ્થિતિ હોય તેવી સ્થિતિ પાશ્ચાત્ય સંસ્કૃતિની છે. મનુષ્યને ઐહિક વિષયોમાં એક બાજુથી સુખી કરવા તે પ્રયત્ન કરતી જ રહે છે, અને બીજી બાજુથી કોઇ અન્ય દિશામાં તેને દુઃખી થયેલો જુએ છે. વિષયોની પૂર્તિ એ પાશ્ચાત્ય સંસ્કૃતિનું રહસ્ય છે, તેને માટે એ સાઇકલ, મોટર, ટ્રામ અને આગગાડી બનાવે છે-ફેરવે છે; તેને માટે એ ગંજાવર કારખાનાંઓ ખોલે છે, અને હજારો માણસોને એક જગ્યાએ ભેગાં કરે છે; તેને માટે તે વિજળી, વરાળ વગેરે શક્તિઓ શોધવા મંડી રહે છે; તે સાધનો પૂરાં પાડતાં પાડતાં તે એક બાજુથી મનુષ્યને પરાવલંબી કરે છે, બીજી બાજુથી દયાયોગ્ય કરે છે. ત્રીજી બાજુથી તે દયાજનકતા ટાળવા કારખાનાંના કાયદાઓ, નોકરોનાં મંડળો, શેઠિયાઓનાં મંડળો, નોકર-શેઠના ઝગડા પતાવનારી પંચાયતો વગેરે સાંકળો બાંધે છે.

આથી ઉલટો આર્યસંસ્કૃતિનો રહસ્યમંત્ર વિષયોનો સંયમ એ છે.

ભગવાન મનુનું વચન છે કે "કેટલાકને મતે ધર્મ અને અર્થ સંપાદન કરવાં એ શ્રેય છે; કેટલાકને મતે કામ અને અર્થ એ શ્રેય છે; કેટલાક માત્ર ધર્મમાં અને કેટલાક માત્ર અર્થમાં શ્રેય માને છે; પણ અમારે (મનુને) મતે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે સંપાદન કરવામાં શ્રેય છે."

પાશ્ચાત્ય સંસ્કૃતિનો મત કામ અને અર્થ સંપાદન કરવામાં શ્રેય છે એમ કહી શકાય. આર્યજીવનનું વલણ મૂળથી જ કામ અને અર્થને ધર્મ પરત્વે કરવાનું હતું; તેમનું સમાજ-બંધારણ એવી રીતે રચાયલું હતું કે કામ અને અર્થ સંપાદન કરતાં ધર્મનો વિરોધ ન થાય; આ જ કારણથી સામાજિક બંધારણના જે આર્થિક ઝગડાઓ આજે પાશ્ચાત્ય દેશોમાં (અને જે જે બાબતોમાં પાશ્ચાત્ય રીતિઓ દાખલ થઇ છે, ત્યાં ત્યાં આપણા દેશોમાં પણ) ઉત્પન્ન થાય છે, તેવા ઝગડાઓ ભારતવર્ષની જાહોજલાલીમાં પણ આપણે ત્યાં થતા નહિ.

આ રીતે રાષ્ટ્રીયશિક્ષણનો મૂળભૂત ઉદ્દેશ આર્યસંસ્કૃતિની અટકેલી પ્રગતિ પુનઃ ચલાવવાનો છે કે પાશ્ચાત્ય સંસ્કૃતિને હિંદની પરિસ્થિતિને અનુકૂળ કરી તે સંસ્કૃતિમય હિંદને બનાવવાનું છે, તે એક વાદગ્રસ્ત વિષય છે.

અમારે મતે આર્યસંસ્કૃતિનું પુનર્જીવન એ રાષ્ટ્રીય શિક્ષણનો મૂળભૂત ઉદ્દેશ હોવો જોઇએ; આ ઉપરથી એમ નથી સમજવાનું કે દેશમાં ચાલતી બીજી જાતની રાષ્ટ્રીય શિક્ષણની હિલચાલોનાં સાફલ્ય વિષે અમે ઉદાસીન છીએ. આગળ આવતા ભાગો ઉપરથી સમજાશે કે અમારી પ્રવૃત્તિ એક ભારી પ્રયોગદશામાં છે; એની પ્રગતિ બહુ ધીમી થવાની; તે દરમ્યાન દેશનું શિક્ષણકામ અટકી રહે તે ન જ ખમી શકાય; એટલે કોઇ પણ જાતનું રાષ્ટ્રીય ભાવના જાગ્રત કરનારૂં શિક્ષણ વધતું રહે, એ અમે જરૂર પ્રચ્છીએ છીએ. અમારા પ્રયાસોમાં જો કાંઇ સત્ય હશે, તો તેને એ બીજી હિલચાલો અંતરાય રૂપ નહીં થઇ પડે.

હવે રાષ્ટ્રીય શિક્ષણનાં બીજાં અંગનો વિચાર કરીએ.

તેમાં અગ્રસ્થાને રાષ્ટ્રીય ભાષાનો વિષય રહે છે.

રાષ્ટ્ર ભાષાનો પ્રશ્ન એ શિક્ષણનો વિષય છે કે રાજકીય વિષય છે, એ વિષે મતભેદ છે. કેટલાક રાષ્ટ્રીય–શિક્ષણ–વાદીઓએ એને કેવળ રાજકીય વિષય ગણી, પોતાની યોજનાઓમાં તેને સામીલ નથી કર્યો. અમને લાગે છે કે યદ્યપિ તે રાજકીય વિષય છે, તોપણ તેની સફલતાનો આધાર શિક્ષણપદ્ધતિ ઉપર એટલો બધો છે કે શિક્ષણ વિષયક પ્રશ્નોમાંથી તેને બાતલ કરી શકાય નહિ; અને જો કોઇ રાષ્ટ્રીય શિક્ષણની યોજનામાં રાષ્ટ્રભાષાનો સમાવેશ થયો ન હોય, તો તે યોજના અધુરી જ ગણાય.

દેશમાં અંગ્રેજીથી ભિન્ન અને ભારતવર્ષમાં ખાસ બોલાતી એવી રાષ્ટ્રભાષા શું કામ હોવી જોઇએ, એ વિષય અત્યાર પહેલા અમારી શાળા તરફથી ચર્ચાઈ ગયો છે, બીજી ગુજરાતિ કેળવણી પરિષદ્માં મહાત્મા ગાંધીએ પ્રમુખસ્થાનેથી અને રા. કાલેલકરે નિબંધ દ્વારા એની પૂરી ચર્ચા કરી છે, એટલે એ વિષય અત્રે લંબાવવા માગતા નથી. સદરહૂ ભાષણ તથા નિબંધ પરિષદ્ના છપાયેલા અહેવાલમાં આવી ગયા છે.

રાષ્ટ્રીય શિક્ષણના સંબંધમાં બીજી મહત્વની બાબત તે **માતૃભાષા જ કેળવણીનું વાહન હોઇ શકે** એ છે. આ વિષયમાં પણ એકમત નથી. માધ્યમિક શાળાના અભ્યાસ સુધી કેળવણીનાં વાહન તરીકે માતૃભાષાની યોગ્યતા સ્વીકારવા આજે ઘણા જન તયાર છે; પણ ઉચ્ચ શિક્ષણના સંબંધમાં ખુદ રાષ્ટ્રીય–શિક્ષણ–વાદીઓ પણ વિરોધી અથવા સંશયગ્રસ્ત છે.

આ વિષયની ચર્ચા પણ બહુ થઇ ગઇ છે. એની ફરીથી ચર્ચા કરવાથી વિશેષ લાભ થશે એમ લાગતું નથી; તેથી એને અત્રે લંબાવતા નથી.

એક દૃષ્ટિએ કેળવણીના વાહનનો વિષય શુદ્ધ શિક્ષણશાસ્ત્રનો જ વિષય ગણાય. એ પ્રશ્નની ચર્ચાને સરકારી શિક્ષણથી વિલક્ષણ એવા રાષ્ટ્રીય શિક્ષણ સાથે સંબંધ નથી. હિંદની વૈકૃતિક પરિસ્થિતિને લઇને જ એ પ્રશ્ન રાષ્ટ્રીય શિક્ષણની યોજનામાં વિશિષ્ટતા ભોગવે છે.

પણ ઉપરના બન્ને વિષયો પર એકમતપણું નથી, એ બતાવે છે કે સમગ્ર દેશ એ સિદ્ધાન્તો સ્વીકારે અથવા તજે તે પહેલાં એ સિદ્ધાન્તોનો અમલ કરવા જેમણે પ્રયત્નો કર્યા છે, તેમના પ્રયોગોનાં પરિણામ દેશ સમક્ષ જોઇશે જ. આ માટે સ્વરાજ્ય મળે તે પહેલાં કે તે પછી પણ રાષ્ટ્રીય શિક્ષણના પ્રયાસની આવશ્યકતા સિદ્ધ થાય છે.

રાષ્ટ્રીય શિક્ષણનો ત્રીજો મુદ્દો તે રાષ્ટ્રીય વિષયો કયા અને તેને શીખવવા કેમ તે ઠરાવવાનો છે. 'રાષ્ટ્રીય વિષયો'નો અર્થ કોઇ પણ રાજ્યમાં કયા વિષયોનું અને કેવી રીતે અપાયેલું શિક્ષણ પ્રજાને ઉપયોગી થાય,' એવો નથી લીધો, પણ આપણા દેશને કયા વિષયોનું અને કેવી રીતે અપાયેલું શિક્ષણ ઉપયોગી થાય એ અર્થ લીધો છે.

આ કારણસર મિસિસ બેઝન્ટનાં રાષ્ટ્રીય શિક્ષણના સૂત્રો કે દરેક વિદ્યાર્થીની કેળવણી કેવળ બુદ્ધિવિષયક નહિ, પણ શારીરિક, ભાવનાવિષયક (emotional) અને આધ્યાત્મિક પણ હોવી જોઇએ, એનો સ્વીકાર કર્યા છતાં એની ચર્ચા અહીં વધારતા નથી.

રાષ્ટ્રીય વિષયોમાં ખેતીના શિક્ષણને અમે અગ્રસ્થાન આપવા ઇચ્છિશું. ભારત વર્ષનો પોણાથી વધુ ભાગ આ ધંધામાં રોકાયેલો છે. તેથી કોઈ પણ 'રાષ્ટ્રીય' કહેવાતી શાળામાં જો આ વિષય શિખવવાનું ધારવામાં ન આવ્યું હોય તો, અમને લાગે છે કે, એ શાળાને 'રાષ્ટ્રીય' કહેવી યોગ્ય ન ગણાય. એ વિષયનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવાનું કામ બહુ કઠણ, ચિંતાકારક અને ખર્ચાળ થઇ પડે છે એ અમે જાણીએ છીએ; પણ રાષ્ટ્રીય ગરજો પૂરી પાડવા ઇચ્છતી કોઇ પણ શાળાને એ શિખવે જ છૂટકો છે. એ વિષયમાં ઉપયોગી થઇ પડે એવી સૂચનાઓ કરવા જેટલો અમારો અનુભવ થયો હોત તો સારૂં થાત ! પણ વિવિધ કારણોને લઇને એ વિષયને પાર ઉતારવાની દિશામાં અમારી વિશેષ પ્રગતિ નથી થઇ, એટલે અમારે મૌન જ રાખવું પડે છે.

આપણા દેશમાં ખેતીથી બીજે પદે વણાટનો ધંધો છે. એ ધંધો ખેતીની સાથે થઇ શકે છે, સ્હેલાઇથી શીખી શકાય છે, નાનાં મોટાં સર્વે એને લગતું કામ કરી શકે છે અને નવરાશનો વખત આનંદી અને ઉપયોગી કરવા એ ધંધો એક ઉત્તમ સાધન છે. એ ધંધો ઘરના એક ઓરડામાં બેસી કરી શકાય છે; એને લગતાં યંત્રોના સર્વે ભાગો આપણા દેશમાં, અને ઘણાંક તો પોતાને હાથે જ બનાવી શકાય છે. એ ધંધો એકવાર સર્વત્ર એટલું તો મહત્વનું સ્થાન ભોગવતો કે "રાજાની કુંવરી સોનાને રેંટીયે સુતર કાંતતી", એમ બાળકોની વાતોમાં કહેવાતું. યદ્યપિ વરાળથી ચાલતાં યંત્રોને લીધે એ ધંધો મોળો થઇ પડયો છે, અને એમાંનો એક મુખ્ય ભાગ—સુતર કાંતવાનું કામ—લગભગ ઉઠી ન શકે એવો લુલો થઈ ગયો છે, તોપણ વણાટનો પુનરુદ્ધાર થવો શક્ય છે. એ ઉપર હજુ લગભગ સેંકડે દસ માણસોની આજીવિકા ચાલે છે, અને તેથી એવો મહત્ત્વનો વિષય રાષ્ટ્રીય શાળામાંથી ગાળી ન શકાય એમ અમે ધારીએ છીએ.

ખેતી અને વણાટનાં શિક્ષણને ફરજ્યાત કરવા સામે એક વાંધો ઉઠાવવામાં આવ્યો છે, તે એ કે જે ૨૦ ટકા માણસોને એ ધંધાઓ કરવા નથી, અને જેમને એની જરૂર નથી, તેમના ઉપર એ શીખવાનો બોજો શું કામ નાંખવો ? આ શંકાને મૂળે એક ગેર-મજબુત હોય એમ લાગે છે. રાષ્ટ્રીય શાળાનું જે સ્વરૂપ અહીં દર્શાવવામાં આવ્યું છે તે જનસમાજના મોટા ભાગને જે જે વસ્તુઓની જરૂર છે તેને અનુલક્ષીને છે; એમાં એવી કલ્પના નથી કે દેશની વિશિષ્ટ ગરજો પૂરી પાડતી શિક્ષણસંસ્થાઓનો અભાવ થાય. જેને ખેતી અને વણાટની જરૂર ન જ હોય તે એવી વિશિષ્ટ સંસ્થાઓનો લાભ લઇ શકે છે. પણ તે ઉપરાંત ધંધો ન કરવો હોય છતાં, ખેતી અને વણાટનું જ્ઞાન કેળવણીના એક સામાન્ય વિષય તરીકે પણ કામનું છે. જે પ્રમાણે બીજગણિત અને ભૂમિતિનો ઉપયોગ બધા વિદ્યાર્થીઓને કરવાનો હોતો નથી, પણ વિદ્યાર્થીના જ્ઞાનના ભાથામાં તે ( બુદ્ધિને વ્યાયામ મળે એ હેતુથી ) થોડાં થોડાં બંધાવવામાં આવે છે, તેમ ખેતી અને વણાટ પણ બંધાવાય એથી વિદ્યાર્થીને શારીરિક તેમજ માનસિક ફાયદા ઘણા છે. એથી શરીર કસાય છે, અંગ મહેનતનો પ્રેમ ઉત્પન્ન થાય છે, નજર ઝીણી થાય છે, અવલોકનશક્તિ વધે છે, બુદ્ધિ પણ પોષાય છે, અને દેશના એ મહત્ત્વના ધંધાની સ્થિતિનું ભાન થાય છે. વિદ્યાર્થીને છૂટામાં રમવાનું અને ફરવાનું મળે એ દૃષ્ટિથી પણ ખેતીનું ફરજ્યાત શિક્ષણ ઇષ્ટ છે.

રાષ્ટ્રીય શિક્ષણનું એક બીજું અંગ તે ધાર્મિક કેળવણી છે. ધાર્મિક કેળવણી એટલે શું તે ઉપર પણ બહુ ગેરસમજ થતી દેખાય છે. ખરી ધાર્મિક કેળવણી તો ધાર્મિક વૃત્તિ ઉત્પન્ન કરવામાં રહી છે. એવી ધાર્મિક વૃત્તિને અમુક સિદ્ધાન્તો કે મત-મતાન્તરોની માન્યતા જોડે સંબંધ છે જ એમ નથી. ચોખ્ખા નાસ્તિકમાં પણ ધાર્મિક વૃત્તિ હોઇ શકે. એ ધાર્મિક વૃત્તિ ઉત્પન્ન કરવી સહેલી નથી; એ ગુરુની યોગ્યતા અને શિષ્યને બાહેરથી મળેલા સંસ્કારો ઉપર અવલંબી રહે છે. ધાર્મિક સિદ્ધાન્તોનો ઉત્તમ શાસ્ત્રી હોય તે જો ચારિત્ર્યવાન્ ન હોય તો ધાર્મિક વૃત્તિ ઉત્પન્ન કરી ન શકે; પણ તે જ કામ એક સાધારણ પણ ઉત્તમ ચારિત્ર વાળા પુરૂષથી સારૂં થાય. અર્થાત્, ધાર્મિક વૃત્તિ ઉત્પન્ન કરવાનું કામ શાળામાં કેટલે અંશે થાય એ કહેવું કઠણ છે. જેમ શિક્ષકોનું ચારિત્ર્ય વધારે પવિત્ર, તેમ તેનો સંભવ વિશેષ. પણ જ્યાં વિદ્યાર્થી ધાર્મિક વૃત્તિના સંસ્કારો લઇ આવ્યો હોય, તેને પોષવાનું કામ ધર્મના શિક્ષણથી થઇ શકે. ધર્મના વિષયોમાં મુખ્ય મુખ્ય ધર્મોનું જુદા જુદા સમયનું સ્વરૂપ જેવી જેવી રીતે લોકો સમજતા આવ્યા છે તેનું દર્શન કરાવવું, તે આ દૃષ્ટિએ ધાર્મિક કેળવણી કહેવાય. આવી જાતનાં સામાન્ય સ્વરૂપ વિષે મતભેદ ટાળવો શક્ય લાગે છે. આ ઉપરાંતની વ્યાવહારિક ધર્મને લગતી બાબતોનું શિક્ષણ દરેક શાળાનું વિશિષ્ટ રહે એ સ્વાભાવિક છે. ધાર્મિક શિક્ષણની દૃષ્ટિથી એ બાબતો અતિ મહત્ત્વની છે, પણ એ વિષે એકમત થઇ શકે નહીં, અને એવો એક મત ન હોય તેથી નુકશાન પણ નહીં.

રાષ્ટ્રીય શિક્ષણનું બીજું એક અંગ તે અખાડો છે. અખાડો તો જોઇએ જ એમ અમે માનીએ છીએ. જોકે ખેતીનું શિક્ષણ બરોબર ચાલતું હોય તો શરીર કસાઇ કસાઇ મજબુત થાય, તોપણ અખાડા વગર રાષ્ટ્રીય જરૂરીઆતો પૂરી ન પડે. છેલ્લી લડાઇ બોધ આપતી ગઇ છે કે જે પ્રજામાં લડવા માટે અંગમાં બળ નથી અને મનમાં હિમ્મત નથી, જે પ્રજા પોતાનું રક્ષણ કરવા માટે પોતાને સતત શક્તિવાન્ બનાવી રાખતી નથી, તે મુઇ પડી છે. દેશનું ગૌરવ દેશમાં બળ છે એમ બીજી પ્રજાઓને સમજાય ત્યારે જ રહે. એ બળ દેશમાંથી નાશ પામતું જાય છે; એ મેળવે જ ઉદ્ધાર છે. અખાડો કાંઇક અંશે તેની ગરજ પૂરી પાડશે; તે રાષ્ટ્રીય શિક્ષણનું અંગ થવું જ જોઇએ.

રાષ્ટ્રીય શિક્ષણનો બીજો એક ભાગ તે માતૃભાષાનું ઉત્તમ જ્ઞાન, અને તેને તથા ધાર્મિક કેળવણીને પોષનારી સંસ્કૃત ભાષાનું આવશ્યક જ્ઞાન આપવું તે છે.

આટલા રાષ્ટ્રીય શિક્ષણના ખાસ વિષયો ગણાય. એ સિવાયના બીજા વિષયો શિક્ષણ માત્રમાં સામાન્ય છે; પણ તેને શીખવવાની પદ્ધતિમાં રાષ્ટ્રીય શાળા પોતાના ઉદ્દેશોને ધ્યાનમાં રાખી ફેરફાર કરે જ.

શિક્ષણનાં રાષ્ટ્રીય સ્વરૂપને લઇને, ઇતિહાસ અને વિજ્ઞાન એ બે વિષયોની શિક્ષણ-પદ્ધતિ અને વિદ્યાર્થીની ચારિત્ર્યઘટના ઉપર ખાસ લક્ષ્ય આપવાનું હોય છે.

ઇતિહાસમાં રાષ્ટ્રીય શાળાના શિક્ષકને બે કાર્ય કરવાનાં છે; (૧) વિદેશી લેખકોને હાથે પ્રાચીન ભારતવર્ષના ઇતિહાસને જે ગેરઇન્સાફ થયો છે તે મટાડવાનો, અને વિદ્યાર્થીને ભારતીય બુદ્ધિમત્તા ( genius )ની યોગ્ય કિંમત, કદર, અને ગર્વતા કે ખામી

સમજાવવાનો છે, અને તેમાંથી શુદ્ધ હિંદી રાષ્ટ્રીય ભાવના જગાડવાનો છે; (૨) તેમ કરતાં બીજી પ્રજાને ગેરઇન્સાફ ન થાય, અને અસત્ય બીનાઓથી દંભી અથવા અંધ રાષ્ટ્રીય ભાવના ન જાગે તેની સંભાળ લેવાનો છે. રાષ્ટ્રીય ભાવનાઓ જગાડવા અથવા મારવા પણું અસત્ય બીનાઓ કહેવામાં આવે છે, અને બીજી પ્રજાઓ ઉપર અઘટિત રીતે ગુણ-દોષોનું આરોપણ થાય છે, એ આપણે કોઇ પણ દેશનાં આજનાં ઐતિહાસિક પાઠ્ય-પુસ્તકોમાંથી જોઇ શકીએ છીએ. એ ઉદ્દેશ પાર પાડવામાં એની શી અસર થતી હશે તે અમે નથી કહી શકતા, પણ ચારિત્ર્ય હલકું કરવામાં તો એ સહાયભૂત થાય જ.

શાળા તરફથી ઘડાયલી ઇતિહાસની યોજનામાં આ વિષયપર વધારે સૂચનાઓ છે, તે જોવા વિનંતિ છે.

વિજ્ઞાનનું શિક્ષણ રાષ્ટ્રીય શાળામાં કેટલું અને કેવું હોવું જોઇએ, તે બાબતપર પુષ્કળ વિચાર કરવાની જરૂર છે. વિજ્ઞાન મનોરંજક તેમ જ ઉપયોગી છે, અને તેનું શિક્ષણ પણ તેવું જ હોવું જોઇએ. વિજ્ઞાનના વિષયમાં, દેશને શું ઉપયોગી છે એ દૃષ્ટિ તો ભુલાવી જ ન જોઇએ. આ કારણસર આપણા કૌટુંબિક રીત-રિવાજો, રહેણી-કરણી, ખેતી-ધંધા ઘર, રસ્તા, ગામ વગેરેમાં થતી વિવિધ ક્રિયાઓનું બારીક નિરીક્ષણ કરી, એમાં રહેલી વૈજ્ઞાનિક બાબતોનું જ્ઞાન વિદ્યાર્થીને ઉપયોગી થાય એવી રીતે આપવાની યોજના કરવામાં આવે તો જ વિજ્ઞાનનો વિષય રાખેલો સાર્થક ગણાય. આજે સાધારણતઃ વિદ્યાર્થીઓને એવો જ ખ્યાલ રહે છે કે વિજ્ઞાન એ કાચની નળીઓ, કાચની તપેલીઓ, કાચની ગળણીઓ અને દવાની બાટલીઓ, અથવા ઍટવૂડના મશીન, વિજળીનાં રમકડાંઓ કે ટેલિસ્કોપનાં ભૂંગળાં વગેરેમાંથી શિખાવાય તે. વિદ્યાર્થીનું એ વિજ્ઞાન એના જીવનમાં ઉતરતું જ નથી. એ વિજ્ઞાનની મદદવડે નથી એને ઘરનાં વાસણને કલાઇ કરતાં આવડતી, કે નથી કપડાંને લાગેલો કોઇ વિચિત્ર ડાઘ ધોતાં આવડતો. જે પ્રયોગશાળામાં એ વિજ્ઞાન શિખાવાય છે, ત્યાં જ મૂકી વિદ્યાર્થી બહુધા નિર્લેપ બહાર આવે છે. એનું કારણ દેખીતું છે. જે વસ્તુઓના સંબંધમાં ઘણાખરા વિદ્યાર્થીઓ પોતાના જીવનમાં આવે છે, તેને અને પ્રયોગશાળામાં એને મળતાં જ્ઞાનને કશો સંબંધ છે, એ એના અનુભવમાં કે જાણમાં નથી આવ્યું. વળી એને માત્ર મૂળતત્ત્વોનુંજ ઉપલકિયું જ્ઞાન મળતું હોવાથી, એ કોઇ વ્યાવહારિક રીતે એનો ઉપયોગ કરી શકે એવી સ્થિતિમાં હોતો નથી. આ વિષયમાં વિજ્ઞાનશાસ્ત્રીઓનો અનુભવ અને સલાહ આપણને મળે અને કોઇ વ્યાવહારિક અને ઉપયોગી વિજ્ઞાનનો અભ્યાસક્રમ તથા પુસ્તકો રચી શકાય તો બહુ લાભ થાય.

જેમ સોય પછવાડે દોરો ચાલી આવે, તેમ ચારિત્ર્યગઠન એ શિક્ષણ પાછળ ચાલી આવવું જોઇએ. ચારિત્ર ઉત્તમ પુસ્તકોથી થાય, ઉપદેશથી થાય, પણ તે તો માત્ર ઉપવસ્ત્ર જેવાં કહેવાય. ખરૂં ચારિત્ર્ય તો વિદ્યાર્થી શાળાના વાતાવરણમાંથી અને શિક્ષક સાથેના નિત્ય સહવાસ અને જીવનમાંથી જ મેળવે. શાળાના શિક્ષકોનું જીવન જેટલું ઉદાત્ત હશે, તેટલું તે શાળાના વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઉત્તમ થશે. વિદ્યાર્થી પોતાના શિક્ષક પાસેથી શાળાના સમયોમાં જે મેળવે છે, તે એની જોડે સહવાસમાં આવવાથી અણજાણે મળતાં જ્ઞાનનો કિંચિદ્ અંશ માત્ર હોય છે.

આ કારણથી રાષ્ટ્રીય શાળાના શિક્ષકને પૈસાનો લોભ ન હોવો જોઇએ; તેણે પૈસા કમાવા રાષ્ટ્રીય શાળા કદી ન હોવી જોઇએ. વિદ્યાનું દાન જ થઇ શકે, એનો વિક્રય ન થાય, એ આપણા પ્રાચીન નીતિ આપણે ફરીથી પાળતા થઇ જઇએ તો સારૂં તેજ પ્રમાણે શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે અમલદાર–રૈયતનો અથવા આશ્રયી–આશ્રયદાતાનો ભાવ ન હોવો જોઇએ, પણ ગુરુ–શિષ્ય કે પિતા–પુત્ર કે મોટા–નાનાભાઇઓનો ભાવ રહેવો જોઇએ.

આટલું રાષ્ટ્રીય શિક્ષણના મુદ્દાઓ ઉપર. હવે રાષ્ટ્રીય શાળા કાઢયા પહેલાંની તૈયારીઓ વિષે બે બોલ લખીશું. આ વિષયમાં તો અમારો થોડો ઘણો અનુભવ જ કહેવાપણું રહેશે.

રાષ્ટ્રીય શાળા કાઢનારે પહેલો વિચાર તો ખેતી અને વણાટ શીખવવા શું વ્યવસ્થા એ કરી શકશે તેનો કરવાનો છે. આમાં પણ એક વસ્તુ યાદ રાખવાની છે તે એ કે શીખવવું અને કમાવું એ બે ભિન્ન વસ્તુઓ છે. શીખવનાર નફો મેળવવાની આશા રાખી નથી શકતો. ખેતી અને વણાટનું શીખવતાં જે કાંઇ ઉત્પન્ન થાય તે નામ માત્ર જ હોય. શીખનાર વિદ્યાર્થી કમાતો જાય અને શીખતો જાય એવી આશા રાખી શકે, પણ શીખવનારે શીખવાનો ખર્ચ માથે પડે તે સહન કરવા તૈયાર રહેવું જોઇએ. ભૂલ બગાડ અને પ્રયોગો કરીને જ વિજ્ઞાનના વિષયો શીખાય છે, અને ભૂલ, બગાડ અને પ્રયોગો કરવા ખેતી અને વણાટમાં અવકાશ હોવો જોઇએ. દુનિયામાં પડયા પછી વિદ્યાર્થીને ભૂલ અને બગાડ કરી નુકસાન વેઠવું ન પડે, તેટલા માટે શાળા છે. અને જો શાળામાં પણ વિદ્યાર્થીથી ભૂલ ને બગાડ થતાં, શિક્ષકનો જીવ કપાઇ જાય, તો વિદ્યાર્થી શીખી રહ્યો! પણ આનો અર્થ એ નથી કરવાનો કે શાળામાં શીખવાતું ખેતી અને વણાટનું કામ વ્યવહારમાં મૂકી શકાય તેથી જુદી જાતનું થવું જોઇએ. શાળામાં જો એવા યંત્રો અને સાધનોથી કામ કરાવવામાં આવે કે તેનો ઉપયોગ વિદ્યાર્થીને ઘેર જઇ કરવો અશકયજ થાય તો તે પણ નકામું જ છે. શાળામાં જો એવાં ખાતરો વાપરવામાં આવે કે વિદ્યાર્થી તે મંગાવી શકે જ નહીં, તો તે જ્ઞાન પણ નકામું જ થાય. એટલે વ્યવહાર અને શાળા વચ્ચે પ્રમાણ તો સાચવવુંજ જોઇએ. તે સાથે એ બન્ને ધંધા કમાવવા માટેજ છે, અને એમાંથી કમાણી થાય છેજ એ પણ વિદ્યાર્થીને સ્પષ્ટ થવું જોઇએ. તેટલા માટે સારો ઉપાય તો એ છે કે શાળાની જમીનમાં થોડા ભાગ ઉપર શિખવવા માટે નહીં પણ કમાવા માટે ખેતી કરવી અને થોડા ભાગ ઉપર શિખવવા માટે. બન્ને ઉપર એક જ જાતનાં સાહિત્યો અને સાધનોથી કામ કરવું. અને પહેલા ભાગમાં નફો થાય એ બતાવવું. બીજા ભાગમાં જે નુકસાન થાય છે તે શિખાઉપણાને લીધે, તથા ભૂલો અને બગાડને લીધે, એ પણ સ્પષ્ટ કરવું.

એ જ વિષયમાં બીજી વ્યવસ્થા કરવાની તે વિદ્યાર્થીઓની અને શીખવવાની સગવડ કેવી રીતે કરવી તેની. ખેતી, વણાટકામ અને બીજું શાળાનું શિક્ષણ એકજ વખતે આપવું મુશ્કેલ છે, વર્ષમાં દરેકને માટે અમુક મહીનાના વારા બાંધવા જોઇએ, તેની વારીમાં તે વિષય મુખ્ય શીખવાય અને બીજા પડયા રહે અથવા ગૌણ રહે. અમારી શાળા માટે અમે એવી કલ્પના રાખી છે કે વર્ષમાં ત્રણ સત્ર રાખવાં, એક શિયાળાનું–મુખ્યત્વે

બૌદ્ધિક વિષયો માટે, બીજું ઉન્હાળાનું–મુખ્યત્વે વણાટકામ માટે, અને ત્રીજું ચોમાસાનું –મુખ્યત્વે ખેતી માટે.

ખેતી અને વણાટ કામ સાથે બૌદ્ધિક વિષયોનું જ્ઞાન અપાતું હોય ત્યાં વિદ્યાર્થીનો વિશેષ સમય શાળામાં જ જાય. ત્યારે શાળાની સમીપમાં જ ન રહેતા વિદ્યાર્થીઓની ખાવાપીવાની, વિશ્રાંતિ માટે બેસવા કે સૂવાની સગવડ તપાસવાનો વિચાર પણ રાષ્ટ્રીય શાળા કાઢનારે કરી લેવો જોઇએ.

રાષ્ટ્રીય શાળાનો દરેક વિદ્યાર્થી અખાડામાં તો જવાનોજ એમ અમે માની લઇએ છીએ. તો તેને માટે વિદ્યાર્થીનો કયો સમય રહેશે, તે પણ વિચારી લેવું ઘટે.

ઉપલી વસ્તુઓનો વિચાર કરતાં એમ જણાશે કે રાષ્ટ્રીય શાળા સાથે છાત્રાલય અનિવાર્ય થાય છે.

છાત્રાલય સાથે જ શાળાના ચાલકોની જવાબદારી અતિશય વધી જાય છે. એમને વિદ્યાર્થીઓની સગવડ, નીતિ, તબિયત, ધાર્મિક આચાર, ભોજનાદિકની વ્યવસ્થા, ચોખ્ખાઇ વગેરે અનેક વાતો સંભાળવાની હોય છે. બહુ નાના વિદ્યાર્થીઓને લેવાનું કામ બહુ કઠણ છે, અને અમને લાગે છે કે કોઇ શિક્ષક ભેળાજ એને રાખવાનું બની ન આવે તો અશક્યજ છે. છાત્રાલયની સૌથી ઉત્તમ વ્યવસ્થા તો એ કહેવાય કે જેમાં બધા શિક્ષકો એકજ સ્થળે રહેતા હોય, અને દરેક શિક્ષક થોડા થોડા વિદ્યાર્થીઓને પોતાના કુટુંબના છોકરાંઓ માફક ઉછેરે. પણ કૌટુમ્બિક અને વર્ણવ્યવસ્થાની અનેક મુશ્કેલીઓને લીધે એ થઇ શકે એમ નથી લાગતું. એથી ઉતરતી વ્યવસ્થા, દરેક શિક્ષકના વાલીપણા નીચે અને એના મકાનમાં જ થોડા થોડા વિદ્યાર્થીઓ રહે ને શિક્ષક તેની ભોજન સિવાયની બીજી બધી [બાબ]તોની દેખરેખ રાખે, અને માત્ર બધા વિદ્યાર્થીઓની ભોજનવ્યવસ્થા જુદી કરવામાં [આ]વે, એ છે. એથી પણ ઉતરતી વ્યવસ્થા કોઇ સારા વ્યવસ્થાપકના હાથ તળે છાત્રાલય ચલાવવું તે. બીજી વ્યવસ્થાજ હાલમાં વિશેષ વ્યાવહારિક અને સંતોષકારક લાગે છે.

છાત્રાલય સાથે જ એક બીજો વિચાર કરવો પડે છે તે એ કે રાષ્ટ્રીય શિક્ષણની શરૂઆત ક્યાંથી કરવી ? ઉપર જણાવ્યા પ્રમાણે બહુ નાના વિદ્યાર્થીઓ–દસ કે બારથી નીચેના—ને છાત્રાલયમાં રાખવા અશક્ય છે. એટલે એવા નાના વિદ્યાર્થીઓને શીખવવાની શું ગોઠવણ કરવી તે વિચારવું ઘટે. અમને લાગે છે કે શાળા જો કોઇ ગામની થડમાંજ હોય તોજ એવા નાના વિદ્યાર્થીઓને શીખવવાની ગોઠવણ કરી શકાય. એમ ન હોય તો દસ કે બાર વર્ષની ઉપરના વિદ્યાર્થીઓનેજ શાળામાં લેવાનો નિયમ કરવો પડે. એટલે ત્રીજાં કે ચોથા ધોરણથી રાષ્ટ્રીય શાળાનો ખાસ અભ્યાસક્રમ શરૂ કરી શકાય; તે પહેલાંનો અભ્યાસ સાધારણ શાળા મારફતે જે થયો હોય તેજ ગ્રહણ કરવો પડે. તાત્ત્વિક રીતે આ સ્થિતિ બહુ ખોટી લાગે છે. રાષ્ટ્રીય શિક્ષણ સર્વાંગ સંપૂર્ણ હોવું જોઇએ. બહુ નાના વિદ્યાર્થીઓનેજ શીખવવાની ગામડાનાં રહેવાસીઓને બહુ અગવડ છે, અને તે અગવડ કાઢવી એ રાષ્ટ્રીય શિક્ષણનું પહેલું કામ હોવું જોઇએ. આ અગવડ ટાળવી હોય તો એકજ ઉપાય છે. તે એ કે દરેક રાષ્ટ્રીય શાળા સાથે એક એવી સંસ્થા પણ કામ કરતી હોવી જોઇએ કે જેનું કામ તે શાળાની આજુબાજુના ગામોમાં પહેલા બે ત્રણ વર્ષનો અભ્યાસ કરાવી શકે એવી નાની નિશાળો ચલાવવી, એ હોય. એમ ન થાય તો ઉપર જણાવેલી ખામી સહન કરવી પડે. આ અગવડ હાલની વિકૃત પરિસ્થિતિને લીધે છે.

હાલની પ્રવૃત્તિઓ રાષ્ટ્રીય શિક્ષણની શરૂઆત ઉચ્ચથી કરવા તરફ છે. આ અમને તત્ત્વથીજ ખોટું લાગે છે. પાયો પૂર્યા પહેલાં છાપરું ચઢાવવું, તેના જેવું આ કાર્ય છે.

રાષ્ટ્રીય શાળા ચલાવનારને બીજી મુશ્કેલી નડશે તે ઉત્તમ શિક્ષકોની. રાષ્ટ્રીય શાળાના શિક્ષકમાં નીચે પ્રમાણે લાયકાત હોવી જોઇએ, એમ મહાત્મા ગાંધીજીનો મત છે.

**ગુણો.**

૧. સારૂં ચારિત્ર.
૨. બાળકો પર પ્રેમ.
૩. જરૂરિયાતો થોડી કરવાની શક્તિ.
૪. જરૂરિયાત જેટલોજ પગાર લઇ કામ કરવાની ઇચ્છા; એટલે અતિશય નિર્લોભ
૫. ઓછી કૌટુંબિક જંજાળો.
૬. સ્પર્શ્યાસ્પર્શ્ય ભેદનો અભાવ.
૭. તંદુરસ્ત અને કસાયલું શરીર

**જ્ઞાન.**

૧. માતૃભાષાનું ઉત્તમ જ્ઞાન ( માતૃભાષાનું લગભગ બધું સારૂં સાહિત્ય એણે વાંચ્યુ હોવું જોઇએ. )
૨. સંસ્કૃત ભાષાનું સામાન્ય જ્ઞાન ( એટલે ગીતા, રામાયણ, મનુસ્મૃત્યાદિક ગ્રંથો, કાંઇક ઉપનિષદો, કાવ્યો વગેરેનો પરિચય.)
૩. હિંદીનું સામાન્ય જ્ઞાન, ( એટલે મુખ્ય લેખકોના પ્રસિદ્ધ ગ્રંથો અને તુલસી રામાયણાદિ ગ્રંથોનું અવલોકન. )
૪. વણાટ તથા ખેતીનું સામાન્ય જ્ઞાન.
૫. મુખ્ય મુખ્ય ધર્મોની માહિતી.
૬. કોઇ પણ એક ખાસ વિષયમાં નૈપુણ્ય.

ઉપરની બધી લાયકાત ધરાવનાર શિક્ષક મળવો કેટલો મુશ્કેલ છે, અને છતા રાષ્ટ્રીય શાળાના શિક્ષકમાં એ સર્વે લાયકાત હોવી કેટલી આવશ્યક છે, એ સહેજ વિચાર કરતાં જણાઈ આવશે.

આજની ગુજરાતિ પ્રજામાંથી એવો તૈયાર શિક્ષક મળવો બહુધા અશક્ય જ લાગે છે. ગુજરાતિ પ્રજામાં વૈશ્ય વૃત્તિ પ્રધાન છે. તેમ જરૂરિયાતો થોડી કરવાની શક્તિ પણ દક્ષિણી ભાઇઓના જેવી ગુજરાતિઓમાં અત્યારે નથી. ધનનો લોભ છોડેલો કોઇ મળે છે, તો તેમાં કીર્તિનો લોભ તીવ્ર હોય છે; અને શિક્ષકોને કીર્તિ સસ્તી નથી મળતી; એટલે શિક્ષકની વૃત્તિ અરુચિકર લાગે છે. જે જે વિષયોની જેટલી આવડત મહાત્મા ગાંધીજીએ ઇચ્છી છે તેટલી સંપૂર્ણ આવડતવાળો શિક્ષક તૈયાર નહીંજ મળે; તેણે તો એ માટે બે ત્રણ વર્ષ ખાસ અભ્યાસ કરી એટલી લાયકાત મેળવવી જોઇશે.

આ કારણોથી રાષ્ટ્રીય શિક્ષણનાં પરિણામો ઝપાટાબંધ નહીં જોઇ શકાય. પ્રજાને તેમજ શાળાના ચાલકોને અત્યંત ધીરજ ધારવી પડશે. શિક્ષક નહીં મળે તો શિક્ષક થવા લાયક પુરુષોને શિક્ષકની લાયકાત મેળવવા રોકાવા પડશે. મહાત્મા ગાંધીજીની ભાષામાં કહીએ તો રાષ્ટ્રીય શિક્ષણનું કામ એ આજે તો શિક્ષકો અને ચાલકો ઉભયને માટે તપશ્ચર્યાનું છે. રાષ્ટ્રીય શિક્ષણની સુંદર પ્રગતિ થતાં હજુ ઘણાં વર્ષો લાગશે; હાલ કામ કરનારાઓ જો ભવિષ્યનો માર્ગ સરળ કરવા જેટલું પણ કરી શકે તો સંતોષનું જ કારણ રહેશે.

રાષ્ટ્રીય શિક્ષણમાં જેવી મુશ્કેલી શિક્ષકોની છે, તેવીજ મુશ્કેલી પાઠ્ય-પુસ્તકો અને બાલોપયોગી સાહિત્યની છે. ગુજરાતિ બાળકોને યોગ્ય પુસ્તકોને અભાવે લાંઘણો જ કરવી પડે, અથવા નુકશાનકારક સાહિત્ય ગળે ઉતારવું પડે એવી આજની સ્થિતિ છે. આ

વિષય ઉપર ઘણું કહી શકાય એમ છે, પણ તેને એક સ્વતંત્ર લેખનો વિષય કરવો વધારે સગવડભર્યું થશે એમ અમને લાગે છે.

આ લેખ સમાપ્ત કર્યા પહેલાં અમારે ગુર્જર વિદ્વાનોને એક વિનંતિ કરવાની રહે છે. રાષ્ટ્રીય શિક્ષણ એવો વિષય છે કે જેની સફળતા ભાષણોની ગર્જનાથી નહી મળે; તેમજ તેના મુદ્દાઓનો નિર્ણય ઉપરછલ્લી ચર્ચા કે સમાલોચનાથી નહીં આવે. જો રાષ્ટ્રીય શિક્ષણ વિષે આપણી લાગણીઓ પ્રામાણિક હોય, જો આપણે તેને રાજકીય ચળવળમા માત્ર એક શસ્ત્ર તરીકે જ ઉપયોગ કરવા ન ધારતા હોઇએ, તો તેને માટે આપણે વિશેષ સ્વાર્થત્યાગ બતાવવો જોઇશે ગયે વર્ષે ગૂજરાત કેળવણી પરિષદ્ના રિપોર્ટમાં રાષ્ટ્રીય ગૂજરાતશાળાની યોજના છપાઇ હતી; તેનો અભ્યાસક્રમ પણ છપાયો હતો. એનો જરા ધ્યાનથી અભ્યાસ કરી કોઇ વિદ્વાન્ બંધુએ તે ઉપર ટીકા કરી હત, તો અમને અમારા કાર્યમાં ઘણી મદદ થાત; એ અભ્યાસક્રમમાં એટલા બધા દોષો રહી ગયેલા અમને માલમ પડયા કે તે અભ્યાસક્રમ છપાયો અને તેનું અનુકરણ પણ અન્યત્ર કરવામાં આવ્યું, એ વિચારથી અમને દુઃખ થયું. એમાંના કેટલાક દોષો એટલા હાસ્યજનક હતા કે અમારાથી એ થયા તેજ આશ્ચર્ય હતું. પણ એનો વિચાર કરી કોઈ વિદ્વાન સજ્જને અમને બતાવ્યા નહીં, તેથી અમારે અનુભવની શાળામાંથી જ તેને શોધવા પડયા. હવે તો અમારો અભ્યાસક્રમ કોઇને આપવાની પણ અમને હિમ્મત ન રહે તેવીજ સ્થિતિ આ લેખના વિષયોની, કે ઇતિહાસ–ભૂગોળની યોજનાઓની હશે. એ સર્વેને ઉપર ટપકેથી વાંચી જઇ એને એકદમ 'ઉત્તમ' અથવા 'મૂર્ખ' ઠરાવવાથી અમને કે દેશને ફાયદો નહીં થાય, કારણકે સર્વાંગે એ ઉત્તમ પણ નથી તે મૂર્ખતાભર્યાં પણ નથી, ...ની તો અમારી પણ ખાત્રી છે. અમારે એ યોજનાઓના એકંદર સ્વરૂપ ઉપર અભિપ્રાય નથી જોઇતા; પણ તેની બારીક સમાલોચના જોઇએ છે. આટલી તો અમારી ઓછામાં ઓછી માગણી છે.

બીજી અમારી માગણી છે તે એ કે એ વિષયોમાંના જે જે ભાગોમાં જે જે વિદ્વાનો નિષ્ણાત ( Expert ) હોય, તેમણે તે ભાગો ઉપર પ્રકરણો કે પુસ્તકો લખી એ યોજનાની પૂર્તિમાં પોતાનો ફાળો આપવો.

અમારી સૌથી મહત્ત્વની માંગણી એ છે કે જેમ રાજકીય ચળવળમાં ભાગ લઇ તરુણ વર્ગ દેશસેવા કરવા બહાર પડે છે, તેમ શિક્ષણદ્વારા માતૃભૂમિની સેવા કરવા તે બહાર પડે. આ કાર્ય મધ્યમ બુદ્ધિના મનુષ્યોથી પણ થઇ શકે એમ માનવું બહુ જ ભૂલ ભરેલું છે. ઉત્કૃષ્ટ બુદ્ધિવાનને પણ આ કાર્યમાં એની બુદ્ધિનો સંપૂર્ણ ઉપયોગ કરવા પૂર્ણ અવકાશ છે. આ કાર્ય કેટલું અપાર છે, તે લેખ દ્વારા સમજાવવાની અમારી શક્તિ નથી. એની ખાત્રી તો અંદર પડેથી તુર્ત થાય. ધન અને વાહવાહ બન્નેનો લોભ છોડનારા, દેશબંધુના શિક્ષણ દ્વારા માતૃભૂમિ અને માતૃભાષાની સેવા કરવા ઉત્સાહી નરોની વૃદ્ધિ થાઓ, એજ પ્રાર્થના.

સત્યાગ્રહાશ્રમ<br>માર્ગશીર્ષ સુદ ૫<br>સંવત ૧૯૭૫ } રાષ્ટ્રીય ગૂજરાતિ શાળા તરફથી.

# ખેતીના ઉદ્યોગમાં સહકારી મંડળોની આવશ્યકતા.*

આપણા દેશના કોઈ કોઇ ભાગોમાં જ્યારે દુકાળ પડે છે અને લોકો ભૂખના માર્યા હેરાન થાય છે ત્યારે આપણને તો એમજ જણાય છે કે એ પ્રદેશમાં વરસાદ પડ્યો નહિ એટલે અનાજ પાક્યું નહિં અને તેથી ખોરાકની તંગીને લીધે આ બિચારા મરી જાય છે. આપણી બુદ્ધિ જરા વધારે ચનાવીશું તો માલૂમ પડશે કે આ ધારણા બિલકુલ ભૂલભરેલી છે. અનાજ તો રેલ્વે માર્ગે હિંદુસ્થાનના દરેક ભાગમાં લઈ જઈ શકાય છે પરંતુ તે ખરિદ કરી પોતાના કુટુંબનુ રક્ષણ કરવાને ખેડુત વર્ગ પાસે પુરતા પૈસા હોતા નથી. આથીજ લોકોને હાડમારી વેઠવી પડે છે અને હજારો જીવનું જોખમ થાય છે.

આ ઉપરથી જણાશે કે દુકાળના તેમજ સામાન્ય વર્ષોમાં ખોરાકની નહીં પણ પૈસાની તંગી ભૂખમરાનું મુખ્ય કારણ છે. ખેડુતવર્ગ તદ્દન નિર્ધન અને અતિશય દેવામા સપડાઇ ગયો હોવાથી ખાવાને પૈસા ક્યાંથી લાવે ? મારવાડી અને પઠાણોને ભરવાં પડતાં મ્હોટાં વ્યાજ દેખાડી આપે છે કે હિંદની વસ્તીનો આ ૬૦ ટકા ઉપરનો ભાગ છેક દુઃખી અને દીન છે.

આવા સંજોગોમાં જ્યાં પેટ પુરતુંજ ન મળે ત્યાં ખેતીનો ઉદ્યોગ ખીલવવા પૈસા તો ક્યાંથીજ રોકી શકાય ! આ કારણથી સરકાર તેમજ પ્રજાનું ધ્યાન એ લોકોને થોડે વ્યાજે પૈસા ધીરી આ ઉત્તમ ગણેલા ધંધાનો પુનરૂદ્ધાર કરવા તરફ દોરાયું છે.

જર્મનિની માફક અહિંયાં પણ ૧૮૯૯ ની સાલમાં, મદ્રાસ, પંજાબ અને સંયુક્ત પ્રાન્તોમાં રાઇફાઇઝેન જાતનાં સહકારી મંડળો સ્થાપવામાં આવ્યાં હતાં. ૧૯૦૪ ની સાલમાં આપણી સરકારે કાયદો કરી એ મંડળોનું અસ્તિત્વ કબૂલ રાખેલું છે. એથી કરી ત્યાર પછી આ મંડળો સ્થાપવાની હીલચાલ એટલા તો જોસથી ચાલી છે કે ૧૯૧૨–૧૩ ની સાલમાં બધાં મળીને ૧૨,૧૩૪ મંડળો સ્થપાયા જેમાં ૫,૭૩,૫૩૬ જેટલી સભ્યોની સંખ્યા અને ૩૫,૬૨,૨૮૪ પૌંડ એટલે ૫,૩૪,૩૪,૨૬૦ રૂપિયા જેટલી થાપણ થઇ હતી.

આ આંકડા ઉપરથી જણાશે કે આ સહાયકારી હિલચાલે લગભગ ૭ લાખ માણસોનાં સંકટ દૂર કર્યાં છે. ( અને તે પછી આ પાંચ વર્ષમાં તો કેટલોય વધારો થયો હશે. ) આમ છતાં પણ આ હીલચાલ હજી શરૂઆતમાંજ છે એ સ્પષ્ટ છે.

તે વખતે મંડળો ચલાવવામાં થાપણ કેવી રીતે ઉભી કરવામાં આવી હતી તે જાણવું ઘણું ઉપયોગી છે. આશરે ⅕ ભાગ સભાસદોએ પોતેજ શેર, અનામત અને અવેજ રૂપે ભેગો કર્યો હતો. આશરે બે ટકા જેટલો સરકારે આપ્યો હતો અને બાકીનો બધો મંડળોનાં નામ ઉપર લોકો પાસેથી ઉછીનો લેવામાં આવ્યો હતો. હવે સરકારે

* (રા. બી. એસ. પટેલ, બી. એજી, એન ડી એ, એન. ડી. ડી., સી. ડી. એડી. (ગ્લાસગો)ના "Possibilities of Co-operation in Dairying and Agriculture in India" નામના લેખનું ભાષાન્તર. આ લેખ ૧૯૧૩ મા આયર્લેન્ડમા પ્રસિદ્ધ થયો હતો. )

ઉપર પ્રમાણે લોન આપવી બંધ કરી છે એટલે સભાસદોને પોતાનેજ બધું ભંડોળ એકઠું કરવાનું માથે રાખવું પડયું છે.

આ પ્રમાણે આ હીલચાલથી ખેડુતવર્ગ લેણદારોના પંજામાંથી છૂટી શકયા છે, પરંતુ ગરિબ વર્ગનાં સંકટો દૂર કરી એમને પૈસાદાર બનાવવાને આટલુંજ પગલું બસ નથી.

ડેન્માર્ક, હોલેંન્ડ, જર્મનિ, સ્વીડન વિગેરે દેશોમાં ( Co-operative credit ) નાણાં ધીરવાની સાથે, ખેતરમાં પાક ઉત્પન્ન કરવામાં અને વેચવામાં સહકારી હિલચાલ દાખલ કરી છે જેથી કરી ત્યાંના ખેડુતની વીસ વર્ષ પૂર્વેની અને હાલની સ્થિતિમાં આસમાન જમિનનો ફેર પડયો છે. આયર્લેંન્ડમાં એટલાજ અરસામાં આવું પરિણામ આવ્યું છે. ખેતીમાં તેમજ દરેક ઉદ્યોગમાં ઓછી કિમતે ઉત્પન્ન કરી વધારેમાં વધારે કિંમતે વેચવામાં, સારામાં સારો નફો થાય છે. આયર્લેંન્ડમાં એક ખેડુત સહાયકારી હીલચાલ દાખલ થયાના પછીના પ્રથમજ વર્ષમાં ૩૦ થી ૪૦ ટકા જેટલી ઓછી કિમતથી ખાતર ખરીદ કરી શકતો હતો અને ૨૦ ટકા જેટલે ઓછે વ્યયે ડેરીનાં સાધનો લાવી શકતો હતો. આમ થવાથી તેના ખરચમાં કેટલો બધો ફેર પડયો હશે તે જણાઇ આવે છે એજ પ્રમાણે ત્યાં એક ખેડુત એક ગેલન દૂધ ૬ પેનીએ વેચે છે અને ૧૯૧૩ જેવા સાધારણ વર્ષમાં પણ ૪$\frac{1}{2}$ થી ૫ પેની જેટલા મેળવી શકતો હતો. આ આંકડાની સાથે વીસ વર્ષ પ્હેલાંનો આંકડો મરખાવીએ તો બિચારાને ફક્ત ૨$\frac{3}{4}$ પેનીજ મળતા હતા. આ દેખાડી આપે છે કે સહાકારી હીલચાલથી એને ૬૯.૧ ટકા જેટલો ઉપજમાં વધારો થયો છે. વળી આ ઉપરાંત ડેરીની ઇમારત તેમજ સાધનો ઉપર પણ એને કંઇક નફો મળે છે. માખણ બનાવી વેચવાની કડાકૂટ તો એને છેજ નહિં. આ ઉપરથી સો ટકા જેટલો ખેડુતને ફાયદો છે એમ કહીએ તો તે જરાય ખોટું નથી.

આ હકીકત આયર્લેંન્ડમાં હાલમાં પણ મોજૂદ છે, અને હિંદુસ્થાનમાં પણ તે પ્રમાણે કેમ ન કરી શકાય એનું કારણ કાંઇ સમજાતું નથી. જો અહિંની પેઠે હિંદુસ્થાનમાં પણ એ પ્રમાણે કરવામાં આવે તો ચોક્કસ ત્યાંના ખેડુતોની આવક જોતજોતામાં બેવડી થઇ જાય.

આ કાર્ય ત્યાં કેવી રીતે ફતેહમંદ કરવું એજ આ નિબંધનો ઉદ્દેશ છે.

ડેરીના ઉદ્યોગ સંબંધી આપણે પ્રથમ વિચાર કરીએ; કારણ કે,

૧. ત્યાં ખેડુતને જલ્દીથી લાભ આપે તેવાં મંડળો યોજવાં ઘણી સ્હેલાઇથી બની શકે તેમ છે.

૨. એ ઉદ્યોગ અહિં યુરોપના દેશોમાં બહોળો ફેલાવો પામેલો છે એથી કરી અહિંનો અનુભવ અને જ્ઞાન ત્યાં ઉપયોગમાં લઇ શકાય તેમ છે.

૩. સહાયકારી મંડળની ડેરી શિવાય બીજી એવી કોઇ પણ શાખા નથી જે ખેતીના ઉદ્યોગને આટલો બધો લાભ આપી શકે. ડેરીનો ધંધો હાલ ઠીક પૈસા પેદા કરી આપે છે. આથી દૂઝણાં ઢોર વધારે પ્રમાણમાં ભેગાં કરવામાં આવે છે; ખેતીવાડીમાં આ ઢોર ઉછેરવાનું કામ જે હિંદુસ્થાનમાં બિલકુલ હાથમાં લેવામાં આવ્યું નથી તે ખેડુતને અને દેશને ઘણો અગત્યનો લાભ આપે તેવી રીતે વિસ્તારી શકાય તેમ છે.

૪. વોલ્ટર પોતાના 'ખેતીવાડીમાં સહકારિતા" એ વિષે પુસ્તકમાં કહે છે તેમ, ઢોર ઉછેરમાં એક વખત પરસ્પર સહાય દાખલ કરવાથી બીજા ઉદ્યોગમાં પણ તે દાખલ કરવાનું મન થઇ આવે છે. ઢોરઉછેરમાં સહકારિત્વ પેસવાથી ખરીદી, વેચાણ અને મજૂરીમાં પણ તે પ્રમાણે સંયુક્ત કાર્ય થાય છે એટલે 'ડેરીઈંગ' એ ઘણા ઉદ્યોગોનું કેન્દ્ર થાય છે.

૫. જો આપણે કોઓપરેટિવ ક્રેડીટ સોસાયટી—નાણા ધીરનારી મંડળીઓની સંખ્યામાં તેમજ તેમની થાપણમાં વધારો કરી એ સંસ્થાઓનો વિસ્તાર કરવા ઇચ્છતા હઈએ તો અલબત, આપણે ઢોરઉછેરમાં સહકારિત્વ જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં અમલમાં મુકવુંજ જોઇએ. કારણ કે એથી એ મંડળોના સભ્યો જે ગરિબ ખેડુત વર્ગ છે તેમની પેદાશમા સત્વર ઉમેરા કરી શકાય તેમ છે.

ઢોરઉછેરના ઉદ્યોગના સવાલમાં આપણે મુંબાઇ ઇલાકા સંબંધી ચર્ચા ચલાવીએ કારણ કે એ ઇલાકાનો અમને જાતિઅનુભવ છે. હિંદુસ્થાનના બધાય ભાગોની આર્થિક સ્થિતિ લગભગ સરખીજ છે એટલે એ ચર્ચા ત્યાં લાગુ પાડી શકાશે.

મુંબાઇ શહેરમાં દૂધનું મહા દુઃખ છે—આર્થિક તેમજ આરોગ્યની દૃષ્ટિએ એ વાત નીચેની હકીકત ઉપરથી વધારે સ્પષ્ટ થશેઃ—

વધારે વસ્તીને લીધે ત્યાં દૂધની માગણી ઘણી મ્હોટી છે, જ્યારે તે માગણીના પ્રમાણમાં દૂધ પુરૂં પાડી શકાતું નથી. વળી દૂધની પેદાશ તેમજ વેચાણ કરવાની રીત પણ કરકસર વિગેરે અર્થશાસ્ત્રના નિયમ વિરૂદ્ધ છે, આથી શહેરનો ગરિબ વર્ગ દૂધ મોંઘુ હોવાને લીધે એનો સ્વાદ પણ જાણતો નથી. દૂધની ખોરાક તેમજ પોષક તત્વ તરીકેની ઉપયોગિતા અને ખાસ કરીને બાળકોને વાસ્તે તે કેટલી છે તે ક્યાં અજાણ્યું છે? આથી સરકાર અને પ્રજાનું ધ્યાન શહેરમાં દૂધ પુરૂં પાડવાના સવાલ તરફ દોરાયું છે. પરંતુ દુર્ભાગ્યે એ સંબંધમાં કાંઇજ પગલાં લેવાયાં નથી.

મુંબાઇમાં મુખ્યત્વે કરીને ભેંશનું દૂધ વેચાય છે. આ ભેંશોને સુરત, ખેડા અને તેમની આજુબાજુના ગામડાંમાં પાળી રાખવામાં આવે છે. એક સારી ભેંશ વર્ષમાં આશરે ૩૦૦ ગેલન એટલે ૭૫ મણ દૂધ આપે છે. આથી મુંબાઇ શહેરનું દૂધ પુરૂં કરવાને આશરે ૪૦૦૦ ઢોર શહેરની નજીક રાખવાં જોઇએ. આમ છતાં માત્ર ૨૧૦૦૦ જેટલી સંખ્યા શહેરમાં અને આશરે ૪૭૦૦ પાસેનાં ગામોમાં રાખવામાં આવે છે. એથી કરી ૫૦ થી તે ૬૦ ટકા જેટલા મુંબઇવાસીઓને દૂધ મળી શકે નહિં એ દેખીતું છે. આ દૂઝણાં ઢોર જ્યાં ખરચ જેટલું દૂધ આપતાં બંધ થાય છે ત્યાં તેમને તરતજ ખાટકી વાડે રવાના કરવામાં આવે છે. આ પ્રમાણે દરસાલ ઉપર કહેલી ૨૫૭૦૦ કરતાં પણ વધારે સંખ્યા કસાઇખાને જાય છે.

આ દૂઝણાં ઢોરોને ઘાસચારાનું તથા રહેઠાણ કરી પાળવાનું ખરચ ત્યાં બહુ થતું હોવાથી માત્ર ઉત્તમમાં ઉત્તમ જાત પસંદ કરવામાં આવે છે. આ પસંદગી ગુજરાતનાં કેટલાંક સ્થળોમાં આડતીઆ મારફત કરવામાં આવે છે અને પછી રેલ્વેમાં એમને મુંબાઇ ચઢાવી દેવામાં આવે છે. જ્યારે ઢોર ખરચના અગર બીજા કારણથી નકામાં

૪. હાલની રીત પ્રમાણે દર વર્ષે ૩૦,૦૦૦ જેટલાં ઢોરો કસાઈખાને નાશ પામે છે અને જો આપણે સરેરાશ ૧૧૨ રૂપિયા દરેક ઢોરની કિંમત ગણીએ અને તેમાંથી ૩૭ રૂપિયા જેટલું ખરચ બાદ કરીએ તો આ ઢોરોના બચાવથી ખેડુત સરેરાશ રૂપિયા ૪૫,૦૦૦,૦૦ જેટલા બચાવી શકે.

૫. વધી એમનાં વાછરડાંની સંખ્યા દર વર્ષે ૧૫,૦૦૦ જેટલી ગણીએ અને તેમની દરેકની કિંમત ફક્ત રૂ. ૧૫ જેટલી મુકીએ તો એ ઢોરને મુંબાઇને બદલે બીજે સ્થળે રાખવાથી ૨,૨૫,૦૦૦ રૂપિયાનો બચાવ થાય. આથી કરીને દર વર્ષે સમાજને ૧,૪૫,૫૧,૩૮૦ રૂપિયાનો ફાયદો થાય.

ડેરીના ઉદ્યોગનો દૂધ શિવાયનો બીજો વિભાગ તે ઘી અને માખણ બનાવવાનો છે. આ માખણ અને ઘી મુંબાઇ તળમાં તેમજ આજૂબાજૂના ગામડાંમાં વેચવામાં આવે છે.

દૂધ કરતાં ઘીનું વેચાણ તો છેકજ ખરાબ રીતે કરવામાં આવે છે. કોઇપણ કાયદાના અભાવે ગમે તે જાતનાં તેલ અગર ચરબીની ભેળશેળ વેપારીઓ કર્યે જાય છે.

આ અડચણ દૂર કરવાને પણ આપણે સહાયકારી મંડળોનો આશ્રય લેવો જોઇએ. જેથી કરી ' आयुर्घृतम् ' વિગેરે ઘીના ગુણો સત્ય થાય, અને ખેડુતોને પણ ફાયદો થાય.

હાલમાં ખેડુત વર્ગનો ખરેખરો નફો તો વચ્ચેનો વેપારી ખાટી જાય છે, જેથી એને તો ગેલને ફકત ૪ આના જ મળે છે, જે એક ભેંશના એક દિવસના ખોરાક વાસ્તે પણ પૂરતા નથી.

આ પ્રમાણે ઢોરઉછેરનો ઉદ્યોગ હિંદુસ્થાનમાં તો ખેડુતોને લાભ કરતાં ઉલટો હાનિકારક થાય છે. ત્યાં ખેડુત બાપડો એક કે બે કરતાં વધારે ઢોર રાખી શકતો નથી, જે ઉપરથી જણાશે કે એ વર્ગ તદ્દન ગરિબ અને કંગાલ અવસ્થા ભોગવે છે.

આયર્લૅન્ડનાજ દાખલા ઉપરથી જણાય છે કે સહાયકારી હિલચાલ કેટલી બધી ઉપયોગી અને લાભકારક છે. અહિંની ગણત્રીએજ ગણતાં હિંદુસ્થાનના ખેડુતને ઓછાઓછામાં દરેક ગેલને અર્ધો આના તો મળેજ એમાં કાંઈ શક નહિં; અને એ પ્રમાણે ૩૦૦ ગેલન દૂધ આપતી એક ભેંશ ૪૭ રૂપિયા જેટલો નફામાં વધારો કરી આપે. ગુજરાતમાંના ઢોરની સંખ્યાને હિસાબે ખેડુત વર્ગને દર વર્ષે ૮૧૦,૯૩૭ પાઉન્ડ એટલે ૧,૨૧,૬૪,૦૫૫ રૂપિયાનો ચોખ્ખો નફો થાય.

હવે સંચાના દૂધનો સવાલ લઇએ.

ખરેખર દિલગીરીની વાત છે કે આ દૂધ કેવળ નકામુંજ જાય છે. જો ધારે તો સહાયકારી ડેરીઓ દૂઝણાં તેમજ બીજાં ઢોર ઉછેરવાને આ દૂધનો ઉપયોગ કરી શકે. જેથી કરી ' કેસીન ' અગર ' કન્ડેન્સ્ડ મિલ્ક ' બનાવી વેચવામાં જે નફો થાય છે તેના કરતાં પણ વિશેષ નફો થાય. જો સંચાના દૂધની કિંમત ગેલને એક આનો ગણીએ તો ખેડુત પોતાની દરેક ગાય દીઠ પંદર રૂપિયા વધારે લઇ શકે.

વળી આ હિલચાલના બીજા ઘણાય લાભ છે કે જેમની ગણત્રી રૂપિયા આના પાઇમાં કરી શકાય નહિં. દાખલા તરીકે,

૧. ઢોરની જાતમાં સુધારો કરવાનું કામ ઘણું સ્હેલું થાય છે.

૨. ખેડુતને જો દૂધના વેપારમાંથી વધારે પૈસા મળવા માંડે તો એ પૈસા ઘાસચારો ઉગાડવાને છૂટથી ઉપયોગમાં લઇ શકાય. આમ ખોરાકની સગવડ થવાથી વધારે ઢોર રાખવાં સુગમ થઇ પડે.

આપણે જાણીએ છીએ કે ખેડુતો ખેતીનાં હાલ નીકળેલાં નવાં ઓજારોનો શયદો સારી રીતે જાણે છે પરંતુ પૈસા ન હોવાને લીધે તેઓ ખરિદી શકતા નથી. સરકારી હિલચાલ દાખલ કરીએ તો દરેક ખેડુત પાસેથી ઉઘરાણું કરી આ ઓજારો ખરિદ કરી શકાય જેથી ખેતી ઘણી સરળતાથી ઉપજમાં વધારો કરી આપી શકે, અને ઉદ્યોગને ઉત્તેજન મળે.

હવે છેલ્લામાં છેલ્લી ઘણી ઉપયોગી હિલચાલ એ છે કે દુકાળનો વખતમાં કામમાં લેવાને વાસ્તે સંયુક્ત રહીને ઘાસનો સંગ્રહ કરવો જે કામ અમલમાં મુકવું સહકારિત્વથી ઘણું સ્હેલું છે.

હાલ તો ખાવા પુરતાજ પૈસા નથી તો ભવિષ્યને વાસ્તે બચાવવાનું તો કયાંથી બને? જો ખેડુતની આવકમાં વધારો થાય તોજ આગળનો વિચાર કરવાનું એને સૂઝે.

આ દ્રષ્ટિબિંદુથી સરકાર અને પરોપકારી પ્રજાજન જે હાલ દુષ્કાળ નિવારણ ફંડમાં નાણાં ભરે જાય છે તેમ જો આ પ્રકારનાં સહકારી મંડળો સ્થાપવામાં ભરે તો એનો ઉપયોગ ઘણો સારો થઇ શકે, એ સ્પષ્ટ છે.

**ખેતરની ઉપજના વેચાણમાં સહકારી મંડળોની આવશ્યકતા.**

કપાસ, ઘઉં, ચોખા, દાળ, તમાકુ અને શેરડી એ હિંદુસ્થાનની મુખ્ય નિપજ છે. દાખલા તરીકે આપણે કપાસ લઇએ.

દરેક ફાલે ખેડુતને ચોખ્ખો નફો શો થાય છે તે નીચેની બે બાબતો ઉપરથી જણાઇ આવે છે.

**એક તો ઉત્પન્ન કરવાનું ખરચ અને બીજું એ ફાલનું સારી કિંમતે વેચાણ.**

ખરચ સંબંધી વિચાર કરવાનું રહેવા દઇએ પણ વેચાણ કરવામાં શા શા દોષો છે, એ જોવા જરૂરના છે.

ઉતાર્યા પછી તરતજ ખેડુત પોતાનાં કાલાં ઘણે ભાગે કોઇ વેપારીને વેચી નાખે છે. કોલાબે તૈયાર ગાંસડીની કિંમત ઉપરથી કાલાંની કિંમત અંદાજવામાં આવે છે. પરંતુ કપાસીઆ કાઢવાની, રૂને સાફ કરવાની વિગેરે મહેનત બાદ કરીએ તો એ ખેડુતને રૂને હિસાબે કાલાંની પૂરેપૂરી કિંમત મળતી નથી. કારણ એ છે કે પોતાને ઘેરથી કાલાં ઉપડયાં પછી તે તૈયાર રૂની ગાંસડી કોલાબે જતાં સુધીમાં વચ્ચે અનેક વિધિઓ એ કાલાંની થઇ જાય છે.

૧. જે વેપારીને ખેડુત કાલાં વેચે છે તે પ્રથમ તો દગા કરવા માંડે છે. દાખલા તરીકે હલકું રૂ મેળવવું, ભેજવાળી જગાએ રાખવું, જેથી કરી તોલમાં વધારો થાય.

૨. ત્યાર પછી એ વેપારી કોઇ બીજાને વેચે છે.

૩. એ પાછો કોઇ જીનીંગ ફેક્ટરીમાં મોકલે છે.

૪. આ ફેક્ટરીવાળો પોતાને મનગમતી મજુરી ચઢાવી દે છે.

૫. ત્યાં ગાંસડીઓ બંધાયા પછી કોઇ દલાલ મારફતે મુંબાઈ અગર પરદેશ વેચવામાં આવે છે.

આમ દરેક વચલો માણસ પોતાનો નફો ચઢાવતો હોવાથી તૈયાર ગાંસડીનો ભાવ વધ્યે જાય છે, અને એ નફો જો બાદ કરીએ, વચ્ચે થોડો ઘણો બગાડ થાય તે ખ્યાનમાં લઇએ, અને વેપારીઓ સટ્ટા કરી ભાવ વધારે છે, એ વિચારીએ તો, રૂની ખરી કિંમત કેટલી બધી ઓછી થાય તે સહજ સમજાશે. આ ઉપરથી દેખીતુંજ છે કે ખેડુત તો આ બધાને વાસ્તેજ જાણે વૈતરૂં કરે છે. ઓછે ભાવે વેચે છે એટલુંજ નહિં પણ કપડાંના રૂપમાં પાછું વધારે ભાવે ખરિદે છે. વળી એ કાલાંમાંથી નીકળેલા કપાસીઆ ખેડુત પોતેજ જીનમાંથી પોતાના ઢોરને વાસ્તે વેચાતા લેછે. આમ વચ્ચેના બે માણસોને એ નકામા પૈસા આપે છે.

આ સંકટો પણ દૂર કરવાને આપણે સહકારી મંડળોનો આશ્રય લેવો જોઇએ. જો ખેડુતો પરસ્પર મળી જાય તો હાલનાં કરતાં પણ એમને બેવડો નફો થાય.

ગુજરાતના કેટલાક ભાગોમાં ઘણા ખેડુતો સારી સ્થિતિમાં છે, જેથી ત્યાં આવાં મંડળો સ્હેલાઇથી કાઢી શકાય તેમ છે. શેર અને સમગ્રની જવાબદારીથી થાપણ ઉભી કરવામાં આવે અને સ્થળે સ્થળે સ્થાપેલાં મંડળો ભેગાં થઇ રૂ વેચવું શરૂ કરે તો એ હિલચાલ વિજયી નીવડવામાં કોઇપણ અડચણો જણાતી નથી. પછી વળી ધીમે ધીમે મંડળોની સંખ્યા વધારતા જવાય. આ મંડળોમાંથી સભાસદો ચૂંટી કાઢી એક-મુખ્ય મંડળ ઉભું કરવું, પૈસા વધતાં પોતાનાંજ જીન અને પ્રેસો શરૂ કરવાં, પોતાનાજ નોકર અને દલાલો વેચવાનું કામ કરવાને રાખવા. અલબત્ત આ કાર્ય જેટલું દેખાય છે તેટલું સરળ નથી પરંતુ સુરત અને ભરૂચ જેવાં શહેરો જ્યાં રૂની ઘણી સારી જાત ઉત્પન્ન થાય છે, ત્યાંથીજ જો આ શરૂ કરવામાં આવે તો કાંઇ ખોટું થહિ.

### આ હિલચાલથી ખેડુતોને શા લાભ થાય?

૧. ખેતરમાંથી માંડીને તે બજારમાં વેચાતાં સુધી કાલાંને સાચવીને લઇ જઇ શકાય, જેથી ઓછામાં ઓછા વીસ ટકા જેટલો નફામાં વધારો થાય.

૨. પરસ્પર મદદથી લઇ જવા લાવવાનું ખરચ પણ ઘણું કમતી થાય.

૩. વેપારીઓ અને દલાલોના દગાથી અગર સટ્ટાથી કરેલો લાભ ઉડી જાય જેથી દરેક ફાલે બેવડો નફો થાય.

૪. ઢોરને વાસ્તે ખરિદાતા કપાસીઆમાં પણ ૨૦ ટકા જેટલો બચાવ થાય.

૧૯૧૩ ની સાલમાં ૪૦૦ રતલની એક ગાંસડી જેવી ૧૬,૨૫૦૦૦, ગાંસડી જેટલા રૂની પેદાશ ગણવામાં આવી છે. આ રૂ ઉપર ગાંસડીના રૂ. ૧૪૫ જેટલો ભાવ ઉપજ્યો હતો. જો ખેડુત ઉપરની હિલચાલથી પોતાના કાલાં ઉપર ફક્ત સાડાબાર ટકા જેટલો વધારાનો નફો મેળવે તો દરેક ગાંસડી દીઠ રૂ. ૧૫ મળે. આથી ફક્ત મુંબાઈ ઇલાકાનાજ ખેડુતોને ૨,૪૩,૭૫૦૦૦ રૂપીઆ વધારો મળે.

૫. વચલા વેપારીઓ રૂને ગમે ત્યાં નાખી મુકે છે અને ઘણીએવાર મીલમાલેકોએ ફરિયાદ કરી છે કે બેદરકારીથી રૂ બગડે છે છતાં એ લોકો એની કાંઇ દરકાર કરતા નથી. એમને તો ખેડુતો પાસેથી ઓછે ભાવે મળે છે એટલે બસ. પરંતુ સહાયકારી

મંડળો સ્થપાયાથી ખેડુતોને રૂ કેમ જાળવવું તેનું શિક્ષણ આપી શકાશે અને વળી વાવેતર કરતી વખતે ક્યા કપાસીઆ સારા અને ક્યા ખરાબ એ બતાવી, રૂની જાતમાં સુધારો કરી શકાશે.

### તમાકુ.

મુંબાઇ ઇલાકામાં આ છોડ ઘણા મ્હોટા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે. ૧૯૧૩ ની સાલમાં ૭૬,૯૭૮ એકર જેટલી જમિન એનાજ વાવેતરમાં રોકી હતી. આનું વાવેતર ગામની નજીકના ભાગોમાં કરવામા આવે છે. જેથી મહાયકારી મંડળો કાઢ્યાં હોય તો એનું વેચાણ સ્હેલાઇથી કરી શકે તેમ છે.

૧. દરેક ખેડુત પોતાનાજ ગામમાં તમાકુની કાપણી કરી આપે છે.

૨. પરદેશ અગર દેશમાંજ વેચાયા પહેલાં તૈયાર થએલા માલ ઉપર ત્રણથી ચાર વિધિ થાય છે

૩. ખેડુતને ૪૦ રતલના મણ ઉપર રૂ. ૬ થી ૭-૮-૦ રૂપિયા ઉપજે છે.

હવે જો ખેડુતો ભેગા થઇ એક હુશિયાર આપનાર રાખે તો ઓછામાં ઓછા દર મણે ૩૦ થી ૪૫ રૂપિયા બધું ખરચ બાદ કરતા પડે એટલે કે હાલ ઉપજે છે એનાં કરતાં આશરે ચાર ગણું મળે. આમ વધારે નફો મળતા વધારે મંડળો ઉભાં થાય અને એ પ્રમાણે ચાપણુમાં વધારો થાય તો યૂરોપ અને અમેરિકાથી કોઇ હુશિયાર કારિગરોને બોલાવી શકાય.

આમ ન કરતાં કદાચ એકાદ ગામના ખેડુતો ભેગા થઇનેજ વેપારીઓને રૂબરૂ બોલાવે તો વચલા આડતીઆ ઉડી જાય જેથી ૨૫ ટકા જેટલો નફામાં વધારો થાય. વળી ત્યાર પછી બધાં મંડળો સંયુક્ત થઇ સરકારની મદદ માગે તો શાસ્ત્રીય પદ્ધતિથી તમાકુનું શોધન કરી શકાય એ ઉપરાંત ઢોર ઉછેરનારા અને તમાકુવાળા બન્ને ભેગા થઇ અરસ્પરસને લાભ કરી શકે. દાખલા તરીકે, હાલમાં, ગુજરાતમાં તમાકુને ઉગાડવા ખાતરની ઘણી જરૂર છે, જે ઢોર ઉછેરનારા સ્હેલાઇથી પુરૂં પાડે.

આજ હકીકત ઘણે તેમજ તૈલબીજને લાગુ છે. એમાં સહાયકારી હિલચાલ શરૂ કરવાથી અને તેને ડેરીના ઉદ્યોગની સાથે જોડવાથી ઓછે ખરચે સેપરેટરની સાથે લોટ દળવાની ઘંટીઓ ચલાવી શકાય. વળી દાળ તેમજ ડાંગેર ખાંડવાની ગોઠવણ પણ સાથેજ થઇ શકે. ફોતરાં પડે તે ઢોરને ખોરાક તરીકે કામમાં આવે.

### વાડીઓનાં શાકભાજી અને ફળફળાદિ સંબંધી.

મુંબાઇ અને બીજાં શહેરોમાં શાક અને ફળફળાદિ બહુ વપરાય છે, જે કાંતો શહેરમાંજ પાકેલાં હોય છે અગરતો મુંબાઇ અને પુનાથી રેલ્વે માર્ગે આવે છે. પરંતુ ગુજરાતના ઉત્તર વિભાગમાં રેલ્વેની સગવડ બરોબર નથી જેથી કરી આ શાકભાજી ત્યાં નિરૂપયોગે બગડી જાય છે. જો તે બાજુના બગીચાવાળા એકત્ર થઇ બધો ફાલ ભેગો કરે, એની જાતવાર કિંમત ઠરાવે, અને અમુક જથો પૂરો પાડવાના કોન્ટ્રેક્ટ કરે તો રેલ્વે કંપનિઓને સગવડ કરી આપવાનું સ્હેલાઇથી કહી શકાય. વળી એ ઉપરાંત એ ફળોના મુરબ્બા અગર અથાણાં કરી પરદેશ ચઢાવી શકાય. હાલમાં કેટલાક ગાંધીઓ અને બીજા વેપારીઓ કેરી વિગેરે ફળોનો ઉપર પ્રમાણે ઉપયોગ કરે છે પરંતુ ખેડુતો જાતેજ તે કામ

કરે તો એમને કેટલો બધો લાભ થાય ! જો ફળફળાદિ અને અથાણાંને સારાં પ્રમાણમાં વેચી શકાય એવી ગોઠવણ કરવામાં આવે તો ખેડુતો ફળનાં ઝાડ મ્હોટા જથામાં ઉગાડે એમાં શું આશ્ચર્ય ?

સુરતમાં શાકભાજીનું જથાબંધ વાવેતર થાય છે પરંતુ યોગ્ય બંધારણને અભાવે ત્યાંના ખેડુતોને વેપારીઓને આશરે રહેવું પડે છે.

આ પ્રમાણે કેટલાંક દૃષ્ટાન્તો ઉપરથી સહાયકારી હિલચાલના શા લાભ છે તે જોઇ શકાય છે. જો યોગ્ય વ્યવસ્થા અને હુંશીઆર કારીગરો સાથે કામ કરવામાં આવે તો હિંદુસ્થાનના ખેડુતોનો અને ખેતીનો રૂઆબજ ફરી જાય.

પોતાની ઉપજમાં એમને એમ સોએ સો ટકા લાભ કરવો ઘણો કઠણ છે પણ ઉપરના આંકડાઓ ઉપર નજર નાખતાં જણાશે કે એ કાંઇ આ હિલચાલ કામે લેતાં અઘરૂં નથી.

કેટલાક જણ એમ માને છે કે આપણા દેશનાં ખેતરની નિપજ દુનિયાના બીજા ભાગોમાં મોકલવામાં આવે તો ખેડુતોને ઘણો લાભ થાય કારણકે ખરિદનારની સખ્યામાં વધારો થવાથી માલની કિંમત વધે અને ખેડુતોને નફો થાય પરંતુ આ વાત તદ્દન ખોટી છે અને તે મિ. કીટિંજના ' રૂરલ ઇકોનોમી ઓફ ધ બોમ્બે ડેક્કન ' નામના પુસ્તકમાંનાં આંકડા ઉપરથી જણાશે.

૧. પુના ડીસ્ટ્રિકટમાં ૪૦ એકરના કાળી ભોંયના એકાદ ટુકડામાંથી ૧૮૨૮ ની સાલમાં ખેડુતને દર એકરે ૩ શીલીંગ એટલે રૂ. ૨–૪–૦ નફો રહેતો.

૨. જ્યારે તેવાજ પ્રકારના ટુકડા ઉપર ૧૯૧૧ ની સાલમાં ૪ શીલીંગ એટલે રૂ. ૩–૦–૦ મળતા.

પરંતુ ૧૯૧૧ માં નાણાંની ખરિદકિંમત ૧૮૨૮ ની સાલ કરતાં ફક્ત અડધીજ હતી એટલે એક સાલમાં ૧૯૧૧ મા ૧૮૨૮ કરતાં ફક્ત અડધીજ કિંમતની વસ્તુ આવે. જેથી પરદેશનું બજાર ઉઘડવાથી હિંદુસ્થાનના ખેડુતોની ૩૩ ટકા જેટલી કમાણી ઓછી થઇ ગઇ છે. આથી જે વધારાનો નફો મળે છે તે હાલના મોંઘવારીના વખતને લીધે તણાઇ જાય છે અને ઉલટી ટાંચ પડે છે. વળી પરદેશ નિકાસનો ખરો લાભ તો વેપારીઓ ખાટી જાય છે. હાલમાં વળી કારખાનાંના અને મીલના માલેકોએ પોતાના ધંધા સાથે ખેતરો પણ ઉગાડવાને લીધાં છે જેમાં રૂ, અનાજ, વિગેરે પોતાને ઉપયોગી ચીજો વાવે છે.

મિ. કીટિંજે ઉપર કહેલા પુસ્તકમાં જણાવેલી હકીકત મુજબ, ઘણા ખરા ખેડુતો પાસે ૧૫ એકરથીએ ઓછી જમીન છે. જ્યારે ૩૦, ૪૦, અને ૪૮ એકરના ટુકડાઓ ઉપર ગણત્રી કરતાં ખેડુતને દરેક એકર દીઠ ફક્ત રૂ. ૩–૦–૦ થી રૂ. ૬–૧૨–૦ જેટલો નફો રહે છે. આ હિસાબે ૧૫ એકર ઉપર ૪૫ રૂપિયાથી ૯૭–૮–૦ જેટલો નફો થાય. આ ઉપરાંત ખેડુત મજુરી કરી એકરે ૯ રૂપિયા પેદા કરે છે એટલે બધા મળીને, એક ખેડુતનું કુટુંબ આશરે ૧૮૦ થી ૨૨૫ રૂપિયા દર વરસે કમાય છે. હવે જો દરેક કુટુંબમાં સરાસરી ૪ માણસ ગણીએ તો દરેક માણસ દીઠ વરસે ૪૫ થી રૂ. ૫૮–૨–૦ આવે. જેલમાં એક કેદીનું ખરચ પણ વરસે ૬૦ રૂપિયા આંકવામાં આવ્યું છે તો તે પ્રમાણે ખેડુતને એનાં કરતાં પણ ઓછું મળે છે. આમ સ્થિતિ હોય તો છોકરાંને ભણાવવાના અને

દવાદારના પૈસા તો એ ક્યાંથી લાવી શકે? વળી એમાંથી તો મૂળ માલેકને સાંથ આપવી પડે છે. ખેતરનો અડધો એક ભાગ તો ગિરો હોય છે અને તેથી દેવા પેટે વ્યાજ ભરવું પડે છે.

આ ઉપરથી જણાશે કે સહાયકારી હિલચાલ કેટલી બધી અગત્યની તેમજ સત્વર ઉપાડવા જેવી છે. આથીજ ખેડુતને ઓછામાં ઓછો ૩૦ ટકા જેટલો નફામાં વધારો થશે.

છેવટની ગણત્રી પ્રમાણે ખેડુતને એક એકરમાંથી રૂ. ૧૨-૮-૦ થી ૩૦ રૂપિયા જેટલી ઉપજ આવે છે. ધારો કે આ ઉપજમાંથી અડધો એ પોતાના ઉપયોગને વાસ્તે રાખે અને અડધો અડધ વેચી નાખે તો સહાયકારી હિલચાલથી દરેક એકરે એને રૂ. ૨-૪-૦ થી રૂ. ૪-૮-૦ વધારાની આવક થાય જે ખેડુતની સ્થિતિ જોતાં કાંઇ ઓછી નથી.

ખેડુતોની સ્થિતિ સુધારવાનો, અને દુનિયાના બીજા દેશો સાથે વેપાર ચલાવી લોકોને પણ બે પૈસા પેદા કરવાનો આજ સત્વર લેવા લાયક ઉપાય જણાય છે.

હવે જોઇએ કે આ હિલચાલ કઇ રીતથી વ્યવહારમાં મુકીએ. ૧૯૧૨ માં ગુજરાતનાં ગાયકવાડી અને સરકારી હદનાં ગામડામાં આશરે ૩૫૦ અને દક્ષિણમાં આશરે ૧૮૦ સહાયકારી નાણાં ધીરનારાં મંડળો હતાં. એક એકની સાથે જોડી આ મંડળોમાંથી પાછાં મુખ્ય મંડળો પણ બનાવવામાં આવ્યાં હતાં.

હાલમાં સરકાર, આ મંડળોને કેટલાક માનનીય મંત્રીઓની મદદથી ચલાવે છે. હિસાબ તપાસવાનું કામ સરકાર જાતેજ કરે છે. મુખ્ય મંડળ સૌ નાનાં મંડળોની દેખરેખ રાખે છે જ્યારે નાના મંડળો ખરચના પૈસા પૂરા પાડે છે.

નાણાં ધીરનારાં અને કેટલાક વણકર અને ચામડીઆનાં મંડળોને વ્યવસ્થાબંધ ચલાવવાનુંજ કામ હાલ સરકાર અને મુખ્ય મંડળ કરે છે, પરંતુ જો એ હિલચાલ ખેતી અને ડેરીના ઉદ્યોગમાં અમલમા મુકવામાં આવે તો તે કરતાંની સાથેજ એ ધંધાનું ખાસ શાસ્ત્રીય જ્ઞાન જોઇએ.

આ જાતનું કામ હાથમાં ફક્ત ત્રણજ વ્યક્તિઓ લઇ શકે.

૧. એક તો સરકાર જાતે જ.

૨. બીજા જનસેવકો.

૩. અને આ બન્ને મળીને કરે તો.

હવે જોઇએ કે આમાંથી કયી વ્યક્તિ પસંદ કરવા જેવી છે. હિંદુસ્થાનના લોકો ઘણે ભાગે એમજ ઇચ્છે છે કે આવાં કાર્યો તો બસ સરકારેજ ઉપાડવાં જોઇએ. આનું કારણ કદાચ એ હશે કે ખેડુતો પાસેથી લેવામાં આવતી જમિનની મહેસુલના વ્યયમાં પ્રજાને કાંઇ અધિકાર કે જવાબદારી છે નહિ. આથી સરકારને શી શી મુશીબતો નડતી હશે, એ એ લોકોને કાંઇ ખબર પડે નહિં. જેથી કુદરતી રીતે તેઓ સરકારને બધું જોખમ ખેડવાનું સોંપી દે છે. વળી સરકારથી કાંઇ, અમુક ધંધાનું જ્ઞાન અને તેમાં સલાહ આપવાં દર વખતે બની શકે નહિં એ વાત પણ જો લોકો સમજે તો ઉપરની ધારણા તેઓ છોડી દે આપણે તો સરકાર પાસે, કેળવણીમા હિસાબી કામમાં અને ગ્રાન્ટ લેવામાં મદદ માગીએ તો બસ છે. હોલેન્ડ, ડેન્માર્ક અને આયર્લેંન્ડ વિગેરે સ્થળો જ્યાં આ હિલચાલ ઘણી વિજયી નીવડી છે ત્યાં પણ એમની સરકારે આવું કામ માથે લીધું નથી.

આ મંડળો સદ્ધર છે કે કેમ એ જુવે અને ન હોય તો બંધ કરી દે-આટલીજ સત્તા જો એ અજમાવવા દરકાર રાખે તો થોડું નથી.

આયર્લેન્ડમાંજ એવી એક દુર્વ્યવસ્થિત ડેરીનો દાખલો છે કે જે ડેરીએ લગભગ ૧૦૦૦ પાઉન્ડ ડુબાવ્યા હતા. આ નુકશાનની જાણ થતાં મંડળોના રજીસ્ટ્રારે અધિકારીઓ ઉપર, કાયદા પ્રમાણે દર વરસે હિસાબ ન બતાવવાથી ફોજદારી કરી. સદ્ભાગ્યે એ મંડળો ઉપર અધિકાર ચલાવતા એક મ્હોટા મંડળે સર્વ હકીકત એકઠી કરી હિસાબ રજુ કર્યો. આથી કામ ચલાવવું બંધ રાખ્યું. આ જ મંડળમાંથી ત્યાર પછી એક નવું મંડળ ઉભું કરવામાં આવ્યું. આ નવા મંડળે એવું સરસ તો કામ કર્યું કે ત્રણજ વર્ષમાં પોતાનું બધું દેવું પતવી નાખ્યું અને હાલમાં એ ઘણી સારી કમાણી કરી શકે છે.

મુંબાઈમાં પણ એવાં દરેક મંડળો હતાં કે જે કાંઇજ કામ કરતાં ન હતાં અને જેમને ૧૮-૧૦-૧૧ માં સરકારે બંધ કરી નાખ્યા હતાં.

ત્યારે શું સાર્વજનિક મંડળોએ એકલેજ હાથે આ કામ ઉપાડવું ? સારાં બંધારણો ઘડવાનું, ધંધાની ખાસ બાબતોનું જ્ઞાન આપવાનું, અને એવું બીજું કામ તેઓ અલબત, કરી શકે. પરંતુ સરકાર તરફથી પણ પૈસાની મદદ અને સહાનુભૂતિની એમને જરૂર છે જેથી કરી લોકોને વિશ્વાસ બેસે અને સારૂં પરિણામ આવે.

આ ઉપરથી જણાશે કે સારામાં સારો ફક્ત એકજ માર્ગ છે અને તે એ કે બન્નેએ એકત્ર થઇ આ કામ હાથમાં લેવું. આજ રીતથી યૂરોપમાં સારૂં કામ થઇ શક્યું છે.

આયર્લેન્ડમાં સર હોરેસ પ્લન્કેટ, મિ. એન્ડર્સન, ફાધર ફિનલે અને લોર્ડ મોન્ટીગલ આ હિલચાલના મુખ્ય સ્થાપક છે. પ્રથમ બીજા દેશોમાં આ કામ શિખીને અને અનેક વિઘ્નો છતાં, અથાગ કામ લઇ, દૃઢ નિશ્ચયથી અહિં એ કાર્ય શરૂ થયું હતું. નહિં જેટલા વર્ષમાં કેટલાક મંડળો એમણે સ્થાપી નાખ્યાં હતાં કે જેમા કેટલાક આશ્રયદાતાને અને કેટલાક નાનાં મંડળોના પ્રતિનિધિઓને સભાસદ કરવામાં આવ્યા હતા.

વીસ વર્ષ સુધી તો સભાસદોએ અને કેટલાક દાતાજનોએ દાન આપી ફંડ ભેગું કર્યા કર્યું હતું પરંતુ ત્યાર પછી ત્રણ વરસથી સરકારે મદદ આપવી શરૂ કરી છે.

આ મુખ્ય મંડળ આત્મચાલક છે. તેમાં વ્યવસ્થા રાખનારા ખાસ જ્ઞાન ધરાવતા અને વેપારકુશળ મનુષ્યો સૌ સૌનું કામ કર્યે જાય છે.

આ મંડળ પોતાની સાથે સંબંધ ધરાવતી બીજી મંડળીઓને હરેક પ્રકારની મદદ આપે છે. વ્યવસ્થાપકો જુવે છે કે નાની મંડળીઓ બરાબર વ્યવહાર ચલાવે છે કે નહિ.

આ જ પ્રમાણે જો હિંદુસ્થાનમાં પરોપકારી મનુષ્યોની મદદથી મુખ્ય મંડળોની ફરી યોજના થાય તો ત્યાં ખેતીવાડીની મદદથી ઘણું કરી શકાય, અને વળી આવાં મંડળો થોડા પગારથી સ્વયંસેવકોજ ચલાવે તો એથીય વધારે લાભ થાય.

સરકાર આ કામ પ્રજાને સોંપવા ઘણી ઇંતેજાર છે એટલે તે પૈસાની મદદ કરવાને જરાય અચકાય તેમ નથી. આ કરતાં પણ વધારે લાભકારક તો એ છે કે સરકાર જેટલે પૈસે આ કામ કરી શકે છે તેટલેજ પૈસે પ્રજા એથી બેવડું કામ કરી શકે અને વળી સરકારી નોકરો જે આળસ અને ઢીલ કરે છે તે ન થાય. કંચનલાલ વાસુદેવ મહેતા.

---

# સ્વિટ્ઝરલેંડનું સ્વરાજ.

યૂરોપના મધ્યમાં સ્વિટ્ઝરલેંડ છે. એની ચારે બાજુ બીજાં રાજ્યોની પૃથ્વી છે. એ ખરેખર એક નવાઈ જેવું છે કે પહેલાં જ્યારે "બળીઆના બે ભાગ" હતા અને જ્યારે મ્હોટા મ્હોટા રાજાઓ આખા યુરોપ ઉપર ઘુમતા અને રાજ્યો ગળી જતા ત્યારે આટલું ન્હાનું સ્વિટ્ઝરલેંડ કોઇએ જીતી લીધું નહી અને રાજ્યમાં જોડી દીધું નહી. પણ સ્વીસ પ્રજા પરાપૂર્વથી શૂરી અને નીડર છે; અને એમનું સ્વરાજ હેર સુધી સચવાયું છે.

બહુ બહુ વર્ષ પહેલાં યુરોપના એક મહારાજાએ એ જીતવાનું મન કર્યું હતું. પણ લોકોએ એવું શૌર્ય દાખવ્યું કે જુલમી જીતનારા જીતાયા અને એમને ન્હાસવું પડ્યું એ વખતમાં યુરોપના દેશમાં રાજ્ય બંધારણ હાલ કરતાં ઘણાં જુદાં હતાં. યુરોપનો મહારાજા Emperor કહેવાતો. અને એનું મહારાજ્ય The Holy Roman Empire એ નામથી ઓળખાતું. આ મહારાજ્યના છત્ર નીચે બીજા ન્હાનાં ન્હાનાં રાજ્ય હતાં એ દરેક ઉપર એક રાજા કે સામન્ત રાજ્ય કરતો અને મહારાજાને સર્વભૌમ સ્વીકારતો. જ્યારે મહારાજા મરી જાય ત્યારે એના પુત્રને એ પદ મળતું નહી. પણ બધા રાજા અને સામન્તો એકઠા થઇ પોતાનામાંથી એક નવો મહારાજા પસંદ કરતા

સ્વિટ્ઝરલેંડે મહારાજાની આણ માની હતી. પણ સ્વીસ પ્રજા સ્વતંત્ર હોવાથી ત્હેમનો રાજા કોઇ ન્હોતો. આથી મહારાજાનો નીમેલો એક સુબો એને સંભાળતો. ઑસ્ટ્રીઆ એ બધાં રાજ્યોમાંનું એક હતું; અને એક વખત ઑસ્ટ્રીઆનો રાજા સ્વિટ્ઝરલેંડનો સુબો નીમાયો. એ સુંદર પ્રદેશના પહાડ, સરોવર, અને ખીણો જોઇ આ સુબાનું મન લોભાયું હતું અને એ પોતાનો કરવાની ઉંડી આશા રાખતો હતો. પણ સ્વીસ પ્રજા એની થાય એમ ન્હોતી. એ પ્રદેશના ત્રણે પ્રાન્ત–યુરી, શ્વુટ્ઝ અને અંટરવોલ્ડન–એકઠા થયા અને ઑસ્ટ્રીઆ સ્હામે ઉંચું માથું કરવા સમત થયા.

એક વખત ઑસ્ટ્રીઆનો ડયુક ઑલબ્રેટ મહારાજા થયો; અને એ સ્વિટ્ઝરલેંડના પહેલા સુબાનો છોકરો હતો. તેથી એની આશા સબળ થઇ. એણે ધાર્યું એનો બાપ ફક્ત સુબો હતો, તેથી એને કોઇ તાબે થયું નહી. પણ હવે તો મહારાજાને સૌથે આનશે એણે પોતાના બે સરદારને આ અર્થ સાધવા સ્વીસ પાસે મોકલ્યા.

ત્હેમણે સ્વીસ લોકોને કહ્યું—"આ ત્હમારો દેશ ડયુકને સ્વાધીન કરો, એટલે એ ત્હમારી છોકરાં જેવી સંભાળ લેશે અને ત્હમને ચ્હાશે. ત્હમે એક જબ્બર શત્રુ સ્હામે ટકી શકો એવા નથી તેથી એ ત્હમારું સંરક્ષણ કરશે. એને આમાં કશો સ્વાર્થ નથી. પણ ફક્ત જુના ઇતિહાસ ઉપરથી અને એના બાપના કહેવાથી એ જાણે છે કે ત્હમે જંગ બ્હાદૂર છો. અને એવાને ડયુક બહુ ચ્હાય છે. એ ત્હમને રણમાં તેડશે અને જીતમાંથી ત્હમારો ભાગ ત્હમને આપશે. વળી જો કંઇ અદ્‌ભૂત પરાક્રમ કરશો તો ત્હમને મ્હોટા સરદાર બનાવશે."

આ સાંભળી ત્રણે પ્રાન્તના મુખ્ય લોકોએ કહ્યું:—"ત્હમારા ડયુકને કહેજો કે

અમે ત્હમારા બાપને, ત્હેમની રાજનીતિને અને ત્હેમના શરાતનને ભૂલી ગયા નથી. પણ અમારે સ્વતંત્ર રહેવું છે. અમે ત્હમારા કુટુંબને ચ્હાશું અને માન દઇશું. વળી મહારાજા તરીકે એમને કહેજો કે અમે જેવા મહારાજાયને સાચા અને વફાદાર રહ્યા છીએ ત્હેવા રહીશું. પણ એમણે આટલેથી જ સંતોષ માનવો બસ છે."

પેલા સરદાર ઑલ્બ્રેટ પાસે ગયા અને સંદેશો કહ્યા. એને તો આથી ઝાળ લાગી. આ તીખો લોકોનો સંદેશો સાંભળી એોઠ કરડવા મંડયો અને બોલી ઉઠયોઃ—" અભિમાની ખેડુતો! નમ્યું નહી આપે? ત્યારે તો હું એમને મનાવીશ અને નરમ કરીશ." પણ આ કામ હાથમાં લેવાનું ઑલ્બ્રેટથી બની શકયુ નહી. બીજા રાજાઓનો પણ એ તિરસ્કાર પામતો, તેથી સ્વિત્ઝરલેંડનું કૈંયે કરવા એને નવરાશ ન્હોતી. પણ એ ત્હેમને ભૂલ્યો તો નહીજ.

મહિના ઉપર મહિના થયા; પણ સ્વીસ લોકોનો કોઇ સુબો નિમાયો નહી. આખરે લોકોએ " કોઇક સુબો તો જોઇયે " એમ ધારી મહારાજાને કહેણ મોકલ્યું કે—" અત્યાર સુધી થતું આવ્યું છે તેમ અમારો કોઇ સુબો નક્કી કરો. " ઑલ્બ્રેટે ઘુરકીયું કરી કહ્યુંઃ—" સુબો જોઇયે છીયે ? હા, હું હમણાં મોકલુ છું. હું જેને મોકલું ત્હેને ત્હમારે બધી બાબતમાં તાબે થવું. "

કહેણ લઇ જનાર બોલ્યાઃ—" ઓ મહારાજા! અમે તો મૂળથી જ કાયદાને તાબે થઇયે છીયે. " ઑલ્બ્રેટ બોલ્યોઃ—" એમ કે ? ત્યારે તો જો જો. ત્હમે સ્હેજ નિયમનો ભંગ કરશો તો ત્હમારા પ્રાણ અને ધન બધુંયે ખોશો અને ત્હમારૂં સ્વાતંત્ર્ય હું હતું નહતું કરી નાખીશ. "

કહેણ લઇ જનાર અંતરમાંથી ઉંડા નિરાશ થઇ ઘેર ગયા. એમના ગયા પછી ઑલ્બ્રેટ મનમાં બબડયોઃ—" એ લોકો હમણાં નહી નમે. પણ હું એટલો કનડીશ કે તેઓને બંડ કરવું પડશે. ત્યારે હું એમની સ્હામે લઢીશ, જીતીશ, અને પછી સ્વિત્ઝરલેંડ મ્હારૂં થશે." થોડા દિવસ પછી ત્હેણે પોતાના બે મિત્ર–ગેસ્લર અને લેંડનબર્ગને સુબાગીરી સોંપી. એ બન્ને ઑસ્ટ્રીયન હતા, ક્રૂર હતા; અને તેથી સ્વીસ લોકો એમને ધિક્કારશે એમ એણે ધાર્યું. ગેસ્લરને યુરી અને શ્યુટ્ઝ એ બે પ્રાન્ત સોંપ્યા. લેંડનબર્ગને અંટરવોલ્ડન સંભાળવાનો હતો. ત્હેમને કહ્યુ કેઃ—"સ્વીસ લોકો પહાડી અને બળવાખોર છે. વળી એ એવા છે કે ત્હમારે ત્યાં કાયદાનો અમલ કરવા સિપાઇઓની મદદ લેવી પડશે એ લશ્કરનું ખર્ચ ત્યાંથી કર લઇને મેળવજો. શિક્ષા કરો તે સખત કરજો. "

તે બન્નેએ પોતાના પ્રાન્ત સંભાળી લીધા. એમને લોકોને કનડવામાં આનન્દ થતો. લોકો ઉપર વેરાનો બોજો ઘણો વધાર્યો. કંઇક વસ્તુ વેચવી કે ખરીદવી હોય તો ત્હેમાંથી સુબાઓએ ભાગ લેવો, એવું ઠરાવ્યું. ન્હાનામાં ન્હાના ગુન્હા માટે લાંબી કેદ અને ભારે દંડ થતા. આથી પ્રજા ઢીલી પડી; પણ હજી ઑસ્ટ્રીયાને તાબે થઇ જ નહી.

એ લોકો એમ સંતોષ માનતા કેઃ—" પ્રભુએ આપણને, આપણા શત્રુ અને આપણી વચ્ચે ઉભા રહેવા મહારાજા આપ્યો છે. પણ એ મહારાજા જ આપણો કટ્ટો શત્રુ છે તેથી જો મહારાજ્યને વફા રહીયે તો આ મહારાજા ઇશ્વર કરે ને મરે અને બીજો, એનાથી ભલો પસંદ થાય. જો આપણે ઑસ્ટ્રીયાને એકવાર તાબે થયા તો આપણી સ્વતંત્રતા

તો સમૂળીજ ખોવાઇ જાણની. તેથી પ્રભુમાં શ્રદ્ધા રાખો. આ મહારાજા વહેલો મરે અને બીજો થાય એટલે ઑસ્ટ્રીયાનું આપણા ઉપર કશું ચાલવાનું નથી."

મહારાજાએ સ્વીસ લોકોને કચરી નાખવા જુલમના સંચા (engines of torture) ગોઠવ્યા હતા, અને એના નીમેલા સુબા એના ધાર્યા પ્રમાણે એ સંચાના ચક્ર ફેરવતા. ત્હેમાંનો એક સંચો કેવું કામ કરતો હતો તે નીચેના પ્રસંગ ઉપરથી સ્હેજ જણાઇ આવશે:

અંટરવેલ્ડનમાં હેન્રી કરીને એક વૃદ્ધ ડોસો રહેતો હતો. આજુબાજુના લોકોમાં એને માટે વ્હાલ હતો. એ એના છોકરા જોડે પોતાની ઝુંપડીમાં રહેતો. એ પૈસે ટકે ઠીક હતો. એનાં ઢોરઢાંક પાસેના પહાડ ઉપર ચરતાં. બાપ દીકરો સાથેજ ફરતા. આર્નોલ્ડ આખો દિવસ ખેતરમાં કામ કરતો, ઢોર ચરાવતો, ખેડતો અને લણતો. સ્હાંજે જ્યારે કામ પૂરું થતું ત્યારે, બન્ને તાપણી કરીને બેસતા. હેન્રી જુના, પુરાણા કાળની વાતો કહેતો, અથવા આર્નોલ્ડ એની વાંસળી ઉપર પહાડી સૂર વગાડતો.

જ્યારે લેંડનબર્ગ અંટરવેલ્ડનમાં આવ્યો ત્યારે આખ્ખું ખેતર, ત્હેમાંના ઢોર વિગેરે ત્હેની આંખે ચઢયાં. એને લાગ્યું કે હેન્રી પૈસાદાર છે, તેથી એની કનેથી કંઇક પડાવવા એને મરજી થઇ. પણ હેન્રી એવો શાંત અને નિયમિત હતો કે લેંડનબર્ગને એની કંઇયે ભૂલ કાઢીને દંડ કરવાનું કારણ ન મળ્યું.

પણ આર્નોલ્ડ યુવાન અને બેફીકર હતો. એ ઑસ્ટ્રીયન સુબાને ધિક્કારતો અને એ લાગણી છૂપાવવા કંઇ પ્રયત્ન કરતો ન્હોતો. એક વખત લેંડનબર્ગે, આર્નોલ્ડનું પાડેલું ઉપનામ સાંભળ્યું અને આ નિમિત્તે એને શિક્ષા કરવા નિશ્ચય કર્યો. હેન્રી પાસે એક ઉત્તમ બળદની જોડ હતી, એમ એને ખબર હતી. એ લેવા તે બહુ દિવસથી તાકી રહ્યો હતો. ત્હેણે પોતાના નોકર રૂડોલ્ફને હેન્રીને ત્યાં જઇ એ જોડ લઇ આવવા કહ્યું.

રૂડોલ્ફે થોડાક સ્વાર સાથે લીધા, અને ખેતર તરફ વળ્યો. ત્યાં આર્નોલ્ડ ખેતરમાં હળ ફેરવતો હતો. એણે જે જોડ જોડેલી હતી તેજ લેવાને રૂડોલ્ફ આવ્યો હતો. તે અને સ્વાર ખેતરમાં થઇને આર્નોલ્ડ કને ગયા. આર્નોલ્ડે બળદ ઉભા રાખ્યા અને જોઇ રહ્યો. વિચાર કરવા લાગ્યો કે એ કેમ આવ્યા હશે? પણ એના નવા પાડેલા ચાસ ઘોડાની ખરીઓથી પૂરાઇ જતા જોઇ એ ચીડાયો; અને વિચાર કરવો મૂકી દઇ, ઉંચે સ્વરે ગર્જના કરી:—"ઑસ્ટ્રીયનો! ચીલે ચીલે કેમ જતા નથી?"

રૂડોલ્ફ એટલામાં પાસે આવ્યો, અને સિપાઇઓને બળદને છોડવવા કહ્યું. આર્નોલ્ડ આગળ ધર્યો:—"ખબરદાર! જો એમને આંગળીયે અડકાડી તો. તે મ્હારા છે." રૂડોલ્ફ:—"ત્હારા છે? અરે, એ તો મ્હારા લેંડનબર્ગના છે. હવેથી ત્હને વિચાર પડશે કે સુબાને 'Austrian Peacock' કહેવાય કે નહીં."

આર્નોલ્ડે ક્રોધને રોકી કહ્યું:—"પણ ભાઇ, એમ કહ્યું હોય તો શું થયું? એને કંઇ અમારે ખોટું લગાડવું નથી. ખરેખર એટલા માટે આ બળદની જોડ લઇ જવી, એ દંડ બહુજ મ્હોટો છે."

રૂડોલ્ફ:—"ત્હને ન્યાય કરવાનું કોણે કહ્યું? ત્હારા જેવા અજ્ઞાન ખેડુત શું કહી શકે કે આ દંડ યોગ્ય છે કે નહીં?"

આર્નોલ્ડ:—"ના, હું મ્હારે હાથે ન્યાય નથી કરતો. મ્હારે તો ન્યાય જોઇયે છીયે. મ્હેં જે ગુન્હો કર્યો હોય તો મ્હને કોર્ટમાં લઇ જાવ અને જે દંડ કાયદેસર થશે તે હું ખુશીથી આપીશ. પણ ઓ ભલા રૂડોલ્ફ, આ મ્હારી જોડ ત્હમે લઇ જાવ ત્યારે હું શેનાથી ખેડીશ?"

રૂડોલ્ફ:—"ત્હેમાં અમારે શું? મ્હને તો બળદ લેવા મોકલ્યો છે તે હું લઇ જઇશ. જો ખેડુતોને ખેડવું હોય તો એમને સાથેજ ઝુંસરી નાંખોને? એમનાથી એજ થઇ શકે એવું છે. ચાલો છોડો બળદને," એમ કહી બળદની ઝુંસરી ઉપર એણે હાથ મૂક્યો.

આર્નોલ્ડનો મિજાજ ઉકળ્યો:—"ઉઠાવ હાથ," કહી એણે હાથમાંની ડાંગ રૂડોલ્ફના હાથ ઉપર ઝાપટી. રૂડોલ્ફે ઉંડી ચીસ પાડી. એની બે આંગળીઓ ભાગી ગઇ હતી. હુકમ થયો—'ચાલો પકડો એને. હરામખોરને પસ્તાવું પડશે.' સ્વાર આર્નોલ્ડ સ્હામે ધસ્યા. પણ એ બહુ ચપળ હતો. એ એકદમ ફરી ગયો, અને પછી ખેતર ઓળંગી નાઠો, કારણ કે એની પાસે ડાંગ શિવાય બીજું કશું ન્હોતું.

આર્નોલ્ડ બહુ ઝડપથી દોડી શકતો; અને સ્વાર તો ભારે બખ્તરથી ઢીલા થઈ ગયા અને ખેતરોમાં આમથી તેમ દોડવા મંડયા. એટલામાં આર્નોલ્ડ પાસેની ઝાડીમાં સંતાઇ ગયો. રૂડોલ્ફે સિપાઇઓનો તિરસ્કાર કર્યો, અને પછી બળદ લઇને ચાલ્યો. બળદ તો બિચારા બનેલી કશીયે વાત ન સ્હમજતાં અત્યાર સુધી ત્યાંજ ઉભા હતા. પણ હવે તે જાણે પોતાના ભલા ધણીને છોડીને જતા હોય તેથી બરાડવા મંડયા!

રાતે બધે વાત ફેલાઇ કે આર્નોલ્ડે સુબાના માણસને માર્યો, અને ન્હાસી ગયો. હેન્રી તાપણી આગળ આજ એકલો બેઠો છે; અને 'હવે શું થશે? હું મ્હારો વ્હાલો છોકરો ફરી જોઇશ ખરો?' વિગેરે ચિંતામાં પડ્યો છે.

રથી અહીં આવ્યોજ નથી." સુબાએ સત્તાનો સપાટો દેખાડયોઃ-"સિપાઇઓ, એ બરાબર જવાબ ન દે તો એની આંખ ફોડી નાખજો."

હેત્રીએ ઘણીયે માફી માગી; પણ ક્રૂરને દયા શાની! એનો હુકમ અમલમાં આવ્યો. સુબાએ રૂડોલ્ફને કહ્યુંઃ—"જોયું, ત્હારી બે આંગળીઓ માટે એને બે આંખ આપવી પડી—"

"પણ, સાહેબ, એમાં મ્હને શું!" રૂડોલ્ફ બબડયો.

"હા, એ ખરૂં. ચાલ, હેત્રીના ઘરમાં પૈસા છે, ઢોર છે, ત્હેમાંથી ત્હને ભાગ મળશે." લૅંડનબર્ગે હેત્રીનું ઘર લુંટયું, અને પેલો વૃદ્ધ જે થોડાજ વખત ઉપર સુખી અને પૈસાદાર હતો તે આજ એકલો, ગરીબ આંધળો અને ભિખારી જેવો આથડે છે. પણ લોકોમાંથી દયા ગઈ ન્હોતી. ત્હેમણે ત્હેના ગુણ સંભારી ત્હેને આશ્રય આપ્યો અને બનેલું ભુલવવા મથ્યા.

આવો જુલમ આપણા નવાબી વખતમાં આપણે ત્યાં પણ મોજુદ હતો. રાજ્યકર્તાના આવા અનેક ગુન્હા સાંખતાં સાંખતાં પ્રજાની ગંભીરતાએ માઝા મૂકી; અને જેમ પોલાદની કમાનને બહુ દબાવવાથી બમણા જોરથી સ્હામી ઉછળે છે તેમ લોકોનાં મન ઉશ્કેરાયાં અને ઑસ્ટ્રીયન સત્તા સ્હામે માથું ઉચકવા એકમત થયા.

સૃષ્ટિ સૌંદર્યના સંગ્રહસ્થાનમાં સ્વિટ્ઝરલૅંડનું લ્યુસર્ન સરોવર એ પણ એક મોહક નમૂનો છે. આ સરોવરનાં સ્વચ્છ, ભૂરાં પાણી, ચારે કોર ઉંચા ઉંચા પહાડ, અને ત્હેમાં દેખાતું આખું નક્ષત્રમંડલ, એ અવનવું ચિત્ર છે. આની ઉત્તરે પહાડમાથી એક પગથી કોતરી કહાડી છે. અહીંથી જતાં 'Tell's platte' એ નામની એક જગા આવે છે. ત્યાં એક સરાસર ઉપર ઝઝૂમતો સપાટ ખડક છે. તે ઉપર Tell's Chapel છે.

આ ટેલ કોણ? અને એના સ્મારકમાં આ Chapel શાનું? સ્વીસ લોકો એને એમની પ્રજાનો નેતા ગણે છે અને જેણે એમના પૂર્વજોને પોતાનો દેશ ઑસ્ટ્રીયાની ઝુંસરીમાંથી છોડાવવા ઉશ્કેર્યા હતા ત્હેને વ્હાલથી અને ગૌરવથી હજુયે સંભારે છે.

આ વાત જાણવા આપણે સાતસેં વર્ષ આપણી દૃષ્ટિને પાછી વાળવી પડશે. તે વખતે હાલની પેઠે સ્વીસ પ્રજા પર્વત ઉપરના ઢોળાવ ઉપર તથા ફલદ્રુપ ખીણોમાં ખેતી કરતી અને ઢોર ઉછેરતી. પણ ઑસ્ટ્રીયાનો રાજા એ જમીન ઉપર હક રાખતો. તે પ્રજાને બહુજ કનડતો. પહાડી સ્વીસ સ્વતંત્રતા બહુજ ચ્હાતા અને તેથી ઑસ્ટ્રીયનોને ધિક્કારતા.

આટલા માટે ઈ. સ. ૧૨૯૧ માં પાસેના ત્રણ શહેરમાંથી મુખ્ય લોકો એકઠા થયા અને અરસપરસ સહાય આપવા વચનથી બંધાયા. લાગ મળે ત્યારે એકઠા મળી શત્રુને હાંકી કાઢવા એ ત્હેમનો હેતુ હતો. પણ એ લાગ દૂર દૂર જણાવા લાગ્યો. ઑસ્ટ્રીયન લશ્કર એકદર શહેરમાં ઉભરાયું અને એ સત્તાવાન લશ્કરથી અન્યાય સાથે જુલ્મ ગુજરવા મંડયો.

લ્યુસર્ન સરોવર ઉપરના ઍલ્ડૉર્ફ શહેરમાં સુરી અને સ્યુટ્ઝના સુબા જેસ્લરની બાણુ વર્તાતી હતી. ત્હેનામાં અમલનું ઘેન વધારે હતું. ત્હેણે એક વખત શહેરના મધ્ય ભાગમાં એક થાંભલા ઉપર પોતાનો શિરતાજ મૂકી બધાં માણસને જ્યારે ત્યાંથી પસાર થાય ત્યારે નમીને જવા હુકમ કર્યો. બધામાંથી એક માણસે એ આજ્ઞાનો અનાદર કરવા જેટલી હિમ્મત દેખાડી. તે વિલિયમ ટેલ હતો. ( આ વાત આગળ આવશે. )

ત્હેણે પોતાનો હુકમ માન્યો નહી માટે જેસ્લર ગુસ્સે થયો અને તે શૂરવીર તીરંબાજને જબરી સાંકળમાં પકડી, હોડી માર્ગે પોતાના કિલ્લામાં આણવા હુકમ કર્યો ત્યાં ત્હેને ઉંડી ઉંડી અને અંધારી ઘોર ઓરડીમાં પૂરવાનો હતો. પણ જ્યારે હોડી એ સરોવરનું પાણી કાપતી હતી ત્યારે એક તોફાન શરૂ થયું; અને મુખ્ય ખલાસીને "બધા ડૂબશે" એમ બ્હીક લાગી. ત્હેમને ખબર હતી કે આવા વખતમાં ટેલ જો હાથમાં હલેસું લઇ બચાવે તોજ બચી શકાય. તેથી ત્હેમણે ત્હેની સાંકળો છોડી નાખી અને સુકાન સોંપ્યું.

ચાલાકીથી ત્હેણે હોડી ધીમે ધીમે પેલા સરોવર ઉપર ઝઝૂમતા ખડક આગળ વાળી. અને એકદમ, કોઇ એને અટકાવવાનું કરે એટલામાં તો એ કિનારા ઉપર કૂદી પડયો, અને પર્વતનો ચઢાવ ચઢી જઇ જણાતો બંધ થયો.

પણ જેસ્લરને એ માફી આપી શકયો નહી. તે ત્યાંથી જેસ્લરના કિલ્લામાં પેઠો. અને કિલ્લામાં પેંસવાના માર્ગ ઉપરના ઝાડમાં સંતાઇ રહ્યો. થોડીક વારમાં, પાસે થઇને જતો સુબાનો ઘોડો એણે ઓળખ્યો, અને સંભાળથી એક નિશાન તાક્યું, જેથી એ ક્રૂર હૃદય વીંધાયું.

ટેલની આવી કૈંક વીરકથા ઇતિહાસ કહે છે. જર્મન કવિ Schiller આ પ્રસંગનું અને આખાયે એના જીવનનું "Wilhelm Tell" ના નાટકમાં બોલતું ચાલતું ચિત્ર ખડું કરી રાષ્ટ્રીય સાહિત્યમાં એને ઘણું ઉંચું સ્થાન અપાવે છે.

થોડાંક વર્ષ પછી સ્વીસ પ્રજા જુલ્મ ગુજારતી સત્તા સ્હામે ઉઠી અને ઑસ્ટ્રીયનોને હાંકી કહાડયા. વારંવાર ઑસ્ટ્રીયનો સ્વિત્ઝરલેંડ પર ચઢી આવતા; પણ અહોનિશ સ્વતંત્રતામાં ઉછરતા પહાડી સ્વીસ શૂરતાથી લઢતા અને હારવા છતાં નમ્યું આપતા નહીં. આવી ઉથલપાથલ એક સૈકું ચાલી. પણ આખર જ્યારે સ્વતંત્રતા લીધી ત્યારેજ સ્વીસ પ્રજાનું ઉકળતું લોહી ટાઢું પડયું.

આમ આ પ્રજાના દૃષ્ટાંતથી એટલું સૂઝયા વગર રહેતું નથી કે પ્રજાનું ધ્યેય જો સમાજની પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં કોતરાઇ રહ્યું હોય, અને તદ્રૂપ થવા અખંડ સાધના અને ઉપાસના ચાલુજ હોય તો સિદ્ધ થવી અશક્ય નથી. પ્રજામાં ઉન્નત ધ્યેય મેળવવાના ઉત્સાહમાં નવચેતન અને નવજીવનની ઝાંખી જ્યારે થાય ત્યારે એને સિદ્ધિના માર્ગમાં સુચિહ્નજ ગણવું જોઇએ.

## પ્રવેશ ૧ લો.

[ ટેલ, ત્હેની વહુ, અને બે ન્હાના છોકરા ઝુંપડીમાં બેઠા છે. 'રહવારનો પહોર છે. ટેલ હથોડો અને બીજાં હથિયાર લઇ કામ કરે છે. ત્હેની વહુ ભોજનસામગ્રી તૈયાર કરે છે. વૉલ્ટર અને વિલ્હેમ, એનાં આઠ તથા છ વર્ષનાં બાલક એક ન્હાના ધનુષ્ય સાથે રમે છે, અને ગાય છેઃ—

(ત્રોટક).

ભમી ખીણ ઊંડી, ચઢી ટેકરીઓ
બસ વાયુ સમા ફરતા અહીં ત્યાં;
લઇ તીર અને વળી કામડીઓ,
જઇયેજ અમે મન ફાવતું ત્યાં.

વહુઃ—આ છોકરા હમણાથી તાકતાં શીખે તે બહુ વ્હેલું ન કહેવાય ?

ટેલઃ—જરાયે નહી. ત્હેમને સચોટ તાકતાં શીખવું હોય તો શરૂઆતે વ્હેલી જ જોઇયે.

વહુઃ—મ્હને તો એ તાકતાં જ ન શીખે તો બહુ ગમે.

ટેલઃ—અરેરે ! આમ બોલવું ત્હમને ન છાજે, દરેક મનુષ્યે આત્મસંરક્ષણ માટે એ શીખવું જરૂરનું છે.

વૉલ્ટરઃ—ઓ બાપાજી, મ્હારી પણછ તૂટી ગઇ, જરા બાંધી આપોને.

ટેલઃ—ના, ભાઇ. હું નહી બાંધી આપું. સૌને પોતાની વસ્તુઓ ઠીક કરી લેતાં આવડવું જોઇયે.

વહુઃ—આજ ત્હમે ક્યાં જવાના છો ?

ટેલઃ—એલ્ડોર્ફ. મ્હારા વડીલને મળવા.

વહુઃ—મ્હારૂં મન કહે છે ત્હમે સંકડામણમાં આવી પડશો. માટે આજ ન જશો.

ટેલઃ—કારણ ?

વહુઃ—લોકો વાતો કરે છે. તે કહે છે કે બધાના કૉલ લેવાય છે અને ઑસ્ટ્રીયા અને આ સુબા સ્હામે એક કાવત્રું રચાય છે.

ટેલઃ—એમ કે ? હું હજી વચનથી બંધાયો નથી, પણ જો દેશ મ્હારી સેવા માગી લેશે તો હું પાછો પડવાનો નથી.

વહુઃ—પણ એ લોકો તો ત્હમને જોખમનુંજ કામ સોંપે છે. દરેક વખત એવુંજ કરે છે.

ટેલઃ—એ તો સારૂં. સૌ સૌના યોગ્ય કામમાં નિમાય તેથી વધારે રૂડું શું ?

વહુઃ—અમને હજી સાંભરે છે. તે દિવસે તોફાનના વખતમાં ત્હમે સરોવરનો કાંઠો કુદ્યા'તા ત્હમે પેલા માણસને જેસ્લરના હાથમાં જતો બચાવવા માટે જીંદગી જોખમમાં નાખી'તી, તે વખતે ઓ વ્હાલા ટેલ ! ત્હમને હું અને આ કુમળાં છોકરાં સાંભર્યાં ન્હોતાં ?

ટેલઃ—કેમ ન સાંભરે ? અને સાચું કહું તો એ ત્હમારા વિચારથી જ મ્હારા મનમાં એને બચાવી, એનાં સ્ત્રીપુત્ર પાસે મોકલવા લાગણી થઇ.

વહુ:—અધાં કહેતાં'તાં કે સરોવરમાં મ્હોટી છોળો ઉછળી રહી હતી અને કોઇનાયે મનમાં ન્હોતું કે હોડી કિનારે જશે. ઓ ટેલ ! ત્હમે કેટલા ભલા છો–ઉદાર છો ! પણ ત્હમે કૈં સંકટમાં આવો તો કોણ બચાવશે ?

( ટેલ ઉભો થાય છે, અને તીરકામઠું લઇ જવાને સજ્જ થાય છે. )

વહુ:—આ તીરકામઠાને શું કરશો ? રહેવા દ્યો અહીંજ.

ટેલ:—કદીયે નહી. જ્યાં જ્યાં હું જઇશ ત્યાં એતો ખરાંજ. એતો મ્હારા જીવનભરનાં સાથી.

વૉલ્ટર:—બાપાજી, ક્યાં જાવ છો ?

ટેલ:—ત્હારા દાદાજીને ત્યાં–એલ્ટોર્ફ. ત્હારે ત્યાં આવવું છે ?

વૉલ્ટર:—હા, હા. મ્હારે આવવું છે.

વહુ:—ઓ ટેલ, હું ત્હમને ખોળા પાથરીને કહૂં છું કે ત્યાં જવાનું માંડી વાળો. પેલો સુબો જેસ્લર એલ્ટોર્ફમાં છે.

ટેલ:—એ આજ જવાનો છે.

વહુ:—ત્યારે એના ગયા પછીજ ત્હમે જજો ને ? ત્હમે જાણોછો કે ત્હમારી ઉપર એને ખુન્નસ ભરાયું છે.

ટેલ:—તેમાં મ્હારે શું ? હું તો મ્હને સાચું લાગે છે તે કરૂં છું; અને એમ કરતાં કોઇ થીયે બ્હીતો નથી.

વહુ:—ત્યારે એને એવા સાચું કરનારા ઉપરજ તિરસ્કાર છે.

ટેલ:—હા. કારણકે એનું ત્યાં કૈં ચાલતું નથી. હું શું કરવા એના ગયા પછી જઉં, અને એ શું કામ મ્હારી તપાસ કરે ? હું તો જઇશ મ્હારી મેળે.

વહુ:—ના, ના. ત્હમે આજતો રહી જ જાવ. એને બદલે બીજે કૈં ફરવા જાવ. ( સ્હેજ કંપ થાય છે. )

ટેલ:—કેમ, આજ ત્હમને શું થાય છે ? ધ્રૂજો છો કેમ ?

વહુ:—એ તો અમસ્તું. પણ મ્હારૂં અંતઃકરણ જાણે કહે છે કે આજ ત્હમે એલ્ટોર્ફ ન જશો.

ટેલ:—પણ ત્હમે કારણ વગર આટલાં હબકો છો શાનાં ? આતો અણઘટતું કહેવાય.

વહુ:—હશે. તોપણ આજે રહી પડો.

ટેલ:—પણ મ્હેં જવાનું વચન આપ્યું છે તે ? વડીલ વાટ જોશે.

વહુ:—હેં, એમ કે ? ત્યારે શું જશોજ ? આ બાલકને મૂકતા જજો.

વૉલ્ટર:—ના, બા. હું, તો બાપાજી જોડે જવાનો છું.

વહુ:—બાપુ ! તું ત્હારી માને છોડીને જઇશ ?

વૉલ્ટર:—મા, હું ત્હારે માટે એલ્ટોર્ફથી કૈંક સરસ લેતો આવીશ.

વિલ્હેમ:—મા, હું ત્હારી કને રહીશ.

વહુ:—( વ્હાલથી છાતી સરસો દાબીને ) આવ ભાઇ, તું મ્હને વ્હાલો છું. હવે તુંજ મ્હારે રહ્યો.

( ટેલ અને વૉલ્ટર જાય છે–વહુ જ્યાં સુધી એમને જોવાય ત્યાં સુધી જો રહે છે; અને પછી ગૃહકાર્યમાં ગુંથાય છે. )

## પ્રવેશ ૨ જો.

( એક ખુલી જગા. વચ્ચે એક ઉંચો થાંભલો છે. ત્હેની ટોચે શિરતાજ મૂકયો છે. બે પહેરેગીર ત્યાં ફરે છે. )

પહેલો પહેરેગીરઃ—આપણે અમસ્થા અહીં ઉભા છીયે; કોણ અહીં આવવાનું હતું ? અને તયે તે એક શિરતાજને નમવા ? આ જગામાં લોકોની હમેશાં ભીડ રહેતી, હવે જ્યારથી પેલો ચાડીઓ થાંભલા ઉપર મૂકયો છે ત્યારથી કેવું ઉજ્જડ લાગે છે !

બીજોઃ—અરે ભાઈ, બધાં સારાં માણસો તો ગોળ ચક્કર ખાય છે, અને આ રસ્તે એક માથા વગરના શિરતાજને નમવું પડે તેથી ફરકતા જ નથી.

પહેલોઃ—પણ ત્હેમને બાર વાગે ટાઉન હૉલમાં જતાં આ રસ્તેથી જવુંજ પડશે.

બીજોઃ—ભાઇ, મ્હને તો અહીં આમ પહેરો ભરતાં, અને ઉભા રહેતાં શરમ આવે છે. આવા એકલા શિરતાજનો પહેરો ! ખરેખર બધા આપણને તિરસ્કારે જ. સુબાનો આ હુકમ ઘણો નીચો અને શરમભર્યો છે.

( એટલામાં ટેલ વૉલ્ટરને આંગળી વતે દોરતો એ રસ્તે આવે છે. )

વૉલરઃ—બાપજી, એવા દેશો હશે કે જ્યાં પર્વતજ ન હોય ?

ટેલઃ—જો, આ પર્વતનો ઢોળાવ ઉતરી નીચે જઇયે તો ત્યાં એક સપાટ પ્રદેશ આવે છે. અહીં ઝરા હોય છે. તે ધીમે ધીમે અને છુપા વહે છે અને અહીંથી દૂરના ખેતર ઉપર પણ નજર પડે છે. અહીં બધી જમીન બગીચા જેવી હોય છે.

વૉલરઃ—ત્યારે ઓ બાપજી, આપણે ત્યાં કેમ જતા નથી ? અહીં ત્હમારે માથે તો જોખમ ખેડવાનાં કામ આવી પડે છે; અને વળી સદાયે સુબાની બ્હીક.

ટેલ—ભાઇ, એનું કારણ છે. પ્રદેશ બધો સુન્દર છે ખરો અને જમીન ફળદ્રુપ છે ખરી, પણ ત્યાંના લોકોને ત્હેમની મહેનતનાં મીઠાં ફળ ચાખવા છૂટ નથી.

વૉલ્ટરઃ—ત્યારે એ બધા સ્વતંત્ર નથી રહેતા, અહીં આપણે જેમ રહીયે છીયે તેમ ?

ટેલઃ—ના, ભાઇ, જમીન સ્વતંત્ર નથી અને પ્રજાયે સ્વતંત્ર નથી; અને લોકો પણ જંગ બહાદુર તેમજ સાચા નથી. એ દેશમાં પડોશી પડોશીમાં વિશ્વાસ મુકી શકતો નથી.

વૉલ્ટરઃ—એ લોકોથી જંગલમાં શિકાર કરવા જવાયને ?

ટેલઃ—નારે, બાપુ, બધાં જનાવર અને પક્ષી ઉમરાવોની માલકીનાં છે.

વૉલ્ટરઃ—ત્યારે નદીમાં હોડકાં ફેરવી શકે ખરા કે ?

ટેલઃ—અરે ભાઈ, નદી અને દરિયો તો રાજાનાં છે.

વૉલ્ટરઃ—બાપાજી, મ્હને તો એ સપાટ પ્રદેશમાં જાણે પૂરી રાખ્યો હોય એમજ લાગે.

ટેલ—ખરૂં છે, આપણી હિમાળી ટેકરીઓ એથી તો લાખ ગણી ચઢે.

(બન્ને થાંભલા કને આવી ચઢે છે.)

વૉલ્ટર—બાપાજી, જુવો પેલો શિરતાજ—થાંભલાની ટોચે.

ટેલઃ—ત્હેમાં આપણે શું? ચાલો આપણે.

પહેલો પહેરેગીરઃ—ઑસ્ટ્રીયાના શહેનશાહના નામ ઉપર ખડા રહો.

(ટેલ પોતાનું ધનુષ્ય હાથમાં લે છે.)

ટેલઃ—કેમ, ત્હમારે શું છે? મ્હને કેમ રોકો છો?

બીજાઃ—ત્હમે હુકમનો અનાદર કર્યો છે, શિરતાજને નમ્યા નથી. ચાલો અમારી સાથે.

ટેલઃ—ભાઇ, જવા દેને?

પહેલોઃ—જેલમાં જેલમાં—

વૉલ્ટરઃ—શું મ્હારા બાપ જેલમાં! કોઈ બચાવો, કોઇ બચાવો, ભલા આવો,

લોકોઃ—શું છે? આ માણસને કેમ પકડો છો?

પહેરેગીરોઃ—એ રાજદ્રોહી છે.

ટેલઃ—શું રાજદ્રોહી? હું!

લોકોઃ—ભાઇ, ત્હમે ભૂલ્યા જણાવ છો, આ તો પેલો આબરૂદાર ગૃહસ્થ ટેલ છે.

(લોકોમાંથી માર્ગ કરતા ટેલના વડીલ આવે છે.)

વૉલ્ટર—દાદાજી છોડાવો.

દાદાઃ—ઉભા રહો. હું જામીન આપું છું. શું છે તે મ્હને કહો.

પહેરેગીરોઃ—એ સુબા સાહેબના શિરતાજને નમ્યો નથી.

દાદાઃ—અને ત્હમે એટલા માટે એને જેલમાં લઇ જાવ છો? એજ ને? લ્યો, મ્હારા જામીન લ્યો; અને એને છોડી મૂકો.

પહેરેગીરોઃ—ત્હમારે માટે જામીન આપવા હોય તો આપો, અમે તો હુકમ બજાવીશું. ચલે જાવ!

લોકોઃ—અજાયબ જેવું! બસ આમ નહી જ થાય. આપણે ઘણા છીયે. ચાલો આપણે સાથે ઉભા રહીયે.

પહેરેગીરોઃ—જોઇયે, સુબાના હુકમ સ્હામું કોણ થાય છે?

(બધા શાન્ત થાય છે. કેટલાક છોડવવા ફરી ઘોંઘાટ કરે છે એટલામાં આઘેથી રણશીંગુ સંભળાય છે)

લોકોઃ—જેસ્લર-સુબો.

દાદાઃ—આ સુબો આવ્યો. હવે શું થશે?

જેસ્લરઃ—(આવીને) કોણ બુમો પાડે છે? (કોઈ બોલતું નથી.) કોણ હતું એ?

પહેરેગીરોઃ—સાહેબ, આ માણસે આપના શિરતાજને નમવાની ના કહી એટલે અમે એને પકડ્યો છે.

જેસ્લરઃ—ટેલ, હું ત્હને ઓળખું છું. તું શાહને ગણકારતો નથી અને મ્હને એના સુબાને પણ લેખતો નથી. શિરતાજને નમવું છે કે નહીં?

ટેલઃ—(શાન્તિથી બોલે છે,)

( સોરઠો. )

પ્રભુપદમાં સાક્ષાત, આ માથું નમશે નહી;
મુજ જીવન તમ હાથ, અંતર તો મ્હારૂં ભલા !

જેસ્લરઃ—હં. ટેલ તું બાણાવળી છે. કહે છે, તું ત્હારૂં એક નિશાન ચૂક્યો નથી.

વૉલ્ટરઃ—હાજી, એ ખરૂં છે. મ્હારા બાપાજી ઝાડ ઉપરથી લટકતું લીંબુ સો પગલાંથી નીચે પાડે છે.

જેસ્લરઃ—આ ત્હારો છોકરો છે ? ટેલ !

(પિતૃવત્સલ પુત્રની એક સૂચના ઉપરથી સુબાએ એને પરખ્યો.)

ટેલ—હાજી. જેસ્લરઃ—ત્હારે બીજાં છોકરાં છે ?

ટેલઃ—બે છોકરા છે. જેસ્લરઃ—ત્હને કયો વધારે વ્હાલો છે ?

ટેલઃ—મ્હારી આંખની કીકી જેવા મ્હારે તો બન્ને સરખા છે.

જેસ્લરઃ—એ તો ઠીક. હવે ટેલ, ત્હને સો પગલાંથી આઘે લીંબુ પાડતાં આવડે છે એ કૌશલ મ્હને દેખાડ. ત્હારૂં ધનુષ્ય લે અને ત્હારા છોકરાના માથા ઉપર લીંબુ મૂકી ત્હેને વીંધ. પહેલીજ તાકોડીએ વાગવું જોઇયે. નહી તો ત્હારે માથું વેગળું મૂકવું પડશે.

ટેલઃ—આ કેવો હુકમ ? મ્હારે મ્હારા છોકરા ઉપર નિશાન તાકવું ? ના, ના. ત્હમે આમ જરીયે કહેતા નહી હો. એક બાપ કનેથી આમ જોવાની ઇચ્છા કરો તે નકામી છે.

જેસ્લરઃ—ત્હારે એમ કરવુંજ પડશે.

ટેલઃ—શું મ્હારે એમ કરવુંજ પડશે ? ના. એનાથી હું મરવા તૈયાર છું.

જેસ્લરઃ—તાક. નહી તો તું અને ત્હારો છોકરો બન્ને મરશો.

ટેલઃ—ભાઇ, શું હુંજ મ્હારા બાળકને મારૂં ? ત્હમારે બે છોકરા છે, ત્હમે એક પિતાનું સ્નેહવાળું હૃદય ઓળખો છો ?

એક સ્ત્રીઃ—(સુબાને) ભાઇ, અમસ્થા ગરીબને શું કામ સતાવો છો ? જુવો એ કેવો ફીક્કો પડી ગયો છે અને ધ્રૂજે છે ! એ ત્હમારી મશ્કરીઓથી ટેવાયો નથી.

જેસ્લરઃ—કોણ કહે છે હું મશ્કરી કરૂં છું ? આ રહ્યું લીંબુ. પ્હણે જગા કરો. લંબાઇ ભરો, સો પગલાં બરોબર. હવે ટેલ તું તાક. અને સંભાળજે, ત્હારી તાકોડી રખે તું ચૂકતો.

એક સ્ત્રીઃ—ભાઇ જવા દો. એક ગરીબ પિતાનું દુઃખ જોઇ રાજી થવું એ ત્હમને અણુઘટતું છે, એને જવા દો.

જેસ્લરઃ—ચાલો, ઉતાવળ કરો. કેમ ઉભો રહે છે ? તું કહે છે હું અચૂક તાકું છું. બતાવ હવે. લીંબુ વીંધ, એમાં ત્હારા છોકરાને ઇજા કરવાનું કોણ કહે છે ?

દાદાઃ—(પગે પડીને) ઓ સુબા સાહેબ, અમે ત્હમારી આણ સ્વીકારીયે છીયે. હવે અમે ત્હમારી દયા વખાણીયે એવું કરો, મ્હારી અડધી મિલ્કત ત્હમે લેજો—અરે બધીયે લેજો, પણ એ છોકરાના બાપને બચાવો,

વૉલ્ટરઃ—ઓ દાદાજી! પેલા દુષ્ટને નમશો નહી. ચાલો, હું ક્યાં ઉભો રહું? હું બ્હીતો નથી હોં? મ્હારા બાપાજી તો ગગનમાં ઉડતું પંખી પાડે છે. તીર મ્હને અડકવાનુંયે નથી.

એક ગૃહસ્થઃ—ઓ સાહેબ, આ છોકરાની નિર્દોષતા પણ આપને જરાયે અસર કરતી નથી.

બીજોઃ—ભાઇ, માથે પરમેશ્વર છે. ત્હેનો વિચાર તો કર. આપણાં બધાં કૃત્ય માટે એને જવાબ દેવો પડશે.

જેસ્લરઃ—છોકરાને પેલા ઝાડ જોડે બાંધો.

વૉલ્ટરઃ—(તિરસ્કારથી) શું મ્હને બાંધો છો? ના, ના, હું બંધાવાનો જ નથીને. હું સ્થંભ જેવો સ્થિર ઉભો રહીશ. શ્વાસે નહી લઉં, પણ જો મ્હને બાંધશો તો હું જોર કરી છૂટીશ.

એક ગૃહસ્થઃ—છોકરા ત્હારી આંખો બાંધવા દે.

વૉલ્ટરઃ—શું કરવા? હું બ્હીઉં છું? ના. ચાલો બાપાજી ઝટ. હવે ત્હમે કરી દેખાડો. આ જુલ્મી માનતો નથી. બનાવો એને.

(ટેલ ધનુષ્ય ઉપર બાણ ચઢાવે છે)

એક સ્વરઃ—શું ટેલ, તું વીંધીશ? ના, તું ધ્રુજે છે. હાથ કંપે છે. ત્હારા પગ ઢીલા લાગે છે.

(ટેલ ધનુષ્ય નીચે મૂકી દે છે.)

ટેલઃ—ઓ, બધું આંખ આગળ તરતું હોય એમ લાગે છે. મ્હારાથી ચોખ્ખું દેખાતું નથી.

લોકોઃ—અરેરે!

ટેલઃ—ભાઈ, આ નિશાનનું તું માંડી વાળ. આ રહ્યું મ્હારૂં હૃદય. (પહેરણ ઉઘાડે છે) ત્હમારા સિપાઇઓને બોલાવો. અને મ્હને વીંધી લ્યો.

જેસ્લરઃ—મ્હારે ત્હારી જીંદગી લેવી નથી. મ્હારે તો ત્હારૂં નિશાન જોવું છે. ટેલ તું બધું કરી શકે એવો છે. લોકો કહે છે તું કશાથી બ્હીતો નથી. તોફાનથીયે તું ગભરાતો નથી. જો ત્હારે એક માણસને બચાવવો હોય તો તું ગમે ત્હેવા દરિયામાં હંકારે. ત્હેં બીજાને બચાવ્યા છે. હવે તું ત્હારી જાતનેજ બચાવ.

(એટલામાં ટેલ જાણે ઉંઘમાંથી જાગતો હોય એમ ટટ્ટાર થાય છે. ચમકતી આંખે ધનુષ્ય ઉંચકે છે, અને એક બીજું બાણ કમ્મરપટામાં ખોશી રાખે છે.)

વૉલ્ટરઃ—હું જરાયે બ્હીન્યો નથી. બાપાજી તાકો.

એક ગૃહસ્થઃ—સાહેબ, હવે બહુ થયું. આથી કેટલી ધમકી?

જેસ્લરઃ—ત્હમે છાના રહો હમણાં.

ગૃહસ્થઃ—હું તો બોલવાનો. મ્હારે બોલવુંજ જોઇયે. ઑસ્ટ્રીયાના રાજાનું માન મ્હને વ્હાલું છે. એ આમ ન થવા દે. લોકોને આમ ત્હમારાથી થાય નહી. ત્હમને હક નથી—

જેસ્લરઃ—હં. મ્હને કહેવાની હિમ્મત કરો છો?

ગૃહસ્થઃ—રાજા અમારો ધણી છે, ત્હમે નહી. હા. બોલાવો ત્હમારા સિપાઇને. મ્હારી પાસે તલવાર છે, અને જે કોઈ મ્હારી પાસે આવશે—

( એટલામાં લોકો બોલી ઉઠે છે. )

લીંબુ પડયું ! છોકરો હસે છે ! લીંબુના બે અડધીઆં થઈ ગયાં !

જેસ્લરઃ—શું એણે વીંધ્યું ? કેવી રીતે ?

વૉલ્ટરઃ—બાપાજી, આ રહ્યું લીંબુ. હું તો નક્કી જાણતો હતો કે ત્હમે મ્હને ઇજા નહી કરો.

( ટેલ જમીન ઉપર ઢળી પડે છે. )

સીપાઇઓઃ—આ તે ખરૂં નિશાન—લોકો ઘણા વર્ષ સુધી એને સંભારશે.

ગૃહસ્થઃ—લોકો તો આ પર્વત જ્યાં સુધી ઉભા છે ત્યાં સુધી ટેલ અને એનાં નિશાન વખાણશે.

જેસ્લરઃ—( લીંબુ હાથમાં લઇ ) ખરેખર, લીંબુ તો મધ્યમાંથીજ વીંધાયુ. મ્હારે ટેલને શાબાશી આપવી જોઇયે. ટેલ, અહીં આવ.

ટેલઃ—સાહેબ, શો હુકમ છે ?

જેસ્લર.—ત્હેં બીજું બાણ પટામાં ખોસ્યું હતું. હા મ્હેં જોયું હતું. ત્હેનાથી ત્હારે શું કરવું હતું તે મ્હને કહે.

ટેલઃ—સાહેબ, કંઈ નહી. એ તો અમારે અહીં એવો રીવાજ છે.

જેસ્લરઃ—ના, ટેલ. એથી મ્હને સંતોષ વળતો નથી. મ્હને સાચે સાચું કહે—શાથી એ બીજું બાણ—?

ટેલ—જો એમ છે તો જુવો—

(વસંત તિલકા.)

ઓ માની ! સાંભળઃ નિશાન તણું જ લીંબુ,
જો હુ ચૂકયો હત નહી તુજ થાત મૃત્યુ;
ના, ના કદીય મુજ બાલ ગુલાબ કુણું,
ચૂંટીય કંટક થકી તુજ મૃત્યુ ન્હેતું.

૮ જો જો અંહી મુજ બીજું શર મ્હેં મૂકયું'તું,
જો કાંઇ આંચ મુજ બાલકને થઇ તો;
હાવાં પ્રભુ તણું લઇ શુભ નામ જાજે,
પહેલુંજ તીર લીંબુ વીંધી ઉડી ગયું છે.

સાચું જીતે, પ્રભુ જૂઠું મૂળથી ઉખાડે,
એ માનીનાં શિર નીચાં ધૂળમાં નમાવે;
એ તો ગરીબ નમળાં પર હાથ મૂકે,
સંભારવું પુનિત એ પ્રભુનામ સૌએ !

( બધાં જાય છે. )

મંજુલાલ રણછોડલાલ મજમુંદાર.

# લન્ડન પોલીસની હડતાલ.

આપણા દેશમાં પશ્ચિમના પવનની સાથે હડતાલીઓ 'સુધારો' પણ ઘસડાઇ આવ્યો છે. પહેલાં કારણો ઘણાં જુદાં હતાં. ભારે ગમગીનીના પ્રસંગે કે શોક પ્રદર્શિત કરવા બજારો વિગેરે બંધ થતાં, અથવા તો જુલમ નીચે જ્યારે પ્રજા સામાન્ય રીતે પીડાતી ત્યારે તે બધા કામ ધંધો છોડી ઘેર બેસતા પણ જુદા જુદા ધંધાધારીઓની રીતસરની, વ્યવસ્થાપૂર્વકની હડતાલો તો આપણે ત્યાં પશ્ચિમના સુધારાના ઉડેલા છાંટા છે. જ્યારે ગૃહઉદ્યોગોનું પોષણ થતું હતું, વણકર કે કારીગર પોતાને ઘેર કે ઝુંપડીમાં બેસી વેઠ વૈતરૂં કરી જીવનગાળો કાઢવા દ્રવ્ય મેળવતો, જ્યારે એક શેઠના હાથ તળે, મહેરબાનીની હેઠે કે જોહુકમી તળે હજાર દસહજારને બદલે ભાગ્યે પાંચ પચ્ચીસ માણસો કામ કરતા ત્યારે આજના જેવી હડતાલોનો પ્રસંગજ ક્યાંથી હોય? જ્યારે સૌને પોતપોતાની મહેનતના પ્રમાણમાં બે પૈસા મળતા હતા, જ્યારે પોતાની મહેનતનો કોઇ શેઠ કે કુંપની ગેરલાભ મેળવતી નહીં ત્યારે હડતાલના મૂળ કારણ રૂપ દાખલા જેવો સર્વત્ર પ્રસરી રહેલો અસંતોષ ન હોય તો નવાઇ જેવું નથી.

પણ જ્યારથી મજુરી અને મુડી વચ્ચેનો ગાળો ફક્ત હબકાવનારો નહીં પણ ત્રાસ, દરિદ્રતા, અને દુઃખના કારણરૂપ નીવડયો, જ્યારે પ્રજા-ખાસ કરીને મજુરકોમ-સમજતી થઇ કે તેમને તેમની મહેનતનો પુરતો બદલો નથી મળતો, તેમની મજુરીનો ગેરલાભ લેવાય છે ત્યારથી યોગ્ય બદલો કે ન્યાય મેળવવા હડતાલરૂપી હથીયારનો ઉપયોગ થવા માંડયો, અને દિવસે દિવસે મજુરીઆત વર્ગે એ સાધનનો કેમ અને કેવે પ્રસંગે ઉપયોગ કરવો તેના રસ્તા શોધ્યા અને મુકરર કર્યા, પોતાની ચળવળનું વજન પડે માટે કાયદા કાનુનોવાળાં મંડળો બાંધ્યાં એટલુંજ નહીં પણ તેવાં મંડળો સરકાર પાસે (Recognise) માન્ય કરાવ્યાં.

સરકારે આવાં મંડળો માન્ય કર્યાં ત્યારથી તેમની લડતને ઘણુંજ જોર અને ઝોમ મળ્યું છે અને તેનો ચેપ ઇતર ધંધાદારીઓને, કારકુનોને, મહેતાજીઓને અને છેવટ પ્રજાજનરક્ષક, સુલેહ સાચવનારી પોલીસને પણ લાગ્યો છે, કે જે સર્વેએ પોતપોતાના હક સાચવવા અથવા તો પોતાની વ્યવહારૂ કે અવ્યવહારૂ માગણીઓ ઉપર અધિકારી કે સત્તાવાળા પાસે કબુલ કરાવના મંડળો કર્યાં છે, વાડાઓ બાંધ્યા છે. આવા એક મંડળની જાણવાજોગ, ટુંક સમયપર બનેલી કહાણી, નવજીવનના વાંચકને, વિલાયતના તા. ૩૧ મી ઓગસ્ટના 'ડેઇલી ક્રોનીકલ'ના હેવાલના આધારે મારા શબ્દોમાં નીચે મુજબ જણાવવા રજા લઉં છું.

"પોલીસ અને તુરંગ અમલદારોના પ્રજાકીય મંડળે" ઉપરી અધિકારી પાસે નિચે મુજબ માંગણી કરી હતીઃ—

"લડાઇના કારણે, દરેક સિપાઇને દર અઠવાડીએ મળતું બાર શીલીંગનું ભથ્થું વધારીને એક પાઉન્ડ (રૂ. ૧૫) કરવું; અને તે ભથ્થાને જાયુકના પગારમાં ફેરવી નાખવું તથા પેનશનની ગણત્રીમાં પણ લેવું. વળી આ ઉપરાંત લડાઇનાં કારણોએ પગાર ઉપર ગણત્રી કરી ૧૨॥ સાડાબાર ટકાનું જુદું વધારે ભથ્થું આપવું.

આ મંડળ તથા તેના નિમેલા અધિકારીઓનો સરકારી રીતે સંપૂર્ણ સ્વિકાર કરવો."

સર એડવર્ડ હેનરી, પોલીસ ખાતાના વડાએ, સિપાઇઓની આ ચળવળથી ક્યાં તો પોતાને માઠું લાગ્યું હશે અથવા તો સિપાઇઓ પણ સાધારણ કામદાર વર્ગની માફક મંડળો સ્થાપે તેમાં તેણે ગંભીર દોષો જોયા હશે, તેથી એ બધી ચળવળના કારણરૂપ જમાદાર ટી. થાયલ કે જે પોલીસ અને તુરંગ અમલદારોના પ્રજાકીય મંડળની વ્યવસ્થા કરનાર તથા લન્ડન ટ્રેડ કાઉન્સીલમાં તેમનો પ્રતિનિધિ હતો તેને બરતરફ કર્યો. મંગળવાર તા. ૨૭મી ઑગસ્ટના બરતરફના હુકમના કારણમાં જણાવવામાં આવ્યું કે "grave breach of discipline in taking part in the management of an unauthorised association."

આ ખબર મળતાંજ પોલીસ મંડળે થાયલને ફરી નોકરીપર દાખલ કરવાને તથા પગારની માગણી મંજુર કરવાને વજીર મી. લોઇડ જોર્જ, હોમ સેક્રેટરી તથા પોતાના ઉપરી અમલદારોને પેગામ મોકલ્યા તથા તે સાથેજ જણાવ્યું કે જો ગુરૂવારની મધરાત લગણમાં કંઇ સંતોષકારક જવાબ નહીં મળે તો તેઓ હડતાલ પાડશે. બે દિવસ દરમ્યાનમાં પોલીસના વડાઓ તથા હોમ ઑફીસ વચ્ચે ઘણી ગડમથલ થઇ એમ 'ડેઇલી ક્રોનીકલ'ના પ્રતિનિધિને ખબર મળી પણ તેઓ શું નિર્ણયપર આવે છે તે બહાર પડયું નહીં. તે બે દિવસના ગાળામાં પોલીસ શું કરશે તેની ચર્ચા થઈ રહી હતી, પણ તે અધીરી વધું વખત રહી નહીં, કારણ કે શુક્રવાર લગણમાં કંઇ જવાબ ન મળવાથી પોલીસે પ્રથમથી સમજ્યા મુજબ હડતાલ પાડી. સવારે અને બપોરે મંડળની કચેરીમાં એક સરખા ખબર આવવા માંડયા કે અમુક અમુક જીલ્લામાં પોલીસને ખબર મળી છે અને તેઓ હડતાલમાં સામેલ થયા છે. સ્કોટલેન્ડ યાર્ડ આગળ હડતાલીઓ ભેગા થવા માંડયા અને સાં આગળ અમલદાર વગર કોઇ પણ પોલીસ 'યુનીફોર્મ' માં રહ્યો નહતો. સાંજ લગણમાં છુપી પોલીસ (સી. આઇ. ડી.) ના બધા આદમી હડતાલમાં સામેલ થઇ ગયા હતા, અને તે સાથે સ્કોટલેન્ડ યાર્ડની બધી શાખાના આદમીઓ એકમત છે અને હડતાલમાં સામેલ થયા છે એવા ખબર મળ્યા.

સાંજના ૭ વાગના લગણમાં જે પોલીસો પાર્લામેન્ટ તથા બીજી સરકારી કચેરીઓમાં હતા તે પણ હડતાલમાં જોડાયા. આ ઉપરથી, "London is practically without its police." લન્ડન શહેર લગભગ પોલીસ વગરનું છે, એમ ડેઇલી ક્રોનીકલે તા. ૩૧ મી ઑગસ્ટે જણાવ્યું.

હડતાલ પડી ચુકવા છતાં તેમના પત્રોનો કંઇપણ રીતસરનો જવાબ આવ્યો નહીં. બપોરના એના શુમારે જનરલ સ્મટસ-કે જે વોર કેબીનેટમાં સભાસદ હતા-તેના તરફથી સંદેશો આવ્યો કે પોલીસની માગણી સંબંધમાં દરેક જીલ્લાના તેમના બે પ્રતિનિધિઓ સાથે તેઓ "હોમ ઑફીસમાં" ૩-૩૦ વાગે વાતચીત કરવા ખુશી છે. જનરલ સ્મટસને જવાબ આપવામાં આવ્યો કે, "જો તમો મળવા તત્પરજ હો તો અમારા જીલ્લાવારના પ્રતિનિધિઓને બદલે અમારી (મંડળની) કાર્યકારિણી સમિતિનેજ મળવાનું કબુલ કરો તથા ત્રણ વાગે લન્ડન ટ્રેડ કાઉન્સીલ સાથે અમો મસલત કરવાના હોવાથી સાડાત્રણ વાગતાને બદલે ત્યાર પછી કોઈ પણ વખતે મળવાને અમો રાજી છીએ."

લન્ડન ટ્રેડ કાઉન્સીલે પોતાની બનતી સહાય તથા ટેકા આપવાનું કબુલ કર્યું. એમની લડતને આથી મોટો ટેકો મળ્યો. કૉન્ફરન્સ પુરૂં થતાંજ તેઓ જનરલ સ્મટસ પાસે ગયા. ત્યાં એમને કહેવામાં આવ્યું કે બપોરે જણાવેલી સરતો કબુલ હોય તો જ તેઓ વાતચીત કરવા માગે છે. કાર્યકારિણી સમિતિએ એ માંગણી ધુતકારી કાઢી તથા તેમના અનુયાયીઓને ખબર આપી કે ટાવર હીલપરની રાત્રે મળનારી જાહેર સભામાં તેમનો ઠરાવ જણાવવામાં આવશે.

કાર્યકારણી સમિતિના સભાસદો જનરલ સ્મટસ જોડે વાટાઘાટ કરવા "હોમ ઓફીસમાં" ગયા હતા ત્યારે તેમના અનુઆયીઓ રસ્તે આવતા જતા લોકોને અટકાવી પોતાની માંગણી શું છે, હડતાલ શા માટે પાડવામાં આવી છે, તે જણાવતા હતા.

ગોઠવણ મુજબ સ્કોટલેન્ડ યાર્ડમાં પાર્લામેન્ટ આગળ થઇ સ્મીથ સ્કવેર વટાવી તેઓ ટાવરહીલ પહોંચ્યા.

ટાવરહીલપર જ્યારે પોલીસ ભેગી થઇ ત્યારે માલુમ પડયું કે તેમના ઇન્સપેકટર વિગેરે સાદા પોષાકમાં ત્યાં ભેગા થયા હતા. આ ઉપરથી એવા જે કોઇ તે ટોળામાં ઘુસી ગયા હતા તેમને બહાર કાઢવામાં આવ્યા.

તેમની મંડળીના ઉપપ્રમુખ, મી. જેમ્સ માર્સટને તે ૫૦૦૦ સિપાઇઓની સભાનું પ્રમુખસ્થાન લીધું. મી. માર્સટને જણાવ્યું કે કામદાર વર્ગની સંપૂર્ણ સહાનુભૂતિ છે. સભાએ ઠરાવ કર્યો કે તેમની કાર્યકારિણી સમિતિ વઝીર કે જનરલ સ્મટસ અથવા સરકાર તરફના કોઇપણ અમલદારને હોમ ઓફીસમાં મળવા જશે તથા તે પ્રસંગે બધાએ એકત્રિત થઇ 'વ્હાઇટ હોલ' જવું.

આ સભાનું કામ ચાલતું હતું તેવામાં ખબર પડી કે વાઇન સ્ટ્રીટ ચોકી ઉપરના પોલીસને ત્યાં રોકવામાં આવ્યા છે. ૫૦૦૦ પોલીસનું ધાડું, સભામાંથી નીકળી વાઇન સ્ટ્રીટ ચોકી ઉપર ગયું અને આખા મકાનની જડતી લેવા માંગણી કરી. તેમને સમજાવવામાં આવ્યા કે કોઇપણ સિપાઇને તેની ઇચ્છા વિરૂદ્ધ રોકવામાં આવ્યો નથી; છતાં હડતાલવાળાઓએ તપાસ કરવા આગ્રહ કર્યો અને તે માંગણી તેમનાજ અમલદારોને કબુલ કરવી પડી. એમના સુભાગ્યે કોઇ પણ આદમી ત્યાં રોકી રાખવામાં આવ્યો નહતો. ડેઇલી ક્રોનીકલ લખે છે કે આ હડતાલને લીધે જનમાર્ગ ઉપર ઘણી ગડબડ થશે એવી સામાન્ય ભીતિ હતી, પણ નિયમ તથા હુકમથી ટેવાઇ ગયલા ગાડીવાળાઓ તથા લોકો વચ્ચે કોઇ પણ જાતની 'અથડાઅથડી' થઇ ન હતી અને તે દિવસ શાંતિમાં પસાર થયો હતો.

### હડતાલનો અંત.

વઝીર મી. લોઇડ જોર્જની પોલીસના નેતા સાથેની મસલતના પરિણામે શનીવાર તા. ૩૧ મી ઓગસ્ટે હડતાલનો અંત આવ્યો.

ટાવર હીલપર મેળવવામાં આવેલી જાહેર સભામાં મી. લોઇડ જોર્જે જણાવેલી સરતો હડતાલીઆઓને જણાવવામાં આવતાં ખુશાલીના પોકાર સાથે તેઓએ તે કબુલ કરી, અને રાતના દસ વાગતા લગણમાં તો રાતપાળીના બધા સિપાઇઓ પોતપોતાને ઠેકાણે હાજર થઇ ગયા હતા.

સર જોર્જ કેવે હોમ ઑફીસમાં તથા મી. લોઇડ જોર્જે મંડળના નાયકોને જણાવેલી સરતો નિચે મુજબની હતી:—

"દરેક સિપાઇને અઠવાડીઆના પગારમાં ૧૩ શીલીંગનો વધારો. પેનશન માટે બધા સિપાઇનો ઓછામાં ઓછો પગાર ૪૩ શીલીંગના ધોરણપર કરવામાં આવ્યો.

(૨) લડાઇ અંગેનું અઠવાડીયાનું ભથ્થું ૧૨ સીલીંગ.

(૩) લડાઇ અંગેનું બાળકનું અઠવાડીયાનું ભથ્થું અઢી શીલીંગ.

(૪) વિધવાઓને અઠવાડીયાનું દસ શીલીંગ પેન્શન.

(૫) બરતરફ કરવામાં આવેલા જમાદાર પી. સી. થાયલની વગર સરતે ફરી નીમણુંક.

(૬) સિપાઇઓને પ્રતિનિધિત્વ મળે એવી વ્યવસ્થા."

ઉપર પ્રમાણે સિપાઇ અને તુરંગ અમલદારોના પ્રજાકીય મંડળની કાર્યકારિણી સમિતિ સાથે પ્રથમ સરતો નક્કી થઇ એટલે તે મંડળ પણ સરકારે માન્ય કર્યું ગણાયું. એમ કરતાં એ બાબત કંઈ શંકા રહી જાય તે સારૂ સભા વખતે એ પ્રશ્ન પૂછાયો પણ ખરો તથા મંડળ માન્ય કરવામાં આવ્યું છે એવો ખુલાસો પણ થયો. સભા બરખાસ્ત થયા બાદ હડતાલીઆઓ થાયલને ખભે બેસાડી થાણાપર લઇ ગયા હતા.

શનીવારે રાત્રે વાત બહાર આવી કે સર એડવર્ડ હેનરીએ પોલીસ કમીશનર તરીકેના હોદ્દાનું રાજીનામું આપ્યુ હતું અને તે સરકારે કબુલ કરી તે જગ્યાએ લેફ્ટનન્ટ જનરલ સર નેવીલ મેકરેડીની નિમણુક પણ કરી દીધી હતી.

ઉપરના વૃત્તાંતપરથી જોઈ શક્યા હશો કે સાધારણ લાગતા નિમિત્તની ઓથે વિલાયતની પોલીસે જે પગલું ભર્યું તેવુ જો અત્રે કંઇ કરવામાં આવ્યુ હોય તો સર સનાતન સત્ય જેવા ચકાર પુરૂષો જરૂર કહે કે અમારા દેશી જનોએ કાગનો વાઘ કરી મુકયો છે. નામદાર નાજર (Sheriff) સાહેબો જેવા પણ શીખામણની વાત આપે કે સત્તા આગળ શાણપણ ન ચાલે, સર હારકોર્ટ બટલર જેવા કારાગૃહવાસ કરાવે કે દેશવટો અપાવે. આટલુંજ નહીં પણ લોર્ડ પેન્ટલેન્ડ જેવાની સરકાર, મજુર વર્ગ પોતાની વ્યાજબી માંગણીનો અસ્વીકાર થતાં હડતાલ પાડે તો તે દોષનો ટોપલો સ્વરાજ્યવાદીઓ ઉપર ઢોળી પાડે અથવા એવા મંડળો સ્થપાય તેમાં અરાજકતા કે બીનવફાદારીની પણ તેમને ગંધ આવે. હાલ આપણે ત્યાં ગમે તે સ્થિતિ હો પણ એટલું તો ખરૂં કે જતે દિવસે આપણા ઉપર પણ પશ્ચિમની ચળવળોની, આ પ્રકારની હડતાલોની અસર થવાનીજ, આપણી સત્ય અને પ્રમાણીક માગણીઓ એ હથીઆર મારફતે કબુલ કરવામાં ઓમ મળવાનું. હું હડતાલોનો પક્ષકાર નથી છતાં પણ વચલા વર્ગના કરકુનો અને મહેતાજીથી માંડીને કારખાનામાં ચૌદથી અઢાર કલાક કામ કરતા ગરીબ મજુરોની દારિદ્ર અવસ્થા તરફ આંખ મીચામણા કરનાર કે તેમની મજુરીનો ગેરલાભ લેતા થોડા મુઠ્ઠીભર મુડીવાળાઓનો હું પક્ષકાર નથી. હડતાલ પાડવા જેવી સ્થિતિ ઉપસ્થિત ન થાય એ ઇચ્છવા જોગ છે પણ અરજી અને કાલાવાલાથી જ્યારે સરકાર અને તવંગરોનાં હૃદય ન પીગળે કે,

તેમની મારફતે ન્યાય ન મળી શકે ત્યારે જે પ્રકારે એ શુભ નેમ પાર પડી શકાય તેવા ઉપાય યોજવા એ અઘટીત તો નથીજ. આજ કારણને લીધે લન્ડનની પોલીસે પોતાનું મંડળ માન્ય કરાવવા તેમજ પગારમાં વધારો કરાવવાને છેક અંતિમ પગલું ભર્યું. જોવાની ખુબી તો એ છે કે એ ભાંજગડની પતાવત કરવામા મી. લોઈડ જોર્જ જેના પડયા. મી. લોઇડ જોજ કે જે લડાઈના કામ નીચે ફટાઈ ગયલા તેઓએ આ કામ સારૂ વખત ફાજલ પાડયો એટલુંજ નહીં પણ હડતાલ પાડી ગુન્હેગાર ઠરેલાને ગુન્હાની મ્હાલી આપી ઓર પગારમાં વધારો આપ્યો. અને પોલીસ ખાતાના વડાને (પ્રખ્યાત²) ઓહ્વાપરથી વાનપ્રસ્થ થવુ પડયું! મુબઇના ગવર્નર મી. લોઇડ જોર્જ નહતા પણ દયાળુ લોર્ડ વીલીંગડન હતા કે જેઓએ રેલ્વે કામદારોની હડતાલ પ્રસંગે ન તો વચ્ચે પડી સમાધાન કરવાનું માથે લીધુ કે ન તો હડતાલીઆના કુટુંબ કબીલાને ખાવાનું પુરૂ પાડતા દેશસેવકોની કદર બુઝી તેમની સાથે કામ કર્યું, ઉલટો વિરોધ મુકાવ્યો.

મુડીવાળા, રાજદરબારમાં લાગવગવાળા કે સરકાર સામે લડત ચલાવવાના પ્રસંગોએ એકત્રિત બળની મોટી જરૂર છે, છુટાછવાયા સત્યાગ્રહના છમકલાં તો તેઓ કયાંએ દાબી દઇ શકશે, અને તેથી પશ્ચિમનો દાખલો લઇ કાયદાપૂર્વક રીતસરની લડત ચલાવવાને આપણે ત્યાં આવા મંડળો સ્થપાવાની જરૂર છે, કે જે વ્યક્તિ તેમજ સમગ્ર મજુરવર્ગ, કારકુનો, મહેતાજી કે સિપાઈઓના હિત ઉપર સદા નજર નાખે, ગેરઇનસાફ ન થવા દે અને તેમના એકત્રિત બળ આગળ વિરૂદ્ધ પક્ષની સત્તા હચમચાવે. એક વ્યક્તિ, સાધનહીન મનુષ્ય, કાયદાની સલાહ વગરના આદમીને, પોતાના દુઃખો સત્ય હોય; પોતે જુલમ નીચે કચડાતો હોય, પારકાને ગબ્બર બનાવી પોતે કંગાળ બનતો હોય છતાં તેનો પીપુડીનો અવાજ સત્તાધિશોના ઢોલ તાંસાંના અવાજમાં કયાંએ લપાઇ જાય! એ ઢોલ તાંસાના અવાજ કરતાં પણ સૂરવાળો કે બેસૂરો મોટો અવાજ કાઢવાનું તો જ્યારે કામદાર મંડળો રચાય ત્યારેજ શકય છે અને ત્યારેજ આપણા મજુરીઆત કે પછાત વર્ગની આર્થિક તેમજ સાંસારિક સ્થિતિ સુધરી શકશે.

જેઓ એ ઝુંબેશમાં પ્રથમ આગળ પડશે તેઓને ઘણાં કષ્ટ સહન કરવાં પડશે. ઘણી જવાબદારી વહોરવી પડશે, કદાચ સરકારની અવકૃપાના ભોગ થવું પડે, પ્રતિષ્ઠિત ગણાતા નાગરિકો કે શેઠોની વક્રદષ્ટિ તેમના પર થાય એમ હોવા છતાં સત્ય ખાતર ફત્તેહ મેળવવા ખાતર, પોતાનાજ દેશી જનોની સ્થિતિ સુધારવા ખાતર થોડો ઘણો ભોગ દોઇ અને કોઇએ પણ આપવોજ પડશે. એવા ભોગો આપવા તત્પર થઇશું, એવા દુઃખો પ્રસન્ન મને સહન કરીશુ, ત્યારેજ વિજયની મિઠાશ માલુમ પડશે. દયા કે બક્ષીસ તરીકે કાંઇ ન મેળવતાં, કામદારવર્ગ પોતે પોતાના ચારિત્રથી, મનોબળ અને ખંતથી, કાયદાપૂર્વકની લડતથી તથા પોતાના વાસ્તવિક હક તરીકે જે કંઇ માતબરો શેઠ કે અધિકારી કે સરકાર પાસેથી મેળવશે તેની લહેજત જુદી જ આવશે.

ધીરજલાલ છગનલાલ.

---

# સુરતનું જાહેર જીવન.

## સુરત.

ઇન્ફ્લુએન્ઝા નિવારક હીલચાલ.

આ શહેરમાં અને જીલ્લામાં ઇન્ફ્લુએન્ઝાના રોગથી પીડિતોને મફત દવા આપવાની તથા ગરીબ દરદીઓને દવા તેમજ ખોરાક આપવાની ગોઠવણ અત્રેના "મિત્રમંડળ" તરફથી કરવામાં આવી હતી. એ મંડળે ઉઘાડેલા ફંડમાં રૂા. ૧૨૦૦ ભરાયા હતા. તેમજ મુંબઇની સોશિયલ સર્વિસ લીગ તરફથી આઠેક હજારની કિમ્મતની દવા મળી હતી. "પાટીદાર વિદ્યાર્થી આશ્રમના" વિદ્યાર્થીઓની મદદથી દિવાળીના દિવસોમાં લગભગ ૧૦૦ કરતાં વધુ ગામોમાં દવા વહેંચવામાં આવી હતી. સુરત શહેરમાં જુદા જુદા લતાઓમાં ૨૫ અને ગામડાંઓમાં ૫૦ સેન્ટરો સ્થાપવામાં આવ્યાં હતાં. એકંદરે પાંચથી સાત હજાર માણસોએ લાભ લીધો છે. આવીજ બીજી હીલચાલ "જીવદયા પ્રસારક મંડળ" તરફથી પણ કરવામાં આવી હતી. એ મંડળે ઉઘાડેલા ફંડમાં રૂ. ૫૦૦ જેટલા ભરાયા હતા અને સુરતનાં પરાઓમાં એ મંડળ તરફથી સેન્ટર ખોલવામાં આવ્યાં હતાં. તેમજ ૪૧ ગામોમાં મફત અને ૨૭ ગામોમાં અડધી કીંમતે દવા પૂરી પાડવામાં આવી હતી.

અત્રેના જૈન લોક તરફથી ગોપીપરામાં એક ધર્માદા દવાખાનું ખોલવામાં આવ્યું હતું. ત્યાંથી દરદીઓને દવા ઉપરાંત દૂધ પણ મફત આપવાની ગોઠવણ થઇ હતી, એ દવાખાના તરફથી "મિત્રમંડળ" ને પણ મદદ આપવામાં આવી હતી. આ ઉપરાંત મહાજન તરફના "હિંદુ ધર્માદા દવાખાના" તરફથી પણ લોકોને સારી મદદ મળી હતી.

ચોર્યાસી તાલુકાની લોકલબોર્ડે પણ રૂ. ૫૦૦ આ કામ માટે મંજુર કરીને ગામડાંઓમાં દવા વહેંચાવી હતી. આ કાર્યને માટે બોર્ડને ધન્યવાદ ઘટે છે.

આમ પ્રજાકીય સંસ્થાઓ આ આફતમાં પોતાની ફરજ તત્પરતાથી બજાવી રહી હતી જ્યારે અહીંની મ્યુનિસિલિટિ તરફથી એ રોગનિવારણ માટે રમત જેવી યોજના હાથ ધરવામાં આવી હતી. દરેક કાઉન્સિલરને ૫૦-૧૦૦ ક્વીનાઇનની ગોળી અને થોડા પોટાશ પર મેંગનેટનો ભૂકો આપવા ઉપરાંત એકાદ ફરતી ડિસ્પેન્સરીની યોજના કરવામાં આવ્યું કહેવાય છે, પણ તેનો લાભ કેટલા માણસોએ લીધો તે જાણમાં નથી. "મિત્રમંડળ" ના સેક્રેટરીઓ રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા, અને રા. નર્મદાશંકર બાલાશંકર પંડ્યાએ કલેક્ટર સાહેબની મુલાકાત લીધી હતી અને ગામડાંઓ માટે સરકારે શી યોજના કરવા ધારી છે તે જાણવા ઇચ્છા દર્શાવી હતી. કલેક્ટર સાહેબને આ રોગમાં દવાની જરૂરિઆત વસી ન હતી અને તેથી સરકાર તરફથી કોઇપણ યોજના ઘડાયલી ન હતી. સ્વરાજ્યને માટે હિંદીઓ નાલાયક છે કે અમલ ચલાવવાને હાલની મુરાકસી, તે આવા પ્રજાકીય આફતના પ્રસંગોમાં બરાબર માલમ પડી આવે છે.

સ્વ૦ રણછોડલાલ વા-વાભાઇ સ્મારક ફંડ.

આ ફંડમાં અત્યાર સુધીમા રૂ. ૨૦૦ વસુલ થયા છે. અને હજી થોડા વસુલ થવાના બાકી છે. એ નાણાંની શી વ્યવસ્થા કરવી તે નકી કરવા તા. ૧-૧૨-૧૮ ને રોજ નાણાં ભરનારાઓની એક સભા સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે આ ફંડમાંથી સ્વ૦

રણજીતરામકૃત અપ્રસિદ્ધ પુસ્તકોમાંનું એક પુસ્તક છપાવવું અને એ પુસ્તકનો હક મર્હુમના કુટુંબને આપી દેવો. આ કાર્ય કરવાને માટે સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજી પ્રો૦ મંજુલાલ દવે, રા. નર્મદાશંકર પંડયા, રા. ચુનીલાલ શેલત અને રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇની કમિટી નીમવામાં આવી હતી. સભાએ સૂચના કરી હતી કે બની શકે ત્યાં સુધી સ્વર્ગસ્થે કરેલી "ગુજરાતના ઇતિહાસની નોંધ" અથવા તો "લોકગીત સંગ્રહ" એ એમાંથી એક પુસ્તક છપાવવું.

**સ્વ૦ ચુનીલાલ ઘેલાભાઇ શાહ સ્મારક ફંડ.**

સુરતમાં કેળવણીના વિકાસ માટે ૩૦ વર્ષ સુધી અવિરત પ્રયત્ન કરનાર, "સાર્વજનિક હાઇસ્કૂલ" અને "સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી" સ્થાપન કરનાર તથા "સુરત સાર્વજનિક કોલેજ" ના ઉત્પાદકોમાંના એક સ્વ૦ ચુનીલાલ ઘેલાભાઇ શાહના અવસાનથી આ શહેરને ન પૂરી શકાય એવી ખોટ ગઇ છે. સ્વર્ગસ્થની સેવાની કદર કરવાને સુરતના શહેરીઓની એક જાહેર સભા તા. ૯ મી નવેમ્બરને દિવસે અહીંના નગીનચંદ ઇન્સ્ટીટયુટમાં મળી હતી. તેમાં સ્વર્ગસ્થની યાદગીરી કાયમ રાખવા માટે યોગ્ય ફંડ એકત્ર કરવા એક કમિટી નીમવામાં આવી હતી. એ કમિટીમાં અત્યાર સુધીમાં રૂ. ૩૫૦૦ ભરાઇ ચૂકયા છે. ફંડ હજુ ચાલુ છે. સ્વર્ગસ્થના જુના વિદ્યાર્થીઓ પણ ફંડ એકત્ર કરવા પ્રયત્ન કરી રહ્યા છે, તેમણે અત્યાર સુધીમાં રૂ. ૧૧૫-૦-૦ એકત્ર કર્યા છે. વળી હાલના વિદ્યાર્થીઓએ પણ પોતાના તરફનું ફંડ એકત્ર કરવા માંડયું છે, અને તેમાં રૂા. ૨૫૦ થયા છે. આ ઉપરાંત મુંબઇમાં પણ સ્વર્ગસ્થના સ્મારક માટે ફંડ એકત્ર કરવા સભા મળી હતી. આ ફંડનો નાણાં ભરનારાઓના નિર્ણય અનુસાર ઉપયોગ કરવામાં આવનાર છે. હાઇસ્કૂલ અને કોલેજની પ્રવૃત્તિ પછી સ્વર્ગસ્થનો ઇરાદો એક નમુનેદાર પ્રાથમિક શાળા સ્થાપન કરવાનો હતો. તો તેમના સ્મારક ફંડનો સ્વર્ગસ્થની એ મુરાદ બર લાવવામાં ઉપયોગ થાય તો તે કરતાં બીજો વધારે સુંદર ઉપયોગ ભાગ્યેજ હોઇ શકે. વસોના જેવી પ્રાથમિક શાળા આ ફંડમાંથી સુરતમાં સ્થાપવામાં આવે અને તે "સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી"ના હવાલામાં રહે તો સોસાયટી પ્રાથમિક શિક્ષણથી માંડીને કૉલેજના શિક્ષણ સુધીનું ઉચ્ચ શિક્ષણ આપનારી સંસ્થાઓ પૂરી પાડવાનું અભિમાન લઇ શકે; અને લોકોની એક મોટી જરૂરિઆત પણ પૂરી પડે.

આશા છે કે નાણાં ભરનાર ગૃહસ્થો અને કમિટિના સંચાલકો આ સૂચના ઉપર ધ્યાન આપશે.

**પ્રો. પી. સી. જસોતાનીનું સ્મારક.**

અહીંના સાર્વજનિક કોલેજના પરસ્યન પ્રોફેસર શ્રીયુત પી. સી જસોતાનીનું ઇન્ફલુએન્ઝાથી અકાળ અવસાન થવાથી કૉલેજને મોટી ખોટ ગઇ છે. મર્હુમ પર્સ્યન ભાષા ઉપર અસાધારણ કાબુ ધરાવતા હતા, દેશાભિમાન અને સેવાની ભાવનાથી ભરેલા હતા, અને પોતાના પગારમાંથી પાંચ પાંચ રૂપીઆની બે સ્કૉલરશીપ ગરીબ વિદ્યાર્થીઓને આપતા. તેઓ એક સિંધી હોવા છતાં આ શહેરની સંસ્થામાં સ્વયંસેવક તરીકે હતા. મર્હુમની યાદગીરી કાયમ રાખવા કૉલેજના વિદ્યાર્થીઓએ એક ફંડ એકત્ર કર્યું છે અને તેમાંથી તેમનો ફોટો કૉલેજના મકાનમાં મૂકવાનું ઠરાવવામાં આવ્યું છે.

ડિસ્ટ્રીક્ટ એસોશિએશન.

તા. ૩-૧૨-૧૮ ને દિવસે એસોશિએશનની સભા મળી હતી. તેમાં દીલ્હી કોંગ્રેસ માટે પ્રતિનિધિ ચૂંટવામાં આવ્યા હતા અને શ્રીજી "ગુજરાત રાજકીય પરિષદ"ને એસોશિએશનના પ્રમુખની સૂચનાથી રા. કલ્યાણજીએ આપેલું આમંત્રણ કાયમ રાખવામાં આવ્યું હતું.

મ્યુનિસિપાલિટિ-મતાધિકાર.

રૂ. ૬ નો કર ભરનારને અત્યાર સુધી મ્યુનિસિપલ ચુંટણીમાં મત આપવાનો અધિકાર હતો. મત આપનારાઓની સંખ્યામાં વધારો થાય તે માટે ઉત્તર વિભાગના કમિશ્નરની સૂચના અનુસાર એ રકમ ઘટાડીને રૂ. ૪ાા ની ઠરાવવા સૂચવાયું હતું. પરંતુ તેથી મતાધિકારીઓની સંખ્યામાં નજીવો વધારો થતો હોવાથી કમિશ્નરે હજી પણ ઓછો આંકડો ઠરાવવા લખી જણાવ્યું હતું. આથી રૂપીઆ દોઢનો કર ભરનારને ચૂંટણીમાં મત આપવાનો અધિકાર આપવાનો ઠરાવ હોમરૂલર કાઉન્સિલરોની બહુમતિથી પસાર થયો હતો. જ્યારે કેટલાક પ્રજાકીય અને નિમાયલા સભાસદોએ ધીમે ધીમે ગાડું હાંકવાની દલીલ કરી વિરોધ દર્શાવ્યો હતો, પરંતુ તેઓનો પરાજય થયો હતો.

થિઓસૉફિકલ સોસાયટી.

આ સંસ્થા તરફથી તા. ૧૩ અને ૧૪ મીના દિવસોએ રા. હુરજીવન કાલિદાસ મહેતાએ બાલાજીના મંદિરમાં "મનુષ્યનો સામાન્ય ધર્મ" અને "મનુષ્ય મુમુક્ષુ અને મહાત્મા" એ વિષયો ઉપર જાહેર ભાષણ આપ્યાં હતાં, તેમજ મી. ખરશેદજી જે. વી. વહાડીઆએ સોસાયટીના મકાનમાં તા. ૧૯, ૨૦ અને ૨૧ મીએ અનુક્રમે "બ્રહ્મ વિદ્યાથી મળતો આત્મિક આનંદ" "મહાત્માઓની હસ્તી અને તેઓ સાથે આપણો સંબંધ" અને "સ્ત્રી, દુનીઆમાં અને સંસારમાં તેનું કાર્ય" એ વિષયો ઉપર ભાષણો આપ્યાં હતાં.

જીવદયા પ્રબોધક મંડળ.

આ મંડળ તરફથી તા. ૧૫-૧૨-૧૮ ને રોજ રા. હુરજીવનદાસ કાલિદાસ મહેતાએ "સામાજીક ઋણ" એ વિષય ઉપર રા. સા. મધુવચરામ બ્રહ્મતરામ હોરાના પ્રમુખપણા નીચે, અને તા. ૨૨-૧૨-૧૮ ને રોજ મી. ખરશેદજી વાડીઆએ "આપણું કર્તવ્ય" એ વિષે માગવીની વાડીમાં જાહેર ભાષણો આપ્યાં હતાં.

સ્ત્રી સમાજ.

સ્ત્રી સમાજમાં તા. ૧૪-૧૨-૧૮ ને દિવસે રા. હુરજીવનદાસ મહેતાએ "આપણા ધાર્મિક દિવસો" ઉપર, તા. ૧૮-૧૨-૧૮ ને રોજ ડૉ. કરસુખ હોરાએ "સુધારાની યોજનામાં સ્ત્રીઓનું સ્થાન," અને તા. ૨૧-૧૨-૧૮ ને રોજ મી. ખરશેદજી વાડીઆએ "સ્ત્રી અને તેનું કાર્ય" એ વિષય ઉપર ભાષણો આપ્યાં હતાં.

માંડવી તાલુકામાં દુકાળ.

આ વર્ષે માંડવી તાલુકામાં સખત દુકાળ પડેલો હોવાથી "માંડવી તાલુકા ખેડુત એસોશિએશન" દ્વારા મહેસુલ મુલતવી રાખવાની હીલચાલ ચાલી રહી છે. તેમજ માંડવીમાં ગરીબ લોકોને સસ્તા દરે અનાજ આપવાની દુકાન ખોલવાની યોજના કરવામાં આવી છે. ફંડમાં રૂ. ૭૦૦ ભરાઇ ગયા છે. મુંબઇની ફેમીન રિલિફ કામિટિની મદદ માગવામાં આવી છે. શ્રીયુત શંકરલાલ બૅંકર, રા. ડાહ્યાભાઇ દેસાઇ વગેરે હોમરૂલરો પ્રસંગોપાત તાલુકાની મુલાકાતે

જતા રહે છે. સત્તાવાળાઓ ગરીબ ખેડુતોની સ્થિતિ ધ્યાનમાં રાખી ખેડા જેવું પ્રકરણ ઉપસ્થિત કરવાની ભૂલ ન કરશે એવું અમે ઇચ્છીએ છીએ.

**હોમરૂલ લીગ પ્રવૃત્તિ.** તા. ૧૫-૧૨-૧૮ ને રોજ અત્રેના આર્ય સમાજ મંદિરમાં રા. શંકરલાલ ઘેલાભાઇ બેંકરે "મુંબાઇના ટાઉનહોલની મિટિંગ" ઉપર જાહેર ભાષણ આપ્યું હતું. સભામાં હાજરી અસાધારણ હતી. આખો હોલ, ગેલેરી અને બહારના ઓટલા પણ ચિકાર હતા. સભાએ મુંબઇના લોકનાયકોએ આત્મનિર્ણયનો સિદ્ધાંત અમલમાં મૂકવામાં જીવના જોખમે પણ પ્રયત્ન કરી બહુમતની ફતેહ મેળવી હતી તે બદલ તેમને અભિનંદન આપવાનો ઠરાવ પસાર કર્યો હતો.

**લીગની વાર્ષિક સભા.** તા. ૨૩-૧૨-૧૮ ને રોજ રા. ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇના પ્રમુખપણા નીચે લીગની વાર્ષિક સભા મળી હતી. મંત્રી ડૉ. કરસુખ હેરાએ વર્ષ દરમિયાન થયલા કામકાજનો રિપોર્ટ રજુ કર્યો હતો.

તા. ૧૩ મી સપ્ટેમ્બરે ૬ સભાસદથી લીગની શરૂઆત આ શહેરમાં થઇ હતી. ૧૯૧૭ ના જુનમાં તે સંખ્યા ૨૩ ની હતી. મિસિસ બિસેંટની નજરકેદથી આ સંખ્યામાં અસાધારણ વધારો થયો ને રિપોર્ટવાળા વર્ષને અંતે ૧૨૩૯ હિંદુ, ૭૬ મુસલમાન, ૭ પારસી અને ૩ સ્ત્રી સભાસદ મળી એકંદર સંખ્યા ૧૩૨૫ની થઇ છે. આ ઉપરાંત જીલ્લામાં ૬૮ શાખાઓ સ્થાપવામાં આવી છે, અને તેના સભાસદોની સંખ્યા ૨૩૪૨ ની છે. દશ ગામના રિપોર્ટ મળી શકયા નથી. ના. હિન્દી પ્રધાનને કરવામાં આવેલી સ્વરાજ્યની અરજી ઉપર ૨૬૦૦૦ સહી લેવામાં આવી હતી, અને આખા ગુજરાતમાં સુરતનું સ્થાન આ કાર્યમાં પહેલું હતું. વર્ષ દરમિયાન સુરત શહેરમાં ૫૨ જાહેર સભાઓ ભરવામાં આવી હતી. લો. મા. તિલક, મિસિસ બિસેંટ, મહાત્મા ગાંધી, લો. મા. ખાપરડે, મી. હોર્નીમેન, મી. જમનાદાસ, મી. બેંકર વગેરે લોકનાયકોનાં ભાષણોનો લાભ લોકોને મળ્યો હતો. રાષ્ટ્રીય કેળવણી ફંડ માટે રૂ. ૧૦૦૦ એકત્ર કરવામાં આવ્યા હતા. સુરતમાં મીલ કામદારોની હડતાળ વખતે કામદારોએ લીગની મદદ માગી હતી. કાર્યવાહક મંડળના મળ્યો, માલિક અને મેનેજરને મળીને સંતોષકારક નિકાલ લાવી શકયા હતા. વર્ષ દરમિયાન લીગની ૩ જનરલ સભા, ૨૧ મેનેજીંગ કમિટિની સભા અને ૧ આખા જીલ્લાના મંત્રીઓની સભા મેળવવામાં આવી હતી. ૧૩૦ ગામોમાં કલકત્તા કોંગ્રેસના પ્રમુખનું ભાષણ વાંચવાની ગોઠવણ થઇ હતી. ૭૫ ગામોએ લો. મા. તિલક અને હોમરૂલરોનું અપમાન કરવા સામે તારથી વિરોધ દર્શાવ્યો હતો. હિન્દી પ્રધાનને આવકારના ૧૨૩ તાર મોકલવામાં આવ્યા હતા. વાર્ષિક ફી અને ફંડ મળીને જમા રકમનો સરવાળો રૂ. ૩૨૭૮-૪-૯ અને ખર્ચ રૂ. ૨૫૭૩-૯-૭ નો થયો હતો. રિપોર્ટ અને હિસાબ પસાર થયા પછી નવા વર્ષ માટે પ્રમુખ, ઉપપ્રમુખ અને કાર્યવાહક મંડળની ચૂંટણી કરવામાં આવી હતી. એ વખતે સભામાં રસભરી ચર્ચા ચાલી હતી. પ્રમુખે સભાસદો પોતાના હક્ક માટે કાળજી રાખતા જોઇને આનંદ પ્રદર્શિત કર્યો હતો. હિંદપર ૬૦ા કરોડના નાખવામાં આવેલા બોજાના સામે વાંધો દર્શાવનારો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.

કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા.

## ભરૂચ.

**શ્રી ભૃગુપુર સત્યશોધક મંડળનો વાર્ષિકોત્સવ.**

શ્રી ભૃગુપુર સત્યશોધક મંડળના વાર્ષિકોત્સવ નિમિત્તે, તા. ૩૦–૧૧–૧૮ ને રોજ, સાંજના, અત્રેની દશા લાડની વાડીમાં "વર્ણાશ્રમ ધર્મની આવશ્યકતા" એ નામના વિષયપર અમદાવાદના રા. રા. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીએ શેઠ હીમતલાલ માણેકલાલના પ્રમુખપણા નીચે જાહેર ભાષણ આપ્યું હતું. ઉપલે સ્થળે તારીખ ૧–૧૨–૧૮ની સાંજે વડોદરાવાળા રા. રા. હીરાલાલ શ્રોફે "મનુષ્યકર્ત્તવ્ય" એ વિષયપર રા. રા. બાળકીશનદાસ એલ., શાહના પ્રમુખપણા નીચે જાહેર ભાષણ આપ્યું હતું. તા. ૨ જી અને ૩ જીની સાંજના અત્રેના "ભરૂચા હોલમાં" "આપણી ઉન્નતિનો સાચો માર્ગ તથા રાણી જયમતિ" અને "ભારતનું ભવિષ્ય અને કન્યા અસામાન્યા" એ નામક વિષયોપર અનુક્રમે રા. રા. રેવાશંકર નાગેશ્વર હરીવિશારદે જાહેર વ્યાખ્યાનો રા. રા. મોતીલાલ સાકરલાલ ઠાકોર અને મી. એમ. એફ. આલમશાના પ્રમુખપણા નીચે આપ્યાં હતાં. આવી સ્તુત્ય ધર્મપ્રવૃત્તિને પરિણામે ઉક્ત મંડળમાં કેટલાક સભાસદો વધ્યા હતા અને બીજી રીતની પણ મદદ મળી હતી.

**રા. હરજીવનદાસ મહેતાનાં વ્યાખ્યાનો.**

૨. તા. ૨–૧૨–૧૮ તેમજ તા. ૮ અને ૯ ડીસેમ્બર સને ૧૯૧૮ ના દિવસોએ જૈન મુનીમહારાજ રત્નવિજયજીએ અત્રેની "દશા લાડની વાડીમાં" તેમજ "ભરૂચા હોલમાં" ધર્મવ્યાખ્યાનો જાહેર પ્રજા રૂબરૂ કર્યાં હતાં તથા અત્રેની થીઓસૉફીકલ સોસાયટી દ્વારા જાણીતા થીઓસૉફીસ્ટ રા. રા. હરજીવનદાસ કાળીદાસ મહેતાએ તા. ૧૦, ૧૧; અને ૧૨ ડીસેમ્બર સને ૧૯૧૮ ના દિવસોની સાંજે અત્રેની "દશા લાડની વાડીમાં" માં "આપણી ગરીબી અને તે દૂર કરવાના ઉપાય," "ભારત માતાની સેવામાં જ્ઞાતિઓનો હિસ્સો" તથા "ધર્મ સંસ્થાઓના ધનનો ઉપયોગ" એ વિષયો પર જાહેર વ્યાખ્યાનો આપ્યાં હતાં.

૩. તા. ૧૨–૧૨–૧૮ ને રોજ અત્રે "કોરોનેશન ડે" યોગ્ય રીતે ઉજવાયો હતો અને અત્રેની યુનીઅન હાઇસ્કુલ તેમજ નવી અંગ્રેજી શાળાએ રમત ગમતના મેળાવડા આ પ્રસંગે કીધા હતા.

૪. તા. ૧૫–૧૨–૧૮ ને રોજ અંકલેશ્વર મુકામે અંકલેશ્વર કસ્બાના ખેડુતોની પહેલી પરિષદ્ રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજીના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી.

૫. તા. ૧૧–૧૧–૧૮ ને રોજ જંબુસર મુકામે જંબુસર તાલુકાની સહકારી મંડળીઓની પરિષદ્ જીલ્લા કલેક્ટર મે. બ્લેથવેઇટ સાહેબના પ્રમુખપણા નીચે મળી હતી.

૬. તા. ૮–૧૧–૧૮ ને રોજ 'ભરૂચા હૉલ'માં જીલ્લાકલેક્ટર મે. બ્લેથવેઈટ સાહેબે દરબાર ભર્યો હતો.

૭. તા. ૨૮–૧૨–૧૮ ને રોજ સાંજના ૫–૪૫ મિનિટે કોઓપરેટીવ સોસાયટીના એસિસ્ટન્ટ રજીસ્ટ્રારે જીલ્લા કલેક્ટરના પ્રમુખપણા નીચે "ખેતી અને સહકારિતા" એ વિષય પર 'ભરૂચા હોલ'માં જાહેર ભાષણ આપ્યું હતું.

૮. તા. ૧૬, ૧૭ અને ૧૮ ડીસેમ્બર સન ૧૯૧૮ ના દિવસોએ મુંબાઇવાળા મી. ખરશેદજી જમશેદજી બમનજી વાડીઆએ જરથોસ્થી ધર્મને લગતાં ભાષણો આપ્યાં હતાં.

"ભરૂચી".

**મી. ઝાબવાળાનાં ભાષણો.**

મી ડીસેમ્બરે સુખશાંતિના નિયમો ઉપર ગેઇટી થીએટરમાં જાહેર ભાષણ આપ્યું હતું. એ ભાષણ જાદુઈ ફાનસની મદદથી આકર્ષક અને મનોરંજક થયું હતું. આવાં ભાષણો થવાથી સુખશાંતિના સંબંધમાં લોકોને ઘણું જાણવાનું મળે છે. મી. ઝાબવાળા મુંબાઇમાં આવાં ભાષણો ઠેકાણે ઠેકાણે આપે છે.

**ગુજરાત એન્જીનિયરિંગ સોસાઇટી.**

આ સોસાઇટી તરફથી ધી અમદાવાદ ન્યુ માણેકચોક મીલના એન્જીનિયર મી. ગોકળદાસ હાંસજીભાઇ પટેલે "પોલાદની બનાવટ" એ વિષે એક વિદ્વતાભર્યો નિબંધ ધી રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ ઇન્સ્ટીટયુટના મકાનમા વાંચ્યો હતો.

**પાનકોરના નાકાનો રસ્તો પહોળો કરવાની યોજના.**

ના. સરકારે અહીની મ્યુનિસિપાલિટીને રૂ. ૩બ્બા હજારની એક ગ્રાંટ આપી છે અને તે તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ ની અંદર શહેરની સુખશાંતિમાં વધારો કરનારા કોઇ કાર્યમાં વાપરવાની છે. આ ગ્રાંટ બે વર્ષ પહેલાં અપાઇ હતી પરંતુ તેનાં કાગળીઆં મ્યુનિસિપલ કમિશનર મી. માસ્ટર પાસે રહી ગયેલાં અને મ્યુનિસિપાલિટીની જનરલ બોર્ડ પાસે રજુ કરવામાં આવ્યાં નહતાં મી. માસ્ટરે બારોબાર આ ગ્રાંટમાંથી ભંગીઓનાં ઝુંપડાં બંધાવવા માટેની એક યોજના તૈયાર કરાવી હતી અને તે સંબંધમાં મ્યુનિસિપલ બોર્ડને કાંઇ પૂછયું નહતું આ બાબતમાં મી. વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલે બોર્ડમાં જાગૃતિ આણી અને એ ગ્રાંટ સંબંધી પ્રશ્નો પૂછ્યા, જેને પરિણામે નવા કામચલાઉ મ્યુનિસિપલ કમિશનર મી. ભાવેએ બોર્ડ સમક્ષ મી. માસ્ટરની ઉપર જણાવેલી ધારણાની વિગતો મૂકી, જણાવ્યું હતું કે પ્રમુખની સંમતિથી ખાડીઆના જળોવાડીના નાકાથી ચાર રસ્તા સુધીનો રસ્તો પહોળો કરવા માટેની એક યોજનાના ખડસદ્દા તૈયાર કરેલા છે. મેનેજીંગ કમિટીએ તે યોજના પસાર કરી હતી. પરંતુ જનરલ બોર્ડ આગળ તે કામ રજુ થતાં પાનકોરના નાકા આગળની દૂકાનો લઇને ત્યાંનો રસ્તો પહોળો કરવાની યોજના વધુ મતે પસાર થઇ છે. આ યોજના પસાર થઇ છે ખરી પણ એમ માનવામાં આવે છે કે ત્યાંની દૂકાનોનાં ભાડાં ઘણાં વધારે હોવાથી રૂ. ૩બ્બા હજારમાં આ યોજના પાર પડશે નહીં, અને ઓછામાં ઓછા રૂ. ૧ લાખ જોઇશે. આથી તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ ની અંદર યોજનાનું કામ પુરૂં કરવામાં નહીં આવે તો સરકાર તે ગ્રાંટ પાછી લઇ લેશે. વળી પાનકોરના નાકાના વેપારીઓએ મ્યુનિસિપાલિટી ઉપર એક અરજી મોકલીને થોડાંક વર્ષ અગાઉ આ જ રસ્તા ઉપર એક પુલ બાંધવાની યોજના ઘડાઇ હતી તે અમલમાં મૂકવા અને દૂકાનો નહીં લેવા જણાવ્યું છે. તા. ૩૧ મી માર્ચ હવે આઘી નથી. સમય ટૂંકો છે. દરમ્યાન હજી સરકારે આ યોજના મંજુર કરી કે નહી તે પણ લખાઇ આવ્યું નથી તે જોતાં તા. ૩૧ મી માર્ચે આ મદદ પડી ભાગશે. અમલદારોની નિષ્કાળજીથી આવી મોટી ગ્રાંટ ગુમાવાશે, એ શોચનીય છે.

D. H.

# ચર્ચાપત્ર.

"નવજીવન અને સત્ય"ના શ્રીયુત તંત્રીજી,

'ચક્રવર્તિ કવિ હર્ષને નામે ચડેલાં સ્તોત્ર' એ વિષય ઉપર 'નવજીવન અને સત્ય' પુસ્તક ૪, અંક ૪-૫ ના ૨૮૭ પૃષ્ઠે, વિદ્વદ્વર્ય રા. રા. કેશવલાલભાઇનો લખેલ નિબંધ મ્હારા વાંચવામાં આવ્યો છે. તેમણે તેમાં चैत्यवन्दन અને सुप्रभात સ્તોત્ર મહારાજા હર્ષની કૃતિનાં નથી તે ઘણી સ્પષ્ટતાથી સપ્રમાણ જણાવ્યું છે. તેઓએ તે બંને સ્તોત્રમાં મૂળપાઠ જ્યાં વાંધા ભરેલાં છે ત્યાં, તેમજ જ્યાં સ્ખલન જણાય છે તે સ્થળે સમ્યક્ પાઠ યોજેલા છે. તેઓ ત્રણ શબ્દની જોડણી ખોટી છે તેમ કહે છે અને શુદ્ધ જોડણી આ પ્રમાણે જોઇએ તેમ જણાવે છે; પણ તે ત્રણે શબ્દની જોડણી ખરી છે તે હું અત્રે જણાવીશ પૃષ્ઠ ૨૮૮ મે चैत्यवन्दनના ૩ શ્લોકમાં मेखल શબ્દ વાપરેલ છે જેને ખોટો ગણી નીચે ફુટનોટમાં मेकल આપેલ છે. मेखल અને मेकल બંને શબ્દ શુદ્ધ છે. સુપ્રસિદ્ધ પ્રો. વામન શિવરામ આપ્ટેનો સંસ્કૃત કોશ જોવો. પૃષ્ઠ ૨૯૧. એ सुप्रभातના ૬ શ્લોકમાં सर्व શબ્દ વપરાયો છે જેને અશુદ્ધ ગણી शार्व શબ્દ શુદ્ધ તરીકે ફુટનોટમાં આપ્યો છે. सर्व અને शार्व બંને શબ્દ શુદ્ધ છે. પ્રો. આપ્ટેનો કોશ જોવો. તેમજ પંડિત વામનાચાર્ય ઝળકીકર કૃત સટીક અમરકોશ જોવો. अमर १-१-३२ પૃષ્ઠ ૭. પૃષ્ઠ ૨૯૨ એ सुप्रभातના ૧૬ મા શ્લોકમાં वशिष्ठा શબ્દ વાપરેલ છે તેને પણ ખોટો ગણી રા. રા. કેશવલાલભાઇએ वसिष्ठा શુદ્ધ શબ્દ તરીકે ફુટનોટમાં આપેલ છે. वशिष्ठ અને वसिष्ठ બંને શબ્દ શુદ્ધ છે. મી. ગોપાળ રઘુનાથ નંદારગીકરની પ્રમાણભૂત રઘુવંશની આવૃત્તિમાં તે શબ્દ કયા કયા સર્ગમાં વપરાયેલ છે તે અત્રે જણાવીશ. रघु, सर्ग १-३६ सर्ग २-१९-६७-६९-७०. सर्ग ३-४० सर्ग ८-३ આ સર્ગોના મૂળ શ્લોકમાં તેમજ ટીકામાં वशिष्ठ શબ્દ વાપરેલ છે. सर्ग ५-२७ માં, મૂળ શ્લોકમાં वसिष्ठ અને ટીકામાં वशिष्ठ છે. सर्ग १७-३८ મા મૂળ શ્લોકમાં તેમજ ટીકામાં वसिष्ठ છે. તે બંને રીતે વપરાય છે, તે માટે પ્રો. આપ્ટેનો કોશ પણ જોવો. કેટલાક શબ્દો ઉપરોક્ત પ્રમાણે વપરાય છે, જેમાંનાં બે ત્રણ ઉદાહરણ અત્રે હું આપીશ. अवसदः इत्यमरः। २-१०-१६ । अपसदः इति भरतमालायाम्। क्षुल्लकः इत्यमरः। खुल्लकस्त्रिषु नीचेऽल्पे इति रभसः। પ્રો. આપ્ટેનો કોશ પણ જોવો. पांसु, पांशु अमर. २-८-१८ પૃષ્ઠ ૨૦૪. પંડિત વામનાચાર્યની આવૃત્તિ. વિશેષ નહિ આપતાં અત્ર વિરમીશ. इति शम् ।

# સ્ત્રીઓના મ્યુનિસિપલ હક્ક.

મુંબઈ ઇલાકો કે જે આખા હિંદુસ્તાનના બધા ઇલાકા કરતાં ઘણો સુધરેલો અને આગળ પડતા વિચારનો ઇલાકો માનવામાં આવે છે તેમ છતાં સ્ત્રીઓને મ્યુનિસિપાલિટીના સભાસદ થવા બાબતનો ઠરાવ જ્યારે મુંબઈની મ્યુનિસિપલ કોરપોરેશનમાં રજુ કરવામાં આવ્યો ત્યારે તેની વિરૂદ્ધ જે વિવેચનો કરવામાં આવ્યાં છે તથા સ્ત્રીઓપર જે જે આક્ષેપો મુકવામાં આવ્યા છે તે જાણીને ખરેખર ગમે તે સ્ત્રી પુરૂષને ક્ષોભ થયા વિના રહેજ નહિ. કેટલાકે એવો વાંધો કાઢ્યો કે સ્ત્રીઓ હજુ તે હકો મેળવવા પુરેપુરી લાયક નથી. તેઓએ હજુ તેવી જાતની કંઇ માગણી કરી નથી. તેમનામાં હજુ પુરેપુરી જાગૃતિ આવી નથી. હું એમ પૂછું છું કે તેમનામા પુરેપુરી લાયકાત ક્યારે આવશે ? શુ તેમને અંધકાર અને અજ્ઞાનતામાં સબડવા દેવાથીજ તેઓ લાયક થશે? આવાં બ્હાના કાઢી જો તેઓને દેશ પ્રત્યે સેવા કરતા અટકાવાશે તો તેઓ કોઇ કાળે લાયક થઇ છે એમ પુરૂષો કદિ માનવાનાજ નથી. તેઓના કહેવા પ્રમાણે સ્ત્રીઓમાં હજુ જાગૃતિ આવી નથી તથા હકોની તેઓ માંગણી કરતા નથી અથવા તેઓ હજુ બરાબર કેળવાયેલી નથી ! પણ આ સવ માટે જવાબદાર કોણ છે ? પુરૂષોએ સ્ત્રીઓને એવી તો સજ્જડ રીતે ગુલામગીરીની બેડીઓમાં નાખી દીધેલી છે કે જેમ ગુલામગીરી ભોગવેલી પ્રજા પોતાના હકોની હિંમતથી માંગણી કરતા બ્હીએ તેવીજ સ્થિતિ સ્ત્રીઓની છે.

જ્યારે સ્ત્રીઓની સ્થિતિ આવી છે ત્યારે પુરૂષોએ વિચાર કરવો જોઇએ અને વખતને અનુસરીને ચાલવું જોઇએ. આખી દુનિયામાં સર્વ જગ્યાએ કાંઇ કાંઇ ફેરફારો થયા છે ને થાય છે. હિંદુસ્તાનમાં પણ તેવી સ્થિતિ છે. પુરૂષોના મગજમાં સ્વતંત્રતા અને આત્મનિર્ણયના સિદ્ધાંતો રમી રહ્યા છે. સ્ત્રીઓની પણ તેજ સ્થિતિ છે. હવે પુરૂષો પહેલાંની માફક સ્ત્રીઓને ગુલામગીરીની બેડીમાં રાખી શકે તેમ નથી. જેમ તેઓ દેશની પ્રજા છે તેમ સ્ત્રીઓ પણ છે તેથી કરીને તેઓને પ્રજા તરીકેના, મનુષ્ય તરીકેના તથા વ્યક્તિ તરીકેનાં હકો મળવા જોઇએ.

હાલમાં આખા હિંદુસ્તાનની સ્ત્રીઓ પોતાના જન્મ-હકો મેળવવા ચળવળ કરી રહી છે. સ્ત્રીઓમાં જાગૃતિ આવી છે કે નહિ તે નીચેની બાબતો પરથી માલમ પડશે. અમદાવાદની સ્ત્રીઓની હોમરૂલ લીગની શાખાએ નવેમ્બર મહિનામાં નીચેના બે ઠરાવો પસાર કર્યા છે:

( ૧ ) નવી સુધારાની યોજનામાં હિંદુસ્તાનની સ્ત્રીઓ સારૂ પુરૂષો જેટલાજ હકો મેળવવા વિલાયત એક પ્રતિનિધિ મંડળ મોકલવા બાબતનો. ( ૨ ) મ્યુનિસિપાલિટી તથા બીજી સ્થાનિક સંસ્થાઓમાં સ્ત્રીઓને સભાસદ થવાને આડે આવનારા મુંબઈ મ્યુનિસિપલ એક્ટ તેમજ લોકલ બોર્ડ એક્ટમાં સુધારો કરવાને મુંબઈ સરકારને જરૂર દેખાડવા બાબતનો.

સ્ત્રીઓની ચળવળ અને તેમણે દેશને કરેલી મદદને લીધે સ્ત્રીઓ મ્યુનિસિપાલિટીના સભાસદ થઇ શકે તે માટે મુંબઇ મ્યુનિસિપલ એક્ટમાં સુધારો કરવા બાબતનો ઠરાવ

ધારાસભામાં પસાર કરવામાં આવ્યો છે. મદ્રાસમાં તો ત્યાંની મ્યુનિસિપાલિટીની ચુંટણીમાં સ્ત્રીઓને મત આપવાનો પણ હક નથી. પણ મદ્રાસની સ્ત્રીઓ હવે જાગૃતિમાં આવી છે અને ઠેકાણે ઠેકાણે સ્ત્રીઓની જાહેર સભાઓ ભરીને મત આપવાનો હક નહિ પણ ચુંટણીમાં ઉમેદવારી કરવાનો પણ હક માગે છે. દિવસે દિવસે સ્ત્રીઓ વધારે સમજતી જશે. તેમને હકો આપવામાં આવશે તો તેમની મેળે તેમનામાં જાગૃતિ આવશે અને તેથી તેમના હકોની જવાબદારી સમજશે.

મુંબઈમાં ઉપર જણાવ્યું તેમ બે મહીના પર મુંબઇની ધારાસભામાં સ્ત્રીઓ મ્યુનિસિપાલિટીની સભાસદ થઈ શકે તેવી જાતનો ઠરાવ પસાર થયો છે. બીજી બાજુ એવી જાતનો ઠરાવ મ્યુનિસિપાલિટીમાં ડીસેમ્બર તા. ૧૨ મીએ રજુ કરવામાં આવ્યો ત્યારે કેટલાક સભાસદોએ તેની સામે વાંધો ઉઠાવ્યો. તેઓએ સ્ત્રીઓ માટે જે જે કહ્યું છે અને જે જે આક્ષેપો મુકયા છે તે જાણી ખરેખર ઘણોજ ખેદ થાય છે. જે આક્ષેપો સ્ત્રીઓ પર મુકવામાં આવ્યા છે તે તદ્દન ગેરવ્યાજબી છે. એક સભાસદ જણાવે છે કે સ્ત્રીઓ મ્યુનીસીપાલીટીમાં આવીને બેસશે તો ગૃહકાર્યને મોટો ધક્કો પહોંચશે. સ્ત્રીઓ તો ફક્ત ગૃહકાર્ય કરવા તથા છોકરાં ઉછેરવાનેજ લાયક છે. તેમને તો ચાર ભીંતોની વચમાંજ રહેવાની જરૂર છે. જો તેઓ આવી બાબતોમાં ધ્યાન આપશે તો પુરૂષો કરશે શું ? ખરેખર ! જે પુરૂષો સ્ત્રીઓ માટે આ અભિપ્રાય ધરાવે કે સ્ત્રીઓનું દ્રષ્ટિબિન્દુ ફક્ત ચુલા પાણીઆરામાં સમાયલું છે તથા તેઓ મોટી બાબતોમાં ધ્યાન આપશે તો પુરૂષોના હકો લુંટાઇ જશે ને તેમની ( પુરૂષોની ) કફોડી સ્થિતિ થશે તે પુરૂષોને હું પુછું છું કે તેઓ શું કાંઇ ધંધો રોજગાર કરતાજ નથી ! આખો વખત સ્થાનિક સંસ્થાઓના કાર્ય તથા દેશના કાર્યમાંજ ધ્યાન આપે છે ! શું સ્ત્રીઓ સ્ત્રીઉપયોગી સંસ્થાઓ નથી ચલાવતી ? શું તેઓ દુકાળ સંકટમાં મદદ નથી કરતી ? જો તેમ હોય તો અત્યારે સ્ત્રીઓનાં મંડળો, વિશ્રામો, વિદ્યાલયો વિગેરે હયાતિમાં આવ્યાંજ કયાંથી ? શું તેઓ જીમખાનાં, કલબ, સીનેમા નાટકોમાં જવાનો વખત નથી મેળવતી ? શું તેમને નવરાશ મળ્યા સિવાય આવાં જાહેર કામો કરવા હમેશ તૈયાર રહે છે ? શું આ બધી વસ્તુઓમાં ધ્યાન આપ્યાથી તેમના ગૃહકાર્યમાં ખામી આવી છે ! અલબત નહિ. આ બધાં કામો કરવાથી તેમના ગૃહકાર્ય તથા છોકરા ઉછેરવામાં જરાએ અડચણ આવી નથી, આવતી નથી અને આવશેજ નહિ. જેમ પુરૂષો તેમનો નવરાસનો વખત નકામો નહિ ગાળતાં લોકપયોગી કામમાં ગાળે છે અને સાથે પોતાનો ધંધો રોજગાર પણ કરે છે તેમજ સ્ત્રીઓ પણ પોતાનું ગૃહકાર્ય મૂકવા સિવાય પોતાનો નવરાસનો વખત પોતાની બ્હેનો, ભાઇઓ, છોકરાંઓ અને તેને લીધે સમસ્ત દેશનાં કલ્યાણાર્થે ગાળશે.

સ્ત્રીઓ પુરૂષોના હકો છીનવી લેવા માંગતી નથી, તેમ તેમની સાથે હરીફાઇમાં ઉતરવા માંગતી નથી પણ પુરૂષો સાથે રહી તેમના કાર્યમાં મદદગાર થવા માગે છે. કેટલીક બાબતો એવી છે કે જે સ્ત્રીઓજ બરાબર હાથમાં લઇ શકે. જેમકે કેળવણી ઇસ્પીતાલો, સુવાવડખાનાં વિગેરે આ બાબતોમાં દેશને તેઓ ઘણી ઉપયોગી થઇ પડે. જો તેમને તેમના હકો મળે તો તેઓ પોતાની બ્હેનોની જરૂરીઆતો પર જલદી લક્ષ આપશે ને તેથી સ્ત્રીઓની ઉન્નતિ જલદીથી થશે.

સ્ત્રીઓ સ્ત્રીઓ છે એવા જાતિભેદના કારણસર તેમને તેમના હક બક્ષવામાં ન આવે તે બહુજ દિલગીરીની વાત છે. મ્યુનિસિપાલિટી, ધારાસભા કે બીજી સંસ્થાઓના સભાસદ થવા સર્વ પુરૂષ કંઇ લાયક હોતા નથી. જે પુરૂષો વિદ્વાન ને લાયક હોય છે ને જેમણે બધી બાબતનો પુરેપુરો અભ્યાસ કર્યો હોય છે તેજ પુરૂષોને પ્રજા તેમના પ્રતિનિધિઓ તરીકે જુદી જુદી પ્રજાકીય સંસ્થાઓમાં મોકલે છે. તેવીજ રીતે બધી સ્ત્રીઓ કાંઈ મ્યુનિસિપાલીટીની સભાસદ થવા માંગતી નથી, પણ તેમાંની કેટલીક કેળવાએલી અને લાયક વિદ્વાન સ્ત્રીઓજ તેમના પ્રતિનિધિ તરીકે તે સંસ્થામાં મોકલવા તેઓ ઇચ્છા દર્શાવે છે. જે સ્ત્રીઓ પુરેપુરી લાયક હોય ને તેઓ મ્યુનિસિપાલીટીદ્વારા દેશને ખરેખર ઉપયોગી થઇ શકતી હોય તેવી સ્ત્રીઓ સારૂ મ્યુનિસિપાલીટીના દરવાજા શા માટે બંધ રાખવા ? જ્યાં જ્યાં આ હક્કો સ્ત્રીઓને આપવામાં આવ્યા છે ને જ્યાં તેનાથી પુરૂષોને સ્ત્રીઓના કાર્યથી કેટલો સંતોષ થયો છે તથા કેવી સારી રીતે સ્ત્રીઓ પોતાના હક્કોનો ઉપયોગ કરી શકી છે તે જાણવા મુંબઇની મ્યુનિસિપાલીટીના સભાસદો તસ્દી લેશે તો તેઓને ઘણું જાણવાનું મળશે. ન્યુઝીલાંડમાં પાર્લામેન્ટનો પ્રમુખે એક વખત કહ્યું હતું કે સ્ત્રીઓ તેની સભાસદ થવાથી તેમની પાર્લામેન્ટ આખી દુનિયાને આદર્શરૂપ થઇ પડી છે. આસ્ટ્રેલિયામાં અને બીજા દેશોમાં સ્ત્રીઓને હક મળ્યાથી હજારો બાળકો અને નાના છોકરાઓની જીંદગીનો બચાવ થયો છે. આનું કારણ એ છે કે જીલ્લામાં ઘેરઘેર મુલાકાત લેવા જનાર નર્સો, ડૉકટરોની સંખ્યા વધારવા માટે અને માતા તથા બાળકોની બરાબર દરકાર રાખવાનાં સાધનો પુરા પાડવા માટે તેઓએ કાયદા ઘડનારને પહેલા કરતાં વધારે પૈસા ખરચવાને સમજાવ્યા છે. ઇંગ્લાંડમાં પણ સ્ત્રીઓનાં કાર્યથી પુરૂષો બહુ સંતોષ પામ્યા છે ને તેઓને તેમની સ્ત્રીઓ તરફથી ઘણી મદદ મળે છે.

મુંબઇની મ્યુનિસિપાલીટીના સભાસદો એમ કહે છે કે અહિંની સ્ત્રીઓ ત્યાંની સ્ત્રીઓ જેટલી કેળવાએલી નથી તેથી તેમને હજુ થોડાં વર્ષો વાટ જોવી પડશે, અલબત, તેઓ ત્યાંના જેવી કેળવાએલી નહિ હોય પણ આપણી સ્ત્રીઓમાં દિવસે દિવસે કેળવણી વધતી જાય છે ને વર્ષે વર્ષે ગ્રેજ્યુએટો તથા ડૉકટરોની સંખ્યા વધતી જાય છે. તેમજ જો કે ઘણી સ્ત્રીઓ યુનિવર્સિટીનું જ્ઞાન લેતી નથી પણ તેમનામાં દેશને ઉપયોગી થઇ પડવાની આકાંક્ષા આવી છે. અત્યારેજ તેમને તેમના હકો આપવા જોઇએ. તેઓની લાગણીઓ દાબી નાંખવાનો પુરૂષોને કશો હક નથી. જેટલો હક તેઓને લોકસેવા ને દેશસેવા કરવાનો છે તેટલોજ હક સ્ત્રીઓને પણ છે. જે સ્ત્રીઓ પત્ની, માતા અને બ્હેન તરીકે પોતાની ફરજો બરાબર અદા કરતી હશે તે સ્ત્રીઓ ઉલટી દેશની સેવા વધારે ઉત્તમ રીતે બજાવી શકશે. જેઓ ગૃહવ્યવસ્થા બરાબર કરી શકતી હશે તેઓ દેશવ્યવસ્થા સારી કરી શકશે. તેઓને ઘરનીજ સાથે સંબંધ ને દેશની સાથે નહિ તેમ કહેવું તે વ્યાજબી નથી. દેશ ઘણાં ઘરો મળીને થયેલો છે માટે સ્ત્રીઓની સહાનુભૂતિ તથા મદદ વિના પુરૂષો એકલા દેશના તથા લોકના કલ્યાણાર્થે કાંઇ પણ કામ બરાબર કરી શકવાના નથી જ્યારે સ્વરાજ્યના હિમાયતીને પૂછવામાં આવે કે તું સ્વરાજ્ય શા માટે માગે છે ત્યારે તે કહેશે કે જો અમારા હાથમાં સત્તા આવે તો અમે હિંદુસ્તાનની સ્થિતિ જલદીથી સુધારી શકીએ તે માટે. તેવીજ રીતે સ્ત્રીઓના હાથમાં સત્તા આવે તો તેઓ તેમની તથા તેમના બાળકોની તથા આખા-

દેશની સ્થિતિ જલદી સુધારી શકે; તેથી સ્ત્રીઓને હક્કો મળવા જોઇએ અને જે સ્ત્રીઓ દેશની સેવા કરવા ઇચ્છતી હોય તેમને તેમ કરવાની છૂટ મળવી જોઇએ.

સ્ત્રીઓ દેશની બાબતોમાં ઉત્સાહપૂર્વક રસ લેતી નથી એમ કહેવામાં આવ્યું છે પણ જો સ્ત્રીઓને તેમના હક્ક આપવામાં આવે તો તેઓ તરતજ તે બાબતોનો અભ્યાસ કરવા માંડશે અને તેમાં રસ લેશે. હિંદુસ્તાનની સ્ત્રીઓ કાંઇ નવા હક્કો માંગતી નથી. ગયેલા વખતમાં સ્ત્રીઓ દેશને લગતી દરેકે દરેક બાબતમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતી હતી તેથી તેઓ દેશની બાબતો પર પોતાના વિચાર દર્શાવવા જે હક માંગે છે તે કાંઇ નવો નથી પણ પોતાનું જે હતું તેનીજ માંગણી કરે છે.

મ્યુનિસિપાલીટીઓ, લોકલબોર્ડઝ તેમજ બીજી સ્થાનિક સંસ્થાઓમાં સ્ત્રીઓ બેસવા માંગે છે. કારણ કે શહેરો સાફ, તંદુરસ્ત, શાંત, અને પવિત્ર રાખવામાં તેઓ તેમની જવાબદારી જાણે છે. આખા હિંદુસ્તાનમાં આવી જાગૃતિ જ્યારે થઇ રહી છે ને જ્યારે હિંદુસ્તાનના પહેલા નંબરના ઇલાકાએ સારો દાખલો બેસાડવો જોઇએ ત્યારે મુંબઇની મ્યુનિસિપાલીટીના સભાસદો નકામાં નકામાં વિવેચનોમાં ઉતરી પડે તે ઘણું શોચનીય છે. તા. ૧૮ મીએ મી. નવલકરના ઠરાવને ટેકો આપવા સારૂં મુંબઇની સ્ત્રીઓની એક જાહેર સભા ભરવામાં આવી હતી. સ્ત્રીઓને મ્યુનિસિપાલીટીના સભાસદ થવાને આડે આવનાર મ્યુનીસીપલ એક્ટમાં ફેરફાર કરવો જોઇએ એવી જાતનો ઠરાવ પ્રમુખે સર્વાનુમતે પસાર કર્યો હતો. કમનસીબે મ્યુનિસિપાલીટીના એક સભાસદે પ્રમુખના ભાષણનો ઉંધો અર્થ કર્યો છે. પ્રમુખે એમ જણાવ્યું હતું કે સ્ત્રીઓએ તેમની ફરજો બજાવીને મ્યુનિસિપાલીટીની સભાસદ થઇ દેશની સેવા બજાવવી. એક ફરજ કરતાં બીજી ફરજ તેઓએ ભૂલવી જોઇએ નહિ. તેમણે જણાવ્યું કે સ્ત્રીઓને હક આપવા કેટલાક વિરૂદ્ધતા દેખાડે તેથી શું થયું? તેઓથી કાંઇ પણ થઇ શકવાનું નથી. શહેરની અસુખાકારી ગલીઓને લીધે ગરીબોની તંદુરસ્તીને ધોકો પહોંચે છે તે સંબંધમાં હું કહીશ કે જો સ્ત્રીઓ કારપોરેશનમાં જશે તો તેઓ શહેરની સફાઇ ઉપર સારૂં ધ્યાન આપશે કારણ કે તે કામ સ્ત્રીઓનું છે. કારપોરેશનમાં સભાસદ થવાનો સ્ત્રીઓ સામેનો બાધ કહાડી નાંખવો જોઇએ એમ પ્રમુખે જણાવ્યું હતું. આ ઉપરથી વાંચનાર જાણી શકશે કે પ્રમુખના ભાષણનો કેવો ખોટો અર્થ મુંબઇની મ્યુનિસિપાલીટીના સભાસદોએ કર્યો છે.

સ્ત્રીઓ હજુ લાયક નથી તેવાં ખોટાં અનુમાનો તેઓને હક આપ્યા પહેલા કરવાં તે ન્યાયયુક્ત નથી. ઇંગ્લાંડની સ્ત્રીઓ સબંધી ત્યાનાં પુરૂષોનાં અનુમાન ખોટાં પડયાં છે તે ઉપરથી અહીંના પુરૂષોએ દાખલો લેવો જોઇએ. સ્ત્રીઓ દેશને ને લોકોને બહુ ઉપયોગી થઇ શકે તે વાત બાજુ પર મુકતાં પણ જણાવવું જોઇએ કે જ્યારે પુરૂષો પોતે બુરોક્રસી ને ઑટોક્રસીમાંથી છુટવા માગે છે ત્યારે તેઓએ પોતાની સ્ત્રીઓને પોતાની બુરોક્રસીમાંથી છુટી કરવી જોઇએ. જેમ પુરૂષોને સ્વતંત્રતા ગમે છે તેમ સ્ત્રીઓને પણ આપવી જોઇએ. જો આપણા દેશના પુરૂષો તેમની સ્ત્રીઓને તેમના હક્કો આપશે તો તેઓને સ્વરાજ્ય મેળવવામાં ઇગ્લાંડની સ્ત્રીઓની અને મજુરપક્ષની સહાનુભૂતિ મળશે. જેવો ન્યાય તેમને બીજાને હાથે જોઇએ છીએ તેવોજ ન્યાય તેમની સ્ત્રીઓને આપવાની તેમને જરૂર છે. હું ધારૂં છું કે અમારા ભાઇઓ આ વાત લક્ષમાં લેવાને ભૂલશે નહિ ને તેમની બ્હેનોને સરખા હક આપશે.

લીલાવતી ધીરજલાલ બેંકર.

# અમદાવાદના મીલમજુરોનો સત્યાગ્રહ.

( અનુસંધાન પૃષ્ટ ૨૬૫ થી. )

ઉપર ટાંકેલા ઉદ્ગારોમાં મહાત્માજીએ 'પ્રતિજ્ઞા' લેવાનું તાત્ત્વિક રહસ્ય અને પોતે લીધેલી પ્રતિજ્ઞાનો ઉદ્દેશ બહુ સરળ રીતે અને યોગ્ય વિસ્તારથી વ્યક્ત કર્યો છે એટલે લંબાણના ભય છતાં પણ એ ઉદ્ગારો શબ્દે શબ્દ અહીં ટાંકયા છે. એ પ્રતિજ્ઞાથી ઉત્પન્ન થયેલી સ્થિતિ એટલી તો જીજ્ઞાસા, ટીકા, ચર્ચાનો વિષય થઇ પડી છે કે તે વિષે કાંઈ પણ કહેવા પહેલાં ગાંધીજીના પોતાનાજ ઉદ્ગારો એ સંબંધે જુદે જુદે પ્રસંગે કેવા નીકળ્યા છે તે જાણવાની જરૂર છે. એમના ભાષણમાંથી હજી એક બે ફકરા ટાકીશ. એક પ્રસંગે એઓ બોલ્યા હતા: "મારી આવી જાતની પ્રતિજ્ઞા લેવાની ટેવ છે, એની ખોટી નકલ માણસો ન કરે તેને માટે હું પ્રતિજ્ઞા લેતોજ બંધ થઇ જાઉં છું. પણ મારે તો **કરોડો મજુરોના સંબંધમાં આવવાનું છે તો તેમ કરતાં મારે મારા આત્માની સાથે નિરાકરણ કરી લેવું જોઇએ. તમને હું બતાવવા માગતો હતો કે તમારી સાથે હું રમવા નથી માગતો."** વળી એકવાર બોલ્યા હતા, " **જે કિંમત પ્રતિજ્ઞાની હું કરૂં છું તેટલી તમે કરો** એ મેં તમને **કરીને** બતાવવાનો પ્રયત્ન કર્યો. તમે એક વાત કરી બતાવી છે. તમને એમ થઇ શકયું હોત કે અમારે તમારી પ્રતિજ્ઞા સાથે શો સંબંધ છે, અમે નથી ટકવાના, અમારે તો જવુંજ જોઇએ; પણ તમે તો એમ નહિ માન્યું, તમે તો અમારી સેવા લેવા બેઠા, અને મેં તમારો મ્હોરો આંક બાંધ્યો,' તમારી સાથે મરવું એ મને સુંદર લાગ્યું અને તમારી સાથેજ તરવું એ મને સુંદર લાગ્યું. '

આટલું જોઇ લીધા પછી પ્રતિજ્ઞા સંબંધે થયેલી લોકચર્ચા વિચારીએ. હિંદુસ્તાને હજી સુધી લોકનેતાઓને ઉપવાસની પ્રતિજ્ઞા જેવા પ્રયોગો લોકસેવાર્થે કરતા નહના જોયા. પણ મનુષ્યના અધઃપાતને પ્રસંગે તેને બીપણ પ્રતિજ્ઞાઓ ટકાવી રાખી શકે એ તો મહાત્માજીનો એક સિદ્ધાન્ત છે અને એ સિદ્ધાન્ત દક્ષિણ આફ્રિકામાં એમણે ઘણીવાર અમલમાં મુકેલો. અહીંના લોકોને એ કેવળ નવોજ પ્રયોગ લાગ્યો. ગાંધીજી અવિવેક ન કરે એવું માનનાર કેટલાકની જીજ્ઞાસા ઉલટી, એનુ ન માનનારા કેટલાક એમ પણ માનવા લાગ્યા હતા કે ગાંધીજીએ અકળાઇને મીલમાલેકોને દબાવવા ફિતુર કર્યું છે. પ્રો. આનંદશંકર ધ્રુવે પહેલેજ દિવસે આવીને પ્રશ્ન પૂછેલો " આ ઉગ્ર નિશ્ચય કર્યો છે તે આખા જીવનમાં વણાયલા 'સત્ય'ને અનુસરીનેજ થયો હશે એમ હુ જાણું છું, પણ તે શા માટે થયો છે તે જાણવા ઇચ્છું છું." આ પછી 'પ્રતિજ્ઞા'ના આધ્યાત્મિક રહસ્ય ઉપર જે ચર્ચા ચાલી તેમાં અહીં ઉતરવાનો ઇરાદો નથી. ( કોઇક પ્રસંગે તે ચર્ચા અક્ષરશઃ અપાશે તો આપીશ. )

અહીં એટલુંજ કહેવું બસ થશે કે આખી ચર્ચા દરમ્યાન પ્રો. આનંદશંકરનું કહેવું એવું હતું કે આવી પ્રતિજ્ઞાથી ઘડીકવાર મનુષ્યનું બાહ્ય વર્તન બદલાય, પણ મનુષ્યનું અંતર બદલાતું નથી, ગાંધીજી સમજાવવા ખૂબ મથતા હતા, પણ પ્રો. આનંદશંકરની

ખાતરી ન્હોતી થતી જણાતી. મીલમજુરોનો પ્રશ્ન જે અત્યાર સુધી સંકુચિત હતો તે હવે વિસ્તૃત થયો, તેમાં ગાંધીજીએ ભીષણ પ્રતિજ્ઞા લીધેલી હોઈ અત્યાર સુધી જે ગૃહસ્થો તટસ્થ હતા તેઓને પણ પોતાનું તાટસ્થ્ય તજવું પડયું. પ્રો. આનંદશંકરનો સંબંધ આ બાબતમાં આવી રીતે શરૂ થયો. બહારના-હિંદુસ્થાનના જુદા જુદા ભાગના લોકનેતાઓને પણ બહુ ચિંતા થવા લાગી, અને કેમે કરી આ તકરારનો નિવેડો આવે તો સારૂં એમ સૌને થવા લાગ્યું.

મિલમાલેકોને પણ કાંઇ અસર થઇ નહતી એમ નહિ. અલબત્ત, ઘણાક એમ માનતા કે ગાંધીજીનું માલેકોને દબાવવા માટે આ એક ફિતુર અથવા ત્રાગું છે, પણ રા. અંબાલાલભાઇ, જેઓએ અત્યાર સુધી પોતાના કડક આગ્રહથી પોતાના માલિક-ભાઈઓને ટકાવી રાખ્યા હતા તેમના હૈયાને આ બીનાથી સખ્ત આઘાત પહોંચ્યો. તેઓ કલાકના કલાક આવીને મહાત્માજી પાસે બેસવા લાગ્યા, પ્રતિજ્ઞા છોડવાને વિનવવા લાગ્યા. ત્રીજે દહાડે તો એમની સાથે ઘણા મીલમાલેકો ભળ્યા. સૌ ગાંધીજીના ઉપવાસ છોડાવવાને માટે આગ્રહી હતા, પણ મજુરોની પ્રતિજ્ઞા જળવાવવાને તેટલા આગ્રહી નહતા. પ્રતિજ્ઞાની આડકતરી અસર મીલમાલેકોને દબાવવાની થશે એ બાબત ગાંધીજીનું દુર્લક્ષ થયું નહતું. વારંવાર તેઓ આ બાબત માલેકોને સમજાવવા લાગ્યા, પોતાના દરેક ભાષણમાં તેમણે સ્પષ્ટ કરીને કહ્યું કે પ્રતિજ્ઞા માલિકો ઉપર થતા દબાણને લીધે દૂષિત થાય છે છતાં તેનો મૂળ હેતુ તો મજુરોની પ્રતિજ્ઞાને પોતે કેટલું મહત્વ આપે છે તે મજુરોને બતાવવાનો અને તેમ કરી તેમને ટકાવી રાખવાનોજ છે.

ઘણાક મીલમાલેકો ગાંધીજીને કહેતા હતા કેઃ 'આ વખતે તમારી ખાતર અમે મજુરોને ૩૫ ટકા આપીએ ?' ગાંધીજી ચોખ્ખી ના પાડીને કહેતા કેઃ 'મારી દયાની ખાતર નહિ પણ મજુરોની પ્રતિજ્ઞાને માન આપીને, તેઓને ન્યાય આપવાની ખાતર ૩૫ ટકા આપો.' ઉપવાસની પ્રતિજ્ઞાની ત્રીજી સાંઝે તેઓ બોલ્યા હતાઃ" મીલમાલેકોએ આવીને મને કહ્યું કેઃ "તમારી ખાતર અમે ૩૫ ટકા આપીએ. પણ એમ મારે સારૂ ૩૫ ટકા એ લોકો આપે એ તો મને શમશેરના ઝાટકા સમું લાગે છે. હું એ વિચાર જાણતો હતો પણ હું પ્રતિજ્ઞા નહિ છોડી શકયો કારણ કે મેં બીજો વિચાર કીધો કે ૧૦૦૦૦ માણસો પડે એટલે ખુદાનો ઐાફ કહેવાય. મારે સારૂ અતિશય નીચાજોણું છે કે મારી ખાતર તમને ૩૫ ટકા મળે."

આમ ચર્ચા ચાલતી હતી અને ઉપવાસના દહાડા વધતા જતા હતા. ઉપવાસ ગાંધીજીના શરીરમાં શિથિલતા ઉત્પન્ન કરવાને બદલે, જાણે તેમની સ્ફુર્તિમાં વધારો કરતો હતો. તેમને સમજાવવાના, તેમના ઉપવાસની પ્રતિજ્ઞા છોડવવાના અનેક દિશામાંથી પ્રયત્ન ચાલુજ હતા. અગાઉ કહેવામાં આવ્યું છે કે રા. અંબાલાલભાઇને આ પ્રતિજ્ઞાથી ભારે આઘાત પહોંચ્યો હતો એટલે ગાંધીજીને સમજાવવાના તેમના પ્રયત્ન પણ ભારે હતા. પોતાના પક્ષ માટેની તેમની મુખ્ય દલીલ એ હતી કેઃ 'આવી રીતે વારંવાર મજુરો મનસ્વી રીતે અમારી સામે થાય અને તેમને બહારથી ઉત્તેજન મળે એ તો સહ્ય થઇ શકે એવુંજ નથી. એમ થયા કરે તો મજુરોમાં discipline જેવી કાંઇ ચીજ જ રહે નહિ અને આવી રીતે અમારી અને મજુરોની તકરાર વખતે દરવખત અમારે ત્રીજાની

મધ્યસ્થી કરવી પડે એ અમને શોભા ભરેલું નથી, એમાં અમારૂં માન રહેતું નથી. આપ **જો ભવિષ્યમાં અમારો અને મજુરોનો પ્રશ્ન અમારે માટેજ રાખી, હમેશને માટે તમારા હાથ એ બાબતમાંથી ધોઇ નાંખો તો અમે તુરત ૩૫ ટકા આપીએ.”**

આ માગણી તો બહુ ભારે પડતી માગણી હતી. અન્યાય, અનીતિ અને અત્યાચારને પ્રસંગે અંતરની પ્રેરણાથી ઝુઝનાર ગાંધીજી આમ મજુરોની સેવાનાં દ્વાર સદા માટે બંધ થવા દે એ તો બની શકે એમજ નહતું. એટલે સેવાવૃત્તિને સદા શીકે મૂકવાની કબૂલત આપી, મજુરો માટે ૩૫ ટકા લેવાની અને ઉપવાસ છોડવાની વાત ન બની. ત્યાર પછી બીજી રીતે વાટાઘાટ થવા માંડી. ‘ક્રમે કરીને મીલમાલેકોનો આગ્રહ પણ સિદ્ધાન્ત તરીકે કબૂલ થવોજ જોઇએ, તમારી પ્રતિજ્ઞા છે તેવીજ મીલમાલેકોની પ્રતિજ્ઞા છે’ આ દલીલ રજુ થઇ. ‘હું મારી રૈયતને, ખૂબ કરો નાંખી, તેમની દાદ કદી ન સાંભળી, કનડીશ, એવી પ્રતિજ્ઞા રાજા કદી કરી શકતો હશે?’ એમ પ્રતિપ્રશ્નથી માલેકોની દલીલની અયથાર્થતા ગાંધીજીએ બતાવી આપી છતાં આ બધી તકરાર દરમ્યાન, પોતાના ઉપવાસથી માલિકો ઉપર દબાણુ થાય છે એ વાત ગાંધીજીના મનમાંથી ન્હોતી ખસતી. એટલે માલિકોની પ્રતિજ્ઞા જાળવવાના કૃત્રિમ ઉપાયો સ્વીકારવા પણુ તેઓ તૈયાર થયા. લડતની પહેલાં બંને પક્ષ વચ્ચે જે પંચનું તત્વ સ્વીકારાયલું હતું તે પંચનું તત્ત્વ હજી પણ ગાંધીજીને તો કબૂલજ હતું. ‘મજુરોની પ્રતિજ્ઞાનો અક્ષર જળવાય તો પછી પંચ કહે તે મજુરો કબૂલ રાખશે’ એમ ગાંધીજીએ સ્વીકારી લીધું. આથી સમાધાનનો મ્હોટો રસ્તો નીકળ્યો. પરિણામે મજુરોની પ્રતિજ્ઞા જાળવવા પહેલે દિવસે ૩૫ ટકા વધારો, માલિકોની પ્રતિજ્ઞા જાળવવા બીજે દિવસે ૨૦ ટકા વધારો અને ત્રીજે દિવસે મજુરો અને માલિકોએ નીમેલા પંચ ઠરાવે તેટલા ટકા વધારો આવી દરખાસ્ત સમાધાનના આધારરૂપે રજુ થઇ. ત્રીજેજ દિવસે પંચ તકરારનો નિવેડો લાવી શકે નહિ, અને અમુક ટકા ચૂકવી શકે નહિ માટે તેમને તપાસ કરવા માટે પુરતી મુદત મળવી જોઇએ એમ સ્વીકારાયું અને આ મુદત ત્રણ મહિનાની હોવી જોઇએ એમ પણ બંને પક્ષ વચ્ચે ઠર્યું. પંચનો ઠરાવ આવે તે પહેલાં મજુરોને કેટલા ટકા મળે? આ સવાલનો નિકાલ બંને પક્ષે ઘરછોડથી આણ્યો. મજુર પક્ષે ળ્ા ટકા ઓછા કર્યા, માલિક પક્ષે ળ્ા ટકા વધાર્યા, અને એ વચગાળાના સમયમાં ૨ળ્ા ટકા વધારો મળે એમ ઠર્યું. પંચ તરીકે, બંને પક્ષને અનુકૂળ એવા પ્રો. આનંદશંકરને કબૂલ રાખવામાં આવ્યા. આ તકરારમાં ઉપવાસની પ્રતિજ્ઞાના દિવસથી સક્રિય રસ લેનાર પ્રો. આનંદશંકરને માથે આ જવાબદારી વાજબી રીતેજ આવી પડી, અને એમણે પ્રસન્ન મને એ સ્વીકારી. હવે તો કાંઇ કરવાનું બાકીજ નહતું. બીજે દિવસે સવારમાં તો મજુરોને ખબર પડી ગઇ હતી કે તકરારનો નિકાલ આવ્યો છે એટલે હજારો જણ શાહપુર દરવાજા ઉપરના ઝાડ નીચે આવી બેઠા હતા, અને નિકાલ શી રીતે આવ્યો એ જાણવાની આતુરતાથી રાહ જોઇ બેઠા હતા. આજે કમિશ્નર સાહેબને પણ નિમંત્રણ આપવામાં આવ્યું હતું, અને તેમણે તે ખાસ કરીને સ્વીકાર્યું હતું. શહેરના બીજા ઘણાં પ્રતિષ્ઠિત સ્ત્રીપુરુષો પણ હાજર હતાં. અગીઆર વાગે ગાંધીજીએ આવીને સમાધાનીની હકીકત મજુરોને સમજાવી. આ સમજુતી ગાંધીજીના શબ્દમાંજ અહીં રજુ કરીશું. “જે સમાધાની હું

તમારી આગળ મૂકવાનો છું તેમાં માત્ર 'મજુરોની ટેક રહી જાય છે એટલુંજ છે, તેમાં તે સિવાય કાંઈજ નથી. શેઠીઆઓને મેં મારાથી બને તેટલું કહ્યું, ૩૫ ટકા હમેશને માટે આપવાનું કહ્યું, એ વાત તેઓને બહુ ભારે લાગી. હવે એક વાત હું કહી દઉં આપણી માગણી એકપક્ષી હતી. આપણે લડત પહેલાં એઓનો પક્ષ જાણવાની માગણી કરી હતી, પણ તેઓએ તે કબૂલ કરી નહતી. હવે શેઠીઆઓ પંચની વાતને કબૂલ થાય છે, હું પણ કહું છું કે પંચને આ વાત ભલે સોંપાય, પંચની પાસે હું ૩૫ ટકા લઈ શકીશ. જો પંચ કાંઇક ઓછું ઠરાવશે તો હું સ્વીકારી લઇશ કે આપણે માગવામાં ભૂલ કરી છે. શેઠીઆઓએ કહ્યું કે જેવી તમારી પ્રતિજ્ઞા છે તેવી અમારી પ્રતિજ્ઞા પણ છે. મેં કહ્યું કે એવી પ્રતિજ્ઞા લેવાનો તમારે અધિકાર નથી. પણ તેઓએ આગ્રહ ધર્યો કે અમારી પ્રતિજ્ઞા પણ સાચી છે. બંનેની પ્રતિજ્ઞા મેં વિચારી. મારો રોજો વચ્ચે આડો આવ્યો. હું એમ એ લોકોને નહિ કહી શકું કે હું માગું તેજ આપશો તો હું મારો અપવાસ તોડું; આ તો મારી નામર્દી કહેવાય. આથી મેં કબૂલ્યું કે આપણી બંનેની પ્રતિજ્ઞા અત્યારે રહે અને પછી પંચ ઠરાવે તે ખરૂં. એટલે આપણી સમાધાની ટૂંકામાં એ કે પહેલે દિવસે આપણી પ્રતિજ્ઞા મુજબ ૩૫ ટકા વધારો મળે, બીજે દિવસે શેઠીઆઓની પ્રતિજ્ઞા મુજબ ૨૦ ટકા વધારો મળે, અને ત્રીજે દિવસથી તે પંચ પોતાનો નિવેડો આપે ત્યાં સુધી ૨૭ા ટકા અને પછીથી પંચ ૩૫ ટકા ઠરાવે તો શેઠીઆઓ આપણને ૭ા ટકા મજરે આપે અને ૨૭ા ટકાથી ઓછા ઠરાવે તો આપણે મજરે આપીએ" આ શબ્દોને મજુરોએ ભારે હર્ષનાદથી વધાવી લીધા પણ તેઓને એટલી હરખની ખબરજ આપવાની નહતી. બે શીખામણના શબ્દ પણ કહેવાના હતા, તે પણ કહી દેવાની ગાંધીજીએ આજ તક સાધી: "આપણે સાથે મસલત કરી છે તો હવે અમને મળ્યા વિના કસમ નહિ લેશો. જેને અનુભવ નથી, જેણે કાંઇ ખેડયું નથી, તેને કસમ લેવાનો અધિકાર નથી. મેં ૨૦ વર્ષના અનુભવ બાદ વિચાર્યું કે કસમ લેવાનો અધિકાર મને છે. કસમ લેવાને માટે તમે લાયક નથી બન્યા એમ મેં જોયુ છે અને મોટેરાને પૂછ્યા વિના કસમ લેશો માં. કસમ લેવા પડે તો અમારી પાસે આવજો. લેવા પડે તો એમ માનજો જે જેમ આજે તેમ બીજે વખતે પણ અમે તમારે માટે મરવાને તૈયાર થઇશું. પણ તમે અમને સાક્ષી રાખીને જે કસમ લેશો તેને માટેજ અમે તમને મદદ કરશું એમ યાદ રાખજો. ભૂલથી લીધેલા કસમ તોડી પણ શકાય છે, તમારે તો કસમ કેમ લેવા, ક્યારે લેવા, તે પણ શીખવાનું છે." મીલમાલેકોએ આ સમાધાનીની ખુશાલીમાં મજુરોને સીહાઇ વહેંચવાની માગણી કરી હતી તે માગણી પણ આનંદની સાથે સ્વીકારવાનો, મજુરોને, આ પછી, આગ્રહ કર્યો હતો. મજુરોએ માગણી પણ હર્ષથી વધાવી લીધી હતી. સમાધાની સૌને કબુલ છે એમ બતાવવાને પણ મજુરોના જૂદા જૂદા વિભાગમાંથી અગ્રણીઓ બહાર પડયા હતા અને ટૂંકા સમયોચિત ભાષણથી તેઓએ પોતાનો હર્ષ અને ઉપકાર દર્શાવ્યો હતો. આ પછી મજુરો અને સ્નેહીઓના આગ્રહથી ગાંધીજીએ ત્યાંજ પોતાનો ઉપવાસ તોડયો હતો. ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબ મી. પ્રૅટ પણ આ પ્રસંગે પોતાનો હર્ષ દાબી શકયા નહતા અને તેમણે પણ એક ટૂંકું બંને પક્ષને અભિનંદન આપનારૂં ભાષણ કર્યું હતું. "તમારી વચ્ચે સમાધાન થાય છે તેથી મને બહુ આનંદ થાય છે; મને સંપૂર્ણ ખાતરી

છે કે જ્યાં સુધી તમે ગાંધી સાહેબની સલાહ લેશો અને કહેલું કરશો ત્યાં સુધી તમારૂં ભલું થશે અને તમને ન્યાય મળશી. તમારે યાદીમાં રાખવાનું છે કે તમારે માટે ગાંધી સાહેબે તથા તેમનાં મદદગાર બાનુઓ અને ગૃહસ્થોએ ખૂબ દુઃખ વેઠયું છે, તસ્દી લીધી છે, તમારા ઉપર પ્રેમ અને દયા બતાવ્યાં છે. એ તમે હમેશાં યાદીમાં રાખશો. "*

એજ દિવસે સાંજે રા. અંબાલાલભાઇના બંગલાના વિશાળ આંગણામાં બધા મજુરો ભેગા થયા હતા અને મીલમાલેકોએ તેમને મીઠાઇ વહેંચી હતી. આ પ્રસંગે ગાંધીજીએ અને રા. અંબાલાલભાઇએ જે ઉદ્‌ગાર કાઢયા હતા તે મીલમાલેકો અને મજુરો વચ્ચેની આ લડત કેટલી સીધી ચાલી હતી, અને અંતે કેટવી મીઠાશથી બન્ને પક્ષ વચ્ચે સમાધાન થયુ હતું તે સંપૂર્ણ રીતે બતાવી આપે છે. રા. અંબાલાલનાં એ બે વાકયો બસ થશે, "આજે ૨૨ દિવસે સાળખાતાં ખોલવાનો અને મજુરોએ કામપર હાજર થવાનો જે નિશ્ચય થયો છે તેથી મને બહુ આનંદ થાય છે. હું વધારે કહેવા માંગતો નથી, પણ એટલું તો કહીજ લઇશ કે કારીગરો ગાંધી સાહેબને પૂજ્ય ગણે છે. તો મીલમાલેકો પણ તેમને કંઇ ઓછા પૂજ્ય નથી ગણતા, ઉલટા વધારે પૂજ્ય ગણે છે. આપણી એક બીજા વચ્ચેની પ્રીતિ હમેશ રહેશે એમ ઇચ્છું છું."

ગાંધીજીના ઉદ્‌ગારો પણ અહીં ટાંકવા જેવા છેઃ "મને લાગે છે કે જેમ જેમ દિવસો જતા જશે તેમ તેમ અમદાવાદને તો શું પણ હિંદુસ્તાનને આ ૨૨ દિવસની લડતને સારૂ મગરૂરી થશે અને હિંદુસ્તાન એમ માનશે કે જ્યા આ પ્રકારે લડત ચાલી શકે છે ત્યાં આપણે બહુ આશા રાખી શકીએ છીએ. આ લડત બિલકુલ વૈરભાવ વિના ચાલી છે. મેં તો આવી લડત હજુ સુધી અનુભવી નથી. મેં ઘણી લડત પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે અનુભવી છે, પણ એકે એવી નથી જોઇ જ્યાં વૈરભાવ કે ખટાશ આટલે ઓછે અંશે હોય. જે શાંતિ લડતની દરમ્યાન હતી તેજ શાંતિ હમેશને માટે રાખશો એવી મને આશા છે." અને આનીજ ખાતર, લોકઆઉટ દરમ્યાનનો પગાર મીલમાલેકો આપે એ સમાધાનીની એક શરત હોવી જોઇએ એવો કેટલાક મજુરોનો આગ્રહ ગાંધીજીએ તત્ક્ષણેજ દાબી દીધો હતો. સમાધાની સંબંધી પત્રિકામાં તો આગ્રહને જ નહિ, પણ એ વિચારને ગાંધીજીએ તુચ્છ ગણી કાઢયો છેઃ "લોક-આઉટનો પગાર માગવો એ માલિકોનાં પૈસાથી લડત લડયા જેવું છે, એવો વિચાર મજુરોને શરમાવનારો છે. લડવૈયા પોતાના બળ ઉપરજ લડી શકે. વળી મજુરોને માલિકોએ પગાર ચુકવી દીધો. હવે તો મજુરો નવી નોકરી શરૂ કરે છે એમ પણ કહી શકાય એટલે બધું વિચારતાં મજુરોએ લોક-આઉટ દરમ્યાનનો પગાર લેવાનો વિચાર માંડી વાળવો જોઇએ.×

તે સાંજના ભાષણમાંના કેટલાક ઉદ્‌ગારો તો મીલ માલિકોના હૃદયને હલાવે એવા

---

*અહિં ભૂલવું ન જોઇએ કે ખેડા સત્યાગ્રહની લડત જ્યારે પૂર રસાકસીએ ચઢી હતી ત્યારે રોષને વશ થઈને આ જ કમિશનર સાહેબે આ ઉદ્‌ગારોને અણછાજતા કાઢયા હતા. પણ તેનો સુંદર જવાબ ગાંધીજીએ આપી ચૂક્યા છે. એટલે અહીં તેમાં ઉમેરવાની જરૂર નથી એ એટલું સિદ્ધ કરે છે કે સારામા સારા અમલદારો પણ ઇંગ્રેજતના ભૂલભરેલા ભાનમા વિવેક છોડી દેતા અચકાતા નથી.

× મીલો ખુલ્યા પછી આ પગાર સંબંધે કેટલીક ગુંચવણ ઉભી થઇ હતી તેને માટે મજુરો જેટલા જવાબદાર હતા તેટલાજ મીલમાલેકો જવાબદાર હતા.

અને તેમની સ્મૃતિમાંથી કદી ન ખસે એવા હતાઃ "હું તમારા તરફથી ( મજુરો તરફથી ) શેઠીઆઓની માફી માગું છું. મેં એઓને બહુ દુઃખ આપ્યું છે. મેં પ્રતિજ્ઞા લીધી તે તમારા માટે હતી પણ દુનિયામાં હમેશ દરેક વસ્તુને બે પક્ષ રહેલ છે, તેમ મારી પ્રતિજ્ઞાની અસર તેમના ઉપર પણ થઇ છે. હું દીન વચને તેમની માફી માગું છું. હું જેટલો મજુરોનો સેવક છું તેટલોજ તમારો ( શેઠીઆઓનો ) સેવક છું. મારી એટલી જ માગણી છે કે મારી સેવકાઇ તમે બરોબર વાપરજો."

બીજે દિવસે ગાંધીજીની પ્રત્યે અને તેમની સાથે આ લડતમાં ભાગ લેનાર ભાઈ બ્હેનો પ્રત્યે પોતાની કૃતજ્ઞતા બતાવવા સારૂ મજુરોએ જે હર્ષસંમિલનો કર્યાં હતાં અને હર્ષયાત્રા કાઢી હતી તેનું અત્રે સૂચન માત્રજ શક્ય છે. આવાં દશ્યો અમદાવાદ શહેરમાં અગાઉ ભાગ્યેજ થયાં હશે, એમ તે જોનારાઓ સાક્ષી પૂરે છે.

( લડત પહેલાં લેવાયલા ગાંધીજીના અનશન વ્રત સંબંધે અને લડત પછી થયેલી સમાધાની સંબંધે અનેક ટીકા થઇ છે. એ ટીકાના ઔચિત્ય—અનૌચિત્યમાં ઉતરવાનો અહીં ઈરાદો નથી. ગાંધીજીએ પોતે એ બંને બાબત પોતાના આત્માની કેવી આકરી પરીક્ષા કીધી છે તે આ ટીકા કરનારાઓને જણાવી લેવું અસ્થાને નહિ ગણાય. સમાધાનીને આગલે દિવસે સમાધાનીની શરતો સંબંધે રા. અંબાલાલભાઇને પત્ર લખતાં એઓએ જણાવ્યું હતુંઃ " મને જમાડવાની ઇચ્છા કરતાં આપની ન્યાયવૃત્તિને વધારે માન આપજો. મારો ઉપવાસ મને અત્યાનંદ આપે છે, એટલે સ્નેહીઓએ દુઃખ ભોગવવાનું કારણ નથી મજુરોને ન્યાયથી મળશે તે વધારે પચશે—વધારે નભશે. સાધારણ મનુષ્યોને ચોખવટ વધારે રુચિકર હોય છે. ૩૫ ટકા, ૨૦ ટકા અને પંચ એ મૂર્ખતા, ધર્મ અને ગર્વ સાચવવા આપણે કહી શકીએ, સાંખી શકીએ. મજુરો તેને પ્રપંચ માને, કેમકે તેઓ સરળ છે, તેથી મને બીજો કોઇ રસ્તો મળે તો વધારે ઠીક જણાય છે. ઉપલું કબૂલ રખાવવા ધારશો તો હું તે કબૂલ રાખીશ પણ ઉતાવળ નહિ કરવા દઉં. પંચ મળીને હમણાંજ નિકાલ લાવીએ અને તેજ ભાવ જાહેર કરીએ એટલે પહેલે દહાડે ૩૫, બીજે દહાડે ૨૦ અને ત્રીજે દહાડે પંચ ઠરાવે તે. આમાંયે મૂર્ખતા તો છે, પણ ચોખવટ છે. ત્રીજા દહાડાના આંકડા આજથીજ જણાવવા."

સમાધાનીને દિવસે સવારે આપેલા ભાષણમાં આ જ બાબત બોલતાં એઓએ કહ્યું હતુંઃ " હું જે તમારે માટે લાગ્યો છું તે આપણી પ્રતિજ્ઞાનો અક્ષર પાળવા માટે બસ થશે, આત્મા માટે નહિ. આત્માવાળા આપણે હજી નથી એટલે અક્ષરથી જ આપણે સંતોષ પકડવો પડશે." પણ આથી વધારે ઉંડા અને આકરા આત્મનિરીક્ષણવાળા ઉદ્દગાર તો હજી બાકી છે. ઉપવાસ સંબંધે કેટલાક ઉદ્દગારો અગાઉ ટાંકવા [ આવ્યા છે. તે ઉપરાંત આ ઉદ્દગારો ઉપવાસવ્રત અને સમાધાની એ બંને ઉપર અપરંપાર પ્રકાશ પાડે છે. સમાધાનીના દિવસના પ્રાતઃકાળે પોતાના આશ્રમવાસીઓ સમક્ષ એ ઉદ્દગાર નીકળ્યા હતા, અને ગાંધીજીની પરવાનગીથી, એ અહીં ઉતારવામાં આવે છેઃ " આજે દશ વાગ્યા પહેલાં સમાધાન થઈ કરીને થઈ જશે એ સમાધાન મારી પ્રમાદરહિત સ્થિતિમાં હું જોઇ રહ્યો છું, અને

જોઉં છું કે હું તે કદી નહિ સ્વીકારૂં એવું થયું છે. પરંતુ તેમાં મારી ઉપવાસની પ્રતિજ્ઞાનો દોષ છે. મારી એ પ્રતિજ્ઞામાં ઘણા દોષો રહેલા છે. ઘણા દોષો એટલે ગુણ થોડા અને દોષ વધારે એમ નહિ. પણ જેમ તે અત્યંત ગુણોથી ભરેલી છે તેમ તેમાં દોષો પણ ઘણા છે. મજુરોના સંબંધમાં તે ભારે ગુણોવાળી છે, અને તેનાં પરિણામ તેજ પ્રમાણે સુંદર આવ્યાં છે. માલિકોના સંબંધમાં તે દોષોવાળી છે, અને તેટલા પુરતું મારે નમવું પડયું છે. મીલમાલેકોના ઉપર મારા ઉપવાસનું દબાણ છે તે હું ગમે તેટલી ના પાડું પણ લોકોને લાગ્યા વિના રહેજ નહિ, અને દુનિયા માને પણ નહિ માલિકો, આ મારી કનિષ્ઠ દશાને લીધે, સ્વતંત્ર રહ્યા નથી, અને કોઇ માણસ દબાણની નીચે હોય ત્યારે તેની પાસે કાંઇ લખાવી લેવું, તેની પાસે કાંઇ શરત કરાવવી કે તેની પાસેથી કાંઇ લેવું એ ન્યાય વિરૂદ્ધ છે. સત્યાગ્રહી કદી તેમ કરે જ નહિ, અને તેથી મારે આ બાબતમાં નમતું મુકવું પડયું છે. શરમમાં પડેલો માણસ શું કરી શકે ? હું થોડી થોડી માગણી કરતો ગયો તેમાંથી તેમણે ખુશીથી જેટલી સ્વીકારી તેટલીજ મારે લેવી પડી. હું પૂરેપૂરી માગણી કરૂં તો તેઓ પૂરેપૂરી સ્વીકારે, પરંતુ તેમને આવી સ્થિતિમાં મૂકીને તેમની પાસેથી હું તે ન જ લઇ શકું. એ તો મારે ઉપવાસ તોડી નરકનું ભોજન કરવા બરોબર થાય, અને અમૃતનું પણ યથાકાળે ભોજન કરનારો હું તે નરકનું ભોજન કેમ કરી શકું ? " આ પછી કાંઇ વધુ ખુલાસાની જરૂર રહે છે ખરી ? કે કાંઇ ટીકાને અવકાશ રહે છે ખરો ? છતાં જેમને ન ખબર હોય તેમની માહિતીની ખાતર કહેવાની જરૂર છે કે પંચ ઠરાવે તેટલો વધારો સ્વીકારી લેવામાં પ્રતિજ્ઞાનો લેશ માત્ર ત્યાગ થયો નથી, કારણ સમાધાની પહેલા, લડત દરમ્યાન પણ, મજુરપક્ષ તરફથી તો પંચની જ માગણી કરવામાં આવી હતી અને તે માગણી સ્વીકારવાને મીલમાલેકોએ તૈયારી બતાવી ન હતી: પંચનું તત્ત્વ સ્વીકારાય તો મજુરપક્ષને પોતાનો સ્વતંત્ર આગ્રહ હનોજ નહિ અને સમાધાનીમા પંચનું તત્ત્વ મળી રહ્યું *

મીલમાલેકોએ ગાંધીજી માટે દયાથી પ્રેરાઇ ગાંધીજીની માગણી સ્વીકારી અને તેથી મજુરોની લડત રસ વિનાની થઇ ગઇ એમ કહેવું પણ બહુ ભૂલભરેલું છે. સમાધાની પહેલાં મીલમાલેકોએ જે દલીલો કરી છે, અને એ દલીલો કરવામાં જેટલા દહાડા લીધા છે તેજ બતાવે છે કે મીલમાલેકોએ વગર વિચારે કેવળ દિલના દોલાપણાથીજ મજુર પક્ષની માગણી સ્વીકારી ન હતી. વળી, રા. આનંદશંકરભાઇનો ચુકાદો આવે તે પહેલાં તો મજુરોને ઘણે ઠેકાણે ૩૫ ટકા અને ઘણે ઠેકાણે ૩૫ થી વધુ ટકા મળતા થઇ ગયા હતા. તે પણ બતાવે છે કે મીલમાલેકોને વ્હેલા-મોડા, ઓછામાં ઓછા ૩૫ ટકા વધારો આપ્યેજ છુટકો હતો. મીલમાલેકો તરફથી પ્રસિદ્ધ થયલી કેટલીક પત્રિકાઓમાંની છેલ્લી પત્રિકામાં રા. અંબાલાલભાઇ ઉપર આવેલો મિસિસ બેસંટનો તાર ( " For India's Sake, try persuade owner's yield and save Gandhi's life. " ) ઉતારી મીલમાલેકોએ પોતાની ઉદારતાથી ગાંધીજીની જીંદગી બચાવવાનો દાવો કર્યો છે અને

* આ બાબત છેલ્લી પત્રિકામા સરસ રીતે બતાવવામા આવી છે. લોકે મજુરોની દ્રષ્ટિ સમીપ ૩૫ ટકા વધારો કે પંચના તત્ત્વનો સ્વીકાર, એમ બ ધ્યેયો હતાં એ માનવું તો જરા કઠણ છે.

વિષે શું કહેવું ? એ પત્રિકા અને મજુરપક્ષની છેલ્લી પત્રિકા સાથે રાખી વાંચી જોવાની વાચકોને ભલામણ છે. ભાગ્યેજ કોઇને ખબર હશે કે એજ દિવસે ગાંધીજીને જે અનેક તારો મળ્યા હતા તેમાં મીસ ફેરીંગ નામની એક ડેનીશ સાધ્વી તરફથી આવો પણ એક તાર આવ્યો હતો: ‘Greater love knoweth no man than that he layeth down his life for the sake,of his fellowmen.’

આટલા ઇતિહાસ પછી વિશેષ લખવાનું નથી રહેતું. મજુરપક્ષ અને મીલમાલેકોના પક્ષ તરફથી ચુંટાયલા પંચ પ્રૉ. આનંદશંકરને બંને પક્ષ તરફથી રજુ કરવામાં આવેલી હકીકત ગયા અંકમાં અક્ષરશઃ છાપવામાં આપી છે, અને પંચ સાહેબનો નિવેડો પણ એજ અંકમાં પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે એટલે તેનો અહીં પુનરુલ્લેખ કરવાની જરૂર નથી. મજુરપક્ષની એક હકીકતનો ઉત્તર આપવાની મીલમાલેકપક્ષે જરૂર જોઇ નથી એટલું જ નહિ પણ ઉદ્યોગના બે મોટા પક્ષો વચ્ચે જે સંબંધ છે તથા હોવો જોઇએ તે વિષે કેટલાક સંકુચિત વિચારો રજુ કર્યા છે. નવાઇ નથી કે પંચ સાહેબને એમાંથી પોતાને જે જોઇતું હતું તે કાંઇ ન મળ્યું એટલે અને પ્રથમના કરતાં બમણા ત્રમણા નફા કરનાર મીલમાલેકો ફરજ પડે તો મજુરોને ચાહે તેટલા ટકા વધારો આપી શકે છે એમ પોતે પ્રત્યક્ષ જોયું એટલે, તેમણે વ્યવહારૂ ન્યાય આપી દીધો કે “મીલમાલેકોએ કારીગરોને તકરારને લગતા બાકીના વખતનો પગારમાં ૩૫ ટકા વધારો આપવો—એટલે કે ૨૭ાા ટકા આપતા બાકી રહેલી રકમ તેઓએ કારીગરોને આપવી.” આથી જે નિશ્ચયથી ગાંધીજીએ મજુરોને કહેલું કે: ‘પંચ પાસેથી પણ આપણે ૩૫ ટકા લઇ શકીશું’ એ શબ્દો અક્ષરે અક્ષર સાચા પડયા છે.

ગાંધીજીને પુણ્ય પ્રતાપે અમદાવાદે અને અમદાવાદને નિમિત્તે હિંદુસ્તાને, આ સીધી, સુંદર નિર્દોષ લડતનો લ્હાવો લીધો. અગાઉ ઘણીએ વાર હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં મીલમાલેકો અને મીલમજુરો વચ્ચે લડતો થઇ છે, પણ તેમાંની એક આ લડતની માફક સ્વચ્છ સાધનોથી, ધનના નહિ, પણ કેવળ સંકલ્પના બળે, અને સંપૂર્ણ મીઠાશથી, ચાલી નથી; કોઇ પણ લડતનું પરિણામ આ લડતના પરિણામ જેટલું બન્ને પક્ષને હિતકર અને ઉન્નતિકર આવ્યું નથી; અને આ લડતથી ભવિષ્યમાં કાંઇ પણ સંઘટ્ટ ઉત્પન્ન થવાનો અથવા તેથી કાંઇ પણ ગંભીર પરિણામ ઉત્પન્ન થવાનો એટલો બધો ઓછો સંભવ રહ્યો છે કે તેની આજે કલ્પના કરવી મુશ્કેલ છે.

મહાદેવ હરિભાઇ દેસાઇ.

# નોંધ.

દિલ્હીની કોંગ્રેસ આપણી રાજકીય તવારિખમાં બે રીતે પંકાશે. (૧) મુંબાઇમાં મળેલી ખાસ બેઠકથી આગળ વધીને તેણે બધા પ્રાંતો માટે સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્યની માગણી કરી અને (૨) અત્યાર સુધીમાં દેશમાં બે મુખ્ય રાજકીય પક્ષ હતા તેના હવે ત્રણ થયા.

કોંગ્રેસના પ્રમુખ પૂજ્ય પંડિત માલવિયાજીએ પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે મુંબાઇમાં કોંગ્રેસની ખાસ બેઠક મળી ત્યાર પછી કેટલાક પ્રાંતની ધારાસભાના બિન અમલદાર સભાસદોએ તેમજ જાહેર મંડળોએ પોતપોતાને માટે સંપૂર્ણ સ્વરાજ્યની—અર્થાત્ ખાતાં પહેલેથીજ પ્રજાના પ્રતિનિધિઓને સોંપી દેવાની માગણી કરી હતી તેથી કોંગ્રેસે એ વિચારવાનું છે કે મુંબાઇના ઠરાવથી* આગળ વધીને હવે બધા પ્રાંતો માટે સંપૂર્ણ સ્વરાજ્યની માગણી કરવી કે નહિ? આ વિષે સબજેક્ટસ કમિટીમાં ખૂબ ચર્ચા થયા પછી જે ઠરાવ ઘડાયો અને કોંગ્રેસ સમક્ષ રજુ કરવામાં આવ્યો તેમાં મુંબાઇની બેઠકમાં પસાર થયેલા ઠરાવને સંમતિ આપીને એટલો ઉમેરો કરવામાં આવ્યો કે પ્રાંતોમાં પહેલેથી જ સંપૂર્ણ સ્વરાજ્ય સ્થાપવું જોઇએ. આ ઠરાવને અનુમોદન અપાયા પછી નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીએ એવા મુદ્દાનો સુધારો રજુ કર્યો કે (૧) તેમાંથી પ્રાંતો સંબંધી વધારાની કલમ કાઢી નાંખવી (૨) સુધારાની યોજના નિરાશાજનક અને અસંતોષકારક છે, એ મૂળ ઠરાવના શબ્દો બાતલ કરવા અને (૩) હિન્દમાં સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર ૧૫ વર્ષમાં સ્થાપવાની મૂળ કલમ પણ રદ કરવી. (બીજા અને ત્રીજા મુદ્દા વિષે આગળના અંકમાં ચર્ચા કરી છે.) આમાં કંઇ આશ્ચર્યકારક નહતું કારણ કે મી. શાસ્ત્રી મોડરેટ પક્ષના પ્રતિનિધિ તરીકેજ કોંગ્રેસમાં આવ્યા હતા. પણ મીસીસ બેસંટ, મી. સી. પી. રામસ્વામી આયર અને તેમના કેટલાક અંગત અનુયાયીઓએ મી. શાસ્ત્રીના સુધારાના પહેલા મુદ્દાને—પ્રાંતોમાં સંપૂર્ણ સ્વરાજ્ય ન સ્થાપવાના મતને ટેકો આપ્યો એથી રાષ્ટ્રીય પક્ષ બે ભાગમાં વહેંચાયો છે. એટલે મોડરેટ પક્ષને ગણતાં કુલ બેના ત્રણ પક્ષ થયા છે,. એ જોઇને સૌને ખેદ અને આશ્ચર્ય થયું છે. હવે પ્રાંતોમાં સંપૂર્ણ સ્વરાજ્ય માગવાની દલીલ સ્પષ્ટ છે. જો બંગાલ, મદ્રાસ, મુંબાઇ વગેરે ઘણા પ્રાંતોના પ્રતિનિધિ રૂપ આગેવાનો અને મંડળો પોતાના પ્રાંત માટે સંપૂર્ણ સ્વરાજ માગે—કોંગ્રેસે સરકારને હસ્તક રાખવાના ઠરાવેલાં પોલિસ, ન્યાય વગેરે ખાતાં પણ પ્રજાને પહેલેથીજ સોંપી દેવાની માગણી કરે ત્યારે કોંગ્રેસના ઠરાવમાં પ્રજામતને અનુસરી સુધારો કરવો પડે એ સ્પષ્ટ છે. આ સ્હામે મુખ્ય ચાર દલીલો રજુ કરવામાં આવી છે. પ્રથમ તો તા. ૨૦ મી ઓગસ્ટના જાહેરનામામાં સંપૂર્ણ સ્વરાજ્યની ક્રમવાર સિદ્ધિ કરવાનું જણાવ્યું છે, તેનું આ માગણીથી ઉલ્લંઘન થાય છે. આનો રદીઓ પણ અપાયો છે. આ જાહેરનામાનો શબ્દેશબ્દ કોંગ્રેસે પ્રજાને બંધનકારક ગણ્યો નથી—માત્ર મોડરેટોએજ એમ માન્યું છે. અને સ્વરાજ્યની પૂર્ણ કલા ક્રમવાર ખીલે એમ માનીએ તેથી આ માગણીને બાધ આવતો નથી. કારણ

* તે ઠરાવમાં પોલિસ, કાયદો અને ન્યાય સિવાયનાં તમામ ખાતાં પ્રજાને સોંપવાની માગણી હતી.

કે અમારા મત પ્રમાણે "ક્રમવાર સિદ્ધિ"—એ શબ્દો પ્રાંતિક રાજતંત્રને નહિ પણ આખા હિન્દી રાજ્યબંધારણને લાગુ પડે છે, અને તેથી પહેલે પગલે પ્રાંતમાં સંપૂર્ણ સ્વરાજ્ય માગવું અને તેની સાથે હિન્દી રાજતંત્રમાં સ્વરાજ્યનો અંશ માગવો અને બીજે પગલે સંપૂર્ણ હિન્દી સ્વરાજ માગવું એમાં ક્રમવાર સિદ્ધિના સિદ્ધાંતનો ભંગ થતો નથી. બીજી વિરૂદ્ધ દલીલ એવી છે કે સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્ય માગવામાં કોંગ્રેસ–લીગની યોજનાનાં મૂળ તત્વનો નાશ થાય છે; કારણકે તે યોજનામાં પણ સંપૂર્ણ સ્વરાજ્ય નહિ પણ તેનો પહેલો હપતોજ માગેલો છે. આનો જવાબ પણ ઉપર પ્રમાણેજ આપી શકાય. જેમને એવો રહેજ પણ સંશય હોય કે મુંબઇની બેઠકમાં હિન્દી રાજતંત્રમાં સંપૂર્ણ સ્વરાજ્ય માંગવામાં આવ્યું છે, તેમણે યાદ રાખવાની જરૂર છે કે દેશની સુલેહશાંતિ અને રક્ષણ સંબંધી સંપૂર્ણ સત્તા સરકારને આપવાનું કોંગ્રેસે ઠરાવ્યું છે. આમાં રક્ષણનો સવાલ સામ્રાજ્યની રાજનીતિનો ગણવામાં આવે; પણ જો કોંગ્રેસના ઠરાવ મુજબ પણ દેશની આંતરિક રાજનીતિ પરત્વે વિશાળ સત્તા બિનજવાબદાર સરકારને સોંપવાની હોય અને તે રાજનીતિના કારણસર પ્રજાકીય ધારાસભામાં પસાર થતા કોઇ પણ વિષય સંબંધી કાયદામાં અને સુધારામાં રદ કરવાની સત્તા તે સરકારને હસ્તક હોય તેમજ કારોબારી મંડળના સભાસદો ધારાસભાના મત પ્રમાણે આવજા કરે એમ ન હોય ત્યાં સંપૂર્ણ જવાબદાર રાજતંત્રની સ્થાપના કેવી રીતે મનાય એ સમજાતું નથી. ત્રીજી એ દલીલ મીસીસ બેસંટે રજુ કરી હતી કે મુંબઇનો ઠરાવ એ રાષ્ટ્રીય અને મોડરેટ પક્ષના સમાધાન રૂપ છે અને તેથી એ ઠરાવથી જરા પણ આગળ વધવું એ સમાધાનનો ભંગ કહેવાય. આના જવાબમાં કોંગ્રેસમાં એક પછી એક વક્તાએ પૂછયું હતું કે બન્ને બાજુ તરફથી સમાધાન કરનાર કોણ હતું અને તેમને હમેશને માટે બાંધવાનો શો અધિકાર હતો? વળી મી. શર્મા, અને મી. ગોવિંદ રાઘવ આયર જેવા મોડરેટ પક્ષના આગેવાનોએ પણ આ સમાધાનની દલીલનો ચોખ્ખો નકાર કર્યો હતો અને પછીથી મીસીસ બેસંટે પોતેજ ઉપરની બે દલીલોનો આધાર લીધો છે એટલે આ વિષે વધારે લખવાની જરૂર નથી.

ચોથી અને અમારા મત પ્રમાણે વધારેમાં વધારે વજનવાળી દલીલ એ હતી કે દેખીતી રીતે બધા પ્રાંતોની રાજકીય ભૂમિકા અને તેમના પ્રતિનિધિઓની માગણી એક સરખી નથી એમ છતાં સર્વેને માટે સંપૂર્ણ સ્વરાજ્યની માગણી કરવામાં આપણી મહેચ્છા પરિસ્થિતિની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે. આડકતરી રીતે કોંગ્રેસે પણ આ વાત કબુલ કરી છે કારણ કે પંજાબને મુંબાઇ, મદ્રાસ બંગાલ અને સંયુક્ત પ્રાંતની પાયરી પર મૂકવાની માગણી કરતાં આ ચાર જ પ્રાંતને ગણાવ્યા છે અને બીજા વિસર્યા છે; જો કોઇનો ભેદ ગણવામાં આવ્યો નહોત તો કાંતો પંજાબને બીજા તમામ પ્રાંતના સરખો ગણવાની અથવા મુંબાઈ મદ્રાસ જેવા આગળ વધેલા ગણાતા પ્રાંતની સાથે આસામ કે બ્રહ્મદેશને ગણાવવામાં આવત. આમ નથી કરવામાં આવતું એ પુરવાર કરે છે કે પ્રાંતોની ચઢતી ઉતરતી પંક્તિનો ખ્યાલ કોંગ્રેસથી વિસરાયો નથી. બીજી પાસ મુંબાઇ મદ્રાસ અને બંગાળાની બધાં પક્ષનાં મંડળોએ અને રાજ પુરૂષોએ જેમ લગભગ એક અવાજે સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્યની માગણી કરી છે તેમ સંયુક્ત અને મધ્ય પ્રાંતમા પણ થઈ નથી તો

કોંગ્રેસે આ સંબંધમાં જે ઠરાવ પસાર કર્યો છે અને પંડિત માલવીઆજીએ તે પોતાના ભાષણમાં જે કહ્યું છે તે અમને ઘણુંજ અસંબદ્ધ અને કેવળ શાબ્દિક લાગે ખરેખર આખી દુનીઆમાં દુનીઆની જીભે ચઢેલો શબ્દ વાપરવામાંજ કોંગ્રેસને ઘણો પડયો હોય એમ લાગે છે. દાખલા તરીકે મેસેપોટેમીઆના સંબંધમાં આત્મનિર્ણયનો અર્થ થાય તે આપણે જોઇએ. પ્રથમ તો તે દેશના જે જુદા જુદા પક્ષમાં લોકો વ ચાયલા હોય તેના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવવામાં આવે અને તેને પુછવા આવે કે તેઓ તુર્કીના અમલ નીચે રહેવા માંગે છે કે અંગ્રેજના કે સ્વતંત્રપણે ? હ કોંગ્રેસના પ્રમુખે જણાવ્યું છે કે આ સવાલ આપણે માટે ઉત્પન્ન થતો નથી કારણ આપણે બ્રિટિશ સલ્તનતમાં રહીને સ્વરાજ્ય ભોગવવા ઇચ્છીએ છીએ. તો પછી જે દક્ષિણ આફ્રિકાના જુદા જુદા પક્ષની સંયુક્ત પરિષદને તેના બંધારણનો ખરડો ઘડવા કામ સોંપવામાં આવ્યું હતું અને પછી તે દેશની પાર્લામેન્ટમાં તે વિષે જે રૂપમ બ્રિટિશ ખરડો પસાર થયો તેજ રૂપમાં પાર્લામેન્ટમાં પસાર કરવામાં આવ્યે હતો, તેમ મેસેપોટેમીઆની પ્રતિનિધિરૂપ પરિષદ તે દેશને માટેજ બંધારણ ઘડે તેજ આત્મનિર્ણયના સિદ્ધાંત અનુસાર અમલમાં મુકવું જોઇએ. જો આ સિદ્ધાંત હિંદુસ્તાનને લાગુ પાડવાનો હોય તો કાં તો કોંગ્રેસ લીગની જે યોજના હિંદના પ્રતિનિધિ રૂપ મંડળોએ ઘડી હતી તે અમલમાં મૂકવી જોઇએ અથવા એથી પણ વધારે વ્યાજબી તો એ ગણાય કે હાલ હિંદમાં જે જુદા જુદા રાજકીય પક્ષો પ્રવર્તે છે તેમના પ્રમાણસર પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવવામાં આવે અને તેનેજ હાલ તરત હિંદને માટે જોઇતા બંધારણનો ખરડો ઘડવાનું કામ સોંપવામાં આવે અને તેને પાર્લામેન્ટ મંજુર રાખીને અમલમાં મુકે. આમ આત્મનિર્ણયના સિદ્ધાંતનો અમલ કરતાં મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડની યોજના તો પૂરેપૂરી ઉડીજ જાય અને સંભવ છે કે મેસેપોટેમીઆ અને જર્મન પૂર્વ આફ્રિકાના જંગલી લોકોને પણ સ્વરાજ્ય આપવાનું નક્કી થયું લાગે છે તો આપણે પણ એવાજ સ્વરાજ્યની માગણી કરીએ. આત્મનિર્ણયના વિચારનો હિંદમાં પ્રચાર થયા પછી અને કોંગ્રેસમાં તેની ચર્ચા થયા પછી સુધારાની સરકારી યોજનાને જુની પુરાણી ગણી બાજુએ મુકી બ્રિટિશ સામ્રાજ્યમાં સંપૂર્ણ સ્વતંત્રતાની માગણી કરનાર પક્ષ હજી સુધી ઉત્પન્ન થયો નથી એ નવાઇની વાત છે અને એટલીજ નવાઇની બીના એ છે કે સુધારાની યોજનામાં થોડા ઘણા ફેરફારજ માગનાર કોંગ્રેસે આત્મનિર્ણયના શબ્દનો નકામો ઉપયોગ કર્યો છે. આ વિષે વિચાર કરતાં એટલુંજ લાગે છે કે આપણી રાજકીય પ્રવૃત્તિમાં જેમ થોડે અથવા ઘણે અંશે વિચારના ઉંડા ભેદ સિવાય રાગદ્વેષથી પક્ષભેદ થાય છે તેમ જગતની જીભે ચડેલા શબ્દોના ઉપયોગમાં અને ઉંચી ભાવનાઓના પ્રયોગોમાં આપણી સમવિષમ સ્થિતિની મર્યાદાઓ વિસરાય છે.

---

સુધારો—પાન ૭૭૯ માં " સુરતનું જાહેરજીવન " એ શિર્ષકને બદલે " ગુજરાતનું જાહેરજીવન " એમ સુધારીને વાંચવા વિનંતિ છે.

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૪ થું. ]　　　જાન્યુઆરી, ૧૯૧૯.　　　[ અંક ૭.

૧.

## જોસેફ મૅઝિનિ.

### ઇટલિમાં ઑસ્ટ્રિયાનું આધિપત્ય.

પાશ્ચાત્ય યૂરોપનો ઇતિહાસ કુદરતી રીતે જે મહાન અને ચોક્રમ અંકાવલી રિસાયનમાં ભંગાઇ જાય છે તેમાંથી દરેક રિયાસતમાં એવી કોઇ આગળ પડતી ભાવના, એવો કોઇ માર્ગદર્શક સિદ્ધાન્ત રાજ્યનીતિનો કોઈ આગળ પડતો સિદ્ધાન્ત કે એવી કોઇ સર્વ શક્તિમાન સંસ્થા શોધવાનું અઘરૂં નથી, કે જે જમાનાને ઓળખાવનારી ખાસિયત પૂરી પાડે, અને જેના સંબંધમાં અમુક બનાવો ઘણી સગવડભરી રીતે ધ્યાનમાં લઇ શકાય. આ આગળ પડતો સિદ્ધાન્ત કે આગળ પડતી સંસ્થા હરહંમેશ ધ્યાનમાં રાખ્યાથી અમુક રિયાસતના છૂટા છવાયા તથા દેખીતી રીતે પરસ્પરણ બનાવોમાં કોઇકવાર જે નિશ્ચલતાની અને સંયોગની ખામી હોય તેમ લાગે છે તે નિશ્ચલતા અને સંયોગ એ રિયાસતના એ બનાવોમાં ગુંથાયલાં જોવાને કોઇપણ અભ્યાસી શક્તિમાન થાય છે. આ પદ્ધતિને અનુસર્યાથી ઘણો લાભ થાય છે. એ સમયની વધુ વિસ્તૃત અને ઉપયોગી હીલચાલો તરફ અભ્યાસીનું ધ્યાન દોરાય છે. એટલુંજ નહીં પણ અમુક બનાવો પોતાના ખરેખરા સ્વરૂપમાં ખડા થાય છે. રોમના પ્રાચીનતર સામ્રાજ્યની પડતી પછીની સદીઓમાં યૂરોપની રાજનીતિ ઉપર પવિત્ર કેથૉલિક ધર્મને માનનારા લોકોની હકુમત ચાલતી હતી. જ્યારે રોમની ટ્યુટોનની સંસ્થાઓના ઘસારામાંથી ઉત્પન્ન થયલી, જાગીર–પદ્ધતિને નામે ઓળખાતી સર્વગ્રાહી સંસ્થા તળે લોકોનું સામાજીક જીવન ઘડાતું હતું. જેમ જેમ આપણે મધ્યયુગના અન્ત સુધી પહોંચીએ છીએ, તેમ તેમ આપણે હજી પણ આ મહાન્ મધ્યકાલિક સંસ્થાઓ સમક્ષ, હજી પણ આ મહાન મધ્યકાલિક સંસ્થાઓની ઘણે અંશે હકુમતી અસર તળે આવી રહીએ છીએ; પરંતુ હવે તેઓ સર્વોપરિ સત્તા ભોગવતી રહી નથી. તેમની પરાકાષ્ઠા પસાર થઇ ગઇ છે; તેમની હકુમતી અસર ખવાઇ ગઈ છે; નવીન બળો પોતાનો રસ્તો કાઢીને મોખરે આવે છે. પરંતુ તેમની પડતી થાય છે, તો પણ તેઓ ધરી રૂપે છે. આ ધરીની આસપાસ પાશ્ચાત્ય યૂરોપની રાજનીતિ અને તેનું સામાજીક જીવન ચક્કર ફર્યાં કરે છે. તેમ છતાં પંદરમી સદીના અન્તમાં ખ્રિસ્તી સમાજ અને સામ્રાજ્ય એ બન્નેનું બેવડું ઐક્ય ચોક્કસ રીતે ભાંગી પડ્યું, અને તેના ખંડિયેરમાંથી સમ્રાટ્ તરફ કંઇ પણ વફાદારી

ન સ્વીકારનારી, અને ધર્મગુરૂ પોપને માટે નહિ જેવી વફાદારી ધરાવનારી સ્વતંત્ર અને વધુ ઓછી ઘટ્ટ પ્રજાઓ બ્હાર નીકળી આવી. આ વિકાસ પૂરેપૂરો સાધવા માટે બે બાબતો જરૂરની હતી: મોટા જાગીરદાર ગુલામોની ફાટ પાડનારી સત્તાનો નાશ, અને રાષ્ટ્રીય એકરાજ્યસત્તાનું એકીકરણ.

મારે કહેવાની જરૂર નથી કે રાષ્ટ્રીય ઐક્ય સાધવામાં કેટલાંક રાષ્ટ્રો બીજાં રાષ્ટ્રો કરતાં ઘણાં આગળ વધી ગયાં હતાં. દાખલા તરીકે, ઇંગ્લાંડે છેક તેરમી સદીમાં પોતાના રાષ્ટ્રીય ઐક્યની સિદ્ધિ પ્રાપ્ત કરી હતી; ફ્રાન્સે અને સ્પેઇને સોળમી સદી સુધી તે પ્રાપ્ત કરી ન હતી; જ્યારે જર્મનિ અને ઇટલિ જેવાં બીજાં રાષ્ટ્રોએ માત્ર છેલ્લાં થોડાં વર્ષ દરમ્યાન એજ લક્ષ્ય સાધ્યું છે. આમ છતાં, સામાન્ય રીતે કહીએ તો, પાશ્ચાત્ય યૂરોપની રાષ્ટ્રીય એકરાજ્યસત્તાઓ સત્તરમી સદીની આખરે પોતાની પરાકાષ્ઠાએ પહોંચી હતી. એજ વખતે ચૌદમા લ્યુઇએ લગભગ શબ્દશઃ સત્ય કહ્યું હતું.

ફ્રાન્સની બાબતમાં જે વ્યાજબી હતું તે એથી ઓછા પ્રમાણમાં બીજાં યૂરોપીય રાષ્ટ્રોની બાબતમાં પણ વ્યાજબી હતું. એક રાજ્યસત્તા રાષ્ટ્રની બીજી બધી સત્તાઓને ઓહિયાં કરી જતી. સામાન્ય લોકોની પ્રવૃત્ત સહાયથી કે નિવૃત્ત સમ્મતિથી મોટા ગુલામોની ચડતી છેકજ પડી ભાંગી હતી; અને ઉમરાવોની સત્તાને ઓહિયાં કીધા પછી, સમ્રાટ્ કંઇ પણ મુશ્કેલી અનુભવ્યા વિના, ત્રીજી જાગીરના નબળા પ્રતિરોધને શમાવી શકતો. પ્રતિનિધિત્વ ભોગવતી સંસ્થાઓ કાંતો, જેમ સ્પેઇનમાં બન્યું તેમ, પોતાની જીવ શક્તિ ખોઇ બેઠી, અથવા તો, જેમ ફ્રાન્સમાં બન્યું તેમ, પૂરેપૂરી નષ્ટ થઇ ગઇ અર્થાત્ જેને ઘણીજ યોગ્ય રીતે અરાઢમી સદીનું "કાર્યદક્ષ સ્વાધીનત્વ" કહેવામાં આવે છે તેને માટે યૂરોપ તૈયાર હતો; અને જ્યારે પ્રશિયાના ફ્રેડરિક જેવા, ઑસ્ટ્રિયાના બીજા જોસફ જેવા, અથવા સ્પેઇનના ત્રીજા ચાર્લ્સ જેવા રાજાઓ પોતાના દેશમાં પોતાની પ્રજાને પિતૃવ્ય કુલ અખત્યારનાં સુખ બક્ષવામાં રોકાયા હતા, ત્યારે તેમનાં વિવિધ રાષ્ટ્રોના આંતર્રાષ્ટ્રીય સંબંધના માર્ગદર્શક સિદ્ધાન્તની વ્યાખ્યા આપવી એ શક્ય છે? મને લાગે છે કે એ શક્ય છે. સાધારણ રીતે કહીએ તો, આ રિયાસત દરમ્યાન મહાદ્વીપીય રાજનીતિ ઉપર બે બળ સત્તા ભોગવતાં હતાં: સમતોલ સત્તાનો સિદ્ધાન્ત, અને વ્યક્તિગત રાજાઓનાં વાંશિક હિત. પરંતુ અરાઢમી સદીની આખરે જે મોટી સામાજીક અને માનસિક ઉથલપાથલ થઇ તેનાથી—જે ઉથલપાથલ ફ્રાન્સમાં ઘણીજ અસરકારક રીતે વ્યક્ત થઇ તેનાથી—મનુષ્યોના વિચારોમાં, તથા પરિણામે રાષ્ટ્રોની રાજ્યપદ્ધતિમાં જબરદસ્ત ઉથલપાથલ થવા પામી. એક નરમ છતાં સગવડભરેલું સૂત્ર વાપરીએ તો, ફ્રાન્સની રાજ્યક્રાન્તિથી ઓગણીસમી સદીને બે ઘણા જબરદસ્ત વિચારો વારસામાં મળ્યા: મનુષ્ય તરીકે મનુષ્યના હક્કોનો વિચાર, અને રાષ્ટ્રીય પ્રજા તરીકે રાષ્ટ્રીય પ્રજાના હક્કોનો વિચાર. ઓગણીસમી સદીમાં આ બન્નેની ચેરા ખરેખર ઘણું ખરૂં લપાઇ રહેલી છે, કેટલીકવાર એટલી બધી લપાઇ છે કે કેટલાકે તેમના અસ્તિત્વ વિષે શંકા ઉપજાવી છે; પરંતુ મુખ્યતઃ એટલું તો ખરૂં જ છે કે, જ્યારે એકે અંદર અંદરની રાજ્યપદ્ધતિ ઉપર અંકુશ રાખ્યો છે, ત્યારે બીજાએ વિવિધ યૂરોપીય રાષ્ટ્રોના બાહ્ય સંબંધને ચોક્કસ પક્ષપાત કર્યો છે. જ્યારે ભવિષ્યનો તત્વજ્ઞાની ઇતિહાસકાર ઓગણીસમી સદીનો ઇતિહાસ લખવા બેસશે, ત્યારે કદાચ તે,

સર્વ ઉપર રાજ્ય ચલાવવાને ઘણા લોકોએ કરેલી સર્વોપરિ સત્તાની પ્રાપ્તિને, તથા રાષ્ટ્રીય પ્રજાના અગત્યના સિદ્ધાન્તના પાયા ઉપર એક જાતના તેમજ પડોશનાં રાષ્ટ્રો-કહો કે રાષ્ટ્રોના સમૂહ-ના એકીકરણને આ યુગની ભેદદર્શક ખાસિયત તરીકે આલેખશે.

પહેલા વિકાસ સાથે મને હાલ તુરત કાંઈ લાગતું વળગતું નથી. વખત મળશે તે પ્રમાણમાં બીજા સિદ્ધાન્તના અત્યંત જરૂરના અને અત્યંત ધ્યાન ખેંચતા નહિ, તો અત્યંત આશ્ચર્યભૂત દાખલાઓ તપસીલમઠ તપાસવાનો અહીં મુખ્ય ઉદ્દેશ છે.

ઇટલિની એકતાના મહાન્ કાર્યની સાથે સર્વ યુગમાં ચાર નામો અભેદ્ય સંબંધથી જોડાયલાં રહેશેઃ ડૅન્ટ અને આલ્ફીરિ, ફાઑલિયો, રોઝેટિ અને મૅન્ઝની. એમનાં કાર્યથી આધુનિક ઇટલિના સ્થાપકોને જે ઉત્સાહ મળ્યો છે તે વિષે હું હાલમાં કંઇ કહેતો નથી. એમની અસરના વિસ્તારનો તો અડસટ્ટો પણ સાધારણતઃ ન આંકી શકાય. મારો હેતુ તો કામ કરનારા માણસો-મૅઝિનિ, કાવ્હર અને ગૅરિબૉલ્ડિ-ના કાર્ય વિષે બોલવાનો છે; અને જેની ધીમાશ તથા હિમ્મત, જેનો સાવધિક ઉત્સાહ તથા જેની અચલ પ્રમાણિકતા, જેની દૃષ્ટિસ્પષ્ટતા અને અમુક સાધારણ અક્કલ સર્વ કોઇના જીવનકાર્યને નિત્યતા અને એકતા બક્ષવામાં કારણભૂત નીવડયાં, તેને વિષે પણ હું કંઇ ઓછું કહેવા માંગતો નથી. અલબત્ત, હું સંયુક્ત ઇટલિના પહેલા રાજા વિક્ટર ઇમૅન્યુઅલ વિષે આ ઉલ્લેખ કરૂં છું.

ત્યારે આ સ્થાપકોને કયા સરંજામ ઉપર કાર્ય કરવાનું હતું એ પ્રશ્ન આપણે પ્રથમ પૂછવો જોઇએ. ઓગણીસમી સદીનાં શરૂઆતનાં વર્ષ દરમ્યાનની રાજ્યક્રાન્તીય તથા નેપોલિયનીય લડાઇઓ પછી, ઇટલિની રાજકીય તેમજ સામાજીક સ્થિતિ શી હતી? અનેક સદીઓ થયાં ઇટલીય ઐક્યનો વિચાર ભૂતકાળ સાથે દટાઇ ગયો હતો, અને ઇટલિનું ખુદ નામ પણ મનુષ્યોને મ્હોડે બોલાતું તદ્દન બંધ થઇ ગયું હતું મધ્યયુગમાં યુરોપીય રાજ્યનીતિની રંગભૂમિ ઉપર ઇટલિનાં નગર-રાષ્ટ્રોએ, વેનિસ તથા જીનોઆ, મિલૅન તથા ફ્લૉરન્સ, [1]પિસા તથા રોમ, એ સર્વેએ પોતપોતાનો વેશ ભજવ્યો હતો. પરંતુ એક સમુદાય તરીકે, એક પ્રજા તરીકે ઇટલિ વિષે આપણે કંઇ પણ સાંભળતા કે જાણતા નથી; એવો ઇટલિ અસ્તિત્વ ધરાવતો જ ન હતો. મી. ફ્રૅડરિક લગભગ નિષ્ઠુર સત્ય જણાવે છે તે પ્રમાણે "રોમના સામ્રાજ્યની પડતી થઇ ત્યારથી (કે તે પહેલાં પણ) એવો વખત કદિ પણ પ્રાપ્ત થયો નથી, કે જ્યારે જેટલા પ્રમાણમાં લાકડાંના ઢગલાને વહાણ કરી શકાય તેથી વધારે પ્રમાણમાં ઇટલિને પ્રજા કહી શકાય." આપણે હજી વધારે આધુનિક સમય સુધી જેમ પહોંચીએ છીએ તેમ પ્રજાસત્તાક રાજ્યો પણ અદૃશ્ય થઇ જાય છે; બે મોટાં કુટુંબો એ "દુઃખમય દેશ"ના કલ્યાણ ઉપર અત્યાર સુધી હકુમત ચલાવતાં હતાં તે પૈકી કોઇ પણ એક કુટુંબના સભ્યોના હાથમાં નગર-રાષ્ટ્રો શોષાઇ ગયાં છે. ઇટલિ તો એક બીજા સાથે લડતી પ્રજાઓનું તથા કાવતરાંખોર વંશોનું માત્ર સમરાંગણજ થઇ રહે છે. અઢારમી સદીના ઉત્તરાર્ધ દરમ્યાન, ખરેખર, ઇટલિ અસાધારણ શાંતતા ભોગવતો હતો. છતાં પણ એ શાંતતા નમ્ર અને સૌમ્ય સુખની ન હતી, પરંતુ અધમ જડતાની, તથા આત્માની નિરાશાજનક સુસ્તિની હતી. હૅાસબર્ગના અને બુર્બોનના

1. ઇટલિની ઉત્તરે ૪૩.૪૩ અક્ષાંશ તથા ૧૦.૨૩ રેખાંશ ઉપર આવેલું રાજ્ય.

કુળના લશ્કરી અમલદારો માટે ન્હાના શાહજાદી મુલકમાં વિભક્ત થયલો ઇટલિ એમની ઝુંસરી તળે નાઉમેદ આવેશકારી, પાદરીવશ તથા બ્હેર મારી ગયલો પડી રહ્યો.

એ સદીનાં છેવટનાં વર્ષ દરમ્યાન આ વ્યવસ્થામાં નેપોલિયનીય પ્રવૃત્તિથી જંગલી ભંગાણ પડયું. નેપોલિયન નામનોજ ઇટલિ ગયો, ખરૂં જોતાં કેટલેક અંશે ઉદ્ધારક તરીકે ગયો. એટલું ખરૂં છે કે બુર્બોનની કે હૅપ્સબર્ગની જે ઝુંસરી તેણે દૂર કીધી હતી તેના કરતાં કદાચ વધારે ભારે ઝુંસરી તેણે અન્તમાં ઇટલિ ઉપર મૂકી હશે, પરંતુ એ ઝુંસરી ગુણકારી અસર વિનાની તો ન જ હતી. મહાદ્વીપીય યૂરોપના અસ્તવ્યસ્ત શાહજાદી મુલકોને તેમજ ઇટલિને, નેપોલિયન બેશક ચાબુક રૂપ-અત્યંત અણગમતી ચાબુક રૂપ-પણ એકંદરે સુખાકારી ચાબુક રૂપ હતો. જે બગડેલા રાજ્યદરબારો ઉપર તેણે હુમલો કર્યો હતો, જે ન્હાની રાજ્યગાદીઓ તેણે ઉંધી વાળી નાંખી હતી, તેને માટે તલભાર સન્માન કે દિલસોજ દિલગીરી પણ લાગે એ અશક્ય છે. ગમે તેમ પણ ઇટલિમાં તો તેણે માત્ર ભલું જ કીધું. તેણે સુધરાઇની ઇર્ષ્યાને તથા સ્થાનિક પક્ષપાતને પગ નીચે ચગદી નાંખ્યા; તેણે દેશના રાજકીય વિભાગોમાં ઘટાડો કરીને પંદરને સ્થાને ત્રણ વિભાગ રાખ્યા; તેણે મનોહર રસ્તાઓ અને પૂલો બંધાવ્યા. આ બધાં ઐક્ય સાધનારાં બળનું કંઇ જેવું તેવું ગૌરવ ન હતું. પોતાની પડતી પહેલાં, તેણે "રાજ્યતંત્ર તરીકે ઓળખાઇ જતી ધીંગાણાની પ્રાચીન સ્થિરતા" ને જંગલી રીતે તોડી પાડી, "અને નવીન સામાજીક જીવનનાં જે બળ ઉત્પન્ન કર્યાં તે કંઇ જેવાં તેવાં ન હતાં. જમીનનો જાગીરી ભોગવટો તથા સાથે સાથે સમાજનું જાગીરી બંધારણ નષ્ટ થઇ ગયાં હતાં. હજારો પરસ્પરવિરૂદ્ધ રિવાજોને અને હકુમતને બદલે ફ્રાન્સની દિવાની કાયદાબંધી તથા ફ્રાન્સ જેવી ફોજદારી કાયદાબંધી સ્થપાઇ હતી. કરાધાન જો કે હલકું થયું ન હતું તો પણ નિદાન ન્યાયી અને સાદું તો થયું હતું. ન્યાય નિયમિત થઇ ગયો હતો અને તે પણ ઉમરાવને તથા ખેડુતને માટે એક સરખોજ. લૂંટફાટ નાબુદ થઇ ગઇ હતી, અને અનેક સદીઓ દરમ્યાન પહેલી જ વખત ઇટલિના મોટા ભાગ ઉપર વિચારશીલ તથા સમાન રાજ્યતંત્રનું અસ્તિત્વ માલુમ પડયું હતુ "[1] વળી એના આગમનથી જેસ્યુઇટ લોકો ફરી એકવાર ન્હાસી ગયા હતા, કેળવણી વિચારશીલ પાયા ઉપર મૂકાઇ હતી, અને ઇટલિવાસીઓ પોતાની છિછરી તથા આળસુ ટેવોમાંથી જાગૃત થઇને મનુષ્ય માફક વિચારતાં અને વર્તતાં શીખ્યા હતા. પરંતુ તદુપરાંત નેપોલિયન પોતે જાણતો પણ ન હતો, ઇટલિવાસીઓને તે વખતે સમજાયું પણ ન હતું, તે છતાં અનેક સદીઓ સુધી ઇટલિમાં ઐક્યતી, રાષ્ટ્રીયત્વની સમજ, ઐક્યનું, રાષ્ટ્રીયત્વનું ભાન ઉત્પન્ન કરનાર નહિ તો જાગૃત કરનાર તો નેપોલિયન જ પ્રથમ હતો. નેપોલિયનીય પ્રવૃત્તિ વિષે મૅઝિનિએ જાતે કહ્યું છે તે પ્રમાણે "માનસિક ઉન્નતિ, રાષ્ટ્રીય આબાદીની જોસબંધ વૃદ્ધિ, ભાઇચારાનો જુસ્સો ...એ સર્વ બાબતો, ખાસ કરીને ૧૮૦૫-૧૮૧૩ સુધીની રિસાયત દરમ્યાન, રદ ન થાય એવી રીતે ઇતિહાસમાં ગુંથાઇ ગઇ છે. રાજકીય કુલ અખત્યાર તળે તથા લડાઇ છતાં ફ્રાન્સના સામ્રાજ્યને આપણે અધિન હોવા છતાં, રાષ્ટ્રીયત્વની ભાવના આપણા બહાદૂર

૧. સી. એ. ફાઇફ કૃત "આધુનિક યુરોપનો ઇતિહાસ" પુ. ૨. પૃ. ૧૭૮.

શરીરમાં એકાકાર થઇ ગઇ, એ ભાવનાથી આપણા આત્મા ઉન્નત થયા, અને એ ભાવનાએ આપણા બધા પ્રયત્નોના લક્ષ્યને-ઇટલિના ઐક્યને દૂર ચિત્રિત કર્યું."

પરંતુ તેટલો વખત ૧૮૧૫ ના પ્રતિદાનથી એ શુભ બીજ રુંધાઇ ગયું હતું. રાજકુમાર મીટર્નિક ચોકિયું સત્ય જણાવે છે તે પ્રમાણે, તે વખતે ઇટલિ તો માત્ર ભૂગોળ વિષયક શબ્દજ હતો. રાજ્યક્રાન્તિ પહેલાં જે પરિસ્થિતિ હતી તે જેટલી બને તેટલી પાછી લાવી મુકવી, એ વિયેનાના રાજનીતિકુશળ પુરૂષોનો હેતુ હતો. અરાઢમી સદીનું આનુવંશિક વિભાજનત્વ ઇટલિમાં ફરીથી જાગૃત કરવું એવી તેઓ આશા રાખતા હતા. બુર્બોન કુળના કે હૅપ્સબર્ગ કુળના સભ્યોમાં રાષ્ટ્રોને ફરી એક વાર વહેંચી નાખવામાં આવ્યાં. ઑસ્ટ્રિયાના શહેનશાહ ફ્રાન્સિસ બીજાને લૉમ્બાર્ડિ અને વેનિસ મળ્યાં, ઑસ્ટ્રિયાના મુખ્ય સરદારની સ્ત્રી મહાન્ નેપોલિયનની થોડા વખત સુધીની રાખેલી સ્ત્રી, મેરી લ્યુઇને પાર્માના[1] અમીરપણ મુલકમાં સ્થાપવામાં આવી; ઑસ્ટ્રિયાના કુળના ત્રીજા ફર્ડિનન્ડને ટસ્કનિ[2] સુપ્રત કરવામાં આવ્યો અને તેના પુત્ર ફ્રાન્સિસને મોડેના[3] સોંપવામાં આવ્યું. પોપના આચાર્યપદ નીચેના ઐહિક પ્રદેશમાં સાતમો પાયસ ફરી દાખલ થયો અને પહેલા ફર્ડિનન્ડ દ્વારા બુર્બોન કુળ નેપલ્સની તથા સિસિલિની ગાદીએ ફરીથી બેઠું ઍડ્રિયેટિક સમુદ્રના પાણી ઉપર પ્રથને દિલગીર નજર નાંખતું સૅન મરીનોનું ન્હાનું પ્રજાસત્તાક રાજ્ય જ માત્ર પોતાને મધ્યયુગનો ઇટલિ-વિભિન્ન પણ સ્વતંત્ર ઇટલિ-ફરીથી કહેવડાવવા લાગ્યું.

પરંતુ હવે ભૂતકાળ તરફ નહિ પણ ભવિષ્યકાળ તરફ નજર નાંખતાં પ્રતિદાનનું ઘણુંજ રસિક લક્ષણ તો હજી ધ્યાનમાં લેવાનું બાકી છે. સોળમી સદીની શરૂઆતમાં સેવૉયના અમીરોએ પીડમૉન્ટ[4] મેળવ્યું હતું અને એ રીતે તેઓ આલ્પ્સ પર્વત સુધી પહોળા પગ રાખીને ઉભા રહેવામાં ફત્તેહમંદ નીવડ્યા હતા. લીનના રાજકુમારે ચીડાઇને કહ્યું છે તે પ્રમાણે, તેમની ભૂગોળવિષયક સ્થિતિજ એવી હતી કે તેઓ પ્રમાણિક મનુષ્યો માફક વર્તી શકતા નહતા પરિણામે કંઇક વાંકીચુંકી, પણ મુખ્યતઃ ફત્તેહમંદ ચાલાકીથી અરાઢમી સદીમાં પીડમૉન્ટની અને સેવૉયની અગાડી રાજગાદીમાં સાર્ડીનિયાની શહેનશાહી રાજગાદી ઉમેરવાની તેમણે વ્યવસ્થા કીધી, અને મુખ્ય યોદ્ધાઓ ગમે તેટલા દૂર હોય, તો પણ યુરોપીય લડાઇ કદિ પણ બંધ થઇ નહતી, પરંતુ સેવૉયના કુળના સભ્યો લૉમ્બાર્ડિનાં કેટલાંક શહેરો પ્રાપ્ત કરવા શક્તિમાન થયા હતા; તેમણે એ શહેરો કહેવત પ્રમાણે હાથીચક નામના છોડની માફક પત્રે પત્રે ચુંટી લીધાં હતાં. ૧૮૧૫ માં જીનોઆનું અરતબ્યરત પ્રજાસત્તાક રાજ્ય પ્રાપ્ત થવાથી તેમની સ્થિતિ હજી પણ વધારે બળવાન થઇ. ઇટલિની સ્થિતિ ૧૮૧૫ માં આવી હતી. મીટર્નિકના 'ભૂગોળવિષયક શબ્દ' કરતાં નહિ જેવી વધારે સારી સ્થિતિ તે ભોગવતું હતું. પરંતુ આ બધું છતાં પણ ૧૮૧૫ નો ઇટલિ પૂર્વે નેપોલિયનીય સમયનો ઇટલિ ન હતો. વિયેનાના રાજ્યનીતિકુશળ પુરૂષો ગમે તેટલું મથે તો પણ સમયની ગતિને તેઓ પાછી વાળી શકે એમ નહતું, તેમજ " જાણે કે કંઇ

---

૧. ઇટલિની ઉત્તરે ૪૪°૪૮ અક્ષાંશ અને પૂર્વે ૧૦.૧૯ રેખાંશ ઉપર આવેલું રાષ્ટ્ર.

૨ ઇટલિની ઉત્તરે ૪૩.૩૦ અક્ષાંશ અને પૂર્વે ૧૧.૦ રેખાંશ ઉપર આવેલો વિભાગ.

૩. ઇટલિની ઉત્તરે ૪૪.૩૮ અક્ષાંશ અને પૂર્વે ૧૦.૫૫ રેખાંશ ઉપર આવેલું રાષ્ટ્ર.

૪. ઇટલિની ઉત્તરે ૪૫.૦ અક્ષાંશ અને પૂર્વે ૮.૦ રેખાંશ ઉપર આવેલો વિભાગ.

બાબત બની જ નથી એવો દેખાવ કરવો ” એ પણ તેમનાથી બની શકે એમ નહતું. એ ખરૂં છે કે તેઓ અહીં કોઇ ઑસ્ટ્રિયાવાસીને કે તહીં કોઇ બુર્બોનવાસીને પાછો હઠાવે; તેઓ પ્રાચીન પ્રજાસત્તાક રાજ્યોને અસ્તવ્યસ્ત કરી નાંખે અને આધુનિક અમીર-મુલકો સ્થાપે, વિભાગ પાડતી લીટીઓ ભુસી નાખી હોય તેને તેઓ ઇર્ષ્યાથી સંભાળપૂર્વક પાછી ઘટ્ટ કરે, જે સરહદ તોડી પાડવામા આવી હોય તે તેઓ ફરીથી ઉભી કરે, પરંતુ ઇટલિવાસી લોકોના મગજમાંથી તેમની પ્રાચીન કીર્ત્તિનું નવીન જાગૃત થયલું સંભારણું તેઓ નાબુદ કરી શક્યા નહિ; પોતાની રાષ્ટ્રીય સમાનતા સાધવાને માટે તેમની નવેસરથી થયલી પણ સહૃદય ઇચ્છાને તેઓ ગમે તેટલા મથ્યા તોપણ ગુંગળાવી શક્યા નહિ ત્રીસ વર્ષ પછી મૅઝિનિએ માત્ર નામના જ સર જેઇમ્સ ગ્રેહામને લખેલા, પણ ખરૂ જોતાં અંગ્રેજ પ્રજાને લખેલા પત્રમાં આ ભાવના જેટલી ચોક્કસ તથા છટાદાર રીતે આલેખાઇ છે તેથી વધારે ચોક્કસ અને વધારે છટાદાર વર્ણન બીજે કયે સ્થળે મળશે એ મને સમજાતું નથી.

“અમર આત્માની કુદરતી બક્ષીસ ધરાવનારા, સશકત મગજશકિત ધરાવનારા, આતુર અને ઉદાર હોશ ધરાવનારા, સ્વતંત્ર પ્રતિનિધિત્વ માટે જે આદર્શની તેમના બાપ-દાદાને ઝાંખી થઇ હતી અને જે આદર્શ કુદરતે તથા સંપ્રદાયે તેમને ચીંધી બતાવ્યો હતો, તે આદર્શને માટે તથા તે આદર્શ સાધવા સારૂ બીજા લાખો આત્મબન્ધુઓ સાથેના રાષ્ટ્રીય ઐકયને માટે ઉચ્ચાશા ધરાવનારા ચાલીસથી પચાસ લાખ માણસો ત્યાં (લૉમ્બાર્ડિામાં) રહે છે; તેઓ પોતાના એકના એક ધણી ઇશ્વરની નજર નીચે, એકની એક ભાષા બોલનારા, એની એ જમીન ઉપર ચાલનારા, બચપણમા એનાં એ માતૃગીતોથી ઘોડિયામાં ઝુલેલા, યૌવનમા એના એ સૂર્યથી બળ પામેલા, એનાં એ સંભારણાંથી, સાહિત્યવિષયક મગજશકિતના એનાં એ સાધનોથી ઉત્સાહ પામતા એકસો-સાઠથી એકસો-સિતેર લાખ અન્ય માણસો સાથે તેઓ જે સામાજીક કાર્ય સામાન્ય ધરાવે છે તે સાધવાને રસ્તે માત્ર પ્રગતિ કરવા ઇચ્છે છે. દેશ, સ્વાતંત્ર્ય, ભાતૃભાવ, સૌ એમની પાસેથી છીનવી લેવામાં આવ્યાં છે, તેમનાં વતનને, તેમની હાજતોને, તેમની ઇચ્છાઓને અજાણ્યા હોય એવા લોકોએ એમને માટે દોરેલા સંકુચિત સ્થળમાં એમની શકિતઓ અપંગ થઇ ગઇ છે, દબાઇ ગઇ છે, મર્યાદિત બંધાઇ ગઇ છે; ઑસ્ટ્રિયાના લશ્કરી નાયકની સોટી તળે તેમનો સમુદાય ભાગી પડયો છે, વિયેનામા ગાદીએ બેઠેલા માણસના ભૂખાળવા બરેલા તુરંગોને, કે ટાયરોલીય પ્રતિનિધિના તુરંગોને તેમનો અમર આત્મા અધિન રહ્યો છે; અને તમે ધ્યાન આપ્યા વિના આગળ જ ચાલ્યા જાઓ, અને ધીમે રહીને એટલી ખબર મેળવો કે આ માણસો આ કે પેલી જમાતને અધિન છે કે નહિ, અથવા તો તેઓ જે ભાખરી ખાય છે તેને માટે તેમને અર્ધો આનો ઓછો વત્તો આપવો પડે છે કે કેમ! એ તારીફ, ગમે તે હોય તો પણ, જોઇએ તે કરતાં વધારે ભારે પડી છે, તેઓજ એના અસ્તિત્વ માટે કારણભૂત થયા નહતા, એ ભાખરી, પ્રિય હોય કે ન હોય તોપણ આંસુથી ભીંજાઇ ગઇ છે, કેમકે તે ગુલામોની ભાખરી છે.” ખરેખર તે વખતે ઇટલિના લોકો ઑસ્ટ્રિયાની ઝુંસરી તળે ગુલામો કરતાં વધારે સારી સ્થિતિ ભોગવતા નહતા. ન્હાના કુલ અખત્યારીઓને તેમની ગાદી ઉપર જાળવી રાખનાર, તથા જે પદ્ધતિને અમલમાં મુકવાને તેઓ બંધાયલા હતા તે પદ્ધતિ રચનાર મીટર્નિક જ હતો.

બુર્બોનના રાજકુમારો અને ઑસ્ટ્રિયાના અમીરો પોતપોતાના વિવિધ પ્રદેશો ઉપર માત્ર નામનું જ રાજ્ય ભોગવતા હતા; ખરૂં જોતાં તેઓ માત્ર પૂતળાં જેવા હતા; અને એ પૂતળાંની દોરી હમેશાં વિયેના તરફથી ખેંચાતી હતી. ઇટલિનાં માત્ર નામનાં જ સ્વતંત્ર રાષ્ટ્રો ઉપર ઑસ્ટ્રિયાની હકુમત કેટલે સુધી પહોંચી હતી તેનું દૃષ્ટાન્ત ૧૮૨૧ ના નેપલ્સના હુલ્લડનો ઇતિહાસ પૂરૂં પાડશે. નેપલ્સનો બુર્બોન કુળનો ફર્ડિનન્ડ જ્યારે ૧૮૧૫ માં ફરીથી ગાદીએ બેઠો ત્યારે ૧૮૧૨ માં લૉર્ડ વિલિયમ બેન્ટિન્કે સિસિલિ માટે જે રાજ્યબંધારણ ઘડી કાઢ્યું હતું. તેને માન આપવાનું તેણે ખરા દિલથી વચન આપ્યું હતું. રખે ને સિસિલિનો દાખલો ઇટલિનાં બીજાં નાનાં રાષ્ટ્રો માટે દુષ્ટ આદર્શ થઇ પડે, એ બ્હીકથી ૧૮૧૬માં રાજકુમાર મીટર્નિકના કહેવાથી, એ રાજ્યબંધારણ રદ કરવામાં આવ્યું હતું. ૧૮૧૦ માં સ્પેઇનમાં ઉત્ક્રાન્તિ થઇ, અને બળવાખોરો રાજા પાસેથી ઉદાર રાજ્યબંધારણ ઘડાવવામાં ફતેહમંદ નીવડયા. આ ઉશ્કેરણી દક્ષિણ ઇટલિ સુધી પહોંચી ગઇ. લશ્કરની મદદથી નેપલ્સના લોકોએ, સ્પેઇનમાં જે રાજ્યબંધારણ સ્વીકારવામાં આવ્યું હતું તે નમુનાના રાજ્યબંધારણની રાજા પાસે માગણી કરી. રાજાએ દેખીતી આતુરતા સાથે બળવાખોરોની માગણી કબુલ રાખીઃ જે ઇશ્વરે તેની વૃદ્ધાવસ્થામાં રાજ્યનું ઘણું ભલું કરવાની તેને રજા આપી હતી તે ઇશ્વર પ્રત્યેનું તેનું ઋણ તેણે હોંસથી પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કર્યું. થોડા દિવસ પછી આ છૂટ ઘણીજ ગંભીર રીતે બહાલ કરવામાં આવી. પ્રજા વેદિ સુધી આવી પહોંચી છે એવું સાંભળતાં, રાજાએ રાજ્યમંડળની અને પ્રધાનોની હાજરીમાં રાજ્યબંધારણ વિષે સમ ખાધા. પછી વધસ્તંભ ઉપર પોતાની નજર સ્થિર કરીને તે બોલ્યોઃ "સર્વ શક્તિમાન પ્રભુ !—અનંત કુશાગ્રબુદ્ધિથી હૃદયમાં તેમજ ભવિષ્યમાં દૃષ્ટિ નાખનાર પ્રભુ !—હું જુઠું બોલું, અથવા તો કોઇ પણ દિવસે મારા સમને નિમકહરામ નીવડું તો આ જ ક્ષણે મારો નાશ કરી નાંખ !" રાજાએ ફિરતી બાઇબલને ઓષ્ઠાલિંગન આપ્યા પછી, તેના છોકરાઓએ સમ ખાધા, અને નવું રાજ્યબંધારણ ઢંઢેરાથી જાહેર થયું.

દરમ્યાન રાજકુમાર મીટર્નિક, અને પુણ્યસંધિના તેના ભાગીદારો દક્ષિણ ઇટલિમાંના બનાવોના વિકાસ તરફ અત્યંત અધીરાઇથી નજર નાખી રહ્યા હતા. તેના ગુનામી રાજકુમારોને પોતાની પ્રજાને ઉદાર છૂટ આપવાની તેમજ તેની રજા લીધા સિવાય કઇ પણ પગલું ભરવાની રજા આપવી, એ તેની પદ્ધતિનો અંશ હતો જ નહિ. સાદા પુનઃસ્થાપનની જે પદ્ધતિ વિયેનાની સમાજમાં પ્રતિપાદિત થઇ હતી તે પદ્ધતિ માટે માત્ર નેપલ્સમાંજ નહિ પણ બીજાં ઘણાં રાષ્ટ્રોમાં પણ અધીરાઇનાં ચિહ્નો ક્યારનાં દેખાઇ આવતાં હતાં. સંબદ્ધ રાજાઓ ચેતી ગયા, અને પ્રથમ બોહીમિયામાંના ટ્રોપો નગરમાં તથા પાછળથી લેબૅકમાં પરિષદ્ ભરી એકત્ર થયા, પોતે આટલા ખરા દિલથી જે રાજ્યબંધારણ માટે સમ ખાધા હતા તેને માટે પોતાની આસ્થા જાહેર કર્યા પછી રાજા ફર્ડિનન્ડ ૧૮૨૦ ના ડિસેમ્બર માસમાં આ પરિષદ્ માટે નીકળી પડયો.

(અપૂર્ણ.)

ભરતરામ ભાનુસુખરામ મહેતા.

# શિક્ષણમાં સંગીતના આવશ્યકતા.

ઔરંગઝેબ પોતાના મહેલમાં કુરાનની નકલો કરતો હતો, તેવામાં ' અલ્બીદા ' 'અલ્બીદા' કરતું એક ટોળું ત્યાંથી ગયું. આ અવાજથી કુતૂહલપ્રેરિત થઇ કોનું શબ જતું હતું તે જોઇ આવવા તેણે એક નોકરને કહ્યું. નોકર જોઇ આવીને બોલ્યો, " જહાંપનાહ, રાજધાનીમાંના ગવૈયા લોકો સંગીતદેવીનું શબ લઇને જાય છે" ઔરંગઝેબે જવાબ દીધો, "મરવા દો તેને, અને એને એટલી ઉંડી દાટો કે તે ફરીથી ઊઠેજ નહિ."

સંગીતદેવી મરી યે નહિ અને દાટી દટાઇ પણ નહિ; પણ માત્ર શિષ્ટ લોકોએ તેની અવગણના કર્યાથી તેણે વિવશ થઇને ગ્રામ્યલોકોનો સહવાસ પસંદ કર્યો. સમાજનું કલ્યાણ કરનારી તે ભગવતી ભીષણ ચંડિકા બની ગઇ અને પોતાને હાથે જ સમાજનો સંહાર કરવાને તૈયાર થઇ.

સંગીત એ મનુષ્યસ્વભાવનું એક અંગ છે; એની અવગણના કરવાથી તેનો નાશ ન થતાં તે વિકૃત થાય છે, અને ઉન્નતિનું સાધન થવાને બદલે અવનતિનું બીજ થાય છે. આ કારણથી સર્વાંગે ઉત્તમ શિક્ષણ આપવાની અભિલાષા રાખનારે વિદ્યાર્થીની સંગીત-પ્રિયતાને પણ યોગ્ય વલણ આપી વિદ્યાર્થીની અભિરૂચિને સુસંસ્કૃત કરવી જોઇએ. આ દૃષ્ટિબિંદુથી જોતાં સંગીત એ કોઈ બીજા વિષયનું પોષક છે માટેજ ઉપયોગી છે એમ નથી, પણ એ બીજા વિષયોથી ભિન્ન રહીને પણ ઉપયોગી રહે છે. તર્કશક્તિ, કલ્પનાશક્તિ, નિરીક્ષણશક્તિ, એ જેમ મનુષ્યસ્વભાવના અંગ છે; તેમજ સૌંદર્યોપાસના, વ્યવસ્થા, સંગતિ અથવા સંગીત એ પણ એટલાંજ પ્રધાન અંગો છે, અને સર્વ વિશ્વમાંથી આ સંગીતને શોધીને તેનો આસ્વાદ લેવો એને જ જ્ઞાનાનંદ કહે છે. આકાશમાંના અસંખ્ય તારાઓ અને સૂર્યમંડળના ગ્રહો, ઉપગ્રહો એક સાર્વભૌમ નિયમ પ્રમાણે તાલબદ્ધ ફરતા જોઇને કવિને સંગીત યાદ આવ્યું. તારાઓનું મૂકસંગીત એ તો પાશ્ચાત્ય કવિઓને ગમતો વિષયજ થઇ પડ્યો છે. આ ઉપરથી જોતા સંગીત અનાદિ કાળથી મનુષ્યના હૃદયમાં તેમજ બાહ્ય જગતમાં નિવાસ કરી રહેલું છે. તેની અવગણના કરવાથી શિક્ષણ કેમ પૂર્ણતાને પામી શકે ? તેથી જો સર્વાંગે સંપૂર્ણ શિક્ષણ આપવુ હોય તો છેક નાનપણથી બાળકને સંગીતદ્વારા સ્વરોના મેળ, તાલબદ્ધ ગાયન અને માધુર્યની કલ્પના અવશ્ય આપવી જોઇએ. જે પ્રમાણે ભૂમિતિનો ઉપયોગ તર્કશાસ્ત્રમાં થાય છે, તર્કશાસ્ત્રનો તત્ત્વજ્ઞાનમાં થાય છે અને તત્ત્વજ્ઞાનનો ધર્મજિજ્ઞાસામાં થાય છે, તે પ્રમાણે જ સ્વરનો મેળ જોઇને આ વિશ્વ સંસ્થાની–વિશ્વ રચનાની–યોજનામાં પણ મેળ છે એવી ભાવના આપોઆપ સ્ફુરી આવશે. તાલનું જ્ઞાન થયેથી તેનો રસ ચાખતાં આવડશે, એટલે ઋતુનું ચક્ર, સમાજનો ઉત્કર્ષ અને અપકર્ષ, યુગોની ઘટમાળ એ સર્વમાં ઇતિહાસવિધાતાની લીલા ધીમે ધીમે કળી શકાશે; અને સ્વરમાધુર્યનો સાક્ષાત્કાર થયો એટલે આ જગતમાં જે જે કાંઇ છે તેને પોતપોતાને સ્થાને રહેતાં કેટલું શોભાયમાન અને કલ્યાણકારી હોય છે, એ સંબંધી બુદ્ધિ ઉત્પન્ન થઈ મનમાંની ઇર્ષા, અસૂયા, અને દ્વેષ વગેરે દોષો તરફ આપણને પોતાનેજ તિરસ્કાર ઉત્પન્ન થશે અને ત્યાંના ત્યાં તે વિરમી જશે.

શિક્ષણના બીજાં અંગોને પણ સંગીતની મદદ થોડી નથી. સંગીત એ ઇતર વિષયોને ઉપયોગી છે એટલુંજ એનું મહત્વ નથી, પણ તે સ્વયપ્રકાશિત છે, એ ઉપરનો મુદ્દો થયો. અન્ય વિષયોમાં પણ એનો ઉપયોગ કાંઇ કમતી નથી; જેમ કે:—

૧. કાવ્યને સંગીતની મદદ જોઇએ.

૨. એકાગ્રતા અને યાદદાસ્ત એને પણ સંગીતનું પીઠબળ જોઇએ.

૩. શારીરક શિક્ષણ અને કવાયત એને પણ સંગીત આવશ્યક છે.

૪ વક્તૃત્વકળા એ પણ સંગીતથી ખુલી નીકળે છે. આટલી બાબતોને સંગીતની આવશ્યકતા છે. અહીં સુધી મનુષ્યોન્નતિ માટે સંગીતની આવશ્યકતા સિદ્ધ કરી હવે કોઇપણ શિક્ષણની યોજનામાં સંગીતનું સ્થાન ક્યાં છે તે તપાસીએ.

૫. શિક્ષણનાં ત્રણ અંગો માનવામાં આવેલાં છે. શારીરિક શક્તિનો વિકાસ, બુદ્ધિનો વિકાસ, ભાવનાશક્તિનો વિકાસ. આમાંનું પહેલું સુલભ છે, બીજું કષ્ટસાધ્ય છે, અને ત્રીજી ભાવનાશક્તિનો વિકાસ કરવામાં કાંઇજ નિયમ નથી. ઉત્તમ કાવ્યો, નાટકો વાંચવાથી કલ્પનાશક્તિને ચલન મળે છે એ ખરૂં, તોપણ હૃદયના તાર હલાવવાને સંગીતની જ આવશ્યકતા છે.

સંગીતથીજ નવ રસોનો સાક્ષાત્કાર થાય છે, અને સંગીતથીજ શૌર્ય, ધૈર્ય, ઔદાર્ય, પ્રેમ, દયા, કરૂણા વગેરે પવિત્ર ભાવનાઓનો ઉદય થાય છે. આનું જ્ઞાન હોવાથીજ જુના કવિઓએ સંગીત, સાહિત્ય અને કળા વગર મનુષ્ય સાક્ષાત પશુ સમાન છે એમ કહ્યું છે. એ વાક્ય ખરૂં માનીએ તો જે શિક્ષણમાં સંગીતને સ્થાન નથી તે શિક્ષણ મનુષ્યનું ખરૂં કે નહિ એનો વિચાર કરવો પડશે. સંગીતથી પ્રેમ, ન્યાય અને સરળતા વધે છે અને જ્યાં સંગીત નથી ત્યાં આ ગુણો નહિ જ હોય. વળી ઉચ્ચ સંગીત જેના હૃદયને સ્પર્શ કરી શકતું નથી તે માણસ કોઇપણ દુષ્ટ કૃત્ય કરવાને તૈયાર થશે એવું કવિવર શેક્સપિયરે જે કથન કહ્યું છે તે કેવળ એક સામાન્ય અતિશયોક્તિ નથી પણ તેમ કહેવામાં તેણે શિક્ષણશાસ્ત્રનો એક મોટો સિદ્ધાંત દાખલ કર્યો છે.

મનુષ્યજીવનના બે ભાગો કરી શકાય. એક શ્રમ અને બીજો વિશ્રાંતિ. શ્રમનો ભાગ સંગીતથી સહેલો થાય છે અને વિશ્રાંતિમાં સંગીતથી ખરૂં સુખ થાય છે આપણા દેશની સ્ત્રીઓમાં દળતી વખતે ગાવાની ટેવ છે તેનું મૂળ આ જ છે. તેજ પ્રમાણે મજુરો પણ કામ કરતી વખતે શ્રમનો બોજો ઓછો લાગે માટે કાંઇ કાંઇ ગણગણ્યા કરે છે. વિશ્રાંતિને વખતે ગાયન સાંભળવાથી ચિત્ત ગાયનમાં લુબ્ધ થાય છે એટલુંજ નહિ પણ તે એકાગ્ર થાય છે, અને મનમાં ભાતભાતના વિચારો ન ઘોળાતાં ખરી વિશ્રાંતિ અનુભવાય છે. ઉપર કહેલા બે ભાગ એ ચારિત્ર્યની પૂર્વતૈયારી છે. ચારિત્ર્ય ઉચ્ચ શિક્ષણથી સોજ્જ્વલ બનાવવાનું હોય છે, તેથી સંગીતની જરૂરીઆત અહીં પણ માલમ પડેજ છે, અને તે સિવાય શિક્ષણને પણ પૂર્ણતા આવતી નથી.

આપણી સર્વ ઇંદ્રિયો અને બીજી શક્તિઓનો વિકાસ કરવો એનો શિક્ષણમાં જ અંતર્ભાવ થાય છે. આમ કરવાને ભિન્ન ભિન્ન ઇંદ્રિયોને શિક્ષણ આપવું પડશે અને એ દૃષ્ટિથી પણ સંગીત એ કાન અને વાણીના વિકાસમાં એક મહત્વનું અંગ છે.

ઉપર કહેલી ઉપયુક્તતા ધ્યાનમાં લઈને તે પ્રમાણે આધુનિક શિક્ષણક્રમમાં સંગીતને યોગ્ય સ્થાન અપાય તો તે શિક્ષણ પૂર્ણતાને પામશે. બીજી કળાઓ અથવા શાસ્ત્રો શિખવવાની વ્યવસ્થા શિક્ષણક્રમમાં ઘણાએક દિવસથી છે, પણ સર્વ શાસ્ત્રો અને કળાઓની રહસ્યભૂત જે સંગીતકળા તેની બહુજ હાડમારી થઇ છે અને તેથી શિક્ષણમાં શુષ્કતા વધારે આવેલી છે. હાલમાં આપણાં વિશ્વવિદ્યાલયોમાં સંગીતની વ્યવસ્થા બિલકુલ નથી. યૂરોપ અને અમેરિકામાં વિશ્વવિદ્યાલયો તરફથી સંગીતશિક્ષણની વ્યવસ્થા છે, સંગીત ત્યાં ધર્મ જેટલુંજ પૂજ્ય મનાય છે, અને જાણે તેવા ઉદ્દેશથી જ ત્યાંની પાઠશાળાઓમાં વર્ગો શરૂ થતાં પહેલાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથે મળી પિયાનોના સૂર સાથે ઇશ્વરસ્તવન કરે છે. આ પ્રમાણે બાળકોના તેમજ શિક્ષકોના કાનો પહેલાં મધુર કરી પછી પાઠશાળાના કાર્યક્રમનો આરંભ થતો હોવાથી શાળાનું શિક્ષણ પણ સુંદર, વ્યવસ્થિત અને બાળકનાં હૃદયને પસંદ પડે એવું થાય છે. તો જો આવી જાતનું શિક્ષણ આપીને રાષ્ટ્રીય ભાવના બાળકના મનમાં ઠસાવવી હોય તો તેને માટે સંગીત સિવાય બીજો કોઈપણ સરળ ઉપાય નથી. જે પ્રમાણે બુદ્ધિનો વિકાસ થવા માટે—બુદ્ધિ શુદ્ધ થવા માટે—ચિત્તપ્રસાદ પ્રાપ્ત કરવા માટે નિયમથી સાધન તરીકે ધ્યાનમાં બેસી, મનમાંથી સર્વ વિચારોનો નાશ કરવો પડે છે, અને તેથી ચિત્તમાંની સર્વ અંતઃશક્તિ સ્વાભાવિકપણે જાગૃત થાય છે, તેમજ હૃદયનો વિકાસ થવા માટે, ભાવનાઓનાં પરિપોષણ માટે, મનોવૃત્તિનાં એકતાનને માટે તાલસ્વરયુક્ત સંગીતમાં લીન થવાની અત્યંત આવશ્યકતા છે. ટુંકામાં કહીએ તો બુદ્ધિને જે પ્રમાણે ચિત્તવૃત્તિનો નિરોધ કરનારો પાતંજલયોગ, તેજ પ્રમાણે હૃદયમાંની ભાવનાઓનો લય કરનારો સંગીતયોગ છે, તો આવી મહત્વની કળાની ઉપેક્ષા કરીને કેમ ચાલી શકે? તેને યોગ્ય સ્થાન શિક્ષણમાં આપવું જ જોઇએ.

સિવાય આજ સંગીતકળાની સ્થિતિ બહુ ઉત્તમ છે એમ પણ કહેવાશે નહિ. ગયાં ૧૦૦–૧૫૦ વર્ષોમાં તો આ વિદ્યા તરફ સર્વનું દુર્લક્ષ થએલું હોવાથી તેમાં ઉત્તરોત્તર સુધારો ન થતાં ઉલટું તેમાં જે દિવ્યતા હતી તેનો પણ નાશ થયો છે. વેદકાળથી તે ઇંગ્રેજી અમલની શરૂઆત થઇ ત્યાં સુધી જો આપણે નિરીક્ષણ કરીએ તો દરેક સમયે તે આપણને એમ કહે છે કે, "બાપુ તમે મારી તરફ જે જે સમયે દુર્લક્ષ કીધું છે, તે તે સમયે મારી તેમજ તમારી બન્નેની દુર્વ્યવસ્થા થઇ છે." હમણાં તો સંગીતનો સ્વાદ કુલીન કુળનાં માણસો પાસેથી મળી શકશેજ નહિ કારણ શું તો સંગીતનો અભાવ! જ્યાં શિક્ષણજ નથી ત્યાં આ કળાના વિદ્વાનો તો કેમજ ઉત્પન્ન થઈ શકે! હાલમાં જે થોડા ઘણા આંગળીનાં ટેરવાં ઉપર ગણાય તેટલા વિદ્વાનો છે તે પણ સર્વ એક અંગે જ ઉપયોગી છે. આમાંથી કોઇને રાષ્ટ્રીયભાવનામય શિક્ષણ આપતાં આવડતું નથી આનું કારણ તેમનું પોતાનું શિક્ષણ અશિક્ષિત ગુરૂઓ પાસે થએલું હોય છે, અને આવી પરંપરા કેટલાંક શતકોથી ચાલી આવેલી હોવાથી તેમાં એકાંગીપણાનો દોષ રહી ગયો હોય તો કંઇ નવાઇ નથી. આ જ કારણથી હમણાંના કળાવાનો શિક્ષણના કામ માટે તદ્દન નાલાયક છે. માટે હવે જે નવી પ્રજા આગળ ઉપર તૈયાર થવાની છે તેનાં શિક્ષણનો બંદોબસ્ત કરવાનો પ્રયાસ આજથી જ શરૂ કરી દેવો જોઇએ. ઇતર કળાઓ અને શાસ્ત્રોમાં પારંગત લોકોએ જ આગળ આવીને ઉપર કહેલા કળાવાનોને હાથમાં રાખીને તેમજ સમ-

જાવીને અને તેમની મદદ લઇને સંગીતના શિક્ષણનો ક્રમ તૈયાર કરવો જોઇએ, અને તે દ્વારા પોતાનાં બાળકોને રાષ્ટ્રીય શિક્ષણ આપવું જોઇએ. તો જ કાંઇ યશ મેળવવાની આશા છે. આપણો ભારતવર્ષ એક વખત વૈભવશાળી દેશ હતો, તે વખતે સૌ લોક ધર્મપરાયણ હતા. જે તે પોતપોતાના ધાર્મિક નિયમાનુસાર આચરણ કરતા હતા. આવે સમયે આપણું સંગીત પણ ઉન્નત અવસ્થામાં હતું એવું આપણે આપણા ઇતિહાસ ઉપ-રથી જાણી શકીએ છીએ. કેટલાક પાશ્ચાત્ય લોકો હમણાંની પડતી જોઇને હિન્દુસ્તાનમાં oriental music નથી, તેને ઇતિહાસ નથી, તેમાં melody–માધુર્ય–નથી, હિંદી લોક આ કળાની કાળજી લેતા નથી, તેથી તેઓમાં ચારિત્ર નથી, એમ આરોપ મૂકે છે; તે તદ્દન ખોટો છે, એમ આપણાથી કહેવાશે નહિ. એમાં અતિશયોક્તિ હશે અને છે પણ ખરી, પરંતુ સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરતાં ખરેખર જ સંગીતશાસ્ત્ર અને કળાનાં શિક્ષણની ખોટ હોવાથી આજ આપણા દેશને ઘણું નુકશાન થયું છે, એ આપણા ધ્યાનમાં આવશે. આપણે ત્યાં વિશ્વવિદ્યાલયો તરફથી સંગીતના શિક્ષણની સવડ નથી, તેમજ કોઇ ઠેકાણે સરકારી અગર મ્યુનિસિપાલિટીની શાળાઓમાં પણ સંગીતને સ્થાન નથી. માત્ર ગણવાને માટે ઇલાકામાંની ૪–૫ ટ્રેનિંગ કોલેજમાં શિક્ષકો નીમેલા છે, પણ તેમની તરફ જોઇએ તો બિચારાની દયા આવવા માંડે છે. બિચારા નથી તે પદ્ધતિસર શિખેલા કે જેથી તે સર્વ વિદ્યાર્થીઓને 'સુરેલ' harmonical કરે. આવાના હાથ નીચે ભવિષ્યના શિક્ષકોને સંગીતનું જે અગાધ જ્ઞાન થાય છે તેનું તો પૂછવુંજ શું? એ શિક્ષણમાં જો કાંઇ ક્રમ હોય તો શિક્ષકો તૈયાર થઇ શકે. આ વિદ્યાર્થીઓ પાસ થઇને નીકળ્યા કે તરત-જ તેને એકાદ નિશાળમાં શિક્ષક નીમવામાં આવે છે. તાત્પર્ય એજ કે જો શિક્ષણક્રમમાં સંગીતને બિલકુલ સ્થાન ન હોય તો ગમે તેમ મારી મચડીને ઉભા કરેલા ૪–૫ શિક્ષકો નીમીને આવા મોટા આ વિસ્તીર્ણ પ્રાંતની શી રીતે સવડ થાય ?

શિક્ષણક્રમમાં સંગીત દાખલ થવાથી સમાજ પર ઇષ્ટજ પરિણામ થશે. પહેલાં તો સંગીતથી બાળકો બહેકી જાય છે એ વૃથા આરોપ દૂર થશે. સંગીત સારા કુટુંબના માણસોએ પણ શિખવા યોગ્ય છે એ પ્રત્યેક જણ સમજશે. બાળકો હોંશી ખાંતીથી શિખશે તેમને જ્ઞાન મેળવવાનો માર્ગ સુલભ થશે અને તે પ્રત્યેક વિષયના રસનો અને માધુર્યનો આસ્વાદ લેશે; અને આ રીતે તેમના હૃદયમાંની ભાવનાને રાષ્ટ્રીય વળણ લાગીને તેમનો વિકાસ થશે અને પોતાના ભવિષ્યની ચારિત્રની રેષા તેમને સહજ આંકતાં આવડી તેનું અને સમાજનું કલ્યાણ થશે.

અહિં સુધી સંગીત એ શિક્ષણક્રમમાં શા માટે આવશ્યક છે તેનું વિવેચન થયુ. હવે તે સંગીત શિક્ષણ કેવું હોવું જોઇએ તેનો વિચાર કરીએ. આ મુદ્દાનો બે રીતે વિચાર કરવા જેવો છે. એક સાહિત્યની દૃષ્ટિએ અને બીજો સ્વર તથા તાલની દૃષ્ટિએ. પહેલાં સાહિત્યના દૃષ્ટિએ એમાં શું જોઇએ તેનો વિચાર કરીએ. આપણા સંત, મહંત, ઋષિ વગેરેએ જે સાહિત્યભંડાર આપણે માટે વારસામાં મૂક્યો છે તેનું સારી રીતે નિરીક્ષણ કરીને એમાંથી ચુંટી કહાડેલાં પદો સંગીતદ્વારા વિદ્યાર્થીને શિખવવાની વ્યવસ્થા કરવી. આથી તે બાળકોને તે પદોમાંનું રહસ્ય સમજાઇને પ્રાચીન કવિ, સંત વગેરેને

માટે એમના મનમાં હંમેશ અભિમાન જાગૃત રહેશે. આ જ પ્રમાણે આધુનિક નામાંકિત કવિઓનાં કાવ્યો ચુંટીને તે પણ બાળકોને શિખવવાં, એટલે નવાં અને જુનાં કાવ્યો કેવાં હોય છે, તેમાંનો રસ બહાર પાડવાની દરેકની શૈલી કેવી હોય છે, તેનો અને તે તે વખતના લોકોની ભાવનાઓનો તેમને ખ્યાલ આવશે અને કલ્પનાશકિતનો વિકાસ કેમ કરવો તેનું એ થોડું ઘણું જ્ઞાન થશે. આપણા પૂર્વ કવિઓએ આપણે માટે ઘણું કરી મુકયું છે. નરસિંહ મહેતા, મીરાંબાઇ, તુકારામ, એકનાથ, રામદાસ, તુલસીદાસ, સુરદાસ, સહાનંદ સ્વામી ઇત્યાદિ સંતોએ ધર્મભકિત સંબંધી કહેલાં વચનો બાળકનાં કોમળ હૃદયને વલોવી મુકશે. સ્વામી વિવેકાનંદનું કાવ્યમય ચરિત્ર દેશની આધુનિક સ્થિતિનું અવલોકન કરાવશે. મહાકવિ રવીન્દ્રનાથ ઠાકુરની ગીતાંજલી પ્રભુ જોડે કેમ બોલવું એ શિખવશે. આ પ્રમાણે નાનાં બાળકોને રાષ્ટ્રીય વલણ લગાડનાર ભંડાર કાઢીને તેની ઓળખ બાળકોને કરી આપવી. તે જ પ્રમાણે નાના બાળકોનું મન જેથી ડામાડોળ ન થાય, એવાંજ રસોના પદો ચુટવાં. રા. ન્હાનાલાલ પોતાના પ્રેમના પારાના-થી પરબ્રહ્મની ઓળખ કરાવશે નાટકોમાંનાં ગાયનોનો વિશેષ કરીને બિભત્સ અને શૃંગારિક ગાયનોનો બિલકુલ ઉપયોગ કરવો નહિ. પદો સુલભ હોવાં જોઇએ, કિલષ્ટ કાવ્ય સંગીતમાં સારી રીતે સ્ફુરી શકતું નથી. વીરરસ, કરૂણારસ, હાસ્યરસ અને ભકિતરસને પોષક એવાં જ કાવ્યો ચુંટવાં. પ્રૌઢ ઉમરના વિદ્યાર્થીઓને માટે શાંત અને ગંભીર રસનાં કાવ્યો ઉત્તમ છે. આ પ્રમાણે વીણેલાં પદોને તે પદના રસને પોષનારા સ્વર અને તાલમાં મેળવીને શિખવવાનો આરંભ કરવો.

સ્વર અને તાલ શિખવતી વખતે નીચેની બાબતો તરફ લક્ષ આપવું જરૂરનું છે. પહેલાં જે પદ બાળકોને શિખવવું હોય તે પદનો અર્થ સરળ રીતે તેને સમજાવી દેવો. પછી તેમાંનું સંગીત શિખવવાનો આરંભ કરવો. જે પદ બાળકને શિખવવું હોય તે પદ પ્રથમ ૩-૪ દિવસ શિક્ષકે પોતે ગાઇ સંભળાવવું જેથી બાળકને તે પદની ચાલનો સાધારણ ખ્યાલ આવે અને કાન તૈયાર થઇ રહે અને તેની અનુકરણશકિત પણ વિકાસને પામે. બાળકને થોડું થોડું અનુકરણ કરતાં આવડયા પછી તે પદની માત્ર ચાલ સ્વરબદ્ધ શિખવવાનો આરંભ કરવો. આ વખતે તાલ શિખવવાની માથાફોડમાં બિલકુલ પડવું નહિ. સ્વર સહિત પદ બેઠા પછી સ્વતંત્ર રીતે તાલ શિખવવાની શરૂઆત કરવી. તાલ આવડી ગયા પછી એકદમ તાલ અને સ્વર સહિત શિક્ષકે પોતે સર્વ બાળકોને પોતાની ભેળાજ ગવડાવવું. આમ કરવાથી બાળક પર શિક્ષણનો બોજો ન પડતાં તે આનંદથી શિખવા માંડશે સારાંશ-શ્રવણથી પહેલાં તેના કાન તૈયાર કરવા, પછી શિખવવાની શરૂઆત કરવી અને મનન કરાવવું. આમ કરવાથીજ સંગીતનું શિક્ષણ સારી રીતે આપી શકાય. વિદ્યાર્થીના કાન તૈયાર કરવા એ સંગીતની પહેલી પાયરી છે. જ્યાં સુધી કાન તૈયાર નથી થયા ત્યાં સુધી ગાયન શિખવવાનું પરિણામ બાળક ઉપર કંઇજ થશે નહિ. કાન તૈયાર થયા પછી ઉચ્ચ સંગીતનો સ્વાદ તરતજ લઇ શકાય છે. આજકાલ ઉચ્ચ સંગીત લોકોને ગમતું જ નથી. ખ્યાલ, ધ્રુપદ, સાંભળનારો શ્રોતાવર્ગ મળતો નથી એવી ગવૈયાની હમેશ બુમ હોય છે. આનું રહસ્ય ઉપર જણાવ્યું તેજ છે. કારણ કાન પર હમેશ જે પડે છે તેજ મનુષ્યને પ્રિય લાગે છે, એવો સહજ મનુષ્ય સ્વભાવ જ છે. ખ્યાલ

અથવા ધ્રુપદો ઓછાં જ સાંભળવામાં આવે છે. આને બદલે નાટકમાંનાં બિભત્સ પદોની માત્ર સંખ્યા ઓછી વધી ગઈ છે. એકાદ ગવૈયાની મિજલસ ચાલતી હોય તો શ્રોતુવર્ગ પાસેથી "હવે એકાદું ( નાટકમાંનું ) સગીન થવા દો" એવી ફરમાશ કરવામાં આવે છે. જાણે આટલા વખત સુધી તેણે ગાયું તે તો વિસંગીત જ ! ! આમાં લોકોનો ઇલાજ નથી. ગવૈયાઓએ પોતાની શાસ્ત્રીય, સુંદર પદ્ધતિ છોડી દઇને નાટકનાં બિભત્સ અને શૃંગારિક ગાયનો તરફ દોડ કરી તેનું આ સર્વ પરિણામ છે. 'कर्धा करितो लग्न माझे तुज ठावे ईश्वरा' એ પદ ઘણાં ખરાં દક્ષિણી બાળક અને બાળકીઓને આવડતું હોય છે; અને જાણે લગ્ન જ જીવનની પરમાવધિ હોય એવો ક્ષુદ્ર વિચાર કોમળ મગજ પર ઠસે એમાં નવાઇ નથી. આ પદના વિચારોને ગાનબદ્ધ કરવાની કાંઇ જરૂર નથી. આ સઘળું લોકોને ખરાબ ગાયન સંભળાવવાનું પરિણામ છે. છતાં અશિક્ષિત વર્ગમાં ગાનવિદ્યા જવાથી નુકસાન થયુ એમ કહેવાને આપણો શિક્ષિતવર્ગ હમેશાં તૈયાર ! આ સ્થિતિ કેમ સુધરે ? જ્યારે કોઇ ઉત્તમ ગાયક લોકોના કાન સુરેલ કરશે, જ્યારે ઉત્તમ રસભર્યું વાઙ્મય લોક સમક્ષ આવશે, ત્યારેજ તેથી ઉત્તમ ગાયકો મારફતે ઉત્તમ શાસ્ત્ર, સુરેલ, તાલબદ્ધ–ગાયનો સંભળાવવાની તથા શિખવવાની યોજના શિક્ષણક્રમમાં થશે, ત્યારેજ ખરેખરૂં સંગીતશિક્ષણ આપી શકાશે અને સંગીતના શિક્ષણક્રમનો પાયો મજબુત થઇ તે ઉપરની ઇમારત તાજમહેલ પ્રમાણે શોભાયમાન, સુંદર અને જગતને દીપાવનારી થશે.

નારાયણ મોરેશ્વર ખરે.

---

# અમેરિકાની સ્વાતંત્ર્યના લડત.*

ઇંગ્લંડનો લાંબો ઇતિહાસ એ સ્વાતંત્ર્ય માટેની લડતની કથા છે. ઇંગ્લિશ લોકોએ નોર્મન અમીરો અને નોર્મન રાજાઓ સામે સ્વતંત્રતા માટે લડત ચલાવી હતી, અને અન્તે તે લડત 'મૅગ્ના કાર્ટા'માં પરિણમી. ધાર્મિક સુધારામાં પણ તેઓએ રોમ અને રોમન દેવળની સામે સ્વાતંત્ર્યની લડત ચલાવી હતી, અને સ્ટુઅર્ટ રાજાઓની સામેના મુલકી વિગ્રહમાં પણ તેઓએ વિજય મેળવી સ્વાતંત્ર્યનો વાવટો ફરકાવ્યો હતો. સ્ટીફન લૅંગ્ટન, હેમ્પ્ડન, ક્રોમ્વેલ, પિમ, ઇલિયટ, વિગેરે ભૂતકાળના પૂજ્ય પુરૂષો સ્વતંત્રતાને માટે લડત ચલાવનારજ હતા. અંગ્રેજોને સ્વાતંત્ર્ય મળ્યુ, કારણ કે તેઓ ન્યાય, શાંતિ, મર્યાદા અને વ્યવસ્થિતપણાના પ્રણયી હતા.

પણ ખરેખર, સત્તા મનુષ્યને અંધ બનાવે છે. સ્વતંત્રતાના પ્રણયી બ્રિટને જ હવે અમેરિકનોને કનડવા માંડયા. અમેરિકનો જાણે નાનાં બાળક હોય, અને તેમના ઉપર ધ્યાન રાખવાની જરૂર હોય, તેવી રીતે બ્રિટને તેમની સાથે વર્તવા માંડયું, પણ તેમ કરતાં તેને યાદ રહ્યું નહિ કે અમેરિકનો પુખ્ત, અને પોતાની સંભાળ લેવાને સશક્ત

* અમેરિકા ઉપરથી ( સહેજ ફેરફાર સાથે ).

અને તૈયાર હતા. અગ્રેજો હંમેશાં પોતાની સ્વતંત્રતાની લડાઇઓ મારતા, અને અમેરિકામાંના સસ્થાનીઓ પણ અંગ્રેજ જ હતા; તેમનો સ્વાતંત્ર્યપ્રેમ બ્રિટનવાસી અંગ્રેજોના કરતાં લેશ પણ ન્યૂન ન હતો. સ્વાતંત્ર્યને માટે તો તેઓએ માતૃભૂમિનો ત્યાગ કરી, પશ્ચિમમાં આવેલી ભૂમિની મુસાફરીનાં સંકટો અને અજાણી ભૂમિમાં વસવાટનાં કષ્ટો વહોરી લીધાં હતાં ફ્રેંચ અને રેડ ઈંડિયનો સામેની લડાઇઓએ કેટલીક પેઢીઓ સુધી તેમના બળમાં ઘટાડો કર્યો હતો; પણ જનરલ વુલ્ફે ક્વિબેકનો વિજય મેળવ્યો તે પછી શત્રુઓનું બળ નાશ પામ્યું, અને અમેરિકનોને પોતાની હાડમારીઓ તરફ ધ્યાન આપવાનો સમય મળ્યો.

સંસ્થાનો ઝડપથી પ્રગતિ કરતાં હતાં; પોતાનો માલ વેચવાને તેમને પરદેશનાં બજારની જરૂર હતી, પણ તેઓ ઈંગ્લૅંડના જૂના વેપારના કાયદાઓના બંધન તળે જકડાએલાં હતાં. પેન્સિલવેનીઆમાં લોખંડના હળ અને ઓજારોની બનાવટ શરૂ થઇ હોવા છતાં, અને તે વસ્તુઓ પડોશી સંસ્થાનને વેચવાની તેની ખુશી હોવા છતાં મેરીલૅંડને તે ઓજારો ઈંગ્લૅંડથી મંગાવવાની ફરજ પડતી. ઇંગ્લૅંડ પોતાના માલ માટે પશ્ચિમનાં બજારો ખુલ્લાં રાખવાને બહુજ આતુર હતું અને પેન્સિલવેનીઆના લોખંડનાં કારખાનાં પર કરડી દૃષ્ટિએ જોતું; તેથી અમેરિકાવાસીઓને તો ઈંગ્લૅંડથી લોખંડનો ભારે સામાન મંગાવવામાં વહાણુ વિગેરેનું ભારે ખરચ ભોગવવું જ પડતું.

એ જ પ્રમાણે અમેરિકાની મરજી વેસ્ટ ઈંડિઝમાંથી ખાંડ ખરીદવાની હોવા છતાં, તેને ખાંડ ઇંગ્લૅંડના બજારોમાં શોધવી પડતી, અને તે ઈંગ્લૅંડથી અમેરિકા લાવવાનો ખર્ચ ઉપાડવો પડતો. પણ અમેરિકનોએ તેમનું પુરુષત્વ સમૂળું ખોયું નહતું. દક્ષિણના સંસ્થાનોએ પોતાના અને પડોશી સંસ્થાનોના ઉપયોગ માટે ખાંડની પેદાશ કરવાનું શરૂ કર્યું. પોતાનાજ દેશમાં ઉત્પન્ન થતી ખાંડ ખરીદીને અમેરિકનોએ કાયદાનો ભંગ કર્યો, અને **સત્યાગ્રહનું-સ્વાતંત્ર્યની લડતનું પહેલું પગથીઉં મંડાયું.**

અમેરિકા પાસે વેચાણ માટે ઘણી વસ્તુઓ હતી, છતાં તેને તો દક્ષિણ યૂરોપના બજારોમાં, જ્યાં ઘણાજ થોડા ગ્રાહક મળતા ત્યાં, અથવા તો અંગ્રેજ વેપારીઓ જે થોડે પૈસે માલ લઇ અતિશય નફો મેળવવાનીજ રાહ જોઇ રહ્યા હતા, તેમનેજ પોતાનો માલ વેચવાની રજા હતી. જેમ જેમ સંસ્થાનો ધનાઢ્ય બનતાં ગયાં, તેમ તેમ આ વેપારનો કાયદો તો તેમને અસહ્ય લાગવા માંડયો.

જે મહાન્ વિગ્રહમાં કૅનેડા જીતાયું, તે પૂરો થયા પછી અંગ્રેજ પ્રધાનો એવા નિશ્ચય પર આવ્યા કે "વિગ્રહના ખર્ચમાં અમેરિકા પણ પોતાનો ફાળો આપે; વિગ્રહ કેટલેક અંશે અમેરિકનોના લાભાર્થે થયો છે, અને તેથી ન્યાયની દૃષ્ટિએ પણ તેઓએ તેનો બોજો ઉઠાવવામાં ભાગ આપવો જોઇએ." અમેરિકનો વેપારી કાયદા માટે તો પોકાર કરીજ રહ્યા હતા, તેમાં વળી જ્યારે તેઓના સાંભળવામાં આવ્યું કે બ્રિટિશ પાર્લામેન્ટની ઇચ્છા તેઓની પાસેથી 'સ્ટૅમ્પ ડયુટિ' (દસ્તાવેજી કર) લેવાની છે, ત્યારે તો બળતામાં ઘી હોમાયું, અને તેઓએ ચોકખી ના પાડવાનો નિશ્ચય કર્યો.

તેમની અને ઈંગ્લૅંડની વચ્ચે ૩૦૦૦ માઇલના સમુદ્રનું અંતર હોવાથી સ્વાભાવિક

રીતેજ બે પક્ષ વચ્ચે ગેરસમજણો ઉભી થવા માંડી. તે વખતે આજના જેવાં તારના દોરડાં ન હતાં, અને સંદેશા લઇ જવા લાવવાનું ઘણુંજ ધીમાશથી થતું. આ ઉપરાંત સ્ટુઅર્ટ રાજાઓના રાજ્યના કટાકટીના સમયમાં, "જ્યાં સુધી કોઇ એક મનુષ્યને પાર્લામેન્ટમાં બેસવાને માટે પ્રતિનિધિ ચુંટવા મત આપવાનો અધિકાર ન હોય ત્યાં સુધી તે કર આપવા બંધાતો નથી," એ સૂત્રને અંગ્રેજોએ કેટલા મહત્વનું ગણ્યું હતું તે અમેરિકનો તેમનાં પૂર્વજો પાસેથી શીખ્યા હતા. "પ્રતિનિધિત્વ વગર કર નહિજ-નહિ"* એ જૂનો પોકાર તેઓના વડવાઓ તેમને માટે વારસામાં મૂકી ગયા હતા. વેસ્ટમિન્સ્ટરની પાર્લામેન્ટમાં કેવો અને કેટલે અંશે પ્રતિનિધિ મોકલવાનો હક મળવો જોઇએ તે પ્રશ્નને તદન બાજુ પર મૂકી, તેમણે તો પોતાના નાગરિકો તરીકેના હકનોજ પોકાર-ગર્જના કરવા માંડી હતી. તેઓ એક બીજાને હેમ્પ્ડન અને "શિપ-મનિ"ની, પિમ અને તેની રાજા સામેની લડતની, અને ક્રોમ્વેલ અને સિતમગાર હકેમ ઉપરના તેના વિજયની યાદ દેવડાવતા.

પણ તેઓનો લડવાનો જરાએ ઇરાદો ન હતો. શસ્ત્રયુદ્ધ તે તેમના પ્રશ્નની બહારજ હતું, કારણ કે તેમની પાસે નહતું લશ્કર, નહતુ નૌકાસૈન્ય, નહતું ધન, નહતી સામાન્ય સભા કે નહતા નેતાઓ. ન્યૂ ઇંગ્લૅંડના પ્યુરીટનો દક્ષિણના ગુલામોના માલીક ખેડુતો તરફ અવજ્ઞાની દ્રષ્ટિએ જોતા, ન્યૂ યોર્કના વેપારી પેન્સિલવેનીઆના ઉદ્યોગી સંસ્થાનીઓની મજાક કરતા. વસ્તુસ્થિતિ આવી હતી.

આખરે બધા કાયદેસર દસ્તાવેજો પર સ્ટૅમ્પ ચડાવી લેવાનો હુકમ આવ્યો; વેપારીઓ, પ્યુરીટનો, ખેડુતો અને કનેકરો સર્વેએ તેને વધાવી લીધો (!)-કર આપવા માફ ના પાડી.

રાજા ત્રીજા જ્યોર્જના ક્રોધનો પાર રહ્યો નહિ; તેને તો આ બાદશાહી હુકમની અવજ્ઞા એ ખુદ બ્રિટિશ તાજના અપમાન સમાન લાગ્યું. છતાંએ કેટલાક કર કાઢી નંખાયા, પણ ચા ઉપર દર રતલે ૩ પેન્સનો કર ઉભો કરવામાં આવ્યો. આ જ વખતે ઇસ્ટ ઇંડિયા કંપની મોટા સંકટમાં આવી પડી હતી. તેની પાસે લંડનની વખારોમાં વેચાણ માટે ૧,૬૦,૦૦,૦૦૦ રતલ ચા પડી રહી હતી. ઇંગ્લૅંડ કરતાં અમેરિકામાં ચા સસ્તી વેચવી એવી યોજના ઘડી કાઢી અંગ્રેજ રાજદ્વારીઓએ તે કંપનીને સહાય કરવાનો રસ્તો કાઢ્યો. ચા પરના કરમાં સહેજસાજ ઘટાડો થયો. પણ સંસ્થાનીઓની લડત તો સિદ્ધાંતની લડત હતી. કર થોડો હોય કે વધારે, પણ તેમનો સિદ્ધાંત તો એ હતો કે ઇંગ્લૅંડને અમેરિકન સંસ્થાનો પર કર નાખવાનો હક છે જ નહિ. કોઇ પણ જાતનો ઇંગ્લૅંડની સરકારે નાખેલો કર એ તેમને મન તેમના સ્વાતંત્ર્યપર હુમલા રૂપ જ હતો, તેથી તેમણે તેમના વ્યાપારમાં વચ્ચે આવવાની રાજનીતિ સામે મજબૂત વાંધો ઉઠાવ્યો.

પહેલ વહેલી ચા બોસ્ટનના બારામાં આવી પહોંચી, એટલે રેડ ઇંડિયનોના છુપા વેશમાં રહેલા અમેરિકનોનું એક ટોળું કામળા ઓઢીને, માથાં ઢાંકીને, મોઢે તામ્રવર્ણના મોઢાં લગાડીને, અને હાથમાં કુહાડા કે નાની બંદુકો લઇને વહાણો પર ચઢી ગયું, અને

* "No Taxation without Representation."

માલ મૂકવાની જગાએ જઇ પહોંચ્યું. ત્યાં ચાના એંસી આખા અને ચોત્રીસ અડધા ડબા હતા, તે આ લોકોએ તુતક પર ખેંચી આણ્યા, ડબા ભાગી નાંખ્યા અને બધી ચા પાણીમાં નાખી દીધી.

હવે સમય બારીક આવી પહોંચ્યો. અમેરિકનો સ્વાતંત્ર્યરક્ષા માટે કટિબદ્ધ હતા; તેઓએ હવે સ્વમાનના રક્ષણ માટે શસ્ત્ર ધારણ કરવાનો નિશ્ચય કર્યો. ઇતર પક્ષ પણ કંઇ સંસ્થાનીઓના ભયથી ડગી જાય એમ હતું નહિ. સત્તા અને સ્વાતંત્ર્ય વચ્ચેનું આ યુદ્ધ હતું. બોસ્ટનમાં થએલા તોફાનની ખબર અંગ્રેજ પ્રધાનોને પડતાંજ તેઓ ક્રોધથી રાતાપીળા થઇ ગયા; તેમણે બોસ્ટનનું બારૂં બંધ કરી તેની સનંદ લઇ લીધી; તેમ કરવામાં તેમનો ઇરાદો બોસ્ટનનો વેપાર બંધ કરી ત્યાંના રહેવાસીઓને શિક્ષા કરવાનો હતો. તેઓ આટલેથીજ અટક્યા નહિ. ઇ. સ. ૧૭૭૪ માં 'ક્વિબેક એક્ટ' પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી કેનેડિયનોને કેટલાક હક બક્ષવામાં આવ્યા હતા, અને સેંટ લૉરેન્સ નદીની દક્ષિણનો કેટલોક પ્રદેશ જે ન્યુ ઇંગ્લંડના વતનીઓ પોતાનો હોવાનો દાવો કરતા હતા તે કેનેડાની હદમાં હોવાનું ઠરાવવામાં આવ્યું હતું. આના પરિણામે સંસ્થાનો અને કેનેડા વચ્ચે વૈમનસ્યની લાગણીઓ જન્મ પામી, અને ભવિષ્યમાં થનારા વિગ્રહમાં કેનેડિયનો સરકારને વફાદાર રહ્યા.

સંસ્થાનીઓ પાસે યુદ્ધનાં સાધન કે તૈયારીઓ ન હતાં. તેમને માતૃભૂમિના કેળવાએલા અને સાધનસંપન્ન સૈન્ય સાથે બાથ ભીડવાની હતી. તેથી તેર સંસ્થાનોના અગ્રગણ્ય પુરૂષોની એક સભા મળી, અને અન્યાયી કર તથા વ્યાપારી કાયદાઓ સામે મજબૂત વાંધો ઉઠાવવામાં આવ્યો. તેજ વખતે દેશના, સ્વાતંત્ર્યના, સ્વમાનના રક્ષણ માટે સૈન્ય ઉભું કરવાના અને તેમાં લોકોની ભરતી કરવાના હુકમો અપાયા.

આ દરમિયાન ઇંગ્લંડમાં આ વિગ્રહ તરફ ભય અને નિરાશાની દૃષ્ટિએ જોનાર રાજદ્વારીઓ પણ હતા. બર્ક અને ફૉક્સ સલાહશાંતિથી કામ થઇ જાય છે માટે મથતા હતા. બર્કની દલીલ એ હતી કે "સંસ્થાનીઓ આપણા પોતાનાજ ભાઇઓ છે; આપણાં અને તેમનાં નામોમાં એકતા છે; આપણા અને તેમના લોહીમાં એકતા છે; તો પછી તેમને સમાન હક અને સમાન રક્ષણ બક્ષવાને બદલે તેમની સાથે ભયંકર લડાઇમાં શા માટે ઉતરવું?" પણ બ્રિટિશ પ્રધાનમંડળમાં બર્ક અને ફૉક્સની દલીલો ધ્યાન પર લે જ કોણ? પણ કંઇક શાંતિ થાય એવાં ચિહ્‌ન જણાવા લાગ્યાં. રાજાએ અને મુખ્ય પ્રધાન લૉર્ડ નૉર્થે કંઇક નમતું મૂક્યું; અમેરિકાવાસીઓને એવી સૂચના કરવામાં આવી કે તેઓ કર આપવા નાકબૂલ થતા હોય તો સામ્રાજ્યના રક્ષણમાં પોતાનો ફાળો આપે. રાજાએ કર મૂકવાનો હક છોડી દીધો. પણ આ માગણી વખતસર ન થઇ. સમય વહી ગયો હતો; બાજી હાથથી જતી હતી. ત્રીજા જ્યોર્જે અંડખોર સંસ્થાઓને યોગ્ય શિક્ષા કરવાનો આગ્રહ ચાલુ રાખ્યો.

ઇ સ. ૧૭૭૬ ના જુલાઇની ચોથી તારીખે સંસ્થાનોએ પોતાની સ્વતંત્રતા જાહેર* અને યુદ્ધમાં બન્ને પક્ષોએ જીગરથી લડવા માંડ્યું.

* The Drelaration of Independence. જયે વર્ષે ચોથી જુલાઇનો દિવસ લંડન અને પેરિસમાં પણ પહેલી વખત ઉજવવામાં આવ્યો હતો.

આ જ વખતે વિલિયમ પિટ ( અર્લ ઑવ ચેથમ ), લાંબા સમયના કાર્યવહનથી જર્જરિત થએલો અને સંધિવાથી પીડાતો હોવા છતાં પાર્લમેન્ટમાં બોલવાને લંડન આવ્યા હતા. તેનામાં ઊભા રહેવાની શક્તિ ન હતી. લાકડીઓના ટેકા ઉપર ઊભો થઇ તેણે સંસ્થાનીઓની તરફેણમાં ભાષણ કરતાં કહ્યું, " અમીરો, હું વૃદ્ધ થયો છું; મારી વૃદ્ધાવસ્થામાં હું જે ઉમરાવો અધિકારોમાં હોય તેમને અમેરિકાની શાસનપદ્ધતિમાં સહેજ નમ્ર થવાની શિખામણ દેવા ઇચ્છા રાખું છું..........આ દેશને અમેરિકા પર કર નાખવાનો કોઈ પ્રકારનો હક નથી......તમે અમેરિકામાં લૂંટ ચલાવી શકશો, અમેરિકનો પર વિજય પ્રાપ્ત નહિ કરી શકો; તેમના પર વિજયપ્રાપ્તિ તમારા માટે અસંભવિત છે. વાતો કરવાની હોય તો હું પણ તેમને મારી લાકડીથી ભગાડવાની વાત કરું."

સંસ્થાની લશ્કર વૉશિંગ્ટન નામે એક પ્રતિભાશાળી અને દૃઢ નિશ્ચયી પુરુષની સરદારી નીચે મૂકવામાં આવ્યું હતું. લશ્કરના સૈનિકો લશ્કરી તાલીમ વગરના શહેરીઓ હતા; સેનાપતિને કૉન્ગ્રેસ પાસેથી ઘણાજ થોડા પૈસા મળી શકતા; સૈનિકો માટે ખોરાક તેમજ કપડાં હતાં નહિ. વૉશિંગ્ટન લખે છે: " સાબુ, દ્રાક્ષાસવ અને કૉન્ગ્રેસે રજા આપેલી એવી અન્ય કેટલીક વસ્તુઓ તો અમારા જોવામાંજ આવતી નથી; સાબુને માટે તો અમારે થોડોજ પ્રસંગ પડે છે, કારણ કે જૂજ માણસોની પાસેજ એકથી વધારે બદન છે, ઘણા પાસે તો ફક્ત અર્ધું બદન છે, અને કેટલાકની પાસે તો અર્ધું પણ નથી..........ઉઘાડા પગ અથવા વસ્ત્રના અભાવને લીધે છાવણીમાંના ૨૮૯૮ નોકરીને માટે લાયક નથી. તેમના પગમાંથી નીકળતું લોહી તેમના માર્ગમાં ટપકવાને લીધે તેમની કુચની શત્રુઓને તરત ખબર પડે."

શિયાળાની ઋતુમાં સંસ્થાની સૈનિકો ફૉર્જ ખીણમાં ભૂખમરાથી પીડાતા હતા. તેમનાં કષ્ટોનું વર્ણન તેમના સાથેના સર્જનની નોંધપોથીમાં મળી આવે છે:—

" ડિસેંબર ૨૧. આજે સાંજે છાવણીમાંના સૈનિકોમાંથી 'માંસ નથી, માંસ નથી.' એવા હૃદયદ્રાવક અવાજ ઉઠતા હતા. દૂરની ખીણમાંથી આ દુઃખદાયક અવાજનો પ્રતિધ્વનિ આવતો, 'માંસ નથી, માંસ નથી!'

" સેનાપતિએ બપોરે પ્રશ્ન કર્યો, 'આપણા ખોરાકમાં આજે હવે શું રહ્યું છે?' 'સાહેબ, શેકેલી રોટલી અને પાણી સિવાય કંઇ જ નથી.' રાત્રે વાળુનો વખત થયો. સેનાપતિ તરફથી પૂર્વોક્ત પ્રશ્ન થયો: 'ભાઇઓ, તમારા વાળુ માટે શું છે?' 'સાહેબ, શેકેલી રોટલી અને પાણી.' સવારે નાસ્તા વખતે એજ પ્રશ્ન ને એજ ઉત્તર.

"આજ સવારે અમારી ટુકડી કુચ કરતી હતી. મને કહેતાં શરમ આવે છે, પણ ખરેખર મને મરઘાં મળે તો ચોરી લેવાની લાલચ લાગી હતી, અથવા તો એકાદ આખું ડુક્કર મળે તો સારું-ખાય એમ થતું હતું; કેમ કે એક આખું ડુક્કર ખાઇ જાઉં એટલી ભૂખ લાગી છે."

" ડિસેંબર ૨૮. ઝુંપડાં બાંધવાનું કામ ધીમે ચાલે છે. ઠંડી અને ધુમાડાથી તો અમે કંટાળી ગયા છીએ. નિરંતર આંખો મરમ ધુમાડાથી ભરાતી હોય, અને ધુમાડો

અટકાવતા અતિશય ઠંડો પવન લાગતો હોય—તે કરતાં કોઇ પણ ચીજથી મનુષ્યનો આત્મા વધારે દુભાતો હોય એવું મારી જાણમાં નથી.

"ડિસેંબર ૨૫ નાતાલનો દિવસ. અમારે ઝુંપડામાં રહેવું જોઇએ તેને બદલે અમે હજુ પણ તંબુઓમાં પડયા છીએ—ગરીબ બીચારા માંદાઓ આ ઠંડી હવામાં અત્યંત દુઃખ પામે છે.

"જાન્યુઆરી ૧. ઝુંપડાં ઝપાટાબંધ બધાય છે., અમારી છાવણી એક વિશાળ શહેરનો દેખાવ આપે છે.

"જાન્યુઆરી ૪. આજે હું કડીઆકામે ગયો હતો..........અને રાત પહેલાં તો મેં મારા સુંદર ઝુંપડાને બંધબેસતું ધુમાડીઉં લગભગ પૂરૂં કર્યું, પણ અલ્પ આહાર અને દારૂના અભાવને લીધે રાત પહેલાં તો મારી પીડમાં દુઃખાવો થઇ આવ્યો."

છાવણીમાંથી ઘણા નાસી ગયા, કારણ કે સૈનિકોને પગાર મળતો નહિ. તેમના કુટુંબ માટે ભાગે તો ભુખમરાથી પીડાતાં, અને અધૂરામાં પૂરૂં સખત શિયાળાની વિટંબણાઓ અસંખ્ય હતી. અંતે વૉશિંગ્ટનના મિત્ર એલેક્ઝાંડર હેમિલ્ટનના આગમનની સાથે છાવણીમાં ફરીથી આનંદ અને હિંમતનો પ્રસાર થયો.

હેમિલ્ટન એ તે જમાનાના અદ્ભુત પુરૂષોમાંનો એક હતો. તેનાં ડહાપણ અને સૌન્દર્ય સૈનિકોને આનંદદાયક થતાં, તેનો સંગીતનો પ્રેમ અને મશ્કરો સ્વભાવ સૈનિકોને વિનોદનું મૂળ થતાં—તેઓ પોતાની હાડમારીઓ વિસરી ગયા. અને સખત ઠંડીના દિવસો વધારે આનંદથી પસાર થઇ ગયા. પણ સમુદ્રપારથી બે પરદેશી પુરૂષોએ છાવણીમાં દર્શન દીધાં ન હોત, તો સૈન્ય વસંત ઋતુમાં પણ શત્રુઓની સામે ઝઝુમવાને જરા પણ સારી તૈયારી કરી શક્યું ન હોત.

કેટલાક સમયથી અમેરિકન પ્રતિનિધિઓ—જેમાં બેન્જામિન ફ્રેંક્લિન પણ હતો—પેરિસમાં પોતાના સ્વાતંત્ર્યયુદ્ધ માટે ફ્રેંચ સરકારની તેના જુના શત્રુઓ સામે મદદ મેળવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. સૅરેટોગા આગળ બ્રિટિશ લશ્કર શરણ થયા પછી સહાય માટે વચન આપવામાં આવ્યું. અમેરિકનોની નોકરીમાં દાખલ થતા સ્વયંસેવકોને છૂટ આપવામાં આવી, અને શત્રુઓને હેરાન કરવા માટે ફ્રેંચ કાફલો રવાના કરવામાં આવ્યો. ફ્રાન્સ ને ચેથમ સામેના વિગ્રહમાં+ થએલા નુકશાનનું વેર લેવાની આ સોનેરી તક હતી. તે તક ખોવા જેવી ન હતી.

ફ્રેંચ સેનાનીઓમાં ખુશમિજાજી, અને ફ્રેંચોના પ્રેમનું પાત્ર, માર્કિવસ ડ લેફેટ પણ હતો. તેણે સ્વાતંત્ર્યના વાવટા નીચે લડવાને માટે ફ્રેંચ દરબારમાંનું પદ અને ફ્રાન્સમાંનું પોતાનું નિવાસસ્થાન છોડયાં હતાં. પ્રશિયાના યુદ્ધપ્રિય રાજા ફ્રેડરિકના અતિવિખ્યાત યોદ્ધાઓમાંનો એક બૅરન વૉન સ્ટુબેન પણ અમેરિકનોને યુદ્ધકળા શીખવવાને પ્રશિયાથી આવી પહોંચ્યો. કવાયત વખતે અમેરિકન સૈનિકોએ બહુજ ખરાબ દેખાવ કર્યો; તેઓ

+ સાત વર્ષનો વિગ્રહ. ઇ. સ. ૧૭૫૬—૧૭૬૩.

કુશળ નિશાનબાજ હતા, પણ તેમને કદિ પણ કવાયત કરાવવામાં આવેલી નહિ. વૉન સ્ટુબેને તેમને દરરોજ પ્રશિયન યુદ્ધશાસ્ત્રના નિયમો અનુસાર યુદ્ધની કવાયત કરાવવા માંડી અને શિયાળાની આખરે તો એક દૃઢ અને ઉત્તમ કવાયત પામેલું સૈન્ય ફૉર્જ ખીણમાંથી અંગ્રેજ સેનાનીઓને આશ્ચર્યચકિત કરવાને કુચ કરી નીકળ્યું.

\+ + + + +

યૉર્કટાઉન આગળ બ્રિટિશ સૈન્ય શરણે થવાની સાથે વિગ્રહનો અંત આવ્યો.

“ ઇ. સ. ૧૭૮૧ ના ઑક્ટોબર માસની ૧૯ મી તારીખે મધ્યાહ્નના સુમારે સંયુક્ત ફ્રેંચ અને અમેરિકન સૈન્યો એક માઇલ કરતાં પણ વધારે લાંબી બે હારોમાં ગોઠવવામાં આવ્યાં. લેફ્ટેની સરદારી નીચે લશ્કરી લેબાસમાં ગોઠવાએલું ફ્રેંચ સૈન્ય રૂવાબભર્યો ઉમદા દેખાવ આપતું હતું......અમેરિકનો બધા લશ્કરી પોશાકમાં જ ન હતા, છતાં વીર સૈનિકોનો દેખાવ આપતા હતા; સર્વના મુખમુદ્રા પર સંતોષ અને આનંદની છાયા પ્રસરેલી હતી......બેએક વાગે શરણ થએલું સૈન્ય વિજેતાઓની હરોળો આગળ થઇને ધીમાં, ગંભીર પગલાં ભરતું, શસ્ત્ર નીચાં નમાવી, વાવટા સંતાડી, બ્રિટિશ કવાયતની ચાલ વગાડતા ડંકા સાથે પસાર થયું.”

જો કે અમેરિકનોને જમીન પર વિજય પ્રાપ્ત થયો, પરંતુ સમુદ્ર પર તેમનો સંપૂર્ણ કબજો હતો નહિ; અંગ્રેજ વહાણોએ અમેરિકાનાં બંદરોમાં માલની આવજા બંધ કરી, અને અમેરિકાનો વેપાર બંધ પડયો. સ્પેનિશ અને ફ્રેંચ કાફલાઓ અમેરિકાને કિનારે જવા ઉપડયા. અમેરિકાના નાના નૌકાસૈન્યના અધિપતિ વીર કેપ્ટન પોલ જોન્સે અંગ્રેજ વહાણો અને લશ્કરી અરમારોનો કચ્ચરઘાણ વાળ્યો; છતાં પણ અંગ્રેજ નૌકાધિપતિ રોડનીએ ઇ. સ. ૧૭૮૨ માં વેસ્ટ ઇંડિઝના ટાપુઓ આગળના મહાન યુદ્ધમાં ફ્રેંચ કાફલાનો નાશ કરી નાખ્યો.

જમીન પર તો અમેરિકાનીજ જીત થઇ હતી, એટલે ઇંગ્લેંડને તેના સ્વાતંત્ર્યનો સ્વીકાર કરવો પડયો. સત્ય, ન્યાય અને સ્વાતંત્ર્યનોજ વિજય થયો. અમેરિકન સંસ્થાનો હંમેશને માટે માતૃભૂમિથી છૂટાં પડી ગયાં. તેઓએ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી વીરનેતા વૉશિંગ્ટનને પોતાનો પ્રથમ પ્રમુખ ચુંટી કાઢયો. દુનિયાના ઇતિહાસમાં એક નવું પાનું લખાયું. ઇંગ્લેંડને ઘણુંજ નુકશાન વેઠવું પડયું. પોતાનાં જ સંતાનો સાથે વિરોધ કરીને, તેમની સહાય મેળવી દુનિયામાં સર્વોત્તમ બનવાનો અમુલ્ય અવસર બ્રિટને ખોયો. રાજા જ્યોર્જ ત્રીજા અને બ્રિટિશ પ્રધાન મંડળના આગ્રહીપણાનું આ પરિણામ હતું...સ્વાતંત્ર્યની લડતમાં વૉશિંગ્ટન જેવા દેશભક્ત પુરુષોનાં નામ ઇતિહાસમાં સદાને માટે અમર થઇ ગયાં...

ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ.

# સાંપ્રતનું જાપતાનું બિલ
## અને
## લૉર્ડ મોર્લીના વિચાર.

### જાપતાનાં નિયમન માટે તિરસ્કાર.

"લૉર્ડ મોર્લીનાં સ્મરણો" આ પુસ્તક ઉપરથી લૉર્ડ મોર્લીની પોતાની "મોર્લી-મીંટો સુધારણા' ની યોજના કઇ પરિસ્થિતિથી અમલમાં આવી તેનું દિગ્દર્શન "નવજીવન" ના ઑગસ્ટ-સપટેંબરના અંકમાં કરવામાં આવ્યું છે. સાંપ્રતમાં સુધારણાની યોજનાથી વિશેષ મહત્વનો જાપતાના નવા કાયદાનો પ્રશ્ન આપણા સમક્ષ આવેલો હોવાથી લૉર્ડ મોર્લીના પ્રસ્તુત પુસ્તકમાં કેવા વિચારો છે અને એ ધોરણ પ્રતિ તેમને કેટલો તિરસ્કાર હતો તેમજ રાજ્યકારણમાં આ ધોરણ અંતે કેમ નિષ્ફળ જાય છે, તે વિષયમાં તેમણે પોતાના અનુભવસિદ્ધ વિચારો જણાવ્યા છે, તેનો વિચાર સાંપ્રતના અધિકારીઓએ કરવો આવશ્યક હોવાથી "લૉર્ડ મોર્લીનાં સ્મરણો" માંથી તત્ વિષયક તેમના ઉદ્ગાર અમો આપીએ છીએ.

હિન્દુસ્થાનના રાજ્યકારભારમાં સુધારણા કરવાના હેતુથી નવી યોજના તૈયાર કરી તેનો ખલિતો રવાના કરવા માટે લૉર્ડ મિંટો તરફથી અંતે એક ખલિતો મોકલવામાં આવ્યો. તેમાં નોકરશાહીના નિત્યના વ્યવસાય પ્રમાણે હિન્દુસ્થાનમાં રાજદ્રોહનો પવન બહુ વેગથી વહેવાના સબબે સાંપ્રતમાં સુધારણાનો પ્રશ્ન હાથમાં ન લેવો એવા અર્થનો એક પેરેગ્રાફ હતો. તેના ઉત્તરમાં લૉર્ડ મોર્લી લખે છે કેઃ—

"આ પેરેગ્રાફ લખનાર લેખક મારી સમક્ષ હોય તો તેને હું એવો પ્રશ્ન પુછું કે, 'હિન્દુસ્થાનમાં રાજદ્રોહનો પ્રચાર કરનારા મનુષ્યોનું વાસ્તવ્ય હોઇ, તેથી હિન્દીઓનાં મન ભ્રમિત થયાં છે એ જો ખરૂં હોય તો તેથી સુધારણાને અમલમાં મુકવાની આવશ્યક્તા અનિવાર્યપણે સિદ્ધ થાય છે; આ પ્રમાણે ભ્રમિત થએલાં મનને શાંતિ આપનારો માર્ગ સ્વીકારી તે જણાવવાની અને તે અધિક યશસ્વી બને તે પ્રમાણે સિદ્ધ કરવાની જવાબદારી તમારા પર છે. માટે તમો અન્ય માર્ગ કયો દાખવો છો તે મને જણાવો.' આ એકજ વાક્યમાં લૉર્ડ મોર્લીએ રાજ્યદ્રોહના અગ્નિને શાંતિ પમાડવા રાજકીય સુધારણાને દૂર રાખનારાઓને સ્પષ્ટ ઉત્તર આપવાથી નોકરશાહીનો આ પ્રથમ પ્રપંચ નષ્ટ થયો છે.

### જાપતાથી અસ્વસ્થતા વધે છે.

એ પછી પંજાબમાંની અસ્વસ્થતાના સમાચાર વિલાયતમાં પહોંચ્યા ત્યારે લૉર્ડ મોર્લી ક્ષણભર વિચારમાં પડયા. પરંતુ તેણે તુર્તાતુર્ત લૉર્ડ મિંટોને સુચના આપી કે— "આપણે જે સુધારણાની યોજના નિશ્ચિત કરીએ છીએ તે અમલમાં લાવવી કઠણ દેખાય, પરંતુ આ અનુભવ બહુ પ્રાચીન છે. રાજ્યકારભારમાંના દોષ અને અપૂર્ણતાથી અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે. (અને આ) અસ્વસ્થતા નષ્ટ થયે સુધારણા કરવાનું પ્રગ્ગનારના શીરે દોષ મુકાય છે, અને એથી સુધારણાની યોજના દીર્ઘકાળ પર્યંત

જણાય છે. અલબત આથી દડપશાહીમાં સ્ફુર્તિ આવવાથી આ અસ્વસ્થતા ન્યૂન થવાને સ્થાને વિશેષ વૃદ્ધિ પામે એવો આ ચક્રનેમિક્રમ છે તમોને સખ્ત ઉપાય યોજવાની જો આવશ્યકતા છે તો તે માટે તમારા "કડેકોટ બંદોબસ્તી" અધિકારીઓ ઉપર પણ સખ્ત દૃષ્ટિ રાખવી પડશે. કારણ કે ક્રાંતિકારોની મૂર્ખતાનાં ઉદાહરણો જગતના ઇતિહાસમાં જેટલાં પ્રાપ્ત થાય છે, તેટલાં જ ઉદાહરણો આ બંદોબસ્તીના ઉન્માદ રોગથી બાધા પામેલા રાજશ્રીઓની મૂર્ખતાનાં પ્રાપ્ત થાય છે. માટે કોઇપણ સખ્ત નિયમ બનાવ્યા પૂર્વે તેનો સાધક બાધક રીતે વિચાર કરો અને જ્યાં શક્ય હોય ત્યાં મને અગાઉથી જણાવો. વિશેષે કરીને વર્તમાનપત્રોના જાપતા સંબંધીનો વિચાર હોય તો તેમને અવશ્ય અગાઉથી જણાવો. ઇજીપ્તમાં લૉર્ડ ક્રોમરે વર્તમાનપત્રોના જાપતાનું નિયમન કર્યું નથી એ તેનું ગૌરવ સૂચવે છે. રાજદ્રોહી વર્તમાનપત્રો જો ખરી રીતે સૈન્યમાં ફિતુર ફેલાવવાનો પ્રયત્ન કરતાં હોય તો તેને ખુશીથી જપ્ત કરો. પરંતુ એવા પ્રસંગમાં કેવળ શંકામાં ખાત્રી થવી જોઇએ અને શકયના એટલેજ પ્રત્યક્ષ ક્રાંતિ એવું જણાય છે, માટે તે બાબતમાં બહુ સાવચેતીથી રહો." આ એકજ સૂચનાથી સર્પ સર્પ ગણીને જમીન ખોદવાનો સંભવ કેવો હોય છે તેનું દિગ્દર્શન લૉર્ડ મોર્લીએ કરેલું છે પરંતુ તેનું પરિણામ ઉંધી ગાગર પર પાણી રેડયા જેવું જ! ૧૮૧૮ નો જરીપુરાણો નિયમ શોધી કાઢીને લાલા લજપતરાયને હદપાર કરવામાં આવ્યા. આ વર્તમાન લૉર્ડ મોર્લીને મળતાં તે લખે છે કે:-

"મેં આયર્લંડમાં દડપશાહીનું ધોરણ સ્વીકાર્યું નહિં. તેથી હું દડપશાહીનો કટ્ટો દ્વેષ્ટા છઉં એવી જો પાર્લામેન્ટના મેમ્બરોને મારી ખાત્રી નહોત તો મને આ કૃત્યનું સમર્થન કરવું મુશ્કેલ થાત નહિં. પહેલાં મી. વીલયમ ઓબ્રાયનને બંધીખાનામાં રાખવાથી મેં મી૦ બાલ્ફુર પર સખ્ત વાક્પ્રહાર કર્યો હતો. એ જ હું જ્યારે આ કૃત્યનું સમર્થન કરવા માંડુ ત્યારે પ્રજા મને શું કહેશે! હવે જ્યારે તમે આ ૧૮૧૮ નું જુનું પુરાણું હથીયાર બહાર કાઢયું છે; ત્યારે પછી તેનો પ્રયોગ તમારા જ બે કૌન્સીલરો ઉપર (અહીં નામ આપેલાં નથી) કરી તેનેજ હદપાર કરો ને! એટલે ખટખટ મટે! અને જો તમે તે પ્રમાણે વર્તશો તો હું તમને બહુ ઉત્સુકતાથી અનુમોદન આપીશ."

## શરીરમાંથી પ્રસ્વેદ છુટયો!

લાલા લજપતરાયને હદપાર કર્યાને પૂરા બે માસ વિત્યા નથી તેવામાંજ લૉર્ડ મોર્લી લખે છે કે—'સુધારણાનો ખરીતો પ્રસિદ્ધ કરવામાં આવે તે જ વખતે લજપતરાયને હદપારની સજાથી મુક્ત કરવા એ યોગ્ય દેખાય છે. આપણે ઇંગ્લિશ પ્રજા સદા ક્ષમા કરવામાં અપ્રસન્ન છીએ અને આ આપણો સ્વભાવ છે.' તેમાં પણ રાજકીય કેદીઓ ઉપર બ્રિટિશ અધિકારીઓની સખ્ત દૃષ્ટિ હોઇ તેના તરફ તે સખ્તાઇથી અને નિર્દયતાથી વર્તે એ અનુચિત છે."

એક પત્રમાં વાઇસરૉય લૉર્ડ મિન્ટોએ સંશયિત પત્રવ્યવહાર ફોડી જોવાની પદ્ધતિનો આરંભ કરવાનો વિચાર જણાવેલો; તેના ઉત્તરમાં લૉર્ડ મોર્લી જણાવે છે કે: "તેનો મને ઘણો અનુભવ છે, અને તે અનુભવ ઉપરથી મારો એવો નિશ્ચિત મત થયો છે કે, આ ઉપાય વિશેષાંશે નિષ્ફળ ઠરે છે." તે પછી લૉર્ડ મિન્ટોએ પહેલી "પ્રેસ એક્ટ"ની

પ્રત મોકલી તેના ઉત્તરમાં મોર્લી સાહેબ જણાવે છે કે "આવો કાંઈ પણ નિયમ કરવાની મને આવશ્યકતા દેખાય છે. પરંતુ તમારા કાયદાની કલમો વાંચતાં મારા શરીરમાંથી પ્રસ્વેદ વહે છે!"

લોર્ડ મોર્લીના શરીરમાંથી ગમે તેટલો પ્રસ્વેદ વહે તેની થોડી દયા, અહીંની નોકરશાહી સરકારને આવનારી છે! તેણે પોતાના પ્રેસ એક્ટની કલમો લોર્ડ મોર્લીને તારદ્વારા જણાવી તેના ઉત્તરમાં લોર્ડ મોર્લી જણાવે છે કે—

"આવી કલમોને હું જો સંમતિ આપું તો પાર્લામેંટની બેઠકનો પ્રારંભ થયા પછી હું ત્યાં એક કલાક પણ ટકી શકીશ કે? સ્વતંત્ર દેશમાંની પાર્લામેંટના આપણે નોકર છીએ એ બાબતનું આ નોકરશાહી વર્ગને વિસ્મરણ થાય છે! એક કૌન્સિલર લખે છે કે, આ પ્રેસ-એક્ટની કાંટાવાળી લગામથી ઉશ્કેરણી કરનારાઓનાં મોઢા બંધ થશે એટલે દદ્દપારના ઉપાયોનું અવલંબન કરવાનું અનાવશ્યક થશે; પણ કોઈ મનુષ્યે જાણીજોઈને પ્રત્યક્ષ બળવો કરવામાં ઉત્તેજન આપ્યાથી તોફાન થયું એવા ખાત્રીલાયક પુરાવા પ્રાપ્ત થાય નહિં ત્યાં સુધી હું દદ્દપારની સજાને કદિ પણ સંમતિ આપનાર નથી આ બાબત તમારા આ કૌન્સિલર ભૂલી જાય છે. આ જ ચતુર વ્યક્તિએ રાવળપિંડી અને લાહોરના હુલ્લડની સંધિ સાધીને તમારી સુધારણાની યોજનાને તોડી પાડી; અને હવે પાર્લામેંટ અને મંત્રીમંડળ બરખાસ્ત થએલું હોવા છતાં, મ.રી કૌન્સિલમાંના સભાસદોની અર્ધી જગા ખાલી હોવા છતાં, અને સરકારી વકીલની સલાહ લેવાનું કહીએ તો તે વકીલની પણ ગેરહાજરી હોવા છતાં જે બિલમાં કાયદાના અને રાજનીતિના અનેક ભાંજગડવાળા પ્રશ્નો છે એવા બિલને એક અઠવાડીયાની અંદર સંમતિ આપવાની ઉતાવળ આ કૌન્સિલર કરે છે, તેને ત્યાં (હિન્દુસ્થાનમાં) કોઈ પુછનાર નથી; પરંતુ મારે અહીં પાર્લામેંટમાં ઉત્તર આપવું પડે છે. એક દૃષ્ટિએ જોતાં મી. સ્ટ્રેફોર્ડે આયર્લેંડમાં જે પદ્ધતિનો રાજ્યકારભાર કર્યો તે પદ્ધતિ ૧૭ મા સૈકામાં આયર્લેંડમાં અને ૨૦ મા સૈકામાં હિન્દુસ્થાનમાં ઉત્કૃષ્ટ પદ્ધતિ ખરી; પરંતુ તેનું રહસ્ય એજ છે કે, સ્ટ્રેફોર્ડનો શિરચ્છેદ કરવામાં આવ્યો તે સમયથી ઉક્ત પદ્ધતિ પ્રતિ સર્વના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થયો છે. અલબત્ત, મેં તમને પ્રેસ-એક્ટના સંબંધમાં તારદ્વારા અસંમતિ દર્શાવી છે. જો કદાચ કોઈ વક્તાના ભાષણથી હુલ્લડ થાય તો તે હુલ્લડ મટે તે વક્તાને શા માટે બદીવાસી કરતા નથી? શું તમારી પાસે પોલીસ નથી? પોલીસ અપૂર્ણ હોય તો સૈન્ય છે ને? "દેશમાં શાંતતા રાખવા માટે આવા કાયદા આવશ્યક છે" આ વાક્ય વાંચવામાં સુન્દર છે! પરંતુ તે પાર્લામેંટના સભાસદોને ગળે ઉતરતું નથી અને તે તેમને ગળે ઉતારવાનું!

## "હું કાંઈ આ પાતક કરનાર નથી?"

"સર્વત્ર અમલ થાય એવો પ્રેસએક્ટ કરી રાખવો અને તેનો અમલ કયે સ્થાને અને કયે વખતે કરવો તે નિશ્ચિત કરવાનો અધિકાર સૈનિક અધિકારીઓને આપવો એવી પહેલી સૂચના હતી! આવી ભયંકર સૂચના ગયા સો વર્ષમાં બ્રિટિશ પાર્લામેંટમાં કોઈએ કદિ પણ આગળ ધરી નથી. પરંતુ હવે તમે જ્યારે "સભાબંધીનો કાયદો" કરો છો, તેમાં ખાનગી સભાને એકદમ જાહેર સભામાં રૂપાંતર કરવાની-ગણવાની તમારી કલ્પનાથી આ

ભયંકર સૂચનાનું સ્વરૂપ વિશેષ ભયંકર બને છે. કોઇ પ્રાંતના અધિકારીને કોઇ વક્તાના વિચાર અમાન્ય-આગ્રહ્ય-અપ્રિય જણાતાં તે વક્તાને વિવક્ષિત મર્યાદામાં ભાષણ કરવાની બંધી કરવાનો અધિકાર પ્રાંતના અધિકારીને આપવો એટલે તો દંડપશાહીની પૂર્ણતાજ થઇ કહેવાય! આવા વિધાન કરતાં તો અમોને અપ્રિય વક્તાને દેહાંતદંડ કરવાનો અધિકાર જોવો છે, એવું સ્પષ્ટ કેમ બોધતા નથી?"

આ પત્રવ્યવહારથી પ્રેસ-એક્ટની કલ્પના તે સમય પુરતી પાછળ પડી. એ અવધિમાં પહેલો બોમ્બસ્ફોટ થયો. તે વતમાન સભળાતાં લૉર્ડ મોર્લીને પુનઃ દંડપશાહીનો વેગ વધવાનો ભય દેખાતાં તે લખે છેઃ-" આ પ્રસંગે તમે દંડપશાહીનો સ્વીકાર કરશો. એ સ્પષ્ટ છે. પરંતુ તમારી દંડપશાહીને શક્ય તેટલી પાછળ ખેંચવી એ મારૂં કર્તવ્ય છે. આ પ્રસંગે આપણે સત્તા અને દૃઢ઼તાથી વર્તવું જોઇએ એ ખરૂં છે. પરંતુ સત્તા-શક્તિ અને દૃઢતા એટલે કત્લ નહિ! એક રાજદ્રોહાત્મક પુસ્તક લખવાના કિંવા પ્રસિદ્ધ કરવાના ઘોર અપરાધ માટે સાત વર્ષની હદપારીની શિક્ષા થયાનું સાંભળી મારો જીવ ગભરાવા લાગ્યો છે. તે પુસ્તક અને તે ગુન્હાના કેસની હકીકત તો મારા ઉપર મોકલી આપો? કેટલાક રાજકીય અપરાધીઓને ફટકા મારવામાં આવ્યાનું જણાય છે! આ કૃત્ય નિયમ યોગ્ય નથી; એટલે કે નવીન સુધારણા પ્રમાણે તો તે કાયદાસર નથી. હિંદુસ્થાનમાંના અમલમજાવણી કરતા અધિકારીઓને ધારાશાસ્ત્રીને જોતાંજ તિરસ્કાર થાય છે, એવું એક ગૃહસ્થ મારી પાસ બોલ્યા, તેને મેં એવો ઉત્તર આપ્યો કે, આ અધિકારીઓને ધારાશાસ્ત્રી પ્રતિ નહિ કિંતુ—

કાયદાનો જ તિરસ્કાર આવે!

એ માટે તો નવા દંડપશાહીના બિલમાં ધારાશાસ્ત્રીઓને અવકાશ આપવામાં આવ્યો નથી, એ સ્પષ્ટપણે સિદ્ધ થતું નથી કે?"

બૉમ્બનો સ્ફોટ થયા પછી લોર્ડ મિંટોએ પોતાનું પ્રેસ-એક્ટ રૂપ નાનું ટટ્ટુ આગળ ચલાવ્યું. આ વખતે લૉર્ડ મોર્લીને તેની માગણી સર્વતઃ અમાન્ય કરી શકાય તેવી વસ્તુસ્થિતિ નહોતી, તેથી તેણે સર લૉરેન્સ જેંકિન્સની સલાહ લઇ તેમાં મુખ્ય ફેરફાર એવો કર્યો કે, અધિકારીઓના જપ્તીના હુકમ ઉપર તેણે હાઇકોર્ટમાં અપીલ કરવાની બારી રાખી. આ નાના પ્રેસ-એક્ટમાં ખુન, સ્ફોટક દ્રવ્યનો ઉપયોગ કરનાર કિંવા અન્ય કોઇ બેકાયદા અત્યાચારી કૃત્યને જે સહાયક બને તો જ છાપખાનાને જપ્ત કરવાં એવો નિયમ હતો. અધિકારીઓની ઇચ્છા પ્રમાણે ગમે તેની પાસેથી ગમે તે નિમિત્તથી જામીન લેવાનો નિયમ તેમાં નહોતો. આવા પ્રકારની મર્યાદાથી અને વિકટ પરિસ્થિતિ જાણીને લૉર્ડ મોર્લીએ આ બિલને પોતાની સંમતિ આપી લૉર્ડ રિપન એ વર્તમાનપત્રના સ્વાતન્ત્ર્યના પક્ષકાર હોવાથી તેણે આ બિલનો વિરોધ કર્યો; પરંતુ તે વખતે ના૦ ગોખલે અને મી૦ રમેશચન્દ્ર ઉભય પણ વિલાયતમાં હોવાથી તેમણે તે બિલને સ્વસંમતિ આપી! આ રીતિએ આટલા વર્ષપર્યંત પાલન કરેલા પોતાના વ્રતનો ક્રમે ક્રમે ભંગ થતો જાય છે એવું લૉર્ડ મોર્લીને જણાતાં તે લખે છેઃ—"

" હિંદુસ્થાનના સંબંધમાં જે વ્રતભંગ કર્યો તે માટે પરલોકમાં મારે ગમે તે સજા

ભોગવવાની હોય તે ભોગવું; પરંતુ ખાસ કરીને આ બીલના સંબંધમાં તો ગોખલે અને દત્તની અનુમતિ મળવાના કારણે મને તેટલા પુરતી જગા સ્વર્ગમાં મળવી જોઇએ !" આ પ્રમાણે લોર્ડ મોર્લીની અનુમતિએ આ નાનો પ્રેસ-એક્ટ ઇ. સ. ૧૯૦૮ ના જુનમાં વડી કાયદાકૌન્સિલમાં પસાર થયો.

### આ જ ધમંડખોર અસ્વસ્થતાનું કારણ છે.

આટલેથી હિન્દવાસી નોકરીશાહીને શાંતિ થઇ નહિ, અને લોર્ડ મિંટોએ તો પોતાનો એક પત્રમાં એવા ઉદ્‌ગાર કાઢ્યા કે: " હિંદુસ્તાન ઉપર અમારી સત્તા અબાધિતતાએ ચલાવવાના માર્ગમાં સાંપ્રતની હાઉસ ઓફ્ કોમન્સની બહુ અડચણ છે. " તે વખતે લોર્ડ મોર્લીને સાત્વિક સંતાપ આવતાં એવો પ્રશ્ન પૂછ્યો કે: " હાઉસ ઓફ્ કોમન્સે તમારૂં શું બગાડયું છે ? બૉંબનો સ્ફોટ થતાંજ તમારા ' એક્સપ્લોઝીવ્હ એક્ટને ' સંમતિ આપી. હિંદી સરકારને પોતાની ઇચ્છાનુરૂપ કોઇ પણ ઉપાય યોજી તેનો અમલ કરવાનું પૂર્ણ સ્વાતંત્ર્ય જો નહિ મળે તો કયે સમયે કયો (અનિષ્ટ) પ્રસંગ ઉદ્‌ભવશે તે અનિશ્ચિત છે એવું તમો લખો છો. મી. ફુલરની પણ એવીજ માગણી હતી; છતાં તમોએ તેનું રાજીનામું કેમ સ્વીકાર્યું ? એવું 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય' આપવું એ કાયદા અને રાજ્યપદ્ધતિના તત્વથી અને નિયમથી વિરુદ્ધ છે. તમે કહો છો કે, હિન્દુસ્થાનમાં કેમ વર્તવું તેનું જ્ઞાન ( હિન્દવાસી નોકરશાહીને ) અમોને અધિક છે, તે ઉપરથી તમારા દોઢડાહ્યા કૌન્સિલરથી મી. એસ્કવીથ, મી. ગ્રે, મી૦ લોરબર્ન અને મોર્લી બૌદ્ધિક સામર્થ્યમાં ન્યૂન છે એમજ માનવાનું કે ? અને ત્યાંની ( હિન્દની ) બ્યુરૉક્રસીના શબ્દ એટલે વેદવાક્ય એવું મનાવનારા તે દક્ષનું હિન્દુ પ્રજાનો સ્વભાવ, વ્યવહારનું જ્ઞાન કઇ કક્ષા પર્યંતનું છે ? હિન્દુસ્થાનમાં સાપ્રત સમયે જે અસ્વસ્થતા પ્રસરી રહી છે, તેના કારણભૂત પચાસ વર્ષથી અમલ ચલાવનારા આ જ ધમંડખોર નથી કે ? તેની કર્તવ્યનિષ્ઠાની હું પ્રશંસા કરું છું. પરંતુ બ્રિટિશ મંત્રીમંડળ એટલે બુદ્ધિશૂન્યની બજાર છે એવું જે આ નોકરશાહી વર્ગને જણાય છે તે હું કદિ પણ સહન કરનારો નથી."

ઉપરના પત્રમાં લૉર્ડ મોર્લીએ પોતાનો વિચાર દર્શાવતાં, અશાંતતાના કારણમાં આ નોકરશાહીના અંગના દોષનું સ્પષ્ટ વિવરણ કરી તેની ભૂલોથી પ્રસ્તુતની વસ્તુસ્થિતિ થવાનું સમર્થન કર્યું છે. તે પછી તા. ૨૪ જુનના પત્રમાં તેમણે સૂચના કરી કે, " અમેરિકામાં જે બ્રિટિશ અધિકારી હતા તેણે સંસ્થાનિકોનાં મન કલુષિત કર્યાં અને સત્ય સ્થિતિથી મંત્રીમંડળને અજ્ઞાન રાખી તેની ગેરસમજ કરવાથી અમેરિકન સંસ્થાન હાથમાંથી ગયું."

### વૃથા દંભ શા માટે ?

લો૦ તિલકના કેસ પછી મુંબઇમાં જે હુલ્લડ થયું તેમાં ફક્ત પત્થર ફેંકવાના ગુન્હા માટે ૧૨ મહિનાની શિક્ષા થયાના સમાચાર સાંભળી, અને તે જ વખતે ટિનેવલ્લી અને તુતિકોરિનના કેસમાં જન્મકેદ, હદપાર અને ૧૦ વર્ષ હદપારની શિક્ષા થયાના વર્તમાન જાણતાં લૉર્ડ મોર્લી લખે છે કે, "આવી શિક્ષા ઓછી થવી જ જોઇએ; એવા અમાનુષ પ્રકારનું હું લેશ પણ સમર્થન કરનાર નથી. દેશમાં શાંતિ રાખવી આવશ્યક છે; પરંતુ સખ્તાઇની પરમાવધિ કરવી એ શાંતિસ્થાપનાનો માર્ગ નથી. એથી વિપરીત યોગ થતાં

આબના અત્યાચારનો માર્ગ ખુલ્લો થાય છે." આ સૂચના અમાન્ય ગણી લૉર્ડ મિંટોએ પુનઃ લખ્યું કે, "સખ્ત શિક્ષા કર્યા શિવાય પ્રતિકૂળતા દર્શાવવાનું પરિણામ માઠું થશે; અહિંની પરિસ્થિતિને યોગ્ય એવા પ્રકારની શિક્ષા આવશ્યક છે." તેના આ સ્પષ્ટિકરણના ઉત્તરમાં લૉર્ડ મોર્લીએ સંતાપ પામી ઉત્તર આપ્યો છે કે, 'જે એક કાર્પોરલે આવેશના વેગમાં એક નેટિવ્હ (હિન્દી)નું ખૂન કર્યું તેને કેવા પ્રકારની સખ્ત શિક્ષા કરવામાં આવી છે, તે તમો લખી જણાવશો કે? ફક્ત કૉર્પોરલ ઉપર કેસ ચલાવી તેને તે ખુન બદલ ફાંસી પર ચઢાવ્યો કે? લૉર્ડ કર્ઝને ૯ મી લાન્સર્સ પલટણને શિક્ષા કરી તેથી મને લૉર્ડ કર્ઝન માટે ખરેખરો આદર ઉત્પન્ન થાય છે. જ્યારે આવા ખૂન માટે આપણે પ્રતિબંધ કરી શકયા નથી ત્યારે બ્રિટિશોની તાક્ષણ ન્યાયપદ્ધતિ માટે વૃથા દંભ દર્શાવવો એ મૂર્ખતા જ છે. આવા સોલ્જર (સૈનિક) અને એવા બગીચાવાળાઓનાં કૃત્યો ઉપરથી આપણે શું રાજ્યધોરણ નિશ્ચિત કરવું? હિંદીઓનું દમન કરવા માટે તમો આ શિક્ષા ન્યાયાલયની તુલાથી ન તોળતાં સૈનિક કોર્ટની તુલાથી તોળવાની આવશ્યકતા અને બંડખોરોને તોપને મોઢે ન બાંધતાં બંધીવાસમાં રાખવાની શિક્ષાને સૌમ્ય જણાવો છો! એવું જો તમારૂં નિશ્ચિત મત હોય તો પછી તમે નવીન સ્ફૂર્તિના પ્રસાર અને ઉદાર રાજકીય ધોરણ અને સુધારણાનો નામોચ્ચાર શા માટે કરો છો? સુધારણાની યોજના રદ્દ ગણી ફેંકી દેવી છે કે?"

### રશિયાની દમનનીતિ.

લૉર્ડ મોર્લીનું લખવું અમાન્ય ગણી ઉલટું લૉર્ડ મિન્ટોએ બે ત્રણ વ્યક્તિને હદપાર કરવાની પરવાનગી માગી. તેના ઉત્તરમાં લૉર્ડ મોર્લી લખે છે કે—

"આવો કોરો ચેક હું તમોને કદિ પણ દેનારો નથી. પ્રત્યેક હદ્દપારની આજ્ઞાપૂર્વે મને તેની સર્વ હકીકતથી જ્ઞાત કરવો જોઇએ. ઘઉંના ખેતરમાંથી તૃણાંકુરો ખેંચી કાઢવાના પ્રયત્નોમાં તમો અરધો અર્ધ ભાગ ઘઉંનો પણ ખેંચી કાઢશો એવું દેખાય છે." સૈનિક કાયદો શરૂ કરવા બાબતની સૂચનાના ઉત્તરમાં જણાવ્યું કે "સૈનિક નિયમ એટલે હું તેનો અર્થ કાયદાને સંકુચિત મર્યાદામાં લાવી મૂકવો એવોજ કરૂં છું, પરંતુ આ લશ્કરી કાયદાથી ધટાલી, રશિયા, આયર્લેંડ ઇત્યાદિ પ્રદેશોમાંથી ખુનનાં કાવત્રાંનો ભય નષ્ટ થયો નથી, અને હિન્દુસ્થાનમાં પણ નષ્ટ થનાર નથી." તા. ૧૮ ડીસેમ્બરના પત્રમાં લૉર્ડ મોર્લી લખે છે કે "આરોપીની ગેરહાજરીમાં તેની તપાસ કરવાનું એક પણ ઉદાહરણ મળે નહિ. એ માટે પુરતી કાળજી રાખો. આ યોગથી મોટો અનર્થ થાય એવું નથી, પરંતુ તેના ઉપર આસ્ટ્રિયા કિંવા રશિયાની છાયા પાડવાથી એ પદ્ધતિ દમનકર્તા દેખાય છે." લૉર્ડ મોર્લીના આ કર્ણમંત્ર પ્રમાણેનો વર્તાવ કેવો થયો એ બંગાલમાંના બંદીવાસીઓની યાદી ઉપરથી અને વિશેષતઃ નવીન થનારા હદપારીના બિલ ઉપરથી દેખાઇ આવે છે! જે પદ્ધતિને લૉર્ડ મોર્લીએ રશિયન દમન એવું નામાભિધાન કરેલ છે તે જ પદ્ધતિ હવે નોકરશાહીને પ્રિય બનેલી છે!

કેવળ સંશય ઉપરથી શિક્ષા કરવાની પદ્ધતિ માટે લૉર્ડ મોર્લીને કેટલો તિરસ્કાર હતો તે તેમના તા. ૧૩ જાનેવારીના પત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે—"પરમ દિવસે એક ગૃહસ્થનો એક પત્ર આવ્યો હતો તેમાં એ બાબત હતી કે, તે વ્યક્તિની (નામ લખેલું નથી) સંબ-

ટનાશક્તિ વિશેષ છે અને સામાન્ય જનપર વિશેષ વજન છે અને અત્યાચારના કૃત્યમાં તે વ્યક્તિની સહાનુભૂતિ હોવાનો મને લેશ પણ સંશય નથી. એવા આ પોતાની ખાત્રી ઉપરથી એકાદા મનુષ્યને વગર તપાસે પરહેજ કરવાની સલાહ આ ગૃહસ્થે આપવી, એ ખરેખર ભયકર છે. સશયનો લાભ આરોપીને આપવો જોઇએ એજ તત્ત્વ યોગ્ય હોઇ તેનું આપણે પાલન કરવું જોઇએ." લૉર્ડ મોર્લીએ અધિકારન્યાસ કર્યા પછીથી આ તત્વનું પાલન કેટલા પ્રમાણમાં થયું છે, એ કહ્યા પૂર્વેજ સમજાય તેમ છે. નવીન બીલમાં તો આ તત્વમાં સ્થાન ભેદ થએલો હોઇ સશયનો લાભ આરોપીને મળવાને સ્થાને તે લાભ સરકારજ લેવાનું ઇચ્છે છે!

## ગુપ્ત તપાસ અને ગુપ્ત દેહાંત!

તા. ૫ મેના પત્રમાં લૉર્ડ મોર્લી લખે છેઃ "પાર્લામેંટના ૧૫૦ સભાસદો હદપારની પદ્ધતિ વિરુદ્ધ તકરાર કરવા માટે મી૦ એસ્ક્વિથની મુલાકાત લેનાર છે; તેથી હવે પછી તમારે હદપારનું શસ્ત્ર ત્યજવુ પડશે એ લક્ષમાં રાખો." પરંતુ પ્રત્યક્ષ અનુભવ લૉર્ડ મોર્લીના અનુમાનથી પ્રતિકૂળ મળે છે; ઉક્ત પત્ર પછી પાર્લામેંટમા પ્રશ્નોત્તરો થયા; તેમાં અપરાધીઓને આરોપ જણાવ્યા શિવાય બંધનમાં રાખવા અને આરોપીને પોતા પરનો સંશય દૂર કરવાની તેને સાંધિ ન આપવી આ દોષપર સખ્ત પ્રહાર કરવામાં આવ્યો; અને બ્રિટિશોના ન્યાયપદ્ધતિ અને હક્ક માટે જે કલ્પના છે તે કલ્પનાથી તપાસ પૂર્વે શિક્ષા કરવી, એ બીના બ્રિટિશોને અરુચિકર હોવાનું કહેવામાં આવ્યુ. આ બ્રિટિશ ટીકાકારો હાલનું બીલ વાચે તો તે બાબતમાં તેમનો શો વિચાર પડશે વારુ? ગુપ્ત તપાસ કરી શિક્ષા કરવાની કલ્પના પણ લૉર્ડ મોર્લીને અસહ્ય જણાતી હતી. સર કર્ઝન વાયલીના ખુન પછી મદનલાલ ધિંગ્રાની ગુપ્ત તપાસ કરવાની કોઇએ સૂચના કરેલી. તેના ઉત્તરમાં તે લખે છે કે, "ગુપ્ત તપાસ કરીને ફક્ત ફાંસી પર લટકાવવા એ બહુ ઉત્તમ કલ્પના! પરંતુ દડપશાહીના આ નવા બીલમાં અથથી ઇતિશ્રી પર્યંત સર્વ ગુપ્ત કાયભાર છે; તેથી તેનો નામકરણવિધિ લૉર્ડ મોર્લી કયો કરશે?"

## આયર્લૅંડ અને ત્રુષિય નો અનુભવ.

તો પણ દડપશાહીને કાયદા કરવાની પરવાનગી દેવા માટે નોકરશાહીઓ મોર્લી પાછળ લાગેલાં હતાં. તેથી ત્રસ્ત થઇને તા. ૨૬ ઑગસ્ટના પત્રમાં લૉર્ડ મોર્લી લખે છે, "ઉઠતાં બેસતા હદપારનો ઉપયોગ કરવાનું કહેશો તો તે ચાલવાનું નથી. આયર્લૅંડમાં ૧૮૮૭ માં ફૉર્સ્ટરે જે કાઇમ્સ એક્ટ કર્યો તેવો કાયદો તમારે જોઇએ છે, પરતુ એવા કાયદાથી આયર્લૅંડમાના ગુન્હાઓ નષ્ટ થયા નથી અને હુ પોતે સ્ટેટ સેક્રેટરી હોઉં અને "વગર તપાસે પરહેજબંદી" કરનારા કાયદાને સંમતિ મળે એ કલ્પનાજ અશક્ય અને અસહ્ય છે. ૧૮૧૮ નો કાયદોજ જ્યાં રેગ્યુ છે ત્યાં તમે તો ઉક્ત કાયદાના નમુના ઉપર કાયમી કાયદો કરવાનું ઇચ્છો છો તેને શું કહેવું? દડપશાહીને આ નવા યંત્ર નિર્માણ કરવાની કલ્પના ત્યજી દેવાનું કહો." અસ્તુ!

જ્યાં સુધી લૉર્ડ મોર્લી હિન્દી પ્રધાન હતા ત્યાં સુધી નોકરશાહીએ આ કલ્પના બાજુએ રાખી; પણ હવે તે निर्वीर्यमुर्वीतलम् થવાથી તે જ કલ્પના નવા બીલના રૂપમા આગળ આવે છે.

નવીન સુધારણાની યોજના પ્રસિદ્ધ કરવાના સમયે બંગાળામાંથી હદપાર થએલા-ઓને મુક્ત કરવાની લૉર્ડ મોર્લીની શિફારસ અગ્રાહ્ય ગણી તેથી લૉર્ડ મોર્લી લખે છે કે:- "તમે તમારી કૃતિનું ઉત્તમ સમર્થન કરો છો. પરંતુ નેધર્લેંડમાંના સ્પૅનિશ વૉયસરૉય, વેનિસમાંના આસ્ટ્રિયન વૉયસરૉય, સિસિલી બેટમાંના બુર્બોન અધિકારી અને અમેરિકન સંસ્થાનમાંનો બ્રિટિશ અધિકારી-તેમની પણ આવા પ્રકારની વિચારસરણી હતી; પરંતુ આ તુલના માટે ક્રોધિત થતા નહિ." એ પછી તા. ૨૯ જાનેવારીના પત્રમાં લખે છે. "કેવળ 'હમ કરે સો કાયદા' આ તત્વથી કોઇને પણ ઉંચકીને પરહેજ કરવાના કાયમી અખતિયારીની તમારી આવશ્યકતા જણાવો છો; પરતુ હું તેનો પ્રબળ વેગે પ્રતિકાર કરૂં છું. નવ બંગાળી ગૃહસ્થોને પરહેજ કરવાથી આ બનાવે ઇતરને ભય થવાનું તમો કહો છો. રશિયન બુરોક્રસીની પણ આવી જ કલ્પના હતી, કે સંશયિત મનુષ્યોની ગાડીઓની ગાડીઓ ભરીને સૈબીરીયામાં રવાના કરવાથી અત્યાચારીઓને ભય થાય. પરંતુ આ યુક્તિ અર્પવામાં સુપરિણામી થઇ નથી, અને તેના યોગે ટ્રૅપૉફ જેવાના જીવ પણ બચ્યા નથી; અને ટ્રૅપૉફ જેવાને જે ડયુમા સભા દૃષ્ટિથી દૂર ગખવી હતી તે ડયુમા સભાની સ્થાપના થયા શિવાય રહી નથી."

## ઉંધી ગાગર પર પાણી!

લૉર્ડ મોર્લીનો આ માતૃઉપદેશ શરૂ થયો હતો અને આ તરફ નોકરશાહીની દડપશાહી ઉચ્ચ સોપાન પર હતી. અંતે લૉર્ડ મિંટોએ પોતાનો નવો મોરો પ્રેસ-એકટ લૉર્ડ મોર્લીની સંમતિ માટે મોકલ્યો. તે વખતે સર લૉરેન્સ જેંકિન્સ ત્યાં (વિલાયતમાં) નહોતા; અને લૉર્ડ મોર્લી કાયદાના છકાપંજાથી અજ્ઞાત હોવાથી 'હાઇકોર્ટમાં અપીલ કરવ નો અધિકાર રાખેલો છે!' એટલીજ સમજુતથી તેમણે પ્રે ા-એકટને પોતાની સંમતિ આપી!

એ પછી સમ્રાટ્ સપ્તમ એડવર્ડના સ્વર્ગવાસથી સમ્રાટ્ પંચમ જ્યૉર્જ રાજ્યારૂઢ થયા. આ સમારંભના સમયે રાજકીય ગુન્હેગારોને બંધનમુક્ત કરવા એવી લૉર્ડ મોર્લીએ ભલામણ કરી. પરતુ લૉર્ડ મિન્ટોએ તેનો પણ અમલ કર્યો નહિ.

"લૉર્ડ મોર્લીનાં સ્મરણો"માંના દડપશાહી સંબંધી અભિપ્રાય અને એવી પદ્ધતિ માટેના તેના તિરસ્કારને અનુસરતા ઉલ્લેખો ઉપર આપવામાં આવ્યા છે. એ ઉપરથી સાંપ્રતના નવીન દડપશાહી ધોરણ સંબંધી તેમનાં વિચાર કેવા હોય એ સ્પષ્ટ દેખાય છે; પરંતુ લૉર્ડ મોર્લી સ્વતઃ હિન્દી પ્રધાન હોવા છતાં પણ તેને ઉપર રાખીને પણ જે નોકરશાહીએ પોતાની દડપશાહી જારી રાખી હતી તે નોકરશાહી "લૉર્ડ મોર્લીનાં સ્મરણો"ને કેટલું માન આપે? તો પણ એ ઉપરથી જોવાનું એ છે કે ઉદાર મતવાદી બ્રિટિશ મુત્સદ્દીઓના વિચારથી પણ બુરોક્રસીનાં કૃત્યો કેટલાં તિરસ્કારાયાં છે. હવે જ્યારે બ્રિટિશ ઉદાર મતવાદી મુત્સદ્દીઓજ આવા વિચાર પર આવે તો પછી હિન્દીઓને પણ આ દડપશાહી ત્યાજ્ય નિષેધાર્હ બને તેમાં નવીનતા તે શી?*

ચન્દ્રશંકર કરુણાશંકર દ્વિવેદી.

---

* મરાઠી ઉપરથી અનુવાદિત.

ટનાશક્તિ વિશેષ છે અને સામાન્ય જનપર વિશેષ વજન છે અને અત્યાચારના કૃત્યમાં તે વ્યક્તિની સહાનુભૂતિ હોવાનો મને લેશ પણ સંશય નથી. એના આ પોતાની ખાત્રી ઉપરથી એકાદ મનુષ્યને વગર તપાસે પરહેજ કરવાની સલાહ આ ગૃહસ્થે આપવી, એ ખરેખર ભયકર છે. સશયનો લાભ આરોપીને આપવો જોઇએ એજ તત્ર યોગ્ય હોઇ તેનું આપણે પાલન કરવું જોઇએ." લૉર્ડ મોર્લીએ અધિકારન્યાસ કર્યા પછીથી આ તત્વનું પાલન કેટલા પ્રમાણમાં થયુ છે, એ કહ્યા પૂર્વેજ સમજાય તેમ છે. નવીન બીલમાં તો આ તત્વમાં સ્થાન ભેદ થએલો હોઇ સશયનો લાભ આરોપીને મળવાને સ્થાને તે લાભ સરકારજ લેવાનું ઇચ્છે છે!

## ગુપ્ત તપાસ અને ગુપ્ત દેહાંત!

તા. ૫ મેના પત્રમાં લૉર્ડ મોર્લી લખે છે: "પાર્લામેંટના ૧૫૦ સભાસદો હદપારની પદ્ધતિ વિરુદ્ધ તકરાર કરવા માટે ગી૦ ઍર્સ્કિવથની મુલાકાત લેનાર છે; તેથી હવે પછી તમારે હદપારનું શસ્ત્ર ત્યજવુ પડશે એ લક્ષમાં રાખો." પરંતુ પ્રત્યક્ષ અનુભવ લૉર્ડ મોર્લીના અનુમાનથી પ્રતિકૂળ મળે છે; ઉક્ત પત્ર પછી પાર્લામેંટમા પ્રશ્નોત્તરો થયા; તેમાં અપરાધીઓને આરોપ જણાવ્યા શિવાય બંધનમા રાખવા અને આરોપીને પોતા પરનો સંશય દૂર કરવાની તેને સંધિ ન આપવી આ દોષપર સખ્ત પ્રહાર કરવામાં આવ્યો; અને બ્રિટિશોના ન્યાયપદ્ધતિ અને હક માટે જે કલ્પના છે તે કલ્પનાથી તપાસ પૂર્વે શિક્ષા કરવી, એ બીના બ્રિટિશોને અરુચિકર હોવાનું કહેવામાં આવ્યુ. આ બ્રિટિશ ટીકાકારો હાલનું બીલ વાંચે તો તે બાબતમાં તેમનો શો વિચાર પડશે વારૂ? ગુપ્ત તપાસ કરી શિક્ષા કરવાની કલ્પના પણ લૉર્ડ મોર્લીને અસહ્ય જણાતી હતી. સર કર્ઝન વાયલીના ખુન પછી મદનલાલ ધિંગ્રાની ગુપ્ત તપાસ કરવાની કોઇએ સૂચના કરેલી. તેના ઉત્તરમાં તે લખે છે કે, "ગુપ્ત તપાસ કરીને ફક્ત ફાંસી પર લટકાવવા એ બહુ ઉત્તમ કલ્પના! પરંતુ દડપશાહીના આ નવા બીલમાં અથથી ઇતિશ્રી પર્યંત સર્વ ગુપ્ત કાર્યભાર છે; તેથી તેનો નામકરણવિધિ લૉર્ડ મોર્લી કયો કરશે?"

## આયર્લૅંડ અને ત્ર્યુષિય નો અનુભવ.

તો પણ દડપશાહીને કાયદા કરવાની પરવાનગી દેવા માટે નોકરશાહીના મેળ્યાં પાછળ લાગેલાં હતાં. તેથી ત્રસ્ત થઇને તા. ૨૬ ઑગસ્ટના પત્રમાં લૉર્ડ મોર્લી લખે છે, "ઉઠતાં બેસતાં હદપારનો ઉપયોગ કરવાનું કહેશો તો તે ચાલવાનું નથી. આયર્લૅંડમાં ૧૮૮૭ માં ફૉર્સ્ટરે જે ક્રાઇમ્સ ઍક્ટ કર્યો તેવો કાયદો તમારે જોઇએ છે, પરંતુ એવા કાયદાથી આયર્લૅંડમાના ગુન્હાઓ નષ્ટ થયા નથી અને હું પોતે સ્ટેટ સેક્રેટરી હોઉં અને "વગર તપાસે પરહેજબદી" કરનારા કાયદાને સંમતિ મળે એ કલ્પનાજ અશક્ય અને અસહ્ય છે. ૧૮૧૮ નો કાયદોજ જ્યાં રેચક છે ત્યાં તમે તો ઉક્ત કાયદાના નમુના ઉપર કાયમી કાયદો કરવાનું ઇચ્છો છો તેને શું કહેવું! દડપશાહીને આ નવા યંત્ર નિર્માણ કરવાની કલ્પના ત્યજી દેવાનું કહો." અસ્તુ!

જ્યાં સુધી લૉર્ડ મોર્લી હિન્દી પ્રધાન હતા ત્યાં સુધી નોકરશાહીએ આ કલ્પના બાજુએ રાખી; પણ હવે તે निर्वीर्यमुर्वीतलम् થવાથી તે જ કલ્પના નવા બીલના રૂપમા આગળ આવે છે.

નવીન સુધારણાની યોજના પ્રસિદ્ધ કરવાના સમયે બંગાળામાંથી હદપાર થએલાઓને મુક્ત કરવાની લૉર્ડ મોર્લીની શિફારસ અગ્રાહ્ય ગણી તેથી લૉર્ડ મોર્લી લખે છે કે:– "તમે તમારી કૃતિનું ઉત્તમ સમર્થન કરો છો. પરંતુ નેધર્લેંડમાંના સ્પૅનિશ વૉયસરૉય, વેનિસમાંના આસ્ટ્રિયન વૉયસરૉય, સિસિલી બેટમાંના બુર્બોન અધિકારી અને અમેરિકન સંસ્થાનમાંનો બ્રિટિશ અધિકારી–તેમની પણ આવા પ્રકારની વિચારસરણી હતી; પરંતુ આ તુલના માટે ક્રોધિત થતા નહિ." એ પછી તા. ૨૯ જાનેવારીના પત્રમાં લખે છે. "કેવળ 'હમ કરે સો કાયદા' આ તત્વથી કોઇને પણ ઉચકીને પરહેજ કરવાના કાયમી અખતિયારીની તમારી આવશ્યકતા જણાવો છો; પરંતુ હું તેનો પ્રબળ વેગે પ્રતિકાર કરું છું. નવ બંગાળી ગૃહસ્થોને પરહેજ કરવાથી આ બનાવે ઇતરને ભય થવાનું તમો કહો છો. રશિયન બ્યુરોક્રસીની પણ આવી જ કલ્પના હતી, કે સંશયિત મનુષ્યોની ગાડીઓની ગાડીઓ ભરીને સૈબીરીયામાં રવાના કરવાથી અત્યાચારીઓને ભય થાય. પરંતુ આ યુક્તિ રશિયામાં સુપરિણામી થઇ નથી, અને તેના યોગે ટ્રૅપૉફ જેવાના જીવ પણ બચ્યા નથી; અને ટ્રૅપૉફ જેવાને જે ડયુમા સભા દૃષ્ટિથી દૂર રાખવી હતી તે ડયુમા સભાની સ્થાપના થયા શિવાય રહી નથી."

### ઉંધી ગાગર પર પાણી!

લૉર્ડ મોર્લીનો આ માતૃઉપદેશ શરૂ થયો હતો અને આ તરફ નોકરશાહીની દડપશાહી ઉચ્ચ સોપાન પર હતી. અંતે લૉર્ડ મિંટોએ પોતાનો નવો મોરો પ્રેસ–એક્ટ લૉર્ડ મોર્લીની સંમતિ માટે મોકલ્યો. તે વખતે સર લૉરેન્સ જેંકિન્સ ત્યાં (વિલાયતમાં) નહોતા; અને લૉર્ડ મોર્લી કાયદાના છકાપંજાથી અજ્ઞાત હોવાથી 'હાઇકોર્ટમાં અપીલ કરવાનો અધિકાર [illegible]થી તેમણે પ્રેસ–એક્ટને પોતાની સંમતિ આપી!

પિતાએ ઘણા માર્ગો લીધા હતા. પરંતુ [illegible] સમ્રાટ્ પંચમ જ્યોર્જ રાજ્યારૂઢ દેવું, જીવતા સાપ ત્હેમના તરફ છોડવા, એ સર્વ પ્રાણઘાતક [illegible] એવી લૉર્ડ મો[illegible]. જ્યારે બચ્યા, ત્યારે ત્હેમને ત્હેમની ફોઇ હોલિકાના ખોળામાં બેસાડી બાળી દેવાની વેતરણ કરવામાં આવી પરંતુ, આમાંયે ઇશ્વરકૃપાથી તેઓ જીવતા રહ્યા, અને ત્હેમની ફોઇ બળી ગઇ. આ દિવસ ફાલ્ગુન શુક્લ પૂર્ણિમાનો હતો. જે ભક્ત લોકો પ્રલ્હાદના જીવનની ચિંતાથી આખો દિવસ વિષાદમાં ખાવું પીવું છોડી દઇ ભૂખ્યા બેસી રહ્યા હતા, ત્હેમણે ભક્તરાજને સુરક્ષિત જોઇ ઇશ્વરભજન કર્યું; અને તે પછીના દિવસો રંગ ગુલાલ ઉરાડી આનંદના ઉત્સવમાં ગાળ્યા. અસુરોએ તેથી ઉલટું કર્યું: ત્હેમણે ધુળકાદવ ઉરાડી, બીભત્સ શબ્દો બોલી, મેંશ ચોપડી અને બીજાં નિંદ્ય કાર્યો કરી, તે વડે ભક્તજનોને સતાવ્યા અને પોતાની દાઝ કંઇક અંશે હોલવી. તેથી આજે પણ જે અસુરો જેવા હોય છે–આસુરીસંપત્તિના હોય છે, તે આ ઉત્સવને ધુળ, કાદવ કે બીભત્સ શબ્દો વડે ગાળે છે; જ્યારે દૈવીસંપત્તિના–સાત્વિક પ્રકૃતિના માણસો રંગ ગુલાલ ઉરાડી, ઇશ્વરભજન કરી નિર્દોષ આનંદથી આ ઉત્સવને ઉજવે છે.

કહેવત છે કે: "સાપ ગયા અને લીસોટા રહ્યા." છતાં, હોળીનું સ્વરૂપ અને સમયના વહેવાથી ત્હેનું થએલું વિરૂપ, એ બન્નેને સરખાવતાં ઉપરની કહેવત સંતોષમારક

# હોલિકોત્સવ.

## ભૂમિકા.

ગગનચુંબી હિમાલયના ધવલ શિખરોથી સુમનોહર અને ગંગાયમુનાના પુણ્યપ્રવાહથી અહર્નિશ ન્હાતો ભારતવર્ષ પ્રાચીન સમયમાં સમૃદ્ધિ, જ્ઞાન, રાજ્યવ્યવસ્થા, કલકુશળતા, ચારિત્ર્યની ઉત્કૃષ્ટતા તથા વ્યાપારકળાની ઉન્નતિની જે પરિસીમાએ પહોંચ્યો હતો, ત્હેનું યથાર્થ સ્વરૂપ દૃષ્ટિ સન્મુખ ખડું કરવાના પ્રયત્નમાં કલ્પના કોઇ દિવસ વિજયી થઈ શકે એ વાત અશક્ય લાગે છે. આપણાં પુરાણોનાં વર્ણનો ઉપર જો કે સંકિર્ણ મનનાં માણસો કેટલીક વખત અતિશયોક્તિનો આરોપ મૂકે છે,—અને કેટલીક બાબતમાં તેમ હશે પણ ખરૂં—છતાં તે વર્ણનો પ્રાચીન ભારતવર્ષનું જે ચિત્ર આપે છે તે ફક્ત મૂળ સ્વરૂપની લેશ ઝાંખી જ છે. એ સમયમા પ્રજાજીવનના નેતા દિવ્યદ્રષ્ટા-મુનિવરોએ પ્રજાજીવન પોતાને તથા પારકાને—વ્યષ્ટિને તેમજ સમષ્ટિને ઉપકારક નીવડે તે માટે જે વિવિધ ઉપાયો લીધેલા તથા પ્રથાઓ પાડેલી, ત્હેમાંની એક બાબત તરીકે આપણાં પર્વોની સંકલના પણ ગણી શકાય. જેમ મનુષ્યના સ્હેજ આકારવાળા એક નૈસર્ગિક પત્થરને સુંદર મૂર્તિના રૂપમા ફેરવવાથી પત્થરના નૈસર્ગિક નિર્માણને હરકત નથી આવતી, પણ ત્હેને ઉલટું ઉપકારક થવાય છે અને તે સાથે કારીગરની પ્રતિમાનું પણ દિગ્દર્શન થાય છે, તેમ મનુષ્યના મનુષ્ય તરીકેના જે સહજ ભાવો અને આનંદો નિસર્ગદેવીનાં જુદાં જુદાં રૂપોનાં દર્શનથી ઉત્પન્ન થાય છે, ત્હેમને ત્હેમના મૂળ રૂપમાંજ રાખી, વધારે ઉન્નત કરી, જનહિતકર માર્ગમાં વાળવા માટે પ્રાચીન મહર્ષિઓએ જે યત્નો કર્યાં છે, તે ઘણીજ ઉત્તમ રીતે ત્હેમની પ્રખર અમાનુષિક બુદ્ધિનો આપણને પરિચય કરાવે ... રીતે થયેલી પર્વોની સંકલનામાં આપણો હાલનો ... એ ઘણું ઉત્તમ કલ્પના! પરંતુ ત્હેની ઉત્પત્તિનો આશય, મૂળ ... ઉતરથી પર્યંત સર્વ શુભ કાયભાર છે; તેથી તેનો નામકરણ ... થી કરશે?"

## આયર્લેંડ અને ઝુલિયસ નો અનુભવ.

તો પણ દડપશાહીને કાયદા કરવાની પરવાનગી દેવા માટે નોકરશાહી તો મેણાં પાછળ લાગેલાં હતાં. તેથી ત્રસ્ત થઇને તા. ૨૬ ઑગસ્ટના પત્રમાં લૉર્ડ મોર્લી લખે છે, "ઉઠતાં બેસતાં હદપારનો ઉપયોગ કરવાનું કહેશો તો તે ચાલવાનું નથી. આયર્લેંડમાં ૧૮૮૭ માં ફૉરસ્ટરે જે ક્રાઇમ્સ ઍક્ટ કર્યો તેવો કાયદો તમારે જોઇએ છે, પરંતુ એવા કાયદાથી આયર્લેંડમાના ગુન્હાઓ નષ્ટ થયા નથી અને હું પોતે સ્ટેટ સેક્રેટરી હોઉં અને "વગર તપાસે પરહેજગંદી" કરનારા કાયદાને સંમતિ મળે એ કલ્પનાજ અશક્ય અને અસહ્ય છે. ૧૮૧૮ નો કાયદોજ જ્યાં રેચક છે ત્યાં તમે તો ઉક્ત કાયદાના નમુના ઉપર કાયમી કાયદો કરવાનું ઇચ્છો છો તેને શું કહેવું! દડપશાહીને આ નવા યંત્ર નિર્માણ કરવાની કલ્પના ત્યજી દેવાનું કહો.' અસ્તુ!

જ્યાં સુધી લૉર્ડ મોર્લી હિન્દી પ્રધાન હતા ત્યાં સુધી નોકરશાહીએ આ કલ્પના બાજુએ રાખી; પણ હવે તે निर्वीर्यमुर्वीतलम् થવાથી તે જ કલ્પના નવા બીજના રૂપમા આગળ આવે છે.

હોમ કરવાની આપણાં શાસ્ત્રોએ આપણને વારંવાર આજ્ઞા કરેલી છે. આ આજ્ઞાનુસાર આપણા પૂર્વજો વિવિધ યજ્ઞો કરી યજ્ઞનારાયણને સંતોષતા હતા. દૈનિક હોમ, પક્ષિક હોમ, પૂર્ણિમાનો હોમ, ઋતુસધિનો હોમ, અને નવું ધાન્ય પાકે ત્યારે કરવામાં આવતો હોમ, આ સર્વ પ્રકારના હોમ ફાલ્ગુન શુકલ પૂર્ણિમાને દિવસે એકત્ર આવતા હોવાથી, તથા નૂતન ધાન્યપ્રાપ્તિને લીધે અત્યંત આનંદથી લોકોનાં મન ભરેલાં હોવાથી, આ દિવસે તો એક મ્હોટો યજ્ઞ વિધિપુરઃસર કરવામાં આવતો; અને પાંચમ સુધીના દિવસો વસન્તોત્સવ તરીકે અત્યંત ઉમંગથી ઉજવવામાં આવતા, તથા તહેવારો તરીકે પળાતા. મંગળગીતો ગાવાં, મિત્રવર્ગમાં રંગ ગુલાલથી રમવું, મિષ્ટાન્ન જમવાં, પુણ્યદાન કરવાં; અને તે વર્ષે સારી રીતે ધાન્ય પ્રાપ્તિ થઈ તે માટે પરમપ્રભુ તથા યજ્ઞનારાયણને કૃતજ્ઞતાપૂર્વક ભક્તભાવથી નમી સ્તુતિ કરી, આવતું વર્ષ તેવુંજ સુખકારક નીવડે તે માટે ત્હેમની પ્રાર્થના કરવી; આ બધાં આ પર્વના દિવસોમાં હિંદુ જનસમાજનાં મુખ્ય કાર્યો થઈ પડયાં હતાં હાલની હોળીનું મૂળસ્વરૂપ તો આવું સુંદર અને ધાર્મિક હતું; અને ધર્મભાવનાથી ઓતપ્રોત થયેલા ભારતમાં હાલના જેવી ધર્મરહિત, જંગલી અને બીભત્સ પ્રથા સંભવે પણ કેવી રીતે?

હોળીના પર્વનો મૂળ આશય અને ત્હેનું રૂપ, જે ઉપર દર્શાવ્યાં છે, તે વિશ્વસનીય અને વિચારસુલભ છે. છતાં ત્હેને લગતી જે પૌરાણિક કથા મુખ્ય રીતે હાલ જનસમાજમાં પ્રચલિત છે, ત્હેને પણ અહીં આપવી યોગ્ય લાગે છે; કેમ કે તે આપણા વિચારને પુષ્ટિ આપે છે, અને ત્હેનો આધાર લેતાં હોળીનું હાલનું સ્વરૂપ નિંદવાજોગ અને ધર્મવિરૂદ્ધ ઠરે છે.

શ્રીવિષ્ણુના પરમભક્ત અસુરકુલતિલક પ્રલ્હાદના ચરિત્રથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે ત્હેમને ઇશ્વરની ભક્તિ કરતા જોઈ, તેમ કરતાં અટકાવવા ત્હેમના ક્રૂર અનીશ્વરવાદી પિતાએ ઘણા માર્ગો લીધા હતા. પર્વત પરથી નીચે ગબડાવવા, સમુદ્રમાં ફેંકી દેવા, ઝેર દેવું, જીવતા સાપ ત્હેમના તરફ છોડવા, એ સર્વ પ્રાણઘાતક યુક્તિઓમાંથી પણ તે ભક્ત જ્યારે બચ્યા, ત્યારે ત્હેમને ત્હેમની ફોઈ હોલિકાના ખોળામાં બેસાડી બાળી દેવાની વેતરણ કરવામાં આવી પરંતુ, આમાયે ઇશ્વરકૃપાથી તેઓ જીવતા રહ્યા, અને ત્હેમની ફોઇ બળી ગઇ. આ દિવસ ફાલ્ગુન શુકલ પૂર્ણિમાનો હતો. જે ભક્ત લોકો પ્રલ્હાદના જીવનની ચિંતાથી આખો દિવસ વિષાદમાં ખાવું પીવું છોડી દઈ ભૂખ્યા બેસી રહ્યા હતા, ત્હેમણે ભક્તરાજને સુરક્ષિત જોઈ ઇશ્વરભજન કર્યું; અને તે પછીના દિવસો રંગ ગુલાલ ઉરાડી આનંદના ઉત્સવમાં ગાળ્યા. અસુરોએ તેથી ઉલટું કર્યું: ત્હેમણે ધુળકાદવ ઉરાડી, બીભત્સ શબ્દો બોલી, મેશ ચોપડી અને બીજાં નિંદ્ય કાર્યો કરી, તે વડે ભક્તજનોને સતાવ્યા અને પોતાની દાઝ કંઈક અંશે હોલવી. તેથી આજે પણ જે અસુરો જેવા હોય છે—આસુરીસંપત્તિના હોય છે, તે આ ઉત્સવને ધુળ, કાદવ કે બીભત્સ શબ્દો વડે ગાળે છે; જ્યારે દૈવીસંપત્તિના—સાત્વિક પ્રકૃતિના માણસો રંગ ગુલાલ ઉરાડી, ઇશ્વરભજન કરી નિર્દોષ આનંદથી આ ઉત્સવને ઉજવે છે.

કહેવત છે કે: "સાપ ગયા અને લીસોટા રહ્યા." છતાં, હોળીનું સ્વરૂપ અને સમયના વહેવાથી ત્હેનું થઇ ગયેલું વિરૂપ, એ બન્નેને સરખાવતાં ઉપરની કહેવત સંતોષકારક

નથી ભાસતી. "ગુલાબ ગયા પણ હેના કાંટા રહ્યા," એમ કહેવું વધારે બંધબેસતું લાગે છે. નથી રહી મૂળની સુંદરતા, નથી રહી મધુર પરિમલ, નથી સંભળાતું અમૃતને ચૂસતા ભ્રમરોનું ગુંજન; હવે તો સુકાં ઝાંખરાં અને હેમાંના તીક્ષ્ણ કાંટા જ અવશિષ્ટ રહ્યા છે! જે હિન્દુઓનો સભ્ય પ્રજા તરીકે યશોવિસ્તાર દિગન્તમાં પહોંચ્યો હતો; જેમની વીરતા અને ધર્મપરાયણતાની પ્રશંસા પરદેશીઓ મુક્ત કંઠે કરતા હતા; જેમનામાંના ઘણા વીરોએ સ્ત્રીઓના પાતિવ્રત્યરક્ષણાર્થે પોતાના પ્રાણ આનંદથી રણાંગણે તજ્યા હતા; હેમનાજ પુત્રો હોળી જેવા ધાર્મિક પર્વને દિવસે જંગલીઓની માફક ધુળ કાદવે રમે, ગમે તેવા બીભત્સ શબ્દો બોલે, રહેજ પણ આંચકો ન ખાય, અને કુલીન અબળાઓની પજવણી કરે, એ કેટલા શોકની વાત છે! કેટલો બધો વિપર્યય! આ વસ્તુસ્થિતિને દૂર કરવી જ જોઇએ. સુધરેલી હિંદુ પ્રજા ઉપરના આ બદનામીભર્યા કલંકને દૂર કરવું, એ દરેક હિંદવાસીની ફરજ છે.

હોળી ઉપર થતી ચેષ્ટાઓમાં ત્યાજ્ય ઘણું છે, છતાં હેમાં થોડું ગ્રાહ્ય પણ છે. હોળીના વખતમાં આપણાં બાળકો અને યુવાનોમાં જણાતો મર્દાનીજુસ્સો, સંપની ભાવના, પોતાના જીલ્લા માટે પ્રેમ અને અભિમાન, તથા કામ કરવાનો ઉત્સાહ,—આ બધું પ્રશંસનીય છે; પણ આ સદ્ગુણોના અંકુરો આગળ વધી શકતાજ નથી, કેમ કે હેમને મરુભૂમિમાં રોપવામાં આવે છે. જે દરેક બાળક ઉપર્યુક્ત ગુણોનું બીભત્સ શબ્દો બોલીને નારી કરતાં આપણને દર્શન કરાવે છે, હેને જો યથાર્થ શિક્ષણ આપવામાં આવે, શું હેનો પોતાની શેરી મ્હારનો પ્રેમ અને અભિમાન શુદ્ધ, સાત્વિક અને ઉંડા દેશાભિમાનમાં ન પલટાઇ શકે?—હેની વીરતા દેશના રક્ષણમાં કામે ન લાગી શકે?—હેની સંપની ભાવના, અને કાર્યવિભાગ કરી ઉત્સાહથી કામ કરવાની આવડ, હેને ભવિષ્યમાં દેશોપયોગી કાર્ય કરવામાં વિજયી ન કરી ખરે?—અરે! એક નેતા ન બનાવી શકે? ખરે! આ દરેક બાળક એક ઉત્તમ નાગરિક તો થઇ શકેજઃ છતાં, તેમ નથી થતું; તો હેનો દોષ કોને શિર છે? શિક્ષિત ગણાતા દેશવાસીઓને જ શિર છે. તેથી આપણા શિક્ષિત અને સમજુ વર્ગે એ જ કામ કરવાનું છે; કે હેમનો મર્દાનીજુસ્સો અને બીજા ઉપર્યુક્ત ગુણોને પોષવા અને ઉત્તમ માર્ગે વાળવા. આ પવિત્ર તહેવારને ગાળવાની રીત તદ્દન બદલવી. જ્યારે આ ઉત્સવ હેના અસલ તેજથી પ્રકાશશે; હેના ઉપરની તામસી વૃત્તિની અસર દૂર થઈ, સાત્વિક અને રાજસી વૃત્તિથી દોરાશે, ત્યારે તે જનસમાજને અત્યંત લાભકારી નીવડશે; અને મનુષ્યોને આનંદ મળતાં પર્વનો શુભ હેતુ પણ સરશે.

## અંતરંગ.

ભૂતકાળ અને વર્તમાનમાંથી સારું તત્વ ગ્રહી, હેમાં વિચાર કરી વર્તમાનકાળની ઉણપ અને ભવિષ્યની જરૂરિયાતો પ્રમાણે નવું તત્વ ઉમેરી ભવિષ્યનું કલેવર ઘડવું એ વાત સર્વમાન્ય છે. આપણા આ પર્વનું કલેવર આ રીતેજ આપણે ઘડીશું.

પ્રાચીન વખતમાં આ પર્વથી લોકસમુદાય (૧) આનંદ અને (૨) ધર્મપાલન એ એ વાત સાધી શકતો હતો; અને દસકા પહેલાંના સમયમાં (૧) આનંદ (હેના બીભત્સ અને નિંદ્ય સ્વરૂપમાં), અને (૨) બાલશિક્ષણ (વીરતા, વ્યવસ્થા વિગેરે ગુણોથી જે

ા મનાતું તે), એ બે સધાતાં હતાં. વર્તમાન સમયમાં પ્રજાના શિક્ષિત વર્ગમાં માણસો બીભત્સ યોગથી કમકમી ખાઇ ઉદાસીન વૃત્તિ ધરી બેઠા છે, તથા કેટ- ાગળ વધી તિરસ્કાર પણ બતાવે છે; વિદ્યાર્થી વર્ગ અધ્યયનમાં એટલો તલ્લીન , અને પરીક્ષાના સતત બોજાથી એવો કચડાઇ ગયો છે, કે આનંદ શું ચીજ છે ા કળવામાં પણ ભાગ્યેજ આવે છે; શાંતિપ્રિયતા એટલી બધી થઇ ગઈ છે કે ાકરાંને છોકરાં કહેવાં કે વૃદ્ધ કહેવાં, એ વિચારણીય થઇ પડયું છે. સરકારી ધા- ોરણનો થતાં અટકયાં છે, તેથી હેમાં ઉત્સાહ પણ રહ્યો નથી. હવે રહ્યાં ન્હાના . જગતના આંગણામાં તરત પગ મુકેલો હોવાથી હેમનામાં નવું નવું જોવાનો તથા ા ઉત્સાહ હોય છે, તેથી તેઓ ઘેરીઆ ટોપી પ્હેરી, નગારી કે નગારાં વગાડી, આનંદર્થે આમ તેમ ફરે છે. આ વસ્તુસ્થિતિ જો બીજાં પાંચ વર્ષ રહે, તો હેનું કેટલું નિરસ થશે, અને હેનું અસ્તિત્વ કેટલું લંબાશે, તે વાંચક વર્ગ સહજ રીતે શકે તેમ છે, તેથી, હવે કાં તો આ પર્વને પુનર્જીવન આપવું, કે કાં તો હેનો લોપ કેવો, એ બે માર્ગો દૃષ્ટિ સન્મુખ રહે છે. હેમાંનો પ્રથમનો માર્ગ આપણે સ્વીકાર્યો ને હેનું અંતરંગ ઘડવા માટે ભૂતકાળમાંથી (૧) **आनन्द** અને વર્તમાનમાંથી (૨) **शिक्षण**, એ બે તત્વો અહીં હેમનામાં (૩) **लोकशिक्षण** એ ત્રીજું નવું તત્વ એ છીએ.

**आनन्दः** આનંદ એ બાળકોનો વારસો છે, યુવાનોના હાથમાંથી સરી જતો સુગંધી ો દરો છે (જે મેળવવા એક હાથ ધસે છે, જ્યારે બીજો હાથ રૂપીઓ લેના લલ- હેને અટકાવે છે), અને વૃદ્ધોની ખોયેલી છતાં સ્મૃતિપટ પર પ્રતિદિન તરવરતી છે. રંગ ગુલાલ ઉડાડવાં, સંગીત ગાવું, અને ભિન્ન ભિન્ન મદ્દવૃત્તિઓને રૂચતું કાર્ય , એ સાત્વિક આનંદને મેળવવાનાં સાધનો છે; તેથી આ સાધનો બાળકોને પૂરાં પા- અને હેમાં હેમને રસ લેતા કરવા, એ હેમને આનંદ બક્ષવા બરોબર છે.

**वालशिक्षणः** અપરિમિત ઉત્સાહ અને નવું કરવાની તીવ્ર ઇચ્છા એ બાળકોનું ું લક્ષણ છે. હેમના એ ઉત્સાહને કાર્યક્ષેત્રમાં વાળી પોષવો એ આપણું કર્તવ્ય છે. ાકને રમવાનો, કેટલાકને ગાવાનો, કેટલાકને પોતાનું મંડળ બનાવી હેના અગ્રણી ક કામ કરવાનો, કેટલાકને બાહુબળથી વિજયી થવાનો, તો કેટલાકને વાણીબળથી બાશાળી લેખાવાનો—અને બીજી ભિન્ન ભિન્ન રૂચિઓ પ્રમાણે કરવાનો ઉત્સાહ હોય , આ બધાઓને હેમનું કાર્યક્ષેત્ર મળે, જેમાં તેઓ પોતાની શક્તિઓ અજમાવી શકે તે થોડું નથી. તેથી એવા દરેકને કાર્યક્ષેત્ર પુરું પાડવાથી બાલશિક્ષણ સધાશે.

**लोकशिक्षणः** ઉપરની બે બાબતોથી બાળકો તથા વિદ્યાર્થીઓ આ ઉત્સવમાં રમ તા થશે એ નિર્વિવાદ છે; પરંતુ પુખ્ત-વયનાને હેનાથી અળગા રાખવા એ પણ સારૂં થી. ઉત્સવમાં જ્યારે મ્હોટા ન્હાના સાથે ભાગ લઇ શકે, ત્યારે જ તે ખરો ઉત્સવ કહે- ાય, તથા બાળકોને પણ પોતાના વડીલો જે રસ લે છે હેમાંજ પોતે કામ કરે છે એમ ાગવાથી હેમનો ઉત્સાહ બમણો થાય છે. તેથી મ્હોટા માણસો પણ આ ઉત્સવમાં ભળે ા તદન આવશ્યક છે. હવે હેમને કયે કયે માર્ગે મેળવવા તે વિશે વિચાર કરીએ. રૂઢી

અને અનેક કુચાલોથી શિથિલ થઈ ગયેલા આપણા લોકસમાજને સત્ય માર્ગ બતાવવા જુદાં જુદા પ્રયત્ન કર્યાથીજ ઉન્નતિ થઇ શકે. આવા પ્રસંગનો લાભ લઈ જુદી જુદી રૂઢીઓથી થતા ગેરફાયદા અને અણસમજણથી થતી ખુવારી વિષે રસમય રીતે ત્હેમને કહેવાંથી, ત્હેમનાં જીવન દુઃખમય છે, ત્હેનું કારણ બતાવવાથી અને ત્હેપના અને ત્હેમના પ્રાણથી વ્હાલાં બાળકોનાં ભવિષ્યનાં જીવન કેમ સુધરે અને સુખી થાય, તે ત્હેમને સચોટ રીતે સપ્રયોગ સમજાવવાથી સમાજસેવા થઇ શકશે; અને લોકોને લાભ થવા સાથે ઉત્સવ પણ "તદ્દન છોકરવાદી" નહિં કિન્તુ ગંભીર અને રસમય નીવડશે. આ એક માર્ગ છે. કેટલાક નિસ્વાર્થ દેશસેવા કરવાની ઉદત્ત ભાવનાવાળા યુવાનો, જેઓ કાયક્ષેત્રની શોધમાં હશે, ત્હેમને પોતાનાજ ગામમાં અને પોતાના આંગણા આગળ આ કાયક્ષેત્ર મળશે, અને આ રીતે દેશસેવાના મહાકાર્યનો કક્કો તેઓ પઢશે તે ઉપરાંત ઉત્સવના કાર્ય માટે દ્રવ્ય ભેગું કરી, પ્રમાણિકપણે ત્હેનો ચોકખો હિસાબ સોંપવો એ કાર્ય કેટલાકને શિરે આવશે; જ્યારે **वृथा वारि समुद्रेषु** એ ઉક્તિ પ્રમાણે દાન કરતાં આપણા સમાજને દાનનો એક નવો માર્ગ મળશે, અને ત્હેની મઝા સમજાશે; આ બન્ને રીતે સમાજસેવાનું ત્હેમને કાંઈક સહજ શિક્ષણ મળશે. ઉપર બતાવેલી રીતે લોકશિક્ષણ સધાય તેવો માર્ગ લેવો એ પણ આપણું કર્તવ્ય છે.

હમણાં તો અંતરંગની રચના ઉપર્યુક્ત ત્રણ તત્વોથી કરી છે. બીજા વિચારકોની તથા વધારે અનુભવથી બીજાં જે જે તત્વ દાખલ કરવાં આવશ્યક લાગશે તે ત દાખલ કરાશે.

## બહિરંગ.

અંતરંગ વિચારમય છે, ત્યારે બહિરંગ કાર્યમય છે; અંતરંગ સૂક્ષ્મ છે ત્યારે બહિરંગ સ્થૂલ–ચક્ષુગમ્ય છે. છતાં, સૂક્ષ્મ જ્યાં સુધી સ્થૂલમાં વ્યકત નથી થતું, ત્યાં સુધી કાંઇ પણ સાધી શકાતું નથી. વિચાર એ કાર્યનો આત્મા છે, પરંતુ કાર્યના જડ શરીર વારેજ તે પોતાનો લીલાવિસ્તાર કરી જનહિત સાધી શકે છે. તેથી આપણા આ પર્વના અંતરંગને વ્યકત કરવા જે બહિરંગનો આશ્રય લેવામાં આવે, ત્હેની રૂપરેખા નીચે દોરવામાં આવે છે.

**સરઘસ.**

ફાલ્ગુન શુકલ પૂર્ણિમાનો દિવસ એ હોળીનો દિવસ છે. તે દિવસે હોળી ઉપર જે બીભત્સ ભાષણ તથા ગાયન થતાં હતાં અને કાંઇક હજુ થાય છે ત્હેને બદલે બાળકો ભેગાં મળી સારાં ગીત, ભજન ગાય અને નગારાં કે મંજીરાથી તાલ પૂરે તો તે ઘણું આનંદદાયી થઇ પડશે. બીજે દિવસે એટલે ધુળેટીને દિવસે સવારે ફાટકીઓ કાઢવાનો અને જે રમવાનો જે દુષ્ટ રિવાજ થોડેઘણે અંશે હજુ ગુજરાતમાં છે ત્હેને બદલે સારાં સરઘસ દર શેરીએથી નીકળે એમ કરવું જોઇએ. સુંદર ધવલ ધ્વજાઓ અને ધવલ વસ્ત્રો વસંત ઋતુને અનુસરતાં ધરી પચીન પચાસ કે સો માણસોનું મંડળ દેશભક્તિ, ઇશ્વરભક્તિ તથા સમાજસુધારણા માટેનાં ઉત્તમ પદો મૃદંગ કે મંજીરા સાથે ગાતું ગાતું જાય, દર બીજી કે ચોથી શેરીએ આવતી ટેક ઉત્સાહથી મોટા ઘોષ સાથે ઝીલે; વચમાં વચમાં બોલવાને માટે નક્કી કરેલાં સ્થળ આવતાં કુસ્તી, લકડી, પટા, લેઝીમ, ભાષણો, સંવાદો વિગેરે કરી તે વાટે શારીરિક અને માન-

મિક ઉન્નતિના માર્ગો રસભરી રીતે બતાવે, અને કુચાલો તથા દુષ્ટ રિવાજો પ્રત્યે અણગમો અને તિરસ્કાર પેદા કરે; સુંદર મ્હોટા અક્ષરે લખેલાં નીતિનાં તથા સમાજસુધારણા માટેનાં વાક્યોવાળાં પાટીયાં સાથે રાખ્યાં હોય, તે ચાર બાજુએ ફેરવે, વાંચે વંચાવે અને તે ઉપર ટુંકું વિવેચન કરે; આમ સવારના ત્રણેક કલાક શહેર કે ગામમાં ફરી પાછાં જયાંથી નીકળ્યાં હોય ત્યાં આવે, અને ત્યાંથી પોતપોતાને ઘેર વેરાઇ જાય; આ રીતે ધુળેટીનું સવાર આનંદથી વ્યતીત થશે. અહીં લોકશિક્ષણ પ્રધાન છે અને બાલશિક્ષણ ગૌણ છે.

**પોળનો મેળાવડો.** પછી ધુળેટીને દિવસે સાંજે, સરઘસ સવારમાં કાઢ્યા હોય તે તે મહોલ્લાના ચોગાનમાં મેળાવડા ભરાય, ત્હેમાં ન્હાના મ્હોટા બાળકોને આટાપાટા, ખોખો, મલખાંભ, મગદળ, ઉંચું કુદવું, લાંબું કુદવું, દોરડું ખેંચવું, આંધળાનો ગોળીબ્હાર (બંધ આંખે ઘડો ફોડવો) વિગેરે મર્દાની તથા રમુજી રમતો રમાડવામાં આવે, ત્હેમાં ઉત્તમ રીતે વિજયી થનારાઓને ત્હેમના માબાપોની સમક્ષ મહોલ્લાના અગ્રણી ગૃહસ્થને હાથે ઇનામો આપવામાં આવે; તો તેથી બાળકોમાં રમતગમત માટે ઉત્સાહ પેદા થાય અને શરીર કસાય. આ મેળાવડાનો ખર્ચ આખા મહોલ્લામાં પૈસાનું ઉઘરાણું કરી તેથી ભેગી થયેલી રકમમાંથી કાઢવો જોઇએ. પછી તેજ વખતે કેટલાક બાળકો બેન્ડ વગાડે છે (?) ... પછી ને જ વખતે કેટલાક પાઠ ભજવી બતાવે, અને ત્હેમાં ઉત્તમ આવનારને પણ ઇનામ આપવામાં આવે. પછી મંત્રી ગયા વર્ષે જો તે જ મહોલ્લામાં ઉત્સવ થયો હોય તો ત્હેનો રિપોર્ટ વાંચી બતાવે; અને ચાલુ વર્ષની આવક, હિસાબ અને કાર્ય વિષે વિવેચન કરી, ચાલુ વર્ષે જણાયલી ખામીઓ દૂર કરવા ભવિષ્યમાં લેવા જોઇતા ઉપાયો વિગેરે બાબતો જણાવે; અને પછી બીજા વક્તાઓનાં પ્રસંગાનુસાર ભાષણ થાય. છેવટે રમતમાં ભાગ લેનારાં તથા નહિ લેનારાં મહોલ્લાનાં બાળકોને મીઠાઇ વહેંચાય અને મેળાવડો વિસર્જન થાય. આમાં બાલશિક્ષણ પ્રધાન છે, આથી બાળકોને જે આનંદ થાય તે અવર્ણનીય છે, અને માબાપો પોતાનાં બાળકોને ઇનામ મેળવતાં જોઇ જે સંતોષ પામે તે પણ તેટલોજ અવર્ણનીય છે.

**શહેર સમસ્તનો મેળાવડો.** આટલેથીજ ન અટકતાં બીજને દિવસે સવારે આખા ગામ કે શહેરનો એક વિશાળ ચોગાનમાં ભવ્ય મેળાવડો કરવામાં આવે; અને ત્હેમાં ધૂળેટીને દિવસે સવારે જે જે સરઘસો નીકળ્યાં હોય તે ગાતાં ગાતાં જાય; દરેક મહોલ્લામાં જુદી જુદી રમતોમાં પારિતોષિક વિજયી થનારા ગ્રામવીરોને સોના કે રૂપાના ચાંદ તથા બીજાં ઇનામો ગામના અગ્રેસર પુરૂષને હાથે આપવામાં આવે; આમ થાય તો બાળકો હોંશિયાર અને બહાદુર તરીકે બહાર આવતા થશે, અને ભવિષ્યમાં ઉત્સાહી વીર નાગરિકો થાય.

**ગુજરાત જીમખાનાનું ધ્યેય.** લોકો આ યોજનામાં રસ લઇ ત્હેને આટલે સુધી ગુજરાતનાં ન્હાનાં મ્હોટાં ગામોમાં અમલમાં મૂકે, તો ત્હેનો વિસ્તાર હજુએ વધારે થાય. જુદાં જુદાં ગામોની સંયુક્ત કમીટી એક સ્થળ ઠરાવે, તે સ્થળે સમસ્ત ગુજરાતનો મ્હોટો મેળાવડો ભરાય; પૂનામાં જેમ "ડક્કન જીમખાના"માં સ્પર્ધા થાય છે, અને સોના રૂપાના ચકિ આપવામાં આવે છે, તેમ

આ મેળાવડામાં પણ થાય; અને જુદી જુદી રમતોમાં તથા કસરતોમાં વિજયી થનારાઓને ઉત્તેજન મળે. અહા ! આવું "ગુજરાત જીમખાના" ક્યારે થશે ? શું એમ થવું શક્ય નથી ? છે, સર્વ કાંઇ શક્ય છે,—પણ જ્યારે લોકો ત્હેને ઉત્સાહથી ઉપાડી લે, અને ત્હેને માટે મથે ત્યારેજ.

## વ્યવસ્થા.

કોઇ પણ યોજનાની કૃતેહનો સઘળો આધાર ત્હેની યોગ્ય વ્યવસ્થા ઉપર છે. યોજનાને અમલમાં મૂકનાર વ્યવસ્થાપકો જો તે યોજનાનું રહસ્ય બરાબર સમજ્યા હોય, તથા એથી જનસમાજને અચૂક લાભ થશે એવી ત્હેમની ખાત્રી થઇ હોય, તોજ તેઓ ખરા ઉમંગથી કાર્ય કરી શકે છે. આ ઉપરાંત યોજનાનાં કયાં કયાં અંગ છે અથવા ત્હેમાં શું શું કરવાનું છે ત્હેનો ચોકખો ખ્યાલ જો ત્હેમના મનમાં હોય, તો તો કાર્ય તેઓ સારી અને સુવ્યવસ્થિત રીતે કરી શકે છે. આ યોજનાને અમલમાં મૂકનાર સજ્જનો ઉપરની બાબતો પર લક્ષ આપી વ્યવસ્થાનું સારૂં કામ કરશે તો તે દીપી ઉઠશે. અમે તે માટે વ્યવહારૂ સૂચનાઓ નીચે આપીએ છીએ:—

**હોલિકોત્સવ કમીટી અને વ્યવસ્થાપક મંડળ.**

જે મહોલ્લા કે ગામમાં આ યોજના પ્રથમ અમલમાં મૂકવાની હોય, ત્યાં હોળીથી એક માસ પહેલાં એક સ્થાયી "ઉત્સવ કમીટી" સ્થાપવી જોઇએ. આ કમીટીમાં તે સ્થળના એકાદ બે સંભાવિત ગૃહસ્થો, મંત્રી અને ઉત્સવનો પ્રત્યક્ષ અનુભવ હોય અથવા તે વિષે સર્વ માહીતિ હોય તેવા એક માણસનો સમાવેશ થાય છે. કમીટીએ ઉત્સવનો કાર્યક્રમ ઉપર ટપક નકી કરવો અને ત્હેના ખર્ચ માટે પૈસાનો અડસટ્ટો કાઢવો. સો છોકરાઓના ઉત્સવ માટે ૫૦—૬૦ રૂપીઆ આવશ્યક છે. કાર્યક્રમ નકી કરી તે મંત્રીને સોંપવો, અને ઉઘરાણું શરૂ કરવું. મંત્રીએ "વ્યવસ્થાપક મંડળ" ભેગું કરી ત્હેની આગળ કાર્યક્રમ મૂકવો, અને યોજનાને જાણનાર કમીટીના સભ્ય અને પોતે બન્ને મળી વિચાર કરી તે પ્રમાણે "વ્યવસ્થાપક મંડળ"ને દોરવું. વ્યવસ્થાપક મંડળે સ્વયંસેવકો ભેગા કરવા અને કાર્યની શરૂઆત કરવી.

આરંભમાં કહ્યું છે કે ઉત્સવનાં અંગો કયાં કયાં છે, અથવા ત્હેમાં શું શું કરવાનું છે ત્હેનો ચોકખો ખ્યાલ વ્યવસ્થાપકોને હોવો આવશ્યક છે. તેથી ઉત્સવને અંગે શી શી બાબતો કરવાની છે અને દરેકને માટે વસ્તુસામગ્રી તથા તૈયારી કેવી હોવી જોઇએ તે નીચે જણાવું છું:—

ધાડીઓ કાં જણાવ્યા પ્રમાણે હોળીને દિવસે સાંજે સંવાદ, ભાષણ કે ઇશ્વર ત્હેને બદલે ગાન આવશ્યક છે. આ કાર્યનો હેતુ પ્રજાને બ્રહ્મચર્ય વ્યાયામ અને ધવલ વચ્ય રીતિઓને ઉપદેશવાનો હોવાથી તે સફળ થાય તેવા સંવાદો ળ દેશભક્તિ, ...સવા જોઇએ, તથા જેમને આ. કાર્યમાં રોકવામાં આવે ત્હેમણે ગાવું ગાવું જાતૈયાર કરવી જોઇએ કે જેથી વિજયની શંકા પણ ન રહે.

ઝીલે: વચમાં ...ર લોકોની હાજરી ઉપર હોવાથી તે માટે લોકોને ખબર લોકોને તથા કાપને રૂચતાં રાખવાં. ભાષણ કે સંવાદ

છે, તો તે પુરતાં આકર્ષક નીવડે માટે આરંભમાં ગ્રામોફોન કે સંગીત એ. કલાવિષયક (artistic) લોકવૃત્તિને પોષણ મળે એમ બની શકે, તો ...ોરેથી શણગારવું.

(૨) ધુળેટીને દિવસે સવારે સરઘસ રાખવામાં આવ્યું છે. સરઘસમાં ગાવાના ગીત હોવાથી એક પખવાડીઆ પહેલાં પસંદ કરી દેવાં જોઇએ, વા રચવાનાં હોય તો તેટલી મુદત પ્હેલાં તૈયાર થવાં જોઇએ. પાટીયાં ત્હેમની ઉપર લખેલાં વાક્યો સાથે એક અઠવાડીયા પ્હેલાં તૈયાર થઇ જવાં જોઇએ, અને ત્હેમની ઉપર ટુંકાં, સરળ સંભાષણો તે પ્રમાણેજ તૈયાર રહેવાં જોઇએ. આ સંભાષણો છોકરાઓથી મોઢે થઇ શકે તેવાં સરળ અને ટુંકાં જોઈએ. પાટીયાં લખાવવાનું કામ સારા અક્ષરવાળા સ્વયંસેવકો પાસેજ કરાવવું જોઇએ, અને પાટીયાં માટે કાર્ડબોર્ડ પસંદ કરવાં. કાળી શાહીની ગોટી, જાડા ફુલસ્કેપ કાગળ અને કિત્તા કપડું ખરીદી, જેટલાં પાટીયાં તેટલી ધજાઓ તૈયાર કરાવવી; અને ત્હેમને પાટીયાંને જોડવાની સારી વાંસની લાકડીને મથાળે રાખવાની યોજના કરવી.

હોળી પહેલાં એક અઠવાડીયા અગાઉ દરરોજ ગીતો બોલાવવાનો મહાવરો બાળકો પાસે કરાવવો. મુખ્ય ગાનારાઓને રાગ બેસાડવામાં મદદ કરવી જોઇએ, તથા બીજાઓને ટેક ઝીલવાની તાલીમ આપવી જોઇએ. સંભાષણો જેમને સોંપ્યાં હોય ત્હેમની પાસેથી તે બોલાવી લેવાં, અને ઉચ્ચાર, બોલવાની ઢબ, તથા યોગ્ય સ્થળે ભાર મૂકવો વિગેરે બાબતોની ભૂલો સુધારવી.

કુસ્તી, લકડી, લેઝીમ વિગેરેની તાલીમ તો પંદર દિવસ અગાઉજ આપવા માંડવી જોઇએ. તથા ચાર ચારની લાઇનમાં ચાલવાની ટેવ પડાવવા ત્હેમની તાલીમ પણ તેટલી મુદત અગાઉજ, અથવા હરીફાઈ માટેની દરરોજ રમાતી રમતો પૂરી થાય કે તરત, આપવી શરૂ કરવી.

ઘેરીઆ ટોપી સરઘસથી બે દિવસ અગાઉ કરાવી બધાને વહેંચી દેવી અને ત્હેની પડતર કિંમત રાખવી; અને સરઘસમાં ઉરાડવાનું ગુલાલ, તથા ગાનારાઓ રસ્તામાં થાકી ન જાય માટે રાખવાની ઇલાયચી, લીંબુ, દૂધ વિગેરે વસ્તુઓ સરઘસની પ્હેલાંની સાંજે લાવી મૂકવી.

ઠેર ઠેર જાહેર ખબર ચોંટાડી કે વહેંચી, સરઘસનો સમય, સ્થળ, અને શ્વેત વસ્ત્રો સાથે આવવાનું, એ બધાને વિદિત કરવું. સરઘસમાં જેમ મ્હોટા ન્હાના માણસોની સંખ્યા વધારે, તેમ ત્હેની શોભા છે. સરઘસ ધુળેટીને દિવસે સવારે ૬–૩૦ વાગે કાઢવું અને ૧૧ કે ૧૧–૩૦ વાગ્યા સુધીમાં પાછું ફરે તેમ કરવું. સરઘસને ઉભા રહેવાનાં–થોભવાનાં સ્થળ, તથા સમય (centres) નક્કી કરી, તે તે સ્થળે ત્હેની જાણ કરવાથી ઘણા લોકો ત્હેનો લાભ લેશે.

(૩) **રમતગમતની હરીફાઈ માટે તૈયારી**–હોળી પ્હેલાં એક મહીનાથી ચાહેલાના છોકરાઓને એકઠા કરી ત્હેમની ઉમર તથા હોંશીઆરી વાર ટોળીઓ પાડી દેવી. પછી ત્હેમને ખોખો, આટાપાટા, ઉંચું કુદવું, લાંબું કુદવું, દોડવું વિગેરે રમતો ત્હેમના નિયમ સમજાવી રમાડવી. આ કામ મુદતથી વ્હેલું શરૂ થાય તો પણ સારૂં; કારણ, તથા

રમતમાં કુશળતા આવશે અને બાળકોને આનંદ સાથે કસરત થશે. જે મહોલ્લામાં આ હીલચાલ કરવાની હોય તે વિશાળ હોય તો ઠેર ઠેર જાહેર ખબર ચોંટાડવી. સોળ વરસ સુધીની વયના છોકરાઓ રમતમાં ભાગ લે એ વધારે અનુકૂળ પડશે.

જ્યારે સાંજના આ રમત બાળકો રમતાં હોય, ત્યારે રમતના નિયમોને જાણનાર ગૃહસ્થની હાજરી આવશ્યક છે. જો તે જાતે રમતો રમી શકતો હોય તો ઘણુંજ સારૂં. રમતો રમતી વખતે છોકરાઓને રસ પડે તથા તેઓ ચોક્કસ નિયમો પાળી રમે એ જોવું જરૂરનું છે. દરેક બાળક પ્રમાણિકપણે અને સત્યથી રમે તે તરફ સંપૂર્ણ લક્ષ આપવું અને તે માટે યત્ન કરવો. સારા રમનારની સામસામી ટોળીઓમાં સરખી વહેંચણ કરવાથી રસ જામે છે. દરેક ટોળીના નાયક ( Captain )ને રમનાર પોતે પસંદ કરે એ ધોરણ રાખવું. રમતની વખતે મોઢું બંધ રાખવું, લડવું, બહુ ઘોંઘાટ કરવો નહિ રમત ઉપગ્નો વ્યવસ્થાપક રમતમાં પૂરો રસ જાતે લે, તોજ બાળકોને તેમાં રસ પડે છે, એ યાદ રાખવું જરૂરનું છે.

(૪) **રમતના મેળાવડાનો દિવસ**—મેળાવડાને આગલે દિવસે મેળાવડા માટેનું મેદાન જોવું, અને કયે સ્થળે બીજી બાબતોની યોજના કરવી અનુકૂળ પડશે તે વિચારી તે તે સ્થાનો નક્કી કરવાં. રમતમા ભાગ લેનાર છોકરાઓનાં નામની યાદી તથા હરીફાઇનાં પરિણામે નોંધવાનું પત્રક આગલે દહાડે તૈયાર જોઈએ. દરેક ટોળીના છોકરાઓનાં નામની નોંધ રાખવી જોઇએ જેથી મેળાવડાની વખતે ઘોંટાળો થવા ન પામે. મેળાવડા માટેનાં આમંત્રણ પણ આગલે દિવસેજ મોકલી દેવાં જોઇએ.

મેળાવડાને દિવસે છોકરાઓને વહેંચવાની મીઠાઇનાં પડીકાં સાંજના ત્રણ વાગ્યામાં આવી જાય તેવો બંદોબસ્ત કરવો. ત્રણ વાગે બિછાનાં પણ તૈયારજ હોવાં જોઇએ. પાણી છાંટી બિછાનાં પાથરવાનું ત્રણ વાગ્યાથી શરૂ કરવું. સાડા ચાર વાગે તો જે જે કરવું હોય તે બધું પૂરૂંજ થઇ જવું જોઈએ. આસોપાલવનાં તોરણ બાંધવાં, ધજાઓ લટકાવવી, ફોટાઓ ટાંગવા, વિગેરે રીતે બને ત્યાં સુધી જગાને સુશોભિત કરવી. પાંચ વાગ્યા પહેલાં માણસો ભરાવા માંડે તેમ કરવું, અને કાર્યક્રમની શરૂઆત બરોબર પાંચ વાગે કરવી. સાત વાગે રમતો પૂરી થાય અને પછી રિપોર્ટ વાંચન, સદ્‌ગૃહસ્થોનાં ભાષણો, પ્રમુખનું ભાષણ, પ્રસંગાનુસાર કાંઇક સંવાદ, ઇનામની વહેંચણી, મીઠાઇની વહેંચણી વિગેરે સાડા આઠ વાગ્યા સુધીમાં આટોપી જાય અને મેળાવડો વિસર્જન થાય તે માટે બનતી ઉતાવળ કરવી જોઇએ.

**જુદી જુદી કમીટીઓ.** કાર્યનો ખરો ભાગ ભજવનાર વ્યવસ્થાપક મંડળજ છે. વ્યવસ્થાપક મંડળે કાર્યની સરળતા માટે જુદી જુદી કમીટીઓ સ્થાપી કામની વહેંચણી કરવી જોઇએ. દરેક કમીટીમાં એક વ્યવસ્થાપક અને બે, ત્રણ કે ચાર એટલા કાર્યના પ્રમાણમાં સ્વયંસેવકો રાખવા. આ પ્રમાણે કુલ ૬ કમીટીઓ હોઇ શકેઃ—

(૧) ગાવાની; (૨) બોર્ડ ચિતરવાની; (૩) સંભાષણો માટે તૈયાર કરવાની; (૪)

સરઘસની કસરત તથા કવાયત માટેની: (૫) ઇનામ તથા સરઘસ માટે વસ્તુઓને ખરીદનારી; (૬) મેળાવડાની બેઠક તૈયાર કરવાની.

રમતો ઉપર દેખરેખ રાખવા તથા રમાડવા માટે અને મેળાવડાની વખતે રમતો ઉપર પરીક્ષકો તરીકેના કામ માટે તથા તત્સંબંધી વ્યવસ્થા માટે બધા "વ્યવસ્થા મંડળ"નીજ હાજરી આવશ્યક છે. પહેલા કામમાં, એટલે રમતો રમાડવામાં ચારેક વ્યવસ્થાપકોથી ચાલી રહેશે, ત્યારે બીજે પ્રસંગે તો "વ્યવસ્થાપક મંડળ" હાજર હોજ.

મંત્રીનું કાર્ય: પૈસાનું ઉઘરાણું કરવા ફરવું; કમીટીઓના કામની દેખરેખ રાખવી અને ઉત્સવ કમીટીના યોજનાને પૂરી જાણનારા મેમ્બરની સલાહ પ્રમાણે સૂચનાઓ કરવી; સામાનની ખરીદી માટે પૈસા આપી પાઇએ પાઇનો હિસાબ લેવો; મ્હોલ્લાના દરેક ગૃહસ્થને સમજાવી કાર્યમાં રસ લેતા કરવા તથા સરઘસમાં બધા મ્હોટી વયના માણસો ભાગ લે તેમ કરવું; સમારંભ સમયે પરીક્ષકોની ચુંટણી કરવી; સમારંભમાં રિપોર્ટ–પૈસાની આવક તથા હિસાબ વિષેની વિગત સાથેનો વાંચવો તથા બીજી દેખરેખ રાખવી.

ઉઘરાણું એવી દૃષ્ટિએ કરવું કે આવતા વર્ષ માટે કાંઇક બચે અને ઇનામોમાં એવી વસ્તુઓ કે પુસ્તકો પસંદ કરવાં કે તે બાળકોને રૂચે; અને કામ એ પ્રમાણે કરવું કે બાળક વૃદ્ધ સર્વને લાગે કે આ ઉત્સવ અમારો છે.

વ્યવસ્થા વિષે કાર્યવાર વ્યવહારૂ સૂચનાઓ અમે આ પ્રમાણે ઉપર આપી છે. આ ઉત્સવ જેમ જનસંખ્યા વધારે અને ઉત્સાહ વધારે, તેમ વધારે ખીલી ઉઠશે. "કામ કામને શીખવે છે" એ નિયમાનુસાર કાર્યના અંતરાયો છેવટે ત્હેમાંજ શમી જશે દેહનાં અંગોમાં જ્યારે એકરાગ હોય ત્યારે દેહ જેમ સ્વસ્થ રહે છે, તેમ કાર્યવાહકોનામાં જેટલો આચારવિચારનો કાર્યપુરતો એકરાગ, તેટલે જ કાર્યનો વિજય નિશ્ચિત છે.

એક મહોલ્લાના ક્ષેત્રની વ્યવસ્થા ઉપર બતાવી છે. ઘણા મહોલ્લાઓમાં આ પ્રમાણે અને શહેર સમસ્તની ઉત્સવ કમીટી દરેક દરેક મહોલ્લામાંથી ઉત્સવના મંત્રી તથા એક કમીટીના ગૃહસ્થ એમ બબ્બે વ્યક્તિઓની કુમકથી રચાય અને તે વાટે કાર્ય ચાલે ન્હાના કાર્યક્ષેત્રના અનુભવીને વિશાળ કાર્યક્ષેત્રમાં કામ કરવું સહેલું થઇ પડે છે, તેથી વિશેષ સૂચનાની જરૂર નથી જણાતી.

## ઉપસંહાર.

વિચારવંત વાંચકો! ત્હમે કહી શકશો કે ઉપર પ્રમાણે આ યોજનાનો અમલ ગુજરાતના દરેક ગામમાં થાય તો તેથી આ ઉત્સવ કેવો ઝળકી ઉઠે? આનંદ, ઉત્સાહ અને બળ, એ ત્રણેનો વિકાસ અને ત્હેમનો લીલાવિસ્તાર કેવો મનોહર અને જનહિતકર બને! આ ઉત્સવ હાલ જેટલો નીરસ છે, તેટલોજ તે વખતે તે જીવન્ત અને રસમય થાય, અને શારીરિક, માનસિક તથા ચારિત્રવિષયક અધોગતિને દૂર કરનાર સરળ માર્ગરૂપ નીવડે. તેથી દરેક વાચક ઉત્સાહથી આ યોજનાને અમલમાં મુકવા મથે અને તે રીતે પોતાના દેશ અને સંતતિ પ્રત્યેનું પોતાનું ઋણ ફેડે એવી શુભેચ્છા સાથે અત્ર વિરમીએ છીએ. इतिशम्.

ભાષણ શરૂ થતા પ્હેલાં જનમસુદાયને એકત્ર તથા એક ધ્યાન કરવા દરેક સ્થળે આમેફોનની વ્યવસ્થા કરવામાં આવી હતી, અને એકાદ સ્થળે તો હારમોનીય અને તબલા સાથે સંગીતની પણ યોજના કરવામાં આવી હતી. વળી ધુળેટીને સવારે નીકળતી ટોળ-ડીઓને અટકાવવા તે દિવસે સવારે ૬-૩૦ વાગે સરઘસ કાઢવાનું નક્કી કર્યું હતું. સર-ઘસનો રસ્તો એવો નક્કી કર્યો હતો કે પહેલા દિવસનાં ભાષણનાં મથકોએ થઇને શહે-રમાં ફરતું ફરતું તે અગ્યાર વાગ્યાને સુમારે ઉપડેલે સ્થળે પાછું ફરે. ઉપડવાનું સ્થળ "લક્ષ્મીનાથ વ્યાયામશાળા" રાખેલું હતું. પ્હેલું વર્ષ હોવાથી કાર્યક્રમ આટલોજ રાખ્યો હતો. કાર્યક્રમ પ્રમાણે ભાષણો ઠરાવેલાં મથકોએ ૬-૪૦ વાગે સાંજે શરૂ કરવામાં આવ્યાં હતાં; અને દરેક સ્થળે શ્રોતાવર્ગને ભાષણને અંતે સરઘસનું સ્થળ તથા સમય જણાવી, ત્હેમને આમંત્રવામાં આવ્યો હતો.

**સરઘસ.** ધુળેટીને દિવસે સવારે ૭ વાગ્યાથી છોકરાઓ ભરાવા લાગ્યા હતા. બધાએ સફેદ કપડાં અને સફેદ ઘેરીઆ ટોપી પહેરી હતી. ચાર ચારની હારમાં સરઘસને ગોઠવવામાં આવ્યું અને દરેક હારના પ્હેલા તથા છેલ્લા છોકરાને બોર્ડ આપવામાં આવ્યાં હતાં. સહુથી આગળ ગાનાર ચાલતા હતા. પ્રાતઃકાળના શાન્ત વખતમાં સંગીતની લહરીઓ ફેલાઇ લોકોને નિદ્રા તથા આળસમાંથી જાગૃત કરતી હતી. સરઘસ ચાલવા લાગ્યું, અને દરેક કડી પછી ઝીલવામાં આવતી ટેકના ઘોષથી મહોલ્લાઓ ગાજી ઉઠવા લાગ્યા. દરેક મહોલ્લે સંખ્યામાં વૃદ્ધિ થવા લાગી.

લગભગ દરેક મહોલ્લામાં, જ્યાં લોકો વધારે જથામાં એકઠા માલુમ પડે. ત્યાં સર-ઘસ અટકતું, સંગીત બંધ કરવામાં આવતું, અને તરત લેઝીમોના ઝણકારથી મહોલ્લો ગાજી ઉઠતો; લોકો તે સાંભળી એકદમ ભેગા થઇ જતા; પછી લાકડી અને કુસ્તીના મર-દાની ખેલો કરવામાં આવતા. કસરત પૂરી થતાં જે જે પાટીયાંવાળાઓને ઇસારો કરવામાં આવતો, તેઓ એકદમ આગળ આવી મ્હોટેથી પાટીયાં ઉપર લખેલું સૂત્ર વાંચી તે ઉપ-રનું સંભાષણ બોલતા. પાટીયાંની પસંદગી પ્રેક્ષકવર્ગ તરફ દૃષ્ટિ કરીનેજ કરવામાં આવતી; જેમ કે સ્ત્રીઓ વિશેષ પ્રમાણમાં હોય તો " સ્ત્રી કેળવણી " બાળકો હોય તો " કસરત અને બ્રહ્મચર્ય ", યુવાનો હોય તો "દેશભક્તિ, સદ્વિચાર સેવન " તથા મ્હોટી ઉમ્મરના હોય તો " દાન, પરોપકાર " વિગેરે તે તે વર્ગને અનુકૂળ આવતોવાળાં સંભાષણો થતાં. સંભાષણો પૂરાં થતાં ફરી સંગીત શરૂ થતું, અને એકાદ બે કડીઓ ત્યાં ગવાયા પછી સરઘસ આગળ ચાલતું. માણસોની સંખ્યાના પ્રમાણમાં થોભવાનો વખત અને કાર્યક્રમ નક્કી થતાં. કોઈ ઠેકાણે દશ મિનિટ, તો કોઇ ઠેકાણે પંદર મિનિટ એમ થોભવામાં આવતું.

સરઘસ ઉપર પ્રમાણે વીસેક સ્થળ થોભ્યું હતું. ફરતું ફરતું છેવટે તે ૧૧-૩૦ વાગે ઉપડેલે સ્થળે પાછું આવ્યું અને ઉત્સાહભર્યા જયઘોષ સાથે વિસામો લીધો. કામ કર-નારાઓને દૂધ પીવડાવ્યા પછી બાર વાગે બધા વેરાઈ ગયા.

આ વર્ષનો કાર્યક્રમ આટલેથી પૂરો થયો. ભાષણની યોજના જે ત્રણ સ્થળ શિવાય

**અંતિમ વિચારો.** બાકીનાં સ્થળે ફત્તેહમંદ ન નીવડી. છોકરાઓ બૂમો પાડી ઉઠે, કે વકતામાં વક્તૃત્વશક્તિની ખામી હોય, કે પછી શ્રોતાઓને લીધે તેમ થયું હતું. છતાં સરઘસ તો ઘણુંજ લોકપ્રિય નીવડયું. લકડી કુસ્તી જેવી કસરતોને જોવાનો પ્રસંગ જેમને જન્મારામાં એક વખત પણ ન મળ્યો હોય, ત્હેમને તે ઘરને આંગણે થતી જોઇ બેશક આનંદ થાય જ. લેઝીમનો નાદ તો અત્યંત આકર્ષક નીવડનો. સંગીતે પણ લોકોને ખુશી કરવામાં મણા રાખી ન હતી. આ વખતે કુલ ખર્ચ રૂા. ૫) કે ૬) આવેલો તે "સેવામંડળ" ઉઠાવી લીધો હતો.

સાંજે "સેવામંડળ" તરફથી રાજમહેલ સામેના મેદાનમાં રમતો રમાડવાની યોજના થઇ હતી; અને ત્હેમાં શહેરની પ્રાથમિક તથા માધ્યમિક શાળાના સોળ વર્ષ સુધીના વયના વિદ્યાર્થીઓ તથા તેટલીજ વયના બીજી વ્યાયામશાળાઓના સભ્યોએ ભાગ લીધો હતો, અને સ્પર્ધામાં જીતનારાઓને ઇનામો મળ્યાં હતાં. "સેવામંડળ'નો મેળાવડો એ બેચાર સહૃદય વ્યક્તિઓના પરિશ્રમનુંજ ફળ હતું. લોકો જેમાં રસ લે ઉત્સાહથી કામ કરે, અને પોતાનો ફાળો આનંદથી આપે એવા મેળાવડાની ખામી અમને લાગી; અને ત્હેમની ખોટ પૂરી પાડવા આજે વર્ષે તે ક્ષેત્રમાં પ્રયત્ન કરવાનો અમારો વિચાર વધારે દૃઢ થયો.

## સંવત્ ૧૯૭૩.

આ વર્ષે સરઘસ ઉપરાંત બાજવાડાના મથક પર મેળાવડો કરવાનું પણ નક્કી થયું, અને તે દૃષ્ટિએ ઉઘરાણું આરંભ્યું. પાટીયાં બીજાં બાર નવાં કર્યાં અને નવાં જૂનાં મળી કુલ બાવીસ પાટીયાં ઉપર ફરીને સંભાષણો લખ્યાં. પહેલા વર્ષના ઉત્સવે બાળકો ઉપર સારી છાપ પાડી હોવાથી વખત થતાંજ તેઓ પોતાની મેળે પૂર્વોક્ત વ્યાયામશાળામાં આવવા લાગ્યા. સંગીત પણ આ વખતે પ્હેલા વર્ષનું કાયમ રાખ્યું હતું. ખાસ વધારો કાંઇ કર્યો નહતો.

રમતો રમાડવાનો તથા નવીન શીખવવાનો આરંભ કર્યો, ત્યારે ત્હેમાં ભાગ લેવા મ્હોટી સંખ્યામાં છોકરાઓ ભેગા થવા લાગ્યા. આથી ૧૨ વર્ષ સુધીના અને ૧૬ વર્ષ સુધીના એ પ્રમાણે ત્હેમના બે વિભાગ કરી ત્હેમને જુદા જુદા રમાડવા માંડયા. રમત રમવામાં વ્યવસ્થાપકો અને કોઇ કોઇ વખત મંત્રી પણ ભાગ લેતા હોવાથી રમતનો રંગ ઓર જામતો.

ભાષણનાં સ્થળો આ વખતે નીચે પ્રમાણે રાખ્યાં હતાં:—

(૧) બાજવાડા, (૨) ઘંટીઆડા, (૩) કોલાખાડી, (૪) દેસાઇશેરી, (૫) સુલ્તાનપુરા, અને (૬) મદનને ઝાંપે જતાં હનુમાન મંદિર પાસે.

ગયા વર્ષની માફક ભાષણો હોળીની સાંજે ગ્રામોફોન સાથે થયાં હતાં; ત્રણેક સ્થળ સિવાય આ વખતે પણ આશાને સ્થળે પૂરી ફત્તેહ થઇ નહતી.

ધુળેટીને દિવસે સવારે સરઘસ નીકળ્યું, અને ગત વર્ષથી ચક્કર સ્હેજ મ્હોટું લઇ ૨૦-૨૫ મથકો ફરતું બારેક વાગ્યાને સુમારે વ્યાયામશાળામાં પેઠું. લોકો પહેલેથી જાણતા

હોવાથી, સરઘસ ક્યારે આવે, એમ રાહ જોતા અને વાતો કરતા માલુમ પડતા હતા. સરઘસમાંની જનસંખ્યા આ વખતે ગયા વર્ષનાથી કંઇક વધારે હતી. પ્રો. માણીકરાવ તથા મે. નિંબાળકર તરફથી સાધન-સહાય આ વર્ષે પણ થઈ હતી. સાંજના મેળાવડામાં જીતનારાઓને ઇનામમાં આપવા સારૂ આ વખતે ચોપડીઓની ગોઠવણ રાખી હતી. કેટલીક સારી ગુજરાતી ચોપડીઓ ખરીદી હતી, અને કેટલીક સરળ ઈંગ્રેજી ચોપડીઓ શ્રીયુત્ હીરાલાલ શ્રોફ તરફથી મળી હતી-તે માટે ત્હેમનો અત્રે આભાર માનવામાં આવે છે.

મેળાવડા માટે બાજવાડાનું મેદાન નક્કી કરી ત્યાં પાણી છાંટી નીજામો બિછાવવામાં આવી હતી. પાંચ વાગે સાંજે રમતો શરૂ કરવામાં આવી. મેળાવડામાં બાજવાડાના સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી અને શેઠ ચંદુલાલ નવલખાવાળા પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. આટાપાટા, ખોખો, ઉંચું કુદવું, લાંબુ કુદવું, દોડવાની સરત અને મલખાંભ એટલું આ વખતે રાખ્યું હતું. ત્હેમાંની પહેલી બે રમતોમાં કુશળ રમનારાઓને અને બાકીની રમતોમાં પહેલે તથા બીજે નંબરે આવનારાઓને ઇનામ આપવામાં આવ્યાં હતાં. ત્યાર પછી રિપોર્ટ, વ્યાખ્યાનો, અને મહોલ્લાના હાજર રહેલા બધા છોકરાઓને મીઠાઇ વહેંચ્યા બાદ મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

સરઘસનો લગભગ સાતેક રૂપીઆ જેટલો ખર્ચ "સેવામંડળે" આ વખતે પણ ઉપાડી લીધો હતો; અને મેળાવડાનો ખર્ચ લગભગ રૂ. ૩૨) બાજવાડાના ફેલરાણામાંથી કરવામાં આવ્યો હતો. આ પ્રમાણે આ વર્ષનો ઉત્સવ આનંદમાં અને સંતોષકારક રીતે પૂરો થયો તો. રમતના મેળાવડાના તાત્કાલિક લાભ તરીકે, ઇનામો વિગેરે પોતાનાં બાળકોને મળવાથી માબાપોમાં કસરત અને વ્યાયામશાળા પ્રત્યે સદ્‌ભાવ વધ્યો, અને જેઓ પોતાનાં બાળકોને વ્યાયામશાળામાં જતાં પ્રથમ અટકાવતાં હતાં, તેઓ હવે ત્હેમને ખુશીથી મોકલવા લાગ્યાં.

## સંવત્ ૧૯૭૪.

આરંભના બે વર્ષમાં બાજવાડામાં આ યોજનાનો પૂરો અમલ કરવામાં આવ્યો હતો. ઉત્સવની લોકપ્રિયતા વિષે તો શંકા ન જ રહી, અને ઉપયોગિતા વિષે પણ એમ જ કહી શકાય. ઉત્સવની અંદર આમંત્રેલા સદ્‌ગૃહસ્થોમાં કોઠીપોળના પણ સદ્‌ગૃહસ્થો હતા. ત્હેમને આવો જ ઉત્સવ કોઠીપોળમાં કરવાની ઇચ્છા થઇ. તે સંબંધે ત્હેમણે પોતાના લત્તાના બીજા બે ચાર ગૃહસ્થો જોડે વાતચીત કરી છેવટના નિર્ણય માટે 'બાજવાડા હોલિકોત્સવ" ના ચાલકો પાસે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. " ભાવતું હતું તે વૈદે કહ્યું " તેમ થયું, અને મંત્રીએ પોતાનાથી બનતી સર્વ મદદ કરવાનું ત્હેમને અભિવચન આપ્યું. તેથી આ વખતે બે ઠેકાણે ઉત્સવ થતાં બે સરઘસો નીકળે, શહેરના અમુક વિભાગમાં ભ્રમણ કરે એમ નક્કી થયું.

લોકો સરઘસને જોતા તો ખરા, પરંતુ ત્હેને કયે નામે ઓળખવું તે બાબત કેટલાક માંહે માંહે વાતો કરતા, ત્યારે કેટલાક અજાણ્યા માણસો તો જોઇ જ રહેતા.

આથી ત્હેને દંધક નામ આપવું જરૂરી ભાસ્યું. તે માટે આ વખતે એક મ્હોટું પાટીયું " શ્રી બાજવાડા ધેરમંડળ-વડોદરા " એ પ્રમાણે તૈયાર કર્યું, અને બીજાં બે નવાં પાટીયાં ઉમેર્યાં. તેથી આ વર્ષે કૂલ પાટીયાંની સંખ્યા પચીસ થઇ.

કોઠીપોળના ઉત્સવમાં બીજી ચાર પોળો પણ મળી. તેથી એ સંયુક્ત ઉત્સવના સરઘસને "શ્રી પાંચપોળ ધેરમંડળ " એવું નામ આપી તે અર્થનું પાટીયું ત્હેમણે કરાવ્યું. વળી અમારા પાટીયાં પરનાં કેટલાંક સૂત્રો ત્હેમણે ચુંટી કાઢી, નવાં પાટીયાં પોતાના સરઘસ માટે બનાવ્યાં, અને સંભાષણો તૈયાર કર્યાં. આ વર્ષે દરેક બોર્ડ ઉપર કેસરી રંગની ધજાઓ અને "ધેરમંડળ"નાં બોર્ડ ઉપર હનુમાનના ચિન્હવાળો ભગવો ઝુંડો રાખવાની નવીન વ્યવસ્થા કરવામાં આવી. સંગીત ત્હેમણે ગયા વર્ષે અમે રાખ્યું હતું તેજ રાખ્યું અને અમારી માફક ઝુંડો તથા ધજાઓ પણ તૈયાર કરાવી.

આ વર્ષે સંગીતમાં એક ગીત ઉમેર્યું. આ નવું ગીત લાવણીના રાગમાં છે. વળી ગયા બે વર્ષના અનુભવથી હોળી ચકલા ઉપર રાખવામાં આવતાં ભાષણો નિરૂપયોગી જણાવાથી આ વર્ષે નવો સંવાદ તૈયાર કરવામાં આવ્યો, અને ત્હેને કોઠીપોળને હોળી ચકલે ભજવવાનું નક્કી કર્યું.

રમતો ગયે વર્ષે હતી તે કાયમ રાખીને ત્હેમાં "આંધળાનો ગોળી બ્હાર ( બંધ આંખે ઘરો ફોડવો), એ નામની નવી બીનઇનામી પરંતુ રમુજી રમત દાખલ કરી. પ્રથમની માફક રમતો રમાડવા માંડી કોઠીપોળમાં પણ એકાદ બે અનુભવી વ્યવસ્થાપકોને મોકલી ત્હેમનો માર્ગ સરળ કર્યો. વળી ઇનામો સંબંધે પણ યોગ્ય ફેરફાર જરૂર ભાસ્યો. સારાં છતાં સસ્તાં અને બાળોપયોગી સરળ પુસ્તકોની ગુજરાતી ભાષામાં ખોટ હોવાથી ઇનામમાં પુસ્તકો આપવા યોગ્ય ન લાગ્યાં; અને ગયા વર્ષના અનુભવે પણ તેજ સલાહ આમને આપી. તેથી આ વખતે ઇનામો માટે વિદ્યાર્થીઓને ઉપયોગી નીચેની ચીજોને પસંદગી આપવામાં આવી—

(૧) કાગળ, (૨) બ્રશ, (૩) કાચના, ચીનાઇ માટીના તથા ચાંપના ખડીઆ, (૪) રબર, (૫) હોલ્ડર, (૬) જુદી જુદી જાતની પેન્સીલ, (૭) ફૂટપટી, (૯) પતરાંનો નિશાળ માટે ડબ્બો, (૧૦) દફતર, (૧૧) ચોપડીઓ બાંધવાનો પટો.

આ બધી ચીજોના બંધબેસતા રૂ. ૧) ૦–૧૨–૦, ૦–૮–૦, અને ૦–૪–૦ ના સેટ બાંધી તૈયાર રાખવામાં આવ્યા. પાંચપોળમાં પણ આમ જ વ્યવસ્થા રાખવામાં આવી હતી.

કોઠીપોળમાં હોળી ચકલે સંવાદ ભજવવામાં આવ્યો તે પણ લોકોને રીઝવનારો નીવડયો હતો. ધુળેટીને દિવસે સવારે બાજવાડામાંથી અમારૂં સરઘસ નીકળ્યું. તે શહેર ભ્રુહ્મામાં, તેથી પાંચપોળનું સરઘસ, પાંચપોળ અને ત્હેની આજુબાજુના વિભાગોમાં ફરી, એ બન્ને સરઘસો લગભગ ૧૧–૩૦ ના સુમારે ન્યાયમંદીરના ચોગાનમાં એકઠાં થયાં. બન્ને સરઘસો મળવાથી દેખાવ ઘણો ભવ્ય થયો હતો. " પાંચપોળ ઘેરમંડળ " ને કોઠીપોળમાં વળાવી અમારૂં સરઘસ પાછું ફર્યું અને લગભગ ૧૨–૩૦ વાગે વેરાઇ ગયું.

ધુળેટીની સાંજે બાજવાડામાં રમત ગમતનો મેળાવડો થયો હતો. પાંચ વાગે રમતો શરૂ થઇ તે પૂરી થતાં રિપોર્ટ વાંચવામાં આવ્યો, હાજર રહેલા સદ્‍ગૃહસ્થો પૈકી પ્રસંગાનુસાર ભાષણ થયાં, સંવાદ ભજવવામાં આવ્યો અને પ્રમુખ શેઠ નવલખાવાળાનું ભાષણ થયું તે પછી જીતનારાઓને ઇનામો તથા બધાને મીઠાઈ આપી મેળાવડો વિસર્જન થયો. ગયા વર્ષના મેળાવડાની ઘણી ખરી ઉણપો પુરાઇ જવાથી આ વર્ષનો મેળાવડો ચાલકોને ઘણો સંતોષકારક નિવડયો.

પાંચપોળનો મેળાવડો બીજને દિવસે સાંજે અમદાવાદી પોળમાં રાખવામાં આવ્યો હતો. ત્યાં પણ પ્રેક્ષકોની સંખ્યા સારી હતી, અને સ્ત્રીઓ તથા બાળકોને રમતોમાં ઘણો આનંદ મળતો હતો. મેળાવડાનું કામ ત્યાં પણ સાંગોપાંગ પૂરૂં થયું. પાંચપોળના લોકોને આ નૂતન મેળાવડાથી ઘણો આનંદ અને સંતોષ થયો હતો, અને તેથી કસરત તરફ બાળકોની અભિરૂચિ સ્હેજે વધી.

બાજવાડામાં ઈનામ રૂ. ૧૮) નાં વ્હેંચ્યા હતાં અને મીઠાઇ વિગેરે થઇ કુલ રૂ. ૪૫) સુધીનો ખર્ચ બાજવાડાના ઉઘરાણામાંથી વાળ્યો હતો. પાંચપોળ તથા બાજવાડા ઘેરમંડળોનો ખર્ચ, જે લગભગ રૂ. ૧૦) થયો હતો, તે પાછલાં વર્ષો પ્રમાણે આ સાલ પણ "સેવામંડળ' ઉઠાવી લઇ, આ કામ તરફ પોતાની અટલ સહાનુભૂતિ પ્રદર્શિત કરી હતી. પાંચપોળમાં રૂ. ૫૦) સુધી મેળાવડાનો ખર્ચ થયો હતો.

વળી જણાવતાં આનંદ થાય છે કે આ વર્ષે નડીયાદમાં પણ હોલિકોત્સવના આરંભ તરીકે સરઘસ કાઢવામાં આવ્યું હતું; અને તે વળી "ગુજરાત કેળવણી મંડળ" તરફથી નડીયાદમાં સ્થપાયલી વ્યાયામશાળાના સભ્યોના ઉત્સાહનું જ ફળ હતું આવતે વર્ષે ત્યાં પણ ઉત્સવ અહીંના જેવું વિશાળ રૂપ પકડશે એમ આશા છે. ગુજરાતમાં આવા પ્રયત્નો ઠેર ઠેર થાય એ શુભેચ્છા પ્રભુ ફળીભૂત કરો !

ચરોતરમાં પણ હોલિકોત્સવ થાય છે અને રમતો રમાડાય છે. ત્યાંના ચાલકો આ યોજના ઉપર ઘટતું લક્ષ આપી સરઘસ વિગેરે દાખલ કરે, અને "ગુજરાત જીમખાના" નું ધ્યેય પોતાની દ્રષ્ટિ સન્મુખ રાખે, એવું અમે ઈચ્છીએ છીએ. પ્રભુ તે ઇચ્છા અમારી પૂરી કરો !

છેવટે, જે સર્વાન્તર્યામી પ્રભુએ અમારી પ્રવૃત્તિઓને અત્યાર સુધી સફળ કરી છે, તે ભવિષ્યમાં પણ તેમ કરે; અમારા કાર્યક્ષેત્રને વધુ ને વધુ વિશાળ કરવાને જરૂરી સહાય તથા બળ આપે; અને ગુજરાતમાં જુદે જુદે ઠેકાણે કામ કરતા દેશસેવકોનો ઉત્સાહ આ દિશામાં પ્રેરે, એવી ત્હેને અમારી અંતરની પ્રાર્થના છે. इतिशम्.

નારાયણ દેવશંકર પુરોહિત.

# પુસ્તક-પરિચય.

## શ્રી સયાજી સાહિત્યમાળા.

ઈ. સ. ૧૯૧૨ માં વડોદરા મુકામે ચોથી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ ભરાઈ હતી તે વખતે વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારે કૃપાવંત થઇને બે લાખ રૂપીઆની રકમ સાહિત્યના ઉત્કર્ષના શુભ હેતુથી બાજુએ મુકી હતી, અને તેના વ્યાજમાંથી જુદા જુદા સમાજોપયોગી વિષયો ઉપર શિષ્ટ પ્રકારના નાનાં મોટાં પુસ્તકો ભાષાંતર કે અનુવાદ રૂપે પ્રકટ કરાવી સાહિત્યની ઉન્નતિ કરવામાં પોતાનો ફાળો આપવાનું જાહેર કર્યું હતું. લગભગ પાંચ વર્ષ સુધી આ કામ વડોદરા રાજ્યની વિદ્યાધિકારી કચેરીદ્વારા થતું આપણા જાણવામાં આવતું હતું. પરંતુ વરસે દહાડે ૭-સાત હજારની આવકમાંથી માત્ર બે ત્રણ પુસ્તકો જ છપાઈ બહાર પડે એ પ્રગતિ રાજ્યને તેમ જ પ્રજાને બહુ જ મંદ લાગી હતી. પરિણામે વડોદરા રાજ્યે સન ૧૯૧૭ ના જુલાઇ માસથી કેળવણી ખાતાની નવી ભાષાંતર શાખા ખાસ આ કામ માટે જ ખોલી છે. એ શાખા ચાલુ થયાને આજે દોઢ વર્ષ થયું છે, છતાં એટલી જ મુદતમાં આશરે ત્રીશેક પુસ્તકો લખાઇ છપાઇ બહાર પડયાં છે. આ આખી માળાને "શ્રી સયાજી સાહિત્યમાળા" એવું નામ આપવામાં આવ્યું છે; ને તે માળામાં વિજ્ઞાનગુચ્છ, ઇતિહાસગુચ્છ, વાર્તાગુચ્છ વગેરે પ્રકારનાં ગુચ્છો યોજવામાં આવ્યાં છે.

અમને વડોદરા રાજ્યના કેળવણી ખાતાની એ ભાષાંતર શાખા તરફથી એ માળાનાં પુસ્તકો અભિપ્રાયાર્થે મળ્યાં છે; ને તેની સમાલોચના અમે કરીએ તે પહેલાં એકંદરે એ માળા વિષે અમને શું લાગે છે તે બાબત બે શબ્દો લખવા અમને ઉચિત લાગે છે.

શરૂઆતમાં જ અમારે મુક્ત કંઠે કહેવું પડશે કે, આ માળામાં જે પુસ્તકો દાખલ થાય છે તેવાં પુસ્તકો આજ સુધીમાં બહાર પડયાં ન હતાં. વિષયો પણ નવા છેડવામાં આવે છે. એકંદર આ માળાની યોજના અમને ભવિષ્યના સાહિત્યની ઉન્નતિની ઝાંખી કરાવ્યા વગર રહેતી નથી. અમે ખાસ તો એટલું જોયું છે કે, આ માળાના કોઇ પણ પુસ્તકમાં પરભાષાના શબ્દો ઢગલાબંધ ઘુસાડેલા નથી. આપણે આજકાલ સ્વભાષાની હિમાયત કરીએ છીએ તે પ્રસંગે આવી રીતે કેવળ સ્વભાષામાં લખાયલાં પુસ્તકો બહાર પડતાં જોઇએ છીએ, તે છતાં આપણે એ પુસ્તકોનો કેટલો આદરસત્કાર કીધો ?

દેશી ભાષાદ્વારા કેળવણી અપાવી જોઈએ, એ તો હવે બધે સર્વમાન્ય થયું છે. જો કદિ આ પ્રમાણે કેળવણી આપવાનો વખત આવે, તો કેળવણી આપનારી સંસ્થાઓને પાઠયપુસ્તકો તુરત જોઇશે. હવે આ માળાનાં અમુક પુસ્તકોથી એ ખોટ પુરી પડે છે. વળી મુંબાઇની શારદાપીઠ અભ્યાસક્રમમાં દેશી ભાષાને સ્થળ આપવાનો વિચાર કરે તે પહેલાં તેને એટલો જ સવાલ પડતો હોવો જોઇએ કે, દેશી ભાષાનો અભ્યાસ દાખલ કરાય, પણ તે માટે જોઇતાં પુસ્તકો કયાં છે ? હવે એ શારદાપીઠના કાર્યવાહક મંડળમાં આવો

સવાલ ઉભો થાય, તો તેના સભાસદો છાતી ઠોકીને કહી શકે કે, કોઇ પણ વિષય માટેનાં પાઠ્યપુસ્તકો તૈયાર છે; અને જે નથી તે શ્રી સયાજી સાહિત્યમાળા પુરા પાડશે. અમને આશા છે કે, આ માળાના સંચાલકો હાલમાં તો મુખ્યત્વે કરીને દરેક વિષય ઉપર પાઠ્યપુસ્તક નહિ તો પાઠ્યપુસ્તક તરીકે કામ આવે એવું પુસ્તક પહેલું કરાવશે, અને લાંબા વખતની ખોટ પૂરી પાડશે.

આ માળામાં બીજું એ જણાય છે કે, વિજ્ઞાન જેવો અઘરો વિષય છૂટથી છેડવામાં આવ્યો છે. વિજ્ઞાનની કોઇ પણ શાખા હવે રહી નહિ જાય એવી અમને આશા છે. વિજ્ઞાનની વાત આવતાં તુરત પારિભાષિક શબ્દોનો પ્રશ્ન આંખ આગળ આવી ઉભો રહે છે. આજ સુધીમાં વિજ્ઞાનનાં પુસ્તકો ગણ્યાંગાંઠ્યાં બહાર પડયાં છે. તેમાં પણ કોઇ પણ જાતની એકતા કે સમાનતા જોવામાં આવતી નથી. ગમે તે લેખક ગમે તે વિષયના શબ્દો ફાવે તેમ વાપરે છે. વિજ્ઞાનનો વિષય એવો ગુંચવણ ભરેલો છે કે જ્યાં સુધી એક ને એક શબ્દ માટે આખા સાહિત્યમાં એ ને એ જ શબ્દ કોઇ પણ લેખક વાપરે નહિ ત્યાં સુધી વિજ્ઞાનના ઉત્કર્ષની આશા નિરર્થક, અને વિજ્ઞાનના વિષયને છેડવાની મહેનત પણ અફળ જવાની. અમને એટલું જોઇને ઘણો આનંદ થાય છે કે, શ્રી સયાજી સાહિત્યમાળામાં વિજ્ઞાનનાં બધાં પુસ્તકોની અંદર પારિભાષિક શબ્દો અજબ રીતે એક સરખા જ વપરાયા છે; અને થવું જોઇએ પણ એમ જ. વળી, વિજ્ઞાનના દરેક પુસ્તકને છેડે પારિભાષિક શબ્દોનો કોઠો આપવામાં આવે છે તેથી તે વાંચકની સરળતા વધી જ જાય છે. કોઇ પણ એક પુસ્તક લઇએ છીએ ને વાંચી જઇએ છીએ તો જણાય છે કે માત્ર પહેલી જ વખતે જ્યારે કોઇ પારિભાષિક શબ્દનો ઉપયોગ થયો હોય છે ત્યારે તેની પછી કૌંસમાં એ શબ્દનો મૂળ પરભાષાનો શબ્દ ગૂજરાતી ભાષામાં લખવામાં આવેલો હોય છે. પછીથી આખા પુસ્તકમાં આપણો નવો યોજેલો પારિભાષિક શબ્દ જ નજરે પડે છે. વાંચકને આવા શબ્દો સાથે પરિચિત કરાવવાનો આ ઉત્તમ માર્ગ છે. આવાં બધાં વૈજ્ઞાનિક પુસ્તકોમાં એના એ પરભાષાના શબ્દો માટે એકનો એક જ શબ્દ છપાયલો જોઇને ભાષાંતર શાખાની ચોકસાઇ અને કાર્યવ્યવસ્થા વિષે માન ઉપજે છે. આ પ્રમાણે જુદા જુદા લેખકોને હાથે અમુક શબ્દ માટે અમુક જ પારિભાષિક શબ્દ વપરાવવાની પ્રથા અમને ઘણી જ આવકારદાયક લાગે છે માત્ર ખેદ એટલો જ છે કે આપણા લેખકો કોઇ પણ પ્રકારના સમાધાન ઉપર આવતા નથી. વળી એક ને એક લેખક અમુક શબ્દ માટે આ માળામાં અમુક શબ્દ વાપરે, અને પોતાનાં સ્વતંત્ર પુસ્તકોમાં કે બીજે છપાતા પોતાના લેખોમાં એ જ શબ્દ માટે વળી કંઇ જુદો જ શબ્દ વાપરે અથવા તો મૂળ પરભાષાનો શબ્દ જ આપણો ગણીને વાપરે એ રિવાજ અમને અયોગ્ય લાગે છે. તે નકી થયલા શબ્દો ખોટા ગણે ને સરકારી દબાણથી વપરાયલા જણાવે તો તે અસત્ય છે, કેમ કે અમે જાણીએ છીએ કે વડોદરા રાજ્યે એક વૈજ્ઞાનિક સમિતિને હાથે લાંબી ચર્ચા કરાવ્યા પછી આ પારિભાષિક શબ્દો નકી કીધા છે; અને વડોદરા રાજ્યે કંઇ અજ્ઞાન લોકોને જ સમિતિમાં નમ્યા નહિ હોય. વળી, વિજ્ઞાન જેવા ક્લિષ્ટ વિષયમાં બહુ આત્મભોગની જરૂર રહે છે. અમુક શબ્દ માટે અમુક ખરો શબ્દ એક વાર યોજાયો હોય તે અમુક લેખકને આપવામાં આવે કે તેના જોવામાં આવે, તો તે શબ્દ જ હંમેશાં વાપરવો એ લેખકની

નૈતિક ફરજ છે. જ્યાં સુધી વિજ્ઞાનના શબ્દો બધે ઠેકાણે એક સરખા જ વપરાતા થશે નહિ ત્યાં સુધી વિજ્ઞાન પાછળ લીધેલી બધી મહેનત અફળ જશે એવું અમારૂં દઢ માનવું છે. વડોદરા રાજ્ય વૈજ્ઞાનિક પરિભાષાનો એક શબ્દકોષ બનાવે છે એવું અમારા જાણવામાં આવ્યું છે. પણ જો બધા લેખકો બીજી બાબતમાં તેમ વિજ્ઞાનની બાબતમાં પણ પોતાનો કક્કો ખરો એમ માની પોતાનું પકડી રાખવામાં જ મોટપ માનશે તો આ પારિભાષિક શબ્દકોષને તૈયાર કરી છપાવી, પ્રસિદ્ધ કરવા પાછળ લીધેલી મહેનત, ગાળેલો વખત, ખર્ચેલાં નાણાં બધું બરબાદ જશે એવી અમને પાકી બ્હીક રહે છે. તો આ બાબત સુજ્ઞ વાંચકોએ, માહિત્યોન્નતિપ્રિય લેખકોએ અને સમગ્ર સાક્ષરવર્ગે ખાસ વિચારવા અને અમલમાં મુકવા જેવી છે.

વિજ્ઞાન વિષે આટલી સરખી સૂચના કરીને હવે આપણે પાછા આ માળાનાં પુસ્તકોના સામાન્ય અવલોકનના આપણા આ મુખ્ય વિષય તરફ વળીશું અત્યાર સુધીમાં બહાર પડેલાં લગભગ બધાં નાનાં કદનાં પુસ્તકોમાં અથથી ઇતિ સુધી જોડણીની અસાધારણ સમાનતા તથા છાપની ગણીગાંઠી ભૂલો જોઇને ધ્યાનપૂર્વક વાંચનારને માન ઉપજ્યા વિના રહેશે નહિ બધાં પુસ્તકો આ પ્રમાણે જ છપાઇને બહાર પડતાં જોઇએ. છાપની ભૂલો સુધારવામાં રહેતી બેદરકારી આપણી ભાષાનો કચરઘાણ વાળી નાખે છે. માટે તે બાબતમાં બધા પુસ્તકકારોએ આ માળાનો ધડો લેવાનો છે. આ માળામાંનાં ઘણાંખરાં પુસ્તકો જો કે ભાષાંતરો છે, તથાપિ એ બધાં પુસ્તકોને હિન્દી પહેરવેશ એવો અચ્છી રીતે પહેરાવવામાં આવેલો જોવામાં આવે છે કે, મૂળ પુસ્તક સાથે રાખીને સરખાવી ન જોનારને તો આ પુસ્તકો સ્વતંત્ર રીતે લખાયલાં જ લાગે. દાખલા તરીકે કોઇ પુસ્તકમાં જે ઠેકાણે અમુક સામાન્ય સિદ્ધાન્ત આપીને તેના સમર્થનમાં કાંઈ ઉદાહરણ આપવામાં આવેલાં હોય છે તે ઠેકાણે મૂળ સિદ્ધાન્ત તો તે રૂપમાં જળવાઇ રહેલો માલુમ પડે છે; પણ તેના સમર્થનમાં જે ઉદાહરણ અપાયલાં હોય છે તે આપણા દેશના લોકોના પરિચયમાંનાં નિર્જીવ કે સજીવ ઉદાહરણો જ ઘણે ભાગે જોવામાં આવે છે. આ પ્રથા અમને સ રી લાગે છે; કેમકે તેથી આપણે ત્યાંના વાંચકના મગજમાં મૂળ સિદ્ધાન્ત તરત જ ઠસી જાય છે, પ્રજાકેળવણીનો આ એક માર્ગ છે. તે જ પ્રમાણે મૂળ પુસ્તકમાં જ્યાં જ્યાં ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ પરદેશી રાખવામાં આવેલું હોય છે ત્યાં ત્યાં ભાષાંતરમાં આપણા દેશના સામાન્ય ઇતિહાસમાંની સર્વસામાન્ય વાતો ગ્રથવામાં આવેલી જોવામાં આવે છે. આ પ્રમાણે આટલી ઝીણવટથી એકસરખું કામ જુદા જુદા લોકો કરે એ બની શકે એમ નથી. જે સ્વરૂપમાં પુસ્તકો આપણા હાથમાં આવે છે તે સ્વરૂપ તેમને પ્રાપ્ત થાય તેમાં ભાષાંતર શાખાનો આગળ પડતો હાથ હોવો જોઇએ એમ અમને લાગ્યા વિના રહેતું નથી. આ માળાના દરેક પુસ્તકમાં રાજ્યના વિદ્યાધિકારીની સહીથી "જાહેરાત" આવે છે. કેટલાંક પુસ્તકોની—મુખ્યત્વે કરીને બધાં વૈજ્ઞાનિક પુસ્તકોની જાહેરાતમાં છેવટે "વિદ્યાધિકારી કચેરીની ભાષાંતર શાખાથી સંશોધાવી." એવા શબ્દો જોવામાં આવે છે, તેથી અમારા ઉપલા મતને સમર્થન મળે છે, એમ લાગે છે.

એકંદરે, આ માળાનાં પુસ્તકોની બાંધણી મજબુત તથા દેખાવડી છે. અમારે સખેદ લખવું પડે છે કે પુસ્તકોની કિંમત બહુ આકરી રાખવામાં આવે છે. કાગળો ઉંચી જા-

તના છે, છપાઇ સુંદર અને શુદ્ધ છે—બધું સારૂં છે; તથાપિ કિંમતમાં કાંઇક ઘટાડો થવો જ જોઇએ એમ અમને લાગે છે. "સસ્તી વાર્તામાળા" "વિવિધ ગ્રંથમાળા" "વિચાર-પુષ્પમાળા"ને એવી બીજી માળાઓ માટે જે પ્રમાણે વાર્ષિક લવાજમની પદ્ધતિ રાખવામાં આવે છે તે પ્રમાણે જો આ માળા માટે યોજના કરવામાં આવે, અને કિંમત સસ્તી રાખવામાં આવે, તો જે શુભ હેતુથી આ માળા આટલી ઝપાટાબંધ પ્રસિદ્ધ કરવામાં આવે છે તે હેતુ પાર પડે, અને પરિણામે આપણી ઉન્નતિ વહેલી સધાય એવી અમારી ધારણા છે.

શ્રી સયાજી સાહિત્યમાળા વિષે એટલું સામાન્ય લખ્યા પછી આપણે એ માળાનાં થોડાંક પુસ્તકો અવલોકી જોઇશું એટલે ઉપલા વિચારોને સમર્થન મળે છે કે નહિ તે વાંચક સહેલાઇથી જોઇ શકશે.

**દેહધર્મવિદ્યાનાં તત્ત્વો**—પુષ્પ ૧૧ મું. લેખક રા. લ. શ્રી. દવે, બી. એ. બી. એમ. સી. એલએલ. બી. પ્રકાશક—એમ. સી. કોઠારી, કાપડી પોળ, રાવપુરા—વડોદરા, કિંમત ૧—૦—૦; ૦—૧૪—૦ પૃષ્ઠ ૧૭૪. સામાન્યતઃ દેહના ધર્મો કેવા કેવા છે તે વિષે આ પુસ્તકમાં વર્ણન આપવામાં આવ્યું છે. સજીવ વસ્તુઓનાં લક્ષણ ક્યાં ક્યાં, સજીવ પદાર્થના ઉદ્યોગો કઇ કઇ જાતના, સજીવ શરીરનું દ્રવ્ય કેવા પ્રકારનું, વ્યક્તિ કેવી રીતે ઉત્પન્ન થાય છે ને વિકસે છે, લોહી શી વસ્તુ છે ને સચેતન પેશિઓ સાથે તે કેવી જાતના સંબંધથી જોડાયલી છે વિગેરે વિષયોનાં સોળ પ્રકરણો આ પુસ્તકમાં છે. આપણું "હાડ માંસ ને રૂધિરભરેલું, મઢયું ચામડે અંગ" કેવા પ્રકારનું છે તથા તેમાં દરેક પળે કેવી કેવી જાતની ક્રિયાપ્રતિક્રિયા થયે જાય છે તે વિષે સાધારણ રીતે ભાગ્યે જ કોઇ સહેજ પણ વિચાર કરે છે. પણ કુદરતની આ ક્રિયાનો અભ્યાસ જરૂરનો છે ને તેથી આવી જાતનાં પુસ્તકો ખાસ આવકારદાયક નીવડે તેમ છે. કોઇ સ્વભાષા દ્વારા કેળવણી આપતી સંસ્થાને આ પુસ્તક જરૂર ઉપયોગી પાઠ્યપુસ્તક તરીકે ઘણું કામ લાગશે. અમે કબૂલ કરીએ છીએ કે પુસ્તકની ભાષા કર્કશ અને ગુંચવણભરેલી લાગે છે પણ એ બાબતમાં એટલું વિચારવાનું છે કે "વિજ્ઞાનનાં પુસ્તકો વાર્તાનાં પુસ્તકો જેવાં ગડગડાટ વાંચી જઇ શકાય એવાં નીવડે એવી આશા રાખવી વ્યર્થ જ છે." આ પુસ્તક ફરી ફરીને જેમ જેમ વાંચીએ છીએ તેમ તેમ તેમાં રહેલો ગૂઢાર્થ ઉકેલાતો જાય છે ને રસ વધતો જાય છે. વિષય એટલો બધો વિશાળ છે કે પરભાષામાં તેનાં મોટાં મોટાં જંગી થોથાંઓને હાથપોથી ( Hand-Book ) નું નામ આપવામાં આવે છે. તો તેટલી જ વસ્તુ આવડા નાનકડા પુસ્તકમાં સમાવવી પડે એટલે અસાધારણ ટુંકાણ થાય એ સ્વાભાવિક જ છે. તેને લીધે લીટીએ લીટીએ પારિભાષિક શબ્દો ઢગલાબંધ આવે એ પણ કુદરતી છે. પણ એથી વાંચકે બ્હી જવાનું નથી. ઉપરાછાપરી વાંચનથી આપણે શબ્દોથી ટેવાઇ જઇએ છીએ. આવા અઘરા વિષયના પારિભાષિક શબ્દો સહેલા યોજાયા છે. અલબત્ત નવા જોડા પહેરીએ ત્યારે ડંખ પણ પડે તેમ આ શબ્દો પહેલાં જડબાંફાડ લાગશે; પણ તેથી કંઇ ભાષાની પ્રગતિને અટકાવ કરાય નહિ. પુસ્તકને છેડે પારિભાષિક શબ્દકોષ આપ્યો છે તે જ ચાળીશ પાનાં રોકે છે. આવા વિસ્તૃત શબ્દકોષથી વાંચકનું વાંચન બહુ સરળ થઇ જાય છે. માત્ર વાંચતાં આવડવું જોઇએ, વાંચવાનો શોખ ઉત્પન્ન થવો જોઇએ,

વાંચવાની ધીરજ હોવી જોઇએ. અમે મૂળ પુસ્તક સાથે આ ભાષાંતર અથથી ઇતિ સુધી સરખાવી જોયું છે અને આવા સુંદર રૂપાંતર માટે અમે રા. દવેને ધન્યવાદ આપીએ છીએ. આપણે ત્યાં દેશીભાષા દ્વારા કેળવણી આપનારી ઘણી સંસ્થાઓ છે. તેવી કોઈ સંસ્થામાં આ પુસ્તક ટુંક મુદતમાં પાઠયપુસ્તક તરીકે દાખલ થયલું જોવામાં આવે તો તેમાં કંઇ નવાઇ જેવું નથી.

દયારામ. પુષ્પ ૧૪ મું. લેખક રા. જગજીવનદાસ દયાળજી મોદી. પ્રકાશક એમ. સી. કોઠારી, વડોદરા, કિંમત ૦-૧૧-૦; ૦-૧૦-૦ પૃષ્ટ ૧૧૯..

આ પુસ્તકમાં ગુજરાતના જાણીતા કવિ દયારામભાઇનું જીવન અને કવન ગ્રથવામાં આવ્યું છે. જીવન પાછળ નેવું પાનાં રોકાયાં છે ત્યારે કવન માટે માત્ર ઓગણત્રીસ પાનાં જ રાખ્યાં છે, એ વ્યાજબી થયુ નથી. અલબત્ત પ્રેમાનંદ, મીરાંબાઈ, આદિ કવિઓ માફક દયારામ વિષે મતભેદ નથી તેથી વિવાદભરી ચર્ચાને સ્થાન ન જ મળે; પરંતુ દયારામભાઇનાં આટલાં બધાં પુસ્તકોનું પુસ્તકવાર અવલોકન માત્ર ચાર પાંચ લીટીઓમાં જ સમેટી લેવાયું છે તે યોગ્ય થયું નથી જ. કવિનું જીવનચરિત્ર જે પ્રમાણે અનેક જાણીતી તેમજ નવી બીનાઓથી રમિક રીતે ઉપજાવવામાં આવ્યું છે તેજ પ્રમાણે, એમનાં કાવ્યો વિષે પણ જરા લખાણથી અવલોકન લેવાવું જોઇતું હતું. આથી કવિ દયારામભાઇ કોણ હતા, કેવા હતા, સાહિત્યના ક્ષેત્રમાં એમણે કેટલી ને કેવી જાતની ખેડ કીધી હતી, કવિતારકગણમાં દયારામભાઇ કેટલામું સ્થાન લઇ શકે તેમ છે, એ વિગેરે બાબતો વાંચકની સમક્ષ ઘણી જ રમિક, ઝમકવાળી ને વાર્તારૂપ બાનીમાં રજુ થઇ છે. પરંતુ દયારામભાઇનાં કાવ્યોનો અભ્યાસ કરવા ઇચ્છનાર વ્યક્તિ આ પુસ્તકથી નિરાશ થઇ જશે એમ અમને લાગે છે. તો આશા છે કે પુસ્તકના કદ સામું ન જોતાં ભવિષ્યમાં બીજી આવૃત્તિ વખતે આટલી ખોડ સુધારી લેવામાં આવશે અને દયારામભાઇનું જીવન જેટલું વિસ્તૃત આપવામાં આવ્યું છે તેટલું તેમનું કવન પણ વિસ્તારથી સમજાવવામાં આવશે. વળી આ પુસ્તકમાં ભાષાની અને છાપની ભૂલો અથાગ છે, તે પણ હવે પછી સુધારી લેવામાં આવશે એવી ઉમેદ છે. આમ થશે ત્યારે જ આ પુસ્તકને શાળાઓમાં પાઠય પુસ્તક તરીકે દાખલ કરવા અમે સૌ લાગતાવળગતાને સખ્ત ભલામણ કરીશું. બાકી સાધારણ ઉપરચોટિયા વાંચકને આમાંથી ઘણું નવું વાંચવાનું મળશે એવી અમને ખાત્રી છે. આવા સુંદર સ્વરૂપમાં પુસ્તક તૈયાર કરવા માટે અમે રા. મોદીને ધન્યવાદ આપીએ છીએ, તથાપિ અમારે કહેવું જોઇએ કે એમના બધા મત સાથે અમે મળતા આવતા નથી. મનુષ્યના ગૃહજીવનની અસર તેનાં લખાણો ઉપર થાય છે એ સૂત્ર જો માન્ય રાખીએ તો દયારામભાઈનાં લખાણો ઉપર એમના પોતાના જીવનના છાંટા ઉડેલા લાગે છે; પછી સગવડતાની ખાતર અથવા તો સભ્યતાની ખાતર કાવ્યોનો જુદો જ અર્થ ઘટાવીએ એ જુદી વાત છે. એ રીતે જ આ પુસ્તકનાં પાનાં ૭૨-૭૩-૭૪ ઉપર આપેલ સાડીના પ્રસંગનો અર્થ ઘટાવ્યો છે એમ અમને લાગે છે. વળી, પાન ૩૪-૩૫ ઉપર આપેલી ચર્ચાથી કાંઇ પણ સમાધાન થતું નથી. આ બાબતમાં વધારે લખવામાં કાંઇ અર્થ નથી. માત્ર હવે પછી આ પુસ્તક નિષ્પક્ષપાત રીતે સુધારાઇ લખાશે તો ખરેખરો ન્યાય થયલો કહેવાશે એવું અમારૂં માનવું છે.

**વીર પુરૂષો, પુષ્પ ૧૬ મું.** લેખક રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા. પ્રકાશક- એમ. સી. કોઠારી, વડોદરા. કિંમત ૦-૧૨-૦; ૦-૧૧-૦ પૃષ્ઠ ૧૨૨.

ચાર્લ્સ કિંગસ્લીકૃત "ધી હીરોઝ" ઉપરથી મેરી મૅકકેન્ડ્રિક નામની અંગ્રેજ સ્ત્રીએ લખેલા બાલોપયોગી પુસ્તકનું આ ભાષાંતર છે. તેમાં પર્સીઅસ અને થીસીઅસ નામના બે વીરપુરૂષો વિષે તથા "કેળવણી" માસિકના તંત્રી કહે છે તેમ "આર્ગોનૉટસ" નામના એક વીર પુરૂષ વિષે નહિ પણ આર્ગો નામના વહાણમાં બેસીને સોનેરી રોમાવલિ લેવા ગએલા વીરપુરૂષોના સંઘ વિષે વાર્તા કહેવામાં આવી છે. પુસ્તકની ભાષા ઘણી સરળ અને ઘરગથ્થુ છે. અમે મૂળ પુસ્તક સાથે આ ભાષાન્તર શબ્દશઃ સરખાવી જોયું છે ને અમને લાગે છે કે મૂળના જે ભાવ છે તે આ ભાષાન્તરમાં તેવાને તેવા કાયમ રહ્યા છે. આપણાં બાળકો આપણાં પોતાના જુદા જુદા વીરપુરૂષોનાં જીવનવૃત્તાંતથી પરિચિત હોય છે. એટલે પરદેશી વીરપુરૂષોનાં પરાક્રમોનાં વૃત્તાંત તેમની સમક્ષ મુકવાની આ પ્રથા ઘણી આવકારદાયક છે. આપણે ત્યાં બાળસાહિત્ય હજી જોઇએ તેટલા પ્રમાણમાં ખીલ્યું નથી. તેવે વખતે આ પુસ્તકનો ઉમેરો ખરેખર અગત્યનો છે. આજકાલ જમાનો વાર્તા વાંચનારો થઇ ગયો છે. એટલે વાર્તાનાં પુસ્તકો ખાનગી સાહસથી પણ ઝપાટાબંધ ઉપડી જાય છે. આ માળા ચલાવનારી સંસ્થા જેવી, કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી, કે સાહિત્ય પરિષદ ભંડોળ કમિટી જેવી મોટી સંસ્થાઓ આવી રીતે સુરત પ્રકારનાં જ વાર્તાનાં પુસ્તકો પસંદ કરે છે એ પણ આનંદની વાત છે. આમ આવી સંસ્થાઓ મુખ્યત્વે કરીને અસ્પર્શ્ય ગણાતા વિષયો જ છેડે છે તેમ છેડતી રહેશે તો આપણી ભાષાની સમૃદ્ધિ ટૂંક મુદતમાં વધી પડશે એવી અમને ખાત્રી છે. આટલું જરા સામાન્ય. આ પુસ્તક કોઇ શાળાઓમાં પાઠ્યપુસ્તક તરીકે સ્થાન પામશે તો અમને કે કોઇ સુજ્ઞ સાહિત્યપ્રેમીને જરા પણ આશ્ચર્ય લાગશે નહિ.

**પ્રાણીવિદ્યાનું રેખાદર્શન, પુષ્પ ૨૨ મું.** લેખક રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. પ્રકાશક એમ. સી. કોઠારી, વડોદરા. કીંમત રૂ. ૧-૦-૦, રૂ. ૦-૧૪-૦ પૃષ્ઠ ૧૮૦.

પ્રાણીઓને લગતાં પુસ્તકો આ જ લેખક તરફથી આજથી આશરે ૨૦-૨૨ વર્ષ પહેલાં પ્રસિદ્ધ થયાં હતાં. તે પછી એ વિષય ઉપર લગભગ કોઇ પણ નવું પુસ્તક ઉત્પન્ન થયું ન હતું. હવે પાછો એ રસિક વિષય આ પુસ્તકથી હાથમાં લેવાયો છે. રા. ભાનુસુખરામ વિજ્ઞાનના પાકટ અનુભવી અભ્યાસી છે, ને તેમના હાથે જ આ ગ્રંથ લખાયો છે તે યોગ્ય જ થયું છે. પુસ્તકમાં અષ્ટ પ્રકરણો છે. પ્રાણીવિદ્યાની વ્યાવહારિક ઉપયોગિતા, પ્રાણીઓનું વર્ગીકરણ વગેરે વિષયો ચર્ચાયા છે. પુસ્તક વૈજ્ઞાનિક હોવાથી ભાષા વાર્તા જેવી ન સંભવે છતાં આ ગ્રંથમાં ભાષા પ્રમાણમાં બહુ સહેલી ને ઝટ સમજાય તેવી છે.

પુસ્તકમાં ૨૭ ચિત્રો મુકયાં છે તે બહુ જ સારૂં થયું છે. વિજ્ઞાનનાં પુસ્તકો તો ચિત્રોથી ભરપુર જ હોવાં જોઇએ એવું અમારૂં માનવું છે. એથી વિષય અર્ધો સહેલો થઇ જાય છે. પારિભાષિક શબ્દો બહુ જ અર્થસૂચક, ટૂંકા અને મહેનત લેનારને યાદ રહે તેવા યોજાયા છે. લેખકનાં પહેલાંનાં પુસ્તકોમાં પરભાષાના શબ્દો બહુ ઘુસી ગએલા જોવામાં આવે છે. તેવું આ ગ્રંથમાં થયું નથી તે આનંદની વાત છે. પુસ્તકનાં છેવટનાં ત્રણ પ્રકરણો ઉપજાતિઓના મૂળ વિષે, ડાર્વિનના સિદ્ધાંતના પરિણામ તથા વિકાસના

અર્થબોધન વિષે અને મનુષ્યના મૂળ તથા જાતિનાં ભાવિ સાથે પ્રાણીવિદ્યાના સંબંધ વિષે લખવામાં આવ્યાં છે. જો મગજમાં એવી ભ્રમણા પેસી ગઇ ન હોય કે આ પુસ્તક ભાષાંતર છે તો આ છેવટનાં પ્રકરણો વાંચીને તો એમ જ જણાય કે બધું સ્વતંત્ર જ લખાયું છે. મનુષ્યના મૂળ વિષેની દલીલો આદિ બાબતો એટલી સરસ ભાષામાં રજુ થઇ છે કે ધ્યાનપૂર્વક વાંચનાર અભ્યાસીને આ વિષયનો વધારે ઉંડો અભ્યાસ ખસુસ કરવાનું મન આ ગ્રંથના વાચન પછી થયા વિના રહે જ નહિ એમ અમે માનીએ છીએ. પારિભાષિક શબ્દોના ઉપયોગ વિષે લેખકે પ્રસ્તાવનામાં સારી દલીલો રજુ કરી છે. એ વિષય એટલો મહત્વનો છતાં વિશાળ છે કે તે માટે અમે આગળ ઉપર જુદા લેખમાં અમારા વિચારો વિસ્તારથી સૌને સમજાવવા માગીએ છીએ. અહીં તો એટલેથી જ સંતોષ માનીશું, કે અમે વિજ્ઞાનના પારિભાષિક શબ્દો નવેસરથી બનાવવાની જ તરફેણમાં છીએ. એટલું તો ખરૂં છે કે આજે દુનિયામાં જે દેશ વિજ્ઞાનની બાબતમાં આગળ ધાયો છે તે બધી રીતે પ્રગતિને પૂરો પામેલો છે. આપણે ત્યાં પણ આપણા પ્રાચીન વિજ્ઞાનનો પુનરૂદ્ધાર થવાની ખાસ જરૂર છે. આપણું રાંધેલું પારકા ઓહિયાં કરી જાય એ આપણાથી સાંખી જ કેમ શકાય ? આપણી વસ્તુનો ઉપભોગ આપણે જાતે જ કરી શકીએ ને માટે આપણે પોતે જ તે વસ્તુ પાછળ મહેનત લેવી જોઇએ. વિજ્ઞાનનાં પુસ્તકો ઢગલાબંધ લખાવી વંચાવ્યાથી પણ આ મહેનત એક રીતે કીધી લેખાય છે. વિજ્ઞાનનાં પુસ્તકો તો આમ બહાર પડે જ છે. પણ તે વંચાશે ત્યારે જ તેની પ્રસિદ્ધિ સાર્થ ગણાશે. આપણા વાચકો વાર્તાનાં પુસ્તકો વાંચવાનું ઓછું કરીને આવા અતડા રહેલા વિષયો તેટલી જ હોંસથી વાંચતા વિચારતા ક્યારે થશે ?

અમે અમારા કદરદાન વાચકોને આ શ્રી સયાજી સાહિત્યમાળાનાં પુસ્તકો વસાવી તેમનો અભ્યાસ કરવા ખાસ ભલામણ કરીએ છીએ; અને એ માળાને સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ.

**હિન્દુધર્મની બાળપોથી;** લેખક પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. પ્રકાશક વડોદરા રાજ્યનું દેશી કેળવણી ખાતું. કિંમત ૦-૧૧-૦ પૃષ્ઠ ૧૨૬.

આપણી પ્રાથમિક શાળાઓના ઉપયોગ માટે આ પુસ્તક તૈયાર કરાવવામાં આવ્યું છે. આપણી શાળાઓનો અભ્યાસક્રમ જ્યારથી નવી પદ્ધતિ પર રચાયો છે ત્યારથી નીતિશિક્ષણને અને ધર્મશિક્ષણને તેમાંથી સમૂળું બાતલ કરવામાં આવ્યું છે. કેટલાક લોકો એવી દલીલ કરે છે કે નીતિ શીખવી શીખાતી નથી, ધર્મ સમજાવ્યો સમજાતો નથી. શાળામાં નીતિધર્મના પાઠો શીખવ્યાથી બાલકો નીતિવાન ધર્મનિષ્ઠ થાય છે. એવું કાંઇ નથી પરંતુ આ માન્યતા બધે વખતે ખરી ઠરતી નથી. શાળામાં ધર્મનીતિનો અભ્યાસક્રમ દાખલ થવો જ જોઇએ. પરદેશોમાં પણ આવી રીતનો અભ્યાસક્રમ ગોઠવવામાં આવે છે ને સફળ થયેલો જાણવામાં છે. એ દેશોમાં મુખ્યત્વે કરીને ઉપદેશો રૂપે શિક્ષણ અપાય છે. આપણે ત્યાં તો ખરા બનેલા દાખલાથી દલીલો થઇ શકે તેમ છે. આથી આપણી શાળાઓમાં તો આવી જાતનું શિક્ષણ ખાસ ફળદાયક નીવડે તેમ છે. આજકાલ આવું શિક્ષણ આપવા તરફ લોકોનું ધ્યાન ધીમે ધીમે ખેંચાવા લાગ્યું છે. તેમાં ખાસ કરીને વડોદરા રાજ્યે આ વિદ્વાન સાક્ષરને હાથે આવા પ્રકારનાં ત્રણ પુસ્તકો લખાવીને નીતિધર્મશિક્ષણનો પ્રચાર કરવા માંડ્યો છે. એ જ પુસ્તકો અંગ્રેજ હદમાંની કેટલીક શાળાઓમાં પણ

પાઠ્યપુસ્તક તરીકે ચાલે છે. નીતિશિક્ષણવિષયક પુસ્તકો પ્રથમ ઉંચા પ્રકારનાં હતાં તેથી આ હિન્દુ ધર્મની બાળપોથી સહેલા પ્રકારની તૈયાર થઇ છે.

પુસ્તકમાં ઉપોદ્‌ઘાત ઉપરાંત પાંચ ખંડો છે. ઉપોદ્‌ઘાતમાં હિન્દુ ધર્મ વિષે ઉહાપોહ કરવામાં આવ્યો છે ને આપણા શાસ્ત્રોના વિભાગ ઐતિહાસિક ક્રમમાં પાડવામાં આવ્યા છે. ઇતિહાસ, ઇશ્વર, વર્ણાશ્રમધર્મ અને આર્યધર્મ, જીવન, આત્મા અને પરજીવન તથા જૈન ધર્મ ને બૌદ્ધ ધર્મ એમ પાંચ ખંડો છે. ધર્મ જેવો ક્લિષ્ટ વિષય છે છતાં પ્રો ધ્રુવે એટલી મચોટ બાનીમાં અને એટલા ધરગથુ દાખલથી ઇશ્વર સંબંધીનું જ્ઞાન બાળકોને સમજાવ્યું છે કે કેટલાક કહે છે તેમ અન્ય રીતે અસર થવાનો સંભવ જ રહેતો નથી. અલબત્ત વિષય ખરા તત્ત્વજ્ઞાનથી ભરેલો છે એટલે બાળકોનાં કુમળા તાજેતર મગજમાં તે સહેલાઇથી ઉતરે એવી આશા રાખવી વ્યર્થ જ છે. તથાપિ જો શિક્ષક જ્ઞાની હોય તો બાળકોને તત્ત્વો સમજાવવામાં આ પુસ્તકનો સારો ઉપયોગ કરી શકે. દરેક પાઠની નીચે અઘરા શબ્દોની સમજુતી આપવામા આવી છે. શિક્ષકશિષ્ય વચ્ચેના સંવાદના રૂપમાં આખું પુસ્તક લખાયું છે તે આપણી શાળાઓને યોગ્ય જ થયું છે.

ચાર પુરૂષાર્થ, ચાર વર્ણ, ચાર આશ્રમ, સંસ્કાર, આત્મા, જીવાત્મા અને પરમાત્મા અને દર્શન—એટલા પાઠો ખાસ કરીને બહુ સારા લખાયા છે. પુસ્તકની ભાષા બને તેટલી સરળ રાખવાનો પ્રયત્ન થએલો જોવામાં આવે છે. છતાં વિષયની વિશિષ્ટતાને લીધે બાળકોને મોઢે આ પુસ્તકની ભાષા બહુ જ અઘરી અને ચાંપલી લાગવાનો સંભવ છે. પણ આથી સહેલી ભાષા ઉતારવાનો પ્રયત્ન નિષ્ફળ જતો હશે એમ અમે ધારીએ છીએ. પુસ્તકમાં કેટલેક ઠેકાણે અધુરી, કર્કશ અને વિચિત્ર વાક્યરચના જોવામાં આવે છે. અમારે મને કેટલીક વાક્યરચના ભૂલભરેલી લાગે છે પણ તે પ્રશ્ન સર્વસામાન્ય છે ને હજી સુધી ઉપસ્થિત થયો નથી તેમ કીધો નથી એટલે તે બાબત અહીં ઉલ્લેખ કરવાનું યોગ્ય ધાર્યું નથી. આ બાલોપયોગી પુસ્તકમાં કેટલાક અંગ્રેજી શબ્દો વપરાયા છે તે ઇષ્ટ છે કે કેમ તે સવાલ પડતી વાત છે. જોડણી અનેક સ્થળે ખેવડાઇ ગઇ છે. તેમાંની કેટલીક છાપની ભૂલ તરીકે ક્ષંતવ્ય ગણીએ તો બાકીની ભૂલો તો ધ્યાનપૂર્વક પાછલી જોડણી યાદ રાખીને આગળની જોડણી સરખી રીતે ચાલુ રાખવામાં લેવાતી બેદરકારીનું પરિણામ છે એમ લાગે છે. આપણાં બાળકોમાં આપણી ભાષા માટે માન અને પ્રેમ ઉત્પન્ન થવામાં આવી જાતનાં ભૂલ ભરેલાં પુસ્તકો જ બગાડ દાખલ કરે છે. આ પુસ્તક માટે અમારે આટલું પણ કડવું લખવું પડયું છે તે માટે અમે દિલગીર છીએ પણ તેથી કંઇ પ્રસ્તુત ગ્રંથ પ્રત્યેની અમારી માનની નજર કલુષિત થતી નથી. પુસ્તક સર્વોપયોગી હોવાથી તેનો ઝટ ઉપાડ થઇ જશે ને ટુંક મુદતમાં તેની બીજી આવૃત્તિ કાઢવાનો વખત આવશે એ સમયે અમારી આ ટીકાનું કંઇ સમાધાન થશે તો તેથી બાળકવર્ગનું ભલું જ થશે. બીજી આવૃત્તિને શુદ્ધ સ્વરૂપમાં ટુંક સમયમાં જોવાની અમે આશા રાખીએ છીએ.

**યુવક રત્ન.** વિવિધ ગ્રંથમાળા પુસ્તક ૮૯, ૯૨, પ્રકાશક સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ ને મુંબાઇ. કિંમત ૧—૨—૦; ૦—૧૨—૦ પૃષ્ઠ ૫૦૨.

આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીના આદ્યમંત્રી અને ઉત્સાહી સ્વયંસેવક સ્વ. અંબાલાલ મોતીભાઇ પટેલ. બી. એ. એમના મનનીય લેખો અને અનુવાદો આ ગ્રંથમાં સંગ્રહવામાં આવ્યા છે. શરૂઆતમાં ભાઇ અંબાલાલનું ટુંકું છતાં જરૂર પુરતું જીવનચરિત્ર આપવામાં આવ્યું છે. ભાઇ અંબાલાલ ગુજરાતનું ભવિષ્યનું રત્ન નીવડત જ તેઓ ભરજુવાનીમાં ઘરડાના જેટલું ડહાપણ ધરાવતા હતા. પોતે ભણતરમાં બહુ હુંશિયાર હતા છતાં ખોટો ડોળ કરતા નહિ. ભણી ગણીને પૂરી આવડતવાળા થયલા તેથી પોતે બહુ સારી ધનપ્રાપ્તિ કરી શકે એવે સ્થળે ગોઠવાઇ શકત છતાં તે વિચારને ન નમતાં પોતે ખરા સ્વાર્થત્યાગથી આ સંસ્થામાં જોડાવાનું યોગ્ય ધાર્યું હતું. બીજાઓ માફક એમનામાં સ્વદેશીપણાની અને સ્ત્રી કેળવણીની ઉંડી ભાવનાઓ હતીજ. પણ તે એટલી વાતે જુદી તરી આવતી કે એ ભાવના સાથે કાર્ય કરવાની શક્તિ અને દૃઢતા જોડાયલી હતી. પોતે જ્ઞાની અને સુશિક્ષિત હતા તેટલા જ ચારિત્ર્યવાન હતા. લોકસેવા કરવામાં પોતે એટલા બધા તત્પર રહેતા કે કુટુંબમાં, શાળામાં, સમાજમાં જ્યાં જોઇએ ત્યાં તેમની સેવાનું તત્વ તો અવશ્યે હોય જ. આ અને આવી જાતના એમના સાદાઇના અને બુદ્ધિના અનેક સદ્‌ગુણોનું સુંદર ચિત્ર આ ચરિત્રમાં આલેખવામાં આવ્યું છે. મહાત્મા ગાંધી કહે છે તેમ "ભાઇ અંબાલાલનું મૃત્યુ આપણને શીખવે છે કે આપણે સેવાધર્મમાં એક ક્ષીણ પણ ઢીલા નથી રહી શકતા. ભાઇ અંબાલાલનું આપણને ખરૂં સ્મરણ તો એ જ કે તેમના ચારિત્ર્યની આપણે નકલ કરીએ."

પુસ્તકનો તે પછીનો ભાગ "યુવકોને પત્રો 'ના લેખથી શરૂ થાય છે. એમાં ૧૮ પત્રો છે. શાળા છોડી જનાર યુવકને, મરદાની રમતના શોખીન યુવકને, કોઇ પણ ધંધો ચલાવનાર છોકરાને, સદાકાળ યુવાવસ્થામાં રહેવા ઇચ્છનાર યુવકને વગેરે જાતના બહુ બોધક અને દલીલભર્યા પત્રો છે. ચાર્લ્સકૃત અંગ્રેજી પુસ્તક ઉપરથી આ બધા વિચારો ભાઇ અંબાલાલે યુવાન વર્ગ સમક્ષ મુકી ઘણી સારી સેવા બજાવી છે એમ કહીએ તો ચાલે. તે પછી રા. મોતીવાળાના અંગ્રેજી પુસ્તકના ભાષાંતર "સ્વાર્પણ" નો ભાગ છે. એમાં દુનિઆના ઘણા ખરા ઉત્તમ મગજ શક્તિવાળા લેખકોનાં ઉત્તમ વચનામૃતોનો ચૂંટી કાઢેલો સંગ્રહ આપવામાં આવ્યો છે. કેટલાંક વચનામૃતો તો એટલાં સચોટ છે કે શાળાઓમાં તેનાં પાટીઆં બનાવીને ચોડવામાં આવ્યાં હોય તો ઘણાં માર્ગદર્શક થઇ પડે. છેવટે ભાઇ અંબાલાલના પરચુરણ લેખો એકઠા આપવામાં આવ્યા છે. "શિષ્ય સત્તાનો ઉદયાસ્ત" લેખ મહાકવિ ટાગોરનો લખેલો છે એટલે કુદરતી રીતે ઘણી ઝમકથી ભરેલો છે (આ લેખ 'નવજીવન'ના ઑક્ટોબર-નવેમ્બરના અંકમાં પ્રકટ કરેલો છે.) પછી 'કાર્લ માર્કસ' અને 'જનરલ આર્મસ્ટ્રૉંગ' વિષેનાં જીવનચિત્રો તનમનાટ ઉપજાવે એવા રંગોથી આલેખાયાં છે. આ ઉપરાંત બીજા પ્રકીર્ણ અનુવાદો છેવટે છે.

અંતમાં, સ્વ. ભાઈ અંબાલાલ આટલી નાની વયમાં ગુજરાતની સેવા છોડીને ચાલતા થયા છતાં પોતાની પાછળ યુવક વર્ગને માટે "યુવક રત્ન" જેવી ઉપયોગી સાહિત્યરૂપી પ્રભા મુકતા ગયા એ કાંઇ ઓછી લોકસેવા નથી. એનો ખરો ઉપયોગ એજ એમના નામનું સ્મારક !

(નવજીવન-ઑફિસ.)

# કૃષિકુળાવિજ્ઞાન.

દુનિયામાં દુઃખનું, દુર્બળતાનું તથા દુર્મતિનું મૂળ અજ્ઞાનતા છે. સઘળી સાધનસામગ્રી છતાં સંકટોમાં સપડાઇ જવાનું કારણ અજ્ઞાનતા છે. અજ્ઞાની માણસની જીંદગાની પશુ સમાન છે. પ્રજાના ત્રીજા ભાગ જેટલો મોટો હિન્દુસ્તાનનો ખેડુત વર્ગ આજે અંધારામાં અથડાય છે. છતે સૂર્યે, છતી આંખે તેને પ્રકાશ માલૂમ પડતો નથી. તેના જ્ઞાનમય નેત્ર ઉપર પડળ પર પડળ પથરાઇ રહેલાં છે. ખેડુતની સાથે આખી હિંદી પ્રજા પણ ડુબે છે. પશ્ચિમની વિદ્યાએ આ દેશમાં પ્રવેશ કરવા માંડયો ત્યારથી દેશની પ્રાચીન વિદ્યા પાછળ પડવા માંડી છે. પશ્ચિમની વિદ્યાનું જ્ઞાન, વસ્તીના પ્રમાણમાં એક નાની સંખ્યામાં ફેલાયું છે. એ નાની સંખ્યાની દૃષ્ટિ પોતાના ઘણા મોટા જથ્થાવાળા અજ્ઞાન ભાઇઓ તરફ પહોંચતી રહી છે. એ દૃષ્ટિએ હાલમાં નવજીવન, નવી જાગૃતિ, અને નવી ભાવનાઓ ધારણ કરવા માંડી છે; અને આશા રખાય છે કે, જે દેશમાં એક વખત છાપવાની કળાના અભાવે હિમાચળથી કન્યાકુમારી સુધી, રામાયણ, મહાભારત, આદિ ગ્રંથોનું જ્ઞાન અને રહસ્ય નાનાં મોટાં, સ્ત્રી, પુરૂષ, બચ્ચાં, બાળા, સર્વેમાં ઓતપ્રોત પ્રસરી રહ્યું હતું, તે દેશમાં, નવા જમાનાના ખરનું જ્ઞાન ફેલાયા વગર રહેશે નહિ. નિયમ, બાંધણી અને વ્યવસ્થા ક્રમે ક્રમે સ્થાયી રૂપ પકડતાં જશે તેમ તેમ કાર્યની સિદ્ધિ થતી જશે–ધીરજ, ઉદ્યમ અને ખંતથી મંડયા રહેવું પડશે–નાણાંની તાણ, કામકરવઈઆની ખોટ તથા જેને માટે કામ કરવાનું છે, તેઓની બેદરકારી એવી અનેક–મુશ્કેલીઓમાંથી પસાર થવાનું છે. ધર્મ–કર્મ છોડી મોહમાં પડેલા અર્જુનને ઉપદેશ કરવામાં શ્રી કૃષ્ણને જે પરિશ્રમ કરવો પડયો હતો, તેવો પરિશ્રમ–ગુજરાત કેળવણી મંડળ કે બીજી કોઇ સંસ્થા કરશે, તો જ ખેડુત તેમ બીજા પછાત પડેલા વર્ગમાંથી અજ્ઞાનતા દૂર થશે, અને તેમ થતાં તે વર્ગોનું જ નહિ પણ આખા દેશનું શ્રેય થશે.

સને ૧૮૪૦ ના અરસામાં આ દેશના કપાસની જાતમાં સુધારો કરવાના પ્રયાસ સરકાર તરફથી કરવામાં આવ્યા હતા. તેનાં પરિણામ જોઇએ તેવાં સંતોષકારક નહિ આવવાથી તે પ્રયોગો પડતા મૂકવામાં આવ્યા હતા. ત્યાર પછી ૧૮૭૭ માં દુકાળ પડયો ત્યાં સુધી દેશની ખેતીવાડીમાં સુધારા વધારા કરવા તરફ ઘણું થોડું લક્ષ અપાયું હતું. દુકાળને લીધે કમિશન નીમાયું તેણે દેશની ખેતીવાડીમાં સુધારા વધારા કરવા તરફ સરકારનું લક્ષ ખેંચ્યું. ત્યાર પછી ૧૮૮૨ કે ૮૩ થી હિંદુસ્તાન સાથે મુંબઇ ઇલાકામાં પણ પણ ખેતીવાડી ખાતાની સ્થાપના થઈ. આ ખાતાની ખાસ ફરજ નકી થવામાં ૨૦ વરસ પસાર થઇ ગયાં. એ અરસામાં આ ખાતાએ સરકારને ખેતીવાડીના આંકડા પૂરા પાડવાનું, તથા પ્રયોગો સારૂ રાખેલાં કેટલાંક સરકારી ખેતરો ઉપર દેખરેખ રાખવાનું કામ કર્યું. ખેતીવાડી ખાતાની સ્થાપના સાથે પૂણામાં ઇજનેરી કોલેજને અંગે ખેતીવાડીનું વિજ્ઞાન આપનારા વર્ગો ખોલવામાં આવ્યા. બે ત્રણ વરસે આ વર્ગોમાંથી પાસ થયેલા વિદ્યાર્થીઓને જીલ્લાની અંગ્રેજી હાઇસ્કુલોમાં ખેતીનું જ્ઞાન આપવા માટે શિક્ષકો નીમવામાં આવ્યા હતા. તે સ્કુલો સાથે ખેતી-સબંધી પ્રયોગ કરવાનાં ખેતરો રાખવામાં આવ્યાં હતાં.

ખેતીવાડી સંબંધી શિક્ષણ આપવાનો આ પ્રયાસ થોડાં વરસોથી બંધ પડી ગયો, અને એવો મામલો છેક ૧૯૦૫ સુધી ચાલ્યો. એ વરસમાં પૂણાની અંદર ખેતીવાડીની ઇલાયદી કોલેજ સ્થાપવામાં આવી. તેની સાથે ખેતીના પ્રયોગ કરવા સારૂ વિશાળ જમીન રોકવામાં આવી, તથા ઇલાકાના થોડાક મોટા જીલ્લાઓમાં ખેતીવાડીના પ્રયોગો કરવા સારૂ ખેતરો રાખવામાં આવ્યાં, અને ઇલાકાની ખેતીવાડીમાં સુધારા-વધારા કરવા એ ખાસ ફરજ ખેતીવાડી ખાતાની નક્કી થઇ. ઇલાકાના જીલ્લાની સેકંડરી કે પ્રાયમરી સ્કુલોમાં ખેતીવાડી સંબંધી જ્ઞાન આપવાની કંઇ યોજના થઇ નથી. આ ખોટ પૂરી પાડવા સતત પ્રયાસની જરૂર છે.

ગુજરાત કેળવણી મંડળ ખેડુતોમાં જ્ઞાનપ્રચાર કરવાની બાબતમાં શું કરી શકે તેમ છે? એ મંડળ વિના જરે માત્ર હાલમાં ટક ટક કરી શકે તેમ છે. તેની પણ જરૂર છે.

યજુર્વેદની ૧૨ મા અધ્યાયના ૬૭ થી ૧૦૨ સુધીના મંત્રમાં કૃષિવિદ્યા વિશે વિવેચન કરવામાં આવેલું છે. તેમાં કૃષિકારના મુખ્ય ગુણ નીચે મુજબ દર્શાવ્યા છે—

૧ કૃષિકાર પ્રથમ તો વિદ્વાન જોઇએ.

૨ પરિણામ તરફ દૃષ્ટિ રાખીને તે કામ કરનાર હોવો જોઈએ.

૩ તે ધૈર્યવાન જોઇએ.

આવા કૃષિકારે પૃથ્વી, સૂર્ય, વરુણ, વાયુ, અને ઋતુઓએ દેવતાઓની આરાધના કરી, તેઓની સાથે હળીમળી, તેઓની આજ્ઞાનુસાર એટલે તેઓ જે રીતે અનુકૂળ હોય તે રીતે પોતાનું કામ કરવું જોઇએ. વેદે દર્શાવેલા ગુણો પૈકી પ્રથમ ગુણથી કૃષિકારો આજે કેવળ બેનશીબ છે. તેઓ અજ્ઞાનનાં અંધારામાં ડુબેલા છે. દરિદ્રતાની અને દુર્બળતાની સીમાએ પહોંચેલા છે; છતાં ઉદ્યમી અને ઉદાર, મહેનતુ અને મગરૂર છે. એક ઉદાર તથા મગરૂર ખેડુત કહેતાં અચકાતો નથી કેઃ—

" પ્રધાન રાજા પાટવી, પરેક્ષ તલાટી થાય "
" ગામ શેઠ ને ગરાશીઆ, મારૂં આપ્યું ખાય. "

* * * * *

" કરોડ જણ કણબી પુંઠે, દેવ સરીખા સોય, "
" રાજા પાછળ કોઇ નહિ, આપ વિચારી જોય. "

પૂર્વનો વિદ્વાન ખેડુત ધન, ધાન્ય, પશુ, પુત્રાદિ સંપત્તિથી પૂર્ણ હતો. આજનો ખેડુત અજ્ઞાનતાથી દરિદ્રતાના દરીઆમાં ડુબેલો, અન્ન વસ્ત્રથી હાલ-હેવાલ થયલો દૃષ્ટિગોચર થાય છે. અમેરિકાનો ખેડુત મોટરમાં ફરે છે, ટેલીફોનથી વાતો કરે છે, ખેતરોને વીજળીના હળથી પાણી પાય છે. અમેરિકામાં ખેતીવાડીના જ્ઞાનના ફેલાવા માટે ખાસ શાળાઓ સ્થપાએલી છે. જાતજાતના અખતરાઓ કરવામાં દર વરસે કરોડો રૂપીઆ ખરચાય છે. ખેતીવાડી ખાતાના જુદા જુદા વિભાગ પાડેલા હોય છે. વાતાવરણ એટલે હવાના ખાતા તરફથી દરરોજ હવામાં વાદળાં ઝાકળ ધુમસ વિગેરેથી શા શા ફેરફાર થવાના છે તેની આગાહીના રોજીંદા હેવાલો ખેડુતોની જાણ સારૂ પ્રગટ કરવામાં આવે

છે. ઢોરોના રોગ અને તેના ઉપચારની જાહેરાતો વખતો વખત પ્રગટ કરવામાં આવે છે. ખેતરોમાં ઉગી નીકળતાં ઝાંખરાં તૂલોની કેવી રીતે નુકશાન કરે છે, તેઓનો નાશ શી રીતે કરવો, જુદાં જુદાં તૂલનાં રોગો, તેના ઇલાજો, જીવડાંની જાતો, તેનાથી થતું નુકશાન, તેના ઇલાજ, પક્ષીઓની જાતો, કયાં પક્ષીઓ જીવડાંનો નાશ કરી ખેડુતોને લાભ કરે છે, તે કયાં તૂલો ખાઇ જઈ નુકસાન કરે છે; એ વિગેરેની માહિતી પૂરી પાડનારાં જુદાં જુદાં ખાતાંઓ હોય છે. જમીનની જાતની તપાસ કરનાર તથા તેમાં સુધારા કરવાની સૂચના કરનારૂં વળી જુદું ખાતું હોય છે. જમીન શા ઉપાયથી ફળદ્રુપ થાય, કયાં તૂલને માટે તે લાયક છે, એ વિગેરે જમીનને લગતી માહિતી ખાતા તરફ લખી જણાવવાથી મફત પૂરી પાડવામાં આવે છે. સરકાર તરફથી સઘળો લાભ અમેરિકાના વિદ્વાન ખેડુતો ઘણી છૂટથી લે છે. દુનીઆના જુદા જુદા દેશોમાં ખેતીવાડીના જ્ઞાનવિજ્ઞાનનાં સાધનથી પાકમાં કેવો વધારો થાય છે, તે નીચેના આંકડાથી જણાશે.

યુનાઇટેડ કિંગડમમાં પીતથી કોહેલા ઘઉ દર એકરે ૩૨, જર્મનીમાં ૨૬, ફ્રાન્સમાં ૧૯, હંગેરીમાં ૧૭, ઑસ્ટ્રિયામાં ૧૬, યુનાઇટેડ સ્ટેઈટસમાં ૧૩, હિંદુસ્તાનમાં ૧૦, તથા રૂશિઆમાં ૯ બુશલ થાય છે.

(મી. સયાણી કૃત એગ્રીકલચર ઇંડસ્ટ્રીઅલ ઇન્ ઈંડીઆ)

અમેરિકાનાં સંસ્થાનોની હાલત હિંદુસ્તાન જેવી હતી. ત્યાંની ૮૦ ટકા વસ્તી પોતાના જીવનનો આધાર ખેતીપર રાખતી. કેળવણી અને હુન્નર ઉદ્યોગમાં અમેરિકાનો એ ભાગ ઘણો પછાત હતો. અમેરિકાના ઉત્તર તરફના પ્રદેશના ખેડુતોની વાર્ષિક આવક ૧૦૦૦ ડૉલર હતી; ત્યારે દક્ષિણ પ્રદેશના ખેડુતોની વાર્ષિક આવક ૧૫૦ ડૉલર હતી. ત્યાંની કેળવણીસંસ્થાનું ધ્યાન આ સ્થિતિ તરફ ખેંચવામાં આવ્યું. લોકોની આવક એટલી નહિં હતી કે તેઓ કેળવણી સારૂ શાળાઓ સ્થાપવા માટે નાણાં કહાડી શકે. કેળવણીસંસ્થાએ પ્રથમ ખેડુતોની આર્થિક સ્થિતિ સુધારવા તરફ લક્ષ આપ્યું. જુવાન ખેડુતોને ખેતીમાં સુધારો કરવા પ્રત્યક્ષ જ્ઞાન આપવા સારૂં જગે દર જગે અખતરાનાં ખેતરો કહાડવાની તથા થોડાક ખેડુતોનાં ખેતરમાં સુધરેલી રીતે ખેતી કરી બતાવવાની યોજના તૈયાર કરી દશ વર્ષમાં પરિણામ એ આવ્યુ કે એકરે સાધારણ ૫૦૩ પૌંડ કપાસ થતો હતો, તેને ઠેકાણે અખતરાવાળાં ખેતરોમાં ૯૦૬ પૌંડ કપાસ ૧૯૦૯ માં થયો. ત્યાર પછી થોડો થોડો વધારો થતાં ૧૯૧૨ માં સાધારણ નિપજ ૫૭૯ પૌંડ પર આવી, અને અખતરાવાળાં ખેતરની નિપજ ૧૦૫૪ પૌંડ પર આવી. અનાજની બાબતમાં પણ તેમ જ થયું. ૧૯૦૯ માં સાધારણ ઉપજ ૧૬ બુશલ હતી, ને અખતરાવાળાં ખેતરમાં ૩૧ બુશલ હતી; ૧૯૧૨ માં સાધારણ ઉપજ ૧૯ બુશલ થઇ અને અખતરાવાળાં ખેતરમાં ૩૫ બુશલ થઇ. (એગ્રીકલચર જર્નલ ઑફ ઇંડીઆ જાનેવારી ૧૯૧૬) ખાનદેશમાં આવેલાં જળગામના સરકારી ફૅર્મ ઉપર ૧૯૧૫–૧૬ માં દર એકરે ૭૭૭ પૌંડ કપાસ તથા ૬૧૧ પૌંડ ઘઉં થયા હતા. દાહોદ ફૅર્મ ઉપર ૬૮૨ પૌંડ કપાસ થયો હતો. સુરતના સરકારી ફૅર્મ પર ૧૯૧૬–૧૭ માં દર એકરે ૫૬૦ થી ૭૮૦ પૌંડ કપાસ તથા ૯૯૭ થી ૧૮૦૮ પૌંડ સુધી જુવાર થયાં હતાં.

વિજ્ઞાનની મદદથી ખેતી કેવી થાય છે, તે ઉપરની હકીકતથી જણાય આવે છે. કૃષિવિદ્યાના જ્ઞાનનો દેશમાં બહોળો પ્રચાર શી રીતે થાય તે તરફ રાજા પ્રજાનું લક્ષ

વધુ દોરાવું જોઇએ. ૧૮૭૭ના દુકાળ પછી હિંદુસ્તાનની ખેતીવાડીમાં સુધારા કરવા તરફ સરકારનું લક્ષ દોરવાયું. પરંતુ દેશના વિસ્તારના પ્રમાણમાં પૂરતું પરીણામ હજુ સુધી આવ્યું નથી. ગુજરાતમાં સુરતના સરકારી ફૉર્મ જેવું મોટું ફૉર્મ બીજા કોઇ જીલ્લામાં નથી. દાહોદમાં ગુજરાતી ખેતીવાડીની શાળા ઉઘડવાની તૈયારીમાં છે. તે સિવાય બીજા કોઇ સ્થળે શાળા છે નહિ. દરેક ખેતીવાડીનો ઓવરસીઅર સરકારે રાખેલો છે. તેઓ ખેડુતોને ખેતીમાં સુધારાની દિશા સૂચવવા પ્રયાસ કરે છે; પણ ખેડુતોમાં જોઇએ તેવી જાગૃતિ હજુ આવેલી જણાતી નથી. નાણાંની તાણને લીધે સરકાર હાલમાં કાંઈ વધુ કરી શકતી નથી સરકારથી નાણાંની તાણને લીધે વધુ થઈ શકતું નથી. તો ગુજરાત કેળવણી મંડલ કેવી રીતે કેવું કામ કરી શકે તેની અટકળ થવી મુશ્કેલ છે. જ્યાં સુધી નાણાંની મુશ્કેલી દૂર થાય નહિં, ત્યાં સુધી સરકાર કે ગુજરાત કેળવણી મંડળ કંઈ કરી શકે તેમ નથી. સરકાર પાસે વધુ નાણાં કઢાવવાં એ કામ સરકારની ધારાસભાના પ્રજા પક્ષના સભાસદોનું છે. કેળવણી મંડળને નાણાં પૂરાં પાડવાનું કામ પ્રજા તથા દેશી રાજવંશીઓનું છે. ગુજરાતમાં અંગ્રેજી પાંચ જીલ્લામાં સને ૧૯૧૫-૧૬ ના ૪૬,૮૫ ૯૬૫ એકર ખેડાણ જમીન હતી. ગામડા, તાલુકા, તથા જીલ્લાઓમાં કેળવણી મંડળના સેવકોની મદદથી ખેડુતો સ્વેચ્છાથી વીઘે એક પાઇ, (એકરે બે પાઇ) લેખે જો આપે તો લગભગ રૂપીઆ ૨૮,૪૦૫ આ રીતે એકઠા થાય. ગુજરાતમાં આવેલાં દેશી સંસ્થાનોના ખેડુતો તરફથી પણ આવી રીતે નાણું મેળવી શકાય. તેમાં રાજાઓ, નવાબો, ઠાકોરો, મોટા તાલુકદારો તથા જમીનદારોની ભેટનો ઉમેરો થાય તો એક મોટી રકમ એકઠી કરી શકાય.

દશ લાખ રૂપીયા સુધીની રકમ થાય તો કેળવણી મંડળ પ્રથમ ગુજરાત કાઠિઆવાડના મધ્યમાં એક ખેતીવાડીની કોલેજ તથા તેની સાથે ખાસ કરી શોધખોળ (રીસર્ચ) નું ખાતું ઉઘાડી શકે. શોધખોળના ખાતાની પ્રથમ જરૂર છે. એમાં ભૂસ્તર વિદ્યા, રસાયન વિદ્યા, જંતુ વિદ્યા, પક્ષી વિદ્યા, વનસ્પતિ વિદ્યા, યંત્ર વિદ્યા, વિગેરેના નિશ્ચયાત્મક પ્રયોગો થઇ કોલેજના વિદ્યાર્થીઓના મન પર ઠસે, તો તેનાથી પછી માધ્યમિક, પ્રાથમિક શાળાઓમાં તથા ખેડુત વર્ગમાં તેનું જ્ઞાન ફેલાવી શકાય. ગુજરાત કેળવણી મંડળે ગુજરાતી ભાષાવાળા પ્રદેશના ક્ષેત્રનો પોતામાં સમાવેશ કરી લેવો ઘટે છે; તેથી કાઠીઆવાડ પણ દાખલ થઇ જાય. આ મંડળની શાખા તરીકે એક ગુજરાત અને બીજું કાઠિઆવાડ એવાં બે મુખ્ય ખેતીવાડી મંડળો સ્થાપવાં. તેની શાખાઓ જીલ્લાઓમાં પ્રસરવાથી ખેતીવાડી મંડળો મારફત કેળવણી મંડળ દક્ષિણ અમેરિકાની પદ્ધતિનું અનુકરણ કરી ખેડુતોમાં કર્મેન્દ્રિયગોચર જ્ઞાન ફેલાવી શકે. કેળવણી મંડળ સંસ્કૃત, ઇંગ્રેજી, અરબી, ફારસી, વિગેરે ભાષાઓમાંથી કૃષિ વિદ્યાનો જ્ઞાનભંડાર એકઠો કરે, અને વખતો વખત સમયાનુસાર જ્ઞાન. ખેડુત વર્ગમાં ખેતીવાડી મંડળો મારફત ફેલાવી શકે. સ્પેઇનમાં મુસલમાની અમલ દરમ્યાન કૃષિવિદ્યા ઉંચે દરજ્જે પહોંચી હતી એટલે અરબી, ફારસી ભાષામાં કૃષિવિદ્યાજ્ઞાનનાં લખાણો હોવાં જોઇએ, નાણું એકઠું થતાં સુધી કેળવણી મંડળ પોતાનું મહત્વનું કાર્ય કરી નહિં શકે તો પણ ખેતીવાડી મંડળો દ્વારા કંઇક પ્રાથમિક કામ ઉપાડી લે તોપણ થોડું કામ કરેલું લેખાશે નહિ. મંડળને લોકૈષણા તથા વિત્તૈષણા-વગરના સેવકોની આ કામમાં પ્રથમ જરૂર પૂરી પાડવી, એ દેશભક્તોનું કર્તવ્ય છે.

ચીમનલાલ હરદેરામ.

તેમ છતાં હું રાજ્યને જમીનદોસ્ત કરવા માંગતો નથી. હાલ તરત તો સારો રાજ્ય-કારભાર માંગું છું. એ માંગવાની દરેક માણસની ફરજ છે. જે દેશની અંદર ઘણા મતથી બધી વસ્તુ થતી હોય ત્યાં ન્યાયજ મળે છે એમ માનવું એ મ્હોટી ભૂલ છે, અને તે ભૂલ નહિ જોવાથી ઘણા અન્યાયો થયાં કરે છે. ઝાઝા માણસો કરે તે ખરૂં જ હોય એવી માન્યતા એ ખોટો વ્હેમ છે. શું એવી જાતનું રાજ્ય ન થઇ શકે, કે જ્યાં ઘણા માણસો કહે તેનો અમલ થવાને બદલે જે સાચું હોય તેનો જ અમલ થાય? શું માણસે પોતાનો આત્મા રાજ્યકર્ત્તાઓને વેચી દીધો છે? એમ જો હોય તો આપણે માણસ શાના? હું તો કહું છું કે આપણે માણસ પહેલા અને પછી રૈયત. કાયદાને માન આપવાનો ગુણ કેળવવાની કશીએ જરૂર હું જોતો નથી. સત્યને માન આપવાની જરૂર હરહમેશ છે. મારાથી એકજ ફરજ ધારણ કરી શકાય છે, અને તે એ કે જે સત્ય હોય તેજ મારે કરવું. કાયદાથી કોઇ દહાડો માણસ જરાએ વધારે ન્યાયી થયેલો મેં જાણ્યો નથી. પણ મેં એવું તો જોયું છે અને જોઉં છું કે સાધારણ રીતે ન્યાયી બુદ્ધિના માણસો પોતાના ભોળપણથી અન્યાય ફેલાવવામાં હથિયાર રૂપ બને છે. કાયદાને અનહદ માન આપવાનું પરિણામ, આપણે બધા જોઇએ છીએ કે રાજ્ય લડાઇમાં ઉતર્યું કે લશ્કરમાં પૂતળાંની માફક ટપાટપ આપણે ઉતરી પડીએ છીએ અને નંગે મ્હોડે, ઉપરિના હુકમ ઉઠાવીએ છીએ. ઘણા માણસોનો તો ધંધોજ લશ્કરની નોકરી છે. પછી અમુક લડાઇ ખરાબ છે એમ ચોક્કસ સમજ્યા છતાં તેમાં તેઓ તણાય છે. એવાને શું આપણે માણસો ગણશું કે કસાઇના હાથમાં કુહાડો ગણશું? આવા માણસો લાકડા કે રોડા સમાન છે. તેવા માણસોને માન કેમ આપી શકાય? પશુઓ કરતાં તેની કીમત વધારે કેમ ગણી શકાય? વળી ઘણા કાયદાના હિમાયતી બને છે, વકીલો બને છે, એલચીઓ બને છે. તેઓ પોતાની અક્કલ વડે રાજ્યનું રક્ષણ કરવાનો ફાંકો રાખે છે પણ હું જોઉં છું કે તેઓ વગર વિચાર્યે અને અજાણ્યે સેતાનની સેવા કરે છે. ખરા મર્દો તો કોઇક વિરલા—આપણા વીરો, આપણા દેશભક્તો, આપણા મહાન્ સુધારકો—છે, જેઓ સત્યથી રાજ્યની સેવા કરવા ઇચ્છે છે અને જેમને હમેશાં રાજ્યની સામે થઇનેજ તે સેવા કરવી પડે છે. સાધારણ રીતે, રાજ્ય આવાઓને પોતાના દુશ્મન લેખે છે.

ડાહ્યો માણસ તો મર્દની રીતેજ કામ કરશે, બીજાનો નચાવ્યો નહિ નાચે. આ અમેરિકાના રાજ્યને નિભાવવા જે માણસ યત્ન કરે તે નામર્દ સમજવો. જે રાજ્ય ગુલામોની ઉપર સત્તા ધરાવે છે તેને મારૂં રાજ્ય હું ગણી શકતો નથી. જ્યારે બહુ જુલમ થાય ત્યારે જુલ્મી રાજ્યની સામે થવાનો માણસ જાતનો હક્ક છે. કેટલાક માણસો કહે છે કે અમેરિકાનું હાલનું રાજ્ય તેવું જુલ્મી નથી; કારણ તેઓની જાત ઉપર હુમલો નથી, અને બીજાની ઉપર થાય છે તેની આવું બોલનારને દરકાર નથી.

જેમ દરેક સંચામાં થોડો ઘણો કાટ હોય છે, તેમ દરેક રાજ્યતંત્રમાં પણ હોય છે. તે કાટ દૂર કરવાને સારૂ સામે થવાની જરૂર કદાપિ ભલે ન હોય; પણ જ્યારે કાટ એજ સંચો બને, જ્યારે જુલમ એ કાયદાનું રૂપ પકડે, ત્યારે એ રાજ્ય મર્દોને ન ખપે.

શરીર જાય તો પણ ન્યાય કરવો, એ સત્ય જાળવવું. મેં ડૂબતા માણસ પાસેથી તુમડું ઝુંટવી લીધું હોય તો તે મારી જીંદગી જાય તોપણ મારે તેને પાછું આપવું જોઇએ. તેમજ કદિ અમેરિકાનું રાજ્ય ડૂબે તોપણ તેણે ગુલામોને છુટા કરવા ઘટે છે.

આપણે બોલીએ છીએ કે સમાજ અમુક કામને સારૂ તૈયાર નથી; પણ સારૂં કરતાં હમેશાં વખત લાગે છે. કેમકે થોડા માણસો જે સુધારો કરવા માંગતા હોય તે બધા બહાદુર નથી હોતા. તમારા જેટલા બહાદુર બધા માણસ થાય નહિ તેની ફિકર નથી, પણ

સમાજમાં કેટલાક તો સંપૂર્ણ શુદ્ધ હોવા જોઇએ. જેમ એક ખમીરનું બુંદ આટામાં વ્યાપીને આખી રોટીને ફુલાવે છે, તેમ આવા માણસો સમાજમાં વ્યાપીને આખા સમાજને ચડાવે છે. એવા તો હજારો છે, કે જેઓના વિચાર ગુલામીની સામે છે પણ જેઓનાં આચરણ પોતાના વિચારથી વિરૂદ્ધ છે. તેઓ પોતાને વૉશિંગ્ટન અને ફ્રૅન્કલનના વંશજો કહાવે છે, પણ ખીસામાં હાથ ઘાલી ચમન કર્યા કરે છે. આજના દેશસેવકો અને પ્રામાણિક માણસો કેવા છે? તેઓ ઢચુપચુ મનના છે, દિલગીરીના ઠરાવો પસાર કરે છે અને અરજીઓ કરે છે; પણ કશી વાતમાં તેઓનો જીવ નથી હોતો એટલે તેમાં ભલીવાર પણ શી હોય? તેઓ રાહ જોતા બેસે છે કે કોઈ બીજો દુઃખનું નિવારણ કરનારો નીકળે તો પોતાની તળે રેલો ન આવે.

જગતમાં હજારે નવસોનવાણું સત્યની વાતો કરનારા હોય છે, આચરનારો એક હોય છે, પણ સત્યના હજાર વાતો કરનારા કરતાં સત્યના એક આચરનારની કીંમત ઘણી વધારે છે. ખજાનો સાચવનારા ઘણા હોય, તેનાથી તેમાંથી એક પાઇ પણ નહિ આપી શકાય. ખજાનાનો માલેક એકજ હોય, છતાં તે બધું લૂટાવી શકે છે.

માણસ સત્યની તરફ મત આપે એટલે કાંઇ તે સત્ય આચરતો કહેવાય નહિ. જ્યાં સુધી પોતાનો મત સિદ્ધ કરવાની તેને ધગશ નથી હોતી ત્યાં સુધી તે મતનું કંઈ ફળ નથી. બહુમતીના નિર્ણય ઉપર પોતાનો સિદ્ધાન્ત છોડવાને બદલે તેણે એકલા ઝૂઝવું જોઇએ. બહુમતીએ જે કામ થાય તેમાં કરાવવાપણું શું રહ્યું? જ્યારે ઘણા માણસો ગુલામી રદ કરવાનો મત આપશે ત્યારે એમ જાણવું કે ગુલામી રદ કરવાપણું રહ્યું નથી. તેની સામે ઝૂઝનાર એક સાચા માણસો જ તેનું મૂળ ઉખેડયું હતું, એમ જાણવું.

હું એમ નથી કહેતો કે દરેક માણસ જ્યાં જ્યાં ખોટું જુએ ત્યાં ત્યાં તે દૂર કરવાને બંધાયેલો છે; પણ હું ચોક્કસ કહું છું કે તે પોતે ખોટામાં ભાગ નહિ લેવા તો બંધાયેલો છે જ. માણસ, માત્ર વિચાર કરી તે પ્રમાણે વર્તે નહિ તેમાં શી મઝા હોય? જો મારો માલ કોઇ ચોરી જાય તો હું તે ઠીક થયું ગણી બેસી રહેતો નથી પણ ચોરાયેલો માલ પાછો મેળવવા અને ફરી ન ચોરાય તેમ કરવા પ્રયત્ન કરૂં છું. જે માણસ કહે છે તેમ કરે છે તે જુદી જાતનો બને છે. તેવો માણસ નથી દેશની, નથી સગાની કે નથી મિત્રોની દરકાર કરતો; સત્યને સેવતો આ બધાને તે સેવે છે.

જુલ્મી કાયદા છે, એમ આપણે કબૂલ કરીએ છીએ. તેની સામે આપણે થવું? સાધારણ રીતે માણસો કહે છે કે જ્યારે ઘણા માણસો તે કાયદા નાપસંદ કરશે ત્યારે તે રદ થશે. તેઓ ... નેઓ સામે થાય તો કાયદાની ખરાબી કરતાં સામે થવાની ... રહી શકે તેટલે અંશે જ ... સામે થનારાનો દોષ નથી. દોષ અમલ-
... કે અમેરિકામાં લશ્કર ન હોય અથવા
પણ તે પ્રમાણે કહેનારાનું માનવું ભૂલ ભરેલું કે હજાર માણસ, એક સો માણસ, અરે
કારક છે, તેનું લશ્કર હાનિકર્તા છે. આવા માણ નહિ એક પ્રામાણિક માણસ—ગુલામીની
શરીર છે અને તેના વિના તે સત્તા-ઘડીભર ન ની ભાગીદારીમાંથી બાતલ થઇ જાય અને
દોરથી દબાયલા રહી આ વાત જોઇ શકતા નથી. ખરી રીતે ... જાય અને
રાજ્યસત્તા બન્ને આપણે એટલે દૈવનજ નભાવી રાખીએ છીએ. ... ીરી નાબુદ થાય.

એટલે આપણે જોયું કે આપણે પોતાની મેળે છેતરાયાં કરીએ છીએ ... ત્વાના પાપમાં રાજ્યે કોઇ સાહસ પોતાની મેળે ઉપાડયું હોય એમ નથી. નથી તેણે આપ બીજાઓના રાખ્યા કે નથી તેણે આપણને કાંઇ કેળવણી આપી. આજે આપણે જે કાંઇ વાર રાજ્ય રાજ્યને લીધે નહિ પણ આપણા પોતામાં જે કાંઇ દૈવત છે તેને લઇને છી નાર મારી રાજ્યસત્તાને લીધે આપણી કેળવણી અને હોશિયારીમાં કંઇક ઊણપ આવી છે.

પાસે કર લેવા આવે છે. તે વેળા મારે તેને કર આપવાની ના પાડવીજ જોઇએ. જો એક હજાર માણસો કર આપવા ના પાડે તો તેમાં કશો અત્યાચાર થતો નથી, પણ રાજ્ય જે અત્યાચાર કરે છે તેમાં કર આપવાની મદદ થતી હોય, કર આપવામાંજ અત્યાચાર રહેલો છે.

હું જાણું છું કે મૅસેચ્યુસેટ્સમાં એકજ ખરો બહાદુર, ગુલામીની સામે થઇને વેરો નહિ આપી જેલમાં જશે તો તેજ દહાડે ગુલામોની બેડી તુટવાની શરૂઆત થશે. જે ચીજ બરાબર કરવામાં આવે તેજ બની કહેવાય; પણ આપણે તો લાંબી વાતો કરીને માનીએ છીએ કે વાતો એજ આપણું કામ છે. ગુલામી તોડવાની હિલચાલને ટેકો આપનારાં ઘણાં છાપાં છે; પણ એક મર્દ નથી.

જે રાજ્યમાં ખોટી રીતે માણસોને જેલમાં નાંખવામાં આવે છે તે રાજ્યમાં ન્યાયી અને સારા માણસોનું ઘર જેલ છે. તેથી મૅસેચ્યુસેટ્સમાં આજે સારા માણસોનો વાસ જેલમાં જ હોવો જોઇએ. ગુલામી રાજ્યમાં માણસ જેલમાં જ સ્વતંત્ર છે. ત્યાંજ તેનું માન છે. જેઓ એમ માને છે કે સારા માણસો જેલ જશે તો પાછળથી અન્યાયની સામે લડત ચલાવનાર કોઇ રહેશે નહિ. તેઓની લડત કેમ ચાલે તેનું ભાન નથી. તેઓને ખરાની સત્તા ખોટા ઉપર કેટલી ચાલે છે તેનું માપ નથી જેલમાં પડેલા અને અન્યાયના જુલમનો અનુભવ કરનારા જેલમાં જેટલું કામ કરી શકશે તેટલું જેલની બહાર નહિ કરી શકે. થોડા વિરૂદ્ધ વિચારના માણસો, ઘણા માણસોની સાથે ખેંચાયાં કરે ત્યાં સુધી તેઓ વિરૂદ્ધ વિચારના કહેવાય જ નહિ. તેઓએ પોતાનું બધું વજન વિરૂદ્ધ ગતિ આપવામાં વાપરવું ઘટે છે.

હું મારા પડોશીઓની સાથે વાતચીત કરૂં છું, ત્યારે મને માલમ પડે છે કે તેઓ સામે થાય તો બધું ખોઇ બેસે અને તેઓનાં બાયડી છોકરાં રઝળી પડે એમ તેઓને બીક છે. મારે પોતાને જો રાજ્ય ઉપર મારા કુટુંબનો આવી રીતનો આધાર રાખવાનો હોય તો હું તો નિરાશ થઇ પડું.

મને લાગે છે કે જુલમી રાજ્યને તાબે થવું એ શરમ ભરેલું છે. તેની સામે થવું એ રહેલું અને સરસ છે. મેં છ વર્ષ થયાં કર આપ્યો નથી તેથી એક વખત એક રાતને સારૂ મને જેલમાં રાખવામાં આવ્યો હતો. જ્યારે આ કેદખાનાની દિવાલો અને તેના લોખંડના દરવાજા તપાસ્યા ત્યારે મને રાજ્યની મૂર્ખાઇનો ખ્યાલ આવ્યો, કેમકે મને કેદ કરનારા તો એમજ ધારતા હશે કે હું ગાત્ર હાડકાં અને માંસનો બનેલો છું. તે મૂર્ખાઓ જાણતા નથી કે હું દિવાલોથી ઘેરાયલા છતાં બીજાઓ કરતાં છુટો છું. હું કેદમાં હતો એમ મને ન લાગ્યું. મને તો એમજ જણાયું કે જેઓ બહાર હતા, તેઓ કેદીની સ્થિતિમાં હતા. મને તેઓ પહોંચી શકયા નહિ તેથી મારા શરીરને સજા કરી. તેમ થવાથી હું વધારે છુટો થયો અને મારા વિચારો તે રાજ્યને સારૂ વધારે ભયંકર થયા. મેં જોયું છે કે છોકરાંઓ કોઇ માણસને કાંઇ ન કરી શકે તો તેના કૂતરાને કનડે છે, તેમ રાજ્ય મને કાંઇ નથી કરી શકતું ત્યારે મારા શરીરને ઇજા આપે છે. વળી મેં એમ પણ જોયું કે શરીરને ઇજા આપતાં પણ રાજ્ય ડરતું હતું. તેથી મારૂં જે કાંઇ માન રાજ્ય પ્રત્યે હતું તેયે ગયું *

મોહનદાસ કરમચંદ ગાંધી.

* પ્રકાશક રા. વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ અને રા. મહાદેવ હરિભાઇ દેસાઇ અમદાવાદ.

# ગૂજરાતનું જાહેર જીવન.

## અમદાવાદ.

**મફત વાચનાલય.** અત્રેની હોમરૂલ લીગની ઑફિસમાં તા. ૧-૧-૧૯ ના દિનથી હોમરૂલ લીગને અંગે એક મફત વાચનાલય સ્થાપવામાં આવ્યું છે, જેનો લાભ ઘણા વાચકો લે છે.

**'સ્ત્રીઓની સ્વતંત્રતા.'** તા. ૧૮ મી જાનેવારીએ અત્રેના સ્ટુડન્ટસ બ્રધરહુડ તરફથી પ્રેમાભાઇ હોલમા પ્રો. દેશપાંડેએ "સ્ત્રી જાતિની સ્વતંત્રતા" એ વિષય ઉપર એક વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું હતું. પ્રમુખસ્થાન શ્રીમતિ શારદાગૌરી બી. એ. ને અર્પવામાં આવ્યું હતું. સ્ત્રીઓના મળવા જોઈતા મતાધિકારની તરફેણમાં ભાષણકર્તાની મુખ્ય દલીલો હતી

**અનાજના અંકુશ સામે પ્રજાવિરોધ.** તા. ૨૧ મીએ અત્રેના શહેરીઓની એક જાહેર સભા ડા. હરિપ્રસાદ વ્રજરાયના પ્રમુખપદ નીચે મળી હતી. સભામાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે-"આજ કાલ વધી પડેલા અમલ્ય અનાજના ભાવો તરફ આ સભા ઉત્તર વિભાગના કમિશનર સાહેબનું લક્ષ ખેંચી, દુકાળના વખતમાં અનાજના અંકુશની સરકારી રાજનીતિને તે માટે જવાબદાર ઠરાવે છે અને ધારે છે કે હિન્દના અન્ય ભાગોમાંથી અનાજ લાવવામાં રેલ્વેની હરકતો દૂર કરવાથી તેમજ બર્મા અને હિંદુસ્થાન બહારથી આયાત થતા અનાજનું આગબોટનું નૂર ઘટાડવાથી ઘણે અંશે મોંઘવારી દૂર થશે. તદુપરાંત આ સંબંધમાં ના. મુંબાઇ સરકાર તેમજ હિન્દી સરકારનું લક્ષ્ય દોરી, અનાજના ભાવ સોંઘા કરાવવા આ સભા વિનતિ કરે છે." ઉપલો ઠરાવ સરકારને મોકલી આપવામાં આવ્યો છે; પણ તેનો કાંઇ જવાબ મળ્યો હોય એમ જણાતું નથી.

**મહિલાવિદ્યાલયોની પરીક્ષાઓ.** અત્રેના ગૂજરાત કેળવણી મંડળની વ્યવસ્થાપક કમિટીની મળેલી સભાએ એવું ઠરાવ્યું છે કે-ગુજરાતનાં મહિલા વિદ્યાલયોના છેવટના વર્ગના તેમજ ઉંચી કેળવણી માટેના ક્રમ, પરીક્ષા વગેરેની વ્યવસ્થા કરવા માટે એક નવીન મંડળ સ્થાપવું.

**ઐતિહાસિક કથન.** ગૂજરાત સાહિત્ય સભા તરફથી તા. ૨૦ મી જાનેવારીને સોમવારે પ્રેમાભાઇ હોલમાં સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદ નીચે મળેલી એક વાર્તા સભા સમક્ષ કાઠીઆવાડના કેટલાક રાજાઓના રાજકવિ ગુલાબસિંહે "પૃથુરાજ તથા સોમેશ્વરની ઉત્પત્તિની વાર્તામાં ઢુંઢા રાક્ષસ" ની કથાવાળો ભાગ દુહા, કવિત વગેરે સાથે કહી સંભળાવ્યો હતો. સભામાં ઘણાં સ્ત્રીપુરૂષોએ હાજરી આપી હતી.

**રૂ. ૩૭૫૦૦ની મ્યુનિસિપલ ગ્રાંટ.**

અત્રેની મ્યુનિસિપાલિટીને સરકારે રૂા. ૩૭૫૦૦ ની રકમ ગીચ્ચ વસવાટ દૂર કરવા માટે આપી હતી. તે પાનકોરનાકા આગળનું ગીચ્ચપણું દૂર કરવા સારૂ વાપરવાનું મ્યુનિસિપાલિટીએ ઠરાવ્યું હતું પરંતુ સરકારે તે યોજના પસંદ ન કર્યાથી તા. ૨૭ મી જાનેવારીએ મળેલી મ્યુનિસિપલ સભામાં સરકાર સમક્ષ ત્રણ સૂચનાઓ રજૂ કરવાનું અને તેમાંથી તેને ફાવે તે સૂચના પસંદ કરવાનું ઠરાવવામાં આવ્યું છે. પ્રથમ સૂચના મ્યુનિસિપલ ભંગીઓ જે સ્થળે રહે છે ત્યાંનાં ગંદા કોટડાં તોડી પાડી ત્યાંની ગીર્દી દૂર કરી તેમને માટે નવાં કોટડાં કરવાની; બીજી, શહેરમાં જ્યાં જ્યાં ગંદા નાનાં કોટડાં હોય તે પાડી નાંખી ગીચવસવાટ દૂર કરવાની અને ત્રીજી, ખાડીઆમાં જળોનાકીના નાકાથી ચાર રસ્તા સુધીનો સાંકડો રસ્તો રાજમાર્ગ જેવો બનાવવાની. આ સૂચનાઓ પસંદગીના ક્રમાનુસાર રજૂ કરેલી છે. ઘણાનું માનવું છે કે–સરકાર બીજી સૂચના પસંદ કરે તો ઠીક પણ શું થાય છે તે જોવાનું છે. ગમે તે સૂચના તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ સુધીમાં પાર થઈ તૈયાર કરવાની છે.

**શિશુમંડળનો કોન્સર્ટ.**

અત્રેના શિશુમંડળ તરફથી તા. ૪ થી ફેબ્રુઆરીને દિને શાંતિભુવન થીએટરમાં એક ભવ્ય કોન્સર્ટ દુકાળ નિવારણ ફંડના લાભાર્થ કરવામાં આવ્યો હતો. શ્રીમતિ સરલાદેવી અંબાલાલે કોન્સર્ટના મેળાવડાનું પ્રમુખસ્થાન લીધું હતું. ખાનદાન કુટુંબની કન્યાઓએ ભજવેલો આ કોન્સર્ટ ઘણોજ કાર્યસાધક નીવડ્યો હતો. શ્રીમતિ શારદાગૌરી અને વિદ્યાગૌરીએ કોન્સર્ટની કાળજી ભરી વ્યવસ્થા રાખ્યાનું તે પરિણામ હતું. આ કોન્સર્ટની ચોખ્ખી આવક રૂ. ૨૨૯૨ થઈ હતી.

**પટેલ બીલની હિમાયત.**

તા. ૧૧ મી ફેબ્રુઆરીએ અત્રેના કેટલાક શહેરીઓની એક સભા રા. બા. રમણભાઈના પ્રમુખપણા નીચે મળી હતી. આ સભા ઓ. મિ. પટેલના વર્ણાન્તર લગ્નના બીલના સિદ્ધાન્તને ટેકો આપનારાઓ હિંદુઓની જાહેર સભા હતી. રા. બા. રમણભાઈએ સભામાં પટેલબીલની હિમાયતમાં એક વિસ્તૃત વ્યાખ્યાન આપ્યું હતું.

**સ્ટોક એકસચેંજ.**

શેર સટ્ટાના ઇતિહાસમાં હમેશને માટે અમદાવાદની પ્રતિષ્ઠા જાળવનારા એક સુયોગ્ય પૃષ્ટ રૂપ " સ્ટોક એકસચેંજ " તા. ૧૨ મી ફેબ્રુઆરીએ અત્રે અમદાવાદમાં નવું સ્થપાયું છે. આ મંડળની આગેવાની શેઠ અંબાલાલ સારાભાઈએ લીધી છે. તેનું મકાન રાયપુરમાં શેઠ મગનભાઇ કરમચંદના ડેહેલામાં આવેલું છે. આ મંડળનું ઉપયુક્ત મકાન ખુલ્લું મૂકવાની ક્રિયાનો મેળાવડો ઉપર જણાવેલી તારીખે અત્રેના કલેકટર મી., ચેટફિલ્ડના પ્રમુખપદ નીચે થયો હતો. આ મંડળના નિયમોનું બંધારણ શેરસટ્ટાના ધંધામાં જરાએ ઘોટાળો ન થાય એવું રખાયું છે. તેમાં દાખલ થનારા દલાલોને રૂા. ૧૫૦૦ ભરીને એક કાર્ડ લેવું પડે છે. આવા આશરે ૩૦૦ દલાલો મંડળના સભાસદ થયા છે. બીજો એક સંતોષકારક નિયમ આ મંડળમાં એ દાખલ કરેલો છે કે દલાલો અને ગ્રાહકોએ પોતાનાં કામકાજ મોઢેથી નહીં પણ લિખિત કંટ્રાકટથી નક્કી કરવાં. મંડળના સભાસદોના ગ્રાહકોને જો દલા-

લોનાં કામથી અસંતોષ ઉપજે તો તે આ સંસ્થાના ડીરેક્ટરોને અપીલ કરી દાદ મેળવી શકે. ડીરેક્ટરો તરીકે મોભાદાર અને તટસ્થ ગૃહસ્થોને નીમવામાં આવેલા છે. એમ જણાવવામાં આવે છે કે—આ સંસ્થાનો ઉદ્દેશ વિલાયતમાં ચાલતી આવી સંસ્થાઓને પગલે કામકાજ કરવાનો છે. આ મંડળની પ્રતિષ્ઠાથી શહેરમાં તેને માટે સારો અભિપ્રાય બંધાયો છે; અને અગાઉ જેવા થતા ઘોંટાળા ભવિષ્યમાં બંધ પડશે એમ ધારવામાં આવે છે.

**રૉલેટ કાયદાઓ સામે પ્રતિષેધ.**

રૉલેટ કાયદાઓ સામે અમદાવાદનો વાંધો દર્શાવનારી સૌથી પ્રથમ સભા ફેબ્રુઆરી માસના પહેલા અઠવાડીઆમાં રા. બા. રમણભાઇ મહીપતરામ નિલકંઠ ( જેમના રાજદ્વારી વિચારો વિનીત પક્ષના છે ) તેમના પ્રમુખપદ નીચે મળી હતી. ઓન. રા. સા. હરિલાલ દેસાઇભાઇ દેસાઇ ( મુંબાઇની ધારાસભાના સભ્ય ) ની દરખાસ્ત અને મી. હોરમસજી ચાહેવાળા ( અહીંની મ્યુનિસિપાલિટીમાં સરકાર તરફથી નીમાયલા સભ્ય ) ના ટેકાથી આ બીલો સામે વાંધો જાહેર કરનારો રજુ થયલો એક ઠરાવ સભાએ પસાર કર્યો હતો.

આ કાયદાઓ સામે અમદાવાદનો બીજો પ્રતિષેધ ગુજરાત સભા તરફથી કરવામાં આવ્યો છે. ના. વાઇસરોય ઉપર તારનો એક સંદેશો મોકલીને આ સભાએ બીલસ પાછળ હઠાડનારાં અને શહેરીઓનાં હક્કને ઉંધા વાળનારાં જણાવ્યાં છે

બીજી ગુજરાત રાજકીય પરિષદ્ તરફથી પણ તેના સેક્રેટરી શ્રીયુત વલ્લભભાઇ ઝવેરભાઈ પટેલે ના. વાઇસરોયને તારનો સંદેશો મોકલીને પરિષદ્ તરફથી વાંધો દર્શાવ્યો છે.

**વેપારીઓનો વિરોધ**

રૉલેટ બીલ્સ સામે અમદાવાદના વેપારી વર્ગનો વિરોધ દર્શાવવા માટે તા. ૨૩ મી ફેબ્રુઆરીને દિને સ્ટેશન પાસે આવેલા મણિલાલ મેન્શન્સમાં શ્રીયુત વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલના પ્રમુખપણા નીચે એક જાહેર સભા મળી હતી. સભામાં આ કાયદા સામે વિરોધ બતાવી તે કાયદો પ્રજાનો અવાજ દાબી દેવા માટે ઘડાયલો જણાવનારો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. સભામાં મી. જી. કે. માવલંકર, મી. ચીમનલાલ ચીનાઇવાળા, શેઠ જગાભાઇ, મી. કાળીદાસ ઝવેરી વગેરેએ ભાષણો કર્યાં હતાં.

**પોસ્ટલ યુનિયનની સ્થાપના.**

ગઇ–તા. ૨૩–૨–૧૯ ને રોજ બપોરના બે વાગે અત્રે પ્રેમાભાઇ હોલમાં આર. એમ. એમના અને પોસ્ટલ ખાતાના નોકરોની એક ભવ્ય સભા મિ. વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ બેરિસ્ટર–એટ–લોના પ્રમુખપણા હેઠળ મળી હતી. આ પ્રસંગના અંગે થનાર કાર્યો પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવનાર હિંદુસ્તાનના વિવિધ વિભાગોના પોસ્ટલ યુનિયન્સ અને બીજા આર. એમ. એસના નોકરો તરફથી તાર તેમજ પત્રો આવેલા તે વાંચી સંભળાવવામાં આવ્યાં હતાં. ત્યાર બાદ અગત્યનાં સંભાષણ થયા બાદ મુંબઇ ઇલાકા માટે પોસ્ટલ યુનિયનની સ્થાપના કરવામાં આવી હતી અને તેનું મુખ્ય મથક (હેડક્વાર્ટર) અમદાવાદ જ ગણવાનું ઠર્યું હતું. આ સંસ્થાના પ્રમુખ તરીકે મિ. વલ્લભભાઇ પટેલ તથા સેક્રેટરીઝ તરીકે મિ. કૃષ્ણલાલ એન. દેસાઇ એમ. એ. એલએલ. બી. અને મિ. મણિલાલ વિ. કોઠારી નિમાયા છે.

# રૉલેટ બિલ.

( આ ખરડાઓમાં જે સમજૂતીને લગતા ફકરાઓ છે તે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીએ લખેલા છે. )

આ બિલોને કાળા કાયદાનું ઉપનામ આપવામાં આવ્યું છે. એ વિષે આખા હિન્દુસ્તાનમાં ભારે ચળવળ ચાલી રહી છે અને એ બિલ એવાં આકરાં ગણાયાં છે કે તેને વિષે સત્યાગ્રહ શરૂ કરવામાં આવ્યો છે. કેટલાંક પુરૂષ અને સ્ત્રીઓએ સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધી છે, સત્યાગ્રહ-સભા સ્થપાઇ છે, અને લોકોને એ પ્રતિજ્ઞા લેવાની સલાહ આપવામાં આવી છે. એ પ્રતિજ્ઞા લેવાનો અર્થ એ છે કે સત્યાગ્રહી પોતાની ટેક જાળવવાને ખાતર પોતાનું સર્વસ્વ હોમી દેવા તૈયાર છે. એવી આકરી પ્રતિજ્ઞા લેનારને અને એવી પ્રતિજ્ઞા લેવાની સલાહ આપનારને એમ કરવાનાં સબળ કારણો હોવાં જોઇએ. સત્યાગ્રહીઓએ એવી પ્રતિજ્ઞા કરી છે કે મજકુર બિલો "અન્યાયી છે. લોકની સ્વતંત્રતાના સિદ્ધાંતને તોડે છે અને મનુષ્યના કુદરતી હકોનો નાશ કરનારા છે." આ વિશેષણ યોગ્ય રીતે અપાયલાં છે એવું પ્રજાની પાસે સિદ્ધ કરવાની જરૂર છે, અને એ પુરાવો મજકુર બિલોમાંજ હોવો જોઇએ. તેથી જે કાયદાઓને ઉપરનાં વિશેષણો લાગુ પાડી શકાય તેને તાબે થવું એ પોતાની માણસાઇ ખોઇ ગુલામગિરી ધારણ કરવા જેવું છે; અને આવી છાપ નીચેનો સાર વાંચવાથી જેના મનની ઉપર પડે તેઓની ફરજ છે કે તેઓએ સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેવી.

મજકુર બિલોનો સાર નીચે આપેલો છે, તેમાં જે કલમો રોપદૃષ્ટિએ જરૂરની નથી અને જે મુકી દેવાથી સરકારપક્ષને કોઇપણ જાતનો અન્યાય થતો નથી તે કલમોને મુકી દેવામાં આવી છે.

૧૮૯૮ ના ઇન્ડિયન પીનલકોડ, અને કોડ ઑફ્ ક્રિમિનલ પ્રોસીજરમાં સુધારા કરવા માટેનો ખરડો.

### રાજદ્રોહી ખતનો કબજો.

૧૨૪-બ. કોઇ પણ માણસના કબજામાં કોઇ પણ રાજદ્રોહી ખત હશે, અને તે છપાય અથવા ફેલાય એવો તેનો ઇરાદો હશે, અને એવું ખત પોતાના કબજામાં રાખવામાં કાયદાનો હેતુ હતો એવું સાબીત ન કરે, તો તેવા માણસને બે વરસ કેદની સજા થશે, અથવા દંડ થશે અથવા બન્ને જાતની શિક્ષા થશે.

**સમજુતી:**—આ કલમ પુરતો "રાજદ્રોહી ખત" નો અર્થ એવો ગણાશે કે,

(અ) નામદાર રાજા, અથવા બ્રિટિશ હિન્દુસ્તાનમાં કાયદેસર સ્થપાયલી સરકાર, અથવા સામાન્ય રીતે જાહેર નોકરો, અથવા જાહેર નોકરોના કોઇ વર્ગ, અથવા તો વ્યક્તિગત કોઇ જાહેર નોકર વિરૂદ્ધ; અથવા તો

(બ) કલમ ૧૨૧, ૧૨૧ અ, ૧૨૨ કે ૧૩૧ વિરૂદ્ધના ગુન્હા રૂપે જે કાંઇ હોય તેના આચરણ કે પ્રવર્તન વિરૂદ્ધ.

સીધી કે આડકતરી રીતે ઉશ્કેરે અથવા ઉશ્કેરી શકે એવા શબ્દો, એવાં સૂચન કે એવાં ખુલ્લાં કથન જેમાં હોય એવું ખત.

(ટીકાઃ—આનો અર્થ એમ થયો કે જો કોઇ નિર્દોષ જુવાનીયાના ખીસામાં અજ્ઞાનપણે કાંઈ પુસ્તક કે કાગળીયું હોય કે જે ફિતુરી દસ્તાવેજ માનવામાં આવે, તો જ્યાં સુધી તે એમ સાબિત ન કરી શકે કે તેના હાથમાં એ દસ્તાવેજ કાયદેસર કામને સારૂ હતો ત્યાં સુધી તે ગુન્હેગાર ગણાય. આ નવા ગુન્હાથી બ્રિટિશ ન્યાયપદ્ધતિનું એક સુત્ર ફરી જાય છે, અને તે એ છે કે ફરિયાદીએ તોહોમતદાર ઉપર ગુન્હો સાબિત કરવાને બદલે તોહોમતદારે પોતાનું નિર્દોષપણું સાબિત કરી આપવું. મ્હારી ઉપર આરોપ આવે ત્યારે મ્હેં ગુન્હો નથી કર્યો એમ હું કેમ સિદ્ધ કરી શકું ? એનો અર્થજ એ થયો કે મ્હારે તો જેલમાંજ જવું.)

× × ×

## ૧૮૯૮ ના પાંચમા ખરડાની ૩૪૩ મી કલમમાં સુધારો.

"તે એવી શરતે કે, ગુન્હેગારનું ગુન્હાના બળ સામે રક્ષણ કરવાનું વચન, અથવા તો આવા રક્ષણના વચન માટે જે વચન ખરી રીતે આગંતુક હોય તેવું વચન, આ કલમના અર્થમાં લાગવગના ઉપયોગ રૂપ ગણાશે નહિ."

× × ×

## ૧૮૬૦ ના ૪૫ મા કાયદાના છઠ્ઠા પ્રકરણ તળે આવતા ગુન્હાની તપાસ વખતે અગાઉ ગુન્હા માટે પકડાયાનો, કે અગાઉ થયલા ગુન્હેગારો સાથેનો સોબતનો પુરાવો.

૫૧૦–અ. ઇન્ડિયન પીનલકોડના છઠ્ઠા પ્રકરણ તળે આવતા ગુન્હાની તપાસ વખતે નીચે જણાવેલી બાબતો સ્થાને ગણાશે;—

(અ) એ પ્રકરણ તળે આવતા ગુન્હા માટે કોઇ પણ માણસ ઉપર અગાઉ તહોમત મુકાયું હોય તે, અને

(બ) એ પ્રકરણ તળે આવતા ગુન્હા માટે અગાઉ જે માણસ ઉપર તહોમત મુકવામાં આવ્યું હોય તેની સાથે ટેવથી અને રાજીખુશીથી કોઇ પણ માણસ સંસર્ગમાં આવ્યો હોય તે.

"તે એવી શરતે કે, જે ગુન્હો અથવા સંસર્ગ સાબીત કરવાનો ઈરાદો હોય તેની દલીલવાર વિગત સાથે, તપાસની શરૂઆત અગાઉ ઓછામાં ઓછા સાત દિવસ પહેલાં જ્યાં સુધી ગુન્હેગારને પુરાવો આપવા બાબતની લેખી ચેતવણી આપવામાં ન આવે ત્યાં સુધી આ કલમની શરતો તળે પુરાવા તરીકે આવી બાબતો દાખલ થઇ શકશે નહિ."

## ૧૮૯૮ ના ૪૫ મા કાયદાના છઠ્ઠા પ્રકરણ તળે આવતા ગુન્હાની સાબીતી વખતના જામીન.

"૫૬૫ અ. (૧) ઇન્ડિયન પીનલકોડના છઠ્ઠા પ્રકરણ પ્રમાણે શિક્ષાને પાત્ર થતો ગુન્હો જ્યારે કોઇ પણ માણુસ માટે સાબીત થયો હોય, ત્યારે તહોમતદારને સજા ફરમાવતી વખતે અદાલતને યોગ્ય લાગે તો, આવી સજા પૂરી થતાં તેનો છૂટકારો થાય ત્યારે ઉપરોક્ત ખરડાના છઠ્ઠા પ્રકરણ તળે આવતા ગુન્હાની બાબતમાં બે વરસ કરતાં વધારે નહિ એટલા યોગ્ય લાગે તેટલા વખત માટે સારી ચાલચલગત માટેના જામીન સાથેનું ખત રજુ કરવાને ગુન્હેગારને તે હુકમ કરી શકે.

(૨) પેટાકલમ (૧) અનુસાર કોઇ પણ હુકમ ઍપેલેઇટ કોર્ટ અથવા પુનરાવર્તનની સત્તાનો અમલ કરતી વખતે હાઇકોર્ટ કાઢી શકે

(૩) જો કોઈ અદાલત પેટાકલમ (૧) અનુસાર હુકમ કાઢે તો (૧) વધારામાં એવો હુકમ કાઢી શકે કે, જે માણુસ ઉપર આવો હુકમ ફરમાવવામાં આવ્યો હોય તે માણુસ જરૂરના જામીન રજુ કરે, ત્યાં સુધી જેટલા વખત માટે જામીન માગવામા આવ્યા હોય તેટલા વખત સુધીના પોતાના છૂટકારા પછીના રહેઠાણુ બાબત કે તેમાં થયેલા ફેરફાર બાબત એવા માણુસે સ્થાનિક સરકારને અથવા તો સામાન્ય કે ખાસ હુકમથી આ કામ માટે સ્થાનિક સરકારે ખાસ નીમેલા કોઇ અધિકારીને ખબર આપવી પડશે.

(૪) જ્યારે પેટાકલમ (૩) પ્રમાણે છૂટકારા પછીના પોતાના રહેઠાણુ વિષે કે રહેઠાણુમાં થયલા ફેરફાર વિષે કોઇ પણ માણુસ ખબર આપવા બંધાયો હોય ત્યારે સ્થાનિક સરકાર લેખી હુકમ કાઢીને એવુ ફરમાન કરી શકે કે, આવા માણુસે

(अ) હુકમમાં જણાવેલી ધનફળવાળી જગ્યામાં દાખલ થવુ, વસવું કે રહેવું નહિ;

(ब) બતાવેલી બ્રિટિશ હિન્દુસ્તાનની હદમાં વસવું કે રહેવું; અને

(क) ગરબડ ઉભી કરે અથવા પ્રજાને ઉશ્કેરે એવો કોઇ વિષય, અથવા કોઇ રાજકીય વિષય આગળ વધારવા કે ચર્ચવા માટે કે આવા કોઇ વિષયને લગતું લખેલું કે છાપેલું સાહિત્ય વહેંચવા માટે ભરાયલી જાહેર સભામાં ભાષણુ કરવું નહિ.

(૫) ઉપરની પેટાકલમ (૩) માં બતાવેલી ચેતવણી કે પેટાકલમ (૪) પ્રમાણેના હુકમ પ્રમાણે વર્તવાને જે કોઇ માણુસ ના કહેશે અથવા બેદરકાર રહેશે તે માણુસ જાણે કે તેણે ઇન્ડિયન પીનલકોડની કલમ ૧૭૬ તળે આવતો ગુન્હો કર્યો હોય તેમ તેની શિક્ષાને પાત્ર થશે.

(૬) અપીલથી કે બીજી કોઇ રીતે ગુન્હાની સાબીતી રદ જશે, તો આ કલમની શરતો પ્રમાણેના બધા હુકમો પણુ રદ થયલા ગણાશે.

**સમજુતીઃ**—૧૯૧૧ ના પ્રીવેન્શન ઑફ સીડિશિયસ મીટિંગઝ ઍક્ટની ત્રીજી કલમમાં "જાહેર સભા" નો જે અર્થ કરવામાં આવ્યો છે તેજ અર્થ તે શબ્દ માટે આ કલમમાં વાપરવામાં આવ્યો છે.

× × ×

## હેતુઓનું અને કારણોનું નિવેદન.

રૉલેટ કમિટીના અહેવાલના સત્તરમા પ્રકરણમાં દંડને લગતાં પગલાં (સ્થાયી) વિષે જે સૂચનાઓ કરવામાં આવી છે તેનો અમલ આ ખરડાથી થાય છે. ક્રિમિનલ પ્રોસીજર કોડ (ઍમેન્ડમેન્ટ) બિલ વિષે વિચાર કરવા અને સુધારા કરવા માટે નીમાયલી કમિટીએ ઘડેલી નવી ૧૯૬ ખ કલમ ક્રિમિનલ પ્રોસીજર કોડમાં વાકય ૩ થી ઉમેરાય છે.

રૉલેટ કમિટીના અહેવાલના જરૂર પુરતા વિભાગો અહીં નીચે આપવામાં આવ્યા છેઃ—
"૧૭૭.

(अ)

તેમ છતાં અમે એવું ધારીએ છીએ કે, કોડ ઑફ ક્રિમિનલ પ્રોસીજરની કલમ ૩૪૩ માં સુધારો કરવામાં કાંઇ નુકસાન નથી (જેમાં તહોમતદારને કોઇ પણ બાબત કહી દેવાને કે છાની રાખવાને સમજાવવા માટે વચન કે ધમકી આપવાની મના કરવામાં આવી છે તે). એથી એવું સ્પષ્ટ કરવું કે, બીજા કોઇ માણસના ફોજદારી ગુન્હાથી થયલી ઇજા સામે રક્ષણ કરવા માટે તહોમતદારને કે બીજા માણસને વચન- આપવાની કોઇ જાતની મના નથી. આથી એ કલમમાં કાંઇ ફેરફાર થાય છે એવું અમે માનતા જ નથી. જે વચન વિષે અહીં ઉલ્લેખ કરવામાં આવે છે તેથી તેને એટલી ખાત્રી મળે છે કે, કોઇ પણ રીતે પોતે જેનો હકદાર છે તે તો તેને મળશે જ. તેમ છતાં જો આ ફેરફાર જ ગણવામાં આવે, તો તેની દુરસ્તી એટલી બધી ખુલ્લી છે કે, તેની ચર્ચા કરવાની કાંઇ જરૂર રહેતી નથી.

(ब)

રાજદ્વારી ગુન્હાને ખાસ લગતા ફેરફારો બાબતમાં અમે કાયદામાં ત્રણ હમેશના વધારા કરવાની સૂચના કરીએ છીએ.

પહેલું તો એ કે, અમે ધારીએ છીએ કે, ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍકટના નિયમ ૨૫ ને ધોરણે હમેશનો કાયદો પસાર કરવાની જરૂર છે. પોતાના કબજામાં કે તાબામાં જે ખત (જેની વ્યાખ્યા નવેસરથી આપવી પડે) હોય તેને પ્રસિદ્ધ કરવાના કે ફેલાવવાના ઇરાદાથી જે માણસે અટકાવી રાખ્યાં હોય તેને કરવાની સજા એ નિયમમાં આપવામાં આવી છે. તેમ છતાં, હાલનું તેનું સ્વરૂપ જોતાં, ગુન્હાનો સાર તેના અનુમાનનિર્ણય સાથે ગુંચવાઇ જાય છે. અમારા મત પ્રમાણે એ નિયમની ઘટના બદલી નાખવી જોઇએ; અને અમલમાં મુકાયા વિનાના ઇરાદાથી કબજો રાખ્યો હોય તેટલો જ ગુન્હો છે એવું જોતાં સુલેહના વખત માટે સજા બહુ જ આકરી લાગે છે.

અમે એવી ભલામણ પણ કરીએ છીએ કે, કોડ ઑફ ક્રિમિનલ પ્રોસીજરની કલમ ૫૬૫ (અમુક ગુન્હા માટે બીજી વખત ગુન્હેગાર ઠરેલા માણસો છુટયા પછીના પોતાના રહેઠાણની ખબર આપે એવી જાતના હુકમ માટે જેમાં તજવીજ કરવામાં આવી છે તે) નો સિદ્ધાંત પીનલકોડના છઠ્ઠા પ્રકરણ તળે આવતા ગુન્હા (રાજ્ય વિરૂદ્ધના ગુન્હા)

માટે અગાઉ જે માણસ ગુન્હેગાર ઠર્યો હોય કે ન હોય તે માણસ પણ ગુન્હેગાર ઠરે તો તેને પણ લાગુ પાડવો જોઇએ. એટલી મુદતના સારી ચાલચલગતના જામીન આપવાનો હુકમ આવા માણસ ઉપર કાઢી શકાય, અને જો તેમ તે ન કરે તો સરકારને પોતાના રહેઠાણ બાબત ખબર કરવાનો હુકમ એવા માણસને આપી શકાય. તેવા માણસના છુટકારા પછી બે વર્ષ સુધી તેની હીલચાલ ઉપર દબાણ રાખવાની, તથા જાહેર સભામાં ભાષણ કરતા અટકાવવાની સત્તા સરકારને રહેશે. ૧૯૦૭ ના પ્રીવેન્શન ઑફ સીડિશિયસ મીટિંગઝ ઍક્ટની કલમ ૪ પ્રમાણેજ "જાહેર સભાઓ" એ શબ્દોમાં રાજદ્વારી વિષયોનો સમાવેશ થશે.

છેવટે, અમે એવું માનીએ છીએ કે, જ્યારે જ્યારે રાજદ્રોહી ઈરાદાનો સવાલ ઉભો થતો હોય, ત્યારે ત્યારે રાજદ્રોહી ગુન્હા માટે અગાઉ ગુન્હેગાર ઠર્યાનો અથવા આવી રીતે ગુન્હેગાર ઠરેલા લોકો સાથે ( અલબત્ત અભિપ્રાયપૂર્વક એવો ) સંસર્ગ રાખ્યા બાબતનો પુરાવો, યોગ્ય લાગે તેવી વિગત સાથે તથા પુરાવા પહેલાં યોગ્ય લાગે તેટલા વખત અગાઉ ગુન્હેગારને લેખી ચેતવણી અપાયે, દાખલ થઇ શકે. અમે જેને રાજદ્રોહી ગુન્હા કહ્યા છે તેની ચોકસ વ્યાખ્યા અલબત્ત આપવી પડશે. "

" ૧૮૬.

આ બધા દાખલામાં ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેઇટને તપાસ ચલાવવાના હુકમ આપવાની સત્તા અપાવી જોઇએ. અમને એવી બાતમી મળી છે કે, અત્યારે જે ઍમેન્ડમેન્ટ ટુ ધી ક્રિમિનલ પ્રોસીજર કોડ બિલ વિષે વિચાર ચાલે છે તેના ૩૭ મા વિભાગથી આ પરિણામ આણી શકાશે. જો ઉપર બતાવેલો સુધારો કાયદેસર દાખલ કરવામાં ન આવે, તો જે જે દાખલાઓ સાથે આપણે હુરતને માટે સંબંધ છે તે તે દાખલાઓની બાબતમાં ખાસ હુકમથી કે બીજી કોઇ રીતે આવી સત્તા આપવા માટે કોઇ જાતની યોજના ઘડી કાઢવી જોઇએ એવું અમને લાગે છે. અમને એવી સૂચના કરવામાં આવી છે કે, સુપ્રિન્ટેન્ડન્ટસ ઑફ પોલિસને કે ઇન્સ્પેક્ટર્સ ઑફ પોલિસને પણ આ સત્તા અપાવી જોઇએ. પરંતુ અમે આ મતને અનુમોદન આપી શકતા નથી. "

દીલ્હિ:-૯ જાન્યુઆરી ૧૯૧૯. ડબલ્યુ. એચ વિન્સેન્ટ.

---

## ૧૯૧૯ નો બીજો ખરડો.

### ક્રિમિનલ લૉ ( ઇમર્જન્સી પાવર્સ ) ઍક્ટ.

સાધારણ ફોજદારી કાયદાના પુરવણી તરીકે અને સરકાર સંકટ સમયે સત્તા વાપરી શકે તે માટે ખાસ સંજોગોમાં વપરાવા માટે આ ખરડો દાખલ કરવામાં આવે છે.

× × * × ×

## ભાગ પહેલો.

### પહેલા ભાગના અમલ માટેની શરત.

૩. જો કૌંસિલમાં ગવર્નર જનરલને એવી સંતોષકારક ખાત્રી થાય કે, બ્રિટિશ હિન્દુસ્તાનના બધા કે અમુક ભાગમાં પરિશિષ્ટમાં બતાવેલા ગુન્હા થાય છે, અને પ્રજાની સલામતી ખાતર આવા ગુન્હાની ઉતાવળે તપાસ કરવા માટે તજવીજ કરવાની જરૂર છે, તો "ગૅઝેટ ઑફ ઇન્ડિયા" માં જાહેરનામું આપીને તે નામદાર એ બાબત જાહેર કરે; અને તે ઉપરથી એ જાહેરનામામાં જણાવેલી હદમાં આ ભાગની શરતો અમલમાં મુકાય.

જ્યારે સ્થાનિક સરકારને એમ જણાય કે અમુક માણસની ઉપર આ કાયદાની રૂએ કામ ચલાવવું જોઇએ, ત્યારે કોઇપણ સરકારી અમલદારને તે હુકમ કરી શકે છે કે મજકુર અમલદારે એવા માણસની સામે ચીફ જસ્ટિસની પાસે ફરિયાદ કરવી.

આવી ફરિયાદ, ઉપર કહ્યા પ્રમાણે અમુક પ્રદેશને આ કાયદો લાગુ પાડવો જોઇએ એવી ગેઝેટમાં નોટિસ બહાર પડયા પહેલાંની તારીખે થયેલા ગુન્હા વિષે પણ કરી શકાય છે.

× × × ×

### અદાલતનું બંધારણ.

૫. ઉપર મુજબ ( ફરીઆદની નકલ અને તેનો સમન આરોપી પર ) બજ્યા પછી, અને રીતસર ચીફ જસ્ટિસને અરજી થયા પછી તેઓ આ ફરીઆદની સુનાવણી માટે હાઇકોર્ટના ત્રણ ન્યાયાધીશો, જેમને હવે પછી કોર્ટ કહેવામાં આવશે તેમને નીમશે; અને સુનાવણી શરૂ કરવાની તારીખ નક્કી કરશે.

જે જે સાક્ષીઓને તપાસવામાં આવે તેના પુરાવાનો સાર માત્ર નોંધવાને કોર્ટ બંધાએલી છે.

(ટીકા:—જે વકીલ નથી તેપણ સ્હેજે સમજી શકશે કે આમ સાક્ષીઓની જુબાનીનો સાર માત્રજ નોંધવાથી ભારે ગેરઇન્સાફ થઇ શકે છે. બધા સાક્ષીઓ તપાસ્યા પહેલાં પુરાવાના કયા ભાગ ઉપર કેટલું વજન દેવું એ કોઇપણ જડજ નથી કહી શકતા.)

× × × ×

૧૧. જો કોર્ટનો એવો અભિપ્રાય હોય તો જાહેર હિતની ખાતર અથવા કોઇ સાક્ષીના રક્ષણ માટે બધી સુનાવણીની કે તેના કોઇ ભાગની પ્રસિદ્ધિની મનાઇ કરવાની કે તેને મર્યાદિત કરવાની જરૂર લાગે તો તે તેમ કરી શકે.

૧૨. (૧) ફરીઆદી તરફથી કેસ પુરો થાય ત્યાં સુધી આરોપીને સુનાવણી દરમ્યાન કોર્ટ કોઇ સવાલ પૂછી શકશે નહિ. પણ તે પછી આરોપી પોતાનો બચાવ શરૂ કરે તે પહેલાં તે સોગન પર જુબાની આપવા ખુશી છે કે નહિ તે કોર્ટ તેને પૂછશે અને તેજ વખતે તેને જણાવશે કે, જો તે જુબાની આપે તો તેની ઉલટ તપાસ પણ કરી

શકાશે. આરોપી સોગન પર જુબાની આપવા માગે છે એમ જણાવે નહિ તો ખરડાની ૩૪૨ મી કલમ મુજબ કોર્ટ કેસ વિષે સામાન્ય રીતે આરોપીને સવાલો પૂછી શકશે.

(૨) કોર્ટ જ્યારે આમ પૂછે ત્યારે આરોપી સોગન પર જુબાની આપવાની હા પાડે, તો પછીથી આખી સુનાવણી દરમ્યાન કોર્ટ તેને કાંઇ પણ સવાલ પૂછશે નહિ.

× × × ×

(૩) જો આરોપી સોગન પર જુબાની આપે તો તેની ઉલટ તપાસ નીચેના નિયમ મુજબ કરવી જોઇશેઃ—

(अ) આરોપીના ગુન્હાની ચાવી મળી આવે એવા સવાલ પણ તેની ઉલટ તપાસમાં પૂછી શકાય.

(ब) જે ગુન્હાની તપાસ ચાલતી હોય તે સિવાયનો બીજો ગુન્હો આરોપીએ કર્યો છે અથવા તેવા ગુન્હા માટે તેને શિક્ષા થઇ છે અથવા તેનો આરોપ મુકવામાં આવ્યો છે અથવા તેની ચાલચલગત ખરાબ છે એવું સૂચવનાર સવાલ તેને પૂછી શકાશે નહિ; અને જો પૂછવામાં આવે તો તેનો જવાબ દેવાને તે બંધાશે નહિ; સિવાય કે,

(क) જે ગુન્હાનો આરોપ આરોપી ઉપર મુકવામાં આવ્યો હોય તે ગુન્હો તેણે કર્યો છે એવું સાબીત કરવાને બીજો ગુન્હો તેણે કર્યો છે અથવા તેને માટે તેને શિક્ષા થઇ છે, એ પુરાવો કાયદાની રૂએ રજુ કરી શકાતો હોય; અથવા

(ख) આરોપી સારી ચાલનો છે એવું બતાવવાના ઇરાદાથી ફરીઆદના સાક્ષીઓની ઉલટ તપાસ કરવામાં આવી હોય, અથવા તેણે પોતાની સારી ચાલનો પુરાવો આપ્યો હોય, અથવા બચાવ એવા પ્રકારનો હોય કે તેથી ફરીઆદના સાક્ષીઓની ચાલ પર આરોપ આવતો હોય; અથવા

(ग) તેજ ગુન્હાના આરોપવાળા બીજા માણસો સામે તેણે પુરાવો આપ્યો હોય.

× × × ×

૧૭. આ કોર્ટનો નિર્ણય છેવટનો અને અંતિમ ગણાશે, અને ખરડાના બીજા કોઈ પણ પ્રચલિત કાયદાની કંઈ પણ વિરૂદ્ધ કલમો હોવા છતાં પણ આ કોર્ટના હુકમ કે તેની શિક્ષા ઉપર કંઇ અપીલ કરી શકાશે નહિ; અને આવા હુકમમાં આવી શિક્ષામાં ફેરફાર કરવાની અથવા આ કોર્ટમાંથી કેસની ફેરબદલી કરવાની અથવા ખરડાની ૪૯૧ મી કલમ પ્રમાણે કાંઇ હુકમ પસાર કરવાની, અથવા આ વિભાગની નીચે ચલાવાતા કામના સંબંધમાં કંઇ પણ હકુમત ચલાવવાની સત્તા હાઇકોર્ટને રહેશે નહિ.

પણ આ કોર્ટે કરેલી શિક્ષાના સંબંધમાં ખરડાની ૪૦૧ કે ૪૦૨ કલમ મુજબ ગવર્નર-જનરલ-ઇન-કૌંસિલ અથવા સ્થાનિક સરકાર જે સત્તાઓ ધરાવે છે તેમાં ઉપરની કલમથી કોઇ ફેરફાર થશે નહિ.

૧૮. (૧) જુબાનીના કાયદામાં આથી કાંઇ પણ વિરૂદ્ધ હોય ને છતાં (અ) જ્યારે એક મૅજિસ્ટ્રેટે કોઇ માણસની જુબાની નોંધી હોય, અને જ્યારે તે જુબાની કરનાર

માણસ આગળ ફરીથી વાંચીને તેને સમજાવવામાં આવી હોય અને તેણે તેની ઉપર સહી કીધી હોય, અથવા

(બ) કોર્ટે કોઇ માણસની જુબાની નોંધી હોય પણ તેની ઉલટ તપાસ કરવામાં ન આવી હોય, ત્યારે જો તે માણસ મરી ગયો હોય અથવા ન જડતો હોય, અથવા જુબાની આપવા અશક્ત હોય, અને કોર્ટનો એવો અભિપ્રાય હોય કે તેનું મરણ કે તેનો લોપ અથવા તેની અશક્તિ આરોપીના હિતની ખાતર ઉપજાવવામાં આવેલ હોય,

(૨) ખરડાના ૫૧૨ કલમ મુજબ નોંધવામાં આવેલી જુબાની તે કલમમાં જણાવેલા સંજોગોમાં આ વિભાગની નીચે કરવામાં આવતી આરોપીની તપાસમાં પુરાવા તરીકે રજુ કરી શકાય.

× × × ×

## ભાગ બીજો.

જો ગવર્નર-જનરલ-ઇન-કૌંસિલની એવી ખાત્રી થાય કે તેમના અભિપ્રાય મુજબ રાજ્યની સામે ગુન્હામાં પરિણામ પામે એવી ચળવળોનો આખા હિન્દુસ્તાનમાં અથવા તેના કોઇ ભાગમાં ખૂબ પ્રચાર કરવામાં આવે છે, તો તેઓ ગૅઝેટ ઑફ ઈન્ડિયામાં જાહેરનામું પ્રકટ કરીને તેમાં આવી સ્થિતિ જાહેર કરે, અને તે પછી જાહેરનામામાં સૂચવેલા સ્થળમાં આ ભાગની કલમો અમલમાં આવશે.

× × × ૨

૨૧. (૧) વીશમી કલમમાં સૂચવ્યા મુજબની કોઇ ઢીલચાલમાં કોઈ માણસ ખાસ ગાઢ સંબંધ ધરાવે છે એમ માનવાને સ્થાનિક સરકારના અભિપ્રાય મુજબ વ્યાજબી કારણો હોય ત્યારે તે સરકાર લેખી હુકમ આપીને નીચેની બધી અથવા તે પૈકી કેટલીક સૂચનાઓ આપે કે આવા કોઇ માણસે

(અ) હુકમમાં જણાવેલી એક વરસ સુધીની મુદત દરમ્યાન જામીન સાથેનું કે જામીન વિનાનું સારી ચાલ રાખવાનું ખત હુકમમાં બતાવેલા વખત સુધીમાં લખી આપવું પડશે,

(બ) પોતાના વસવાટ અને તેની ફેરબદલ વિષે હુકમમાં સૂચવેલા અધિકારીઓને ખબર આપશે;

(ક) હુકમમાં સૂચવેલા બ્રિટિશ હિન્દના ક્ષેત્રમાં જ રહેશે, પણ જો તે ક્ષેત્ર પ્રાંતની બહાર હોય તો તે ક્ષેત્રની સ્થાનિક સરકારની સંમતિ આ હુકમ કરતાં પહેલાં મેળવવી જોઇશે;

(ડ) સ્થાનિક સરકારના અભિપ્રાય પ્રમાણે અમુક કામથી જાહેર શાન્તિનો ભંગ થાય અથવા જાહેર હિતને નુકશાન થાય તે કરતાં અટકવું પડશે;.

(ટીકાઃ—આ કલમથી હરકોઇ પણ માણસની ઉપર માત્ર શકથી, વગર તપાસે, ઉપર પ્રમાણેના હુકમો નિકળી શકે છે.)

(૬) હુકમમાં જણાવેલી મુદતને આંતરે પોલિસ અમલદારની આગળ હાજરી પુરાવશે.

(૨) પહેલી પેટા કલમ મુજબ પસાર કરેલા હુકમનો ભંગ કરતાં તેને પેટા કલમ ૨ થી ૫ સુધીના હુકમ એમ ને એમ લાગુ પડે એવો હુકમ પસાર કરી શકાય

× × × ×

૨૩. સ્થાનિક સરકાર અને તે સરકાર તરફથી સામાન્ય રીતે કે ખાસ હુકમથી જે અમલદારને ૨૧ મી કલમ મુજબ કરેલા હુકમની નકલ અમલને માટે મોકલવામાં આવે તે અમલદાર તેનો અમલ કરવાને માટે કોઈ પણ પગલાં લઈ શકશે.

૨૪. આ વિભાગમાં આગળ જણાવ્યા મુજબ સ્થાનિક સરકાર મુદત વધારે નહિ ત્યાં સુધી ૨૧ મી કલમ નીચે કરવામાં આવેલો હુકમ એક મહિના સુધી અમલમાં રહેશે.

૨૫. (૧) જ્યારે સ્થાનિક સરકાર ૨૧ મી કલમ પ્રમાણે હુકમ પસાર કરે ત્યારે જે કારણસર સરકારને તે હુકમ કરવાનું જરૂરનું લાગ્યું તેનું લિખિત સંક્ષિપ્ત ટિપણ જેટલું બને તેટલું વહેલું આ કાયદા મુજબ નીમવાના તપાસણી કરનારૂ અમલદારને મોકલી આપશે, અને આ હુકમને ટેકો આપે એવી મુદ્દાની બીનાઓ અને એવા-મુદ્દાના સંજોગો તે અમલદાર આગળ રજુ કરશે.

(૨) જે માણસના સંબંધમાં હુકમ પસાર કરવામાં આવ્યો હોય તેની વિરૂદ્ધ સરકાર જે બિના અને સંજોગો રજુ કરે તે ધ્યાનમાં લેતાં શું પુરવાર થઈ શકે છે તેનો નિર્ણય કરવાને માટે તપાસણી–અમલદાર છૂપી તપાસ કરશે. આ અમલદાર હમેશાં સદરહુ માણસને તપાસણી દરમ્યાન એક વખત હાજર થવાની તક આપશે અને જો તે હાજર થાય તો તેની સાથે મુકવામાં આવેલો આરોપ તેને સમજાવશે અને તેને જે ખુલાસો આપવાનો હોય તે સાંભળશે, અને જે કાંઈ વધારાની તપાસ પ્રસ્તુત અને વ્યાજબી લાગશે તે કરશે. × ×

પણ જે કોઈ વખત તેને જણાવવાથી જાહેર સુલેહને અથવા કોઈ માણસની સલામતીને જોખમ પહોંચે તે તે પ્રકટ કરશે નહિ.

તેમજ તપાસણી–અમલદાર આગળ વકીલ સાથે હાજર થવાનો હક તેને આ પેટા-કલમથી આપવામાં આવ્યો નથી, ને સ્થાનિક સરકારને પણ તેવો હક નથી.

(૩) બીજી પેટાકલમની શરતોને બાધ ન આવે એવી રીતે કેસની બીનાઓ શોધી કાઢવાને જે રીત તપાસણી અમલદારને સારામાં સારી લાગે તે રીતે તે તપાસ ચલાવશે: અને આ તપાસ કરતાં પુરાવાના કાયદાની કલમોને અનુસરવાને તે બંધાશે નહિ.

(૪) તપાસ પૂરી થતાં તપાસણી–અમલદાર જે નિર્ણય ઉપર આવે તે તેઓ સ્થાનિક અમલદારને જણાવશે.

(૫) ચોવીસમી કલમમાં મૂળ હુકમની જે મુદત જણાવી છે તે દરમ્યાન તપાસણી–અમલદારે પોતાની તપાસ પૂરી ન કરી હોય, તો તે જરૂર જણાય એવી વધુ મુદત સુધી હુકમની મુદત લંબાવવાની ભલામણ સ્થાનિક સરકારને કરશે, અને તે ભલામણ ઉપરથી સ્થાનિક સરકાર હુકમની મુદત વધારશે.

૨૬. (૧) તપાસણી–અમલદારનો હેવાલ મળતાં ૨૧ મી કલમ મુજબ પસાર કરેલો હુકમ સ્થાનિક સરકાર રદ કરી શકે, અથવા તો કલમ મુજબ કંઇ પણ હુકમ પસાર કરી શકે. તે એવી શરતે કે,

(અ) આવી રીતે પસાર કરેલા હુકમમાં તપાસણી–અમલદારનો નિર્ણય જણાવવામાં આવશે; અને

(બ) જે માણસના સંબંધમાં તે હુકમ પસાર કરવામાં આવશે તેની એક નકલ તે માણસને આપવામાં આવશે.

(૨) પેટાકલમ ૧ મુજબ પસાર કરેલો ઠરાવ જે તારીખે કરવામાં આવે તે તારીખથી એક વર્ષથી વધારે મુદત સુધી અમલમાં આવશે નહિ. પણ જો સ્થાનિક સરકારને જાહેર સુલેહને માટે જરૂરતું જણાશે તો આ હુકમની મુદત પૂરી થતાં ૨૧ મી કલમ મુજબનો કોઈ હુકમ સરકાર ફરીથી પસાર કરી શકશે.

(૩) પેટાકલમ ૨ મુજબ પસાર કરેલો હુકમ જે દિવસે પસાર કર્યો હોય તે તારીખથી એક વર્ષથી મુદત સુધી અમલમાં આવશે નહિ; પણ તેટલી મુદત પૂરી થતાં એક વર્ષ સુધીની વધુ મુદત માટે સ્થાનિક સરકાર એ હુકમ નવેસરથી પસાર કરી શકશે. પણ આવી રીતે પહેલાં કરવામાં આવેલો અથવા ફરીથી કરેલો હુકમ કોઇ પણ વખતે રદ થઇ શકશે, અથવા તેને બદલે ૨૧ મી કલમમાં સમાઇ શકે એવો બીજો કોઇ પણ હુકમ કરી શકાશે; અને આમ થતાં તપાસણી–અમલદાર આગળ તે ફરીથી રજુ કરવાની જરૂર રહેશે નહિ.

(ટીકા:—આનો અર્થ એમ થયો કે સ્થાનિક સરકાર સ્વેચ્છાએ ગમે તેવા હુકમ કાઢી શકે છે, અને નામના સત્તાધિકારી પણ કશા કામના નથી )

× × × ×

૩૯. (૧) આ વિભાગના હેતુ સાધવા માટે સ્થાનિક સરકાર એક વધારે તપાસણી–અમલદારને નીમશે.

(૨) દરેક તપાસણી–અમલદારને લેખી હુકમથી નીમવામાં આવશે, અને તેવા ત્રણ અમલદારો નીમાશે. તે પૈકી એક તો ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ ન્યાયાધીશની પદવી કરતાં ઉતરતી નહિ એવી પદવી ધરાવનારો માણસ હશે; અને બીજો માણસ હિન્દુસ્તાનમાં સરકારી નોકરીમાં ન હોય એવો નીમાશે.

(૩) તપાસણી અમલદારો પૈકી કોઇના મરણથી, રાજીનામાથી કે બીજી કોઇ રીતે જગ્યા ખાલી પડે તે પૂરવા માટે સ્થાનીક સરકાર આવાજ હુકમ કરી શકે. પણ આમ કરવામાં તે પેટા કલમ ૨ મુજબની શરતો પાળશે.

## ભાગ ત્રીજો.

જો ગવર્નર–જનરલ–ઇન–કૌન્સિલની ખાત્રી થાય કે સૂચિપત્રમાં જણાવેલા ગુન્હા આખા હિંદમાં અથવા તેના કોઇ ભાગમાં જાહેર સલામતી જોખમમાં આવે એટલે સુધી

થયા છે અથવા થાય છે,તો ગૅઝેટ ઑફ ઇન્ડિયામાં જાહેરનામું કાઢીને એ વાત જાહેર કરે; અને તે પછી આ ભાગની કલમ જાહેરનામામાં જણાવેલા ક્ષેત્રમાં અમલમાં આવે.

× × × ×

૩૩. (૧) જ્યારે સ્થાનિક સરકારના મત પ્રમાણે સૂચિપત્રમાં જણાવેલા કોઇ ગુન્હા સાથે કોઇ માણસ સંબંધ ધરાવે છે એવું માનવાને વ્યાજબી કારણો હોય ત્યારે સ્થાનિક સરકાર ૨૧ મી કલમ મુજબ કોઇ હુકમ તે માણસ વિષે પસાર કરી શકે; અને વધારામાં લેખી હુકમથી

(अ) વૉરંટ સિવાય તે માણસને પકડવાની

(ब) હુકમમાં જણાવેલ હોય તેવે સ્થળે અને તેવી શરતે તે માણસને કેદમાં રાખવાની અને

(क) જાહેર સલામતીને નુકશાન ન થાય એવા કોઇ કામ માટે કોઇ જગ્યા વાપરવાની છે અથવા વાપરેલી છે એમ સ્થાનિક સરકારને લાગે તે જગ્યાની તપાસ કરવાની, સૂચના આપી શકે.

(૨) પેટાકલમ ૧ ની अ કલમ મુજબ પસાર કરેલા હુકમ અનુસાર કોઈ માણસને જે કોઇપણ સ્થળે તે જોવામાં આવે ત્યાં કોઇ પણ પોલિસ અમલદાર અથવા જે બીજા અમલદારને આ હુકમ મોકલવામાં આવે તે અમલદાર પકડી શકે.

(૩) પહેલી પેટાકલમની ब કલમ અનુસાર કેદનો અને क કલમ પ્રમાણે તપાસનો હુકમ જે કોઇ અમલદારને મોકલવામાં આવે તે અમલદાર તેનો અમલ કરશે; અને તે અમલદાર તે હુકમના અમલ સારૂ કોઇ પણ પગલાં લેશે.

× × × ×

( ૩૬ મી કલમમાં બીજા ભાગની માફક આ ભાગને માટે પણ તપાસણી અમલદારની પદ્ધતિ લાગુ પાડવામાં આવી છે. )

## ભાગ ચોથો.

૩૮. (૧) ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટની મુદત પૂરી થતાં તે કાયદા મુજબ ઘડેલા નિયમોની ત્રીજી કલમ પ્રમાણે જે માણસની સામે હુકમ પસાર કરવામાં આવ્યો હોય, અને સ્થાનિક સરકારના અભિપ્રાય મુજબ સૂચિપત્રમાં જણાવેલા ગુન્હાની સાથે જે સંબંધ ધરાવતો હોય, અથવા બંગાળાના ૧૮૧૮ ના કાયદાની કલમ મુજબ જે કેદમાં હોય તેઓને બત્રીશમી કલમ મુજબ જાહેરનામું પ્રકટ કરવામાં આવ્યું હોય તેવા ક્ષેત્રમાં રહેતા કરવામાં આવશે; અને ત્રીજા ભાગની કલમો તે દરેક માણસને લાગુ પડશે, (સિવાય કે, તપાસણી અમલદાર આગળ તેમને વિષે કંઇ પણ રજુ કરવાની જરૂર રહેશે નહિં.

## ભાગ પાંચમો.

જે કંઇ હુકમ આ કાયદાની રૂએ કરવામાં આવશે તેની વચ્ચે કોઇ કોર્ટ નથી પડી શકતી, અને જે માણસે શુદ્ધ ઇરાદાથી આ કાયદાની રૂએ કંઇપણ કરેલું હશે અથવા

કરવા ધાર્યું હશે તેની સામે કોઇપણ પ્રકારનો દાવો કે ફોજદારી કે કંઇ કાયદેસર કામ ચાલશે નહિ.

આ કાયદાની રૂએ આવેલી બધી સત્તા એ બીજા કાયદાની રૂએ અપાએલી સત્તાની ઉપરાંત સમજવાની છે.

## સીલેક્ટ કમિટિનો 'રિપોર્ટ'; તેથી થતા ફેરફાર.

આ રિપોર્ટ ૧ લી માર્ચે બહાર પડયો. તેમાંનો જે ભાગ વધુ મતે પસાર થયો છે તેથી થતા જરૂરના ફેરફારો અમે નીચે દર્શાવીએ છીએ. એ રિપોર્ટમાં નામદાર પંડિત, માલવિયાજી, વિઠલભાઈ પટેલ, અને ખાપરડેએ સહી નથી કરી. નામદાર સુરેન્દ્રનાથ બેનરજી, શાસ્ત્રી આર. એન. શાર્મીએ પોતાનો ખાસ મત બતાવનારી એક જુદી નોંધ લખી છે. તેમાં તેમણે કેટલાક અગત્યના ફેરફારો સૂચવેલા છે.

## સીલેક્ટ કમિટિના ફેરફારો.

કમિટિ જણાવે છે કે જો કે થોડાઘણા ફેરફારો બિલ નં. ૨ માં કરેલા છે, તોપણ બિલના મૂળ સિધ્ધાંતોમાં સુધારા કરવાની કમિટિએ આનાકાની કરેલી છે. જો એવા સુધારા થઇ શકતા હોય તો તે વડી ધારાસભાથીજ થઇ શકે.

અસલ બિલ હમેશને સારૂ હતું. તેને કમિટિ ત્રણ વર્ષનું કરવાની ભલામણ કરે છે.

અસલ બિલ ગમે તે પ્રકારના વિશેષ ગુન્હાને લાગુ પડતું હતું. સીલેક્ટ કમિટીની મસલત છે કે તે બિલ રાજ્યની સામે હુમલો કરનારા અને બંડને ઉત્તેજન આપનારા ગુન્હાઓનેજ લાગુ પડે.

અસલ બિલની ૯ મી કલમમાં તોહમતદાર ૧૦ દિવસની મુદત માગી શકે છે. તેને બદલે ૧૪ દિવસ થયા છે.

૧૦ મી કલમમાં પૂરાવાની તારવણીજ જડજે લેવાની હતી. હવે સઘળો પૂરાવો જડજે અથવા તો તે નીમે તેવા કલાર્કે લેવો જોઇશે.

૧૨ મી કલમમાં એ સુધારો થશે કે જો તોહમતદાર પોતાની જુબાની ન આપે તેની ઉપર ફરિયાદી તરફનો વકીલ ટીકા નહિ કરી શકે.

૨૧ મી કલમમાં કાંઇ ખાસ કેસ બતાવ્યા સિવાય સરકાર મુચલકો માંગી શકે છે. હવે ખાસ કેસ બતાવવા પડશે.

૨૩ મી કલમમાં અમલદાર ગમે તે સાધન વાપરી શકે એમ છે. હવે બિનજરૂરી બળ નહિ વાપરી શકે.

૨૫ મી કલમમાં તોહમતદારની સામે શું રજુ કરવું એ બતાવેલું છે. અસલ બિલમાં તોહમતદારની સામેનો કેસ બતાવતાં સરકારને ગમે તે બતાવવાની છુટ હોય એમ જોવામાં આવતું હતું. હવે તે કેસને લગતી વાતોજ સરકાર મુકી શકે એવો સુધારો થશે.

૨૬ મી કલમ મુજબ ત્રણ વર્ષ સુધી તોહમતદારને બંધીમાં રાખી શકવાની સત્તા હતી. હવે બે વર્ષ સુધીની સત્તા રહેશે, અને સત્તાધિકારીની પાસે દર વખતે કેસ જવો જોઇશે.

૩૩ મી કલમમાં કલમ પ્રમાણે તોહમતદારને સાધારણ કેદીઓની સાથે પણ રાખી-શકાય એવો અર્થ નીકળતો હતો. હવે તેના કેદીને નોખો રાખવામાં આવશે, એમ સ્પષ્ટ કર્યું છે.

૩૪ મી કલમમાં તોહમતદારને સરકારી હુકમ વિના રાખવાની મુદત ૭ દિવસની કરવામાં આવી છે.

૪૦ મી કલમમાં એક મહિનાની મુદતને બદલે ૨૧ દિવસ કરવામાં આવ્યા છે.

ટીકાઃ—ઉપર પ્રમાણે સિલેક્ટ કમીટીએ જે ફેરફાર સુચવેલા છે તે ઉપરથી એટલું કબુલ કરવું પડશે કે અસલ બિલમાં કંઇક સુધારા કરેલા છે પણ એ સુધારા છતાં બિલનો સિદ્ધાંત કાયમ રહે છે અને એ બિલથી પ્રજાની ઉપર એટલી બધી સખત પજવણી થઇ શકે છે કે નામદાર શાસ્ત્રી આર. ના કહેવા પ્રમાણે પત્રોને છુટ વળી જે હવે પછી ધારાસભા થશે તેના મેમ્બરો પણ કંઇ પણ બોલતાં ધ્રુજ્યા કરશે અને તેઓ ખુશામતીઆ થઇનેજ પોતાની નામની છુટ જાળવી શકશે, અને જો આ વાત ધારાસભાના મેમ્બરોને સારૂ ખરી હોય તો રાંકડી અજ્ઞાન પ્રજાના શા હાલ થાય? આવા ભયમાંથી પ્રજાને બચાવવી એ દરેક સમજુ હીંદીની ફરજ છે અને તે ફરજ સત્યાગ્રહ કરીનેજ અદા કરી શકે છે.

## હેતુઓનું અને કારણોનું નિવેદન.

ઇ. સ. ૧૯૧૭ ના ડીસેમ્બર મહિનામાં ગવર્નર જનરલ ઇન કૌંસિલે હિન્દી વજીરની પરવાનગીથી એક કમિટી નીમી હતી, તેના હેતુ એ હતા કે,

(૧) હિન્દુસ્તાનમાં હુલ્લડિયા હીલચાલ સાથે સંબંધ ધરાવનારાં ફોજદારી કાવતરાંના સ્વરૂપ અને વિસ્તાર વિષે તપાસ કરવી અને તેના વિષે અહેવાલ રજુ કરવો;

(૨) આવાં કાવતરાં સામે પગલાં ભરવામાં આડે આવતી મુશ્કેલીઓ વિષે તપાસ કરવી અને વિચાર કરવો; તથા તેવાં કાવતરાં સામે અસરકારક પગલાં ભરવાને સરકાર શક્તિમાન થાય તે માટે જો કોઇ કાયદા જરૂરના લાગે તો તે વિષે સરકારને સલાહ આપવી.

સલાહ અનુસાર આ કમિટીમાં સખ્ત ન્યાયકારી તત્વનો સમાવેશ થયો હતો; અને નામદાર રાજરાજેન્દ્રની હાઇકોર્ટ ઓફ જસ્ટિસના કિંગ્ઝ બેન્ચ વિભાગના ન્યાયાધીશ સર સિડની રૉલેટ કે. સી. એસ. આઇ. એ કમિટીના પ્રમુખ હતા. આ કમિટીએ ૧૫ મી એપ્રિલ ૧૯૧૮ ને રોજ પોતાનો અહેવાલ રજુ કર્યો, એ અહેવાલ એકમતીનો હતો, એટલે તેની ભલામણો અમલમાં આણવા માટે હિન્દુસ્તાનની સરકારે ખરડાઓ દાખલ કરવાનું નક્કી કીધું છે.

એ અહેવાલના ૧૭ મા પ્રકરણમાં કરેલી ભલામણો આ ખરડાથી અમલમાં આવે છે. સંકટ સમયે લેવાનાં ( દંડને લગતાં ) પગલાં, સંકટ સમયે લેવાનાં ( અટકાયત કરવાને લગતાં ) પગલાં તથા અસ્તિત્વ ધરાવતા ભય માટેની તજવીજ વિષેની આમાંની ભલામણો વિષે આ કાયદો છે. આ ખરડાના પાંચ ભાગ કરવામાં આવ્યા છે. પહેલા ત્રણ ભાગ તે (૧) દંડને લગતાં પગલાં (૨) નરમ પ્રકારનાં અટકાયત માટેનાં પગલાં,

અને (૩) વધારે સખ્ત પ્રકારનાં અટકાયત માટેનાં પગલાં, આ અહેવાલના ૧૮૦ મા ફકરામાં ભલામણ કર્યા પ્રમાણે વારાફરતી અમલમાં આણી શકાય. અહેવાલના ૧૯૬ મા ફકરામાં સૂચવ્યા પ્રમાણેના અસ્તિત્વ ધરાવતા ભય માટે ચોથા ભાગમાં તજવીજ કરવામાં આવી છે, અને પાંચમા ભાગમાં કેટલીક પરચુરણ બાબતો વિષે લખાણ છે.

કમિટીની ભલામણોને જેમ બને તેમ વળગીને ચાલવું એવો હેતુ રાખવામાં આવ્યો છે. તેથી કરીને જોવા કરવાની સગવડતાની ખાતર આ કામને લગતા ઉતારા એ અહેવાલમાંથી અહીં આપવામાં આવ્યા છેઃ—

## જુદી જુદી જાતની સંકટસમયની સત્તાઓ.

"૧૮૦. વળી, અમે કહ્યું છે તે પ્રમાણે, અમે સૂચવેલી સત્તાઓ દંડને લગતી તેમ જ અટકાયતને લગતી થશે, અને સખ્તાઇના પ્રમાણમાં અટકાયતની સત્તા બે જાતની મળશે. આ યોજના અનેક ખંડોમાં અમલમાં આણી શકાય એવી છે; અને પ્રજાકીય ભયનું વધારે પ્રમાણ જાહેર કરવાને તથા અમુક સત્તાના ઉપયોગને સાચો ઠરાવવા માટે આવશ્યક જાહેરાતની જરૂર છે કે નહિ તે પણ વિચારવા જેવું છે. દરેકે દરેક દૃષ્ટિબિન્દુએ જોતાં સરકાર નરમ જાતનાં પગલાં વહેલાં લઇ શકે એ ઇચ્છવા જોગ છે; અને એ બાબત ઉપર અમે જરાક ભાર દેવાની હિંમત ધરીએ છીએ. નરમ જાતનાં પગલાં ભરવા માટે મહાન્ ભયંકરતાની વસ્તુસ્થિતિ જાહેર કરવાની સરકારને ફરજ પડે તો આ ચગદાઇ જાય છે. બીજી બાજુથી જોતાં, પ્રમાણસર ભયંકરતાનો અણીનો સમય જાહેર કરવાનું વચન આપ્યા સિવાય સખ્ત પગલાં ભરવાની સત્તા હાથે ધરવાનો અધિકાર તેને હોવો જ જોઇએ. અમે ક્યારનું કહી દીધું છે કે, કોઇ જાતની જાહેરાત ઘડી કાઢવાનું અમને સોંપવામાં આવ્યું છે એવું અમે માનતા નથી; પણ પ્રગતિમય જાહેરાતોની અમારી સૂચનાનો દાખલો આપવા માટે અમે જો એ વાક્ય વાપરીએ તો અમારાં દંડને લગતાં પગલ અમલમાં આવી શકે તે માટે એટલું જાહેર કરવું બસ થશે કે રાજદ્રોહી ગુન્હા પ્રચારમાં છે જ, અને આ કાયદાની શરતો અનુસાર તેમની ઉતાવળે તપાસ કરવાની તજવીજ કરવાની બહુ જ જરૂર છે; વળી, અટકાયતનાં પગલાંના નરમ સ્વરૂપને અમલમાં આણવા માટે એટલું જાહેર કરવું જરૂરનું છે કે, રાજદ્રોહી હીલચાલો ઘણી જ અનુમોદનને પામતી હતી; તથા વધારે સખ્ત પ્રકારનાં પગલાંની બાબતમાં એટલું કે, જાહેર સલામતી જોખમમાં આવી પડે એટલે સુધીના રાજદ્રોહી અત્યાચાર થાય છે—અથવા આવી કોઇ બ્યવસ્થા કરવી."

"નાનાં ક્ષેત્રોમાંના અમુક પ્રાન્તોમાં આ જાહેરનામાં અલબત્ત લાગુ પડી શકે એવાં હોવાં જોઇએ."

## તપાસણી માટે સંકટસમયની શરતો.

"૧૮૧. ખુદ નિયમો વિષે હવે બોલીએ તો, અમારો એવો અભિપ્રાય છે કે, ન્યાયના સભ્યો કે સભાસદો વિના તથા શરૂઆતની કેદ કરવા વિષેની સુનાવણી કે અપીલ સિવાય ત્રણ ન્યાયાધીશોની બેન્ચ તરફથી રાજદ્રોહી ગુન્હાની તપાસણી માટે તજવીજ કરવી જોઇએ. ટુંકામાં, અમે જે કાર્યક્રમની ભલામણ કરીએ છીએ તે ડીફેન્સ ઑફ

ઇન્ડિયા ઍક્ટ ઉપરાંત પાંચમીથી નવમી કલમો બતાવેલી ધાટીને અનુસરતો હોવો જોઇએ એટલું ચોખ્ખું કરવું જોઇએ કે, કોડ ઑફ ક્રિમિનલ પ્રોસીજરની ૫૧૨ મી કલમ ( છટકી જતા આરોપીની ગેરહાજરીમાં લીધેલી સાક્ષીને અમુક પરિસ્થિતિમાં પુરાવા તરીકે રજુ કરવાને લગતી કલમ ) આ તપાસણીને લાગુ પડે છે. અમે એવું સાજીએ છીએ કે, ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટની સાતમી કલમની આવી અસર થાય છે કે કેમ તે સવાલ પડતી વાત છે. "

" ન્યાયના સભ્યો અને સભાસદો ત્રાસ વર્તાવે એવી શકયતા લાગવાથી જ તેમને બાતલ કરવાની અમને જરૂર લાગી છે. પણ ત્રાસને બાજુએ રાખીએ, તો આ વર્ગના કેસની બાબતમાં તેમની ઉપર આધાર રાખી શકાય એવુ અમને લાગતું નથી. જાહેર ચર્ચાથી તેમની ઉપર એકદમ અસર થઇ જાય એમ છે. અમારી જાણમાં આવેલા અનેક દાખલા અમે આપી શકીએ તેમ છીએ. એવા દાખલામાં ઉપર જણાવેલા કારણોને લીધે ન્યાય અધુરે ગયો છે એવુ અમને લાગે છે. અમે એટલુ પણ બતાવી આપીશુ કે, ન્યાયના સભ્યો અને સભાસદો વિનાની આવા કેસોની તપાસણી ૧૯૦૮ ના ઇન્ડિયન ક્રિમિનલ લૉ ઍમેન્ડમેન્ટ ઍક્ટથી દાખલ થઇ છે. "

" કાર્યક્રમની અને અપીલના હક્કની ગેરહાજરીની બાબતમાં અમને એટલું જરૂરનું લાગે છે કે, કેદ કરવાને લગતા કાર્યક્રમમાં અને અપીલમાં થતી ઢીલ દૂર કરવી જોઇએ. સજાથી થતી નૈતિક અસર સાધવા માટે, તથા કાર્યસરણીથી જાગૃત થતી ઉશ્કેરણી લંબાતી અટકાવવા માટે સજા અથવા છુટકારો ઉતાવળે થાય એ ઘણું જ જરૂરનું છે. વળી, કેદને લગતી કાર્યસરણીથી તથા સાક્ષીઓની બેવડી તપાસથી થતી ઢીલને લીધે સાક્ષીઓ ત્રાસી જાય, તેમની હાજરીને લગતી મુશ્કેલીઓ વધે, પરિણામે તેઓ આગળ આવવાને ઓછા તૈયાર રહે, તથા ખરી વાત ભૂલી જવાને તેમને વખત મળે એ બનવા જોગ છે. "

" અમે એવુ માનીએ છીએ કે, કાર્યપદ્ધતિમાં એક ઉપયોગી સુધારો કરવાની જરૂર છે. હાલમા જે હંગામી યોજના પ્રચારમાં છે તે અનુસાર પકડામણી માટેનો પુરાવો બંધ થવા પાછી તહોમત ચઢાવવામાં આવે છે. અમારા મત પ્રમાણે તો, પ્રશ્નોની વ્યાખ્યા આપવા માટે તથા આરોપીને તે પૂછાય તથા તેને તે ખોટા પાડે તે પહેલાં અમુક સમય અગાઉ તે આરોપીને તેની ખબર પહોંચાડવા માટે કંઇક યુક્તિ શોધી કાઢવી જોઇએ. ઉલટ તપાસમા કે પુરાવાની તૈયારીથી અમુક આરોપી કોઇ ન ઘડાયલા કેસમાં કેવી રીતે સ્થાને ચર્ચા કરી શકે તે અમે સમજી શકતા નથી. "

" આ મુશ્કેલીને પહોંચી વળવા માટે અમે નીચેના જેવી કોઈ યોજના સૂચનવા માગીએ છીએ. કોઇ શરૂઆતની કાર્યસરણી ન હોય અને કેદને લગતી સામાન્ય સંપૂર્ણ કાર્યપદ્ધતિ હોય તે બન્ને વચ્ચે સમાધાન થાય તે આનો હેતુ છે. અમને એવી ખબર મળી છે કે, કેટલીક ન્યાયમંડળીઓએ આ પદ્ધતિએ અમુક પ્રમાણમાં કામ કીધું છે, અને તેનાં પરિણામ સંતોષકારક જણાયા છે. નીચેની બાબતો આરોપી માટે ઘણી જ ન્યાયશીલ લાગે છેઃ—

(અ) આવી બાબતોમા કેદને લગતી કાર્યસરણી રદ કરવી,

(ખ) કાર્યસરણીની શરૂઆતમાં વિસ્તારવાર લેખી ફરીઆદ રજુ કરવી. ગવર્નમેન્ટ પ્રોસીક્યુટર આ ફરીઆદ ઘડી કાઢે. દરેક આરોપીની વિરૂદ્ધ શું સાબીત કરવાનો ઇરાદો છે તેની બધી હકીકતો આ ફરીઆદમાં રજુ કરે;

(ક) મુખ્યત્વે કરીને પકડામણીના સાક્ષીઓની પ્રથમ તપાસ કરવી; પણ આ તકે આરોપીની ઉલટ તપાસ કરવી નહિ;

(ડ) આરોપીઓ પૈકી જેની વિરૂદ્ધ ખુલ્લેખુલ્લો પુરાવો હોય તેની ઉપર મુકવાનું તહોમત ઘડવું;

(ઇ) કેસ મુલતવી રાખવો, અને દરેકેની બાબતમાં મુલતવણીનો સમય અદાલતે નક્કી કરવો; પણ આવો સમય દશ દિવસ કરતાં ઓછો ન હોવો જોઇએ;

(ફ) 'પોલિસના તાબા'થી વિરૂદ્ધ અર્થમાં 'કોર્ટના તાબા'માં આરોપી રહે; બીજા શબ્દોમાં કહીએ તો, આરોપીની બાબતમાં તો જેઇલનો સુપ્રિન્ટેન્ડેન્ટ કોર્ટની દેખરેખ નીચે હોવો જોઇએ. આથી કોઇ ખરેખરો ફેરફાર સૂચવાતો નથી; પણ આવી જાતની શરત દાખલ કીધાથી ઘણી મસ્તીખોર ટીકા કદાચ બંધ થાય ખરી.

(ગ) પોલિસના કાગળો અલબત્ત કોર્ટ આગળ રજુ કરવા. એ કાગળો જોઇ ગયા પછી જો કોર્ટને યોગ્ય લાગે તો તેમાંના કેટલાક કાગળોની નકલો આરોપીને તે આપી શકે. અલબત્ત, આ બાબતમાં કોર્ટની મરજી ઉપર બધી વાત છોડી દેવામાં આવશે. પોલિસના કાગળો પૈકી કોઇ પણ કાગળ આરોપીને આપવા બાબત કોર્ટ ના પણ પાડે.

(હ) મુલતવણીનો વખત પૂરો થયા પછી સાક્ષીઓની ઉલટ તપાસ અને બાકીની બધી તપાસ આગળ ચાલે."

## કોર્ટનું બંધારણ.

"૧૮૨. એમ છતાં, ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટમાં સ્થાપેલી કાર્યસરણી માટે સાર રૂપે અમે ભલામણ કરીએ છીએ; નો પણ આ કાયદાથી ન્યાયસભાનું જે બંધારણ નક્કી થયું છે તે બદલાવું જોઇએ એવું અમને લાગે છે. ન્યાયખાતાના સભ્યો ન હોય એવા માણસોની નહિ પણ અમુક કેસના કામ માટે કાર્યવાહી મંડળે ચૂંટેલા માણસોની આ ન્યાયસભાઓ અમુક પ્રમાણમાં બનેલી હોવી જોઇએ એ સૂત્ર અમને સલાહભરેલું લાગતું નથી. અમે અત્યાર સુધીમાં જે કાંઇ જોયું છે ઉપરથી એમ સૂચિત થતું નથી કે આજ સુધી નીમાયલી ખાસ ન્યાયસભાઓ આરોપી સાથે અન્યાયથી વર્તી છે; પણ અમને એમ લાગે છે કે, સિદ્ધાન્તને લગતા વાંધાઓ માટે આંખ આડા કાન કરી શકાય તેમ નથી. વળી, અપીલનો અધિકાર છીનવી લીધેલો હોવાથી ન્યાસભાઓનું બળ અને તેમના અધિકાર ઉચ્ચમાં ઉચ્ચ હોવાં જોઇએ. કોર્ટના પ્રમુખે ચૂંટી કાઢેલા હાઇકોર્ટ જડજોની કે ચીફ કોર્ટ જડજોની તે બનેલી હોવી જોઇએ. આથી આ એજન્ટો વિષે ગંભીર માગણી થયલી ગણાશે એ વાત ખરી છે.• પરંતુ, આખરે તો, જે ન્યાયસભાના કામની આપણે વાત કરીએ છીએ તે કામ જેટલું બીજું કોઇ કામ નથી; તેમ જ સૌથી વધારે આધારવાળી ન્યાયસભાની જેટલી અત્યંત જરૂર છે તેટલી જરૂર બીજા કોઇ ન્યાયસભાની

કામ માટે નથી. ગેરહાજર રહેવા પામેલા ન્યાયાધીશો માટે કોઇ પ્રતિનિધિ નીમી શકાય અને જો કોઇ સત્તા ન હોય તો તે મેળવી લેવાય. તેમ છતાં, પ્રતિનિધિઓએ આ કેસોની તપાસ કરવી જોઇએ નહિ."

## તપાસ માટેની જગ્યા.

"૧૮૩. કલકત્તાની કે બીજા કોઇ સ્થળની હાઇકોર્ટમાં કે ચીફ કોર્ટમાં પરગામના સાક્ષીઓ લાવવામાં ઘણી અડચણ પડે છે, તથા તેવા સાક્ષીઓને ભય અને ગુંચવણ લાગે છે એ બાબત ઉપર અમારું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. જે શહેર હાલ બંધારણમાં નક્કી કરવામાં આવેલ છે ત્યાં ખાસ ન્યાયસભામાં હાજરી આપવા માટે સાક્ષીઓને લાવવામાં આવે તોપણ એટલી જ અડચણો ને ગુંચવણી ઉભી થવા પામે જ. પણ આવી ન્યાયસભાવાળા ત્રણે ગૃહસ્થો આવા શહેરમાં બેસવાને બદલે બીજે કોઇ સ્થળે બેસે તો અમને લાગે છે કે તેમ બની શકે ખરૂ."

## આરોપીની સાક્ષી.

"૧૮૪. ઇંગ્લાંડના કાયદામાં જણાવેલાં પરિણામોને ન્યાય આપીને, કોઇ આરોપીને આ બાબતમાં પોતાની તરફથી પુરાવો આપવાનો હક્ક હોવો જોઇએ કે કેમ, એ સવાલ ઉપર અમે બહુ વિચાર ચલાવ્યો છે. આથી બનાવટી બચાવ અને બિનપાયાદાર સૂચનાઓ ખુલ્લાં પડે છે એટલું તો નહિ, પણ *કોઇ નિર્દોષ કેદીને કિંમતી રક્ષણ મળે છે* એમ જણાયું છે."

"અમુક આરોપીને અમુક બાબતમાં સ્વાર્થ છે એ સિદ્ધાન્ત ઉપર એવો આરોપી એવી બાબતોમાં પોતાનો પુરાવો આપી શકતો નથી; અને દીવાની તેમજ ફોજદારી કેસોમાં સાક્ષી તરીકે કોઇ સ્વાર્થગામી માણસો અસમર્થ ગણાય એવું કૉમન લૉ જણાવે છે એ પણ ખરૂં. ઇંગ્લાંડમાં આ અસમર્થતા ધીમે ધીમે દૂર કરવામાં આવી હતી; આખરે જેની ફોજદારી તપાસ ચાલવાની હોય એવા માણસનો કેસ જ મૂળ નિયમમાં માત્ર બાકી રહ્યો એ બાબતની અસમર્થતા પણ ધીમે ધીમે એક પછી એક ગુન્હાની બાબતમાં દૂર થઇ. આખરે ૧૮૯૮ માં સામાન્ય રીતે સૌને લાગુ પડે એવા કાયદાથી બધી બાબતોમાં આ અસમર્થતા દૂર કરી નાખવામાં આવી. આ ફેરફારથી કેદીઓને નવી સગવડ આપવાની તજવીજ થઇ; તથાપિ બેશક ખરેખરા ગુન્હેગાર લોકોને એથી અડચણો પણ લાગી. કેદીના દૃષ્ટિબિન્દુએ ઉપયોગી ગણાતાં રક્ષકતત્ત્વોથી આ ફેરફારને ઘેરી લેવામાં આવ્યો હતો, એ પૈકી નીચેનાં તત્ત્વો ખાસ જાણવા જોગ છે:—

(અ) તેની પોતાની અનુમતિ સિવાય તેને બોલાવી મંગાવી શકાય નહિ;

(બ) જો તેને બોલાવી મંગાવવામાં આવે, તો તેની ચાલચલગત તથા અગાઉ ગુન્હેગાર ઠર્યા, વિષેના પ્રશ્નો તેને પૂછી શકાય નહિ; સિવાય કે, કાંતો

(૧) રજુ થયેલી બીનાઓ કાયદાથી સ્વતંત્ર રીતે અને ઇરાદો કે એવું કાંઇ બનાવી આપનાર તરીકે તેની વિરુદ્ધ મનુષ્યે પુરાવામાં સ્થપાય; અથવા તો.

(૨) તેણે પોતાની સારી ચાલનો પુરાવો આપ્યો હોય, અથવા પકડામણીને લગતા સાક્ષીઓની ચાલ ઉપર તેની વતી શક લાવવામાં આવ્યો હોય.

બીજા શબ્દોમાં બોલીએ તો, તેની તપાસની હદ બાંધે એવો એક ખાસ ખરડો છે; ને જો એ સિદ્ધાન્ત હિન્દુસ્તાનમાં દાખલ કરવામાં આવે, તો ઇન્ડિયન એવિડન્સ ઍક્ટની ૧૬૫ મી કલમ જેવી સંસ્થાને નીવડતી કલમો લાગુ પાડવાનું બાતલ કરવું પડે."

"આ નવા સિદ્ધાન્તમાં શરૂઆતમાં તો ઇંગ્લાંડમાં બહુ જ અણવિશ્વાસ હતો, પણ હવે ત્યાં એ સિદ્ધાન્ત સારી રીતે અમલમાં આવી શકે છે. અમુક કબુલાત અયોગ્ય રીતે જોરજુલમથી ઠરાવવામાં આવી છે કે કેમ એ ગંભીર સવાલ હિન્દુસ્તાનમાં ઘણું ખરૂં ઉભો થાય છે. આથી ઉલટ તપાસને તાબે થઇને કોઇ આરોપીને જે કાંઇ બન્યું હોય તે માટે સોગન ખાઇને કહેવાનો હક આપવાથી—સૂચના ઉપર છોડી દીધાથી નહિ—ખરેખરી વાત બહાર આવે એવું લાગે છે. બીજા પ્રશ્નોની બાબતમાં પણ એવું જ."

"કોઇ અજ્ઞાન કેદી પોતાની સ્થિતિનો અનર્થ કરે નહિ તથા તેને અન્યાય થાય નહિ તેની ખાત્રી માટે બેશક કોઇ અનુભવી અદાલતે જ આવી સ્થિતિમાં કેસોની તપાસ ચલાવવી જોઇએ. ઉચ્ચમાં ઉચ્ચ પદવી ધરાવનારા ત્રણ ન્યાયાધીશો આગળ જ્યારે આ કેસો ચાલે ત્યારે આ રક્ષક તત્ત્વ ખાત્રીથી સ્થપાય છે. આથી એકંદરે જોતાં આ શરત દાખલ થવી જોઇએ એમ અમને લાગે છે. જો સામાન્ય રીતે બધે લાગુ પાડવા વિષેનો સવાલ હોત તો ઉપર જણાવેલા વિચારોને માન આપીને અમે વિરૂદ્ધ પડત."

"કોઇ આરોપી સાક્ષી તરીકે રજુ થતો ન હોય છતાં ફાવે તે પ્રશ્ન પૂછવાનો અધિકાર અદાલતને હોવો જોઇએ એવી સૂચના અમને એક ઠેકાણેથી કરવામાં આવી હતી; પણ અમે તે સ્વીકારી શકતા નથી."

## ખાસ સંજોગોમાં સાક્ષીની લંબામણી.

"૧૮૫. કેદને લગતી તપાસણી હોવી ન જોઇએ એવી અમારી ભલામણ સ્વીકારવામાં આવે તો ક્રિમિનલ લૉ ઍમેન્ડમેન્ટ ઍક્ટ (૧૯૦૮ ના ચૌદમા કાયદા) ની ૧૩ મી કલમ ફરીથી ઘડવાનું કે સાબીત રાખવાનું યોગ્ય લેખાશે નહિ. જરૂરના સાક્ષીઓનું રક્ષણ કરવું, અને તેમની સાક્ષી લંબાવવી એવો આ કલમનો હેતુ હતો. તે હેતુ પાર પાડવા માટે કાંઇ તજવીજ કરવી એ તો જરૂરનું છે જ. તપાસણીની બે અવસ્થાઓ પૈકી કોઇ પણ અવસ્થા દરમ્યાન મરી ગયલા કે ગેરહાજર રહેલા સાક્ષીઓએ કરેલાં નિવેદનો કોર્ટના ઉપયોગ માટે તેની આગળ રજુ થવાં જોઇએ એવું અમારૂં માનવું છે. તે નિવેદનો આ: (૧) સુપ્રિન્ટેન્ડન્ટ નીચેની પદવીના નહિ એવા કોઇ પોલિસ અમલદાર આગળ રજુ થયલાં સાબીત થયાં હોય એવાં નિવેદનો; આવાં નિવેદનો આવા અમલદારે નોંધ્યાં હોય, તે રજુ કરનાર માણસને વાંચી બતાવી સમજાવી આપ્યાં હોય અને તેની ઉપર એની સહી હોય; (૨) સાક્ષીઓએ જે નિવેદનો તપાસ વખતે રજુ કર્યાં હોય અને જેની બાબતમાં હજી સુધી ઉલટ તપાસ ન ચાલી હોય તેવાં નિવેદનો; બન્ને પ્રકારનાં આ નિવેદનો એક સરખી જ શરતે સ્વીકારી શકાય, ને તે એ કે સાક્ષીની ગેરહાજરી આરોપીના હિતની ખાતર આણવામાં આવેલ છે એવી ખાત્રી કોર્ટમાં થાય."

## બીજી સૂચનાઓ

" ૧૮૬. જાહેર હિતની ખાતર અથવા સાક્ષીની સલામતી ખાતર જ્યારે જ્યારે અને જેટલા પ્રમાણમાં કોર્ટને યોગ્ય લાગે ત્યારે ત્યારે અને તેટલા પ્રમાણમાં આખી સુનાવણીમાંથી અથવા તેના કોઇ ભાગમાંથી કોઇ પણ માણસને બાતલ રાખવાની સત્તા તથા આખી તપાસણી કે તેનો કોઇ ભાગ સંપૂર્ણ રીતે અથવા ન્યાયસભા અધિકાર આપે તેટલા ભાગમાં ઉઘાડી કે ઉઘાડો પાડવાની મનાઇ કરવાની સત્તા કોર્ટને હોવી જોઇએ. આવી રીતે ઉઘાડી પાડેલી કોઇ વાત કે સાર રૂપ ઉઘાડી કરેલી વાત કોર્ટના તિરસ્કાર તરીકે લેખાશે આવી જાતનો નિયમ પાડી દેવો જોઇએ નહિ, પણ ન્યાયસભાને તેની જરૂર લાગે જ ત્યારે માત્ર તેમ કરવું જોઇએ. "

× × × ×

" ઉપર જણાવેલી શરતોને આધારે તપાસવાના કેસો એવી જાતના હશે કે તેને તેવી રીતે તપાસવાનો હુકમ સરકારે કીધો હશે. અમુક હદમાં જ અમુક પ્રકારના ગુન્હાની બાબતમાં આવા હુકમ કાઢવાની સત્તા રહેશે. એવી જાતના ગુન્હાઓ જુદા સૂચિપત્રમાં સામેલ રાખવામાં આવશે. ૧૯૦૮ ના ક્રિમિનલ લૉ અૅમેન્ડમેન્ટ એક્ટની યોજના આવી જાતની હતી. એની પુરવણી તરીકેનું સૂચિપત્ર સ્વીકારી શકાય. "

× × ×

## હાલની હંગામી સત્તાઓ.

" ૧૮૮. હાલના ઉપયોગને માટે જેટલી સત્તા જરૂરની છે તેટલી જે હંગામી સત્તા હાલમાં સરકાર ધરાવે છે તે ૩ થી ૭ સુધીના નિયમોમાં તથા ૧૯૧૫ ના ડીફેન્સ ઑફ ઇન્ડિયા એક્ટની ૧૨ કલમમાં આવી જાય છે. હાલમાં ૧૯૧૪ ના ફોરેનર્સ ઑર્ડિનન્સ અથવા તો ૧૯૧૪ ના ઇન્ગ્રેસ ઇન ટુ ઇન્ડિયા ઑર્ડિનન્સ વિષે અમે ઉલ્લેખ કરતા નથી...ટુંકામાં કહીએ તો, કાર્યવાહક મંડળના હુકમ અનુસાર લોકોને સૂચવેલી હદમાં રહેવાની ફરજ પાડવાની સત્તા આપવી, અથવા આવી કોઇ હદમાં દાખલ ન થવાની કે ન રહેવાની ફરજ પાડવાની સત્તા આપવી એ આ નિયમોની અસર છે. આવા હુકમનો ભંગ કરવા માટે સજા કરવાની પણ સત્તા મળે. પ્રસ્તુત માણસ ઉપર આ હુકમો છોડી શકાય ને લાગુ પાડી શકાય, એમ થવાથી એ હુકમોને પાળવાને તેવા માણસ બંધાય નહિ તો વોરંટ વગર તેવા માણસને પકડી શકાય અને જાપતાનો હુકમ થાય ત્યાં સુધી એક મહિના કરતાં વધારે નહિ એટલી મુદત માટે તેને અટકાયત કરી શકાય. તપાસના વોરંટ અનુસાર તપાસ કરવા વિષેની પણ અમુક સત્તા છે. એટલું જણાશે કે, આવા લોકોના કેસોની તપાસ માટે કંઇ તજવીજ કરવામાં આવી નથી. એનો નિર્ણય કરવાનું કામ સ્થાનિક સરકાર ઉપર સંપૂર્ણ અંશે છોડી દેવામાં આવ્યું છે. ૧૮૧૮ ના ત્રીજા નિયમ અનુસાર કેદ કરવાને લગતી પણ સત્તા છે. "

## અમારી ભલામણનો વિસ્તાર.

" ૧૮૯. અમે એવું માનીએ છીએ કે, ઉપર જણાવેલી સત્તાના સંપૂર્ણ અંશ જેટલી સત્તાનો અમલ (છેવટની ઘડીએ અને રક્ષક તત્ત્વોને આધારે) કરવાને માટે કાંઇક તજવીજ કરવી જોઇએ."

" આવી યોજના ઘડવાની અમારી ફરજ છે એવું અમને લાગે છે છતાં અમે ધારીએ કે, એ આખેઆખી યોજના ચાર મુખ્ય સિદ્ધાન્તો પાળવાને આધારે ઘડાવી જોઇએઃ—

(૧) છુટકરામાં માથું મારવામાં આવે તો તે દંડને પાત્ર ગણાવું ન જોઇએ. ચોક્કસ કાયદેસર સ્વરૂપમાં તપાસ થયા વિના સાબીતી જેવું કાંઇ પણ સ્વીકારી શકાય નહિ. પ્રજાના ઉત્તમોત્તમ હિતની ખાતર વ્યક્તિઓની સ્વતંત્રતા છીનવી લેવામાં આવે, તો જેલ કરતા જુદી પડતી ગાંડાની ઇસ્પીતાલની ગોઠવણ થવી જોઇએ.

(૨) છુટકારામાં માથું મરાયું હોય તો તપાસણીથી તેનું રક્ષણ થવું જોઇએ; અમુક સંજોગોમાં છેક વ્યાવહારિક સ્વરૂપમાં આવી તપાસ ન થઇ શકે એમ હોય તોપણ તે તપાસ ન્યાયપુરઃસર તો હોવી જ જોઇએ; એટલે કે, તે તપાસ ન્યાયી અને નિષ્પક્ષપાતી તથા અને તેટલી યોગ્ય હોવી જોઇએ.

(૩) આવી રીતે માથું મારવાની બાબતમાં અધિકાર આપનારા (સ્થાનિક સરકારે કાઢેલા) દરેક હુકમમાં આવી તપાસ કરવાનું જણાવેલું હોવું જોઇએ; તથા તેમાં એમ પણ લખેલું હોવું જોઇએ કે, સ્થાનિક સરકારના અભિપ્રાય પ્રમાણે તો ફરમાવેલાં પગલાં જાહેર સલામતીની ખાતર જરૂરનાં છે.

(૪) આવો હુકમ અમુક બાંધી મુદતનો (કહો કે, એક વર્ષ કરતાં વધારે વખતનો નહિ એવો) હોવો જોઇએ; અને માત્ર નવા હુકમથી જ (ખાસ કરીને નવી તપાસથી નહિ) તાજેતર થઇ શકે એમ હોવું જોઇએ. એમાં એવું જણાવેલું હોવું જોઇએ કે, જાહેર સલામતીની ખાતર આ નવેસરનો હુકમ જરૂરનો છે."

## સત્તાના ઇચ્છવાજોગ બે ક્રમો.

" ૧૯૦. ખરડાની ઘડામણીની ભાષા વાપર્યા વિના અને દરેકે દરેક તપસીલમાં ઉતર્યા વિના અમે હવે અમારી સૂચવેલી યોજનાને વિસ્તારથી સમજાવવાને આગળ વધીશું."

" અમે અગાઉ જણાવી ગયા છીએ તે પ્રમાણે અમે એવું ધારીએ છીએ કે, હવે જે સત્તાઓ મેળવવાની છે તેના બે ક્રમો હોવા જોઇએ. કદાચ જુદી જુદી જાતના જાહેરનામા તળે આ ક્રમો છુટા છુટા અમલમાં આણી શકાય એવા હોવા જોઇએ."

" સત્તાઓનો પહેલો જૂથ નીચેના પ્રકારનો હોવો જોઇએઃ—

(૧) પ્રતિભૂ સાથેના કે વિનાના જામીન માગવા;

(૨) રહેઠાણ ઉપર અંકુશ મુકવો, અથવા રહેઠાણની ફેરબદલી વિષે ખબર કરવાની ફરજ પાડવી;

(૩) વર્તમાનપત્રોમાં કામ કરવું, ચોપાનીઆં વહેંચવાં અથવા સભાઓમાં હાજરી આપવી તથા એવાં બીજાં કામ કરવાં: એ સૌથી દૂર રહેવાની ફરજ પાડવી;

(૪) વખતોવખત પોલિસને ખબર આપતા રહેવાની તે માણસને ફરજ પાડવી. સત્તાઓનો બીજો જૂથ નીચે મુજબનો હોવો જોઇએઃ—

(૧) પકડવાની સત્તા;

(૨) વોરંટ અનુસાર તપાસ કરવાની સત્તા;

(૩) દંડ ન થવાનો હોય એવી કેદમાં પૂરવાની સત્તા."

"સત્તાઓના પહેલા જૂથ સિવાય બીજો જૂથ અમલમાં આવે એ માની શકાય એમ નથી. એટલા માટે પકડામણી અને તપાસણી પછી સત્તાઓના પહેલા જૂથ અનુસાર હુકમ કાઢવામાં (પૂરતો લાગે તો) કાંઇ વાંધો નહિ આવે."

## તપાસણી–અમલદારની સ્થાપના.

"૧૯૧. 'તપાસણી–અમલદાર' અથવા તપાસણી અમલદારોની યોજના કરવી જોઇએ. એ બાબત અમે આગળ ઉપર વધારે વાત જણાવીશું."

"જો સત્તાઓનો માત્ર પહેલો જૂથ અમલમાં હોય, તો છેવટનો હુકમ છોડયા પછી સરકારે આવા કેસની બાબતમાં તપાસણી–અમલદારને સોંપણી કરવી જોઇએ. અમુક બાંધી મુદત માટે વચગાળાનો હુકમ કરવાનો અધિકાર તેમને હોવો જોઇએ. જો બીજો સત્તા–જૂથ અમલમાં હોય, તો સોંપણી પહેલાંની અથવા પછીથી સોંપણી થાય ત્યાં સુધીની બાંધી આપેલી મુદત સુધી આવા માણસને પકડી કેદમાં નાખી શકાય."

"પોતાને યોગ્ય લાગે તે સાધનસામગ્રીને આધારે તથા પુરાવાના નિયમોથી પોતાની જાતને બંધાયલી ગણ્યા વિના એકાંત સ્થળે તપાસ ચલાવવી, એ આ તપાસણી–અમલદારની ફરજ ગણાશે. તેઓ આરોપીને બોલાવી મંગાવશે, તેની ઉપર મુકવામાં આવેલું તહોમત તેને કહી બતાવશે, અને ધરખટલાને લગતી ન્યાયસભાની પદ્ધતિ પ્રમાણે બને તેટલી ન્યાયશીલ અને યોગ્ય રીતે તપાસણી કરશે. બીજા માણસોના દૃષ્ટિબિન્દુએ જો વાંધાભરેલ લાગશે તો ખબર કયાંથી પડી તે જાહેર કરવાની જરૂર ગણાશે નહિ. બન્ને પક્ષોને કોઇપણ એડવોકેટ રાખવાની રજા આપવામાં આવશે નહિ કે નિયમ પ્રમાણે તપાસેલા સાક્ષીઓ રાખવા દેવામાં આવશે નહિ; તેમ જ જે માણસના કેસની તપાસ ચાલતી હશે તેને આખી તપાસણી દરમ્યાન હાજર રહેવાની જરૂર રહેશે નહિ. બીજા માણસોથી કે બીજી કોઇ તપાસણીથી પ્રસ્તુત બાબતમાં પોતાના દૃષ્ટિબિન્દુએ વધારે અજવાળું પડે એમ છે એમ જો આવો કોઇ માણસ જણાવે, તો તપાસણી–અમલદારને આ સૂચના સ્થાને તથા વિચારશીલ જણાતાં તે આવી સૂચનાની કસોટી કરવાનો પ્રયત્ન કરશે. તપાસણીને અંતે તપાસણી–અમલદાર પોતાના નિર્ણયોનો અહેવાલ સ્થાનિક સરકારને રજુ કરશે."

"એટલું જણાવ આવશે કે, તપાસણી–અમલદારે કઇ કાર્યપદ્ધતિ અનુસાર કામ કરવું એ અમે સૂચવ્યું છે, તો પણ તેણે શી બાબતમાં તપાસ કરવી અથવા તેના

નિર્ણયો કઇ જાતના હોવા જોઇએ તે બાબતનો અમારો અભિપ્રાય અમે હજી સુધી જણાવ્યો નથી.

## તપાસણીનો વિસ્તાર.

"૧૯૨. અત્યાર સુધી અમે જે બાબતો સાથે કામ લીધું છે તેમાં આ બાબત સૌથી વધારે અઘરી છે એવું અમને લાગે છે, છતાં આ બાબતમાં ચોક્કસપણું ઘણું જ આવશ્યક છે. જાપતાનો અથવા એવો હુકમ અમલ યોગ્ય હોવો જોઇએ, પણ તપાસણી-અમલદારે (સમજાવેલા અર્થમાં) ન્યાયપુરઃસર નક્કી કરેલી બીનાના પાયા ઉપર રચાયલો હોવો જોઇએ એ હેતુ છે એમ અમારૂં માનવું છે. કરવાના હુકમનો પ્રશ્ન જો તપાસણી-અમલદારે હાથે ધરવાનો છે, તો પછી પરિણામને લગતી જવાબદારી વિના તે અમલદાર અમુક સત્તાને પામે છે. ન્યાય અને શાંતિ જાળવવા માટે કાર્યવાહક મંડળ જવાબદાર છે. આ બધાનો હલકામાં હલકો નિર્ણય એ છે કે, તપાસણી-અમલદારે ભલામણ કરવી જોઇએ, અને કાર્યવાહક મંડળ એ ભલામણનો અનાદર કરવાને શક્તિમાન હોવું જોઇએ, પરંતુ તપાસણી-અમલદાર માત્ર બીનાઓ જ ધ્યાનમાં લે, તો બીજાનો પ્રશ્ન શું બની રહે? ખુન વિગેરે જેવા ગુન્હાની માફક આ વિચારેલી બીનાની સ્થિતિની વ્યાખ્યા આપી શકાય એમ નથી. જો એ પ્રમાણે વ્યાખ્યા આપી શકાય જ, તો પૂરી ફતેહમંદ નીવડે એવી કોઇ યાદી આપણા મગજમાં ઉતરી શકતી નથી. આવી વસ્તુસ્થિતિ હોવાથી અમે નીચેની સૂચના કરીએ છીએ. એવા માણસે કાંઇ કર્યું હોય, અથવા એવો માણસ કંઇ કરતો હોય, કિંવા કરે તેવી વકી હોય તે વિષે સરકારને જે કાંઇ સૂચવવાનું હોય તે બધું સરકાર આ કમિટી આગળ સાદી ભાષામાં રજુ કરે, અને તેના બદલામાં અમલદાર પોતે એ વિષયમાં શું જાણી લે છે તે બધું સાદી ભાષામાં કહી બતાવે, પછી સરકાર એ જાણી લીધેલી બીના ક્રમવાર ફરી જોઇ જાય, અને પછી પોતાને જરૂર લાગે તે પ્રમાણે એવા માણસની સાથે વર્તવા માંડે. કાર્યવાહક અધિકારીના નિર્ણયને બાજુએ રાખીને પણ એવા માણસ વિરૂદ્ધ ખરેખરૂં શું જાણી લેવામાં આવ્યું છે તે ચોક્કસ રીતે જાહેર કરવાનો મુખ્ય હેતુ આથી મધાશે; પણ પગલાં ભરવાની જવાબદારી તો હજી પણ માત્ર સરકારની મુનસફી ઉપર જ રહેશે. આવો હુકમ પ્રસિદ્ધ કરવો કે કેમ તે વિચારવાની વાત છે."

"અમે 'સલાહકારક સમિતિ' એવા શબ્દો વાપરવાને બદલે 'તપાસણી-કામદાર' શબ્દ કેમ વાપર્યો તેની સમજુતી ઉપર જણાવેલી સૂચનાઓથી મળી જાય છે. 'સલાહકારક સમિતિ' શબ્દો વાપર્યાથી ગુચવણીમાંથી છટકવાનો મુખ્ય હેતુ છે તે ગુચવણી તરફ વળતા માણસનો તિરસ્કાર થતો હોય એમ લાગે છે."

## અમલદારોનું બંધારણ.

"૧૯૩. તપાસણી—અમલદારના ધર્મો અમે વર્ણવ્યા છે તેવા જ હોય, તો તેના બંધારણને લગતી મુશ્કેલી ઓછી થઇ જાય છે. ખરી બીનાઓ વિષે ન્યાયપુરઃસર લાગણીથી તપાસ કરવા માટે જ્ઞાન અને અનુભવ જરૂરનાં છે. અમને એવી સૂચના કરવામાં આવી છે કે, પ્રસ્તુત મંડળમાં કે મંડળોમાં ન્યાયસભાના, કાર્યવાહક મંડળના અને બિન-અધિકારી કામદારોને પ્રતિનિધિત્વ આપવું જોઇએ. તપાસણી-અમલદારના જે ધર્મો માટે અમે ભલામણ કરીએ છીએ તે ધર્મો બતાવી આપ્યા પછી, તે અમલદારોના બંધારણ

વિષેના અમારા વિચારો જણાવવાંની અમારી ફરજ હોય એમ અમને લાગતું નથી. પણ અમે લીધેલી મહેનત દરમ્યાન અમને મળેલા અનુભવ ઉપરથી એટલુ કહેવું અમને યોગ્ય લાગે છે કે, એ તપાસણી–મંડળનો એક સભાસદ તો લોકો વિષેના પોતાના જ્ઞાનને લીધે ચૂંટાયલો બિનઅધિકારી હિન્દવાસી હોવો જોઇએ."

## મુલાકાત લેનારી સમિતિઓ.

"૧૯૪. અટકાયત કરવા માટેનાં આ પગલાં ભરવાની બાબતમાં દાખલ કરવાની એક શરત વિષે અમે અહીં સૂચના કરીશું. રહેઠાણમાં કે કેદમાં જેમની અટકાયત કરવામાં આવી હોય એવા લોકોની સ્થિતિ વિષે નિવેદન કરવા માટે મુલાકાત લેનારી સમિતિઓ નીમાવી જોઇએ, એવું અમને લાગે છે. આ સમિતિઓના બંધારણનો સવાલ અમે હાથે ધરતા નથી. હિન્દુસ્તાનના જુદા જુદા ભાગમાં અને કદાચ એને એ પ્રાંતના જુદા જુદા ભાગમાં, અથવા જુદી જુદી જાતિઓની બાબતમાં આ બંધારણ જુદું જુદું હોય એમાં કાંઇ ખોટું નથી. પંજાબમાં ઘણા નાના ક્ષેત્રમાં કામ કરતી સમિતિઓ આવી જાતનું જે ઘણું ઉપયોગી કામ કરી શકે એમ છે તે કામથી અમને અચંબો લાગ્યો હતો. આટલી સંતોષકારક કાર્યસરણી બીજે ઠેકાણે બનવા જોગ ન પણ લાગે. અલબત્ત, જે લોકો આ યોજના સ્વીકારવાને તૈયાર હોય, અને સહાનુભૂતિથી પણ અસરકારક રીતે પાર પાડવાને તૈયાર હોય એવા લોકોની જ બનેલી આ સમિતિઓ નીમાવી જોઇએ."

× × ×

## અસ્તિત્વ ધરાવતા ગુન્હેગારો માટે ઉપચાર.

"૧૯૬. ઉપર બતાવી આપવામાં આવ્યુ જ છે તે પ્રમાણે, ઉપર ઘડી આપેલી યોજના આગન્તુક ગણાતા સંકટના સમયને માટે છે. આથી એમાં બતાવી આપેલી સત્તા જ્યાં સુધી બનાવ બને નહિ ત્યાં સુધી શિથિલ રહેવાની છે."

"ઉપર વર્ણવેલી મુશ્કેલીઓમાં આવી પડેલા લોકો જેવા કેટલાક મુઠ્ઠીભર લોકો આગન્તુક તો શું પણ ખરેખરા ભયનું કારણ થઇ પડે તેવા છે ખગ. તેથી એમની બાબતમાં તો ખાસ અને તુરતની તજવીજ જરૂરની છે."

× × ×

"અમને લાગે છે કે સાદામાં સાદી યુક્તિ તો એ છે કે, એવી જાતની કલમ દાખલ કરવી કે, ડીફેન્સ ઑફ ઇન્ડિયા એક્ટ રદ થાય તે પહેલાં (અથવા જોઇએ તો એથી અગાઉના કોઇ દિવસ પહેલાં) કોઇ ગુન્હા કીધા હોય, અને આવા ગુન્હાથી ભવિષ્યને માટે ભય ઉત્પન્ન થતો લાગતો હોય તેવે વખતે અમે ઉપર જેમની રેખા દોરી આપી છે, તેમાંની કોઇ પણ કલમ અનુસાર, ને કોઇ જાતનું જાહેરનામું કાઢ્યા સિવાય આવા માણસની સામે પગલાં ભરવાં એ કાયદેસર લેખાવું જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો, એવા કામ માટે આ નવો કાયદો તુરત લાગુ પાડવાનો છે, એમ ગણવાનું છે."

દીલ્હિ; ૧૧ મી જાન્યુઆરી ૧૯૧૯                    ડબલ્યુ. એચ. વિન્સેન્ટ.

# કાળા કાયદાઓ વિષે

## નામદાર એમ. એ. જીન્હાનું ભાષણ.*

"નામદાર, શરૂઆતમાં હું એટલું કહીશ કે, ઑન. હોમ મેમ્બરના શબ્દેશબ્દ મને યાદ નથી, પણ સરકાર સહેજ આંચકો ખાઇને આ ખરડા દાખલ કરે છે એવી લાગણી એમણે બતાવી છે એ સાંભળીને મને ઘણો આનંદ થાય છે. એ ઑન. હોમ મેમ્બર ઘણાં વર્ષ સુધી કાયદાના ધંધામાં કામ કરી રહ્યા છે અને એક વખતે કલકત્તાની હાઇકોર્ટના બેન્ચ ઉપર બેઠા પણ હતા. તેમની પાસેથી આટલી જ નહિ પણ આથી વધારે આશા રહેતી હતી. નામદાર, જે માણસ કાયદામાં અને ન્યાયમાં માનતો હશે તેને આ ખરડાઓ તિરસ્કાર ભર્યા અને ચમકાવે એવા લાગ્યા વિના નહિ જ રહે. ઑન. હોમ મેમ્બરે કહ્યું હતું કે, 'આપણે આ કરવું પડે છે; અમને કોઇ બીજો રસ્તો બતાવો તો અમે તેની ઉપર વિચાર કરવાને તૈયાર છીએ.' હવે, હું આ ખરડાઓ વિષે તથા ઑન. હોમ મેમ્બરના ભાષણ વિષે કાંઇ પણ બોલું તે પહેલાં જે કારણોથી હું આ ખરડાઓની વિરૂદ્ધ પડું છું તે કારણો આ મંડળ આગળ હું રજુ કરવા માગું છું. મારૂં પહેલું કારણ એ છે કે, કાયદાના અને ન્યાયના મુખ્ય સિદ્ધાન્તોની વિરૂદ્ધ આ થાય છે. પુરાવાના અને વ્યવહારના સ્વીકારાયલા નિયમો પ્રમાણે કાયદેસર તપાસ થયા વિના કોઇ પણ માણસની સ્વતંત્રતા છીનવાવી ન જોઇએ, કોઇ પણ માણસે પોતાની સ્વતંત્રતા ખોવી ન જોઇએ. મારૂં બીજું કારણ એ છે કે, આ હુલ્લડીઆ ગુન્હાઓ રૂપી દરદ માટે આ ખોટું ઔષડ છે. તથાપિ જે પ્રકારના ગુન્હા બતાવેલા છે તે પ્રકારના ગુન્હા થાય છે એવું રૉલેટ કમિટીએ જે શોધી કાઢ્યું છે તે ખરૂં છે એમ હું પોતે તો કબૂલ કરવાને તૈયાર છું. મારૂં ત્રીજું કારણ એ છે કે, જે સત્તાઓ કાર્યવાહક મંડળને મળવાની છે–જેથી કાયદા મંડળને ઠેકાણે કાર્યવાહક મંડળ કામ કરશે–તે સત્તાઓનો દુરૂપયોગ થાય એવી વકી છે; અને ભૂતકાળમાં આવી સત્તાઓનો દુરૂપયોગ થયાના દાખલા મોજુદ પણ છે, મારૂં ચોથું કારણ એ છે કે, બીજા કોઇ પણ સુધરેલા દેશમાં આવી જાતના કાયદા પસાર કરવામાં આવ્યા હોય એવા અગાઉ બનેલા કે તેના જેવા દાખલા મારા જાણવામાં નથી. મારૂં પાંચમું કારણ એ છે કે, આ ઘણો જ અયોગ્ય અવસર છે. હું આપને કહી શકું કે આ ક્ષણે આ દેશના લોકોમાં ઘણી ઉંચી આશાઓ બંધાયલી છે, કારણકે મહાન્ અને ઉપયોગી સુધારા દાખલ થવાની તૈયારીમાં છે. મારૂં છઠ્ઠું કારણ એ છે કે, આ સૂચવેલા ખરડા હમેશને માટે છે; થોડા વખત માટેના સંકટના સમયને લાગુ પાડવાના ઇરાદાથી થોડા વખતને માટે યોજાયલા નથી. હું આ ખરડાઓની વિરૂદ્ધ છું તેનું છેલ્લું કારણ એ છે કે, નામદાર સરકારને ધમકી કે બ્હીકબ્હીવડામણી તરીકે નહિ પણ કહી દેવાની મારી ફરજ છે એમ ગણીને હું કહું છું કે, જો આ ખરડાઓ પસાર કરવામાં આવશે, તો આ દેશને એક છેડેથી બીજે છેડે સુધી અસંતોષ અને ઉશ્કેરણી જાગૃત થશે. આવાં

*તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરી ૧૯૧૯ ને દિને દીલ્હિમાં મળેલી વડી ધારાસભામા અપાયલું ભાષણ

અસંતોષ અને ઉશ્કેરણી આપે કદિ જોયાં પણ નહિ હોય. મારૂં એવું માનવું છે કે, સરકાર અને પ્રજા વચ્ચે જે સારી જાતનો સંબંધ જળવાઈ રહ્યો છે તેની ઉપર પણ આથી ઘણી નુકસાનકારક અસર થશે.

હવે, નામદાર આ એવી જાતની બાબત નથી કે, તેમાં એક બાજુએ એક બે કે ત્રણ ધારાશાસ્ત્રીઓને રાખીને, અને બીજી બાજુએ ત્રણ કે ચાર ધારાશાસ્ત્રીઓ ગોઠવીને આ વાતની ચર્ચા થઈ શકે. નામદાર, મારે મતે સવાલ આ છે પહેલું તો એ કે, આ ખરડાઓ અગાઉ કદિ નહિ સાંભળેલા એવા અને તદન નવી જાતના છે એ વાત તો ખરી કે નહિ ? એ વાત ખરી છે એની તો કોઈથી ના કહેવાય એમ નથી. અહીં આવવામાં, અને આ ખરડાઓને કાયદાનું સ્વરૂપ આપવા માટે રજા આપવાનું આ મંડળને કહેવામાં આપનો વિમોચન હેતુ આ છે. હું ભૂલતો હોઉં તો ઑન. હોમ મેમ્બર મને સુધારશે એવી મને આશા છે. આ હુલ્લડીઆ હીલચાલ આપણે ત્યાં થઈ હતી અને શરૂઆતમાં તેની સામે ટક્કર ઝીલવાનું આપણને અઘરૂં લાગતું હતું. પણ ૧૯૧૫ માં ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ પસાર થયો ( જો કે સરકારે તેટલા વખત માટે આ સત્તાઓ લડાઈના સમય સુધી વાપરવાને મેળવી હતી ) એટલે તુરત જ હુલ્લડીઆ કાવતરાંને સજા પહોંચાડવાના હેતુથી આપ આ સત્તાઓનો ઉપયોગ કરી શકયા હતા, અને તે પણ ઘણી જ વધારે ફતેહમંદીથી. આમ હોવાથી, સરકાર અત્યારે આ સત્તાથી એટલી બધી મોહી પડી છે કે, આવી જાતના ખરડાને હમેશને માટે કાયદાનું રૂપ આપવાને તે કાયદા મંડળને છાતી ઠોકીને કહે છે. મારે મને તો આથી ધર્મશાસ્ત્રના બધા સિદ્ધાન્તો ચગદાઈ જાય છે. હવે, નામદાર, એટલી વાત માટે તો કોઈને શક નથી–અને મને લાગે છે કે એ તો બધા જાણે છે–કે આ સત્તાઓથી આપ નામદાર કાવતરાંને વધારે અસરકારક રીતે સજાએ પહોંચાડી શકશો. એ બાબતમાં કોઈને મતભેદ છે જ નહિ. પણ તો પછી આપ મને એમ પૂછશો કે, ‘ તમે વિરૂદ્ધ કેમ પડો છો ? તમે અમને આ સત્તાઓ કેમ નથી આપતા ?’ તો તેનો મારો જવાબ એ છે કે, અમલગજાવણીની આ જાતની સત્તાઓથી આપ વધારે ખરેખરા ગુન્હેગારોને પકડી શકશો ખરા, પણ તે બીજા અનેક નિર્દોષ માણસોના જોખમે અને ભોગે જ. આવા નિર્દોષ માણસોને ત્રાસ આપવામાં આવશે, અને ખરેખરી તપાસ માટે તેમને કોઈ તક કે કોઈ પ્રસંગ મળશે નહિ. હવે મારી અને આપની વચ્ચે મુખ્ય તફાવત અહીં છે. આપ કહો છો કે આ સત્તાઓનો અમલ થઈ શકશે; અને થઈ શકેગે પણ એમ જ. પણ. નિર્દોષ લોકો માટે શી ખાત્રી ? ત્યારે આપ પુછશો કે, ‘ તમે કાર્યકારી મંડળમાં ભરૂસો રાખતા નથી ? ’ તો મારો જવાબ એ છે કે, અલબત્ત મને કાર્યકારી મંડળમાં વિશ્વાસ નથી; કારણકે, કેટલી રૉલેટ કમિટીઓ નક્કી કરશે અને સૂચના કરશે તેની મને દરકાર નથી, પણ મારૂં દૃઢ માનવું છે કે, યોગ્ય કાયદેસર તપાસ ચલાવ્યા વિના એક ક્ષણભર પણ કોઈ પણ માણસની સ્વતંત્રતા છીનવાવી ન જોઈએ. હું એમ કહું છું કે, આ અમલકારી સત્તાઓથી આપ ખરેખરા ગુન્હેગારો પકડી શકશો ખરા; પણ ખરા ગુન્હેગારોને પકડવાની કોશીશ કરવામાં, હું હિંમતથી કહું છું કે, આપ ઘણા નિર્દોષ લોકોને ઝપાટામાં લઈ લેશો, અને તેમાં પણ કાર્યકારી અધિકારીના હુકમનો અનાદર ન કરી શકે એવા નિર્દોષ લોકોને આપ આપના પંજામાં સપડાવશો. હવે, મારે મને

ક્રારો હોય છે તેમાં પણ અમુક માણસ ગુન્હેગાર છે કે નહિ તે નક્કી કરવાનું અઘરૂં થઈ પડે છે. ન્યાયના સભ્યો, સાધારણ અક્કલના માણસો, ધંધાધારી માણસો પણ જુદા જુદા મત ધરાવે છે એ આપણે જાણીએ છીએ. ન્યાયાધિશામાં પણ મતભેદ હોય છે એ આપણે સારી રીતે જાણીએ છીએ. કેટલીક વખત અમુક અદાલત અમુક તહોમતદારને ખુનના ગુન્હેગાર તરીકે ઠરાવે છે, અને અપીલ થતાં એના એ પુરાવાને આધારે એ જ માણસ છુટી જાય છે એ પણ આપણા જાણવામાં છે. પ્રજાની સ્વતંત્રતાનો સવાલ ઉભો છે ત્યાં તો આવી બાબત બહુ જ ગંભીર ગણાય છે. ધુસપુસ રીતે અને તહોમત-દારની પૂઠે તપાસ ચલાવનારા આ અધિકારીઓ કોઇ ખરેખરા ઉપયોગી નિર્ણય ઉપર આવે એમ આપ ધારી જ કેમ શકો'? પછી શું બને ? આ તપાસ કરનાર અધિકારી વગ પોતાનો હેવાલ રજુ કરે. સરકાર તો તે હેવાલ સ્વીકારવાને બંધાયલી નહિ. ત્યારે એનો ઉપયોગ શો ? સરકાર કહેશે કે, " અમે એની ઉપર વિચાર ચલાવ્યો છે." ત્યારે આ જ શરત; આ જ કિંમતી રક્ષાશસ્ત્ર; જેને વિષે આટલું બધું ગવાયું છે તે અગાઉની મોટી શરત આ જ. વધારે કપરાં અટકાયત કરનારાં પગલાંની બાબતમાં પણ આમ જ સમજવું. માટે, નામદાર, ઉભા થયલા સવાલને ઉરાડી મુકવામાં કાંઇ માલ નથી, આ આખા પ્રશ્નની આસપાસ ભમવામાં કાંઇ અર્થ નથી. એ તો છેક જ ચોખ્ખું ને દેખીતુ છે કે, આ ખરડો ઘણા જ ગંભીર પ્રકારનો છે. તે ભયંકર છે. તેથી પ્રજાની સ્વતંત્રતા ભયમાં આવી પડે છે, શહેરીઓના મુખ્ય હક્કો દહેશતમાં આવી પડે છે નામદાર હું ઉભો રહીને કહું છું કે, યોગ્ય પગલાને ચ્હાનાર, ન્યાયને ચ્હાનાર અને લોકોની સ્વતંત્રતામાં તથા તેમના છુટાપણામાં માનનાર કોઇ પણ માણસ આવી જાતના ખરડા માટે પોતાની અનુમતિ આપે એ બને તેમ નથી. આપે ઘણોજ સખ્ત મામલો ઉભો કરવાનો છે; અને તે પછી જ આપ અમારી આગળ રજુ થઇ શકો તેમ છો પછી હું ખાત્રીથી કહું છું કે હું ઑન. હોમ મેમ્બરને કહીશ કે, 'હા, હવે આપે મામલો બરોબર તૈયાર કીધો છે એટલે હું આપની સાથે સહકારથી વર્તીશ." આપે કેવો મામલો તૈયાર કીધો છે ? કેટલાક ખુલ્લડીઆં કાવતરાં થાય છે તેથી, અને ઑન મિ. બેનરજી કહેતા હતા તેમ ખુલ્લડીઆ પદ્ધતિ સ્વી-કારનાર, ખુનખારની પદ્ધતિ સ્વીકારનાર અમુક ભાગનાં સો હજાર માણસો અસ્તિત્વ ધરાવે છે તેથી આપ અહીં આવો છો, અને આવી જાતના કાયદા પસાર કરવાની આપની મરજી જાહેર કરો છો તથા તેને કાયદાનાં પુસ્તકોમાં હમેશને માટે સ્થાન આપવાનું કરો છો. એનું પરિણામ એ આવશે કે, આ દેશમાં કોઇ પણ માણસની સ્વતંત્રતા સલામત રહેશે નહિ. નામદાર, હું તો એટલે સુધી કહીશ કે, આ દેશમાં રાજકીય જીવનનો અને અને સ્વાતંત્ર્યનો અંત આવશે. કોઇ પણ માણસ સહીસલામત રહેશે નહિ. નામદાર, ધારો કે કોઇ પ્રાંતમાં કોઇ ગુન્હા કરવામાં આવ્યા છે. હિન્દુસ્તાનની સરકારને અપીલ કરવામાં આવે છે તો તે સરકાર કહે છે, 'બહુ સારૂં, થોડા ગુન્હા તો થયા છે ને !' ધ્યાનમાં રાખજો કે, હું અહીં ગુન્હા વિષે ઉલ્લેખ કરતો નથી; પણ ગુન્હાનાં સૂચિપત્રમાં ખુની ઇજાનો, હુલ્લડનો અને એવા બીજા બધા ગુન્હાનો સમાવેશ કરવામાં આવ્યો છે. એક નહિ ને બીજા કારણથી આવતી કાલે મુંબાઇ ઇલાકામાં ત્રણ ચાર હુલ્લડ થવા પામે—ધ્યાનમાં રાખજો કે રાજનીતિ સાથે આને જરા પણ સંબંધ ન હોય—તો હિન્દુસ્તાનની

સરકારને આ કાયદો મુંબઇને લાગુ પાડવાનું કહેવામાં આવે, અને હિન્દુસ્તાનની સરકાર વચ્ચે પડીને મુંબાઇને તે લાગુ પાડે......

**ઑાન. સર વિલિયમ વિન્સેન્ટ**—" સૂચિપત્રમાંથી આ ઑા. સભાસદે જે ભાગ બોલી બતાવ્યો છે તે શું તદન ખરો છે? તેઓ તે વાંચશે? એમણે એક વાક્ય છોડી દીધું છે. તે એ કે, " જો સરકારના અભિપ્રાય પ્રમાણે આવા ગુન્હાને રાજ્યની સલામતી જોખમમાં નાખે એવી હીલચાલ સાથે સંબંધ હશે તો."

**ઑાન. મિ. એમ. એ. ઝીન્હા**—" હું તે સારી રીતે જાણું છું; પણ આ નક્કી શી રીતે કરવું? રાજ્યની વિરૂદ્ધના કોઇ ગુન્હા સાથે આવા ગુન્હાને કાંઇ સંબંધ હોય તેવી શરત આ કાયદા ઘડનાર ગૃહસ્થે દાખલ કીધી છે એ હું જાણું છું; પણ હું તો આવી જાતના ગુન્હા થયલા ધારવાનું કહું છું. હું એક દાખલો આપુ. ધારો કે, એક માણસને કોઇ વ્યક્તિગત અમલદાર માટે અસંતોષ થયો છે; તેથી તે એની ઉપર હુમલો કરે છે, અને તેને ઇજા કરે છે...

**ઑાન. સર વિલિયમ વિન્સેન્ટ**—" હું એટલું કહી જણાવું છુ કે, ૩૨૩ મી કલમ સૂચિપત્રમાં છે જ નહિ! સાદી ઇજાના ગુન્હાનો સમાવેશ કીધો જ નથી."

**ઑાન. મિ. એમ એ. ઝીન્હા**—" હું તો 'ખુની ઇજા'ની વાત કરૂં છું.

**ઑાન. સર જ્યૉર્જ લાઉન્ડઝ**—" ના, એ ઑાન. સભાસદે ' ઇજા ' શબ્દ જ વાપર્યો હતો. "

**ઑાન. મિ. એમ. એ. ઝીન્હા**—" મેં હમણાં ' ખુની ઇજા ' શબ્દો જ વાપર્યા છે.

**ઑાન. સર વિલિયમ વિન્સેન્ટ**—" 'ખુની ઇજા' શબ્દો પણ સુચિપત્રમાં દાખલ થયલા નથી. ૩૨૬ મી કલમમાં કાતીલ હથિયારથી કરેલી ખુની ઇજાનો સમાવેશ થાયછે."

**ઑાન. મિ. એમ. એ. ઝીન્હા**:—" હું તો હમેશાં એમ જ માનતો આવ્યો છું કે, ખુની ઇજા એટલે કોઇ પણ હથિયાર વડે કરેલી પીડાજનક ઇજા. એટલે હું કહું છું કે, આપના ગુન્હાના સૂચિપત્રને તો કાંઇ હદ જ નથી. અલબત્ત હું આખી યાદી વિષે બોલીને આ મંડળનો વખત નકામો ગુમાવી શકું તેમ છું. પણ આપ જોશો કે, આપની પાસે ગુન્હાની ખરેખરી યાદી પડેલી છે. રાજ્યની વિરૂદ્ધ પ્રકારના જ આ ગુન્હાઓ નથી. આથી શું જણાય છે? આપને એમ જણાય છે કે, એક વખત આપ આ કાયદાને કોઇ પણ પ્રાંતને લાગુ પાડી શકાય એવો બનાવો, એટલે પછી તે પ્રાંતમાં કોઇ માણસ કોઈ અમલદારનો અણુમાનીતો હોય અથવા તો ઇચ્છવા જોગ ન હોય તો તે માણસ સહીસલામત રહે જ નહિ. એ પ્રાંતમાંના થોડાક ઉંચી પદવી ધરાવનારા અમલદારોની નાખુશી તે મેળવે તો, હું કહું છું કે, તે માણસ સહીસલામત નહિ રહે, અને તેને ઉપાય પણ નહિ મળે. આ તપસીલોનો સવાલ દૂર રાખીને હું પહેલાંની માફક જ કહીશ કે, બે વકીલો સામસામી બાજુએ બેસીને અમુક તપાસ વિષે વાદવિવાદ ચલાવે તેમ આ બાબતમાં ચર્ચા થઇ શકે તેમ નથી. મેં અગાઉ કહ્યું હતું તે પ્રમાણે મને મારા મનમાં આ જ સવાલ ઉભો થાય છે. સરકારને આપવાની આ સત્તાઓ માટે આપે શો મામલો ઘડી કાઢ્યો છે? મને વિનતિ કરનાર, અને મંડળે પોતાની જવાબદારીનો વિચાર કરવો જોઇ-

એ એવું કહેનાર તથા મંડળે પોતાની સ્થિતિ સમજવી જોઇએ એવું જણાવનાર એ ઑન. સભાસદને હું એટલો જ જવાબ આપું છું કે, આપે કોઇ જાતનો મામલો તૈયાર કીધો જ નથી. આપે માત્ર એટલો જ મામલો ઉભો કીધો છે કે, લડાઇને લીધે આપના હાથમાં મુકવામાં આવેલી આ અસાધારણ સત્તાઓ વડે આપ આ ખાસ પ્રકારના ગુન્હા માટે અગાઉ કરતાં વધારે સાબીત રીતે તજવીજ કરવાને કદાચ શક્તિમાન થયા છો. ત્યારે આ ખરડાઓને કાયદાનાં પુસ્તકોમાં સદાનું સ્થાન આપવા માટે આ કાંઈ ખરૂં કારણ નથી. હું તો કહું છું કે અત્યારની ઘડીએ પણ આપના હાથમાં જોઇએ તેટલી સત્તા છે. અલબત્ત તેનો ઉપયોગ કરો; આ ગુન્હાઓ માટે તજવીજ કરવી નહિ જોઈએ એવું મારૂં કહેવું છે એમ હું આપને ક્ષણભર પણ માનવા દેવા માગતો નથી. ભલે આપ એ ગુન્હાઓ માટે તજવીજ કરો; પણ આપે અમુક વાત પણ યાદ રાખવાની છે. આપ લોકોની સાથે સહકાર રાખીને આ ગુન્હાઓ સામે તજવીજ કરવા માગો છો ? કે આપ સ્વતંત્ર રીતે અને લોકોની મરજી વિરૂદ્ધ આ ગુન્હાઓ માટે ગોઠવણ કરવા ધારો છો ? બિનસરકારી સભાસદો શું ધારે છે તેની અમને દરકાર નથી એમ આપ કહેશો. નામદાર, હું હિંમત ધરીને કહું છું કે, એક પણ બિનસરકારી સભાસદ આ ખરડાઓને અનુમોદન આપે એમ નથી. એક બે અપવાદ બની આવે; પણ એ એક બે અપવાદો બાદ કરતાં હું જાણું છું તે પ્રમાણે તો બાકીના બધા આવા સભાસદો આ ખરડાઓની વિરૂદ્ધ પડવાના છે. એટલેથી જ બસ નથી. આ મંડળમાં બિનસરકારી સભાસદો પ્રજામતના ઘણા ઉપયોગી ભાગના પ્રતિનિધિ રૂપ છે એ ખરૂં છે. પણ બહાર પ્રજા પણ છે જ; અને હું તો હિંમતથી કહું છું કે આખો દેશ આ ખરડાઓની સામે પડશે છે.

" ત્યારે આપ અલબત્ત એમ કહેશો કે, " અમારી તરફેણમાં સરકારી સભાસદોનો ટેકો છે; આપણે અહીં સરકારી બહુમતિ છે; અમે તો આ અમલમાં આણીશું. " હા; આપને સરકારી બહુમતી મળી છે તો આપ એ અમલમાં આણી શકશો. પણ આપ નામદારને અને આપની સરકારને હું એમ પૂછું છું કે, બીજાની માફક અમે પણ આ ગુન્હાઓનો સખ્ત રીતે તિરસ્કાર કરીએ છીએ, તેમને અટકાવવાને સદા તૈયાર અને ચિંતાતુર છીએ, આપની સાથે સહકારથી કામ કરવા તૈયાર છીએ એવી ખાત્રી અમે આપને આપીએ છીએ તે આપ સ્વીકારો છો કે નહિ ? તો શું આપ અમારૂં કહ્યું સાંભળશો નહિ ? શું અમારા મતની કાંઇ કિંમત છે કે નથી ? આ મંડળના બિનસરકારી સભાસદોની સરકારે એવી બહુમતીની કિંમત છે કે નહિ ? આપને જ્યારે ૪૫૦ લાખ પાઉંડ જોઇતા હતા ત્યારે તેની કિંમત હતી એ હું જાણું છું. તો આજે શું તેની કિંમત થવાની છે કે નહિ ? અને જો નહિ, તો શા માટે ? હું એ જ સવાલ પૂછું છું. નામદાર, આપણી સામે આ પ્રશ્ન આવીને ખડો થાય છે. ઑન. મિ. બૅનરજીએ કહ્યું છે તે પ્રમાણે સુલેહની શરતો ઉપર સહી થાય તે પછી ૭ મહિના સુધી આ કાયદો બંધ થવાનો નથી. આપના હાથમાં તો હજી ત્રીજો ઠરાવ હાજર છે આપના હાથમાં શાસનની સત્તા છે. જો જરૂર લાગે તો આનો આ ખરડો આપ પસાર કરી શકો. જ્યારે નવાં મંડળો ઉભાં કરવામાં આવે ત્યારે જો અમને લાગે અને અમારી ખાત્રી થાય કે

આવો કોઇ પ્રસંગ આવશે નહિ, તો અમે ખોટા પણ હોઇએ. હું એ બાબત ઉપર ભાર દેવા માગતો નથી; અમે ભૂલતા પણ હોઇએ. પણ નામદાર, અમને લાગે છે અને મારી તો ખાત્રી છે કે, નામદાર મહારાજાની સરકારની ૨૦ મી ઑગસ્ટની જાહેરાતથી, અને તે પછી હિન્દના પ્રધાનની મુલાકાતથી, તથા રાજ્ય-બંધારણમાં કરવાના સુધારા વિષે પ્રજાનો મત જાણવાના ઇરાદાથી આખા દેશમાં આપ નામદારે અને હિન્દના પ્રધાને કાપેલી મુસાફરીથી તથા આપના અહેવાલની પ્રસિદ્ધિથી-જે અહેવાલથી આગળ પગલું ભરાયું છે, એમ કબુલ કરવામાં હું પોતે કદિ પણ ખંચકાતો નથી અને જેની બાબતમાં આ મંડળમાં નહિ પણ બહાર મેં કહ્યું પણ છે તે અહેવાલની પ્રસિદ્ધિથી-લોકો ઉપર અતિશય અસર થઇ છે. આ સૂચનાઓ વિષે આપની સરકાર અને અમારી વચ્ચે ગમે તેટલો મતભેદ હશે તોપણ, અમે જેની આશા રાખીએ છીએ તેવા સ ત્વિક સ્વરૂપમાં જો આખરે અમને આ સુધારા મળશે-અને નામદાર, એ બાબતમાં અમે આખર સુધી લડત ચલાવવા માગીએ છીએ, અમારાથી જેટલું બનશે તેટલું અમે કરી છૂટીશું, અમે અમારા ઉત્તમમાં ઉત્તમ ઉપાયો યોજીશું, અમે એ અહેવાલથી પણ આગળ વધવા માગીએ છીએ-પણ, નામદાર, અમે લડત ચલાવી રહીશું; પછી પરિણામ ગમે તે આવે-તો એકવાર આ સુધારા દાખલ થયા એટલે પછી હું આપ નામદારને ખાત્રી આપું છું કે આ દેશના કેટલાક લોકો એમ પણ કહેશે કે, " અમે રાજ્યબંધારણને માન આપીને લડત ચલાવી છે. અમારાથી બન્યું તેટલું અમે કીધું છે, પણ અમે પૂરેપૂરા ફતેહમંદ નીવડયા નથી, પણ આ પગલું સાત્વિક અને સત્ય તો છે. તો આ સુધારા દાખલ થયા છે માટે આપણે તેનો સારામાં સારો લાભ લેવો જોઇએ. " બીજી બાજુથી સિવિલ સર્વિસ પણ એમ જ કરશે એવી મને આશા છે. હમણાં તેઓ ભલે લડે; હમણાં તેઓ ભલે સામા થાય; પોતે ભયમાં આવી પડવાના છે એવું તેઓ ભલે ધારે; આ સૂચનાઓ બહુ વધારે પડતી છે, એવું તેઓ ભલે માને, પણ એક વાર લડત પૂરી થઇ, એટલે પછી મને આશા રહે છે કે, આપ અને અમે સહકારથી કામ કરીશું, અને આ સુધારા ફતેહમંદ નીવડે તેવું કરવાને આપણાથી બનતું કરીશું હું આપ નામદારને અને આપની સરકારને ખાત્રી આપી શકું છું કે, એ વખતે આપ નામદારની સરકાર સાથે સહકાર કરતી વખતે એવું માલુમ પડશે કે, કપરી જાતનાં પગલાં ભરવાની જરૂર છે, તો મારા પોતાના દેશભાઇઓમા એવા પણ કેટલાક લોકો છે કે તેઓ આપ નામદારની ખંભોખંભ ઉભા રહેશે, અને પોતે અમુક કાયદા માટે ગમે તેટલો અણગમો ધરાવતા હશે તોપણ તેવા કાયદાને અનુમોદન આપવાને તૈયાર રહેશે. હું ખાત્રી આપું છું કે તે વખતે પણ હું તો મારૂં અનુમોદન નહિ જ આપું; પણ જો જરૂર હશે તો તેમ કરવાને હું તૈયાર રહીશ. તો પછી આ ખરડો પસાર કરવાનું મુલતવી રાખવા બાબતની અમારી વિનતિ આપ સ્વીકારો તો આપ શું એમ ધારો છો કે તેથી આપ કંઇ ખોઇ બેસશો, અથવા તો કંઇ ગંભીર પ્રકારની બાબત બની જશે ? અમે આટલું જ પૂછીએ છીએ. લોકોની મરજી વિરૂદ્ધ અધિકારીઓની બહુમતીથી આ ખરડો પસાર કીધાથી આપને વધારે ફાયદો થશે એવું શું આપને લાગે છે ? હું કહું છું કે આખા દેશના લોકોની મરજી વિરૂદ્ધ આ થાય છે; મારા શબ્દો ધ્યાનમાં રાખજો; હું જે કહું છું તે ખરૂં છે ને ખરૂં ઠરશે કે, આ લોકોની મરજી વિરૂદ્ધ થાય છે. આપ શું આવી

રીતે વર્તવા માગો છો? "ભય ઘણોજ નજદીક આવી રહેલો છે; આખરે તો અમે અહીં પરદેશી સરકાર તરીકે છીએ; અમારે અમારી જાતનું રક્ષણ કરવું પડે; આ દેશમાં અમારે શાંતિ અને સુલેહ જાળવવી પડે. તમને પદ્ધતિ પસંદ પડે કે ન પડે તેની કંઇ હરકત નથી; અમે તો આ છેવટના સાહસિક નિર્ણય ઉપર આવ્યા છીએ કે, સમસ્ત પ્રજાની મરજી વિરૂદ્ધ અને આ દેશમાંના જવાબદાર અભિપ્રાયની વિરૂદ્ધ પણ અમે અમારી જાતને એવા ભયમાં આવી પડેલ જોઇએ છીએ કે અમે જો આ સત્તા અમારા હાથમાં ન લઇએ તો અમારી સરકાર જોખમમાં આવી પડે," એ પ્રમાણે જો આપ મને કહી શકતા હો તો આપનું કહેવું પૂરેપૂરૂં ખરૂં છે. પણ એમ છે ખરૂં? હું તો ના જ કહું છું; એમ બનવાનું નથી. અત્યારે જ આપના હાથમાં જોઇએ તેટલી સત્તા છે. આખેઆખી પ્રજા વિષે તો હું બોલવાની દરકાર નથી કરતો; આપ જેની ગણત્રી જ કરી શકો એવો થોડો ભાગ હશે પણ ખરો; પણ લગભગ આખી પ્રજા તો આપની તરફેણમાં છે જ; કારણ કે એટલું ખાત્રીથી માનજો કે અમે એવું ઇચ્છતા નથી અને કોઇપણ એવું ઇચ્છતો નથી કે, આ દેશમાં નિયમસર પ્રગતિ ન થવી જોઇએ. આપને શું માલૂમ પડયું છે? આપ નામદારના આજના ભાષણમાં ખરેખરા શબ્દો તો હું કહી બતાવી શકતો નથી; પણ આ લડાઇમાં હિન્દુસ્તાને શું બતાવી આપ્યું છે? હિન્દુસ્તાનની સારી લાગણી, હિન્દુસ્તાનની નિમકહલાલી—જે કમબખ્ત અર્થમાં નિમકહલાલી સમજવામાં આવે છે તે નહિ, પણ પૂરેપૂરૂં ખરા દિલનું સહકાર્ય—કબુલ કરવામાં આવેલ છે. ગયાં થોડાં વર્ષ દરમ્યાન હિન્દુસ્તાન શું અફૂળ નીવડયો છે? જો નહિ, તો પછી, નામદાર, આ ક્ષણે આ ખરડા ઉપર દબાણ કરીને આગળ વધવાને શા ભયનું, શી જરૂરીઆતનું કારણ બતાવો છો? નામદાર, હું આ મંડળનો વખત નકામો બગાડવા માગતો નથી. મેં અગાઉ કહ્યું હતુ તે પ્રમાણે સૌથી પ્રથમ હું કહું છું કે, આ ખરડો બ્રિટિશ ન્યાયના મુખ્ય સિદ્ધાન્તોની ખરેખર વિરૂદ્ધ છે; બીજું એ કે તે સ્થાને અને વખતસર નથી; ત્રીજું એ કે, પ્રજાના મન ઉપર એથી ઘણી જ નુકસાનકારક અસર થવા પામશે.

"વળી, તપસીલની બાબતમાં, ઓન. હોમ મેમ્બરે કહ્યું હતું કે તપસીલો વિષે જો સિલેક્ટ કમિટીમાં કોઇ સૂચનાઓ કરવામાં આવશે તો તેનો વિચાર કરવામાં આવશે; પણ આપણી વચ્ચે તપસીલની બાબતમાં જ કંઇ મતભેદ નથી. મેં બતાવ્યું છે તેમ, મતભેદ તો મુખ્ય મુખ્ય સિદ્ધાન્તોની બાબતમાં છે. જો તપસીલોની બાબતમાં જ મતભેદ હોય તો તો મારી ખાત્રી છે કે સિલેક્ટ કમિટી તેનો નિર્ણય આણી શકશે; અને સિલેક્ટ કમિટીને સૂચવવા જેવી તપસીલની ઘણી બાબતો છે પણ ખરી. દાખલા તરીકે, જેઓ આરોપીને હાથે હાથતાલી પામ્યા હોય, હાથ ન આવતા હોય એવા લોકોનાં નિવેદનોનો સવાલ લો. આપ કહો છો કે, આ નિવેદનો પુરાવા તરીકે રજુ થવા દેવાં જોઇએ. તો હું પોતે તો એમ માનું છું કે, એ તો બહુ ભયંકર બીના બને. હું એ બાબતમાં મારાં કારણો ટુંકમાં જણાવીશ. પહેલું એ કે, આપ એટલું તો કબૂલ રાખશો કે પુરાવાના સાધારણ કાયદાની ૩૩ મી કલમ વિરૂદ્ધની આ બીના છે. એ કલમમાં કહ્યું છે કે, આવી જાતનાં નિવેદનો સ્વીકારી શકાય નહિ. પણ એ કલમમાં જણાવેલી કસોટી બાજુએ રાખીને આપ એવું સૂચવો છો કે, આવું નિવેદન કરનાર માણસને જો આરોપીએ હાથતાલી આપી દીધી

હોય તો આવું નિવેદન પુરાવા તરીકે સ્વીકારવું જોઇએ. તો, શરૂઆતમાં જ આ કેવી રીતે સાબીત કરવું? આ નિવેદનોની કસોટી કીધા વિના અને તેની ઉલટ તપાસ કીધા વિના તેમને રજુ કરનાર પોલીસ અથવા તો અન્ય કોઇ રસ લેનારી વ્યક્તિ આ નિવેદનો રજુ કરવા માગે, અને નિવેદન કરનાર લોકો હાજર ન હોય, તો આ પોલિસલોકો તો એમ જ કહી બેસે કે, એ લોકોને તો પેલા માણસોએ હાથતાળી દીધી છે. આની તપાસ પણ કેમ કરી શકાય ! અમુક માણસ ગુન્હેગાર છે કે નહિ તેની ખરેખરી તપાસ કરવાને બદલે આપ તો નિવેદન કરનારા ત્રણ કે ચાર માણસોને આરોપીએ તાથતાલી દીધી છે કે નહિ તેની તપાસ કરવાનું કામ અદાલતને સોંપવા માગો છો. બીજા શબ્દોમાં કહીએ તો, આપ એક તપાસણીમાં બીજી તપાસ કરાવવા ધારો છો. ગમે તે વખતે પણ આ તો બહુ જ વાંધાભરેલી વાત ગણાય; અને આવી જાતની બાબતમાં આપ તો જેનો દુરૂપયોગ થાય એવી કરણીને ઉત્તેજન જ આપશો. આથી જ હું કહું છું કે સૌથી પહેલાં તો એ શરત છેક જ બાતલ કરવી જોઇએ. તપસીલની બીજી ઘણી બાબતો હજી બાકી રહે છે; પણ હું આ મંડળને કંટાળો આપવા માગતો નથી. જો આ ખરડો સિલેક્ટ કમિટીને સોંપવામાં આવશે તો સિલેક્ટ-કમિટી આ બાબતો ઉપર વિચાર કરશે જ એવી મારી ખાત્રી છે.

માટે, નામદાર છેવટે ઉપસંહારમાં રાજ્યબંધારણના ચાહનાર તરીકે, કાયદાના અને શાંતિના ચાહનાર તરીકે, શિષ્ટિમાં અને અધિકારમા માનનાર તરીકે હું આપને અને આપ નામદારની સરકારને આ ખરડા વિષે આગળ પગલાં ભરતાં પહેલાં આપની સ્થિતિનો વિચાર કરવાની વિનતિ કરૂં છું. મને આશા છે કે, જ્યારે નવાં મંડળો અસ્તિત્વમાં આવશે ત્યારે આવા દાબ દેનારા કાયદાઓ પસાર કરવા માટે કોઇપણ પ્રસંગ ઉભો થવા પામશે નહિ. હું આપને કહી શકું છું કે જો વસ્તુસ્થિતિ સુધરશે નહિ, બદલાશે નહિ, ખરાબ ને ખરાબ થતી જશે તો ખચિત માનજો કે, બીજાની માફક જ પૂરતા જોરથી આપની બાહેંધરી થનાર જવાબદાર માણસો આપને મળી રહેશે. હજી મને આશા છે કે, સરકાર આ બાબતમાં વિચાર કરશે. હું ફરીથી કહું છું કે આપ આ ખરડા બાબત જો દુરાગ્રહ કરશો તો પરિણામ ઘણાં જ માઠાં આવશે."

---

## સુધારો:

ગયા અંકમાં પૃષ્ટ ૩૮૭ માં છપાયલા ચર્ચાપત્રમાં રહેલી અશુદ્ધિ નીચે પ્રમાણે સુધારીને વાંચવા વિનતિ છે:—

रघु सर्ग १-३५, सर्ग २-१९-६७-६९-७० सर्ग ३-८० એ શ્લોકોની ટીકામાં वर्णित છે. सर्ग ४-२ મૂળ શ્લોકમાં તેમજ ટીકામાં वर्णित છે. अमर २-८-३८.

# કાળા કાયદાઓ સામે

## નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીનું ભાષણ.

"થોડાક માસ ઉપર રોલેટ કમિટીના રિપોર્ટ ઉપર ઓ ના મી. ખાપર્ડે એ મૂકેલા એક ઠરાવની ચર્ચા ધારાસભામાં ચાલી હતી ત્યારે એ ઠરાવના એક ભાગને અનુમતિ આપવા મેં ના પાડી હતી અને તે માટે એવું કારણ આપ્યું હતું કે હું એ રિપોર્ટને એક કલ્પિત બાબત ગણતો ન હતો પણ તેને અમુક ચોંકાવનારી વિગતો ખુલ્લી પાડનારો રિપોર્ટ ગણતો હતો. અલબત મેં કહ્યું હતું કે–જ્યારે એ સંબંધમાં કોઇ કાયદો બાંધવાનું પગલું ભરાશે ત્યારે અને જ્યારે ધારાસભામાં એ બાબત આવશે ત્યારે તે ઉપર વિચાર કરવાને પૂરતો અવકાશ મળશે. એવો સમય હવે આવી પહોંચ્યો છે. સરકારે અમુક દરખાસ્તો મૂકી છે અને આપણને તે ઉપર વિચાર ચલાવવાનું નિમંત્રણ થયું છે. આ કાયદાનું સ્વરૂપ અથવા તો તે માટેનો સમય બરોબર છે કે કેમ તે હું જોઈ શકતો નથી. આ કાયદાના સ્વરૂપ સંબંધમાં મારા જેવો એક બિનધંધાદારી માણસ તાત્વિક રીતે કારણો રજૂ કરવામાં નક્કી માર્ગ ઉપર રહી શકે નહીં પરંતુ આ કાયદાના સમય સંબંધમાં મને એ તદન સ્પષ્ટ લાગે છે કે–સરકારે એક કમનસિબ વખત પસંદ કર્યો છે. પ્રથમ તો, નામદાર, મને લાગે છે કે–આવી જાતના જાપતાના કાયદા લાંબા વખત સુધી તેની જરૂર સાબિત થયા વિના લાવવા, એ બીજી સરકારોના રિવાજને બંધબેસ્તું નથી. સ્વદેશ ખાતાના ઑાન. સભાસદે આ વિષયના આ દૃષ્ટિબિન્દુ વિષે જે કાંઇ કહ્યું તે હું ઘણાજ માન સાથે સાંભળતો હતો અને હું જણાવવાની રજા લઉં છું કે–જ્યારે ચોરે દેખાવ દીધો હોય ત્યારે સરકારને નગ્ન અને વિનાશ્રિત રાખવી જોઇતી નથી, આમ ધારાસભાને કહેવામાં તેમણે, પોતાના મુકર્દમા કરતાં કંઈક વિશેષ પડતી વાત રજૂ કરી છે. સરકાર નગ્ન અને વિનાશ્રિત હોઇ શકે જ નહીં. તેની પાસે દેખીતી રીતે બધી જાતનાં ખોટાં કામ દબાવી દેવાની જરૂરત પુરતી સંપૂર્ણ સત્તાઓ છે; તે હજી ઘણા મહિનાઓ સુધી તેની પાસે ચાલુ રહેશે અને જો ના. વાઇસરૉયની ઇચ્છા હશે તો એક બીજા આખા વર્ષ સુધી ચાલુ રહેશે; એમ છતાં પણ તેની પાસે જરૂરી બધી સત્તાઓ રહેલી હશે. એમ કહેવું કે જરૂરીઆત હમણાં ઉભી થઇ છે અને આ ધારાસભાના સભાસદોએ સરકારને વિનાશ્રયની સ્થિતિમાં ન મૂકવી, એ ખરેખર મારા અભિપ્રાય પ્રમાણે, મુકર્દમો વિશેષ પડતી રીતે રજૂ કરવા બરોબર છે. એ પછી સ્વદેશ ખાતાના સભાસદે વળી રૉલેટ કમિટીની ભલામણો ઉપર આધાર રાખ્યો છે પણ હું એ રૉલેટ કમિટીની ભલામણોમાં એવી જાતની કોઇ પણ લિખિત પરવાનગી અથવા કોઇ મજબુત ભલામણ જોઇ શકતો નથી કે જેમાં કોઇ પણ પગલાં હમેશ માટેનાં લેવાનું સૂચવાયું હોય અગર તો તે પીનલ કોડમાં મુકવાનું કે આ દેશના ક્રિમિનલ પ્રોસિજર કોડમાં દાખલ કરવાનું સૂચવાયું હોય. તાત્કાલિક કાયદા તરીકેની તેમની જાત નક્કી જણાવી જોઇએ. હું ધારૂં છું કે–સરકારે આ ધારાસભાને પિનલ કોડમાં અને ક્રિમિનલ પ્રોસિજર કોડમાં કાયમના કાયદાઓ કરવાને. જે દર-

ધાર સૂચવવાનો માર્ગ લીધો છે તે રૉલેટ કમિટીની ભલામણો કરતાં વધુ આગળ જાય છે અને તેથી ખરેખાત તેણે ઘણોજ ત્રાસ ઉપસ્થિત કર્યો છે. આપ નામદારને હું જાહેર કરૂં છું કે—સરકારને કાયમની સત્તાઓથી સજ્જ કરવી જોઇએ એમ કહીને દેશને ગભરાવવાની ભાગ્યેજ જરૂર છે. ખરેખર હું એવું ધણું ઇચ્છું છું કે આ તોફાન ઉભું કરતા પહેલાં સરકારે પ્રથમ દાખલામાં તો એવું કહેવા પુરતી શકયતા જોઇ હોત કે—આ કાયદાઓ કામચલાઉ સમયસુધી અમારા હાથમાં મૂકવામાં આવે તો અમે સંતોષ પામીએ. જ્યારે સમયના વહેવા સાથે હિંદ સંરક્ષણ કાયદાની મુદત પૂરી થાય અથવા તો ના. વાઇસરોયે હિંદસંરક્ષણ કાયદાની વધારેલી મુદત પૂરી થાય ત્યારે પણ જો આવી સત્તાઓની જરૂરત જણાય તો સરકારને માટે એ ખુલ્લું છે કે ધારાસભાની એક ખાસ બેઠક બોલાવવી; અને હું નથી ધારતો કે જ્યારે સરકાર ભયંકર ફિતુરી પ્રપંચને પહોંચી વળવા માટે જરૂરી સત્તાઓથી સજ્જ થવા માટે ધારાસભાની અણચિંતવી બેઠક બોલાવવાનું એક ચોંકાવનારૂં પગલું ભરે ત્યારે તેની સામે અવાઝ ઉઠાવવા આ દેશમાં કોઇ પણ તૈયાર થાય. હાલમાં બધું બરોબર રીતે ચાલતું જણાય છે. ખોટાં કામો ઉપર સંપૂર્ણ અંકુશ મૂકાયો છે અને સરકાર કહી શકે કે—અમારી પાસે જે સત્તાઓ અમલ કરવા માટે મોજુદ છે તેનાથી અમે સુલેહ અને શાંતિ પાથરી દીધાં છે. જરૂર ઉભી થાય તેના લાંબા વખત પૂર્વે અત્યારે એમ કહેવું કે—અમને જાપતાનાં શસ્ત્રોથી સજ્જ થવું છે—જાપતો એ શબ્દો સરકારી સભ્યોએ પોતે વાપર્યો છે અને તેથી મને તે વાપરવામાં કાંઇ આનાકાની નથી—તે મારા અભિપ્રાય પ્રમાણે દેશને નાહકની ઉશ્કેરણીની સ્થિતિમાં મૂકવા બરોબર છે.

એ પછી આપણને કહેવામાં આવ્યું છે કે—આ બધી સત્તાઓ કાંઇ નાના અમલદારોના હાથમાં મૂકવામાં આવી નથી. ના. વાઇસરોયને પોતાને સંતોષ થાય કે—દેશના અમુક વિસ્તારમાં ઘણાંજ ઉંડા મૂળવાળો અને વિસ્તૃત પ્રકારનો ગુન્હો પ્રસર્યો છે અથવા તો તે પ્રસરવાનો સંભવ છે તો તે પછીજ નાના અમલદારોને કામ લેવાનું છે. હવે આ મુદ્દામાં જણાવેલી બાબતોથી વિરૂદ્ધ પડવા હું માનપૂર્વક રજા લઉછું. આ મુદ્દામાં જણાવેલી બાબતો ખરેખર ઘણી ઉંડી જાય છે. આપણને સુધરેલી સરકારોના અનુભવોને ગેરવાજબી રીતે દૂર મૂકવાનું કહેવામાં આવ્યું છે. ઓન. સર જ્યોર્જ લાઉન્ડ્ઝે કહેલા દરેક શબ્દને જો તેનું ઘટતું વજન આપવું હોય, જો તેમણે જે કાંઇ કહ્યું છે તેનું સંકલના મુજબ અનુમાન દોરવું હોય, જો દરેક દાખલામાં જ્યાં કારોબારી અમલદારોને ભારે અધિકાર આપવામાં આવે છે તે કેવળ ન્યાયપૂર્વક વપરાતા હોય, 'બરોબર રીતે વપરાતા હોય અને પ્રસંગ માટે પુરતા હોય એટલાજ પણ એથી વધુ હદે વપરાતા ન હોય, જો દરેક દુરૂપયોગના દાખલામાં તેમની બરોબર ખબર લેવાતી હોય, જો એ બધું જાહેર થવાનો અવકાશ હોય તો પછી ખરેખર ઇંગ્લાંડના કાયમના કાયદામાં, ફ્રાન્સના કાયમના કાયદામાં અને અમેરિકાના હમેશ માટેના ધારાઓમાં, આ દેશ માટે સૂચવાયો છે તેવોજ કાયદો શામાટે દાખલ કરવામાં આવ્યો નથી તેનું કાંઇ દેખીતું કારણ નથી. બધુંએ જોતાં, આવા અધિકાર મેળવવા એ સારૂં છે. કોઇ પણ સરકાર પોતાની સત્તાનો ગેરઉપયોગ કરશે નહીં. કારોબારી અમલદારોને જ્યાં જ્યાં અધિકાર મળ્યા છે, ત્યાં તેઓ હમેશાં જરૂર પડતાં જ તેનો ઉપયોગ

કરે છે. જો તેમ છે તો, જો કારોબારીઓ કાંઇ ભૂલચૂક ન કરે તો, જો બધાએ મોટા અમલદારો જેમને જોખમદાર અધિકાર અપાયલા હોય છે, તેઓ કદિ ભૂલ ન કરે તો, ધારાસભા બોલાવીને તેની મારફત મંજુર કરાવવા યોગ્ય કોઇ પણ એવી ભારે સત્તાની હદ રહેતી નથી કે જે કારોબારીઓના હાથમાં મૂકાય. પણ જોખમદાર લોકો આવી બાબતોમાં એ દૃષ્ટિથી જોતા નથી. તેઓ પૂછે છે કે-આવા અધિકારની જરૂર છે ખરી? હું અજાયબ થાઉં છું કે-ઓન. સર જ્યૉર્જ લાઉન્ડઝે આવા કંઇક ઉતાવળીઆ મુદ્દા રજુ કર્યાં બાદ પાછળથી કેમ કહ્યું છે કે-" એક બ્રિટિશર તરીકે હું પોતે આવી જાતની બાબતને ધિક્કારૂં છું. દમાણુની રાજનીતિ મને પસંદ નથી." મેં ઓન. સર વિલિયમ વિંસેંટને પણ એવું કહેતા સાંભળ્યા છે કે-'એકંદરે લેતાં, આ બાબતો ખરાબ છે.' શા માટે તે ખરાબ હોવી જોઇએ? આપણને હમેશાં ફરમાવાયું છે કે-કારોબારીઓ ઉપર વિશ્વાસ રાખવો, તેઓ ખરાબ કામ કરશે નહી, એમ માનવું. કાયદો હમેશાં વિચારપૂર્વક વપરાશે અને તે પણ ગરીબો અને અનાથના લાભમાંજ. આમ છે તો પછી તે ખરાબ શા માટે હોવો જોઇએ? ત્યારે પછી આપણે અમલદારોના હાથમાં અધિકાર આપવાની, આપણી ધારાની અદાલતો સંકેલી દેવાની, અને આપણી ધારાસભાઓને રદ કરવાની અથવા દૂર મૂકવાની શા માટે આનાકાની કરીએ છીએ? આપણે એ બાબતો તરફ આ દૃષ્ટિથી જોવાનું નથી. આપણે સમજીએ છીએ કે-કારોબારી અમલદારો ભૂલ કરે, એ બનવા જોગ છે અને હું ધારૂં છું કે-તેઓ ભૂલો તો કરે છે જ. મારા નામદાર, આપણે જાણીએ છીએ કે-જે વાઇસરોયો સત્તાઓ મેળવી ગયા છે, જેમણે મેળવેલી છે અને મેળવશે, તેઓ એ બાબતમાં અંધારામાં એવું જ કાંઇ માની બેસતા નથી કે-. નિક સરકારો કોઇ પણ જાતની ભૂલો કરે જ નહીં; સ્થાનિક સરકારોના વડાઓ પોતાની કોમના અભિપ્રાયથી દોરાઇ જાય નહીં; સખ્તાઇની રાજનીતિમાં હાથ ઘાલવાની ઉશ્કેરાયલા પ્રેસ તરફની સૂચનાઓ મુજબ કરવા પ્રેરાય નહીં. પરંતુ આપણે સખ્ત અનુભવ ઉપરથી જાણીએ છીએ કે-આવાં પગલાં તેમની જરૂર હોય તે કરતાં વ્હેલાં અમલમાં મૂકવામાં આવે છે. તેઓ જ્યારે અમલમાં મૂકવામાં આવે છે ત્યારે જરૂર હોય તે કરતાં તેના વતી વધારે સખ્તાઇનું કામ લેવાય છે અને જે કારણોસર તે કાયદા અસ્તિત્વમાં મૂકાયા હોય તે કારણો લાંબા વખત પછી અદૃશ્ય થઇ જાય અને ઘણા જ દુઃખ તથા ગભરાટ ઉભજાવનારી વિટંબણાઓમાં લોકો લાંબા વખત સુધી મૂકાય તે પછી આવાં પગલાં માત્ર ઘણી જ આનાકાનીએ પડતાં મૂકવામાં આવે છે આપણે જાણીએ છીએ કે-આવી બાબતો બની છે અને હું માની લઉં છું કે-દરેક ઇાગ્તશમન જાણે છે કે આવી બાબતો બને છે તેથી જ્યારે તે આવી જાતના કાયદાના બચાવ માટે ઉભો થાય છે-ત્યારે પોતાની વક્તૃતાના કોઇ પણ ભાગમાં, તે ગમે તેટલી સંભાળ રાખ છે તોપણ, તેનાથી બોલી જવાય છે કે-" હું ખરેખર આવી બાબતોને નાપસંદ કરૂં છું; તે પોરણની રૂએ વાંધા ભરેલી છે." જો તે અમુક સ્થાને ધોરણ ઉપર વાંધા ભરેલી હોય તો તે દરેક સ્થાને ધોરણ ઉપર વાંધો લેવા જોગ છે અને તેને લાગુ પાડતા પહેલાં તેને સખ્તમાં સખ્ત કસૌટીમાંથી પસાર કરવી જોઇએ અને તે દરેકે દરેક ડગલે ને પગલે વાંધા માટે ખુલ્લી હોવી જોઇએ. મારા નામદાર, ઇંગ્લાંડમાં, મેં વાંચ્યુ છે તે મુજબ, જ્યારે એક

દબાણનો કાયદો અમલમાં મૂકાય છે, ત્યારે તેના એકેએક અમલના દાખલા માટે એકદમ ખુલ્લી રીતે વાંધો જાહેર કરવામાં આવે છે. ઘણું ખરૂં એક જાહેર તપાસ ચલાવવામાં આવે છે. ગમે તેમ કરીને પણ પુરાવા માટે એક કમિટી નીમવામાં આવે છે. હિંદુસ્તાનમાં શું બને છે? વર્તમાનપત્રોનો એક કાયદો પસાર કરવામાં આવે છે. દશ વર્ષ પછી વળી ધારાસભામાં એક મિશ્ર કમિશન મારફત કાઉન્સિલ તરફથી તપાસ ચલાવવાની માગણી કરવામાં આવે છે અને આપ નામદારની સરકાર, આગળ આવીને જાહેર કરે છે કે-'અમે કમિટી નીમીશું નહીં. આ પગલામાં તપાસ થાય તે અમે પસંદ કરીશું નહીં.' હવે આ જાતની બાબત એવા સંયોગવાળી નથી કે જે અમને આગળ જવાને અને કારોબારી અમલદારોના હાથમાં આવી સંક્ષિપ્ત સત્તાઓ મૂકવાને ઉત્સાહી બનાવે, કારણ કે અમને પાછળના મળેલા અનુભવ ઉપરથી ભય રહે છે કે-દરેક જુલ્મની સત્તાના અમલના પગલામાં જેમ કરવું જોઇએ તેમ, આપ જાહેર પ્રજા સમક્ષ આપનાં કાર્યો તેની ચર્ચા માટે રજૂ કરશો નહીં.

આ પછી અમને એક પિતા સમાન સરકારને તદ્દન છાજતી લાગણી ભરેલી દિલસોજીથી કહેવામાં આવ્યું છે કે-'શામાટે નિરપરાધી આસામીઓએ બ્હીવું જોઇએ? પ્રમાણિક માણસોએ આ દબાણનાં પગલાંના સંબંધમાં ભયથી ચાલવું જોઇએ નહીં; તે પગલાં ખરાબ માણસોને શિક્ષા કરવા માટેનાં જ છે અને તે ખરાબને શિક્ષા કરવા માટે જ વપરાશે. સદ્‌ગુણી માણસોએ હમેશની રીત પ્રમાણે તેમનું પોતાનું કામ કરવું જોઇએ.' હું ઇચ્છું છું કે-આ ભાવનામય ચિત્ર હિંદમાં અથવા કોઇ પણ સ્થળે ખરૂં નીવડે. હવે, મારા નામદાર, એક ખરાબ કાયદો કે જે એક વખત પસાર કરવામાં આવે છે, તે હમેશાં ખરાબની સામે વપરાતો નથી. ગભરાટના વખતમાં કે જેમાં દરેક શાણી સરકારને પણ કમનસિબે મૂકાવું પડે છે તે વખતમાં, એ ગભરાટ ઘણા જ નાના બનાવોથી ઉપજ્યો હોય તોપણ મને એવી સરકારો સંબંધી ખબર છે કે, જે પોતાની મગજશક્તિ ગુમાવી દે છે. જુલ્માટનું રાજ્ય અહીંતહીં પ્રસારવામાં આવેલું મેં જોયું છે. હું જાણું છું કે-સૌથી સારા, સૌથી ઉમદા હિંદીઓ, અમારામાંના સૌથી વધુ ઉચ્ચ ચારિત્રશાળી હિંદીઓ ઉપર શક નાંખવામાં આવેલો છે અને ફોઝદારી ગુન્હાશોધક ખાતા તરફથી દરેક કલાકે તેમને છુપી દેખરેખના ભયમાં આવવું પડ્યું છે. મને મારા સમયની વાત યાદ છે. આ બાબતમાં મને ઘણો લાંબો અનુભવ નથી, પણ મને યાદ છે કે-મારા એક પ્રશસ્ત મિત્ર, કે જેઓ કમનસિબે હમણાં જીવિત નથી, અને જેઓ સાધુચરિત હતા, તેમણે મને પોતાની આંખોમાં આંસુ સાથે કહ્યું હતું કે-'આજ સુધી મેં ઉત્તમ ચારિત્ર જાળવ્યું છે પણ હમણાં ફોઝદારી ગુન્હાશોધક ખાતાની નજરમાં હું એક શકમંદ જણાયો છું અને મારૂં જીવન સખ્તાઇમાં અને દુઃખમાંથી પસાર થાય છે." શા માટે? કારણ કે સરકારે શકની રાજનીતિ પોતાની નજદિકમાંથી જ શરૂ કરી હતી; અને જ્યારે તેણે ફોઝદારી ગુન્હાશોધક ખાતાના પોતાના વ્હાલા માણસોને તપાસ માટે મોકલ્યા ત્યારે કોઇપણ, સરકારના સૌથી વધુ વિશ્વાસપાત્ર મિત્રો પણ, સલામત નહતા. મારા નામદાર, મને યાદ છે કે, ૧૯૦૮ના વર્ષમાં જ્યારે હું છેલ્લા કોંગ્રેસ કમિટીઓ સ્થાપન કરવા માટે મુસાફરી કરતો હતો ત્યારે રાજદ્વારી જગત્ ઉપર એવો અંગારો પડ્યો હતો કે, ગુન્હાશોધ

ખાતું એટલું ચપળ બની ગયું હતું કે, સરકારની દબાણની રાજનીતિ એટલી બધી ખુલ્લી હતી કે ઘણાં સ્થળોએ જાહેર સભાઓમાં માણસોને એકઠાં કરવાનું કામ મુશ્કેલ થઇ પડયું હતું. " અરે નહીં, હમણાં નહીં, હમણાં નહીં ! " એક ગૃહસ્થ જેઓ તે વખતે મોટા ઓદ્ધા ઉપર હતા અને તે ઓદ્ધા ઉપરથી નિવૃત્ત થવાના હતા તેઓ મને એક પ્રસંગે મધ્યરાત્રિના મળ્યા ત્યારે હું ઘણો જ વિસ્મિત થયો અને તેમણે મને કહ્યું કે—' મારા વ્હાલા મિત્ર, તમે અહીં ત્રણ ચાર દિવસથી આવ્યા છો તે દરમ્યાન હું તમને મળવાની ઉત્સુકતા ધરાવતો હતો, પણ આ જગ્યા જાસુસો અને બાતમી આપનારાઓથી ઉભરાઇ ગઇ છે. હવે મારે પેનશન લેવાનો વખત આવ્યો છે અને મને ઘણાં છોકરાં છે. તેઓ જાણે એવી રીતે હું હિંદ સેવક સમાજના સભાસદો જોડે ભેળાવા માગતો નથી. ' નરપરાધીઓ સલામત છે, એમ કહેવું એ બધું સારૂં છે. મારા નામદાર, હું આપને કહું છું કે—જ્યારે સરકાર દબાણની રાજનીતિ ગ્રહણ કરે છે ત્યારે નિરપરાધીઓ સહિસલામત હોતા નથી. મારા જેવા માણસો નિરપરાધી ગણાશે નહીં. એ વખતે નિરપરાધી માણસો તે ગણાશે જેઓ રાજનીતિ સાથેનો સંબંધ છોડી દેશે, સમયની જાહેર હીલચાલોમાં જેઓ ભાગ લેશે નહીં, પોતાનાં ઘરમાં નિવૃત્ત રહેશે, પ્રાર્થનાઓ કરશે, કર ભરશે અને બધા આસપાસના સરકારી અમલદારોને સલામો ભરશે, તેજ નિરપરાધી કહેવાશે. જે માણસ રાજદ્વારી બાબતોમાં ભાગ લેશે, જે માણસ જાહેર બાબતો માટે પૈસા ઉઘરાવતો ફરતો હશે, જે માણસ જાહેર સભાઓમાં ભાષણો કરશે, તે તે વખતે શકમંદ બનશે. હું હમેશાં પ્રાથમિક બાબતો તપાસું છું અને તેથી અંગત કારણોએ—અને બીજાં કોઇ કારણે નહીં—હું એમ કહીશ કે—આ જાતની ભયંકર સત્તાઓ કારોબારીઓના હાથમાં આપવામાં આવ્યાથી, તે માત્ર ખરાબનેજ નુકશાન કરશે નહીં. તે સારાને તેમજ ખરાબ માણસને પણ નુકશાન કરશે અને જાહેર જુસ્સાને એટલી નીચી હદે ઉતારી પાડવામાં આવશે કે, દેશમાં રાજદ્વારી અવાજને એટલો બધો નીચો પાડી દેવામાં આવશે કે, તમે જોખમદાર સરકારની જે વાતો કરો છો તે બધી મશ્કરીની ગણાશે. તમે તમારી કાઉન્સિલોમાં સભાસદોનો વધારો કરો, તમે વિશાળ ચુંટણીનાં ધોરણો દાખલ કરો, પણ તે વખતે જે માણસોથી તમારી કાઉન્સિલો ભરાશે તે પુતળાં હશે, નમ્ર માણસો હશે અને નોકરશાહી આ દબાણની સત્તાઓને લઇને, પ્રજાસત્તાક સરકારના બહારના દેખાવ નીચે નિરંકુશપણે રાજ્ય કરશે. વારૂ, અમે બધા ખરાબને શિક્ષા કરવા આતુર છીએ. અમારામાંનું કોઇ એવું ઇચ્છતું નથી કે—ખરાબ કામ શિક્ષા વિના પસાર થવું જોઇએ. પણ તેજ સાથે હું ધારૂં છું કે—ફોજદારી ન્યાયી ડહાપણનો એ એક મુખ્ય સિદ્ધાંત છે કે—અને ખરેખર તે એક મજબૂત સમાજનો એક ઘણો મુખ્ય પાયો છે કે—જેઓ ખરાબ છે, તેઓને પણ ચોક્કસ પદ્ધતિસર શિક્ષા થવી જોઇએ. જ્યારે સ્કેફિંગ્ટનને ગોળીબારથી વીંધી નાખ્યો ત્યારે મને યાદ છે કે—આખી દુનિયા ચોંકી ગઇ હતી. રોજર કેસમેંટની ખુલ્લી તપાસ થઇ હતી. પણ રોજર કેસમેંટ ગમે તેવો ખરાબ માણસ હતો પણ, ગુન્હેગાર તે હતો છતાં પણ અને બધા સમજુ માણસો તેને તેવો ધારતા હતા છતાં પણ, જો તેને સ્કેફિંગ્ટનની માફક ગોળીબારથી વીંધી નાખ્યો હોત

તો હું કહેવાની રજા લઇશ કે–જગત ભયથી ચોકી ગયું હોત, રોજર કેસમેંટને પણ તેના અમુક હક મળ્યા હતા. તેને ખુલ્લી કોર્ટમાં તપાસવામાં આવ્યો હતો અને તેની વર્તણુંક નિષ્કલંકિત સાબિત કરવાની તક આપવામાં આવી હતી. વળી લડાઇના વખતમાં પણ જ્યારે આખી માનવજાત ઉશ્કેરણી અને ભયથી થરકે છે તથા જ્યારે શત્રુને જીતવા શિવાય બીજી કોઇ પણ બાબતો વિષે કોઇ વિચાર કરતું નથી ત્યારે પણ, મારા નામદાર, લડાઇના અમુક નિયમો અસ્તિત્વમાં છે, તમારે બાજી એવી રમવાની છે. લડાઇના કાયદાઓ સાથે જર્મનોએ જે હેવાનિયત વર્તણુક ચલાવી છે તેના કરતાં બીજી કોઇ બાબત માટે તેઓ વધુ તિરસ્કારાયા નથી. મને એ વિચારતાં દિલગીરી ઉપજે છે કે–કેટલાક દાખલાઓમાં ઇંગ્લાંડને જર્મનીનું અનુકરણ કરવાની ફરજ પડી હતી. ખરેખર ઘણી આનાકાની પછી; પણ ગમે તેમ હોય, એવા કાયદાઓ અસ્તિત્વમાં છે ખરા કે જે પૂર્વકાલની શ્રીમદ્દમાનતાથી અજાણ્યા નથી અને તે ભીષ્મપિતામહના જીવનથી ચિત્રિત છે, એ કાયદા, લડાઇના વખતમાં પણ ઇતિહાસના ગંભીર કપકામાં આવ્યા વિના ઉલંઘી શકાય નહીં. જ્યારે કોઇપણ દેશમાં અહીં તહીં ગુન્હેગારો વુપી ગયા હોય ત્યારે અમુક માર્ગો છે ખરા કે જેના દ્વારા તેઓને શિક્ષા થઇ શકે–તમે તેઓને એડી નીચે છુંદી શકો નહીં કે જે ન્યાયની લાગણીમાં ભયભરી થઇ પડે, કે જે નિરપરાધીઓને એવું માનવાને કારણ આપે નહીં કે દેશમાં કાયદા નથી, કે જે પ્રામાણિક, સદ્ગુણી અને જાહેર જુસ્સાના કામને અશક્ય બનાવી મૂકે. ખરાબને નાશ કરવા માટેની કિંમત તે વખતે માગવામાં આવે તે ઘણી જ ઉંચી હોય છે. પ્રામાણિક માણસોને દેશના કાયદાના ભયથી ઘરમાં પુરાઇ રહેવાની ફરજ પડે, તેઓને એવી જાતની ચળવળોમાંથી દૂર રહેવાની ફરજ પડે કે જેમાં તેમના સ્વભાવ પ્રમાણે તેઓને જોડાવાનું હોય, તેઓને બધી રાજદ્વારી હિલચાલ અથવા બધાં જાહેર કામમાંથી એટલા માટે દૂર રહેવાની ફરજ પડે કેમકે દેશમાં એક ભયંકર કાયદો હસ્તિમાં હોય–આમ થાય તેના કરતાં, એ બહેતર છે કે અને એ કહેવું ખરેખર અનુપકારક લાગે છે કે, ભલે થોડાક બદમાશો અહીં તહીં વિચરે. સર વર્ની લૉવેટ આપણને કહે છે કે આ ધારાસભામાં વારંવાર સગવડ પડતી દિલગીરીઓ બતાવવામાં આવે, એ પુરતું નથી. હું આ સાંભળીને ચકિત થયો છું. તેઓ 'સગવડ પડતી' એ શબ્દ ફરીથી કાયમ રાખવા અથવા ફરીથી બોલવાનું પસંદ કરશે કે કેમ તેની મને ઘણી અજાયબી લાગે છે. જ્યારે માનનીય સભાસદો અહીં ઉભા થાય છે અને ખરાબ કામોને વખોડે છે ત્યારે, હું જણાવવાની રજા લઇશ કે, તેઓ માત્ર સગવડ ભરી–હમેશાની ચાલતી આવેલી–રીત મુજબ જ તેમ કરતા નથી. હું માની લઉં છું કે—સર વર્ની લૉવેટ અથવા રૉલેટ કમિટીનો કોઇ પણ સભાસદ જેમ ખરાબ કામને નાપસંદ કરે છે તેમ જ આપણે સઘળા નાપસંદ કરીએ છીએ. શું હું પાછો એ બાબત ઉથલાવીને કહું કે સરકારે અહીં આણેલી દરખાસ્તો સ્વતંત્રતાની કંઇક મિનલાગણીભરી નાપસંદગી દર્શાવે છે ? હું 'બિનલાગણીભરી' એ શબ્દ એ જ ક્ષણે પાછો ખેંચી લઇશ કે જે ક્ષણે કોઇને તે ઘણો જ ભાર પડતો લાગશે અને હું માની લઉં છું કે—ઓન. સર વર્ની લૉવેટ પોતાનો 'સગવડ ભર્યો' શબ્દ પાછો ખેંચી લેશે......

ઓન. સર વર્ની લૉવેટ–મારા નામદાર, હું ખુલાસો કરૂં ? હું 'સગવડભર્યો' એ શબ્દથી શું કહેવા માગતો હતો તે આ છે. હું એમ કહેવા માગતો હતો કે આપત્તિઓ અને દુઃખભર્યા પ્રસંગો માટે દિલગીરીના ઉદ્ગારો કે જે આવી આપત્તિઓ અને આવા દુઃખદ બનાવો ફરીથી બનવા પામશે નહીં તેની જામિનગિરી આપવાના ગંભીર પ્રયત્નોથી અનુસરાયલા હોતા નથી તે મને તો દિલગીરીના હમેશના ચાલ્યા આવતા રિવાજ મુજબના–સગવડભર્યા–ઉદ્ગારો શિવાય બીજા કોઇ મૂલ્યના લાગતા નથી.

ના. શ્રીનિવાસ શાસ્ત્રી—"એ પછી, મારા નામદાર, ઑન. સર વિલિયમ વિંસેન્ટ આપણને જણાવે છે કે–એ કાયદાઓ માત્ર રાજદ્વારી બાબતોમાં શુદ્ધિ આણવાની ધારણાથી ઘડાયા છે, રાજદ્વારી હિલચાલો દાબવા માટે નહીં, પણ તેમાં શુદ્ધિ કરવા માટે" મેં એ શબ્દો બધાયે લખી રાખ્યા છે. 'રાજદ્વારી હિલચાલોનું દમાણ નહીં. પણ શુદ્ધિ કરણ, એ આપણો ઉદ્દેશ છે' એમ તેમણે કહ્યું છે. અહા ! જો આ જગતમાં સારા ઇરાદાઓ સારાં ફળ આપતાં હોત તો ઘણું સારૂં થાત અને આ સુંદર જગતમાં વસવું સાર્થક ગણાત. સાંસારિક અને રાજદ્વારી–બન્ને પ્રકારના ધારાઓના ઇતિહાસમાં ઉત્તમ ઇરાદાઓનો ગર્ભપાત થયાના દાખલાઓ મોજુદ છે. દરિદ્રતા દૂર કરવા માટે ઘડાયલા કાયદાઓએ તેને વધારે ખરાબ સ્થિતિમાં મૂકી છે, દરિદ્રતાને વધારી મૂકી છે. અપરાધને ઠેકાણે આણવા માટેના કાયદાઓ આવા જ દુઃખી માર્ગ તરફ ઘણી સારી રીતે ઘસી જશે. અને હું સર વિલિયમ વિંસેંટને જણાવવાની રજા લઉં છું કે–જે કાયદાઓ અમારી સમક્ષ અત્યારે રાજદ્વારી હિલચાલોમાં શુદ્ધતા લાવવા માટે મૂકવામાં આવ્યા છે તે તે હિલચાલને ભયંકર રીતે દાબી દેવા માટે ના જ થઇ પડશે. આવા ભયંકર કાયદાઓ તમે અત્યંત વધુ ઉત્સાહી અમલદારોના હાથમાં એ બાબત મૂકયા વિના ધારાપોથીમાં નોંધી શકો નહીં કે જે બાબત કારોભારી શાન્તિને એકદમ કાપી નાંખે છે. મેં પહેલાં કહ્યું તેમ, કારોભારમાં શાંતિ આણવાનું કામ પણ, તે ગમે તેવું કિંમતી હોવા છતાં ખરાબ પદ્ધતિથી મેળવી શકાય નહીં. તમે વહિવટને લગતી શાંતિ ઉપર તરાપ મૂકવા માટે સગવડ કરી આપો છો અને જ્યારે શાન્તિ આણવાનો રાજમાર્ગ તે ન્યાયી રસ્તો અને પ્રમાણિક રસ્તો છે ત્યારે એવો કોઇપણ વહિવટ નથી કે જે આવી એકદમ તરાપ મૂકવાની લાલચ થોભાવવાને શક્તિમાન થાય. હવે, એમ કહેવામાં આવ્યું છે કે–અંગ્રેજો સુધારા માગતા નથી. તે આ રાજદ્વારી બક્ષિસો તિરસ્કાર સાથે નાપસંદ કરે છે. ખરૂં છે કે આ ઉદ્ગારને કદાચ બે માર્ગોએ સમજવાની જરૂર છે. પ્રથમ તો તેનો અર્થ એ છે કે–બંગાળામાં, પંજાબમાં અને બીજા પ્રાંતોમાં જે ગુન્હાને આપણે દાબી દેવાનો છે તે એક પક્ષે માત્ર રાજદ્વારી છે અને બીજે પક્ષે તે સર્વ સાધારણ છે. હું ઘણો દિલગીર છું કે–આપણી સમક્ષ જે બાબત મૂકવામાં આવી છે તેનો ન્યાય હું જેટલે સુધી કરી શકુંછું તે મુજબ, મારા અનુમાનમાં ઘણું સત્ય રહેલું છે. મારા નામદાર, હું માનું છું કે–આ કમનસિબ પ્રકરણ શરૂ થયું છે તે છેતાં, જોકે તે ચોક્ખી રાજદ્વારી પદ્ધતિથી શરૂ થયું હોય છતાં, તેનો એક ભાગ કદાચ હવે એવા ગુન્હાઓમાં ફેરવાઈ ગયો છે કે જેને આપણે લાંબા વખતના ગુન્હા તરીકે વર્ણવી શકીએ. એમ છે ખરૂં પણ હજુયે હું માનુંછું કે–તેનો ઘણો મોટો ભાગ રાજદ્વારી છે અને રાજદ્વારી

ગુન્હાઓ માટે, આવા દબાણના કાયદાઓ અમલમાં મૂકી શકાય તેના કરતાં મુખ્ય ઇલાજ હજી પણ એ છે કે—રાજદ્વારી સુધારા આપવા. પણ કદાચ એક બીજી સમજૂતી છે કે જે રીતે આ પ્રશ્ન સમજાવવાની અગત્ય છે. અરાજક રાજદ્વારી સુધારા માગતા નથી. એ તદ્દન ખરૂં છે. પણ શામાટે ? એજ બાબત આપણે સમજવાની છે. અરાજકને ભય લાગે છે કે—આ દેશમાં તે જે અપકામણ કરવા માગે છે, જે ઉશ્કેરણીમાં લોકોને તે સતત રાખવા ઇચ્છે છે, તે જો સરકારની પદ્ધતિઓ પ્રજાસત્તાક માર્ગોએ વધુને વધુ મક્કમ થતી જશે તો મરણ પામશે. જો જોખમદાર સરકાર સ્થાપવામાં આવે, જો એક અથવા બીજી જાતના રાજદ્વારી સુધારાઓ પસાર કરવામાં આવે તો એ બનવા જોગ છે કે લોકો થોડાક વખત માટે શાન્ત રહેશે અને એ બનવાજોગ છે કે અરાજકને પોતાના કામ માટે પુરતો અવકાશ મળશે નહીં. તે ઇચ્છે છે કે—આ દેશમાં અસંતોષ વધારેને વધારે ઉગ્ર સ્વરૂપ લેવું જોઈએ. એ ખરૂં છે, પણ આ અસાધારણ બાબતોનું કારણ શું ? અરાજક એક અસ્વસ્થ વ્યક્તિ છે. ફિતુરી, બોંબ નાખનાર, એઓના હેતુઓ પણ જ્યાં પ્રામાણિક હોય છે એટલે કે જ્યાં તેમના હેતુઓ નિ:સ્વાર્થી હોય છે, તેઓ અંધ હોય છે. મારા મત પ્રમાણે, તેઓ કોઇપણ બાબતોના સંતોષ ન ઉપજે એવા દેખાવ ઉપર વધુ વજન મૂકે છે. તેઓ સહયોગી બાબતો ખોટીરીતે વાંચે છે, તેઓ ઇતિહાસ ઉંધી રીતે વાંચે છે, તેઓ ન્યાયનો હાથ કોઇપણ જગ્યાએ જોતા નથી. મારા નામદાર, રાજદ્વારી ઇલાજો તેમને સંતોષ આપતા નથી અને તેઓ ઉચ્છેદના અંતિમ ઇલાજના હિમાયતી હોવાથી, આ બધી બાબતો તેમને ખોટી લાગે છે; પણ અરાજક માનસિક ઘેલછાની આવી કમનસિબ સ્થિતિમાં છે તેથી શું આપણે એમ કહેવું જોઇએ કે—જ્યાં સુધી આ લોકો રાજદ્વારી બક્ષિસોથી સંતોષ પામતા નથી ત્યાં સુધી અમે તે સંબંધી વિચાર કરીશું નહીં ? અને અમે કાયદાનો નિયમ તેમને લાગુ પાડીશું નહીં ? હું ધારૂં છું કે વિચારપૂર્ણ રાજદ્વારીપણા મુજબ આમ થવું ન જોઇએ. આપણે તેમને રાજદ્વારી ઉન્નતિનાં સંતોષકારક પગલાં ભરવાં જોઇએ; પણ એકંદરે લેતાં, જેઓને સંતોષ આપવાનો છે તેઓ આ અરાજકો નથી. આપણે તે સામાન્ય વાતાવરણને સ્વચ્છ બનાવવાનું છે કે જે અરાજકતાને પુષ્ટિ આપે છે; અને જ્યારે અરાજક જોશે કે તેને ક્યાંયે સહાનુભૂતિ મળતી નથી; તે જોશે કે પોતાના ખરાબ સિદ્ધાંતને તે સંતોષ અને રાજદ્વારી ઉન્નતિની ભૂમિમાં ચાલુ રાખવા અશક્ત છે, ત્યારે જો કાયદાનો લાંબો હાથ તેને પકડી શકશે નહીં તોપણ તેનું સ્વાભાવિક મૃત્યુ થશે.

હું બેસી જાઉં તે પહેલાં એક વાત કહેવી ઉચિત ધારૂં છું. ઓન. સર વર્ની લોવેટે એક કરતાં વધુ પ્રસંગે મી. ગોખલેના શબ્દો ટાંકી બતાવ્યા છે. પણ ઓન. સર વર્ની લોવેટ અને આ કાઉન્સિલના સભાસદોના જ્ઞાન માટે મી. ગોખલેના ઘણાં વાક્યો ટાંકી બતાવવાં એ મારા માટે સહેલું છે. આપણે બધાએ એક બીજાને ઘણાં વાક્યો ટાંકી બતાવી શકીએ. આપણે સાહિત્યનાં વચનો પણ ઉતારી શકીએ. આપણે ગ્રીક, લેટીન અને સંસ્કૃતમાંથી હાલની સ્થિતિને લાગુ પડે એવાં, ઘણાં રસભર્યાં અને ક્ષણિક વાક્યોનો ઢગલો કરી શકીએ. પણ આપણે જે જોવાનું છે તે એ છે કે આપણે એક અથવા બીજી બાજુએ, જ્ઞાનના જે હાર્દ માટે પ્રયત્ન કરીએ છીએ તે મુજબ વર્તન કરવાને કેટલા પ્રમાણમાં તૈયાર છીએ ?

ઓન. સર વિલિયમ વિન્સેંટે કહ્યું કે આપણે હમણાં કસોટીમાંથી પસાર થઇએ છીએ. ખરૂં છે......

**ઓન. સર વિલિયમ વિન્સેન્ટ**—હું ઓન. સભાસદને સુધારી શકું ? મેં જે કહ્યું હતું તે એ હતું કે—આ ખરડા ઉપરની આપણી વલણને, આ દેશના અને બહારના ઘણાઓ આપણી શક્તિની કસોટી રૂપ લેખશે.

**ઓન. મિ. શાસ્ત્રી**—હા, થોડાક લોકો તરફથી તેવી લેખવામાં આવશે.

**ઓન. સર વિલિયમ વિન્સેન્ટ**—ઘણાઓ તરફથી.

**ઓન. મિ. શાસ્ત્રી**—ખાસ કરીને ઓન. સર વિલિયમ વિન્સેંટ તરફથી તો નહીં.

**ઓન. સર વિલિયમ વિન્સેન્ટ**—"ના."

**ઓન મિ. શ્રીનિવાસ શાસ્ત્રી**—આપણી શક્તિની કસોટી તરીકે જોખમદાર સરકારના કોઇ પગલાં સામે ટકવા માટે જ આ કાઉન્સિલના સભાસદોને શું એક દબાણનો કાયદો કે જે જરૂરનો થઇ પડયો છે તે પસાર કરવામાં લોકોની અપ્રીતિ, તિરસ્કાર સહન કરવાનાં છે ? આ પ્રમાણે પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો. હવે, મારા નામદાર, હું હિંદી સનદી નોકરીનો સભાસદ નથી. એ નોકરીના સખ્ત નિયમન માટે મેં શિક્ષણ મેળવ્યું નથી. હું સ્વભાવે કદાચ ઘણો જ નમ્ર છું. એમ હોઇ શકે કે–હું અને મારા જેવા કેટલાક બીજાઓ લોકોની અપ્રીતિનું તોફાન સહન કરવાની શક્તિવાળા ન હોઇએ પણ મારે કહેવું જોઇએ કે–અને હું તે કહેવા માટે શરમાતો નથી કે–અમે ખરેખર એવું નથી ધારતા કે બળનું ચિહ્‌ન, તમે એક જન્મેલા કારોબારી છો તેની ખાત્રી બંધ સાબિતી, લોકોની અપ્રીતિ મેળવવામાં અને જાહેર અભિપ્રાયની સામે થવામાં સમાયલાં નથી. હું તે પ્રમાણે વર્તવાને ટેવાયલો નથી. હું નથી ધારતો કે તેથી હું કાંઇ ગુમાવું છું. પણ તેજ વખતે જ્યારે મારી ફરજનો મજબુત અવાઝ આવે છે, જ્યારે સત્યને અનુસરવાની મારા માટે જરૂર પડે છે, જ્યારે મારા દેશના ઉત્તમ લાભમાં જે પ્રમાણે હું સમજું છું તે પ્રમાણે જરૂર પડે છે ત્યારે હું લોકોની અપ્રીતિને તાબે થવા સંપૂર્ણપણે તૈયાર રહું છું.

જો જરૂર પડે તો હું લોકોના તિરસ્કારની આગમાંથી પસાર થવા તૈયાર છું. પણ તે જરૂરનું છે એમ મને સાબિત કરી આપવાનું મારી રહે છે. માત્ર તેના મોહને લીધે –માત્ર-હું એક જીલ્લો અથવા એક વિભાગને પણ સંભાળી શકવા માટે લાયક છું એમ પુરવાર કરી આપવા માટે–હું ઉપરનાં કારણોએ લોકોની અપ્રીતિ મેળવવા ચાહીશ નહીં જ.

હવે, આપણે ઘણી કસોટીઓને તાબે થયા છીએ. અત્યાર સુધીમાં આપણે ઘણા દબાણના કાયદાઓને સંમતિ આપી છે–છાપખાનાનો કાયદો, અને હિંદ સંરક્ષણનો કાયદો. લડાઇ દરમ્યાન આપણે દરેક કલાકે આપણી અજમાયશમાં હતા. આપણે ૧ કરોડ રૂપીઆ આપ્યા છે, આપણે ફલાણું આપ્યું છે, ઢીકણું આપ્યુ છે. એક વખત આપણને કહેવામાં આવ્યું હતું કે, ૪૫ કરોડની બક્ષિસ પણ કસોટીની એક બાબત ગણાશે આપણે તેને તાબે થયા. આપણને એવી કઇ કસોટી ખરેખર રીતે લાગુ પાડવામાં આવી છે કે જેને આપણે ઘણી ખુશીથી તાબે થયા નથી ? હું ભાગ્યેજ એવી એક ધારી શકું છું.

બકરીનું દૂધ લાવી આપવાનું આપણને ફરમાવ્યું ત્યારે આપણે વાઘણના દૂધથી ભરેલો પ્યાલો આણી આપ્યો છે. શું તમે તે દૂર નાખી દેવા અને એમ કહેવા માગો છો કે-"જાઓ, વાઘનું દૂધ લાવી આપો?" એ વાજબી નથી. એમ છતાં પણ ઈંગ્લાંડના ઘણા માણસો, આ સખ્ત ધોરણે કદાચને આપણી કસોટી કરીને આપણને જોખમદાર સરકાર માટે ડાહ્યા અને લાયક જાહેર કરશે નહીં, પણ મને આશા છે, મારા નામદાર, કે અત્યારે પણ ઈંગ્લાંડમાં બે કે ત્રણ ખરી નજરે જોનારા, બે કે ત્રણ ચાલાક માણસો હશે કે જેઓ એમ કહેશે કે, હિંદી સનદી નોકરો-હિંદના કારોબારીઓ-વહિવટ કરનારાઓ અત્યારે તેમની ખરેખરી કસોટીમાં છે. તેઓ હિંદમાં જોખમદાર સરકારની ઘણી જ વહેલી શરૂઆત કરવા તૈયાર હોવાનો એ વખતે ડોળ કરે છે, કે જ્યારે, તેમની હમેશની રીત મુજબ, કાયદામાં પોતાનું મન પરોવવા ઇચ્છતા નથી પરંતુ કાયદામાંનું તત્વ કાઢી લેવા અને તેનો અમલ કરવા ઇચ્છે છે-કે જ્યારે તેઓ કાયદાનાં હથિયાર બને છે, તેના ગુરૂ નહીં. શું તમે આ કાયદો તમારા હિન્દુ મિત્રોની વિરૂદ્ધતા, અને એકત્રતા છતાં પસાર કરીને એવા વખત માટે તૈયારી કરો છો? હિંદીઓમાંથી અત્યારે તમારી પીઠે કોણ છે? હિંદની દુઃખભરી કથાનો સાર આ શબ્દોમાં આપી શકાય કે, તમે આ બધી સદીઓથી હિંદમાં એકલે હાથે રાજ્ય ચલાવ્યું છે અને તમારી પાછળ જાહેર મતનો કોઈપણ જોખમદાર ભાગ હતો નહીં. હવે આ કટોકટીના વખતે તમારી પાછળ કોણ છે? જાહેર પ્રજામતનો કોઈપણ ભાગ તમને ટેકો આપતો નથી. નિમાયલા સભાસદોએ આ બીલને આશિર્વાદ આપ્યા નથી. ઝમિનદાર સભાસદોએ પણ તેમ કર્યું નથી. કાયદાના અભ્યાસી સભાસદોને તો તે જોઈતો જ નથી. વેપારી સભાસદોનું પણ તેમજ છે; અને તે છતાં પણ ઓન. સર જ્યૉર્જ લાઉન્ડઝે આપણને કહ્યું છે કે-"આપણે આ કાયદો પસાર કરવો જોઈએ કારણ આપણે સંતોષ પામ્યા છીએ કે તે ઘણો વાજબી છે. અમને તમારી મદદ મળી હોત તો અમે ખુશી થાત પણ અમારી જોખમદારીની લાગણીથી અમારે તમારી મદદ વિના પણ આગળ ચાલવું જોઈએ, જો કે અમને તે મળી હોત તો ખુશી થાત" ધારાના ઓન. સભાસદની હિંમતનાં હું વખાણ કરૂં છું. તેમણે જે મોભાથી કહ્યું કે 'આજે અમારી પાસે જોખમદારી છે, તમારી પાસે નથી' તેનાં હું વખાણ કરૂં છું. અમે એ સ્થિતિ કબૂલ કરી શકીએ છીએ. મારા નામદાર, આ કાયદા માટે અમારી ઉપર જરાકે જોખમદારી નથી અને તેથી હું માનવા ના પાડું છું કે જ્યારે જાહેર પ્રજામત આગળ આ મુકદ્દમો રજૂ થશે ત્યારે ઓન. સર વિલિયમ વિન્સેંટ જેમ ધારે છે કે-ઈંગ્લિશ પ્રજાનો અમુક ભાગ કહેશે તેમ, અહીંનો જાહેર પ્રજામત એમ કહેશે કે-અમારી ઉપર જોખમદારી હતી અને અમે તેમાંથી છટકી ગયા છીએ. અમારા ઉપર લેશપણ જોખમદારી નથી.

મારા નામદાર, હવે માત્ર એકજ વધુ ટીકા છે કે જે મારે કરવી જોઈએ અને તે, દેશની જે લાગણી માટે આ ક્ષણે હું તેમનો પ્રતિનિધિ છું તેના ન્યાય ખાતર. હું નથી ધારતો કે ધારાના ઓન. સભાસદે જ્યારે કહ્યું કે-અમારામાંના કેટલાક ચળવળની ધમકી આપવામાં મગ્ન થયા હતા ત્યારે તેઓ જે કહેતા તે બધુંએ તેમના મનમાં ધારતા હતા. હું એમ માનવા દોરાઉં છું કે-અહીં જેઓ આ ખરડા સામે બોલ્યા છે, તેમાંનો કોઈ,

કોઈપણ એવું કહેવામા પ્રવૃત્ત થયો નથી કે જેને વાસ્તવિક રીતે ચળવળની ધમકીરૂપ કહી શકાય. અમારામાંના કોઇનામાં પણ, ખરેખર વિનીતપક્ષમાંના કોઇનામાં પણ, હું કહેવાની રજા લઉં છું કે–એવું બળ નથી કે જેથી તે દેશમાં જઇને ભારે ખળભળાટ ઉશ્કેરી મૂકે. તે અશક્ય છે. ખળભળાટ તો ત્યાં ક્યારનોએ શરૂ થયો હોવો જોઇએ. અમે અહીં જે કાંઈ શબ્દો બોલીએ તેનાથી સામાન્ય રાજદ્વારી વાતાવરણમાં કાંઇ વારેલી અસર થાય એમ જો હોય તો હૃદય થડકી રહેવું જોઇએ. ચળવળ તો શરૂ થઈ ચૂકી છે. મારા સરકારી મિત્રોને હું ખાત્રી આપવા માગું છું કે–આ કામમાં અમારામાંનાં કોઇનો હજી સુધી કાંઇ હાથ નથી પણ જો અમારી અપીલો વ્યર્થ જશે, જો આ બીલ પસાર થશે તો અહીં એવો કોઇપણ હોય એમ હું નથી માનતો કે જે ચળવળમાં જો જોડાય નહીં તો પોતાની ફરજ બજાવતો ગણાય. આ ધમકી નથી. હું એ માનવાની રજા લઉં છું કે–એ કોઇપણ રીતે ધમકી નથી. ગમે તે પણ હું મારા પોતાના મનનો સૌથી ઉત્તમ ન્યાયાધીશ છું અને હું કોઈપણ ધમકી આપવામાં પ્રવૃત્ત થતો નથી. મેં હજી સુધી આ ચળવળમાં ભાગ લીધો નથી પણ જો બધુંએ આડું ઉતરશે, જો અમારી સામે આ કાયદો મૂકવામાં જ આવશે તો હું જે અભિપ્રાયો ધરાવું છું તે જોતાં, ચળવળથી દૂર રહેવું મારા માટે શી રીતે શક્ય છે? હું પોતે તો કહી શકતો નથી. "*

---

# નોંધ.

## રોલેટ બીલ.

સર વિલિયમ વિન્સેન્ટે વરી ધારાસભામા તા. ૬ ઠ્ઠી અને તા. ૮ ફેબ્રુઆરીને દિવસે જે રોલેટ બીલો દાખલ કર્યાં છે તેની મુખ્ય કલમો અને તે વિષે ધારાસભાના સભાસદો અને બીજા આગેવાનોના અભિપ્રાયો લંબાણથી આ અંકમાં આપ્યા છે. તે ઉપરથી તેના ભયંકર સ્વરૂપનો વાંચકોને ઠીક ખ્યાલ આવશે. પહેલા બીલના મુખ્ય મુદ્દા આ છેઃ—

(૧) રાજદ્રોહી ખત પ્રકટ કરવાના ઇરાદાથી કોઇ રાખે તો તે ગુન્હેગાર ગણાય. અને એ કોઇની પાસે ખત હોય તો પોતાનો નિર્દોષ હેતુ પુરવાર ન કરી શકે ત્યાં સુધી તેનો પ્રકટ કરવાનો ઇરાદો લેખાય.

(૨) રાજકીય ગુન્હાની તપાસમાં કોઇ આરોપીને પહેલાં રાજકીય ગુન્હા માટે શિક્ષા થઇ હતી અથવા તે હમેશાં તેમાં ગુન્હા કરનારના સંગમાં રહે છે એવો પુરાવો આપી શકાશે.

(૩) રાજકીય ગુન્હા માટે જ્યારે કોઈ આરોપીને શિક્ષા કરવામાં આવે ત્યારે તે કેદથી મુક્ત થાય તે પછી તેની સારી ચાલ માટે જામીન લેવાનો હુકમ કોર્ટ પસાર કરી શકે.

---

* તા ૬ ઠ્ઠી ફેબ્રુઆરી ૧૯૧૯ ને દિને વરી ધારાસભામા અપાયલું ભાષણ.

બીજુ રોલેટ બીલ આથી ઘણું જ વધારે ભયંકર છે. તેની કલમો પાંચ ભાગમાં વ્હેંચેલી છે, અને તે ભાગમાં નીચે જણાવ્યા મુજબ સત્તાઓ લેવાની છેઃ—

(૧) જ્યારે ગવર્નર-જનરલની ખાત્રી થાય કે સુચીપત્રમાં જણાવેલા ગુન્હા ઘણા પ્રચલિત છે અને તે ગુન્હાની સત્વર તપાસ માટે જાહેર પ્રજાની સલામતી માટે ગોઠવણ કરવાની જરૂર છે ત્યારે તેની સુનવણી માટે હાઇકોર્ટના ત્રણ ન્યાયાધિશને નીમે અને તેમાં આ ભાગની કલમો પ્રમાણે કામ ચલાવે. તે મુજબ ગુન્હાની પ્હેલાં તપાસ ન થાય કામ બંધ બારણે ચાલે અપીલ કે અરજી ન થાય અને એના બીજા જુલમી બંધનો લાગુ પડે.

(૨) જ્યારે હિન્દી સરકારની ખાત્રી થાય કે એવી હીલચાલો ઉત્પન્ન થઇ છે કે જેમાંથી રાજ્યની સ્હામે ગુન્હા ઉત્પન્ન થાય એવો સંભવ છે તો તે હકીકતનું જાહેરનામુ બહાર પાડે એટલે આવી ચળવળમાં કોઇ માણસ ભાગ લે છે એવો શક પડતાં તેની પાસે સારી ચાલના જામીન લે, નજરકેદ કરે, અમુક કાર્ય ન કરવાની ફરજ પાડે, અથવા પોલીસ ચોકીપર હાજરી ભરવાનો હુકમ કરે.

(૩) જ્યારે વળી સરકારની ખાત્રી થાય કે સુચીપત્રમાં જણાવેલા ગુન્હા મ્હોટા પ્રમાણમાં થયા છે અને થાય છે કે જેથી જાહેર પ્રજાની સલામતી જોખમમાં આવી પડે છે ત્યારે આ ભાગની કલમો લાગુ પાડતાં સરકાર વોરંટ સિવાય કોઇ માણસને પકડી શકે તથા કેદ કરી શકે.

(૪) આ ભાગની કલમ પ્રમાણે ડીફેન્સ ઑફ ઇન્ડીઆ એક્ટ અથવા બંગાળાના કાયદા મુજબ જેમની સામે હુકમ પસાર કરવામાં આવ્યા હોય તેમને ત્રીજા ભાગની કલમો તરત લાગુ પડી શકશે.

આ ઉપરથી જોઇ શકાશે કે ડીફેન્સ ઑફ ઇન્ડીઆ એક્ટથી લ્હડાઇની મુદત અને તે પછીના ૬ માસ માટે સરકારે સત્તાઓ લીધેલી છે તેથી વિશાળ સત્તાઓ સુલેહનામા પર સહીઓ થયા પછીના ત્રણ વર્ષ માટે આ કાયદાથી ધારણ કરવાનો સરકાર ઇરાદો રાખે છે. લડાઇ દરમ્યાન આ સત્તાઓ સરકારને સોંપવાનું આપણા આગેવાનોએ અને પ્રજાએ શા માટે કબુલ કર્યું હતું તે આપણે જાણીએ છીએ. બંગાળામાં છુટાંછવાયાં ખુન અને લુંટફાટ ૧૯૦૫થી શરૂ થયાં હતાં અને છતાં લ્હડાઇ શરૂ થઇ તે પહેલાં બંગાળામાં અને બીજે સ્થળે તુર્કંદ જાળવવાને વિશાળ સત્તાઓની સરકારને વખતો વખત જરૂર લાગી તે તેમણે કારોબારી હુકમથી ( Orinance ) મેળવી હતી. લ્હડાઇ શરૂ થતાં આ સ્થિતિમાં એક નવું તત્વ ઉમેરાયું-કારણ કે આપણા શત્રુઓએ માણસો અને નાણાં મોકલી કેટલેક ઠેકાણે બળવો ઉત્પન્ન કરવાને પ્રયત્ન કરવા માંડયા, અને ખાસ કરીને આ સ્થિતિને પ્હોંચી વળવા માટે જ ડીફેન્સ ઑફ ઇન્ડીઆ એક્ટને સંમતિ આપવામાં આવી હતી. પણ છલાં ચાર વર્ષના અનુભવથી આપણે જોયું છે કે બંડ અને ખુનરેજીના સંબંધમાં પણ આ કાયદાનો ઘણો જ આપખુદ અને ખુલ્લી રીતે અમલ કરવામાં આવ્યો છે, એટલુંજ નહિ પણ આ કાયદાના હેતુમાં કોઇ પણ રીતે ન સમાય એવી વ્યક્તિઓ સ્હામે તેનો દુરૂપયોગ કરવામાં આવ્યો છે. હવે હકીકતે લ્હડાઇ પુરી થતાં સ્થિતિ ઘણે અંશે બદલાઇ

ગઇ છે એટલું જ નહિ પણ ત્હેની થોડી મુદતમાં લુંટફાટ અને ખુન થતાં ભાગ્યેજ જોવામાં આવે છે. બીજી પાસ દેશમાં સ્થિર અને ઉંડી શાન્તિ પ્રવર્તાવવા માટે મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડની સુધારાની યોજના પાર્લામેન્ટમાં કાયદાના સ્વરૂપમાં રજુ કરવામાં આવનાર છે. તે વખતે ડીફેન્સ ઑફ ઇન્ડીઆ ઍક્ટથી મેળવેલી સત્તાઓ જાણે હમેશને માટે બલ્કે હાલ ત્રણ વર્ષને માટે સરકારે અખત્યાર કરવાનો નિશ્ચય કર્યો હોય એમ જણાય છે.

હવે લડાઇ પુરી થતાં જર્મન કાવત્રાનો તો સભવ નથી એ સ્પષ્ટ છે; તેથી બંગાળ, સિવાય બીજે ઠેકાણે રાજ્ય સામે બંડ કે ખુનરેજી કરનાર માણસો નથી અને ત્યાં પણ તેઓ મુઠ્ઠીભર છે. બંગાળની સરકારે નજર કેદ કરેલા આશરે ૧૩૦૦ પુરૂષો પૈકી આશરે ૬૦૦ ને હમણાં જ મુક્ત કરી સરકારે પુરવાર કર્યું છે કે પ્હેલાંના પ્રમાણમાં બંડ વગેરેનો ભય તેને ઓછો લાગે છે. પરિણામે એક પાસથી લડાઇ દરમ્યાન સુલેહ જાળવી કરોડો અને લાખો માણસોનો ભોગ આપનાર હિન્દની પ્રજા અને બીજી પાસ હિન્દના એક પ્રાન્ત–બંગાળમાં મુઠ્ઠીભર બંડખોરો રહ્યા. વધારામાં જો આપણે એટલું ધ્યાનમાં રાખીયે કે સ્વરાજ્ય વિશે બ્રિટિશ સરકારની જાહેરાતથી અને સુધારાની યોજનાથી હિન્દી પ્રજા કંઇક આશા અને વિશ્વાસની નજરથી બ્રિટન તરફ જુએ છે તો આપણને આ રોલેટ બીલો ધારાસભામાં દાખલ કરવામાં સરકારે જે ધૃષ્ટતા અને આપખુદી દાખવી છે તેનો બરોબર ખ્યાલ આવશે.

આપણે અને સરકારે ખરેખરો વિચારવાનો સવાલ એ છે કે હિન્દનો જનસમુદાય રાજ્યનિષ્ઠ છે કે રાજ્યદ્રોહી છે.–બ્રિટિશ હકુમત નીચે રહી સ્વતંત્રતા અને સુખ મેળવવા ઇચ્છે છે કે તેને ઉથલાવી નાંખવા માગે છે ? લડાઇનાં છેલ્લાં ચાર વર્ષ આનો ચોકખો જવાબ આપે છે અને હિન્દની રાજ્યનિષ્ઠાનાં વારંવાર વખાણ કરીને બ્રિટિશ શહેનશાહે, પ્રધાનોયે અને બીજા રાજપુરૂષોએ તેમજ નામદાર વાઇસરોયે અને મોટા નાના અગ્રેજ અમલદારોએ એક જ જવાબ વારંવાર આપ્યો છે વડી ધારાસભાની હાલની બેઠક ખૂલ્લી મૂકતાં ના. વાઇસરોયે જે ભાષણ કર્યું છે તેમાં તેમણે લડાઇનાં ચાર વર્ષ દરમ્યાન હિન્દુસ્થાને સામ્રાજ્યની જે સેવા બજાવી છે તેની ચોક્કસ બીના રજુ કરી છે, એટલુંજ નહિ પણ ઉપસંહારમાં તો હિન્દના જનસમુદાયની ઉંડી રાજ્યબુદ્ધિનાં મુક્તકંઠે વખાણ કર્યાં છેઃ–

"હિન્દી જનસમુદાયના સંબધમાં મને કંઇ ચિંતા છે એમ તમે ન માનશો, કારણકે અહીંયાં જે દરેક વર્ષ હું ગાળું છું તે હિન્દ સમસ્તની પાકી સમજણુદ્ધિમાં મ્હારો વિશ્વાસ દઢ બનાવે છે. મોટા ભાગે હિન્દીઓ ધંધારોજગારનાં મોટાં મથકથી દૂર પોતાનું જીવન ગાળે, તેઓ કેળવણીમાં અધુરા રહે અને પ્રગતિનાં ઘણાં ખરાં સાધનોથી વિહીન રહે, કેટલીક રીતે તેઓ મુગા પણ રહે, પણ હિન્દની પાકી સમજ તેની ઉંડી રાજ્યબુદ્ધિમાંથી—સખ્ત મજુરી અને જુજ ઉપજ, રોગ અને દુકાળ તેમજ ઘણાએ સખ્ત વિજેતાઓનાં ટોસ અને જુલમની કઠણ તાલીમમાં શીખાયેલા પાઠમાંથી—અને તે પાઠ રહેલાઇથી ભુલાયા નથી પણ દઢ હૃદયમાં લખાયેલા છે તેમાંથી—ઉત્પન્ન થઇ છે. હિન્દના જાહેર જીવનનો પાયો આધાર આ વૃત્તિમાં રહેલો છે. તેજ આપણા બળનો ખરો આધાર છે. હિન્દની સુમમજની આ લડાઇ દરમ્યાન કસોટી થઇ છે. ને.. તેમાં કમીના જણાઈ નથી."

પણ જો આ દેશની કરોડોની રૈયત આવી રાજ્યનિષ્ઠ અને સમજુ હોય તો શું દેશના એક ખુણામાં રહેલા મુઠ્ઠીભર બંડખોરો સેંકડો વર્ષથી સ્થિર થયેલી સમજને એક સપાટે ફેરવી સર્વત્ર અશાન્તિ અને બંડ ફેલાવી શકશે ? ઠંડા પાણીના સરોવરમાં થોડા અંગારા પડે તો પાણી સળગી ઉઠશે નહીં અને, અંગારા હોલાઇ જશે એ રહેલાઇથી સહમજી શકાય એમ છે.

સરકાર તરફથી દલીલ કરવામાં આવે છે કે લડાઇ દરમ્યાન જે કાયદાથી શાન્તિ સચવાઇ રહી છે તેવો કાયદો ભવિષ્યની સુલેહ માટે જરૂરનો છે. આના જવાબમાં જણાવી શકાય કે લડાઇ દરમ્યાન શાન્તિ સરકારના કાયદાથી નહિ પણ તે ઉંડી સમજ, જેની નામદાર વાઇસરોય ઉપસંહારમાં પ્રશંસા કરે છે તેને લીધે જ સચવાઇ છે. હાલ બંડ અને ખુનરેજી ઘટી છે તે પણ સુધારાની યોજનાથી દેશના તપી ગયેલા મગજ ઉપર જે કંઇ શાન્તિ વળી છે તેનીજ સૂચક છે. પણ છેલ્લાં ચાર વર્ષમાં એકંદર શાન્તિ અને રાજકીય ગુન્હાની ઘટને હાલનો કાયદો—અર્થાત્ તેવોજ કાયદો કાયદાપોથીમાં અમર રાખવાનું કારણ ગણવું એ તો રાજ્યકર્તાઓની તર્કશક્તિની ભયંકર વક્રતાજ કહેવાય કારણ કે જો ગુન્હા કાયમ રહ્યા હોત તો રહેલાઇથી અને કંઇક કારણસર થયા કહી શકાત કે જે રોગ શમાવવાને દવા ઉપજાવવામાં આવી હતી તે શમ્યો નથી, અને તેથી તે હજી પણ રાખવાની જરૂર છે; પણ રોગ લગભગ પૂરેપૂરો શમે ત્યારે પણ જે દવાથી તે કાબુમાં આવ્યો છે એમ ધારવામાં આવે છે તેનો ઉપચાર જારી રાખવો તો અયોગ્ય જ છે.

આ ઉપરથી સમજાય છે કે વાઇસરોય સાહેબ જણાવે છે તેટલી શ્રદ્ધા તેમને જનસમુદાયની રાજ્યનિષ્ઠામાં નથી. અને દેશમાં જ્યાં સુધી થોડા પણ બંડખોરો રહે—અને બીજા સુધરેલા તેમજ અણસુધરેલા દેશની માફક આ દેશમાં પણ થોડાક ફીતુરીઓ રહેશે એવી એમ સરકારને ખાત્રી આપીએ છીએ—ત્યાં સુધીમાં આ કાયદાના પાશમાં તેઓ આખી પ્રજાને જકડવા માગે છે. હાલ એ કાયદો ત્રણ વર્ષને માટે પસાર કરવાનો છે; પણ ત્રણ વર્ષને અંતે ઉપર સૂચવેલી તર્કવિદ્યા યોજીને બીજાં ત્રણ વર્ષ માટે કે કાયમને માટે પસાર કરવામાં સરકારને કંઇ ખુંચશે નહિ. અર્થાત્ આ ધાર્મિક શાન્ત દેશપર આ કાયદાનો જાપ્તો રાખી સરકાર તેમાં સુલેહ જાળવવાનો દંભ કરવા ધારે છે. પણ સરકારે સમજવાની જરૂર છે અને વખત જશે તેમ તેમને વધારે ને વધારે સમજાશે કે હવે હિન્દુસ્થાન બદલાય છે—જે ભયંકર જુલ્મ અને ત્રાસદાયક ફરમાન સારી પ્રજાના શિરે સરકાર ચઢાવવા માગે છે તે સહન કરનાર નથી. આ કાયદાથી સરકારની સાથે ખુનસ વધવાથી જે બંડ અને ખુનરેજી અંકુશમાં લાવવાને તે પસાર કરવાના છે તે ઘટવાને બદલે વધશે અને આખા દેશના એક છેડાથી બીજા છેડા સુધી એવો તીવ્ર અસંતોષ અને જોશભરી ચળવળ રહેશે કે જેવી અત્યાર સુધીમાં ભાગ્યેજ જોવામાં આવી છે. ઇતિહાસનો આ સિદ્ધાન્ત છે, આયર્લેન્ડમાં તે સાચો પડ્યો છે, અને હિન્દુસ્થાન પણ તેનું પારખું દેખાડશે.

## રોલેટ બિલ અને સુધારા.

હાલની રાજકીય સ્થિતિમાં રોલેટ બીલનો વિચાર કરતાં રાજકીય સુધારાની યોજનાના ભવિષ્યપર નજર જાય છે. પણ રોલેટ બીલ પાસ થયા પછી સુધારાનું સાચું ફળ આ જુન મળે કે નહી, તેનો વિચાર કરતાં પહેલાં એ વિચારવું જોઇએ, કે જે હેતુથી

સ્વરાજ્યની યોજના મી. માન્ટેગ્યુ ને લૉર્ડ ચેમ્સફર્ડે રચી છે, તેની સિદ્ધિમાં રોલેટ બીલથી અંતરાય આવશે કે નહી? સ્વરાજ્યની ચળવળ એ પરાધીન પ્રજાના અસંતોષનું ચિન્હ છે. અને તેની સ્વતંત્રતા માટેની તીવ્ર ઇચ્છા જણાવે છે. આ અસંતોષ શાન્ત કરવાને અને આ ઇચ્છાને સફળ કરવાને સ્વરાજ્યની જાહેરાત બહાર પાડવામાં આવી હતી અને હિંદી વજીરે જાતે હિંદુસ્તાન આવી શ્રમ લઇને, સુધારાની યોજના ઘડી છે. પરંતુ હજી એ યોજના પાર્લામેન્ટમાં રજુ કરાઇ નથી અને તે છેવટે કેવા રૂપમાં બહાર પડશે તે વિષયમાં ગંભીર શંકાઓ પ્રવર્તે છે તે વખતે રોલેટ બીલની તરવાર હિંદી પ્રજાના પર લટકાવવામાં આવે છે. પરીણામે ઉપર જણાવ્યા મુજબ દેશમાં ચોતરફ અસંતોષનો દાવાગ્નિ ફાટી નીકળશે, રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે વધારે સખ્ત વિરોધ જાગશે અને કદાચ ખૂનરેજી અને બંડ પણ કમી થવાને બદલે વધશે એવો પાકો સંભવ જણાય છે, તે પછી થોડે મહીને સુધારાનો કાયદો પસાર થાય તેથી હિંદીઓનાં ઘવાયલાં હૃદય ભાગ્યેજ રૂઝાશે; અને શાન્ત પ્રગતિને માર્ગે હિંદુસ્તાન આગળ વધીને સામ્રાજ્ય અને જગતમાં યોગ્ય સ્થાન મેળવે એવો જે અંતિમ હેતુ સુધારા ઘડવામાં રાખવામાં આવ્યો છે તે ભાગ્યે જ સિદ્ધ થશે.

ખરેખર, આ બીલ પાસ થયા પછી એવા થોડા જ નબળા મનના હિંદીઓ રહેશે કે જેમનાં પોચાં મગજને સુધારાના કાયદાથી કાંઇ પણ ટાઢક વળશે ને જેઓ હિંદની સ્વતંત્રતાનાં સ્વપ્નાં આ બન્ને કાયદાઓના સંગમ ઉપર રચશે.

અમે આગળ વધીને એમ કહેવાને તૈયાર છીએ કે રોલેટ બીલ સુધારાની યોજનાને નિઃસત્વ બનાવશે. મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડની યોજના પ્રમાણે પ્રાંતિક સરકારનાં કેટલાંક ખાતાં પ્રધાનોને ને પ્રજાકીય ધારાસભાને સોંપવાનાં છે ને બાકીનાં ખાતાં લગભગ હાલના ધોરણની રચાએલી સરકારને રાખવાનાં છે. દીલ્હીની કોંગ્રેસે સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્યની માગણી કરી છે-બધાં ખાતાં પ્રધાનોને સોંપવાની હિમાયત કરી છે. છતાં આપણે જાણીએ છીએ કે વધારેમાં વધારે આગળ પડેલા પ્રાંતોમાં પણ કેટલાંક ખાતાં તેમાં ખાસ કરીને પોલીસ, ન્યાય અને જેલનાં ખાતાં તો સરકારને હસ્તક રહે તેવો પાકો સંભવ છે. વળી હિંદી સરકારનાં કેટલાંક ખાતાં પ્રજાને સોંપવાની માગણી આપણે કરી છે, છતાં તે ભાગ્યે જ સ્વીકારાશે એમ આપણે જાણીએ છીએ અને તે કંઇક અંશે સ્વીકારાય તોપણ દેશની સુલેહ શાન્તિને લગતાં પોલીસ ન્યાયનાં ખાતાં વડી સરકારને હસ્તક રહે એમ કોંગ્રેસે પણ કબુલ કર્યુ છે. પણ જ્યારે આ કબુલ કરતાં કોંગ્રેસે, હિંદીઓના પ્રાથમિક હક્કનું જાહેરનામું બહાર પાડી અંગત સ્વતંત્રતા માટે મજબુત પોકાર ઉઠાવ્યો છે ત્યારે સરકારે સ્વરાજ્યની ઝાંખી પણ કરાવે તે પહેલાં એ હક્કોનું સદંતર સત્યાનાશ જાય એવા કાયદાની ભેટ આપણી આગળ ધરી છે. હવે જો આ કાયદા પસાર થયા પછી સુધારા અમલમાં આવે તો આપણી શું સ્થિતિ થાય? એક પાસથી પ્રધાનોને કેળવણી—આરોગ્ય, જકાત, ખેતી, વિગેરે ખાતાં સોંપવામાં આવે, પણ તેની સાથે પ્રાંતિક સરકાર પોતાને હસ્તક રહેલાં ખાતાંની સત્તાને રૂએ, અને હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે આપખુદીથી આ નવા કાયદાનો અમલ કરે-અથવા ફક્ત વહીવટી હુકમથી હિંદના કોઇપણ શહેરીની સ્વતંત્રતાને છીનવી શકે. તો પછી સુધારાનો આપણને ફાયદો શો?

એક પાસથી માણુસ જાતને વહાલામાં વહાલા કુદરતી હક ખુચવી લેવામાં આવે અને બીજી પાસથી થોડા ખાતાનો વહીવટ સાંપવામાં આવે એટલે સ્વરાજ્ય અને સ્વતંત્રતાનો દિવસ આપણે દેશમાં ઉગ્યો છે એમ ભાગ્યેજ કહી શકાશે ઉલટું આપણે એમ ઇચ્છીએ કે જો રાૈલેટ બીલ સ્વીકારવાની શરતે જ આપણને સુધારા મળી શકતા હોય તો તે ન મળે તે બહેતર છે; પણ આ જુલ્મી બીલ તો આપણને ના જ જોઇએ.

## સત્યાગ્રહનું શસ્ત્ર.

આ બીલ અનિષ્ટ છે અને તે પસાર ન થવા દેવાને અને પસાર થયા પછી તે રદ કરાવવાને આપણે બનતું કરવું જોઇએ, એ સ્પષ્ટ છે. તે માટે સત્યાગ્રહની લડત શરૂ કરતાં જે ઐતિહાસિક ખરીતો મહાત્મા ગાંધીજીએ બહાર પાડયો છે તે નીચે ટાંકેલો છેઃ—

“ રાૈલેટ બિલ વિરૂદ્ધ સત્યાગ્રહ પ્રતિજ્ઞાનો ખરડો આ સાથે મોકલું છું. જે પગલું લેવાએલું છે તે કદાચ હિંદુસ્તાનની તવારીખમાં બહુ ભારે ગણાય, મારી ખાત્રી આપું છું કે તે લેવામાં જરાએ ઉતાવળ નથી થએલી. મેં પોતે તેના વિચારમાં અનેક ઉજાગરા કીધા છે. આ પગલાનાં પરિણામોનું મેં બરાબર માપ લીધું છે. સરકારની સ્થિતિનો પણ યોગ્ય આંક બાંધવાને પ્રયત્ન કર્યો છે પણ આ વિચિત્ર બિલો દાખલ કરવા સારૂ કશી યોગ્યતા હું જોઇ શકતો નથી. રાૈલેટ કમિટીનો રીપોર્ટ મેં વાંચ્યો છે. તે વાંચતાં કમીટીની વર્ણનશક્તિનાં વખાણ કર્યા વિના મારાથી રહેવાયું નહી પણ તે ઉપરથી જે નિર્ણય ઉપર કમિટી આવી છે એનાથી તદન ઉલટા જ નિર્ણયપર હું આવ્યો છું. એ રીપોર્ટ ઉપરથી હું તો સ્પષ્ટ રીતે એ જ નિર્ણય આપું કે છુપી ખુનામરકી રૂપી રોગ હિંદુસ્તાનમાં સંકુચિત ક્ષેત્રોમાં અને છુટા છવાયા અને બહુ થોડા લોકોમાં સુક્ષ્મ સંખ્યામાં ફેલાએલો છે. આવા લોકોની હસ્તી સમાજને સારૂ જરૂર ભયંકર છે, પણ આ જોખમ કરતાં વધારે ભયંકર જોખમ તો આ બીલો છે. જે આખા હિંદુસ્તાનને લાગુ પાડવા ધારેલા છે, અને જે, જે સ્થિતિ નરમાશથી સુધરી શકે તે સ્થિતિ સુધારવાને સરકારના હાથમાં કુહાડો આપનારાં છે. વળી કમીટીએ એક ઐતિહાસિક બિનાનું કેવળ દુર્લક્ષ કર્યું છે, ને તે એ છે કે હિંદુસ્તાનના કરોડો લોકો તો પોતાના હૃદયની કોમળતાને સારૂ પૃથ્વિમાં પંકાએલા છે.

હવે આપણે બિલોનું જડતર તપાસીએ. બિલો દાખલ થયા તે પ્રસંગે નામદાર વાઇસરોયે બે ખાતરી આપી. એક સિવિલ સર્વિસને અને બીજી અંગ્રેજ વહેપારીઓને. આપણામાંના ઘણાને વાઇસરોય સાહેબના આ બાબતના ભાષણ વિષે બહુ વમવસો રહે છે. મારે તો કબુલ કરવું જ જોઇએ કે એ ખાતરીના હદ અને હેતુ હું સમજી શકતો નથી. જો તેનો અર્થ એવો હોય કે સિવિલ સર્વિસના અને અંગ્રેજ વહેપારીઓના લાભોને હિંદુસ્તાનના હિત, અને તેની રાજ્યપ્રકરણી અને આર્થિક હાજતો કરતાં વિશેષ ગણવામાં આવશે તો કોઇપણ હિંદીથી, એ સિદ્ધાંતનો સ્વીકાર નહી થાય. તેનું પરિણામ તો એ આવે કે સામ્રાજ્યની અંદર ભાઇઓભાઇ વચ્ચે તીવ્ર ઝગડો જામશે. મોંટેગ્યુ ચેમ્સફર્ડના રીપોર્ટ પ્રમાણે સુધારા થાય યા ન થાય. આ ક્ષણે આપણને જે જરૂરનું છે તે તો એ છે કે આ તાત્વિક મુદ્દા વિષે ચોખ્ખી અને બ્યાજબી સમજુતી થવી જોઇએ. એનો જેમ

તેમ નીકાલ કરવાથી ખરો સંતોષ નથી થવાનો. મહાન્ સિવિલ સર્વિસ રૂપી મહાજને સમજવું જોઈએ કે હિંદુસ્તાનમાં માત્ર નામના નહિ પણ હિંદના ખરેખરા સેવક અને ટ્રસ્ટી તરીકે જ તેઓ રહી શકે છે અને મોટી અંગ્રેજ પેઢીઓએ સમજવું જોઇએ કે તેઓ હિંદુસ્તાનની કળાવ્યાપાર, અને હુન્નરનો નાશ કરવાને નહિ પણ તેની હાજતો-માં જે ત્રુટી આવે તેની પૂરણી કરવાને જ રહી શકે છે. જો આ બે વસ્તુનો સ્વીકાર થાય તો તે રોલેટ બીલની પૂરેપૂરી ગરજ સારી શકશે અને હું ખાત્રી આપું છું કે આ બે વસ્તુઓથી રાજ્યની સામે થતાં ગમે તે કાવત્રાંને પહોંચી વળી શકાશે. સર જોર્જ લાઉન્ડ્ઝે પ્રજામતનો નિરાદર કરીને બળતામાં ઘી હોમ્યું છે. તેઓ સાહેબ હિંદનો ઇતિહાસ ભણેલા પણ ભુલી ગયા જણાય છે. નહી તો જે સરકારના તેઓ પ્રતિનિધિ છે તે સરકારે આજ સુધીમાં પ્રજામતને વશ થઇને પોતે પોતાના પાકા વિચારો પણ ફેરવેલા છે એવા દાખલાઓનું તેમને સ્મરણ રહેત. રાજ્યકર્તા રૂપી શરીરમાં ઉંડે રહેલા રોગની આ બીજી એક સ્પસ્ટ નીશાની છે એમ હું શા સારૂં માનું છું એ સમજવું હવે સહેલ થઇ પડશે. આવા રોગનો તો આકરો જ ઇલાજ હોય. બીલથી અને તે દાખલ થયાં તે વખતના પ્રસંગો જે ભૂલ સૂચવે છે તેનો અધીરા થએલા, ઉતાવળા અને તપી ગએલા જુવાનો છૂપી ખુનામરકી ચોકખો પૂરાવો છે તે તિરસ્કાર અને દ્વેષમાં આ બીલો વધારો કરશે જ. સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેનારાઓએ હરકોઇ પ્રકારનાં દુઃખ સહન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે સરકારની તરફ તેઓને દ્વેષ નથી અને તેથી તેઓની માગણીમાં એટલું બધું બળ રહેલું છે કે તેની સામે થવાય જ નહી એટલે સરકાર તરફનાં દુઃખોનું નિવારણ કરવાને જેઓ ખુનામરકીને અસરકારક ઉપાય ગણે છે તેઓને તેના બદલામાં આવા અમોઘ અસ્ત્રની તેઓ ભેટ કરે છે.

સત્યાગ્રહીઓ જો પોતાના આ અસ્ત્રનો ઉપયોગ બરાબર સમજતા હશે તો મને પરિણામનો જરાએ ભય નથી. તેની એ સમજવાની શક્તિ વિષે શંકા લાવવાનું મારૂં કામ નથી. સત્યાગ્રહ જેવો જલદ ઉપાય લેવા સરખો રોગ છે કે નહી તે જાણી લેવાની સત્યાગ્રહીઓની ફરજ છે. તેઓની ખાત્રી થઇ છે કે રોગ ભયંકર છે અને હળવા ઉપાયો નિષ્ફળ ગયા છે, બાકી બધું હરીને હાથ છે.

સત્યાગ્રહાશ્રમ, સાબરમતી.<br>મહાશિવરાત્રી, ૧૯૭૫. } મોહનદાસ કરમચંદ ગાંધી.

## સત્યાગ્રહ પ્રતિજ્ઞા.

"અમારી અંતઃકરણપૂર્વક માન્યતા છે કે જે રોલેટ બીલ વડી ધારાસભામાં દાખલ થયાં છે તે અન્યાયી છે, લોકોની સ્વતંત્રતાના સિદ્ધાંતોને તોડે છે ને જેની ઉપર જનસમાજ ને રાજની પણ સહીસલામતીનો આધાર છે એવા પ્રત્યેક મનુષ્યના કુદરતી હકોનો નાશ કરનારાં છે તેથી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે જો મજકુર બીલો પસાર કરવામાં આવશે તો તે કાયદાઓ અને હવે પછી અમે જે કમીટી નીમવાના છે તે કમીટીને યોગ્ય લાગશે તે કાયદાનો વિનયપૂર્વક નિરાદર કરશું પણ સત્યને વળગી રહીશું અને કોઇના જાનમાલને કોઇપણ રીતે ઇજા નહી કરીએ." માઘ કૃ. ૯ સોમ તા. ૨૪-૨-૧૯.

સહી તથા ગામ—રા. મોહનદાસ કરમચંદ ગાંધી. સાબરમતી રા. વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ બાર. એટ-લૉ. અમદાવાદ. રા. ચંદુલાલ મણીલાલ દેસાઇ. એલ. ડી. એસ. અમદાવાદ. રા. કેશરીપ્રસાદ મણીલાલ ઠાકોર અમદાવાદ. બ્હેન અનસુયા સારાભાઇ સેક્રેટરી હોમરૂલ લીગ. ( સ્ત્રીઓની શાખા ) અમદાવાદ. રા. નરહરી દ્વારકાદાસ પારેખ, બી, એ, એલ, એલ, બી, રાષ્ટ્રીયશાળા સાબરમતી. રા. કીશોરલાલ વી. મશરૂવાળા બી. એ, એલ, એલ, બી, રાષ્ટ્રીયશાળા સાબરમતી. ઇમામ એ. કે. બાવાજીર સત્યાગ્રહ આશ્રમ સાબરમતી. રા. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર બી. એ. રાષ્ટ્રીયશાળા સાબરમતી. રા. કાળીદાસ જશકરણ ઝવેરી. બી, એ, એલ, એલ, બી. અમદાવાદ. રા. શંકરલાલ ઘેલાભાઇ બેંકર. એમ. એ. મુંબાઇ. ઉમ્મર સોબાની મીલમાલેક મુંબાઇ. સૌ. સરોજની નાઇડુ હૈદ્રાબાદ ( દક્ષિણ ) રા. મહાદેવ હરીભાઈ દેસાઇ, બી, એ, એલ, એલ, બી. સત્યાગ્રહ આશ્રમ સાબરમતી. રા. છગનલાલ ખુશાલચંદ ગાંધી સત્યાગ્રહાશ્રમ સાબરમતી. રા. નારાયણ મોરેશ્વર ખરે. સંગીતશાસ્ત્રી રાષ્ટ્રીય શાળા સાબરમતી. રા. કલ્યાણજી વીઠલભાઇ મહેતા તંત્રી પટેલબંધુ-સુરત, સૌ. કસ્તુરબાઇ ગાંધી. રા. વીનાયક નરહર ભાવે સસ્કૃત પંડીત રાષ્ટ્રીય શાળા સાબરમતી. સૌ. મણી પારેખ. સત્યાગ્રહાશ્રમ સાબરમતી. સૌ. લક્ષ્મીબાઈ ખરે. સત્યાગ્રહ આશ્રમ સાબરમતી. જોશી અમૃતલાલ ચુનીલાલ બુવા-જી. ભરૂચ. રા. છોટુભાઇ દાજીભાઈ સુરત. રા. જીણાભાઈ ભીખાભાઇ તરભોણ. જી. સુરત. સંખ હુસેનરસુલ ભરૂચ રા. જીવણરાય વ્રજરાય દેસાઇ. બાર. એટ-લૉ. અમદાવાદ રા. ગોવીંદચંદ્ર વિ. શર્મા સત્યાગ્રહ આશ્રમ સાબરમતી રા. મોહનલાલ કામેશ્વર કઠલાલ, રા. જેઠાલાલ જીવાભાઇ અમલાલી રા. ચંદુલાલ કાશીરામ દવે બી. એ. એલ. એલ. બી. અમદાવાદ. રા. વૈકુંઠલાલ ઉત્તમલાલ અનમોલા. અમદાવાદ. જાદવજી ઝવેરચંદ ગાંધી અમદાવાદ. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞીક બી, એ, એલ, એલ, બી. અમદાવાદ. હરીભાઇ ઝવેરભાઇ અમીન ભરૂચ. રા. મણીલાલ વલ્લભજી કોઠારી વકીલ અમદાવાદ. ડૉ. બળવંતરાય નરસીંહરાય કાનુગા એલ, સી, પી, એસ, અમદાવાદ. રા. ફુલચંદ બાપુજી શાહ નડીઆદ. રા. માધવલાલ નથુભાઈ દ્વીવેદી નડીઆદ. રા. ખુશાલભાઇ કુબેરભાઇ પટેલ નડીઆદ. રા. જી. કે. માવલંકર અમદાવાદ. મી. બેન્જામીન જી. હોર્નીમેન અધિપતિ બોમ્બે ક્રોનીકલ મુંબઇ. સૌ. કાશીબાઇ ગાંધી સત્યાગ્રહ આશ્રમ સાબરમતી. સૌ. દુર્ગા દેસાઇ સત્યાગ્રહાશ્રમ સાબરમતી. સૌ. લક્ષ્મીબાઇ કાલેલકર સત્યાગ્રહ આશ્રમ સાબરમતી. સૌ. પાર્વતી દેસાઈ સત્યાગ્રહ આશ્રમ સાબરમતી. સૌ. સંતોક ગાંધી સત્યાગ્રહ આશ્રમ સાબરમતી. રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ એમ, એ, એલ, એલ, બી. અમદાવાદ. રા. માણેકલાલ મોતીલાલ શુકસેલર અમદાવાદ. રા. પ્રાણજીવન મહેતા. એમ. ડી. બાર, એટ-લૉ. મગનલાલ કેવળરામ શાસ્ત્રી ઝાડેશ્વર જી. ભરૂચ. ગોપાળરાવ રામચંદ્ર દાભોલકર વકીલ. અમદાવાદ. આ ઉપરાંત મુંબાઇમાં અમદાવાદમાં કરાંચી વગેરે અનેક સ્થળોમાં બીજી સંખ્યાબંધ સહીઓ લેવાઇ છે.

મહાત્મા ગાંધીએ જે ચળવળ શરૂ કરી છે તેની હીમાયત કરવાને કંઇ પણ લખવાની ભાગ્યે જ જરૂર હોય. તેમણે જ વારંવાર કહ્યું છે તે પ્રમાણે પરાધીન પ્રજા જુલમથી જ્યારે દબાય ત્યારે તેને માટે બેજ રસ્તા ખુલ્લા છે. (૧) શસ્ત્ર સજી બંડ કર-

વાનો ને (૨) બીજો સત્યાગ્રહ કરી સહન કરવાનો. હિંદુસ્તાનમાં અણીને પ્રસંગે મહાન પુરૂષોએ અને પ્રજાજનોએ સત્યાગ્રહનો ધર્મ સ્વીકાર્યો છે. શહેરમાં લોકોની લાગણી દુખાય એવો કાંઇ ભયંકર બનાવ બને ત્યારે આપણો વહેપારી વર્ગ હડતાલ પાડીને સત્તાધારીઓને સૂચવે છે કે તેઓ તેમનાથી એટલા રીસાયા છે કે સમાજ અને સરકારના વ્યવહારમાં મદદ કરવાને તેઓ તૈયાર નથી. ૧૯૦૫ માં જ્યારે લૉર્ડ કરઝને સમસ્ત હિંદી પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ બંગાળના ભાગલા પાડયા ત્યારે હજારો બંગાળીઓએ ગંગા નદીના ઘાટ પર જઇને સ્વદેશીની પ્રતિજ્ઞા લીધી હતી ને તેને અંગે જે કાંઈ દુઃખ અને ભોગ સહન કરવો પડે તે સહન કરવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. સ ૧૯૧૬ માં જ્યારે મદ્રાસની ઉન્મત્ત સરકારે મીસીસ એની બીસેન્ટ, મી. એરંડેલ અને મી. વાડીઆને નજર કેદ કર્યા ત્યારે જોસભેર ચળવળ દેશમાં ચાલી હતી એટલુંજ નહી પણ છેવટમાં તો સભાઓ અને સરઘસો નજર કેદ અને બહિષ્કાર સંબંધી હુકમોનો અનાદર કરવાનો નિશ્ચય કેટલાક આગેવાનો અને યુવકોએ જાહેર કર્યો હતો; આથી પણ વધારે કટોકટીનો પ્રસંગ આખા દેશને માટે આવ્યો છે અને જો આટલા વર્ષની પરાધીનતામાંથી આપણે સ્વતંત્રતાનો કંઇ પણ જુસ્સો મેળવ્યો હોય અને જે સ્વરાજ્ય આપણને આપવાનો સરકાર ઇરાદો રાખે છે તેનું રૂપ નહી પણ તેનું ખરેખરૂ સત્વ આપણી શક્તિથી લેવાની શક્તિ આપણામાં હોય તો આપણે સત્યાગ્રહના સૈન્યમાં જોડાઇ અને તેને અંગે જે કાંઈ દુઃખ સહન કરવું પડે તે સહીને આ જુલમી કાયદાના પાશમાંથી દેશને છોડાવવો જોઇએ.

આ લખ્યા પછી આ કાયદા વિષેનો સીલેક્ટ કમીટીનો રીપોર્ટ જોવામા આવ્યો છે પણ તેથી આપણી સ્થીતિમાં કાંઇ સુદ્ધાનો ફેરફાર થતો નથી. કમીટીએ બીજા બીલમાં સુદ્ધાનો એકજ ફેરફાર કર્યો છે તે એ છે કે, આ બીલમાં ખુદ રાજ્યસતા ઉથલાવે એવા ગુન્હાનેજ મર્યાદિત કરવામાં આવ્યો છે. પણ રાજ્યદ્રોહી લખાણનો પણ આ શબ્દમાં સહેલાઇથી સમાવેશ કરી શકાય, અને અમુક સંજોગોમાં અને અમુક સ્થળે કોણ આવા ગુન્હા કરનાર કે ઉશ્કેરનાર છે તે નક્કી કરવાની સત્તા સરકારનેજ રહે છે એટલે આ કાયદામાં આટલો સુધારો થયા છતાં પણ વધારેમાં વધારે શાંત સાત્વિક અને ધાર્મિક માણસોની સ્વતંત્રતા સલામત રહેતી નથી એ દેખીતુંજ છે અને તેથી હિંદ મૈયાના સૌ સાચા પૂત્રોએ તે બિલની સામે મરણપર્યંત ઝઝુમવાને તૈયાર થવું જોઇએ. પાસો નંખાયો છે; હવે હરિને હાથ છે.

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૪ થું. ] માર્ચ, ૧૯૧૯. [ અંક ૯.

## જિસેપ મૅઝિનિ.

---

નોંધ:—હિંદુસ્તાન આજકાલ ઘણા જ ઉપયોગી રાજકીય ફેરફારોમાંથી પસાર થાય છે. હિંદુસ્તાને જગવિખ્યાત લડાઇમાં જે અથાગ હિસ્સો આપ્યો છે તેના બદલામાં માન-અકરામની લ્હાણી તરીકે તેની માટે બે રૉલેટ કાયદાઓ રૂપી બે ચાંદ એનાયત થવાની તૈયારીમાં છે. એવે સમયે હિંદુસ્તાન જાગૃત થયું છે અને દેશમાં સત્યાગ્રહની જબરદસ્ત લડત ચાલુ થઈ છે. સત્યાગ્રહ સુરતપણે પળાય તે માટે દરેક દેશાભિમાનીનાં દિલમાં અસાધારણ જુસ્સો ઉત્પન્ન થાય એ ઇચ્છવાજોગ છે. મહાત્મા ગાંધીજીએ થૉરોના પુસ્તકનું ભાષાંતર કરી થૉરોના સુવિચાર પ્રજા સમક્ષ રજુ કીધા છે, અને તેના પરિણામે પ્રજામાં વધારે જુસ્સો, વધારે ઉત્સાહ, વધારે એકાગ્રતા, ઉદ્‌ભવ્યાં છે. આવી પરિસ્થિતિમાં "આધુનિક ઇટલીના સ્થાપકો" નામક અંગ્રેજી પુસ્તકનું આ ભાષાંતર પ્રજા સમક્ષ ગયા અંકથી રજુ કરૂં છું. મૅઝિનિ, કાવ્હૂર અને ગૅરિબૉલ્ડી જેવા મોટા અને સમર્થ વીરપુરૂષો પોતાના દેશના ઉદ્ધારને માટે કેવા અને કેટલા પ્રયત્ન કરી ગયા છે તે આ લેખમાં બતાવવામાં આવ્યું છે. આજના જોમના જમાનામાં જે જાતની ભાષા જોઇએ છે તે જાતની જુસ્સાવાળી ભાષા ઉતારવાનો પ્રયત્ન કીધો છે. મહાત્મા ગાંધીજીના થૉરોના વિચારવાળા "કાયદાની સામે થવાની ફરજ" વાળા લેખથી પ્રજામાં જે જાતનું શૌર્ય જાગી ઉઠ્યું છે. તેમાં મારા આ લેખના વાચનથી લેશમાત્ર પણ વધારો થશે, અને નજીકના ભવિષ્યની સત્યાગ્રહની લડતમાં જે ધૈર્ય, શૌર્ય મક્કમપણું આદિ જોઇશે તેમાં આથી સહેજ પણ વધારો થશે તો મારો આ નમ્ર પ્રયત્ન સફળ થયલો માનીશ. सत्यमेवजयते नानृतम् ।

લેખક.

આ દેવનિંદક ધતિંગનું પરિણામ તો હજી હવે બ્હાર આવે છે. દ્રોપીમાં તેમ જ લેમ્બૅકમાં સ્વતંત્રતાની ભાવના પૂરેપૂરી સર્વોપરિ હતી. કોઇ પણ રાષ્ટ્રના તંત્રમાં ફેરફાર કીધાથી સંબદ્ધ રાષ્ટ્રોને ડાકું પાલવાનો હક મળે છે, એવા ક્રૂર વાદ સામે વાંધો ઉઠાવનાર માત્ર અંગ્રેજ વિદેશ-મંત્રી અતિનિંદિત લૉર્ડ કૅસલ્‌રીઘ એકલો જ હતો; એક હમણાંનો ઇતિહાસકાર સત્ય કહે છે તે પ્રમાણે આ વાદથી "જો સુતારાનો ખરડો જોરજુલમથી પસાર કરવામાં આવ્યો હોત તો, લન્ડન

ઉપર સંયોગલશ્કર ધકેલવાની સત્તા ઝારને મળી હોત." લૉર્ડ કૅસલ્‌રીએ વિવિધ સત્તાઓને અજાયબ સ્પષ્ટતાથી બતાવી આપ્યું હતું તે પ્રમાણે, વિવિધ રાષ્ટ્રોનાં અંતકાર્યોમાં ડાર્યું ઘાલવાના સંબદ્ધ રાજાઓનો હક ઇંગ્લાંડ કદિ પણ સ્વીકારી શક્યું ન હતું પરંતુ, આ વાંધો હોવા છતાં દક્ષિણ ઇટલિમાંની ઉદાર હીલચાલને નાબુદ કરવાનું કામ ઑસ્ટ્રિયાને જ સોંપવામાં આવ્યું હતું. રાજા ફર્ડિનન્ડ પોતાના કમનશીબ રાજ્યની સરહદ ઓળંઘીને જેવો વેરી તરફ નીકળ્યો તેવો જ તેણે પોતાના બન્ધુ રાજાઓને એક કાગળ લખ્યો અને તેમાં તેણે એવું કબુલ કરી દીધું કે, "બધી છુટ મારી પાસેથી જોરજુલમથી કઢાવી છે; તો છેક હમણાંની મારી બધી પ્રવૃત્તિ નષ્ટ થઇ સમજવી." ઑસ્ટ્રિયાનું લશ્કર નેપલ્સ ઉપર કુચ કરી ગયું; નેપલ્સનું લશ્કર ન્હાસી ગયું; રાજાને પાછો બેસાડવામાં આવ્યો; રાજ્યબંધારણ તોડી પાડવામાં આવ્યું; અને બળવાખોર આગેવાનોને કાં તો કેદખાનામાં પૂરવામાં આવ્યા અથવા તો તુરતોતુરત ફાંસીએ ચઢાવવામાં આવ્યા. આ જ રીતે રાજકુમાર મીટર્નિક ઇટલિના એક છેડાથી બીજા છેડા સુધીના બધા ઇટલિવાસીઓને ઑસ્ટ્રિયાની ઝુંસરીએ રેંસતો હતો.

નેપલ્સમાં જેમ હતું તેમ પીડમૉન્ટમાં પણ હતું. બીજાં રાષ્ટ્રો કરતાં આ રાષ્ટ્ર મીટર્નિકની સમ્મતિને ઓછું પરતંત્ર હતું. જ્યારે ઑસ્ટ્રિયાના લશ્કરે નેપલ્સ ઉપર કુચ કરી ત્યારે, ઇટલિના સ્વાતંત્ર્ય માટે ફટકો લગાવવાની તક મળી ગઇ છે તેમ વિચારીને પીડમૉન્ટના પ્રજારક્ષીઓ, ઑસ્ટ્રિયાના લશ્કરની ગેરહાજરીમાં પોતાની જાતને ઝંપલાવવાના ઇરાદાથી લૉમ્બાર્ડિના અસંતુષ્ટ લોકો સાથે જોડાઇ ગયા. ઉત્તર તરફની હીલચાલ જો કે મોટે ભાગે કાર્બોનરિનું કાર્ય હતું તે છતાં પણ તેમાં સાર્ડીનિયાના ઐક્યરાજ્ય માટે દુશ્મનાવટ જેવું કંઇ ન હતું. "અમારાં હૃદય રાજાને નિમકહલાલ છે, પરંતુ નિમકહરામી સલાહમાંથી એમને મુક્ત કરવા અમે ઇચ્છીએ છીએ ઑસ્ટ્રિયા વિરૂદ્ધ લડાઇ, સ્પેઇનમાં અપાયું છે તેવું રાજ્યબંધારણ; એ જ લોકોની મનેચ્છા છે." પરંતુ રાજા વિક્ટર ઇમૅન્યુઅલ, જો કે અંદરખાનેથી ઉદાર અર્થમાં છુટ આપવાની તરફેણમાં હતો તો પણ, જાતે રાજકુમાર મીટર્નિકને અને ઑસ્ટ્રિયાની પદ્ધતિને અત્યંત આધિન હતો. આત્માના અત્યંત આકરાપણામાં તેણે પોતાના ભાઇ ચાર્લ્સ ફેલિક્સની તરફેણમાં પોતાનું રાજ્ય ત્યજી દીધું. દરમ્યાન ઉત્તરીય બળવાને નિરાશાજનક રીતે અધુરે મર્યું; આગેવાનોમાં ભાગલા પડી ગયા; ચાર્લ્સ ફેલિક્સ દૂર દેશમાં હતો. એક પક્ષ તેની અવગણના કરીને તેના કાકાના છોકરા આલ્બર્ટ–સેવોય–કૅરિગ્નેનો રાજકુમારની તરફેણમાં ઉતરવા માગતો હતો. બીજો પક્ષ કાયદેસર રાજાને નિમકહલાલ રહ્યો હતો; અને જ્યારે આગેવાનોમાં તકરાર પડી ત્યારે તેમના અનુયાયીઓ તો સ્તબ્ધ જ થઇ ગયા. અંતે આખી હીલચાલનો સંપૂર્ણ નાશ થયો; ઑસ્ટ્રિયાની ઝુંસરી લૉમ્બાર્ડિ ઉપર દસ ગણા જુસ્સાથી ફરીથી રેંસવામાં આવી; કેદખાનાંઓ કેદીઓથી ચીચોચીચ ભરાઇ ગયાં; ઇટલિવાસીની દરેક હીલચાલ, ઇટલિવાસીની દરેક ક્રિયા ઇર્ષ્યાભરી સાવધાનીથી તપાસાવા લાગી, અને દુઃખી લોકોની હૃદયની અણબોલી ઇચ્છાઓ પણ કઢાવવાને માટે બળાત્કાર કરવામાં આવ્યા. આવા અંધકારમય દિવસો દરમ્યાન ઇટલિના બહાદૂરમાં બહાદૂર સ્વદેશાભિમાનીમાં નિસ્તેજ નિરાશા ઉત્પન્ન થઇ હોય એમાં કોને નવાઇ લાગે? પણ એટલેથી જ બસ નથી.

"ઇટાલિયા ! જ્યારે તારૂં નામ માત્ર નામ જ હતું,
જ્યારે તારી આશા રાખવી એ નિરર્થક આશા હતી,
જ્યારે તને પ્રાપ્ત કરવી એ અશક્ય હતું,
જ્યારે તને ચહાવી એ ગાંડપણ હતું,
જ્યારે તારે માટે જીવવું એ મૂર્ખનું ઉડાઉપણું હતું,
જ્યારે તારે માટે મરવું એ છાયા માટે જીવન રદ કરવા જેવું હતું,
એવા અંધકારમય સમય દરમ્યાન,
એવા કોઇક હતા, જે કદિ ચસ્યા નહિ, જે જીવ્યા, મર્યા,
જેમણે તારે માટે સહ્યું, અને પોતાનું લક્ષ્ય સાધ્યું!"

૧૮૪૮ પહેલાંના અંધકારમય દિવસો દરમ્યાન પોતાની માતૃભૂમિની દુઃખાવસ્થા અને અવનતિ પ્રત્યે ખરેખરા આકરા આત્માથી પણ છતાં સહૃદયી અને મક્કમ આશાથી નજર કરનારા આ બહાદૂર આત્માઓ પૈકી જોસફ મઝિનિ જેટલો કોઇ પણ માણસ ગમગીન છતાં મક્કમ ન હતો, જોસફ મૅઝિનિ જેવો ઉચ્ચોચ્ચ આશય અને શુદ્ધ ઉત્સાહ ધરાવનાર કોઇ પણ માણસ ન હતો.

મૅઝિનિ ૧૮૦૫ મા જીનોઆમા જન્મ્યો હતો, અને ન્યુહૂર તથા ગૅરિબાલ્ડિ માફક સાર્ડીનિયાનો રહીશ હતો. બચપણમા પણ તેના મગજ ઉપર તેના દેશની દરિદ્રતાથી તથા અધોગતિથી અસર થઈ હતી. તેના શરૂઆતના શાળાજીવનમાં તેમ જ તેની આખી જીંદગીમાં કાળાં કપડાં શિવાય બીજાં કોઇ પણ રંગના કપડાં ન પહેરવાં એવો તેનો વિકારી તુરંગ હતો. તે પોતે જણાવે છે કે, "મારી આસપાસના વિદ્યાર્થીઓના ગરમડીઆ મસ્તીખોર જીવનમાં હું શોકાતુર તથા વિચારગ્રસ્ત રહેતો, અને જાણે કે એકાએક ઘરડો થઇ ગયો હોઉં એવો લાગતો, મારા દેશ માટે હું ગમગીનીમાં છું એમ ધારીને હંમેશાં કાળાં કપડાં જ પહેરવાં એવો મેં છોકરવાદી નિશ્ચય કર્યો હતો." ૧૮૨૧ ની નિષ્ફળતા પછી જ મૅઝિનિને પોતાના જીવનના પ્રેષણહેતુનું પહેલી વખત ભાન થયું. પોતે જાતે લખેલા પોતાના જીવનમાં તે કહે છે કે, એક વખત રવિવારે તેની માતા અને તેના મિત્ર સાથે તેઓ જીનોઆની એક ગલીમાં થઇને જતાં હતાં, એવામાં એક "ઉંચા, કાળી દાઢીવાળા કઠોર તથા ઉત્સાહી ચહેરાવાળા, અને હું ત્યાર પછીથી કદી ભૂલી ગયો નથી એવી જુસ્સાદાર નજરવાળા માણસે" તેમને કંઇક કહ્યું હતું. તે માણસે શું કહ્યું હતું તે વિષે તે પોતે જ કહે છે કે "તેણે અમારી સમક્ષ એક રૂમાલ આગળ ધર્યો, અને માત્ર એટલું જ કહ્યું કે, 'ઇટલિના શરણાગત પુરૂષોની ખાતર.'" આ બનાવ, જો કે ઘણો જ સાદો હતો, તો પણ એથી મૅઝિનિના આતુર આત્મા ઉપર ઘણી જ ઉંડી અસર થઇ. "મારા પોતાના દેશમાં અસ્તિત્વ ધરાવતા જે દુઃખ વિરૂદ્ધ લડત ચલાવવાની મારી ફરજ છે તે દુઃખનો વિચાર, અને એ લડતમાં મારે પણ ભાગ લેવો જોઇએ એ વિચાર, પહેલી જ વાર તે દિવસે મારા મગજમાં કદિ પણ નષ્ટ ન થાય એટલી દૃઢ રીતે ચમકી

થયો. જે શરણાગત પુરુષોમાંના ઘણા ખરા પાછળથી મારી જીંદગીમાં મારા મિત્ર બન્યા તેમની યાદગીરી હું જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં દહાડે મારી પુઠે આવતી અને રાત્રે મારાં સ્વપ્નાંમાં ભળી જતી. એમની પાછળ પાછળ જવા માટે મેં કયું દાન આપ્યું હોત તે હું જ સમજી શકતો નથી. મેં નામો તથા બીનાઓ એકઠાં કરવાનું શરૂ કીધું અને તે મર્દાની ભરેલી લડતનો મારાથી બને તેટલો અભ્યાસ કર્યો, તથા તે લડતની નિષ્ફળતાનાં કારણો ખોળવાનો પ્રયત્ન કીધો."

શારદાપીઠની કારકીર્દિ પૂરી થયા પછી થોડે જ વખતે મૅઝિનિ કાર્બોનરિની પદવીમાં જોડાયો, અને એ રીતે તેણે રાજકીય ચળવળની કારકીર્દિમાં ચોક્કસ રીતે ઝંપલાવ્યું. તેને તેમ જ કોમળ સમજવાળા તથા તીવ્ર કલ્પનાશકિતવાળા અનેક માણસોને મન તો આ પગલું ભર્યાથી મોટો આત્મભોગ કર્યા જેવું થયું હતું. તે પોતે પોતાનાં છેવટનાં વર્ષમાં આને "પહેલો મોટો આત્મભોગ" કહે છે. બચપણથી તેણે સાહિત્યવિષયક કારકીર્દી મનમાં ધારી લીધી હતી. "ઐતિહાસિક નાટકોનાં અને અતિ અદ્દભુત આખ્યાયિકાઓનાં હજારો સ્વપ્નો મારી માનસિક આંખ આગળ તરવરી રહ્યાં હતાં. જે પ્રમાણે એકાન્ત-હૃદયીના આત્માને નમ્ર યુવતીઓનાં સ્વપ્નાં સાંત્વન આપે છે તે પ્રમાણે મારા આત્માને લાડ લડાવનારી કિસમી પ્રતમાઓ તરવરી રહી હતી. જે સમયમાં હું જીવ્યો છું તેનાથી તથા અમારી અધોગતિની શરમથી મારા મનને જે કૃત્રિમ વલણ મળ્યું છે તેના કરતાં મારા મનનું કુદરતી વલણ બહુ જુદું હતું." પણ મૅઝિનિએ ઘણું સાફ સાફ જોઈ લીધું કે, સર્વોત્કૃષ્ટ-ગ્રંથ-પક્ષી અને અદ્દભુત-રસાત્મક-ગ્રંથ-પક્ષી વચ્ચેના મુદ્દા જેવા જે સાહિત્યવિષયક મુદ્દાઓ તે વખતે વિવાદાત્મક હતા તે મુદ્દાઓ, પ્રથમવર્ગીય રાજકીય પ્રશ્નોનો નિર્ણય આવે ત્યાં સુધી મુલતવી રાખવા જોઈએ. "દેશ શિવાય અને સ્વાતંત્ર્ય શિવાય આપણે કદાચ કોઈક કલા-નજુમીઓ ઉત્પન્ન કરીએ ખરા, પણ કોઈ પણ પ્રકારની પ્રથમવર્ગી કલા ઉત્પન્ન કરી શકીશું નહિ; માટે 'આપણે દેશ ધરાવવો કે નહિ!' એ પ્રશ્નનો નિર્ણય લાવવા માટે આપણા જીવનનો આપણે અભિષેક કરવો એ વધારે સારૂં ગણાય; માટે એકદમ રાજકીય પ્રશ્ન આપણે હાથે ધરવો જોઈએ. આપણે ફતેહમંદ નીવડીશું, તો ઈટલિની કલા આપણી કબર ઉપર વિકસશે અને વિસ્તરશે."

ઈટલિનો પોતાનો દેશ હોવો જોઈએ કે કેમ? એ જ પ્રશ્નનો નિર્ણય આણવા માટે મૅઝિનિએ પોતાના જીવનનો અભિષેક કર્યો હતો. શરૂઆતમાં જે સાધનોથી કામ લેવાની મૅઝિનિને ફરજ પડી હતી તે ખ્યાલ રાખવાની આપણે ના કહીએ-મને લાગે છે, ના કહેવી જોઈએ; એની જ માફક આપણને પણ કાર્બોનરિ જેવી છુપી મંડળીઓનાં મધ્યરાત્રીય કાવતરાં માટે અરૂચી ઉત્પન્ન થાય; જે પ્રજાતંત્રવિષયક ધર્માન્ધપણાથી તેનું પાછળ પાછળનું કાર્ય કમનશીબે બેડોળ બન્યું હતું તેને આપણે ધિક્કારીએ; પરંતુ, જો તે માણસની ખુદ જાતને વિષે કંઈ પણ જાણતા હોઈએ તો, તેના એકનિષ્ઠ સ્વદેશાભિમાન વિષે, અથવા તો તેના નૈતિક ઉપદેશની ઉચ્ચોચ્ચ અને નિરંતરની ઉન્નતિ વિષે આપણે કદિપણ પ્રશ્ન ઉઠાવી શકીએ નહિ. અને જો તમે ન્યાયપુરઃસર તેના વિષે વિચાર કરશો તો જે સ્થિતિમાં તેને કામ કરવું પડયું હતું તેનો તમને કંઈક ખ્યાલ આવી જવો જ જોઈએ.

"મૃત્યુ છે
ખુદ નામ લેવું ઇટલિનું એ
આ ઇટલિવાસી લોકો સમક્ષ."

પછી, જે સ્વદેશાભિમાન વધારે મંગલ પરિસ્થિતિમાં રાજ્યબંધારણને લગતી ચળવળમાં વ્યક્ત થયું હોત તેને અનિષ્ટ મૂઢ નેહેરમાં વહેવું પડયું તેમાં શી નવાઇ ? ખુદ મૅઝિનિ આવી પદ્ધતિને જેટલી ધિક્કારતો કે તિરસ્કારતો તેના કરતાં બીજો કોઇ કદી પણ વધારે ધિક્કારતો ન હતો. પરંતુ તેટલો વખત તો જે હથિયાર તેને હાથે લાગ્યાં તેનાથી કામ લેવાની તેને ફરજ પડી હતી. ૧૮૩૦ ની જુલાઇ–રાજ્યક્રાન્તિ પછી થોડે જ વખતે કાર્બોનરિ માટે કંઇ નજીવું કાર્ય કરવા માટે સરકારી ગુપ્તદૂતને હાથે પેચમાં સપડાયાથી, મૅઝિનિને પકડવામાં આવ્યો અને રિવીરાની પશ્ચિમ ઉપરના સેવોનાના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. એના બાપને એવી ખબર કરવામાં આવી હતી કે "જે બુદ્ધિશાળી યુવકોના વિચાર–વિષયથી સરકાર અજ્ઞાન હોય ને યુવકો સરકારને પસંદ નથી." છ મહિનાની કેદ ભોગવ્યા પછી કાયદેસર કર્યા બાબત તે નિર્દોષ ઠર્યો હતો, પણ તેમ છતાં ઇટલિમાંથી તેને દેશપાર કરવામાં આવ્યો હતો.

દરમ્યાન જેને ઘણી જ છટાદાર રીતે "જુલાઇના કીર્તિવંત દિવસો" કહેવામાં આવે છે તેમની ખબર તેની માતૃભૂમિમાં થઇ નહતી એમ નહિ. કાર્બોનરિની હકુમત તળે મૉડેનામાં, બોલોગ્નામાં, તથા પોપીય રાષ્ટ્રોના બીજા ભાગોમાં એક સાથે બળવા થઇ ઉઠયા; બળવાઓની ધાંધલ દરમ્યાન પોપની ગાદીએ એમવાને પસંદ થયલો, અને રાજ્યવિષયક સત્તાનો અંત આવ્યો છે એવી બળવાખોરોની ધમકીથી બીધેલો નવો પોપ સોળમો ગ્રેગરિ ઑસ્ટ્રિયાની મદદ માગવા લાગ્યો. કદિ પણ ન કંટાળી જનાર મીટર્નિકે ઇટલિમાં લશ્કર ધકેલ્યું, પોપના તાબાનાં રાષ્ટ્રોમાં વસનાટ કીધો અને ફરીથી વ્યવસ્થા ફેલાવી દીધી. ઑસ્ટ્રિયાએ કુલ મુખત્યારીથી ડાકું ઘાલ્યું તેથી ઇર્ષ્યા ઉત્પન્ન થવાથી, ફ્રાન્સની સરકારે ઇટલિ ઉપર લશ્કર મોકલ્યું અને ઍન્કોના સર કર્યું ઇટલિમાં પ્રતિસ્પર્ધી લશ્કરોએ થોડાં વર્ષ સુધી પરસ્પર ટક્કર ઝીલ્યાં કીધી, પરંતુ તેથી કોઇ પણ પ્રકારનું વધારે પરિણામ આવ્યું નહિ.

એ જ વર્ષ–૧૮૩૧–ની શરૂઆતમાં, ચાર્લ્સ ફેલિક્સ પછી સાર્ડીનિયાની ગાદી ઉપર તેના કાકાનો છોકરો ચાર્લ્સ આલ્બર્ટ બેઠો. તેણે પોતાના જીવનની શરૂઆતમાં કાર્બોનરિ ચીલચાલ સાથે નખરાં કીધાં હતાં. માર્સેલ્સમાં દેશવટો ભોગવતા મૅઝિનિએ તેને પોતાનો યાદગાર "રાજાને પત્ર" લખ્યો. તેમાં એવું લખ્યું હતું કે, "થોડીક છૂટો આપવાથી લોકો હવે શાંત થાય એમ નથી. મનુષ્યત્વના જે હકો તેમની પાસેથી યુગો થયાં છીનવી લેવામાં આવ્યા છે તે હકો સ્વીકારાય એ પાછળ તેઓ મંડી રહ્યા છે. તેઓ કાયદાની અને સ્વાતંત્ર્યની, છુટકારાની અને ઐક્યની માગણી કરે છે. વિભક્ત, વિચ્છિન્ન અને પીડિત પ્રજા તરીકે નથી રહ્યું તેમનું નામ, કે નથી રહ્યો તેમનો દેશ. એક પરદેશી પ્રજાએ તેમને ગુલામી પ્રજા તરીકે એબ લગાડી છે એ તેમણે જાતે સાંભળ્યું છે. તેમના દેશની મુલાકાત લેનારા, તથા તે દેશને મરેલાં લોકોની ભૂમિ કહેનારા લોકોને તેમણે જોયા છે, છેક કીડું

આવ્યું ત્યાં સુધી તેઓ ગુલામગીરીનો પ્યાલો ગટગટાવી ગયા છે, પણ હવે તે પ્યાલો ફરીથી નહિ ભરવાનો તેમણે નિશ્ચય કર્યો છે." રાજા માત્ર પીડમૉન્ટનું જ નહિ પણ ઇટલિનું પણ હિત રક્ષવા તૈયાર થાઓ. "આખો ઇટલિ એક શબ્દની-માત્ર એક જ શબ્દની-પોતાની જાતને આપની કરવા-રાહ જુએ છે. આ શબ્દની તેને દરખાસ્ત કરો. આપ આપની જાતને રાષ્ટ્રીય પ્રજાના અધ્યક્ષસ્થાને મુકો, અને આપની ધ્વજા ઉપર લખો કેઃ-'ઐક્ય, સ્વાધીનતા, સ્વતંત્રતા.' વિચારની સ્વાધીનતા જાહેર કરો. સમસ્ત ઇટલિના દોષનિવારક, પ્રજાકીય હકના વિતરણકાર, ઉદ્ધારક તરીકે જાહેર થાઓ. જંગલી લોકોના પંજામાંથી ઇટલિને છૂટો કરો. ભવિષ્યને રચો; એકાદ સદીને આપનું નામ આપો; આપના સમયથી નવા યુગની શરૂઆત કરો.......રાષ્ટ્રીય પ્રજાની ઇચ્છા સાથે સમ્મત યુનો માર્ગ પસંદ કરો; તે ફેરવાય નહિ એવી રીતે તેને વળગી રહો; મક્કમ રહો, અને આપના સમયની રાહ જુઓ; ફતેહ આપના હાથમાં જ છે. સાહેબ, આ શરતે અમે આપની આસપાસ બંધનથી વીંટળાઇ વળીએ છીએ, અમારાં જીવન આપને સાદર કરીએ છીએ. અમે ઇટલિનાં ન્હાનાં રાષ્ટ્રો આપની ધ્વજા તળે લાવી મુકીશું. ઐક્યથી જે ફાયદા થાય છે તે અમે અમારા ભાઇઓના મગજમાં ઉતારીશું; અમે રાષ્ટ્રીય ઉત્તરાણો, સ્વદેશાભિમાની બક્ષીસો ઉત્તેજીશું; જે શબ્દથી લશ્કરો ઉભાં થાય તે અમે બોધીશું......સાહેબ, અમને સંયુક્ત કરો, અમે જરૂર જીતીશું."

આ જુસ્સાદાર યાચના માટે રાજાએ આંખ આડા કાન કર્યા; તેણે જવાબમાં માત્ર એટલો જ હુકમ ફરમાવ્યો કે, "જો મૅઝિનિ સરહદ ઓળંઘીને ઇટલિમાં દાખલ થવા પ્રયત્ન કરે, તો તેને તુરતોતુરત કબજે કરવો. પરંતુ, જો કે રાજાએ આંખ આડા કાન કીધા, તે પણ લોકોએ તો કાન દીધા જ, અને મૅઝિનિએ જે મંડળી થોડા વખત ઉપર સ્થાપી હતી તેમાં જોડાવાને હજારો લોકો તૈયાર થયા. સુપ્રસિદ્ધ "યુવાન ઇટલિ"ની મંડળી તે જ આ મંડળી. કાર્બોનરિ જેવી છૂપી મંડળીઓનું સ્થાન લે એવી એક મંડળી સ્થાપવાની યોજના વિષે મૅઝિનિ, પોતે સેવેનામાં કેદી બન્યો ત્યારથી, વિચાર ચલાવ્યાં કરતો હતો. કાર્બોનરિની પદ્ધતિ તેને પસંદ ન હતી, તેના હેતુઓ માટે તેને વિશ્વાસ ન હતો. તેના કાનુનો પોકળ ચોખ્ખા નકારદર્શક હતા; તેના સભાસદો જુલમના કટ્ટા દુશ્મન હતા, ઇટલિમાં અસ્તિત્વ ધરાવતા અમલના વજ્રસંકલ્પી વેરી હતા. એ અમલ નાબૂદ કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો; પણ એથી આગળ તેમની નજર પહોંચી ન હતી. ટુંકામાં, તેમની કોઇ રચક પદ્ધતિ જ ન હતી. મૅઝિનિએ પોતાની "યુવાન ઇટલિ"ની મંડળીમાં ઉત્સાહપ્રેરક કાનુનોની, ચેતનદાયી શ્રદ્ધાની આ ખોટ પૂરી પાડવાનો પ્રયત્ન કીધો. કાર્બોનરિ દીનચાલ નિરાશાજનક રીતે નિષ્ફળ નીવડી હતી, અને એમ બને તે એને યોગ્ય જ હતું, જો કે મૅઝિનિ તેની નિષ્ફળતા માટે જે અમુક કારણો આપતો હતો તે જ કારણોથી કદાચ તે નિષ્ફળ નીવડી ન હતી. મૅઝિનિના ધારવા પ્રમાણે તે, શિક્ષિત તથા લાગવગવાળા વર્ગના ટેકા ઉપર જોઇએ તે કરતાં વધારે આધાર રાખી રહી હતી. તે કહે છે, "બળવાઓ લોકોએ તથા લોકોને માટે ઉઠાવવા જોઇએ આ જ અમારો શબ્દ છે, એ જ અમારો આખો સિદ્ધાન્ત ટુંકામાં કહી દે છે; એ અમારૂં શાસ્ત્ર છે, અમારો ધર્મ છે, અમારા હૃદયનો સ્નેહ છે." પરંતુ કાર્બોનરિના સભાસદો જોઇએ તે કરતાં વધારે અમીરી હતા

એટલું જ નહિ, પણ તેમનામાં ઐકકાલિક અને પરસ્પર મસલતી કાર્યની યંત્રસામગ્રીની ખોટ હતી; અને પરસ્પર મસલત તથા ઐકકાલિકતા તો ફત્તેહમંદ રાજ્યક્રાન્તિનાં તત્ત્વ પૈકી છે. તેમનો કોઇ કાર્યક્રમ ન હતો, તેમની કોઇ શ્રદ્ધા ન હતી, તેમનો કોઇ ઉચ્ચાશ્રમ ન હતો, તેમનું કોઇ ઉચ્ચોચ્ચ લક્ષ્ય ન હતું, તેમનો કોઇ ઉચ્ચાદર્શ ન હતો. આથી આ નવી મંડળીની પહેલી ફરજ એ હતી કે, સ્થૂલ સ્વાર્થદૃષ્ટિની અસ્તિત્વ ધરાવતી મૂર્તિપૂજા વિરૂદ્ધ લડત ચલાવવી, અને ઇટલિના લોકોને ખાત્રી કરી આપવી કે, "ફત્તેહ મેળવવાનો એકનો એક માર્ગ સ્વાર્થત્યાગથી, આત્મભોગમાં નિશ્ચલ રહ્યાથી સધાય એમ છે." લોકોની કેળવણીથી તેમણે શરૂઆત કરવી જોઇએ. "ઇટલિ સ્થૂલને માનનારો હતો, મેકાઇવેલીય અર્થાત્ રાજ્યખટપટી હતો, ફ્રાન્સના નવો કાયદો ચાલૂ કરવાના હક્કને માનનારો હતો, અને રાષ્ટ્રીય પ્રજા તરીકે પોતાની જાતનું બંધારણ કરવા કરતાં, જુદાં જુદાં રાષ્ટ્રોની સ્થિતિ એકઠી કરવાને તથા ઉન્નત કરવાને મથનારો હતો. એ દેશ ઉન્નત સિદ્ધાન્તો માટે બેદરકાર હતો, અને કોઇ પણ પ્રકારનું રાજ્યતંત્ર, કોઇ પણ પ્રકારની મદદ, અથવા તેનાં તરતનાં દુઃખો દૂર કરવાના વચન સાથે આગળ ધરવામાં આવેલી કોઇ પણ વ્યક્તિ સ્વીકારવાને તૈયાર હતો. હું પોતે તો એમ જ માનતો હતો......કે તે સમયનો મોટામાં મોટો પ્રશ્ન તો ધાર્મિક પ્રશ્ન હતો." તમે અહીં એ મહાપુરૂષની સબળાઇ અને નબળાઇ એક સાથે જોઇ શકશો. એનો ઝનુની ઉત્સાહ, એની અચલ શ્રદ્ધા, એનો માયાવાદ—તેણે પોતે પસંદ કરેલા ઉપાયો શિવાયના ઉપાયોના ઉપયોગમાંથી હુલ્લડ કરી નીકળતો માયાવાદ—જણાઇ આવશે. આ જ કાર્યરેખાને આધારે મૅઝિનિએ પોતાની નવી મંડળીના કાયદાકાનુનો ઘડી કાઢ્યા હતા. "યુવાન ઇટલિ તો પ્રગતિના અને ધર્મના કાયદાને માનનારા, તથા એક રાષ્ટ્રીય પ્રજા થવાને ઇટલિ નિર્માયો છે એવી જેમને ખાત્રી થઇ છે એવા, ઇટલિવાસીઓની બંધુતા છે......સ્વતંત્ર તથા સમાન માણસોની એક સ્વતંત્ર સર્વોપરિ રાષ્ટ્રીય પ્રજા તરીકે ઇટલિનું પુનર્બંધન કરવાના મહાન્ આશય માટે વિચારનો તેમ જ કાર્યનો અભિષેક કરવાના મક્કમ ઇરાદાથી તેઓ આ મંડળીમાં જોડાય છે." જે ઉપાયોથી અંતિમ હેતુ સાધવાનો હતો તે એવા હતા કે "કેળવણી અને હુલ્લડ એક સાથે સ્વીકારવાં." આ ગોઠવણ તરફ આપણે કદાચ હાસ્ય પણ કરીએ!

ધિક્કારપાત્ર ઑસ્ટ્રિયાવાસીઓને હાંકી કાઢવા એ સૌથી પહેલું જરૂરનું હતું. પુનરેજી તથા પાષાણહૃદયી લડાઇથી દૂર રહેવું એ અશક્ય હોવાથી, એવી લડાઇ જેમ વહેલી ચલાવી હોય તેમ વધારે સારૂં, એ તો સ્પષ્ટ જ હતું. આવી લડાઇ ઇટલિવાસીઓએ લડવી જોઇએ અને ઇટલિ માટે લડાવી જોઇએ. પરદેશી સરકાર ઉપર કે રાજ્યમામલતના પ્રયત્નો ઉપર કોઇ પણ પ્રકારનો વિશ્વાસ રાખવો ન જોઇએ. સંયુક્તતાના, તથા ઐક્ય વિનાની સ્વતંત્રતાના સર્વ વિચારો બાજૂએ રાખવા જોઇએ. "સંયુક્તતાથી દુનિયામાંનું ઇટલિનું મહાન પ્રેષણકાર્ય રદ જશે." માટે યુવાન ઇટલિ અદ્વૈતવાદી છે. મૅઝિનિએ પોતાના અનુયાયીઓને કહ્યું હતું કે, "ઇટલિના અને સમસ્ત ઇટલિના નામ શિવાય બીજા કોઇ પણ નામથી હુલ્લડ કરશો ના." મૅઝિનિ પોતે ખાત્રીપૂર્વક એક મક્કમ પ્રજાપ્રભુત્વવાદી હતો, અને ઇટલિના લોકોને એ સિદ્ધાન્તની કેળવણી આપવા બાબત યુવાન ઇટલિના સભાસદોએ સમ ખાધા હતા. પરંતુ લોકોને જાણી જોઇને જે ખાત્રી થઇ હોય તેને વિષે

દખાણુ કરવાનું રાખ્યું ન હતું. એક વાર ઐક્ય સધાયા પછી, છેવટે ક્યા પ્રકારનું રાજ્યતંત્ર રાખવું એ તો તેમની પોતાની પરિપક્વ પસંદગી ઉપર છોડી દેવામાં આવ્યું હતું. મૅઝિનિનું પ્રજાપ્રભુત્વવાદીત્વ ખરેખરા ઉદાર પ્રકારનું હતું. તેના કાયદા કાનુનોમાં જણાવ્યું છે કે, "અમે નમતું આપીશું, અને સાર્વલૌકિક અનુમતિથી પસંદ થયલું કોઇ પ્રકારનું રાજ્યતંત્ર સ્વીકારીશું, કારણ કે રાષ્ટ્રીય પ્રજાના અવાજ આગળ નમતું આપવું એ વ્યક્તિગત અભિપ્રાયનો ધર્મ છે." યુવાન ઇટલિના કાયદાકાનુનોમાં ધ્યાનપૂર્વક વિસ્તારપૂર્વક અપાયલો મૅઝિનિનો રાજકીય કાર્યક્રમ આ પ્રમાણે, ઉપલક અપૂર્ણ રેખાદર્શક રૂપે અહીં આપ્યો છે. મૅઝિનિનાં લખાણોની સંશોધિત આવૃત્તિ વાંચશો તો તેમાં આ બધા કાયદાકાનુનો એકઠા મુકેલા માલૂમ પડશે.

આ કાર્યક્રમની અસર તરત અને અગાધ થઇ. "એક વિદ્યાર્થીથી બીજા વિદ્યાર્થી સુધી, એક યુવકથી બીજા યુવક સુધી ભ્રાતૃત્વ અનન્ય ત્વરાથી વિસ્તાર પામ્યું, અને જેમને હાથે એ પત્ર ઇટલિમાં છૂપી રીતે દાખલ થયું હતું તેમણે જ નામોનો અને આસક્તિનો એટલો મોટો સંઘ પાછો લાવી મુક્યો, કે જેમણે મૅઝિનિ સાથે એ પત્રની પ્રસિદ્ધિની મહેનત અને જવાબદારી વ્હોરી લીધી હતી તે સહ-મેવતની લોકોનું નાનું મંડળ તો છક જ થઇ ગયું. આ નવી મંડળી ઇટલિના એક છેડાથી બીજા છેડા સુધી એકાએક સત્તાધીશ થઇ ગઇ." મૅઝિનિ કહે છે, "એ તો સિદ્ધાન્તોનો વિજય હતો; ખુદ લોકોમાંથી બ્હાર આવેલા, અજાણ્યા, સાધનરહિત યુવાન માણસોની નાની મંડળી આટલા ટુંકા સમયમાં આ રીતે, સાત સરકારના ભયભીત જુલમ વિરુદ્ધ એકાગ્રચિત્ત કરવાને પૂરેપૂરી શક્તિમાન મંડળીનું એકાએક પ્રમુખસ્થાન લઇ બેઠી એ જ વાત બનાવી આપે છે તેમણે જે ધ્વજા રોપી હતી તે સત્યની ધ્વજા હતી, એમ હું માનું છું." "સરકારોનો ભયભીત જુલમ" એ વાક્ય કંઇ અર્થરહિત ન હતું. ૧૮૩૨ ના ઑગસ્ટ માસમાં મૅઝિનિને ફ્રાન્સમાંથી દેશનિકાલ કર્યાનો હુકમ થયો; જો કે ફ્રાન્સની સીપાહીની ચોકીને હાથતાળી દેતો દેતો તે એક વર્ષ કે તેથી વધારે વખત સુધી માર્સેઇલ્સમાં જ રહ્યો. ૧૮૩૩ માં તે સ્વિટ્ઝર્લૅન્ડ ગયો, અને ત્યાં રહીને તેણે સેવૉય ઉપરની કમનશીબ તથા નિષ્ફળ ચડાઇમાં ભાગ લીધો. ૧૮૩૬ માં ખુદ સ્વીડનની સરકારને પણ તેની વધારે વખત મિજમાની ન કરવા બાબત સમજાવવામાં આવી હતી; અને રાજકીય કારણથી દેશવટો ભોગવતા માણસને જે રાષ્ટ્ર કદિ પણ આશરો આપવાની ના પાડતું ન હતું એવા એકના એક યૂરોપીય રાષ્ટ્રમાં તેને તે પછીના વર્ષમાં જ આખરે આશરો મળી શક્યો. ૧૮૩૭ માં તે ઇંગ્લાંડમાં સ્થાયી થયો; તે પોતે કહે છે કે એ દેશ "મને લગભગ બીજો સ્વદેશ થઇ પડ્યો, અને ઇંદ્રજાળથી કડવા ઝેર જેવા બનેલા તથા કોઈ પણ પ્રકારના હર્ષ વિનાના જીવનમાં સ્નેહનો નિરંતર દિલાસો આપનારો થઈ પડ્યો." વધતી જતી દરિદ્રતાના કસોટી વચ્ચે ઇંગ્લાંડમાં રહીને તેણે પોતાની મંડળીનું કાર્ય ચલાવવા માંડ્યું. પરંતુ જો કે તેની હકુમત અનંત હતી, તો પણ દેશનિકાલની સ્થિતિમાં પણ તેના દેશભાઇઓ તેના વિચારોને સ્વીકારવામાં કોઇ પણ રીતે એકમત ન હતા.

જેમને આપણે મૅઝિનિપથી કહીએ તેમના ઉપરાંત, ઇટલીય ઐક્યની સિદ્ધિ માટેની મૅઝિનિની ઇચ્છામાં પૂરેપૂરો ભાગ લેવા છતાં તદ્દન જુદી જ રીતે તે સાધવાના પ્રયત્ન

કરનાર બીજા બે વગદાર પક્ષો પણ તે વખતે હતા. જે પક્ષ પીડમૉન્ટને ઇટલીય સ્વાતંત્ર્યના નિર્ધારેલા હીમાયતી તરીકે ગણવા લાગ્યો હતો તેને વિષે તો મારે આવતા પ્રકરણમાં ઘણું કહેવાનું છે. બીજો મહાન્ પક્ષ, નીઓ-ગેલ્ફ લોકોનો પક્ષ-જે લોકો તે વખતે ગીઓબર્ટિની આગેવાની હેઠળ હતા તે લોકોનો પક્ષ-પોપના આચાર્યપદ તરફ રાષ્ટ્રિય ચુલ્વળના આગેવાન તરીકે આશાદૃષ્ટિથી જોતો હતો, અને થોડો વખત તો એમ પણ લાગ્યું કે કદાચ તેમની આશા છેક જ બિનપાયાદાર તો નહિ જ નીવડે ૧૮૪૬ માં વૃદ્ધ પોપ સોળમો ગ્રેગરિ મરણ પામ્યો, અને તેના પછી ગાદીએ બેસવાને પાયો નોનો પસંદ થયો. તેણે રાજદ્રોહી ગુન્હેગારોને કરેલી શિક્ષા માફ કરીને, તથા લાંબા વખતથી ઠંડા પડી ગયલા કેટલાક સુધારા ચાલુ કરીને પોતાની પોપગીરીની શરૂઆત કરી નીઓ-ગેલ્ફ લોકોએ એકદમ એવું અનુમાન બાંધી દીધું કે સહસ્રવર્ષી સત્યયુગનો ઉદય થયો; એટલે તેમણે ઇટલીય સ્વાતંત્ર્યના ઉદ્ધારક દેવ તરીકે ક્રમનશીબ વડા ધર્મગુરૂને મહદાવકાર આપ્યો. એક આધુનિક ટીકાકારે યોગ્ય રીતે કહ્યું છે તે પ્રમાણે, "અયોગ્ય વસ્તુસ્થિતિ અને દુસ્તર વિટંબના ઉભયની વિચિત્ર ગુંચવણ કરતાં વધારે ગુંચવણ ભરેલું ભાગ્યે જ કંઇ પણ ઇતિહાસમાં લખાયું હશે......નવા પોપે શરૂઆતથી જ પોતાના આધ્યાત્મિક વિશેષાધિકાર વિષે ઉચ્ચોચ્ચ વિચાર બાંધ્યો, પણ તેણે કોઇ પણ પ્રકારની ચોકસ રાજ્યવિષયક પદ્ધતિ વિના જ પોતાના રાજ્યની શરૂઆત કરી......તેણે સુધારા કરવાનું વચન આપ્યું, અને તેના બદલામાં તેને ધારેલો ધન્યવાદ મળ્યો."[૧]

( અપૂર્ણ. )

ભરતરામ ભાનુસુખરામ મહેતા.

---

# ઇંગ્રેજી મદિરા.[+]

---

જે મદિરા વિષે હું લખું છું, તે વિલાયતથી આવેલો કોઇ બીર કે શેમ્પાન નથી, કિન્તુ તેથી પણ વિશેષ ઉન્માદકારી અને નુકશાનકારી તત્ત્વ છે આપણા દેશમાં એનો મોહ આહના જેટલો વ્યાપી ગયો છે, એનો કેફ મદિરાથી વિશેષ તીવ્ર છે, એનું વ્યસન જ્ઞાનપૂર્વક ડાહ્યા માણસો ખૂબ મહેનત લઇ પાડે છે, એ વ્યસન નીભાવવામાં ગૌરવ મનાયું છે; એ મદિરાનો સ્વાદ જેને ન હોય તે પોતાને અપૂર્ણ માને છે, એનો વ્યસની પણ એવાને અપૂર્ણ માને છે, અને એ મદિરાનો સ્વાદ ચખાડવા માબાપ પોતાનાં વ્હાલાં બાળકનું લોહી સુકવી નાંખે છે. યદ્યપિ આ મદિરા કોઇ ભાટનીમાંનું પાણી નથી, તો પણ એ મદિરાથી યે વિશેષ નુકશાન આપણા દેશને આ વસ્તુથી થયું છે. પણ દિલગીરીની વાત છે કે એ સત્ય હજી આપણી નજરમાં ઉતરતું નથી, પણ ઉલટું એ મદિરાને આપણે આપણી જીવનદોરી માની બેઠા છીએ.

---

૧ એફ એમ ડબલ્યુ. માયર્સ કૃત ' મૅઝિનિ વિષે નિબંધ "

+ આ લેખમાંના વિચારોની દીક્ષા મહાત્મા ગાંધીજી તરફથી મળી છે (કિ ૧ મ)

## એ મદિરા ઇંગ્રેજી ભાષા છે.

ઘણા વાચકો આ શબ્દોથી ચોંકશે કોઈક જાણશે કે હું ઇંગ્રેજનો કોઈ કટ્ટો દુશ્મન છુ, કે કોઈ ભદંભદ્ર છું, કે મ્હને ચિત્તભ્રમ થયો છે. પણ હું દૃઢતાપૂર્વક કહું છું કે એ ત્રણમાંની એકે હકીકત મ્હને લાગુ પડતી નથી, પણ હું જે કહું છું તે એક સત્ય વચન જ કહું છું..

ઇંગ્રેજી ભાષાની કિમ્મત બહુ ભારે આંકવામાં આવી છે. લોકો કહે છે કે ઇંગ્રેજી ભાષાએ હિંદુસ્થાનની ભારે સેવા બજાવી છે; એ ભાષાએ દેશને રાષ્ટ્રિયત્વની-એકતાની ભાવના આપી છે; દેશના જીવનમાં નવું ચૈતન્ય રેડયું છે; દેશને જુદીજ જાતમાં ઉચ્ચ જીવનની ઝાંખી કરાવી છે. લોકો કહે છે કે એના પાનમાં મદિરાની મોહકતા નથી, પણ ઔષધનું માહત્મ્ય છે; એના કેફમાં ઉન્માદ નથી, પણ વિદ્યાનંદ છે; એના વ્યસનમાં નુકશાન નથી, પણ આરોગ્ય છે. હું કહું છું કે હિંદુસ્થાનને માટે આ બધાં વિધાનો ખોટાં છે.

જેમ આપણા દેશના શારીરિક અધઃપાતનું કારણ હથિયાર સબંધી કાયદો થયું, તેમ આપણા દેશની માનસિક અવનતિનું કારણ ઇંગ્રેજી ભાષા થઇ છે. ગોરી ચામડીના મોહ સાથે ગોરાઓની ભાષાનો પણ મોહ પેઠો. એ બે મોહે સાથે મળી આર્યત્વાભિમાનનો નાશ કર્યો. રાષ્ટ્રિયત્વની લાગણી નિર્મૂળ કરી નાંખી, અને એને બદલે એ ભાવનાની એક માયિક છાયા ખડી કરી મુકી. શરીરે વિદેશી રાજ્ય સ્વીકાર્યું, અને મને વિદેશી વિચારોનું દાસત્વ સ્વીકાર્યું પ્રતાપ, શિવાજી, અને રણજિતના વંશજોમાં દેશાભિમાન જેવી ભાવના જ ન હતી, બદ્રિકેદાર, પુરી, રામેશ્વર અને દ્વારિકાના યાત્રાળુઓમાં એકતાનો ખ્યાલ જ ન હતો, નાનક, કબીર, દાદુને સંતસભામાં દાખલ કરનારાઓમાં હિંદુ-મુસલમાનનુ ઐક્ય સાધવાનો વિવાજ ઉદ્ભવ્યો ન હતો, એવું આપણને ઇંગ્રેજી ભાષાએ શિખવાડયું, તે આપણે માન્ય કીધું. તેને પરિણામે આપણે દેશી એટલું ખોટું, ઇંગ્રેજી એટલું સુંદર-ઇંગ્રેજી રિવાજો સારા, ઇંગ્રેજી ભીંઘાં સારી, ઇંગ્રેજી સાહિત્ય સારૂં, ઇંગ્રેજી ભાવનાઓ સારી, ઇંગ્રેજી આદર્શો સારા, સઘળું ઇંગ્રેજી એટલું સારૂં-એમ જાણ્યું. દેશીઓ જંગલી, વિવેકહીન, અણઘડ અને ગદ્ધા, દેશીઓના રિવાજ સડેલા, એમનો પહેરવેશ અણછાજતો-એ પણ આપણે ઇંગ્રેજી કેળવણીથી પામ્યા. સ્વદેશનો અને દેશબંધુઓનો તિરસ્કાર કરતાં શીખવે, એ ભાષાએ આપણામાં રાષ્ટ્રિયતાની ભાવના જગાડી એવી માન્યતા થાય એ કેટલું વિપરીત લાગે છે ? છતાંએ આપણે એમ માનીએ છીએ.

હવે ઇંગ્રેજી ભાષાએ એકતાની ભાવના જાગૃત કરી એ કથન તપાસીએ. કહે છે કે, ઇંગ્રેજીને લીધે ચાર ધલાકાઓ એક થયા. કોંગ્રેસ સ્થપાઇ, બંગાળી, મદ્રાસી, હિંદી અને મુંબાઇગરા સાથે બેસવા લાગ્યા, અને સાથે સમાનહિતના વિચાર કરવા લાગ્યા. આપણે બધા હવે 'એક થયા' એમ ઇંગ્રેજી ભાષાથી આપણે જાણ્યું. આ વાત પણ સાવ ખોટી છે; એટલુંજ નહિ પણ ઉલટી છે 'એક થયા'નો વિચાર કરવા લાગ્યા તેનું કારણ ઇંગ્રેજી ભાષા ન હતી, પણ એક રાજ્ય તળે આવ્યા, એક આર્થિક હિત સાધવાનું રહ્યું, એ થયું. ઉલટું ઇંગ્રેજીએ એ એકતા આણવામાં અનેક વિઘ્નો નાખ્યાં. ઇંગ્રેજી દ્વારા એકતા પ્રસરી તે ઉપર છલકી જ રહી. ઇંગ્રેજી ભણેલાઓનો પ્રજા જોડે સંબંધજ ન રહ્યો;

ઈંગ્રેજી શીખવાથી જ પ્રજા જોડે ભળવા નાલાયક થયા. ઈંગ્રેજી ન હત તો આજે જે નવજીવન 'દેખાય છે, તે ક્યારનુંએ સ્ફુરી ગયું હોત; કૉંગ્રેસમાં હિંદી કે ઉર્દુ ભાષા બોલાતી હોત; દશ હજાર નહિ, પણ લાખો માણસો એમાં ભળેલા હોત; અને નાયકો ખરેખરા પ્રજાના પ્રતિનિધિ કહેવાતા હોત. આજે જે નવજીવન દેખાય છે તે ઈંગ્રેજી ભણેલાઓના ઈંગ્રેજી ભાષાના અભિમાન કે પાંડિત્યથી નથી સ્ફુર્યું, પણ હિંદીપણાની જે નૈસર્ગિક ભાવનાને દાબી નાંખવામાં આવી હતી, તે વિશેષ ન દબાઈ શકાયાથી જોર કરી ઉછળી આવી છે, તેથી સ્ફુર્યું છે. એ ઉછાળાનું એક કારણ સમાનહિત અને ભાષની જીવતી જાગતી નિશાનીઓ છે; અને એનો પુરાવો એટલો જ કે કૉંગ્રેસે જે ઈંગ્રેજી દ્વારા ત્રીસ વર્ષમાં ન કર્યું, તે હોમ રૂલ લીગોએ દેશી ભાષાઓ દ્વારા બે વર્ષમાં કર્યું, એમ જે કબુલાય છે, તે છે.

"પણ, પ્રજાસત્તાનું ચૈતન્ય દેશમાં રેડાયું,–જુલમી રાજાઓનો માર મેંઢાની માફક સહન કરતી પ્રજામાં લોક પણ રાજા ઉપર કાંઈક છે, એવી ભાવના ઉઠી તે શાથી?–ઈંગ્રેજી ભાષાથી,–ઈંગ્રેજી ઇતિહાસ, ઈંગ્રેજી કાવ્યથી." આ કથનના બેઉ ભાગ ખોટા છે. જુલમી રાજાઓનો માર મેંઢાની માફક સહન કરતી, એવી હિંદી પ્રજાની સ્થિતિ હતી, એમ આપણને હિંદી શાળામાં શિખવાડાય છે. પણ એ હકીકત સત્ય નથી. સત્ય હકીકત તો એ છે કે ઇંગ્રેજ પહેલાં કોઈ રાજ્ય કરતી કોમે હિંદી પ્રજાના હકો ઉપર તરાપ મારી ન હતી. હિંદી પ્રજા ધારા પ્રમાણે ઠરેલા પોતાના કરો આપી, પોતાના હક્કો સતત ભોગવ્યા કરતી; રાજા હિંદુ છે કે મુસલમાન છે, રાજા ડાહ્યો છે કે ગાંડો છે, એની એને કાંઈ ઝાઝી પરવા ન હતી. રાજ્યોની ઉથલપાથલ અને રાજાઓની ચઢતી પડતી, એથી પ્રજાને બહુ લેવા દેવા ન હતાં. શું કામ હોય? જ્યાં સુધી પ્રજાકીય જીવનમાં રાજ્ય અંતરાય રૂપ ન થતું હોય, ત્યાં સુધી રાજ્યનું બાહ્યસ્વરૂપ રાજ્યસત્તાક છે કે પ્રજાસત્તાક એ તપાસવાની જરૂર જ ન હતી. તેમ છતાં જ્યારે પ્રજા ઉપર જુલમ ગુજરતો, ત્યારે પ્રજા રાજા જોડે વઢી લેતી કે સમજી લેતી કે શૂરવીરતાથી સહન કરી લેતી. એનો પુરાવો મરાઠા છે, શીખ લોક છે, ૧૮૫૭ નો પ્રયાસ છે, ગૂજરાત–રજપુતાનાના મહાજનો છે. હા. વચ્ચે વચ્ચે રાજા–પ્રજાધર્મ વીસરાયલો; લાંબો કાળ તમોગુણથી વ્યાપી ગયેલો; પણ કયા દેશના ઇતિહાસમાં એવા બનાવો નથી બન્યા? સિદ્ધાંત એ છે કે પ્રજાબળ હિંદુસ્થાનમાં હતું, પ્રજાબળ શું એ હિંદુસ્થાન સારી પેઠે સમજતું હતું. જેવી બાપલી પ્રજા હિંદને દર્શાવાય છે, તેવી તે ન હતી; આજે પણ–વગર હથિયારે–ઈંગ્રેજી ભણેલાઓ કરતાં ઇંગ્રેજી ન જાણનારમાં વધારે શૂરાતન છે, વધારે સ્વાર્થત્યાગ કરવાની શક્તિ છે.

પણ આપણે ધારી લઈએ કે પ્રજાસત્તાનું ચૈતન્ય એ આપણા દેશમાં પહેલી જ વાર ચાલુ જમાનામાં સ્ફુર્યું, તોએ એ ઈંગ્રેજી ભાષાદ્વારા સ્ફુર્યું એ માનવાને શું પુરાવો છે? ચીન, જાપાન અને તુર્કસ્થાનમાં પણ શું ઈંગ્રેજી યુરોપીય ભાષાએ એવું ચૈતન્ય આપ્યું? ચીનની ૪૦ કરોડની વસ્તીએ યુરોપીય સાહિત્યનો રસ હિંદુસ્થાન કરતાં ઓછો ચાખ્યો છે એ નક્કી; જાપાન પહેલાં જાગૃત થયું અને પછી પાશ્ચાત્ય સંસ્કૃતિના વેગમાં તણાયું;

તુર્કસ્તાનમાં ઈંગ્રેજી અને જર્મન વકીલો રાજ્યાધિકારીઓમાં ખટપટ કરતા, પણ પ્રજાને પ્રજાકીય હક્કો સમજાવવા ખટપટ કરતા એવું માનવાને કાંઇ કારણ નથી. સર્વે ઠેકાણે ફાળે જ પોતાનું કામ કર્યું છે. હિંદુસ્તાનમાં પણ એની જરૂર હોત તો એમ જ થાત. ઈંગ્રેજી ભાષાએ ઉલટું એ પરિણામ આવતું અટકાવ્યું છે એમ માનવાને પુષ્કળ કારણો છે. હિંદી પ્રજા પોતાનું રાજ્ય ચલાવવાને લાયક નથી, એવી ભાષા સ્વપ્ને પણ કોઇ ઇંગ્રેજી ન ભણેલા હિંદીના મુખમાંથી નીકળતી નહિ, આજે પણ નીકળતી નથી. ઈંગ્રેજી ભાષાભાષીઓએ એવી પોતાની નામર્દાઇની બ્હીક બતાવવા માંડી. જેમને એવું ભાન ન હતું, તેમને પણ બાળકને જેમ 'હાઉ' થી બ્હીવડાવે તેમ ઈંગ્રેજી ભણેલાઓ બ્હીવડાવવા લાગ્યા. આપણે આપણું રાજ્ય ન સંભાળી શકીએ, એ ખ્યાલ જ ઈંગ્રેજી ભણેલાઓ તરફથી દેશમાં પેઠો,—પેસાડવામાં આવ્યો નવું ચૈતન્ય સ્ફુરે કે તુરત એની વૃદ્ધિ અટકાવી દેવા એ એક ઉત્તમ યુક્તિ સાંપડી.

ઈંગ્રેજી ભાષાએ દેશને જુદી જ જાતના ઉચ્ચ જીવનની ઝાંખી કરાવી છે, એ કહેણ તપાસીએ. જે વાતનો નિશ્ચય થયો તે અમલમાં મુકવું જ એ હિંદીઓનો પરાપૂર્વથી જ સ્વભાવ. એમાં પડતા અંતરાયોથી હારવું નહિ, એને ગણકારવા પણ નહિ, એને માટે જેનો ભોગ આપવો પડે તેનો ભોગ આપતાં અચકાવું નહિં, એ આપણો જાતિગુણ. એક વાર નિશ્ચય થયો કે મોક્ષ મેળવવા પ્રવૃત્તિ દુઃખરૂપ છે કે સેંકડો રાજાઓ અને ગૃહસ્થોએ સંસારનાં બંધનોને લાત મારી વેરાગી થઇ જવાના દાખલા હિંદુસ્તાનમાં ડગલે ડગલે છે. કહે છે કે હિંદુસ્તાનમાં જ્ઞાતિઓ અને મહાજનોએ હિંદુઓના પગમાં બેડી નાખી છે, એમને આગળ વધતા જ અટકાવ્યા છે. પણ એક વાર નિશ્ચય થયો કે અમુક સંપ્રદાયમાં જ મોક્ષ છે, કે તુર્ત, જ્ઞાતિઓ અને મહાજનોના સર્વે ત્રાસોને તુચ્છ ગણી, સર્વે વિટંબણાઓ સહન કરી લઇ એ સંપ્રદાયને જ વળગી રહેવાનાં અનેક ઉદાહરણો આજે આપી શકાય એમ છે. આ વસ્તુ હિંદુસ્તાનમાં એટલી સ્વાભાવિક લેખાતી કે એવો ભોગ આપનારા પોતે કાંઇ અદ્‌ભુત કાર્ય કરે છે એમ કોઇને લાગતું નહિ આ હિંદુસ્થાનનું સ્વાભાવિક ચારિત્ર. ઈંગ્રેજી ભાષા શીખ્યા પછી આપણું એ ચરિત્ર ઘણું હલકું પડયું છે. ઈંગ્રેજી ભાષા શીખ્યા પછી કરસનદાસ મૂળજીનો ભોગ અદ્‌ભુત લાગ્યો; તે પહેલાં એ રોજ બને તેવી વાત ગણાતી. સ્વામિનારાયણ સંપ્રદાયીઓને ગામેગામ જૈન અને વૈષ્ણવ મહાજનોએ મળી વરસો સુધી મહાજન બહાર રાખેલા અને એક પણ કુટુંબે તેથી સ્વામિનારાયણ સંપ્રદાયનો ત્યાગ ન કર્યો એ વાત કાંઇ બહુ વર્ષોની નથી પણ એ ભોગ આપનાર ઈંગ્રેજી શીખેલા ન હતા. કરસનદાસ મૂળજી ઈંગ્રેજી શીખેલા હતા, અને ઈંગ્રેજી શીખેનારાઓમાં એટલું વિશેષ ચારિત્ર ન રહ્યું, એટલે કરસનદાસ મૂળજીનું ચારિત્ર ઉચ્ચ પંકાયું. નિશ્ચય થયા પછી પણ તેને પાર પાડવાની હિમ્મત ન હોવી એ ઈંગ્રેજી ભાષાની જ અસર થઇ છે. દક્ષિણ આફ્રિકામાં વગર ભણેલા હિંદીઓએ, ખેડાના વગર ભણેલા પાટીદારોએ સત્યાગ્રહમાં ઝંપલાવ્યું, ત્યારે ઈંગ્રેજી ભણેલા આગેવાનો વિમાસતા જ બેસી રહ્યા,—આજે પણ બેસી રહ્યા છે. જે દેશના લોકોને રાજપાટ તજવાં ને રાખમગોડી તજવાં સરખાં લાગતાં તે દેશના વિદ્વાનોને પોતાની થોડીશી પુંજીનો ભોગ આપવામાં અતિશય વિચાર કરવો પડે છે. અનેક ઈંગ્રેજી ભણેલાઓને નિશ્ચય થયો છે કે જ્ઞાતિબંધન

દેશને નુકસાનકારક છે, પણ તેમનામાં એ બંધન કાપવાની હિમ્મત નથી. તેની સામે વાક્પ્રહાર કરવામાં જ પોતાને કૃતકૃત્ય માને છે. હા, ઇંગ્રેજી ન ભણેલાઓ પાસે એક શસ્ત્ર ન હતું, તે ઇંગ્રેજી ભણેલાઓ પાસે છે. તે સખ્ત વાંધો અને દૃઢ નિશ્ચય દર્શાવનારા ઠરાવોનું, અને સભાઓનું. જો ઇંગ્રેજી ભાષાથી થયેલા જીવનની ઝાંખી આ જ હોય તો એની ઉચ્ચતા ભલે દેશમાંથી નાશ પામો.

ઘણાએ હિંદુઓએ મુસલમાનોની નોકરી સ્વીકારેલી, ઉંચા ઓદ્ધા ભોગવેલા, પણ ઇતિહાસમાં કોઇ ઠેકાણે એવું નથી લખાયું કે કોઇ હિંદુએ 'નવાબ' નો, કે 'ઉમરાવ' નો, કે 'ખાનખનાન'નો ઇલ્કાબ મેળવી પોતાને, ઉંચે ચઢેલા કલ્પ્યા હોય. એ તો ઇંગ્રેજી ભાષા શીખેલાઓને જ 'સરદાર' કરતાં 'સર'નો, 'રાજા' કરતાં 'બૅરન' કે 'અર્લ' નો ખેતાબ મેળવવાની હોંશ રહે છે. એથી પોતે પોતાને જ નહિ પણ આખા દેશને શોભાવ્યો એમ સમજે છે. અમીરોના મંડળમાં બેસવાથી હિંદુસ્તાનની કેવી રીતે શોભા વધશે એ મ્હારા તો ખ્યાલમાં જ નથી ઉતરતું. સિંહમાહેબ જ્યારથી ઇંગ્રેજ અમીરોની સભામાં દાખલ થયા ત્યારથી હિંદી મટી ગયા એ સ્પષ્ટ છે. હિંદીઓની પરંપરા (traditions) એમની ભુંસાઇ ગઇ; એમને હવે ઇંગ્રેજી પરંપરામાં ભળવાનું રહ્યું; એને જ પોતાના જીવનમાં ઉતારવાનું રહ્યું; હિંદુસ્તાનનો ઇતિહાસ હવે પરાયો થયો; ઇંગ્લાંડનો ઇતિહાસ સ્વકીય થયો. છતાં આપણે ઉમંગથી કહીએ છીએ કે એથી દેશની શોભા વધી. એ આપણને ઇંગ્રેજી એટલું સારૂં એમ લાગે છે, એથી જ.

ઇંગ્રેજી ભાષાએ દેશમાં મદિરાની ગરજ સારી છે. ભાષાપ્રેમ તો આપણામાં મૂળથી જ. હિંદુકાળમાં સંસ્કૃતમાં પારંગત થવા આપણે પાછી પાની કરી નહિ; મુસલમાન કાળમાં ફારસીનો મોહ પણ એવો જ જબરો લાગ્યો; ઇંગ્રેજી કાળમાં ઇંગ્રેજીની મોહની લાગી. પણ ઇંગ્રેજીની મોહનીએ હદ કીધી છે. ફારસી ભાષાના ઉત્તમ હિંદુ મોલવીઓએ કે સંસ્કૃત ભાષાના ઉત્તમ પંડિતોએ પોતાના પુત્ર, મિત્ર, આડતિયા કે કોઇ વેપારી સાથે ફારસી કે સંસ્કૃત ભાષામાં વ્યવહાર ચલાવ્યો ન હતો; તેમણે પોતાના હિસાબના ચોપડા ફારસી કે સંસ્કૃતમાં રાખવા માંડ્યા ન હતા, કે પોતાના રોજના વ્યવહારમાં, "પેદર", "માદર", કે "પિતા", "માતા" નો પણ પ્રયોગ કર્યો નહતો. ઇંગ્રેજી ભણેલાઓએ તો ઇંગ્રેજીનો ઉપયોગ કરવામાં કંઇ મર્યાદા જ રાખી નથી. પિતા, પુત્ર, મિત્ર, વેપારીઓ, સર્વે ઇંગ્રેજી ભણ્યા કે ઇંગ્રેજીમાં જ વ્યવહાર કરવા લાગ્યા. "મા-બાપ" "મા" અને "બાપા" એ સંજ્ઞાથી લજવાવા લાગ્યા, અને "મમ્મા"-"પપા" માં ગૌરવ માનવા લાગ્યા; બાળકને 'બેબી' કહેવામાં સંસ્કૃતિ સમજવા લાગ્યા. બાળકને બોલતાં માંડતાં જ ઇંગ્રેજી શબ્દોનો પરિચય કરાવવો, ઇંગ્રેજી બોલતાં કરી દેવાં, એ મહત્ત્વનું મનાયું. ઘણાએ દક્ષિણીઓ ગુજરાતમાં રહેલા છે, તેમના બાળકો શુદ્ધ ગુજરાતી જન્મથી જ બોલે છે, પણ તેથી કોઈ આશ્ચર્ય પામતું નથી. પણ કોઇ બાળક ઇંગ્રેજોના સહવાસમાં ઉછર્યું હોય અને નાનપણથી ઇંગ્રેજી બોલવા માંડે તો બારિસ્ટરો ચકિત થઇ એની પાછળ વીંટાઇ વળે, આ સર્વેનું કારણ શું? ઇંગ્રેજી ભાષાના દારૂડીયા બન્યા છીએ. એ ભાષાનો જ્યાં ગંધ આવે ત્યાં अहोभाग्यमहोभाग्यम् થઇ જાય છે.

ઇંગ્રેજી ભાષા જો મદિરા ન હોત પણ ઔષધનું સાફલ્ય હોત, તો આપણે એનો ઉપયોગ ઔષધ જેટલો જ સયમ પાળી કર્યો હોત. ઇંગ્રેજી ભાષાનો જો આપણને ઉન્માદ ન હોત, પણ વિદ્યાનંદ હોત, તો આપણે ઇંગ્રેજી ભાષાનું સાહિત્ય બેઠી બેઠી એના આનંદમાં લીન થઇ વાણીરહિત થઇ ગયા હોત, અથવા એ વિદ્યાનંદ આપણે આપણી ભાષામાં ઉતારી ઉતારી આપણા જનોને એ ચખાડયો હોત. ઇંગ્રેજી ભાષાનું વ્યસન જો આરોગ્યવર્ધક હોત તો આપણે આપણી ભાષાથી પરાઙમુખ કદિ ન થયા હોત. રા. ગોવર્ધનરામ જેના સમર્થ લેખક પોતાનાં ગૂજરાતી પુસ્તકોમાં પણ પોતાના ઉત્તમ વિચારો દર્શાવવા ઇંગ્રેજી ભાષાનું વાહન સ્વીકારે, અથવા આખું પુસ્તક ગૂજરાતીમાં લખી પ્રસ્તાવના ઇંગ્રેજીમાં ઘડે, રા. નનલરામ જેવા માતૃભાષાના અભિમાની પોતાની નોંધપોથીમાં ઇંગ્રેજીમાં ઉતરી પડે, એ ઇંગ્રેજીના વ્યસને આણેલી નિર્મળતાનું કાંઇ જેવું તેવું ચિહ્ન નથી.

ઇંગ્રેજી ભાષા શીખવાનો માત્ર બે વર્ગને અધિકાર હોવો જોઇએ; એક તો જે પોતાની ભાષાના પંડિત છે, જેણે પોતાની ભાષાનો રસ સંપૂર્ણ રીતે ભોગવ્યો છે, અને જેમને ઇંગ્રેજી ભાષાનો રસ ચાખી, એ રસને સ્વભાષા જોડે મેળવી દેવો છે; એમા રહેલી સુંદરતા પોતાની ભાષામાં ભેળવી દેવી છે; એમાં રહેલું જ્ઞાન પોતાની ભાષામાં ભરવુ છે, તે. તેણે તો ઇંગ્રેજીમાં પારંગત થવું યોગ્ય છે; એ ભાષાના જેટલા ઘુંટડા ભરાય તેટલા ભરવા જોઇએ બીજો વર્ગ, જેને ઇંગ્રેજી જોડે વ્યવહાર કરવો પડે, એટલે વિદેશ સાથે વ્યવહાર કરનાર વેપારીઓ, પરરાજ્યો સાથે કામ પાડનારા રાજ્ય પ્રકરણી પુરુષો—એમણે ખપ જોગી ઇંગ્રેજી ભાષા જાણી લેવાની જરૂર છે. પણ, જેને માતૃભાષાનું સંપૂર્ણ જ્ઞાન નથી, તેને ઇંગ્રેજી શીખવાનો અધિકાર જ નથી, એ સત્ય હવે સ્વીકારવું ઘટે છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા.

---

# ભૂગોળનું એક શાળોપયોગી પુસ્તક ગૂજરાતી ભાષામાં તૈયાર કરવા સંબંધી કેટલીક સૂચનાઓ.

## ( રાષ્ટ્રીય ગૂજરાતી શાળા તરફથી. )

ઔરંગઝેબ ગાદીએ બેઠો ત્યારે તેનો શિક્ષક ભારે આશામાં તેની પાસે શિરપાવ માગવા ગયો. તેને ઔરંગઝેબે જે ઉત્તર આપ્યો તેમાં તેણે કહ્યું છે કેઃ " પૃથ્વી ઉપરની દરેક પ્રજાનાં ખાસ લક્ષણો સંબંધે, તેના સાધનસંપત્તિ, તેનું બળ, તેની યુદ્ધકળા અને યુદ્ધનીતિ, તેના રીતરિવાજ, તેનો ધર્મ, તેની રાજ્યપદ્ધતિ—અને તેનો મુખ્ય લાભ શામાં રહેલો છે તે બધાથી મને માહીત કરવાની શું તમારી ફરજ ન હતી ?......" આખા ઉત્તરમાંના આ એક વાકય ઉપરથી તે બાદશાહનો ભૂગોળ વિષે શો ખ્યાલ હતો તે

જણાઈ આવે છે અને તે જ ભૂગોળનો યથાર્થ ખ્યાલ છે. પોતાની આસપાસની દુનિયા કેવી છે તેનો ચોક્કસ ખ્યાલ મનુષ્યના સર્વાંગી વિકાસ માટે અત્યંત આવશ્યક છે અને તેથી જ ભૂગોળનો અભ્યાસ બહુ ઉપયોગી છે. શહેરો અથવા નદીઓ કે પર્વતોનાં નામ અને તે ક્યાં આવ્યાં છે તે ગોખી જવું એ કાંઈ ભૂગોળ નથી અને તે એટલું ઉપયોગી પણ નથી. છતાં આપણી શાળામાં ઘણેખરે ભાગે ભૂગોળનો વિષય આટલું જ્ઞાન આપવામાં સમાપ્ત થાય છે. બાળકને હમેશાં પોતાની આસપાસની દુનિયા વિષે વધારે ને વધારે જાણવાની જિજ્ઞાસા અને ઉત્સાહ હોય છે, છતાં તે શિખવવાનો જે વિષયનો હેતુ છે, તે શાળામાં બાળકને તદ્દન અપ્રિય કરી મૂકવામાં આવે છે. તેનું મુખ્ય કારણ, વિદ્વાનો અને શિક્ષકોની આ વિષય પ્રત્યે ઉદાસીનતા અને તેને પરિણામે ભાષામાં સારા પાઠ્ય પુસ્તકનો અથવા કોઈ પણ પુસ્તકનો અભાવ, એ છે.

શિક્ષણક્ષેત્રમાં અનેક વિષયોની ભૂમિને, ગમે તો ખરાબ રીતે પરંતુ, ખેડવાનો પ્રયત્ન થયો છે, ત્યારે ભૂગોળનો વિષય તો બીલકુલ ખેડાયો જ નથી. બીજા વિષયોમાં સારા પાઠ્ય પુસ્તકને અભાવે શિક્ષકો તે વિષયો ઉપર લખાયલા મ્હોટા ગ્રન્થોનો આશ્રય લઈ શકે છે પરંતુ ભૂગોળના વિષય ઉપર તો તેવા ગ્રન્થો પણ નથી. અંગરેજી ભાષામાં ભૂગોળના વિષય ઉપર સારા ગ્રન્થો તથા પાઠ્યપુસ્તકો છે પરંતુ તે હિંદી વિદ્યાર્થીને સંપૂર્ણ રીતે ઉપયોગી થઈ શકે તેમ નથી. કારણ તે હિંદી દૃષ્ટિથી લખેલાં હોતાં નથી. તેમાં હિંદુસ્તાનની હકીકતને વિશેષ અગત્ય આપી તેને પ્રધાનપદ આપેલું હોતું નથી. દરેક દેશના વિદ્યાર્થીઓ માટે જુદાં જુદાં પાઠ્યપુસ્તકો હોવાં જોઈએ અને તેમાં પોત પોતાના દેશને વિષે વિશેષ હકીકત આપેલી હોવી જોઈએ. એટલે હિંદી વિદ્યાર્થીઓ માટેના ભૂગોળના પુસ્તકમાં (૧) પ્રધાનસ્થાન હિંદુસ્તાનને, પછી (૨) હિંદુસ્તાનને જે દેશો સાથે નિકટ સંબંધ હોય, તથા (૩) હિંદીઓ જે દેશોમાં જઈને વસેલા હોય તે દેશોને અને ત્યાર પછી (૪) શેષ દુનિયા સંબંધી હકીકતને સ્થાન અપાવું જોઈએ. જેવી દેશપરત્વે જુદાં પુસ્તકની જરૂર છે તેવી જ કાળપરત્વે પણ છે. રાષ્ટ્રનું લક્ષ્ય હમેશ એક જ હોતું નથી. ભિન્ન ભિન્ન સમયે તે ભિન્ન ભિન્ન રહેલું છે. એમ કહેવાય છે કે હિંદુસ્તાનમાં પ્રાચીન સમયમાં લોકોને ભૂગોળ સંબંધી માહીતી ઘણી ઓછી હતી કારણ તે વિષય ઉપર કોઈ ગ્રન્થ લખાયલા નથી. હાલની રીતિએ ભૂગોળનો કોઈ ગ્રન્થ લખાયલો નથી એ વાત ખરી છે. પરંતુ તેનું કારણ એ છે કે આજકાલ જેમ પછાત દેશોના મૂળ વતનીઓનો ઉચ્છેદ કરી અથવા તેમને તાબે કરી તેમની મજુરીનો લાભ લઈ, ખેતીથી અથવા બીજી રીતે તે દેશોની સંપત્તિ હરી જવાની વૃત્તિ સુધરેલા ગણાતા દેશોની છે તેવી પ્રાચીન હિંદુસ્તાનની ન હતી. ધાર્મિક વૃત્તિનું જ દેશમાં સામ્રાજ્ય હતું તેથી 'તીર્થયાત્રા પ્રબંધ'–'ઉત્તરાખંડમાહાત્મ્ય' જેવાં તીર્થયાત્રા સંબંધી માહીતી આપનારાં પુસ્તકો લખાયલાં છે. તે પુસ્તકો તે યુગની સંકુચિત જરૂરિયાત પૂરી પાડતી.

શોચનીય સ્થિતિ એ છે કે ઘણા પ્રાચીન સમયથી તે આજ સુધી આપણા લોકોએ અન્ય દેશો સંબંધી માહીતી મેળવવા કાંઈ ઇચ્છા જ રાખી નથી. કૂપ તથા શક લોક

આવી લૂંટફાટ કરી ચાલતા થયા, ગ્રીક લોકોએ આવી આપણા દેશ સાથે વેપારને સંબંધ બાંધ્યો, મુસલમાનોએ ઘણા સમય સુધી માત્ર ચઢાઇ કરનારાઓ તરીકે આવ્યાં કર્યું અને છેવટે અહિં આવીને વસવાટ કર્યો. પછી યુરોપીય પ્રજાએ આવી અને તેમણે પ્રથમ વેપાર જમાવ્યો અને પછી રાજ્યસત્તા જમાવી. છતાં આ બધા લોકો ક્યાંથી આવ્યા, આપણે ત્યાંથી માલ લઇ જઇને શું કરે છે વગેરે જાણવાની આપણા લોકેએ અપેક્ષા રાખી જ નથી. તેમના દેશ સંબંધી તો શું પરંતુ આપણા દેશ સંબંધી પણ જેટલી હકીકત ગ્રીક અને ચીના મુસાફરોએ આપી છે અને હાલ યુરોપીય વિદ્વાનો જેટલી માહીતી મેળવવાનો પ્રયત્ન કરે છે તેનો દશમો ભાગ પણ આપણે નથી કરતા. આપણે દુનિયાને હમેશ પરદેશીઓનાં ચશ્માંવડે જોઇએ છે અને હમણાં હમણાં તો આપણા દેશને પણ આપણે યુરોપીય ચશ્માંવડે નિહાળીએ છીએ. પરદેશીઓ કુદરતી રીતે જ, જે વૃત્તાન્ત અને વિગતો પોતાને હિતકર અને અનુકૂળ હોય તેના ઉપર ભાર મૂકે. તેથી પરદેશીઓને હાથે લખાયલાં પુસ્તકોમાં આપણી દૃષ્ટિ હોઇ ન શકે અને તેવાં પુસ્તકો દ્વારા આપણા દેશના વિદ્યાર્થીઓને તેવું જ્ઞાન ન મળી શકે.

અત્યારે દેશની પ્રવૃત્તિ સર્વતોમુખી થઇ છે, એટલે આ કાળના ભૂગોળના પુસ્તકમાં, ધાર્મિક માણસને માટે તીર્થસ્થાનો, પવિત્ર ક્ષેત્રો, પવિત્ર નદીઓ, સિદ્ધમઠો, દેવોને અત્યંત પ્રિય ગણાતાં રમણીય પર્વતશૃંગો, સન્તપુરૂષોનાં જન્મ અને મરણનાં સ્થાનો, તેમજ ધર્મને માટે જ્યાં જાત કુરબાન કરવામાં આવી હોય તેવાં સ્થળો સંબંધી હકીકત; વેપારી માટે બંદરો, વેપારનાં મથકો, વેપારના માર્ગો વગેરે સંબંધી હકીકત; વિદ્વાનો માટે વિદ્યાપીઠો, પદાર્થ સંગ્રહાલયો વગેરે સંબંધી હકીકત;—એમ અનેક વિષયો સંબંધી માહીતી આપવી જોઇએ.

આ પુસ્તક શાળામાં પાઠય પુસ્તક તરીકે ઉપયોગમાં આવે એવી ધારણાથી અમે નીચેની સૂચનાઓ નથી કરી. ભૂગોળના વિષયમાં હિંદી વિદ્યાર્થીને કેટલી માહીતી ખાસ કરીને આપવી જોઇએ તે સંબંધે શિક્ષકોને દિશા સૂચવવાનો અને તે માહીતી એક પુસ્તકમાં ગ્રથિત કરવાનો અમે યોજેલા પુસ્તકનો હેતુ છે. આ પુસ્તકની મદદ વડે, શિક્ષક, વિદ્યાર્થીની બુદ્ધિ તથા ગ્રહણશક્તિ ધ્યાનમાં લઇ પોતાનો સ્વતંત્ર પાઠ આપી શકે તથા શિક્ષણશાસ્ત્રમાં પ્રવીણ ગ્રહસ્થો જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થીઓને માટે જુદાં જુદાં પાઠયપુસ્તકો રચી શકે.

આ પુસ્તકમાં અમે કેટલીક એવી માહીતી આપવાની સૂચના કરી છે કે જે ભૂગોળના બહારના વિષયની ગણી શકાય. પરંતુ તેનું કારણ એ છે જે તે તે વિષયો ઉપર જ્યાં સુધી જુદા ગ્રન્થો રચાયા નથી ત્યાં સુધી આ પુસ્તક જેટલું વ્યાપક બની શકે તેટલું સારૂં.

આ પુસ્તકની યોજના એવી છે કે પુસ્તકના ત્રણ ભાગ પાડવા. પ્રથમ ભાગમાં હિંદુસ્તાન સંબંધી હકીકત આવે, બીજા ભાગમાં હિંદુસ્તાનને દુનિયાના જે દેશો સાથે અતિનિકટ સંબંધ છે તે તથા જે દેશોમાં જઇને હિંદીઓએ વસવાટ કર્યો હોય તે સંબંધી હકીકત આવે, અને ત્રીજા ભાગમાં શેષ દુનિયા સંબંધી હકીકત આવે.

હિંદુસ્તાન સંબંધી જે વિગતો ખાસ આપવી જોઇએ તે નીચે પ્રમાણેઃ—

## ૧. આબોહવા.

હિંદુસ્તાનની ભૌગોલિક સ્થિતિ અને તે સ્થિતિનાં જુદા જુદા ભાગની આબોહવા ઉપર થતાં પરિણામો.

## ૨. દેશનું કુદરતી સ્વરૂપ ( Configuration ).

(૧) પર્વતો, દિશા, વિસ્તાર, ઉંચાઇ.

(૨) સપાટ પ્રદેશ–વિસ્તાર. વેરાન છે કે ફળદ્રૂપ ?

(૩) નદીઓ–મુખ્ય પ્રવાહની દિશા, પ્રવાહનું જોર, લંબાઇ, તેના પાણીનો આસપાસ ખેતી માટે ઉપયોગ થઇ શકે છે કે કેમ અને કેટલો થાય છે, કેટલે સુધી તેમાં વહાણુ ચાલી શકે છે, કેટલા પ્રદેશમાંથી તેને પાણી મળે છે અને કેટલા પ્રદેશને તે પાણી આપે છે. પ્રાચીન પ્રવાહ અને તેમાં થયેલા ફેરફાર.

(૪) સમુદ્રકિનારો. કિનારાના પ્રદેશની લંબાઇ, નદીઓના મુખોનું ઉંડાણુ, હિંદુસ્તાનમા અખાત ઓછા હોવાથી દરિયા કિનારાનો ઉપયોગ ઓછો થાય છે. કિનારા પાસેના દ્વીપો, બંદરો–સ્વાભાવિક તથા કૃત્રિમ, ભૂશિરો, સામુદ્રધુનીઓ, સંયોગભૂમિઓ ઉપસાગરો વગેરે.

(૫) જંગલો ક્યાં ક્યા છે અને તેમાં શું શું ઉત્પન્ન થાય છે અને કેટલું ઉપયોગમા લઇ શકાય છે? તેમાં વસતાં પશુપક્ષીઓ સબધી માહીતી.

(૬) પવનની દિશા અને વેગ–ઋતુઓ પ્રમાણે. મોસમનો પવન અને તેની વર્ષાદ ઉપર અસર; હવામા ભેજ જુદે જુદે સ્થળે કેટલો છે અને તેની વનસ્પતિ ઉપર અસર.

(૭) હવાખાનાનાં સ્થળો–સમુદ્ર કિનારા ઉપરનાં તથા પર્વતો ઉપરના સ્વાસ્થ્યપ્રદ સ્થળો ( Sanitoriums ).

## ૩. ભુસ્તરશાસ્ત્ર પ્રમાણે દેશના વિભાગ.

૧. હિમાલયનો પ્રદેશ–શિવાલિક પર્વતો સુધીનો.

૨. સિંધુ અને ગંગાના પ્રવાહથી બનેલો પ્રદેશ–તથા તે બે નદીઓની વચ્ચેનો પ્રદેશ એટલે રજપૂતાના.

૩. અરવલ્લી પર્વત તથા સાબરમતી અને મહી નદીથી બનેલા ગુજરાતના ખંડસ્થ ભાગ.

૪. સમુદ્રમાંથી ઉપસી આવેલો કાઠીઆવાડનો પ્રદેશ.

૫. વિન્ધ્ય અને સાતપુડા પર્વત તથા નર્મદા અને તાપી નદીથી બનેલો પ્રદેશ.

૬. સહ્યાદ્રિની પૂર્વનો પ્રદેશ તથા સહ્યાદ્રિની પશ્ચિમનો પ્રદેશ.

૭. લક્ષદ્વીપ તથા માલદ્વીપ.

## અન્ય દુનિયા વિષે માહીતી નીચે પ્રમાણે—

### ૧. પૃથ્વીનું સામાન્ય સ્વરૂપ.

(૧) જમીન તથા પાણીના વિભાગ અને તેનું પ્રમાણ.

(૨) ખંડો તથા મહાસાગરો અને સમુદ્રોનાં નામ.

(૩) પૃથ્વીના જુદા જુદા ભાગો ઉપર ગરમી તથા ઠંડી તથા હવામાં ભેજનું પ્રમાણ તથા પવનના મુખ્ય મુખ્ય પ્રવાહ.

(૪) પૃથ્વીના જુદા જુદા ભાગમાં મનુષ્યની વસતિનું પ્રમાણ-કયા ભાગોમાં બહોળી વસતિ છે અને કયા ભાગોમાં બહુ ઓછી વસતિ છે તે.

(૫) જુદી જુદી માનવજાતિઓ પ્રમાણે પૃથ્વીના વિભાગ.

(૬) દુનિયાના મુખ્ય મુખ્ય ધર્મોના વિસ્તાર પ્રમાણે પૃથ્વીના વિભાગ.

### ૨. ઉપરનાં જુદાં જુદાં સામ્રાજ્યો તથા રાજ્યો પૃથ્વી અને તેમનો વિસ્તાર

(૧) બ્રિટિશ સામ્રાજ્ય.

(૨) ફ્રેન્ચ ,,

(૩) જર્મન ,,

(૪) રશિયન ,,

(૫) યુરોપનાં ન્હાનાં રાજ્યો—ઇટલી, સ્પેન, પોર્ચુગાલ, બેલજીયમ, સ્વીડન, નોરવે વગેરે.

(૬) અમેરિકન સામ્રાજ્ય.

(૭) ઑટોમન અથવા ટર્કિશ સામ્રાજ્ય.

(૮) ચાઇનીઝ સામ્રાજ્ય

(૯) જાપાનીઝ સામ્રાજ્ય.

દરેક સામ્રાજ્ય તથા રાજ્યનાં રાજ્યબંધારણો કેવાં છે, તેમનાં સંસ્થાનો કયાં કયાં છે, તેમનું લશ્કરી અને નૌકાસામર્થ્ય કેટલું કેટલું છે, તેમની મુખ્ય આયાત અને નિકાસ કઇ કઇ તથા મુખ્ય ઉદ્યોગો કયા છે તે જણાવવું.

### ૩. મનુષ્યને ખાસ ઉપયોગની વસ્તુઓ જેમાંની કેટલીક નીચે ગણાવી છે તે દુનિયાના કયા કયા ભાગમાં અને કેટ કેટલા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે.

(૧) કાચો માલ.

| | | |
|---|---|---|
| ઘઉં | રૂ | કોલસા—લાકડાં—કેરોસીન |
| ચોખા | ઉન | લોઢું |
| ખરેલા | રેશમ | સોનું |
| માંસ | તંબાકુ | રૂપું |

| | |
|---|---|
| માછલી | તાંબું |
| રૂ | એલ્યુમિનિયમ |
| | હીરા-મોતી |

(૨) બનાવટી માલ. ( Manufactured products )

કાપડ.
યંત્ર.
દીવાસળી.
કેળવેલાં ચામડાં.
લોઢાનો સામાન.
પોલાદનો સામાન વગેરે.
દવાઓ.

૪. દરેક ખંડ વિષે સામાન્ય હકીકત.

(૧) એશિયા.

દેશોનાં નામ–રાજ્યધાનીઓ તથા મુખ્ય મુખ્ય શહેરોનાં નામ સાથે.
મુખ્ય મુખ્ય પર્વતો.
" " નદીઓ કાંઠાનાં શહેર સાથે.
" " સમુદ્રો–અખાતો ઉપસાગરો.
" " રણો તથા જંગલો.
" " દ્વીપો.
" " બંદરો.

આ પ્રમાણે યુરોપ, આફ્રિકા, અમેરિકા તથા ઓસ્ટ્રેલિયા સંબંધી હકીકત.

## પરિશિષ્ટ.

પ્રખ્યાત પ્રવાસીઓ તથા ભૂગોળશાસ્ત્રવેત્તાઓનાં અતિ સંક્ષિપ્ત જીવનચરિત્ર.

આ પરિશિષ્ટ આપવાનું કારણ એ છે કે તે ઉપરથી દેશના યુવકોને ઇતિહાસ અને વિજ્ઞાનની જેમ ભૂગોળમાં પણ શોધખોળ કરીને દેશસેવા કરવાનો અથવા ધન અને કીર્તિ પ્રાપ્ત કરવાનો અવકાશ છે તે માલમ પડે.

# જાપાનના ઔદ્યોગિક વિકાસની રૂપરેખા.*

બ્રિટિશ રાજ્યની શરૂઆતમાં ભારતવર્ષમાં જે ઔદ્યોગિક સ્થિતિ હતી તેવી જ સ્થિતિ ૪૫ વર્ષ પૂર્વે જાપાનની હતી. યુરોપીય પ્રજાના આગમન પહેલાં બંને દેશો હુન્નરઉદ્યોગમાં સ્વાવલંબી હતા અને પોતાના દેશની જરૂરીઆતો પોતે જ પુરી પાડતા હતા. તફાવત માત્ર એ હતો, કે ભારતવર્ષના બંદરોમાં જે માલ આવતો તેના ઉપર કોઇપણ પ્રકારનો પ્રતિબંધ નહતો. વળી હિંદીઓને પરદેશીઓ સાથે વેપાર કરવાની, અને પરદેશમાં જવાની છૂટ હતી. જાપાનમાં તેથી ખરાબ સ્થિતિ હતી ઇ. સ. ૧૮૬૮ ની પહેલાં જાપાનની પ્રજાને પોતાનો ધંધો પસંદ કરવાની મનાઇ હતી બધા હુન્નરઉદ્યોગો ઓછાવત્તા પ્રમાણમાં વારસામાં જ મળતા હતા અને તેનાં મહાજન બંધાતાં. ત્યાં એવો કાયદો હતો, કે પોતે પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કરે તે પહેલાં થોડા વર્ષ સુધી તેને ઉમેદવારીનું કામ કરવુ પડતું. મહાજન બહારનો માણસ તે પ્રકારનો ઉદ્યોગ તેમ જ વેપાર કરી શકતો નહિ. રાજાની પરવાનગીથી થોડાક ડચ અને સ્પેનના લોકોને ખાસ વેપાર કરવા માટેના હક આપવામાં આવ્યા હતા. દેશીઓને પરદેશીઓ સાથે વેપાર કરવાની અથવા તો વિદેશ જવાની છૂટ નહતી. આ વિષય ઉપર હાલના એક અનુભવી મહાન પુરૂષનું પ્રમાણ નિચેના તેમના પોતાના જ શબ્દોમાં જણાઇ આવે છે. જાપાનના માજી પ્રધાન કાઉન્ટ ઓકુમા જાપાનના ઉદ્યોગોના પુસ્તકની પ્રસ્તાવના લખતાં લખે છે, કે જાપાનની ... 'પરિણામે જાપાનના સ્વભાવમાં તથા તેના ઉદ્યોગમાં અને તેની વિશેષતામાં ઘણો તફાવત થવા પામ્યો છે. જ્યારે આસપાસનાં કારણોને લીધે જાપાનને પોતાનાં બંદરો ખુલ્લાં મુકવાની ફરજ પાડવામાં આવી હતી, ત્યારે આયાત થતા માલ ઉપર પાંચ ટકા જકાત જુદા જુદા દેશો સાથે કરેના કોલકરારોને લીધે નાખવામાં આવી હતી. જાપાને અબાધિત વ્યાપારનીતિ પોતાની ઇચ્છાથી અથવા તો ખુશીથી સ્વીકારી નહોતી; પરંતુ કોલકરારોને લીધે તેને તેમ કરવાની ફરજ પડી હતી. આ બહારના દબાણને લીધે જ ઓદ્યોગિક પરિવર્તન થવા પામ્યુ હતું. પરંતુ તેનો જે વિકાસ થયો તે તો લોકોની આંતરિક લાગણીઓમાંથી જ ઉદ્ભવ્યો હતો.

જે આંતરિક દબાણને લીધે, પ્રજાના સ્વભાવની અંદર એકાએક ફેરફાર થવા પામ્યો, તે વિદેશના વિચારોને અને દુનિયાની રાજ્યદ્વારી પ્રધાનતા ભોગવનારી બીજી પ્રજાઓ સાથેના સહવાસને જ આભારી છે. લશ્કર પરદેશી પોશાક ધારણ કરવા માંડ્યું; તે દેખીને સરકારી સનંદી અમલદારો પણ તેવો પોશાક પહેરવા લાગ્યા અને તેમ કરવામાં પોતાનું સ્વમાન અને ઉચ્ચતા સમજવા લાગ્યા. જાપાનનો માજી પ્રધાન કાઉન્ટ ઓકુમા કહે છે, કે જે લોકો યુરોપીઅન પોશાક ધારણ કરતા તે લોકોને બીજાઓ માનપૂર્વક સલામ કરતા. આખા દેશની અંદર તે વખતે એવી જ લાગણી પ્રસરી રહી હતી.

* મહાન દેશભક્ત લાલા લજપતરાયના 'ઇવોલ્યુશન ઓવ જાપાન એન્ડ અધર પેપર' એ નામના ગ્રંથના એક પ્રકરણ ઉપરથી.

કે દરેક બાબતમાં યુરોપીયન* રહે તેવી રીતે રહેવું. હમેશની જરૂરીઆતની અને મોજ-શોખની વસ્તુઓ માટે જાપાનના બજારમાં કોઇપણ દિવસ ન જાણેલી એવી માગણી શરૂ થઇ, પ્રજાના ઉદ્યોગોમાં એકાએક ફેરફાર નજરે પડવા લાગ્યો. જુના દેશી ઉદ્યોગો નાશ પામ્યા અને સારા હોંશિયાર કારીગરોને પોતાના ધંધા છોડવા પડયા. કાઉન્ટના શબ્દોમાં કહીએ તો પોતાના ઉદ્યોગ ઉપર જ આધાર રાખનારૂં જાપાન આવી એકાએક અચંબો પમાડનાર ક્રાન્તિથી ઉત્પન્ન થએલી ભયભીત સ્થિતિમાં આવી પડયું. અને ઘણા ધંધાદારીઓને આ નવીન ફેરફારમાં પોતે પોતાનું કેમી રીતે ચલાવવું તે સમજવાનું પણ મુશ્કેલ થઇ પડયું. જાપાનની સરકારે પ્રથમ કરેલી સલાહો પ્રમાણે જે શરતો સ્વીકારી હતી તેને લીધે તે હવે બીજી કોઇ નવી વ્યવહારૂ યોજના દાખલ કરી શકે તેમ ન હતું; અને આ સિવાય સ્વદેશી ઉદ્યોગોની ખીલવણી માટે બીજા કોઇ પણ ઉપાયો ન હતા. ત્યાંની પ્રજામાં તે વખતે ઓજારો કે યંત્રો શી રીતે વાપરવાં તેમ જ નવી ચાપણ ઉભી કરીને નવા ઉદ્યોગો શી રીતે ખોલવા તેટલું જ્ઞાન અથવા તો શક્તિ ન હતાં.

આનું પરિણામ એ આવ્યું, કે જાપાન દેશ પરદેશી માલથી ઉભરાઇ જવા માંડયો. જે જાપાને આજ સુધી પોતાની જરૂરિયાતો માટે બીજાના ઉપર કદિ આધાર રાખ્યો નહતો તે જાપાનને આ વખતે પરદેશી માલ ઉપર આધાર રાખવો પડયો. શરીરની ટાપટીપ અને ગોજશોખની વસ્તુ માટે તો તેમ હોય તેમાં નવાઇ નહિ. પરંતુ રોજની જરૂરિયાતો અને ઉપયોગને માટે પણ પરદેશી માલ ઉપર આધાર રાખવો પડતો હતો. છેક ૧૯૦૦ સુધી તેની નિકાસ કરતાં આયાત વધારે હતી. ૧૮૯૮ માં ૧૧૨૦ લાખ યેન ( જાપાની ચલણ ) નિકાસ કરતાં આયાત વધારે હતી. ૧૯૦૦ માં ૮૨૦ લાખ યેન વધારે હતી. ૧૯૦૫ માં ૧૬૭૦ લાખ યેન વધારે હતી અને છેવટે ૧૯૦૮ માં ૫૮૦ લાખ યેન વધારે હતી. આવા સંજોગોમાં જાપાને પોતાના ઉદ્યોગ હુન્નર તેમ જ કારીગરોને બતાવવા માટે પોતાના દેશની અંદર યુરોપીઅન હુન્નર ઉદ્યોગો દાખલ કરવાને જબરા પ્રયત્ન કરવા માંડયા. અત્યારે તે ગ્રેટબ્રિટન, જર્મની, અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ જેવા હુન્નરઉદ્યોગ પ્રધાન દેશોની સાથે પૂરેપૂરી હરિફાઇ કરે છે. આ પરિણામ લાવવાને સરકારે કયા ઉપાયો લીધા તે આપણે જોઇએ.

જાપાનના ઉદ્યોગો અને જાપાનના કારીગરો કેવા ઉત્તમ છે, તે દુનીઆને જણાવવા તેમણે હિંમતથી તાત્કાલિક ઉપાયો લીધા. જાગૃતિ પછી ચાર વર્ષમાં જાપાનની સરકારે ૧૮૭૩ ની સાલમાં વીએનામાં ભરાએલા આંતર-રાષ્ટ્રીય પ્રદર્શનમાં ભાગ લેવા સારૂં પગલાં ભર્યાં. જે જે વસ્તુ પ્રદર્શનમાં મૂકવા જેવી હોય, તે ભેગી કરવા માટે તેમ જ પ્રદર્શન સંબંધમાં શાં શાં પગલાં લેવાં તે માટે એક ખાસ મંડળ સ્થાપવામાં આવ્યું. જાપાનનો માજી પ્રધાન કાઉન્ટ ઓકુમા તેનો પ્રમુખ બન્યો. જાપાનનો માલ પ્રદર્શનમાં મોટા જથામાં વેચાય, તે માટે ૭૦ અમલદારોનું એ જ રાજ્યદ્વારી પ્રતિનિધિમંડળ પ્રદર્શન જોવા મોકલવામાં આવ્યું સાથે યુરોપીઅનોની શી શી આકાંક્ષાઓ છે તે જાણવા માટે અને

* હાલમાં લોકોની લાગણીઓમાં ઘણો ફેરફાર થવા પામ્યો છે અને પહેલાંની સ્થિતિ તરફ જવાની પ્રવૃત્તિ કરીને લેસભેર ચાલી છે.

નવીન ઉદ્યોગોની સ્થિતિથી માહીતગાર થવા પામે તે માટે ઘણા કારીગરોને મોકલવામાં આવ્યા. પ્રદર્શન પુરૂં થયા પછી ઉદ્યોગને લગતા રાસાયનિક વિષયો શીખવા માટે જુદાજુદા યુરોપીય દેશમાં તે પ્રતિનિધિ મંડળમાંના સમર્થ અને હોંશિયાર માણસોને મોકલવામાં આવ્યા. તે પછી એક વર્ષે ઉપપ્રમુખ પોતાની સાથે યુરોપીઅન માલના જેવા કે ગુંથેલા માલના, કાચા માલના, રંગવાના તેમ જ વણવા માટેના અને સાંચાકામ વિગેરેના નમુના લેતા આવ્યા. દેશમાંના જે લોકો આમાં ઉત્સાહ લેવા લાગ્યા તેમને આ બધું બતાવવામાં આવ્યું. ફીલાડેલ્ફીઆમાં અમેરિકાનો સ્વતંત્રતાનો દિવસ ઉજવવા માટે આંતરરાષ્ટ્રીય પ્રદર્શન ભરવામાં આવ્યું. તે વખતે જાપાને જાપાની કળાઓ અને ઉદ્યોગો દુનિયાની બીજી પ્રજાઓને બતાવવાની આશામાં જે શ્રમ લીધો તેથી થએલા ફાયદા ઘણા હતા. એક બાજુએ પાશ્ચાત્ય પ્રજાઓ જે જે સુધારેલાં ઓજારો વાપરતી હતી તે બધાં આ પ્રદર્શનને લીધે જાપાનમાં દાખલ થયાં, અને જાપાનની અંદર ઔદ્યોગિક કેળવણી વધારે ફેલાવાના પરિણામે જાપાનની અંદર આજ સુધી ન સાંભળવામાં આવેલા ઉદ્યોગો દાખલ થયા. પોતાના ઉદ્યોગોનું મહત્વ જાણનારી, જુના ઉદ્યોગોનું રક્ષણ કરી નવા ખીલવનારી પ્રજા આવા આંતર-રાષ્ટ્રીય અને રાષ્ટ્રીય પ્રદર્શનોથી સારો લાભ મેળવે છે. તેથી ઉલટું જે પ્રજા આ બાબતમાં નિર્બળ છે તેને સહન કરવું પડે છે. જાગૃત પ્રજાઓ અને તેની ઉદ્યોગી અને હુન્નરબાજ સંસ્થાઓ બીજા દેશોમાં વપરાતી ચીજોના નમુનાઓ લાવે છે અને તે પ્રમાણે પોતાના દેશમાં તે ચીજો તૈયાર કરે છે અને પછી પેલા દેશને એ વસ્તુઓ સસ્તી કિંમતે પુરી પાડે છે તેથી તે મૂળ દેશનો સ્થાયી વેપાર, તેમ જ કારીગરી નાશ પામે છે. બીજી બાજુ જાપાને આવાં આંતર-રાષ્ટ્રીય પ્રદ... સારો લાભ મેળવ્યો છે. ઔદ્યોગિક અને વેપારી પ્રદર્શનો હવે જાપાનમાં સર્વ... રૂ થઈ પડયાં છે. આંતર-રાષ્ટ્રીય પ્રદર્શનોમાં પણ પોતાનો લાભ લેવા જાપાન એક પણ તક જવા દેતું નથી. જાપાનના કારખાનામાં બનેલા માલનું પોષણ કરવા માટે જાપાની સરકારે ૧૮૭૪ માં ટોકીઓ ખાતે એક વેપારનું બારૂ ખોલ્યું છે. તેનો ખાસ હેતુ જાપાનનો માલ પરદેશ ખાતે નિકાસ કરવાનો છે. એવું કહેવામાં આવે છે કે આ કંપની ઘણા ઉત્સાહથી કામ કરવા લાગી અને જાપાનનો માલ પાશ્ચાત્ય પ્રજાઓના બજારોમાં મોકલવા લાગી. આને પરિણામે જાપાનના જુના પડી ભાગેલા હુન્નર ઉદ્યોગો ફરીથી સજીવન થયા.

જાપાનની સરકારે નવા ઉદ્યોગો દાખલ કરવા સારૂ જે ઉપાયો લીધા તેમાંનો મુખ્ય એ હતો, કે તેણે ઘણું ખર્ચ કરી નમુનેદાર કારખાનાં સ્થાપન કર્યાં. ત્યાં સરકારના ખર્ચે નવા ઉદ્યોગોનો અનુભવ મળી શકતો. આ દાખલો બેસાડવા તેમ જ અનુભવ માટે ઉભાં કરેલાં આ કારખાનાઓમાંના કેટલાંક, ખાનગી કંપનીને વેચાણ આપવામાં આવ્યાં. પરદેશમાંથી નમુના મગાવવામાં આવતા હતા અને તે સરકારના ખર્ચે ઉદ્યોગખાતાંઓને મફત વહેંચવામાં આવતા હતા. શરૂઆતમાં આ ખાતાંઓ હોંશિયાર યુરોપીઅનોના હાથમાં રાખવામાં આવ્યાં હતાં પરંતુ તે પછી યોગ્ય જાપાનીઓએ તેમની જગ્યા લીધી હતી.

જાપાનના ઉદ્યોગો તથા કળાઓ ખીલવવા સારૂ ૧૮૯૦ માં શહેનશાહી સરકારે શહેનશાહી હુન્નર કળાનું ખાતું કહાડયું. હોંશિયાર અને કળાવાન કારીગરોને શહેનશાહી

સરકાર તરફથી માન મળતું હતું, કે જેથી બીજાઓને તેમને અનુસરીને ચાલવાની ઉત્કંઠા થવા પામે.

પરંતુ સૌથી મુખ્ય કામ શિલ્પી કેળવણી માટે ખાસ ગોઠવણ કરવામાં આવી હતી એ હતું. સરકારના ખર્ચે અસંખ્ય વિદ્યાર્થીઓને યુરોપ અને અમેરિકાના જુદાં જુદા પ્રદેશોમાં મોકલવામાં આવ્યા. હોશિયાર અને બાહોશ કારીગરો પેદા થાય તે માટે શાળાઓ અને કૉલેજો સ્થાપન કરવામાં આવી.

જાપાનને બીજા દેશો સાથે સંબંધ થયો ત્યાર પછી તેણે ઘણા પુરૂષ અને સ્ત્રી વિદ્યાર્થીઓને યુરોપ અને અમેરિકાના દેશોમાં મોકલ્યા છે. ખાસ કરીને જે વિદ્યાર્થીઓ પોતાના ઘર ખર્ચે પરદેશ ભણવા સારૂં ગયા છે તેમને જો આ સાથે ગણવામાં આવે તો ઘણી જ મોટી સંખ્યા થાય. ૧૯૦૫-૬ ની આખરે જાપાનના ૮૬ સ્કૉલરો યુરોપ અને અમેરિકામાં હતા. તે પછીનાં વર્ષોની સંખ્યા નીચે પ્રમાણે છે

| | સ્કૉલરો. | | સ્કૉલરો. |
|---|---|---|---|
| ૧૯૦૬-૭ | ૮૫ | ૧૯૧૦-૧૧ | ૧૨૪ |
| ૧૯૦૭-૮ | ૯૮ | ૧૯૧૧-૧૨ | ૧૨૩ |
| ૧૯૦૮-૯ | ૧૧૩ | ૧૯૧૨-૧૩ | ૧૩૨ |
| ૧૯૦૯-૧૦ | ૧૩૦ | | |

આ સંખ્યા વધતી જ જાય છે. જાપાનની સરકારે હોશિયાર અને અનુભવી તેમજ વિદ્વાન કારીગરોને પેદા કરવા સારૂં શું શું કર્યું છે તે હવે આપણે જોઇએ.

જાપાનની સરકારે નીચલા દરજ્જાની ખેતીવાડી, વેપાર, દરીઆઇ વેપાર, અને ઔદ્યોગિક શાળાઓને કેવા પ્રમાણમાં મદદ આપી છે તે આપણે નીચેના આંકડા ઉપરથી જોઇ શકીશું.

| | નિશાળો. | આપેલી મદદ. |
|---|---|---|
| ૧૯૦૮-૦૯ | ૩૨૦ | ૩૨૩૮૩૦ યેન. |
| ૧૯૦૯-૧૦ | ૩૨૮ | ૩૨૪૪૮૦ ,, |
| ૧૯૧૦-૧૧ | ૩૭૧ | ૩૩૬૧૫૦ ,, |
| ૧૯૧૧-૧૨ | ૩૮૫ | ૩૩૭૭૩૦ ,, |

તે ઉપરાંત ૧૯૧૩ માં ૫ ઉત્તમ વેપારી સ્કૂલો ૬૪૭૧૧ યેન થી ૬૧૦૧૫ યેન સુધીના વાર્ષિક ખર્ચે ત્યાંની સરકારે નીભાવી છે. આ ઉંચા દરજ્જાવાળી શાળાઓમાં દુનિઆની ખાસ ઉપયોગી ગણાતી ભાષાઓનું જ્ઞાન આપવામાં આવે છે. તે ઉપરાંત જાપાનની સરકાર ૭ ઉંચી ઔદ્યોગિક શાળાઓ ૭૧૩૧૪ યેનથી માંડીને ૧૬૭૩૮૪ યેનના વાર્ષિક ખર્ચે; એક ખાણ ખોદવાનું શીખવનારી શાળા ૭૭૨૧૯ યેનના વાર્ષિક ખર્ચે; બે

ઉંચી ખેતીવાડી શીખવનારી શાળા તેમ જ એક મચ્છીમારનું કામ શીખવનારી શાળા નીભાવે છે. શિક્ષણ આપનારાઓની સંખ્યા ઉંચી ઔદ્યોગિક શાળાઓમાં ૧૭૫ ની છે; અને વિદ્યાર્થીઓની સંખ્યા ૨૭૮૧ ની છે.

ઉંચી આદ્યોગિક શાળાઓમાં શિક્ષણ આપનારાઓની સંખ્યા ૨૧૬ ની છે, અને વિદ્યાર્થીઓની સંખ્યા ૨૬૨૪ ની છે. વિદેશી ભાષા શીખવનારી શાળાઓમાં ૩૬ શીખવનારાઓ છે અને વિદ્યાર્થીઓની સંખ્યા ૬૭૪ ની છે.

ઉપરના આંકડા વાંચતી વખતે વાચકે દેશના અને વસ્તીના પ્રમાણ ઉપર ખાસ ધ્યાન આપવું.

ભારતવર્ષના અમલદારોનું ધ્યાન આ તરફ ખેંચાશે, કે એક સ્વતંત્ર અને ઉદ્યોગી રાષ્ટ્રની પ્રજાની ઔદ્યોગિક પ્રગતિ સાધવામાં ત્યાનું પ્રજાકીય રાજ્ય કેટલું કરી શકે છે?

જયન્તીલાલ હાથીભાઇ અમીન.

---

# મુંબઇ ઈલાકામાં વસતા યુરોપિયનોની કેળવણી.

સરકાર તરફથી—સીધી રીતે કે મ્યુનિસિપાલિટી કે લોકલબોર્ડની યા ખાનગી સંસ્થાની માર્ફતે—કેળવણી સંસ્થાઓને ઉત્તેજન તથા મદદ આપવામાં આવે છે. એતદ્દેશીય છોકરા તથા છોકરીઓની દેશી ભાષામાં તથા ઇંગ્રેજી ભાષામાં શિક્ષણ આપતી શાળાઓને મદદ આપવામાં આવે છે તેવી જ રીતે ઇંગ્રેજી ભાષા માર્ફતે શિક્ષણ લેતા યુરોપીય તથા એંગ્લો-ઇંડિયન (મિશ્ર લોહીનાં) બાળકોને શિક્ષણ આપતી શાળાઓને પણ મદદ આપવામાં આવે છે. આ શાળાઓ બે પ્રકારની હોય છે (૧) યુરોપીયન શાળા જેમાં સેંકડે ૮૫ ટકા છોકરાઓ ગોરા હોવા જોઇએ અને બાકીના ૧૫ જ ટકા દેશી વિદ્યાર્થીને દાખલ કરવામાં આવે (૨) ઈંગ્લીશ-ટીચીંગ શાળાઓ કે જેમાં ગમે તે કોમના ગમે તેટલાં છોકરાઓ દાખલ થઇ શકે, પરંતુ તે તમામને ઇંગ્રેજી ભાષાદ્વારા જ અથથી ઇતિ સુધી શિક્ષણ આપવામાં આવે છે. આ બંને વર્ગની શાળાઓના કામકાજ ઉપર દેખરેખ રાખવાને એક ખાસ ઇન્સ્પેક્ટર હોય છે, જે આખા ઇલાકામાં જ્યાં જ્યાં આવી શાળા હોય ત્યાં ત્યાં તેની તપાસણી કરે છે. આવી શાળાઓની તપાસણી વિભાગી ઇન્સ્પેક્ટરો કરતા નથી. આ યુરોપીઅન નિશાળોનો ઇન્સ્પેક્ટર યુરોપીયન હોય તેમાં તો આશ્ચર્ય જ શું? આ શાળાઓમાં બાળકને એ, બી, સી, ડી, લખવા માંડે ત્યારથી તે કેમ્બ્રીજ લોકલ કે મેટ્રીક્યુલેશનની પરિક્ષા સુધીનું શિક્ષણ મળે છે. છોકરા તથા છોકરીઓની શાળા અલગ અલગ સાધારણ રીતે હોય છે. અગર જો આશરે ૨૦ ટકા નાના છોકરાઓ છોકરીઓની નિશાળમાં શીખે છે, અને ૨૦ ટકા નાની છોકરીઓ છોકરાઓની શાળામાં ભણે છે. આવી જાતની તમામ શાળાઓ ખાનગી સાહસથી જ ચાલે છે અને તેમને સરકાર તરફથી

તેમના ખર્ચના પ્રમાણમાં ગ્રાંટ મળે છે. હિંદુસ્થાનમાં તમામ પ્રાંતોમાં સરકારી ગ્રાંટ શાળામાં થતા ખર્ચના પ્રમાણમાં મળે છે, એટલે કે જે વધારે ખર્ચ કરે તેને વધારે રકમ મળે. ગરીબ નિશાળમાં છોકરા દીઠ ખર્ચનું પ્રમાણ વાર્ષિક રૂ. ૨૦ આવતું હોય તો સરકાર ઘણામાં ઘણી ⅓ એટલે છોકરા દીઠ રૂ. ૬-૧૦-૮ ગ્રાંટ આપે. શ્રીમંત નિશાળમાં છોકરા દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૨૦૦ હોય તો તેને તે જ નિયમે ગ્રાંટ ૬૬⅔ મળે એટલે કે ગરીબ નિશાળના કરતા છોકરા દીઠ દસ ગણી મળે. આમ થવાથી પરિણામ એ આવે છે કે એક યુરોપીયન છોકરાને ભણવામાં મદદ કરવામાં રાજ્યને જેટલો ખર્ચ થાય તેટલામાં દસ દેશી છોકરાને ભણવામાં સહાય આપી શકાય. આ કેવળ અન્યાય લાગે છે. જે કામ એક દેશી અમલદાર કરતો હોય તે જ કામ કરવાને એક યુરોપીઅન અમલદારને દોઢો પગાર આપવામાં આવે, દેશી લશ્કરી સિપાઇ જે કામ કરે તે કામ કરનાર યુરોપીયન સિપાઇને ત્રણથી ચાર ગણો પગાર આપવામાં આવે, તે જ ન્યાયે એક દેશી છોકરાના ઈંગ્રેજી ભણતરને માટે રાજ્યને જેટલો ખર્ચ કરવો પડે તેથી ઘણામાં ઘણો અથવા ખરી રીતે પાંચ ગણાથી વિશેષ યુરોપીયન છોકરાના ભણતર માટે કરવો પડે છે. ઈંગ્રેજોના બાળકોને નિશાળોને માટે આલીશાન મકાનો બાંધવા પડે, ઉત્તમ પ્રતિનું રાચરચીલું વસાવવું પડે, તેમની બોર્ડીંગો (વિશીઓ) ખાવાપીવાનો ખર્ચ થાય તે બધાનો હિસ્સો રાજ્ય ગરીબ ખેડુત અથવા કર ભરનારને ખર્ચે આપે ત્યારે આટલો સારો વિચાર સરકાર કરે કે ગરીબ દેશના ગરીબ છોકરાઓને ભણાવતાં જેટલો ખર્ચ થાય છે તે કરતાં વિશેષ ખર્ચ જે શ્રીમંતોને કરવાની ઇચ્છા હોય તે ભલે પોતાના પદરથી કરે. તે બોજો કર ભરનારને માથે શું કરવા પડવો જોઇએ ? તો બચેલા પૈસાથી સેકડો નિશાળ વગરનાં ગામડાંઓને નિશાળો આપી શકાય તથા હજારો વિદ્યાર્થીઓ પોતાની માતૃભાષા લખતાં વાંચતાં શીખે. ખેર !

સને ૧૯૧૭-૧૮ ની સાલનો કેળવણી ખાતાનો રીપોર્ટ થોડા વખત પહેલાં બહાર પડયો છે તે ઉપરથી તે સંબંધની તેમાં જણાવેલી નીચેની બાબતો જાણવાથી ઉપરની દલીલ વ્યાજબી છે, તેનો ખરો ખ્યાલ આવી શકશે.

સદરહુ વર્ષમાં યુરોપીયન શાળા ૪૫ હતી અને વિદ્યાર્થીઓ ૪૭૨૪ હતા. તેનાથી આગલા વર્ષમાં એટલે ૧૯૧૬-૧૭ માં ૪૭ શાળા હતી અને ૪૪૯૨ વિદ્યાર્થી હતા. આમાંથી ૨૬ શાળાની સાથે હોસ્ટેલો (વસતિગૃહો) હતી. આ વસતિગૃહોમાં રહેનારા વિદ્યાર્થીઓનો રહેવા, ખાવાપીવાનો તથા વિદ્યાભ્યાસનો ખર્ચ માસીક રૂ. ૪૦ થયો હતો. આ તમામ વિદ્યાર્થીઓ પાછળ સદરહુ સાલમાં કુલ ખર્ચ રૂ. ૧૦,૩૪,૮૦૦ થયા, એટલે કે દરેક વિદ્યાર્થીનો વાર્ષિક ખર્ચ રૂ. ૨૧૯ થયો. આ ખર્ચ નીચે પ્રમાણે ભરપાઇ થયો હતો.

| | |
|---|---|
| સરકારી ગ્રાંટ ( મદદ ) | ૩,૨૨,૯૦૦ |
| મ્યુનિસિપાલ મદદ | ૧,૪૦૦ |
| ફી | ૩,૫૨,૬૦૦ |
| ફંડનું વ્યાજ ( એંડાઉમેંટ ) | ૪૫,૭૦૦ |

| | |
|---|---|
| ખાનગી મદદ ( વર્ગણી વગેરે ) | ૩,૦૩,૧૦૦ |
| પરચુરણ | ૯,૧૦૦ |
| | ૧૦,૭૪,૮૦૦ |

સરકારી મદદ દરેક વિદ્યાર્થી દીઠ ઉપર પ્રમાણે વાર્ષિક રૂ. ૬૮ ઉપરાંત આપવામાં આવી હતી.

હવે આ ઈલાકામાં તમામ વિદ્યાર્થીઓની માધ્યમિક કેળવણી પાછળ સદરહુ સાલમાં કેટલો ખર્ચ થયો તેના આંકડા જોઇએ. છોકરા તથા છોકરીઓની મીડલ સ્કુલો તથા હાઈસ્કુલો ૪૯૯ હતી, તથા તેમાં ૭૪,૧૨૫ વિદ્યાર્થીઓ હતા. આમાં ખર્ચાળ સરકારી તથા સસ્તી ખાનગી તમામ શાળાઓનો સમાવેશ થાય છે, પરન્તુ પ્રાથમિક શાળાઓનો સમાવેશ કર્યો નથી. આ શાળાઓનો કુલ ખર્ચ રૂ. ૩૭,૯૨,૦૦૦ નો થયો હતો અને તેમાં રાજ્યનો હીસ્સો ૯,૫૫,૦૦૦ રૂપીઆનો હતો, એટલે દર વિદ્યાર્થીનો ઇંગ્રેજી ભણતર માટે રાજ્ય તરફથી વાર્ષિક રૂ. ૧૩ થી કમની ખર્ચ થયો હતો. દરેક દેશી વિદ્યાર્થી માટે વાર્ષિક રૂ. ૧૩ નો ખર્ચ અને યુરોપીયન વિદ્યાર્થી પાછળ રૂ ૬૮ નો ખર્ચ રાજ્યની તે તિજોરીમાથી કરવામાં આવે છે. કંગાળ ખેડુત તથા કર ભરનાર પાસેથી રૂપીઓ રૂપીઓ કરીને વસુલ કરવામાં આવતો પૈસો આ પ્રમાણે શ્રીમંત યુરોપિઅન વિદ્યાર્થીને ભણાવવામાં વપરાય એ ન્યાયબુદ્ધિને પ્રતિકુળ છે. રાજકુમારોની કેળવણી તે માટે કર ભરનારાના પૈસા બ્રિટિશ સરકાર ખર્ચતી નથી પણ હિંદી સરકાર ખર્ચે છે અને તેમાં અન્યાય સમાયલો છે તેમ યુરોપિઅન વેપારી તથા અમલદારોનાં બાળકોને ભણાવવામાં આ પ્રમાણે આમનો પૈસો સખલટ શું કરવા વપરાવો જોઇએ? રાજ્ય તરફથી વધારેમાં વધારે યુરોપિયન વિદ્યાર્થી દીઠ શાળામાં ગમે તેટલો ખર્ચ થાય તોપણ ઇંગ્રેજી ભણતર માટે રૂ, ૨૦ વીસથી વિશેષ મદદ નહી આપવી એવો નિયમ બંધાવો જોઇએ. જેમને વિશેષ ખર્ચાળ કેળવણી જોઇએ તે ભલે પોતાના ખાનગી પૈસાથી કરે, ગરીબ રૈયત તેના ભણતરના અનેકગણા પૈસા આપે તે તો સખુક્ત જ છે, લેનારે તે પૈસા લેતાં શરમાવું જોઇએ. શ્રીમંતોએ ગરીબને પૈસે ભણવું ન જોઇએ, પણ પોતાના પૈસે ગરીબોને ભણાવવા જોઇએ. હાલની પદ્ધતિથી શ્રીમંત વધારે શ્રીમંત અને ગરીબ વધારે ગરીબ બને છે. મુંબઇ સરકારની કારોબારી મંડળીના કેળવણી ખાતાના સભાસદ ના. સર ઇબ્રાહિમ રહીમતુલ્લાનું આ બાબત તરફ લક્ષ ખેંચી આ લેખની સમાપ્તિ કરીએ છીએ.

અમૃતલાલ વી. ઠક્કર.

---

# સત્યાગ્રહ અને સ્વદેશી.

જેવો રોગ હોય તેવો ઉપચાર થવો જોઇએ. જો તે સખ્ત પ્રકારનો પણો જ ઉપદ્રવ કરનાર હોય તો તે નાબુદ કરવાને લેવાના ઉપચાર એવી પણ સખ્ત હોવા જોઇએ. પગે ફોલ્લી થઇ હોય તો સુંઠ લગાડેથી ચાની રહે, ગુમડું થયું હોય તો પટ્ટીથી કે ફાડીને મટાડીએ તે ચાલે પણ ગુમડામાંથી સડો હાડકા સુધી પહોંચી, હાડકું જ સળી ઉઠ્યું હોય ત્યારે તો પગ જ કાપી નાંખે પેત્તો ખાય. માટીની દિવાલ લાત મારી પાડી શકીએ, ઇંટ ઉની દિવાલ માટે તરાજ કોદાળી જ જોઇએ, તેમ જ લોખંડની દિવાલ તોડવાની હોય ત્યારે તો તે માટેની તૈયારી પણ તેટની જ જોઇએ, તે તોડવાનાં સાધન પણ એટલાં જ પ્રચંડ જોઇએ નહી; નિકર સો વર્ષે પણ આપણી મહેનતનું કિંચિત્ ફળ ન ચાખીએ. લોખંડની દિવાલ તોડવા જેવો મામલો હાલ રાજદ્વારી વાતાવરણમાં ઉભો થયો છે. જાપતાના કાળા કાયદાથી સમસ્ત હિંદ ખળભળી ઉઠયુ છે. સરકારે પ્રજામત પર ધ્યાન આપ્યા વગર પોતાના અમલદારો વિગેરેની બહુમતીથી પ્રજાના પ્રતિનિધિઓના વિરોધની અવગણના કરી તે કાયદાઓ ધારાસભામાં મંજુર કરવા અથાગ શ્રમ લઇ પસાર કરી દીધા છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી શ્રીયુત ગાંધીજીએ ભીષ્મપ્રતિજ્ઞા લીધી છે તથા એ પ્રતિજ્ઞાનું રહસ્ય સમજી બીજા પણ લોકનાયકો અને પ્રજાજનોએ પ્રતિજ્ઞા લીધી છે કે આ કાયદાઓથી હિંદની સ્વતંત્રતા જળવાય એમ ન હોવાથી એ કાયદાઓ તથા હવે પછી કમીટી નક્કી કરે તે કાયદાઓ અમે માનવા તૈયાર નથી. 'પરિણામ શું આવશે' એ વાક્ય દરેક સાધારણ વ્યક્તિના મ્હોંડામાંથી નીકળે છે. સત્યાગ્રહીઓ ધાર્યું ફળ આવેથી જ પોતાના પક્ષનો વિજય થયો છે, એમ માની પ્રતિજ્ઞા લેતા નથી—કંઇ પણ અનિષ્ટ તો નથી જ થવાનું એવી એમના હૃદયમાં ખાત્રી છે. કેસરીયાં કરનાર વીર રાજપૂતો જીવતાં વિજય અને મરણ પછી સ્વર્ગ જ જુએ છે; તેમ આ સત્યાગ્રહીઓ ફળાફળની ભાંજગડમાં ન પડતાં પોતાનું લક્ષ ફકત પોતાના કર્ત્તવ્ય ઉપર જ રાખે છે. શ્રીયુત ગાંધીજી માને છે કે આપણી આ ચળવળથી વિલાયતની પ્રજા આપણી શું માગણી છે, શા કારણથી આ ચળવળ કરવા આપણને ફરજ પડી છે, તથા આટલા બધા અસંતોષનું કારણ શું છે તે જાણી શકશે.

પ્રથમથી જ કહ્યું તેમ, અધિકારના મદમાં પોતાનું અકર્ત્તવ્ય કર્ત્તવ્ય માનનાર પ્રજારક્ષક હોવી જોઇતી હિંદી સરકારની શુધબુધ ઠેકાણે લાવવા સારૂ એના પર વિલાયતની સરકારનું દબાણ લાવવા જરૂર છે. વિલાયતની સરકારનું લક્ષ આપણા તરફ ખેંચાય કેવી રીતે તથા હિંદી સરકારની ઉંઘ કેમ ઉડે એ પ્રશ્ન છે. સત્યાગ્રહ લડતની ત્યાં ખબર પડયા વગર રહેનાર નથી, કદાચ આગળ ઉપર હિન્દી તિજોરીમાં ભરણું ઓછું ભરાતાં કંઇક પુછ પરછ પણ થાય ખરી છતાં પણ ત્યાંની પ્રજામાં એટલાથી જ "અમારી હિન્દી પ્રજાનું શું થતું હશે" એવા વિચાર કે પોતાની જવાબદારીનો ખ્યાલ પેદા નહી થાય. એમ તો એ પ્રજા જરા જડસુ છે. આથી જો આપણે વિલાયતની સરકાર તથા પ્રજા પાસે આપણી માગણીઓ સંબંધમાં કંઇપણ ધ્યાન કરાવવું હોય તો સૌથી શ્રેષ્ટ અને સરળ રસ્તો સત્યાગ્રહની પ્રતિજ્ઞા સાથે સ્વદેશી વ્રતનો છે—એટલું જ નહી પણ જેણે સત્યાગ્રહની પ્રતિજ્ઞા નથી લીધી તેને માટે શુદ્ધ સ્વદેશી જ ઉત્તમ તોડ છે. સ્વદેશી વ્રતથી

કરીને જ કાળા કાયદા દૂર થશે એવું ખાત્રીપૂર્વક જોકે ન કહી શકીએ તો પણ હિન્દની અવર્ણનીય ગરીબાઇ દૂર કરવામાં તે અત્યંત સહાયભૂત થશે એમાં લેશ માત્ર શંકા નથી. તદુપરાંત પેટમાં પાશેર અન્નનો આધાર બંધાતાં જ સામાન્ય પ્રજા એ રોલેટ બીલો સમજી તેની વિરૂદ્ધ ઝુંબેશ ઉઠાવા સમર્થ થશે અને જે વખતે આપણે ત્યાં આપણા ગરીબની ઝુપડીમાં આશાનો દિપ પ્રગટશે તે જ વખતે વિલાયતના કારખાનાવાળાઓના મોટા નફા બંધ થવા સાથ ત્યાં ભારે શોરબકોર થઈ રહેશે.

સ્વદેશી વ્રતથી કરીને વિદેશી માલ-પછી ભલે તે જાપાનીસ કે વિલાયતી હો-ની ખપરાતો બંધ થશે એટલે જ્યાં જ્યાંથી એવો વિદેશી માલ આવતો હશે ત્યાં ત્યાં એકાએક આ નવી ગરમડ શું થઇ છે, તે જાણવાને ખસુસ પ્રયત્ન થવાના જ. તે વાત જાણી બીજા દેશો ભલે હિન્દની મદદે ન આવે પણ ખુદ ઇંગ્લાંડમાં હાલ મામલો એવો છે કે જો સરકારના કોઇ પણ પગલાના સીધા કે આડકતરા કારણે ત્યાંના કામદારોને રોજી ન મળી શકે, બેરોજગારી વધી પડે, તો આખું રાજતંત્ર નીચેથી ઉપર સુધી ખળભળી ઉઠે એમ છે.

સ્વદેશીનું વ્રત લેનાર બીજાને દુભાવવા નથી માગતો તેની તીવ્ર ઇચ્છા પોતાનું અહિત ન થવા દેવાની છે. સ્વદેશીનું વ્રત લેનાર ફક્ત રાજકીય વાતાવરણમાં ખળભળાટ થતાં જ જાગૃત નથી થતો. તે તો પોતાના દેશની ગરીબડી રાંક પ્રજાનો રોટલો કોઇ બળવાન ખુચવી ન લે તે માટે સદા જ જાગૃત છે, એમ વ્રત લમને બતાવી આપે છે. સત્યાગ્રહ દબાવી દેવા ભલે સરકાર કંઇ કરવુ વ્યાજબી ધારે, પણ સ્વદેશી ચળવળની વિરૂદ્ધ સરકારથી શબ્દ પણ બોલી શકાય એમ નથી. સત્યાગ્રહની ચળવળમાં ભલે સરકારને અમારો ખીજવાટ કે અરાજકતા માલુમ પડતી હોય પણ સ્વદેશી વ્રત તો સ્વભૂમિ, માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કરી બતાવે છે. સત્યાગ્રહી હજાર બાબતની જોખમદારીનો વિચાર કરી રણમાં ઝંપલાવે છે. તે પોતાનું સવસ્વ ત્યાગી બહાર પડે છે, તેના પ્રમાણમાં સ્વદેશીના શપથ લેનાર કઈ પણ ભારે જોખમદારી વહોરતો નથી એટલું જ નહીં પણ એણે ઝાઝો ભોગ આપવાનો હોતો નથી.

• સ્વદેશી ચળવળને રાજકીય ચળવળ સાથે સબંધ પણ નથી એમ કહીએ તો ખોટું નથી. અમે પણ ઇચ્છીએ છીએ કે તે એમને એમ સ્વતંત્ર રીતે આગળ વધે પોષાય ને ફાલે, છતાં આ સ્થાને સત્યાગ્રહની સાથે સ્વદેશીનો આગ્રહ કરવાનું કારણ એટલું જ છે કે એ બેનું પરિણામ કેટલુંક સામ્ય છે, એક (સત્યાગ્રહ) ચળવળ ચોમાસામાં પૂર આવતા પાણીનો જેવો વેગ હોય છે તેના વેગવાળી છે બીજી (સ્વદેશી) ચળવળ અષાઢ માસમાં વરસાદના આવતા ઝાપટાં જે થોડુ ઘણું વરસી જમીનને પાક માટે તૈયાર કરે છે, બી ઉગાડે છે, ઉંડાં મૂળો સુધી પાણી પહોંચાડે છે, તેવી શાંત અને ઓછા વેગવાળી છે. સત્યાગ્રહ ચળવળથી રાજકીય વાતાવરણમાં ઘણો ખળભળાટ થઇ રહેશે, સ્વદેશીથી કરીને એ વિદેશીઓના ખીસાં હલકાં થશે, લાખોના નફાપર કાતર મુકાશે. એમ કરતાં બેરોજગારી વધી તો તેમના પ્રતિનિધિઓ એમના પોતાના સ્વાર્થ ખાતર એમની સરકાર આગળ જે ઝુંબેશ ચલાવશે તે સાથે, વગર ફીએ-ઓછે પ્રયાસે આપણી વાત પણ આગળ વધારશે. ત્યાંની સરકાર જો આ પ્રમાણે બહુ ખીજવાશે તો તે હિન્દી સરકા

રની પણ પછી ખબર લેશે; જ્યારે બે પૈસાની કમાણી ઓછી માલુમ પડશે ત્યારે જ વિલાયતની પ્રજા ચોંકશે; ત્યારે જ હિન્દુસ્તાનમાં કંઇક પણ ગરબડાટ થાય છે ખરો એવો ભણકારો ત્યાં વાગશે; હિન્દુસ્તાનમાં કોઇ મનુષ્યત્વના હક ભોગવવા માંગતી પ્રજા વસે છે એવું સાંભરી આવશે, હિન્દુસ્તાનની પ્રજાને જાપતાના કાયદાથી કનડવાથી આપણું કંઇ શુભ નથી થતું, નિદાન પૈસા તો ઓછા થાય છે, એવી 'શોધ' થશે. આટલા ઉપરથી એટલું તો સ્પષ્ટ થયું જ હશે કે સત્યાગ્રહની ચળવળનું જે પ્રયોજન છે તે સ્વદેશી ચળવળથી થોડે ઘણે અંશે પુરૂં પડે છે, અને તેથી જ આ પ્રસંગે હિન્દના દરેક વતનીને અમારી તો વિનંતી છે કેઃ—

"તમે સત્યાગ્રહમાં જોડાયા હો કે ન હો તો પણ આજના મામલાનો વિચાર કરીને પણ સ્વદેશી વ્રત લો. તે રીતે તમારી આગળ ભૂખમરાથી તરફડી મરી જતા માણસોને સહાય કરો. વધારે દ્રવ્યનો નિકાસ થતો અટકાવી ગરીબાઇ દૂર કરો કે જે ઉપરાછાપરી પડતા દુષ્કાળોનું ખરેખરૂં અને ભયંકર કારણ છે. તમારા વ્રતથી તમારો વિજય થશે જ એમાં લેશ માત્ર શંકા નથી. સરકારની અવકૃપાની રજ માત્ર પણ ભીતિ તમને નથી—હોય તો એ શું—તમારા વ્રતથી કરીને તમારી જરૂરીઆતોને પહોંચી વળવા સારૂ નવાં કારખાનાં સ્થપાવાના પ્રયાસો થશે, હજારો માણસોની રોજી ચાલુ થશે, શિક્ષિત વર્ગને એમના બુદ્ધિ વિકાસ માટે તથા કાર્યશક્તિ પ્રદર્શિત કરવા મોકો મળશે, તમે નિદાન આર્થિક અવનતિ—ગુલામગીરીમાંથી મુક્ત થશો. અમને અમારા આ કથનમાં શ્રદ્ધા છે. અમને આપણા દેશની પરિસ્થિતિનો વિચાર કરતા એ પણ એક સૌથી શ્રેષ્ઠ સાધન લાગે છે કે જેથી આપણે પરાધીનતાથી બચશું, સ્વાશ્રયી થતાં શીખશું અને થોડા પ્રયાસે દેશનું કલ્યાણ કરશું."

કેટલાક આંકડાનું પુનરાવર્તન કરશું તો તે અસ્થાને નહીં ગણાય (નવજીવન—એપ્રીલ ૧૯૧૮)

ઇ. સ. ૧૯૧૩—૧૪ માં યુનાઇટેડ કીંગડમ (ઇંગ્લાન્ડ સ્કોટલેન્ડ વિ.) માંથી રૂ. ૧૧૭) કરોડનો માલ આવ્યો હતો, તેમાં રેશમી ગરમ કાપડ વિ. રૂ. ૩,૨૨,૩૫૦૦૦) સુતર તથા સુતરાઉ કાપડ રૂ. ૫૯,૭૫,૧૪,૦૦૦); ધાતુ, કાચી ધાતુ રૂ. ૧૪,૦૪,૯૯૦૦૦), રેલ્વેનો સામાન રૂ. ૯,૩૨,૮૮,૦૦૦, સાંચા કામ રૂ. ૬,૯૫,૩૭,૦૦૦), દટલરી રૂ. ૨,૪૮,૦૭,૦૦૦), દારૂ રૂ. ૧,૪૧,૦૩,૦૦૦), કાગળ ચોપડી (વ. રૂ. ૧,૮૬,૨૬,૦૦૦), દવા રૂ. ૧,૭૩,૨૮,૦૦૦), સાબુ ૬૮,૫૪,૦૦૦), મીઠું રૂ. ૨૦,૪૫,૦૦૦), મુખ્ય છે.

૧૯૧૩—૧૪ માં કુલ આયાત રૂ. ૨૩૫) કરોડની હતી. તેમાં મુખ્ય મોટરગાડી વિ. રૂ. ૧,૫૩,૦૦,૦૦૦, કાચની બંગડી ને મણકા ૧,૦૫,૦૦,૦૦૦, (કુલ કાચનો સામાન તો લગભગ બે કરોડનો આવે છે) રંગ ૧,૪૧,૩૯,૦૦૦, દારૂ ૨,૨૩,૭૧,૦૦૦, ખાંડ ૧૫) કરોડ (૧૯૧૭—૧૮ માં તેથી પણ વધારે આયાત થઇ છે), દિવાસળી રૂ. ૮૯૬૫૦૦૦, પેન પેનસીલ રૂ. ૭૦,૦૦,૦૦૦ કુલ સુતરાઉ માલ સુતર સાથે રૂ. ૬૬,૫૭,૬૬,૦૦૦, કુલ રેશમી માલ રૂ ૪,૩૭,૧૯,૦૦૦, ગરમ કાપડ રૂ. ૪,૦૫,૧૬,૦૦૦, કાગળ દોઢ કરોડના, કુલ રેલ્વેનો સામાન રૂ. ૧૦,૦૩,૪૭,૦૦૦, કુલ સાંચાકામ રૂ. ૭,૭૫,૮૩,૦૦૦,

વીરજલાલ છગનલાલ.

---

# હથિયારબંધીના કાયદામાં સુધારાવધારા.

પ્રેક્ષા ઘણાં વર્ષ થયાં હિન્દુસ્તાનના હથિયારબંધીના કાયદાનો વહીવટ ઘણી જ વિરૂદ્ધ ટીકાનો વિષય થઇ પડયો છે. તેનું મુખ્ય કારણ એ છે કે, નામદાર રાજરાજેન્દ્રની યુરોપીઅન અને પૂર્વ હિન્દી પ્રજા જોખમ ભરેલાં હથિયાર વિગેરે રાખવા માટેનો પરવાનો મેળવવાની ફરજમાંથી મુક્ત રહેલી છે. પણ, અમુક હકદાર વર્ગોની બ્હારના હિન્દવાસીઓને પરવાના માટે અરજ કરવી પડે છે; અને જેઓએ અરજ કરવામાં સફળ નીવડે છે તેમાંના ઘણાખરા લોકોની બાબતમાં તો તેમના મોભા વિષે અને તેની ચાલચલગત બાબત તપાસ થયા પછી જ આ પરવાનગી તેમને આપવામાં આવે છે. કેટલોક વખત થયાં હિન્દુસ્તાનની સરકાર આ જાતીય વિચારણા દૂર કરવાને તથા એ કાયદાનો અમલ કરવામાં હાલને સમયે આવશ્યક રીતે થતી ઢીલ અને નડતી મુશ્કેલી ઓછી કરવાને ચિંતાતુર જણાય છે અને તેથી આ ગુંચવણભરેલા અને અઘરા વિષય વિષેની તપસીલો બાબત તે સરકારે સ્થાનિક સરકારો સાથે લાંબા વખત સુધી પત્રવ્યવહાર ચલાવેલો છે.

હાલની પદ્ધતિ વિષે ટીકા કરનારા કેટલાક લોકો એ કાયદાને નાબુદ કરવાની માગણી કરે છે, અથવા તેમ નહિ તો તેનો વહીવટ ચોખ્ખેચોખ્ખા ધનસંબંધી પાયા ઉપર મુકવાની માગણી કરે છે, કે જેથી પરવાનો મેળવવા ઇચ્છનાર હરેકોઇ માણસ નક્કી કરેલી દસ્તુરી ભરતાની સાથેજ કાંઈ પણ સવાલ પૂછાયા સિવાય તે મેળવી શકે. એ સવાલના આટલા બધા સાદા નિગેડા વિષે જે ગંભીર વાંધા ઉઠાવી શકાય તે વાંધાઓ એ સવાલને ઉપસ્થિત કરનારા લોકો પૂરેપૂરા સમજ્યા છે કે કેમ તે વિષે હિન્દુસ્તાનની સરકારને શંકા પડે છે. સુલેહ અને શાંતિ જાળવવા માટે પોતે જવાબદાર હોવાથી નુકસાનકારક હથિયારોનો પ્રચાર જો છુટથી જાપતા વગર થવા દેવામાં આવે તો તેથી આખા દેશમા ગંભીર ગુન્હાઓ ઉપર કેવી અને કેટલી અસર થાય તેનો વિચાર હિન્દુસ્તાનની સરકારને કરવો જ પડે. આપણી ફોજદારી અદાલતોના કિતાબખાનાંમાં જે લુંટફાટો, નાના વિભાગો વચ્ચેની લડાઇઓ તથા જમીન સબંધી અને ધાર્મિક હુલ્લડો નોંધાયલાં માલુમ પડે છે, તે લુંટફાટો, લડાઇઓ, હુલ્લડો કરવામાં આવાં હથિયારો છુટથી વપરાવવાની વકી છે તે કાંઇ સરકારની નજરની બ્હાર રહી શકે નહિ. એક કરતાં વધારે પ્રાંતમાં નિયમ વિરૂદ્ધ મેળવેલાં હથિયારોથી થોડાં વર્ષ થયાં ગંભીર ગુન્હાઓ સારા પ્રમાણમાં થયલા જાણવામાં છે, અને બીજા પ્રાંતોમાં આવાં હથિયારોના આવા ઉપયોગ વિષે હિન્દુસ્તાનની સરકાર સમાનભાવથી વિચાર કરી શકતી નથી. કાયદાથી બેદરકાર રહેના લોકો નુકશાનકારક હથિયારો પોતાની પાસે રાખે તેની ઉપર જો કોઇપણ જાતનો જાપતો રાખવામાં ન આવે તો બળાત્કારના ગુન્હા એટલા બધા વધી પડે કે તેથી દેશની સહીસલામતી ભયમાં આવી પડે એવી અમને બ્હીક રહે છે. આથી હથિયારબંધ સીપાઇઓની સંખ્યામાં વધારો કરવાની અને તેમની સાધનસામગ્રીમાં સુધારો કરવાની અમને જરૂર લાગે છે.

## હિન્દુસ્તાનની સરકારનો નિર્ણય.

આથી હિન્દુસ્તાનની સરકારે નક્કી કીધું છે કે આ રીતે એ સવાલ વિચારી શકાય નહિ. બધું બાતલપણું દૂર કરવાની અને ઉપલામાં ઉપલા અધિકારીઓથી માંડીને છેક છેવટ સુધી દરેક દરેક માણસે પોતાની પાસે નુકશાનકારક હથિયારો રાખવા માટે પરવાનો મેળવવાની શકયતાને વિષે તેમણે વિચાર કીધો છે પૂ૭પ૨૭ કરતાં આ માર્ગ વિષેના વાંધા મળી આવ્યા છે. બાતલપણું સામાન્ય રીતે રદ કીધાથી અણવિશ્વાસ બતાવાશે એમ તો નહિ પણ કિંમતી હક ખુંચવી લેવાશે એમ માનવાને મજબ કારણો છે. એ સવાલ વિષે ફરી ફરીને તપાસ કીધા પછી હિન્દુસ્તાનની સરકારે એવો નિર્ણય કીધો છે કે, એ સવાલનો ફડચો આણવાનો ઉત્તમ રસ્તો તો એ છે કે પ્રથમ તો બાતલ કરેલા લોકોની સંખ્યા બહુ જ સુરત હદમાં રાખવી, અને બીજું એ કે જાણીતા મોભાવાળા અને જાણીતી ચાલચલગતવાળા લોકોને સાધારણ રીતે કોઇ પણ જાતના જાતીય ભેદ રાખ્યા સિવાય પૂ૭પ૨૭ કરાવ્યા વિના કે ઢીલ થવા દીધા વિના નુકશાનકારક હથિયારો રાખવા માટેનો પરવાનો મળવાનો અધિકાર મળવો જોઇએ એવી ગોઠવણ કરવી. તપસીલો વિષે હજી તો ચર્ચા ચાલતી હતી એવામાં તા. ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૧૮ ને રોજ વડી ધારાસભામાં નીચેનો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો અને સરકારે તેને બહાલી આપી હતીઃ—

"ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સિલને આ સભા એવી ભલામણ કરે છે કે, હથિયારબંધીના કાયદામાં અને તેની કલમોમાં કેટલે સુધીના સુધારા કરી શકાય તે વિષે વિચાર કરીને ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સિલને અહેવાલ રજુ કરવા માટે આ સભાના સરકારી તેમ જ બીનસરકારી સભાસદોની એક સમિતિ નીમવી."

એ પછી એ ધારાસભાના થોડે ભાગે સરકારી અને થોડે ભાગે બિનસરકારી સભાસદોની બનેલી સમિતિ આગળ આ આખો સવાલ રજુ થયો હતો, અને તે સમિતિએ રજુ કરેલો અહેવાલ તપાસ્યા બાદ જે નિર્ણયો ઉપર આવી શકાયું છે તે હવે હિન્દુસ્તાનની સરકાર બતાવી શકે છે.

## નિર્ણયો.

એ નિર્ણયો નીચે મુજબના છેઃ—

(૧) દારૂવાળાં હથિયારો તેમ જ ચોખ્ખેચોખ્ખી આકાલીન કિંમતનાં અપ્રચલિત દારૂવાળાં હથિયારો સિવાયનાં બીજાં બધાં હથિયારો બર્મા, પંજાબ અને નોર્થ-વેસ્ટ ફ્રન્ટિયર પ્રૉવિન્સ બાદ કરતાં બાકીના પ્રાંતો માટે હથિયારબંધીના કાયદામાં જે બંધીઓ અને સૂચનાઓ કરવામાં આવેલી છે તેમનાથી મુક્ત રખાશે; પણ તે એવી શરતે કે, અમુક કોઇ હથિયારની બાબતમાં અથવા અમુક કોઈ ક્ષેત્રમાં કાયદાના અને સુલેહના હિતની ખાતર કોઇ પણ સ્થાનિક સરકારને જરૂરનું જણાય તો તે સરકાર હાલની બંધીઓ કાયમ રાખી શકે.

(૨) જાતીય પ્રકારના બધા ભેદ નાબુદ કરવામાં આવશે; પરંતુ અહીં બતાવેલું બાતલ કરેલા માણસોનું સૂચિપત્ર હજુ પણ કાયમ રાખવામાં આવશે. હાલમાં હથિયારોની સંખ્યાની બાબતમાં તથા તેના પ્રકારની બાબતમાં જે બંધીઓ છે તે જ બંધીઓ આ હકને માટે પણ રહેશે.

(૩) આતલ થયલા મનુષ્યોને પોતાનાં હથિયારો નોંધાવવાની જરૂર રહેશે નહિ; પણ જ્યાં જરૂર જણાય ત્યાં આવા માણસોના કબજામાં જે રાઇફલ, રીવૉલ્વર અને પિસ્તોલ હોય તેમની નોંધણી (રજીસ્ટ્રેશન) કરાવવાની ફરજ પાડવાની સત્તા હિન્દુસ્તાનની સરકારને તથા સ્થાનિક સરકારોને અને વહીવટી ખાતાંઓને રહેશે.

(૪) સૂચિપત્રની છઠ્ઠી નોંધમાં આવતા જે મોટા જમીનદારોને હાલની તકે તેમને રાખનારાના તાબામાંનાં હથિયારોની બાબતમાં આતલપણું આપવામાં આવશે પણ એવા રાખનારાઓનાં હથિયારો દર વર્ષે નોંધાશે અને માત્ર તેમનાં સંખ્યા અને વર્ણન જ લખાશે.

(૫) સ્વીકારાયલી ચાલચલગતવાળા અને જાણીના મોભાવાળા લોકોને સાધારણ રીતે અગાઉ તપાસ કીધા વિના માત્ર તેમની અરજી આવેથી (બંધીયાળા છિદ્રવાળી બંદૂકો સિવાયની) રાઇફલો અને લીસાં છિદ્રવાળી બંદૂકો રાખવા માટેનો પરવાનો આપવામાં આવશે. કોઈ પણ માણસ આ હક મેળવવાને હકદાર ગણાય તે માટે જે લાયકીઓ દરેક પ્રાંત માટે નક્કી કરવાની તે સ્થાનિક સરકારના હાથમાં રહેશે. પણ હિન્દુસ્તાનની સરકાર એમ ધારે છે કે નીચેની લાયકીઓ બર થાય ખરીઃ—

લાયકીઓ.

(૧) રાજાએ સ્થાપેલા કોઇ પણ ઑર્ડરનું સભાસદપણું અથવા હિન્દુસ્તાનની સરકારે આપેલું કે સ્વીકારેલાં માનઅકરામ અથવા તો કૈસરેહિન્દપદક કે માનનું પ્રમાણપત્ર.

(૨) હિન્દી અથવા કોઇપણ પ્રાંતિક ધારાસભાનું અગાઉનું કે હાલનું સભાસદપણું અથવા પ્રાંતિક દરબારીઓ પૈકીના એક દરબારી હોવું તે.

(૩) દર વર્ષે ૧૦૦૦ રૂપિયાથી ઓછી નહિ એટલી જમીન મહેસુલનું ભરણું અથવા રોડ અને પબ્લિક વર્ક્સ ખાતાના કર તરીકે રૂ. ૨૫૦) નું ભરણું.

(૪) ત્રણ વર્ષની મુદત માટે રૂ. ૩૦૦૦) થી ઓછી નહિ એટલી આવક ઉપરનાં આવકવેરાનું ભરણું.

(૫) દર મહિને રૂ. ૨૫૦) થી ઓછો નહિ એટલો પગાર મેળવતા સરકારી અમલદાર હોવું તે.

(૬) નામદાર રાજરાજેન્દ્રના મિલિટરી કે નૌકાખાતાનો કોઇ કમિશન્ડ કે ગૅઝેટેડ અમલદાર હોવું તે, અથવા તો એ નામદારની હિન્દી મરિન નોકરીમાં નોકર હોવું તે અથવા તો ખરેખરી નોકરી કરતાં ઇમ્પીરિયલ સર્વિસ લશ્કરોના કમિશન્ડ હિન્દી સભાસદ હોવું તે.

(૭) નોકરી પરથી ફારેગ થતાં પોતાની અમલદારી પદવીના ગુણથી ઉપર જણાવેલી પાંચમી કે છઠ્ઠી લાયકીમાં જેનો સમાવેશ કરવામાં આવ્યો હોય તેવો બેઠો પગાર ખાનારો અમલદાર હોવું તે.

(૮) જે લોકોએ અત્યાર સુધી આતલપણું ભોગવ્યું હશે પણ આતલ કરેલા લોકોના નવા સૂચિપત્રમાં જેમનો સમાવેશ નહિ થતો હોય તેમણે પરવાના મેળવવા પડશે. પણ

જાતિભેદ ન રહે એ શરતે ઉપર જણાવેલી પાંચમી લાયકીવાળા હક મેળવવાને તેઓને હકદાર ગણવાનું સ્થાનિક સરકારના હાથમાં રહેશે.

## પરવાના આપવા વિષેના નિયમોમાં ફેરફાર.

(૯) પરવાના આપવા વિષેના નિયમોમાં નીચે મુજબના ફેરફાર કરવામાં આવશેઃ– (क) માત્ર ખરેખરી જરૂરીઆતને વખતે અને જાણીતી સારી ચાલચલગતના માણસોને જ રીવૉલ્વર અને પિસ્તોલ રાખવા માટેના પરવાના આપવામાં આવશે. તેની દસ્તુરીમાં વધારો કરીને તે રૂ. ૧૦) રાખવામાં આવશે. માત્ર નૉર્થ–વેસ્ટ ફ્રન્ટિયર પ્રોવિન્સમાં કાંઈ પણ ફેરફાર કરવામાં આવશે નહિ. (ख) સોળમા પ્રકાર માટેના પરવાનાની બાબતમાં સુરંગ ભરવાના દરેક હથિયાર માટે દસ્તુરી વધારીને રૂ. ૫) કરવામાં આવશે, પણ મઝલ લોડર નામના હથિયાર માટે દસ્તુરીમાં કાંઈ ફેરફાર કરવામાં આવશે નહિ. હથિયાર ખોવાઈ ગયું હોય અથવા બીજા કોઈને સોંપી દેવાનું હોય તે વિષે ખબર કરવા બાબત હાલ જે શરતો છે તે શરતોને આધારે, અને જે હથિયાર માટે પરવાનો આપવામાં આવ્યો હોય તે હથિયાર હજી પરવાનો ધરાવનાર માણસના કબજામાં છે કે કેમ તે વિષે તપાસ કરવાનો અધિકાર સ્થાનિક અધિકારીઓને રહેશે. એ શરતે જો મરજી હશે તો પ્રમાણમાં વધારાની દસ્તુરી ભર્યાથી ત્રણ વર્ષના વધારાના સમય માટે પરવાના આપવામાં આવશે (ग) પોતાના પાકના અને પોતાનાં ઢોરઢાંખરના રક્ષણને માટે ખેડુતોને પરવાના આપવામા સરળતા કરી આપવા માટે અને યોગ્ય કારણ વગર એવા પરવાના આપવાની બંધી કરવામાં આવતી નથી એ જોવા માટે ખાસ સૂચનાઓ બહાર પાડવામાં આવશે. (घ) પાકના અને ઢોરઢાંખરના રક્ષણ માટેના પરવાના સિવાયના બીજા બધા પરવાના જ્યારે પરવાના ધરાવનાર માણસના હમેશના રહેઠાણમાં કાઢી આપવામાં આવશે ત્યારે અમુક પ્રાંતની બાબતમાં જે કાંઈ બાપતા જરૂરના જણાય તેને આધારે બર્મા, આસામ અને નૉર્થ-વેસ્ટ ફ્રન્ટિયર પ્રોવિન્સ સિવાયના આખા બ્રિટિશ હિન્દુસ્તાનમાં તેવા પરવાના ચાલી શકશે. (च) માત્ર ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેઈટ્સ જ નહિ પણ આ બાબતમાં સ્થાનિક સરકાર જેમને ખાસ અધિકાર આપે તેવા પેટા–વિભાગના અમલદારો પણ પરવાના કાઢી આપી શકશે. પરવાનો આપતાં પહેલા જે તપાસ કરવાની તેને માટે પોલિસ ઉપરાંત અથવા પોલિસના બદલામાં જ્યાં બની શકે એમ હોય ત્યાં બીજા આડતીઆઓને અધિકાર આપવામા આવશે. હાલ જે લોકોને બાતલ રાખવામાં આવ્યા છે પણ ભવિષ્યમાં જેમને બાતલ રાખવામાં આવશે નહિ તેવા લોકોને પોતે આ નવી શરતો અનુસાર વર્તી તે માટે વખત મળે એટલા માટે આ નિર્ણયોને અમલમાં આણવાના હેતુથી નિયમોમાં અને સૂચિપત્રોમાં જે ફેરફારો જરૂરના જણાય છે તે ફેરફાર કરવાનું કામ હમણાં હાથમાં લેવામાં આવ્યું છે.

બાતલ રાખવામાં આવેલા લોકોની યાદીમાં કરવાના ફેરફાર અને દસ્તુરીમાં કરવાના વધારા તા.-૧ લી જાન્યુઆરી ૧૯૨૦-સુધી અમલમાં આવશે નહિ.

---

# ના. વિઠ્ઠલભાઈ પટેલનું ભાષણ.*

મારા નામદાર,

આ અત્યંત અપ્રિય કાયદાના અંતિમ વિભાગમાં આપણે હવે આવી પહોંચ્યા છીએ. આ ધારાસભાની અંદર અને બહાર, આખા હિંદના અભિપ્રાયનો જે સર્વાનુમત પ્રતિષેધ થયો છે તેની બિલકુલ કાળજી નહીં કરવામાં અથવા તો તેની સામે રહેવામાં સરકાર હમેશની માફક જ ઉપસ્થિત રહી છે. પાર્લામેંટમાંથી રાજકીય સુધારાઓનો ખરડો પસાર થાય ત્યાં સુધી આ પગલું ગમે તેમ કરીને મુલતવી રાખવા અથવા તો તે રદ કરવાને સરકારને સમજાવવામાં અમે અમારા સૌથી બનતા પ્રયત્નો કર્યા છે. અમે તેમાં નિષ્ફળ ગયા છીએ. આ ખરડાને ઓછો ભયંકર, ઓછો નુકશાનકારક અને તેથી ન સ્વીકારવા માટે ઓછો વાંધાવાળો બનાવવા માટે અમારા કેટલાક અગત્યના સુધારા સ્વીકારાય તેમ કરવામાં અમે અમારાથી બનતું સઘળું કર્યું છે. પરંતુ અમારી વિનંતિઓ અને પ્રાર્થનાઓ અરણ્યરૂદન સમાન નીવડી છે. અમે કબૂલ કરીએ છીએ કે, અમારા બધા પ્રયત્નોમાં અમે કંગાલપણે નિષ્ફળ ગયા છીએ. હવે અમારે માટે આ ધારાસભામાં આ ખરડો કાયદા તરીકે પસાર થાય તે સામે અમારાથી બની શકે તેમ સૌથી વધુ સ્પષ્ટ રીતનો ઘણોજ મજબૂત વાંધો જાહેર કરવો. એમ કરતાં હું એક વાર ફરીથી મારાં તે માટેનાં કારણો ટૂંકમાં અત્રે રજૂ કરૂં છું.

મારા નામદાર, હું એવો અભિપ્રાય ધરાવું છું કે—આ કાયદો ઘડવો એ આ ધારાસભાની સત્તામાં નથી. ગમે તે દાખલામાંના કાયદા ઓન. સભાસદ આ કાઉન્સિલને સમજાવવા માગે છે તેમ આ પ્રશ્ન શંકાથી એટલો બધો મુક્ત નથી. આ સંબંધમાં આ કાઉન્સિલને વિચારવા માટે ત્રણ મુદ્દા ઉપસ્થિત થાય છે.

(૧) ગવર્નમેંટ ઑફ ઇંડિયા એક્ટ (૧૯૧૫) ની ૬૫ મી કલમ જણાવે છે કે— "ગવર્નર–જનરલ અને તેની લેજિસ્લેટિવ કાઉન્સિલને, પાર્લામેંટના એક કાયદાથી ખાસ સત્તા આપવામાં આવી ન હોય ત્યાં સુધી ગ્રેટબ્રિટન અને આયર્લેંડના યુનાઇટેડ કિંગ્ડમના અલિખિત ધારાઓ અને બંધારણના કોઇ પણ ભાગ ઉપર અસર કરનારો અથવા તો તે રદ કરનારો કોઇ પણ કાયદો ઘડવાની સત્તા નથી, કે જેની ઉપર યુનાઇટેડ કિંગ્ડમના તાજ પ્રત્યે કોઇ પણ માણસની વફાદારીનો કોઇ પણ અંશમાં આધાર હોય." હવે એ કલમમાં જણાવેલી વફાદારીનું આ બંધન કેવું છે? તે એવું છે કે—તાજ, પ્રજાને આપખુદ કારોબારી સત્તાધિકારીઓ સામે સંરક્ષણ આપે છે અને રૈયતની પોતાની સ્વતંત્રતા છીનવી લેવામાં આવે તે પહેલાં કાયદાના સ્વીકારાયલા સ્વરૂપ મુજબ તેની તપાસ થાય તેમ જોવાનો તેને હક છે. આ સૂચવાયલા ખરડાના બીજા અને ત્રીજા વિભાગમાં કેટલાક ગુન્હાઓની તપાસ માટે ન્યાયી ખાતાને લગતી સત્તાઓને બદલે કારોબારી અમલદારોને તપાસ કરવાનું કામ સોંપાયું છે. આમ હિન્દમાં શ્રી સમ્રાટની પ્રજાની મુખ્ય સ્વતંત્રતા

* વડી ધારાસભામાં રૉલેટ બિલ ત્રીજી વેળા પસાર કરવાની દરખાસ્ત ઉપરનું ભાષણ

ઉપર તરાપ મારવામાં આવી છે. એ રીતે યુનાઇટેડ કિંગ્ડમના અલિખિત કાયદા અને ધોરણ કે જેના ઉપર રાજપ્રત્યે વફાદારીનો આધાર રહેલો છે તે રદ્દ કરવામાં આવ્યા છે. આથી એ એક પ્રશ્ન છે કે-હિંદી ધારાસભાને આ કાયદો ઘડવાનો અધિકાર છે કે નહીં ?

## ગવર્નમેંટ ઑફ ઇંડિયા ઍક્ટની કલમ ૧૦૬

(૨) ગવર્નમેંટ ઑફ ઇંડિયા ઍક્ટ (૧૯૧૫) ની ૧૦૬ મી કલમમાં એવી ગોઠવણ છે કે-" વિવિધ હાઇ કોર્ટસઃ એ કોર્ટસ ઑફ રેકર્ડ છે અને તેમને મૂળ દાવાઓ અને તે ઉપરની અપીલો સાંભળવાની ન્યાયી સત્તાઓ-અને ન્યાયના કારોબારને લગતી અથવા તો તે ઉપરની આવી બધી સત્તાઓ અને હકુમત છે અને તે તેમને લેટર્સ ઑફ પેટંટ દ્વારા આપવામાં આવી છે." એ કલમ વધારામાં જણાવે છે કે લેટર્સ પેટંટ દ્વારા હાઇ કોર્ટને અપાતા ન્યાયી અધિકાર, સત્તાઓ અથવા હકુમતમાં વખતો વખત ના. સમ્રાટ તરફથી વધુ લેટર્સ પેટંટ દ્વારા વધારો કરી શકાય." ખરડાનો પહેલો ભાગ હાઇ કોર્ટના ન્યાયી અધિકાર રદ્દ કરી નાંખે છે અને ખાસ એક નક્કી કરેલી ત્રિપુટી કોર્ટને તે આપે છે. હિંદી હાઇ કોર્ટસના ન્યાયાધીશોને ના. સમ્રાટની સહીવાળા લેટર્સ પેટંટ મારફત અધિકાર મળેલા છે અને મારા અભિપ્રાય પ્રમાણે તેમના અધિકાર કોઇ પણ કારણસર જેમ આ ખરડામાં સૂચવવામાં આવ્યું છે તેમ હિંદી ધારાસભાના કોઇ પણ કાયદાથી રદ્દ કરી શકાય નહીં.

(૩) ગવર્નમેંટ ઑફ ઇંડિયા ઍક્ટ (૧૯૧૫) ની ૩૨ મી કલમમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે—

(અ) હિંદી પ્રધાનની કાઉન્સિલ, તે કાઉન્સિલના એકઠા મંડળ તરીકે કાઉન્સિલને નામે દાવો માંડી શકે અથવા તેની ઉપર દાવો મડાઇ શકે. (બ) દરેક વ્યક્તિ હિંદી પ્રધાનની કાઉન્સિલ સામે એવુંજ પગલું લઇ શકશે કે જેવું તેને ઇસ્ટ ઇંડિયા કંપની સામે, જો ગવર્નમેંટ ઑફ ઇંડિયા ઍક્ટ (૧૮૫૮) અને આ કાયદો પસાર થયા હોત નહીં તો, તેનાથી લઇ શકાયું હોત, જ્યારે કલમ ૬૫ પેટા-કલમ ૨ માં એવું જણાવેલું છે કે-ગવર્નર-જનરલની કાઉન્સિલને, ખાસ પાર્લામેન્ટના કાયદાથી સત્તા અપાઇ ન હોય તે સિવાય, ૧૮૬૦ ના વર્ષ પછી પાર્લામેંટના કોઇ કાયદાને રદ્દ કરતો અથવા તો અમર કરતો કોઇ પણ કાયદો પસાર કરવાની અને બ્રિટિશરાજમાં તે લાગુ પાડવાની સત્તા નથી." આ બે કલમોનાં તત્વો એક સાથે વાંચવાથી એ સ્પષ્ટ થાય છે કે-હિંદી કાયદા ઘડનારાઓને હિંદી પ્રધાનની કાઉન્સિલ ઉપર દાવો માંડવાના કોઇ પણ બ્રિટિશ હિંદી રૈયતના હક્કને છીનવી લેનારો કોઈ કાયદો, ૧૮૫૮ પહેલાં એવો હક હતો તે જોતાં, ઘડવાનો અધિકાર નથી અને તેમ છતાં આપણે ખરડાની ૪૧ મી કલમમાં એવુ જોઇએ છીએ કે -"આ કાયદા મુજબ થયેલા કોઇ પણ હુકમ વિષે કોઇ પણ કોર્ટ પ્રશ્ન ઉઠાવી શકશે નહીં એવું તે જણાવે છે." આ દષ્ટિબિન્દુને સારી રીતે જાણીતા થયેલા મોમેંટના મુકર્દમામાં પ્રિવિ કાઉન્સિલના નામદાર ન્યાયાધિશોએ બર્માની ચીફ કોર્ટનો ચુકાદો કાયમ રાખીને જે નિર્ણય આપ્યો છે તેનાથી ટેકો મળે છે. તેઓએ એવો અભિપ્રાય આપ્યો છે કે-રોઅર બર્માના શહેરો અને ગામડાની જમીનોને લગતા કાયદાની (૧૯૦૮ ના બર્મા ઍક્ટ ૪ ની)

કલમ ૪૧ (અ) નાં તત્વો લાગુ પડી શકે તેવાં નથી. એ તકરારી કાયદાની કલમ એવી છે, કે–"કોઇ પણ દિવાની અદાલતને સરકાર સામે કોઇ જમિન ઉપરનો હક નક્કી કરવા ન્યાયી અધિકાર રહેશે નહીં."

હિંદી સરકારે, આ ઉપરથી નાં શહેનશાહની સરકારને એવું લખાણુ કર્યું હતું કે ૧૮૫૮ ના કાયદાની ૬૫ મી કલમ રદ્દ કરવી કે જે કલમ ૧૯૧૫ ના હિંદી સરકારના કાયદાની ૩૨ મી કલમને મળતી આવે છે. તેનું પરિણામ એ આવ્યું હતું કે–ઉમરાવોની સભામાં એક વધારાનો ખરડો દાખલ કરવામાં આવ્યો હતો. એ ખરડો ઉમરાવોની અને આમની એ બન્ને સભાઓની એક સંયુક્ત કમિટીને સોંપવામાં આવ્યો હતો અને એ પ્રશ્નની તરફેણુની અને વિરૂદ્ધની બાબતોની સંપૂર્ણ ચર્ચા પછી કમિટીએ એવી ભલામણ કરી હતી કે–તકરારી પ્રશ્નવાળી કલમ રદ્દ કરવી. એ ચર્ચા ઘણી રસભરી છે અને તેમાંના કેટલાક ફકરાઓ, જે પ્રશ્ન ઉપર આપણે વિચારીએ છીએ તેને લાગે વળગે છે ત્યાં સુધી, હું અત્રે ટાંકી બતાવીશઃ—

"પ્રમુખઃ ન્યાયના દૃષ્ટિબિન્દુથી આ બાબત કેટલે સુધી ટકી રહે છે તે જણાવવું એ સાથે સાથે ઠીક થઇ પડશે. પાર્લામેંટનો ઇંપિરિયલ એક્ટ જ્યારે પસાર થયો છે અને તે કાયદો હિંદને તથા સ્વાવત્તશાસિત સંસ્થાનોને તેમ જ બ્રિટિશ રાજ્યના દરેક ખૂણામાં લાગુ પડે છે, જ્યારે એક એવો ઇંપિરિયલ એક્ટ પસાર થયો છે, કે જે કોઇ પણ સંસ્થાન, કોલોની કે તાબાના રાજ્યને લાગુ પડે છે ત્યારે ઇંપિરિયલ એક્ટમાં અધિકાર આપવામાં આવે નહીં ત્યાં સુધી સ્થાનિક કાયદા ઘડનારાઓ તે કાયદાની વિરૂદ્ધમાં જાય એવો કાયદો પસાર કરી શકે નહીં. સામ્રાજ્યના કામકાજના વહિવટમાં, ૧૮૬૭ ના કેનેડીઅન એક્ટના દાખલામાં બન્યું છે તેમ પાર્લામેંટનો ઇંપિરિયલ એક્ટ એક ઘણી જ સગવડ ભરેલી રૂઢિ રૂપ થઇ પડે છે. કેનેડીઅનોએ પાર્લામેંટના ઇંપિરિયલ એક્ટની માગણી કરી હતી, તેઓને તે આપવામાં આવ્યો અને કેનેડામાં કોઈપણ સ્થાનિક કાયદો તેની વિરૂદ્ધ અમલમાં આવી શકતો નથી. તેઓ એવે વખતે સામ્રાજ્યની પાર્લામેંટને પૂછાવે છે કે જે તે હમેશાં તેમની માગણીઓને પુરી પાડવા તૈયાર હોય છે. હિંદમાં કાયદો કોઇને પણ ઇસ્ટઇંડિયા કંપની સામે દાવો માંડવાની પરવાનગી આપે છે. ત્યાં તાજ તરફથી નહીં પણ કંપની તરફથી ૧૮૫૮ ના કાયદાની ૬૫ મી કલમ નીચેના શબ્દોમાં ઘડવામાં આવી હતીઃ--

"હિંદી પ્રધાનની કાઉન્સિલ હિંદમાં અને ઇંગ્લાંડમાં હિંદીપ્રધાનની કાઉન્સિલના એક એકત્ર મંડળને નામે દાવો માંડી શકે અને તેના ઉપર તેવી રીતે દાવો મંડાઇ શકે અને બધા રાજદ્વારી મંડળો અને વ્યક્તિઓને એવી રીતના કાયદેસર અને ન્યાયયોગ્ય દાવાઓ માંડવાના ઇલાજો અને કામકાજ લેવાનો હક જેવી રીતે મજકુર કંપની સામે હોઇ શકે તેવી રીતનો હક હિંદીપ્રધાનની કાઉન્સિલ સામે રહે અને રહી શકશે. અને ના. રાણી સરકારને હિંદી સરકાર માટે જે મિલકત અને અસરોને લગતી સત્તા આપવામાં આવી છે અથવા તો તેવાંજ હેતુઓ માટે લેવામાં આવી છે તે એવી જ જાતના નિર્ણયો અને વહિવટને યોગ્ય અને તાબે ગણાશે કે જેની ઉપર ઇસ્ટ ઇંડિયા કંપનીને

સત્તા રહેલી હતી અને એ કંપનીના સંબંધમાં કાયદેસર રીતે કોંટ્રેકટથી કરવામાં આવેલાં દેવાં અને જોખમદારીઓ તેની સત્તા અને વહિવટને યોગ્ય હતાં."

## અસરકારક કાયદો.

આથી તે એક અસરકારક કાયદો હતો અને પ્રિવિ કાઉન્સિલ દેખીતી રીતે-હું તેમના ચુકાદાઓ તપાસતો હતો અને હવે મને યાદ આવે છે-પ્રિવિ કાઉન્સિલે તે ટાંકી બતાવ્યો હતો અને એ પણ કહ્યું હતું કે-આ કલમની અસર,-જેવી રીતે કોઇ વ્યક્તિ કોઇ પણ દાખલામાં ઇસ્ટ ઈંડીયા કંપની સાથે દાવો માંડી શકી હોત તેવી રીતે હિંદી પ્રધાનની કાઉન્સિલ સામે દાવો માંડતાં હિંદી સરકાર તેને કોઇ કાયદો ઘડીને અટકાવે નહીં એ હતી. તેનું મૂળ એ મુદ્દો છે કે કે જે મેં જણાવ્યો છે અને તે એક ચુકાદો હતો અને તેજ ફક્ત એક ચુકાદો હતો. તેઓ તેને જમિનના દાવામાં લાગુ પડતા. એ પછી લોર્ડ રોબર્ટસ આપણને જે અગવડ ઉભી થઇ છે, તેના સબંધમાં ફરિયાદ કરે છે.........

*લૉર્ડ રસ્લિંગ્ટનઃ*—મી. રોબર્ટસે જે કહ્યું છે તે ફરીથી કહેવા અને તે ઉપર ભાર મૂકવા હું પ્રચ્છું છું. ખરેખર કાંઇ પણ કરવામાં આવશે નહી ત્યાં સુધી તેથી હિંદમાંના કાયદા ઘડનારાઓ ઘણા મુંઝવણ ભરી સ્થિતિમાં મૂકાશે અને હું કમિટીને તે મુદ્દા ઉપર વિનંતિ કરવા માગું છું કે, તેણે સૂચવાયલા સુધારાની શબ્દ ગોઠવણીનું સ્વરૂપ એમને એમ સ્વીકારવું કે નહીં અથવા તો ફેરફાર સાથે સ્વીકારવું એ બાબત ઉપર આપણે અહીં નિર્ણય કરી શકીએ; પરંતુ હું ધારૂં છું કે-કમિટીએ જે કાંઇ સાંભળ્યું છે તે પછી અને ત્યાંના સ્થાનિક કાયદા ઘડનારાઓએ આ ૬૦ વિચિત્ર કાયદાઓ પસાર કર્યા છે તેના સબંધમાં હિંદમાંની કામકાજની વસ્તુસ્થિતિ જોતાં અને નવી લગભગ ૨૦૦ ની સંખ્યાના કાયદાઓ જોતાં, ક્ષણિક નિર્ણય કે પ્રિવિ કાઉન્સિલને અપીલ કરવા માટે ખુલ્લો રહેશે તે ઉપર આવતાં પહેલાં, એ ધ્યાનમાં લેશે કે-જે કાયદો પસાર થયો છે તેને માટેજ નહીં પણ કોઇ પણ કાયદો ભવિષ્યમાં પસાર કરવાના ઉદ્દેશથી અને સૂચવાયો છે તે જોતાં, વસ્તુસ્થિતિ ઘણી ગંભીર છે.

× × × × ×

પ્રમુખઃ ત્યારે મુખ્ય મુદ્દો એ છે કે-હિંદમાંના સ્થાનિક ધારા ઘડનારાઓએ એવા કાયદા પસાર કર્યા જે અથવા તો ધારે છે કે તેઓ એવા કાયદા પસાર કરવા શક્તિમાન થવા જોઇએ કે જે કોઇ વ્યક્તિના હિંદી પ્રધાન સામે દાવો માંડવાના હકમાં આડે આવે?

સર કોર્ટની ઇલ્બર્ટઃ તે વચ્ચે પડી શકે. મારી પાસે અહીં એક લાંબી ટીપ છે. સભાસદોની જાણ માટે એ ટીપની નકલો કઢાવવી અને ફેરવવી એ સગવડ ભર્યું થઇ પડશે.

પ્રમુખઃ હું ધારૂં છું કે તે ઘણી ઉપયોગી થઇ પડશે. દેખીતી રીતે તે ઉપર સંભાળપૂર્વક વિચાર ચલાવો જોવામાં આવ્યો છે અને મુદ્દો કેવી રીતે ઉભો થાય છે તે જોવાને તેનાથી કમિટીને બની શકશે દાખલા તરીકે પહેલા દાખલામાં હિંદરક્ષાનુ (ફ્રેંજ-

દારી) કાયદામાં (૧૯૧૫) એવી કલમ છે કે-કમિશનરોનો ચુકાદો છેવટનો અને પૂર્ણ થયેલો ગણાશે. એમ બની શકે કે-કમિશનરો એમ કહે કે-હિંદી પ્રધાને વ્યાજબી કર્યું છે અને પછી એની દલિલ લાવવામાં આવે કે-તેણે વાજબી કર્યું છે એવું જાહેર થયું અને તેથી તેની સામે દાવો માંડી શકાય નહીં. તમે આવી રીતનું કહેવા ધારોછો ને ?

સર કોર્ટને ઇલ્બર્ટ: હા.

### હિંદી પ્રધાન સામે દાવો માંડવાનો હક્ક.

પ્રમુખ: આવી બાબત માટે ગોઠવણ કરવાની જરૂર હોય એમ જણાય છે. એવી જ રીતે બીજી ઘણી બાબતોની ગોઠવણો કરવાની છે પણ હું ધારૂં છું કે-એ ઇચ્છવાયોગ્ય થઈ પડશે કે-કમિટીને આ દાખલાઓ જોવાની તક આપવી જોઇએ, એ એક ઘણી મુશ્કેલી ભરી બાબત છે. તમે જે ઉપાય સૂચવો છો તે હિંદમાંના ધારા ઘડનારાઓને હિંદી પ્રધાન સામે કોઈ વ્યક્તિને દાવો માંડવાનો હક્ક બિલકુલ રદ્દ કરવા માટે શક્તિમાન કરવાનો છે.

લૉર્ડ ઇસ્લિંગ્ટન: હા.

× × × × × ×

સર જૉનજાર્ડિન: ખાસ કરીને ઇલાકેદાર શહેરો જ્યાં ૧૭૨૬ ની સાલથી ઈંગ્લિશ કાયદો, અમુક ફેરફાર સાથે ( એજ બાબત રંગુન અને બીજાં કેટલાંક શહેરોને લાગુ પડે ) અસ્તિત્વમાં છે ત્યાંના લોકોને પણ ઘણે ભાગે એજ લાગણી હોય છે.

તેઓમાંના કેટલાક ઈંગ્લિશ કાયદા જેવા જ નીચે હોય છે અને જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી તેઓ હમેશાં એમ જ ધારતા આવ્યા છે કે-૧૮૫૮ ના કાયદા મુજબ અપાયેલા અધિકાર, જે સૈન્યને વહેમથી બિલકુલ વેગળા હોય એવી અદાલતોમાં દાવો માંડવાની સત્તા આપે છે તે તેઓ પાસે એક કિમતી વસ્તુ છે. આપણી સરકારના તાબાના લોકોમાં તે વિશ્વાસ વધારે છે અને મને ખબર છે ત્યાં સુધી, કોઈ પણ રીતે નુકશાનકારક નથી. કોઈ મુકર્દમામાં હારી જવું, એ સરકારને ચીઢ ચઢાવનારૂં થઇ પડે છે પણ લોકો ઉપર તેમના અભિપ્રાયો મુજબ રાજ ચલાવવાની વિશાળ બાબત સાથે તેની સરખામણી કરતાં તે એક નજીવી બાબત છે. રાજનીતિને લાગે વળગે છે ત્યાં સુધી આ બાબત એવી છે કે જે લોકોની લાગણીઓથી-સભાળપૂર્વક જાહેર કરેલી લાગણીઓથી નક્કી કરવાની છે.

× × × × × ×

લૉર્ડ ઈસ્લિંગ્ટન—કલમ (૨) પેટા કલમ (ડી) જે અમુક દાખલાઓમાં હિન્દી પ્રધાન સામે દાવો માંડવાના હકમાં અંતરાય નાંખે છે તેને લગતા ગયા અઠવાડીઆના આપણી ચર્ચાના વિષય વિષે હું એકાદ શબ્દ કહેવા ધારૂં છું. ગયે અઠવાડીએ આપણે મળ્યા ત્યારથી હિંદી પ્રધાનની ઓફિસ તરફથી આ પેટા-કલમ ઉપર હિંદ અને ઈંગ્લાંડના વિવિધ ભાગોમાંથી આવેલી અરજીઓના મુદ્દાઓ ઉપર અને ગયે અઠવાડીએ થએલી ચર્ચાના મુદ્દાઓ ઉપર

સંભાળ ભર્યો વિચાર ચલાવવામાં આવે છે. તે ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે–આ બિલમાં દાખલ કરવાની આ દરખાસ્તમાં જે ધોરણ દાખલ કરવામાં આવ્યું છે તેની સામે ઘણી જ સખ્ત લાગણી હતી. આથી ઇંડિયા ઑફિસે એવો વિચાર કર્યો છે કે–બધા સંજોગો જોતાં, આ દરખાસ્ત 'ચર્ચાસ્પદ પ્રકારની ગણવામાં આવે છે. એ સત્ય-વસ્તુસ્થિતિ જોતાં, અને ચર્ચાસ્પદ બાબતો વિગ્રહ દરમ્યાન બનતા સુધી મુલત્વી રાખવાની છે તે જોતાં, એકંદરે સૌથી ડહાપણ ભરેલી યોજના કદાચને એ થઈ પડશે કે–બિલમાંથી આ ગોઠવણ પડતી મૂકવી. અમે તેની જૂદી જૂદી બધી રીતો વિષે ચર્ચા કરી છે. સૌથી પ્રથમ તો એ કે–ભવિષ્યમાં આ મુશ્કેલ બાબત સંબંધી કામ કરવાના હેતુથી અને તેજ સામે યોગ્ય સંજોગોમાં યોગ્ય અપીલ કદ કર્યા શિવાય કાંઇ ફેરફાર કરી શકાય કે નહીં. જૂદી જૂદી રજૂ થયલી દરખાસ્તો ઉપર અમે વિવાદ કર્યો–અને ખાસ કરીને તમે નામદારે જે દરખાસ્ત રજૂ કરી છે તે ઉપર પણ–પરન્તુ એ દરખાસ્તમાં એની મેળે જ એટલી બધી મુશ્કેલીઓ ઉભી થઇ કે અમને તે તજી દેવાની જ ફરજ પડી. એ પદવી તેને ફરીફરી તપાસી શકાય તેટલી હદ સુધી એટલે કે હાલના કાયદાને મજબૂત બનાવવાની જ બાબતમાં લાગુ પાડવાનો ફેરફાર કરવાનો પ્રશ્ન આવ્યો અને વિચાર કરતાં અમે એવા છેવટ ઉપર આવ્યા કે–એ દાખલામાં પણ અગાઉથી ધારી શકીએ તેના કરતાં પણ વધુ મુશ્કેલી તેનાથી ઉભી થાય એ બનવા જોગ છે.

× × × ×

અલબત ભવિષ્યમાં આ પ્રશ્નની વધુ ખીલવણી થાય અને એ પછી તેની સાથે એવી રીતે કામ પાડવું પડશે, પણ કદાચ બહારના પગલાથી સંજોગો જોતાં તેની સાથે વધુ સારી રીતે કામ લઇ શકાય. સલાહકારક કમિટીનો એ સામાન્ય અભિપ્રાય છે. જો આ કમિટીને તે બગેબર લાગતો હોય તો મને આશા છે કે–હું તેને સંમતિ અપાયલી મેળવી શકીશ."

## હિંદી કાયદા ઘડનારાઓની સત્તાનો પ્રશ્ન.

હિંદી કાયદા ઘડનારાઓ આ કાયદો પસાર કરવાની સત્તા ધરાવે છે કે કેમ એ શંકાવિમુક્ત નથી એ પ્રશ્ન ઉપર મેં ક્યારનુંએ વિવેચન કર્યું છે અને હું આગળ વધીને કહી શકું–એ પ્રશ્ન ખરેખર એવો નથી કે સામાન્ય જેવો ગણી શકાય અથવા તો ડહાપણથી તે નકારી શકાય. ખરેખર, રોલેટ રિપોર્ટના વિદ્વાન કર્તાઓએ પોતાના છેવટના પેરામાં પોતાની શંકા બતાવી છે અને આ મુશ્કેલ પ્રશ્નનો નિકાલ આણવા પ્રયાસ કર્યો છે. તેઓ કહે છે કે–કાયદો ઘડવાની સૂચનાઓ કરતાં અમે એ બાબતનો બિલકુલ વિચાર કર્યો નથી કે–ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સિલની સત્તા બહાર કોઇપણ પ્રકારે આવો કાયદો છે એવી દલીલ આણી શકાય. એવા કોઇ મુદ્દા ઉપર કાયદો ટોકવો એની અમને સત્તા નથી અને અમારી સૂચનાઓના પાયા તરીકે કોઇપણ ગોઠવણને લગતી અટકળ બાંધવી એ માત્ર ગૂંચવણ ઉભી કરશે. આથી અમે એ મુદ્દા ઉપર આગળ વધ્યા છીએ કે–અમારી જે કોઇ પણ સૂચનાઓ સ્વીકારવાનું નક્કી થશે તેને અસરકારક બનાવવા માટે તે હેતુ પરિપૂર્ણ કરવા પુરતો કોઇ કાયદો ઘડવામાં આવશે.

હવે કાઉન્સલે બિલમાં જે રીતે વધારો કર્યો છે તેના નિયમો ઉપર હું બોલીશ.

## ભાગ પહેલો.

(૧) વહીવટી સરકારને એવું કહેવાની સત્તા આપવામાં આવે છે કે–અમુક ગુન્હાઓ ખાસ બંધારણ વાળી ત્રિપુટી અદાલત દ્વારા તપાસવામાં આવશે અને કાયદાની સામાન્ય અદાલતોદ્વારા નહીં.

(૨) આવી તપાસ દરમ્યાન જ્યુરી નીમવામાં આવશે નહીં.

(૩) આવી તપાસ દરમ્યાન દોષારોપણને લગતું કામકાજ કરવામાં આવશે નહીં.

(૪) આવી તપાસ દરમ્યાન અમુક હકીકતો કે જે બીજી રીતે દાખલ થઈ શકે તેવી હોય નહીં તે પુરાવામાં દાખલ કરવામાં આવશે.

(૫) આવી તપાસ દરમ્યાન દોષિત વ્યક્તિની તપાસ અને ઉલટપાલટ તપાસ તેની પોતાની તરફથી સોગંદ ઉપર સાક્ષી તરીકે લઈ શકાય.

(૬) આવી તપાસો, માત્ર એડવોકેટ-જનરલના સર્ટિફિકેટથી કોઇ જાતનું સોગંદ નામું કે કારણોના ટેકા શિ ાય હાઇકોર્ટ બેસતી હોય તે હમેશની જગ્યા કરતાં બીજી કોઇ જગ્યાએ સામાન્ય રીતે ચલાવી શકાશે.

(૭) ત્રિપુટી કોર્ટ, સ્થાનિક સરકાર એ પ્રકારનો અભિપ્રાય સ્વીકારવાને બંધાયલી છે કે–મજકુર ગુન્હો રાજ્યની સલામતીને નુકશાનકારક હિલચાલ સાથે સંબંધ ધરાવે છે અને તે કોર્ટની એવી માન્યતા હોય કે–આરોપી એવી કોઈ હિલચાલ સાથે કોઇ રીતે નબ ધરાવતો નથી તે છતાં પણ તેને શિક્ષા કરવાને તે બંધાયલી છે.

(૮) ત્રિપુટી કોર્ટનો ચુકાદો છેક છેવટનો અને પૂરો થયલો ગણાતો છે અને ફરી તપાસણી માટે અપીલ કરવાનો કોઇ જાતનો હક્ક રહેશે નહીં અને કોઇ પણ હાઇકોર્ટ કોઇ મુકદમો અથવા સુદ્દો ફેરબદલ કરી શકે નહીં.

## ભાગ બીજો અને ત્રીજો.

આ વિભાગોના નિયમો સ્વ–તિરસ્કૃત રહે છે. બીજા ભાગ અનુસાર પ્રાંતિક કારોબારી સરકારને, ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલના જાહેરનામા ઉપરથી, નીચે જણાવેલા બધા અથવા તેમાંના કોઇ હુકમ, તેમની સત્તાઓની કોઈપણ વ્યક્તિ કે જે તેમના અભિપ્રાય મુજબ, કલમ ૨૦ મી માં જણાવેલી જાતની કોઇ હિલચાલ સાથે સંબંધ ધરાવે છે, એમ તેમને લાગે તેની સામે કાઢવાની સત્તા ધરાવે છે.

(૧) એક વર્ષની મુદત કે જેમાં જરૂર જણાય તો એક બીજા વર્ષનો વધારો કરી શકાય તે માટે એવી જામીનગીરી લખાવવી કે તે વ્યક્તિ પરિશિષ્ટમાં જણાવેલા કોઇ ગુન્હાઓ કરશે નહીં અથવા તે ગુન્હા કરાવવામાં ઉત્તેજન આપશે નહીં.

(૨) નક્કી કરેલા અધિકારીને પોતાનું રહેઠાણ અથવા રહેઠાણના ફેરફારની ખબર આપવી.

(૩) બ્રિટિશ હિંદમાં કોઇપણ નક્કી કરેલી હદમાં રહેવું અથવા વસવું.

(૪) જાહેર સુલેહમાં ખલેલ પહોંચવા જેમ અથવા જાહેર સલામતીને નુકશાનકારક ગણાય એવા કામથી દૂર રહેવું.

(૫) નક્કી કરેલા સમયે પોલિસ ખાતા સમક્ષ તેણે હાજરી આપવી.

વિભાગના નિયમો મુજબ, પ્રાંતિક વહીવટી સરકારને એવા જ જાહેરનામાથી અને અમુક સંજોગોમાં નીચેના અધિકાર આપવામાં આવ્યા છે કે—

(અ) પુરવણીમાં બતાવેલા ગુન્હા સાથે અમુક માણસને સંબંધ છે એવો તેમનો અભિપ્રાય પડે તેવા માણસને વગર વારંટે પકડવો.

(બ) તેને કેદ કરવો.

(ક) જાહેર સલામતીને જોખમમાં નાખે એવા કારણથી અમુક જગ્યા વપરાય છે અથવા વપરાવાની છે તે જગ્યા તપાસ કરવાનો હુકમ કરવો.

એટલું ધ્યાનમાં લેવાનું છે કે કોઈપણ પ્રકારની કાયદેસર તપાસ સુદ્ધાં કર્યા વિના આ બધા હુકમો છોડવાના છે. આ કાઉન્સિલના એક બિનઅધિકારી સભાસદે બરોબર કહ્યું હતું તે પ્રમાણે આ શરતો 'દૂધમાં શુદ્ધ દબાણુ' સિવાય બીજું કાંઇ વધારે કે ઓછું નથી.—એવી સૂચના કરવામાં આવી છે કે દુઃખી થતા માણસોના રક્ષણ માટે આ ભાગમાં શરતો દાખલ કરવામાં આવી છે. મારા મત પ્રમાણે તો આ શરતો નિરાશાજનક રીતે અયોગ્ય છે અને કહેવાતાં રક્ષણનાં સાધનો છેક જ કલ્પિત છે. તેનાં કારણ નીચે પ્રમાણેઃ—

(૧) તપાસણી—અમલદારની નિમણૂક કારોબારી સરકારને હાથે થવાની છે.

(૨) બધી તપાસ ઘુસપુસ રીતે પડદા પાછળ થવાની છે.

(૩) જે માણસની તપાસ ચાલતી હશે તેને તપાસણીના બધા ક્રમ દરમ્યાન હાજર રહેવાનો હક રહેવાનો નથી.

(૪) દુઃખી થયલા માણસ તરફથી કોઈ વકીલ હાજર રહે તેવો હક મળવાનો નથી.

(૫) પુરાવાના કાયદાના કોઈ નિયમો પાળવાને તપાસણી—અમલદાર બંધાયલો રહેનાર નથી.

(૬) તપાસનું ક્ષેત્ર મર્યાદિત રહેવાનું છે.

(૭) પોતાના બચાવને માટે અમુક બાબત ગમે તેટલી જરૂરની હોય તોપણ તેની બાબતની ખબર કહ્યાથી જાહેર સલામતી અથવા વ્યક્તિગત સલામતી ભયમાં આવી પડે એમ હોય તો તે બાબત તેવા માણસને તપાસણી અમલદાર કહી દેશે નહિ.

(૮) કોઈ સાક્ષીને કાંઇ સોગન દેવાના નથી.

(૯) તપાસણી અમલદારના કોઇપણ નિર્ણયને સ્વીકારવાને સ્થાનિક સરકાર બંધાવાની નથી.

## ભાગ ચોથો.

ડીફેન્સ ઑફ ઇન્ડિયા (૧૯૧૫) બંગાળ સ્ટેટ પ્રિઝનર્સ રેગ્યુલેશન (૧૮૧૮ નો રેગ્યુલેશન ૩) અને ૧૮૧૪ ઇન્ગ્રેસ ઇનટુ ઇન્ડિયા ઑર્ડિનન્સ કે જેનો અમલ ૧૯૧૫ના ઇમર્જન્સી રેગ્યુલેશન કન્ટિન્યુએશન ઍક્ટથી ચાલુ રહે છે તે કાયદા તળે વહીવટી દાબ

નીચે આવતા લોકોને લાગુ પાડવાનો આ ભાગની શરતોનો ઉદ્દેશ છે. એવી શરત કરવામાં આવી છે કે ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટની રૂએ જે માણસ ઉપર કામ ચાલતું હોય તે માણસ જે ક્ષેત્રમાં વીશમી કલમની રૂએ કરેલા જાહેરનામાનો અમલ થતો હશે તે ક્ષેત્રનો રહેવાશી લેખાશે, અને તે પ્રમાણે બીજા ભાગની શરતો એવા દરેક માણસને લાગુ પડશે; વળી ઇન્ગ્રેસ ઇનટુ ઇન્ડિયા ઑર્ડિનન્સની રૂએ જે માણસ ઉપર કામ ચાલતું હશે તે માણસ જે ક્ષેત્રમાં કરેલા જાહેરનામાનો અમલ થતો હશે તે ક્ષેત્રનો રહેવાશી લખાશે અને તે પ્રમાણે બીજા ભાગની શરતો એવા દરેક માણસને લાગુ પડશે. આ શરતો ઉપરથી એટલું તો ચોખ્ખેચોખ્ખું જણાઇ આવે છે કે ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ કે ઇન્ગ્રેસ ઇનટુ ઇન્ડિયા ઑર્ડિનન્સ અનુસાર વહીવટી કબજામાં રહેલા માણસે આ બિલના પહેલા ભાગની શરતો પ્રમાણે પણ કોઈ જાતની તપાસ ચલાવ્યા સિવાય વધારેમાં વધારે બે વર્ષની મુદતની શરતે જ્યાં સુધી વહીવટી સરકારને જરૂરતું લાગે નહિ ત્યાં સુધી આવી જાતના કબજામાં રહેવાનું જારી રાખવું પડે.

## ભાગ પાંચમો.

આ ભાગની શરતોથી સાંકળની છેવટની કડી પૂરી પડે છે. તેમા એવી શરતો છે કે સદરહુ કાયદાની શરતોની રૂએ પસાર કરેલા હુકમ વિષે કોઇપણુ અદાલતમાં સવાલ ઉઠાવી શકાશે નહિ. સારી દાનતથી કરેલા અથવા કરવા ધારેલા કંઇ પણ કામ માટે કોઇપણુ માણસ ઉપર કોઇપણુ કામ ચલાવી શકાશે નહિ કે તેવા કોઇ માણસને પકડી શકાશે નહિ કે તેની સામે બીજું કોઇ કામ ચલાવી શકાશે નહિ. આથી વહીવટી સરકારની સર્વોપરિતા સંપૂર્ણ થાય છે, અને પ્રજાની સ્વતંત્રતા તે સરકારની દયા ઉપર જ આધાર રાખી રહે છે.

આ શરતોમાં વહીવટી સભા, ધારાસભા અને ન્યાયસભા એ ત્રણેનાં કાર્યો વહીવટી સભામાં કેન્દ્રિત કરેલાં માલુમ પડે છે. આ દેશમાં ધારાસભાનું જે બંધારણ છે તે અનુસાર અહીંની ધારાસભા વહીવટી સભાની ઇચ્છાને અમલમાં મુકે છે. હવે એવી ભલામણ કરવામાં આવી છે કે અમુક ગુન્હાઓની બાબતમાં ન્યાયસભાનો લોપ થવો જોઇએ અને તેની જગ્યા વહીવટી સભાએ લેવી જોઇએ. એટલું જ કહેવું બસ થશે કે સુધરેલી દુનિયાના ધારાસભાના ઇતિહાસમાં આવી શરતો જેવી કોઇ શરતો અસ્તિત્વ ધરાવતી જ નથી.

આપણને એવું કહેવામાં આવ્યુ છે કે આખરે તો આ કાયદો થોડા વખતને માટે જ છે અને તે માત્ર ત્રણ વર્ષ સુધી જ અમલમાં આવવાનો છે, માટે આ કાયદાની વિરૂદ્ધની પોતાની વર્તણુક વિષે બધા બિનઅધિકારી સભાસદોએ ફરીથી વિચાર કરવો. હું કહું છુ કે જે કાયદો ખરી રીતે તત્ત્વરૂપે ભયંકર અને નિંદ્ય હોય તે થોડા વખતને માટે હોય તેટલા ઉપરથી તેવો ઠરતો અટકતો નથી. આ કાયદો હમેશને માટે કે થોડા વખતને માટે હોવો જોઇએ કે કેમ તે કંઇ સરકાર અને બિનઅધિકારી સભાસદો વચ્ચેનો ચર્ચાસ્પદ સવાલ છે નહિ અને કદિ હતો પણ નહિ. મતભેદ તો માત્ર સિદ્ધાંતને લગતો છે. આથી ધરમેળે સમજી લેવાનો સવાલ જ રહેતો નથી. હું હિમ્મતથી કહું છું કે, એક

દહાડા માટે પણ ગમે તે પ્રકારે કે આકારે આ કાયદાને કાયદાના પુસ્તકમાં દાખલ કરવા વિષે કોઇ પણ હિન્દવાસી કદિ સંમતિ આપશે નહિ. અમે એવું માનીએ છીએ કે ઉથલ પાથલ અને ખુનામરકી કરનારા ગુન્હાઓને જડમૂળથી દૂર કરવા માટે દામનાં પગલાં લેવાં એ કંઇ ખરો ઉપાય નથી. આ ખરાબ વર્તણુકનું મૂળ કારણ શું છે? જે રાજનીતિ અને વહીવટી બગાડને લીધે હિન્દુસ્તાનના લોકોને અકથ્ય દુઃખો વેઠવાં પડે છે તેને પરિણામે જ આ ગુન્હાઓ થવા પામે છે. આથી ઉપાય માત્ર એટલો જ છે કે છેલ્લાં તેત્રીશ વર્ષથી વર્ષોવર્ષ હિન્દી રાષ્ટ્રીય પરિષદ લોકોનાં જે સ્થાયી દુઃખો જાહેર કરતી આવી છે તે દુઃખો દૂર કરવાં. દાબ મુકયાથી કોઇપણ દેશમાં સારાં ફળ આવેલાં જાણ્યાં છે? આયર્લૅન્ડમાં આટલા આટલા ગુન્હાના કાયદા છે છતાં તેનો દાબ શું સફળ નીવડયો છે? આ આપણા પોતાના દેશમાં પણ શું તે સફળ નીવડયો છે? રાજદ્રોહની વ્યાખ્યાનો વિસ્તાર વધારવા માટે આપણે ક્રિમિનલ લૉમાં સુધારા કીધા છે. આપણો ઉદ્દેશ પાર પાડવા માટે આપણે ક્રિમિનલ પ્રોસીજર કોડમાં વખતોવખત સુધારા કીધા છે. આપણા કાયદાના પુસ્તકમાં ૧૯૦૮નો ક્રિમિનલ લૉ ઍમેન્ડમેન્ટ ઍકટ, ૧૯૧૩ નો કૉન્સ્પિરસી ઍકટ, પ્રેસ એકટ અને એવા બીજા કાયદા દાખલ કરીને આપણે તે કાયદાના ગ્રંથને મેલો બનાવી દીધો છે. સીડિશિયસ મીટિંગ્સ ઍકટ અટકાવવા માટે આપણે મહેનત લીધી છે. તેનાં પરિણામ શાં આવ્યાં છે તે તો આપણે જાણીએ જ છીએ.

## સીલેકટ કમિટી.

જે બિલ વિરૂદ્ધ હું આટલો બધો પડયો છું તે બિલ વિષે નીમાયલી સીલેકટ કમિટીમાં કામ કરવાની મારે ના કહેવી જોઇતી હતી એવું મને કહેવામાં આવ્યું છે. તેને માટે મારો જવાબ આ છે. પ્રથમ તો એ કે, મારૂં માનવું છે કે, સીલેકટ કમિટીને પોતાને ફાવે તેમ આ બિલ વિષે વિચાર કરવાનો હક છે; અને મને એમ લાગ્યું કે આ બિલ રદ કરવા વિષે કાઉન્સિલને ભલામણ કરવાને સીલેકટ કમિટીને ખાત્રી કરી આપવાનો મારે પ્રયત્ન કરવો. મારા આ મતના સમર્થનમાં હું આ કાઉન્સિલને કારણો રજુ કરવાની ઇચ્છા તો રાખું છું, પણ આપ નામદારે જે અધિકારી અટકાયત કીધી છે તેથી મારાથી બની શકતું નથી. બીજો જવાબ એ છે કે, મારી એવી ખાત્રી હતી કે આ કાયદા સામે કાઉન્સિલમાં તેમ જ તેની બહાર જે એકમની હિન્દી વિરોધ્પ્રદર્શનો છે તેને માન આપીને તથા આ બિલ પસાર કીધાથી બ્રિટિશ હિન્દુસ્તાનના ઇતિહાસમાં કદિ નહિ જાણવામાં આવેલી સખ્ત ચળવળ દેશમાં ઉભી થશે એ વાત ધ્યાનમાં લઇને સીલેકટ કમિટી કંઇ રસ્તો કાઢીને આ કાયદાને એવી રીત સુધારશે કે તેથી તે ઓછો ભયંકર, ઓછો નિંદ્ય અને કંઇક અંશે ઓછો વાંધાભર્યો નીવડશે. હું કબુલ કરૂં છું કે મારી એ આશા છેક જ પડી ભાંગી છે. બેશક સીલેકટ કમિટીએ આ બિલમાં થોડાક ફેરફાર સૂચવ્યા છે, પણ એ તો અણકિંમતી શરતોને લગતા છે. મારે સખેદ જણાવવું પડે છે કે કિંમતી શરતો માટે તો તેઓ તસુભર પણ ચસ્યા નથી. જો આ કાયદો વધારે સખ્ત થયો છે તો તેમાં એક ખાસ બાબત છે. તે એ કે આ બિલ શરૂઆતમાં દાખલ થયું તેમાં જે શરતો હતી તે શરતો જે ઢીલચાલથી માત્ર રાજ્યની વિરૂદ્ધ ગુન્હા થવાનો સંભવ

(૭) આ કાઉન્સિલની અંદર તેમ જ બહાર હિન્દીવાસીઓના અભિપ્રાયની એકમતી હોવા છતાં તેની વિરૂદ્ધ આ કાયદો પસાર થાય છે.

(૮) ખુનામરકીના અને ઉથલપાથલ કરનારા ગુન્હાઓ દૂર કરવા માટે દબાણુ એ કંઇ ઉપાય નથી. જે રાજકીય બગાડથી લોકોને અકથ્ય દુઃખ વેઠવું પડે છે તેના પરિણામ રૂપે આ ગુન્હાઓ થાય છે. મૂળ કારણુ દૂર કરો એટલે ખુનામરકી દૂર થઇ જશે.

(૯) આથી લોકોના મન ઉપર એવી કઠોર યાદદાસ્ત ઠસી જશે કે વખત વીત્યે પણુ તેને મોળી પાડવી એ બની શકશે નહિ.

(૧૦) હિન્દુસ્તાનમાં બ્રિટિશ હકુમત સ્થાયી રહે તેનો આધાર જોરજુલમ ઉપર નહિ પણ લોકોની ઇચ્છા ઉપર રહે છે અને રહેવો જોઇએ.

(૧૧) સીલેક્ટ કમિટીના અધુરા અને અપ્રમાણુ રીપોર્ટ ઉપરથી આ ખરડાને કાયદાનુ સ્વરૂપ આપવામાં આવે છે. આથી આવો રીપોર્ટ રજુ થયો ત્યારથી કાઉન્સિલની જે કાર્યપદ્ધતિ રહી છે તે તદન અપ્રમાણુ અને અન્યાયી છે. એ રીતે પસાર કરેલો કાયદો તો અસાધારણુ જોરજુલમથી પસાર કરાવેલો કહેવાય.

આવી વસ્તુસ્થિતિ હોવાથી અમારામાંના જે કેટલાક લોકો સ્વતંત્રતા માટે દરકાર રાખે છે, સ્વતંત્રતાને માને છે, સ્વતંત્રતા ચાહે છે, તે લોકો આવી જાતના કાયદાઓનો અનાદર કરવાને અને આવી રીતે કાયદાનો ભંગ કરતાં જે સજા થાય તે ભોગવવાને તૈયાર થયા છે એમા કાંઇ નવાઇ જેવું નથી. નામદાર, નિરાશ થયલા લોકો માટે સત્યાગ્રહ એ તો છેવટમાં છેવટનું અને એકનું એક બધારણુસર શસ્ત્ર છે. હિંદુસ્તાનના લોકો શાંતિપ્રિય અને કાયદાને પાળનારા છે. તેમને સત્યાગ્રહની લડતમાં જોડાવાની ફરજ પાડતાં પરિણુામ કેવાં આવશે તે વિષે સરકારને ચેતવવી એ મારી ફરજ છે. નામદાર, હિન્દુસ્તાનના અને સામ્રાજ્યના સર્વોપરિ હિતની ખાતર હું તેમ કરૂ છુ.

---

# નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીનું ભાષણ.*

નામદાર, આ અગત્યના કાયદાની આખર સુધી હવે આવી પહોંચેલા હોવાથી, અમારા છેવટના વિચારો દર્શાવવાનો વખત આવી લાગ્યો છે. આ કાયદાથી ગમે તે થાય, તે છતાં માણુસ જ્યારે દુભાયો હોય ત્યારે પોકાર કરવાની તે મનાઈ કરતો નથી. જ્યારે અમે અમારી છેવટની ફરયાદો કરીએ છીએ ત્યારે નામદાર, અમે આશા રાખીએ છીએ કે, આપ નિષ્ઠુર થઇને આપની સત્તા વાપરશો નહિ અને અમે અમુક હદની બહાર ઓળંઘી જઇએ તો અમને મનાઇ હુકમ આપશો નહિ. મારાથી બનશે તેટલું ટુંકમા અને મુદ્દાસર કહેવાનો હું પ્રયત્ન કરીશ.

સૌથી પહેલાં તો હું ખરા દિલથી કબુલ કરીશ કે, સીલેક્ટ કમિટીમાં અને આ કાઉન્સિલમાં આ કાયદાને લગતા કામમાં ભાગ લેનારા સરકારી સભાસદોએ પોતાના મત

* વડી ધારાસભામાં નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીએ આપેલું ભાષણુ.

પ્રમાણે પોતાની વૃત્તિની શુદ્ધતાને અનુકૂળ પડે તેટલા પ્રમાણમાં વિચારપૂર્વક અને વિનયથી અમારૂં દૃષ્ટિબિન્દુ રજુ કર્યું છે. પરંતુ તે થયું એટલે પછી મારે કહેવું જોઇએ કે અમારી ઇચ્છાઓનો મોટો ભાગ–હજી માત્ર ઇચ્છા રૂપે જ રહી ગયો છે અગાઉથી નિશ્ચિત થએલા, સામે ન થઇ શકાય એવા અને નિર્દય માર્ગે થઇને આ કાયદો પસાર થયો છે. આ કાયદાની નુકસાનકારક અસર વિષે અતિશયોક્તિ કરવા વિષે અમારા ઉપર આરોપ મુકવામાં આવ્યો છે. હું એટલું જણાવવાની રજા લઉં છું કે શરૂઆતમાં આ ખરડો અમારી આગળ રજુ થયો તે જ વખતે બહાર દેશમાં જે ભય ઉભા થયા હતા તે કહી બતાવવામાં અમે યોગ્ય જ કર્યું હતું; અને પ્રાસ્તાવિક ભાગમાં તથા જુદી જુદી કલમોમાં આ કાયદાના સંકુચિત ક્ષેત્ર વિષે ચોખ્ખે ચોખ્ખી સમજુતી આપનારા શબ્દો દાખલ કરવા વિષે સીલેક્ટ કમિટીમાં સરકારી સભાસદોને અમે સમજાવ્યા હતા ત્યારે જ આ ટીકાનો અસરકારક જવાબ આપવાનો ઑન. હોમ મેમ્બરનો હક અમુક અંશે પાર પડયો હતો માટે લાચારીથી " અમુક અંશે " શબ્દો વાપરવા પડે છે.

આપણે એક કે બે બાબતો તપાસીએ. તે દિવસે આપણે કાઉન્સિલમાં આ કાયદા વિષે વિચાર ચલાવતા હતા ત્યારે એવું કહેવામાં આવ્યું હતું કે, જે માણસ ઉપર પુરવણીમાં બતાવેલા ગુન્હા માટે આરોપ મુકવામાં આવ્યો હોય તે માણસનો ગુન્હો ખરેખરી રીતે ખુનામરકીને લગતો કે ઉથલપાથલ કરનારો છે કે કેમ તે વિષે પોતે જે ચોક્કસ શોધ કીધી હોય તે પોતાના અહેવાલમાં દાખલ કરવાની ફરજ બીજા અને ત્રીજા ભાગમાં જણાવેલા તપાસણી–અમલદારની ગણાશે. અમે એવી માગણી કીધી હતી કે પહેલા ભાગમાં પણ એવી જ શરત દાખલ કરવી જોઇએ, પણ તે બાબતમાં સરકારે કંઇ પાછી પાની કીધી નહિ. મને લાગે છે કે પહેલા ભાગને લગતી આ વાતનો ઇનકાર કરીને તથા પુરવણીમાંથી કલમ ૧૨૪–અ તથા ૧૫૩–અ રદ કરવાની સૂચનાનો ઇનકાર કરીને સરકારે પોતાની જાનમાલની ઉપર હજી પણ ટીકા વ્હોરી લીધી છે. તે એ કે સરકારની દાનત ગમે તેવી હોય તોપણ અત્યારે જે ખરડો પસાર થવાની તૈયારીમાં છે તેનો ઉપયોગ ખુનામરકીને તથા ઉથલપાથલને લગતી હીલચાલો ઉપરાંત સાધારણ પ્રકારના રાજદ્વારી ગુન્હાઓ માટે પણ કેટલીક વાર થાય એવો સંભવ છે મને લાગે છે કે પોતાના કાયદાની શુદ્ધતાનો કે તેના મુખ્ય સિદ્ધાંતોનો ભંગ કર્યા સિવાય સરકાર અમારી સાથે આ બાબતમાં પૂરેપૂરી સંમત થવાને શક્તિમાન થઇ શકત. પણ મારે સખેદ જણાવવું પડે છે કે સરકાર તેમ કરી શકી નથી. નામદાર, ધારાશાસ્ત્રીઓનો અનુભવ એવું જણાવે છે કે, આખરે તો મનુષ્યનાં કાર્યો લગભગ ટેવાયલી સપાટી ઉપર ચાલે છે. ઇંગ્લિશ પાર્લામેન્ટમાં કે અમેરિકન સેનેટમાં અથવા બીજી કોઇ ન્યાયસભામાં લડાઇ ઉભી કરે એવા ખરડા પસાર થાય છે ત્યારે તેમની વિરૂદ્ધ પડનારા લોકો ખરાબ બનાવની આગાહી કરે છે, અને જે લોકો તેની તરફેણમાં બોલે છે તેઓ પણ ભવિષ્યનાં હજાર વર્ષનાં વચન તેટલા જ પ્રમાણમાં રાખે છે. પરંતુ પાછળથી જે બનાવો બને છે તે ઉપરથી એમ જણાય છે કે એ વચનો કે આગાહી પૂરેપૂરાં ખરાં પડનાં નથી. નામદાર, મને આશા છે કે આ કાઉન્સિલમાં અમે જે આગાહી જાહેર કીધી છે તે બધી આ કાયદાથી ખરી પડશે નહિ જ. પરિણામો બાબતમાં અમે જે ભવિષ્ય ભાખ્યું છે તે ભાખવામાં અમે વધારે પડતા કેસે નરા જેવા હતા એવું જો કોઇ બનાવથી સાબીત થઇ જશે તો તેથી અમે બહુ જ ખુશ

ખુશ થઇશું, પણ નામદાર, બહુ જ માનપૂર્વક હું એટલું જણાવું છું કે આ કાયદાને અંદરખાનેથી શી બાજી ગોઠવાઇ છે તે અમે સમજી શક્યા જ નથી! મેં તો ઘણી ઘણી સમજુતી સાંભળી છે, પણ મને એમ લાગે છે કે, આ કાઉન્સિલમાં કહેવાયું નથી એવું કાંઇક આ સમજુતી પાછળ રહેલું છે એવું માનનારા લોકો માટે ઘણું કહેવાનું રહે છે. અમુક પ્રમાણમાં લાગણી સાથે અમે આ બાબતની આ દિશામાં કંઇક કહીએ તો આપ નામદાર અમને માફ કરશો. અમને ચોક્કસ રીતે લાગે છે કે અત્યારે આ કાયદો જરૂરનો નથી, સંકટસમયને લગતો નથી, કવખતનો છે અને આ બાબત સરકારને અજાણી નહિ હોય એવી અમારી સખ્ત માન્યતામાં અમને ભરૂસો છે.

નામદાર, અમે માનીએ છીએ કે બંગાળાની શાંતિ માટે અને તે પરથી બીજા જે પ્રાંતોને અસર પહોંચતી હોય તે પ્રાંતોની તથા હિન્દુસ્તાનની શાંતિ માટે નવા કાયદાથી ખુનામરકીના અને ઉથલપાથલના ગુન્હા અટકાવવાનું જો જરૂરનું જણાતું હતું તો સમાજને આ પ્રકારનો જુલમ ગુજારનારા લગભગ દરેક માણસને પોતાના કબજામાં પોતે રાખેલ છે એવું જાણનારી સરકાર આવા પ્રકારે જે લોકોને પોતાના તાબામાં રાખે છે તે લોકોની કેદ, અટકાયત, નજરકેદ, પાછી કેદ ચાલુ રાખવાની સત્તા આ કાઉન્સિલમાંથી લેનારો આવા લોકોને લગતો જ કાયદો અમારી સમક્ષ રજુ કરવાને મુખત્યાર હતી. આવા લોકોને લાગુ પડે તેવા, તથા જે લોકો એ ફંદામાં ફસ્યા નથી પણ જેઓ આવી જાતની વર્તણુંકને લાયક છે એમ સરકાર માને છે તે લોકોને લાગુ પડે તેવા કાયદાને માટે રજા માગવાને, કાયદા તરીકેની મંજુરી મેળવવા માટે અમને કહેવાને સરકાર પૂરી મુખત્યાર હતી. અહીં અપાયલાં ભાષણોમા નહિ પણ અન્ય સ્થળે એવી સૂચના થઇ પણ હતી એમ મારૂં ધારવું છે. આ સૂચના સ્વીકારવામાં આવી નહિ, પણ તેને બદલે જ્યાં ત્યાં ભય ઉપજાવે એવો સામાન્ય કાયદો આપણી સમક્ષ રજુ કરવામાં આવ્યો છે અને આપણે તેને મંજુરી આપવાની તૈયારીમાં છીએ તો પછી જ્યારે કંઇ ખાસ જરૂર જણાતી નથી, કાંઇ ખાસ સંકટસમયની જરૂર જણાતી નથી અને સાધારણ રાજદ્વારી ઉશ્કેરણી કરનારા લોકો ઉપર પોતે તરાપ મારે છે એવું સહેજ પણ જણાવા દીધા વિના આ બાબતમાં પગલાં લેવાનું પોતાથી બની શકે એમ છે, ત્યારે આવી જાતનો કાયદો રજુ કરવાને સરકાર શા માટે આટલી બધી ચિંતાતુર હશે એવો સવાલ લોકોને થાય એમાં કોઈ નવાઇ ખરી? અજબ ભેજાવાળા લોકો તો કંઇ કંઈ સૂચનો કરે છે. ઉશ્કેરણી કરનારા કે હમેશના અસંતોષી રહેનારા લોકો. પાસેથી જ નહિ પણ બીજે સ્થળેથી મેં જે એક બે વાતો સાંભળી છે તે આપની સરકારને આ કટોકટની ઘડીએ ,જણાવવી એ મને ,જરૂરનું અને યોગ્ય જણાય છે. થોડા દિવસ ઉપર 'લન્ડન ટાઇમ્સ'માં આનું એક કારણ મારી નજરે પડ્યું હતું અને તે આ કાયદાના ખરા પાયારૂપ હોય પણ ખરૂં એ જ પાયારૂપ છે એમ તો હું નહિ કહું પણ હું એવું ધારૂં છું તો ખરો. એવું કહેવામાં આવ્યું છે કે, ગઇ લડાઇ દરમ્યાન જુદાં જુદાં મથકોએ રહીને જે લગભગ એક લાખ સીપાઇઓએ નામના કાઢે એવી જાતની લડાઇ ચલાવી છે તેઓ હિન્દુસ્તાનમાં પાછા ફરે ત્યારે પુરોગામી ગરબડ બહુ પ્રમાણમાં વધી પડે તે પહેલાં તેની નિશાનીને જ દાબી દેવાય તે માટે સરકારના હાથમાં કોઇ કાયદારૂપી હથીયાર હોવું જરૂરનું છે. બીજું અનુમાન એવી જાતનું છે કે, યુરોપમાં સુલેહની શરતો ઉપર સહી થઇ જાય અને પરિણામે તુર્કીના સામ્રાજ્યના બનાવથી મુસલમાન જાતમાં, મુસલમાન જાતિના ભાઇઓમાં ભયંકર અસંતોષ

અસંતોષ ઉભો થાય તે પહેલાં સરકાર પોતાના હાથમાં આવું ગેઇ સત્તાવાળું હથીઆર રાખી લે એ વધારે સારું છે. બીજા લોકોએ એમ કહ્યું છે કે કદાચ એમ પણ હોય કે છેવટે પાર્લામેન્ટમાંથી સુધારાની યોજના જ્યારે બહાર પડે ત્યારે તે ગોળગોળ જણાય તો દેશમાં રાજકીય અસંતોષ એટલો બધો ફેલાઇ જાય કે સરકારના હાથમાં અસાધારણ સત્તા ન હોય તો તેની સામે સરકાર ફતેહમંદ ટક્કર ઝીલી શકે નહિ. હજી વધુ એક કારણ સૂચવવામાં આવ્યું છે, અને આ કાઉન્સિલના ધ્યાન ઉપર તે લાવતાં સાવધાન રહેવું પડશે. નામદાર થોડા વખત પહેલાં મારા ઑન. મિત્ર મિ. સુરેન્દ્રનાથ બૅનરજીએ આ કાઉન્સિલના યુરોપીઅન સભાસદોને તથા સામાન્ય રીતે યુરોપીઅન જાતિને તેમના ભૂતકાળના ઇતિહાસને આધારે તથા કાયદેસર સ્વતંત્રતા મેળવતાં પહેલાં તેમના બાપદાદાઓને જે હાડમારીમાંથી પસાર થવું પડયું હતું તેને આધારે વિનતિ કીધી હતી. એ વિનતિ ઉમદા હતી અને તે ફરીથી કહી બતાવવાનું હું મોકુફ રાખું તો તેથી એમ સમજવાનું નથી કે મને તેમાં શ્રદ્ધા નથી; પણ કંઇક કારણોથી મારા મિત્રોને વિનતિ કરવાની મારી ધારણા છે હું એમને એટલું યાદ રાખવાનું કહું છું કે પૂરેપૂરા સ્વાભિમાનથી ભરેલો આ કાયદો હિન્દુસ્તાનના લોકોને લાગુ પાડવા માટે ઘડવામાં આવ્યો છે. જ્યાં સુધી એ લોકો પૈકી અમુક સંખ્યાબંધ લોકો બીજા માણસોની સ્વતંત્રતા માટેના પોતાના અતિશય ઉત્સાહથી અને સ્વતંત્રતા માટેની પોતાની એ ચાહનાથી હિન્દુસ્તાનના નીચે દબાઇ ગયલા લોકોના નસીબ સાથે મિત્રતા બાંધવાનો માર્ગ લે નહિ ત્યાં સુધી આ કાયદો તેમને લાગુ પડવાનો નથી. આ કાયદાનાં ખરાબ પરિણામથી અમે આટલા સાબીત છીએ તો એ લોકોના ટેકાને નહિ તો તેમની સહાનુભૂતિને તથા બહાદૂરીને અપીલ કરવાનું અમારે માટે યોગ્ય ગણાશે, આ લડતમાં તેઓ અમારે પડખે ઉભા રહી ન શકે તો ભલે પણ અમારી વફાદારી વિશે કટાક્ષભર્યા આક્ષેપ તેઓ મુકશે નહિ તો બસ છે: આ કાયદાની સામે પડનારા હિન્દવાસી લોકો જવાબદાર રાજ્યતંત્ર માટેની પોતાની અશક્તિ બતાવી દે છે એટલું તો નહિ–એ તો કંઈ નથી–પણ બધી જાતના રાજદ્રોહ માટે અને ખુનામરકીના ગુન્હા માટે ગુન્હેગારી–સહાનુભૂતિ બતાવે છે એવું એમણે અહીં તેમ જ બહાર ઘણુંખરું કહ્યું છે તે હવે કહેશે નહિ તો પણ બસ છે. નામદાર, અમુક લાગણી સાથે જ હું આ વિચાર જણાવું છું, કારણ કે મેં જોયું છે કે ઍંગ્લો–ઇંન્ડિયન વિચારોને દર્શાવનારા માધ્યમ તરીકે ગણાતાં ઍંગ્લો–ઇંન્ડિયન છાપાંઓ ઘણું ખરું આવી જાતના આક્ષેપ કરે છે અને તે અમારા હૃદયમાં ઉંડા ભોંકાય છે. પણ માત્ર બેદરકાર છાપાંઓ જ આવું કરતાં નથી. નામદાર, થોડા વખત ઉપર યુરોપીઅન એસોસિયેશન તરફથી બહાર પડેલો ખરીતો વાંચીને મને કંઇ અકથ્ય લાગણી થઇ આવી હતી. યુરોપીઅન પ્રજાના આગેવાન લોકો પૈકી કોઇએ પણ હજી સુધી એ ખરીતાને માટે ઠપકો દીધો નથી અને તેની સામે જવાબ આપ્યો નથી; એટલે આપણી આગળના આ કાયદાથી દુભાયલા લોકોને એવું માલમ પડશે કે, કંઈ નહિ તો બીજાને સમજાવવામાં પણ જેમણે બહાદૂરી બતાવવી જોઇએ તે લોકો દયાના આ સાદા નિયમને પણ પાળતા નથી ત્યારે તે લોકો કેટલા બધા તપી જશે તેનો ખ્યાલ આ કાઉન્સિલને આવે તે હેતુથી હું તે ખરીતામાંથી થોડો ભાગ વાંચી બતાવવા માગું છું હું એ ખરીતાનો એ ભાગ અત્યારે વાંચી બતાવું છું: “વાંચવા ધારતા બધા લોકોને સરખી રીતે પુરાવો મળે છે કે, જે વિભાગમાંથી સ્વદેશવાદી હિન્દુસ્તાનના રાજદ્વારી પુરુષો અને પત્રકારો બહાર નીકળી આવે છે તે વિભાગમાં અટકાયત ભોગવતા

ગુન્હેગારોનાં ખરાં અને યોગ્ય અથવા કાપી લીધેલાં દુઃખો માટે ઘણી સહાનુભૂતિ અસ્તિત્વ ધરાવે છે. આથી ખુન કરનારા અને કાવતરાં રચનારા લોકોને જો છુટા કરવામાં આવે તો તેમનું નિર્વાસન થવાને બદલે હિન્દુસ્તાનમાં જાહેર મત તરીકે જે કહેવાય છે તે મતના વ્યવસ્થાપકો પૈકી કેટલાક લોકો તુરત તેમની સાથે ભળી જાય અને તેમના મળતીઆ બની જાય.'

'નામદાર, આમાં ચાતુરીથી શબ્દો વાપરવામા આવ્યા છે, અને હિન્દુસ્તાનના બારીકીથી કાંતેલા ફોજદારી કાયદાના સપાટામાં તે પણ સપડાય. પણ મારી માફક જે લોકો આ કાયદાની વિરૂદ્ધ છે તેમની ચાલચલગત અને પદ્ધતિ ઉપર આ ખરાબ બદનક્ષી મુકી ગણાય. હું કબૂલ કરૂં છું કે હિન્દુસ્તાનમાંની યુરોપીઅન પ્રજા ભયભીત થઇ ગઈ છે; તેમના દૃષ્ટિબિન્દુએ ભય પામવાનું કારણ પણ તેમને છે; કેમ કે તે લોકોને અજાણ્યા ભયની જેટલી બીક લાગે છે તેટલી બીક બીજા કોઇ પણ લોકોને જાણીતા ભય માટે પણ લાગતી નથી. અધિકાર, છુટછાટ અને એકલહક્ક ભોગવવામાં થોડા વખતમાં ફેરફાર થશે તેની તેમને બીક રહે છે એ કુદરતી છે. શું થશે તેનો તેમને કંઇ ખ્યાલ નથી; તેથી અજાણી વાતના મોઘમ ભયમાં તેઓ પોતાના હાથ બહાર લંબાવે છે અને હિન્દુસ્તાનમાં પ્રજાતંત્રના હુલ્લડથી બચવા માટે તથા તેમના જબ્બર સ્થાન ઉપર થતા હલ્લામાંથી બચવા માટે કંઇક સાધન મેળવી લેવાનો પ્રયત્ન કરે છે. ભયંકર હીલચાલોને દાબી દેવાને જરૂર પડે તે અગાઉ જ સરકારને આ કાયદો ઘુમાડી દેવાની આટલી બધી ચિંતા શા માટે હશે તેનું કારણ આ પણ એક છે. નામદાર, આ ખરડો હવે રજુ થાય છે તેનું કારણ કે જે દૃષ્ટિબિન્દુ અત્યારની ઘડીએ હું સમજાવી રહ્યો છું તે દૃષ્ટિબિન્દુએ એવી બીક રહે છે કે હિન્દુસ્તાનમાં ભવિષ્યની કોઇ પણ ધારાસભા આવી જાતનો કાયદો સ્વીકારે એ મુશ્કેલ થઇ પડે એમ છે હજી વખત છે તો આ સત્તા લો; સંકટને સમયે આધાર તરીકે તે સત્તા હાથ ધરો. આ બધાં કારણો પૈકી ક્યાં કારણોથી આ કાયદો આપણી આગળ રજુ થયો છે તે હું કહી શકતો નથી. કદાચ કેટલાંક કે બધાં જ કારણોથી એમ થતું પણ હોય ગમે તેમ હો. પણ કાયદો તો સામે આવી રહ્યો છે. થોડી પળ પસાર થઇ ગયા બાદ આ ખરડો કાયદાનું રૂપ લેશે, અને એટલેથી જ બેસી રહેશે નહિ. માત્ર આપણને જ નહિ પણ હિન્દુસ્તાનની સરકારને પણ પછીના બનાવો, કાયદાનાં પરિણામો જોવાનું રહેશે. ઘણા જ દુઃખદ સંબંધમાં એક કવિએ કહ્યું છે તેમ 'જો કરવાનું કર્યું જ છે તો પછી તે વ્હેલું કીધું વધારે સારૂં.' હું આ કમકમાટી ઉપજાવે એવો ફકરો આગળ વાંચીશ નહિ; પણ કાળું પાન ખુલ્યું છે. સોનાને રસ્તેથી બાજુએ ખસી જવા માટે અમે બહુ બહુ સમજાવ્યા છતાં મહાત્મા ગાંધીએ એ જ રસ્તો લીધો છે. તેઓથી પોતાનો પાઠ કેવી રીતે ભજવાશે તે હું તો સારી રીતે જાણું છું. એમની ચાલચલગત હિમ્મતવાન, આરોપ ન મુકાય એવી અને તદ્દન સ્વચ્છ રહેશે. નામદાર, હું એટલું જ ઇચ્છું છુ કે, અને મને બહુ જ ઓછી આશા છે કે આપણામાંના નહિ પણ જે લોકોને આ કાળા પાના ઉપર લખવાનું છે તેઓ—તેઓશ્રીના અનુયાયીઓ, સરકાર અને સરકારી નોકરો, આપણે રાજદ્વારી ઉશ્કેરણી કરનારા લોકો વગેરે—આ કામને અંતે એટલું કહી શકે કે 'અમે પણ તદ્દન સ્વચ્છ અક્ષરે લખાણ કીધું હતું.'

---

# રૉલેટ બિલ સામે સત્યાગ્રહ.

## મદ્રાસમાં મહાત્મા ગાંધીજીનું ભાષણ.

હું થોડુંક બેઠે બેઠે જ બોલું છું તે માટે ક્ષમા આપશો. મારૂં હૃદય નબળું થયલું હોવાથી, જરા પણ શ્રમ નહિ લેવાનો મને દાક્તરનો સખ્ત હુકમ છે. તેથી મારે જે કહેવાનું છે તે તમને વાંચી સંભળાવવા મારે બીજાની મદદ લેવી પડશે. પરતુ હું ભાઇ દેસાઇને તે વાંચવા કહું તે પહેલાં તમને એક ચેતવણી આપવા ઇચ્છું છું. પ્રતિજ્ઞા ઉપર સહી કરતાં પહેલાં ખૂબ વિચાર કરજો પણ એક વાર સહી કર્યા પછી ધ્યાનમાં રાખવું કે પ્રતિજ્ઞાનો ભંગ કદાપિ ન થાય. આપણી પ્રતિજ્ઞા પાળવામાં તમને અને મને પ્રભુ બળ આપે એવી મ્હારી તેના પ્રત્યે પ્રાર્થના છે.

( પછી રા. દેસાઇએ ગાંધીજીનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. )

### ગાંધીજીનો સંદેશ.

હૃદયની નબળાઇને લીધે હું પોતે બોલી શકતો નથી માટે દિલગીર છું. તમે ઘણીએ સભાઓ જોઇ હશે પરંતુ આજકાલ તમે જે સભાઓમાં જાઓ છો તે પહેલાંની સભાઓ કરતાં જુદા પ્રકારની છે. આ સભાઓમાં, રૉલેટના નામથી ઓળખાતા કાયદા રૂપી જે આફત આપણા ઉપર આવી પડી છે તેને દૂર કરવા માટે કાંઇ ચોક્કસ તાત્કાલિક ઉપાય લેવાનું અને કાંઇ ચોક્કસ તાત્કાલિક આપભોગ આપવાનું તમને કહેવામાં આવે છે. તેમાંના પહેલા બિલમાં મહત્વના ફેરફાર થયા છે અને તેના ઉપર વિચાર કરવાનું હાલમાં મુલતવી રહ્યું છે. પરંતુ આટલા ફેરફાર થયા છતાં આ બિલ અતિશય ભયંકર છે અને તેનો વિરોધ કરવાની જરૂર છે જ. બીજું બિલ, કદાચ આ જ ક્ષણે ધારાસભામાં પસાર થયું હશે. પરંતુ ધારાસભાના સઘળા બિનસરકારી સભાસદોએ એકકે અવાજે અને સખ્ત શબ્દોમાં તેનો વિરોધ કર્યો છે એટલે ખરી રીતે તો તે બિલ તે નામવર સભાએ પસાર કર્યું કહેવાય જ નહિ. આ બિલો ખરાબ છે તેટલા જ માટે આપણે તેનો વિરોધ કરતા નથી પરંતુ આ બિલો દાખલ કરનારી સરકારે લોકમતનો નિરાદર કરવો ઉચિત ધાર્યો છે અને કેટલાક સરકારી સભાસદોએ તો ગર્વ કર્યો છે કે અમે લોકમતનો નિરાદર કરી શકીએ છીએ. આટલે સુધી તો, દેશના જુદા જુદા વિચારવાળાઓ સંમત છે.

### સત્યાગ્રહ પ્રતિજ્ઞા.

પરંતુ મેં દીન ચિત્તે પુષ્કળ વિચાર કર્યા પછી અને સરકારનું દૃષ્ટિબિન્દુ બહુ જ કાળજીપૂર્વક તપાસ્યા પછી આ બિલોની સામે સત્યાગ્રહ કરવાની પ્રતિજ્ઞા લીધી છે, અને મારા વિચારમાં જે સંમત થતા હોય તે સ્ત્રી પુરૂષોને તેમ કરવા કહ્યું છે. આપણા કેટલાક દેશજનો, જેમાં આપણા મ્હોટા મ્હોટા આગેવાનો પણ છે, તેઓએ આપણને ચેતવ્યા છે અને એટલે સુધી કહ્યું છે કે આ સત્યાગ્રહની હિલચાલ દેશહિતની વિરૂદ્ધ છે. તેઓના મન વિષે મને ભારે માન છે. તેમાંના કેટલાકના હાથ નીચે તો મેં કામ કરેલું છે. સર

દીનશા વાચ્છા અને બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી હિંદુસ્તાનના પ્રસિદ્ધ લોકનાયક ગણાતા હતા ત્યારે હું તો બાળક હતો. મિ. શાસ્ત્રીઆર એવી પ્રતિના રાજ્યનીતિજ્ઞ છે, જેમણે દેશહિતને સર્વસ્વ અર્પ્યું છે. તેમની સાફ દાનત અને નેક નૈયતની વાત જ ન થાય. દેશભક્તિમાં તેઓ કોઇથી પાછા પડે આવા નથી. હું તેમની સાથે પવિત્ર અને દૃઢ ગાંઠથી બંધાયલો છું. એ બે જાહેરનામાના ઉપર સહીઓ કરનારા તરફ મને સ્વાભાવિક આકર્ષણ થાય તેમ છે. એટલે તેમનો વિરોધ કરતા પહેલાં મને અત્યંત દુઃખ થયું છે અને મેં મારા અંતરને બરાબર તપાસ્યું છે. પરંતુ કેટલીક વાર એવા પ્રસંગો આવે છે જ્યારે આપણે અંતરાત્માની પ્રેરણાને વશ થવું જ જોઇએ તે જ આપણો મ્હોટામાં મ્હોટો ગુરૂ છે. આવા પ્રસંગે આંસુનો ધોધ વરસે એટલું જ નહિ પણ આપણા મિત્રોથી, આપણા કુટુંબથી, જે રાજ્ય સાથે આપણે સંબંધ હોય તેનાથી, ટૂંકામાં આપણે જે વ્હાલામાં વ્હાલું હોય તેનાથી વિખૂટા પણ પડવું પડે અંતરાત્માની પ્રેરણાને આમ વશ થવું એ જ જીવનનો પરમ આદેશ છે. મેં જે પગલું લીધું છે તે માટે મારો બીજો કાંઇ બચાવ જ નથી. જાહેરનામા ઉપર સહી કરનારાઓ પ્રત્યે મારૂં માન જરાએ ઘટ્યું નથી. સત્યાગ્રહના બળ વિષે મને એટલી શ્રદ્ધા છે કે જો પ્રતિજ્ઞા લેનારાઓ પોતાની પ્રતિજ્ઞાને વળગી રહેશે તો હું ધારૂં છું કે આપણે લડતને અને તેમને બતાવી શકશું કે તેમાં વસવસો રાખવા જેવું કે ભય પામવા જેવું કાંઇ ન હતું. મને ખબર છે કે આ જાહેરનામા માટે કેટલાક સત્યાગ્રહીઓએ પણ રોષ કર્યો છે. હું સત્યાગ્રહીઓને જણાવું છું કે આમ રોષ કરવો એ સત્યાગ્રહના સિદ્ધાન્તથી વિરૂદ્ધ છે. કોઇ પણ માણસ અને તેય વળી મિત્ર પોતાનો મતભેદ પ્રકટ કરે તો હું પોતે તો ખુશ થાઉં, કારણ તેથી આપણે સાવધાન થઇએ છીએ. આપણા જાહેરજીવનમાં એકબીજા ઉપર આળ ચ્હડાવવાનું, એકબીજાને ટોણા મારવાનું અને આડકતરા આક્ષેપો કરવાનું બહુ ચાલે છે. જો આપણી આ ભારે ખામી સત્યાગ્રહ કહાડી નાંખે અને તે કહાડી નાંખશે જ તો તે પણ એક ઇષ્ટ સિદ્ધિ જ છે. હું સત્યાગ્રહીઓને બીજી એ વાત સમજવા માગું છું કે, આ જાહેરનામા પ્રત્યે રોષ દર્શાવવો એ તો આપણી નબળાઇ જ કહેવાય દરેક હિલચાલ અને તેમાં ખાસ કરીને સત્યાગ્રહની હિલચાલ તો, તેના ટીકાકારોની નિર્બળતા અથવા માન ઉપર નહિ, પણ પોતાના જ બળ ઉપર ટકવી જોઇએ.

## સત્યાગ્રહનું બળ.

ત્યારે સત્યાગ્રહનું બળ શેમાં રહેલું છે તે જોઇએ. સત્યાગ્રહ તે સત્યનો આગ્રહ અને બીજી રીતે કહીએ તો પ્રેમનું સ્વરૂપ છે. પ્રેમના નિયમ પ્રમાણે, દ્વેષનો બદલો દ્વેષથી અથવા મારનો બદલો મારથી આપણે આપી શકીએ નહિ પરંતુ આપણે તો અપકારને બદલે ઉપકાર કરીએ. શ્રીમતી સરોજિની દેવીએ ગઇ કાલે કહ્યું તેમ સત્યાગ્રહનું બળ તેમાં રહેલી સાચી ધર્મવૃત્તિને બરાબર સમજવામાં અને તે પ્રમાણે વર્તવામાં રહેલું છે. એક વખત રાજદ્વારી બાબતોમાં તમે ધર્મનું તત્ત્વ દાખલ કર્યું એટલે રાજકીય ચળવળનો ઢંગ જ તમે ફેરવી નાંખશો. પછી તમે તમારા વિરોધીઓને દુઃખ આપીને નહિ, પરંતુ જાતે દુઃખ વેઠી લઇને સુધારા કરાવશો. આ લડતમાં આપણા દુઃખની અતિશયતાથી સરકાર ઉપર આપણે અસર કરશું અને આ હરકત કર્તા બિલો પાછાં નહિ ખેંચી લેવાનો

તેનો ઠરાવ ફેરવાવશું. પરંતુ કેટલાક તરફથી કહેવામાં આવે છે કે સરકાર આ ખોબા જેટલા સત્યાગ્રહીઓને કાંઇ કરશે નહિ. તે તેમને ધર્મવીરોનું મ્હોટું સ્થાન આપવા રાજી નથી. પરંતુ મારા નમ્ર મત પ્રમાણે તો મને આમાં તર્કદોષ રહેલો જણાય છે. આમ કહેનારા ખોટી વસ્તુસ્થિતિને કલ્પી લે છે, જો સરકાર સત્યાગ્રહીઓને કાંઈ કરે નહિ તો તો તેમની પૂરેપૂરી ફતેહ છે, કારણ રૌલેટ બિલનો અને સાથે બીજા કાયદાઓનો પણ નિરાદર કરવામાં તેઓ ફાવ્યા. તેઓએ બતાવી આપ્યું કે સરકારનો વિનયપૂર્વક નિરાદર કરવામાં કાંઇ જ હરકત નથી. પરંતુ આ લડત ખોબા જેટલા સ્ત્રીપુરુષોથી અટકશે એમ માની લેવું એ જ યોગ્ય નથી.

## જબરદસ્ત શક્તિ.

મારો સત્યાગ્રહનો અનુભવ તો એવો છે કે તે એવી જબરદસ્ત શક્તિ છે કે એક વાર અજમાવી કે પછી એવી પ્રસરે છે કે આખા સમાજમાં પ્રધાનવસ્તુ જ તે થઇ પડે છે અને એટલી પ્રસરે એટલે કોઇ પણ સરકાર તેની અવગણના કરી શકે જ નહિ. સરકાર કાં તો નમતું મૂકે, કાં તો ચળવળ કરનારાઓને પકડે, પરંતુ હું દલીલ કરવા ઇચ્છતો નથી. અંગ્રેજીમાં કહેવત છે કે દૂધપાકના સ્વાદનો પુરાવો ચાખી જોવાથી મળે. સારૂં થાય યા નરસું થાય, લડત તો હવે ઝૂકાવી છે. આપણી પરીક્ષા આપણા શબ્દોથી નહિ પણ માત્ર આપણાં કૃત્યોથી જ થવાની છે. એટલે પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરીએ તે પૂરતું નથી. આપણે સહી કરીએ તો આપણે તે પ્રમાણે વર્તવાનું નક્કી કર્યું તેની નિશાની છે; અને જેટલાએ સહી કરી છે તેઓ પ્રતિજ્ઞા પ્રમાણે વર્તશે તો હું હિમ્મતથી વચન આપું છું કે આપણે બન્ને બિલો પાછાં ખેંચી લેવડાવી શકશું અને સરકારને કે આપણા ટીકાકારોને આપણે માટે એક ઉન્હી વરાળ સરખી કઢાડવાપણું રહેશે નહિ. આપણું કાર્ય મહાન્ છે. આપણો ઉપાય પણ તેટલો જ મહાન્ છે. આપણે તે બન્નેને શોભાવીએ એવી મ્હારી પ્રાર્થના છે.

---

## મહાત્મા ગાંધીનો સંદેશ.

ભાઇઓ,

આજે હું સત્યાગ્રહની વિરુદ્ધ કેટલા વાંધા દર્શાવવામાં આવે છે તે સંબંધે બોલવા ઇચ્છું છું. રૉલેટ બિલની ચર્ચાનો ઉપસંહાર કરતાં સર વિલિયમ વિન્સેન્ટે મારા જેવા માણસે આ લડત ઉપાડી છે માટે શોક દર્શાવીને કહ્યું છે કે: "અમે એટલીજ આશા રાખીએ છીએ કે આ ચળવળને સારો ટેકો નહિ મળે. મિ. ગાંધી પોતાના કામકાજમાં ભારે આત્મસંયમ પાળે; પરંતુ આ ચળવળમાં તો બીજા ગરમ મિજાજના જુવાનીઆઓ પણ પડશે અને તેઓ અત્યાચાર કરવા દોરાશે એટલે આનો અન્ત માઠો આવ્યા વિના રહેવાનો નથી. છતાં અમે આ ધમકીને લીધે નમતું મૂકીએ તો એનો અર્થ એ થાય કે ગવર્નર જનરલ અને તેની કાઉન્સિલની સત્તા પૂરેપૂરી નાબુદ થઇ છે." જો સર વિલિયમનો અત્યાચાર આગતનો ભય સાચો પડે તો તો બેશક તે આફત જ કહેવાય. આ

ભયની સંભાળ રાખવાની દરેક સત્યાગ્રહીની ફરજ છે. હું પોતે એવા કોઇ પ્રકારનો ભય રાખતો નથી. આપણી પ્રતિજ્ઞામાં જ દરેક પ્રકારના અત્યાચારનો બહિષ્કાર આવી જાય છે. સત્યનું પાલન અને જાતે દુઃખ સહી લેવું એ બે જ આપણાં હથિયાર છે. એ વાત ખરી છે કે પોતાનાં દુઃખ દૂર કરવાને ખુનામરકીની જરૂરીઆત માનનારાઓને પણ આપણી ચળવળમાં ભળવા અને પ્રામાણિકપણે આપણી રીત અંગીકાર કરવા આપણે નિમંત્રણ કરીએ છીએ. પરંતુ મેં એકવાર પહેલાં સૂચવ્યું હતું તેમ જે કાર્ય રૉલેટ કાયદા સિદ્ધ કરવા માગે છે અને જે તેમનાથી નક્કી સિદ્ધ નથી થનારૂં તે સત્યાગ્રહની ચળવળ બરાબર સિદ્ધ કરી શકે તેમ છે. ખુનામરકીની હિમાયત કરનારાઓને સત્યાગ્રહનો રામબાણ ઉપાય સિદ્ધ કરી બતાવીને અને તેમની અથાક શક્તિના ઉપયોગને માટે જોઇએ તેટલો અવકાશ આપીને આપણે તે પક્ષને ખુનામરકીની તેમની ઘાતક પ્રવૃત્તિમાંથી વિમુખ કરવાની આશા રાખીએ છીએ. સુધારા મેળવવા માટે ખુનામરકીની કંઈ પણ જરૂર નથી એવું સ્પષ્ટ શબ્દોમાં કહીએ અને બરાબર તે જ પ્રમાણે આપણું વર્તન રાખીએ તેનાથી વધારે શું હોઇ શકે? સર વિલિયમ કહે છે કે, "આ ચળવળમાંથી ઘણું અનિષ્ટ ઉભું થવાનો સંભાવ છે. એમ કહેવાય છે કે, પંડિત મદનમોહન માલવીયે સ.મો ટોણો માર્યો કે "અને સારૂં પણ થવાનો સંભવ છે." હું આ જવાબ જરા સુધારીને કહીશ કે, "એકલું સારૂં જ થવાનો સંભવ છે." આ ચળવળમાં, રાજદ્વારી હિલચાલોમાં ક્રાન્તિ કરવાનો અને આધ્યાત્મિક બળને તેના અસલ સ્થાને સ્થાપવાનો પ્રયત્ન છે. બિલકુલ શરીર બળ વિના ચાલી શકે એમ આપણી સરકાર માનતી નથી હું ધારી લઉં છું કે હિંદુસ્તાનની સરકાર પાશ્ચાત્ય છે અને પશ્ચિમનો સંદેશો, 'લીગ ઑફ નેશન્સ'ના કોલકરારનો ખરડો સુલેહ પરિષદમાં રજુ કરતી વખતે પ્રેસિડેન્ટ વિલસને પોતાના ભાષણમાં બહુ સ્પષ્ટ રીતે કહી બતાવ્યો છે કે, "આપણા કામકાજમાં લશ્કર પડદા પાછળ રહેશે. દુનિયાના આધ્યાત્મિક બળથી કામ નહિ સરે તો દુનિયાના શરીર બળથી તો સરશે જ." આપણે આનાથી ઉલટું કરી બતાવવાની ઇચ્છા રાખીએ છીએ. આપણા વર્તનથી આપણે બતાવવાની આશા રાખીએ છીએ કે આધ્યાત્મિક બળ આગળ શરીર બળ તુચ્છ છે અને આધ્યાત્મિક બળ અમોઘ છે. મારી દઢ માન્યતા છે કે અર્વાચીન અને પ્રાચીન સંસ્કૃતિઓમાં મૂળભૂત ભેદ જ આ છે. અને હું હિમ્મતથી દાવો કરૂં છું કે આપણું પડયું પડયું પણ હિન્દુસ્તાન પ્રાચીન સંસ્કૃતિનું જીવન્ત પ્રતિનિધિ છે. ભારતમાતાના આપણે શિક્ષિત બાળકોની, જીવનના આ ભવ્ય સિદ્ધાન્ત ઉપરથી આસ્થા ઉઠી ગઇ છે. આધ્યાત્મિક બળની શ્રેષ્ઠતામાં જો આપણે ફરી શ્રદ્ધા બેસાડી શકશું તો બ્રિટિશ સામ્રાજ્યને આપણે એક અમૂલ્ય ફાળો આપીશું અને આપણે જે ઇચ્છીશું અને જે મેળવવા આપણે હકદાર હઇશું તે સુધારા આપણે જરૂર મેળવીશું. મારા વિચાર આવા હોવાથી સર વિલિયમનો જે બીજો ભય ગવર્નર જનરલ અને તેની કાઉન્સિલની સત્તા બાબતનો છે તેનો જવાબ આપવો મ્હને રહેલ છે. આ ચળવળ સરકારને એવું સાબીત કરી આપવા ઉભી કરવામાં આવી છે કે, સરકારની સત્તાનો આધાર તેના લશ્કરી બળ ઉપર નથી, પણ અન્તે તો લોકોની મરજી ઉપર જ છે. તેમાંય વળી લોકોની મરજી સત્યાગ્રહ દ્વારા દર્શાવવામાં આવે ત્યારે તો વિશેષે કરીને તેના ઉપર છે. શુદ્ધ આધ્યાત્મિક બળને નમવાથી તો નમનારની પ્રતિષ્ઠા અને ગૌરવ જરૂર વધે છે.

આવી ચળવળમાં ભાગ લેવાને આ મહાન્ દેશના દરેક સ્ત્રી અને પુરુષને નિમંત્રણ છે: જે ચળવળથી આટલાં દૂરગામી પરિણામો લાવવાનું ધાર્યું છે અને જેની ફતેહનો આધાર તેમાં જોડાનારની પવિત્રતા અને દુઃખ સહન કરવાની શક્તિ ઉપર રહેલો છે તેમાં જોડાતાં પહેલાં દરેક જણે દીનચિત્તે પોતાના હૃદયને બરાબર તપાસવું જોઇએ. મેં ઘણીવાર ચેતવણી આપી છે. મેં સત્યાગ્રહની સભાઓમાં કહ્યું છે કે આ લડતમાં જોડાતાં પહેલાં દરેક જણે હજાર વાર વિચાર કરવો પણ એક વાર સહી કર્યા પછી બસ. પછી તો ગમે તે થઇ જાય પણ ના હઠવું. ગઇ કાલે એક મિત્રે આવીને મને કહ્યું કે કેટલાક સત્યાગ્રહી મિત્રો આગળ જે સમજાવવામાં આવ્યું તે હું જાણતો નહતો અને તેથી સહી પાછી ખેંચી લેવા ઇચ્છુ છું. મેં તેને કહ્યું કે જો પ્રતિજ્ઞાનાં પરિણામ શું આવે તે પૂરેપૂરૂં સમજ્યા વિના તમે સહી કરી હોય તો જરૂર સહી પાછી ખેંચી લો. જેઓ પ્રતિજ્ઞાનો અર્થ સત્યાગ્રહીઓની કેટલીક સભાઓમાં સમજાવવામાં આવ્યો છે તે પ્રમાણે ન સમજ્યા હોય તેમને આ ભાઇનું અનુકરણ કરવાનું હું અત્યારે પણ કહું છું. આપણે સંખ્યાથી રાજી થવાનું નથી. આપણે ગુણ જોઇએ છે. માટે સત્યાગ્રહીમાં શા શા ગુણ જોઇએ તે હું ગણાવી જાઉં છું. સત્યાગ્રહીએ કોઈ પણ સંજોગમાં અને ગમે તે થઇ જાય તો પણ સત્યનું પાલન કરવું જોઇએ. પોતાના પ્રતિપક્ષીઓને મ્હાવાનો તેણે નિરંતર પ્રયત્ન કરતા રહેવું જોઇએ. જે સરકારનો તે વિનયપૂર્વક નિરાદર કરી રહ્યો હોય અથવા જેઓ તેનાથી વિરુદ્ધ મતના હોય તેઓ તરફથી જે દુઃખ નાખવામાં આવે તે ગમે તેવાં હોય તો પણ તેણે તે સહન કરવા તત્પર હોવું જોઇએ. એટલે આ લડતમાં તો આત્મશુદ્ધિ અને તપસ્યા છે. મારી ખાતરી છે કે જો શુદ્ધ બુદ્ધિથી આપણે વર્તીશું તો સરકાર અને આપણા કેટલાક મિત્રો જે ભય રાખે છે તે પાયા વિનાનો છે એ આપણે સાબીત કરી આપીશું, અને આપણે રૉલેટ કાયદા રદ કરાવી શકશું એટલું જ નહિ પણ દેશને ખાતરી કરી આપશું કે આપણાં દુઃખો દૂર કરાવવા માટે અને સુધારા મેળવવા માટે સત્યાગ્રહ એક બળવાન અને ધાર્મિક શસ્ત્ર છે.

---

## સત્યાગ્રહ પ્રતિજ્ઞા.

અમારી અંતઃકરણપૂર્વક માન્યતા છે કે જે રૉલેટ બિલ વરી ધારાસભામાં દાખલ થયાં છે તે અન્યાયી છે, લોકની સ્વતંત્રતાના સિદ્ધાન્તને તોડે છે અને જેની ઉપર જનસમાજની અને રાજ્યની પણ સહીસલામતીનો આધાર છે એવા પ્રત્યેક મનુષ્યના કુદરતી હક્કોનો નાશ કરનારાં છે. તેથી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે જો મજકુર બિલ પસાર કરવામાં આવશે તો તે કાયદાઓ અને હવે પછી અમે જે કમિટીને નીમવાના છીએ તે કમિટીને યોગ્ય લાગશે તે કાયદાઓનો વિનયપૂર્વક નિરાદર કરશું; અને જ્યાં સુધી મજકુર કાયદા રદ નહિ થાય ત્યાં સુધી આવા પ્રકારનો નિરાદર કર્યા કરશું. વળી અમે એવી પ્રતિજ્ઞા કરીએ છીએ કે આ લડતને અંગે અમે ચુસ્તપણે સત્યને વળગી રહેશું; અને અમના જાનમાલને કોઇ પણ રીતે ઇજા નહિ કરીએ.

માઘ કૃ. ૯. સોમ-તા. ૨૪-૨-૧૯.

---

# મહાત્મા ગાંધીજીએ ત્રિચિનોપલીમાં આપેલું ભાષણ.

ભાઈઓ,

તમારી આગળ ઉભો થઈને હું બોલી શકતો નથી તે માટે તમે મને ક્ષમા આપશો. મારી તબીયતને લીધે મારે તેમ કરવું પડે છે. વળી હું તમારી આગળ તામિલમાં બોલી શકતો નથી પણ અંગ્રેજીમાં બોલું છું તે માટે પણ ક્ષમા આપશો. તમારી આગળ હિંદીમાં બોલવાનું હોય તો મને આનંદ થાય પણ તમે રાષ્ટ્રીય ભાષાનો હજી સુધી એટલો અભ્યાસ કરી લીધો નથી તે દિલગીરીની વાત છે. તમે બધા જાણો છો કે તે ભાષા મફત ભણાવવાની તજવીજ અહિં કરવામાં આવેલી છે; અને મારી ઉમેદ છે કે તમારામાંથી જેટલાથી બની શકે તેટલા તે ગોઠવણનો લાભ લેવા ચુકશો નહિ પરંતુ આજે તો હું તમને બીજી વાત કહેવા આવ્યો છું

ગઈ કાલે હું તાંજોરમાં હતો. તાંજોરના લોકોને મેં જે કાર્યને માટે નોતર્યા છે તેનું તમને પણ નોતરૂં દઉં છું. પરંતુ તે કરતાં પહેલાં, તમે મને જે સુન્દર 'કાસ્કેટ' તથા સુન્દરમાનપત્રો તામિલમાં અને ઇંગ્રેજીમાં આપ્યાં તે માટે હું તમારો ઉંડા અંતરથી ઉપકાર માનવાની રજા લઉં છું. હું કોઈ કીમતી બક્ષિસ સ્વીકારતો નથી એટલે આ સુંદર કાસ્કેટ તો મને જે અત્યાર સુધીમાં કીમતી બક્ષિસો મળી છે તેના ટ્રસ્ટ ખાતે રાખવામાં આવશે અને તેને વેચી તેનાં નાણાં કોઈ પણ રાષ્ટ્રકાર્યમાં વાપરવામાં આવશે.

તમે અંગ્રેજી માનપત્રમાં જણાવો છો કે ટ્રાન્સવાલમાં અથવા દક્ષિણ આફ્રિકામાં આધિભૌતિક ઉપર આધ્યાત્મિક તત્ત્વના વિજયનો પૂરાવો મળ્યો હતો આધિભૌતિક ઉપર આધ્યાત્મિક તત્ત્વના વિજયમાં તમારી શ્રદ્ધા કેટલી છે તેની કસોટીનો પ્રસંગ થોડા સમયમાં આવવાનો છે. મારા આમંત્રણથી તમારી આ કસોટી પાકી થશે. હું રોલેટ કાયદા વિષે જેટલું જાણું છું એટલું તો કદાચ તમે પણ જાણતા હશો. તે સમજાવવાની મારે જરૂર નથી, તે રદ થાય એવું તમે સૌ ઇચ્છો છો. વડી ધારાસભામાં હિંદી સભાસદોએ આ કાયદો પસાર ન થાય તે માટે તેમનાથી બન્યું તેટલું કર્યું. તેઓ નિષ્ફળ ગયા. કાયદો તો ખરાબ છે જ, પરંતુ હિંદી સભાસદોના એકત્રિત મતને આ રીતે ધુત્કારી કહાડવામાં આવ્યો તે તેથી પણ વધારે ખરાબ છે અને હવે તમારી તથા મારી ફરજ છે કે આપણા પ્રતિનિધિઓનું આ અપમાન ભુંસી નાંખવા આપણે પ્રયત્ન કરવો જોઇએ. તે કેમ થઇ શકે? જ્યારે રાજ્ય કરનારાઓ રૈયત ઉપર જુલ્મ કરે છે ત્યારે ઇતિહાસ આપણને શીખવે છે કે રૈયત ખુનામરકીનો ઇલાજ લે છે. તેમાં કેટલીક વાર જીતી ક્રેર્ર જનરલ રે અને ઘણી વાર પરાજય પણ થયેલો છે. પરંતુ જેમ અંધકા-
મુને રહેલ છે. આ ચળો તે ગાઢો જ થાય તેમ ખુનામરકીનું પરિણામ ખુનામરકીમાં
છે કે, સરકારની સભાનો એ, સિદ્ધાન્ત પાર્થિવ છે, આધિભૌતિક છે અને જે માણસ
મરજી ઉપર જ છે. તેમાંય વળી માને છે તેને તે માર્ગદર્શક થઇ પડે તેમ નથી. જો
વિશેષે કરીને તેના ઉપર છે. શુદ્ધ પન કરો તો તમારે દુઃખનો ઇલાજ કરવાને બીજો
અને ગૌરવ જરૂર વધે છે. ઇલાજ એ છે કે शठं प्रति अशाठ्यम्. આજની

સભામાં પ્રહલાદનું નામ બોલવા આવ્યું છે. તેની વાત આ સિદ્ધાન્તનો સરસ દાખલો છે. પરંતુ તમારામાંના કેટલાક એમ કહેશે કે પ્રહલાદનો દાખલો ઐતિહાસિક નથી. એ વાત તો કેવળ કલ્પિત હશે. તેથી આજે હું તમને છેક હમણાનો દાખલો આપવા ઇચ્છું છું.

## અધ્યાત્મ વૃત્તિનો વિજય.

જેનો દાખલો આપવા ઇચ્છું છું તે તો ગુજરી ગઇ છે. તે વીર કન્યાનું નામ વાલીઆમા હતું. દક્ષિણ આફ્રિકામાં હિંદી માબાપને પેટે તે જન્મી હતી. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની જે લડત ઉપડી હતી અને જે આઠ વર્ષ ચાલી હતી તેમાં આપણા દેશની સ્ત્રીઓની સાથે આ બાળકી પણ જોડાઇ હતી. તમારામાં કે મારામાં હોઇ પણ ન શકે એટલી શ્રદ્ધા શરીર બળ ઉપર આત્મબળના વિજય માટે તેનામાં હતી. તેને તો ખબરે ન હતી કે કારણ શું છે? પરંતુ કોઇક કારણને માટે તેના દેશભાઇઓ અને બ્હેનો દુઃખ સહન કરે છે એટલું જ્ઞાન તેને માટે બસ હતું. અમે ત્યાં જે કાયદાઓનો વિરોધ કરતા હતા તે કાયદાઓની બારીકી વિષે તે કાંઇ જ જાણતી ન હતી. પરંતુ તે સ્વાભાવિક પ્રેરણાથી એટલું જાણતી હતી કે આત્માના કષ્ટમાંથી પ્રજાનો જન્મ થાય છે અને તેથી દક્ષિણ આફ્રિકાની જેલનું દુઃખ વેઠવા તે ખુશીથી તૈયાર થઇ. તેની ઉમર માત્ર ૧૮ વર્ષની હતી. પરંતુ તેના નબળા ખોળીઆમાં ભડ આત્મા વાસ કરી રહેલો હતો. તે જેલમાં હતી ત્યારે તેને 'ટાઇફોઇડ' તાવ આવ્યો હતો. જેલમાં મિત્રોએ તેને સલાહ આપી કે દંડ આપીને તું છુટી જા; કારણ તેમ કરવાની તેને છુટ હતી. પરંતુ દંડ આપવાની તેણે દૃઢતાથી ના પાડી. જેલમાં મરવાનું તેણે પસંદ કર્યું, જોકે ત્યાં તેનું મરણ નિપજ્યું નહિ. બિમાર હાલતમાં જ તેની સજા પૂરેપુરી ભોગવીને તે જેલમાંથી છુટી. છુટયા પછી થોડા દિવસમાં તે ગુજરી ગઇ અને દક્ષિણ આફ્રિકાની આખી હિંદી કોમે ધર્મને માટે પ્રાણ આપનારી તે વીરાંગના માટે શોક કર્યો. જેલના દરવાજામાં દાખલ થઇ ત્યારે તે દુનિયામાં અજ્ઞાત એક બાળકી હતી. આજે આપ પ્રજાની એક ઉત્તમમાં ઉત્તમ વ્યક્તિ તરિકે તે ઓળખાય છે. તે સુન્દર કન્યકા વાલીઆમાના દૃષ્ટાન્તનું અનુકરણ કરવાને આજે હું તમને નિમંત્રણ કરું છું, જેથી કરીને રોલેટ કાયદાનો તમે સ્નેહમંદથી વિરોધ કરી શકો અને હું તમને વચન આપું છું કે તે વાલીઆમામાં જે શ્રદ્ધા હતી તેનો અંશ પણ તમારામાં હશે તો થોડા સમયની અંદર રોલેટ કાયદા રદ થયેલા તમે જોશો."

આ કાયદાએ રાષ્ટ્રના પ્રાણ ઉપર અત્યાચાર કર્યો છે. પોતાના અંતરાત્માના હુકમથી જે વિરૂદ્ધ હોય તે માનવું એ એક પવિત્ર હક છે. એમાં ખૂબી રહેલી છે. સરકારના અમુક જ કાયદાનો કે અમુક જ હુકમનો આપણે નિરાદર કરવાનો નથી પરંતુ નીતિના ધોરણ ઉપર ન રચાયલા હોય તેવા બધા કાયદાનો આપણે નિરાદર કરી શકીએ છીએ. તેમ કરવાની આપણી ફરજ છે. અને સત્તાધિકારીઓના આવા ખોટા હુકમોનો નિરાદર કરવાથી આપણે તેમની સેવા કરીએ છીએ એટલું જ નથી પરંતુ આત્મા રાષ્ટ્રની સેવા છીએ. આપણે કયા કાયદા તોડવા તે બાબત મને પૂછવામાં આવે છે. આજે તો હું તેનો એટલો જ જવાબ આપી શકું છું કે જેમાં નીતિની રીતે આપણા ઉપર જવાબ-

દારી ન આવતી હોય તેવા બધા કાયદા તોડવાની આપણને છુટ છે. સત્યાગ્રહીનો ઉદ્દેશ એવો હોવો જોઇએ કે પોતાથી જેટલું સહન થઇ શકે તેટલું દુઃખ માથે વ્હોરવું. એટલે તમારામાંથી જેઓ રોલેટ કાયદાને નાપસંદ કરનારા હો અને જેમને સત્યાગ્રહના બળમાં વિશ્વાસ હોય તેમને હું સત્યાગ્રહ-પ્રતિજ્ઞા ઉપર સહી કરવાનું નિમંત્રણ કરવા આવ્યો છુ. પરંતુ સહી કરતા પહેલાં હજાર વાર વિચાર કરી લેવાનો હું તમને આગ્રહ કરૂં છું. તમને રોલેટ કાયદા નાપસંદ ન હોય તેથી અથવા તમારામાં એટલુ બળ કે ઇચ્છા ન હોય તેથી તમે પ્રતિજ્ઞા ઉપર સહી ન કરો તેમાં તમારી ગેરઆબરૂ નથી. અને તમે સહી કરવા ના પાડો તે માટે કોઇ પણ સત્યાગ્રહી તમારા તરફ રોષ દર્શાવી શકતો નથી. પરંતુ એક વાર સહી કરી, તો પછી યાદ રાખજો કે પેલી કન્યા વાલીઆમાએ પોતે બિમાર હોવા છતાં જેલની સજા પૂરેપૂરી ભોગવી લીધી તેજ પ્રમાણે તમે પ્રતિજ્ઞામાંથી પાછા પડી શકો નહિ.

આજનાં વર્તમાનપત્રોમાં તમે વાંચ્યું હશે કે મેં વર્તમાનપત્રોમા એક કાગળ લખ્યો છે અને તેમા કેટલીક સૂચનાઓ કરી છે. પરંતુ આજે હું તે ફરી કહી જઇશ. મારી પહેલી સૂચના એ છે કે આવતા રવિવારે એટલે તા. ૬ઠ્ઠી એપ્રિલે આપણે બધાએ ૨૪ કલાકનો ઉપવાસ કરવો. સત્યાગ્રહીઓ કાયદાનો નિરાદર કરવાનું શરૂ કરે તે પહેલાં તેમને માટે આ એક યોગ્ય તાલીમ થશે. બીજાઓને, સરકારે જે જુલ્મ કર્યો છે તેથી તેમની લાગણીઓ કેટલી દુખાઇ છે તે દર્શાવવાનો પ્રસંગ મળશે. આ હિલચાલને મેં પૂરેપૂરી ધાર્મિક હિલચાલ માનેલી છે અને ઉપવાસની રીત આપણામાં બહુ પ્રાચીન છે. આને લાંઘણનું સ્વરૂપ આપવાનું નથી અથવા સરકાર ઉપર દબાણ કરવા આ યોજના કરી છે તેમ પણ નથી. આ આત્મદમનની એક ક્રિયા છે આત્મા દુખાય તે બતાવવાનો આ એક માર્ગ છે. અને જ્યારે આત્મા દુખાશે ત્યારે કોઇ તેને અટકાવી શકનારૂં નથી હું આશા રાખું છું કે જેમને માંદગીનો સબબ ન હોય અથવા જેમને ધર્મ તરફથી બાધ ન હોય તેવા પુખ્ત ઉમરના બધા માણસો આ સૂચના ઉપાડી લેશે. વળી મેં સૂચવ્યુ છે કે તે રવિવારે કોઇએ કાંઇ ધંધોરોજગાર કરવો નહિ અને બજારો તથા ધંધાનાં બીજાં સ્થળો બંધ રાખવાં. આધ્યાત્મિક દૃષ્ટિએ આ કાર્યની અગત્ય હોવા ઉપરાંત આપણા લોકોને તે એક ઉંચા પ્રકારની તાલીમ રૂપ થઈ પડશે. મ્હારી સૂચનામાં મેં સરકારી નોકરોને પણ શામિલ કર્યા છે. કારણ આપણે માનવું જોઇએ કે તેમનામાં પણ આત્મા વસેલો છે. અને આખી પ્રજા જેના પ્રત્યે રોષ દર્શાવે છે તેવાં ખોટાં કાર્યોમાં નહિ ભળવાની સ્વતંત્રતા, શક્તિ અને સત્તા તેમને છે. રાજકીય સભાઓમાં અને રાજકીય ચર્ચાઓમાં તેઓ ભાગ ન લે તે ઠીક છે, પરંતુ તેમની પોતાની સદસદ્ બુદ્ધિને માટે પૂર્ણ સ્વતંત્રતા અને અવકાશ હોવાં જોઇએ.

મારી ત્રીજી સૂચનામાં સરકારી નોકરો ભલે ભાગ ન લે. તે એ છે આપણે તે દિવસે જેટલાં બને તેટલાં ગામડામાં જવું, ઘેરેઘેર ફરવું, ત્યાં સભાઓ ભરવી અને હિંદી વજીરને આ કાયદો નામંજુર કરવાની વિનંતિ કરનારા ઠરાવો પસાર કરવા, હું તમને આવી જાહેર સભાઓ ભરવાની અને ઠરાવો પસાર કરવાની સલાહ ન આપું પણ આ

સભાઓ અને ઠરાવોની પાછળ પ્રજાની મરજીનો અમલ કરવાનું સત્યાગ્રહનું બળ રહેલુ છે. તમે સત્યાગ્રહી હો કે ન હો પણ જો તમે રોલેટ કાયદાને નાપસંદ કરતા હો તો આ ત્રણે સૂચનાઓમાં તમે ભળી શકો છો અને મારી એવી ઉમેદ છે કે હિંદુસ્તાનમાં ચોમેરથી એવો ભારે ધ્વનિ ઉઠશે કે જેથી દેશમાં શું ચાલી રહ્યુ છે તેની આપણને સૌને ખબર છે એવી સરકારની ખાતરી થશે.

તમે આટલી બધી ધીરજથી મારૂં કહેવું સાંભળ્યું છે તે માટે તમારો સૌનો હું ઉપકાર માનું છું. તમે અનેક રીતે મારા ઉપર સ્નેહ દર્શાવો છો તેને માટે મારા તમને હજાર હજાર ધન્યવાદ છે. પરંતુ મારામાં જેટલું બળ છે તેટલા બળથી હું તમને આગ્રહ કરૂં છું કે તમે આ અંગત પ્રેમને ખરા કૃત્યમાં ઉતારો. અને હું હિમતથી વચન આપુ છું કે જેટલા આ લડતમાં જોડાશે તેટલા તેમાંથી પાવન થઈને નીકળશે તેમાં મને કાંઈ શંકા નથી. અન્તમાં આ મ્હોટી સભામાં જેટલા સત્યાગ્રહીઓ છે તેમને એટલું યાદ રાખવાનું કહું છું કે બીજાઓને તમારે જો તમ્હારે તમારા પંથના કરવા હોય તો તેને માટે ઉત્તમ રસ્તો એ છે કે તેમના તરફ જરા પણ દ્વેષ ન કરવો; પરંતુ મીઠાશ, નમ્રતા અને પ્રેમથી તેમને વશ કરવા. ફરીથી હું તમારો ઉપકાર માનું છું.

---

## મહાત્મા ગાંધીજીનો સંદેશો.

**( મદ્રાસ સત્યાગ્રહ સભા તરફથી તા. ૩૦-૩-૧૯૧૯ ના રોજ મેળવવામાં આવેલી જાહેરસભામાં વાંચવામાં આવેલું ભાષણ)**

આજ સાંજની સભામાં હું નહિ આવી શકું તે માટે દિલગીર છું. આપણા નિત્ર મિત્રોને મળવાનું કહેલું તે પાળવા માટે મારે આજે બેઝવાડા જવું જ જોઇએ. પણ હું જાઉં તે પહેલાં આ ઇલાકાના દક્ષિણના ભાગોમાંના પ્રવાસ સબંધી મ્હારા વિચારો હું લખી દઉં અને કેટલાક મિત્રોએ ટીકાઓ કરી છે તથા શંકાઓ દર્શાવી છે તેનો જવાબ આપી દઉં એ મને ઠીક લાગે છે.

તાંજોર, ત્રિચિનોપલી, મદુરા, તુતિકોરિન અને નાગાપટ્ટમ એટલાં સ્થળોએ હું ગયો. ઓછામાં ઓછી સંખ્યા ગણીએ તો પણ મેં લગભગ ત્રીસ હજાર મનુષ્યો આગળ મ્હારી વાત કરી. કેટલાકને ભય છે કે આપણો હેતુ ગમે તેટલો શુદ્ધ હોય, કોઇ પણ જાતનો અત્યાચાર ન થાય તે માટે આપણે ગમે તેટલા ચિંતાતુર હોઇએ તો પણ ઉત્સાહના આવેશમાં જે લોકો આપણી ચળવળમાં જોડાય છે તેઓ જોઇએ તેટલો આત્મસંયમ પાળશે નહિ અને તોફાન કરી બેસશે. તેનું પરિણામ એ આવશે કે જાનમાલની ખુવારી થશે અને તેથી વિશેષ ખરાબ રાષ્ટ્રના હિતમાં નુકસાન થશે. આ લોકોમાં કેટલાક એવા છે કે જેમને આપણને ચેતવણી આપવાનો તથા આપણી ફતેહ માટે શંકા દર્શાવવાનો અધિકાર છે. વળી માતૃભૂમિ પ્રત્યે જેટલો પ્રેમ હોવાનો આપણે દાવો કરીએ છીએ તેટલો જ પ્રેમ તેમને પણ છે. આ ચળવળ ઉપડયા પછી હું દિલ્હીમાંથી ભાષણો કરતો

આવ્યો છું. ત્યાંથી લખનૌ ગયો, અલ્લાહાબાદ ગયો, મુંબઇ ગયો અને પછી મદ્રાસ આવ્યો છું. આ બધાં સ્થળોની સભાઓનો મ્હારો અનુભવ તો એ છે કે સત્યાગ્રહનો આરંભ થતાં વાર જ સત્યાગ્રહની સભાઓમાં આવનારની વૃત્તિ બદલાઇ ગઇ છે. આપણી હિલચાલને નાપસંદ કરનારા વડી ધારાસભાના કેટલાક સભ્યોએ જે જાહેરનામું કહાડયું છે તે સંબંધી લખનૌની સભામાં પ્રમુખ સાહેબે કાંઇક નિર્દોષ ટીકા કરી એટલે સભામાંથી 'શરમ છે,' 'શરમ છે' ના પુકારો ઉઠયા. સત્યાગ્રહીઓ અને સત્યાગ્રહની સભામાં આવનારાઓ આવા ઉદ્‌ગારો ન કહાડી શકે એવી મેં તેમને સૂચના કરી અને કહ્યું કે આપણી સભાઓમાં ભાષણો દરમ્યાન પસંદગી કે નાપસંદગીના કશા ઉદ્‌ગારો કાઢવા જોઇએ નહિ. મારી ટીકાનું રહસ્ય શ્રોતાઓ સમજી ગયા અને પછી એવી રીતે તેમના અભિપ્રાય તેમણે કદી દર્શાવ્યા નહિ. બીજાં સ્થળોની માફક આ ઘંઘાકાનાં શહેરોમાં પણ લોકોએ તેમની લાગણીઓ દર્શાવવા ઘોંઘાટ નથી કર્યો તેમાં એક કારણ મ્હારી તબીયતનું પણ હતું એ વાત સાચી છે, છતાં તેની સાથે તેમ નહિ કરવાને માટે બીજાં ઉચ્ચ કારણો પણ છે એ તેઓ સારી રીતે સમજેલા હતા. 'વળી આ લડતના નેતાઓ આત્મસંયમની જરૂર બરાબર સમજ્યા છે. મ્હારા અનુભવો ઉપરથી હું તો ભવિષ્યને માટે ભારે આશાઓ બાંધું છું. આપણા મિત્રો જે ભયની વકી રાખે છે તેવો ભય મને તો કદી હતો જ નહિ. અને તેમાં વળી આટલી સભાઓ જોયા પછી મ્હારો વિશ્વાસ દૃઢ થયો છે. વળી હું વિશેષમાં જણાવું છું કે આવો ભય દૂર રાખવા માણસથી જેટલી બની શકે તેટલી સાવચેતીઓ રાખવામાં આવી છે અને હવે પછી પણ રાખવામાં આવશે. તેટલા માટે તો પ્રતિજ્ઞા ઉપર સહી કરનારાઓએ સત્યાગ્રહીઓની કમિટી ઠરાવે તે જ કાયદા તોડવાનું નક્કી કર્યું છે. આપણા સિંધી ભાઇઓએ, તેમના શાન્ત સરઘસને અટકાવવાના હૈદરાબાદના પોલીસ કમિશનરના હુકમને, પ્રતિજ્ઞાનો અર્થ બરાબર સમજીને માન આપ્યું, તેથી મને આનંદ થાય છે.

કારણ પ્રતિજ્ઞાને વળગીને જેટલા કાયદા તોડી શકાય તેટલા બધા કાયદા તોડવાની ચળવળ આપણે હમણાં ઉપાડી નથી. કાયદાને માન આપવું એ તો સત્યાગ્રહીનો સ્વભાવ જ છે. અને કાયદાને માન આપવાનો તેનો આ સ્વભાવ જ એક મ્હોટામાં મ્હોટા કાયદાને માન આપવાનું તેને શીખવે છે. આ મ્હોટામાં મ્હોટો કાયદો તે અંતરાત્માનો અવાજ છે. અને તેની આગળ બીજા કાયદાઓ તુચ્છ છે. જે કેટલાક કાયદાઓનો તે વિનયપૂર્વક નિરાદર કરે છે તે ઉપર ટપકે જોતાં કાયદો તોડવા જેવું લાગે છે. વાસ્તવિક રીતે તેમ નથી. દરેક કાયદો છુટ આપે છે કે તમે તે કાયદા પ્રમાણે વર્તો અથવા તેમ નહિ વર્તવાની સજા ભોગવી લો. સત્યાગ્રહી કાયદાની આ બીજી શરત પાળવાનું પસંદ કરે છે. એટલે તે તો કાયદો પાળે જ છે એમ મારૂં માનવું છે. તે સાધારણ ગુન્હેગારની જેમ વર્તતો નથી. સાધારણ ગુન્હેગાર તો દેશના સારા કે નરસા કાયદા તોડે છે. એટલુંજ નહિ પણ તે તોડવાના જે પરિણામો હોય તેમાંથી છટકી જવા ઇચ્છે છે એટલે તમને જણાશે કે કોઇ પણ જાતનું અનિષ્ટ પરિણામ ન નીપજે તે માટે આ લડતમાં મનુષ્ય બુદ્ધિને સૂઝે તેટલી સાવચેતી વાપરવામાં આવી છે. કેટલાક મિત્રો કહે છે કે "રાઉલેટ કાયદાને ન માનો તે સમજી શકાય તેવી વાત છે.' પરંતુ સત્યાગ્રહી તરિકે તેમાં તમારે

નહિ માનવા જેવું કાંઇ છે જ નહિ. વળી અત્યાર સુધી તમે જે કાયદાઓને માન આપતા આવ્યા છો અને જે સારા હોવાનો સંભવ છે તે કાયદા હવે તમે કેમ તોડી શકો ?"

* જે કાયદા નીતિના ધોરણ ઉપર રચાયલા છે તે સત્યાગ્રહી તોડવાનો નથી અને તેવા કાયદા તોડવા, એવો પ્રતિજ્ઞાનો અર્થ પણ થતો નથી. પરંતુ કેટલાક કાયદા સારા પણ નથી અને નરસા પણ નથી. તે પાળવામાં નીતિનો કોઇ સિદ્ધાંત રહેલો નથી, તેમ તે તોડવામાં કાંઇ અનીતિ આવી જતી નથી. એવા કાયદા ઉપયોગી પણ હોઇ શકે અને નુકશાન કરનારા પણ હોઇ શકે. લોકો એ કાયદાને માન આપે છે તે દેશના રાજ્યવહીવટની માની લીધેલી સુવ્યવસ્થાને ખાતર જ. મહેસૂલને માટે કરેલા કાયદા અથવા રાજદ્વારી હેતુથી જે કૃત્યોને ગુન્હા ગણવામાં આવે છે, એ કાયદા આવા પ્રકારના છે. સરકારની સત્તા ટકી રહે તેટલા માટે આવા કાયદા ઘડવામાં આવેલા હોય છે. માટે જ્યારે સરકાર એટલી બધી ખોટે રસ્તે જાય કે જેથી રાષ્ટ્રના જીવનને ઇજા પહોંચે (અને રોલેટ કાયદાથી એમ જ થયું છે), ત્યારે પ્રજાનો હક્ક છે, અરે, તેની ફરજ છે કે પ્રજાની મરજી પ્રમાણે સરકાર વર્તતી થાય એટલે દરજ્જે તેને નમાવી ન હોય ત્યાં સુધી આવા કાયદાને માન આપવાનું બંધ કરવું. મારા પ્રવાસ દરમ્યાન કેટલીક શંકાઓ દર્શાવવામાં આવી છે અને કેટલાક મિત્રો તરફથી મને કાગળો પણ મળ્યા છે કે તોડવાના કાયદા પસંદ કરવાનું કામ કમિટીને સોંપવામાં આવ્યું છે તે શું સત્યાગ્રહના સિદ્ધાન્તથી વિરૂદ્ધ નથી ? એવી દલીલ કરવામાં આવે છે કે આ પ્રમાણે કમિટીને સત્તા આપવી એ તો પોતાની સદસદ્ વિવેકબુદ્ધિ બીજાને સોંપવા જેવું થાય છે. આવી શંકા પ્રતિજ્ઞાનો ખરો અર્થ નહિ સમજવાથી ઉત્પન્ન થયેલી છે. પ્રતિજ્ઞા ઉપર સહી કરનાર, સત્યાગ્રહી જેટલા કાયદા યોગ્ય રીતે તોડી શકે તેટલા કાયદા તોડવાનું માથે લે છે. પરંતુ આવા બધા કાયદા તોડવાની તેને ફરજ પડી નથી. એટલે તે પોતાની સદસદ્ વિવેકબુદ્ધિને કાંઇ પણ હાનિ પહોંચાડયા વિના, કયા કાયદા તોડવા તે પસંદ કરવાનું, તે કામમાં જેઓ પ્રવીણ હોય તેને સોંપી શકે. વળી આ નિપુણ ગૃહસ્થો પ્રતિજ્ઞાની શરતોથી બંધાયલા છે જ. પ્રતિજ્ઞા ધારીને માટે તો ખરાબમાં ખરાબ એટલું જ થઇ શકે કે તોડવાના કાયદાના યાદી તેને માટે પૂરતી ન હોય.

વળી મને એમ પણ કહેવામાં આવે છે કે દેશમાં મ્હોટામાં મ્હોટી વાત જે સુધાર મળવાના છે તે બાબતની છે અને હું દેશનું ધ્યાન તેનાથી બીજી જ દિશામાં ખેંચી રહ્યો છુ. મ્હારો અભિપ્રાય તો એવો છે કે રોલેટ કાયદામાં ગમે તેટલા ફેરફાર થયા છતાં તે આપણી પ્રગતિના માર્ગમાં એટલે કે કંઇક મુદ્દાના સુધારા મેળવવાના માર્ગમાં એક પ્રચંડ શિલારૂપ છે. જે ફેરફારો થયા છે તેથી રોલેટ કાયદાના તત્વમાં ફેરફાર નથી થયો એ તો તેના ઉપર વિચાર કરનારી ખાસ કમિટીએ જ સ્વીકાર્યું છે. માટે મને તો સૌથી પહેલી જરૂર એ છે કે યોગ્ય રીતે દર્શાવાયલા લોકમતને સરકારે માન આપવું જ જોઇએ એ સિદ્ધાન્ત સ્વીકારવો જોઇએ હું એવા સિદ્ધાન્તને માનનારો નથી કે એક જ સત્તા એક તરફથી આપણો વિશ્વાસ કરે અને બીજી તરફથી તે જ ક્ષણે આપણો અવિશ્વાસ કરે; એક હાથે આપણને સ્વતંત્રતા આપે અને બીજે હાથે લઇ લે. આપણને જે સુધારા મળવાનાં છે તેના ઉપર રોલેટ કાયદાની કેવી અસર થશે એ વિચારીને જ તે સુધારાની

કીમત આંકવાનો મને હક છે; અને હું હિંમતથી વચન આપું છું કે આપણા માર્ગમાંથી આ રોલૅટ કાયદારૂપી શિલા દૂર કરવા જેટલું બળ આપણે નહિ બતાવીએ તો સુધારા એક સુશોભિત મકબરા જેવા થઇ પડશે. હજી મારે એક વાંધાનો ઉત્તર આપવાનો છે. કેટલાક મિત્રો એવી દલીલ કરે છે કે "તમારી સત્યાગ્રહની ચળવળ તો 'બોલ્શેવિઝમ'ના પ્રસારાનો અમને જે ભય છે તેમાં માત્ર વધારો કરે છે." પરંતુ હકીકત તો એ છે કે આપણા દેશ ઉપર આ આફત આવતી અટકાવવાનો કોઇ ઉપાય હોય તો તે સત્યાગ્રહ જ છે. આ 'બોલ્શેવિઝમ' તે આધુનિક આધિભૌતિક સંસ્કૃતિનું અનિવાર્ય પરિણામજ છે. ઐહિક વસ્તુઓની અંધપૂજામાંથી એક એવો પંથ ઉભો થયો છે જે ઐહિક પ્રગતિનેજ શ્રેષ્ઠ પુરૂષાર્થ માને છે અને જીવનના ખરા રહસ્યને વિસરી જાય છે. બોલ્શેવિક પંથનો મંત્ર સ્વચ્છંદતા અથવા ઉચ્છૃંખળતાનો છે, ત્યારે સત્યાગ્રહ પંથનો મંત્ર સંયમ છે. જો હું રાષ્ટ્ર પાસે સત્યાગ્રહનો સ્વીકાર કરાવી શકું, આપણા જીવનમાં—રાજકીય તેમ જ સામાજીક જીવનમાં, જો તે એક પ્રધાન વસ્તુ થઇ પડે તો બોલ્શેવિક હિલચાલથી આપણે ડરવાનું નથી. રાષ્ટ્રને સત્યાગ્રહ સ્વીકારવાની વિનંતિ કરવામાં વાસ્તવિક રીતે હું કાંઇ નવું તત્વ દાખલ કરવા માંગતો નથી. એ તો આપણી એક પ્રાચીન રીત છે અને તેને ધોરણે આપણો જીવન પ્રવાહ વહી રહ્યો છે. મેં તો માત્ર તેને માટે એક નવો શબ્દ ઘડી કહાડયો છે. આધિભૌતિક કરતા આધ્યાત્મિક તત્વ શ્રેષ્ઠ છે. શરીર બળ કરતાં પ્રેમ અને સ્વાતંત્ર્ય શ્રેષ્ઠ છે. એ સિદ્ધાન્તો જો આપણે છોડી દઇશુ તો હું ભવિષ્ય ભાખું છુ કે આપણી આ પવિત્ર ભૂમિમાં બોલ્શેવિઝમ ફાટી નીકળશે.

---

# ગૂજરાતનું જાહેર જીવન.

---

## અમદાવાદ.

---

આખા માર્ચ માસ દરમ્યાન અમદાવાદમાં રોલેટ બિલ સામે પ્રતિષેધની ભાવના જ ચાલુ રહી, વધવા પામેલી છે. તા. ૨ જી માર્ચે અત્રે

રૉલેટ કાયદા સામે સ્થાનિક વાંધો. બે મોટી સભાઓ જુદાં જુદાં સ્થળોએ મળી હતી. પ્રથમ સભા મ ણેલાલ મેન્શન્સમાં રા. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલના પ્રમુખપદ નીચે બપોરના ત્રણ વાગે અને બીજી સભા પાનકોરને નાકે પાંગીની વાડીમાં રા. જીવણલાલ વ્રજરાય બેરિસ્ટરના પ્રમુખપદ નીચે મળી હતી. આમાં પ્રથમમાં વ્યાપારીઓ તરફથી બીલ સામે વાંધો દર્શાવનારો ઠરાવ થયો હતો, જ્યારે બીજી સભામાં મ. ગાંધીજીની સત્યાગ્રહ પ્રતિજ્ઞામાં જોડાવા પ્રજાને નિમંત્રણ કરવામાં આવ્યું હતું.

તા. ૯ મી માર્ચને રવિવારે એક ત્રીજી સભા પાંગીની વાડીમાં મી. લક્ષ્મીશંકર દેવશંકર વકીલના પ્રમુખપદ નીચે મળી હતી. સભામાં રા. કેશવપ્રસાદ, પ્રા. હરિપ્રસાદ,

મી. ટી. ટી. મજમુદાર, મી. જાદવજી ગાંધી વગેરેએ વિવેચનો કરી પ્રજાજનોને સત્યાગ્રહ પ્રતિજ્ઞાનું રહસ્ય સમજાવી તે ઉપર સહીઓ કરવા સમજાવ્યા હતા.

તા. ૧૧ મીએ શહાપુરમાં મંગળ પારેખને ખાંચે મી. ગોપાળરાવ રામચંદ્ર દાભોલકરના પ્રમુખપદ નીચે આશરે ૧૦૦૦ માણસોની એક સભામાં રૅાલેટ કાયદાઓ સામે વાંધો દર્શાવી સત્યાગ્રહની હિમાયત કરવામાં આવી હતી. સભામાં કેટલાક હોમરૂલર મ્યુનિસિપલ સભાસદોએ ભાષણો કરી સારી ઝમક રેલાવી હતી.

**સ્વામી શ્રદ્ધાનંદજીનું આગમન.**

સ્વામી શ્રદ્ધાનંદજી ( ઉર્ફે મહાત્મા મુન્શીરામજી ) એ તા. ૨૦ મીએ સાંજે ૭ વાગતાં શેઠ અંબાલાલ સારાભાઇના મીરઝાપુરના બંગલાના ચોગાનમાં " રોલેટ બિલ અને સત્યાગ્રહ " એ વિષય ઉપર એક અનુપમ ભાષણ આપ્યું હતું. સભામાં પુષ્કળ માણસોએ હાજરી આપી હતી.

સ્વામીજીએ તે જ દિને અત્રેના વનિતા વિશ્રામની મુલાકાત લઇ એ સંસ્થાના કાર્ય સંબંધમાં સંપૂર્ણ સંતોષ દાખવ્યો હતો.

**ઓન. મી. પટેલનું ભાષણ.**

અમદાવાદની પ્રજાને આ માસમાં ઘણા મહાન નરોનાં દર્શનનો અને તેમના શ્રીમુખનાં વચનામૃત-રસપાનનો લાભ મળ્યો સ્વામી શ્રદ્ધાનંદજીની મુલાકાત પછી ઓન. મી. વિઠ્ઠલભાઇ પટેલ, જેમણે ધારાસભામાં રોલેટ બિલ સામે સખ્ત લડત ચલાવી છે, તેમના ભાષણનો લાભ અહીંની પ્રજાને મળ્યો હતો. તા. ૨૫ મીએ સાંજે રાવ બહાદુર રમણભાઇ મહિપતરામ નીલકંઠના પ્રમુખપદ નીચે મણિલાલ મેન્શન્સમાં મળેલી એક સભામાં ઓન. મી. વિઠ્ઠલભાઇ પટેલે રોલેટ બિલ વિષે ધારાસભાના મળ્યોની લડત અને બિલ કેવાં છે, તે વિષે એક વિદ્વતાભર્યું ભાષણ આપ્યું હતું.

**શ્રીમતી સરોજિની દેવીનાં ભાષણો.**

શ્રીમતી દેવી સરોજિની નૈડુએ અત્રે ના. ગવર્નર પધાર્યા તે જ દિને પધારીને મણિલાલ મેન્શન્સમાં સાંજના રોલેટ બિલ અને સત્યાગ્રહ ઉપર એક મનનીય ભાષણ આપ્યું હતું. ભાષણ એટલું બધું સચોટ હતું કે-સાંભળનાર ઘણાઓની આંખોમાં આંસુ આવ્યાં હતાં.

મજકુર સભામાં ઘણી ગીર્દી થવાથી તા. ૨૭ મીએ સવારમાં તેમનું બીજું ભાષણ શેઠ અંબાલાલના મિરઝાપુરના બંગલાના ચોગાનમાં રાખવામાં આવ્યું હતું. એ સભામાં પણ ઘણા શ્રોતાઓ હાજર હતા અને ભાષણથી બહુ ઉત્સાહ રેલાયો હતો.

મી. સરોજની નૈડુએ પણ સ્વામી શ્રી શ્રદ્ધાનંદજીની માફક અહીંના વનિતા વિશ્રામની મુલાકાત લીધી હતી.

**હોમરૂલ લીગની હીલચાલ.**

તા. ૨૫ મી ફેબ્રુઆરીને દિને, રાત્રે ૮ વાગે અત્રેની હોમરૂલ લીગવાળા મી. મૂળચંદ ચુનીલાલ ભગતે રામોલ ખાતેની હોમરૂલ લીગની શાખાના સેક્રેટરીના નિમંત્રણથી ત્યાં ગામ લોકોને એકઠા કરી જાપ્તાના કાયદા સામે ગામ લોકોએ શું કરવું એ બાબત ભાષણ આપી જણાવ્યું હતું કે-રોલેટ બિલ પાસ થતાં ગામ લોકે તેના સામે મક્કમપણે વેવારા બંધ કરવા. બીજે દીવસે મી. ભગતે રામોલની શાખાના સેક્રેટરી સામે

વણાલ ગામે સવારે ૮ થી ૧૦ વાગ્યા સુધી " આત્મ જીવન અને ખેડુતોનાં દુઃખો " વિષે ભાષણ કર્યું હતું તથા ખેડુતોને રાજકીય બાબતોમાં રસ લેવા અને વેઠવારા બંધ પાડવા વિનંતી કરી હતી.

તા. ૧૧ મીએ મિ. મૂળચંદ ચુનીલાલ ભગત તથા બીજાઓનાં અને તા. ૧૨ મીએ ડા. હરિપ્રસાદ વ્રજરાય, મી. કેશવપ્રસાદ દેસાઇ અને મી. જાદવજી ગાંધીનાં ડેપ્યુટેશનો નરોડા ગામે રૅાલેટ બિલ સંબંધી ભાષણ કરવા ગયાં હતાં તેમજ તા. ૧૩ મીએ મિ. ભગત વગેરે વળાદ ગામે એ જ હેતુથી ગયા હતા.

**"પ્રજામંડળ"ની સ્થાપના.**

તા. ૧૦ માર્ચે અત્રે શહેરીઓનું એક પ્રજામંડળ સ્થાપવામાં આવ્યું છે. તેનાં ઉદ્દેશો પ્રજા અને મ્યુનિસિપાલિટી વચ્ચે રહીને બન્નેને સહકાર્યમાં જોડી, પ્રજાનું આરોગ્ય તથા શહેરનું સામાન્ય હિત સચવાય એવા પ્રયત્નો કરવાનો, પ્રજાની દાદ બરોબર સંભળાય તે માટે હીલચાલ કરવાનો વગેરે રખાયા છે. સભાસદનું લવાજમ રૂ. ૧ અને ૮ આના રખાયું છે. આ મંડળની તા. ૨૪ મીએ મળેલી સભામાં અત્રેની મ્યુનિસિપાલિટીના સભાસદોને મ્યુનિ૦ પ્રમુખ તરીકે પ્રજાના જ ચુંટેલા સભ્યને નીમવાની ભલામણ કરનારો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. મંડળમાં આશરે ૨૫૦ સભાસદો દાખલ થયા છે, મંડળના કામકાજમાં મિ. કાળીદાસ ઝવેરી અને મિ. જાદવજી ગાંધી સારો ઉત્સાહ ધરાવે છે.

**સ્ત્રીઓના મ્યુનિસિપલ અધિકાર.**

ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ એક્ટની કલમ ૧૫ (૧) (સી) મુજબ સ્ત્રીઓથી મ્યુનિસિપાલિટીમાં સભાસદો થઇ શકાય એમ નથી. અહીંની મ્યુનિસિપાલિટીએ કાયદામાંની આ ખામી સુધારવા માટે ના. સરકારને એકમતે અરજ કરી છે. મુંબાઇની મ્યુ. કૅાર્પોરેશન આવો ઠરાવ પસાર કરી શકી નથી તે જોતાં અહીંની મ્યુ. નું પગલું અભિનન્દનીય છે.

**" મજુરોનો દિવસ "**

ગયે વર્ષે તા. ૨૦ મી માર્ચ ૧૯૧૮ ને દિવસે અત્રેના મીલમાલેકો અને મજુરો વચ્ચે વધારાના પગાર સંબંધમાં મહાત્મા ગાંધીજીએ સમાધાન કરાવ્યું હતું. આ દિવસને આ વર્ષે મજુરોએ પોતાના જ દિવસ તરીકે ઉજવ્યો હતો અને મીલોમાંથી ફારગત થઇ મોટી સંખ્યામાં શાહપુર દરવાજા બહાર તેઓ એકઠા મળ્યા હતા. મહાત્મા મુન્શીરામજીની એ દિને અમદાવાદમાં પધરામણી થઇ હતી, જેથી તેમણે મજુરો સમક્ષ એક છટાદાર ભાષણ આપ્યું.

**ભગિનિ સમાજ.**

તા. ૨૭ મીએ સ્વ. રા. બા. લાલશંકર ઉમિયાશંકરના મકાનમાં વનિતાવિશ્રામ ભગિનિ વિદ્યોત્તેજક સમાજનો બીજો વાર્ષિક મહોત્સવ વડોદરાના દિવાન મિ. મનુભાઇનાં પુત્રી મિસ હંસા બી. એ. ના પ્રમુખપદ નીચે ઉજવાયો હતો.

ગએના મુજબ ગુજરાત કેળવણી મંડળ તરફથી ચાલુ સાલ શ્રી વસંત સંમેલનનું કામકાજ કરવામાં આવ્યું હતું. શહેરના છોકરાઓએ હોળીના

**શ્રી વસંત સંમેલન.** તહેવારો દરમ્યાન લોકો પાસેથી એકંદર આશરે સવાસો રૂપીઆની રકમ માત્ર ત્રણ દિવસના અરસામાં એકઠી કીધી હતી તે ખરેખર ઉત્તેજનને પાત્ર છે. એ વિદ્યાર્થીઓનો આ સ્તુત્ય પ્રયત્ન દર વર્ષે ચાલુ રહે તે માટે તેમને ઉત્તેજનાર્થે પ્રખ્યાત હરિશ્ચંદ્રનો ધાર્મિક સીનેમાનો ખેલ મી. જહાંગીરરાવ તરફથી બતાવવામાં આવ્યો હતો તે માટે ગુજરાત કેળવણી મંડળે મી. રાવનો આભાર માન્યો છે. સીનેમા વખતે રા. કેશવપ્રસાદ છો. દેસાઇએ બાળકોને ઉત્તેજનના શબ્દોમાં સારો બોધ આપ્યો હતો.

**ના. ગવર્નરની પધરામણી.** તા. ૨૬ મીએ સવારે ૮ વાગે ના. ગવર્નર અત્રે પધાર્યા હતા. તે દિને શાહીબાગમાં તેમને અત્રેની મ્યુનિસિપાલિટી, મીલ માલિકોની મંડળી, અને અંજુમન ઇસ્લામે તથા તા. ૨૭ મીએ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડે માનપત્રો આપ્યાં હતાં. ના. ગવર્નરે એ દિને જુદા જુદા ૧૨ આગેવાન ગૃહસ્થોને ખાનગી મુલાકાતનું માન આપ્યું હતું. જુદી જુદી જગ્યાઓની મુલાકાત લીધા બાદ તેઓ રાતના ૧૧ વાગે ભરૂચ તરફ વિદાય થયા હતા.

**અમદાવાદ દુકાળ સંકટ નિવારણ કમિટી.** અમદાવાદમાં ભદ્રમાં આ કમિટી તરફથી દુકાળ નિવારણનું જે ધમધોકાર કામ ચાલે છે, તે સંબંધમાં દર અઠવાડીએ તેના રિપોર્ટ " ગુજરાતી પંચ " માં પ્રકટ થતાં રહે છે. માર્ચની તા. ૨૦ મી સુધીમાં કમિટીએ નીચે મુજબ સ્તુત્ય કામકાજ કર્યાનું તેના રીપોર્ટમાં છે.

**ઘાસની ગોઠવણ.** ( ૨૦-૮-૧૯ સુધી ) માં કમિટીએ નીચે મુજબ મદદ કરી છે. (૧) કમિટીના ઘાસની ખરીદી મુંબાઇ પ્રેસીડેન્સી ફેમીન રીલીફ ફંડ મારફત થાય છે. તે કમિટી જીલ્લાના બીજા જીલ્લાઓ માટે પણ કામ કરે છે તેથી ઘાસની ખરીદી તેમની મારફતે કરવી કમિટીને સુગમ પડે છે. આજ સુધીમાં કમિટીએ કુલ ૩૬ા લાખ રતલ ઘાસ ખરીદ્યું છે અને તે ઘાસ દર હજાર રતલે રૂ. ૧૦ સુધી ખોટ ખાઇને વેચવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. તે મુજબ ઘાસ અમદાવાદમાં તથા જીલ્લામાં જુદે ઠેકાણે સ્થાનિક કમિટીઓ મારફત વેચવાની ગોઠવણ કરવામાં આવી છે.

**સસ્તા અનાજની દુકાનો.** (૧) અમદાવાદ શહેરમાં તેમજ જીલ્લામાં જુદે જુદે ઠેકાણે કમિટી તરફથી સસ્તા અનાજની ૧૯ દુકાનો કાઢવામાં આવી છે. અનાજ પડતર કીંમતે વેચવાનું પ્રથમ નક્કી કરવામાં આવ્યું હતું અને તે રીતે વેચવાનું શરૂ થયાથી બજારભાવ ઉપર તેની અસર થઇને વેહેપારીઓને ભાવ ઘટાડવાની ફરજ પડી તેથી સાધારણ મધ્યમ વર્ગના લોકોને પણ રાહત મળી. હાલમાં કમિટીએ ભાવમાં ઘટાડો કર્યો છે. કમીટીની દુકાનમાં વેહેપારી શિવાય બીજા લોકોને અનાજ વેચવામાં આવે છે. અનાજ લેવા આવનાર ગરીબ મજુરદાર વર્ગનો છે અથવા સાધારણ મધ્યમ સ્થિતિનો માણસ છે એ વિગેરે બાબતનો કોઇ પણ ભેદ યા અંકુશ રાખવામાં આવ્યો નથી. જે કોઇ અનાજ લેવા આવે છે તેને આપવામાં આવે છે. અમદાવાદમાં કમીટીની ૬ દુકાનો ખાસ છે તે નીચેના સ્થળે છેઃ—

દુકાન નં. ૧... ... .. દરિયાપુર–ડર્બગરવાડામાં ઘાંચીની વાડીમાં.
દુકાન નં. ૨... ... ...સરસપુર–ધોરી રસ્તા ઉપર.
દુકાન નં. ૩... ... ...ઝવેરીવાડમાં પાંજરાપોળમાં.
દુકાન નં. ૪... ... ...કાળુપુર–ઝાપડાની પોળ પાસે
દુકાન નં. ૫... ... ...આસ્ટોડીઆ–કોટનીરાંગે છીપાવાડમા
દુકાન નં. ૬... ... ...તાજપુર–કાજીના કુવા પાસે નાડીઆવાડમા

હાલમા ઘઉં, બાજરી, અને ચોખા વેચવાની ગોઠવણ કરવામાં આવી છે.

(૨) આજ સુધીમાં કમીટીએ નીચે મુજબ અનાજ મંગાવ્યુ છે:—

| | | | | |
|---|---|---|---|---|
| ઘઉં .. | ... | ... | ... આશરે | ૧૨૫૫૦૦ મણુ |
| ચોખા | ... | . | ... આશરે | ૬૫૦૦૦ મણુ |
| બાજરી | ... | ... | ... આશરે | ૫૪૦૦૮ મણુ |

અનાજના કામમા કમીટીએ લગભગ ત્રણુ લાખ રૂપૈઆ રોક્યા છે અને હજી વધારે રોકવા પડશે.

**ડોલ યાને અનાજની મફત મદદ.** (૧) એવા ઘણાં આબરૂદાર પરંતુ નિરાધાર કુટુંબો હોય છે કે જેઓને છાની મદદની જરૂર હોય છે અને જેઓ મરણુવશ થાય તો પણુ ઉઘાડી રીતે મદદ લેવા તૈયાર હોતા નથી તેવા લોકો માટે તેમજ અપંગ વૃદ્ધ વિગેરે માટે જ્યા જ્યાં સરકાર તરફથી ડોલ નહિ આપતા હોય ત્યા ત્યાં કમીટી તરફથી ડોલ અપાવવાની ગોઠવણુ સ્થાનિક કમિટીઓને મંજુર કરી આપેલી રકમોમાં દિવસે દિવસે વધારો કરવો પડે છે કમીટીએ આજ સુધીમા આ કામ માટે રૂા. ૨૨૭૦૦ મંજુર કર્યા છે.

**વણકરોને મદદ.** (૧) વણુકરને મળતી મદદ ચાલુ છે. આ કામમાં કમિટીએ આશરે રૂપૈઆ ત્રણુ હજાર રોક્યા છે. (૧) ખેડુતોને સસ્તે ભાવે જુવારનું બી આપવાની યોજના કમીટીએ કરી છે અને તેનો લાભ કેટલાક ખેડુતોએ લીધો છે

**ઘાસ ઉગાડવાની યોજના.** (૧) કમીટી તરફથી ઘાસ ઉગાડવાની યોજના બે સ્થળે અમલમાં મુકાઇ છે–(૧) મહાત્મા ગાંધીજીના આશ્રમમાં અને (૨) મ્યુનિસિપલ સુએજ ફાર્મમાં. તે બંને યોજનાઓ ફતેહમંદ થશે એવી આશા છે. આ કામ માટે કમીટીએ આશરે ૧૫૦૦૦ રૂપૈયા રોક્યા છે

**કપડાં.** (૧) કપડા બાબતનુ કામ હવે પુરૂં થઇ ગયુ છે. આ કાર્ય માટે કમીટીએ આશરે બાર હજાર રૂપૈઆ સુધી ખર્ચ કર્યું છે.

**ફંડ વિગેરે.** (૧) કમીટીના ફંડમાં આજ દિન સુધીમાં રૂ. ૧૯૫૦૦ ભરાયા છે, અને તેમાંથી મોટો ભાગ વસુલ થયો છે. જે ગૃહસ્થો તરફથી પૈસા વસુલ થવાના બાકી છે. તેઓ પણુ જલદીથી પૈસા ભરી દેશે અને કમીટીના નોકરોનો તેમજ મંત્રીનો વખત ઉઘરાણી કરવામાં ખોવડાવશે નહિં એવી આશા છે."

(૨) અનાજ વિગેરેમાં કમીટીએ રોકેલાં નાણાં શેઠ અંબાલાલ સારાભાઇ તેમજ શેઠ લાલભાઇ દલપતભાઇ તરફથી લોન તરીકે મળેલાં છે. તે માટે કમીટી તેમની આભારી છે પરંતુ આ કાર્યને માટે કમીટીને લોન તરીકે તેમજ ડોનેશન(દેણગી) તરીકે લાખો રૂપૈઆની જરૂર છે.

(૩) જેમ જેમ ઉનાળો પાસે આવતો જાય છે તેમ તેમ જીલ્લામાં માણસોની તેમજ ઢોરોની બહુજ કફોડી સ્થિતિ થતી જાય છે. દુકાળનું સ્વરૂપ બહુજ ઉગ્ર થતું જાય છે. તેમ કમિટીનું કાર્ય વધારવાની જરૂર પડે છે. અત્યારે મદદ કરવામાં કસુર થાય તો હજારો માણસો અને ઢોરો મરણવશ થશે. વખતસર મદદનીજ આ કાર્યમાં કિંમત છે. માટે દરેક જણ પોતાથી બનતી મદદ કરશે એવી આશા છે. (૪) જે કાંઇ નાણાં-નાની યા મોટી રકમો મોકલવામાં આવે તેનો આભાર સાથે સ્વીકાર કરવામાં આવશે. નાણાં સેક્રેટરી-ફેમીન રીલીફ કમિટી ગુજરાત સભા કાર્યાલય અમદાવાદ અથવા શેઠ લાલભાઇ દલપતભાઇની પેઢી અમદાવાદ એ સરનામે મોકલી આપવાં.

## કેટલીક જાણવાજોગ માહિતી.

ખરચ—( ફક્ત મુખ્ય બાબતો )—૧ ઘાસના વેચાણમા નુકશાન રૂ. ૫૨૦૦૦, ૨ ડોલ યાને મફત અનાજની મદદ રૂ. ૨૨,૭૦૦, ૩ કપડાં રૂ. ૧૨,૦૦૦, ૪ ઘાસ ઉગાડવાના કામ માટે રૂ. ૧૫,૦૦૦, ૫ અનાજ વેચાણમાં નુકશાન રૂ. ૫૦,૦૦૦. કુલ રૂ. ૧,૫૧,૭૦૦.

દુકાનોનું, ઓફીસનું ખરચ-વણકરોને મદદ એ વગેરે પરચુરણ ખરચ રૂપીયા ૨૦,૦૦૦ નું ઉપરાંતનું છે.

કમીટીનું કામ ચલાવવા રૂપીયા ત્રણ લાખની જરૂર છે. જેમાંથી રૂ. ૧૬૫૦૦૦ ભરાયા છે. હજારો માણસો અને ઢોરોના જીવ બચાવવા માટે ૧,૩૫૦૦૦ રૂપૈઆ કમીટી માગે છે.

કમીટીનું કામ. (મુખ્ય બાબતો.)—૧ કપડાં (આશરે સંખ્યા) ૧૫૦૦૦, ૨ ઘાસ રતલ ૩૫,૦૦,૦૦૦, ૩ અનાજ મણ ૨,૧૪,૦૦૦.

D. H.

## ભરૂચ.

**આર્યસમાજની પ્રવૃત્તિ** ભરૂચની આર્યસમાજ નામક ધમ સંસ્થા તરફથી વિદ્વાન આર્ય સમાજી વ્યાખ્યાન દાતાઓ દ્વારા અત્રેની 'દશાલાડ વાડી'માં તથા સર શાપુરજી 'ભરૂચા હૉલ'માં ધાર્મિક વ્યાખ્યાનો, તેમજ શ્રી ભરૂચ થીઓસોફીકલ સોસાયટી તરફથી થીઓસોફીસ્ટ મી. વેણીશંકર જી. પંડ્યા દ્વારા ૪ ઉપયોગી ભાષણો અત્રેની 'દશાલાડ વાડી'માં ઉલ્લા ત્રણ માસમાં અપાવવામાં આવ્યા હતા.

**ધાર્મિક વ્યાખ્યાનો** શ્રીભૃગુપુર સત્યશોધક મંડળ તરફથી શ્રીયુત રેવાશંકરભાઇએ ત્રણ ધાર્મિક વ્યાખ્યાનો અત્રેના ' સર શાપુરજી ભરૂચા હોલમાં ' ગયા માર્ચ માસમાં આપ્યા હતા.

**સત્યાગ્રહ હિલચાલ** રોલેટ બીલ સામે અસરકારક ઈલાજ મહાત્મા ગાંધીજીના આદેશ મુજબ 'સત્યાગ્રહ' જ છે. 'સત્યાગ્રહ'ની પ્રતિજ્ઞા લેનારાઓની કેટલીક સંખ્યા અહીંઆ પણ થઇ છે અને અત્રેની 'સત્યાગ્રહ સભા' સત્યાગ્રહનું રહસ્ય બહુ પ્રશસ્ય રીતે જનસમૂહને સમજાવે છે. તા. ૧૯-૮-૧૯૧૯ ને બુધવારે સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી ( મહાત્મા મુનશીરામજી) એ અત્રે પધારી 'દશાલાડની

વાડી'માં સાંજના ૫ા વાગે એક અપૂર્વ સુશ્રાવ્ય વ્યાખ્યાન 'સત્યાગ્રહ અને રોલેટ બીલ' સંબંધી મનોહારી હિંદીમાં કર્યું હતું, જેના પર સુરતવાળા દયાળજીભાઇએ ઉત્તમ વિવેચન કર્યું હતું. તે જ દિવસે રાતના ૯ કલાકે ઉક્ત સ્વામીજીએ ભરૂચ આર્યસમાજ મંદિરમાં ઉત્તમ ધર્મબોધ આપ્યો હતો. તા. ૨૫-૩-૧૯ ને રોજ શ્રીમતી સરોજીની નૈડુ દેવીએ સાંજના ૬ કલાકે અત્રેની 'દશાલાડ વાડીમાં' "સત્યાગ્રહ" વિષે હિંદી તેમજ અંગ્રેજીમાં એક હૃદયંગમ ભાષણ કરી શ્રોતાઓને પોતાની ઉત્તમ વક્તૃત્વ શક્તિથી મુગ્ધ કરી નાંખ્યા હતા. તા. ૩૦-૩-૧૯ ને રોજ ભાઈ કેસરીપ્રસાદે અત્રેની 'દશાલાડ વાડી'માં ઉપલા જ વિષયપર ભાષણ આપ્યું હતું.

**પ્રાર્થના અને ઉપવાસનો દિવસ.** તા. ૬-૪-૧૯ નો રોજ મહાત્મા ગાંધીજીના ફરમાન મુજબ અત્રે પણ શોક અને માનભંગના દિવસ તરીકે યોગ્ય રીતે ઉજવાયો હતો. ભરૂચના હિંદુ મુસલમાન ભાઇઓએ પોતાનો ધંધો રોજગાર બંધ કીધો હતો, નર્મદા સ્નાન કરી, પોતપોતાનાં દેવાલયોમાં પ્રભુ પ્રાર્થના, સરઘસ રૂપે શહેરના મુખ્ય ભાગોમાં ફરી, કરી હતી. સાંજના ૫ા કલાકે "રોલેટ બીલ કાયદાપોથીમાંથી રદ કરવા માટે અને દિલ્હીમાં જે શોકકારક બનાવ બન્યો તે પ્રતિ દિલગીરી દર્શાવનારા યોગ્ય ઠરાવો" શ્રી અવંતિકાબાઇ ગોખલેની હાજરી હેઠળ જાહેર સભામાં કરવામાં આવ્યા હતા જે પ્રસંગે પ્રસંગને અનુસરતાં અસરકારક ભાષણો થયાં હતાં.

**ના. ગવર્નર** મુંબઈના નવા નીમાયલા નામદાર ગવર્નર સાહેબ અત્રેની દુકાળની સ્થિતિ જોવા તા. ૨૮-૩-૧૯ ને રોજ પધાર્યા હતા અને અત્રેના 'સર સાપુરજી ભરૂચા હૉલ' માં ભરૂચ સીટી મ્યુનીસીપાલીટી, ભરૂચ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ અને ભરૂચ વેપારી એસોસીએશન તરફનાં માનપત્રો સ્વીકાર્યાં હતાં. મીશન હોસ્પીટલની મુલાકાત લીધી હતી, કલેકટર સાહેબને બંગલે પ્રકાબ ધરાવનારા આગેવાનોનો ઇન્ટરવ્યુ લીધો હતો અને સમની જઇ દુકાળની સ્થિતિ નિહાળી, ત્યાં ભેગી કરેલી ઘાસ જોઇ, સુવ્યવસ્થા માટે પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો હતો.

**વિદ્યાર્થીઓનું સમ્મેલન** તા. ૨૬-૩-૧૯ ને રોજ અત્રેના 'ગોવીંદ ભુવન' થીએટરમાં ભરૂચ યુનીઅન હાઇસ્કુલનું બીજું ગેસ્મલ ગેધરીંગ સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ દેસાઇના પ્રમુખપણા નીચે ભારે ઉત્સાહથી ઉજવવામાં આવ્યું હતું. તા. ૨૯-૩-૧૯ ને રોજ ઉપલે જ સ્થળે ભરૂચ વેજલપોર વ્યાયામ શાળાના લાભાર્થે તેમજ ગાયોના રક્ષણાર્થે ઉક્ત કસરતશાળાના કસરત કરનારાઓ તરફથી કસરતના પ્રયોગો કરી બતાવવામાં આવ્યા હતા.

**સંગીતનો જલસો** તા. ૩-૪-૧૯ ને રોજ દુકાળ ફંડમાં મદદ કરવાના શુભ હેતુથી અત્રેના વતની પંડિત ઓંકારના ઉત્તમ સંગીતની મજાહ ચાખવા એક કોન્સર્ટ અત્રેના સર સાપુરજી ભરૂચા હોલમાં થયો હતો અને કોન્સર્ટની ઉપજેલી રકમ દુકાળ ફંડમાં આપી દેવામાં આવી હતી.

'ભરૂચી'

# નોંધ.

કાળા કાયદાને નામે જાણીતું થયેલું રોલૅટ બિલ વડી ધારાસભામાં સર્વ બીન અમલદાર સભાસદોના સંયુક્ત મત વિરૂદ્ધ સરકારે પસાર કર્યું છે અને નામદાર વાઇસરૉયે તેને તા. ૨૧-૩-૧૯ ના રોજ પોતાની સંમતિ આપી છે. પરિણામે આ કાયદો હિંદની કાયદા પોથી ઉપર ચડયો છે અને બ્રિટીશ સરકારની વતી હિંદી વજીર તેને છ માસમાં નામંજુર ન કરે તો લડાઇ પુરી થયા પછી ત્રણ વર્ષ સુધી તે અમલમાં મુકી શકાશે. ઇંગ્રેજ અને દેશી ન્યાયાધીશોની કમિટીએ કરેલી ભલામણને આધાર આ કાયદો તૈયાર કરવામાં આવ્યો છે અને હિંદી સરકારે સારા દેશની અને તેના પ્રતિનિધિઓની તીવ્ર લાગણી વિરૂદ્ધ આ કાયદો પસાર કરવામાં જે જક્કીપણું દાખવ્યું છે તે જોતાં ઓછો જ સંભવ છે કે બ્રિટીશ સરકાર આ કાયદાને નામંજુર કરે. લોર્ડ મોર્લીના સ્મરણોપરથી આપણે જાણીએ છીએ કે દેશમાં સુલેહ શાંતિ જાળવવા માટે પહેલી જવાબદારી ધરાવનાર અને પ્રચલિત સ્થિતિથી પુરેપુરી વાકેફ હોવાનો દાવો કરનાર હિંદી સરકારની અન્યાયી અને આપખુદી વૃત્તિ પર અંકુશ રાખવાનું કામ વધારેમાં વધારે ઉદાર અને વિચક્ષણ હિંદી પ્રધાનને માટે કેટલું મુશ્કેલ-લગભગ અશક્ય છે. આ સંજોગોમાં મી. લોઇડ જ્યોર્જ અને મી. મૉંટેગ્યુને આ કાયદો નામંજુર કરવાના તાર કરવાથી કંઇ વળે એમ લાગતું નથી. રાજદ્વારી પુરૂષો તો એ તપાસશે કે આ કાયદો પસાર થયા પછી હિંદીઓ હમેશની માફક થોડા દિવસ અથવા થોડા મહિના ધીમે ધીમે ચળવળ કરીને જ સંતોષ પામે છે કે પ્રજાસાગરમાં અશાંતિનાં મોજાં વધારેને વધારે જોરથી ઉછળે છે અને આ કાયદો કોઇ પણ પ્રકારે રદ કરાવવાને કંઇ ચોક્કસ કાર્યની યોજના અમલમાં મુકાય છે. અર્થાત્ આપણે અહીંઆં જે બોલીશું તે ઉપર નહિ પણ જે કરી શકીશું તે ઉપર જ નજર રાખીને હિંદી વજીર પોતાનાં પગલાં ભરશે. આમ આ કાયદો રદ કરાવવાને જે બારી રહી છે તેનો ઉપયોગ કરવાને પણ આપણે આ દેશને જ આપણું કાર્યક્ષેત્ર બનાવવું જોઇએ.

## રાજબંધારણના સિદ્ધાંતનો વિપર્યય.

જે રોલેટ બિલ પસાર કરવામાં આવ્યું છે તેની મુખ્ય કલમો ગયા અંકમાં કાંઇક સમજુતી સાથે રજુ કરવામાં આવી છે તેમજ સીલેક્ટ કમિટીમાં કરવામાં આવેલા ફેરફાર વિષે પણ તેમાં ટુંક સૂચન કરવામાં આવ્યું છે. તે પછી આ કાયદાના બીજા વાંચન વખતે વડી ધારાસભામાં આશરે દોઢસો સુધારા રજુ કરવામાં આવ્યા હતા તો પણ તેમાં કંઇ મુદ્દાનો સુધારો થયો નથી. એટલે ફરીથી આ કાયદાનાં મુખ્ય અનિષ્ટ તત્વો નજર નીચે ફેરવી જઇશું. સૌ સુધરેલા દેશના રાજ્યબંધારણોનો એ સિદ્ધાંત છે કે તેમાં ત્રણ અંગ હોવા જોઇએ: (૧) ધારા બાંધવાની સત્તા, (૨) કારોબારી સત્તા અને (૩) ન્યાય આપવાની સત્તા. આ ત્રણ સત્તાઓ અનુક્રમે ધારાસભાઓ, કારોબારી સરકાર અને ન્યાયની અદાલતો ધરાવે છે. આ વિભાગ જુના વખતથી જોવામાં આવે છે અને રાજ્ય પ્રજાસત્તાક કે પ્રજાને જવાબદાર ન હોય ત્યાં પણ સરકાર અને પ્રજા વચ્ચે એખલાસ રહે—સરકાર પ્રજાનો વિશ્વાસ સંપાદન કરે અને પ્રજાને ન્યાય મળે તે માટે આ વિભાગ જરૂરનો ગણાય છે. હવે આ વિભાગનો હેતુ બરાબર સધાય તે માટે જરૂરનું છે કે આ

શબ્દો મૂકવાથી કંઇ ફેરફાર થતો નથી. આ કાયદાના પહેલા, બીજા અને ત્રીજા ભાગનો અમલ કરતાં પૂર્વે અમુક પ્રકારના ગુન્હા તે ભાગમાં વિશેષ કરીને પ્રચલિત છે અથવા થવાનો સંભવ છે એવી હિંદી સરકારની ખાત્રી થવી જોઇએ. આવા જે ગુન્હાની ટીપ જૂદી આપવામાં આવી છે તેમાં એકકે કલમનો ફેરફાર કરવામાં આવ્યો નથી. એટલે સીલેક્ટ કમિટીમાં થયેલા ફેરફાર પહેલાં જેમ આ ભાગનો અમલ થઇ શકે તેવી જ રીતે હવે પણ થશે. જે ભાગમાં આ કાયદાનો અમલ કરવાનું નક્કી થાય ત્યાં સ્થાનિક સરકારના અમલદારોને શંકિત લાગે એવા કોઇ પણ માણસને નજરકેદ કરવાની કે કેદ કરવાની સત્તા જ્યાં સુધી કાયદા પોથીમાં મોજૂદ છે ત્યાં સુધી તે હિંદીવાનોના કુદરતી હકનો શત્રુ છે અને કાયદાના વિશેષણમાં ફેરફાર કરવાથી તેનું ઝેર ઓછું થતું નથી. ઉલટું એમ કહી શકાય કે મુઠ્ઠીભર રાજદ્રોહીઓને જ અંકુશમાં લાવવાને આ કાયદો પસાર કરવામાં આવ્યો છે એવો દેખાવ કરીને સરકાર આ કાયદાનું ભયંકર સ્વરૂપ ઢાંકવા પ્રયત્ન કરે છે, પણ એ ઢાંકપિછોડો મિથ્યા છે. સરકાર તો આ કાયદાની કળેકળ સમજે છે અને પ્રજા પણ તેમાં કરેલા નામના સુધારાથી રહેજ પણ છેતરાતી નથી.

નામદાર શર્માએ આ બિલના બીજા વાંચન વખતે એવો સુધારો રજુ કર્યો હતો કે "હિંદમાં સ્થપાએલી નામદાર શહેનશાહની સરકારને જોરથી ઉથલાવી નાંખવાના હેતુ વાળી ચળવળ એ રાજદ્રોહી ચળવળનો અર્થ છે એવા શબ્દો બીજી કલમમાં ઉમેરવા." આ સુધારો રજુ કરતાં તે સભાસદે જણાવ્યું કે આવા મુદ્દાના શબ્દોનો અર્થ સ્થાનિક સરકાર પોતાની મરજી મુજબ કરે અને તેથી તેમને અનિષ્ટ લાગતી કાયદેસર ચળવળને પણ ડામવાને આ કાયદાનો ઉપયોગ કરે એવો સંભવ રહે છે. અને હોમરૂલની ચળવળ વિષે હિંદી સરકાર તરફથી મોકલવામાં આવેલા એક સુચનાપત્રથી અને મદ્રાસની ધારાસભામાં લોર્ડ પેન્ટલેન્ડે તારીખ ૨૪-૫-૧૭ ના રોજ કરેલા ભાષણથી પૂરવાર થાય છે કે આ સંભવ કેવળ કાલ્પનિક નથી પણ ખરો છે. આ સુધારાને ડૉ. સપ્રુ, પંડિત માલવીઆ, નામદાર શાસ્ત્રી, નામદાર બેનરજી, નામદાર ઝીણા વગેરે સૌ પક્ષના સભાસદોએ ટેકો આપ્યો હતો. સરકાર તરફથી તેની સામે બોલતાં સર વિલ્યમ વિન્સટે જણાવ્યું કે આ શબ્દોનો અર્થ તો દરેક માણસ જાણે છે અને કાયદામાં તેની વ્યાખ્યા આપવાની જરૂર નથી. તે સંબંધમાં આપણા તરફથી જણાવવામાં આવ્યું હતું કે "રેવોલ્યુશનરી" એ શબ્દના સાધારણ વાતચીતમાં અને લખાણમાં જૂદા જૂદા અર્થ થાય છે, તે એટલે સુધી કે કોઇ પણ અસાધારણ પ્રકારના વિચાર કે કાર્યને પણ તે લાગુ પાડવામાં આવે છે. આ વિષે સરકાર તરફથી એટલું જ આશ્વાસન આપવામાં આવ્યું કે તેઓ ઘણી કાળજી અને ચોકસાઇથી અર્થ કરી આ કાયદાનો અમલ કરશે. આ સુધારો ૧૮ વિરૂદ્ધ ૩૨ મતે નામંજુર થયો. ખરી વાત એ છે કે સરકારના આવા આશ્વાસનમાં ભૂતકાળના અનુભવથી પ્રજાને તલભાર વિશ્વાસ નથી. છાપખાનાંના અને બીજા ઘણાએ કાયદાના સંબંધમાં સરકારે આપેલાં વચનો જૂદાં જૂદાં કારણોથી પળામાં નથી. બીજી પાસ સામાન્ય શબ્દો વાપરવાથી જે નિરંકુશ સત્તા સરકારને મળે છે તેના પર વ્યાખ્યાની મર્યાદા સરકારને જોઇતી નથી. કોઇ પણ વખતે ઠીક લાગે તેવી રીતે પ્રજાને દાબમાં રાખવાની સત્તા સરકારને આ કાયદાથી જોઇએ છે.

આ કાયદાથી કાયદેસર ચળવળને ઇજા ન પહોંચે તે માટે એવો સુધારો સૂચવવામાં આવ્યો હતો કે જે ગુન્હા પ્રચલિત થયાની ખાત્રી થયાથી હિંદી સરકાર આ કાયદાના જૂદા જૂદા ભાગનો અમલ કરી શકે તેની યાદીમાંથી ફોજદારી કાયદાની ૧૨૪ अ કલમ બાતલ કરવી, રોલેટ કમિટીએ આ કલમ પોતાની ટીપમાં નાંખી નહતી તેનું કારણ સ્પષ્ટ છે. સરકારી તંત્રને બંડથી ઉથલાવી નાંખનાર વર્ગને અંકુશમાં રાખવા આ કાયદો રચાયો હોય તો તે સંબંધી ગુન્હાને જ આ કાયદો મર્યાદિત કરવો જોઇએ. ૧૨૪ अ કલમ સરકાર વિરૂદ્ધ લાગણી ફેલાવવા વિષે છે અને તેથી કાયદેસર ચળવળ કરનાર કાંતો પોતાની ભુલથી અથવા સરકાર અને ન્યાયાધીશોની વક્રતાથી તેમાં સપડાઇ જાય એવો સંભવ રહે છે. તો કાયદાના સ્પષ્ટ હેતુ સાથે સંબંધ ન ધરાવનાર જે કલમથી સામાન્ય રાજકીય હિલચાલને જોખમ પહોંચે એમ હોય તે ગુન્હાની ટીપમાંથી બાતલ કરવી જ જોઇએ. વિશેષમાં આ કલમ મુજબ કોઇ માણસે ગુન્હો કર્યો છે કે નહિં તેની તપાસ કોર્ટમાં કરવામાં નહિં આવે પણ સ્થાનિક સરકાર અને કારોબારી તથા પોલીસના અમલદારો તેનો નિર્ણય કરશે. આથી ન્યાયની કોર્ટ જે લખાણ કે ભાષણને નિર્દોષ ગણે તેને ગુસ્સે થયેલા અમલદારો આ કલમમાં સ્હેજે લાવી શકે. આ દલીલ સીધી અને સ્પષ્ટ છે અને રોલેટ કમિટીએ આ કલમ ટીપમાં દાખલ નથી કરી એ તેને ઘણું વજન આપે છે. છતાં અમર્યાદિત સત્તાની લોભી સરકારે આ સુધારો ન કર્યો એટલે તે નામંજુર થયો. આમ બંને રીતે કાયદેસર ચળવળને આંચ ન આવે એવા સુધારાનો નકાર કરીને સર વિલ્યમ વિન્સેન્ટ શાંત ચિત્તે આપણને શિખામણ આપે છે કે તમે ચિંતા ન કરશો, અમે બધું સંભાળીશું. દેઢસો વર્ષની આપખુદીથી જેમના હાથ રંગાએલા થયા છે તેવા અમલદારોના વચન અને વર્તન ઉપર કોને વિશ્વાસ આવશે!

## સત્યાગ્રહ.

આમ આ કાયદો સારી હિંદી પ્રજાને જોખમ ભરેલો છે, તથા અપમાનરૂપ છે, અને તેથી અસહ્ય છે. રાજ્યકર્તાના જે સાધારણ અત્યાચારો સહન કરી શકાય એમ હોય છે તેની સામે અરજીઓ સભાઓ, સામાન્ય ચળવળ વગેરે સામાન્ય ઉપાયો યોજવામાં આવે છે. પણ જ્યારે પ્રજા પર અસહ્ય જુલમ થાય છે ત્યારે ઇંગ્લંડ ફ્રાંસ અમેરિકાના ઇતિહાસ પરથી જણાય છે તેમ અને હાલમાં આયર્લેંડમાં અને ઇજીપ્તમાં બને છે તેમ લોકો હુલ્લડ કરે છે અને રાજ્યને મ્હાત કરવા કોશીશ કરે છે. આવી લડતમાં શારીરિક અને ઐહિક બળની સ્હામે તેજ પ્રકારનું બળ યોજવામાં આવે છે. બીજી લડત ધાર્મિક અને આધ્યાત્મિક છે કારણ કે તેમાં રાજ્યના ઐહિક બળની સ્હામે શસ્ત્ર વગેરે સાધન રહિત પ્રજાનું-બલ્કે તેના થોડા કે વધારે માણસોનું આત્મબળ ટકે છે અને આવી લડતને સત્યાગ્રહનું નામ આપવામાં આવે છે. આમાં સત્યનું સ્વરૂપ સમજી તેનો આગ્રહ કરવામાં આવે છે. હવે સૌ કોઇ જોઇ શકશે કે જે કાળો કાયદો સરકારે પસાર કર્યો છે તે સત્ય અને નીતિના સિદ્ધાંતથી વિરૂદ્ધ છે તેથી તેની સ્હામે આગ્રહ કરવો—મતલબ કે તેનું ઉલ્લંઘન કરી તે માટે જે દુઃખ પડે તે શાંતિથી સહન કરવાં એ સત્યાગ્રહ છે. પણ આટલું જ બસ નથી. ઇંગ્લંડના ઇતિહાસનો જેમણે અભ્યાસ કર્યો છે તેઓ જાણે છે કે જ્યારે રાજા બીજો જેમ્સ

અનેક પ્રકારનો જુલ્મ કરીને છેવટે પ્રજાથી ગભરાઇને પરદેશ ન્હાસી ગયો ત્યારે બ્રિટીશ આમની સભાએ એવા મુદ્દાનો ઠરાવ પસાર કર્યો હતો કે રાજા અને પ્રજા વચ્ચેનો સંબંધ જે અલિખિત કાનુનોથી નિયમિત થાય છે તેનો તે રાજાએ ભંગ કર્યો હોવાથી તેણે રાજ્યગાદી પર પોતાનો હક ગુમાવ્યો છે અને તેથી તે ગાદી ખાલી છે અર્થાત્ રાજ બંધારણના મૂળ સિદ્ધાંતોનો ભંગ થાય એવી રીતે રાજા વર્તન ચલાવે ત્યારે તે રાજાના કાયદા પ્રજાના માનને પાત્ર રહેતા નથી. ગયા અંકમાં પ્રકટ થયેલા અમેરીકન મહાત્મા થોરોના લેખ પરથી જણાયું હશે કે જે રાજ્યનીતિના મૂળ સિદ્ધાંત વિરૂદ્ધ કંઇ પણ આચરણ કરે તેને કર આપીને મદદ આપવી એ તેઓ પાપનું કાર્ય ગણે છે. અર્થાત્ સત્યાગ્રહી સરકારના માત્ર અસહ્ય જૂલ્મી કાયદા કે કૃત્ય સ્હામે નહિ પણ બીજા જે કોઇ કાયદા ધર્મ કે નીતિ સાથે સંબંધ ધરાવતા ન હોય તેની સ્હામે થઇ શકે છે.

આ સંબંધમાં બે વાત ધ્યાનમાં રાખવી ઘટે છે. પ્રથમ તો સત્યાગ્રહી બંડખોર ન હોવાથી તે એકી વખતે બધા કાયદાનો ભંગ કરતો નથી પણ પહેલેથી નક્કી કરેલા અમુક જ કાયદાનો ઇરાદાપૂર્વક ભંગ કરે છે. આવા સત્યાગ્રહીના આચરણથી પ્રજાની સ્થિતિ અને શાંતિને કંઇ પણ આંચ આવતી નથી તે સરકાર સ્હામે દ્વેષથી નહિ પણ, સરકારને પ્રજામતને તાબે કરવાના દૃઢ નિશ્ચયથી જ સૌ કાંઇ કરતો હોવાથી તે જે કાયદાનો ભંગ કરવાનું નક્કી કરે તે શિવાયના તમામ કાયદાનું ચુસ્તપણે પાલન કરે છે. બીજું સત્યાગ્રહી રાજ્યદ્રોહી ન હોવાથી તે જે કાયદાનો ભંગ કરે છે તેના ફરમાનને તાબે થતો નથી પણ તેમ કરવા માટે કાયદાથી જે શિક્ષા નક્કી કરવામાં આવી હોય તેને આનંદથી વધાવી લે છે. આમ તે જે કાયદો તોડે છે તેને પણ એક રીતે નહિ તો બીજી રીતે તે વશ થાય છે.

આ ઉપરથી સમજાશે કે સત્યાગ્રહની લડત એ શરીરબળ સ્હામે આત્મબળની લડત છે. રાજ્યની પાસે નાણાં શસ્ત્ર સિપાઇઓ વગેરે ઐહિક સાધનો છે. સત્યાગ્રહી પાસે આમાંનું કંઇ ન હોય અને હોય તો પણ તેના કાર્ય માટે તેની જરૂર નથી. માત્ર સત્ય તેની બાજુએ છે અથવા તેના આત્મામાં સત્ય અને બળ રહેલાં છે તેના વડે સરકારના એક અથવા એક પછી એક અનેક કાયદાનો ભંગ કરી પોતાના શરીર પર દુઃખ વહોરી લે છે. શસ્ત્ર અને સત્યના યુદ્ધમાં જો સત્યાગ્રહી શાંત અડગ અને નિશ્ચયાત્મક રહે તો જરૂર મોડાં વ્હેલાં સ્હામાના હાથમાંથી શસ્ત્ર સરી પડશે કારણ કે સત્યાગ્રહીનો અજેય આત્મા તેને વશ કરી પોતાના સત્યની ખાત્રી કરાવશે. હરિશ્ચંદ્ર અને પ્રલ્હાદે, દક્ષિણ આફ્રિકાનાં આપણા ભાઇ બ્હેનોએ અને ખેડાના ખેડુતોએ આમ જ હસતે મ્હોંએ રાજ્યના ત્રાસ સહન કરીને જય મેળવ્યો હતો. આ સૌથી મ્હોટી લડતમાં પણ જો આપણો આત્મા અડગ રહેશે તો આપણો વિજય ચોક્કસ છે.

## પ્રથમ પગલાં.—

તા. ૨૪–૩–૧૯ ને દિને મહાત્મા ગાંધીએ મદ્રાસથી નીચેનો ખાસ્મ્માર સંદેશો બહાર પાડયો હતો:—

"મેં ઘણી સભાઓમાં સમજાવવા યત્ન કર્યો છે તે પ્રમાણે સત્યાગ્રહ એ ખરી રીતે ધાર્મિક હીલચાલ છે. તે શુદ્ધિ અને તપની ક્રિયા છે. અને દુઃખ સહન કરીને સુધારા મેળવવાનો અને દુઃખનું

નિવારણ કરવાનો તે એક રસ્તો છે તેથી હું સૂચના કરૂં છું કે ૧૯૧૯ ના બીલ નં. ૨ ની નામદાર વાઈસરોયની મંજુરી પ્રગટ કરવામાં આવી તે પછીના બીજા રવિવારને માનભંગ અને પ્રાર્થનાના દિવસ તરીકે પાળવો. આ પ્રસંગને છાજે એવી રીતે લોકલાગણી અસરકારક રીતે જાહેર કરવા માટે મારી નીચે મુજબ સલાહ છે. આગલી રાત્રે જમ્યા પછી ૨૪ કલાક સુધી બધા પુખ્ત ઉમરના માણસો એ જેને ધર્મ અથવા તંદુરસ્તીના કારણથી બાધ ન હોય તેમણે ઉપવાસ કરવો. આ ઉપવાસને કોઈ પણ પ્રકારે લાંઘણ રૂપે ગણવાનો નથી અથવા તો સરકાર ઉપર કોઈ પણ પ્રકારે દબાણ લાવવાનો તેનો હેતુ સમજવવાનો નથી. સત્યાગ્રહીઓએ લીધેલી પ્રતિજ્ઞામાં કાયદાનો જે ભંગ કલ્પેલો છે તે માટે તેમને તૈયાર કરવાની આ એક જરૂરી તાલીમ ગણવાની છે. જાહેર હિત માટે જરૂરી હોય તે શિવાયનું તમામ કામ તે દિવસે બંધ રાખવું. બજાર અને બીજા ધંધારોજગારના સ્થળો પણ તે દિવસે બંધ રાખવા.

જે કામદારોને રવિવારે પણ કામ કરવું પડતું હોય તેઓ પહેલેથી રજા મેળવીને કામ બંધ કરી શકે. સરકારી નોકરોને પણ ઉપરની બે સૂચનાઓ પાળવાની ભલામણ કરતાં હું અચકાતો નથી, કારણ કે જો કે રાજકીય સભાઓ અને ચર્ચાઓમાં તેમણે ભાગ ન લેવો એ તેમને માટે ખસુસ કરીને વ્યાજબી છે તો પણ મારા મત પ્રમાણે મુદ્દાની બાબતો વિષે પોતાની લાગણી, અત્રે ચર્ચેલી મર્યાદિત રીતે દર્શાવવાનો તેમને હક છેજ. તે દિવસે હિંદુસ્તાનના તમામ ભાગમાં અને ગામડાંઓમાં પણ જાહેર સભા ભરીને તેમાં આ કાયદો રદ કરવાની વિનંતિ કરવાને ઠરાવ પસાર કરવો. જો મારી સલાહ સ્વીકારવા લાયક ગણાય તો આ વિષે વ્યવસ્થા કરવાની મુખ્ય જવાબદારી સત્યાગ્રહ સભાઓને શિર રહેશે. પણ હું ઉમેદ રાખું છું કે બીજી જાહેર સંસ્થાઓ પણ આ કાર્યને સફળ કરવામાં મદદ કરશે. ”

આપણા દેશમાં પરાપૂર્વથી ઉપવાસ અને હડતાળનો ધર્મ સાથે સંબંધ ગણાયો છે. ઉપવાસ કરનાર માણસ પોતાના ખોરાકના અર્થાત્ શરીરના નહિ પણ આત્માના બળપર ટકી રહે છે. કામધંધો બંધ કરનાર વેપારીઓ અને મજુરો તે દિવસે પોતાના ધંધા રોજગાર પર નહિ પણ ધર્મના કાર્યપર ટકે છે. વળી ખોરાક અને વ્યવહારમાંથી નિવૃત્ત થયેલું મન વધારે પવિત્ર બની ધર્મમાં વધારે એકતાર થઇ શકે છે. આખા દિવસનું ઐહિક કાર્ય સમાપ્ત થતાં ધર્મકાર્યમાં પૂરો વખત પણ આપી શકાય છે. આમ ઉપવાસ અને હડતાળનું ધાર્મિક રહસ્ય આપણા દેશમાં સમજાયેલું હોવા છતાં રાજકીય લડતમાં તેનો પ્રયોગ કેવળ નવો છે. જનસમુદાયના મનમાંથી આ લડતનો ધાર્મિક ખ્યાલ ઉપજ થાય છે એટલું જ નહિ પણ સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેનાર સૌ કોઇ વધારે સારી રીતે સમજી શકે છે કે કાયદા તોડવાની બાહ્ય પ્રવૃત્તિ પર નહિ પણ આત્માની આંતર્ શુદ્ધિ અને બળ પર આ લડતનો આધાર છે. પરિણામે જણાય છે કે તે પ્રમાણે દિલ્હી, અમૃતસર અને મુલતાન, કરાંચી અને હૈદરાબાદ, મુંબાઇ અને અમદાવાદ વગેરે મ્હોટાં તેમજ અનેક ન્હાનાં ગામ અને ગામડાંમાં લગભગ એકેએક દુકાન બંધ રહી, લાખો પુરૂષો અને સ્ત્રીઓએ ઉપવાસ કર્યો અને તેથી ઘણા વધારે માણસોએ સરઘસમાં તેમજ જાહેર સભામાં ભાગ લીધો. તેથી દરેક ઘર અને કુટુંબમાં કાળા કાયદા અને સત્યાગ્રહની લડતનો કંઇક ખ્યાલ વીજળીની ત્વરાથી ફેલાઇ ગયો છે.

મહાત્મા ગાંધીએ રવિવાર તા. ૬–૪–૧૯ ના રોજ સૌ ઠેકાણે ભરવાની સભામાં વાંચવાને નીચેનો સંદેશો મોકલ્યો હતો:-

"ભાઈઓ અને બ્હેનો,

બીજી લડતમાં જીતનો આધાર બાહ્ય કારણોપર રહે છે. અને તે વિષે એકજ પરિણામ કહી શકાઈ નથી. સત્યાગ્રહ-લડતનાં જીતનાં કારણો કેવળ આંતરિક છે. અને તેમાં પરિણામ એકજ આવી શકે છે. હાર જેવી વસ્તુ સત્યાગ્રહમાં છેજ નહીં. સત્યાગ્રહના બળનાં પ્રમાણમાં જીતકાળ આગળ આવે છે અથવા પાછળ ઠેલાય છે. આવી અલૌકિક લડતની ઢબ જુદીજ છે. આવતી કાલે આપણે ઈશ્વરનું ધ્યાન ધરીને ઉપવાસ કરીને રોજગાર બંધ કરીને પવિત્ર થવા ઇચ્છીએ છીએ અને તે વડે આપણે કાયદાનો સાદર નિરાદર કરવાની યોગ્યતા મેળવવાના છીએ ઉપવાસાદિનું આ કારણ ન ભુલાય એવી મ્હારી વિનંતિ છે ભલે આપણે થોડા જેટલા માણસો હોઈએ પણ જો સત્યનેજ વળગીશું અને કોઈના પણ જાન માલને ઈજા નહિ પહોંચાડીએ તો જીત વહેલી મેળવીશું અને ભયની નીચે કચરાઈ રહેલા હિંદને મુક્ત કરવાના પ્રયત્નમાં આપણે અવશ્ય ફલીભુત થઈશું."

સર્વત્ર સંદેશો વાંચી રહ્યા પછી નિચેના ઠરાવો સભાઓમાં સર્વાનુમતે પસાર થયા હતા.

## ઠરાવ પહેલો.

"બહુ કફોડી સ્થિતિને સમયે મહાસંયમ બતાવ્યો તેને સારૂ દિલ્હીના રહીશોને ........ના શહેરીઓની આ સભા મુબારકબાદી આપે છે તેમજ સન્યાસી શ્રદ્ધાનંદજી (ઉર્ફે મહાત્મા મુનશીરામજી) અને હકીમજી અઝમલખાનને તેમના વખાણવા લાયક શૂરવીરપણાને સારૂ મુબારકબાદી આપે છે. વળી સ્થાનિક અધિકારીઓનાં હુકમથી ચાલેલા દારૂગોળાથી મૃત્યુ પામેલા નિર્દોષ હિન્દીઓના કુટુંબો તરફ આ સભા માનપૂર્વક દિલાસો બતાવે છે."

## ઠરાવ બીજો.

"........ના રહીશોની આ સભા નામદાર હિંદી વજીરને નમ્રતાપુર્વક વિનંતિ કરે છે કે નામદાર શહેનશાહને તેઓ એવી સલાહ આપે કે વડી ધારાસભામાં પસાર થયેલા રોલેટ એક્ટને શહેનશાહ રદ કરે કારણ કે એ કાયદો પોતે ખરાબ છે અને તદ્દન બીન જરૂરી છે એટલુંજ નહિ પણ તે કાયદો જાહેર થયેલા એકત્રિત પ્રજા મતની વિરૂદ્ધ હોવા છતાં પસાર કરવામાં આવેલો છે. વળી આ સભા નામદાર વાઈસરાય સાહેબને નમ્રતાપૂર્વક અરજ ગુજારે છે કે તેઓ સાહેબ મજકુર કારણને લીધે નં. ૧ નું રોલેટ બીલ પાછું ખેંચી લે."

ઉપવાસ અને હડતાલના રવિવાર પછી બીજે દિવસે સત્યાગ્રહની લડત શરૂ કરવાનો મહાત્મા ગાંધીજીએ સંકલ્પ કર્યો હતો અને તે મુજબ મુંબાઈ અને અમદાવાદમાં કાર્ય શરૂ કરવામાં આવ્યું હતું. 'હિન્દસ્વરાજ્ય' નામનું મહાત્મા ગાંધીજીનું જે પુસ્તક હિન્દી સરકારે આશરે નવ વર્ષપર જપ્ત કર્યું હતું અને તે હિન્દમાં લાવવાની બંધી કરી હતી તે પુસ્તકની છાપેલી હજારો નકલો તા. ૭-૪-૧૯થી વહેંચવાનું શરૂ કરવામાં આવ્યું હતું.

આ પછીની ઘટનાઓ વિષે હવે પછી લખીશું.

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૪ થું. ] એપ્રિલ, ૧૯૧૯. [ અંક ૧૦.

## જિસેપ મૅઝિનિ.

( ગતાંક પૃષ્ટ પ૨૯ થી ચાલુ. )

મૅઝિનિને રાજાઓ માટે જેટલો અણગમો હતો તેટલોજ ધર્મગુરૂઓ માટે હતો, પણ પોતાનું મહાન્ લક્ષ્યબિન્દુ પળવાર પણ દૃષ્ટિબ્હાર જવા દિધા વિના તેણે નવા પોપને એક કાગળ લખ્યો અને તેમાં તેણે પોપ પોતાનું જે મહાન્ કાર્ય બજાવે તો ઠીક થાય તે કાર્ય તેને જણાવ્યું. ઑસ્ટ્રિયાના ફેરારાના ભોગવટા વિરૂદ્ધ વાંધો ઉઠાવીને ક્ષણિક લોકપ્રિયતા મેળવી તો ખરી જ. પરંતુ ખરૂ જોતાં જો તેનો ઉત્સાહ નીઓગેલ્ફીય પક્ષની આવેશમય કલ્પનાની પેલી તરફ કદી પણ અસ્તિત્વ ધરાવતો હતો એમ ધારીએ તો પણ અંદરના સુધારા માટેનો તેનો ઉત્સાહ ત્વરાથી લોપ થઇ ગયો. તેમ છતાં ટસ્કાનેમાં અને પીડમૉન્ટમાં લોકોના અત્યંત હર્ષ વચ્ચે, પરંતુ મીટર્નિકના અનંત ખેદ વચ્ચે, રાજ્યકર્ત્તા રાજકુમારોએ ઘણા મોટા રાજ્યતન્ત્રવિષયક સુધારા દાખલ કીધા હતા. લોકોને કોઇપણ પ્રકારની છૂટ આપવાની જક્કી ના કહેનાર માત્ર નેપલ્સનો રાજા ફર્ડિનન્ડ, મશહુર બૉમ્બા એકલો એક જ હતો.

પરંતુ પોતાના દેશનું ઐક્ય, અને ખાસ કરીને સ્વાતંત્ર્ય, સાધવા વિષેનો ઇટલિના સર્વ વર્ગોનો ઉકળાટ તથા નિશ્ચય દરરોજ વધતો જતો હતો અને વધારે સખ્ત તથા વધારે તીવ્ર થતો જતો હતો. સામાન્ય લાગણી સેંકડો પ્રકારે વ્યક્ત થઇ. જીનોઆની વૈજ્ઞાનિક સમાજ, તથા કૅસેઇલની ખેતીવાડી વિષયક સમાજ ખરૂં જોતાં પારદર્શક વેશમાં રાજકીય સભા હતી. કૅસઇલની સમાજમાં પીડમૉન્ટના ચાલર્સ આલ્બર્ટે કૅસ્ટેગ્નેટોના અમીરને લખેલો પત્ર એકત્ર થયેલા પ્રતિનિધિઓ સમક્ષ વાંચવામાં આવ્યો હતો. રાજાએ એવું લખ્યું હતું કે "ઑસ્ટ્રિયાએ સર્વ સત્તાઓને એક રૂક્કો મોકલ્યો છે, અને ફેરારા ઉપર પોતાનો હક્ક છે, એમ ધારીને ફેરારા પોતાને કબજે રાખવાની પોતાની ઇચ્છા તેમાં જણાવી છે,.....જો પરમાત્મા ઇટલીના સ્વાતંત્ર્યની લડાઇનું આપણને ફરમાન કરશે તો હું મારા પુત્રો સાથે ઘોડે બેશીશ, હું લડાયક લશ્કરના સેનાપતિનું સ્થાન લઇશ...જે દિવસે આપણે ઇટલિના સ્વાતંત્ર્ય માટે લડાઇનો પોકાર કરીશું તે દિવસ કેટલો પ્રતાપી નીવડશે!" આ જાહેર કથનથી જે ઉત્સાહ જાગૃત થયો તે અમાપ નીવડ્યો; ઇટલીના

હીલચાલના અગ્રેસર થવા, તથા સ્વાતંત્ર્યની તરવાર મ્યાનમાંથી બ્હાર કાઢવા સમાજે રાજાની પ્રાર્થના કરી.

ત્યારે, રાજ્યક્રાન્તિના વર્ષની અગાઉ ઇટલિમાં આવી વસ્તુસ્થિતિ હતી. સુધારા માટેની ચળવળ સાર્વલૌકિક હતી; એવામાં એવા સમાચાર મળ્યા કે તેથી માત્ર રાજ્યબંધારણ વિષેના સુધારાનો વિચાર બાજુએ મૂકી દેવો પડયો, અને લોકોને સમજાયું કે ઇટલિનાં ન્હાનાં રાષ્ટ્રોની માત્ર નજીવી કુલ અખત્યારીઓ ઉપર જ નહિ, પણ જે રાક્ષસી સત્તાઓને હાથે તેમની કુલ અખત્યારી અત્યાર સુધી મુલતવી રાખવામાં આવી હતી, તે સત્તાઓ ઉપર પણ ફટકો લગાવવાનો સમય આવી પહોંચ્યો છે. ૧૮૪૮ ના ફેબ્રુઆરી માસમાં પૅરીસમાં રાજ્યક્રાન્તિ થઇ; ઑર્લિયન્સનો વંશ ઉંધો પડી ગયો; અને બીજું પ્રજાસત્તાક રાજ્ય જાહેર થયું. માર્ચ માસમાં રાજ્યક્રાન્તિનું તત્વ યુરોપિય કુલ અખત્યારના સત્વ સુધી જઇ પહોંચ્યું. વિયેનામાં ખળભળાટ મચી રહ્યો, અને તે પણ એટલો બધો સખ્ત કે સમર્થ મીટર્નિક પણ પોતાના પાયા ઉપર હલમલી ઉઠયો, અને તેની અગાઉ દેશનિકાલનો ભોગ થઇ પડેલા હજારો લોકો સાથે દેશવટો ભોગવવા ધકેલાઇ ગયો.

ખરેખર, એ વખતે એમ જ લાગ્યું કે ઇટલિના છુટકારાનો સમય આવી પહોંચ્યો. સિસિલિમાં ક્યારનુંયે હુલ્લડ થયું હતું, અને ફર્ડિનન્ડને પણ રાજ્યબંધારણને માટે અનુમતિ આપવી પડી હતી. એક મહિના પછી (૧૧ મી ફેબ્રુવારી ૧૮૪૮ ને રોજ) ટસ્કનિના મુહદમીરે પણ એ રસ્તો લીધો, અને માર્ચમાં પીડમૉન્ટમાં તથા રોમમાં રાજસભાના પાયા ઉપર નવાં રાજ્યબંધારણ સ્થાપવામાં આવ્યાં. પરંતુ વિયેનામાંથી આવેલા સમાચારથી અત્યંત વિસ્તૃત પ્રકારની અંતરાશા જાગૃત થઇ. ઇટલિમાં એ સમાચારને જે હર્ષભર્યો આવકાર આપવામાં આવ્યો તે તો બસ સ્તબ્ધ કરી નાંખે તેવો હતો. માર્ચ માસની આખર પહેલાં તો ઑસ્ટ્રિયાવાસીઓને મિલૅન ખાલી કરવાની ફરજ પડી; વેનિસે પોતાના પરદેશી રાજ્યકર્તાઓને હાંકી કાઢયા હતા, અને ડેનિયલ મેનિનની આગેવાની તળે પ્રજાસત્તાક રાજ્ય ફરીથી સ્થપાયું હતું. મૉડેનાના અને પાર્માના રાજકુમારો—મેટર્નિકનાં પૂતળાં જેવા રાજકુમારો—ન્હાસી ગયા હતા; તથા પીડમૉન્ટના ચાર્લસ આલબર્ટે રાષ્ટ્રીય હીલચાલની આગેવાની લીધી હતી, અને ઑસ્ટ્રિયાના સામ્રાજ્ય સામે યુદ્ધપ્રકાર જાહેર કર્યો હતો. ટસ્કનિ પણ વધારે પાછળ પડી ગયું નહિ. ત્યાંના ખુદ મહદમીરે જે લશ્કર બીજાં સૈન્યદળ સાથે જોડાવાને મોકલ્યું હતું તેને ઉદ્દેશીને એક ઉશ્કેરણીકારક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું "યોદ્ધાઓ! ઇટલિના સ્વાતંત્ર્યનું પવિત્ર લક્ષ્ય હવે લૉમ્બાર્ડીના સમરાંગણ ઉપર નક્કી થવાનુ છે. મિલૅનના નાગરિકોએ પોતાના લોહી સાથે પોતાનો છુટકારો ક્યારનો સાધ્યો છે. અને તે પણ ઇતિહાસમાંથી જેના જેવા ગણ્યાગાંઠ્યા જ દાખલા મળી આવે એવી બહાદૂરીથી. પોતાના મહાત્મા રાજાની આગેવાની હેઠળ સાર્ડીનિયાનું લશ્કર સમરાંગણ ઉપર ક્યારનુંએ પ્રવૃત્ત થયું છે ઇટલિના પુત્રો તેમના બાપદાદા ટસ્કનિવાસીઓની કીર્તિના વારસો આવી ગંભીર પળે શરમભરેલા સ્વાસ્થ્યમાં ન જ રહી શકે, ન જ રહેવા જોઇએ. તો ઉપડો એક ધ્વજ તળે સ્વયસેવકો તરીકે. જે બહાદૂર નાગરિકો એકત્ર થઇ રહ્યા છે તેમની સાથે જોડાઇ જાએ, આપણા લૉમ્બાર્ડિ બન્ધુઓની મદદે ઉપડો!" ડ્યુક ઑફ મોડેનાને પણ તે વખતે તો સાર્વલૌકિક હીલચાલમાં ભાગ લેવાનો ઢોંગ કરવો પડ્યો. ઑસ્ટ્રિયાની

ધુંસરી જેવી દૂર થઇ તેની સાથે બધાં ઉત્તર તરફનાં રાજ્યો—પાર્મા, પિર્યસેન્ઝા, મૉડેના, લૉમ્બાર્ડિ, અને વેનિસ—સાર્ડીનિયાના રાજ્ય સાથે સાર્વલૌકિક અનુમતિથી જોડાઇ ગયાં. સાર્ડીનિયાના અગ્રેસરપણા તળે ઉત્તર ઇટલિનું ઐક્ય, પરદેશીનો બહિષ્કાર, ઇટલિય સ્વાતંત્ર્યની શરૂઆત, અને ઇટલીય ઐક્યની પણ શરૂઆત, એ સર્વ પળવારમાં સધાયું હોય એમ લાગ્યું.

પરંતુ ઑસ્ટ્રયાની સત્તા હજી જોઇએ તે કરતાં વધારે સબળ હતી. ગૅરિબૉલ્ડિનો ઉત્સાહ, કે ગૅરિબૅાલ્ડય લશ્કરમાં સ્વયંસેવક તરીકે નોંધાવાને દોડી જનાર મૅઝિનિની ઉત્સુકતા પણ અનુભવી રેડેટસ્કિની દાવપેચવાળી ચતુરાઇ સામે ટક્કર ઝીલી શક્યાં નહિ. ચાર્લ્સ આલ્બર્ટને પગે પડવાની ફરજ પડી; તહકુબીપત્ર ઉપર સહી થઇ, અને આખા ઉત્તર ઇટાલ ઉપર ઑસ્ટ્રિયાની ધુંસરી ફરી એકવાર લધાઇ. માત્ર વેનિસ એકલું જ એમને એમ રહ્યું. ૧૮૪૯ ની વસંત ઋતુમાં ચાર્લ્સ આલ્બર્ટે ફરી પાછી લડાઇ ચાલુ કીધી; પણ ફરી પાછો ૨૩ મી માર્ચ ૧૮૪૯ ને રોજ નોવેરા આગળ લડાયલી મોટી લડાઇમાં રેડેટસ્કિને હાથે તે ચગદાઇ ગયો. તે વિનાશકારક દિવસની સાંજે જુના રાજાએ પોતાના યુવાન પુત્રની તરફેણમાં પોતાની ગાદીનું રાજીનામું આપ્યું. ઇટલીય ઐક્ય સ્થાપક તરીકે સર્વત્ર તે સુપ્રસિદ્ધ છે; તેનું નામ વિક્ટર ઇમેન્યુએલ હતું.

દરમ્યાન રોમમાં બનાવો ઝડપથી આગળ વધતા જતા હતા. હુલ્લડ ચતાંની સાથે પોપે ઘણો વખત હચુપચુ રહ્યા પછી જાહેર કીધું કે ઇટલિમાં ઑસ્ટ્રિયાની સત્તા વિરૂદ્ધ રાષ્ટ્રીય હીલચાલમાં પોતે ભાગ લઇ શકશે નહિ; સાથે સાથે તેણે રોમમાંનાં કાર્યોના ઉપરિ તરીકે ઉદાર સહાનુભૂતિ ધરાવનાર અમીર રૉસ્સિને નીમ્યો. નવેમ્બર મહિનામાં અમીર રૉસ્સિનું ગેરવ્યાજબી ખુન થયું. રાજ્યક્રાન્તિના સમયમાં શાંતતાની પદ્ધતિને વળગી રહેવાનું નિરાશાજનક કાર્ય તેણે અજમાવ્યું હતું. ગભરામણમાં પોપ ગીટા ન્હાસી ગયો, અને ત્યાં નેપલ્સના ફર્ડિનન્ડના રક્ષણ નીચે આવી રહ્યો. કોઈ પણ પ્રકારના રાજ્યતંત્ર વિનાનું રોમ તે વખતે અંધાધુંધીનો ભોગ થઇ પડયું. પરતુ ૯ મી ફેબ્રુવારી ૧૮૪૯ ને રોજ રાજસભાએ પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના જાહેર કીધી. રોમની રાજસભાના સભાસદ તરીકે મૅઝિનિ ચુંટાયલો હોવાથી, રાજ્યતંત્રની વ્યવસ્થામાં પોતાનો ફાળો આપવાને તે દક્ષિણ તરફ ઉતાવળથી ગયો. એ પવિત્ર શહેર પહેલીવાર જોતાંની સાથે તેના કલ્પનામય આત્મામાં નવીન ઉત્સાહ જાગૃત થયો. તે લખે છે, " રોમ મારાં યુવાનીનાં વર્ષોનું સ્વપ્ન હતું, મારા માનસિક આકલનનો તે ઉત્પાદક વિચાર હતો. મારી બુદ્ધિ વિષયક ઇમારતનો મૂળ પાયો હતો, મારા આત્માનો ધર્મ હતો; અને દબદબાની, લગભગ પૂજાની ઉંડી લાગણી સાથે હું એ શહેરમાં દાખલ થયો......જેવો હું પોર્ટો ડેલ્ પોપોલોમાં થઇને પસાર થયો તેવી મારામાં આકર્ષક ઝંઝણી થઇ આવી. હું નવીન જીવનનું ઝરણું બની રહ્યો હતો. હવે પછી હું રોમને કદી જોઇશ નહિ. પરંતુ વખતે ઇશ્વરના તથા મારાં વ્હાલામાં વ્હાલાંના વિચારની સાથે એ શહેરની યાદગીરી ભળશે ખરી; વિધાતા મારાં હાડકાં ગમે ત્યાં ગોઠવે તો પણ હું માનું છું કે આપણા ઇટલિના ઐક્યની પતીજ ઝાયે રોમમાં પોપના મહેલ તથા બૃહસ્પતિ મંદિર ઉપર જે દિવસે પ્રજાસત્તાક રાજ્યની

ધ્વજા રોપાશે તે દિવસે અગાઉ જે ઝંઝણી મેં અનુભવી હતી તે ઝંઝણી ફરી એક વાર મારાં હાડકાં અનુભવશે જ. ” એ ભવિષ્યવાદીનું સ્વપ્ન ખરૂં પડયું છે, પણ માત્ર થોડે અંશે જ. ઇટલીય ઐક્યની ધ્વજા આજે રોમ ઉપર ફરકે છે, પણ તે ધ્વજા મૅઝિનીના પ્રજાસત્તાક રાજ્યની નહિ પણ ઉદાર અને સુવ્યવસ્થિત એકરાજ્યની ધ્વજા છે.

પરંતુ ૧૮૪૯ નું પ્રજાસત્તાક રાજ્ય જો કે ટુંકું જીવન ભોગવનારૂં નીવડયું તો પણ અપ્રતાપી તો ન જ નીવડયું. સર્વ પક્ષો તરફ સમવૃત્તિ રાખીને ત્રિજનરાજ્ય રોમને પોતાનું રક્ષણ કરવા યોગ્ય સ્થિતિમાં લાવી મૂકવાને હજી પણ ખંતીલો પરિશ્રમ કરી રહ્યું હતું. દરમ્યાન, જે કોઇ પરદેશી સત્તા પોતાનો અધિકાર ફરીથી સ્થાપે તે સત્તા ડાકું ઘાલે તે માટે પોપ અનંત કાવતરાં કરી રહ્યો હતો. આખરે ફ્રાન્સ સોગનપૂર્વક નહિ, તો પણ મરજીપૂર્વક એ કાર્ય હાથમાં લઇ બેઠું. થોડા વખત ઉપર જ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના અધ્યક્ષ થયલા લ્યુઇ નેપોલિયને લશ્કરનો સ્નેહ તથા ફ્રાન્સના પાદરીઓ એ બન્ને વચ્ચે એકે તડાકે સમજુતી કરવાની તક હાથમાં લઇ લીધી. મી. થાયર્સ નિષ્ઠુર ખુલ્લા દિલથી કહે છે, “ અમે રોમ ગયા, તે રોમન કૅથૉલિક પંથને માટે નહિ, રોમના લોકોની ખાતર નહિ, પણ ફ્રાન્સની ખાતર જ. ” આ નવા ભય સ્હામે રોમનું ત્રિજનરાજ્ય મક્કમ રહ્યું. પરંતુ જોકે ઑડિનૉટને એકવાર પાછળ હઠવાનું બની શકયું તોપણ ૩૫,૦૦૦ માણસોની મદદથી ઘાલવામાં આવેલા ઘેરા વિરૂદ્ધ રોમના લોકો લાંબો વખત ટકી શકયા નહિ. ૩ જી જુલાઇ ૧૮૪૯ ને રોજ રોમ પડયું, પ્રજાસત્તાક રાજ્ય ઉંધું વાળી નાંખવામાં આવ્યું, અને ફ્રાન્સનાં હથિયારની મદદથી પોપને તેની આચાર્યપદની સત્તા ઉપર ફરીથી સ્થાપવામાં આવ્યો. ડૅનિયલ મૅનિનની આગેવાની હેઠળ વેનિસ હજી પણ ઑસ્ટ્રિયાના લોકો વિરૂદ્ધ બહાદુરીથી ટકી રહ્યું હતું, પરંતુ ઑગષ્ટ મહિનામાં વેનિસ પણ ધસી પડયું, અને ઑસ્ટ્રિયાના કુલ અખત્યારનો સંપૂર્ણ વિજય થયો. ઇટાલિના લોકોને કુલ અખત્યારની સાંકળથી ફરી એક વાર જડી લેવામાં આવ્યા. પોતાના સશક્ત આશ્રયદાતાના રક્ષણ તળે બ્હીકણ રાજકુમારોને પોતાની પડું પડું થઇ રહેલી ગાદી ઉપર પાછા વળવાની ફરી એક વાર હિમ્મત આવી. પરંતુ જોકે ઉપર ઉપરથી બધી રીતે જોતાં ઇટલિમાં ઑસ્ટ્રિયાનું રાજ્ય સંપૂર્ણ કુલ સત્તાથી ફરી સ્થપાયું હોય એમ લાગતું હતું, તોપણ ખરૂં જોતાં એ પદ્ધતિને એવો તો ઝટકારો લાગ્યો હતો કે એ ઝટકારામાંથી એ સત્તા પાછળથી કદી પણ મુક્ત થઇ નહિ. માત્ર ઑસ્ટ્રિયાના કુલ અખત્યારનો જ નહિ, પણ સાથે સાથે તેટલી જ ખાત્રીપૂર્વક મૅઝિનિનાં પ્રજાસત્તાક રાજ્ય વિષયક આદર્શનો પણ નાશ કરવાને નિર્માયલા કાર્ય સુધી ઇટલીય ઐક્યનું નાટક આગળ વધતું જતું હતું. આ વિકાસનો વિચાર કરવાનું હાલ તુરત તો હું મુલતવી રાખું છું.

આમ છતાં અહીં મૅઝિનિની તે પછીની કારકીર્દિ વિષે વિચાર ચલાવવાની કંઇ જરૂર નથી. તે પોતે બીલકુલ જાણીતો નહતો, તે છતાં તેનું જીવનકાર્ય તો પારનું રે સધાયું હતું. જે મહાન પ્રશ્ન સમજી લેનાર તે પહેલો જ હતો, તે પ્રશ્નનો વધારે નિર્ણય લાવવામાં તે કંઇ પણ ફાળો આપી શકયો ન હતો. એ કાર્ય તો બીજાઓના હાથમાં

કાર્યમાં આવી પડવું જોઇએ. એ ભવિષ્યવેત્તાની ઉચ્ચોચ્ચ કલ્પનાસૃષ્ટિએ રાજ્યનીતિકુશળ પુરૂષની વ્યવહાર નિપુણતા આગળ નમતું આવવું જોઇએ. અલબત્ત ઇટલીય ઐક્યની પૂર્ણાહુતિ થયલી જોવાને મૅઝિનિ જીવતો રહ્યો હતો. પરંતુ ઇટલિ માટે સારો સમય આખરે આવ્યો તોપણ, જે રીતે તે સમય આવ્યો હતો તે રીતે, સતત વધતી જતી ગ્લાનિમાં વીંટળાઇ રહેલા પ્રજાસત્તાકરાજ્યવિષે ઝનુન ધરાવતા વીરપુરૂષને કંઇખદાયી તથા નાગદમનો નામક છોડ સમાન કડવી ઝેર જેવી લાગી, કારણ કે જે માણસોને તે ધિક્કારતો હતો તેમને જ હાથે, જે પદ્ધતિને માટે તેને તિરસ્કાર હતો, તે જ પદ્ધતિથી પોતાનો ચિરલક્ષિત આદર્શ ઘડાયલો તેણે જોયો હતો. ખરી વાત એમ છે કે, મૅઝિનિમાં રાજ્ય નીતિજ્ઞના ગુણો કરતાં ભવિષ્યવેત્તાના ગુણો વધારે પ્રમાણમાં હતા. કંઇક પોતાના આતુર સ્વભાવથી, કંઇક પોતાના ચાલુ અને ઉન્નત ઉલ્લાસથી, કંઇક પોતાના ઉત્સાહથી—જે ઉત્સાહ હંમેશાં ઉદાર અને શુદ્ધ હતો, છતાં સ્હેજ સખ્ત અને સંકુચિત હતો, તે ઉત્સાહથી કાર્ય કરનારાઓને જોમ આપવું એ તેનું કામ હતું. પરંતુ મૅઝિનિ જોકે મહાન્ અને ટકાઉ રાજકીય કાર્ય કલ્પવા માટે સંપૂર્ણ શક્તિવાન્ મગજ ધરાવતો હતો, તો પણ તે કાર્ય બજાવવા માટે તેનામાં હસ્તશક્તિ ન હતી. અલબત્ત મારા ધારવા પ્રમાણે તો મૅઝિનિને અન્ય સર્વ કરતાં મુખ્યત્વે કરીને એથી મહાન્ ગણવાનો છે કે રાજ્યનીતિ શાસ્ત્રના પ્રદેશમાં તે એક મહાન્ નૈતિક શિક્ષક હતો; તેની પદ્ધતિ ગમે તેટલી ભૂલ ભરેલી હશે, તેનાં તુરતનાં સીધાં પરાક્રમ ગમે તેટલાં નજીવાં હશે; તો પણ તેણે માત્ર પોતાના જ સમયના કે પોતાના જ દેશના નહિ પણ સર્વ સમયના અને સર્વ દેશોના રાજ્યનીતિજ્ઞો સમક્ષ અલબત્ત અપૂર્ણ પરંતુ નિદાન સર્વ મલિન અને સ્વાર્થી આશયરહિત આદર્શ સાદર કર્યો હતો.

અને છતાં મૅઝિનિ જો કે માયાવાદી હતો, તોપણ તે માત્ર નિરર્થક સ્વપ્નાં અનુભવનારો જ ન હતો; તે પ્રજાસત્તાકરાજ્યવિષયક આદર્શમાં મક્કમ રહ્યો હતો; તે સહસા સુધારક જ માત્ર નહતો; અમુક હક્કોને મળતી આવતી ફરજો નિષ્કપટભાવથી અદા કર્યા વિના તે હક્કોના સમૂહને ભોગવવો એવો બીભત્સ ઉપદેશ કરનાર તે નહતો. એને મન તો કુલ અખત્યારી કોઇપણ રીતે બીનકાયદેસર ફુલ્લડીઆ લોકોનું રાજ્ય ન હતું; કુલ અખત્યારીની દુનિયામાં કદી નહિ અપાયલી એવી પોતાની ઉમદામાં ઉમદા વ્યાખ્યામાં તે પોતે જણાવે છે તેમ, કુલ અખત્યારી એતો "ઉત્તમમાં ઉત્તમ અને પ્રજ્ઞમાં પ્રજ્ઞ પુરૂષોની આગેવાની હેઠળ સર્વ દ્વારા સર્વની પ્રગતિ" છે. એને મન તો દરેક હક્કનું સમસ્ત મૂળ અદા કરેલી ફરજમાં સમાયલું હતું. પોતાના 'મનુષ્યધર્મ' નામક પુસ્તકની પ્રસ્તાવનામાં તે જણાવે છે, "જો તમે મનુષ્યના આપખુદ રાજ્યમાંથી અને જોરજુલમમાંથી મુક્ત થવા માગતા હો, તો ઇશ્વરના ખરા પૂજનથી તમારે શરૂઆત કરવી જોઇએ અને હિત તથા અહિત એ બે મહાન્ સિદ્ધાન્તો વચ્ચેની દુનિયાની મોટી લડાઇમાં તમારે હિતની ધ્વજા તળે ખુલ્લી રીતે નામ નોંધાવવું જોઇએ, અને અહિત સાથે અનંત વિગ્રહ ચલાવવો જોઇએ. જે આશાઓ માત્ર પ્રભુ-ભક્તિથી અને સત્યથી જ સમજી શકાય તે આશાઓના પ્રલોભક વશીકરણથી આ બે જુદાજુદાનિ—રાજ્યખટપટને અને અનાત્મવાદને—તમારી આંખે પાટા રૂપ થઇ રહેતાં મેં ઘણીવાર જોયેલા તેથી જ

આ પુસ્તકથી તમને ચેતાવવાનું મને ઠીક લાગ્યું. મને તમારે માટે એટલો બધો પ્રેમ છે, કે તમારી મહેરબાની મેળવવા માટે બીજા લોકોની માફક હું તમારી ઘેલછાનાં વખાણ કરૂં તેવો નથી, કે સોનેરી સ્વપ્નાંને લાડ લડાવું તેવો નથી. મારો અવાજ કદાચ ઘણોજ કર્કશ લાગતો હશે, સદ્‌ગુણની અને આત્મભોગની જરૂરીઆત જાહેર કરવાનું દબાણ હું કદાચ ઘણી સખ્તાઈથી વાપરતો હોઈશ, પરંતુ હું જાણું છું કે, અને જુઠ્ઠા સિદ્ધાન્તોથી રંગાયા વિના તથા લક્ષ્મીથી બગડયા વિના તમે પણ તરત સમજશો, કે દરેક હક્કનું સમસ્ત મૂળ અદા કરેલી ફરજમાં સમાયલું છે." અલબત્ત આ શબ્દો, આ વિચારો કોઈ ફિતુરી લોકોના ખુશામતીઆ આગેવાનના નથી, પરંતુ શુદ્ધહૃદયી પ્રભુ-પ્રેષિત ભવિષ્યવેત્તાના છે, ઉચ્ચોચ્ચ આશય સમજનારના છે, પોતાનું જીવનકાર્ય સ્પષ્ટ રીતે જાણનારના છે, પરદેશી જુલમી લોકોની અવનતિકારક ઝુંસરીમાંથી પોતાના દેશભાઈઓને મુક્ત કરવાના ઉમદા કાર્ય માટે, તથા આખી દુનિયામાંના પોતાના જાતભાઈઓને સ્વાર્થી ઘેલછાના અધમ ઇચ્છાના તેટલાજ જુલમમાંથી મુક્ત કરવાના ઉમદા કાર્ય માટે આત્મપરાયણ પુરૂષના છે.

---

૨

## કેવૂર.

### ઉત્તર ઇટલિનો છુટકારો.

"ઉપર ઉપરથી બધી રીતે જોતાં ઑસ્ટ્રિયાના કુલ અખત્યારનો વિજય ફરી એક વાર સંપૂર્ણ જામ્યો હતો." જે રિયાસતના બનાવો વર્ણવવાનો હું પ્રયત્ન કરતો હતો તે રિસાર્યતનાં પરિણામનો મેં ગયા ભાગમાં આ શબ્દોમાં ઉપસંહાર કર્યો હતો. વૃદ્ધાવસ્થાની નિરાશામાં બાપે જે ગાદીનું રાજીનામું આપ્યું હતું તે ગાદી જ્યારે ૧૮૪૯ માં વિક્ટર ઇમૅન્યુએલે યૌવનની આશામાં સ્વીકારી ત્યારે ખરેખર ઇટલિ માટે ભવિષ્યનો દેખાવ ઘણો જ અંધકારમય લાગતો હતો. "રાજ્યક્રાન્તિ-વર્ષ" એક વખતે ઇટલિ માટે આશાથી ઉજ્જવલ હતું, તે આવ્યું અને ગયું; છતાં એથી ઇટલિ તો પહેલાં કરતાં વધારે નિરાશામય રહ્યો. ઉત્તર ઇટલિમાં ઑસ્ટ્રિયાના તાબાના પ્રાન્તો ઉપર ઑસ્ટ્રિયાની ઝુંસરી પહેલાં કરતાં વધારે સખ્તાઈથી લાદવામાં આવી; ગુલામી રાજકુમારો, બે સિસિલિનો રાજા, ટસ્કનિનો મહદમીર, અને બધું ન્હાનું ઝુંડ, એ સર્વ પોતપોતાના દુષ્ટ ન્હાના રાજ્ય ઉપર ફરીથી સ્થાપવામાં આવ્યાં; આગલે વર્ષે જે બ્હીક તેમણે સેવી હતી તે બ્હીકનું ક્ષુદ્ર જોરજુલમથી વેર લેવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. ખુદ પીડમૉન્ટ-મનસ્વી ઇટલિની આશા રૂપ પીડમૉન્ટ—તેટલો વખત નોવારાના વિનાશક પરાજય તળે જમીનદોસ્ત થઇ રહ્યું હતું. બધી રીતે જોતાં ત્રીશ કરતાં વધારે વર્ષનું કાર્ય નિરર્થક નીવડયું હોય એમ લાગતું હતું. જ્યારે ૧૮૧૫ માં વિયેનાના રાજ્યનીતિ કુશળ પુરૂષોએ કહેવત પ્રમાણે પાકી ડચ પનીરના અનેક કટકા માફક ઇટલિનાં અમીરરાજ્યોની હદ દોરી કાઢી હતી અને તેના પ્રાન્તો જૂદા પાડયા હતા ત્યારે ઇટલિ જેટલો ઐક્યના લક્ષ્ય પાસે, સ્વાતંત્ર્યના લક્ષ્ય પાસે પહોંચ્યો હતો તેના કરતાં અત્યારે

વધારે પાસે પહોંચ્યો નહતો. ઇટલિ હજી વિચ્છિન્ન હતો, હજી વિભક્ત હતો, હજી અસ્વતંત્ર હતો, દેહને ચગદી નાંખનાર અને આત્માને બ્હેર મારી નાંખનર કુલ અખત્યારને વશ હતો. "પોપ ઇટલિની રાષ્ટ્રીય પ્રજાના આત્માને છુંદી નાખે છે; જ્યારે જ્યારે શરીરમાં જીવનની કંઇ નિશાની જણાય છે ત્યારે ત્યારે ઑસ્ટ્રિયા તેને છુંદી નાખે છે; અને એ શરીરના દરેક અવયવ ઊપર આ સત્તાઓ પૈકી કોઇ એક સત્તાની તળે ઉપરાજ તરીકે વર્તનાર કુલ અખત્યારી રાજકુમાર રાજ્ય ચલાવે છે."[1]

અને છતાં પૂરેપૂરૂં ખરૂં જોતાં ૧૮૪૯ નો ઇટલિ ૧૮૧૫ ના ઇટલિ જેવો જ હતો ! મૅઝિનિના અને તેના અનુયાયીઓના પ્રયત્નોને શું કંઇપણ ફળ આવ્યાં નહતાં ? પોતાના મત માટે જીવ આપનાર હજારો રાજીખુશી વીરોનું લોહી શું છેક જ નિરર્થક વહેવડાવવામ આવ્યું હતું ? આમ જ હતું એમ ધારવા માટે ૧૮૪૯ ના ઇટલિવાસીને આપણે માફી આપી શકીએ, પણ આપણે એ ભ્રમણામાં ભાગ લઇએ તો આપણે નિરાશાજનક રીતે છેતરાયા જ ગણાઇએ. સરખામણી ઉપર તમે જાતે જ નજર કરો. ૧૮૧૫ ના ઇટલિવાસીઓ રાજીખુશી ગુલામો હતા. ઇટલિ પોતે જમીનદોસ્ત થઇ ગયલો અને બ્હેર મારી ગયલો લાગતો હતો. જીવનની એક પણ નિશાનીથી એક પણ લાગણીથી તેનો બેશુદ્ધ આત્મા સચેતન થતો લાગતો નહતો. પરંતુ હવે ઇટલિ સૈકાઓની મૃત્યુનિદ્રામાથી આખરે જાગૃત થયલો લાગતો હતો. ૧૮૨૧ ની ૧૮૩૧ ની; અને ૧૮૪૮ ની યુદ્ધવિષયક ઢીલચાલથી એટલું તો સિદ્ધ થયું હતું કે ઇટલિવાસીઓને પોતાની અધોગતિનું ભાન હતું, તેઓ આશા રાખવાની હિમ્મત ધરવા લાગ્યા હતા. એટલેથી જ બસ નથી: તેમને મનેચ્છાઓ વ્યક્ત થઇ હતી. તેમનામાંના એકે કહ્યું હતું કે, "તેઓ જીવવાની આશા રાખે છે–પોતાના અસ્તિત્વની સર્વ શક્તિથી જીવવા ઇચ્છે છે; ઇશ્વરની આજ્ઞા પ્રમાણે જીવવા ઇચ્છે છે; બાકીની સૃષ્ટિ સાથે આગળ વધવાને ઇચ્છે છે; પોતાની આસપાસ બાતમીદારો નહિ પણ બન્ધુઓ જોવા ઇચ્છે છે; ધણીઓ નહિ પણ શિક્ષકો જોવા ઇચ્છે છે; કેદખાનું નહિ પણ ગૃહ મેળવવા આશા રાખે છે" (મૅઝિનિ). એમનામાંના ઘણા ખરા છુટકારાની આશા રાખવા લાગ્યા હતા, અને ઐક્યની આશા રાખવા લાગનાર પણ કંઇ ઓછા નહતા. ખરૂં કહીએ તો, મૅઝિનિનાં લખાણો ઉપરથી તમે ધારો તેના કરતાં ઐક્યની ઇચ્છા ઘણી ઓછી સાર્વલૌકિક હતી. અલબત્ત, પ્રાન્તિક સ્વદેશાભિમાની કલ્પનાથી પર જઇ શકે એવા અને આખા દ્વીપકલ્પના ઐક્યની ભેલી તરફ નજર કરે એવા મૅઝિનપથી અનુયાયીઓના સંઘ અહીં તહીં હતા ખરા; પરંતુ સાર્વલૌકિક અંતરિચ્છા, દરેકને લાગી આવતી. અત્યાવશ્યક જરૂરિયાત, ઐક્યની નહિ પણ છુટકારાની હતી. તેઓ ધીમે ધીમે સમજવા લાગ્યા કે છુટકારા વિના ઐક્ય વ્યવહારૂ રીતે અશક્ય છે તેથી જ તેઓ આ વધુ વિસ્તૃત કલ્પના કરી રહ્યા હતા. ધીમે ધીમે એમના મગજ ઉપર એટલું ઠસ્યું ખરૂં કે, જ્યાં સુધી ઑસ્ટ્રિયા ઇટલિમાં સર્વોપરિ હતો ત્યાં સુધી જે દોરી ઑસ્ટ્રિયા ખેંચતો હતો તેને અધીન રહીને જ વર્તનારા રાજા બોમ્બા જેવા દુષ્ટ કુલ અખત્યારીઓ પાસેથી રાજ્યબંધારણ વિષયક છુટની દિશામાં જાયુકની

---

૧. મૅઝિનિ.

સુધીમાં મજૂરોની સુખ સમાધાની માટે જેટલી ખબરદારી રાખી છે તેટલી બીજા દેશોએ લીધી હશે કે નહિ એ શંકા જ છે. ત્યારે પછી આ શાંતતાપરિષદ્‌માં મજુરોનો પ્રશ્ન આટલો બધો અગત્યનો ગણાઇને ચર્ચાઇ રહ્યો છે એ તે શું?

ખરી વાત એવી છે કે, રણસંગ્રામમાં તોપોનો ગડગડાટ ચાલતો હતો તે દરમ્યાન યૂરોપીય સામાજિક પરિસ્થિતિમાં પણ એક જાતનું બીજું મહા યુદ્ધ ચાલી રહ્યું હતું અને કેમ જાણે જાદૂની લકડીથી જ કોઇએ નિર્માણ કરી હોય તેવી એક અપૂર્વ ક્રાન્તિ બનતી જતી હતી.

જે દિવસે યૂરોપે રોમન કૅથોલિક ધર્મ છોડી દીધો તેજ દિવસથી યૂરોપિયન સમાજમાં જે એક સ્થૈર્ય હતું તે ગયું. કૅથોલિક ધર્મના દિવસોમાં લડાઇ અનેક થઇ હશે; ખૂન, મારામારી પણ ધોળે દહાડે થતી હશે; સમાજનો મોટો ભાગ અજ્ઞાનપંકમાં ખૂંચેલો હશે; એ બધું હશે પણ યૂરોપની સમાજરચનામાં સ્થૈર્ય હતું. ધર્મવ્યવસ્થા સ્વાર્થી, બગભગત અથવા ધૂતારા લોકોના હાથમાં ગઇ હશે, પરંતુ ધર્મનું તત્વ તો બલવાન ઇંદ્રિયગ્રામને કાબમાં રાખવા સારૂ વાસનાઓનો સંયમ જ ઇષ્ટ છે, એવું ગરજી ગરજીને કહેતું હતું. ધાર્મિક સુધારણા કરીને લોકોએ પોપ વિરૂદ્ધ બંડ કર્યું અને અનાચાર તથા ઢોંગને આંતર્યો એ ખરૂં, પણ તેની જ સાથે ધાર્મિક અને સામાજિક બંધનોનો જે પાયો હતો તેને પણ હચમચાવી નાખ્યો. સ્પેન્સરે કહ્યું છે તેમ ધર્મમાંથી, શિક્ષણમાંથી અને તેનેજ પરિણામે જીવનમાંથી સંયમવૃત્તિને ( Asceticism ) હમેશને માટે રજા મળી, અને સ્વચ્છંદના સામ્રાજ્યની દુહાઇ યૂરોપના આકાશમાં ગડગડવા લાગી. ભોગ વિલાસનાં માન આ પ્રમાણે જ્યારે વધી ગયાં ત્યારે આખી સામાજિક શકિત તેની જ વૃદ્ધિને અર્થે વપરાવા લાગી. તાર્કિકોની તર્કશકિત, વિજ્ઞાનાચાર્યોની શોધ ખોળ, વ્યાપારીઓનો પૈસો, સાહસિક પ્રવાસીઓનાં સાહસ એ બધાંનો ઉપયોગ વિલાસિતાની સેવામાં થવા લાગ્યો, સત્તા તથા વિલાસિતા એ બે દેવીઓની વામમાર્ગી ઉપાસના કરતાં કરતાં આખું યૂરોપ અને તેનું બલિષ્ઠ બાળક અમેરિકા મોહમયી પ્રમાદમદિરા પીને તર બની ગયાં; અને પછી જે મનુષ્ય અને જે વર્ગ આ દેવીઓની ઉપાસના યથાસાંગ કરી શકે તેને જ પૂજારીપણાનું માન મળવા લાગ્યુ.

યૂરોપના જૂના કાળના ઝગડા ક્ષત્રિય ક્ષત્રિય વચ્ચે બ્રાહ્મતેજ તથા ક્ષાત્રતેજ વચ્ચે થતા. બ્રાહ્મણ જેમ એકાદ વેન રાજાને ઉદ્દેશીને આજ્ઞા દેતા કે "**देव पापो हन्यतां हन्यताम्** " તેજ પ્રમાણે પોપ મહારાજ યૂરોપના ક્રાવે તે બાદશાહનો બહિષ્કાર કરતા. સુધારણા શરૂ થઇ અને જમરાજાના દરબારમાં જઇને જેવી રીતે કેદ બોલ્યો કે, "હઠી જાઓ સહુ અહીંથી, તમારૂં કોઇનું અહ કામ નથી મહારાજની સેવા કરવાને હું જ લાયક છું." તે પ્રમાણે સમાજના હૃદયમંદિરની અંદર સત્તા તથ વિલાસિતા એ બે દેવીઓની પ્રાણપ્રતિષ્ઠા થઇ તેવો જ વૈશ્ય વર્ગ આગળ નીકળ્યો અને તેણે જોતજોતામાં રાજસત્તા પોતાના હાથમાં લીધાં અને યૂરોપના બ્રાહ્મણ ક્ષત્રિયોને પોતાના આશ્રિત અથવા ગુલામ બનાવ્યા. એડમંડ બર્ક સરખા મુનિએ The age of chivalry is gone એવું બોલીને આંસુની ધારા સાથે જૂના યુગને પિંડદાન કર્યું. ત્યાર

બાદ રાજદરબારમાં પદવી અથવા માનખેતાબ એનાયત કરતી વેળાએ રાજસત્તાએ **यस्यास्ति वित्तं स नरः कुलीनः** એ તત્વનો જ અંગીકાર કર્યો. અને એમ થતાં સ્વાભાવિક રીતે ધર્મ તેજ દિશાએ જોવા લાગ્યો, સમાજશાસ્ત્ર તેજ ધોરણથી રચાયું, સરકારનું કર્ત્તવ્ય એક જ સ્મૃતિએ સ્થિર કરી આપ્યું અને તેજ સામાજિક તેમજ વૈયક્તિક પુરૂષાર્થ થઇ પડયું. જેના હાથમાં સંપત્તિ તેના હાથમાં સત્તા એ તત્વ યૂરોપમાંની પ્રત્યેક રાજ્ય વ્યવસ્થાના મૂળમાં રહેલું છે એ વાત દરેક જણને કબૂલ કરવી પડશે. સમાજની અંદરથી બ્રાહ્મણની સાત્વિક વૃત્તિ અને ક્ષત્રિઓની ઉદારતાનો લોપ થયો કે થોડા જ વર્ષમાં વૈશ્ય વૃત્તિએ સમસ્ત સમાજને ત્રાહિ ત્રાહિ પોકરાવી મૂકી. એમાં શી નવાઇ ? શેકસપિયરે ગમે તેટલી ફજેતી કરી હતી તે છતાં " તું જીવ કે મર, મને મારૂં એક રતલ માંસ મળવુંજ જોઇએ " એવી માગણી કાયદાની કોર્ટમાં કરનારો શાયલોક આજ પાછો જાત જાતનાં રૂપ ધારણ કરીને જગતના પૃષ્ઠ પરના બે ખંડો ઉપર અમલ ચલાવી રહ્યો છે; અને હું કાયદાની કોઇ બારીકીમાં આવું નહિ ત્યાં સુધી મને કોનો ડર છે ? એ પ્રમાણે શાયલોક ગર્વ સહિત બોલેલો તેજ ઢબને અનુસરીને પાશ્ચાત્ય મૂડીવાળા અને રાજ્યો તહનામાની સઘળી શરતો અક્ષરશઃ પાળીને પોતે ધર્મનીતિ પાળે છે એવો ગર્વ રાખે છે.

વૈશ્ય વર્ગે યૂરોપની અંદરના સમાજને તો માત્ર ત્રાહિ ત્રાહિ જ કરાવી છે, પણ યૂરોપ બહારના સાદા ભોળા સમાજોનું તો તેણે પોતાનું ખાદ્ય જ માની લીધું છે. આ વૈશ્ય વર્ગનું પૈસા ઉપરાંત બીજું સાધન છે. વિલાસ માટે મરતો પણ દ્રવ્યદુર્બળ એવો મજૂર વર્ગ. ધર્મ વડે ગરીબીમાં પણ જે ગાંભીર્ય આવે છે અને સમાધાનથી જે પાવિત્ર્ય આવે છે એ બેયમાંનું એકે આ મજુર વર્ગ ખોઇ બેઠો, એટલે શ્રીમંતોના વિલાસ દેખી દેખીને તેની **मोक्तुं न मोक्तुं क्षमः** એવી સ્થિતિ થઇને ટેન્ટલસ રાજાની પેઠે તે તરફડવા લાગ્યો. વિલાસિતા જોઇએ છીએ અને સત્તા તો હાથમાં આવતી નથી, એવી દશામાં મજુર વર્ગે આકાશવાણી સાંભળી—**संघशक्तिः कलौयुगे ।** બસ થયું, મજુરોએ પોતાના અખંડ સંઘો માંડયા, અને સમાજને વિષે એક મહાન નિઃશસ્ત્ર યુદ્ધ જામ્યું. યૂરોપના મોટા મોટા સમાજસત્તાવાદી પંડિતો ગર્જના કરી કરીને કહેવા લાગ્યા કે યૂરોપમાં અઢાર રાષ્ટ્રો છે એ માન્યતા કેવળ ભ્રમ છે—યૂરોપમાં ફક્ત બેજ રાષ્ટ્ર હયાત છે અને એ બે રાષ્ટ્ર કયાં કયાં ? જર્મની અને ઇંગ્લાંડ ? ના, નહિ. યુરોપમાં બે જ રાષ્ટ્ર છેઃ એક શ્રીમંતનું અને બીજું ગરીબનું; એક મજુરોનું અને માલીકનું; એક જમીનદારનું, બીજું ખેડૂતનું. આ બે રાષ્ટ્રોની વચ્ચે વિગ્રહ શરૂ થયો અને સુલેહ થવાના ભણકારા પણ સંભળાતા નથી. રણમત્ત બનેલા જર્મનીએ અણીનો પ્રસંગ આવતાં જેમ સર્વ આંતરાષ્ટ્રીય, તમ ને કાગળના ચીથરાં ગણીને ફાડ્યા તેમ અત્યાચાર કરવાની શરૂઆત કરી, તે સમ્પત્તિવાન્ રાષ્ટ્રે પ્રથમ અજ્ઞાનથી, પછી નિરાશાથી અને છેલ્લે વિજયની મર 'સમુદ્ર કીનારાથી તે અકસ્માત
બાજુ પર ફેંકીને ધર્મની મર્યાદા પર પગ મેલીને
જેવી ક્રિયા તેવી પ્રતિક્રિયા. રશિયાની અંદર શ્રીમ

ખૂબ કસોટી કરી અને તેનું પરિણામ એ આવ્યું કે રશિયાના જે ગરીબ લોક સ્વભાવે અત્યંત ગરીબ હતા તેજ ખીજવાએલા વરૂની પેઠે શ્રીમંતો પર તૂટી પડવા લાગ્યા છે. યુરોપમાં ફાટેલા મહાયુદ્ધની પર્વણી મળતાં આ શ્રીમંત ગરીબના યુદ્ધને જબ્બરૂં જોમ મળ્યું અને કૈઝરે લગાડેલી આગ માંડમાંડ બૂઝતી હતી એટલામાં આ મહા યુદ્ધનો રશિયામાં સ્ફોટ થયો અને સર્વિયાના બે બોમ્બગોળાએ આખા યૂરોપને સળગાવી મૂક્યું, તે પ્રમાણે રશિયામાં થયેલો આ સ્ફોટ આખા જગતને સળગાવી મૂકશે એવાં ચિહ્ન દેખાય છે. પ્રજાવાદના આ ઉછૃંખલ સ્વરૂપનું નામ 'બોલ્શેવિઝ્મ' એવું છે. જર્મનીના સૈન્ય સાથે ઝુઝવું મહેલું હતું. કૈઝરની મહત્વાકાંક્ષાના કિલ્લા પણ તોડયા તૂટયા; પણ બોલ્શેવિઝમની આ પ્રચંડ ચંડી કોઇને પણ દાદ દેશે એમ લાગતું નથી. તેની ઝાળ આપણા દેશને પણ અડકશે કે શું એ ભયથી આજ પ્રત્યેક સુધરેલી સરકાર થરથર કંપે છે અને શાંતતા પરિષદ્‌નો પુરોહિત વુડ્રોવિલ્સન અમેરિકાથી લાખો ખાંડી ધાન્ય લાવી આ ચંડીને નૈવેદ્ય ધરાવીને શાંત કરવાનો પ્રયત્ન કરે છે. યૂરોપ અને અમેરિકાની એકત્રિત નીતિનિપુણતા કદાચિત્ બોલ્શેવિઝમની આગ તાત્પુરતી શમાવી શકશે, કૈઝરને સારૂ પણ એકાદ સેંટ હેલીનાનો ટાપુ મળી રહેશે; પરંતુ એક બ્રહ્મવાક્ય જ સમજવું કે જ્યાં સુધી સત્તા તથા વિલાસિતા એ બે દેવીઓ યૂરોપના હૃદયમંદિરમાં વિરાજમાન છે, ત્યાં સુધી શાંતિદેવી જઇ શકવાની નથી. ભવિષ્ય અંધકારમય દેખાય છે. પણ આવી સ્થિતિમાં તરણોપાય શું કંઈ જ નહિ હોય? જેની રગેરગમાં આર્યસંસ્કૃતિ રમી રહી છે તે તો હિંમતથી કહેશે કે, "છે." એ ઉપાય કયો તેનો વિચાર વળી ફરી કોઇવાર કરશું. હાલ તુરત ઇતિહાસવિધાતા ઇશ્વર ઉપર શ્રદ્ધા મેલીને નિઃશંકભાવથી એટલું કહો કે, "જે થાય છે તે શાશ્વત કલ્યાણને માટે જ થઇ રહ્યું છે. દિવસ જેવો શુભ છે તેવી રાત્રિ પણ શુભ જ છે. યૌવન અને વાર્ધક્ય તો શું? મરણ પણ શુભ જ છે."

આટલું વાંચ્યા પછી કોઇએ મનમાં એમ ન લાવવું કે યુરોપમાં આજ સુધી થએલી અથવા હવે પછી થનારી ખૂનામરકીમાં અમે રાજી છીએ. તેમ સત્તા પ્રજાના હાથમાં હોવી જોઇએ એ તત્વ અમને કબૂલ નથી એવું માની લેવાનું પણ કારણ નથી. બ્રાહ્મણોનું વર્ચસ્વ અથવા ક્ષત્રિઓનો રૂવાબ એ પણ અમારૂં ધ્યેય નથી. અમારે મુખ્યત્વે કરીને જે જોવાનું છે તે એટલુંજ છે કે હિંદુસ્થાનની પ્રયોગશાળામાં આજ પર્યંત કસી જોએલા ચાતુર્વર્ણ્ય પદ્ધતિના સિદ્ધાંતો કેવા વ્યાપક થઇ શકે તેમ છે અને સંસારના અનેક કૂટ પ્રશ્નો, એ સિદ્ધાન્તોને આધારે કેવા છોડાવી શકાય તેમ છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.
રાષ્ટ્રીય ગૂજરાતી શાળા,–સાબરમતી.

# પેરૂના આશ્ચર્યકારક માનવીઓ.*

## ( એક નામશેષ થયેલી પ્રજાનું અદ્‌ભુત વૃત્તાંત. )

દક્ષિણ અમેરિકામાં પેરૂ નામનો એક વિશાળ દેશ આવેલો છે; તેનું ક્ષેત્રફળ આસરે ચાર લાખ ત્રેસઠ હજાર ચોરસ માઇલ–હિંદુસ્થાનથી ત્રીજે ભાગે–છે. ચાંદીની અને તાંબાની ખાણો માટે એ પ્રસિદ્ધ છે. પૂર્વે ત્યાં એક લાલ વર્ણની પ્રજા રહેતી હતી ઇસવીસનના પંદરમા સૈકામાં ભૂગોળથી અજ્ઞાન પણ સાહસિક યૂરોપિયન પ્રજાઓ હિંદુસ્થાનનો શોધ કરતી કરતી અમેરિકાના ટાપુઓ પર જઇ ચડી, અને તેજ પ્રદેશને હિન્દુસ્થાન માની તેને "હિન્દી મુલક" (Indies) કહેવા લાગી. આગળ ઉપર આર્યભૂમિનો તેમને પત્તો લાગ્યો, ત્યારે એ પ્રદેશને "પશ્ચિમ હિન્દ" અને આપણા દેશને "પૂર્વ હિન્દ" કહેવા લાગ્યા. એ દેશની પ્રજા આજે જંગલી લોકોમાં લેખાય છે. પરંતુ સ્પેનના "સુધરેલા" લોકોએ તેની હાલની દશા કરી, તે પહેલાં તે કેટલી સમૃદ્ધિશાળી, સાહસિક અને સંસ્કાર પામેલી પ્રજા હતી, તે નીચેના વૃત્તાંત ઉપરથી સમજાશે. અજ્ઞાનતાથી તથા કદાચિત્ તોછડાઇથી અપાયલું "લાલ હિન્દી" એ નામ મેં અત્રે બન્ધુત્વ દર્શાવવા માનાર્થે વાપર્યું છે.

લડાઇની આગ સળગી ઉઠી તે વખતે પાશ્ચાત્ય દેશોના વિદ્વાનો સમાજસુધારાના કોયડા ઉકેલવામાં ગુંચાયા હતા. પૃથ્વીના સૌથી વધુ સમ્પત્તિવાન્ દેશોમાં પણ એક એવો મોટો જનસમૂહ રહે છે કે જેને પુરતું ખાવા પીવાનું મળતું નથી, અને જેની રહેણી મનુષ્યત્વને લાંચ્છન પમાડે એવી છે. ખુદ ઇંગ્લાંડમાં આજે લાખો મનુષ્યની આવી દુર્દશા છે. હિંદુસ્થાનમાં એવા મનુષ્યોની સંખ્યા ૪ કરોડથી વધુ છે. આ સ્થિતિ કોઇ પણ રીતે રૂખી ન શકાય એવી છે, અને તે કેમ સુધારવી એ એક મોટામાં મોટી ગુંચવણનો પ્રશ્ન છે.

યુદ્ધ ગયું છે, પણ યુદ્ધની મહાકાલી હજુ જાગ્રત છે. મનુષ્યસ્વભાવમાં તેમજ સમાજબંધારણમાં વસેલા આળસ, અજ્ઞાનતા, અને દુષ્ટતા રૂપી શત્રુઓને મારી હઠાવવા માટે તે જુદી જુદી જાતની લડાઇઓ ચાલુ રાખશે.

આ મહાન્ યુદ્ધે રાજ્યકાર્યનાં પ્રકરણોમાં નવા પાઠો શીખવાની જરૂર પાડી છે. આવે સમયે આપણને અમેરિકાની એક નામશેષ થયેલી અને હવે 'જંગલી' કહેવાતી પ્રજા પાસેથી તેમની ગૂઢ અને વિચિત્ર વાર્તાઓ સાંભળવી ઘટે છે, એ આશ્ચર્યકારક છે.

જ્યારે ઇંગ્લાંડ જંગલી હતું,–ઇંગ્લાંડના વતનીઓને હરાવીને વિજયી વિલિયમ્ જ્યારે ઇંગ્લાંડનો મુકુટ પહેરી રહ્યો હતો, તે વખતે પેરૂમાં ઍન્ડિસ પર્વતના પ્રદેશમાં લાલ હિન્દીઓની એક જાત એક આશ્ચર્યકારક રાજ્યપદ્ધતિ અને સમાજ રચી રહી હતી.

લાલ હિન્દીઓનો આ ન્હાનો પ્રદેશ કાંઇ વિશેષ સમ્પત્તિવાન્ નથી. દરિયાની સપાટીથી તે બે માઇલ ઉંચો છે. ઉંચા પહાડોને લીધે સમુદ્ર કીનારાથી તે અલગ થયેલો છે.

* ટીપ—એક ઇંગ્રેજી લેખ ઉપરથી.

એ પહાડી મુલક એટલો બધો ઉંચો છે કે ત્યાં લીલોતરી ઉગી શકતી નથી. પહાડોના ધારને ઓળંગીને વાદળાંઓ એ દેશમાં આવી વરસી શકતાં નથી.

છતાં એવા વૃષ્ટિ રહિત પ્રદેશમાં પણ મનુષ્યે પૂર્વકાળમાં પર્વતની દિવાલો તોડી નદીમાતૃકો* અને ખીણોમાંથી નહેરો બાંધી હોય, પહાડના ઢાળાપર અગાશી જેવા ભાગો પાડી, ત્યાં મકાઇ, બટાટા અને બીજા ધાન્યોનો પાક લેવાનું શક્ય કર્યું હોય, અને ડુંગરાઓની કકડતી ઠંડીમાં ઉગતાં જંગલી ઘાસ પર લામા, આલપાકા, અને વિચૂના નામના વિચિત્ર પ્રાણીઓ ઉછર્યાં હોય, એવું દેખાઇ આવે છે. લોખંડની એ લોકોને જાણ ન હતી; પણ તાંબુ સારી રીતે જણાયેલું હતું અને તેનાંજ શસ્ત્રો બનાવવામાં આવતાં હતાં. તેજી તે ઉપરાંત સોનાનો મ્હોટો ભંડાર પણ તેઓને મળ્યો હતો.

આ લોકોનું સમાજબંધારણ ઘણું સાદું અને સરળ હતું. આશરે હજાર બૈરાં, છોકરાં અને મરદોનું એક વિશાળ કુટુમ્બ ગણાતું. તે મહાન કુટુંબનાં સર્વ જનો એકઠાં કામ કરતાં અને દ્રવ્ય તથા જમીનની ન્હાના ન્હાના ભાગોમાં વ્હેંચણી કરવાને બદલે તે મજમુ રાખવામાં આવતાં, જનાવરો અને ધાન્ય ઉપર પણ કોઇ માણસનો ખાનગી હક નહોતો, પણ આખા ગામનો તે ઉપર માલીકી હતી. દરેક ગ્રામવાસીનો તે ઉપર સમાન હક રહેતો. હિંદુ એકત્ર કુટુમ્બમાં જેમ દરેક માણસ આખા કુટુમ્બ માટે શ્રમ ઉઠાવે છે, તેમ પેરૂનો વતની આખા ગામ માટે મહેનત કરતો. કદાચ એમ પણ હોય કે દરેક ગામ એકજ મૂળ પુરૂષમાંથી ઉત્પન્ન થયું હોય. એકજ વંશના તેઓ કહેવાતા અને ભાઇઓ માફક સર્વે ભેગા રહેતા.

કદાચિત્ સમાજનાં આવાં બંધારણમાં વાચકને ઘણું નવાઇ જેવું નહિ લાગે પૃથ્વીમાં સર્વે ઠેકાણે દરેક પ્રજાની શરૂઆતની સ્થિતિમાં આવી જાતની-મજમુ મિલ્કતની-વિશાળ કુટુમ્બવાળી ગ્રામસંસ્થા જોવામાં આવે છે. એ તો પાછળથી જ સમાજ એવું સ્વરૂપ બદલે છે કે જેથી કરીને કેટલાક મનુષ્યો પાસે પોતાની જ એવી મિલ્કત ભેગી થતી જાય છે, અને તેઓ પૈસાદાર બનતા જાય છે, અને તેમના પાડોશીઓ ગરીબ થતાં થતાં માલ મિલ્કત વગરના અને નોકરિયાત અથવા ગુલામી દશામાં આવે છે, ભ્રાતૃભાવદર્શક વિશાળ કુટુમ્બ-રચના દરેક પ્રજાની આદ્યસ્થિતિનું લક્ષણ દેખાય છે.

પણ પેરૂના વતનીઓમાં આ વિશાળ-કુટુમ્બ સંસ્થા, આવી આદ્યસ્થિતિનાં ચિન્હ તરીકે નહિ, પણ જાણી જોઇને એકાએક અને વિચિત્ર રીતે ઉભી કરેલી સંસ્થા તરીકે જણાઇ આવે છે.

જાણે નિમિષ માત્રમાં જ હોય તેમ, એ સંસ્થામાંથી એક વિલક્ષણ સામ્રાજ્ય એકાએક ઉભું થયું.

પુરાતન કુઝકો શહેરની પાસે ઍમૅઝૉન નદીની ઍપુરીમાક નામની એક શાખા વહે છે. તે નદીના કિનારા ઉપર લાલ હિંદીની દશ જાતો રહેતી હતી. એ જાતિઓ ક્રીગ

* 'નદીમાતૃક' એટલે કેવળ નદીનાં પાણીથી રસાળ થયેલા પ્રદેશ; તેથી ઉલટું જે પ્રદેશ કેવળ વરસાદથી રસાળ થતો હોય તેને 'દેવમાતૃક' કહે છે: આપ્ટેનો સંસ્કૃત-ઇંગ્રેજી કોષ.

લાલ હિંદીઓ કરતાં પોતાને શ્રેષ્ઠ કહેવડાવતી. તેમનામાં પોતાનું શ્રેષ્ઠત્વ દર્શાવનારી અદ્ભુત દંતકથાઓ ચાલી આવેલી હતી. નદીપ્રદેશના સેંકડો માઇલ સુધી મ્હોટાં મંદિરો શહેરો અને કિલ્લાઓની નિશાનીઓ તેઓ જોતાં હતા. મિસરના પિરામિડ જેવાં જ એમાંનાં કેટલાંક મકાનો ચિત્તાકર્ષક હતાં, એમાંનાં કોતરકામ તેમની દંતકથાઓને પુષ્ટિ આપતાં. સુંદર કારીગિરીથી ઘડાયલા, તદ્દન યોગ્ય સ્થાને અતિશય હોશિયારીથી ગોઠવાયેલા એમાંના કેટલાક પથ્થરો ૧૭૦ ટન જેટલા એટલે માલગાડીના ૧૦-૧૧ ડબ્બા ભેગા મળીને ઉંચકે તો જ ઉંચકાય એવા ભારે હતા. એ ઉપરથી એટલું નક્કી સમજાય છે કે આવાં કામો ઉપાડનારી પ્રજા એક સુધરેલી, ગીચોગીચ વસાયેલી, સાહસિક તથા હુન્નર કળામાં પ્રવીણ પ્રજા જ હોવી જોઇએ. આ મ્હોટાં બાંધકામો વિશાળ ટિટિકાકા સરોવરની આસપાસ, હવે ખાલી દેખાતા કુઝકો શેહેરમાં અને વિલ્કામાયુ નદીની ખીણના પ્રદેશમાં મ્હોટે ભાગે આવેલાં હતાં. એ સર્વે પ્રદેશો આ વખતે નિર્જન હતા, અને આજુબાજુની જમીન વેરાન હતી.

એટલું તો દેખીતું છે કે જ્યારે એ શેહેરો પ્રથમ વસ્યાં હશે, ત્યારે એ મુલક—જે આજે દરિયાથી બે માઇલ ઉંચો, વૃષ્ટિરહિત અને તદ્દન ઠંડો છે,—તે વખતે વધારે ઉષ્ણ અને ભીનાશવાળી હવાવાળો, તથા દેવમાતૃક હોવો જોઇએ; તથા ત્યાંના લોકોને પુરો પડે એટલો મકાઈ અને બટાટાનો ખોરાક આપતો હોવો જોઇએ. ડાર્વિનની ગણત્રી પ્રમાણે ઍન્ડિસ પર્વત આપણા કાળમાં લગભગ ૧૩૦૦ ફીટ જેટલો ઉંચો વધ્યો છે; તો તેના પ્રમાણમાં જુના વર્ષતમાં—લગભગ ૩૦૦૦ વર્ષ પૂર્વે એ પવત આજે છે તેના કરતાં લગભગ ૩૦૦૦ ફીટ નીચો હશે એમ કહી શકાય. તે વખતે ત્યાંના હવા પાણી પણ ઉષ્ણ હોવાં જોઇએ, અને પૅસિફિક મહાસાગરનાં વાદળો ત્યાં ખેંચાઇ આવી વરસતાં હોવાં જોઇએ.

અલબત્ લાલ હિંદીઓ આ વાત જાણતા નહતા. પણ ૮૦૦ વર્ષ પૂર્વે, તેમના ઘરડાઓ એમ વાત કરતા કે "કુઝકો અને ટિટિકાકાનાં નિર્જન શેહેરો આપણા પૂર્વજોએ બાંધ્યાં હતાં. આપણે એ મહાન્ પ્રજાના વંશજો છીએ. જ્યારે આપણું મહાન્ સામ્રાજ્ય ચાઇલના જંગલી લોકોએ તોડી પાડયું, અને આપણા શેહેરોનો નાશ કર્યો, ત્યારે, આપણામાંના કેટલાક લોકો એ પ્રલયમાંથી બચી ઍપુરિમાક નદીના કિનારાઓ ઉપર રહ્યા. આપણી જન્મભૂમિ હવે નિર્જન અને ખેદાનમેદાન થઇ ગઇ છે. તેનો ઉદ્ધાર કરી, આપણે ફરીથી ત્યાં જઇ સૂર્યવંશનું રાજ્ય સ્થાપવું જોઇએ."

આવી જાતની કથાઓ વંશપરમ્પરા ચાલી આવેલી હતી. એ શેહેરોનો નાશ થયે બે હજાર વર્ષ વીતી ગયાં હતાં, પણ એનો યશ હજુ કથારૂપે પ્રજામાં જીવન્ત હતો, અને સૂર્યવંશની પુનઃ પ્રતિષ્ઠા કરવામાં, એ કથાઓએ જ ખાસ ઉત્સાહ પ્રેર્યો હતો.

એક માઇલ લાંબી, ફલદ્રુપ ખીણમાં કુઝકો શેહેરનાં ખંડિયેરો વચ્ચે ઉપલી દશ જાતો રહેતી હતી. તેઓએ ત્યાં એક સૂર્ય—મન્દિર બાંધ્યું હતું, અને આજુબાજુના ભાગોમાં પોતાનો વિસ્તાર વધાર્યો હતો. કાળાન્તરે તેમના નેતાઓ આળસુ અને દુરાચારી થઈ ગયા હતા. તેમના ઉપર કોઇનો અંકુશ રહ્યો નહતો. આવી સ્થિતિમાં એ જાતિઓ

માંહેલી એક સ્રીને પોતાના પુત્ર રોકાને તે સર્વ જાતિઓનો સ્વામી બનાવી તેના દ્વારા દેશનો પુનરુદ્ધાર કરવાની પ્રેરણા થઈ. રોકા દેખાવડો અને બહાદૂર હતો; તેની ઉમ્મર માત્ર વીસ વર્ષની હતી, પણ લોકોમાં રહેલી શક્તિઓનો અનુપયોગ અથવા દુરુપયોગ તે જોઇ શકતો નહતો. એના જેવા જ તરુણ અને ઉત્સાહી વીરોનો તે આગેવાન બન્યો હતો. એ લોકો તેને ઇન્કા (એટલે સરદાર) કહેતા. પણ જાતિઓના જુના આગેવાનો પાસે તે પોતાનું સ્વામિત્વ સ્વીકારાવે એટલું હજુ તેનું બળ નહતું.

એવી દન્તકથા છે કે એક રાત્રે રોકા સુતો હતો, તેવામાં સૂર્યનારાયણ આકાશમાંથી ઉતરી આવ્યા, અને રોકાને પોતાનો પ્રકાશ આપી, ઉપાડી ગયા; અને તેજ વખતે એની માતાને સ્વપ્નમાં કહ્યું કે, ત્રણ દિવસ પછી રોકા સૂર્ય–પુત્ર થઇ સર્વે જાતિઓના ઇન્કા તરીકે પાછો આવશે. આ બીના સાંભળીને જાતિનાં સર્વે માણસો પર્વત ઉપર તપાસ રાખવાને ગયા. ચોથે દિવસે જ્યારે તેઓ હમ્મેશની માફક સૂર્યપૂજા કરતા હતા, ત્યારે પર્વતના ઉપરના શિખર પર એક રમણીય, ગંભીર અને કાન્તિમાન સુવર્ણમય ઝબ્બો પહેરેલી મૂર્ત્તિ તેમની નજરે પડી અને પાછી અદશ્ય થઇ ગઇ, થોડા દિવસ પછી તે સૂર્યપુત્ર પાછો પર્વત ઉપર દેખાયો. રોકાની માતાએ હવે સર્વે લોકોને એક મોટો ઉત્સવ કરી હિરણ્યમય ઇન્કાને સૂર્યના મન્દિરમાં પધરાવી તેનો સંદેશો સાંભળવા કહ્યું.

લોકોએ રોકાની માતાના કહેવા પ્રમાણે અમલ કર્યો, અને ત્યાર પછી રોકાએ પોતાનો સંદેશ લોકોને જણાવ્યો. તેણે કહ્યું કે આળસ અને પાપમય આચરણોને લીધે તેમનું જૂનું સામ્રાજ્ય નાશ પામ્યું હતું. સર્વ મિલ્કત એકત્ર રાખી સરખી રીતે ભોગવવાને બદલે, દરેક મનુષ્ય સ્વસત્તાક માલીક થઈ ગયો હતો, અને તેથી રાજ્યવ્યવસ્થા તુટી ગઇ હતી. તેથી તેણે પોતાના દેશબંધુઓને આગ્રહ કર્યો કે તેમણે તેને પોતાના સ્વામી તરીકે સ્વીકારવો, અને દેશના જુના કાયદાઓને ફરીથી સ્થાપવામાં મદદ કરવી.

ત્યાર પછી તેણે પહેલો હુકુમ કાઢયો કે દરેક માણસે પોતાની સંપૂર્ણ શક્તિથી સમાજના ભલા માટે જ આચરણ કરવુ. પછી તેણે લોકોને બે ભાગમાં વ્હેંચી નાંખ્યા, અને એક ભાગને ખેતીવાડીનાં કામમાં, અને બીજાને યુદ્ધકળા શીખવાનાં કામમાં યોજ્યો. અડધા ભાગને યુદ્ધકળા શીખવ્યા પછી તેને ખેતીવાડીને કામે લગાડયો, અને બીજાને યુદ્ધકળા શીખવવા માંડી.

આવી રીતે થોડી વારમાં તેણે ૨૦ હજાર માણસનું સૈન્ય ઉભું કર્યું. આ સૈન્યબળથી તેણે આજુબાજુની કેટલીક જાતિઓને વશ કરી લીધી, અને તે સર્વેની મદદથી એવું રાજ્યબંધારણ રચ્યુ કે જેને બળે તે જાતિઓએ ભવિષ્યમાં આખા એન્ડિઝન મુલકમાં મોટું સામ્રાજ્ય સ્થાપ્યુ. પોતાના પુત્ર વિકાકિરાઉ અને ભત્રીજા આપુમાયતાને રોકાએ પોતે તાલીમ આપી, સેનાધિપતિના કામમાં પ્રવીણ કરી, સેનાનાયકો નીમ્યા. રોકા પછીના ત્રણ રાજાઓના વખતમાં આ બે વીરોએ ઇન્કાઓનું રાજ્ય વધાર્યું:

પોતાનાં દેશને બળવાન અને ધનવાન બનાવવા માટે આ લોકોએ ઘણા વર્ષો સુધી ખંતથી મહેનત કરી. તેમના દેશમાં વૃષ્ટિનું સુખ નહતું, એમ ઉપર જણાવી ગયા છીએ, પર્વતોમાંથી આવતી નદીઓનાં પાણીથી જ તેમની ભૂમિ રસાળ થઇ શકતી, અને

અને તેથી ખાણોની અંદરથી નહેરોના મોટા બાંધકામો કરવાની તેમને જરૂર પડી હતી. કેટલીક જગ્યાઓએ નદીના ધોધોને મજબુત દિવાલોથી પહેલાં રોકી લઇ, અને પછી પથ્થરનાં નાળાંઓ મારફત નિર્જળ પ્રદેશમાં પાણી લઇ જઇ, ત્યાં પાણીની ખોટ તેમણે પૂરી પાડી હતી. એ કામની વિશાળતા, અને તેમાં પડેલી મુશ્કેલીઓનો ખ્યાલ લાવીએ, તો તેમનાં ચાતુર્ય માટે આદર અને આશ્ચર્ય થાય છે. ઘોડા કે બળદની તેમને બિલકુલ મદદ નહતી. જનાવરોમાં માત્ર ન્હાના લામાઓ—(ઊંટ જેવાં પણ માત્ર ત્રણ ફીટ ઊંચા પ્રાણીઓ)—ની જ તેમને મદદ હતી. પણ તે છતાં પર્વતોમાંથી જ દિવાલો નહેરો બાંધી, ટેકરીઓની બાજુઓને અગાશી માફક સપાટ બનાવી, મકાઇ અને બટાટાની ઉત્પત્તિ વધારી દઇ, તેઓએ એ પ્રદેશને અતિશય ધાન્યવાન્ બનાવ્યો હતો, અને ધાન્યની સુલભતાથી લોકો બળવાન અને સુખી થઇ શક્યા હતા.

પચાસ-વરસ સુધી ઇન્કાઓનું રાજ્ય ધીમે ધીમે પણ દ્રઢપણે વધતું ગયું. રોકાના પૌત્રની વૃદ્ધાવસ્થામાં તો તેને ચેનથી રહેવાનું સુલભ થાય એવી સ્થિતિ પ્રાપ્ત થઇ હતી; તેને રાજ્યથી બેદરકાર થવાનો વખત મળી ચુકયો હતો. ઇન્કાની બેદરકારીથી રાજ્ય નિર્બળ થવા લાગ્યું, અને આ વાતને જાણી લઇને નજીકમાં રહેતી ચાન્કા નામની એક જાતિનો સરદાર છૂપી રીતે એક લશ્કર ભેગું કરી, ઇન્કાઓને જીતવા માટે કુઝકો-શેહેર ઉપર ચઢી આવ્યો. વૃદ્ધ ઇન્કા પોતાના ઉમરાવો સહિત નાશી ગયો, અને લોકો ગભરાઇને પર્વતમાં ભરાઇ ગયા. શેહેરમાં માત્ર વીસ વર્ષનો રાજકુમાર કુસી અને બે જુના સરદારો તથા બાનસેં માણસો રહ્યા.

રાજકુમાર કુસીએ ચાન્કાઓને રાજધાનીમાં પ્રથમ પેસવા દીધા, અને પાછળથી તેમના ઉપર એકદમ હુમલો કર્યો. લાકડામાં જેમ ફાચર પેસે, તેમ દુશ્મનના વિશાળ લશ્કરના પાછલા ભાગમાં યુવરાજ અને તેના સિપાઇઓએ ત્રિકોણાકાર ફાચરની માફક માર્ગ કરી તૂટ પાડી જોકે તેઓની સંખ્યા ન્હાની હતી, તોપણ આ ફાચર રચનાનું બળ એટલું તો તીવ્ર થયું કે ચાન્કાઓનું મ્હોટું લશ્કર કપાઇ ગયું. યુવરાજના બેઉ સરદારો આ યુદ્ધમાં મરણ પામ્યા; પણ લોકોની નષ્ટ થયેલી હિમ્મત પાછી આવી, અને યુવરાજે એક મોટું લશ્કર ઉભું કરી ચાન્કાઓ અને તેમના હાથ તળેની પ્રજાઓને વશ કરી નાખી. ઇન્કાઓના રાજ્યનું ખરેખરૂં મંડાણ હવે શરૂ થયું. રાજકુમાર કુસીએ ઇન્કાઓનું નાક રાખ્યું, અને રોકાએ નાખેલા પાયા ઉપર એક સમૃદ્ધિવાન્ રાજ્યની ઇમારત ઉભી કરી.

જીતેલી સર્વે પ્રજાઓ પણ લાલ હિન્દીજ હતી; વિચારો, રીતરિવાજો, અને રહેણી-કરણીમાં તેઓ એકસરખીજ હતી તેમની જુદી જુદી બોલીઓ પણ એકજ મૂળ ભાષામાંથી નીપજેલી હતી; અને તેઓની પુરાણકથાઓ તથા લોકવાયકાઓ પણ તેઓને એકજ મહાન જાતિના વંશજો તરીકે ઓળખાવતી હતી. કુસીએ આ સર્વ ભાવનાઓ અને પરિસ્થિતિનો આધાર લઇ પોતાની દીર્ઘદૃષ્ટિથી અને ગંભીર મુત્સદ્દીપણાથી એક ઉદાર રાજ્યનીતિ આરંભી. અમેરિકાની પ્રજાઓમાં કુસી નિઃસંશય એક મોટામાં મોટા અને અતિશય ઉદાર રાજપુરુષ થઇ ગયો. 'મહાન કુસી" કહેવડાવાને એ સર્વથા યોગ્ય છે. પ્લેટો, સર ટૉમસ મૂર અને બીજા વિચારકોએ આલેખેલી સમાજ-બંધારણની સ્વપ્નસૃષ્ટિઓ જો કોઇ ઠેકાણે ખરેખર પૃથ્વી ઉપર પ્રવર્તિ હોય, તો તે કુસીના રાજ્યમાં હતી

એના રાજ્યબન્ધારણનો પાયો વિશાળ-કુટુમ્બ સંસ્થાના ધોરણ ઉપર હતો, કોઇ માણસ પાસે ખાનગી મિલ્કત હોઇ શકતી નહિ; દરેક વસ્તુ પર રાજ્યની માલીકી હતી. કોઇ માણસના ખાસ હકો નહતા; કોઇને પોતાની પસંદગીવાળા જન સાથે પરણવાનો પણ હક નહો, રાજ્યના અમલદારો પ્રજાજનોનાં લગ્ન, તેમને રહેવાને ઘરબાર ખાવાપીવાને અન્ન વસ્ત્ર, મોજ મઝાને માટે રમત ગમતો, અને ઉદ્યમને માટે કામનો બન્દોબસ્ત કરતા. મૂળ દશ શ્રેષ્ઠ જાતિઓના વંશજો રાજ્યના પાલકો લેખાતા. નાનપણથી તેમને સખ્ત મહેનત કરવાની અને દુઃખ સહન કરવાની ટેવ પાડવામાં આવતી, અંગ કસરતમા તેમને નિપુણ કરવામા આવતા. એમના શિક્ષણક્રમમાં ફટકા સહન કરવાનો અભ્યાસ પણ હતો. શિક્ષણ કાળમાં ફટકા ખાવા, એ માનપ્રદ હતું, અને જેને માટે અતિશય આશા રખાતી હોય, એવા જ યુવાનોને એ માન મળતું ! જો કોઇની મુખચર્યા પરથી દુઃખ થાય છે, એવું સ્હેજ પણ દેખાતું, તો તેને હાંકી કાઢવામાં આવતો, અને તેને સાધારણ માણસની સ્થિતિમાં મૂકવામાં આવતો.

સાધારણ જનસમાજ સુખી હતો. રાજ્યનાં કઠણમાં કઠણ કામો લડાયક શ્રેષ્ઠ જાતિઓને જ માથે પડતાં; રાજ્યના રક્ષકો તથા અમલદારો તેઓમાંથી જ નીમાતા. સામાન્ય લોકોને તેઓની દેખરેખ નીચે જ કામ કરવું પડતું, અને તેઓની દેખરેખ નીચેજ મોજમઝા મળતી. સાઠ વરસની ઉપરનાં સ્ત્રીપુરૂષોને કાંઇ કામ સોંપવામાં આવતું નહિ, પચાસથી સાઠ વરસની વચ્ચેનાં જનોને સહેલું અને થોડું કામ કરવું પડતુ. ઘણાખરાં કામનો બોજો પચ્ચીસથી પચાસ વર્ષની અંદરના યુવાન સ્ત્રી પુરૂષોને માથે પડતો. ન્હાના છોકરાંઓને કાપણીના વખતમાં થોડું કામ કરવુ પડતુ, બાકીનો વખત તેઓ વિદ્યાભ્યાસમાં ગાળતાં, કુસીએ આવી જાતનાં સો કુટુમ્બો રચ્યાં હતાં. દરેક કુટુમ્બનો એક મુખી રહેતો, અને મુખીઓની ઉપર સુબાઓ હતા નદીના કિનારા ઉપર ગામો વસાવી આ કુટુમ્બો રહ્યાં હતા. તેમના જુના નાયકોનો થોડો ઘણો અંકુશ તેમની ઉપર રહેવા દેવામાં આવ્યો.

આ સર્વ રાજ્યવ્યવસ્થા મહાન્ ઇન્કા કુસીએ જ રચી હતી. પ્રજાને અતિશય સુખી કરવી, તેજ એનો જીવનમંત્ર હતો. ન્યાયની તથા અન્નની વ્હેંચણી કરવાની બાબતમા તે ગામના મુખી ઉપર બહુ વિશ્વાસ રાખતો નહિ. કોઇ દુષ્ટ માણસ પોતાનો અધિકાર લોકોને ત્રાસ આપવામાં વાપરે નહિ, એ બાબત તે બહુ કાળજી રાખતો અને તેથી તેણે દેખરેખ રાખનારા અમલદારો, તેઓના ઉપરીઓ, અને તેમની ઉપર પણ બીજા અમલદારોની એવી પરમ્પરા રચી હતી કે લોકોને દુઃખ દેવાનું અશક્ય હતું *

* આટલું અભિપ્રાય મૂળ લખકનો છે, હુ તો ધારું છું કે અમલદારોની પરમ્પરાથી જો લોકોની ઉપર ત્રાસ થતો અટકાવી શકય એમ હોય તો યુરોપી રાજ્ય વ્યવસ્થામા અમલદારીનો ત્રાસ સમ્ભવી જ શકે નહીં. ઉલટુ વિશેષ અમલદારીની પરમ્પરા તેજ શાપ સમાન થઈ પડે છ વિશેષ લાંચરૂશ્વત ખાવાનું, ખર્ચાળુપણું, ખુશામત, અને મેંઢાની માફક રીબાવાનુ કારણ ગામે ગામ ફરતા અમલદારોની પરમ્પરાજ થાય છે. પાછલે દિવસે ઇન્કાઓના રાજ્યમા પણ આ વ્યવસ્થામાં જરૂર સડો પેઠો હોવો જોઇએ, અને રાજ્યની પડતીના કારણોમા મૂળ લેખક જેમ રાજ્યમાં સ્વરાજ્ય સિદ્ધાન્તનો અભાવ એ એક કારણ લેખે છે, તેમ આ સડો પણ એક કારણ થયું હોવું જોઇએ. —કિ. ઘ મ

એક રીતે આ વ્યવસ્થા પૃથ્વી ઉપર આજ સુધી રચાયેલા સર્વ રાજ્યમધારણોમાં સૌથી ઉત્તમ હતી. પ્લેટોની સ્વપ્નસૃષ્ટિને તેણે વ્યવહારમાં મૂકી હતી. કુસીના રાજ્યમાં કોઇ આળસુ કે ગરીબ કે બીજાથી વધારે તવંગર થઇ શકતું નહિ. ઉચ્ચ વર્ગોને સૌથી કઠણ કેળવણી પ્રાપ્ત કરવી પડતી અને નીચેના વર્ગો યુરોપમાં અને આપણા દેશમાં છે, તેના કરતાં હજાર દરજ્જે વધારે સુખી હતા. રાજનું બંધારણ એકંદર રીતે ઉત્તમ અને સુન્દર હતું.

દાખલા તરીકે પેરૂના લોકો રમત ગમતના બહુ શોખીન હોવાથી, રાજ્યને ખર્ચે લોકો મોટા વિદ્વાનો પાસે ઉત્તમ નાટકો રચાવી ભજવવામાં આવતા. એવો પન્દરમા સૈકામાં લખાયલો એક નાટક આપણને મળી આવ્યો છે. તે સુદર, મનોવેધક અને કુળ-હુમ છે, અને યૂરોપમાં તે અરસા પહેલાં લખાયેલા કોઇ પણ નાટકથી સર્વ રીતે ચઢીઆતો છે.

વળી પેરૂના આ નિવાસીઓના જગત્ ઉપરના એક મહોપકારની કિંમત કદિ પણ કમતી થવાની નથી. શરીરને હાનિ પહોંચાડયા સિવાય રોગને ખરેખર જડ઼ દૂર કરનારી એવી કોઇ પણ દવા હોય તો તે કિવનિન લેખાય છે, અને આની શોધ માટે આપણે પેરૂનિવાસીઓને આભારી છીએ.

બુદ્ધિશાળી મનુષ્યને આગળ પડવાને આજના સૌથી આગળ વધેલા અને સ્વ–સત્તાક રાજ્યોમાં જે તક મળી શકે છે, તેટલી જ તક ઇન્કાઓનાં રાજ્યમા પણ મળતી. સર્વે પરિસ્થતિ ધ્યાનમા લેતાં તે પ્રજા યૂરોપની કોઇ પણ આગળ વધેલી પ્રજા કરતાં બુદ્ધિ અને ચારિત્રમાં ઉતરી શકતી નથી. ખરૂં પૂછાવો તો પૃથ્વીની સર્વે લડાયક અને વિજયી પ્રજાઓમાં માત્ર ઇન્કાઓએજ પોતાનો અધિકાર ઉદાર બુદ્ધિથી અને જેને ક્રિશ્ચિયન ભાવના કહે છે તેવી ભાવનાથી વાપર્યો છે. એ ઉદારતા શીખવામાં તેમને યૂરોપ કે એશિયાની મદદ નહોતી. ઉત્તર અને દક્ષિણ અમેરિકાની બીજી પ્રજાઓ માફક તેઓને પણ બીજા ખંડોની આગળ વધેલી પ્રજાઓના સંસર્ગમાં આવવાનું એટલેન્ટિક મહાસાગરે અશક્ય કર્યું હતું. તે લોકોએ જે જ્ઞાન અને વૈભવ, તથા હૃદયની ઉદારતા અને જીવનની ઉચ્ચતા સંપાદન કર્યાં, તે માત્ર પોતાની જ બુદ્ધિ અને ચારિત્ર વડે.

"એક પિતા પરમેશ્વર છે આપણો,
"નિકટ સગાંઓ સમજો ભાઇ બ્હેન જો"

એ મહુપદેશ આપવાને તેમની પાસે કોઇ મિશનરીઓ ગયા નહતા.

## ઇન્કા રોકાએ મરણ સમયે રચેલું ગીત.

નદીની ખીણોમાથી નીકળી પુરાતન કુઝ્કો શહેરમાં જ્યારે તેઓ પેઠા, ત્યારે તેઓ વિવિધ દેવો, પ્રાણીઓ અને કુદરતી વસ્તુઓ તથા ઘટનાઓના ઉપાસક હતા, તથા પિતૃ–પૂજા પણ કરતા અને સૂર્યને જીવનનું આદિ કારણ માનતા. 'ભૂત–પ્રેતને વશ કરી જાણનારા' તથા વૈદોને ઘણું ખરૂં વિદ્વાન સમજવામાં આવતા. તેમના રાજ્યનો નાશ કરવામાં આવ્યો ત્યાં સુધી સામાન્ય જનસમૂહમાં તો સૂર્યઉપાસના જ પ્રચલિત હતી, તથા ઇન્કા રોકા સૂર્ય–પુત્ર મનાતો હતો. પણ રોકાએ પોતે સ્વભાષામાં એક ગીત રચ્યુ

છે, તે ઉપરથી સામાન્ય જનોથી ધર્મભાવનામાં તે કેટલો બધો આગળ વધ્યો હતો, તે જણાશે. મૃત્યુશય્યાપર સુતાં સુતાં તેણે નીચેનું ગીત જોડયું હતું.

" અહો, આવ ત્યારે !
" આકાશ સમાન મ્હાન, સર્વ પૃથ્વીના પતિ,
" મહાન આદ્ય કારણ, મનુષ્ય માત્રના સ્રષ્ટા,
" હું તારી વારંવાર પૂજા કરૂં છું.
" સતત મ્હારાં નેત્રો જમીન તરફ વાળીને,
" મ્હારી પાંપણોમાં છૂપાવીને, હું ત્હને શોધું છુ.
" અરે, મ્હારી તરફ જો !
" જેમ નદીઓને, જેમ ઝરણોને,
" તેમ હું—તરસથી પીડાતો—ત્હને શોધું છુ.
" મ્હને હિંમત આપ, મ્હને સહાય થા !
" મ્હારી સર્વ શક્તિથી હું ત્હને પ્રાર્થું છું.
" ત્હારા વિચારમાંજ અમે આનંદ પામશું, અમે ખુશી થઇશું,
" એજ અમે બોલશું, અને બીજું કંઇજ નહીં."

ખરેખર, ઇન્કા રોકાની આ ઉત્તમ સંપત્તિ છે. દુનિયાના સર્વ સમાજોથી વિખુટા થયેલો ખ્રિસ્તી ધર્મથી અજ્ઞાન રહેલો, યાહુદી પંડિતોની, મહમ્મદીય હજરતોની, ગ્રીસના ફિલસુફોની, અને હિંદુસ્થાનના તત્વજ્ઞાનીઓની મદદ વગર, માત્ર પોતાનીજ અંતર્દષ્ટિથી ઉદારચરિત રોકાએ ઇશ્વરીય જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

કોલમ્બસ જ્યારે પૃથ્વીના આ ભાગને પહોંચવા નીકળ્યો, ત્યારે આ પરમેશ્વરપૂજા સામાન્ય જનોમાં પ્રસરી ન હતી, પણ રાજા, અને તેના ઉમરાવો તથા વિદ્વાનોમાં એ ધર્મ ધીમે ધીમે પ્રવેશ કર્યો હતો

## એક ડુક્કરના રખવાળને હાથે સામ્રાજ્યનો નાશ.

આ ઉદાર ધર્મને રાજ્યમા ફેલાવાને જો પૂરતો વખત મળ્યો હોત, તો ઇન્કા-લોકો સુધારાની ટોચે કેટલે સુધી પહોંચત તે કહી શકાતું નથી. પરન્તુ દૈવ તેમની વિરુદ્ધ હતું. ઇસ્વી સનની સોળમી સદીમાં સ્પેનના કેટલાક લોકો પનામાની સંયોગી ભૂમિ ઓળંગી ગયા; અને પેરૂમાં રહેલા સોનાના ભંડારોની વાત સાંભળી, ડુક્કરના રખવાળ તરીકે જીવનની શરૂઆત કરનાર, પિઝારો નામનો એક સાહસિક માણસ, સ્પેનના આપ ખુદી રાજાની મદદથી ઇ. સ. ૧૫૨૪ માં ડેરિઅનથી એક કાફલો લઇ ગયો, અને પેરૂના કિનારા ઉપર ૧૬૮ માણસો સાથે ઉતર્યો. લુચ્ચાઇથી તેણે ઇન્કાને પકડયો, અને તેની પ્રજાનો પરાજય કર્યો. બિચારા કમનસીબ હિંદીઓ પાસેથી લાખો મણ સોનું લુંટી લેવામાં આવ્યું, અને નિષ્ઠુર પણ સાહસિક રાક્ષસોને હાથે એક મહાન સામ્રાજ્યનો નાશ થઇ ગયો.

ઇન્કાઓ પાસે લાખ્ખો સિપાઇઓ હતા. પિઝારોના લુંટારાઓ ઉપર જો તેઓએ સ્હેજ અવિશ્વાસ રાખ્યો હોત, તો હજારો માણસોનું લશ્કર ભેગું કરી, તેઓ સહ-

ષની તૈયારી કરી શકત. પણ દુર્દૈવે એક બે તોપોના ફુટવાથી અને થોડા ઘોડેસ્વારના ગોળી બ્હારથી, આખી પ્રજા હારી ગઇ.

આ પરાજયનું કારણ જોઇએ તો માલુમ પડશે કે ઇન્કાઓ એક મોટી વાત કરવાની ભૂલી ગયા હતા. તેમની વિશાળ-કૌટુમ્બિક અને ભ્રાતૃતાની ભાવના છતાં તેમનો પરાજય કેમ થયો ? એમની રાજ્યપદ્ધતિમાં એવી કઇ વસ્તુની ખોટ હતી, કે જે ખોટને લીધે તેમનું પ્રતાપી રાજ્ય એક તાંતણાની માફક તુટી ગયું ? તપાસીએ તો માલમ પડે છે કે તે નહિ દેખાતી વસ્તુ તે સ્વતંત્રતા હતી. સામાન્ય સંપત્તિનાં તેમના ઉત્તમ બંધારણે પ્રજા માટે સુખ, શાન્તિ અને સન્તોષ આણ્યાં હતાં, પણ તેમનું આત્મબળ હરી લીધું હતું. જુના જમાનામાં, જ્યારે દરેક નાની જાતિ પોતાનાજ મુખીના હાથ તળે રહેતી હતી, તે સમયમાં જો સ્પેનિશ લોકો ત્યાં આવ્યા હોત, તો તેમની જીત થઇ શકત નહિ, તે વખતે દરેક ગામ પોતાનાં સ્વાતંત્ર્ય માટે, પોતાનાં અસ્તિત્વ માટે, મરણતોલ થઇને પૂર શૌર્યથી લડત, અને પિઝારો અને તેના લુંટારાઓને ઘડીના છઠ્ઠા ભાગમાં હરાવી નાંખત.

પણ ઇન્કાના પ્રતાપી રાજ્ય તળે, લોકોને પોતાની દરેક જરૂરીઆતો તેમને માટે તૈયાર થઇને રાજ્ય તરફથી આવે, એવું જોવાની ટેવ પડી ગઇ હતી. તેમને પોતાનાં ખાવા-પીવાની, ફરવા હરવાની, રમત-ગમતની, લગ્ન-મરણની, રક્ષણની કે કશાની દરકાર કરવી પડતી નહિ. રાજ્ય તેમને માટે સર્વે કાંઇ કરતું. અર્થાત્, રાજ્યનાં સુસેહ શાંતિ માટે પણ તેઓને કાળજી કરવી પડતી નહિ. તેઓ સર્વે રીતે અને સર્વે બાબતોમાં પૂર્ણ પણે રાજ્યાધીન થઇ રહ્યાં હતાં. તેમનો જુનો સ્વાવલમ્બીપણાનો અને સ્વાતંત્ર્યનો જુસ્સો નાશ પામી ગયો હતો. ટુંકામાં તેમના આત્માની ગુલામગિરીની કિમ્મતે, તેઓએ સામ્પત્તિક સુખ અને શાંતિ પ્રાપ્ત કર્યાં હતાં. હમ્મેશાં " જેમ વ્યક્તિને તેમ રાષ્ટ્રને પણ આયતી સુવ્યવસ્થા-પછી તે ગમે તેવી દોષરહિત અને અતિશય નિપુણ માણસોને હાથે થતી હોય, તોપણ- તે ઉપર અવલંબી રહેવા કરતાં, સ્વાયત્ત બળ અને હિમ્મત ઉપર -ઠોકર ખાતાં ખાતાં અને અથડાતાં અથડાતાં પણ-પોતાની સ્થિતિ સુધારવા મથવું, એ એ વધારે ઉદાત્ત છે. "* આ સ્વાવલમ્બી સ્વતંત્રતાને-સ્વરાજ્યને-અભાવે જ્યારે તેમના રાજાને પિઝારો એ કેદ કર્યો, તે વખતે તેઓ મનુષ્ય પ્રજા નહિ, પણ ઘેટાંના ટોળાં જેવા બની ગયા. તેમનું આત્મબળ અગાઉથી જ હણાયલું હોવાથી સહેજ બહારનાં જોરથી તેઓ તણખલાંની માફક ઉડી ગયા.

સૈકાઓ સુધી સ્પેનિઆર્ડોએ તેમના ઉપર એટલો જુલમ ગુજાર્યો કે બિચારાઓ પોતાનાજ દેશમાં દેશનિકાલ થયેલાં, દાવાનળથી સળગી ઉઠેલા કોઇ મહાન જંગલનાં પ્રાણીઓની માફક બ્હાવરાં અને ચિત્તશૂન્ય થઇ ગયેલા, 'જંગલી' દશામાં આવી ગયા છે. સ્પેનિશ પ્રજાનો વંશજ તે આજે પેરૂનો નાગરિક છે, જ્યારે તેનો ખરો વતની ચીંથરેહાલ, ભૂખ્યોતરસ્યો, અપમાનાર્થે અપાયેલી "લાલ હિંદી"ની સંજ્ઞા પામતો

*It is nobler for a nation, as for a man, to struggle towards excellence with its own natural force and vitality, however blindly and vainly, than to live in irreproachable decency under expert guidance from without"
Mr. Navison.

રખડે છે. જે દેશમાં ઈન્કા રાજાએ હિરણ્યમય ઝભ્ભો પહેરી કુઝકો પાસેના શિખરો ઉપર દર્શન દીધેલું, તેજ દેશમાં તેના વંશજનો પશ્ચિમની 'વધુ સુધરેલી' પ્રજાને હાથે જંગલના પશુની માફક શિકાર થાય છે ! પશ્ચિમના સહવાસમાં આવવાથી ઇતર પ્રજાઓની—ખાસ કરી સવર્ણું (coloured) પ્રજાઓની કેટલી અવગતિ થઇ છે, તેનું આ એક હૃદયભેદક દૃષ્ટાન્ત છે.

સુદૈવે ઈન્કાઓનો મોટામાં મોટો સોનાનો કોઠાર સ્પેનિઆર્ડોના હાથમાં હજુ આવ્યો નથી. કુઝકો આગળ કોઇ અગમ્ય કોતરમાં ઇન્કાના રાજ્યવંશના કોઇ મનુષ્યે તેને ત્યાં છુપાવ્યો છે. ઇ. સ. ૧૮૧૫ સુધી ઇન્કાઓને એ જગ્યાની ચોક્કસ ખબર હતી એમ લાગે છે; કારણ કે તે વરસમાં તેમાંના એક બળવાખોરને આંખે પાટા બાંધી એક બીજો મનુષ્ય ત્યાં દોરવી લઇ ગયો હતો; અને ત્યાંથી સોનાની લગડીઓ, વાસણો, પ્યાલાઓ દેગડાઓ, પૂતળાંઓ વગેરેમાંથી લશ્કરને જરૂર જેટલો સામાન લાવવામાં આવ્યો હતો. કમનસીબે તે બળવાખોર પણ હારી ગયો, અને તેને ફાંસીની શિક્ષા થઇ. એમ કહેવાય છે કે એને દોરવી લઇ જનાર હતાશ થઇ, એ જગ્યા કોઇને બતાવ્યા વગર જ મરી ગયો. પણ કદાચિત્ એ ખોટું એ હોય, અને તેમનામાંના કોઇકને એ છુપી જગ્યા માલમ પણ હોય, અને પોતાની તકની રાહ જોતો બેઠો હોય !

આ મહાન યુદ્ધને અંતે યૂરોપને જે કોયડો ઉકેલવાનો આવ્યો છે, તે એ કે વ્યક્તિ સ્વાતંત્ર્ય અને સામાન્ય સંપત્તિની ભાવનાઓનું એકીકરણ કેમ કરવું. ઈન્કા રાજા અને ઇન્કા કુસીની રીત પ્રમાણે દરેક માણસને તેની સ્વતંત્રતાને ભોગે સુખી કરવા અશક્ય છે; પણ તેજ સાથે હજારો લોકો ભૂખે મરે અને દિવસાનુદિવસ દરિદ્રી થતા જાય, અને મૂઠીભર લોકો સોના ચાંદીના ઢગલા વચ્ચે આળોટે તે સ્થિતિ પણ રાખી શકાય નહિ.

આપણે પણ આ નામશેષ થયેલી પ્રજા પાસેથી એક પાઠ લઈ શકીએ છીએ, ઈન્કાઓની પદ્ધતિ પ્રમાણે બ્રિટિશ શહેનશાહતના પ્રતાપી ઇન્કા ઉપર જ આપણા રક્ષણ, અસ્તિત્વ અને સુખને માટે અવલંબી રહેવુ ઘટે નહિ, આપણે પોતે આપણું રક્ષણ કરવા શક્તિમાન થવું જોઇએ. જો આ પ્રજામાં સ્વાલંબનની ભાવના હોત તો, એમનામાં સ્વદેશી વ્રતની લાગણી પણ હોત તો, તેઓ કાચના કટકાઓ માટે સોનાનાં વાસણો આપી દેવા બહાર ભાગ્યાત જ નહિ; આપણા દેશમાં પણ જો એ ભાવના હોત તો, આપણા વેપારનો આવો નાશ થાત નહિ.

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत ।
यद्यात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥

એ મનુ ભગવાનનો ઉપદેશ આપણે ચૂક્યા અને ત્યાંથી પડયા.

વળી, આપણને બીજો પાઠ એ પણ મળે છે કે જ્યારે બે પ્રજા પશુબળથી જ પોતાની ઉન્નતિ સાધવા મથતી હોય, ત્યારે ઓછાં પશુબળવાળી પ્રજા હારે જ; માટે ઓછાં પશુબળવાળી પ્રજાએ પશુબળ કરતાં વધારે શ્રેષ્ઠ બળનો—આત્મબળનો ઉપયોગ કરતાં શીખવું, એમાં જ સ્વાર્થ તેમજ ધર્મ રહેલા છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા.

# મૅઝિનીનું શિક્ષણવિષયક ધ્યેય.

[ મૅઝિનીનું નામ મુલક મશહુર છે. પણ તેને વિષે સામાન્ય લોકોની કલ્પના એટલીજ હોય છે કે મૅઝિની એ એક એવો ઇટેલિયન દેશભક્ત થઇ ગયો કે જેણે ગુપ્ત મંડળીઓ સ્થાપીને ઓસ્ટ્રિયાના જુલમથી ત્રાસેલી ઇટેલિયન પ્રજાને ઓસ્ટ્રિયા સામે બંડ કરાવી સ્વતંત્ર થવાને પ્રવૃત્ત કરી અને જેણે તે ઉદ્દેશ સફળ થતાં સુધી એક નિષ્ઠાથી રાત દિવસ લોહીનું પાણી કર્યું હતું. પરંતુ एतावानस्य महिमा अतो ज्यायांश्च पूरुषः । એ એ વચન પ્રમાણે ખરો મૅઝિની તો આ કરતાં ઘણોજ મ્હોટો હતો. થોડા જ જાણતા હશે કે, સમસ્ત માનવજાતિની ઉન્નતિનો વિચાર કરીને તે વિચારને અનુસરીને પ્રત્યેક રાષ્ટ્રે, પ્રત્યેક કોમે, પ્રત્યેક કુટુમ્બે અને પ્રત્યેક વ્યક્તિએ પોતાનું ધ્યેય તથા પોતાનો જીવનક્રમ કેવી રીતે નક્કી કરવો એનો નકશો આલેખી દેનાર તે એક અસામાન્ય તત્વવેત્તા હતો. યૂરોપની બાબતમાં એમ કહીએ તો પણ ચાલે કે મૅઝિની એ એક મન્વન્તરાધિપ થઈ ગયો. તેની વિચારશીલતા તેની કાર્યકારિતા કરતાં મ્હોટી હતી–સર્વવ્યાપી હતી. ધર્મ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર વગેરે જે વિષયો સંસ્કૃતિના આધાર સ્તંભ રૂપ છે તે પ્રત્યેક વિષય પરના તેના વિચારો ગહન હોવા સાથે તેના મત નિશ્ચિત તેમજ ઉદાત્ત હતા. અને એ વિચારોને લીધે તેણે આખા યૂરોપ ખંડમાં જે મહાન વિચારક્રાંતિ ઉપજાવી છે, તેની આગળ તેણે કરાવેલી ઇટાલીની રાજ્યક્રાંતિ કંઇ હીસાબમાં નથી. ઇટાલી પ્રજાસત્તાક બને, ઇટાલીના પ્રાણમાં ધર્મસંચાર પામે, ઇટાલીનો આત્મા જાગૃત થાય એ ઉદ્દેશથી તેણે કરેલા પ્રયત્નો સફળ નીવડ્યા નથી, એ આપણે જોઇએ જ છીએ. પણ મૅઝિનીના વિચારોથી યૂરોપની જનતાનાં સ્વાતંત્ર્ય, ચૈતન્ય, પ્રાણ અને આત્માની ચઢતી થઇ છે એ પણ જોઇ શકાય તેમ છે. એવા આ મહાત્માના શિક્ષણ વિષયક વિચારો ઉતાવળ ઉતાવળમાં લખેલા એક પત્રમાં જો કે છુટા છવાયા મંડાએલા મળ્યા છે તો પણ તે કેટલા દિશાદર્શક છે તે તો નીચેનો પત્ર વાંચવાથી જ સમજાશે. આ પત્ર મૅઝિનીએ પોતાના એક અંગ્રેજ સ્નેહીને તેના દિકરાના શિક્ષણ સંબંધે લખ્યો હતો. ]

શનિવાર તા. ૧૧ નવેમ્બર ૧૮૩૫

પ્રિય ભાઇ મૅલેસન,

મારી તબીયત સારી નહિ હોવાથી મારા પોતાના કામને પહોંચી વળવું મારા માટે એટલું મુશ્કેલ થઇ પડ્યું છે કે તમોને કહેલો સવિસ્તર પત્ર મારાથી લખી શકાયો નથી તે માટે હું અત્યંત દીલગીર છું. તમારા દિકરાના શિક્ષણ સંબંધમાં કેટલીએક સૂચનાઓ લખી મોકલવાનું મેં તમોને વચન આપેલું પણ મને લાગે છે કે મારાથી તેમ બનશે નહિ; અને તમોને એ જ જણાવવા ખાતર હું આ પત્ર લખું છું.

તમારા દિકરાની કેળવણી સંબંધી સૂચનાઓ માટે પ્રથમ તો મને તેની સારી પેઠે ઓળખાણ થવી જોઇએ. તેના મનનું સ્વાભાવિક વલણ કેવા પ્રકારનું છે, કયા વિષયમાં

ફાવે છે, હાલ તેને શું શું આવડે છે એ બધું મારે જાણવું જોઇએ. સામાન્ય સૂચના કરવી એ લગભગ નિરર્થક છે. વખતે તમારા દિકરાને માટે કંઇક ખાસ જૂદાજ નિયમની જરૂર હોય.

માટે મેં ઉપર બતાવ્યું તેવા સ્વાભાવિક વલણ પ્રત્યે જ તમારે મુખ્યતઃ ધ્યાન આપવું જોઇએ. પ્રત્યેક જણમાં કંઇ ને કંઇ અસાધારણ વિશેષતા હોય છે જ, અમુક ખાસ બાબતમાં જ તેનું મગજ ચાલે છે. તમારા દિકરાની અંદર રહેલી આવી વિશેષતાને પહેલવહેલાં તમારે ખોળી કાઢવી જોઇએ અને ત્યાર પછી તમારે એ વિશેષતાને અનુસરીને તેનો શિક્ષણક્રમ આલેખવો જોઇએ. દરેક જણને જરૂર એવા સર્વસામાન્ય વિષયોનું શિક્ષણ આપ્યા બાદ, તેને વિષે જે બાબતનું ખાસ વલણ તમારા જોવામાં આવ્યું હોય તે તરફ તેના શિક્ષણનો પ્રવાહ વાળવો જોઇએ. શિક્ષણ એટલે નિષ્કર્ષણ-છોકરાની અંદર રહેલી શક્તિઓને જ બહાર કાઢવી-વ્યક્ત કરવી-ખીલવવી-કેળવવી. છોકરામાં જે વસ્તુ મૂળથી નથી તે નિર્માણ કરવી, એ શિક્ષણનો અર્થ નથી. મૂળ જે ચીજ નહોતી તેને નિર્માણ કરી જ શકાતી નથી.

પરંતુ એક વાત-એક વિષય માત્ર મનુષ્ય માત્રને એક સરખો લાગુ પડે છે અને તે સર્વતોપરિ છે, પ્રત્યેકને તે આવશ્યક છે. જીવિત એટલે શું અને જીવિત માંહેનું-આપણું કાર્ય બજાવવાને માટે પરમેશ્વરે જે જગતમાં આપણને મોકલ્યા છે, તે જગ એટલે શું, એનો યથાર્થ ખ્યાલ તેને આપવો જ જોઇએ.

જીવિત એ એક કર્તવ્ય છે, તે એક સહજ કર્મ છે, તે એક આદર્શ છે, અને તેથી મારા પુત્રને બેન્થૅમ ઇત્યાદિ ચારવાક લોકોના વ્યક્તિગત કિંવા સમાજગત આધિભૌતિક સુખવાદની ચટક મહેરબાની કરીને લગાડતા નહિ. વ્યક્તિગત સુખવાદના પંથમાં જો તે પેઠો તો તે સ્વાર્થી અને અભિમાની બનવાનો. વારુ, સામાજીક સુખવાદના પ્રવાહમાં ને તણાયો તો પણ કાલાન્તરે ઉપરનું જ પરિણામ આવશે. જુવાનીના વખતે તે કલ્પના સૃષ્ટિમાં એક આદર્શ સમાજ રચીને તેને માટે ઝુકવા તૈયાર થઇ જશે, પરંતુ આ કલ્પના સૃષ્ટિનું સ્વપ્ન તાબડતોબ ખરૂં કરી બતાવી શકાતું નથી એવો આગળ ઉપર અનુભવ થતાં જ તે પોતાની જાત પુરતો જ વિચાર કરવા લાગશે અને પોતાના વ્યક્તિગત સુખને જ સર્વસ્વ સમજીને તેની પાછળ લાગવામાં મશગુલ બનશે.

માનવ જીવન એ પ્રભુના ઘરનું એક મ્હોટું ઋણ છે. તે એક મ્હોટું કર્તવ્ય છે. જો આ પવિત્ર ખ્યાલ મનુષ્યના અંતઃકરણમાંથી અસ્ત થાય તો માનવજીવન પોલું થઇ પડશે. આ કર્તવ્યના પંથે વળતાં વાટમાં ક્યાંક ક્યાંક સુખની છાયા મળશે પણ ખરી— પરમેશ્વરનો ઉપકાર માનીને એ સુખ ભલે ભોગવી લે, પણ કર્તવ્યના માર્ગમાં સુખની અપેક્ષા કરવી એ માત્ર આપણા નૈતિક જીવન અને કર્તવ્યબુદ્ધ એ બન્નેનો સમૂળ નાશ કરી નાંખવા અને તે સુખને હમેશને માટે ખોઇ બેસવા સમાન છે. વળી, આ વાત પણ તેના મનમાં ઠસાવવાનો પ્રયત્ન કરજો, કે પોતાના બાંધવોની સેવા કરવા અને તેમને સુધારવાને માટે પ્રથમ પોતાની નૈતિક તથા બૌદ્ધિક સુધારણા કરવી, એ તેનું અત્યંત પવિત્ર અને આદ્ય કર્તવ્ય છે. પોતે પરિશ્રમ લઇને સત્યાન્વેષણ કરવું જોઇએ

અને ત્યાર પછી તે સત્યને આખી જીંદગી વાણી અને કર્મ વડે નિર્ભયપણે અને અવ્યાહત લોકો સામે મૂકવું જોઇએ. આ તત્વ પ્રાપ્ત કરવા માટે ઇશ્વરદત્ત બે માર્ગ ખુલ્લા છે; એક, આપણી પોતાની સદસદ્વિવેકબુદ્ધિ અને બીજો પૂર્વપરંપરા—અર્થાત્ આખી માનવ જાતિમાં રહેલી ધર્મબુદ્ધિ. માનવ જાતિની આ પૂર્વપરંપરા વિશિષ્ટ કાલના અગર વિશિષ્ટ રાષ્ટ્રના ઇતિહાસપરથી નક્કી કરવાની નથી પણ સર્વ રાષ્ટ્રના સર્વ યુગોના વ્યાપક ઇતિહાસ ઉપરથી ઠરાવવી જોઇએ. અને જ્યારે આપણી સદસદ્વિવેકબુદ્ધિની પ્રેરણા અને આ માનવજાતિગત ધર્મબુદ્ધિ એ બેમાં એકવાક્યતા જોવામાં આવે ત્યારે ખચિત સમજવું કે સત્ય આપણને પ્રાપ્ત થયું. સર્વ તત્વોનો પાયો જીવનતત્વનું જ્ઞાન એજ છે, અને આ જીવનતત્વ એટલે અખંડ અને અનંત પ્રગતિ તત્વ. આ જ તત્વની સેવાને અર્થે તેણે આખી જીંદગી સમર્પણ કરવી જોઇએ. આ પ્રગતિ તત્વનું જ્ઞાન તેના રોમેરોમમાં વ્યાપી જાય એ હેતુ દૃષ્ટિ સન્મુખ રાખીને તમારે તેને સઘળી કેળવણી આપવી જોઇએ.

જ્યોતિષ તથા ભૂગર્ભશાસ્ત્રના મૂળતત્વોનો પરિચય તમારે તેને બને તેટલો વ્હેલો કરાવી દેવો જોઇએ. તે પછી વિશ્વજનિત ઇતિહાસનું અને ત્યાર પછી ભાષાનું જ્ઞાન તેને આપવું. આ વિષયો યોગ્ય પદ્ધતિથી શીખવતાં આવડવા એ સૌથી મહત્વની બાબત છે. ઉદાહરણથી, જ્યોતિષ શીખવવું હોય હોય તો અંતરિક્ષમાંના, ચંદ્ર, સૂર્ય, પૃથ્વી આદિ ગોલકોનું નિરીક્ષણ એવી રીતે કરતાં શીખવવું જોઇએ કે તેથી કરીને ઉપર જણાવેલું પ્રગતિ તત્વ સર્વત્ર કેવું અપ્રતિહતપણે લાગૂ છે, તેમજ આ વિશ્વની અંદરના જાત જાતના ઘટકો નિખિલ વિશ્વરચનાના મહત્કાર્યમાં પોતપોતાને ભાગે આવેલાં કાર્ય કેવા નિયમસર પાર પાડે છે, એ વાત તેના મનપર દૃઢપણે ઠસાવવી જોઇએ.

× × × ×

નાની વયમાં ભાષાજ્ઞાન બહુ ઝડપથી થાય છે. ફ્રેંચ, જર્મન અને ઇટેલિયન એટલી ભાષાઓ બે વરસની મુદતમાં ખુશીની સાથે શીખવી શકાશે અને એમ થશે એટલે તેની સામે ત્રણ સાહિત્યમંદિરોનાં દ્વાર ખુલ્લાં થયાં જેવુંજ થશે [1]

અમુક એક ખાસ મતાવલંબી ધર્મ શીખવવો એ મને ગમતી વાત નથી. પ્રગતિતત્વ ઉપરની શ્રદ્ધાના પાયા પર ઇશ્વરનું અસ્તિત્વ આત્માનું અમરત્વ અને માનવજાતિમાં ભ્રાતૃભાવ દૃઢ કરવા માટે સર્વસામાન્ય એવા ધર્મની આવશ્યકતા—આ મૂલભૂત રત્નત્રયીની સ્થાપના કરવી એ મને ઇષ્ટ લાગે છે. મોટો થશે ત્યારે પોતાની પ્રવૃત્તિને અનુરૂપ પોતાના વિશિષ્ટ ધર્મમતો તે બાંધી લેશે.

ભૂગોળ શીખવવી જ જોઇએ. પરંતુ જે સામાન્ય જ્ઞાન રોજના ઉપયોગમાં લેવામાં આવતું નથી તે જલદી ભૂલાઇ જાય છે. માટે સારા સારા નકશા જાતજાતના રાખવા

[1] એટલીજ મુદતમાં આપણે ત્યાં મરાઠી, ગુજરાતી, હિંદી તથા બંગાલી એટલી ભાષાઓનું જ્ઞાન કરાવી દેવું અશક્ય નથી. આ ભાષાઓ એક બીજાની સાથે એટલી બધી મળતી છે. ફક્ત અપરિચયને લીધે જ આપણે ગભરાઇ જઇએ છીએ.

જોઇએ અને નકશામાં જોયા વગર કોઇ પણ ઐતિહાસિક અથવા એકાદ વાર્તા પણ વાંચે નહિ એવી તેને ટેવ પાડી દેવી એજ સર્વોત્તમ અને ટકી શકે તેવો ઉપાય છે.

નવલકથા અને કલ્પિત વાર્તાઓની ચોપડીઓ તો બીલકુલ દૂર જ રાખવી જોઇએ. ઐતિહાસિક પુસ્તકો, સૃષ્ટિશાસ્ત્ર, પ્રવાસ વૃત્તાંત ઇત્યાદિ સચિત્ર વર્ણનાત્મક તથા શાસ્ત્રીય પુસ્તકોમાં તેમ જ ઐતિહાસિક ગ્રંથોમાં તેને રસ લેતા કરવો જોઇએ.

ટૂંકમાં કહું તો, જીવિત એ એક અત્યંત પવિત્ર આધ્યાત્મિક થાપણ છે એવી દૃઢ શ્રદ્ધા, તે સાથે આપણા જગ સંબંધી સંપૂર્ણ સમજણ અને છેવટે જ્યાં તેની ખાસ પ્રવૃત્તિ હોય એવો વ્યવસાય—આટલામાં તમારા દિકરાનું સઘળું શિક્ષણ આવી ગયું.

આ નોંધો ઉતાવળમાં લખી કાઢી છે, તે માટે મને ક્ષમા કરશો. કોઇ ખાસ બાબતમાં સૂચના કિંવા કોઇપણ બાબતમાં સવિસ્તર માહીતી જોઇતી હોય ત્યારે મને લખી જણાવવામાં બીલકુલ સંકોચ ન રાખશો. હું આનંદની સાથે ઉત્તર આપીશ.

× × × ×

લી. આપનો સ્નેહાધીન

જોસફ મેઝિનિ.

દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર.

---

# ગુજરાત મહિલા વિદ્યાપીઠ.

---

**કેળવણીનો વધતો જતો પ્રચાર.**

આ શિક્ષણ ઉપર દેશોન્નતિનો મુખ્ય આધાર છે, એ વાત હવે લોકોને સમજાવવાની જરૂર રહી નથી. મોટાં શહેરોમાં, તેમજ નાનાં ગામોમાં, સ્ત્રીકેલવણીનો વિસ્તાર દિનપ્રતિદિન વધતો જ જાય છે. પ્રાથમિક શાળાઓમાં વધતી જતી કન્યાઓની સંખ્યા આ વાતનો ચોક્કસ પુરાવો આપે છે. આ ઉપરાંત ભરૂચ, સુરત, મુંબાઇ, વડોદરા, અને અમદાવાદની હાઇસ્કુલોનો લાભ ગુજરાતી કન્યાઓ લે છે, તેમજ આર્ટસ અને દાક્તરી કોલેજમાં પણ થોડી ઘણી ગુજરાતી કન્યાઓ શિક્ષણ લે છે, તે ઉપરથી એમ કહી શકાય કે કન્યાઓની માધ્યમિક અને ઉચ્ચ કેલવણી તરફ પણ ગુજરાતીઓનું ધ્યાન દોરાયું છે.

**લોકોનો તે માટે વધતો જતો ભાવ.**

કન્યા શિક્ષણ તરફ લોકોના વધતા જતા ભાવનો આથી પણ સબળ પુરાવો તો લોકોના જ પ્રયત્નોથી નિકળેલી અને લોકો તરફથીજ નિભાવાતી સ્વતંત્ર સ્ત્રી—શિક્ષણ સંસ્થાઓ આપે છે. સુરત, અમદાવાદ, અને મુંબાઇમાં, મુખ્યત્વે સ્ત્રીશિક્ષણના પ્રચાર અર્થે વનિતા વિશ્રામ નિકળ્યાં, ત્યાર પછી લોકમત એમ થતો ગયો કે પ્રચલિત માધ્યમિક શિક્ષણ ક્રમ, આપણી સામાજિક પરિસ્થિતિ જોતાં, કન્યાઓને અનુકુળ નથી. તે કારણથી

જુદાં શિક્ષણ ક્રમવાળાં, તથા માતૃભાષા દ્વારા જ શિક્ષણ આપવાના હેતુથી, અમદાવાદ અને સુરતમાં મહિલા વિદ્યાલયો સ્થપાયાં. આ ઉપરાંત મુંબાઈના સેવાસદનમાં પણ ગુજરાતીઓનો હાથ હતો, તથા ગુજરાતીઓ માટે જોગવાઈ પણ કરવામાં આવેલી છે. નાના ગામો નડીઆદ, ઉમરેઠ, વગેરેમાં પણ વનિતાવિશ્રામ સ્થાપેલાં છે.

**દેશી રાજ્યોમાં પ્રવૃત્તિ.**

આ સાથે દેશી રાજ્યો–ખાસ કરીને વડોદરા રાજ્ય–માં થયેલી પ્રગતિ પણ નોંધવા લાયક છે. વડોદરામાં પ્રાથમિક કેલવણી કન્યાઓને માટે પણ ફરજીયાત થઈ છે, અને તેથી પ્રાથમિક શિક્ષણ લીધેલી અને લેતી કન્યાઓની સંખ્યામાં એકદમ વધારો થયો છે. આ કન્યાઓ માતાઓ થતાં ત્યાંની પ્રજાનો ભાવ કેલવણી તરફ વિશેષ થવાનો પાકો સંભવ રહે છે. વળી આટલી મોટી સંખ્યા પ્રાથમિક કેલવણી લેતી થાય એટલે સ્વાભાવિક રીતે જ માધ્યમિક કેલવણી તરફ તેમાંની કેટલીએક લલચાય. વડોદરા રાજ્યમાં સિદ્ધપુરમાં વનિતાવિશ્રામ સ્થપાયું છે, અને પાટણમાં મહિલા વિદ્યાલયના ધોરણ ઉપર કન્યા વિદ્યાલય શરૂ થયું છે. આ રીતે લોકો તરફના પ્રયાસો પણ ત્યાં છે.

**પૂના મહિલા વિદ્યાપીઠની શુભ અસર.**

આ ઉપરાંત પૂનામાં "ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ" ની સ્થાપના સાધુ ચરિત અધ્યાપક કર્વેના પ્રયાસથી થઈ છે. સ્ત્રીઓ માટે ઉચ્ચ શિક્ષણની ચર્ચાને આથી ઘણો વેગ મળ્યો છે, અને એ તો જાણીતી વાત છે કે જે વિષય અતિશય ચર્ચાય તેને, ચર્ચાનો ઝોક ગમે તે દિશાએ વળે તો પણ, અતિ ઘણો વેગ મળે છે. અધ્યાપક કર્વે ગુજરાતની સહાય લેવા ગુજરાતના ઘણા ગામોમાં ફર્યા હતા, પોતાની યોજના સમજાવી હતી, અને સ્ત્રી શિક્ષણ સબંધી વિવિધ ચર્ચા પણ તેમણે કરી હતી. તેમની વિદ્યાપીઠની અસર આ રીતે ગુજરાતમાં પણ થઈ છે. વળી છેલ્લાં થોડાં વર્ષોમાં ગુજરાત કેળવણી પરિષદ અસ્તિત્વમાં આવી છે, અને તેને અંગે ગુજરાત કેળવણી મંડળ પણ સ્થપાયું છે. આ બન્ને સંસ્થાઓએ સ્ત્રી કેળવણી સબંધી ઉપયોગી ચર્ચા ચાલુ રાખી છે.

**હાલનો ક્રમ યોગ્ય નથી.**

સ્ત્રી શિક્ષણ સબંધી ચર્ચાને અંતે લોકોમાં એવો મત પ્રસરવા લાગ્યો છે કે હાલનો મુંબાઈ યુનિવરસિટી મેટ્રીકનો ક્રમ અનેક કારણોથી કન્યાઓને માટે તો બંધબેસતો નથી જ. તેમાં રાખવામાં આવેલા વિષયો, તથા તે માટે ગાળવો પડતો સમય, તે બન્ને સામે સ્ત્રી શિક્ષણનાં ઘણા હીમાયતીઓને વાંધો છે. વળી મુંબાઈ યુનિવરસિટીમાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનો સિદ્ધાંત સ્વીકારાયો નથી, અને જ્યાં સુધી મેટ્રીકની પરીક્ષા અંગ્રેજી ભાષાદ્વારા લેવામાં આવશે ત્યાં સુધી તો આ સિદ્ધાંતનો લાભ લઈ શકાશે નહિ જ. આ વાંધા અધ્યાપક કર્વેએ પણ લીધેલા છે, અને ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠમાં તે નિવારવા યત્ન થયા છે. અમદાવાદ અને સુરતનાં મહિલા વિદ્યાલયોએ પણ આ મતલબથી જ ક્રમમાં ફેરફાર કર્યા છે. આ સંસ્થાઓના વ્યવહારૂ અનુભવો તપાસીને મુંબાઈ યુનિવરસિટી પોતાના ક્રમમાં સુધારો કરે એવી ઇચ્છા પણ આ સંસ્થાઓ રાખે છે. પરંતુ આ ઇચ્છા ફળીભુત થાય તે સંભવ ઓછો છે. અને ફળીભુત કાળે કરીને થાય તો

પણ વિવિધ ભાષાઓવાળા આખા ઇલાકાની ખોટ મુંબાઇ યુનિવરસિટી પુરી કરી શકશે નહિ, એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે.

ગુજરાતના સ્ત્રી શિક્ષણ સંબંધી છુટક છુટક સ્વતંત્ર પ્રયત્નોની તપાસ કરવા ગુજરાત કેળવણી પરિષદે એક કમિટી નીમી હતી. તે કમિટીનો હેવાલ અને અભિપ્રાય પ્રસિદ્ધ થઇ ચુકયાં છે. આ કમિટી પણ સ્વતંત્ર પ્રયત્નોના અંતરમાં રહેલા સિદ્ધાંતો સ્વીકારે છે. શિક્ષણ માતૃભાષા દ્વારા આપવું જોઇએ, અને સામાન્ય વર્ગ માટે માધ્યમિક શિક્ષણનો કાળ કાંઇક ઓછો રાખવો જોઇએ, એમ તેનો અભિપ્રાય અકંદરે થયો છે. પરંતુ અત્યારે થતા પ્રયત્નો છુટક અને ભિન્ન છે. તેમાં કાંઇક એકતા અને સહકાર આવવા જોઇએ એમ તે ઇચ્છે છે. આ પ્રશ્ન કેવી રીતે ઉકેલવો તેનો વિચાર હવે ગુજરાતી પ્રજાએ કરવાનો છે. ગુજરાત કેળવણી મંડળે તેનો તાત્કાળિક ઉપાય કરવા માટે યોજના તૈયાર કરી છે. તે મંડળને અંગે એક સ્ત્રી શિક્ષણ કમિટીની યોજના થઇ છે અને આ કમિટી મારફતે સ્ત્રીઓના માધ્યમિક અભ્યાસની છેવટની પરીક્ષાનો ક્રમ, તથા ઉચ્ચ અભ્યાસના ક્રમ તેમજ ધોરણો નક્કી કરાવવા, તેમજ પરીક્ષાઓ લઈ પ્રમાણપત્રો આપવાનો વિચાર કર્યો છે.

**સ્ત્રી શિક્ષણ મંડળી.**

સહેજ વિચાર કરતાંજ જણાઇ આવશે કે આ કમિટી દ્વારા કરવાં ધારેલાં કાર્ય એક (યુનિવરસીટી) વિદ્યાપીઠના કાર્યપ્રદેશમાં સમાઇ જાય તેવાં છે. પૂનાની વિદ્યાપીઠનાં કાર્ય નીચે પ્રમાણે ગણાવવામાં આવ્યાં છે.

**પુના વિદ્યાપીઠના હેતુઓ.**

૧. સ્ત્રીઓને માતૃભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી.

૨. સ્ત્રીઓની જરૂરીઆતોને પહોંચી વળે, તેવા વિદ્યાપીઠની પહેલાંના ક્રમ ખાસ નિયત કરવા.

૩. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ માટે શિક્ષિકાઓ તૈયાર કરવાની વ્યવસ્થા કરવી

૪. ઉપરના ઉદ્દેશોમાં વિરોધ ના આવે તેવાં બીજાં કાર્ય સેનેટ નક્કી કરે તે કરવાં.

ગુજરાત કેળવણી મંડળની સ્ત્રી શિક્ષણ કમિટીને પણ ધોરણો નિયત કરવાનું તથા પરીક્ષાઓ લઇ પ્રમાણપત્રો આપવાનું કાર્ય તો સોંપવામાં આવ્યું જ છે. જુદા ક્રમવાળી કૉલેજ હજી અસ્તિત્વમાં આવી નથી. તે અસ્તિત્વમાં આવે તે વિના તે માટે ક્રમ રચવો કાંઇ ઉપયોગી નહિ થાય. કૉલેજનો ક્રમ રચવાનું કામ પણ આ કમિટીને સોંપાયલું છે. પ્રાથમિક શાળાઓ માટે શિક્ષિકાઓ કેળવવાનું કાર્ય મુંબાઇ વનિતા વિશ્રામે બહુ સારી રીતે ઉપાડી લીધું છે. પરંતુ આથી પણ વધારે પ્રયત્નો તે દિશામાં થવાની જરૂર છે. વળી મહિલા વિદ્યાલયો માટે પણ શિક્ષિકાઓ તૈયાર કરવી જોઇએ. આ સર્વ કાર્ય સારી રીતે કરવા માટે એકાદ નાની કમિટીની નહિં, પણ પૂનામાં છે તેવી વ્યવસ્થિત ગુજરાત મહિલા વિદ્યાપીઠની જરૂર છે.

**પૂના વિદ્યાપીઠના અનુભવ.**

પૂના વિદ્યાપીઠને ત્રણ વર્ષ થયાં છે અને તે દરમિયાન પ્રજાને તેનું કાર્ય તપાસવાની તક મળી છે. અનુભવીઓ કહે છે કે મહારાષ્ટ્ર માટે તેનું કાર્ય એકંદરે સફળ નિવડયું છે. જો પૂનામાં મહિલા વિદ્યાપીઠ સફળ થઇ હોત તો ગુજરાતમાં કેમ ન થાય? ગુજરાતમાં વિદ્વાનો છે, ગુજરાતમાં ધન છે, ગુજરાતમાં આ કાર્યની અગત્ય છે, અને ગુજરાતમાં સેવાધર્મી યુવક યુવતીઓ પણ છે. જરૂર ફક્ત આ કાર્ય શરૂ કરવાની જ છે. અને આ કર્મયુગમાં કાર્ય શરૂ થતાં પ્રજા તરફથી દરેક જાતની મદદ આવી મળશે તે નિઃસંદેહ જ છે.

**ગુજરાતી સંસ્થાઓ તેની સાથે જોડી શકાય ?**

ગુજરાતની છુટક છુટક સંસ્થાઓને પૂનાની વિદ્યાપીઠ સાથે જોડી દઇએ તો કામ ના ચાલે?-આવો કાયર પ્રશ્ન ક્વચિત પૂછવામાં આવે છે. એના ઉત્તરમાં સ્પષ્ટ કહી શકાય કે કામ ચાલી શકે નહિં. પૂના મહિલા વિદ્યાપીઠનો ઉદ્દેશ સ્ત્રી-શિક્ષણને માતૃભાષાના પાયા ઉપર ચણવાનો છે. એટલે ભાષાવાર જ વિદ્યાપીઠની સ્થાપના થવી જોઇયે. શિક્ષિકાઓ, પાઠ્યપુસ્તકો, દેખરેખ, પરીક્ષા, વગેરે દરેક વિગતમાં ઉંડા ઉતરતાં વાર જ જણાઇ આવશે કે દરેક વિદ્યાપીઠ પ્રાંતવાર—ભાષાવાર સ્થાપવાની જરૂર છે. પૂના વિદ્યાપીઠની શરૂવાતની હકીકત જેને ખબર હશે તે આ વસ્તુસ્થિતિથી બરાબર વાકેફ હશે. મહિલા વિદ્યાપીઠનો વિચાર અધ્યાપક કર્વેએ હિંદુ વિધવાગૃહની કારોબારી મંડળી સમક્ષ મૂક્યો, તે વખતે સર્વનો વિચાર તેને "મહારાષ્ટ્ર મહિલા વિદ્યાપીઠ" એવું નામજ આપવાનો હતો. પરંતુ કેટલાએક નેતાઓએ એમ સૂચના કરી કે આખા દેશની સ્થિતિ સ્ત્રી શિક્ષણ સંબંધી ઘણી પછાત છે, અને જુદાં જુદાં પ્રાંતો કાંઇ એકદમ વિદ્યાપીઠ ઉભી કરી શકશે નહિ; માટે દેશમાં કોઇપણ સ્થળે સ્ત્રી શિક્ષણ સંસ્થાઓ હોય, તેમને પૂના વિદ્યાપીઠનો લાભ લેવો હોય તો લઇ શકાય તેવી વ્યવસ્થા કરવી અને સંસ્થાનું નામ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ રાખવું. આ સૂચના કબુલ રાખવામાં આવી અને તે પ્રમાણે નામ અને વ્યવસ્થા રાખવામાં આવ્યાં. આ સર્વ હકીકત પૂના વિદ્યાપીઠના પ્રથમ પ્રસિદ્ધિપત્રમાં આપેલી છે અને જણાવ્યુ છે કે: (Such a need may be felt for some time to come until each province has its own university.) "જ્યાં સુધી દરેક પ્રાંતમાં જુદી વિદ્યાપીઠ થાય નહિ ત્યાંસુધી આવી જરૂર લાગે ખરી." આ રીતે જોઇ શકાશે કે પૂના વિદ્યાપીઠના સ્થાપકોએ પણ ઉત્તમ સ્થિતિ તો એવીજ કલ્પેલી છે કે દરેક પ્રાંતમાં ભાષાવાર વિદ્યાપીઠ સ્થાપવી જોઇયે. અને પૂના વિદ્યાપીઠનો હેતુ તો નોધારી, છુટક, સંસ્થાઓને જ મદદ આપવાનો રાખેલો છે. વ્યવસ્થિત અને ફલદાયી કાર્ય તો સ્વતંત્ર ગુજરાત મહિલા વિદ્યાપીઠથી જ સાધી શકાય એ આ ઉપરથી સ્પષ્ટ થાય છે.

**ગુજરાત મહિલા વિદ્યાપીઠની જરૂર.**

બીજી એક વાત એમ કહેવામાં આવે છે કે કન્યાઓ માટે જુદા અભ્યાસક્રમવાળી નિશાળોની જરૂર છે ખરી; પણ વિદ્યાપીઠની સ્થાપના માટે ઉતાવળ કરવાની જરૂર નથી. હમણા ગામેગામ સંસ્થાઓ–વિદ્યાલયો સ્થાપવા જરૂર પડેલી છે. પરંતુ અત્યારસુધીના અનુભવ ઉપરથી

માલુમ પડ્યું છે કે મહિલા વિદ્યાલયમાં દરેક વિદ્યાર્થી અભ્યાસને અંતે કયાં પહોંચશે તે પ્રશ્ન વિદ્યાર્થી તેમ જ તેમનાં વાલી પૂછે છે. વળી અંતિમ પરીક્ષાને અંતે આબાદાર પ્રમાણપત્રો હોય તો જ વિદ્યાર્થિનીઓ વધારે આકર્ષી શકાય, જરૂર પડે નોકરી માટે તેની ગણના થાય, અને સમાજમાં તેની કદર કરાય. વળી સંસ્થા તો એકાદ ધનવાન મનુષ્ય પણ કાઢી શકે. પરંતુ ક્રમ આદિની વ્યવસ્થા તેનાથી તાણુ થાય નહિ. માતૃભાષાદ્વારા શિક્ષણ આપવા માટે યોગ્ય પાઠયપુસ્તકોની અત્યારે ખણીજ છે. આ પુસ્તકો પણ છુટક સંસ્થાઓથી તૈયાર કરાવી શકાય નહિ. વળી વધારે સંસ્થાઓ– મહિલા વિદ્યાલયો અને મહા વિદ્યાલયો–સ્થાપવા માટે પણ વ્યવસ્થિત ચળવળ કરનાર મંડળ કે સંસ્થા જોઇયે. અને આ સર્વ કાર્ય માટે હવે ગુજરાતમાં **મહિલા વિદ્યાપીઠની ખાસ જરૂર છે જ.**

**ગુજરાતીઓને પ્રાર્થના.**

આ સર્વ હકીકત તરફ ગુજરાતના વિદ્વાનો અને ધનવાનોનું ધ્યાન દોરાશે, એમ આશા છે. વળી વિશેષ આશા એટલી છે કે ગુજરાત મહિલા વિદ્યાપીઠની સ્થાપના માટે વ્યવહારૂ વિચાર કરવા, તેમ જ ઉહાપોહ કરવા, એક વગવાળું તેમ જ ચેતનમય મંડળ અસ્તિત્વ આવશે. ગુજરાત એક પ્રજા છે. અને સમસ્ત હિંદની પ્રજાના એક સબળ અંગ તરિકે ભારતના ઉદ્ધારમાં પોતાનો ભાગ ભજવવા માગે છે. પોતાની સ્ત્રીઓની કેળવણીનું કાર્ય વ્યવસ્થિત કરી, દેશોદ્ધારનો એક માર્ગ સરળ કરી નાંખી, ગુજરાત મહિલા વિદ્યાપીઠ જેવી સંસ્થાની સ્થાપના દ્વારા ગુજરાતી પ્રજાત્વ પણ દઢ કરી, પોતાના દેશહિતકારી ઉદ્દેશનો ચોકસ પુરાવો ગુજરાત આપશે જ.

કેશવપ્રસાદ છોટાલાલ દેશાઇ.

---

# પુસ્તક પરિચય.

---

**મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ**—( એમના લેખો અને ભાષણોનો સંગ્રહ. ભાષાન્તરકર્તા અને પ્રકાશક રા. મથુરાદાસ ત્રીકમજી. કિંમત રૂ. ૨–૧૨—૦ પૃષ્ઠ ૪૧૨.

ગયે વર્ષે મહાત્મા ગાંધીજીના લેખો અને ભાષણોનો ઈંગ્રેજી સંગ્રહ પ્રકટ કરવામાં આવ્યો તે પહેલાં અને ખાસ કરીને તે પછી એમના ગુજરાતી સંગ્રહની આશા રાખવામાં આવી હતી. તે પછી જીજ્ઞાસુઓની ધીરજ ખપી જાય એટલો વખત વીતી ગયો છે. પણ આ પુસ્તકનું રૂપ અને કદ, લેખ વગેરેની ગોઠવણ અને વર્ગીકરણ અને ભાષાંતરોની સફાઇ તેમજ કેટલાક છેલ્લા લેખોનો સમાવેશ જોતાં સૌને વિલંબનો બદલો વળી ગયો છે એમ લાગશે.

પુસ્તકનાં નીચે મુજબનાં પ્રકરણો પાડવામાં આવ્યાં છેઃ (૧) સત્યાગ્રહ, (૨) નૈતિક (૩) રાજકીય, (૪) આર્થિક, (૫) સામાજીક, (૬) શિક્ષણ, (૭) પ્રકીર્ણ (૮) નીતિધર્મ

અથવા ધર્મનીતિ અને (૯) પરિશિષ્ટ—જેમાં ગયા માસ દરમ્યાન પ્રકટ કરેલા ખુના મરજી અને સ્વદેશી વિષે લેખો મૂક્યા છે.

હાલ ગાંધીજી કદાચ પોતાના જીવનની મોટામાં મોટી રાજકીય લડતમાં ઉતર્યા છે. તેથી તેમને માત્ર અથવા મુખ્યત્વે કરીને રાજકીય આગેવાન ગણવામાં આવે એવો સંભવ રહે છે, આ સંગ્રહ પરથી જણાશે કે તેમના વિચાર અને આચારનો વિસ્તાર સમગ્ર જીવન જેવડો વિશાળ છે—તેમાં ધર્મ અને નીતિ, સમાજ અને શિક્ષણ, અર્થ અને રાજ્ય એ સૌ સમાઈ જાય છે. જે કંઈ તેમણે વિચાર્યું છે તે તેમના આત્મામાં અને જીવનમાં કોતરાયું છે. સાબરમતી નદીને કિનારે તેમણે સ્થાપેલો સત્યાગ્રહાશ્રમ તેમના આદર્શનો પદાર્થ પાઠ આપે છે. આથી આ પુસ્તકના આતુર વાંચકો તેમના જીવનનો અને આશ્રમનો અભ્યાસ કરતાં તેનું રહસ્ય વધારેને વધારે પ્રમાણમાં સમજી શકશે.

ગાંધીજી હાલ પૂર જોશથી હિન્દની સેવા કરી રહ્યા છે. તેઓ આપણી વચમાં વિરાજે છે. તેમના જીવન અને પ્રવૃત્તિથી ઘણા નિકટમાં આપણે છીએ. તેથી સાધારણ રીતે એમ લાગે કે તેમના વિચારોનું ઐતિહાસિક અવલોકન કરવાનો કે તર્કદૃષ્ટિથી તપાસવાનો હાલ અવસર નથી. તે માટે વધારે શાંતિની અને વધારે દૂર હોવાની જરૂર છે. પણ આટલું તો ચોક્કસ છે કે તેમના વિચારો અને ઉદ્‌ગારો તેમની સબલ તર્કશક્તિના પરિણામ રૂપ છે તેના કરતાં પણ વધારે શુદ્ધ પ્રેમ અને શૌર્યથી ઝળકતા આત્માનાં ઝરણ રૂપ છે. તેમના મિત્રો અને શત્રુઓ, રાજા અને પ્રજાને તેમના આત્મા વિષે વિશ્વાસ છે. તેમની કેળવાએલી પાકટ પુનિત બુદ્ધિનો પ્રભાવ તેમના લખાણમાં જોઈએ છીએ. છતાં તેમના કોઈ વિચારો વિષે શંકા થશે ત્યારે પણ તેના આધ્યાત્મિક રસનું પાન કરશે અને કોઈ સૂક્ષ્મ વિવેચકને કદાચ તે વધારે વિચાર કરવાને પ્રેરશે.

પ્રકાશક જણાવે છે કે અધ્યાપક આનંદશંકર ધ્રુવ આ સંગ્રહના ઉપોદ્‌ઘાત રૂપે " સત્યનિષ્ઠ મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતો અને એના તુલ્યોનો થોડાક વિચાર " એ વિષે લેખ લખવાના હતા પણ માંદગીને લીધે તેઓ લખી શક્યા નથી. આથી આપણને ગંભીર નુકસાન થયું છે. આપણે આશા રાખીશું કે રા. આનંદશંકરભાઈ થોડા વખતમાં સારા થઈને તેમની મીઠી કલમ અને વિવેકભરી ચર્ચાથી આ મહાન્ વિષયને શોભાવશે.

આ સંગ્રહની એક ઉણપ કંઈક ખેદ ઉપજાવે છે ઈંગ્રેજી સંગ્રહમાં દક્ષિણ આફ્રિકાની લડત વિષે ગાંધીજીના લેખો અને ભાષણો—તેમાં " જેલના અનુભવ " વિષે ઉદ્‌ગારો—જોવામાં આવે છે. દક્ષિણ આફ્રિકાનું એક જુદું પ્રકરણ આ પુસ્તકમાં આપી શકત. તેનો અંશ માત્ર નથી એટલુંજ નહિં પણ જાણે ગાંધીજી હિન્દમાં આવ્યા પછી તે પહેલાંની લડત વિષે જાણે કંઈ જાણવાની જરૂર ન હોય તેવી રીતે તે વિષે કંઈ ઈશારો પણ પ્રકાશકે કર્યો નથી. હવે આ પુસ્તક બહાર પડી ગયું છે એટલે એવી આશા રાખી શકાય કે દક્ષિણ આફ્રિકા પ્રકરણ એક જુદાં પુસ્તકમાં પ્રકટ કરવામાં આવશે.

પુસ્તકની કિંમત જરા આકરી લાગશે. પણ કાગળની સંખ્યા અને સફાઈ તેમજ પુસ્તકમાં મૂકવામાં આવેલાં સુંદર ચિત્રો જોતાં અને હાલની મોંઘવારી ધ્યાનમાં લેતાં તે સમજાય છે. આ પુસ્તકથી ગુજરાતનું દરેક ઘર અને ઝુંપડું શોભાય અને ધર્મ પુસ્તકની માફક તેનો ગામેગામ ખાનગીમાં અને જાહેરમાં પાઠ થાય એવી આશા છે.

# ગુજરાતનું જાહેરજીવન.

## ભરૂચ.

**અત્રે જળવાયલી શાન્તિ.**

તા. ૧૦-૪-૧૯૧૯ ને રોજ, મહાત્મા ગાંધીજીને દિલ્લી જતાં રસ્તામાં અટકાવી કેદ પકડયાના સમાચાર શહેરમાં ફરી વળતાં થાળી પીટાવી એક જાહેર સભા, અત્રેના 'ફાટા તળાવ' વાળી ખુલ્લી જગ્યામાં ભરવામાં આવી હતી, જે પ્રસંગે પ્રસંગને અનુસરતાં પણ લાગણી ભર્યાં ભાષણો જુદા જુદા ગૃહસ્થોએ કર્યાં હતાં. અત્રે, સુભાગ્યે, દેશના બીજા ભાગોમાં નહિ ઇચ્છવા જેવા હુલ્લડ રમખાણો થયા હતાં તેવા બનાવો ન બનતાં પરમ શાંતિ જળવાઇને મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહ મંત્રમાં સમાયલો ઉચ્ચ આશય સચવાયો હતો તે બદલ સર્વ લાગતા વળગતાઓને ધન્યવાદ ઘટે છે.

**જૈન મુનિ મહારાજનાં વ્યાખ્યાનો.**

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજય ધર્મસૂરિ, એ. એમ. એ. એસ, બી. મહારાજે તા. ૧૨-૪-૧૯ ને રોજ સાંજના ૫ વાગે "સર શાપુરજી ભરૂચા હોલમાં" "માનવ ધર્મ" એ વિષય પર એક મનનીય જાહેર ભાષણ આપ્યું હતું. તા. ૧૩-૪-૧૯ ને રોજ, ઉપરોક્ત જૈન મુની મહારાજે 'મહાવીર જયંતી' નિમિત્તે, અત્રેની 'દશાલાડ'ની વાડીમાં, સાંજના ચાર વાગે, "પરમાત્મા મહાવીરના જીવનની રૂપરેખા તથા તેઓનો સાર્વજનિક ઉપદેશ" એ વિષય પર એક વિચારણીય જાહેર ભાષણ આપ્યું હતું.

**વિદ્યાર્થીઓનું ચન્દ્રિકા સંમેલન.**

તા. ૧૫-૪-૧૯ ને રોજ રાતના ૯ કલાકે બહારની ઉંડાઇમાં રા. તાતુભાઇના ખુલ્લા ચોગાનમાં અત્રેની ધી ન્યુ ઇંગ્લીશ સ્કુલના વિદ્યાર્થીઓનું પ્રથમ ચંદ્રિકા સંમેલન ( Moonlight gathering ) ભરવામાં આવ્યુ હતું જે પ્રસંગે સુંદર રેસીટેશનો તથા સંવાદો થયા હતા અને અત્રેની શ્રી બટુકનાથ વ્યાયામશાળામાં ભાગ લેના વિદ્યાર્થીઓએ અંગ કસરતના ઉત્તમ પ્રયોગો કરી બતાવ્યા હતા.

**કાઠીઆવાડ થિઓસોફિકલ ફેડરેશનનું અધિવેશન.**

તા. ૧૮, ૧૯, ૨૦ અને ૨૧ એપ્રીલ ૧૯૧૯ ના 'ઇસ્ટર'ના તહેવારોમાં ગુજરાત અને કાઠીઆવાડ થીઓસોફીકલ ફેડરેશનનું છઠું સંમેલન ભરૂચમાં મળ્યું હતું જે પ્રસંગે ઘણા થીઓસોફીસ્ટ બંધુઓ તથા બહેનોએ પોતાની હાજરી આપી તથા સંમેલનના કાર્યમાં ભાગ લઇ સંમેલનને મોટી ફતેહ આપી હતી. "શ્રી કૃષ્ણનો સંદેશ" "થીઓસોફી અને રાષ્ટ્રીય જીવન" "સર્વ ધર્મનું ઐકય" અને 'થીઓસોફી અને રાષ્ટ્રીય શિક્ષણ" એ વિષયો પર અત્રેની 'દશાલાડ'ની વાડીમાં સંમેલન તરફથી જાહેર ભાષણો કરાવવામાં આવ્યા હતા. રા. હરજીવનદાસ કાળીદાસ મહેતાના ભાષણો ભરૂચી પ્રજાને અતિ આકર્ષક થઇ પડયાં હતાં. વડોદરા રાજ્યના દિવાન સાહેબ મનુભાઇ નંદશંકર મહેતાના બહેન સુલોચના બહેને અત્રેના સ્ત્રી વર્ગ સમક્ષ બે બોધદાયક ભાષણો કરી અત્રેના સ્ત્રી વર્ગમાં ઉત્સાહ અને જાગૃતિ પ્રગટાવ્યા હતાં. 'ભારૂચી.'

## અમદાવાદ.

અત્રેની નવી મ્યુનિસિપલ બોર્ડની ગઇ તા. ૧ લી એપ્રીલે મળેલી સભામાં રા. ખા. રમણભાઇ મહિપતરામને પ્રમુખ તરીકે સર્વાનુમતે ચુંટી કાઢવામાં આવ્યા છે અને ઉપપ્રમુખ તરીકે મી. મૂળચંદ આશારામ વધુ મતે ચુંટાયા છે, મેનેજીંગ કમીટીના પ્રમુખ તરીકે વલ્લવભાઇ ઝ. પટેલ ને સેનીટરી કમીટીના ચેરમેન તરીકે ખા. ખા. નાણાવટી અને સ્કુલ કમીટીના ચેરમેન તરીકે મી. ફીરોઝશા કારંજવાળા ચુંટાયા છે.

**નવી મ્યુ. બોર્ડના પ્રમુખ**

ગુજરાત સભાની વાર્ષિક સભામાં મહાત્મા ગાંધીને નવા વર્ષ માટે પ્રમુખ અને રા. ગણેશ વાસુદેવ માવળંકર, રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકને સેક્રેટરીઓ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા છે; તથા મી. અચરતલાલ ચુનીલાલ શેઠને ખજાનચી નીમવામાં આવ્યા છે. નવી મેનેજીંગ કમીટીમાં શહેરના કેટલાક શેઠીયાઓ અને આગેવાનોનો સમાવેશ થાય છે.

**ગુજરાત સભા.**

તા. ૬ ઠ્ઠી એપ્રીલને રવિવારે અત્રે કાળા કાયદા સામેની ગમગીની દર્શાવવા માટે ઉપવાસનો દિવસ પાળવામાં આવ્યો હતો. ગતાંકમાં તે દિવસે થયેલા ઠરાવો પ્રકટ થઇ ગયા છે. એ દિવસે શાંતિ ભરેલું એક સરઘસ શહેરમાં કાઢવામાં આવ્યું હતું અને તેમાં હજારો લોકોએ ભાગ લીધો હતો. તે દિને કાંઇ તોફાન થયુ ન હતું. સાંજના નદીના રેતાળ કિનારા ઉપર મળેલી સભામાં આગેવાનોએ ભાષણો કર્યાં હતાં.

**તા. ૬ ઠી એપ્રીલનો દિવસ**

તા. ૧૦ મી એપ્રીલનો દિવસ અમદાવાદ માટે આપત્તિકારક દિવસ તરીકે પસાર થયો હતો. મહાત્મા મોહનદાસ ગાંધીને દિલ્હીમાં પ્રવેશ કરવાનો અને મુંબાઇ ઇલાકામાં જ રહેવાનો હિન્દી સરકારે હુકમ કર્યો અને તે મહાત્માએ તે હુકમ નહીં પાળવા જણાવી દિલ્હી જવા ધાર્યું તેથી તેમને કેદ કરવામાં આવ્યા-આ સમાચાર અમદાવાદમાં દિવસના ૯ વાગે ફેલાતાં હડતાલ પડી. પ્રેમ દરવાજા આગળ કેટલાક મીલમજુરોએ ગવર્નમેંટ ફીમરી મોટર લોરીમાં બેસીને જતા બે યુરોપીઓને મોટરમાંથી ઉતરી જવા જણાવ્યાથી કાંઇક આનાકાની થતાં તેમનાપર પથરા નાંખવામાં આવ્યા. એ અંગ્રેજો પહેલા પોલીસ ચોકીમાં અને પછી થોડા અંગત જોખમે આટા મીલમાં ગયા. તેથી તોફાનીઓએ મીલનો કેટલોક સામાન બ્હાર સળગાવ્યો અને તેપર ખુબ પથરા માર્યા. રમખાણ વધી જવાને પરિણામે પોલિસનાં માણસોએ ગોળીબાર કર્યો અને દશ માણસ ઘાયલ થયા અને એક પોલીસનો માણસ મરણ પામ્યો. આ દરમ્યાન સત્યાગ્રહી સ્વયંસેવકોએ લોકોને તોફાન કરતા અટકાવવાને મહેનત કરી હતી. સાંજના નદી કિનારે મળેલી મોટી સભામાં રા. વલ્લવભાઇ પટેલ, રા. ઇન્દુલાલ યાજ્ઞિક, સૌ. કસ્તુરબા ગાંધી, મી છગનલાલ ગાંધી, રા. જીવણરાય બેરિસ્ટર વગેરેએ ભાષણો કરીને લોકોને તોફાનથી દૂર રહેવા અને ગાંધીજીના નામને કલંક નહીં લગાડવા ખાસ વિનંતિ કરી હતી. ગાંધીજીએ પોતાના પકડાવાના સંબંધમાં એક સંદેશો બહાર પાડી કોઇની સામે

**તા. ૧૦ મીની હડતાલ.**

અત્યાચાર નહીં કરવા તથા સહનશીલતા રાખવા પ્રજાને બોધ આપ્યો હતો તે સભામાં વાંચવામાં આવ્યો હતો. ભાષણ કરનારાઓએ પ્રેમ દરવાજા આગળ આટા મીલ પાસે થયેલાં તોફાનને નામોશી ભરેલાં જણાવીને લોકોને કામ ધંધો શરૂકરવા તથા બીજા દિવસે હડતાલ ખોલી નાંખવા ખાસ સલાહ આપી હતી.

પરન્તુ કમનસિબે શુક્રવારે હડતાલ ચાલુ રહી અને પોલિસ ચોકીઓ, શહેરના દરવાજા, સરકારી મકાનો વગેરે બાળવાના, બે માજીસ્ટ્રેટોનાં મકાન લૂંટવાના, એક પોલિસ સારજંટનુ હૃદયભેદક રીતે ખૂન કરવાના—એવા અનેક દુઃખદાયક અને નામોશી ભરેલા બનાવ ઉશ્કેરાયલા લોકટોળાએ કર્યા. એ સર્વ વિગત દૈનિક તથા સાપ્તાહિક પત્રોમાં આવી ગઇ છે. આ સંબંધમાં ખાસ લખવાનુ એટલુંજ કે—સત્યાગ્રહી સ્વયંસેવકોએ લોકોને વારંવાર ટોપીઓ ઉતારીને, તોફાનથી દૂર રહેવા સમજાવ્યા હતા; પણ તેઓનુ સમજાવવું નિરર્થક નિવડયું હતું.

**લશ્કરી કાયદો.**

શનિવાર તા. ૧૨ મીએ બપોર પાછી અમદાવાદ બ્રિગેડના કમાન્ડિંગ ઑફિસરે અશાન્તિ વધેલી જોઇને લશ્કરી કાયદો જાહેર કર્યો હતો. આ કાયદો સોમવારે બપોરે તા. ૧૪ મીએ પાછો ખેંચી લેવામાં આવ્યો હતો.

**ગાંધીજીનું આગમન.**

મ. ગાંધીજી રવિવાર તા. ૧૩ મીએ સવારે મેલમાં અત્રે આવી પહોંચ્યા હતા અને તે પછી તેમણે હસ્તપત્રિકાઓ બહાર પાડી લોકોને સોમવારે સાંજે ૪ વાગે સત્યાગ્રહ આશ્રમમાં આવવા અને લશ્કરી કાયદો કેમ દૂર થાય તે માટેની ચાવી બતાવવા જણાવ્યું હતું.

**તા. ૧૪ મીની સત્યાગ્રહાશ્રમની જાહેર સભા.**

તા. ૧૪ મીને સોમવારે સત્યાગ્રહાશ્રમમાં એક મોટી સભા મળી હતી, જેમાં મહાત્મા ગાંધીએ એક વ્યાખ્યાન આપી અમદાવાદમાં બનેલા શરમિંદગી ભરેલા બનાવો માટે લોકોને ઠપકો આપ્યો હતો તેમણે એ પ્રસંગે આપેલા ભાષણની હજારો નકલો વહેંચાઇ હતી. તે પછી શાંતિ ફેલાઇ હતી.

**જાહેર ભાષણોની મનાઇ.**

અત્રેના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ મી. ચેટફિલ્ડે તા. ૨૦ મી એપ્રિલથી તા. ૫ મી મે સુધી ડીસ્ટ્રીક્ટ પોલિસ એક્ટની કલમ ૪૨ મી મુજબ અમદાવાદ અને તેની નજીકનાં ગામોમાં જાહેર ભાષણો કરવાની બંધી કરી હતી.

**સત્યાગ્રહની હીલચાલ મુલતવી.**

રૌલેટ કાયદા સામે એપ્રિલની શરૂઆતમાં સત્યાગ્રહ શરૂ થયો હતો અને એ સત્યાગ્રહ માટે પ્રથમ પદ્ધતિ સરકારે મનાઇ કરેલાં પુસ્તકો વેચવાની અને બીજી પ્રેસ એક્ટ મુજબ વર્તમાનપત્રનું ડેકલેરેશન નહીં કરાવીને તે પ્રકટ કરવાની હતી. પ્રથમ પદ્ધતિમાં અત્રે "હિંદ સ્વરાજ" નામે મ. ગાંધીજીની ચોપડી કે જે સરકારે જપ્ત કરેલી હતી (પણ પાછળથી એ ચોપડી આ દેશમાં છાપી શકાય છે, એમ મહાત્મા ગાંધીએજ તા. ૧૪ મીના પોતાના ભાષણમાં જાહેર કરેલું છે) તે ચોપડી સત્યાગ્રહ પ્રતિજ્ઞામાં સહી

કરનારા કેટલાક આગેવાન સભાસદોએ શહેરમાં વહેંચી હતી, અને બીજી પદ્ધતિમાં મી. વલ્લભભાઇ બારિસ્ટરે સત્યાગ્રહ અખબારની હસ્તલિખિત નકલો ડેક્લેરેશન વિના પ્રકટ કરી હતી. આ લડત મ. ગાંધીજીના આદેશ મુજબ હતી પરન્તુ તા. ૧૮ મી. એપ્રિલે અનેક સંજોગોનો વિચાર કરીને સત્યાગ્રહની લડત મુલતવી રાખવાનો ઠરાવ બહાર પાડયાથી અત્રે પણ તે લડત મુલતવી રખાઇ હતી.

**ગુજરાત સભા ઇન્ફ્લુએન્ઝા રિલિફ કમિટી.** આ કમિટીએ ઉઘાડેલા ફંડમાં તા. ૭ મી નવેંબર ૧૯૧૮ થી તા. ૧૫ મી એપ્રિલ ૧૯૧૯ સુધીમાં આવેલાં નાણાંનો હિસાબ પ્રકટ કર્યો છે, જે મુજબ કુલ્લ રૂ. ૩૯૭૬૦-૧૧-૯ની આવક આ ફંડમાં થઇ છે.

**કમિશનર મી. પ્રાટે બોલાવેલી સભા.** કમિશનર મી. પ્રાટે તા. ૨૩ મીને બુધવારે અત્રેના પ્રેમાભાઇ હોલમાં અત્રેની મ્યુનિસિપાલિટી, જીલ્લા લોકલબોર્ડ, મીલમાલેકોની મંડળી, અંજુમને ઇસ્લામ અને સ્થાનિક વકીલ મંડળના સભાસદોને બોલાવીને તેઓ સમક્ષ એક ભાષણ કર્યું હતું જેમાં અમદાવાદની અશાન્તિ સબંધમાં ગુનેગારોને પકડવામાં સૌ હાજર રહેલાઓની મદદ માગી હતી. જૂદા જૂદા મંડળ તરફથી એ અશાન્તિ માટે અત્યંત ખેદ જાહેર કરવામાં આવ્યો હતો અને સરકારને મદદ આપવા સૌ તૈયાર છે, એવા સામાન્ય ઉદ્દગારો કાઢવામાં આવ્યા હતા.

**જખમી થયલાંઓ માટે ફંડ.** અમદાવાદનાં તોફાનોના સબંધમાં જખ્મી થયલાંઓને અને માર્યા ગયલા માણસોના કુટુમ્બને મદદ કરવા માટે મ. ગાંધીજીએ એ ફંડ ઉઘાડેલું છે. તેમાં આશરે રૂ. ૭૦૦૦) ભરાયા છે અને આશરે ૭૫ માણસોને મદદ આપવામાં આવી છે.

**મીસીસ બિસેંટની વલણ પ્રત્યે નાપસંદગી.** અમદાવાદ હોમરૂલ લીગની સ્ત્રીઓની શાખાની કારોબારી કાઉન્સિલની સભાએ નીચેનો ઠરાવ પસાર કર્યો હતો:—"અમદાવાદની હોમરૂલ લીગની સ્ત્રીઓની શાખાની કાઉન્સિલ એવો ઠરાવ કરે છે કે, મીસીસ એનીબિસંટે રોલેટ કાયદા વિષે અને એના સંબધી ચળવળ વિષે જે વલણ ધારણ કર્યું છે તેને નાપસંદ કરે છે અને જાહેર કરે છે કે, સદહું કાયદાના સંબધમાં તેમણે જે ઉદ્દગાર કાઢયા છે, તે હોમરૂલ લીગની સંસ્થાના મોટા ભાગના સભાસદોના મત વિરૂદ્ધ છે અને તે જાહેરમાં સદંતર રીતે પાછા ખેંચી લેવા ભલામણ કરે છે." આ ઠરાવ મીસીસ બિસંટ ઉપર મોકલી આપતાં તેણે "ન્યુ ઇંડીઆ"માં પ્રકટ કરી પોતાના ઉદ્દગારો પાછળ ખેંચી લેવા ના પાડી હતી.

D. H.

# ખાતાંના વિભાગ વિષે કમિટીના રિપોર્ટ.

વાંચકોને યાદ હશે કે હિન્દી અને પ્રાંતિક સરકાર વચ્ચે હાલના કરતાં ખાતાંની વધારે ચોખ્ખી વહેંચણી કરવાની અને પ્રાંતિક સરકારની બે પાંખરૂપ કારોબારી કાઉન્સીલ અને પ્રજાકીય પ્રધાનો વચ્ચે તમામ પ્રાંતિક ખાતાંની વહેંચણી કરવાની દરખાસ્ત મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડની સુધારાની યોજનામાં કરવામાં આવી છે. આ ખાતાની વિગતવાર વહેંચણી કરવાનુ કામ અમલદારો અને બિન અમલદાર હિન્દીઓની એક કમિટી નીમી તેને સોંપવાની સૂચના તે રિપોર્ટમાં કરવામાં આવી હતી અને તેની સાથે આ બીજા વિભાગના કેટલાક સિદ્ધાંતો તથા નમુના રૂપ ખાતાંની યાદીયો સૂચવવામા આવ્યાં હતાં. તે જ પ્રમાણે હિન્દી ધારાસભા અને કાઉન્સીલ ઑફ સ્ટેટ તથા પ્રાંતિક ધારાસભાઓના બંધારણ અને ચુંટણીમાં ભાગ લેનારના અધિકાર વિષે વિગતવાર સૂચનાઓ કરવાને તેવા જ પ્રકારની કમીટી નીમવાની દરખાસ્ત રીપોર્ટમાં કરવામાં આવી હતી રીપોર્ટ બહાર પડયા પછી આ કમીટીઓ નીમવામાં વાર થઇ તેથી સુધારાના ભવિષ્ય વિષે ઘણી ચિંતા થઇ હતી. કમીટીઓ ગયા વર્ષની આખરમાં નીમવામાં આવી ત્યારે તે પર બાબુ બેનરજી અને ના. શ્રીનિવાસ શાસ્ત્રી, સર ચીમનલાલ સેતલવાડ અને ડૉ. તેજ બહાદુર સપ્રુને નીમવામાં આવ્યા પણ કોંગ્રેસ અને મુસ્લીમ લીગના આગેવાનો પૈકી કોઇને નીમવામાં ન આવ્યા. તેમજ સાક્ષીઓની તપાસ ખાનગીમાં કરવાની હતી તેથી કેટલીક ટીકા કરવામાં આવી હતી, અને લડાઇ પૂરી થયા પછી આટલા વખત સુધી આ કમીટીઓના રીપોર્ટ પ્રકટ કરવામાં ન આવ્યા અને દરમ્યાન સુધારાની વિરુદ્ધ વિલાયતમાં અને અહીંઆં ખુબ ચળવળ ચાલી રહી હતી તેથી તે વિષે કંઇક નિરાશા વધતી જતી હતી. હવે આ કમીટીઓના રીપોર્ટ બહાર પડયા છે અને તેની સૂચનાઓ એકંદર ઉદાર અને વ્યવહારૂ છે એ જોઇને એકંદર સંતોષ ફેલાયો છે. આવતા માસમાં સુધારા વિષે બીલ પાર્લામેન્ટમાં રજુ થવાનું છે અને આપણા કેટલાક સારામાં સારા આગેવાનો વિલાયત ગયા છે, એથી તે વિષે આપણી આતુરતા વધી છે.

આ કમીટીઓના રીપોર્ટનું વજન ઘણુ મોટું આંકવું જોઇએ. સુધારા વિષે રીપોર્ટમાં તેના પાયા ધરવામાં આવ્યા છે. પણ આખી ઇમારત રચવાનુ કામ આ કમીટીઓને સોંપવામાં આવ્યુ હતું. કયાં ખાતાં પ્રાંતોને અને પ્રધાનોને સોંપાશે અને નવી ધારાસભામાં પ્રજાકીય સભાસદોની કેટલી વધુમતિ હશે અને તેઓ કેવી રીતે ચુંટાશે તેનો આધાર ઘણે અંશે આ કમીટીઓ ઉપર રહ્યો છે. આ કમીટીઓ અનિષ્ટ સૂચનાઓ કરી આખી યોજનાને ધૂળ કરી શકત. હિન્દી સરકારને આ કામ સોંપવામાં આવ્યું હોત તો તે સુધારાનું કેવું સત્યાનાશ વાળી નાંખત તે તેના ખરીતા ઉપરથી જોઇ શકાય છે. આ ઉપરથી આ કાર્ય કમીટીઓને સોંપવામાં મી. મોન્ટેગ્યુએ કેટલું ડહાપણ વાપર્યું તે કળી શકાય છે. આ વિષયની અગત્ય ધ્યાનમાં લઇને આપણે ખાતાના વિભાગ વિષે કમીટીની સૂચનાઓ અને તે વિષે હિન્દી સરકારની ટીકા વિચારીશું.

હિન્દી અને પ્રાંતિક ખાતાનો વિભાગ પહેલો જોઇશું. કમીટીએ તમામ ખાતાઓની યાદીઓ સરકાર પાસે માગી હતી એટલે તેણે કયાં ખાતાં હિન્દી અને કયા ખાતાં પ્રાંતિક રાખવાં જોઇએ તેની વિગતવાર લાંબી યાદીઓ આપી છે. બન્ને સરકારનાં મુખ્ય ખાતાં નીચે રજુ કર્યાં છેઃ—

### હિન્દી.

નૌકા લશ્કર અને વિમાન સંબંધી.
પરદેશ અને દેશી રાજ્યો સાથે સંબંધ.
લશ્કરી મહત્વના રેલ્વે રસ્તા પુલ.
તાર અને ટપાલ.
નાણાં અને ચલણી ખાતું.
હિન્દી સરકારનાં મહેસુલી ખાતાં.
મીલકત, દિવાની હક વગેરેનો કાયદો.
વેપાર, વહાણુ અને મોટા બંદરો.
ફોજદારી કાયદો.
પોલીસ અને રેલ્વે પોલીસ, હથિયારનું ધારણ અને ઉપયોગ.
વિજ્ઞાન અને હુન્નરના શોધખોળની સંસ્થાઓ.
ખ્રીસ્તી ધર્મનું ખાતું.
સમસ્ત હિન્દની ઉંચા પગારની નોકરીઓ.

### પ્રાંતિક.

સ્થાનિક સ્વરાજ્ય.
તબીબી ખાતાનો વહીવટ અને કેળવણી.
આરોગ્ય કેળવણી (કેટલાક અપવાદ).
પ્રાંતિક સરકારનાં મકાનો.
લશ્કરી અગત્યનાં ન હોય એવા રસ્તા પુલ વગેરે
ન્હાની રેલ્વે.
નહેર ખાતું.
જમીન મહેસુલનો વહીવટ
ખેતી.
ઢોરનાં દવાખાનાં
સહકારી મંડળીઓ.
જંગલ ખાતું.
આબકારી ખાતુ.
ન્યાય ખાતું.
ઉદ્યોગનો વિકાસ.
પોલીસ, કેદખાનાં વગેરે.
છાપખાના અને વર્તમાનપત્રોનો અંકુશ.

હિન્દી સરકારને હસ્તક જે ખાતાં રહેશે તે માટે તેઓ હિન્દી વજીર અને પાર્લામેન્ટને જવાબદાર રહેશે. અર્થાત તેમાંનાં કોઇ પણ પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં આવશે નહિ. કોંગ્રેસે પ્રાંતિકની માફક હિન્દી સરકારના ખાતાંનો વિભાગ કરી તેઓમાંનાં કેટલાંક પ્રજાકીય પ્રધાનોને અને ધારાસભાને સોંપવાની માગણી કરી હતી. પણ તે વિષે આ કમીટીને કંઇ પણ સૂચના કરવામાં આવી ન હતી અને હવે તેના રીપોર્ટમાં સ્વાભાવિક રીતે કંઇ પણ ચોક્કસ સૂચનાઓ કરવામાં આવેલી નહિ હોવાથી તે માટે ભાગ્યે જ કંઇ પણ આશા રાખી શકાય.

## હિન્દી સરકારનો અંકુશ.

હાલ ૧૯૧૫ ના હિન્દી સરકારના કાયદાની ૪૫ મી કલમની રૂએ પ્રાંતિક સરકાર તમામ બાબતોમાં હિન્દી સરકારને અધિન છે. હવે સુધારાની યોજનાનો મુખ્ય સિદ્ધાંત એ છે કે પ્રાંતિક સરકારનાં ખાતાં હિન્દી સરકારથી જુદાં પાડવાં જોઇએ એટલું જ નહીં પણ તેના વહીવટમાં તેને બને તેટલી પૂરી સ્વતંત્રતા આપવી પ્રાંતિક સરકારના હાથ નીચે હવે બે પ્રકારનાં ખાતાં હશેઃ (૧) કેટલાંક હાલની માફક રચાયલી કારોબારી

સભાના હાથમાં મુકાશે, અને (૨) બીજાં કેટલાંક પ્રજાકીય પ્રધાનોને હસ્તક થશે. સ્વાભાવિક રીતે આ બે પ્રકારના ખાતાં પરત્વે હિન્દી સરકારના અંકુશમાં ફેર રહેશે. પ્રથમ પ્રધાનોને સોંપવાનાં ખાતાં લઇએ. કમીટી ભલામણ કરે છે કે આ ખાતાં વિષે બે જ કારણસર હિન્દી સરકાર વચમાં પડી શકે: (૧) હિન્દી સરકારને હસ્તક ખાતાંના રક્ષણ સારૂ અને (૨) બે અથવા વધારે પ્રાંતોને લાગુ પડતા સવાલોમાં—જો તે પ્રાંતો પોતાની મેળે તેનું નિરાકરણ ન કરી શકે તો તે વિષે. હિન્દી સરકાર આમાં બીજાં બે કારણો ઉમેરે છે* જે કમીટીએ બીજા મથાળા નીચે મુક્યાં છે. આ ઉપરથી સ્પષ્ટ રીતે ચોક્કસ કારણો શિવાય અને નીચે કાયદા રચવા વિષે સૂચવેલી વિધિમાં જણાવ્યું છે તે ઉપરાંત સોંપેલા ખાતાંના વહીવટ ઉપર હિન્દી સરકારનો કાંઇ પણ અંકુશ રહેશે નહિ અને તે વિષે ગવર્નર અને પ્રધાનો ધારાસભાને અધિન રહેશે હિન્દી સરકાર ખરી રીતે જણાવે છે કે જે બાબતોમાં હિન્દી સરકારનો અંકુશ જેટલો મર્યાદિત થશે તેટલો હિન્દી વજીર અને પાર્લામેન્ટનો પણ અંકુશ મર્યાદિત થવો જોઇશે. આથી સ્વાભાવિક રીતે આ સૂચનાઓ કબુલ કરતાં પાર્લામેન્ટ પોતાની સત્તા ઉપર પણ મર્યાદા મુકશે. આવી મર્યાદા મુકી પોતાને બાંધવાનો પાર્લામેન્ટને અધિકાર છે કે નહિ તે બારીક સવાલ રીપોર્ટમાં ચર્ચવામાં આવ્યો છે પણ એ સવાલ સ્વરાજયના સિદ્ધાંતના મૂળમાં રહેલો છે. જે બાબતોમાં અને જેટલે અંશે પ્રજાને અને તેની વતી ધારાસભાને તથા પ્રધાનોને સત્તા આપવામાં આવે તેટલે અંશે હિન્દી વજીર અને પાર્લામેન્ટનો અધિકાર અને જવાબદારી મર્યાદિત થવાં જ જોઇએ

જે ખાતાં કારોબારી કાઉન્સીલને હસ્તક રહેશે તેને વિષે પ્રાંતિક સરકાર ધારાસભાને જવાબદાર નહીં હોવાથી એ સ્વાભાવિક રીતે હિન્દી સરકાર, હિન્દી વજીર અને છેવટે પાર્લામેન્ટને જવાબદાર રહેશે. આથી તેના વહીવટ ઉપર હિન્દી સરકારનો અંકુશ અમર્યાદિત રહે એ સ્વાભાવિક છે. છતાં તે અંકુશમાં પણ ખાતાવાર ફેર પડશે. પ્રાંતિક સરકાર જે ખાતાંનો વહીવટ હિન્દી સરકારની વતી કરશે—દાખલા તરીકે આવક વેરાનો અને કસ્ટમનો—તેના ઉપર તો ઉપલી સરકાર સ્વાભાવિક રીતે પુરેપુરી હકુમત ચલાવશે. બાકીની બાબતોમાં હાલ અંદાજપત્ર સંબંધી હિન્દી સરકારની સત્તાની નીચે તેનો વહીવટી અંકુશ ઢંકાયલો રહે છે, અને હવે પ્રાંતિક સરકારને અંદાજપત્ર ઘડવામાં ઘણી જ વિશાળ સત્તા મળશે તેથી તે અંકુશ ઘટી જશે. અને તે ઉપરાંત જો કે હિન્દી સરકારની સત્તા કાયદાથી બાંધવામાં નહીં આવે તો પણ પ્રાંતિક ધારાસભાના નવા બંધારણ અને નવી સત્તાઓ ધ્યાનમાં લઇને તેનો અમલ કરવો પડશે એ દેખીતું છે.

### પ્રાન્તિક કાયદા.

પ્રાંતિક ખાતાના વહીવટ ઉપર હિન્દી સરકારના અંકુશ વિષે વિચાર કરીને હવે

* (૧) બધા પ્રાંતોને માટે એક જ પ્રકારનો કાયદો કરવાથી લાભ જણાય તો તે માટે અને (૨) ઉંચી નોકરીઓનું હિત સાચવવા માટે.

આપણું પ્રાન્તિક સરકાર અને ધારાસભાની કાયદા ઘડવાની સત્તા ઉપર હિન્દી સરકાર શી મર્યાદા મુકી શકે તે જોઇએ. કમીટીનું પહેલું સૂત્ર એ છે કે જે પ્રાંતિક ખાતાં વિષે કાયદા ઘડવાની સત્તા હિન્દી સરકારને સોંપવામાં આવી છે તે શિવાયના તમામ સ્વાધીન અને સોંપેલા-ખાતાં વિષે પહેલેથી હિંદી સરકારની મંજુરી લીધા શિવાય કાયદા ઘડવાની સત્તા પ્રાંતોને મળવી જોઇએ. હવે સ્વાધીન ખાતાં વિષે તો હિન્દી સરકારની વહીવટી સત્તા કાયમ રહેશે, એટલે તેમાંનાં કેટલાંક વિષે તેને કાયદા ઘડવાની સત્તા રહે એમાં કાંઈ વાંધો ન હોઇ શકે. પણ કમીટીની સૂચના મુજબ કેટલાંક એવાં ખાતાં પ્રધાનોને સોંપાય કે જે વિષે કાયદા હિન્દી સરકાર જ ઘડી શકે. આ મતથી જુદી પડીને હિન્દી સરકાર જણાવે છે કે જે ખાતાં પ્રધાનોને સોંપવામાં આવે તેમાંના કોઇ વિષે પણ હિન્દી સરકારને કાયદા ઘડવાની સત્તા ન હોવી જોઇએ. અમને આ વિચાર બહુ જ વ્યાજબી અને સગવડ ભરેલો લાગે છે એટલું જ નહિ પણ સ્વરાજ્યના સિદ્ધાંતની ખીલાવટને માટે ખાસ જરૂરનો લાગે છે. એક પાસ હિંદી સરકાર પર એવા કાયદા ઘડવાની જવાબદારી નહિ મુકવી જોઇએ કે જેના અમલ પર તે કાંઇ પણ અંકુશ ન રાખી શકે. બીજી પાસ પ્રધાનને સોંપાયલા જે ખાતાં વિષે હિન્દી સરકાર જ કાયદા ઘડી શકે, તે વિષે પ્રધાનને પરતંત્રતા લાગે ને રસ ના પડે. આવા સંજોગોમાં હિંદી સરકાર અને પ્રધાનો વચ્ચે એક રાગ ન સચવાય અને બેમાંથી એકેનો હેતુ ન સરે. તેથી પ્રધાનોને સોંપવાનાં સૌ ખાતાં વિષે તેમને જ ધારાસભા આગળ કાયદા રજુ કરવાનો હક્ક હોવો જોઇએ એ સૂચના સુધારાના બીલમાં દાખલ કરવામાં આવે એ જરૂરનું છે.

હિન્દી સરકાર વિષે હાલના કાયદાની કલમ ૭૯ (૯) માં પ્રાંતિક ધારાસભાની સત્તા ઉપર જે અંકુશ મુકવામાં આવ્યા છે તે-કમીટી કબુલ રાખે છે. તે ઉપરાંત જે કાયદો ગવર્નર-જનરલ ઇન-કાઉન્સીલને કાયદાથી સોંપવામાં આવેલી સત્તા સાથે સંબંધ ધરાવતો હોય અથવા આખા હિંદુસ્થાનને લાગુ પડતા અમુક કાયદાની કલમમાં સુધારો સૂચવતો હોય તે ધારાસભામાં દાખલ કરતાં પહેલાં હિંદી સરકારની મંજુરી લેવી જોઇએ. આ ઉપરાંત કમીટી સૂચવે છે કે કેટલીક જાતના કાયદાઓ પહેલેથી ગવર્નર જનરલની મંજુરી માટે મોકલવાની ગવર્નરને ફરજ હોવી જોઇએ અને બીજી કેટલીક બાબતોમાં પહેલેથી તેવી જ મંજુરી લેવાની ગવર્નરને ઐચ્છિક સત્તા હોવી જોઇએ. હિંદી સરકાર સૂચવે છે કે કોઇ પણ કાયદો ગવર્નર જનરલને મંજુરી માટે મોકલવાની ગવર્નરની ફરજ ન હોવી જોઇએ અને તેને બદલે કોઇ પણ કાયદા વિષે આવી મંજુરી મેળવવાની સત્તા ગવર્નરને હોવી જોઇએ તેમજ સૂચનાપત્રમાં આ અધિકારના અમલ વિષે સૂચનાઓ કરવી જોઇએ. હિંદી સરકારની આ સૂચના અમને ઘણી જ વાંધાભરેલી લાગે છે અને અમે કમિટીની દરખાસ્તને ટેકો આપીએ છીએ. જો હિંદી સરકારની સૂચનાને અનુસરવામાં આવે તો ગવર્નર સ્વાધીન અથવા સોંપેલા કોઇપણ ખાતા વિષે કાયદાને અટકાવીને સીમલા મોકલી આપે અને આથી કરીને કાયદા ઘડવાની પ્રાન્તોની સત્તાને ગંભીર હાની પહોંચાડી શકે. ખરેખર આવી વિશાળ સત્તા પ્રાન્તિક સ્વતંત્રતાના મૂળ સિદ્ધાંતની ઉચ્છેદક છે. નવા

ધારણમાં ગવર્નરને જે ઘણી સત્તાઓ આપવામાં આવનાર છે તેની સાથે આવી વિશાળ સત્તા તેને મળે તો તે ભયંકર આપખુદી ચલાવી શકે તેથી કમીટીની સૂચના મુજબ-ગવર્નરને પોતાની અંગત જવાબદારીની અથવા આખા હિંદુસ્થાનને લાગુ પડતી અથવા, બીજા પ્રાન્તના હિત સાથે સંબંધ ધરાવતી—એવી ચોક્કસ બાબતો વિષે જ કાયદાઓ ગવર્નર-જનરલની મંજુરી માટે મોકલવાની સત્તા આપવી જોઇએ. ઉપરાંત કોઇ પણ વર્ગના ધર્મ અને રીતરીવાજો, યુનીવર્સીટી અને સ્વાધીન અને સોંપેલાં ખાતાંઓ વચ્ચેની સીમાને લાગુ પડતા કાયદાઓ ગવર્નર-જનરલની મંજુરી માટે મોકલવાની ફરજ પણ ગવર્નરને શિર હોવી જોઇએ.

કમીટીની સૂચનાઓ ઉપરાંત હિંદી સરકાર પોતાના ખરીતામાં બે ખાસ સૂચનાઓ કરે છે. એક તો એ કે સ્વાધીન વિષય સંબંધી કાંઇ નવો કાયદો રજુ કરવામાં આવે તે વિષે વિચાર કરતાં તે ખાતાના વહીવટના જે સામાન્ય સિદ્ધાંતો હિંદી સરકાર અથવા હિંદી વજીરે ઘડયા હોય તે તરફ ગવર્નરે પૂરતું ધ્યાન આપવું. હિંદી સરકાર એવી ધાસ્તી બતાવે છે કે ઘણાં મહત્વનાં ખાતાં અત્યાર સુધીમાં જે મૂળ સિદ્ધાંતોને અનુસરીને ચલાવવામાં આવ્યાં છે, તેનો ભવિષ્યમાં લોપ ન થાય અને તેની સાથે એવા સિદ્ધાંતની વિરૂદ્ધ કાયદો પ્રાન્તિક ધારાસભામાં પસાર થાય તે પછી તેને નામંજુર કરવાની ફરજ ગવર્નર-જનરલને માથે ના આવે તે માટે આ સૂચનાની ખાસ જરૂર છે. અમે આ સૂચનાની સામે સખત વાંધો ઉઠાવીએ છીએ. ઉપર સૂચવેલી કલમ, ૭૯ (૩) માં જે કારણો રજુ કરવામાં આવ્યાં છે અને તે ઉપરાંતની જે બીજી ચોક્કસ બાબતો વિષે કમીટીએ સૂચના કરી છે તે શિવાયની બીજી કોઈ પણ બાબતમાં હિંદી સરકારની મંજુરી કદી પણ ના જ લેવી જોઇએ. હિંદી સરકારે જે ઉદાહરણ ટાંકયું છે તે આપણી દલીલને પુરવાર કરે છે. તેમના મત પ્રમાણે જમીન મહેસુલની વધઘટને કાયદાનો અને ન્યાયાસનના ચુકાદાનો વિષય બનાવવો એ અત્યાર સુધીની સરકારી પદ્ધતિથી વિપરીત છે. તેથી આ ધોરણપર કાયદો રજુ કરવાની હિંમત ધારાસભાનો કોઇ સભાસદ કરે તો ગવર્નર હિંદી સરકારની મંજુરી માટે મોકલી આપી શકે. અને તે સરકાર તે નામંજુર કરે એટલે ધારાસભાને તે વિષે પોતાનો ચોક્કસ મત રજુ કરવાની તક પણ ના મળે. અલબત્ત સેક્રેટરીએટના એક ખુણામાં પહેલેથી જ બીલને દાબી દેવું એ ધારાસભામાં તે પસાર થયા પછી તેને નામંજુર કરવા કરતાં વધારે સહેલું કામ છે. પણ નવા તંત્રમાં પણ ગવર્નરના એક આપખુદ પગલાથી ધારાસભાને કોઈ ખાતુ ચલાવવાના નવા સિદ્ધાંતો વિષે પોતાનો મત રજુ કરવાની પણ તક ના મળે એ તદ્દન જ અયોગ્ય કહેવાય.

હિંદી સરકારની બીજી સૂચના પણ આથી વધારે સારી નથી. તે સૂચવે છે કે અત્યાર સુધીના કાયદાની રચના અને લેખનપદ્ધતિનું ઉંચું ધોરણ જાળવવા માટે તેમજ કોઇ ધારો ઘડવા ઇચ્છનાર ધારાસભાને તે વિષે બરાબર સત્તા છે કે નહિ તે વિષે સલાહ આપવાને આખા હિંદુસ્થાન માટે કાયદા ઘડવાની ઓફીસ રચવી. આ ઓફીસને બધા કાયદા ધારાસભામાં દાખલ કરતાં પહેલાં મોકલી આપવામાં આવે અને તેનો હેતુ સરે એવા સુધારા વધારા કરીને તે પાછું મોકલે તેમજ તે

પસાર કરવાની સત્તા વિષે સલાહ આપે. આ ઓફીસ હિંદી સરકારની હકુમત નીચે ના રહે, નેથી તે પ્રાન્તિક સરકારને અંકુશરૂપ થયા શિવાય ઘણીજ મદદ આપી શકે એમ જણાવ્યું છે. અમને લાગે છે કે દરેક પ્રાન્તની સેક્રેટરીએટમાં એવા હોંશીઆર માણસ રાખવા જોઇએ કે જેઓ આ ઓફીસનું કામ બરાબર કરી શકે. દેખીતી રીતે આવી ઓફીસમાં થઇને દરેક કાયદાને પસાર કરવાનો હોય તો પ્રાન્તિક કાયદાનું તંત્ર હાલના જેવીજ રગસીઆ ગાડાની ગતિથી ચાલે. વળી અમને એવો પણ ભય છે કે સલાહ આપવાને નામે આ ઓફીસ ધીમે ધીમે અંકુશ પણ મુકી શકે અને તેથી પ્રાન્તિક સ્વતંત્રતા ઉપર અનાયાસે ઘા વાગે. આથી આવી ઓફીસ નિરર્થક અને હાનીકારક નીવડે.

### તપાસ અને સલાહ.

ઉપર મુજબ જે ખાતાંઓ ઉપર હિંદી સરકારને ચોક્કસ અંકુશ આપવામાં આવે તે સિવાયના બીજાં સૌના અને ખાસ કરીને પ્રધાનોને સોંપેલાં ખાતાંના વહીવટની તપાસ કરવાનું અને તેના ઉપર દેખરેખ રાખવાનુ મહાન્ કાર્ય હિંદી સરકાર કરવાને ઇચ્છે છે. હવે સ્વાધીન ખાતા વિષે આવી દેખરેખ અને તપાસનો લાભ પ્રાન્તિક સરકારને આપવા માટે ડીરેક્ટર ઑફ સેન્ટ્રલ ઇન્ટેલીજન્સ અને ડીરેક્ટર જનરલ ઑફ ઇન્ડીઅન મેડીકલ સરવીસીઝ જેવા અમલદારોની ઑફીસો કાયમ રાખવામાં આવે અને તે પ્રાન્તિક વહીવટ ઉપર કાંઇક અંકુશ પણ મુકે એ વિષે આપણે કાંઈ વાંધો ન લઈ શકીએ. પણ પ્રધાનોને સોંપવાનાં ખાતાંઓ વિષે હિંદી સરકારની દરખાસ્તને આપણે બહુ મર્યાદિત સ્વરૂપમાં જ કબુલ કરી શકીએ. મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે પ્રાન્તિક ખાતાના વહીવટની તપાસ કરતાં હિન્દી સરકારે વખતોવખત તેની રાજ્યનીતિ પણ ઘડી છે એટલુંજ નહી પણ તેના અમલ વિષે વખતોવખત તપાસ કરીને તેના ઉપર અણુઘટતો અંકુશ ચલાવ્યો છે. આ ઘણું સ્વાભાવિક છે કે તપાસ અને દેખરેખનું પરિણામ જાણે કે અજાણે થોડા ઘણા અંકુશમાં આવે. આથી ચોક્કીને સર શંકર નાયરે પોતાની જુદી નોંધમાં હિંદી સરકારની આ સૂચના સામે સખત વાંધો ઉઠાવ્યો છે. છતાં કેળવણી કે આરોગ્ય ખાતાના હિંદી સરકારના વડા અધિકારીની ઑફીસ ન જ રાખવી જોઇએ એમ તેમણે જણાવ્યું નથી. અમને લાગે છે કે સોંપેલા ખાતાં વિષે પણ આખા હિંદુસ્તાનમાંથી હકીકત ભેગી કરી તે હાલની માફક રીપોર્ટમાં પ્રકટ કરવાની તેમ જ તે પાર્લામેન્ટમાં રજુ કરવાની જરૂર રહેશે. તેમ જ પાર્લામેન્ટ અને હિંદી વજીરને તે વિષે જોઇતી માહીતી મંગાવવાનો હક રહેશે. એટલે તે ઑફીસો તો કાયમ રાખવી પડશે. પણ એટલું સ્પષ્ટ કરવું જોઇએ કે આ ઑફીસો માત્ર હકીકત ભેગી કરવાને, એક પ્રાન્તની હકીકત બીજાને પુરી પાડવાને અને જ્યારે કાંઈ સલાહ માગવામાં આવે ત્યારે જ તે આપવાને રાખવી જોઇએ. તેને પોતાના ડહાપણની ઉંચી ટોચ ઉપરથી વણમાગી સલાહ વખતોવખત આપવાની કે પ્રાન્તિક ખાતાના અમલપર ઝીણવટથી દેખરેખ રાખવાની કાંઇપણ સત્તા હોવી જોઇએ નહી.

હિંદી અને પ્રાન્તિક સરકારને હસ્તક રાખવાનાં ખાતાંની જે ટીપ કમીટીએ રજુ કરી છે તે વિષે હિંદી સરકારે પોતાના ખરીતામાં બહુ ઓછી ટીકા કરી છે. અહીંઆં

ફક્ત એક જ બાબતનો ઉલ્લેખ કરીશું. કમિટીએ બનારસ હિંદુ યુનિવર્સીટી અને રાજકુમારની કૉલેજો સિવાયનું કેળવણીનુ તમામ ખાતું પ્રાન્તિક સરકારને હસ્તક રાખવાની અને તે પ્રધાનોને સોંપવાની દરખાસ્તે કરી છે; પણ બંગાળમાં કલકત્તા યુનિવર્સીટી અને માધ્યમિક કેળવણી વિષે તમામ અધિકાર હીંદી સરકારને પાંચ વર્ષ માટે સોંપવાની કમીટીએ સૂચના કરી છે. કલકત્તા યુનીવર્સીટીના સુધારા વિષે ભલામણો કરવા માટે હિંદી સરકારે ડૉ. સેડલરના પ્રમુખપણા નીચે કમીશન નીમ્યું હતું તેના રીપોર્ટનો અમલ કરવાને હિંદી સરકારને પાંચ વર્ષનાં અંકુશથી સંતોષ વળતો નથી અને તે એવી માગણી કરે છે કે બાર વર્ષ પછી જે પહેલુ કમીશન નીમવામાં આવે તેની સૂચનાઓ અમલમાં મુકાય ત્યાં સુધી—એટલે આશરે પંદર કે વિશ વર્ષ સુધી—કલકત્તા યુનીવર્સીટી અને તેની સાથે સંકલિત થએલી માધ્યમિક શાળાઓ વિષે તેને ફુલ અખત્યાર હોવો જોઇએ. આ માગણી સત્તાનો ભયંકર લોભ સૂચવે છે, અને બંગાળનું કેળવણી ખાતુ પ્રધાનોને સોંપાય ત્યારે તેના વહીવટ વિષે ગંભીર શંકા સુચવે છે. યુનિવર્સીટી કમિશનનો રીપોર્ટ હાલ હિંદી સરકાર પાસે છે, અને જો સરકાર વધારે વેગથી કામ કરી શકતી હોય તો તે રીપોર્ટ અત્યાર સુધીમાં બહાર પડી ચુકયો હોત. એની સૂચનાનો અમલ કરવાને કાયદો પસાર કરતાં અને યુનિવર્સીટી તથા માધ્યમિક શાળાઓના વહીવટનું નવું ધોરણ દાખલ કરતાં જો હિંદી સરકારને પાંચથી વધારે વર્ષ લાગે તો તે કામ માટે તેની નાલાયકી જ પુરવાર થાય. પણ હિંદી સરકારને તો કાયદો રચી અને ધોરણ ઘડીને પછી વારંવાર તેના પરિણામમાં નજર નાંખવી છે, અને દિન પરદિનના વહીવટ ઉપર પોતાનો અંકુશ રાખવો છે. ખરેખર આખા હિંદુસ્તાનના બીજા બધા પ્રાન્તોમાં જ્યારે ફુલ કેળવણી ખાતું પ્રાન્તિક તો શું પણ પ્રજાકીય બનાવવામાં આવે ત્યારે બંગાળની યુનિવર્સીટી તેમજ અંગ્રેજી શાળાઓ ઉપર કાબુ રાખવાની હિંદી સરકારની માગણીમાં દોઢસો વર્ષથી ઘડાએલો સત્તાનો શોખ કે હિંદુસ્તાનના વધારેમાં વધારે આગળ વધેલા પ્રાન્ત પર બળાત્કારે અંકુશ રાખવાની ઇચ્છા વધારે છે, તે કહેવું મુશ્કેલ છે.

## ગવર્નર અને પ્રધાનો.

સુધારાની યોજના મુજબ પ્રાન્તિક સરકાર બે ભાગમાં વહેંચાશે—કારોબારી સભા જેને હસ્તક સરકારી ખાતાં રહેશે અને પ્રધાનો જેને બાકીના ખાતાં સોંપવામાં આવશે. એટલે સ્વાધીન ખાતા માટે ગવર્નર અને કારોબારી સભા અને બીજા ખાતાં માટે ગવર્નર અને પ્રધાનોની પ્રાન્તિક સરકાર બનશે. બન્ને ખાતાને લાગુ પડતી અને ખાસ કરીને વાર્ષિક અંદાજની બાબતોમાં સરકારના બન્ને અંગ ભેગાં મળીને કામ કરશે, પણ કોઇ પણ ખાતાના વહીવટી સવાલના નિર્ણય માટે તે ચલાવનાર સરકારનું અંગ જ જવાબદાર રહેશે. આથી સ્પષ્ટ રીતે કારોબારી સભાના સભાસદો સોંપાયલાં ખાતાંના વહીવટમાં હાથ ન ઘાલી શકે. પણ તે ખાતાનો વહીવટ ગવર્નર અને પ્રધાનો મળીને કરશે. તેથી તેમના સંબંધનો સવાલ ઘણો જ મહત્વનો ગણાય. સુધારાના રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે ખાસ કારણ સિવાય ગવર્નર પ્રધાનોની સલાહનો

નકાર કરશે નહીં. કમીટી ભલામણ કરે છે કે (૧) સ્વાધીન ખાતાના રક્ષણ સારૂ અને (૨) ખાસ સૂચનાપત્રથી ગવર્નરને માથે જે અંગત જવાબદારી નાંખવામાં આવી હોય તે અદા કરવા સારૂ—આ બે જ કારણસર—ગવર્નર પ્રધાનોની સલાહ વિરૂદ્ધ વર્તી શકે. હિંદી સરકાર એવો સુધારો સુચવે છે કે ઉપર જણાવેલા સંજોગોમાં પ્રધાનોના ખાતામાં ગવર્નર વચમાં પડી શકે. આ બેની વચ્ચે ભેદ ઝીણો છતાં સ્પષ્ટ છે. કમીટીની સૂચના મુજબ પ્રધાનો જ્યારે કોઈ વિષય ઉપર કાંઇ સલાહ આપવા ઇચ્છતા હોય તેનો કાંતો ગવર્નર બીલકુલ નકાર કરી શકે અથવા તેને યોગ્ય લાગે તેવો સુધારો સૂચવી શકે અર્થાત પોતાના વિષય સંબંધમાં પ્રધાનો કાંઇ કરવા માગતા હોય તેમને ગવર્નર અટકાવી શકે. પણ હિંદી સરકારના શબ્દો મુજબ તો ગવર્નર પ્રધાનોને કાંઇ પણ કરતાં અટકાવી શકે એટલું જ નહી પણ પોતાની ખાસ જવાબદારી ધ્યાનમાં લઇને તેને કાંઇ કરવાની જરૂર લાગે તે કરવાની ફરજ તે પ્રધાનોને પાડી શકે. આમ તો ગવર્નર પ્રધાનોનો જુલમગાર ઉપરી બની શકે, એ અસહ્ય છે. માટે ગવર્નરની સત્તાને ઉપર મુજબના ખાસ કારણસર પ્રધાનોની સલાહ વિરૂદ્ધ વર્તવામાં જ મર્યાદિત કરવી જોઇએ.

પ્રધાનોનાં ખાતાં વિષે ગવર્નર અને પ્રધાનો વચ્ચે મતભેદ પડે ત્યારે તેનું કેવી રીત નિરાકરણ કરવું એ સવાલ અતિશય મહત્વનો છે, કારણ કે પ્રધાનોની સ્વતંત્રતા અને તેમના ખાતા વિષે ધારાસભાની છેવટની જવાબદારી અને સત્તા ઉપર યોજનામાં આપેલા સ્વરાજ્યના અંશની સિદ્ધિનો આધાર છે. હવે જ્યારે પ્રધાનો કોઈ બાબત ઉપર પોતાનો અભિપ્રાય ઘણાજ આગ્રહથી ગવર્નર આગળ રજુ કરે ત્યારે તેમને તે બાબતમાં ધારાસભાનો ટેકો છે, એમ માનવાને તેમને કારણ હોય, એ સ્વાભાવિક છે. કદાચ એક કે બીજી રીતે તે બાબત ધારાસભામાં આવી પણ ગઇ હોય તો તેને ધારા સભાનો ટેકો મળ્યા પછી પ્રધાન ગવર્નર આગળ તે રજુ કરે. આમ પ્રધાન અને ધારા સભાના સંયુક્ત વિચારની વિરૂદ્ધ ગવર્નર હોય ત્યારે સ્વાભાવિક રીતે તે કાંતો હિંદી સરકારની સૂચના મુજબ વર્તતો હોય અથવા તો પાછીથી ઉપરી સરકારના અભિપ્રાયથી તેનો હાથ મજબુત થયો હોય. આમ ખુદ સોંપાયલા ખાતા વિષે એક પાસ ધારા સભા અને પ્રધાનો અને બીજી બાજુ ગવર્નર અને હિંદી સરકાર હોય ત્યારે અણીનો પ્રસંગ ઉત્પન્ન થાય છે. આવી સ્થિતિમાં કમીટીની સૂચના એવી છે કે સામાન્ય રીતે તો બીજો પ્રધાન નીમી શકાય એમ લાગે તો જ તેની મારફત ગવર્નર ધારેલું કામ કરાવી શકે. અર્થાત્ જો ધારાસભાનો વિશ્વાસ સંપાદન કરી શકે એવો બીજો પ્રધાન ગવર્નરે ધારેલું કામ કરવાને ન મળી શકે તો તો સામાન્ય રીતે ગવર્નરને પોતાનો મત છોડી દઇને પ્રધાનને નમ્યું આપવું જ જોઇએ. ખાસ તાકીદના પ્રસંગે ગવર્નર, સામે થનાર પ્રધાનને બરતરફ કરી ધારેલું કામ જાતે કરી શકે. પણ તેણે તરતજ બીજા પ્રધાનને નીમવાની ગોઠવણ કરવી જોઇએ. આપણે માની લઇશું કે ગવર્નરને સૂચનાપત્રથી જે ખાસ ફરજ સોંપવામાં આવી છે તે પાળવાને માટે જ તે આવું અંતિમ પગલું ભરે. તે વિષે-પણ સર શંકરન્ નાયર વ્યાજબી રીતે જણાવે છે કે સુધારાની યોજનાની સૂચના મુજબ આવી બાબતમાં ગવર્નરના ચુકાદાને હુકમ તરીકે ગણીને કામ ચલાવવાની નીતિ વધારે ઈષ્ટ છે.

આ સંજોગોને માટે હિંદી સરકાર જે દરખાસ્ત કરે છે તે સ્વરાજ્યના મૂળ

સિદ્ધાન્તથી પુરેપુરી વિરૂદ્ધ છે. તેના મત પ્રમાણે તો મતભેદનાં કારણ નાબુદ થાય ત્યાં સુધી તે ખાતાનો વહીવટ ગવર્નર પોતાને હસ્તક લઈ શકે. વળી પ્રધાન અને ધારા સભાની તકરારી અને બીનજવાબદાર વર્તણુંકની શિક્ષા તરીકે પણ તે ખાતાં પાછાં લેવાની સત્તા તેઓ માગે છે. છેવટે સોંપેલા વિષય પૈકી થોડા અથવા તમામ, કારોબારી સભાને સોંપવાની સત્તા હિંદિ વજીરને આપવાની તેઓ ભલામણ કરે છે. આ ભલામણોની સામે સર શંકરન્ નાયરે જે મજબુત વાંધો ઉઠાવ્યો છે તે માટે તેમનો સૌ હિંદીઓએ આભાર માનવો જોઈએ. તેમણે આખો સવાલ સ્પષ્ટ રીતે રજુ કર્યો છે. સ્વરાજ્યની યોજનાનો હેતુ પ્રાન્તિક સરકારનાં કેટલાંક ખાતાં, સિવીલ સર્વીસના અંકુશમાંથી મુક્ત કરી ધારાસભા અને પ્રધાનોને સોંપવાનો છે તેથી આ સંબંધમાં જે કાંઇ વિધિ યોજવામાં આવે તે આ ધોરણથીજ તપાસવી જોઇશે હવે ગવર્નર કેટલાક પ્રાન્તોમાં સિવીલીઅન હશે અને જ્યાં સિવીલીઅન નહી હોય ત્યાં પણ સિવીલઅનોની મજબુત અસર નીચે તે રહેશે. જ્યારે જ્યારે તે પ્રધાનો અને ધારાસભાની સામે મજબુત ટક્કર ઝીલશે ત્યારે તે સિવીલીઅનોના પુરા ટેકાથી જ એમ કરશે. હિંદી સરકાર પણ પોતાની સત્તા ગવર્નરની મારફત જ ચલાવશે. આવી સ્થિતિમાં ગવર્નરને મરજીમાં આવે ત્યારે પ્રધાનો અને ધારાસભાના મત વિરૂદ્ધ વર્તવાની અને તે માટે પ્રધાનને બરતરફ કરી ગમે તેટલા વખત સુધી તેનું ખાતું પોતાને હસ્તક લેવાની સત્તા આપવી, એ તો પ્રધાનોને ગવર્નરના અને છેવટે સિવીલીઅનોના અને તેમના અચળ કિલ્લારૂપી હિંદી સરકારના-ગુલામ બનાવવા જેવું જ થાય વળી કોઈ વિષયને પ્રધાનોના તાબામાંથી લઇને તે સ્વાધીન કરવાની સત્તા હિંદી વજીરને આપવામાં આવે તો તે સ્વાભાવિક રીતે સિવીલીઅન સરકારની ભલામણથી જ તેમ કરશે. પરિણામે ગવર્નરની સામે થતાં પ્રધાનો અને ધારાસભાને એવી બીક રહેશે કે રખેને તે આખું ખાતું તેમના હાથમાંથી લઇ લેવામાં આવે આનો સ્પષ્ટ અર્થ એવો જ છે કે સ્વાધીન અને સોંપેલા તમામ ખાતાં વિષે છેવટની સત્તા સિવીલીઅન સરકાર રાખવા ઇચ્છે છે, અને પ્રધાનો અને ધારાસભા તેમની ઇચ્છા વિરૂદ્ધ ના વર્તે ત્યાં સુધીજ તેમને તેમના ખાતાની સાથે રમત કરવા દેવા ધારે છે. એમાં સ્વરાજ્ય નથી પણ સ્વરાજ્યની મશ્કરી છે. હિંદી પ્રજાને જે ખાતાં સોંપવામાં આવે તે ખાતાં સાથે ગવર્નરના કબ્જામાં રહીને રમત નથી કરવી પણ કાયદામાં સૂચવેલી ચોક્કસ મર્યાદામાં રહીને સ્વતંત્રપણે અમલ કરવો છે. સૌ હિંદી પ્રજા ઇચ્છશે કે હિંદી સરકારની સૂચનાઓ સુધારાના બીલમાં સહેજ પણ સ્થાન ન પામે.

## અંદાજપત્રની રચના.

હાલ તમામ પ્રાંતનાં અંદાજપત્ર હિંદી સરકારના અંદાજપત્રમાં સમાવવામાં આવે છે અને આખું નાણાંખાતું હિન્દી સરકારને હસ્તક છે તેથી તે સૌ પ્રાંતોની નાણાંની વ્યવસ્થા ઉપર હકુમત અને ઘણો અંકુશ ભોગવે છે. પ્રાંતિક સ્વરાજ્ય, સુધારાની યોજનાનો મૂળ સિદ્ધાંત હોવાથી આ અંકુશ દૂર કરી પ્રાંતિક સરકારને પોતાનાં અંદાજપત્ર રચવાની લગભગ પુરેપુરી સત્તા આપવામાં ન આવે તો માત્ર વહીવટી સત્તા આપવાથી કંઇ અર્થ સરે નહિ. વળી જે ખાતાં પ્રધાનોને સોંપવામાં આવે તેનો વિકાસ કરવાને

તેમને અવકાશ આપવો હોય તો સ્વભાવિક રીતે તેમને કર નાંખી આવક વધારવાની અને તેના ખર્ચની યોજના કરવાની સત્તા તેમને હોવી જોઇએ. આ વિષે મુદ્દાના સવાલ પર આવતા પહેલાં કેટલીક નિર્વિવાદ બાબતો જોઇ લઇશું. હિન્દી સરકાર પણ પ્રાંતિક અંદાજપત્રો પરથી પોતાનો અંકુશ લગભગ પુરેપુરો ઉઠાવી લેવાનું કબુલ કરે છે. જે નાણાની સીલીક પ્રાંતિક સરકારને ખાતે હિન્દી સરકારની તીજોરીમાં હોય તેનો, તે સરકાર કેટલાક જરૂરી નિયમો કરે તેની મર્યાદામાં રહીને ઉપયોગ કરવાની સત્તા પ્રાંતિક સરકારને આપવાનું પણ કબુલ કરવામાં આવે છે. સ્વાધીન અને સોંપેલાં ખાતાને અંગે જે કર નાંખી શકાય તેનું સૂચીપત્ર હિન્દી સરકાર તૈયાર કરે તે પૈકી કર નાખવાની સત્તા પ્રાંતિક સરકારને આપવાની દરખાસ્ત પણ યોગ્ય છે. બન્ને પ્રકારનાં ખાતાંની આવક જાવકનો હિસાબ રાખવાને અને એકંદરે નાણાંના વહીવટ વિષે સલાહ આપવાને એક પ્રાંતિક નાણાંખાતું રાખવાની ભલામણું પણ વ્યાજબી છે. કમીટી ભલામણ કરે છે કે આ નાણાંખાતું કારોબારી સભાને હસ્તક હોવુ જોઇએ, પણ સોંપેલા ખાતાના સંબંધમાં તેનું કાર્ય માત્ર સલાહ આપવાનુંજ હોવું જોઇએ, લોન કાઢવા વિષે પણ કમીટી જે મર્યાદિત સત્તા પ્રાંતિક સરકારને આપવા ઇચ્છે છે તેને હિન્દી સરકાર સામાન્ય રીતે કબુલ રાખે છે. ગવર્નર કારોબારી સત્તા અને પ્રધાનોથી સ્વતંત્ર રહે એવું ઓડીટ ખાતું સ્થાપવાની અને નાણાંના વહિવટ વિષે તેના રીપોર્ટ વખતોવખત ધારાસભા આગળ રજુ કરવાની કમીટીની સૂચના પણ હિન્દી સરકારને કબુલ છે.

સ્વાધીન અને સોંપાયલાં ખાતાં વચ્ચે નાણાંના વહીવટનો સવાલ અને તે ઉપર ધારાસભાના અંકુશના સવાલ વધારે મુશ્કેલ છે. તે વિષે કમીટીની સૂચનાઓ એકંદર સુધારાની યોજનામાં કરવા આવેલી ભલામણોને અનુસરતી છે એટલે તે આપણે પહેલી જોઇશું. તે મુજબ તમામ ખાતાની આવક ભેગી ગણવી ને તેમાં શીલીકમાં જે નાણાં ખરચી શકાય તેમ હોય તે ઉમેરવાં. તેમાંથી પ્રથમ તો હિન્દી સરકારનો ફાળો અને પ્રાંતિક લોનના વ્યાજને અંગે જોઇતી રકમ બાજુએ મુકવી. પછી સ્વાધીનખાતાની રકમ કાઢવી. આ ત્રીજી રકમ અનિશ્ચિત રહે છે તેથી કોંગ્રેસની સૂચનાને અનુસરીને સર શંકર નાયર પોતાની નોંધમાં જણાવે છે કે તે ખાતા માટે છેલ્લે વર્ષે અથવા છેલ્લા ત્રણ વર્ષ દરમ્યાન કાઢવામાં આવેલી રકમ નક્કી કરવી. આમ પ્રાંતની આવકમાંથી આ ત્રણ રકમો બાદ કર્યાં પછી જે રકમ રહે તે પ્રધાનોને સોંપાય અને પોતાના ખાતાને માટે વધારે રકમની જરૂર લાગે તો તે માટે તેઓ કર નાંખી શકે તે હેતુથી કર નાખવાનું ખાતું પ્રધાનોને સોંપવાની ભલામણ કમીટીએ કરી છે. આથી એક પાસ સ્વાધીનખાતા માટે જોઇતાં નાણાં મળી રહેશે અને બીજી પાસ પ્રાંતિક તીજોરીના વહીવટ માટે અને જરૂર પડે તો કર નાખવા માટે પ્રધાનો જવાબદાર બને છે. આખું અંદાજપત્ર પ્રાંતિક સરકારનાં બન્ને અંગો ભેગાં મળીને તૈયાર કરે અને બન્ને પોતાને સુપ્રત કરેલીજ સત્તાઓ અમલમાં મુકે. આમ આખી પ્રાંતિક સરકારનું એક અંદાજપત્ર બને અને તે તૈયાર કરવામાં કારોબારી સભાસદો અને પ્રધાનો ભેગા મળીને કામ કરે. સ્વાધીન ખાતાના ખર્ચના આંકડા પ્રધાનોએ તપાસ્યા હોય તેથી ધારાસભામાં તેની તરફેણમાં વલણ થાય અને કારોબારી સભાસદો પ્રધાનોની નવા કર નાખવાની દરખાસ્તોને ટેકો આપે આ યોજના

એકંદર હિન્દી પ્રજાને ગમી છે. તેને કમીટીએ ટેકો આપ્યો છે એટલે તેના મહાત્મ્ય અને પ્રતિષ્ઠામાં વધારો થયો છે.

આમ જે યોજનાને મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રીપોર્ટ અને ખાતા વિભાગની કમીટીનો રીપોર્ટ એક અવાજે ટેકો આપે છે તેને કેંકી તદન જુદા અને અનિષ્ટ ધોરણપર પોતાની જુદી દરખાસ્ત કરવાનુ હિન્દી સરકારે યોગ્ય ધાર્યું છે, એ જોઇને આપણને ઘણુંજ આશ્ચર્ય થાય છે. એ દરખાસ્તનો મુદ્દો એવો છે કે કારોબારી સભા અને પ્રધાનો એ બન્નેને જે ખાતાં સોંપવામાં આવે તેની આવક એ બન્નેને જુદી જુદી સોંપવામાં આવે. પછી પ્રાંતિક સરકારની શીલીકમાંથી આ બન્નેને અમુક પ્રમાણમાં તેમના હિસ્સા સોંપવામાં આવે. આમ આ બન્નેને જે રકમ મળે તેમાંથી પોતાને કરવાના ખર્ચના અડસટ્ટા તૈયાર કરે. આમ સ્વાધીન અને સોંપેલાં ખાતાંના બે જુદાં જુદાં અંદાજપત્ર તૈયાર કરવામાં આવે. એકનો ખર્ચ તેની આવક કરતાં વધી જાય તો બીજામાંથી તેને બીજાની બચત રકમમાંથી યોગ્ય ફાળો મળી શકે. હવે આ દરખાસ્તને તપાસવા માટે આપણે કમીટીની દરખાસ્ત મુજબ સ્વાધીન અને સોંપવાનાં ખાતાંની આવક જાવકનો વિચાર કરીએ તે પહેલાં સિદ્ધાંતની દૃષ્ટિથી તેનું દૂષણ જોઇએ. સુધારાની યોજના બારીકીથી તપાસતાં તે જણાશે કે સંક્રાન્તિ કાળ માટે પ્રાંતિક ખાતાના ભાગ પાડી બે કારોબારી સત્તાઓ ઉત્પન્ન કરવાની જરૂર પડી છે તોપણ ગવર્નરની આગેવાની નીચે તેઓ બને તેટલા એકત્ર થઇને અને જ્યારે તકરાર પડે ત્યારે ગવર્નરનું સમાધાન સ્વીકારીને કામ કરે એવી ભાવના જોવામાં આવે છે. ખાતાનો અને કારોબારી સત્તાનો ભેદ આખા પ્રાંતિક તંત્રના ઐક્યમાં—એક ધારાસભા, એક અંદાજપત્ર, એક સરકારને નામે તમામ ખાતાંનો વહીવટ, એ બધામાં-વિલીન કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે. સ્વાધીન અને સોંપેલાં ખાતાંને અંગે બે કારોબારી સત્તાની માફક બે ધારાસભા રચવાની મી. કર્ટીસની દરખાસ્તને રદ કરતાં સુધારાના રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "સરકારના બે તત્વની વચ્ચે જે ભેદને બનતી સૌ રીતે કમી કરવાનો અમે ઉદ્દેશ રાખ્યો છે તે આ યોજનાથી વધે એમ અમને લાગે છે. કારોબારી સત્તા અને ધારાસભાના આવા પુરેપુરા વિભાગને પરિણામે ઘણો જ પરસ્પર વિરોધ થાય." આ જ દલીલ હિન્દી સરકારની દલીલનું મૂળ કાપે છે. બે સત્તા બે જુદાં જુદાં અંદાજપત્ર ઘડે તેથી તે બેની વચ્ચે પુષ્કળ તકરાર થાય એટલું જ નહિ પણ ધારાસભા પણ પ્રધાનોના અંદાજપત્રને જરા નરમાશથી અને કારોબારી સભાના અંદાજપત્રને બહુજ કડક રીતે તપાસે. નવા પ્રાંતિક તંત્રની સફળતાનો આધાર ઘણે અંશે કારોબારી સભાસદો અને પ્રધાનોની વચ્ચે અને તેમની તથા ધારાસભાની વચ્ચે એકમેળ ઉપર આધાર રાખે છે એ મેળ સાચવવાને સુધારાના રીપોર્ટમાં બનતી કોશિષ કરવામાં આવેલી જોવામાં આવે છે. હિન્દી સરકારની દરખાસ્તથી તે મેળ ને તેની સાથે સુધારાની યોજનાનું ભવિષ્ય ગંભીર જોખમમાં આવશે એ નિઃશંક છે.

પ્રાંતિક ખાતાનો વિભાગ તેની આવક અને ખર્ચના તરસાળા ઉપર કરવામાં આવ્યો નથી પણ સુધારાના રીપોર્ટમાં તે વિષે જે સૂચનાઓ કરવામાં આવી છે તે ધ્યાનમાં લઇને જ કરવામાં આવ્યો છે. આથી સ્વભાવિક રીતે કમીટીએ ખાતાંનો

જે વિભાગ સૂચવ્યો છે તેમાં નાણાંનું દષ્ટિબિન્દુ સહેજ પણ ધ્યાનમાં રાખવામાં આવ્યુ નથી. અને મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રીપોર્ટમાં તે વિષે સહેજ પણ ઇસારો નહિ કરવામાં આવેલો હોવાથી અને તેમાં અંદાજપત્રની રચના વિષે ખાતાની આવક જાવક સાથે કંઇ પણ સંબંધ ન ધરાવતા ધોરણ ઉપર દરખાસ્ત કરવામાં આવેલી હોવાથી તે કમીટીના ધ્યાનમાં પણ ન હોય તે સ્વભાવિક છે. આમ જુદાજ ધોરણપર કરવામાં આવેલા ખાતાંના ભેદને આવક જાવકના ભેદનું ધોરણ બનાવવું એ સિદ્ધાંતથી જેટલું વિપરીત છે તેટલુંજ વ્યહવારમાં અગવડભરેલું અને અન્યાયી છે.

સ્વાધીન અને સોંપેલાં ખાતાની ટીપ ઉપર નજર નાંખતાં સહજમાં સમજાશે કે કારોબારી સભાને આવકનાં મોટાં ખાતાં મળશે ત્યારે ખર્ચના મોટામાં મોટાં ખાતાં પ્રધાનોનેજ સોંપવામાં આવશે. તેમાં જમીન મહેસુલ સ્ટેમ્પ વગેરે એવાં ખાતાં છે કે જેની આવક ઘણી મોટી છે એટલુંજ નહિ પણ જે વખતોવખત વધ્યાજ કરે છે. જમીન મહેસુલ વધારવા માટે તો કાયદો રજુ કરવાની પણ જરૂર ન પડે પણ કારોબારી સત્તાની રૂએ જ તેમ થઇ શકે. આથી જો સ્વાધીન ખાતાની આવક જાવક જોઇએ તો માલૂમ પડશે કે તેમાં ખર્ચ કરતાં આવક ઘણી જ વધી જાય છે. બીજી બાજુ સોંપવાના ખાતામાં કેળવણી, આરોગ્ય, સ્થાનિક સ્વરાજ્ય ખેતી વગેરે એવા ખાતાં છે કે જેના તરફ અત્યાર સુધી પ્રમાણમાં દુર્લક્ષ્ય રાખવામાં આવ્યું છે અને જેના ઉપર હાલના કરતાં ઘણો જ વધારે ખર્ચ કરવાની જરૂર છે. તે ખાતાં પૈકી સંગીન આવકનુ એકજ આબકારી ખાતું છે અને તેની આવક હિન્દી પ્રધાનોના વહીવટ નિચે વધશે નહિ એમ લગભગ ચોક્કસ માની શકાય. એટલે પ્રધાનોને જો પોતાના ખાતાનુ જુદું જ અંદાજપત્રક તૈયાર કરવાનુ હોય તો જરૂર ઘણીજ ઘટ પડે એટલે નાણાં માટે પ્રધાનોને કારોબારી સભાસદોની પાસેથી માગણી કરવી પડે. આવી માગણીનો કેટલો સત્કાર થાય તે વિચારવાનું વાંચનારને સોંપીશું. વળી પ્રધાનોને કર નાખવાની સત્તા આપવાનો કમીટીનો ઇરાદો છે પણ તેને બદલે આ વિધિ મુજબ પોતપોતાના ખાતાં વિષે કર નાખવાની સત્તા પ્રધાનોને તેમજ કારોબારી સભાસદોને પણ રહેશે. એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી કે આ દરખાસ્ત રજુ કરવામાં હિન્દી સરકારનો હેતુ પ્રજાને અત્યંત શંકાસ્પદ લાગશે તેથી પ્રધાનો કારોભારી સભાના પુરેપુરા ગુલામ બની રહેશે. ખરેખર પ્રાંતિક ખાતાંના અમુક ખાતાનો સ્વતંત્ર રીતે વહીવટ કરવાને તે પ્રધાનોને સોંપવાના સારા સિદ્ધાંત પર હિન્દી સરકારની સૂચનાથી છીની મુકાય છે. અમને ખાત્રી છે કે અંદાજપત્રનું આ નવું ધોરણ પાર્લામેન્ટ ને હિન્દી વજીર કબુલ નહિ કરે; પણ જો તેઓ તેમ કરશે તો સુધારાની આવી યોજના ધુળમાં મેળવશે એવી અમારી ખાત્રી છે.

આ વિષે એક વાત લખવાની રહે છે. હિન્દી સરકાર અંદાજપત્રનો વિભાગ કરીને સંતોષ પામતી નથી. તેને તો તે વિષે ધારાસભાનો અંકુશ જરા પણ જોઇતો નથી. સુધારાની યોજના મુજબ સ્વાધીન વિષયોના ખરડા વિષે પણ ધારાસભાના ઠરાવ બંધન કારક ગણાય? જો કે સર્ટીફીકેટથી મૂળ અંદાજ કાયમ રાખી શકાય. પ્રધાનોના ખાતા વિષે તો ધારાસભાનો ઠરાવ છેવટનો ગણાય. હિન્દી સરકારે આ મર્યાદાઓ સહેજમાં ઉડાવી દીધી છે. સૌ સુધરેલા દેશમાં ધારાસભાનો નાણા વિષેનો ઘણોજ અમૂલ્ય

દેશમાં અંગ્રેજોના કાબુના ઉદ્યોગો સામે હિંદી ઉદ્યોગોની હરીફાઇ છે. આ જબરા અનુભવી હરીફોની સામે હિંદી ઉદ્યોગો ક્રમસર વેગથી ખીલી શકે તે માટે જરૂરનું છે કે આ ખાતું હિંદીઓનેજ સોંપવુ જોઇએ. જો તે પ્રાંતિક સરકારના હાથમાં હોય તો તેઓ અને ત્હેમના ઉપરી તરીકે હિંદી સરકારને ઇન્ડીઆ ઓફીસ પહેલાંની માફક બ્રિટનમાં તેમજ હિંદમાં વસતા અંગ્રેજોની અરજીઓને વશ થઇ એક તરફ હિંદના કાચા માલનો વિલાયત ઉપયોગ કરી શકે તેવી પૂરેપૂરી સગવડો યોજશે અને બીજી પાસ હિંદમાં વધારે ને વધારે ઉદ્યોગો અંગ્રેજી પેઢીઓના હાથમાં એવી પેરવી કરશે. અત્યાર સુધી જે થયુ છે તે હવે નહિ થાય—અત્યાર સુધીની ભૂલો હવે સુધારવામાં આવશે—એવાં વચનો કાગળપર રૂડાં લાગે છે પણ વ્યવહારમાં મિથ્યા છે. હિંદના અને હિંદ બહારના પરદેશીઓ સાથેના સંબંધમાં હિંદના ઉદ્યોગોનું હિત હિંદના આગેવાનોજ જાળવી શકે અને તેથી તે ખાતું પ્રધાનોને સોંપવુ જોઇએ.

હિંદી સરકાર શંકા કરે છે કે, હિંદી પ્રધાનને આ ખાતું સોંપાય તો અંગ્રેજોની મૂડી અને અંગ્રેજોના અનુભવ તથા વિદ્વતાનો જોઇતો લાભ નહિ લેવાય આમ માનવાને કાંઇપણ કારણ નથી. આપણે જોઇએ છીએ કે હાલ કેટલાક મ્હોટામાં મ્હોટા ઉદ્યોગો માટે જોઇતી મૂડી હિંદમાંથી મળી આવી છે. અને વધતા જતા ઉદ્યોગોને માટે વધારે ને વધારે મૂડી જોઇશે ત્યારે આખી દુનિયામાં સારામાં સારી શરતે જ્યાંથી મૂડી મળી શકશે ત્યાંથી તે મેળવવાને હિંદી આગેવાનો જરૂર આતુર રહેશે. બ્રિટીશ હકુમત નીચે હિંદુસ્તાન હોવાથી સ્વાભાવિક રીતે અંગ્રેજો ખાસ કરીને હિંદમાં મૂડી રોકવાનુ પસંદ કરશે તો દુનિયાના બીજા ભાગમાં જે શરતે તેઓ તેમ કરે છે તે શરતે ત્હેમનાં નાણાં લેવાને હિંદીઓ જરૂર તૈયાર રહેશે. અલબત્ત જ્યારે આ વહીવટ હિંદીઓ કરશે ત્યારે અંગ્રેજોના નફા કરતાં હિંદીઓના હિતનો વિચાર વધારે કરશે અને તેજ નવી વ્યવસ્થાનુ ધોરણ હોવું જોઇએ. તેજ પ્રમાણે જુદા જુદા ઉદ્યોગોમાં પારંગત અંગ્રેજો અને વૈજ્ઞાનિકોનો પૂરતો લાભ લેવાને હીંદી પ્રધાન આતુર નહિ રહે એમ માનવાને કાંઇપણ કારણ નથી. અત્યારે ઘણી હીંદી પેઢીઓ ને કારખાનાંઓ અંગ્રેજ મેનેજરો અને અનુભવીઓને રોકે છે. જ્યારે દેશના ઉદ્યોગોને વિકસાવવા હોય ત્યારે તેમાં મદદ કરી શકે એવા માણસોને પરદેશમાંથી લાવવા જોઇએ. હમારી ખાત્રી છે કે હિંદી પ્રધાન પણ પ્રયોગરૂપ ઉદ્યોગો સ્થાપવાને માટે તેમજ વિજ્ઞાન શાળાઓના પ્રણેતાઓ તરીકે યોગ્ય પરદેશીઓને રોકશે. પણ અહિંઆ પણ તેઓ તે પરદેશીઓના લાભને માટે નહિ પણ હિંદી ઉદ્યોગોની ખીલાવટ માટેજ તેમ કરશે.

હિંદી સરકાર શંકા ઉઠાવે છે કે ઔદ્યોગિક અનુભવ વગરનાં હીંદી પ્રધાનો ઉદ્યોગનુ ખાતું શી રીતે ખીલવશે? આપણે પૂછીશું કે કારોબારી સભાના જે સિવીલીયન અમલદારે પોતાની આખી જીંદગી સરકારી નોકરી કરવામાં ગાળી હશે તેને ઉદ્યોગનો અનુભવ કેવો અને કેટલો હશે? સંભવ તો એવો છે કે જ્યારે સીવીલીયનને ઉદ્યોગનો કાંઇપણ વ્યાવહારિક અનુભવ હોવાનો સંભવ નથી ત્યારે જે હીંદી આગેવાનોમાંથી પ્રધાન નિમાશે તેમનામાંથી થોડા અથવા ઘણાને ઉદ્યોગોનો થોડો અથવા ઘણો અનુભવ હશે. લગભગ બધા પ્રાંતમાંથી એવા હિંદી આગેવાનો મળી આવે કે જેઓ ઉદ્યોગ

સીવીલીયન કરતાં ઘણી જ વધારે સારીરીતે આ ખાતુ ચલાવી શકે. આ સાથે ધ્યાનમાં રાખવાનુ કે ઔદ્યોગિક ખાતાના મોટા અમલદારો અને તેનો વડો ઘણુંખરૂં અંગ્રેજ જ હશે, અને તેમનાં જ્ઞાન અને અનુભવનો લાભ હિંદી પ્રધાનને પૂરેપૂરા મળશે.

ઉદ્યોગખાતાનો હીંદી પ્રધાન આ દેશમાં વસતા અંગ્રેજોનુ હિત બરાબર નહી જાળવે એવી શંકા હિંદી સરકારે ઉઠાવી છે. પણ આ શંકા તો કેવળ કાલ્પનિક છે. જ્યારે બીજી પાસ અંગ્રેજ રાજકર્તાઓને હાથે હિંદી હુન્નર ઉદ્યોગને અને તેથી સારી હિંદુસ્તાનની પ્રજાને છેલ્લાં ૧૫૦ વર્ષથી ગંભીર નુકસાન થયું છે તે દીવા જેવુ દેખાય છે. આમ જો અંગ્રેજોના હાથમાં આ ખાતું રહે તો આખી પ્રજાને જે નુકસાન થયું છે તે ચાલુ રહેવાનો ચોકખો સંભવ છે ત્યારે બીજી પાસ હિંદી પ્રધાનને હાથે મુઠીભર અંગ્રેજોને નુકસાન થવાનો કાલ્પનિક સંભવ લાગે છે. ત્રાજવું કઇ તરફ નમે છે એ સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. હમે ઉમેદ રાખીયે છીયે કે જે હીંદીઓ પ્રધાન નીમાશે તેઓ અંગ્રેજોની તરફ વેર ભાવથી નહિ પણ તેમની સાથે સહકારથી દેશનું હિત કરવાની ભાવનાથી પ્રેરાયા હશે. વળી ખાસ સૂચનાપત્રથી અંગ્રેજ કોમનુ હિત જાળવવાની સત્તા ગવર્નરને આપવામાં આવનાર છે. એટલે અંગ્રેજોના કાબુમાં જે હુન્નર ઉદ્યોગ છે તેને અણઘટતું નુકસાન થતું ગવર્નર પોતાના ફરમાનથી અટકાવી શકશે આ બધુ જોતા હિંદી પ્રધાનને આ ખાતું સોંપવાની કમીટીની ભલામણને હિંદી વજીર અને પાર્લામેંટ બહાલ રાખશે એવી આશા છે.

## જમીન મહેસુલનું ખાતું.

કમિટીએ એવી ભલામણ કરી છે કે જમીન મહેસુલનુ ખાતું સ્વાધીન રાખવુ પણ જમીન ઉપર અને જમીનની આવકપર બીજા કર નાખવાનું ખાતું જુદુ પાડીને પ્રધાનોને સોંપવું. સર શંકરન નાયર જણાવે છે તે પ્રમાણે આ ભેદ વ્યવહારમાં પાળી શકાય એવો નથી. જમીન મહેસુલના પ્રમાણનો વિચાર કરતાં જમીન ઉપર નાખવામાં આવેલા બીજા કર ધ્યાનમાં લેવા જોઇએ અને બીજી પાસ તેવા કર નાખતાં જમીન મહેસુલનો બોજો ખ્યાલમાં રાખવો જોઇએ. તેથી તેઓ સૂચવે છે કે જમીન મહેસુલ સુદ્ધાંત જમીન ઉપર નાખવાના બધા કરનુ ખાતું પ્રધાનને સોંપવુ જોઇએ.

હિંદી પ્રજામત એવો છે કે જમીન મહેસુલમાં વધતા જતા ભારથી હીંદી પ્રજા રહેસાઇ ગઇ છે. અને તેથી જ્યાં સુધી તે હીંદી રૈયતનુ હિત સમજે એવા હિંદી પ્રધાનને તે ખાતું સોંપવામાં નહી આવે ત્યાં સુધી હિંદુસ્તાનની ૮૦ ટકા વસ્તી માટે સારો દિવસ નહિ આવે. જમીન મહેસુલની વધઘટ કરવામાં જે પ્રાંતોમાં મહેસુલ કાયમનુ કરવામાં આવ્યુ છે તે સિવાયના આખા હિંદમાં કારોબારી સરકારને કાયદાથી સત્તા આપવામાં આવી છે. એટલે હીંદી પ્રજા જે મોટામાં મોટો કર ભરે છે તે વિષે કાંઇ બોલવાનો પણ અવસર ધારાસભાને મળતો નથી. આ સ્થિતિ અસહ્ય છે. હિંદી રાજકીય મંડળોએ ઘણા ખરા પ્રાંતોનાં તમામ આંતિક ખાતાં અને તેમ ન બની શકે તો પોલીસ અને ન્યાય સિવાયનાં તમામ ખાતાં પ્રધાનોને સોંપવાની મજબુત માંગણી કરી છે. આપણે જાણીએ છીએ કે ઘણા ખરા વિચારવંત

હીંદીઓ આશા રાખતા હતા કે સુધારાના રિપોર્ટની છેવટે જે યાદી આપવામાં આવી છે, તે મુજબ તો ખાતાં પ્રધાનોને સોંપવામાં આવશે. તેમ તેઓ એ પણ સમજતા હતા કે પોલીસ અને ન્યાયખાતું સોંપવા જેટલી ઉદારતા સરકાર નહિ બતાવે પણ જમીન મહેસુલનુ ખાતું સોંપવામાં આવશે કે નહિ તે વિષે ત્હેમને ઘણી તીવ્ર શંકા રહે છે. અને તે વિષે સરકારના ચુકાદાથી તેઓ ત્હેની ઉદારતાની અને ઘણે અંશે નવા સુધારાની કીમતની તુલના કરશે. આ સવાલ, મી. મોન્ટેગ્યુ વિષે બ્રિટીશ પ્રધાન મંડળ, અને પાર્લામેન્ટની કમીટીએ બહુ વિચારવો જોઇએ છીએ. હમારી ખાત્રી છે કે જે આગેવાન હિંદીઓ વિલાયતમાં છે તેઓ જમીન મહેસુલનુ ખાતું પ્રધાનોને સોંપવાની [illegible] ભલામણ કરશે.

જો પાર્લામેંટ જમીન મહેસુલનુ ખાતું સ્વાધીન રાખે તો હાલની સ્થિતિ મુજબ ધારાસભાને તે વિષે કોઇપણ સત્તા ન રહે; બલકે ધારાસભાને પૂછ્યા સિવાય કારોબારી સભાસદ જમીન મહેસુલમાં ગમે તેટલો વધારો કરી શકે. ખાનગી સભાસદો જે કાયદા રજુ કરે ત્હેને સર્ટીફીકેટથી ઉડાવી દઇ શકાય અને ધારાસભાના ઠરાવોને કચરાની પેટીમા નાખી દેવામાં આવે. આમ પ્રાંતિક સ્વરાજના યુગમાં ભારેમાં ભારે કર વિષે ધારાસભાને કોઇપણ સત્તા ન રહે એ અસહ્ય લાગે છે; તેથી આ વિષય સ્વાધીન રહે તોપણ ધારાસભાને કંઇક સત્તા મળે તે હેતુથી સર શંકરન્ નાયરે એવી સૂચના કરી છે કે (૧) દસ વર્ષ ઉપર ડીસેન્ટ્રલીઝેશન કમીશને ભલામણ કરી હતી તે મુજબ જમીન મહેસુલની આંકણીના સામાન્ય નિયમો પ્રાંતિક ધારામાં દાખલ કરવા અને (૨) જીલ્લાની નવી આકણીની દરેક દરખાસ્તને ધારાસભા આગળ બીલના રૂપમાં રજુ કરી તે બીજા કોઇપણ કરના બીલની માફક પસાર કરાવવા. જો પાર્લામેન્ટ જમીન મહેસુલનો વિષય સ્વાધીનજ રાખે તો આ સૂચનાઓનો અમલ કરીને તે હિંદીઓને ઓછામાં ઓછો ન્યાય આપી શકે.

## ઉપસંહાર.

કમીટીની મુખ્ય ભલામણો અને હિંદી સરકારના તે વિષે અભિપ્રાય જોતા જણાશે કે તેઓ બંધારણના ખોખાની અને પ્રમાણમાં ઘણા ખરા વિષયોની પ્રમાણમાં નજીવી બાબતોમાં એકમત થાય છે તોપણ ઘણા મહત્વના સવાલોમાં અને વિષયોમાં તે જુદા પડે છે. કમીટીથી જુદા પડીને હીંદી સરકાર અણીને પ્રસંગે પ્રધાનને બરતરફ કરી ગમે તેટલો વખત ત્હેનુ ખાતું પોતાને હસ્તક રાખવાની ગવર્નરને સત્તા આપે છે એટલુ જ નહિ પણ કમીશનની મુદત દરમિયાન સોંપાયલું ખાતું સ્વાધીન કરવાનો હિંદી વજીરને અધિકાર આપે છે; સ્વાધીન અને સોંપેલા ખાતાંની આવક જાવકનાં બે જુદાં અંદાજપત્ર કરવાની અને આમ ટુંકી આવક અને વધારે ખરચવાળા પ્રધાનોને ભરપૂર આવકમાં માણુતા કારોબારી સભાસદોને આધીન બનાવવાની ભલામણ કરે છે અને અંદાજપત્ર વિષે ધારાસભાના તમામ ઠરાવોને માત્ર ભલામણ રૂપે ગણવાનું યોગ્ય ધારે છે, કેળવણીના વિષયમાં માત્ર પ્રાથમિક કેળવણીના તમામ ધોરણો પ્રધાનોને સોંપવાને તેઓ સૂચના કરે છે; ઉદ્યોગ ખાતા ઉપર હિંદી સરકારનો અંકુશ રાખવા

તેઓ ઇચ્છે છે એટલું જ નહી પણ તેઓ પ્રાંતિક રાજ્યતંત્રમાં તેને સ્વાધીન જ રાખવા માંગે છે; અને જમીન મેહસુલના કે જમીનપર કર નાખવાના ખાતાનો સહજ પણ અંશ પ્રધાનોને સોંપવા તે ઇચ્છતી નથી. આ બધી બાબતોમાં ઉપર જણાવ્યા મુજબ કમીટીની સૂચનાઓ પ્રમાણમાં ઉદાર છે ત્યારે હિંદી સરકારની ભલામણ અત્યન્ત પછાત, દરિદ્ર અને ચોંકાવનાર છે. જે ભરપુર સત્તા હિંદીરાજતંત્રના એકેએક ખાતા ઉપર, અને એકેએક વિગત ઉપર હિન્દી સરકારે આટલાં વર્ષો સુધી ભોગવી છે તે સુધારાના યુગમાં પણ બને તેટલી ટકાવવાની અને ઉછરતા પ્રધાનોને અને નવી ધારાસભાને પણ છેવટે તે સત્તાને આધીન રાખવાની લાલસા હીંદી સરકારના લાંબા ખરીતામાં ડગલે ડગલે જોવામાં આવે છે. મી. મોન્ટેગ્યુ જેવા અનુભવી રાજ્યપુરૂષે જે સરકારનાં તંત્રને લોઢા અને લાકડા જેવું જડ કહ્યું છે તેના સભાસદો પાસેથી બીજી શી આશા રાખી શકાય?

હમે આશા રાખીએ છીએ કે હીંદી આગેવાનો અને હિંદી પ્રજામંડળો એ બતાવી દેવામાં જરા પણ વાર નહીં કરે કે કમીટીની સૂચનાઓને બદલે હીંદી સરકારની ભલામણ પાર્લામેન્ટ સ્વીકારશે તો નવા સુધારાની કાંઈપણ કીંમત રહેશે નહી અને ફરીથી હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી સાચા સ્વરાજને માટે વેગ ભરી ચળવળ ચાલશે. હાલ રોલેટ કાયદાથી હિંદનું વાતાવરણ ખળભળી રહ્યું છે. અને તે કાયદો પાછો ખેંચી લેવાંમાં નહિ આવે ત્યાં સુધી શાંતિ પ્રસરે એવો સંભવ થોડો જ છે. પણ અત્યારે આગેવાનોનો એવો એક વર્ગ છે કે જે રાજકીય સુધારા ઉપર આશાની નજરથી જોઈ રહ્યો છે અને તેઓ હાલ કાંઇપણ આંદોલન કરવાની વિરૂદ્ધ છે. પણ જો હીંદી સરકારની કંગાળ સૂચનાઓ તરફ પાર્લામેન્ટ કાંઇપણ વલણ દેખાડશે તો તેઓ અધીરા થઇને જરૂર ચળવળમાં ઝંપલાવશે. આમ હિંદી પ્રજામતનાં તમામ તત્વો એકત્ર થઈને સ્વરાજ્ય અને કાળા કાયદા વિષે જંગી લડત ઉઠાવશે ત્યારે દેશમાં કેવી સ્થિતિ થશે એ સરકારને વિચારવાનું રહેશે. હમને કાંઈપણ શંકા નથી કે હિંદમાં અત્યારે જે અસંતોષનું પૂર આવ્યું છે તે આથી ઓસરવું નહિ પણ ઘણું જ વધારે ઉછળશે. આવી અંતિમ સ્થિતિ આવે તે પહેલાં ભવિષ્ય તરફ નજર કરી રાજ્યનું સુકાન ડહાપણ અને ઉદારતાથી ચલાવવાની ફરજ બ્રિટીશ પ્રધાન મંડળ અને પાર્લામેન્ટના કાબેલ આગેવાનોને શિરે છે.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# સ્વદેશી વ્રત અને કાપડ.

તેરથી ચૌદ વર્ષ ઉપરની ને આજની સ્વદેશી ચળવળમાં જે મુખ્ય ફેર છે તે ઘણા સમજે છે. તે વખતે મુખ્યત્વે બંગાળ પ્રાન્ત જ સ્વદેશી વ્રત માટે વધારે ઉત્સુક હતો; હિન્દુસ્થાનના બીજા ભાગોમાં તો તે ચળવળ બહુ જ મંદ હતી; બંગાળમાં વિશેષ જાગૃતિ હોવાનું કારણ ફક્ત સ્વભૂમિમાં બનેલી વસ્તુઓ માટેનો પ્રેમ નહીં પણ બંગભંગને લીધે ઉત્પન્ન થયલા અસંતોષ અને ખીજવાટ હતા. જો , ફક્ત માતૃભૂમિ પ્રત્યેના પ્રેમની ખાતર સ્વદેશી વ્રત તે વખતે લેવામાં આવ્યું હોત તો ને બંગભંગ રદ થવા છતાં પણ તેટલી જ દૃઢતાથી પળાયું હોત, જેમ નથી બન્યુ. આજે વસ્તુસ્થિતિ જુદી છે. યુરોપની મહાન લડાઇ, દેશમાં ઘર ઘાલી બેઠેલી ગરીબાઇ ને ભુખમરો, લડાઇએ ખુલ્લી પાડેલી પરાધીનતાની પોલથી કરીને દેશનો કેળવાયલો વર્ગ દેશહિત માટે શું કરવું ઇષ્ટ છે તે બરાબર સમજે છે; તે પાકટ સમજને આધારેજ આપણા દેશમાં આપણને લાગુ પડેલા ગંભીર રોગો દૂર કરવાનો ઉપચાર સ્વદેશી છે એમ તેઓ માને છે; આ સમજને લીધે સ્વદેશી ચળવળ વધારે નિર્મળ ને શુદ્ધ બની છે, એમાં દ્વેષ કે ઇર્ષા, વેરભાવ કે ખીજવાટનો અંશ નથી. આપણા વિરોધીઓ કહે છે કે આટલે મોડેથી–આજ પ્રસંગે સ્વદેશી ચળવળ શરૂ કરવાનું ખરૂં કારણ રાજકીય છે; રોલેટ કાયદાથી ઉત્પન્ન થયેલા ખોટો ખીજવાટ છે; જગતની ખાસ કરીને ઇંગ્લાન્ડની અશાંતિનો ગેરલાભ લેવા માટે છે, અને નહીં કે દેશહિતના શુદ્ધ ભાવથી. આપણો જવાબ ટુંકો છે મોહનાં પડળ દૂર થવા સાથે જ્ઞાન થાય, દીપના પ્રગટવા સાથે તિમિર નષ્ટ થાય, ઉંઘ ઉડવા સાથે જાગૃતિ આવે એ તો બહુ જ સ્વાભાવિક છે એ માટે કંઇ કાળ ઘડી મુકરર ન હોય ! સ્વદેશી માટેની ઉત્કંઠા–ઇચ્છા દરેક હિન્દવાનને હૃદયે હતી અને છે આજે તે ભભુકો લઇ ઉઠી છે, કારણ કે આગળ કરતાં આજ વધારે સ્પષ્ટ થયું કે દેશોદય માટે નિરાધાર ગરીબ પ્રજાના હાથમાંનો ઉપાય, રાજના રક્ષણના અભાવે કરીને પ્રજા પોતાની ઉન્નતિ માટે ઉપયોગમાં લઇ શકે તે સાધન ફક્ત સ્વદેશી છે કાળા કાયદાના પસાર થવા સાથે કે સત્યાગ્રહની ચળવળ સાથે સ્વદેશી ચળવળમાં જોમ આવ્યું હોયતો તે ફક્ત આકસ્મિક બનાવ છે. કાગનું બેસવું ને તાડનું પડવું થયું છે. એ ઉપરાંત આજની રાજકીય પરિસ્થિતિ સાથે સ્વદેશી ચળવળને સ્નાન સુતક નથી–સંબંધ નથી.

આપણો આદર્શ સર્વ સંપુર્ણ સ્વદેશી વસ્તુઓ વાપરવાનો છે, નહીં કે આપણી હજારો જરૂરીઆતોમાંથી એકાદ બે ચુંટી કાઢેલી કે પસંદ કરેલી વસ્તુઓ પુરતોજ તે સંકલ્પ છે; આખું શરીર તન્દુરસ્ત રાખવું હોય તો એકાદ અંગની માવજત અને સંભાળ રાખવાથી કદી તે ઉદ્દેશ પાર નથી પડતો. હિન્દવાસીઓના ઘેરે ઘેરથી ગરીબાઇ દૂર કરવી હોય તો એકાદ બે વસ્તુ પુરતું સ્વદેશી વ્રત એ અધુરો ઉપાય છે, તો પછી " સ્વદેશી વ્રત અને કાપડ " નો અર્થ શું એમ પ્રશ્ન થાય તો તે સ્વાભાવિક છે.

સર્વ સંપૂર્ણ સ્વદેશીનો આશય જનકલ્યાણ માટે છે, તે આશયે બધાજ પહોંચી શકે તો તેના જેવું ઉત્તમ એકે નથી; છતાં કેટલાક એવા પણ હોય કે જેઓ એ આશય કબુલ રાખી ત્યાં પહોંચવા ઇચ્છા રાખવા છતાં નાનાં મોટાં અનેક કારણોથી પાછા પડતા હોય, પ્રયત્ન કરતા હોય પણ તે અધુરા હોય તો તેવા માટે તેમની મારફત જે કંઇ પણ દેશને લાભ થઇ શકે છે તે મારૂ ન્હાયા તેટલું પુણ્ય એ ધોરણે, કેટલાક વ્યવહારૂ રસ્તા યોજવા જરૂર રહે છે. એવો વ્યવહારૂ માર્ગ સૂચવવાનો અર્થ એ નથી થતો કે સ્વદેશી ચળવળમાં લોકોને શ્રદ્ધા નથી, અથવા તો માતૃભુમિ પ્રત્યેનો પ્રેમ મંદ છે, આપણું સ્વદેશાભીમાન મોળું છે. આપણી પરિસ્થિતિનો વિચાર ન કરવો એ ભુલ છે, આપણી પરાવલંબનતા ચોક્કસ રૂપમાં જાણવા જરૂર છે, સ્વદેશી ચળવળમાં ફક્ત મુઠ્ઠીભર માણસોજ જોડાયલા રહે તેથી ધાર્યો ઉદ્દેશ પાર પડી શકે એમ નથી. આટલા માટે આપણા લોકનાયકોએ સર્વ સંપૂર્ણ સ્વદેશી એ લક્ષ્ય બિંદુ રાખી, જેનાથી બને તેઓને તે વ્રત લેવા ભલામણ—આગ્રહ કરી ઇતર જનસમાજ માટે કેટલીક વ્યવહારૂ યોજનાઓ ઘડી કાઢી છે, જેમાંની સ્વદેશી કાપડ વાપરવાની ભલામણ પ્રથમ છે અને તેનાં કારણો નિચે મુજબ છે.

વણાટ—ઉદ્યોગ એ હિંદનો પ્રાચીનમાં પ્રાચીન રાષ્ટ્રીય અને ગૃહઉદ્યોગ હતો. યુરોપના લોકોને રૂ શું ચીજ છે તેનું પણ જ્યારે ભાન નહોતું તે વખતે હિન્દી વણાટ કામ દેશદેશાવર થોકબંધ નિકાસ થતું હતું અને એજ સફાઇદાર બારીક વણાટકામે હિન્દની કીર્ત્તિ પશ્ચિમના મુલકોમાં ફેલાવી. હિન્દનાં કળા કૌશલ્ય તથા હિન્દનો પરીચય તેણે કરાવ્યો. માનવંત કંપની સરકારનું રાજ્ય થયું ત્યાં લગણ દેશના આ ઉદ્યોગને લેશ માત્ર આંચ નહોતી આવી. ઘણીએ વિદેશી હુમલા થયા, ઘણીએ વિદેશી સત્તા જામી ને પડી ભાંગી, ઘણીએ લુંટફાટ અને જુલમો થયા છતાં પણ હિન્દી કારીગર બેરોજગાર નહોતો થયો.

હિન્દી વણકર પોતાની ઝુંપડીમાં રસ્તામાં રખડતા-ભીખારીથી માંડી શહેનશાહ માટે કાપડ કંઇપણ આંચ વગર વણતો હતો. તેનો ઉદ્યોગ પડી ભાંગ્યો નહોતો અથવા કોઈ પ્રકારના ત્રાસ જુલમથી બંધ નહોતો કરવો પડયો. તેના અને તેના બાળબચ્ચાના મોંમાંનો કોળીઓ કોઈ લઈ નહોતું ગયું. પણ એ સ્થિતિ છેક છેલ્લી જામેલી વિદેશી સત્તાના અમલમાં ટકી નહી. પ્લાસીના યુદ્ધ પહેલાં હાથ વણાટ ઉદ્યોગના વિનાશનાં બી રોપાઈ ચુકયાં હતાં અને ક્રમે ક્રમે કેવા સંજોગોમાં તે ઉદ્યોગ છેક પડી ભાંગ્યો, પશ્ચિમની ઢબછબ ઉપર તેની શરૂઆત થતાં કેવા ફટકા પડયા તે અન્ય પ્રસંગે જણાવેલું હોવાથી આ સ્થળે વિગતમાં ઉતરવા જરૂર નથી. ટુંકામાં કંપની સરકારના વખતમાં વણકરોને ઉત્તેજન નહીં મળવાથી, ભારે જકાત નીતિથી વિદેશી તૈયાર માલના ફેલાવા અને ફક્ત કાચા માલના ઉત્પન્ન થવા ઉપર ધ્યાન આપવાથી અને રાજ્યાશ્રયની ગેરહાજરી સાથે આપણી બેદરકારી તથા ગરીબાઈથી એ પ્રાચીન ગૃહઉદ્યોગ લગભગ પડી ભાંગ્યો છે અને તેનું સ્થાન મીલઉદ્યોગે હજુ પુરેપુરૂ લીધું નથી.

વણાટ ઉદ્યોગ એ આપણો રાષ્ટ્રીય અને ગૃહઉદ્યોગ હતો તે માટે કંઈ પુરાવો

જોઇતા હોય તો મી. બર્નીઅરે પોતે ઇ. સ. ૧૮૦૭ માં કરેલી તપાસ વખતે જે આંકડા આપ્યા છે, તેના અવતરણુથી મળશે. બધા આંકડા ન આપતાં ફક્ત બંગાળના કેટલાક જીલ્લાના આંકડા નીચે જણાવ્યા છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પટના જીલ્લામાં | ૩,૩૦,૪૨૬ | સ્ત્રીઓ | કામ | કરતી | હતી. |
| શાહાબાદ ,, | ૧,૫૯,૬૦૦ | ,, | ,, | ,, | ,, |
| ભાગલપુર ,, | ૧,૬૦,૦૦૦ | ,, | ,, | ,, | ,, |
| દીનજાપુર ,, | ૧૦,૦૦,૦૦૦ | ,, | ,, | ,, | ,, |
| ગોરખપુર ,, | ૫,૪૩૪ | ,, | ,, | ,, | ,, |

કુટુમ્બોમાં આ ઉદ્યોગ હતો. આ ઉપરાંત પુરૂષ વણકરો જુદા હતા. આ આંકડાઓ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ઈ. સ. ૧૮૦૭ માં પણ અનેક વિપરીત સંજોગો હોવા છતાં વણાટ ઉદ્યોગ જીવંત રહી શક્યો હતો. અને જ્યાં સુધી તે એ સ્થિતિમા રહ્યો ત્યાં લગી આપણે આપણી દૃષ્ટિએ સુખી હતા, ભુખમરાથી નહોતા પીડાયા, ચપટી ધાન્ય માટે કે લંગોટી પુરતા કાપડના કટકા માટે લાખોના ભંડોળો ભેગા કરવા ફરજ્યાત કરજ નહોતી પડતી અને તે શા કારણથી? હિન્દની મોટી વસ્તીનો આધાર ખેતી છે, હિન્દના મોટા ભાગની પ્રજા ઘણાજ નાના નાના ગામડામાં વસે છે, તેવી પ્રજાની, ખોરાક પછીની બીજી અગત્યની જરૂરીઆત કાપડ છે; ખેતીનું કામ વર્ષમાં છથી આઠ મહીના ચાલતું હોવાથી બાકીના છથી ચાર મહીના જ્યારે ખેડુતને ખેતરનું કંઈ કામ ન હોવાથી ઘેર રહેવા જરૂર પડતી ત્યારે તે આળસુ કે બીન ઉદ્યોગી રહેવાને બદલે પોતાના સ્ત્રી વર્ગની તથા બાળવર્ગની સહાયતાથી હાથ સાળપર, પોતાના કુટુંબ પુરતું કે થોડા ઘણા વેચાણ માટે કાપડ વણતો હતો. સ્ત્રીઓને વધારે પ્રમાણમાં અવકાશ હોવાથી તે રૂ કાંતી આપી, સાળ પર વાણાતાણા ગોઠવી આપતી જ્યારે પુરૂષો મોટેભાગે મહેનતવાળું તેમજ વણાટનું કામ કરતા હતા આ પ્રકારની વ્યવસ્થાથી કરીને તેમની ખોરાક પછીની બીજી જરૂરીઆત સંપૂર્ણ રીતે પુરી પડતી અને આજની માફક તે માટે વિદેશપર આધાર રાખવો નહોતો પડતો. આ પ્રમાણેનો વણાટનો ગૃહઉદ્યોગ ફક્ત એકાદ બે જીલ્લામાંજ ચાલતો હતો તેમ નહતું પણ હિન્દુસ્થાનનાં લગભગ બધાં જ નાનાં મોટાં શહેરોમાં હાથવણાટ ઘેરેઘેર થતું, અને તેમાંના થોડાક જીલ્લાના વણકરોની પ્રવીણતાથી કરીને તેઓનુ કાપડ એટલું ઉંચા દરજ્જાનું થતું કે જે વિદેશ ચઢાવવામાં આવતું. બાકીનુ બધું કાપડ દેશના વપરાસ સારૂજ વણાતું. વિદેશી સસ્તા સારા અને તકલદી માલની જેમ જેમ આયાત વધી અને આગગાડી મારફતે જેમ જેમ તે માલ નાના નાના ગામડામાં સગવતાથી પહોંચાડવાની સગવડ થઇ તેમ તેમ એ ધંધા પડતો ગયો, વિદેશી કાપડની ખરીદ સાથે એટલો

રોજગાર અને નફો ગયો, સ્ત્રીયોનો ઘરના આંગણાનો ઉદ્યોગ ગયો અને એકંદરે દિન-પ્રતિદિન દેશની ગરીબાઈમાં વધારો થયો એમ પણ કહીએ તો ખોટું નથી.

આપણા દેશની તથા દેશના પ્રાચીન રાષ્ટ્રીય ઉદ્યોગની અવદશાનો આ ટુંક ખ્યાલ છે અને તે ઉપરથી સ્પષ્ટ થયું હશે કે શા માટે હજારો વિદેશી ચીજોમાંથી સ્વદેશી વ્રતમાં પ્રથમ સ્વદેશી કાપડને અગત્ય અપાઈ છે.

આ સંબંધમાં નિચેની હકીકત બહુ જાણવાજોગ છે.

(૧) વિદેશી માલની આયાતઃ—

ઈ. સ. ૧૯૨૮ ના હિન્દના વેપાર રોજગારના આયાત નિકાશના આંકડા મુજબ સૌથી વધારે કાપડ ઈગ્લાન્ડથી આયાત થાય છે; જાપાન પણ ખંતથી સ્પર્ધામાં ઉતર્યું છે અને એ નવો ભય છે. પ્રતિવર્ષ જાપાનથી વધારે ને વધારે કાપડ અને સુતર આયાત થતું જાય છે અને સરકાર તથા લોકનાયકોએ હિન્દના સ્વાર્થની ખાતર જાગૃત થવા જરૂર છે.

(૨). દેશની મીલોમાં બનતો માલ.

ઈ. સ. ૧૮૫૦ માં મુંબાઈની અંદર પ્રથમ મીલની શરૂઆત મી. સી. એન. દાવર નામના પારસી ગૃહસ્થે કરી. એ સમયમાં વરાળ યંત્રોથી રૂ કાંતવા તથા કાપડ વણવાની શરૂઆત હોવાથી તથા લોકોનું જ્ઞાન એ સંબંધમાં ઓછું હોવાથી ૧૮૫૦ થી ૧૮૭૬ લગણમાં ફક્ત ૫૦ પચાસ મીલો થઇ. જ્યાં સુધી મીલોની સંખ્યા ઓછી હતી ત્યાં સુધી વિલાયતના કારખાનાવાળા ચૂપ રહ્યા હતા. પણ ૧૮૭૬ થી નવી મીલો વધવા લાગી. બીજાં દશ વર્ષમાં કુલ ૧૦૦ મીલો થઇ, ૧૮૯૫ માં કુલ ૧૫૦ મીલોએ કામ શરૂ કર્યું હતું. તે પરથી ઈગ્લાન્ડમાં ભારે ખળભળાટ થયો જેને પરીણામે હિન્દુસ્તાનમાં નવા નવા ધારા દેશના ઉદ્યોગને અંતરાયરૂપ ઘડવામાં આવ્યા. ઈ. સ. ૧૮૭૭, ૧૮૭૯ માં આવા હેતુથીજ કાયદા ઘડયા હોવા છતાં મીલઉદ્યોગ વધતો રહ્યો. વધુ એક ફટકો ઈ. સ. ૧૮૯૪ માં એક્સાઈઝ ડયુટી નાખવાથી પડયો તે છતાં મીલ ઉદ્યોગનો વિકાસ વધ્યો છે. અને આજે વસ્તુસ્થિતિ આ મુજબ છેઃ

| | મીલની સંખ્યા. | સ્પીન્ડલની સંખ્યા. | સાળની સંખ્યા. | કુલ માણસો કામે લાગેલાં છે. | રૂની ખપત. | | સુતર બન્યું. હંડ્રવેટ. | કાપડ બન્યું. | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | હંડ્રવેટ | ગાંસડીમાં. | | વારમાં. | રતલમાં. |
| ૧૮૯૮ માં અમેરિકામાં | ૮૭ | ૨૮,૮૨,૬૪૮ | ૫૯,૧૬૨ | ૧,૨૪,૧૯૯ | ૩૭,૩૯,૭૨૨ | ૧૦,૬૮,૪૯૨ | ... ... | . ... | ...... |
| ૧૮૯૮ [illegible] | ૨૬૨ | ૬૬,૫૩,૮૭૧ | ૧,૧૬,૪૮૪ | ૨,૮૨,૨૨૭ | ૭૨,૯૯,૮૭૩ | ૨૦,૮૫,૬૭૮ | ૫૮,૯૭૯૯૬ | ૧,૬૧,૪૧,૨૬,૪૫૮ | ૩૮,૧૪,૦૪,૧૬૯ |

આ આંકડાઓ સંબંધમાં કેટલીક ટીકાની જરૂર છે

( ૩ ) મીલોની સંખ્યા વધતી જાય છે, પણ દેશની જરૂરીઆતને પહોંચી વળવા માટે તે પુરતી નથી. જો દેશને દેશની મીલો મારફતે જ કાપડ પુરૂ પાડવું હોય તો નિદાન બીજી ૫૦૦ મીલોની જરૂર છે. બીજું ૨૬૨ માંની ઘણી મીલો જોકે આપણા દેશમાં સ્થપાયલી છે અને ફકત મજુર વર્ગ જ જોકે હિન્દીવાનો છે છતાં સ્વદેશી શબ્દની સમજ મુજબ વિદેશી જેવી જ ગણવાને લાયક છે.

એ મીલોની થાપણ અને શેરહોલ્ડરો વિદેશી છે, એના વહીવટદાર તથા અધિકારી વર્ગ પણ વિદેશી છે, એ ચલાવવાથી થતો નફો વિગેરે પણ અત્રે ન રહેતાં વિદેશ જાય છે. એની મુખ્ય ઓફિસ પણ વિદેશમાં હોય છે. આ કારણોથી જો તેવી મીલોને આપણે દેશી મીલો તરીકે ઓળખીએ કે તે મીલોનું કાપડ સ્વદેશી કહીએ તો તે માત્ર નામ પુરતું જ દેશી છે, એમ મારૂધારવું છે.

(૩-૪) દેશના વિસ્તારના પ્રમાણમાં સાળ તથા ત્રાક ( Spindle સ્પીન્ડલ ) વાનું જ ઓછાં છે એટલુંજ નહિ પણ જાપાન ઇગ્લાન્ડની મીલોમાં જે શાળ તથા ત્રાકની રાશ છે તેનાથી એ હિન્દની મીલોમાં ગણે તે ઓછા છે. વળી છેલ્લા ત્રણ વર્ષના આંકડા જોતાં દરેક ત્રાક પર બનેલા સુતરની રાશ ઓછી આવે છે.

| | | |
|---|---|---|
| ૧૯૧૬ | ૧૩૫·૬૧ | રતલ સુતર થયું. |
| ૧૯૧૭ | ૧૦૧·૦૭ | ,, ,, ,, |
| ૧૯૧૮ | ૯૯·૦૭ | ,, ,, ,, |

ગસ્તી મજુરી હોવા છતાં અનેક કારણોથી કરીને સુતર અને કાપડની પડતર કિંમત વિદેશની સ્પર્ધામાં વધારે આવે છે જે વિચારવા જેવી બાબત છે.

(૫) આ આંકડા ફકત મજુરવર્ગના છે. એમના પર દેખરેખ રાખનારા તેમજ વિદેશી મેનેજરો વીવીંગ માસ્તર, વિગેરે જે મોટા પગાર મેળવે છે તેની એમાં ગણત્રી નથી. આ મજુરોની મહેનતનું ફળ મુખ્યત્વે એજન્ટ અને થાપણવાળો ભોગવે છે અને વર્ષો વિતી જાય તોપણ એમની સ્થિતિમાં લાંબો ફેર પડયો હોય કે પડશે એવું લાગતું નથી. આટલી ટીકાનુ કારણ આજની સ્થિતિ ગતકાલની સ્થિતિ સરખાવવા માટે છે. જયારે વણાટ ઉદ્યોગ ઘેરેઘેર હતો ત્યારે ' ફક્ત કુલ વસ્તિમાંથી પોણા ત્રણ લાખ આદમી જ આ ઉદ્યોગમાં રોકાયલા નહોતા પણ લાખો બાળકો, સ્ત્રીઓ, અને પુરૂષો સંતોષથી, આનંદથી અને ચેનથી પોતાને ઘેર અનુકુળતા મુજબ કામ કરી પૈસો મેળવતા. વધારે કામનો નફો પોતાને જ મળતો, ખરાબ વાતાવરણમાં કામ કરવા નહોતું જવું પડતું. બાળકો તેમજ અશક્ત મોટી ઉમરના માણસોને લાયકનું કામ પણ મળી આવતું, નાના બાળકો તથા ગર્ભવંતી સ્ત્રીઓને આજના જેવો ત્રાસ નહોતો વેઠવો પડતો; આજે વસ્તુસ્થિતિ જુદી છે; વણાટ ઉદ્યોગ ઘણા જ ઓછા માણસોને રોજી આપે છે, એમની

| | મીલની સંખ્યા. | સ્પીન્ડલની સખ્યા. | સાળની સખ્યા. | કુલ માણસો કામે લાગેલા છે. | રૂની ખપત. | | સુતર બન્યું. હંડ્રવેટ. | કાપડ બન્યુ. | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | હંડરવેટ | ગાંસડીમાં. | | વારમાં. | રતલમાં. |
| ૧૯૧૮ માં ઇંગ્લાંડમાં | ૮૭ | ૨૮,૮૨,૬૪૮ | ૫૯,૧૬૨ | ૧,૨૪,૧૯૯ | ૩૭,૩૯,૭૨૨ | ૧૦,૬૮,૪૯૨ | . ... | . | ... . |
| ૧૯૧૮ હિંદુસ્થાનમાં | ૨૬૨ | ૬૬,૫૩,૮૭૧ | ૧,૧૬,૪૮૪ | ૨,૮૨,૨૨૭ | ૭૨,૯૯,૮૭૩ | ૨૦,૮૫,૬૭૮ | ૫૮,૯૭૯૯૬ | ૧,૬૧,૪૧,૨૬,૪૫૮ | ૩૮,૧૪,૦૪,૧૬૯ |

| વર્ષ. | વિલાયતથી કુલ સુતર આયાત થયું રતલ. | જાપાનથી કુલ સુતર આયાત થયું રતલમાં | હિન્દની મીલોમાં સુતર બન્યું રતલમાં. |
|---|---|---|---|
| ૧૯૧૨–૩ | ૩,૭૪,૨૧,૪૦૦ | ૩,૮૪,૪૨૯ | ૬૮,૮૪,૭૨,૮૪૮ |
| ૧૯૧૩–૪ | ૩,૭૪,૪૪,૨૦૦ | ૧૦,૦૦,૨૬૦ | ૬૮,૨૭,૭૬,૮૬૪ |
| ૧૯૧૪–૫ | ૩,૭૬,૭૮,૩૦૦ | ૯,૨૧,૭૩૦ | ૬૫,૧૯,૮૪,૫૯૨ |
| ૧૯૧૫–૬ | ૨,૬૮,૮૦,૪૦૦ | ૭,૦૧,૯૨૯ | ૭૨,૨૪,૨૪,૫૨૮ |
| ૧૯૧૬–૭ | ૧,૭૯,૦૦,૧૦૦ | ૪૦,૦૭,૬૩૫ | ૬૮,૧૧,૦૭,૧૬૯ |
| ૧૯૧૭–૮ | ૮૨,૭૦,૬૦૦ | ૪૨,૦૬,૪૯૧ | ૬૬,૦૫,૭૫,૫૭૨ |

વિલાયતથી નિકાશ ઘટવાનુ કારણ લડાઇ છે. જાપાને તે તકનો લાભ લઇ ભર પટ્ટે માલ બનાવી વિલાયતથી આવતા સુતરની થોડી ઘણી ખોટ પુરી પાડી છે અને તે દિલગીરીની વાત છે.

(૩) યાંત્રિક શાળો ઉપરાંત હાથની શાળો પર પણ ઘણુ કાપડ હજુ દેશમાં વણાય છે; હાથ વણાટનો ઉદ્યોગ પડી ભાંગ્યો છે પણ હજુ છેક નષ્ટ નથી થયો; પ્રાચીન જાહોજલાલી આજ નથી; શાળવી સ્વતંત્ર કામ કરતો હતો તેને બદલે ઘણે ઠેકાણે તે નાના મોટા કારખાનામાં કામે જાય છે–કુશળ કારીગરને બદલે રોજદાર મજુર બન્યો છે, છતાં એની કુશળતાની ખાત્રી એનુ વણાટકામ આપે છે. યાંત્રિક મીલો સામે હાથવણાટ ટકી શક્યું છે કે નહીં, મીલો થવા છતાં સાળવી પોતાનો રોજગાર ચલાવી રહ્યો છે કે નહીં તેનો જવાબ નિચેના આંકડાપરથી મળશે. એક વાત સત્ય છે. હાથની સાળોને હાથ વણાટ જોકે હજુ જીવંત છે, પણ રેંટીયા તો ગયાજ અને તે સાથે હાથે કંતાતું સુતર પણ બંધ થયું છે. સંગ્રહસ્થાનને માટે રેંટીયાની તપાસ કરીએ તોજ તે આંખે ચઢે છે, બાકી રેંટીયા અને રેંટીયા સાથેની વંશપરંપરાથી ચાલી આવતી વાતો હવે નથી.

હાથવણાટનો ઉદ્યોગ નથી પડી ભાંગ્યો તેનો એક સબળ પુરાવો સુતરની ખપતપરથી મળે છે. દેશમાં કેટલી શાળો છે, કેટલા શાળવી છે, કેટલા વાર કે રતલ માલ બન્યો અને તેની શું કિંમત થઇ તે જાણવાનું ચોક્કસ સાધન નથી અને તેથી તે બાબતના અંદાજેજ બાંધવા જરૂર રહે છે.

| વર્ષ | હિન્દુસ્તાનની મીલોમાં સુતર બન્યુ રતલ. | આયાત થયલું સુતર રતલ | કુલ સરવાળો ( રકમનો ) રતલ | હિન્દુસ્તાનની મીલોમાં સુતર ખપ્યુ રતલ | અન્નેથી થયલો સુતરનો નીકાસ. | કુલ ખપત તથા નિકાસ રતલ. (૫-૬) સરવાળો | સુતર બાકી રહ્યુ તે હાથની સાળોમાં વપરાયુ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૯૬ થી ૧૯૦૦ સુધી | ૪૫,૩૦,૦૦,૦૦૦ | ૪,૬૩,૦૦,૦૦૦ | ૪૯,૯૩,૦૦,૦૦૦ | ૮,૪૮,૦૦,૦૦૦ | ૧૯,૬૪,૦૦,૦૦૦ | ૨૮,૦૮,૦૦,૦૦૦ | ૨૧,૮૫,૦૦,૦૦૦ |
| ૧૯૦૧ થી ૧૯૦૫ સુધી | ૫૯,૭૩,૦૦,૦૦૦ | ૩,૫૩,૦૦,૦૦૦ | ૬૩,૨૬,૦૦,૦૦૦ | ૧૨,૫૫,૦૦,૦૦૦ | ૨૬,૫૧,૦૦,૦૦૦ | ૩૯,૦૬,૦૦,૦૦૦ | ૨૪,૨૦,૦૦,૦૦૦ |
| ૧૯૦૬ થી ૧૯૧૦ સુધી | ૬૩,૭૪,૦૦,૦૦૦ | ૩,૭૯,૦૦,૦૦૦ | ૬૭,૫૩,૦૦,૦૦૦ | ૧૮,૨૫,૦૦,૦૦૦ | ૨૨,૨૦,૦૦,૦૦૦ | ૪૦,૪૫,૦૦,૦૦૦ | ૨૭,૦૮,૦૦,૦૦૦ |
| ૧૯૧૧ થી ૧૯૧૫ સુધી | ૬૭,૪૧,૦૦,૦૦૦ | ૪,૩૯,૦૦,૦૦૦ | ૭૧,૮૦,૦૦,૦૦૦ | ૨૫,૯૯,૦૦,૦૦૦ | ૧૭,૦૨,૦૦,૦૦૦ | ૪૩,૦૧,૦૦,૦૦૦ | ૨૮,૭૯,૦૦,૦૦૦ |

આ ઉપરથીજ માલુમ પડશે કે હજુ હિન્દુસ્થાનમા જેટલુ સુતર મીલોમા વપરાય છે તેટલુજ સુતર હાથની સાળોમા વપરાય છે અથવા તો જે એક સામાન્ય માન્યતા થઈ પડી છે કે હાથની સાળોપર કાપડ વણાતુ ખપ થયુ છે અથવા તો ખહુ જુજજ બને છે તે આથી ખોટી ઠરે છે.

ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઅલ કમીશનના રિપોર્ટમા પણ જણાવે છે કે નહીમા નહી તો પણ હિન્દુસ્થાનમાં વીસ લાખ થી ત્રીસ લાખ હાથની સાળો હશે અને હાથની સાળ પર બનેલા કાપડની કિંમત લગભગ ૩ પચાસ કરોડની લાગવામાં આવે છે

| મીલોમાં. | | હાથની સાળોમાં | |
|---|---|---|---|
| કાપડ બન્યું ૧૯૧૫-૧૬ રતલ | ૩૫,૨૭,૫૮,૫૫૪ | | ૨૮,૯૫,૯૮,૪૦૦* |
| બનેલા કાપડની કિંમત રૂ. | ૨૭,૦૫,૭૩,૧૮૭ | | ૫૦,૦૦,૦૦,૦૦૦ અંદાજ. |
| યાંત્રિક સાળો | ૧,૧૦,૨૬૮ | હાથની સાળો | ૨૦,૦૦,૦૦૦ થી ૩૦,૦૦,૦૦૦ અંદ |
| કામ કરનાર મજુર વર્ગની સંખ્યા કુલ. (સ્ત્રીઓ પુરૂષો ને બાળકો સાથે) | ૨,૭૬,૭૭૧ | ઓછામાં ઓછા કુલ સાળવીની સંખ્યા. | વીસ થી પચીસ લાખ. |

જો હાથની સાળોપર બનેલા કાપડની કિંમત બરાબરજ હોય તો ૧૯૧૫-૧૬ મા નિચે મુજબ કિંમતનું કાપડ હિન્દુસ્તાનમાં વપરાયું. મીલોમાં બનેલા કાપડની કિંમત જે મુકાઈ છે તે એક્સાઈઝ ડયુટી ભરાઈ તે આધારે છે; આયાત થયલા માલની કિંમત કસ્ટમમાં જે કિંમત દર્શાવવામાં આવે છે તે મુજબ છે; હાથ વણાટ કાપડની કિંમત અંદાજ જ છે.

| | |
|---|---|
| વિદેશી સુતરાઉ કાપડ આયાત થયું | રૂ. ૪૩,૩૭,૮૬,૦૦૦ |
| મીલોમાં વણાયુ | રૂ. ૨૭,૦૫,૭૩,૦૦૦ |
| હાથ વણાટ | રૂ. ૫૦,૦૦,૦૦,૦૦૦ |
| | કુલ રૂ. ૧,૨૦,૪૩,૫૯,૦૦૦ |

અથવા તો દર માથા દિઠ લગભગ રૂ. ૪) નું કાપડ આપણા દેશમાં વપરાય છે. ૧૯૧૫-૧૬ માં લડાઈના કારણોથી આયાત ઓછી હતી, બાકી ૧૯૧૩-૧૪ લડાઈ પહેલાના વર્ષમાં કુલ સુતરાઉ કાપડ રૂ. ૬૬,૫૭,૬૬,૦૦૦ નું આયાત થતું હતું, તેની નોંધ લેવા જરૂર છે.

---

* આગલા કોઠાની ગણુતરીની રીતે ૧૯૧૫-૧૬ માં કુલ સુતર ૨૮,૭૬,૦૦,૦૦૦ રતલ કાજલ પડતું હતું તેમાંથી દોરડા વિગેરેના વણાટમાં દસ ટકા ખપે તે બાદ કરતાં જે સુતર રહ્યું તેનું સો રતલ સુતરનું ૧૧૨ રતલ કાપડ ઉતરે છે તે ગણુતરીએ કાપડ મળ્યું છે છતાં એમાં ઘણો ફેરફાર પડવા સંભવ છે.

## સંપૂર્ણ સ્વદેશી અથવા શુદ્ધ સ્વદેશી.

શ્રીયુત ગાંધીજીએ જ્યારથી સ્વદેશી ચળવળની આગેવાની લેવા માંડી ત્યારથી પ્રજા શુદ્ધ સ્વદેશી શું છે તે વધારે ને વધારે સમજવા માંડી. અત્યાર લગણ ઘણા એમ માની સંતોષ લેતા કે હિન્દી મીલોનો માલ લીધો કે વાપર્યો એટલે સ્વદેશી વ્રતનો આશય સચવાયો. કાચો માલ પણ આપણા દેશનો હોવા સાથે " આપણા દેશમાં આપણી મુડીથી આપણે ત્યાં જ બનેલાં સાંચાકામ વિગેરે ની મદદથી માલ બનાવવામાં આવે તે ખરેખર સ્વદેશી છે એમ હું માનું છું. પાકો માલ બનાવવાનાં સાધન પણ આપણા દેશમાંજ બનેલાં હોય તે ઉપર ભાર મુકવાનું કારણ એટલું જ કે સાંપ્રત કાળમાં પરદેશથી લગભગ તૈયાર થયલી એવી ઘણી વસ્તુઓ આવે છે કે જે ઉપર સેજસાજ કરામત કરી, સંબંધ જોડી, રંગરોગાન લગાડી, તેને અત્રે બનેલા માલ તરીકે સ્વદેશી તરીકે-ખપાવવામાં આવે છે; વળી પાકો માલ બનાવવાને જ્યારે સાંચાકામ પણ અહીં જ બનશે ત્યારે તે દિવસ સમસ્ત ભરત ખંડને ઘણું જ અભિમાન લેવાનો ગણાશે. " તા. ૭-૩-૧૯૧૯ ( સ્ત્રી હિતોપદેશ એપ્રીલ ૧૯૧૮ )

આથી કરીને સંપૂર્ણ કે શુદ્ધ સ્વદેશી માટે નિચેની બાબતોની જરૂર છે.

(૧) કાચો માલ આપણા દેશમાં જ ઉત્પન્ન થયેલો હોવો જોઇએ.

(૨) કાચા માલમાંથી પાકો માલ તૈયાર કરવાનાં સાહિત્ય, સાધન, સાંચાકામ પણ આપણા દેશમાં બનેલાં હોવાં જોઇએ.

(૩) મુડી પણ આપણી હોવી જોઇએ અને કામ કરનાર પણ હિન્દવાનો હોવા જોઇએ.

(૪) અને છેવટ તે માલ આપણે ત્યાંજ તૈયાર થયલો હોવો જોઇએ.

આ ચાર સરતો મુજબ તપાસતાં, જે તૈયાર માલ એ સરતો પુરી પાડે તે સંપૂર્ણ શુદ્ધ સ્વદેશી ગણવાને યોગ્ય છે. એમાંની એક સરત પણ ઓછી હોય તો તે વસ્તુ મિશ્ર સ્વદેશીજ ગણવાને યોગ્ય છે.

વ્યવહાર દૃષ્ટિએ આમાં જે છુટછાટ મુકવામાં આવે અથવા મુકવા જરૂર પડે તે નોખી વાત છે; અને તેથી જ કરીને, આપણી તૈયારી પુરેપુરી ન હોવાથી, બીજી સરત પર ભાર નથી મુકવામાં આવતો. ત્રીજી બાબત ઘણા જણ અંધારામાં હોય છે એટલે તે પોલ પણ ચાલી જાય છે. એ બે સરતો બાદ જતાં મુખ્યત્વે પહેલી અને ચોથી સરત સૌથી વિશેષ ધ્યાન ખેંચે છે. એ બે સરતો અથવા તેમાંની એક સરત જે વસ્તુ પુરી પાડે છે તે શુદ્ધ કે મિશ્ર સ્વદેશી ગણાય.

### સ્વદેશી ચળવળ-હવે શું કરવાની જરૂર છે?

સ્વદેશી ચળવળ અટકી તો નથી જ, આગળ વધે છે, એમાં શંકાએ નથી; તે સાથે એટલું પણ સ્પષ્ટ છે કે દેશની જરૂરીઆતના પ્રમાણમાં વિદેશી કાપડ ચાળીસથી પચાસ ટકા આવે છે; વિરોધીઓ કહે છે કે-શા હેતુ કે સ્વાર્થથી તે સૌએ પોતે સમજવાનું છે-દેશી માલ એટલો ઓછો બને છે કે જો બધા સ્વદેશી વ્રત લે તો કાપ-

ઠનો દુકાળ પડે-ઘણાને કાપડ વગર ચલાવવું પડે. વાંધો સાબુત છે, છતાં એ ન ભુલવું જોઇએ કે આજ ને આજ સમસ્ત પ્રજા વિદેશી માલ વાપરતી બંધ થશે, આપ-કાદાર, મોહક અને કેટલીકવાર સોંઘું લાગતું વિદેશી કાપડ લાંબા વખતથી વાપરનાર પુરૂષો અને મુખ્યત્વે સ્ત્રીઓ એકાએક વિદેશી માલને તિલાંજલી આપી દેશે, એટલા બધા આશાવંત થવા કે રહેવા જરૂર નથી. સ્વદેશીનો મહિમા એઓ બહુજ ધીમે ધીમે સમજશે એટલે સ્વદેશી માટે તૈયારી કરવા જેટલો વખત મળશે; છેક ગરીબ, ગામડાનો દરિદ્રી ખેડુત સમાજનો નિચલો વર્ગ મોટે ભાગે દેશી જ કાપડ વાપરે છે; વિદેશી માલને ઉત્તેજન આપનાર તો મધ્યમ વર્ગ, તેમાં પણ ખાસ કરીને શિક્ષિત વર્ગ, તથા લગભગ બધો જ ઉંચો વર્ગ છે, અને સ્વદેશીની સફળતા એ વર્ગોના સ્વીકાર કે અ-સ્વીકાર ઉપર રહે છે, તેથી જ ગામડાંઓ કરતાં શહેરોમાં, જ્યાં વિદેશી માલ વાપરનારાઓનું પ્રમાણ વધારે છે ત્યાં સ્વદેશી ચળવળ જોસભેર ચલાવવાની જરૂર છે.

## (૨) જરૂરીઆતો ઘટાડવી કે માંગ પુરી પાડવી ?

દરેક વ્યક્તિએ પોતા માટે જો વિચાર કરવાનો હોય તો જેટલી વસ્તુનો અને ઓછો ખપ તેટલો એ સ્વતંત્ર-વધારે સુખી; વ્યક્તિ માટે જરૂરીઆતો ઓછી રાખવાનું ધ્યેય ઉત્તમ છે, પણ જો દેશ માટે વિચાર કરવાનો હોય તો જેટલો ખપ વધારે તેટલો ઉદ્યોગ ધંધો પણ વિશેષ અનેક પ્રકારની વસ્તુઓની ખપત, અનેક માણસોને કામ ધંધો આપે છે. ફક્ત વિચારવાનું એટલુંજ છે કે એ જે જરૂરીઆતો છે તે વિદેશી માલથીજ પુરી પડે છે કે કેમ ? જો તેમજ હોય. તો દરેક વ્યક્તિને એટલીજ ભલામણ કે જ્યાં સુધી દેશી ભાઈએ બનાવી આપેલી દેશી વસ્તુઓથી તમારી જરૂરીઆતો પુરી ન પાડી શકાતી હોય ત્યાં સુધી તમે થોભી જાવ; વિદેશી વસ્તુઓ વાપરવી ઓછી ને ઓછી કરો, અથવા સાવ બંધ કરો.

જનસમાજને વિનંતી છે કે આવી જે જે વિદેશી ચીજો દેશમાં આયાત થાય છે તે દેશમાં બનાવવાનું શરૂ કરી, એ માંગણી પુરી પાડો અને દેશમાં ઉદ્યોગ ધંધા ચાલુ કરો. જો એમ નહિ થાય તો એક વર્ગ એવો છે જે સ્વદેશી વસ્તુ મળે તો વાપરવા ખુશી છે પણ તેના અભાવે વિદેશી વસ્તુ વાપર્યા વગર રહે એમ નથી. વળી જો તે સસ્તી અને સારી હોય તોજ તેને ઉત્તેજન આપવા આતુર છે, નિકર વિદેશી લેવામાં બાધ નથી માનતો: સ્વદેશીની ખાતર, દેશમાં ઉદ્યોગ ધંધા વધારવા ખાતર, ગરીબાઇ દૂર કરવા ખાતર, આ પ્રશ્નનો કેળવાયલા, સાધનવાળા અને મુડીવાળાએ ગંભીરતાથી વિચાર કરવાનો છે

## (૩) સ્વદેશી માલ મળે ક્યાં તે સ્વદેશીજ હશે કે ?

આ ખરેખર મુશ્કેલ પ્રશ્ન છે. સ્વદેશી વ્રતનો આગ્રહ કરીએ તે સાથે તેના પાલન માટેની વ્યવસ્થા કરવી જોઇએ. હાલ તેવી વ્યવસ્થા નથી એ કબુલ કર્યા વગર ચાલે એમ નથી. એ મુશ્કેલી લાંબો વખત નભવી ન જોઇએ; જેટલી જલદીથી એ મુશ્કેલી દૂર થશે તેટલી ઝડપથી સ્વદેશીની ચળવળ દેશમાં જામશે તથા ફેલાશે.

ગણી ગાંઠી સ્વદેશી માલની દુકાનો કે સ્ટોરો, કે કંપનીઓથી આપણું દારિદ્ર ફીટશે નહિ. એવી ઘણી માલ વેચનાર કંપનીઓનો ઉદ્દેશ દેશમાંના બનેલા માલનો ફેલાવો કરવાનો હોતો નથી. પણ પૈસો કમાવાનો હોય છે, એ તો ફકત વેપારી પેઢીઓ છે અને એમનું લક્ષ્ય વેપાર પર છે; સ્વદેશી ચીજો વાપરનાર ન છુટકે પોતાને ત્યાંજ આવશે એમ ધારી તેઓ ભાવ વધારી મુકવા પણ ચૂકતા નથી; આથીજ એમ માનવાને કારણ મળે છે કે આવીજ સંસ્થાઓ સ્વદેશીની ખદબોઇ કરવાને, સ્વદેશી ચળવળને હલકી પાડવાને તથા તેનો ફેલાવો અટકાવવાને કારણરૂપ છે. સ્વદેશીને ઉત્તેજન આપવાને નામે સ્વદેશીના વિરોધીની ગરજ સારે છે.

## પણ તે સ્વદેશી હશે કે?

૧૯૦૫-૬ માં જ્યારે સ્વદેશી ચળવળની શરૂઆત થઇ તે વખતે સ્વદેશીને નામે જે દગો ફટકો થયો હતો તે લોકો હજુ ભૂલ્યા નથી. પ્રથમથી બેસાડેલી ખોટી છાપના પ્રભાવે, આજે પણ લોકોનાં મન ઘણી વાર શંકાશીલ રહે છે; સારામાં સારી દુકાનો પણ ખરેખર સ્વદેશી માલ વેચતી હશે કે કેમ એ હમેશાં પ્રશ્ન થાય છે એક વખત એવો હતો કે દેશી માલ વિલાયતી માલ તરીકે વેચવામાં આવતો હતો હવે વિદેશી માલ દેશી તરીકે ચલાવવામા આવે છે. વિદેશી માલની છાપ કાઢી નંખાયાનું સંભળાવવામાં આવ્યું છે, અને તેજ પ્રમાણે વિદેશી માલ અહિંની મીલોમા ધોવડાવી, પોતાના માર્કો નંબર સાથે દેશી તરીકે પસાર કરવામાં આવે છે. દુકાનદારોની જાણ છતાં એવો માલ સ્વદેશી તરીકે વેચવામા આવે છે. આ જાતના દગા ફટકા ને જૂઠાણાથી કરીને દેશને ઘણું સહન કરવુ પડયુ છે અને સ્વદેશીની હિમાયતીનાં હાથ હેઠા પડે છે આટલા સારૂ કેટલાક સમયપર મેં નીચે મુજબ સૂચનાઓ કરી હતી.

(૧) દરેક શહેરમાં, ગામડામાં, એક એવી જાહેર કમીટી અથવા સંસ્થા સ્થાપવી કે જે અમુક દુકાનદાર સ્વદેશી જ માલ વેચે છે, અમુક વસ્તુઓ સ્વદેશીજ છે એવું પ્રમાણપત્ર આપે

(૨) સ્વદેશીને નામે જે કોઇ સમાજને ઠગતો હોય તેને ઉઘાડો પાડી ઘટિત શિક્ષા કરવાનુ આ કમીટીને સોંપવુ.

(૩) સ્વદેશી વસ્તુઓ જ્યાંથી મળતી હોય ત્યાંથી મંગાવવામાં અથવા માહીતી આપવામાં આવી કમીટીએ મદદ કરવી.

(૪) એવી કમીટીની દેખરેખ તળે ગામડામાં ગામડાના પ્રમાણમા તથા શહેરમાં શહેરના પ્રમાણમાં એવા સંગ્રહસ્થાન કરવા, જ્યાં સ્વદેશી વસ્તુઓજ સંપૂર્ણ માહીતી સાથે ભેગી કરવામા આવે

(૫) આ કમીટીઓ મારફત વસ્તુઓ વેચનારા-દુકાનદારો તથા વસ્તુઓ બનાવનારાઓનાં વખતોવખત સંમેલન કરાવવાં જેથી બનાવનારના જાણવામાં આવશે કે કઇ કઇ વસ્તુનો ખપ છે, શું ભાવે તે ખપી શકશે, અને પોતાના માલમાં શું શું સુધારા વધારાની જરૂર છે, દુકાનદાર શા માટે માલ નથી ખપતો, કયો વિશેષ ખપે છે, અને કેવા માલની ખપત છે તે બનાવનારને જણાવી શકે. વેચનાર તથા બનાવનાર આવાં સંમેલનોથી સમાગમમાં આવવાથી એકમેકને વધારે જાણી શકશે અને તેને પરિણામે સ્વદેશી ચળવળ જલદીથી ફેલાતી જશે.

આ પાંચ સામાન્ય સૂચનાઓ વ્યવહારમાં મુકવાનું મુશ્કેલ નથી એ સૂચનાઓનો અમલ થાય તો અમુક વસ્તુઓ સ્વદેશી છે કે કેમ એવી શંકાઓ દૂર થાય, જુઠા છેતરપીંડી કરનારા દુકાનદારો નાબુદ થાય, વિદેશી માલ સ્વદેશી તરીકે પસાર કરવાનો ધંધો માંડી બેઠેલી પેઢીઓ દુકાનો અને કારખાનાઓની પોલ જાહેર થતાં સમાજ તેવા જોડે વ્યવહાર રાખતો અટકે.

સંપૂર્ણ કે શુદ્ધ સ્વદેશી અને મિશ્ર સ્વદેશી વ્રતને માટે તો આવી કંઇ યોજનાની જરૂર વધવાની; એના અભાવે એ વ્રતવાળાઓને દુકાનદારને વિશ્વાસેજ રહેવું પડશે. પછી એ વિશ્વાસ ખરો પડે કે ખોટો.

## સ્વદેશીની ફત્તેહ ક્યારે ?

સ્વદેશી વ્રતો લેવાયાથી સ્વદેશી ચળવળની ફત્તેહ થઇ કે કેમ ? ના, ફક્ત વ્રતથી ખમ નથી, એ તો પાસેરામાં પહેલી પુણી છે.

સ્વદેશી કાપડ કે અન્ય વસ્તુઓ મેળવવા માટે ઘણી અગવડ વેઠવી પડે, કયા મળે છે તેની શોધ કરવી પડે, મુંબાઇ જેવા શહેરમાં જ એકાદ બે જગ્યાએથી તે મળી શકવા સંભવ હોય ત્યાં લગી આપણી ચળવળનું કંઇ ધ્યાન ખેંચે એવું અથવા તો મગરૂર થવા જેવું પરિણામ આવ્યુ છે એમ ન ગનાય.

બે પાંચ કારખાનાં ભરતખંડ જેવા વિસ્તારવાળા પ્રદેશમા વધે તેનો શું હિસાબ લાગે ?

એવાં કારખાનાં કેટલા માણસને રોજી પુરી પાડી શકે ? કેટલો માલ બનાવી શકે ?

સ્વદેશી ચળવળને પરિણામે જો ગામડાના ઝુંપડીમાં કામ કરનાર કારીગરને પણ ઉદ્યોગ ધંધો મળે, જે બેરોજગારી વધી છે તે દૂર થાય, ઠેકઠેકાણે, મોટા બજાર હાટોમાં કે ગલીને નાકે, વ્હોરા કે મારવાડીની દુકાને જે વિદેશીજ માલ વેચાતો હોય છે તેને બદલે તેમને ત્યાંથી પણ સ્વદેશી માલ મળી શકે, ખાવા પીવાની, હરવા ફરવાની, ઓઢવા પાથરવાની, મોજ શોખની જે હજારો ચીજો વિદેશી કારીગર આ દેશમાં મોકલી આપે છે અને દેશબંધુઓને એમની મહેરબાની પર ગણી ગુલામ બનાવ્યા છે. તે વસ્તુસ્થિતિમાં પરિવર્તન થાય તો તો ખરેખર સ્વદેશી ચળવળની ફત્તેહ થઇ છે.

સ્વદેશી વ્રતની શરૂઆત કાપડથી થઇ છે, તેથી એમ નથી માનવાનુ કે તે એટલેથી અટકશે, જનસમાજ એક જ ચીજ માટે તૈયાર થતા, અનુક્રમે બીજી વસ્તુઓનો ઉમેરો સ્વદેશી વ્રતમા થશેજ. એટલા સમય સુધી જેને ગહ ન જોવી હોય, જે એમ માને છે કે સ્વદેશી વસ્તુઓ વાપરવી એ ધર્મ છે તે તો પોતાના સંકલ્પ મુજબ આજેજ વર્તી શકે છે. એવાને જાહેરમાં પ્રતિજ્ઞાઓ લેવાની આવશ્યકતાએ નથી. એવા આગ્રહી, સ્વદેશાભિમાની સ્ત્રી પુરૂષો હશે તો જનસમાજ એમને પગલે પગલે જલદીથી ચાલશે, એવાં જ સ્ત્રી પુરૂષો જનસમાજની માંગણી પુરી પાડવા બનતો પ્રયાસ કરશે, એવાજ સ્ત્રી પુરૂષો ઉપલી પાંચ સૂચનાઓ ઉપાડી લેશે ને ભરતખંડને પ્રાચીન સ્થિતિ એ લાવી મુકશે.

શ્રી પ્રભુ પ્રત્યે અંતરની પ્રાર્થના છે કે ભારતને એ દિવસ ફરી દેખાડો.

ધીરજલાલ છગનલાલ મોદી.

# નોંધ.

---

## સત્યાગ્રહની લડતની શરૂઆત.

રવિવાર તા. ૬–૪–૧૯ ના રોજ આર્થના તથા માનભગનો દિવસ પાળી પવિત્ર બની તેના બીજા દિવસથી સત્યાગ્રહની લડત શરૂ કરવાની મહાત્મા ગાંધીજી સલાહ આપી હતી અને મુંબાઇ ઇલાકાની સત્યાગ્રહ સભાની કમીટીયે ઠરાવ પસાર કર્યો હતો. તે મુજબ કાર્ય શરૂ કરવાને ગાંધીજીએ નીચે મુજબની સૂચનાઓ આતમી તારીખની સ્હવારે વર્તમાનપત્રોમાં પ્રકટ કરી હતીઃ—

" સત્યાગ્રહ પ્રતિજ્ઞામાં જણાવેલી કમિટીએ વર્તમાનપત્રોને રજીષ્ટર કરવાને લગતા તથા બાધિત સાહિત્યને લગતા કાયદાઓનો નિરાદર કરવાનું ઠરાવ્યું છે. હાલ તુરત મહાત્મા ગાંધીજીનું હિંદ સ્વરાજ્ય, સર્વોદય, સત્યવીરની કથા તથા ઇન્ડિયન ઓપીનીયનના પ્રિન્ટિંગ પ્રેસમાં છપાયલું મુસ્તફા પાશાનું જીવનચરિત્ર તથા ભાષણ એટલાનો પ્રચાર કરવાનું નક્કી કર્યું છે.

આ પસંદગી નીચે જણાવેલા હેતુથી કરી છેઃ—

૧. સરકાર અને રૈયત વચ્ચે બને ત્યાં સુધી વિખવાદ ન કરવો.

૨. બધા સત્યાગ્રહીઓને સંઘમાં રહીને લડત ચલાવવાની અને વિચારપૂર્વક કાર્ય કરવાની તાલિમ મળે ત્યાં સુધી દરેક માણસ સ્વતંત્ર રીતે તોડી શકે તેવા કાયદા પસંદ કરવા

૩. જે કાયદા લોકોને નાપસંદ હોય અને સત્યાગ્રહની દૃષ્ટિએ જેનો વિરોધ કરી શકાય તેમ હોય તે પહેલાં પસંદ કરવા.

૪. એવા કાયદા પસંદ કરવા જેનો વિનયપૂર્વક નિરાદર કરવામાં લોકશિક્ષણ રહેલું હોય, જેથી લોકોને પોતાની મુશ્કેલીઓ દૂર કરતાં આવડે અને પ્રામાણિક માણસોને લોકસેવાની દિશા સૂઝે.

૫. **બાધિત સાહિત્ય એવું પસંદ કરવું જેમાં કાંઈ સત્યાગ્રહના સિદ્ધાન્તથી વિરૂધ ન હોય અને જેમાં કાંઈ સીધી કે આડકતરી રીતે ખુનામરકીને ઉત્તેજન આપનારૂં ન હોય."**

આ લડત શરૂ થયા પછી દેશના કેટલાક ભાગમાં જે બનાવ બન્યા છે તે જોતાં આમાંની પાંચમી કલમ ખાસ ધ્યાન ખેંચે છે. કાયદા તોડતાં કદાચ ખુનામરકી થવાનો સંભવ આમાં ધ્યાનમાં લેવામાં આવ્યો છે તેજ પ્રમાણે તેનું નિવારણ કરવાને લડતની પદ્ધતિ યોજવામાં જે ખાસ સાવધાનતા રાખવામાં આવી હતી તે પણ ધ્યાન ખેંચે

છે. તે અનુસાર સાતમી તારીખે મુંબાઇ, અમદાવાદ, સૂરત, ભરૂચ અને નડીયાદમાં મહાત્મા ગાંધીએ બનાવેલા હિન્દ સ્વરાજ્ય નામના પુસ્તકની હજારો નકલો વહેંચવામાં આવી. તેજ દિવસે તેમણે રજીસ્ટર કરાવ્યા શિવાય સત્યાગ્રહી નામનું ફુલ્સકેપ કાગળના કદનું અઠવાડિક પત્ર પ્રકટ કરવાનું શરૂ કર્યું અને તેજ પ્રમાણે ૧૦ દશમી તારીખે અમદાવાદમાં રા. વલ્લવભાઇ ઝવેરભાઇ પટેલના તંત્રીપણા નીચે સત્યાગ્રહ–અખબાર નામનું પત્ર પ્રકટ કરવા માંડયું. એમ પ્રકટ કરવામાં પુસ્તકો અને પત્રની સંખ્યાબંધ નકલો જોતજોતામાં વહેંચાઈ જતી હતી અને પ્રજાનો ઉત્સાહ દિવસે દિવસે વધતો જતો હતો. પણ જોતજોતામાં સત્યાગ્રહની શાંત લડતના દિવસો સ્વપ્નવત્ થઇ ગયા અને તેના આગેવાન અને અનુયાયીઓ કંઇ પણ વિચાર કરી શકે કે પગલાં ભરી શકે તે પહેલાં દેશનાં કેટલાક ભાગમાં અશાંતિ અને ખુનામરકી ફેલાઇ ગઇ અને તેને પરીણામે આગરે બે અઠવાડીયાંની ટુંક મુદતમાં લડત મુલતવી રાખવાની ફરજ પડી.

## હુલ્લડ અને ખુનામરકી.

આઠમી એપ્રીલને દિવસે મહાત્મા ગાંધીજી મુંબાઇથી દિલ્હી જવા પંજાબ મેલમાં નીકળ્યા અને નવમીએ સાંજે પહેલાં પંજાબમાં નહિ દાખલ થવાનો અને પછી બીજે સ્ટેશને દિલ્હીમાં નહિ દાખલ થવાનો તેમજ મુંબાઇ ઇલાકામાંજ રહેવાનો હુકમ તેમને આપવામાં આવ્યો. તેઓ દિલ્હીમાં તા. ૩૦ મી માર્ચને દિવસે બનેલા બનાવો વિષે તપાસ કરવાને તેમજ સ્વામી શ્રદ્ધાનંદજી તથા ડોકટર સત્યપાલને મળવાને ત્યાં જતા હતા અને સત્યાગ્રહની લડત તેમણે શરૂ કરેલી હોવાથી તેઓ આ હુકમને વશ થાય એમ નહતું. જે સ્ટેશને પહેલો હુકમ તેમને આપવામાં આવ્યો ત્યાંથી બીજે સ્ટેશને પહોંચતા સુધીમાં તેમણે પોતાનો સંદેશો લખાવ્યો અને બીજે સ્ટેશને બીજા બે હુકમ આપનાર પોલીસ અમલદારને તેઓ સ્વાધીન થયા. તેમને ત્યાંથી મુંબઈ લઈ જવાના હતા એ હકીકત મોડી બહાર આવી અને તેઓ શુક્રવારે બપોરે મરીન લાઇન્સ સ્ટેશને ઉતર્યા ત્યારેજ ખબર પડી કે તેમને ત્યાં છુટા મુકવાના હતા. દરમીઆન તેમના પકડાવાના સમાચાર વિજળીના વેગે આખા દેશમાં ફરી વળ્યા અને તેની સાથે અથવા થોડાજ વખત પછી હિંદની પ્રજાને તેમણે મોકલેલો યાદગાર સંદેશો બહાર પાડવામાં આવ્યો. ગાંધીજીએ એમ ધાર્યું હશે કે તેમના પકડાવાથી જે કાંઇ ક્રોધ અને વેરની લાગણીઓ લોકોના મનમાં જાગ્રત થશે તે તેમના પોતાના સંદેશાના પરમ સાત્વિક ભાવથી શમી જશે. ખરેખર એ કોના ખ્યાલમાં આવે કે આપણા રાજકીય પ્રકરણમાં પહેલીવાર એક મહાન આગેવાન પકડાવાથી દેશના કોઇપણ ભાગમાં કોઇપણ લોકો હુલ્લડ અથવા ખુનામરકી કરે ! પણ અણધારેલું બન્યું: એકપાસ અમદાવાદ વિરમગામ અને ખેડા જીલ્લામાં મળીને એક અંગ્રેજ સારજન્ટ, એક પોલીસ સિપાઇ, એક અવલ કારકુનને ઘાતકી રીતે મારી નાંખવામાં આવ્યા; સરકારી, મકાનો અને પોલીસ ચોકીઓ બાળી મુકવામાં આવી; રેલના પાટા ઉખાડી નાખવામાં આવ્યા અને તાર કાપવામાં આવ્યા. બીજી પાસ અમૃતસર, ગુજરાનવાલા, કસુર અને બીજા કેટલાક નજીકના ભાગમાં આવાજ અત્યાચાર કરવામાં આવ્યા–માત્ર અમૃતસરમાં વધારા બાદે

પાંચ છ અંગ્રેજોને માર્યા અને કેટલાંક ખ્રિસ્તિ દેવળો મળગાવ્યાં. મુંબઇ અને કલકત્તામાં હુલ્લડ થયાં હતાં, પણ પ્રજાના મોટા સમૂહમાં જ્યારે કોઇપણ કારણથી અશાંતિ વ્યાપે, ત્યારે બીજા દેશોમાં પણ એવાં હુલ્લડ વખતો વખત થાય છે. એટલે એ ઉપર બહુ ભાર ન મુકી શકાય. છતાં તે પહેલીજવાર બન્યાં તેથી તે આપણને સાલે છે, અને વિચાર કરવાને પ્રેરે છે. હિંદુસ્તાનના બાકીના તમામ ઇલાકામાં ખાસ કરીને મોટાં ગામોમાં અને શહેરોમાં આ વખતે ઘણીજ લાગણી વ્યાપી રહી અને જંગી સભાઓ મેળવવામાં આવી, છતાં ત્યાં હુલ્લડ સરખુ પણ થયુ નહી એ વાત આટલા વખત પછી વિચાર કરતાં, આગળ તરી આવે છે. તેમજ હિંદુસ્તાનની પ્રાચીન સહનશક્તિ અને રાજ્યપ્રકરણમાં શાંત લડત વિષે અચળ વિશ્વાસ સૂચવે છે. જે અનિષ્ટ બનાવો બન્યા તે હિંદની કુલ વસ્તી અને સૌ સ્થળોનો વિચાર કરતાં નિયમરૂપે નહી પણ અપવાદરૂપે જણાય છે એથી આપણા જનસમુદાયની ધાર્મિક વૃત્તિ અને સત્યાગ્રહની લડત લડવાની અને તેમાં મદદ આપવાની તેની લાયકાત સૂચવાય છે

હવે આપણે પંજાબ અને ગુજરાતના ખાસ બનાવોનો વિચાર કરીએ તે પહેલાં મુંબાઇ અને કલકત્તાના જેવાં હુલ્લડ થયાં અને પંજાબ તથા ગુજરાતમાં પણ જેનાથી શરૂઆત થઈ તેનો વિચાર કરીએ. આપણે તાબુતના હિંદુ મુસલમાન વચ્ચેનાં હુલ્લડ જોયાં છે. ધર્મ અને જાતના ભેદને લીધે સંખ્યાબંધ લોકોને જાહેરમાં તોફાન કરતાં અને મારામારી કરતાં કવચિત્ જોયા છે. બંગાળના ભાગલાની લગત પહેલી બંગાળમા અને પછી આખા દેશમાં જામી ત્યારે અને તે પછી સન ૧૯૧૪થી સ્વરાજ્યની લડત ચાલી ત્યારે દેશના તમામ ભાગમાં હજારો માણસોની જાહેર સભાઓ મળતી જોઈ છે, પણ તેમાં ભાગ્યેજ કાંઈ અશાંતિ જોવામાં આવી છે. બંગાળમાં મોટા મોટા આગેવાનોને પકડવામાં આવતા હતા ત્યારે આખા દેશમાં લાગણી જોશભેર ફેલાતી હતી, પણ તે શાંતિથી જ પ્રદર્શિત કરવામાં આવતી હતી. લો. તિલકને રાન સન ૧૯૦૮ માં મુબાઈમાં પકડવામાં આવ્યા તે ઘડીએ તો કાંઈ ઉત્પાત થયો નહી હતો અને જ્યારે તેમને છ વર્ષની ટીપ મારવામાં આવી ત્યારે પણ માત્ર મુંબાઈ શહેરમાં અને બીજી નજીકની થોડી જગ્યાએ નાનાં નાનાં હુલ્લડ થયાં હતાં. પણ એ તો પહેલી જ વાર બન્યુ કે એક સાધુચરિત આગેવાન પકડાયાના ખબર સાંભળતાં જ હિંદુસ્તાનના એક છેડેથી બીજે છેડે સુધી ઘણા ખરાં મોટાં સ્થળોમાં લોકોએ ઘણી મોટી સંખ્યામાં ભેગા થઈ થોડી અથવા પુરી હડતાલ પાડી અને કેટલેક ઠેકાણે તેનું હુલ્લડમાં અને ખુનામરકીમાં પરિણામ આવ્યુ. આમાં બે વાત તદન ચોકખી છે. પ્રથમ તો લોકોની વિશેષ રાજકીય જાગૃતિ અને અસંતોષ. આ તો સરકાર પણ કબુલ કરે છે, અને રાજકીય બંધારણમાં સુધારો કરવાના કારણ તરીકે તેને જણાવે છે. હાલની મોંઘવારી અને બીજી રાજકીય અને આર્થિક હાડમારીઓથી પ્રજાનો અસંતોષ ઘણો તીક્ષ્ણ બન્યો છે. એટલી જ સ્પષ્ટ વાત એ છે કે જ્યારે રાજકીય સુધારાનું ભવિષ્ય હજી ત્રાજવામાં તોળાય છે, તે વખતે રૉલેટ કાયદો પસાર કરીને સરકારે લોક લાગણીને ખુબ ઉશ્કેરી છે અને સરકારની સામે તીખી લાગણીમાં ઘણો વધારો કર્યો છે. સરકાર

તરફથી એમ જણાવવામાં આવે છે કે રૅાલેટ કાયદાની ચળવળ એ કેટલાક તોફાની લોકોની પ્રવૃત્તિનું પરિણામ છે. પણ દેખીતી રીતે એ ચળવળનાં બીજ લોકોના અંતઃકરણમાં ઉંડાં ન પેઠાં હોત તો જે શાંત કે હુલ્લડખોર ટોળાં દેશના જુદા જુદા ભાગમાં, એકી વખતે અને એક જ ખબર સાંભળીને મળ્યાં તે ના મળત. જે વીર પુરૂષે આ કાળા કાયદા રદ કરવાને સરકારની સામે મહાન લડત આરંભી છે તેને પ્રજાએ પોતાનું અંતઃકરણ અર્પ્યું છે અને તેથી તેઓ પકડાતા તે અંતઃકરણ તેના ઉંડાણમાંથી ખળભળી ઉઠયું અને કેટલેક ઠેકાણે તે મર્યાદા મુકીને રેલાઈ ગયુ.

હવે ખાસ કરીને મુંબાઈ અને કલકત્તામાં જે બનાવો બન્યા અને જેનાથી પંજાબ અને ગુજરાતમાં પણ પ્રસ્તાવના થઇ હતી તેનો વિચાર કરીશુ.

જ્યારે સંખ્યાબંધ માણસો રાજકીય બનાવથી ઉશ્કેરાઈ જમા થાય છે ત્યારે તેમનાં અંતઃકરણ ગજ્યની સામે વિરોધથી ઉભરાઈ જાય છે. તેમાં જ્યારે હડતાલનુ સ્થૂલ તત્વ ઉમેરાય છે ત્યારે તેમાંથી કેટલાક સંજોગોમા હુલ્લડ થવાનો સંભવ રહે છે આગેવાન તરફ માનની લાગણીથી પ્રેરાઇને થોડા માણસો દુકાનો બંધ કરવામાં આગેવાની લે એટલે બીજા તેનુ અનુકરણ કરે એટલે સ્વાભાવિક રીતે જેમણે દુકાન બંધ ન કરી હોય તેમને તેમ કરવાનુ દબાણ કરવા અને છેવટે ફરજ પાડવા બાકીના ઉશ્કેરાય. તે જ મુજબ પુરેપુરી હડતાલ પાડવાને થોડા ગાડીવાળા ગાડી ચલાવવાનું બંધ કરે, એટલે બીજી ગાડીઓ અને પછી ટ્રામ અને મોટરો પણ અટકાવવાને કામ બંધો બંધ કરી રસ્તામા જમા થયેલા માણસો પ્રયત્ન કરે. આવે પ્રસંગે કઇ ક્ષણે સમજુતી બંધ થાય છે, અને દબાણ તથા સ્થૂલ બળ શરૂ થાય છે, એ કહેવું મુશ્કેલ થઈ પડે છે. પણ જોતજોતામાં એકમાંથી બીજામાં ક્રાન્તિ થાય. સરકારની સામેનો વિરોધ, અંગ્રેજી પોષાક પહેરનાર અને ખાસ કરીને પોલીસ અને લશ્કરના માણસોને વેરી તરીકે ઓળખાવે આમ કોઈ સરિઆમ મથકની જગ્યા પર હજારો માણસ કામ બંધ કરી ભેગા થયા હોય, ગાડીઓ, ટ્રામ વગેરે અટકાવતા હોય અને અંગ્રેજો તથા પોલીસની હુર્રે બોલાવતા હોય અને પછી પથરા નાંખતા હોય તે વખતે અણીની સ્થિતિ આવે છે. જો પ્રજાના વિશ્વાસુ આગેવાનો અને પોલીસના અમલદારો, શાંત, સ્વસ્થ ચિત્તે લોકોને સમજુત આપે અને અંતિમ સ્થિતિ ન આવે ત્યા સુધી હથિઆરનો ઉપયોગ ન કરે તો ટોળુ હુલ્લડ ન કરે અને વાદળુ વિખરાઈ જાય પણ જો તે વખતે પોલીસનાં માણસો ટોળાની વચ્ચો વચ્ચ આવીને ઉભા રહે અને શસ્ત્રની ધાક દેખાડીને અને ચાબુકના સાટકાથી અથવા બંદુકના ગોદાથી લોકોને વિખેરવાને પ્રયત્ન કરે તો એકદમ તોફાન થવાનો સંભવ રહે છે. મુંબાઈ અને કલકત્તામાં જે હુલ્લડ થયાં તેમાં લોકોનો કે પોલીસનો વધારે દોષ હતો તે કહી શકાતું નથી છતાં એટલુ તો ચોક્કસ છે કે હુલ્લડની બધી સામગ્રી એ બે ઠેકાણે હાજર હતી, પણ મુંબાઈમાં કલકત્તા જેટલુ તોફાન ન થયુ એનુ એક મુખ્ય કારણ એ હતું કે પોલીસને ગોળી બહાર કરવાનો હુકમ આપવામાં આવ્યો ન હતો. આ વિષે એટલુ જ ઉમેરીશું કે તમામ જીવન્ત દેશોમાં જ્યારે પ્રજાનો મોટો જનસમૂહ સરકારની સામે

ઉશ્કેરાય છે ત્યારે આવાં હુલ્લડો સહેજે થાય છે તેથી કોઈ નવાઈ પામતું નથી અને તેને અતિશય ગંભીર સ્વરૂપ અપાતું પણ નથી. પણ તેને શમાવવાને શાંતિથી પગલાં લેવામાં આવે છે. તા. ૧ લી મેને દિવસે ઇંગ્લાંડ, ફ્રાન્સ અને અમેરિકામાં બનેલા બનાવો આની સાક્ષી આપે છે.

દુર્ભાગ્યે પંજાબ અને ગુજરાતમાં ખાસ વધારે ગંભીર બનાવો બન્યા. પંજાબમાં જ્યારથી તોફાન થયું ત્યારથી તે વિષેની હકીકત વર્તમાનપત્રોમાં પ્રકટ ન કરવાનો અને પંજાબી અને ટ્રીબ્યુન—આ બીજા પત્રના અધિપતિ પર તો રાજદ્રોહનું તહોમત મૂકવામાં આવ્યુ છે તેની તપાસ માર્શલ લૉ કમીશન ચલાવે છે—પત્રો બંધ કરવાનો હુકમ પંજાબની સરકારે કર્યો હતો; તેથી માત્ર સરકાર તરફની હકીકત વાંચી ત્યાંના બનાવોની મીમાંસા કરવી વ્યાજબી ગણાય નહીં. છતાં પણ કેટલીક બાબતો સ્પષ્ટ રીતે તરી આવે છે. પ્રથમ તો જોકે લાહોર, અમૃતસર, પેશાવર વગેરે અનેક સ્થળોએ છઠ્ઠી તારીખે અને પછી ગાંધીજીના પકડાવાના ખબર મળ્યા ત્યારે દશમી તારીખે હડતાલ પાડીને લોકોના મોટાં ટોળાં ભેગા થયાં હતાં અને કલકત્તાની માફક આ ટોળાંને નિયમમાં રાખતાં ગોળીબહાર કરવામાં આવ્યા હતા તો પણ ખરેખરી ખુનામરકીની શરૂઆત તો અમૃતસરમાં જ થઈ અને તેનો ચેપ ગુજરાનવાળા, કસુર વિગેરે સ્થળના લોકોને લાગ્યો. હવે દશમી તારીખે ગાંધીજી પકડાયાની ખબર અમૃતસરમાં મળી તે પહેલાં ત્યાંના આગેવાનો ડૉ. સત્યપાલ—જેમણે સત્યાગ્રહની પ્રતિજ્ઞાપર સહી કરી ન હતી અને જેમને મળવાનો ગાંધીજીનો દિલ્હી જવામાં એક ઉદ્દેશ હતો—અને મી. કીચલુને પકડવામાં આવ્યા અને પછી કોઇ અજાણી જગ્યાએ તેમને પહોંચાડવામાં આવ્યા હતા. આથી લોક લાગણી ખુબ ઉશ્કેરાઈ ગઈ હતી, ગામમાં મોટાં ટોળાં જમા થયાં હતાં અને તોફાન થવાની પણ વકી લાગતી હતી. ગાંધીજીના સમાચાર મળ્યા તેથી બળતામાં ઘી હોમાયુ. એકદમ આખાં શહેરમાં પૂરેપૂરી હડતાલ પડી અને ખુનામરકીની શરૂઆત થઈ. પણ એમ માનવાને મજબૂત કારણ છે કે ડૉ. સત્યપાલ અને મી. કીચલુને પકડવામાં આવ્યા ન હત તો કંઈ પણ તોફાન થાત નહિ. આ સંજોગોમાં અમૃતસર અને તેથી આખા પંજાબમાં જે ઘોર બનાવો બન્યા તેને સમાવવામાં તેથી પણ વધારે ઘોર પગલા સરકારે લીધાં તેને માટે સત્યાગ્રહની લડતને, મહાત્મા ગાંધીજીને જવાબદાર ન જ ગણી શકાય. અમૃતસરમાં કાળા કાયદા સામે સામાન્ય રીતે જાહેર સભાઓ ભરાઈ હતી અને છઠ્ઠી તારીખનો દિવસ ઉજવવામાં આવ્યો હતો પણ ત્યાંના આગેવાન કે બીજા કોઇએ સત્યાગ્રહની પ્રતિજ્ઞા પર સહી કરી ન હતી અને સત્યાગ્રહનો બોધ પણ જાહેર સભાઓમાં આપવામાં આવ્યો ન હતો.

જેમ પંજાબમાં ખુનામરકીનુ મધ્યબિન્દુ અમૃતસર હતું તેમ ગુજરાતમાં અમદાવાદ હતું. અગીઆરમી તારીખે અમદાવાદમાં જે તોફાન થયું તે શિવાય ખેડા જીલ્લામાં કે વીરમગામમાં કંઇ પણ થાત નહિ એ દેખાતુંજ છે. અમદાવાદના બનાવો જોવાનો અને જાણવાનો અમને ખાસ પ્રસંગ મળ્યો હતો એટલે તે વિષે વધારે ચોકસાઇથી વિચાર બાંધી શકાય એમ છે. છઠ્ઠી તારીખનું સરઘસ અને સભા તથા તે પછી દશમી તારીખ

સુધીના સત્યાગ્રહની ચળવળ વધતાં જતાં ઉત્સાહથી પણ અતિશય શાંતિથી ચાલતાં હતાં. દશમી તારીખે ઓચીંતા ગાંધીજી પકડાયાની ખબર આવી અને તે દાવાનળની માફક પ્રસરી ગઇ. આશરે બે કલાકમાં આખા શહેરમાં પૂરેપૂરી હડતાલ પડી ગઇ એટલુંજ નહિ પણ તમામ મીલોના મજુરો બ્હાર નીકળી ગયા અને મીલો બંધ થઇ. આમાં ગાંધીજી તરફ અસાધારણ પ્રેમ અને પૂજ્યભાવ જોવામાં આવે છે. ગાંધીજીએ સાબરમતીને કિનારે પોતાનો આશ્રમ સ્થાપી અમદાવાદને પાવન કર્યું છે અને તેમના અંગત પરિચયમાં આવવાના અમદાવાદની પ્રજાને સ્વાભાવિક રીતે વધારેમાં વધારે પ્રસંગ બન્યા છે. તેમની આગેવાની નીચે મીલના વણકરોએ ૨૦ દિવસ સુધી હડતાલ ચલાવી અને છેવટે તેમની પ્રતિજ્ઞા સચવાય તે માટે તેમના સવાલનું નિરાકરણ ન થાય ત્યાં સુધી ઉપવાસ કરવાની પ્રતિજ્ઞા તેમણે પોતે લીધી તેથી આખી અમદાવાદની પ્રજાના અને ખાસ કરીને તમામ મજુર વર્ગના હૃદયપર ઘણી ઉંડી અસર થઇ હતી. મોટા જનસમુદાયની ઉંડામાં ઉંડી-ઉત્કટમાં ઉત્કટ લાગણીઓ-રાગની અને દ્વેષની-વિવેકી નહિ પણ ગાંડી હોય-છે અને જ્યારે તે છેડાય છે ત્યારે તેમનો પોતાના માનસિક બંધારણ પ્રમાણે ઓચીંતી પ્રદર્શિત થાય છે. અમૃતસરમાં ડૉ. સત્યપાલ અને મી. કીચલુને અને અમદાવાદમાં મહાત્મા ગાંધીજીને પકડયાની ખબર સાંભળતાં પ્રજાના અન્તઃકરણને અચાનક કારી ઘા લાગ્યો. આવે વખતે સત્યાગ્રહી આત્માપર વિશ્વાસ રાખી સરકારના વધારે ને વધારે ઘા ઝીલવાને છાતી ધરે છે અને આમ સરકારનાં હથીયાર નીચાં પાડી તેને મ્હાત કરવાની મુરાદ રાખે છે. પણ સામાન્ય જનો આવે વખતે ધર્મ અને નીતિના બધા સિદ્ધાંતો ભૂલી જઇ પોતાની પ્રકૃતિને વશ થાય છે અને સરકાર તરફ વેરથી સળગી જઇને તેનાં બાહ્ય ચિહ્નો-ઇમેજો, અમલદારો, સરકારી મકાનો અને પોલીસ ચોકીઓ, તાર અને રેલ્વે-એ બધા પર આવેશથી તુટી પડવાને તલસે છે. આમ કહેવાનો અર્થ એ નથી કે ગાંધીજીના ખબર સાંભળતાં તરતજ તે હજારો માણસોની મેદનીઓ શહેરના જુદા જુદા ભાગમાં મળી તેણે તરતોતરત આવી યોજનાઓ ઘડી કાઢી. પોલીસ સાથે ઝપાઝપી અને પછી ગોળી બ્હારથી તેની શરૂઆત થાય છે એટલે ધીમે ધીમે ઘોરમા ઘોર કાર્યો કરવાને તેમનાં મૂઢ હૃદય તૈયાર થઇ જાય છે. પણ જેમ દારૂગોળામાં સળગવાની તૈયારી હોય છે છતાં એમને એમ સળગી શકતો નથી તેમ જનસમુદાય લાગણીથી ઉશ્કેરાય છે ત્યારે પોતાની મેળે યોજના ઘડી કે અમલમાં મૂકી શકતો નથી. તેવામાં કોઇ હુંશીઆર કાબેલ માણસ ખુનામરકીનો માર્ગ સૂચવે છે એટલે તે પર લોકો જોશભેર કુદી પડે છે અને ઉન્માદમાં નીચે સરી જતાં પાતાળ જેટલા ઘોર ઉંડાણમાં પડે છે. બીજે દિવસે શાંતિથી વિચાર કરે તો સૌને બધું સ્વપ્નવત લાગે.

## પ્રાયશ્ચિત્ત અને તપશ્ચર્યા.

જે દિવસે ઘણે ખરે ઠેકાણે હુલ્લડ અને ખુનામરકીના બનાવો બન્યા તે દિવસે-અથવા તેને બીજે ત્રીજે દિવસે પોલીસ અને લશ્કરે સ્થિતિ પર કાબુ મેળવ્યો અને પંજાબમાં અને અમદાવાદમાં તો માર્શલ લૉ પણ જાહેર કરવામાં આવ્યો. આવે વખતે

સ્વાભાવિક કૌતુકથી ટોળે વળતા ઘણા માણસો સીપાઇઓની ગોળીને શરણ થાય છે અને ઘણા વધારે ઘાયલ થાય છે. આપણા દેશમાં ઍમ્બ્યુલન્સ અને રેડ ક્રોસની સંસ્થાઓ બરાબર રચાઇ નથી, અને કામ કરતી નથી તેથી ઘણાં દુઃખદાયક દશ્યો જોવામાં આવે છે. અહીંઆં પણ પંજાબના મામલા વિષે કંઇ કહેવુ મુશ્કેલ છે. પણ અમદાવાદમાં બે દિવસ માર્શલ લૉ કાયમ રહ્યો ત્યાં સુધીમાં પોતાની હીલચાલપર લોકોને તે પ્રતિબંધ સાલ્યો અને કેટલાયે માણસોને દેખીતી રીતે કંઇજ કારણ વિના ઘાયલ થતા અને મરતા જોઇને લોકો ગભરાઇ ગયા અને સશસ્ત્ર અમલદારયંત્ર આગળ પોતાની નિર્બલતા અને અસહાયતા તેમને જણાઇ. તે પછી લશ્કરી ટુકડીઓએ શસ્ત્ર સજીને શહેરમાં મોરચો પ્રાર્યો-તે ગાડીઓમાં અને ચાલીને ગામમાં ફરવા લાગી તેથી લોકોને મન પર વધારેને વધારે ભાર લાગવા માંડયો. તોફાન શમ્યું અને શાંતિ પ્રસરી એટલે તરત ગુન્હા વિષે પોલીસની તપાસ ચાલી અને ઘણાં માણસોનાં ઘરની જડતીઓ લેવાવા લાગી અને તેવીજ રીતે બીજા કેટલાકને પકડવામાં આવ્યા કે વારંવાર જુબાની આપવા માટે બોલાવવામાં આવ્યા. પરિણામે સરકાર તરફ વિરોધના ભાવથી બે દિવસ લોકોનું હૃદય જેવુ ઉછળ્યુ હતું તેવુંજ સરકારના ભયથી વધારે ને વધારે દબાવા લાગ્યુ. ખુનામરકીનુ આ તાત્કાલિક પરિણામ આવ્યું.

પણ જે મહાન્ આગેવાનને શિરે આ ખુનામરકી માટે વધારેમાં વધારે જવાબદારી નાંખવામાં આવી છે તેમણે સરકાર કરતાં વધારે ત્વરાથી પગલાં ભર્યાં. પહેલાં મુંબાઇમાં અને પછી અમદાવાદમાં આવીને તેમણે લોકોને બનેલા બનાવો માટે સખત ઠપકો આપ્યો. અમદાવાદ, વીરમગામ અને ખેડા જીલ્લામાં તો આડો આંક વળી ગયો હતો એથી તેમણે પ્રાયશ્ચિતના ખાસ માર્ગ સૂચવ્યા પ્રથમ તો માર્શલ લૉ દરમ્યાન અને તે પહેલાં જે નિર્દોષ માણસો ઘાયલ થયાં હોય અથવા મરી ગયાં હોય તેમના અને તેમના કુટુંબના નિર્વાહ માટે ફાળામાં પોતાનાથી બનતી રકમ પ્રાયશ્ચિત રૂપે નાખવા તેમણે સૂચના કરી બીજું, સૌને ૨૪ કલાકનો અપવાસ કરવાની સલાહ આપી. તેમણે પોતે ખુનામરકીના ભયથી દિલ્હી જવાનુ બંધ રાખ્યું એટલુજ નહિ પણ ૭૨ કલાકનો અપવાસ કરવાનુ જાહેર કર્યું. પણ આટલુજ બસ ન હતું. તેમણે જાહેર ખબરો કાઢી તેમના પોતાના ખાસ હુકમ શિવાય હડતાલ ન પાડવા, ટોળામાં જમા ન થવા, જંગી સભાઓ ન ભરવા અને જ્યારે કંઇ ખાસ સભાઓ ભરવામાં આવે ત્યારે તાળીઓ ન પાડવા, હુરરેના પોકારો ન કરવા અને સ્વયંસેવકો અને પોલીસના હુકમોને તાબે થવાની સૌને સલાહ આપી. અમદાવાદના બનાવો વિષે ત્રણ પત્રિકાઓ અમદાવાદમાં પ્રકટ કરી તેઓ મુંબાઇ ગયા અને ત્યાં જઇને "સત્યાગ્રહ એ શું છે?" એ વિષે ચોથી પત્રિકા બ્હાર પાડી. પછી સત્યાગ્રહીઓની ન્હાની ન્હાની સભાઓ ભરી તેમાં સત્યાગ્રહના સિદ્ધાંતો વિષે ખુબ સમજુતી આપવા માંડી. બ્હારની જોશભેર ચળવળ અને હુલ્લડના બનાવો પછી પ્રજાના ઉત્સાહ પર સંયમ મૂકી તેને આંતરિક દિશામાં વાળવામાં મહાત્મા ગાંધીએ સત્યાગ્રહનું એક અનુપમ રહસ્ય સમજાવ્યું છે.

## સત્યાગ્રહ શું છે?

આ વિષે ગાંધીજીની પત્રિકા અમૂલ્ય હોવાથી નીચે ટાંકી છે

"પહેલી પત્રિકામાં હું સૂચવી ગયો છું કે, સત્યાગ્રહ શું છે એનો વિચાર કોઈ પત્રિકામાં આપણે કરશું. મને લાગે છે કે હવે એ પ્રસંગ આવ્યો છે. સત્યાગ્રહ નવો શબ્દ છે. પણ જે તત્ત્વનો એ સૂચક છે એ તો અનાદિ કાળનું છે. સત્યાગ્રહનો શબ્દાર્થ તો આટલો જ છે સત્યનો આગ્રહ અને સત્યાગ્રહથી જે બળ ઉત્પન્ન થાય છે તે બળ. આપણે અત્યારે સત્યાગ્રહને એક શક્તિરૂપે વાપરીએ છીએ. એટલે કે, સત્યનો આગ્રહ કરવાથી ઉત્પન્ન થતી શક્તિને આપણે રૉલેટ બિલરૂપી સંકટનુ નિવારણ કરવાને સારૂ વાપરી રહ્યા હતા. સત્ય એ જ ધર્મ છે, એ એક સિદ્ધાન્ત છે. પ્રેમ એ જ ધર્મ છે, એ બીજો સિદ્ધાન્ત છે ધર્મ કાંઈ બે હોતા નથી એટલે સત્ય એ પ્રેમ છે, અથવા પ્રેમ એ સત્ય છે. વળી વધારે વિચાર કરવા બેસીએ તો આપણુને માલુમ પડશે કે, પ્રેમ વિના સત્યનુ આચરણ અશકય છે. તેથી સત્યની શક્તિ એ પ્રેમની શક્તિ છે. આપણે વેરભાવ રાખીને દુઃખોનુ નિવારણ નથી કરી શકતા આ વાત ગૂઢ નથી, પણ સમજવામાં સાવ સ્હેલી છે. આપણા હજારો કાર્યોને વિષે આપણે જોઇએ છીએ કે તે પ્રેમ અને સત્યથી ભર્યાં હોય છે. બાપ દીકરા વચ્ચેનો સંબંધ, સ્ત્રી પુરૂષ વચ્ચેનો સંબધ ટૂંકામાં કૌટુંબિક બધા સંબંધોમાં આપણે ઘણે ભાગે સત્ય અથવા પ્રેમની શક્તિ જ જોયાં કરીએ છીએ, એટલે આપણે જાણ્યે અજાણ્યે પણ સત્યાગ્રહી હોઇએ છીએ. આપણી પોતાની જીંદગી ઉપર આપણે નજર ફેરવી જઈશું તો આપણને માલુમ પડશે કે, આપણા સગાંસંબંધીઓ સાથેના વર્તનમાં હજારમાં નવસો નવાણું વખતે તો આપણે સત્ય અને પ્રેમને જ વશ થયા હોઇએ છીએ માણસ હમેશાં સવારથી ઉઠીને સુતા સુધીમાં પોતાનાં બધાં કાર્યોમાં જુઠુંજ બોલે છે, જુઠુંજ આચરે છે, વેરભાવથી ભર્યા હોય છે એવું કાંઇજ નથી. જ્યારે સામસામાં સ્વાર્થ ઉત્પન્ન થાય છે, ત્યારે જ સત્યાગ્રહના–પ્રેમબળના કાયદાને અંતરાય આવે છે, કેમકે સામસામેના સ્વાર્થનું ઘર્ષણ થાય છે. તેમાંથી રોષ, દ્વેષ આદિ અસત્યની પ્રજા ઉત્પન્ન થાય છે. અને તેમાંથી વેર ઝેરનોજ વંટોળ વર્ષે છે. આપણે જરા વિચારીએ તો જણાશે કે, જે ધોરણ આપણે કૌટુંબિક સબંધોમાં લાગુ પાડીએ છીએ, તે જ ધોરણ આપણે અરસપરસ સગાંસબંધીઓના સંબંધથી માંડીને રાજપ્રજાના સબંધ સુધી અને છેવટે આખા જગતના સબંધમાં લાગુ પાડવું જોઇએ. જે પુરૂષ કે સ્ત્રી કૌટુંબિક સબંધને ઓળખતાં નથી તે જો કે મનુષ્ય શરીર ધારણ કરનારાં છે, છતાં તેઓ પશુસમાન અથવા જંગલી ગણાય છે. તેઓએ સત્યાગ્રહનો કાયદો જાણ્યો જ નથી. જે કૌટુંબિક સંબંધને ઓળખે છે, તે પેલા પશુજીવનમાંથી કાંઇક દરજ્જે મુક્ત થયાં છે. તેઓએ એમ માની લીધું કે, "કૌટુંબિક સ્વાર્થ જાળવવાને માટે આખું જગત ડૂબે તો પણ શું?" એટલે તેઓનો સત્યાગ્રહ એ સમુદ્રમાં રહેલા બિન્દુના કરતાં પણ ઓછો છે એથી ચઢતી પંક્તિના માણસો એક બીજાની સાથે હમેશાં વઢવાડ કરવાને બદલે પ્રેમને વશ થઇ સ્વાર્થનો ત્યાગ કરશે. તેમ એક ગામના માણસો કરશે. તેથી આગળ વધતા આન્તિક

જીવનમાં સત્યાગ્રહ દાખલ કરી, પ્રાન્તના બધા લોકોને પોતાના ભાઈ બ્હેન સમજી માણસ અરસપરસ પ્રેમશક્તિથી પોતાનો વ્યવહાર ચલાવશે. એથી આગળ વધેલી પ્રજા, જેમકે હિંદુસ્તાનની, જુદા જુદા પ્રાન્તોના લોકોને પણ પોતાના ભાઇ બ્હેન સમાન ગણીને અરસપરસના વર્તનમાં સત્યાગ્રહનો કાયદો લાગુ પાડશે. આ જમાનામાં સાધારણ રીતે આથી વધારે આગળ પૃથ્વીના કોઈ વિભાગના લોકો ગયા નથી. પણ ખરૂ જોતાં તો એક પ્રજા અને બીજી પ્રજાની વચ્ચે વિરોધ હોવાનું જરાએ કારણ હોવુ ન જોઇએ. આપણુ જીવન જો સાધારણ રીતે વિચારરહિત ન હોય અને જો આપણે ચાલતી રૂઢિઓને, ચાલતા વિચારોને ચલણી નાણાંની માફક તપાસ્યા વિના સ્વીકારી ન લેતા હોઇએ, તો આપણે જરૂર જોઇ શકીશુ કે, જેટલે દરજજે આપણે બીજી પ્રજાઓ સાથે દ્વેષ રાખીએ, જીવનમાત્રની ઉપર દ્વેષ રાખીએ તેટલે દરજજે, આપણે સત્યાગ્રહના કાયદાથી વિમુખ રહ્યા છીએ, અને તેટલે દરજજે આપણે પશુપણામાંથી મુક્ત નથી થયા. મનુષ્ય માત્રનો—એટલે સ્ત્રીઓનો તેમજ પુરુષોનો—પુરુષાર્થ પશુપણામાંથી મુક્ત થવામાં જ છે. આનાથી બીજો જગતમાં ધર્મ નથી. સંપ્રદાયો, પંથો, દેવળો, હવેલીઓ જો આપણને આ સત્યાગ્રહના રસ્તા ઉપર રાખે તોજ, અને તેટલે અંશે, સાધન તરિકે કામનાં છે. હિંદુસ્તાનમાં આપણને આ વસ્તુ પુરાતન કાળથી શીખવી દેવામાં આવેલી છે. અને તેથીજ વસુધા એટલે જગતમાત્ર કુટુંબ છે એ મહાવાક્ય આપણને ભણાવવામાં આવેલુ છે અને હુ અનુભવપૂર્વક કહેવા ઇચ્છુ છું કે હરેક પ્રજા પોતાનું પ્રજાજીવન સત્યાગ્રહને વશ થઇને સંપૂર્ણતાએ પાળી શકે છે એટલુ જ નહિ પણ સત્યાગ્રહને વશ થયા વિના પ્રજાજીવન પાળી ન જ શકાય, એ હું કહેવાને ઇચ્છુ છુ. આનુ નામ ધાર્મિક જીવન છે.—જે પ્રજા બીજી પ્રજાની સાથે લડાઇ કરે છે તે પ્રજાએ ધાર્મિક જીવનનો થોડે ઘણે અંશે ત્યાગ કર્યો છે. હિંદુસ્તાન આ તત્વ આખા જગતને આપવાને લાયક છે, એ મારો વિશ્વાસ હું કદી છોડી શકવાનો નથી એ પ્રૌઢ શ્રદ્ધામાં બધા હિંદીઓ—સ્ત્રીઓ તથા પુરુષો—ભલે તેઓ હિંદુ હો કે મુસલમાન, ખ્રીસ્તી, પારસી કે યહુદી હો—સહુ ભાગીદાર થાય એમ હું ઇચ્છુ છું."

## મી. હોર્નીમેન દેશનિકાલ અને ક્રોનીકલનો અસ્ત.

આમ ખુનામરકીના પ્રાયશ્ચિત રૂપે અને લોકોને શુદ્ધ સત્યાગ્રહનો પાઠ ચુપકીદીથી શીખવવાને ગાંધીજીએ બહારની તમામ હીલચાલ બંધ કરી હતી અને સત્યાગ્રહની લડત પણ મુલતવી રાખી હતી તેવામાં મુંબાઇની સરકારે મી. હોર્નીમેનને દેશપાર કરવાનો હુકમ ઓચીંતો પસાર કર્યો અને તેમના વ્હાલામાં વ્હાલા મિત્રો તેમને મળી શકે તે પહેલાં તેમને વિલાયત જતી આગબોટ પર છાનામાના લઈ જવામાં આવ્યા હતા. આટલેથી સંતોષ ન પામતાં ક્રૉનીકલના અંક પહેલેથી સેન્સરને દેખાડી તે મંજુર કરે તેટલું પ્રકટ કરવાનો હુકમ અને ક્રોનીકલના જામીન જપ્ત કરવાનો હુકમ સરકારે પસાર કર્યો મી. હોર્નીમેન વગરનુ ક્રોનીકલ તે ગાંધીજીના કથન મુજબ જીવ વગરના દેહ જેવું દેખાય અને તેમાં પણ વળી સેન્સરની મંજુરીના હુકમથી તો પૂરૂ થયુ. તેથી ડીરેકટરોએ તરત જ એવો ઠરાવ કર્યો કે ક્રોનીકલ બહાર પાડવાનુ બંધ કરવું.

એ તો ખુલ્લી વાત છે કે મી. હોર્નીમેનની નિર્ભય, હિંમતભરી અને સ્વતંત્ર રાજ્યદ્વારીય ચળવળથી અને તેમના પત્રથી સરકાર ઘણા વખતથી ગુસ્સે થઇ હતી અને તેમને તથા તેમના મિત્રને કાંટાની માફક પોતાના માર્ગમાંથી દૂર કરવાને તેને તાલાવેલી થઈ હતી. મી. હોર્નીમેન સત્યાગ્રહની લડતમાં જોડાયા હતા તે એક નવો ગુન્હો ગણી શકાત પણ તે લડત થોડો વખત મુલતવી રાખવાની પોતે જ સલાહ આપીને તેનું તેમણે કંઇક નિવારણ કર્યું હતું. પણ પંજાબ અને દિલ્હી વિષે તેમના લેખથી તો છેવટે સરકારને જોઇતું બહાનું મળ્યું. ડુબતો માણસ તરણાનું પણ શરણ લે છે અને આ ઇલાકામાં બધી ચળવળ બંધ કરવામાં આવી હતી અને મી. હોર્નીમેન બીમારીવશ હતા તે વખતે દેશના ગુજ ભાગમાં થયેલી ખુનામરકી મૂળથી નાબુદ કરવાના પવિત્ર હેતુથી મી. હોર્નીમેનને દેશપાર કર્યા. પણ તેઓ પરદેશ ગયા તો પછી ક્રોનીકલ પર સાથે લાગા બે હુકમ કાઢવાની શી જરૂર હતી? સરકારે વિચાર કર્યો કે ગુસ્સો કાઢવો ત્યારે સામટો જ કાઢવો અને જે પત્ર મી. હોર્નીમેન ન હોય ત્યારે પણ ઘણું અગવડભરેલું થઇ પડે તેનું નિકંદન કરવું. સરકાર ખુનામરકીથી ઢાંકપીછોડા કરે તેથી પ્રજા ઠગાતી નથી. મી. હોર્નીમેન અને ક્રોનીકલ વિષે સરકારના હુકમમાં તેના નિરંકુશ વેર અને ગુસ્સાનો આવેશ સૌ કોઇ જોઈ શકે છે. ગાંધીજીની આગેવાની નીચે એક દિવસ હડતાલ અને અપવાસ પાળી પ્રજાએ તેમને માટે પોતાનો ભાવ બતાવ્યો છે અને સરકાર જોશે કે જો કે હાલને માટે મી. હોર્નીમેનને તેણે પરદેશ મોકલ્યા છે અને ક્રોનીકલ બંધ કર્યું છે તો પણ તે બન્નેની નીડરતા અને સ્વતંત્રતાના ગુણો પ્રજાના હૃદયમાં ઉંડા વસ્યા છે અને કોઈ પણ સત્તા તેને કાઢી શકે એમ નથી.

## સ્વદેશી.

સ્વદેશી પ્રતિજ્ઞાનો ખરડો પ્રજા સમક્ષ રજુ કરીને તે પર સહી કરવાની સર્વને સૂચના કરતાં ગાંધીજીએ નીચેનો લેખ બ્હાર પાડયો છેઃ—

"ભાઇઓ અને બ્હેનો,

સ્વદેશી વ્રત લેવાની પ્રથમ ચર્ચા તા૦ ૬ ઠ્ઠી એપ્રીલે જ્યારે હજારો પુરૂષો અને કેટલીક સ્ત્રીઓ સમુદ્ર કાંઠે ઉભાં હતાં તે વખતે થઇ; પણ તે વેળાએ વ્રત ન લીધું. હવે સ્વદેશીની ચર્ચા ખુબ થઇ ચુકી છે અને આપણને દિશા સુઝી છે. સ્વદેશી વ્રત લેવું એ આપણી ફરજ છે. હિંદુસ્તાનની ખરી આબાદી તેમાં રહેલી છે. હિંદુસ્તાનમાં ઉત્પન્ન થતી અને બનતી ચીજોનો ઉપયોગ તજીને હિંદુસ્તાનની બહારની ચીજોનો ઉપયોગ કરવો એ હિંદુસ્તાનનો દ્રોહ કર્યા બરાબર છે, એ સ્વચ્છંદ છે. આપણા દેશમાંજ જે વસ્તુ પેદા થઇ શકતી હોય તે વસ્તુ આપણને પસંદ ન પડે તેથી આપણે પરદેશી વસ્તુ વાપરવી એ તો પરદેશી બનવા જેવું છે. આપણા દેશની હવા કરતાં, આપણા દેશની જમીન કરતાં, બીજા દેશની હવા, જમીન સારાં હોય છતાં જેમ આપણે દેશનો ત્યાગ કરતા નથી તેમ આપણે દેશી વસ્તુનો પણ ત્યાગ નથી કરી શકતાં. એ સ્પષ્ટ વાત જણાય છે. ૧૯૧૭-૧૮ ની સાલમાં હિંદુસ્તાનમાં લગભગ ૫૦ કરોડ

રૂપીઆનો પરદેશી સુતરાઉ માલ દાખલ થયો હતો, અને ચાર કરોડ ઉપરાંત રેશમ આવ્યું હતું. આપણી વસ્તી ૩૦ કરોડની છે એટલે આપણે જણ દીઠ એ સાલમાં બે રૂપીઆ કપડાંને સારૂ બહાર મોકલી આપ્યા. તેનો બદલો દેશનો ભુખમરો છે. ત્રણ કરોડથી વધારે માણસોને હિંદુસ્તાનમાં એકજ વખત ખાવાનું મળે છે. જ્યારે હિંદુસ્તાનમાં ઘેર ઘેર રૂ કાંતવાનુ કામ થતું અને અસંખ્ય માણસો કાપડ વણતા હતા તે વેળા એવો ભુખમરો ન હતો. જ્યારે જ્યાને પ્રજા પોતાનો ધર્મ ચુકે ત્યારે ભુખમરો ઈત્યાદિ ઉપાધિઓનો ઉપદ્રવ થાય તેમાં શી નવાઇ! આ ઉપાધિનુ ઔષધ સ્વદેશી વ્રત જ હઇ શકે, તેથી પરિશિષ્ટમાં સુચવેલુ વ્રત તૈયાર કર્યું છે, તેમા બે પ્રકાર જણાવ્યા છે. પહેલુ વ્રત એ પ્રમાણમાં શુદ્ધ છે, પણ શુદ્ધમાં શુદ્ધ વ્રત તો એ જ હોઈ શકે કે જેમાં હાથ વતી કાંતેલા સુતરનાં હાથે વણેલાં કપડાં વાપરવાનીજ છુટ હોય. વણાટનો ધંધો ભાંગી પડવાથી અત્યારે આ શુદ્ધ વ્રત લેવું એ લગભગ અશકય છે, પણ ઘડી કાઢેલાં વ્રત લેનાર ઉપલા આદર્શને કબુલ રાખશે તો થોડા જ સમયની અંદર અંદર આપણે હાથથી કાંતેલા સુતરનાં કપડાં મેળવી શકીશું.

સ્વદેશી અને બૉયકૉટ વચ્ચે ઘણો મોટો તફાવત છે, એ હું બતાવી ગયો છું. મારી તો ખાત્રી છે કે બૉયકૉટથી હિંદુસ્તાનને કશો લાભ થવાનો નથી. એ તો મોટાની અદેખાઇએ નાક કાપવા સમાન થાય.

શું રૉલેટ બિલથી થતાં દર્દને નિવારવા સારૂ આપણે ઇંગ્રેજી માલનો બહિષ્કાર કરીને જાપાનનો પગપેસારો કરવા દઇશું? હકીકત તો એવી જ છે કે સ્વદેશીને રૉલેટ કાયદા સામેની ચળવળ સાથે કશો સબંધ નથી સત્યાગ્રહ જેવી ભારે પ્રવૃત્તિ ચાલતી હોય ત્યારે પ્રજા પોતાની ફરજનો વિચાર કરતી થઈ જાય છે. તેમ સ્વદેશીને વિષે થયું છે. રૉલેટ કાયદા નાબુદ થશે, હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યમાં એક માનીતા ભાગીદારની સ્થિતિ ભોગવતું થઈ જશે, ત્યારે પણ આપણે સ્વદેશી વ્રતનુ પાલન તો કરવુંજ પડશે. તે વખતે તો આપણને સ્વદેશી વ્રત સંકુચિત નહિ હોય પણ આપણી ઘણી હાજતો આપણે હિંદુસ્તાનમાંજ પુરી પાડવાની શક્તિ ધરાવતા હઇશુ. આ સ્વદેશી વ્રતમાં આપણે અંગ્રેજ ભાંઇઓને પણ દાખલ થવા વિનવશું

લાખો માણસો સ્વદેશી વ્રત લઇને પાળી શકે તેને સારૂ વ્યાપારી પ્રમાણિકતાની પુરેપુરી જરૂર પડશે. મીલના માલીકોને સ્વદેશની ઉપર પ્રીતિ રાખીને પોતાના ભાવ ઠરાવવા જોઇશે. મોટા વેપારીઓએ અને નાના વેપારીઓએ તેવીજ પ્રીતી રાખીને પ્રમાણિકતા જાળવવી જોઇએ. હજારો નાના વેપારીઓ જેઓની પાસેથી કરોડો ગરીબ માણસો કાપડ ખરીદે છે તેઓ જ્યાં સુધી પ્રમાણિક નહી થાય ત્યાંસુધી સ્વદેશી વ્રત આગળ નજ ચાલી શકે એમાં અમને જરાપણ શંકા નથી.

દેશમાં વેપારીઓને પણ સ્વદેશાભિમાનનો જુસ્સો આવેલો છે તેનો દેશના કલ્યાણને અર્થે પોતાના વહેવારમાં ગરીબોની ઉપર રહેમ ખાઇ સચ્ચાઇ જાળવશે એવી

માન્યતાથી આ વ્રત પ્રજાની આગળ મુકવાનો નિશ્ચય જેઓએ વ્રત લઇ લીધુ છે તેઓએ કર્યો છે.

જેઓની પાસે હાલ વિદેશી કપડા છે તેઓને વ્રત લેવામાં સંકોચ થતો જોવામાં આવે છે. આ વાત સ્વભાવિક છે, પણ દુઃખદ છે. સ્વદેશી વ્રતમાંથી આપણે ભારે પરિણામ લાવવા ઇચ્છીએ છીએ. એવા પરિણામ કાંઇ પણ ભોગ આપ્યા વિના નજ આવી શકે. વળી એવી ઉમેદ રખાય છે કે સ્વદેશી વ્રતની સાથે સાદાઇ પણ આવી જશે. અને જેઓ સાદાં અને વધારે ટકાઉ કપડાં લેશે તેઓ પૈસાનો બચાવ કરીને વિદેશી કપડાંમાં ગયેલા પૈસાની ખોટ થોડી મુદતમાં પુરી પાડી શકે છે. એટલી ચેતવણી આપી દેવાની જરૂર છે કે સ્વદેશી કપડાંનો ભંડોળ એકદમ કોઇએ નહીં ભરી લેવો એ આવશ્યક છે. હિંદુસ્તાનમાં કાંઇ એટલુ કાપડ તૈયાર નથી કે જેથી આપણે બધા ચાર ચાર પાંચ પાંચ વરસનો જથો આજથીજ રાખી શકીએ સ્વદેશી વાપરનારા ઘણા માણસો થશે ત્યારે વેપારી આ દરેક જગ્યાએ સ્વદેશી કાપડ વેચાશે અને દિવસે દિવસે સ્વદેશી કાપડ વધારે વણાતું થશે. સ્વદેશી વ્રતવાળાએ વિશ્વાસ રાખવો જોઇએ કે પોતાની જરૂરીઆત પુરી પડે તેટલુ કાપડ વખતોવખત મેળવી શકે એટલુ જ નહી પણ ખરૂં જોતાં તો દરેક માણસની એવી નેમ હોવી જોઇએ કે પોતે પોતાનું કાપડ પોતાના જ ઘરમાં વણી લેશે અને તેમ કરી નહી શકે તો પોતાના વણકર રાખશે અને પોતાની મારફતે તેઓનુ કાપડ તૈયાર કરાવશે. આમાં કાંઈ દગાને અવકાશ નહી રહે અને ટકાઉ પવિત્ર વસ્ત્રો સૌ પોતપોતાને માટે તૈયાર કરાવશે એ આપણી પુરાણી કથા છે.

બ્હેનો પ્રત્યે,

સ્વદેશીનો આધાર બ્હેનો ઉપર છે મારી ઉમેદ છે કે ઘણી બ્હેનો ગમે તેવા સારાં લાગતાં પરદેશી કપડાં હોય તેનો ત્યાગ કરીને હાલ જેવાં સ્વદેશી કપડાં મળે તેથી પોતાનો ગુજારો કરીને વ્રત લેશે. આપણે આજ સુધી વિદેશી કાપડ પહેરવાની ભુલ કરેલી છે તેને સારૂ કાંઇક અગવડ ભોગવવી જોઇએ. વળી જે વિદેશી કપડાં હોય તેનો બીજો ઉપયોગ કરી શકાય છે એ વસ્ત્રો વેચી શકાય કે પરદેશમાં વેચવાને પણ મોકલી શકાય છે. બ્હેનોની પાસેથી એ પણ ઉમેદ મજ રાખનાર છે કે બાળકોને તુરત સ્વદેશી કપડાં પહેરતાં કરી મુકશે. વ્રત લેવા ઇચ્છનારાઓની સગવડને સારૂ ઓફીસ ખોલવામાં આવશે. તેની ગોઠવણ ચાલી રહી છે તે ગોઠવણ પુરી થયે ખબર આપવામાં આવશે. ”

આ પ્રતિજ્ઞાપર કેટલાક આગેવાન ભાઇઓ અને બ્હેનોએ સહી કરી છે.

## શુદ્ધ સ્વદેશી વ્રત.

“ ઇશ્વરને દરમ્યાન જાણીને હુ પ્રતિજ્ઞા લઉં છું કે આજથી હિંદુસ્તાનમાં એવાં કપડાંનો ઉપયોગ નહિ કરૂં કે જે હિંદુસ્થાનમાં કંતાયેલાં અને વણાયેલાં નહિ હોય.

રૂપીઆનો પરદેશી સુતરાઉ માલ દાખલ થયો હતો, અને ચાર કરોડ ઉપરાંત રેશમ આવ્યું હતું. આપણી વસ્તી ૩૦ કરોડની છે એટલે આપણે જણ દીઠ એ સાલમા બે રૂપીઆ કપડાંને સારૂ બહાર મોકલી આપ્યા. તેનો બદલો દેશનો ભુખમરો છે. ત્રણ કરોડથી વધારે માણસોને હિંદુસ્તાનમાં એકજ વખત ખાવાનું મળે છે. જ્યારે હિંદુસ્તાનમાં ઘેર ઘેર રૂ, કાંતવાનુ કામ થતું અને અસંખ્ય માણસો કાપડ વણતા હતા તે વેળા એવો ભુખમરો ન હતો જ્યારે જ્યારે પ્રજા પોતાનો ધર્મ ચુકે ત્યારે ભુખમરો ઈત્યાદિ ઉપાધિઓનો ઉપદ્રવ થાય તેમાં શી નવાઇ! આ ઉપાધિનુ ઔષધ સ્વદેશી વ્રત જ હઇ શકે, તેથી પરિશિષ્ટમાં સુચવેલુ વ્રત તૈયાર કર્યું છે, તેમા બે પ્રકાર જણાવ્યા છે. પહેલુ વ્રત એ પ્રમાણમા શુદ્ધ છે, પણ શુદ્ધમાં શુદ્ધ વ્રત તો એ જ હોઈ શકે કે જેમાં હાથ વતી કાતેલા સુતરનાં હાથે વણેલાં કપડાં વાપરવાનીજ છુટ હોય વણાટનો ધંધો ભાંગી પડવાથી અત્યારે આ શુદ્ધ વ્રત લેવુ એ લગભગ અશક્ય છે, પણ ઘડી કાઢેલાં વ્રત લેનાર ઉપલા આદર્શને કબુલ રાખશે તો થોડા જ સમયની અંદર અંદર આપણે હાથથી કાંતેલા સુતરનાં કપડાં મેળવી શકીશું

સ્વદેશી અને બૉયકૉટ વચ્ચે ઘણો મોટો તફાવત છે, એ હુ બતાવી ગયો છુ મારી તો ખાત્રી છે કે બૉયકૉટથી હિંદુસ્તાનને કશો લાભ થવાનો નથી. એ તો મોટાની અદેખાઇએ નાક કાપવા સમાન થાય

શું રોલેટ-બિલથી થતાં દર્દને નિવારવા સારૂ આપણે ઇંગ્રેજી માલનો બહિષ્કાર કરીને જાપાનનો પગપેસારો કરવા દઇશુ? હકીકત તો એમ જ છે કે સ્વદેશીને રૉલેટ કાયદા સામેની ચળવળ સાથે કશો સંબંધ નથી સત્યાગ્રહ જેવી ભારે પ્રવૃત્તિ ચાલતી હોય ત્યારે પ્રજા પોતાની ફરજનો વિચાર કરતી થઈ જાય છે તેમ સ્વદેશીને વિષે થયું છે રૉલેટ કાયદા નાબુદ થશે, હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યમા એક માનીતા ભાગીદારની સ્થિતિ ભોગવતુ થઈ જશે, ત્યારે પણ આપણે સ્વદેશી વ્રતનુ પાલન તો કરવુંજ પડશે તે વખતે તો આપણે સ્વદેશી વ્રત સંકુચિત નહિ હોય પણ આપણી ઘણી હાજતો આપણે હિંદુસ્તાનમાંજ પુરી પાડવાની શક્તિ ધરાવતા હઇશુ. આ સ્વદેશી વ્રતમાં આપણે અંગ્રેજ ભાઇઓને પણ દાખલ થવા વિનવશુ

લાખો માણસો સ્વદેશી વ્રત લઇને પાળી શકે તેને સારૂ વ્યાપારી પ્રમાણિકતાની પુરેપુરી જરૂર પડશે. મીલના માલકોને સ્વદેશની ઉપર પ્રીતિ રાખીને પોતાના ભાવ ઠરાવવા જોઇશે. મોટા વેપારીઓએ અને નાના વેપારીઓએ તેવીજ પ્રીતી રાખીને પ્રમાણિકતા જાળવવી જોઇએ. હજારો નાના વેપારીઓ જેઓની પાસેથી કરોડો ગરીબ માણસો કાપડ ખરીદે છે તેઓ જ્યાં સુધી પ્રમાણિક નહી થાય ત્યાંસુધી સ્વદેશી વ્રત ... ન નભ જ ચાલી શકે એમા અમને જરાપણ શંકા નથી.

દેશમાં વેપારીઓને પણ સ્વદેશાભિમાનનો જુસ્સો આવેલો છે તેનો દેશના કલ્યાણને અર્થે પોતાના વહેવારમાં ગરીબોની ઉપર રહેમ ખાઇ સચ્ચાઇ જાળવશે. એવી

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૬ ઠું.]                    મે-જુન. ૧૯૧૯.                    [અંક ૧૧-૧૨

## જિસેપ મૅઝિનિ.

---

( ગતાંક પૃષ્ઠ ૬૦૯ થી ચાલુ )

મૅઝિનિનો આદર્શ ક્યારનોયે છિન્નભિન્ન થઈ ગયો હતો એબીના કરતાં ૧૮૪૯ ના ઇટલિની સુધરેલી સ્થિતિમાં કોઈ પણ રીતે વધારે ધ્યાન ખેંચે એવી બીના ન હતી. હું પરસ્પર વિરોધી વાક્યનો ઉપયોગ કરૂં છું એમ લાગતું હોય તો માફ કરશો મૃત્યુ દ્વારા જ જીવન શક્ય જણાય છે એ તો અનંતકાળનું સત્ય છે આધુનિક ઇટલિ જીવતી રહે એટલા માટે મૅઝિનિનો આદર્શ મૃત્યુ પામે એ જરૂરનું હતું. મી. કાઈફ કહે છે તે પ્રમાણે, "તેના આદર્શનો ઇટલિ, પ્રજાસત્તાક જાતિના દરેક સભ્યનો પોતાનામાં સમાવેશ કરનારો, ધર્મગુરૂની જે લુચ્ચાઈથી, તથા જે વહેમોથી મનુષ્યની ગુલામ સુધી અધોગતિ થઈ હતી તેથી વિમુક્ત રહેલો, પોતાના સ્વાતંત્ર્ય માટે માન પોતાને જ આભારી રહેલો અને સમાન કાયદાના રાજ્યથી સુઘટ્ટ બનેલો એવો હતો. મૅઝિનિ પોતાની મહાન્ યોજનાને તેના સંપૂર્ણ સ્વરૂપમાં જે મક્કમપણાથી વળગી રહ્યો હતો, તથા રાષ્ટ્રીય હક્કોની કોઈ પણ પ્રકારની લેવડદેવડ કરવાની તેની અધીરાઈથી તે, જે વ્યવહારૂ રાજ્યનીતિજ્ઞોએ તથા સાધનયુક્ત પુરૂષોએ ૧૮૫૯ માં પરદેશી સહાયથી "ઇટલિય ઐક્ય તરફનું પહેલું પગથિયું સાધ્યું હતું તેમના કામથી અલગ રહ્યો હતો." ખરૂં જોતાં મેં ગયા વિભાગમાં કહ્યું હતું તે પ્રમાણે મૅઝિનિએ પોતાનું કાર્ય સાધ્યું હતું-તેના સ્વભાવનો કોઈ માણસ ઇટલિ માટે જેટલું કાર્ય સાધવાને શક્તિમાન નીવડે તેટલું કદાચ સર્વ કાર્ય સાધ્યું હતું. જે લક્ષ્ય લક્ષમાં રાખવાનું હતું, પણ તેના ઉપાયોથી જે કદી પણ સધાય એમ ન હતું તે લક્ષ્ય તેણે વ્યવહારૂ રાજ્યનીતિજ્ઞ સમક્ષ મૂક્યું હતું. પરંતુ જે આદર્શ છિન્નભિન્ન થઈ ગયો હતો તે માત્ર પ્રજાસત્તાક રાજ્યવિષયક જ ન હતો. નાસ્તિ-ઐશ્વરીય પક્ષને-જે પક્ષ "તત્વજ્ઞાની પ્રજાપ્રભુત્વથી કે પ્રાપંચિક રાજા તર-

વારથી નહિ પણ સુધરેલા અને સુધારનારા પોપના આચાર્યપદથી પુનર્જીવિત થયવા નવીન અને પ્રતાપી ઇટલિ માટે આશા રાખતા હતા.' તે પક્ષને-પણ પોતાનો આદર્શ તજી દેવાની ફરજ પડી હતી. દાઝેલિયો છેક ૧૮૪૭ થી જ આ ભ્રમણા કળી ગયો હતો, કારણ કે તે વર્ષમાં તે રોમથી લખે છેઃ-" મારી ખાત્રી થઈ છે કે પાયો નોનોનો જાદુ ટકી રહેશે નહિ. તે દેવદૂત છે, પણ તેની આસપાસ રાક્ષસો ફરી વળ્યા છે; તેનું રાષ્ટ્ર અવ્યવસ્થિત છે,-અને તેમાંના લોકો બગડી ગયલા છે; તે વિટંબણા સાથે કોઈ પણ રીતે લડત ચલાવી શકશે નહિ." એની ભવિષ્ય વાણીની સત્યતા તરત જ સિદ્ધ થઈ. પાયો નોનો નમ્ર અને દયાળુ પુરોહિત હતો, પરંતુ આવા કાર્યની ભવ્યતા કે જરૂર તે સમજ્યો હોત તો પણ પોપના આચાર્યપદને તે કાર્યનું અધ્યક્ષપદ આપવાને તે તદ્દન અશક્તિમાન હતો. નીઓ-ગેલ્ફીય પક્ષના થોડા વખતના આગેવાન ખુદ ગીઓબર્ટિએ ૧૮૫૧ માં 'રિન્નોવૅમેન્ટો' નામક પુસ્તક પ્રસિદ્ધ કર્યું. પોતાની પહેલાંની પદ્ધતિનો પોતે કરેલો ત્યાગ તેણે તેમાં જાહેર કર્યો, અને ઇટલિય સ્વાતંત્ર્યના અનિવાર્ય પાયા તરીકે સાર્ડીનિયાના અગ્રેસરપણાના સિદ્ધાન્તને સ્પષ્ટ રીતે સ્વીકાર્યો. " જે યુવાન મહારાજા પીડમૉન્ટ ઉપર રાજ્ય ચલાવે છે તેના શિવાય, આપણા છૂટકારાનું કામ હાથમાં લઈ શકે એવા બીજો કોઈ પણ પુરૂષ હું ઇટલિમાં જોતો નથી. પોતે જે નિયમો માટે સમ ખાધા હતા તે નિયમોનું ઉલ્લંઘન કરનાર પાયસનું, ફર્ડિનાન્ડનું કે લીઓપોલ્ડનું અનુકરણ કરવાને બદલે તે પોતાના નિયમો ધાર્મિક વિધિથી પાળે છે:- અન્ય સમયે આ વખાણ અસભ્ય ગણાત, પણ આજે દૃષ્ટાન્તથી વિરૂદ્ધ હોવાથી તે વખાણ કંઈ ન્હાનુંસૂનું નથી."

ત્યારે સર્વ ઇટલિય સ્વદેશાભિમાનીઓની, સર્વ ઇટલિય પક્ષોની આશા-અગાઉ તેમનો ખાસ પક્ષપાત ગમે તે હતો તો પણ-ધીમે ધીમે સાર્ડીનિયાના ઐક્યરાજ્ય ઉપર એકાગ્ર થવા લાગી, સાર્ડીનિયાના યુવાન રાજા ઉપર એકત્ર થવા લાગી. અને સાર્ડીનિયાના વંશના, સેવૉયના કુટુંબના સંપ્રદાયો, તેમને જે ભાગ લેવાને આમંત્રણ કરવામાં આવ્યું હતું તે ભાગ લેવા માટે અત્યંત અનુકૂળ હતા. તેઓ આલ્પ્સની નીચેના પોતાના રાજ્યમાં સ્હેજ શકમંદ રાજ્યમામલાથી કેવી રીતે સ્થપાયા હતા તે આપણે જોઇ ગયા છીએ. આપણે આટલું પણ જોઇ ગયા છીએ કે અરાઢમી સદીમાં ઇટલિયમાં જે કાંઇ જીવન હતું તે બધુ આ પ્રાન્તમાં એકાગ્ર થયુ હતું. ૧૮૨૧ ની અને ૧૮૩૩ ની હુલ્લડ વિષયક હીલચાલમાં, ઇટલિના બાકીના રાજકુમારોના કાર્યથી પીડમૉન્ટના રાજ્યકર્તાઓના કાર્યને જૂદું પાડે એવું કદાચ કંઇ જ ન હતું અલબત્ત, નેપલ્સના અને પીડમૉન્ટના કુલ અખત્યાર વચ્ચે તફાવત જોવાને મૅઝિનિને કંઈ જ કારણ ન હતું અને છતા ઇટલિના સુધારકોમાં એવી લાગણી હતી-અને તે પણ ચોક્કસ પાયા ઉપર -કે પીડમૉન્ટનું રાજ્યતંત્ર બીજાં રાષ્ટ્રોના રાજ્યતત્રથી તરાહની બાબતમાં જૂદું પડતું હતું. કંઈ નહિ તોયે, ઇટલિના પ્રાપંચિક રાજાઓમાં એકલો પીડમૉન્ટનો રાજા જ સ્વદેશી હતો. જે લોકો ઉપર તે રાજ્ય ચલાવતો હતો તે લોકોની સાથે વાચાની અને લોહીની બાબતમાં મળતો હતો. પરંતુ આટલેથી જ બસ નથી, પરંતુ ઇટલિના રાજ્યકર્તાઓ પૈકી એકલા પીડમૉન્ટના ચાર્લ્સ આલ્બર્ટે જ ૧૮૪૮ ની વસંતઋતુમાં

પોતાની સ્વતંત્ર ઇચ્છાથી લોકોને રાજ્યસભાનું રાજ્યબંધારણ અર્પ્યું હતું. અને સૌથી વધારે તો એ કે ઇટલિય સ્વાતંત્ર્યની-પવિત્ર લડતમાં પોતાની તરવાર મ્યાનમાંથી બ્હાર કાઢનાર તે પહેલો જ હતો. જો કે ઑસ્ટ્રિયા અશક્ત છે તો પણ જેમણે છૂટા થવાનો નિશ્ચય કીધો છે, જેમણે એક થવાનો નિશ્ચય કીધો છે એવા લોકો સાથે ઇટલિમાં તેને ટક્કર ઝીલવાની છે એવું ઑસ્ટ્રિયાને ભાન કરાવનાર તે પહેલો જ હતો.

વિક્ટર ઇમૅન્યુએલ ૧૮૪૯ માં ગાદીએ બેઠો ત્યારે તે માત્ર ઓગણત્રીસ વર્ષનો યુવાન પુરૂષ હતો. પીડમૉન્ટનું અને ઇટલિનું ભવિષ્ય ઉજ્જવલ હતું એમ તો ન જ કહી શકાય, છતાં ઓસ્ટ્રીયા સાથે સંધિ કરવા માટે રૅડેટસ્કિ સાથેના વ્યવહારમાં તેણે જે વર્તણુક રાખી હતી તેમાં અણછાજતી નિરાશા જેવું કંઇ જ ન હતું. તેણે કહ્યું હતું કે "આવી શરતોને સ્વીકારવા કરતાં વહેલું તો તેની વ્યવસ્થા કરવી એમ જો હોય તો હું સેંકડો રાજ્યોનો ત્યાગ કરીશ. મારા પિતાએ જે સમ ખાધા છે તે હું પાળીશ. છેક મરણ નીપજે ત્યાં સુધી ચાલે એવી લડાઈની તમે ઇચ્છા રાખતા હો તો, ભલે થવા દો! હું મારી પ્રજાને ફરી એક વાર હથિયાર લઇને સજ્જ થવા કહીશ, અને સામાન્ય ઉશ્કેરણી વખતે પીડમૉન્ટ શું શું કરી શકે એમ છે તે તમે જોઇ લેશો. જો મારી પડતી થશે તો તે શરમ ભરેલું ગણાશે નહિ. મારૂં કુટુંબ દેશનિકાલનો રસ્તો જાણે છે, બેઆબરૂનો રસ્તો નહિં" અહીં યુવાન રાજાનું દૃઢ, નિશ્ચયી ચારિત્ર્ય વ્યક્ત થાય છે, અને તેની પ્રમાણિકતા પણ ઓછી વ્યક્ત થતી નથી. "મારા પિતાએ જે સમ ખાધા છે તે હું પાળીશ" તેની આખી જીંદગીમાં તે પોતાના વચનને નિમકહલાલ રહ્યો હતો; તેણે લોકોને જે પ્રથમ જાહેરનામું મોકલ્યું હતું તેમાં તેણે જણાવ્યું હતું કે "આપણું માન અકલંકિત જાળવી રાખવા તરફ, આપણા દેશના ઘા રૂઝાવવા તરફ, આપણી ઉદાર સંસ્થાઓને સુદૃઢ કરવા તરફ, આપણા બધા પ્રયત્નોનું વલણ હોવું જોઇએ. આ કાર્ય હાથમાં લેવાને હું મારી પ્રજાને આહ્વાન કરૂં છું, આ કાર્ય માટે હું વિધિપૂર્વક સમ ખાઇને પ્રતિજ્ઞા લઇશ, અને એના બદલામાં હું પ્રજા તરફથી સહાયની, સ્નેહની, અને ભરોસાની રાહ જોઉં છું."

આ વિધિપૂર્વક પ્રતિજ્ઞામાં જણાવેલા હેતુમાંથી વિક્ટર ઇમૅન્યુએલ કદી પણ ચસ્યો ન હતો, અને જો કે તેટલો વખત ભવિષ્યનો દેખાવ ઘણો જ અંધકારમય હતો તો પણ જે માણસ પાછળ નજર કરવા માંગતો હોય, અને છેલ્લાં થોડાં વર્ષ દરમ્યાન ઇટલિ જે રસ્તે થઇને ગયો હતો તે રસ્તો ત્યાગવા માગતો હોય તે માણસને માટે, આપણે જોઈ ગયા છીએ તેમ, કંઇ થોડું ઉત્તેજન હતું એમ નહિ. ના, ખુદ હમણાંનો ભૂતકાળ પણ સર્વ ઉત્તેજનથી મુક્ત ન હતો. ૧૮૪૯ ના વિગ્રહને પરિણામે અમુક ઉપદ્રવ થવા પામ્યો હતો એ વાત ખરી છે, પરંતુ એમ છતાં પણ ઇટલિય દીક્ષાકાલના ઇતિહાસમાં તે અત્યંત ઉપયોગી રિસાયત થઇ પડી હતી. મી સાયમન્ડ્ઝ યોગ્ય કહે છે તે પ્રમાણે "તેણે ઇટલિય સ્વાતંત્ર્યના કર્તવ્યકર્મને પીડમૉન્ટના ઉત્તમોત્તમ લોહીથી પવિત્ર કર્યું હતું, ઇટલિને બાદશાહી સ્વધર્માર્થ દેહત્યાગી વીર આપ્યો હતો, અને સેવૉયના વંશને પ્રગતિમય પદ્ધતિનું વચન આપ્યું. એ પદ્ધતિમાંથી એ વંશ કદી ક્ષણ ભર પણ ચસ્યો ન હતો."

દરમ્યાન ઇટલિમાંના સામાન્ય અતિકાર્ય વચ્ચે વિક્ટર ઇમૅન્યુએલ અને તેનો પ્રધાન દાઝેલિયો સાર્ડીનિયાના રાજ્યને પુનઃ વ્યવસ્થિત કરવાને તથા ઉદારમતવાદી પ્રકારના રાજ્યબંધારણવિષયક સુધારા અમલમાં મૂકવાને મક્કમ હિમ્મતથી કામે લાગ્યા. પરંતુ હજી પણ મૅઝિનિની આગેવાનીને નમતું આપનારા પ્રજાસત્તાક રાજ્યપંથી અશામ્ય પુરુષોએ જીનોઆમાં જે સાંસારિક અણગમો ઉત્પન્ન કીધો હતો તેની સાથે પહેલાં તો આ બે વીર નરોને પાનું પડવાનું હતું. થોડા વખત ઉપરની સુલેહના સંબંધમાં સાર્ડીનિયાની સરકારને માથે અધમમાં અધમ દ્રોહનો આરોપ ઓઢાડવામાં મૅઝિનિએ અને તેના મિત્રોએ ખચકો ખાધો ન હતો. "ઇટલિ રાજ્યદ્રોહીના પુત્ર કાર્લો આલબર્ટોના હાથમાં જાય તેના કરતાં ગુલામ બને એ વધારે સારૂં." મૅઝિનિ તદ્દન હઠીલો હતો. સારે નસીબે તેના કરતાં વધારે કાર્યદક્ષ પુરુષો એ કામ વિચારશીલ પરિણામ સુધી ચાલુ રાખવાને ઉપાડી લેવાના હતા.

સાંસારિક અણગમાથી પાછા ન હઠવાથી, દાઝેલિયો અને વિક્ટર ઇમૅન્યુએલ સુધારાને માર્ગે ક્રમશઃ આગળ વધ્યા. તેમની પ્રથમ મુશ્કેલી ધાર્મિક સ્થિતિને લગતી હતી. સાર્ડીનિયાના ન્હાના રાજ્યમાં તે વખતે મઠવાસ સ્વીકારનાર ૪૧ પાદરીઓ, ૧૪૦૦ કરતાં વધારે ધર્માધિકારીઓ, અને ૧૮,૦૦૦ લોકો હતા. અર્થાત્ આખી વસ્તી ધ્યાનમાં લેતાં, દર ૨૧૪ પૈકી એક માણસ ધર્મપંથી હતો. હવે, એમને એમ જોવા જશો તો સરખામણીમાં આ અણઉપયોગી બાબત લાગશે પણ જ્યારે તમે એટલું યાદ લાવશો કે સાર્ડીનિયામાં ધર્મપીઠ હજી પણ સર્વ ધર્મપંથીઓ ઉપર પોતાનું એકાકી ચલણ હોવાનો દાવો કરતી હતી, ગુન્હેગારોને નિવાસસ્થાન આપવાનો હક્ક હતો, તથા મધ્યયુગી પદ્ધતિના સર્વ ગેરવ્યાજબી હક્કો અસ્તિત્વ ધરાવતા હતા, ત્યારે, સુધારકને જે મુશ્કેલીઓ સામે થવું પડયું હશે તેની પરિમિતિ તમે સમજી શકશો. ઇંગ્લાંડના ઇતિહાસમાં આના જેવી સ્થિતિ જોવી હોય તો જરા આગળ જવું પડશે. જે સમયે બીજો હેન્રિ ઇંગ્લૅન્ડના સુપ્રસિદ્ધ રાજ્ય બંધારણની બાબતમાં ધાર્મિક હકુમત મર્યાદિત કરવાનો પ્રયત્ન કરીને બેકેટની સામે અથડાતો હતો તે સમય આના જેવો જ હતો. બીજા હેન્રિ માફક વિક્ટર ઇમૅન્યુએલ દિવાની કાયદા સમક્ષ સમાનતા ઉપર સર્વ મનુષ્યોને લાવી મૂકવાને સચિત ઇચ્છતો હતો. ખ્રિસ્તિ ધર્મોપદેશક અદાલતોનું સત્તાની પૂર્ણતા સુધી ચાલૂ રહેલું અસ્તિત્વ, કેળવણી ઉપર પોતાની એકાકી હકુમત હોવા બદલ તથા સાંસારિક નીતિ ઉપર આવારદષ્ટા તરીકે પોતાની પદવી બદલ જેસ્યુઇસ્ટ લોકોનો અનહદ ઢોંગ અને ડોળ, એ ઉભય આ વિચારશીલ અને વખાણવા લાયક મનેચ્છાથી વિરોધી હતાં. દિવાની અને ધાર્મિક સત્તાઓ વચ્ચે ચકમક ઝરતો અટકાવવાની અત્યંત સચિત ઇચ્છાથી વિક્ટર ઇમૅન્યુએલે ૧૮૪૯ ની શરદ્ ઋતુમાં અમીર સિક્કાર્ડિને ખાસ એલચી તરીકે પોપ પાસે મોકલ્યો. સાર્ડીનિયામાં ધર્મપીઠ અને રાષ્ટ્રપીઠ વચ્ચેના સંબંધમાં કોઇ પણ જાતનો ફેરફાર કરવાની મંજુરી આપવાની પોપે દઢતાથી ના કહી. એ આચાર્યપદના પ્રતિનિધિએ કહ્યું, "દુશ્મના દિવાનખાનાની બહારના ખંડ સુધી જવા માટે સાર્ડીનિયાના : ૦ ને કરવાની પવિત્ર પિતાની મરજી હતી, પણ ખુદ ખંડમાં જવા તે ઇચ્છતો ન હતો."

આ પ્રમાણે અંકુશ મૂકાયો તે છતાં, રાજાએ સિક્કાર્ડિની મદદથી સુધારાનું કામ આગળ ચલાવવાનો નિશ્ચય કર્યો; "ફોરો ઇક્લિસિયૅસ્ટિકો" (અથવા મુખ્ય ધાર્મિક અદાલત) છેવટને માટે રદ કરવામાં આવી, અને ધર્મોપદેશકોના વિશાળ સંઘના હક્કો તથા તેમની છૂટ સમજપૂર્વક વાપરીને ઓછાં કરવામાં આવ્યાં. ધાર્મિક વાજંત્ર સ્વેચ્છાએ રાજા વિરુદ્ધ તથા તેના કુમાર્ગી પ્રધાનો વિરુદ્ધ નિંદાના બૂમબરાડા કરવા માંડયા. તેમને સારે નશીબે ધાર્મિક અસહ્યતાનો એક પ્રસિદ્ધ દાખલો રાજાને તથા તેના પ્રધાનોને આ પ્રશ્ન હાથે ધરવામાં ખરેખર આ વખતે અત્યંત મદદગાર થઇ પડયો. જ્યારે વ્યાપાર મંત્રી સાન્ટા રોઝા સિક્કાર્ડીઇન નિયમ પસાર થયા પછી થોડા વખતમાં જ મરી ગયો ત્યારે, જોકે તેણે અસ્ખલિત અકલંકિત જીવન ગાળ્યું હતું, અને જોકે રોમની ધર્મપીઠ સાથે સંપૂર્ણ સમાગમ ધરીને તે મરી ગયો હતો તો પણ તેને છેવટની ધર્મ-વિધિ કરવાની સાફ ના પાડવામાં આવી હતી. ધાર્મિક સુધારાને કાર્યને બીજું કંઇ પણ આથી વધારે મદદ કરી શકયું ન હોત.

મેં આ બાબત ઉપર તપસીલસહ વિચાર ચલાવ્યો છે, કારણ કે બે કારણોને લીધે તેમ કરવાની અત્યંત જરૂર હતી. પહેલું તો એ કે, જે માણસ ઇટલિનો રાજા થવાને નિમાયો હતો, તથા ખુદ પોપના મહેલની છાયામાં સરકારનું મથક સ્થાપવાને સર્જાયો હતો તે સાર્ડીનિયાના રાજાની અને રોમના વડા ધર્મગુરૂની વચ્ચેની તૂટની શરૂઆત તે સૂચવે છે. આ પ્રમાણે પડેલી તૂટ હજી સંધાઇ નથી, અને જો કે એ સ્થિતિની મુશ્કેલીઓ ધીમે ધીમે ઓછી થતી જાય છે તો પણ આપણે એટલું યાદ રાખવું જોઇએ કે ઓછામાં ઓછાં વીસ વર્ષ સુધી પોપની અને દિવાની સત્તા વચ્ચેનો ઝગડો એ આધુનિક ઇટાલિના સ્થાપકો જે પ્રશ્નો ઉકેલવા માટે નિમાયા હતા તે પ્રશ્નો પૈકી અઘરામાં અઘરો પ્રશ્ન હતો. બીજું એ કે, આ બાબત જરૂરી હોવાનું એવું કારણ છે કે આ પ્રશ્ન સાથે જેનું નામ ખાસ જોડાયલું છે એવા મહાન્ રાજ્યનીતિજ્ઞ અમીર કૅમિલ્લો-ડિ-કાવ્હરને ઇટલીય રાજનીતિમાં દાખલ કરવામાં તે બાબત કારણભૂત નીવડી હતી.

ધાર્મિક હકુમતને નાબૂદ કરવા બાબતની ચર્ચા દરમ્યાન કાવ્હરે પ્રધાનોની પદ્ધતિને સબળ ટેકો આપ્યો હતો. તેણે તેમને જણાવી દીધું હતું તે પ્રમાણે વખતસર સુધારા દાખલ થાય તો જ ફુલ્લડ થતાં અટકે. તેણે કહ્યું હતું કે, "એમ ન ધારશો કે રાજ્યબંધારણ વિષયક ગાદી નબળી પડશે; એથી ઉલટું, એ તો સબળ થશે. અને આપણી જમીનમાં તે એવાં તો સજ્જડ મૂળિયાં ઘાલશે—" આ ભવિષ્યવાણી ઉમેદા ધ્યાનમાં રાખજો—" કે જ્યારે રાજ્યક્રાન્તિ ફરી આપણને બ્હીક બતાવશે ત્યારે, રાજ્યબંધારણ વિષયક ગાદી તેને દોરવશે એટલું જ નહિ પણ, તે પોપની આસપાસ ઇટલિનાં સર્વ જીવન્ત બળોને એકત્રિત કરશે, અને જે ભવિષ્ય હજી તેમની રાહ જોઇ રહ્યું છે તે તરફ તેમને દોરી જશે."

એ ભવિષ્યના સૌંદર્યમાં અને ખચિતપણામાં કાવ્હરને સંપૂર્ણ વિશ્વાસ હતો. તેણે સરકારને છેક હમણાં જ જે ઉપયોગી ટેકો આપ્યો હતો તે ટેકો સરકારને માન્ય

રાખવો પડયો, અને ૧૮૫૦ માં દાઝેલિયોના પ્રધાન મંડળમાં તે વ્યાપાર-મંત્રી તરીકે જોડાયો. તેની તેજસ્વી મગજશક્તિ, તેની ઉત્સર્પી પરંતુ ચુસ્ત રીતે માનનીય મનેચ્છા, તેની અનમનીય દઢતા અને તેનો સ્હેજ ઉદ્ધત સ્વભાવ, એ સર્વ ક્યારનાં સ્વીકારાયાં હતાં. રાજાએ દાઝેલિયોને કહ્યું, તમે શું કરો છો તે ધ્યાનમાં રાખજો; કાવ્હૂર તરત તમારા બધાનો ધણી થઈ બેસસે; તે તમને હાંકી કાઢશે; તે જયાં સુધી પોતે મુખ્ય પ્રધાન બનશે નહિ ત્યાં સુધી તેને કદી પણ સંતોષ વળશે નહિ."

કાવ્હૂર તા. ૧૦ ઑગસ્ટ ૧૮૧૦ ને રોજ જન્મ્યો હતો, અને મૅઝિનિ માફક જન્મે પીડમૉન્ટનો રહીશ હતો. તેનું કુટુંબ પીડમૉન્ટના ન્હાના અનન્ય સામાન્ય વિશિષ્ટજનો પૈકીનું હતું-યૂરોપમાંનાં કદાચ ન્હાનામાં ન્હાનાં, અને અલબત્ત ગર્વિષ્ઠમાં ગર્વિષ્ઠ વિશિષ્ટજનો પૈકીનું હતું. એટલું જાણવું રસિક થઈ પડશે કે મહાન્ નેપોલિયનની એક બ્હેન પૉલિન બોર્ધીસ તેની ધર્મ પ્રતિનિધિઓ પૈકી એક હતી. આ પ્રમાણે કાવ્હૂર અને બોનાપાર્ટો વચ્ચેનો સંબંધ વહેલો જ શરૂ થયો હતો. બીજા ખાનદાન યુવકો માફક તેણે ટ્યુરિનના લશ્કરી વિદ્યાલયમાં કેળવણી લીધી હતી. સને ૧૮૨૮ માં તે યંત્ર કલાશાસ્ત્રી તરીકે લશ્કરમાં જોડાયો હતો. પરંતુ લશ્કરની નોકરી તેને મનપસંદ ન હતી. પોતાની માતૃભૂમિની અધમ સ્થિતિ સમજવાની, તથા તેના પુનરૂદ્ધાર માટેનાં સ્વપ્નો અનુભવવાની તેણે ક્યારની શરૂઆત કરી હતી. ૧૮૩૦ ની ફ્રાન્સની રાજ્યક્રાન્તિના બનાવોથી તેના મન ઉપર ઘણીજ ઉંડી અસર થઇ હતી. આ અસર વિષે તેણે પોતાના મિત્રોને એટલી બધી સ્વતંત્રતાથી ખબર આપી કે તેના દેશના અધિકારીઓ એથી નાખુશ થયા. તેના અવિચારને પરિણામે ફોર્ટ્-દ-બાર્ડમાં તેને અર્ધકેદ કરવામાં આવ્યો; અને પોતાની સ્થિતિથી કંટાળીને તેણે ૧૮૩૨ માં પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું.

આ વખતે તેના જે રાજકીય મત હતા તેનો સારાંશ ૧૮૨૯ ના ડિસેમ્બર માસમાં પોતાના એક અંગ્રેજ મિત્રને તેણે લખેલા એક પત્ર ઉપરથી જણાઇ આવે છે—

"તમારી સરકારની રાજ્યપદ્ધતિમાં જે સુખકારી ફેરફાર થવા પામ્યા છે તેને માટે હુ તમને ખરા હૃદયથી ધન્યવાદ આપું છું." (ડયુક ઑફ વેલિન્ગટન અને સર રૉબર્ટ પીલ એમણે પસાર કરેલા કૅથૉલિક ઈમૅન્સિપેશન ઍક્ટ વિષે, હું ધારૂં છું કે, અહીં ઉલ્લેખ કીધો છે.) "જ્યારે આખો યૂરોપ પ્રગતિને માર્ગે જબ્બર પગલાં ભરીને ચાલે છે ત્યારે કમનશીબ ઇટલિ દિવાની અને ધાર્મિક જુલમની તે જ પદ્ધતિ તળે હમેશને માટે નમી પડયો છે. જેમનો આત્મા સંસ્કૃતિના ઉદાર સિદ્ધાન્તોનો વિકાસ કરવાને સરજાયો છે, છતાં ઑસ્ટ્રિયાની છૂરીથી પોતાના દેશને રીબાતો જોવાની જેમને ફરજ પડી છે, એવા લોકોની દયા ખાઓ. તમારા દેશભાઈઓને કહો કે આપણું છૂટકારા માટે નાલાયક નથી; જો આપણામાં બગડી ગયલા સભ્યો છે તો જ્ઞાનનાં સુખ ભોગવવાને લાયક હોય એવા સભ્યો પણ આપણામાં છે. હું લવતો હોઉં તો મને માફ કરશો, પણ ક્રોધના અને ગમગીનીના ભાર તળે મારો આત્મા

દબાઇ ગયો છે." અંગ્રેજ રાજનીતિમાં અત્યંત રસ લેવાનું કાબ્ડૂરે ક્યારનું શરૂ કીધું હતું; અને તે રસ તેણે મરણ સુધી ચાલુ રાખ્યો હતો. એટલું જણાવ્યું રસિક થઇ પડશે કે આ વખતથી તે ટાઇમ્સનો, મૉર્નિન્ગ પોસ્ટનો, અને ઇકૉનૉમિસ્ટનો નિયમિત ગ્રાહક બન્યો હતો.

પરંતુ વર્તમાન મેળવવાનાં આવાં વખાણવા લાયક સાધનોથી પણ કાબ્ડૂર કોઇ પણ રીતે સંતુષ્ટ થયો ન હતો. જે રાજકીય, સામાજીક અને સૌથી વધારે તો આર્થિક પ્રશ્નો તે વખતે ઇંગ્લાંડને તેમ જ યૂરોપ દેશને હલમલાવી રહ્યા હતા તે પ્રશ્નોનો ઉંડામાં ઉંડો અભ્યાસ કરવાનો તેને નિશ્ચય હતો. અનાજના કાયદાના આંકડાઓ બતાવી, સરકારના અહેવાલો બાબત, રાજસભાની સત્તાવાર અહેવાલોની ચોપડીઓ વિગેરે વિગેરે બાબત ઇંગ્લાંડમાંના પોતાના મિત્રોને તે વારંવાર લખતો આપણને માલુમ પડે છે. મને લાગે છે કે ઇંગ્લાંડમાંનાં સૌથી વધારે "પ્રગતિમય" મફત પુસ્તકાલયોમાં પણ આવા પ્રકારનાં રસિક સાહિત્યની માગણી જવલ્લે જ થતી હશે. આવા અભ્યાસથી અવશ્ય તે, ઇંગ્લાંડ જેવા દેશની ધીર અને નિગ્રહી પ્રગતિ, તથા પોતાની કમનશીબ પિતૃભૂમિની અધમ સ્થિરતા વચ્ચે સરખામણી દોરી શકયો. ઇંગ્લાંડમાંની સુધારાની ચળવળને તે ઘણો જ ઉંડન રસ ધરાવીને અનુસર્યો, અને આખા યૂરોપમાંની અમીરી મંડળી માટે, તથા ઇટલિ માટે પણ, આશાના ચિહ્ન તરીકે તેણે જે ૧૮૩૨ નો સુધારા-ખરડો પસાર થયો તેને આવકાર આપ્યો. તે લખે છે: "અને આપણે જે અધમ સ્થિતિમાં મૂકાયા છીએ તેમાં ખરેખર આશાના કિરણની આપણને જરૂર છે. એક બાજુથી ઑસ્ટ્રીયાની છૂરી તળે દબાઇ જવાથી અને બીજી બાજુથી પોપના ક્રોધ બહિષ્કારથી દબાઇ જવાથી આપણી સ્થિતિ ખરેખર શોચનીય થઇ ગઇ છે. વિચારનો દરેક સ્વતંત્ર અમલ, દરેક ઉદાર લાગણી ગુંગળાઇ ગયાં છે-જાણે કે એમ કરવું એ રાષ્ટ્ર વિરૂદ્ધ એક જાતનો ધર્મલોપ કે ગુન્હો હોય ની! આવા અનંત કમનશીબમાંથી કોઇ પણ જાતનો છૂટકારો આપણી જાતે મેળવવાની આપણે આશા રાખી શકીએ નહિ........રોમાનાના લોકો માટે આપણા યુગના વિચારો અને રિવાજો સાથે કંઇક આદરશ્ય ધરાવતું અભિનંદનીય રાજયતંત્ર માત્ર ઇંગ્લાંડનો અવાજ જ મેળવી શકે એમ છે."

લશ્કરી નોકરી છોડયા પછી કાબ્ડૂરે ખેતીવાડીમાં જ્યાલેરિમાંની પોતાની વડિલોપાર્જિત જમીનની વ્યવસ્થામાં પોતાની શક્તિનો ઉપયોગ કર્યો. પહેલે સપાટે તો પ્રવૃત્ત મનના માણસને ખેતીવાડી માટે કંઇજ આકર્ષણ હોતું નથી. કાબ્ડૂર પોતે લખે છે તે પ્રમાણે "જે કામની શરૂઆત ના પાર્થક્યથી થાય છે, અને જેનો અંત ઢોરનાં રહેઠાણની મધ્યમાં આવી રહે છે તે કામને માટે એશઆરામની ટેવવાળા લોકોને કંઇક ખટકો લાગે છે, પરંતુ જો તે પોતાના પહેલા ખટકાને ઓળંગી શકે, તો તેને આકર્ષે એવું ઘણું તેને માલુમ પડશે." શરૂઆત કરતી વખતે શિખામૂલ અને ગોલાલુ વચ્ચેનો ભેદ પણ ન સમજનાર કાબ્ડૂરને પોતાને તો આ અનુભવ ઘણોજ કિંમતી થઇ પડયો. આ એકસરખા કામથી ઉપજતો કંટાળો દૂર કરવાને તે વખતોવખત મુસાફરી કરતો. આવી રીતે તેણે ઇંગ્લાંડ, આયર્લાંડ અને સ્કૉટલાંડ દેશમાં મુસાફરી કીધી

હતી. જે સામાજીક અને રાજકીય કાર્યના અભ્યાસમાં તે અત્યાર સુધી ગુંથાયો હતો તે અભ્યાસ તેણે ત્યાં અત્યંત આતુર ઉત્સાહથી ચાલૂ રાખ્યો. ગરીબ લોકોની સ્થિતિ, નવા ગરીબ-કાયદાનો અમલ, ઔદ્યોગિક લક્ષ્મી, વધતો જતો વેપાર, અને સૌથી વધારે તો ઈંગ્લાંડનુ રાજસભાવિષયક રાજયતંત્ર, એ સર્વ તરફ તેનું ગંભીર ધ્યાન દોરાયું. ઈટલિમાં રાજસભા વિષયક રાજયતંત્રનો ખરો સ્થાપક થવાને સર્જાયલો આ યુવાન ઇટલિવાસી દર રાત્રે પરકીય બેઠકમાં બેસીને, ચાલતી ચર્ચાને ઘણા જ રસ સાથે અનુસરતો, કાર્યપદ્ધતિનાં નિયમોથી, કાર્ય ચલાવવાની પદ્ધતિથી તથા સૌથી વધારે તો અંગ્રેજ રાજયપ્રકરણી આમની સભાની વિષયક ચાતુરીની ખુબીઓથી સંપૂર્ણતઃ વાકેફ થતો માલુમ પડતો હતો. આ પ્રમાણે મેળવેલો અનુભવ છેવટનાં વર્ષો દરમ્યાન કાવુરને અલબત્ત અગણ્ય અને કિંમતી થઈ પડયો.

દરમ્યાન આશરે ૧૮૩૫ માં તેણે વિવિધ વર્તમાનપત્રોમાં તથા માસિકોમાં અંગ્રેજી ગરીબ-કાયદા વિષે, સાર્વજનિક દવા વિષે, સ્વતંત્ર વેપાર વિષે, આગગાડીઓ વિષે, તથા એવા એવા અનેક પ્રશ્નો વિષે લેખો લખવાનું શરૂ કર્યું. ૧૮૪૩ માં તેણે જીનોઆ સાર્વજનિક-માળામાં આયર્લાંડ વિષે એક લેખ પ્રસિદ્ધ કર્યો. એ લેખ તેની ચુકાદાની ખાસ ગંભીરતાથી તથા તેની તીવ્ર સામાન્ય સમજણથી ખાસ ધ્યાન ખેંચી રહ્યો હતો. આ પહેલાં થોડા વખત અગાઉ ૧૮૪૨ માં પીડમૉન્ટની ખેતીવાડી મંડળી સ્થાપવામાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો. આ મંડળીનો હેતુ માત્ર ઢોરની ઉછેર બાબત તથા રસાયનિક ખાતર બાબત ખરા વિચારો ફેલાવવાનો જ ન હતો, પરંતુ પીડમૉન્ટમાં રહેતા જે આગેવાન લોકો ઉદાર મત ધરાવતા હતા તેમને એકત્ર કરવાનો પણ હતો. આ સુશિક્ષિત આગેવાનોને ઘણી જ સાવચેતીથી આગળ આવવું પડતું હતું. ૧૮૪૭ માં કાવુરે, રાજયતંત્રના રાજયબંધારણ વિષયક વિચારો ફેલાવવાના ઇરાદાથી, સાન્ટા રોઝા, સિઝેરિ બાલ્બો અને બીજા કેટલાક ગૃહસ્થો સાથે મળીને 'રિઝૉર્જિમેન્ટો' નામક એક નવું પત્ર કાઢયું. એ વખતે રાજયબંધારણ વિષયક પક્ષનો કાર્યક્રમ ટુંકો પરંતુ સુંદર અર્થગર્ભિત હતોઃ " ઇટલિનું સ્વાતંત્ર્ય, રાજકુમારો અને લોકો વચ્ચે ઐક્ય, સુધારાને માર્ગે પ્રગતિ, અને ઇટલીય રાષ્ટ્રોની એક મંડળી."

એટલું તો તમારા ધ્યાન ઉપર ચઢયું હશે કે, આ કાર્યક્રમમાં એક ધ્યાનમાં લેવા લાયક બાબત દાખલ કરવામાં આવી નથી. એ કાર્યક્રમ સ્વાતંત્ર્ય વિષે જણાવે છે, રાષ્ટ્રોની મંડળી વિષે કહે છે, ઐક્ય વિષે પ્રતિપાદન કરે છે, પરંતુ એકતા વિષે તેમાં કંઈ પણ સૂચન કરવામાં આવ્યું નથી. અને ખરેખર, આ વખતે કાવુર તથા ઇટલીય સ્વાતંત્ર્ય પક્ષીઓ એકતાના પ્રશ્નને પોતાનું કોડી લેવાને છોડી દઇ સંતુષ્ટ રહ્યા હતા. તેમને ખાત્રી હતી કે એ એકતા આખરે તો સધાવાની જ છે; પરંતુ સૌથી પહેલી તો સ્વાતંત્ર્યની આવશ્યકતા હતી. મૅઝિનિપંથી ઉત્સાહી પુરૂષો આ પક્ષ પાછળ જે જબરા દુશ્મનાવટથી પડયા હતા તેનું કારણ આ જ હતું. મૅઝિનિપંથીઓનું એવું માનવું હતું કે, સર્વ પ્રકારની સંધિ, સર્વ પ્રકારની શાંતતા,' એ તો ખુદ ધિક્કારવાલી વસ્તુને જ હાથમાં લેવા બરાબર હતું. રાજનીતિની તેમજ રાજય ખટપટની બાબતમાં,

એક ગ્રીક કહેવત પ્રમાણે, આખા કરતાં અરધું વધારે સારૂં, એમ તેઓ કદી પણ સમજી શકે એમ ન હતું. કાવૂર શિવાય બીજો કોઈ પણ માણસ આ સત્ય વધારે સંપૂર્ણ રીતે સમજ્યો ન હતો. કાવૂરને તો એમ જ કહેવાની ટેવ પડી ગઇ હતી કે "આપણે એક જ વખતે એક જ વસ્તુ સાધીએ તો ઠીક; આપણે ઑસ્ટ્રિયાવાસીઓને નાબૂદ કરવા, એટલે પછી આપણે જોઈ લઇશું—આપણે જોઈ લઈશું," સાથે સાથે તેણે પીડ-મૉન્ટમાં પોતાની હતી તેટલી શક્તિથી સુધારા કરવાનું જારી રાખ્યું. તે પૂછતો, "જે સુધારાથી કંઈ પણ નિર્ણય ઉપર ન આવી શકાય, અને જેનું કંઇ પણ પરિણામ ન આવે તે સુધારાથી ફાયદો શો ? ચાલો, આપણે રાજ્ય બંધારણની માગણી કરીએ. અત્યાર સુધી જે પાયા ઉપર રાજ્યતંત્ર ટકી રહ્યું હતું તે પાયા ઉપર હવે વધારે વખત સુધી તે ચાલી શકે એમ નથી, તો પછી તેવા પાયાને સ્થાને સમયની ભાવનાને અનુ-કૂલ હોય એવો, સંસ્કૃતિની પ્રગતિને અનુકૂલ હોય એવો પાયો ભલે રચાય; સાધારણ વખત વહી જાય તે પહેલાં, તથા લોકોના કકળાટ વચ્ચે સામાજીક સત્તા નષ્ટ થઈ જાય તે પહેલાં એવો પાયો ભલે રચાય." આ શબ્દો બરાબર ધ્યાનમાં રાખજો; એ શબ્દો કાવૂરની આખી રાજકીય કારકીર્દિ માટેનું યોગ્ય સાધન બની રહેશેઃ "લોકોના કકળાટ વચ્ચે સામાજીક સત્તા નષ્ટ થઇ જાય તે પહેલાં એવો પાયો ભલે રચાય." સુધારા મુખ્યત્વે કરીને સુધારાની ખાતર જ' પરંતુ વિનાશક રાજ્યક્રાન્તિના પગ નીચેની જમીનને ધારી લેવાની ખાતર, અગાઉથી સ્થાપી લેવાની ખાતર, જડમૂળથી નાબૂદ કરવાની ખાતર પણ કંઇ ઓછા નહિ. એ જ ખરા સ્વાતંત્ર્યવાદીનો મોહ્લો છે; એ જ સહૃદય સ્થાયીવાદીનો મોહ્લો છે.

આ માગણી કબૂલ રાખવામાં આવી, રાજ્યબંધારણ સ્વીકારવામાં આવ્યું, અને ૧૮૪૮. માં અમીર કાવૂરે પીડમૉન્ટની પહેલી રાજસભામાં ટયુરિનના સભાસદ તરીકે સ્થાન લીધું.

ઈગ્લાંડમાં પોતે મેળવેલા અનુભવને પરિણામે, કાવૂર પહેલેથી જ પોતાના દેશમાં રાજ્યસભાતંત્રનો નિમાયક હતો. પરંતુ પ્રવૃત્ત રાજકીય જીવનમાં પહેલી જ વાર દાખલ થતાંની સાથે તે અલબત્ત લોકપ્રિય થઈ પડયો. રાજ્યક્રાન્તિની ઉશ્કેરણીના સમયમાં પ્રજ્ઞ અને નમ્ર પુરૂષો ઘણા જ ભાગ્યે મળી આવે છે. અસાધારણ એક રાજ્યવાદીઓ—મૅઝિનિ પક્ષના ગરબડિયા અવશેષો—તેને પ્રતિકારી કુલીન પુરૂષ ગણતા હતા; ત્યારે બીજી તરફથી તેનો પોતાનો પક્ષ તેને ભયંકર રાજ્યક્રાન્તિવાદી તરીકે તજી જતા હતા. પરંતુ પુરોહિતોનો અમલ નાબૂદ કરવાને ઘડાયલા સિકાર્ડીય કાયદાને તેણે જે ઉત્સા-હથી તથા શક્તિથી ટેકો આપ્યો હતો તે ઉભયથી તેણે થોડા વખતમાં. સર્વ નિયત પુરૂષોનું માન આરાધવાની ગોઠવણ કરી દીધી.

આથી, આપણે જોઇ ગયા તે પ્રમાણે, સાન્ટા રોઝાના મરણ પછી તે વ્યાપાર-મંત્રી નીમાયો. જે સબળ મિતવ્યયી અને આર્થિક સિદ્ધાન્તો તેણે મોટે ભાગે આજ દેશમાં ગ્રહી લીધા હતા, અને જેમની સત્યતા વિષે તેને ગળા સુધી ખાત્રી હતી તે સિદ્ધાન્તોને અમલમાં મૂકવાની તેને આ હોદ્દાથી તક મળી. તેણે ઝડપથી સુધારા આ-

ગળ વધાર્યો; તેણે વ્યવહારનાં અંદર અંદરનાં સાધનો સુધાર્યાં; વેપાર ઉપરના ભારરૂપ અટકાવ તેણે નાબૂદ કીધા; અને ઈંગ્લાંડ, ફ્રાન્સ, બેલ્જિઅમ તથા અન્ય સત્તાઓ સાથે વેપારવિષયક સંધિ કીધી. તેના સુધારાથી દેશની ઔદ્યોગિક આવકમાં અજબ વધારો થયો, અને છેક પાસેના ભવિષ્યમાં એ દેશને જે ઉત્સાહી ભાગ લેવાનો હતો તે ભાગ રહેવાને તે વધારે સશક્તિમાન નીવડયો. પરંતુ પ્રજામાં પ્રજ્ઞ પુરૂષો પણ મૂર્ખા લોકોના ઠપકાથી ખચી જઈ શકતા નથી; અસાધારણ પ્રવૃત્તિથી ભરપૂર ટુંકી સત્તાધારી કારકીર્દિ ભોગવ્યા પછી કાવ્હૂરને નિવૃત્ત થવું પડયુ. આથી તેને જે તક મળી તેનો લાભ લઈને કાવ્હુર ઈંગ્લાંડમાંના પોતાના મિત્રોની ફરી મુલાકાત લેવા ઉપડી ગયો, અને ઈટલિમાંની તે વખતની પરિસ્થિતિ વિષે એક અંગ્રેજ તરીકે તેણે પોતાનો અભિપ્રાય જાહેર કીધો. ખરેખર આ પરિસ્થિતિ દિવસે દિવસે વધારે ને વધારે સંદિગ્ધ થતી જતી હતી. સાર્ડીનિયાની સરકારની ઉદાર અને સુધારાવાળી રાજ્યપદ્ધતિથી પ્રતિકારી સત્તાઓમાં અણગમો ઉભો થવાની શરૂઆત થઈ હતી. ઑસ્ટ્રિયાએ અને પ્રશિયાએ તો નિર્લજ્જ થઈને વિક્ટર ઈમૅન્યુએલને એવી પણ સૂચના કીધી હતી કે, ફ્લૉરેન્સની અને નેપલ્સની, મૉડેનાની અને પાર્માની ગુલામી અદાલતોની પ્રતિકારી રાજ્યપદ્ધતિને અનુસરીને તે પોતાનાં હિત સર્વોત્તમ રીતે વિચારી શકશે. રાજાએ આના જવાબમાં તેના વિશિષ્ટ સલાહકારોને વિવેકથી છતાં દઢતાથી જણાવી દીધું કે પોતે પોતાના ઘરમાં કુલ મુખત્યારી હતો, બીજા રાજાઓને જે કરવાનુ ઠીક લાગ્યું હતું તેમાં તેણે ડોકુ ઘાલ્યું નહતું. અને પોતે તો પોતાને મતે કાર્યની સંપૂર્ણ છૂટ ઈચ્છતો હતો! રાજકીય પરિસ્થિતિ કરતાં પુરોહિતી પરિસ્થિતિ કંઈ ઓછી મુશ્કેલ ન હતી. ખરૂં જોતાં, સિક્કાર્ડીય કાયદા ઉપરની ચર્ચાથી ઈટલિમા રાષ્ટ્ર અને ધર્મપીઠ વચ્ચેનો આખો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. આ પ્રશ્ન સર્વત્ર અને સર્વદા કાંટા ભર્યો હતો, પરંતુ પોપપીઠના આચાર્યપદી અધિકારના અસ્તિત્વને લીધે ઈટલિમાં આ પ્રશ્ન એથી સો ગણો વધારે મુશ્કેલ થઈ પડયો હતો. ૧૮૫૨ માં કાવ્હૂર જ્યારે સાર્ડીનિયાનો મુખ્ય પ્રધાન નીમાયો ત્યારે તેની સમક્ષ જે કંઈ પ્રશ્નો આવી ઉભા હતા તે આવા હતા. પોતાની તુરતની કાર્યપદ્ધતિ વિષે તો કાવ્હુર પૂરેપૂરો ચોક્કસ હતો. તેણે પોતે પોતાનો કાર્યક્રમ નીચે પ્રમાણે લખ્યો છે—

" પોતાની જાતને ઉન્નત કરીને, તથા યૂરોપમાં તેમ જ ઈટલિમાં પોતાની મનેચ્છા સમાન મોભ્ભો અને પ્રતિષ્ઠા ફરીથી સ્થાપીને પીડમૉન્ટે શરૂઆત કરવાની છે. એટલા માટે જે કાર્ય પદ્ધતિ ઉદ્દેશમાં અડગ હોય, પરંતુ યોજેલાં સાધનોના પ્રમાણમાં નમનશીલ અને વિવિધ હોય, સરકારી ભંડાર ઉપર લશ્કરી પુનર્વ્યવસ્થા ઉપર; રાજ્ય ખટપટ ઉપર, અને ધાર્મિક કાર્યો ઉપર જેનો અધિકાર હોય, એવી કાર્ય પદ્ધતિ હોવી જોઈએ."

કોઈએ યોગ્ય જ કહ્યું છે કે, રાજનીતિજ્ઞ પુરૂષમાં બે સદ્ગુણો જરૂરના છે, એક તો દૂર દૃષ્ટિ, અને બીજો અદૂર દૃષ્ટિ. કાવ્હુરમાં આ બે પરસ્પર વિરોધી ગુણોનું અસાધારણ સંપૂર્ણતાથી સંમેલન થયું હતું. તે જાણતો હતો કે વ્યક્તિઓની બાબતમાં

તેમ રાષ્ટ્રોની બાબતમાં એવા પણ વખત આવે છે કે જ્યારે ઉદ્ધતાઇ વાપરવી એ દૂરદૃષ્ટિની અવધિ લેખાય છે.

" કાં તો તેને પોતાના ભાવિની બહુ બ્હીક છે,
અથવા તો તેનાં પુણ્ય બહુ થોડાં છે;
એથી તે સર્વ મેળવવા કે તે સર્વ ખોવા,
તે પોતે તેને કસોટીએ ચઢાવતો નથી. "

૧૮૫૪માં જ્યારે પશ્ચિમની સત્તાઓએ ક્રીમિયાની લડાઇમાં ઝંપલાવ્યું ત્યારે સાર્ડીનિયાના ઇતિહાસમાં આવો કટાકટીનો સમય આવી પહોંચ્યો હતો. આવા કટોકટીના સમયે મુત્સદ્દીની સ્થિતિ કેવી હશે તે તમે જાતે જ વિચારી લો. ઇટલિનાં અનેક રાષ્ટ્રો પૈકીનું એક પ્રાચીનમાં પ્રાચીન નહિ એવું, મોટામાં મોટું નહિ એવું, તવંગરમાં તવંગર નહિ એવુ, દેવાના ભાર નીચે દબાઈ ગયેલું, વિનાશક લશ્કરી આફતની છેક હમણાંની યાદગીરી તળે ચગદાઈ ગયલું, પોતાના છેક પાડોશી સાથે જરા પણ સારો સંબંધ ન ધરાવનારું અને યુરોપીય "સત્તાઓ" પૈકી ખરી રીતે ન જ સ્વીકારાયલું એક રાષ્ટ્ર ૧૮૫૪ માં પોર્ટના પ્રદેશોનો બચાવ કરવા માટે પશ્ચિમની સત્તાઓ સાથે જોડાવા તૈયાર થયું. અરસપરસનો વ્યવહાર મહિનાઓ સુધી મુલતવી રાખવામાં આવ્યો હતો. આ દેખીતું ઉદ્ધત સાહસ ખેડવાનું મત ધરાવનાર કાવ્હુર તેના સહકારીઓ વચ્ચે માત્ર એકલો જ રહ્યો હતો. તેમને તો આ આખી યોજના માત્ર ગાંડપણ ભરી જ લાગતી હતી. પરંતુ રાજા કાવ્હુરને પક્ષે દૃઢ રહ્યો. પ્રધાનોને રાજીનામાં આપવાની રજા આપવામાં આવી અને ૧૮૫૫ ના જાન્યુઆરી માસમાં સંધિ થઈ. એ સંધિ અનુસાર સાર્ડીનીયા ૧૫૦૦૦ ( પછીથી વધીને થયલાં ૨૫૦૦૦ ) માણસો સાથે લઇને પશ્ચિમની સત્તાઓની મદદે જવાના વચનથી બંધાયો. મૅસ્સેરિ કહે છે. "રાજાની બાબતમાં એ અવસર ઘણો માંગલિક હતો, એ અવસરથી દેશનું ભાવિ નક્કી થયું હતું એ સંધિ ઇટલિનું હિત હતું. આટલી બધી મુશ્કેલીઓને પહોંચી વળવાને કાવ્હુરની મગજશક્તિ પૂરતી ન હતી. વિકટર ઇમૅન્યુએલની દૃઢતા પણ નકામી હતી કારણ કે તેના વિના એ સંધિ થઈ જ ન હોત." મેં મૅસ્સેરિનો અભિપ્રાય અહીં ઉતાર્યો છે, તેનુ કારણ એ કે ઇટલિમાંની રાજાની નિમકહલાલ પ્રજા જે સત્ય સંપૂર્ણ રીતે સમજી શકી હતી, પરંતુ ઇંગ્લાંડમાં જે સત્યની યોગ્ય કદર થઈ ન હતી, તે સત્ય એ અભિપ્રાયમાં સમાઈ રહ્યું છે. ખુદ વિકટર ઇમૅન્યુએલે ઇટલીય ઐક્યના નાટકમાંના કટોકટીના સમયે જે અત્યંત ઉપયોગી ભાગ ભજવ્યો હતો તે જ આ સત્ય. અહીં ક્રીમિયાની સંધિમાં, પછી વિલાફ્રૅન્કાની સુલેહ પછી, તે પછી ૧૮૬૧ માં નેપલ્સના પ્રશ્નની બાબતમાં અને છેવટે ૧૮૭૦ ના અત્યંત કોમળ અને અઘરા સંધિક્રમમાં-એ સર્વ કટોકટીના સમયમાં-ખુદ રાજાની હિમ્મતથી, દૃઢતાથી અને ચાતુરીથી જ દરેક મુશ્કેલીને પહોંચી વળી શકાયું હતું અને ફતેહની ખાત્રી થઇ શકી હતી.

પરંતુ ક્રીમિયામાં સાર્ડીનિયાએ ડાકું ઘાલ્યું તે બાબત તમે પ્રશ્ન કરો પણ ખરા કે. આ ઝઘડામાં તેનો શો સ્વાર્થ હતો, ડાકું ઘાલવાનો તેને શો હક્ક હતો, પોતે જે

સાહસ ખેડે તેના બદલામાં તેને શું મળવાની આશા હતી? કાવૂર પણ આ પ્રશ્નો આગળથી ધારી બેઠો હતો. સંધિ વખતે આપેલા એક મહાન્ ભાષણમાં તેણે બતાવ્યું હતું કે, બૉસ્ફરસ અને ડાર્ડનલ્સ કબજામાં લીધા પછી રૂશિયા ભૂમધ્ય સમુદ્રમાં અટકાવી ન શકાય એવો થઈ પડશે. તેણે કહ્યું હતું કે "પરંતુ મને કોઇ એમ પૂછે કે, ભૂમધ્ય સમુદ્રમાં રૂશિયા કુલ અખત્યારી ભોગવે તેમાં આપણને શું? એટલું કહેવું પડશે કે, એ કુલ અખત્યાર ઈટલિ નથી ભોગવતો, કે સાર્ડીનિયા પણ ભોગવતો નથી; અત્યારે તો એ કુલ અખત્યાર ઇંગ્લાંડના અને ફ્રાન્સના કબજામાં છે; ભૂમધ્ય સમુદ્રના બે નહિ પણ ત્રણ ધણી થશે. આ સભામાં આવા વિચારોને ટેકો મળે એ તો હું માની શકતો જ નથી. એનો અર્થ તો એવો થાય કે આપણે ભવિષ્ય માટેની આપણી આશાઓ છોડી દેવી! આ સંધિથી ઈટલિને શું ફાયદો થશે?" તેણે છેવટે પ્રશ્ન કર્યો. "હું તમને કહું. યુરોપની હાલની સ્થિતિમાં ઈટલિને આપણે જે રીતે મદદ કરીએ, કે કદાચ અન્ય કોઈ પણ મદદ કરે તે રીતે (તેને આ સંધિ લાભકારક નીવડી શકે.) છળકપટથી, કાવતરાંથી, રાજ્યક્રાન્તિથી અને કુમાર્ગી હીલચાલોથી ઈટલિને કેટલો બધો ઓછો ફાયદો થયો છે તે તો પાછલાં વર્ષોનાં અને પાછલી સદીઓના અનુભવથી સિદ્ધ થઇ ચૂક્યું છે. આટલું કરવા ઉપરાંત, માનુષી દુઃખનું જે વિશાળ પ્રમાણ તેમના ઉપર આવી પડ્યું હતું તેને લીધે જ માત્ર નહિં, વધતી જતી સખતાઇનું કારણ અને બહાનું તેઓ બન્યા છે તેને લીધે જ નહિ, પરંતુ આ-ચાલુ કાવતરાં: આ ફરી ફરી થતી રાજ્યક્રાંતિ, આ બીન અસરકારક હુલ્લડો, યૂરોપની અન્ય પ્રજાઓને ઈટલિ માટે એક વખત જે માન તથા કેટલેકઅંશે મહાનુભૂતિ હતાં તેમાં ઘટાડો કરવાને કારણભૂત નીવડ્યાં હતાં તેને લીધે પણ યુરોપના આ સુંદર વિભાગ ઉપર જે મોટામાં મોટી આફત આવી પડી હતી તે આફત આ બધાએ સાબીત કરી આપી છે હવે હું માનું કે ઈટલિના ભાગ્યમાં કોઈ પણ સુધારો કરવાને માટે પહેલી શરત તો એ છે કે, આપણે તેની નામના પાછી મેળવી આપવી જોઇએ અને એવી રીતે વર્તવું જોઇએ કે, બધી પ્રજાઓ, સરકારો, અને વર્ગો તેના સદ્‌ગુણોની તારીફ કરે. આ હેતુ સાધવા માટે બે બાબતો જરૂરની છે; એક તો એ કે આપણે યુરોપને સિદ્ધ કરી આપવું જોઇએ કે પોતાની જાતે વ્યવસ્થાસહ રાજ્ય ચલાવવા માટે ઈટલિમાં પૂરતા દિવાની સદ્‌ગુણ છે, છૂટકારા માટે તૈયાર થવાને પૂરતો દિવાની સદ્‌ગુણ છે અને અત્યાર સુધી આપણી જાણમાં હોય એવું સૌથી વધારે સંપૂર્ણ રાજ્યતંત્ર સ્વીકારવા માટે ઈટલિ શક્તિમાન છે. બીજી બાબત એ છે કે, લશ્કરી સદ્‌ગુણની બાબતમાં આપણે આપણા પૂર્વજો કરતાં જરા-પણ ઉતરતા નથી એ આપણે બનાવી આપવું જોઇએ. ઈટલિવાસીઓ ડહાપણથી, દૂર દૃષ્ટિથી અને નીમકહલાલીથી પોતાની મેળે રાજ્ય કરવાને શક્તિમાન છે એમ યુરોપને ચોકખે ચોકખું સિદ્ધ કરી આપીને સાત વર્ષ સુધી તમે જે વર્તણુક રાખી છે તે દ્વારા તમે ઈટલિની એક સેવા ક્યારનીએ કરી છે. એ સેવા કરતાં વધારે મોટી નહિ તો પણ એથી ઓછી મહત્વની તો નહિ જ, એવી સેવા બજાવવી એ તમારા હાથમાં છે; કીર્તિના રણક્ષેત્ર ઉપર ઈટલિના પુત્રો બહાદુર પુરૂષો છે. વાક્ચાતુર્યથી અને લખાણથી ઈટલિનો પુનરુદ્ધાર સાધવાનું ધારનારાઓએ જે કાંઈ

કર્યું છે તેના કરતાં પૂર્વની રણભૂમિ ઉપર આપણા યોદ્ધાઓ જ પરાક્રમો કરશે તે પરાક્રમો ઇટલિના ભવિષ્ય માટે કંઇક વધારે સારું કામ સાધશે એમ મને અનુવર્તન થાય છે."

આવી પૂરી ગણત્રી આટલી ચોકસ રીતે કદી પણ પરિપૂર્ણ થઈ ન હતી. આવો ઉદ્ધત નિશ્ચય આટલી પૂર્ણ રીતે કદી પણ સત્ય નીવડયો ન હતો. ક્રીમિયામાં સાર્ડીનિયાના દેશની વર્તણુંકથી કસ્ટોઝનું અને નોવારાનું લાંછન ધોવાઇ ગયું એટલું જ નહિ પણ એથી સાર્ડીનિયાને પહેલી જ વાર "સત્તાઓ" વચ્ચે માતબર સ્થાન મળ્યું: સૌથી વધારે તો એ કે જે રાજ્યનીતિ વિષયક અંતર્વ્યવહારથી અંતે, પૅરિસની સંધિ થવા પામી હતી તે વ્યવહારમાં સમાન પદે ભાગ લેવાને સાર્ડીનિયા આથી શક્તિમાન થયો.

ઑસ્ટ્રિયાએ ઘણાયે વાંધા ઉઠાવ્યો તે છતાં કાવુરને પૅરિસની સમાજમાં સ્થાન મળ્યું હતું. એ સમાજને લીધે સાર્ડીનિયાના અને ઇટલિના ભવિષ્યને જુદું જ વલણ મળ્યુ. ઇટલિની સ્થિતિ એ સમાજ સમક્ષ રજુ કરવાને કાવૂરને આખરે પરવાનગી મળી હતી ત્યારે અંગ્રેજ પ્રતિનિધિઓ લૉર્ડ કાઉલીમાં અને લૉર્ડ ક્લૅરેંડનમાં તથા (જે બાબત એથી પણ વધારે ઉપયોગી છે તે) ફ્રાન્સના રાજામાં કાવૂરને સહાનુભૂતિ ધરાવનાર શ્રોતાઓ તરીકે વિશ્વાસ હતા. એમની જાણની ખાતર તેણે ઇટલિમાંનાં વિવિધ રાષ્ટ્રોની સ્થિતિ વર્ણવી, ખાસ કરીને નેપલ્સનું અંધાધુધીવાળું રાજ્યતંત્ર ચીતરી બતાવ્યું, અને તે પણ આંખને અકારા લાગતા રંગોથી ચીતરી બતાવ્યું. પરિણામે લૉર્ડ ક્લૅરેંડને રાજા ફર્ડિનંડ સાથે નિવારણ કરવાની સૂચના કીધી. પરંતુ ઑસ્ટ્રિયાના ખુદ પ્રધાનની હાજરીમાં કાવૂરે ઘણુ જ યોગ્ય ધૈર્ય વાપરીને અધીરાઇથી બધાં ગૌણ કારણોને હડસેલી દીધાં, અને તે મૂળ અગત્યનો પ્રશ્ન જ હાથમાં લઇ બેઠા. તેના કહેવા પ્રમાણે બધી વસ્તુસ્થિતિનુ જે મૂળ કારણ નીર્મૂળથી ઉખેડી નાખવામાં બધા સમાન હતા તે ઑસ્ટ્રિયા હતો. "ઑસ્ટ્રિયા તો ઇટલિના સ્વાતંત્ર્યનો કટ્ટો દુશ્મન છે; ઇટલિની એકની એક સ્વતંત્ર પ્રજાનો જે પ્રજાના પ્રતિનિધિ તરીકે ઉભા રહેવાનું હુ માન ધરાવું છું તે પ્રજાનો હંમેશનો ભય છે." આ તરફ, ઇગ્લાંડનો અને ફ્રાન્સનો આગ્રહ છતાં, ઇટલિમાંના પોતાના રાજ્યના બદનામને ઉન્નત કરવાની આશા રાખવાને ઑસ્ટ્રિયાએ સાફ સાફ ના પાડી. સમાજનુ વિસર્જન થયા પછી, કાવૂર લૉર્ડ ક્લૅરંડનને મળ્યો અને તેણે બધી વાત ટુંકામાં નીચે પ્રમાણે કહી સંભળાવી: "સમાજમાં જે કંઈ બનવા પામ્યું છે તેથી એ વાત સિદ્ધ થાય છે. એક તો એ કે, ઇટલિ ઉપર જુલમ ગુજારવાની અને કેર વર્તાવવાની પોતાની પદ્ધતિ ચાલુ રાખવાનો ઑસ્ટ્રિયાએ નિશ્ચય કર્યો છે, અને બીજી એ કે, એ પદ્ધતિને નરમ પાડવામાં રાજ્યનીતિનાં બળ નપુંસક નીવડે છે. પીડમૉંટનાં પરિણામ તરફ નજર કરો. એક બાજુએ ઉશ્કેરણી, અને બીજી બાજુએ ઑસ્ટ્રિયાનું ગુમાન ધ્યાનમાં લેતાં, માત્ર બે રસ્તા જ લેવાય એમ છે. કાં તો ઑસ્ટ્રિયા અને પોપ સાથે આપણે મળી જવું, અથવા તો થોડા જ વખતમાં વિયેનાની રાજસભાએ લડાઇ જાહેર કરવાને તૈયાર થવું. જો પહેલો રસ્તો સ્વીકાર્ય લાગતો હોય, તો ટયુરીને પાછા ફરતાં મારે ઑસ્ટ્રિયાના મિત્રોને અને પોપને આમંત્રણ

કરવાની સલાહ મારા રાજાને આપવી પડશે. જો બીજો રસ્તો ઉત્તમ લાગતો હોય તો ભયાનક લડાઇને માટે મરતાં સુધી લડવાને માટે–તૈયારી કરવામાં હું અને માગ મિત્રો, અમે પાછી પાની કરીશું નહિ." લૉર્ડ કલૅરંડને સહાનુભૂતિ દર્શાવી, પણ કાવ્હૂર સ્પષ્ટ રીતે સમજી ગયો કે ઇંગ્લાંડ તરફથી નૈતિક ટેકા શિવાય બીજું કાંઇ પણ મળે એમ લાગતું ન હતું. એટલા માટે તેણે ત્રીજા નેપોલીયનની અહંતામાં તથા આકાંક્ષામાં શ્રદ્ધા રાખવાની તૈયારી કીધી. ૧૮૫૫ માં નેપોલિયને પૂછયું હતું કે "ઇટલિ માટે હું શું કરી શકું?" કાવ્હૂરે ખુલ્લા દિલથી તેને કહ્યું હતું. કે 'તમે ઘણું કરી શકો એમ છો' તદુપરાંત તે કેવી રીતે કરી શકાય તે પણ તેણે નેપોલિયનને કહી બતાવ્યું હતું. તે પછી લગભગ ત્રણ વર્ષે ફ્રાંસ અને સાર્ડીનિયા વચ્ચે જે સંધિ થઈ તેના પાયા રૂપ આ મુલાકાત બની રહી હતી.

તે પછીનાં બે વર્ષ (૧૮૫૬–૬૮) દરમ્યાન ઑસ્ટ્રિયા અને સાર્ડીનિયા વચ્ચેનો સંબંધ દરરોજ વધારે ને વધારે ગળતો ચાલ્યો. આ સ્થિતિમાં એ જ પરિણામ આવે એ તો ખુલ્લુ જ હતું. ઇટલિ અને ફ્રાન્સ વચ્ચેની યોગ્ય સમજુતી ઉપર બધી વાતનો આધાર રહ્યો હતો. છતાં ઑર્સિનિએ રાજાની જીંદગી લેવાનો જે બાયલો પ્રયત્ન કીધો તેથી થોડા વખત માટે આ સમજુતીમાં રમખાણ પડયું. આ બનાવનું બીજું પણ એક દમનશીલ પરિણામ આવ્યું. એથી ઇંગ્લાંડ અને યુરોપીય રાજ્યો વચ્ચેનો સબંધ કડવો ઝેર જેવો થઇ ગયો નેપોલિયનને મુબારકબાદીના આપવામાં આવેલા માનપત્રોમાં જે દેશમાંથી ઓર્સિનિ પોતાના ગાંડપણ ભરેલા કાર્ય માટે નીકળી પડયો હતો તે દેશ વિષે માનભંજક ઉલ્લેખ ભારોભાર કરવામાં આવ્યા. આવા એક માનપત્રમાં એવી માગણી કરવામાં આવી હતી કે "જેમાં આવા અધમ કાવતરાં રચવામાં આવે છે એવા નિંદ્ય કેંદ્રસ્થાન લંડનનો હમેશને માટે નાશ કરવો જોઇએ." ખુદ નેપોલિયન પણ ઇંગ્લાંડને "ખુનીઓની ગુફા" કહેતો હતો. આ અભિધાનને માટે ઇંગ્લાંડ કેટલે દરજ્જે લાયક હતું તે નેપોલિયન જેટલું જાણતો હતો તેટલું બીજું કોઇ જાણી શકે એમ નહતું.

આમ છતાં આવો અણધાર્યો બનાવ બન્યો તો પણ, કાવ્હૂર અને રાજા વચ્ચે ૧૮૫૮ ના ઉન્હાળામાં પ્લોમ્બીઅર્સ આગળ પ્રસિદ્ધ મુલાકાત થઇ. એનું પરિણામ થોડા વખત માટે ખાનગી રાખવામાં આવ્યું હતું; જો કે બીજે વર્ષે પોતે ઇટલિનો રાજા થશે અથવા તો સાદો પાર્ષદ બનશે એવું વિકટર ઈમૅન્યુએલે કહ્યા બાબત કાને વાત આવી હતી. ૧૮૫૯ ની રાજ્યસભાની બેઠક ખુલ્લી મુકતાં રાજાએ જે ભાષણ કર્યું હતું તેનું વલણ પણ આ જ દિશામાં હતું. કહે છે કે જે છેલ્લો ફકરો ઇતિહાસમાં મશહૂર થઇ ગયો છે તે ખુદ રાજાએ જ પ્રવર્તો હતો. રાજાએ કહ્યું હતુ કે, "આપણો દેશ વિસ્તારમાં ન્હાનો છે તો પણ યૂરોપના રાજ્ય મંડળમાં તેણે સારી નામના મેળવી છે, કારણ કે જે સહાનુભૂતિ તે પ્રવર્તે છે તેમાં જે વિચારનું પ્રતિનિધિત્વ તે ધરાવે છે તે વિચારની બાબતમાં તે મ્હોટો છે. આ સ્થિતિ કાંઈ અડચણ રહિત નથી, કારણ કે આપણે જો કે સુલેહને માન આપીએ છીએ, તો પણ ઇટલિના ઘણા ભાગમાંથી પરિતાપની જે ચીસ આપણે કાને પડે છે તેના તરફ આપણે દુર્લક્ષ્ય

રહીએ એમ નથી. એકતામાં દૃઢ રહીને, આપણા સુહૃદોમાં વિશ્વાસ રાખીને આપણે દૂર દૃષ્ટિથી તથા નિશ્ચયથી દિવ્ય પરમાત્માના આદેશની રાહ જોઇએ છીએ." આ ઉશ્કેરણીકારક દેખાવ નજરે આંખે જોનાર મૅસેરિ આ ભાષણથી થયલી અસરને બમ વૈદ્યુતિક તરીકે વર્ણવે છે. તે કહે છે " થોડી થોડી વારે ભાષણની વચ્ચે 'મહારાજા ઘણું જીવો' એવા શબ્દોથી મ્હોટે અવાજે વખાણ થતાં હતાં. પરંતુ જ્યારે રાજા 'પરિતાપની ચીસ' એ શબ્દો બોલ્યા ત્યારે જે ઉત્સાહ પ્રવર્તી રહ્યો હતો તે તો અવર્ણનીય જ છે. રાજ્યસભાના સભાસદો, પ્રતિનિધિઓ, પ્રેક્ષકો સર્વ એક સાથે કુદીને ઘુંટણીએ પડયા અને ગાઢ ધન્યવાદ આપવા મંડી પડયા. ફ્રાન્સ રૂશિયા પ્રુશિયા અને ઇંગ્લાંડ એ દેશોના પ્રધાનો છેક જ અચંબો પામી ગયા. અને એ અજાયબ દેખાવથી દિગમૂઢ બની ગયા. નેપલ્સના એલચીનો ચ્હેરો ગમગીન ફિક્કાશથી છવાઇ રહ્યો. જે રાજાએ અમારા દુઃખ યાદ કીધાં હતાં અમને દેશ આપવાનુ વચન આપ્યુ હતું તે રાજાનાં વખાણ કરતાં કરતાં અમે ગાંડા થઇને અમારા હાથ જોરથી જોડયા હતા તે વખતે અમારી આંખોથી સતત વહેતા આંસુને લુંછી નાંખવાને અમે દેશવટો ભોગવતા ગરીબ લોકોએ પ્રયત્ન સરખો પણ કર્યો ન હતો. વિજયથી પ્રજાજ્ઞાથી અને દેશસંયોજનથી રાજાને ઇટલિની ગાદી મળે તે પહેલાં તે અમારા હૃદય ઉપર રાજ્ય ચલાવી રહ્યા હતા; એ અમારા રાજા હતા!" આ જાહેરનામા પછી પણ તટસ્થ સત્તાઓએ તેમાં ખાસ કરીને ઇંગ્લંડે આગામી લડાઇ બંધ રાખવાને પ્રયત્ન કીધા હતા, પરંતુ પ્રસ્તાવના રૂપે સાર્ડીનીયા હથિયાર મુકી દે એ વિષે ઑસ્ટ્રિયાનો આગ્રહ હતો• કાવુરે મક્કમ રહીને ના કહી માર્ચ મહિનામાં તે નેપોલિયનને પૅરિસમાં ફરીથી મળ્યો. સંધિની શરતો છેવટને માટે નક્કી કરવામાં આવી. એકદમ હથિયાર મુકી દેવાં એવી ઑસ્ટ્રીયાની અંત્યપ્રતિજ્ઞા એપ્રીલ માસની ત્રેવીસમી તારીખે ટ્યુરિન પહોંચી; અને ત્રણ દિવસની અંદર સાર્ડીનિયાના લશ્કરે લૉંબાર્ડી તરફ કૂચ કરી. કાવુરે કેટલાક મિત્રોને આ વખતે કહ્યુ હતું કે "ચાલો; પત્યું. પાસો નાખ્યો છે. આપણે કંઇક ઇતિહાસ રચ્યો છે એટલે ચાલો હવે ભોજન ઉડાવીએ."

બાદશાહી ઢંઢેરામાં એવું લખ્યુ હતું કે, ઇટલિના લોકો, ઑસ્ટ્રિયા પીડમૉન્ટ ઉપર હલ્લો કરે છે, કારણ કે યુરોપનાં રાજ્ય મંડળોમાં મેં આપણા સામાન્ય દેશનુ હિત જાળવી રાખ્યું છે, કારણ કે તમારી પરિતાપની ચીસ તરફ હુ દુર્લક્ષ ન હતો. જે સંધિ હવે આ પ્રમાણે કરી છે તે દેશ બળાત્કારથી તોડી નાખે છે.

"એટલે, આજે પ્રજાનો હક્ક સંપૂર્ણ જામ્યો છે. માટે મારી ગાદીનુ રક્ષણ કરવાને, મારી પ્રજાના છુટકારાનું રક્ષણ કરવાને, ઇટલિના નામની નામનાનુ રક્ષણ કરવાને હથિયાર સજ્જ થઇને હુ મારાં માબાપની કબર ઉપર લીધેલી મારી પ્રતિજ્ઞા ખુલ્લા દિલથી પરિપૂર્ણ કરીશ. હુ સમસ્ત પ્રજાના હક્ક માટે લડું છુ. આપણને ઇશ્વરમાં અને આપણી એકતામાં વિશ્વાસ છે, ઇટલિના યોદ્ધાઓના શૌર્યમાં, ફ્રાન્સની ઉમદા પ્રજાના સહકાર્યમાં આપણને વિશ્વાસ છે; પ્રજામતના ન્યાયમાં આપણને વિશ્વાસ છે. ઇટલિના સ્વાતંત્ર્યના પ્રથમ યોદ્ધા થવા શિવાય મને બીજી કોઇ પણ ઇચ્છા નથી. ઘણુ જીવો ઇટલિ."

" આલ્પ્સથી એડ્રિયૅટિક સુધી ઇટલિને છૂટો કરવા " આવેલા પોતાના " ઉદાર સહકારી " ફ્રાન્સના રાજાને મે માસની તેરમી તારીખે જીનોઆ આગળ રાજા મળ્યો. બન્ને રાજાઓ એક સાથે લશ્કરને મોખરે ગયા. એક માહિના સુધી તો સહકારી રાજાઓએ જીત મેળવી; ચોથી જુનને રોજ તેમણે મૅગેન્ટાની મહાન્ જીત મેળવી; આઠમી તારીખે તેઓ મિલૅનમાં દાખલ થયા; ચોવીસમી તારીખે તેમણે સોલ્ફેરિનો–સૅનમાર્ટિનોની બેવડી જીત મેળવી; ભવ્ય લડતની સર્વોપરિ જીત આ હતી. આ પછી " ઉદાર સહકારી " અટક્યો. તે રાજા ફ્રાન્સિસ જોસફને વિલાફ્રૅન્કા આગળ મળ્યો, અને સંધિ થઇ. એની રૂએ લૉમ્બાર્ડિને પીડમૅાન્ટ સાથે જોડવા, તથા વેનિસને ઑસ્ટ્રિયા પાસે રહેવા દેવા ઠર્યું. આ અસાધારણ પગલું ભરવામાં નેપોલિયનના શો હેતુ હશે તે શોધી કાઢવું એ વ્યર્થ પ્રયત્ન છે. કાવ્હુર પાછળથી ધારતો હતો તે પ્રમાણે, કદાચ આ પગલું કોઇ અગાઉથી ધારેલી ધારણાને લીધે નહિ પણ તુરતની પ્રેરણાને લીધે ભરાયું હશે. એના પરિણામ અહીં જોઇશું તો બસ થશે. તાબેદાર પરગણાના લોકોને, વેનિસવાસીઓને, ટસ્કનિવાસીઓને, મૉડેનાવાસિઓને, અને સૌથી વધારે તો જુલમી ધણીના હાથમાંથી તુર્ત છૂટકારો થવાની આશા રાખનાર રોમ સંબંધીઓને આ સમાચારથી દુઃખકારક નિરાશા ઉત્પન્ન થઇ શાંતિથી વિચારાયેલા અને ક્રુરતાથી અમલમાં મુકાયેલા વિશ્વાસઘાત શિવાય બીજું કશું કારણ તે વખતે કાવ્હુર બતાવી શક્યો નહિ. જો કે વિક્ટર ઇમૅન્યુઅલને તેના પ્રધાનો કરતાં ઓછું નિષ્ઠુર દુઃખ લાગ્યું ન હતું, ઓછી નિરાશા ઉત્પન્ન થઈ ન હતી, તોપણ કંઇક સ્વસ્થતાનો અંશ ધરાવનાર કયારના પ્રાપ્ત કરેલા ફાયદાની જાણ ધરાવનાર તો વિક્ટર ઇમૅન્યુએલ એકલોજ હતો.

રાજાએ કીધેલા વિશ્વાસઘાતથી કાવ્હુરને અનહદ ગુસ્સો ચડયો. આ સમાચાર સાંભળતાંની સાથે તે તુરત છાવણીએ જવા નીકળી પડયો, રાજ્યનીતિની દરકાર કીધા વિના તેણે બન્ને રાજાઓ ઉપર બેદરકારીથી ઠપકાનો વરસાદ વરસાવ્યો. સંધિની શરતોનો પરિત્યાગ કરવા, તથા આવી નામોશી ભરેલી શરતે લૉમ્બાર્ડિનો સ્વીકાર કરવાની ના કહેવા તેણે પોતાના ધણીને વિનંતિ કીધી. આ ઉદ્ધત શીખામણ સ્વીકારવાની રાજાએ ના કહ્યાથી તેણે તરત જ રાજીનામું આપ્યું. અને તે લેરિમાંના પોતાના ખેતરમાં પાછો ચાલ્યો ગયો. તેની આખી કારકીર્દિમાં આ એક જ વખત તેની નિર્ધારણા ઉપર વિજય મેળવ્યો હતો, અને એ માટે તેને માફી બક્ષાય એ યોગ્ય જ છે. તેનું જીવનચરિત્ર લખનાર બિયૅન્કિ કહે છે કે લડાઈ પહેલાંનાં થોડા વખત ઉપરનાં તેનાં અમાનુષી કાર્ય વિષે દુનિયાને કદી જાણ થવાની નથી. પરંતુ જબરદસ્ત ગુસ્સાના, માનુષી ધિક્કારના, ઉદાર ઉશ્કેરણીના, અવર્ણનીય તોફાનોના અને ચિંતાના આવા ખળભળાટ વચ્ચે તે કેવો અકલંકિત રીતે ગંભીર રહ્યો હતો, ચાલુ બનાવો ઉપર વિચાર ચલાવતો હતો, અને કર્તવ્ય માટે ઉત્તમોત્તમ તક સાધવા માટે મનુષ્યો તથા બાબતો ઉપર કેવી રીતે અમલ ભોગવવો તે જાણતો હતો, એ વાત તો ઇતિહાસ ન્યાયપુરઃસર ઉઘાડી પાડશે જ. જો કે તે અંતવ્યવહારની આ છેવટની અને અત્યંત અદારી રિમાયત દરમ્યાન ઑસ્ટ્રિયા રૂપી ગરૂડના પંજાથી ઇટલિના પ્રશ્નનો વ્યવચ્છેદ થતો અટકાવનાર એકનો એક ધીર વિચારશીલ જ્યો ન હતો. કાર્ય માટેની તેની ભૂખ મહાપ્રમાણ હતી.

એકી વખતે તે રાજ્યમંડળનો પ્રમુખ, પરદેશી વ્યવહારનો મંત્રી, વિગ્રહ-મંત્રી, અંત-વ્યવહાર-મંત્રી હતો. વિગ્રહ-કચેરીમાં પણ તેને માટે પાથરણું પથરાતું રહેતું હતું, અને રાતને વખતે તે પોતાનો જબ્ભો પહેરીને એક ખંડમાંથી બીજા ખંડમાં ફરતો રહેતો હતો, સીપાઈના જાપતા બાબત, ખટપટી પત્રવ્યવહાર બાબત, તથા લડાઈની તૈયારી બાબત સૂચનાઓ કર્યા કરતો હતો, તેમ જ પોતાનો મહેનતુપણાનો અને સ્વદેશાભિમાનનો દાખલો દરેક જણને બેસાડી તેને ઉશ્કેરતો હતો. પીડમૉન્ટવાસીઓને તો એવું જ કહેવાની ટેવ પડી ગઇ હતી કે, " અમારે ત્યાં રાજ્યતંત્ર છે, રાજ્યખંડ છે, રાજ્યબંધારણ છે; એ બધાનું નામ કાવુર છે." તો પછી તેનું ખાસ કાર્ય-ફ્રાન્સની એકતા-પડી ભાંગે તેથી તે ક્ષીણ થઇ જાય તેમાં કાંઇ નવાઇ નથી.

પરંતુ આવી અત્યંત ઉશ્કેરણીકારક અણીને સમયે રાજાનો નિર્ણય આથી પણ વધારે સંગીન નીવડયો હતો. બનવિએ જે વલણ લીધું હતું તેથી તેના હૃદયના ઉંડાણમાં દુઃખ થતું હતું, પરંતુ ૧૮૫૯ ના વિજયથી ઘણું સધાયું હતું એમ કાવુર સમજી શકયો નહતો તે રાજા સમજી શકયો. " નોવારાના સમયથી ઇટલિનું જે રાજકીય ઐકય શકય જણાતું હતું તે વિલાફ્રૅન્કાના સમયથી આવશ્યક જણાયું છે. " નોવારાનું કલંક ધોવાઇ ગયું હતું; ઑસ્ટ્રિયાને મિન્સિયો પાછળ ધકેલી મુકવામાં આવ્યો હતો; આલ્પસની નીચે આવી રહેલા મહારાજ્ય તરીકે લૉમ્બાર્ડિ અને પીડમૉન્ટ જોડાઇ ગયાં હતાં; અને તે પછીના વર્ષમાં ટસ્કનિ, પાર્મા, મૉડેના અને રોમનાં દૂત-રાજ્યો એ સર્વ ઉત્તર ઇટલિના આ નવા મહારાજ્ય સાથે સાર્વલૌકિક પ્રજાનુજ્ઞાથી જોડી દેવામાં આવ્યાં. કાવુરની પ્રકૃતિ ઉથલો ખાઇને પાછી ઠેકાણે આવી, અને થોડા મહિના સુધી નિવૃત્તિ ભોગવ્યા પછી તે પાછો સત્તાધીશ થયો. પરંતુ તેની નામોશી હજી પૂરી થઇ ન હતી; નેપોલિયનનુ લહેણું હજી વાળી આપવાનું બાકી હતું. તેણે જે કંઇ થોડું સાધવું હતું તે નિઃસ્વાર્થથી માગ્યું ન હતું. ન્હાનાં ન્હાનાં ઓછી કિંમતનાં લહેણાંની બાબતમાં જેમ બને છે તેમ, જ્યારે આ " ન્હાનો હિસાબ" રજુ કરવામાં આવ્યો ત્યારે ઉલટો તે તો બહુ જ મોટો હિસાબ થઇ પડયો. ટસ્કનિ, રોમૅગ્રા, અને અન્ય પ્રાન્તો જોડાવાથી સાર્ડીનિયાના મહારાજ્યને જે મહાન્ પ્રાપ્તિ થઇ હતી તે ધ્યાનમાં લઇને નેપોલિયને સૅવૉયના પ્રદાનની માગણી કીધી.

ફ્રાન્સની રાજ્યનીતિને શાશ્વત કલંક લગાડનાર આ નામોશી ભરેલા પરસ્પર વ્યવહારનો ઇતિહાસ આ પછીના વિભાગ માટે ખરૂ જોતાં સંઘરવામાં આવ્યો છે. અહીં તો એટલું જ કહેવું બસ થશે કે આ માગણી ન છૂટકે કબૂલ રાખવામાં આવી. આ સાથે સંબંધ ધરાવનારા સર્વ લોકોને આ માગણી શોચનીય જરૂરિયાત લાગતી હતી; ખાસ કરીને રાજાને તો " પોતાના વંશનું પારિયું ", પરદેશીને શરણે સોંપવુ પડે એ વાત " પોતાના હૃદયને સૌથી વધારે દુઃખકર આત્મભોગ " રૂપ લાગતી હતી. ઍગ્નિનિપંથીઓને તથા ગૅરિબાલ્ડિને અનહદ ગુસ્સો લાગ્યો. તેમને મન તો કાવુર એક " અધમ કાવતરાં ખોર " હતો; નેપોલિયન " ધૂર્તશઠ " કરતાં પણ નૂખસર લાગતો હતો; પરંતુ આ ઇલકાબો ન્યાયપુરઃસર અપાયા છે કે કેમ તેનો વિચાર ચલાવવાનું મારે અહીં મુલતવી રાખવું પડશે. કાવુરની રાજકીય કારકીર્દિ રૂપી નાટકના

જે છેલ્લા અંકથી, નિર્ભય સ્વયંસેવક કરતાં તેને ઓછી આભારી નહિ એવી રીતે, દક્ષિણનું મહારાજ્ય ઉત્તરના મહારાજ્ય સાથે જોડાયું હતું, અને જેનું ઐક્ય લગભગ સંપૂર્ણ રીતે સધાયું હતું એવો ઇટલિ ઍડ્રિયૅટિકથી આલ્પ્સ સુધી ખરેખરો મુક્ત થયો હતો, તે છેલ્લો અંક પણ ખરૂં જોતાં ગૅરિબૉલ્ડિના જીવનને લગતો ગણીને મારે મુલતવી રાખવો જોઇએ.

કાવૂરનું જીવનકાર્ય લગભગ પૂરૂં થયું હતું. વેનિસવાસીઓ અને પોપની રોમની પ્રજાઓ શિવાયની બીજી બધી જાતોના દરેક સભ્યમાં સમાવેશ કરનાર ઇટલિના રાજા તરીકે પોતાના ધણીને જાહેર થયલો જોયો ત્યાં સુધી તે જીવતો રહ્યો હતો. પરંતુ તેને સ્પષ્ટ રીતે માલુમ પડ્યું કે હજી પણ ઘણું બધું સાધવાનું બાકી રહ્યું હતું. ગૅરિબૉલ્ડિની તરવારને લીધે, તથા દક્ષિણમાં તેણે જે ઉત્સાહ વર્તાવ્યો હતો તેને લીધે, નેપલ્સને ઉત્તરીય મહારાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. પરંતુ હજી પણ તેમાં એકસ્મ કરવાનું કામ બાકી હતું. ત્યાંના લોકો ગેરકાયદેસર વર્તનારા હતા, વંશપરંપરાથી કોઇ પણ પ્રકારના રાજ્યતંત્રની વિરુદ્ધ હતા, અસ્વસ્થ અને અડચણકારક હતા. છતાં પણ જેને "અસાધારણ પગલાં" ભર્યાં કહેવાય છે તે રસ્તો કાવૂર કદી પણ સ્વીકારે એમ ન હતું. જેને તે રાજ્યબંધારણ વિષયક રાજ્યતંત્ર ગણતો હતો તેને સ્હેજ પણ તોડી પાડવાના કામથી તે પાછો હટતો હતો. કદાચ તે આ બાબત જોઈએ તે કરતાં વધારે લાગણીવાળો હશે. પરંતુ તે એ ભૂલ કરતો હતો તો તેવી ભૂલ ઉમદા પ્રકારની હતી એમ તો કહેવું જ જોઈએ. વળી, ખરૂં જોતાં કાવૂરે જે સંસ્થાઓ ઉભી કીધી હતી તે ઈટલિમાંની રાજ્યસભા વિષયક સંસ્થાઓના તો હજી અખતરા ચાલતા હતા. એવા અખતરાની વચ્ચે વગર જરૂરનું ટાંકું ઘાલીને તે અખતરાઓને દૂષિત કરવાના કામથી તેનો જન્મદાતા કાવૂર પાછો હઠયો હોય એમાં કાંઈ નવાઇ જેવું નથી. તે કહેતો હતો કે, "ઘેરાની સ્થિતિએ કોઇ પણ રાજ્ય ચલાવી શકે." "સિસિલિએટોને આ મત લાગુ પાડવાનો વિચાર તેની છેલ્લી જીવલેણ માંદગી દરમ્યાન નિત્યસ્થાયી કુસ્વપ્ન રૂપે ભમ્યાં કરતો હતો. "કોઇ જાતનો ઘેરો નહિ, કોઇ જાતનો ઘેરો નહિ" એમ તેને વારંવાર બબડતો ઘણાએ સાંભળ્યો હતો.

જે બીજી મુશ્કેલી કાવૂરે નિર્ણય આણ્યા વિનાની રહેવા દીધી હતી તે આથી પણ વધારે અનંત જરૂરની હતી, વધારે ગુંચવણ ભરેલી તથા હમેશની હતી, અને તે એવી મુશ્કેલી હતી કે તેના નિર્ણય માટે ખાસ કરીને તેની અસાધારણ શક્તિનો ઉપયોગ કરવો પડે એમ હતું. આચાર્યપદ વિષયક સત્તાના પ્રશ્નની બાબતમાં પોપપીઠની વૃત્તિથી જે મુશ્કેલી ઉભી થઈ હતી તેને વિષે અલબત્ત હું અહીં ઉલ્લેખ કરૂં છું. માત્ર કેળવણીની વ્યવસ્થા વિષેનાં જ ધર્મપીઠના કાંઇ ઓછા મુશ્કેલ નહિ એવા હક્ક બાબત હાલ તુરત તો હું કાંઇ કહેતો નથી. 'એડિન્બરો રિવ્યુ' ના ૧૮૬૧ ના જુલાઇ માસના અંકમાં એક લેખકે આ પ્રશ્ન સ્પષ્ટ રીતે જણાવ્યો છેઃ "અમરકારક ઈટલીય સત્તાના અસ્તિત્વથી રોમની ન્યાયસભાની સ્થિતિમાં મનનીય રૂપાંતર થવું જોઈએ એમાં તો કાંઇ સવાલ જ નથી રહેતો, ઇટલિના પ્રદેશના કોઇ પણ મનનીય વિભાગ ઉપર ઇટલિનો રાજા તથા સર્વ સત્તાધીશ પ્રધાન ધર્માધ્યક્ષ એ બન્ને

રાજ્ય ચલાવે અથવા રાજ્ય ચલાવવાનો હક્ક ધરાવે એ વિરોધાભાસ અસમાધાની વિરુદ્ધતાથી ભરપૂર છે....એ દ્વીપકલ્પમાં પોપ જ્યાં સુધી ધાર્મિક અને સર્વોપરિ રાજ્યનો હક્ક ધરાવતો રહે ત્યાં સુધી ઇટલિનો રાજા રાષ્ટ્રીય રાજ્યતંત્રનો સર્વોપરિ પ્રમુખ ન થઇ શકે, કારણ કે પોતાના દિવાની રાજ્યકરણની હદની અંદર રાજાની સત્તા સદાસર્વદા વિરોધને વશ રહે જ. બીજી તરફથી જોઈએ તો, એટલું પણ ચોક્કસ છે કે બાદશાહી સત્તા સાથે થતી આવી અથડામણને અટકાવવા માટે રોમની ન્યાયસભા પાસેથી આવશ્યક છૂટ મેળવવી એમાં માનુષી રાજ્યબંધારણો પૈકી સૌથી વધારે મક્રમ અને અશાંત રાજ્યબંધારણમાં પરિવર્તન કરવાનું કાર્ય સમાઈ રહેલું છે.” ૧૮૬૦ માં ઇટલિના મહારાજ્ય સાથે રૉમગ્ના જોડાયું ત્યારે પણ પોપની સત્તા તરફથી વજ્ર નિર્ઘોષ થયા શિવાય એ કામ સધાયું ન હતું. આખરે તે બહિષ્કારના એક વખતના ભયંકર નિષેધની પરાકાષ્ટાએ પહોંચ્યું હતું. પોપના આક્રોશથી વિક્ટર ઇમૅન્યુએલને જરા પણ અડચણ આવી ન હતી, પરંતુ ધર્મપીઠના નિમકહલાલ અને આશક્ત પુત્ર તરીકે તો તેને ઘણી જ ઉંડી લાગણી થઈ હતી. રાજાએ પોપને કરેલી ઉમદા નમ્ર વિનતિ વિષે મિસ ગૉડકિનકૃત અજબ જીવનચરિત્રમાં તમે વાંચશો. જે કાયદાની રૂએ રોમૅગ્નાના લોકો સંપૂર્ણ સ્વેચ્છાથી ઇટલીય મહારાજ્ય સાથે જોડાયા હતા તે કાયદો મંજુર કરવાને, તથા ઇટલીય ઐક્યના પવિત્ર કાર્યને આશીશ આપવાને રાજાએ પવિત્ર પિતાને આ વિનતિ સાદર કરી હતી. આ વિનતિ વ્યર્થ કરવામાં આવી.

પરંતુ, આ પછીનો ફેરફાર તેનાં સર્વ આવશ્યક પરિણામ સાથે થવો જોઇએ. ઇટલિના નવા મહારાજ્યે પોતાની રાજ્યતંત્રની બેઠક છેવટે રોમની પ્રાચીન રાજ્યધાનીમાં સ્થાપવી પડશે એ વિષે પોતાના ધણી કરતાં ધર્મપીઠને ઓછા નિમકહલાલ નહિ એવા કાવ્હૂરને કદિ પણ શંકા થઇ નહતી. તેણે કહ્યું હતું કે, “ રાજ્યધાનીની પસંદગી ઉચ્ચ નૈતિક વિચારોથી નક્કી થાય છે. આ બાબત નિર્ણય આણનાર તો લોકોની મનોભાવના છે. મહાન્ રાષ્ટ્રની રાજ્યધાની નક્કી કરનાર ઐતિહાસિક, માનસિક, નૈતિક સર્વ વસ્તુસ્થિતિ રોમમાં એકત્ર થયલી છે......પવિત્ર પિતાની એટલી જ ખાત્રી કરી આપવાની બાકી રહી છે કે આચાર્યપદ વિષયક સત્તા સ્વાતંત્ર્યની ખાત્રી આપનારી હવે આપને માટે રહી નથી. તેનો ત્યાગ કરો, એટલે પછી જે છૂટકારા માટે આપે ત્રણ સૈકા સુધી મહાન્ કૅથૉલિક સત્તાઓ પાસે નિર્થક માગણી કીધી છે તે છૂટકારો અમે આપને બક્ષીશું......‘ **સ્વતંત્ર રાષ્ટ્રમાં સ્વતંત્ર ધર્મપીઠ** ’, એ મહાન્ સિદ્ધાન્ત ઇટલિમાં ઢંઢેરાથી ફેલાવવા અમે તૈયાર છીએ. ”

પોતાનાં છેલ્લાંમાં છેલ્લાં અને અત્યંત સુપ્રસિદ્ધ ભાષણો પૈકી એક ભાષણું ( ૨૬ મી માર્ચ ૧૮૬૧ ના ભાષણ ) માં કાવ્હૂરે કહ્યું હતું કે “ અમે એમ માનીએ છીએ કે એ બે સત્તાઓને છૂટી પાડવાથી તથા દિવાની અને ધાર્મિક સમાજ વચ્ચેના સંબંધને છૂટકારાનો સિદ્ધાન્ત લાગૂ પાડવાથી સર્વોપરિ મુખ્ય પુરોહિતનું સ્વાતંત્ર્ય તથા તેનો હોદ્દો તેમ જ ધર્મપીઠનું સ્વાતંત્ર્ય સધાશે. ”તે પછી તેણે એવી ઉત્સુક આશા જણાવી હતી કે પોપની સત્તા સાથે મૈત્રીભાવથી ગોઠવણ કીધાથી આ ફેરફાર કરી શકાય એમ છે તેણે આગળ જણાવ્યું હતું કે “ ઇટલિને તેમ જ ધર્મપીઠને વિનાશક

હોય એવી પરિસ્થિતિમાં પોપ અનમ્ય નીવડે, અને સર્વ શરતોનો અસ્વીકાર કરવાનું ચાલુ રાખે તો શું કરવું ? ગૃહસ્થો, તો પછી એ જ સિદ્ધાન્ત ખૂબ જોરથી જાહેર કરવામાં આપણે પાછી પાની ન કરવી જોઇએ; આપણે એટલું જાહેર કરવામાં પાછી પાની કરવી ન જોઇએ કે એ શાશ્વત શહેરમાં આપણે દાખલ થઇએ તે પહેલાં સમજુતી થઇ હોય કે ન થઇ હોય, તો પણ પુરોહિતની સત્તા નાબૂદ કર્યાનું જાહેર કરતાંની સાથે ઇટલિ રાષ્ટ્રમાંથી ધર્મપીઠને મુક્ત કરશે, અને પ્રથમ જણાવેલ બાબતનો વિશાળમાં વિશાળ પાયા ઉપર છૂટકારો સાધશે. ”

આગળ ઉપર આપણે જોઇશું તે પ્રમાણે છેક જ કમનસીબે આમ થવાનુ નસીબમાં લખ્યું ન હતું. ઇટલિની સરકાર જ્યારે આગળ પગલું ભરતી ત્યારે ત્યારે અનમ્ય અણુબદલાતો સામો પક્ષ તેની સામે ટક્કર ઝીલતો. પરંતુ આ જ સ્વપ્ન વિષે વિચાર કરતાં કરતાં ઇટલીય સ્વાતંત્ર્યનો મહાન્ રાજ્યનીતિકુશળ પુરૂષ પોતાનો શાશ્વત વિશ્રામ લેવા ચાલતો થયો. ખુદ એનુ નામ મક્કમ રાજ્યબંધારણ પણ તેણે જે અમાનુષી પ્રયત્નો કર્યા હતા તેનો, તેણે જે અનેક દુઃખકર ચિંતાઓ અનુભવી હતી તેનો, જે ઉશ્કેરણીકારક વિજયમાં તથા નામોશી દેનાર નિષ્ફળતામાં તેનાં છેવટનાં વર્ષો પસાર થયાં હતાં તેમાં થયલા ફેરફારનો ભોગ થઇ પડયું. છેક અંત સુધી રાજા તેની તરફેણમાં હતો. ચિત્તભ્રમમાં પણ તેના વિચાર હજી જે ધણીની તેણે આટલી નિમકહલાલીથી સેવા કરી હતી તેના તરફ હજી જે દેશને તે આટલો બધો ચાહતો હતો તેના તરફ દોરાતા હતા. તે બોલી ઉઠતો કે “ નેપલ્સવાસીઓ માટે હું ઘેરાની કોઇ પણ સ્થિતિ નહિ રહેવા દઉં. ” “ એમને શુદ્ધ કરો, એમને શુદ્ધ કરો. ” અને તેની સારવાર કરતા ભાઈ આગળ તેના છેલ્લા શબ્દો આ હતા. “ ફ્રેઇટ, ફ્રેઇટ, સ્વતંત્ર રાષ્ટ્રમાં સ્વતંત્ર ધર્મપીઠ. ”

આ પ્રમાણે કાવ્હુર ૫ મી જુન ૧૮૬૧ ના રોજ મૃત્યુ પામ્યો. આખી ઇટાલીય પ્રજા પોતાનો માત્ર સબળમાં સબળ સલાહકાર જ નહિ પણ વ્હાલામાં વ્હાલો મિત્ર ગુમાવનાર રાજાથી માંડીને તે છેક નમ્રમાં નમ્ર ખેડુત સુધી–આખી ઇટલીય પ્રજા દિલાસો ન અપાય એવા શોકમાં ગરકાવ થઈ જાય એ યોગ્ય જ હતું. પરદેશી ઝુંસરીનાં બંધનથી તેમનાં ગાત્રોને છોડવનાર, રાજ્યસભા વિષયક સરકારના હંમેશ મુશ્કેલ અને કંટકમય–શરૂઆતના ક્રમમાંથી તેમને સહીસલામત રીતે દોરી લઇ જનાર તેમને છૂટકારાનાં સુખ બતાવી આપનાર જ માત્ર નહિ, પરંતુ નમ્રતાથી, સારી દાનતથી અને જે પાઠ શીખવો સૌથી વધારે મુશ્કેલ છે તે–બીજાઓની છૂટને યોગ્ય આદર આપીને પોતાના છૂટકારાનો કેવી રીતે ઉપયોગ કરવો તે તેમને શીખવનાર વીરનર માટે તેઓ શોક કરે એ યોગ્ય જ હતું. ‘ઇટલી એક રાષ્ટ્રીય પ્રજા એ જ કાવ્હુરનું ઉત્તરદાન જીવનકાર્ય હતું...બીજાઓ રાષ્ટ્રીય છૂટકારાના કાર્યના ભક્ત બન્યા છે...એ કાર્યને શક્યતાની કક્ષામાં કેવી રીતે લાવવું તે તે જાણતો હતો; તેણે એ કાર્યને કોઇ પણ પ્રકારના વિરોધ મતથી વિશુદ્ધ કર્યું હતું; તેણે તેને લુખ્ખી કલ્પનાથી દૂર કર્યું હતું, બેદરકાર કાવતરાંથી સ્વચ્છ રાખ્યું હતું, તે રાજ્યક્રાન્તિ અને પ્રતિકાર્ય વચ્ચે થઇને સીધો બહાર નીકળી ગયો હતો અને તેણે ઇટલિને વ્યવસ્થિત લશ્કર, કાયદા,–

રાજ્યતંત્ર અને પરદેશી સહકારીઓ પૂરાં પાડયાં હતાં. *મૅઝિનિ કે ગૅરિબૉલ્ડિ ઇટલિ માટે આટલું બધું ન કરી શક્યો હોત એમ કહેવું એ મૅઝિનિની કે ગૅરિબૉલ્ડિની ઉપેક્ષા કરવા બરાબર નથી. તેમ છતાં ઉત્સુક સ્વદેશાભિમાન, તથા પોતાની ઇટલીય પિતૃભૂમિના રાષ્ટ્રીય ઐક્યની સિદ્ધિ માટેની જુસ્સાદાર ઇચ્છા સિવાય જેમની સાથે તે બીજું કંઇ પણ સમાન ધરાવતો નહતો એવા લોકોની મહેનતથી તેને આડકતરી રીતે મળેલી મદદ સિવાય કાવ્હર, તેણે જે બધું કીધું હતું, તે પોતાની જાતે સાધી શકયો હોત કે કેમ તે વિષે શંકા ઉત્પન્ન થાય જ. ભવિષ્યવેત્તા, રાજ્યનીતિકુશળ, ધર્મવિગ્રહી દરેક જણ પોતાના જીવનકાર્યમાં બીજાનો પરિપૂરક હતો. અત્યંત વિવિધ મગજશક્તિ ધરાવનાર, સ્વભાવમાં અસમાન અને સામાન્યતા પદ્ધતિમાં પણ વિરૂદ્ધ મત ધરાવનાર, પરંતુ સર્વ સ્વાર્થી હેતુઓની બાબતમાં આત્મનિગ્રહ રાખવામાં સમાન ઉમદા કાર્ય પ્રત્યેની ભક્તિની બાબતમાં સમાન, જે મક્કમ ધૈર્યથી તે કાર્યનો પીછો લેવામાં આવ્યો હતો તેની બાબતમાં સમાન, એવો આ વીર પુરૂષ ઇટલીય ઐક્યના દેવળમાં પોતાને યોગ્ય ગોખલો મેળવી રહેશે, કારણ કે એ અવિનાશી મંદિર બાંધવામાં વીરે અત્યંત કિમ્મતી તેમ જ અમૂલ્ય શક્તિનો ફાળો આપ્યો હતો.

---

# દેશનાયક.×

---

લશ્કરી ટુકડી રણક્ષેત્ર તરફ કૂચ કરતી હોય, તેવે વખતે બાજુની શેરીમાંથી તેમને કોઇ ગાળ દે કે તેમના ઉપર ધૂળ ઉડાડે, તો પણ તેઓ પોતાની હારનો ત્યાગ કરીને અપમાનનુ વેર વાળવા સારૂ એ શેરીમાં દોડી જશે નહિ. એ અપમાન તેમને સ્પર્શ સરખો કરશે નહિ—કારણ, સન્મુખમાં તેઓ જબરો સંગ્રામ દેખતા હોય છે, જ્હાં સામે તેઓ ભીષણ જમરાજને જોતા હોય છે. તેમ જ જો આપણે ખરેખર જ આપણા આ મહાન દેશને માટે કંઇક સંગીન કાર્ય કરવા તરફ જ કૂચ કરતા હોઈએ તો એ કાર્યના મહાત્મ્ય આગળ ન્હાના મ્હોટા અગણિત વિક્ષોભો આપણને સ્પર્શ સરખો કરી શકશે નહિ. જરા જેટલું કંઈક વાંકું આડું પડયુ એટલામાં રીસાઇને આપણે હાર તોડી જવાનુ મન કરશું નહિ.

આજકાલ આપણા દેશમાં જે કંઈ આંદોલનો ને ચળવળો ઉભરાઇ ચાલી છે, તેમાં મ્હોટો ભાગ જુઓ. તો કેવળ કલહ જ દેખાશે. એમાં સંશય નથી કે ખરી દેશદાઝવાળા લોકો એ કલહોને લઇને મનમાં ને મનમાં લાજી મરે છે. કારણ કે કલહ એ કમજોરના ગુસ્સાનું લક્ષણ છે, કલહ એ નવરાની ગમત મેળવવાની એક રીત છે.

એક વાર દેશની ચોદિશ નીહાળી જુઓ, દુઃખનો આવડો બોજો એક ઉઃકારો કર્યા સિવાય ઉચકી કેવો ચાલ્યો જાય છે? આના જેવો દયાજનક દેખાવ દુનીઆમાં

---

* મૅઝેઈકૃત "કાવ્હરનું જીવનચરિત્ર."

× બાબુ રવીન્દ્રનાથ ટાગોરના લેખનું ભાષાન્તર.

બીજે ક્યાંઇ નહિ મળે. આશા અને આનંદ ઉડી ગયાં છે, ભૂખમરો અને રોગચાળો કેર વરતાવે છે. વિનાશકારક તત્વોનાં મૂળ આ પ્રાચીન ભારતવર્ષની હવેલીની ભીંતોને ફાડીને ફુટી નીકળ્યાં છે. દુઃખના સરખું કઠોર સત્ય-દુઃખના જેટલી કડક કસોટી બીજી તે કઇ હશે ? તેને રમતમાં ઉડાવાય એમ નથી, દાવપેચ રમીને તેને ટાળી શકાય તેમ નથી, તેની અંદર કૃત્રિમ કલ્પનિકતાને અવકાશ જ મળે તેમ નથી. શત્રુ કે મિત્ર, એ બધાયની સખ્તપણે ખબર લે છે. દેશને વ્યાપી વળેલા આ ભીષણ દુઃખની સંગાથે આપણે કેવું વર્તન ચલાવીએ છીએ, તે પરથી જ આપણા મનુષ્યત્વનું પારખું થવાનું. આ દુઃખની કાળી કઠણ સલાટી ઉપર આપણા સ્વદેશ પ્રેમની ઝગઝગતી રેખા ન ઉઠે તો જરૂર જાણજે કે એનામાં કંઇક કપટ છે. અને જે સોનું કસોટીએ ચડીને ખોટું ઠર્યું એના તમને કોણ દામ ગણી આપવાનું ? અંગ્રેજ લોક તો આ બાબતના પ્રખ્યાત પારેખ છે તેમની સાથે છેતરપીંડી કેમ કરીને રમશો ? દેશદાઝથી પ્રેરાઈને આપણે જે ઉદ્યોગ કરી રહ્યા છીએ તેમાં તેમની શ્રદ્ધા કેમ કરીને બેસશે ? આપણે જાતે દઈએ ત્યારે જ માગી શકાએ. પણ સાચું બોલજે, આપણે એવુ શું કર્યું છે ? દેશના જોયા ન જાય એવા હાલહવાલ એક તરફ જે દિવસે થતા હતા તે દિવસે પણ આપણામાંના જેઓ સારી સ્થિતિમાં હતા તેઓ સુખ ભોગવતા પડયા રહ્યા હતા; જેમને નવરાશ હતી તેઓએ તેમના બપોરના આરામમાંથી ક્ષણ પણ જતી કરી નહોતી; જે થોડો ઘણો ત્યાગ કર્યો હશે તે ત્યાગમાં ગણતરી કરાય તેવો નહોતો; થોડું ઘણું કષ્ટ ઉઠાવ્યુ હશે, પણ જે આર્તનાદ ચોમેર થઇ રહ્યો હતો તે તેનાથી અસંખ્ય ગણો હૃદયભેદક હતો.

આનું કારણ શું ? એનું કારણ એજ કે, આટલા દિવસ આપણે પારકાને આંગણે માથું ફોડીને જીવ દેવાના વિચાર કરતા બેઠા છીએ, સ્વદેશની સેવાના વિચાર કર્યા નથી. દેશનું દુઃખ કાં તો વિધાતા કે કાં તો ગવર્ન્મેંટ દૂર કરશે એ ખ્યાલને જ આપણે આજ દિવસ સુધી આપણા દરેકદગલામાં આશરો આપ્યો છે. આપણે એકસંપી કરીને-પ્રતિજ્ઞાનું પવિત્ર બંધન ધારીને દેશ સેવાના કાર્યમાં વ્રત ધારણ કરી શકીએ, એ વાત આપણે નિષ્કપટભાવે પોતે પોતાની પાસે પણ કબૂલ કરી નથી. આમ હોવાથી દેશના લોકોની સાથે આપણો અંતરનો સંબંધ થયો નથી, દેશને જે ઠેકાણે દરદ થાય છે તે ઠેકાણે આપણા ઇલાજ પહોંચતા નથી. સ્વદેશ પ્રેમની સ્થાપના એવી ભીંત પર થતી નથી કે જે ભીંત ખરેખર હસ્તી ધરાવે છે. તેથી જ કાળાના ખરડા કાગટ ફરી ફરીને ફાટી જાય છે અને કામનો ખરો વખત આવે છે ત્યારે કોઇ મ્હોં પણ દેખાડતું નથી.

બીજાઓની આગળ અરજ ગુજારવી, બીજાઓને ઓટલે જઇને દુઃખ રડવા બેસવું એ કામ માત્ર આજ સુધીમાં, આપણી તરફથી કંઇ થયું હોય, તો થયું છે. માબાપ, દેજો ! દેજો ! કરીને પારકાની પૂંઠે પડયે તો કંઇ મળ્યું નથી, અને કદાચ મળ્યું તો પણ માગ્યાં મુક્તાફળ પણ પણ ભીખને માથે આખરે ભાઠ જ રહેવાની. જગતમાં ઉંચું માથું લઇને ચાલવું હોય, આણ આપણામાં લાવવા હોય હોય તો સૌથી પહેલાં પ્રાણનું દાન કરવું જોઇએ.

આજે યુવક વર્ગ હિંમતપૂર્વક કહેશે કે હવે તો અરજીઓ અને વીનવણીઓ ખલાસ કરીને અમે હાથ ખંખેરી નાંખ્યા છે. હવે અમે અમારૂં પોતાનું કામ અમે પોતે કરવાને કટિબદ્ધ થયા છીએ. ખરેખર જ કટિબદ્ધ થયા હોઇએ તો તેથી બીજું શું સારૂં ? પરંતુ ત્યારે આપણે મરદની પેઠે ભારપૂર્વક કબૂલ કેમ કરી નથી લેતા કે, સંકટ પડે તો પડવા દો, પ્રતિકૂલ સંજોગ વટાવવા પડે તો વટાવવા તૈયાર છીએ. વાતવાતમાં આપણી બન્ને આંખોમાં ઝળઝળીઆં આવી જાય છે તે કેમ ? આપણા મનમાં કેમ એવો વિચાર આવતો હશે કે શત્રુ મિત્ર સર્વે મળીને અમારો માર્ગ સાફ કરી દેશે ? ઉન્નતિનો પન્થ ભારે દુસ્તર છે, એ વાત જગતના ઇતિહાસમાં સર્વત્ર પ્રસિદ્ધ છેઃ—

" क्षुरस्य धारा निशिता दुरत्यया
दुर्गं पथस्तत्कवयो वदन्ति । "

આપણે તો કહીએ છીએ કે આટલો દુરત્યય પંથ અમે શુ અમારી મેળે જ કાપીએ કે ? બીજાઓ આવીને અમારો રસ્તો સહેલો અને સપાટ કરી આપશે તો જ અમે આગળ વધીશું, નહિ તો વાટમાં પડ્યા પડ્યા વાદ વદા કરશું અને કાળું મેશ જેવું મ્હોં કરીને બોલીશું, કે અમારો રસ્તો વાળી આપતા નથી ને ? ઠીક છે, અમે અમારી ઘરની શાળ પર વણેલું કપડું પહેરશું, અમારી પોતાની નીશાળોમાં જઇને ભણશું ! વાહ, આપણું અભિમાન !

અમે પૂછીએ છીએ કે દાવાનળની સામે ઉભા રહીને કોઈને કદી મનમાં અભિમાન આવે છે ?–મૃત્યુ શય્યાને ઓશીકે બેસીને કોઈ ને કદી કલહ સૂઝે છે ? આપણે શું જોઇ શકતા નથી, કે આપણે ક્યારનું મરવાનું શરૂ કરી દીધું છે ? આ અમે અલંકારિક ભાષામાં બોલતા નથી–આપણે સાચેજ મરીએ છીએ. જેને વિનાશ કહે છે, જેને વિલોપ કહે છે, તે ભાતભાતના વેશ લઇને આ પુરાતન જાતિના રહેઠાણમાં દાખલ થઈ ચૂક્યું છે. મૅલેરિયામાં હજારો માણસ મરે છે, અને મરતાં નથી તેઓ જીવતાં મડદાં સમાન બનીને પૃથ્વીને ભારે મારે છે. આ મૅલેરિયા પૂર્વથી પશ્ચિમમાં અને એક પ્રદેશથી બીજા પ્રદેશમાં વ્યાપી ગયો છે. પ્લેગ પહેલાં એક રાતનો મહેમાન થઈને આવ્યો હતો. એક રાતને બદલે વરસ ઉપર વરસ ચાલ્યાં જાય છે અને છતાં તેની નરરક્ત પિપાસા હજુ છીપી નથી. વાઘે એક વખત માણસનું ખૂન ચાખ્યું કે પછી જેમ તેને તે હરામ ચસકો છૂટતો નથી, તેમ જ દુષ્કાળ ઉપરા ઉપરી પડે છે અને આપણાં ગામનાં ગામ ઉજડ વેરાન જેવાં કરી મેલે છે. આ બધું તે દૈવનો કોપ માનીને શું આપણે આંખો મીંચીને બેસી રહીશું ? સમસ્ત દેશના ગળામાં મૃત્યુએ જે મજબૂત ફાંસો નાંખ્યો છે તે શું જોઇ જ રહીશું ? તેને આકસ્મિક ગણી શકશું ?

એ આકસ્મિક નથી. તેણે આપણી અંદર ઊંડાં મૂળીઆં ખોડવા માંડયા છે. એના સપાટામાં સપડાએલી અનેક જાતિઓ મારી ગઇ છે–અને આપણે પણ દેશમાં સળગી ઉઠેલા એ મૃત્યુના હુમલાથી હાથ પગ હલાવ્યા વગર જ બચાવ કેવી રીતે કરી શકીએ એ કંઇ સમજાતું નથી. આપણે આપણી આંખ સામે જ જોઈએ છીએ કે, જે જાતિઓ નીરોગી અને મજબૂત હોય છે તેઓ પણ જાનની રક્ષાને અર્થે આખો દિવસ લડયાં

કરે છે. આપણે એક તો જીર્ણ થઇ ગયેલાં ઉપર પાછા મૃત્યુના ભારે પંઝાના માર ખાઇએ. અને તેમ હોવા છતાં કંઈ પ્રયત્ન કર્યા વિના જ આપણે બચવાના કેમ ?

એક વાત આપણે લક્ષમાં રાખવી જોઇએ, કે મેલેરીઆ-પ્લેગ-દુષ્કાળ એ તો માત્ર બહારનું છે, તે ખાલી બાહ્ય લક્ષણ જ છે. મૂળ વ્યાધિ જે છે તેણે તો દેશની નસેનસમાં સંચાર કર્યો છે. આજ સુધી આપણે એક અમુક રીતે રહ્યા છીએ-આપણા હાટ શેરીમાં, શહેરમાં અને ગામડામાં આપણે બચાવની અમુક એક રીત બાંધી રાખી છે. આપણી તે રીત હવે જરી પુરાણી થઇ છે. ત્યાર બાદ આજ સુધીમાં બહારની દુનીઆના સંઘાતથી આપણી અવસ્થામાં જમીન આસમાનનો ફેર પડયો છે. આ નવીન સંજોગોની સાથે હજી પણ આપણે પૂરેપૂરો મેળ કરી શકયા નથી-એક ઠેકાણે જોડવા જઇએ છીએ ત્યાં બીજે એક ઠેકાણે તૂટી જાય છે. ઉપસ્થિત થએલા નવીન સંજોગોની સાથે જો આપણે કોઇ દિવસ સામંજસ્ય સાધી નહિ શકીએ, તો આપણે મરવું જ પડશે. જગતમાં જે જે જાતિઓ મૂઇ છે, તે એમ જ મૂઇ છે !

મેલેરીઆ ફાટી નીકળવાને કંઇ નવું જ કારણ આપણા દેશમાં આજે થયું, એમ નથી. વર્ષોથી આપણા દેશમાં પાણી પુષ્કળ છે, ઝાડી જંગલ આજ કરતાં પહેલા ઝાઝાં હતાં, અને મચ્છરની પણ અહીં કોઈ વાર ખોટ નહોતી. પરંતુ તે વખતે દેશ જીવતો જાગતો હતો. યુદ્ધે ચડવું હોય ત્યારે ખાધ ખોરાકી જોઇએ-અને આ રૂપા રોગ રૂપી દુશ્મન સામે યુદ્ધે ચડવા તે વખતે જોઇતી ખાધખોરાકીની ખોટ નહોતી. અમારી ગામડાની અન્નપૂર્ણા તે વખતે પોતાનાં બાળબચ્ચાંને અરધા ભૂખ્યા ગણીને પૈસાના લોભમાં પારકાં છોકરાં ધવડાવવા જતી નહોતી. કેવળ એટલું જ નહિ. તે વખતની સમાજ વ્યવસ્થા એવી હતી કે ગામમાં જળાશય ખોદવા માટે કે જીર્ણોદ્ધાર કરવા માટે કોઇના મ્હોં સામે જોતા બેસવું પડતું નહોતું-ગામની ધર્મબુદ્ધિ જ ગામની જરૂરીઆતોને પૂરી પાડવાને સદૈવ જાગતી જ રહેલી હતી. આજ દેશમાં ગામે ગામ પાણીની બૂમ છે. એટલું જ નહિ. ઉલટાં જે જુનાં જળાશયો હતાં તેનાં પાણી દૂષિત થયાં છે. આવી રીતે શરીર જ્યારે ખાવાના અન્નને અભાવે દુર્બળ બન્યું હોય અને પીવાનું પાણી જ્યારે શુદ્ધ કરવામાં ન આવવાથી રોગનું ઘર બન્યું હોય, ત્યારે બચવાનો ઉપાય કયો ? આવી જ રીતે પ્લેગ પણ સ્હેજમાં આપણા દેશનો માલીક થઇ બેઠો છે-તેને કોઇ ઠેકાણે કોઇ રોકનાર નથી, કારણ કે પુરાં પોષણને અભાવે આપણાં શરીર વગર ઢાંકયાં રહેલાં છે.

પોષણ સામગ્રીનો અભાવ થવાનું કારણ એ, કે નાના પ્રકારની નવી નવી તરેહથી દેશનું અન્ન બહાર દેશ તરફ તણાઇ જવા લાગ્યું છે. જે ખાઇને આજ લગી આપણે ન્હાનાના મ્હોટા થયા તે હવે જોઇએ તેટલા પ્રમાણમાં મળતું નથી. આજ એક ખોબા જેવડા ગામડામાં જઇને તપાસ કરો. દુધ મળે તો મ્હોટાં ભાગ્ય; ઘી મળશે તો મોંઘે મૂલે અને તેલ તો મ્હોટાં શહેરમાંથી આવે ત્યારે. પાણીનું જયાં કાંઇ ઠેકાણું નહિ ત્યાં શાકભાજીની પછી વાત જ શી ? સસ્તામાં સસ્તું કંઈ થયું હોય તો ક્વીનાઇન સસ્તું થયું છે. આ પ્રમાણે આજ જ નહિ પણ અનેક દિવસથી સમગ્ર દેશની જીવન શક્તિનું ઝરણું ધીરે ધીરે ઠલવાતું જાય છે. જેમ એક શાહુકાર પાસેથી

જ્યારે પ્રથમ દેણુ કરવાનો આરંભ કરીએ, ત્યારે તો આસા હોય છે કે અમુક વખત પછી તેનું દેણું ચૂકવી દઇશુ; પણ જ્યારે મૂડી ક્ષીણુ થતી જાય છે ત્યારે પછી, જે શાહુકારને બારણે એક નિમિત્તથી જ મૂજતે પગે ચડયા હતા, તેજ શાહુકાર રોજનો બની જાય છે. તેજ પ્રમાણે આપણા દેશની અંદર મેલેરીઆ, પ્લેગ, કોલેરા, દુષ્કાળ પહેલાં તો આકસ્મિક હતાં, પરંતુ હવે જોઇએ છીએ તો તેમનુ દેવું કદાપિ કાળે વાળી શકીએ એવો ઉપાય આપણા હાથમાં રહ્યો નથી. આપણી ગાંઠની મૂડી ઘસાઇ ગઇ છે, ઘડીએ ને પળે હવે તેઓ ઉઘરાણી કરવા પણ આવતા નથી. તેઓએ તો આપણાં ખેતર પાદરમાં, આપણાં ઘરબારમાં કાયમનો જ પડાવ નાંખ્યો છે. આવી રીતે વિનાશ વરસો વરસ એક સરખો થતો જ જાય છે, તે શું હજી આપણે આંખ ઉઘાડીને જોઇશુ નહિ ?

આવી દશામાં રાજાની ધારાસભાની અંદર એક બે ઠરાવ રજુ કરવાની ઇચ્છા હોય તો ભલે કરો, તેમાં અમે આડા હાથ દેવાના નથી. પણ એટલું કર્યું એટલે શું બધુ આવી ગયુ ? આપણી જરૂરીઆત તે કરતા શુ અનેક ગણી વધારે નથી ? ઘરમાં આગ લાગે ત્યારે શુ બંબાવાળાને ખબર પહોંચાડીને હાથ જોડીને બેસી રહેવુ ? એટલામાં આંખની સામે જ બઇરાં છોકરાં જ્યારે બળી મરે, એટલે બંબાવાળાની બે દરકારી બાબત મેજીસ્ટ્રેટની આગળ ફરીયાદ કરવા માટે એક જબરી સભા બોલાવીએ એટલે શું જીવને મ્હોટી સાંત્વના મળી જશે ? આંખ ઉઘાડીને જરા જુઓ. આપણી જરૂરીઆતો તેથી અત્યંત ઝાઝી છે, આ આપણે મરીએ છીએ, આપણને અભિમાન કરવાને, કલહ કરવાને, ગડ જોઇને બેસવાને સમય નથી. આપણાથી જે કંઇ બને તે કરવાને હવે તો આપણે કમર કસવી જોઈએ છે પુરૂષાર્થ કરવા છતાં હમેશાં સિદ્ધિ મળતી નથી; તે ન મળવાની હોય તો ભલે ન મળે, કિંતુ કાપુરૂષને ઘટતી નિષ્ફળતા તો આવવા ન જ દઇએ. પ્રયત્ન ન કરીને થનારી જે વ્યર્થતા, તે પાપ છે, તે કલંક છે.

અમે કહીશુ કે આપણા દેશમાં જે દુર્દશા પેઠી છે તેનુ કારણ આપણા પ્રત્યેકના અંતરમાં રહેલુ છે તેમ તેનો પ્રતિકાર પણ આપણા પોતાના વિના બીજા કોઇને હાથે કદાપિ થઇ શકે નહિ આપણે પારકાના પાપનુ ફલ ભોગવી રહ્યા હોઇએ, એ વાત સાચી હોઇ જ શકે નહિ અને પોતાનાં પાપનુ પ્રાયશ્ચિત્ત યુક્તિ પ્રયુક્તિ લડાવી બીજાને હાથે કરાવી લઇશુ, એવી પણ કોઇ રીતે આશા ગણી શકાય નહિ.

સારાં ભાગ્યે આજે દેશમાં અનેક સ્થળેથી એવો પ્રશ્ન ઉઠવા લાગ્યો છે, કે શું કરીએ ? કેમ કરીને કરીએ ? આજ આપણને કર્મ કરવાની ઇચ્છા થઇ છે અને હાથ પગ હલાવવા પણ લાગ્યા છીએ. હવે આપણે જે બાબત પર ખાસ ધ્યાન રાખવાનું છે તે એ, કે આપણી એ ઇચ્છા પાયા વગરની ન નીવડે, આપણા એ પ્રયત્નો પાણીમાં ન જાય, પ્રત્યેકની અલ્પ અલ્પ શક્તિ ભડકામાથી ઉડીને છૂટા પડેલા તણખાની પેઠે વિલીન થઈ ન જાય આગગાડીનુ એન્જીન જોરથી સીટી વગાડવા સારૂ હોતું નથી, તે તો ગાડી હાંકવાને સારૂ જ હોય છે. સીટી વગાડીને બધી વરાળ ફુંકી નાંખે તો અવાજ તો જોઈએ તેટલો કાઢવાનો પણ ગાડી આગળ ચાલવાનું તો નહી

જ જાય. આજે દેશની અંદર જે કાર્યકારિણી શક્તિ નિર્માણ થઈ છે, તેને એકાદ વાસણમાં બંધ કરવામાં આવશે નહિ તો તે શક્તિ માંહોમાંહે ઝગડયા કરશે, સામ સામા પક્ષો ઉત્પન્ન થશે અને પ્રાસંગિક કલહોમાં તણાઇને તુચ્છ કામને મ્હોટું રૂપ આપીને શક્તિનો ગેરવ્યય કરશે.

દેશની સમસ્ત શક્તિને ભેદ પાડે તેવા ખોટા માર્ગથી વાળીને એકતાની દિશામાં આણવાનો માત્ર એક ઉપાય છે–કોઈ એકાદ જણને આપણા અધિનાયક તરીકે સ્વીકારવો. પાંચ જણ એકઠા મળીને જેની રીતે વાદવિવાદ કરી શકાય પણ પાંચ જણ મળીને કામ કરવા તેજ રીતે વાપરવા જાય તો બનશે નહિ. વાદ વદવા હોય ત્યારે કોલાહલ કરેલો શોભે, પણ યુધ્ધે જ્યાં ચડવાનુ છે ત્યાં તો સેનાપતિ જોઇએ. વાતોનાં ગપ્પાં હાંકતી વેળાએ અનેક જણ ભેગા મળીને પોતપોતાના કંઠરવને એક પછી એક ઉંચા સપ્તકે ચડાવે તો ચાલે, કિન્તુ વહાણ ચલાવવું હોય તો તો એક કપ્તાનના હાથમાં જ બધુ સોંપવુ જોઇએ

અમે આજ હાથ જોડી જોડીને અમારા દેશવાસી બંધુઓને હાક મારીને કહીએ છીએ, કે આપ ક્રોધે ભરાઇને આત્મવિસ્મૃત થતા નહિ, કેવળ વિરોધ કરીને ક્ષોભ સમાવવાનો યત્ન કરતા નહિ. ભીખ માગવા ગયે જેમ બીજાના મ્હોં સામે આશાભરી આંખે જોવુ પડે છે, તેજ પ્રમાણે વિરોધ કરીએ તેમાં પણ બીજાની અંદર પોતાનું આખું મન રેડવું પડે છે જયનો માર્ગ આ નથી. બળપૂર્વક એ બધાની અવગણના કરીને કલ્યાણ સાધવાનુ મહાન કાર્ય કરવા લાગશુ, તોજ આપણે વિજયી થઇશું.

ઉંચે ચડવાનો એક ઉપાય છે–જેને આપણે નાયકપદ માટે પસંદ કરીએ, તેને રાજમહેલનાં ઝરૂખા પરથી ઉતારીને આપણી ઝુંપડીની ઓશરી રૂપી પુણ્યવેદિકા આગળ સ્વદેશના વ્રત પતિના આમને અભિષેક કરીએ. તુચ્છ હોય તેની જોડે બાથંબાથ કર્યા કરવી અને જય મળ્યો કહેવાતો નથી તુચ્છને વટાવીને ઉપર જવુ તેનું નામ જય આજે આપણે ખરેખરી લાગણીપૂર્વક સ્વદેશ માટે કંઈક સેવા બજાવવી જોઇએ એ વાત સ્વીકારવામાં જો આપણને આનંદ અને ગૌરવ ઉપજી શકતાં હોય તો પછી ફલાણા ભાઇએ અમુક વખતે અમુકની સાથે કેવી વર્તણુક ચલાવી, ફલાણા અમલદારનુ આચરણ ગેરવ્યાજબી હતું કે નહોતું, એવા વિચાર તુચ્છમાં તુચ્છ બનીને પ્રાસંગિક ઇતિહાસના પાટીઆપરથી એકદમ ભૂંસાઇ જશે. ખરૂ જોતાં, એવી વાતોને જ્યાંસુધી નજીવી ગણી કાઢશુ નહિ, ત્યાં સુધી અપમાનનું ભૂત જે આપણને ત્રાસ આપે છે તેને દૂર કરી શકશું નહિ

સ્વદેશની સેવા કરવાનો આપણો અધિકાર કોઇનાથી છીનવી લેવાય તેમ નથી તે અધિકાર ઇશ્વરદત્ત છે–સ્વાયત્તશાસન નિત્યનું આપણુ પોતાનું જ છે. અંગ્રેજ રાજા વગર લઇને ભલે પહેરો ભરતા, કાળા કે રાતા ઝભ્ભા પહેરીને ભલે ન્યાયની વહેંચણી કરતા, ફાવે ત્યારે લાભમાં અને ફાવે ત્યારે વિરૂદ્ધમાં ભલે ઉભા રહેતા. તે છતાં પોતાના દેશનુ ભલું પોતે કરવાનો જે કુદરતી હક આપણને છે, તે પડાવી લે એવી કોઇની શક્તિ નથી. એ આપણો હક્ક બીજું કોઇ નહિ પણ આપણે પોતે જ ડૂબા-

વીએ છીએ. એ હક્કનો અમલ નહિ કરીએ તો તેજ ઘડીએ હક્ક ગુમાવશું. પહેલાં પોતાનેજ હાથે હક્ક ડૂબાવ્યો એ એક શરમ અને પાછું કર્તવ્ય થતું નથી થતું નથી કરીને જો બીજાના દોષ કાઢીએ, તો એ શરમને માથે પણ શરમ!. આપણું ભલું કરવું જ જોઇએ એવું જેમને માથે કુદરતનું બીલકુલ બંધન નથી, જેઓ ખડુ ખડુ કરે તો 'ગરીબ બીચારા' કહીને અને દયા ખાઇ શકે, તેઓજ અમારૂં આખું ને આખું કલ્યાણ કરી નાંખે-અમારા ભલા ખાતર પોતાના સ્વાર્થ સંકોચી લે એવી આશા રાખવી. અને આપણે પોતે ત્યાગ કરવાનું કે કામે લાગવાનું તો નામ પણ લેવું નહિ. એ દશાની અંદર રહેલી નિર્માલ્યતા સમજવી શું એટલી બધી મુશ્કેલ છે!

તેથી જ અમારે કહેવું પડે છે, કે સ્વદેશનું મંગળ સાધન જ્યાંથી થવાનું તે કર્તવ્ય સિંહાસન આપણી આંખો સામે ખાલી રહીને આપણને પળે પળે નીચું જોવડાવે છે. હે સ્વદેશ સેવક ભાઇઓ! પવિત્ર સિંહાસન પડયું પડયું કીડા પાસે ખવડાવી ન દેજો, તેને પૂર્ણ કરજો. રાજના શાસનનો ઇનકાર કરવાનું કંઇ પ્રયોજન નથી. તે તો કોઇ વાર સારા, કોઇ વાર માઠા, કોઇ વાર સુખના ને કોઇ વાર દુઃખના આકાર ધારણ કરીને આપણા ઉપર થઇને વહી જાય, પરંતુ આપણી પોતાની પ્રત્યે જે આપણું પોતાનું શાસન છે તેજ ગંભીર, તેજ સત્ય અને તેજ ચિરસ્થાયી હોઈ શકે છે. એ શાસનથી જ પ્રજા ભાગે છે કે ઘડાય છે, બહારના શાસનથી નહિ. તેજ શાસન, તેજ સ્વરાજ્ય આજે આપણે શાંત મને અને એક ચિતે ગ્રહણ કરીએ, ચાલો.

જો તે ગ્રહણ કરીએ, તો દરેક જણ જુદો પડીને પોતે પોતાનું સંભાળીને બેસે તે પાલવશે નહિ. એક જણને માન આપીએ તેમાં આપણે પોતાને ખરૂં માન છે તે સમજવું પડશે. આપણી પસંદગીનો જે એક જણ, તેને વિષે જ આપણે સહુએ સમાઇ જવું પડશે. એક જણના દક્ષિણ બાહુને આપણી સહુની શક્તિ વડે બલિષ્ઠ બનાવવો પડશે. આપણુ સર્વની હિતાહિતની ચર્ચા તેના મંત્રી મંડળમાં મૂકવી પડશે અને તેના તરફથી નીકળતા આદેશ, આપણા સહુના એકત્ર આદેશ તરીકે, આખા દેશમાં ઘેરેઘેર પાળવા પડશે.

જેઓ પિટિશન અથવા પ્રોટેસ્ટ, અનુમોદન અથવા વિરોધ કરવાને માટે પાકા બાંધેલા રસ્તા પરથી રાજદરબાર તરફ ઘોડાગાડીઓ અને મોટરોની દોડાદોડી કરી મૂકવી એનેજ દેશનું મ્હોટું કાર્ય કર્યું એમ સમજે છે, તેમની ટોળીના અમે નથી, એ વાત વારંવાર કહેવાની જરૂર નથી. આજ લગી જેઓ દેશસેવકોનું અગ્રેસરપણું કરતા આવ્યા છે તેઓ રાજમાર્ગની શુદ્ધ રેતીની અંદર પોતાનાં આંસુ અને પરસેવાનું સિંચન કરીને તેને હરિયાળી કરવાનો યત્ન કરતા આવ્યા છે, તે પણ જાણવામાં છે. અમે એ પણ જોયું છે, કે મચ્છ વિનાના તળાવમાં જાળ નાંખીને જેઓ મચ્છ મળવાની આશામાં બેસી રહે છે, તેમને આખરે 'અમારે મચ્છ નથી જોઈતાં' એવું મનને મનાવવાનો નિતનો નીશો ચડે છે. તેને નિઃસ્વાર્થ નિષ્ફળતાનો નીશો કહી શકાય. માનવ સ્વભાવમાં તેને પણ સ્થાન છે. પણ આ સ્થિતિ માટે નેતાઓને દોષ દઈ શકતા નથી. એતો આપણા ભાગ્યનોજ દોષ છે. દેશની એકત્રિક વાસના આંજવાના પાણી તરફ

તાકવાને બદલે જલાશય પ્રત્યેજ તાકત, તો બેશક તેઓ તેને ત્યાંજ દોરી જાત. તેની સામેના પૂરે તેઓ ચાલી શકત નહિ.

કોઇ પૂછશે, કે એમ હોય તો પછી નેતાનું નેતાપણું ક્યાં રહ્યું ? નેતાનું કર્તવ્ય લોકોને દોરી જવાનું–પછી ભ્રમને રસ્તે હોય કે ભ્રમ સુધારવાને રસ્તે હોય. જેનો સમૂળો ભ્રમ નાશ પામ્યો હોય તેવો નેતા મળે ત્યાં સુધી દેશ તેની રાહ જોતો ઉભો રહે તો તો કંઇ બનેજ નહિ. દેશે ચાલવું તો જોઇએ જ, કારણ ચાલવાથી સ્વાસ્થ્ય આવે છે–ચાલવાથી બળ વધે છે. આટલા દિવસ આપણે જે રાજકીય ચળવળના માર્ગપર ચાલ્યા છીએ, તેને લીધે બીજું કંઇ ગણતરીમાં લેવા જેવું ફલ ભલે મળ્યું નહિ હોય. આપણામાં બળ જરૂર વધ્યું છે, તેનાથી આપણા ચિત્તમાં જરૂર ચેતના આવી છે, આપણું જડત્વ ગયું છે, એની ના પડાય તેમ નથી. ઉપદેશ સાંભળીને કોઇના ભ્રમ મૂળ ઉખડયાં નથી. તેઓ વારંવાર ફુટી નીકળે છે. ભોગવી છૂટવાથી જ જેમ કર્મક્ષય સંભવે છે, તેમ ભ્રમ ચાલવા દેતાં ભ્રમજ ભ્રમને સુધારે છે, નહિતો તેની જડ જતી નથી. ભૂલ કરીએ તેનો અમને ભય નથી, ભૂલ થશે થશે કરીને પડયા રહીએ તેનો જ અમને ભય છે. દેશનો વિધાતા દેશને ખોટે રસ્તે ચડાવીને જ તેને ખરો રસ્તો બતાવે છે. મહેતાજી સાહેબ નિશાળમાં બેઠા બેઠા ખરો રસ્તો બતાવી શકતા નથી. રાજમાર્ગમાં દોડધામ કરવાથી જેટલું ફળ મળે છે, તેના કરતાં તેટલો સમય પોતાનું ખેતર ખેડવામાં ગાળવામાં આવે તો અનેકગણો વધારે લાભ મળી શકે છે, એ વાત સંપૂર્ણપણે સમજાવવા માટે લાંબા સમયની વિફળતા ગુરૂની ગરજ સારે છે. એ ગુરૂનો બોધ હૃદયમાં ઉતરશે ત્યારે જે લોકો રસ્તામાં હેરફેરા કરતા રહે છે, તેઓજ પાછા ખેતરમાં વળશે–અને જે પેલા લોકો ઘરમાંજ પડી રહેનારા છે તેમનાથી રાજસભાનું પણ કંઇ થતું નથી, તેમ ખેતરનું પણ કંઈ થતું નથી; અવિચલિત બુદ્ધિમત્તાનો ભંગ કરી નાંખશે તો પણ તેમને માટે આશા અગર સદ્વૃત્તિનાં દ્વાર વસાઇ ગયાં છે, અને તેથી જ દેશને આગળ વધવું પડશે. આગળ વધશે તોજ તેની સઘળી શક્તિ પોતાની મેળે જાગશે અને પોતાની મેળે ખીલશે. પરંતુ વ્યવસ્થિતપણે વધવું હોય તો કોઇ માર્ગદર્શકની ગરજ છે. માર્ગનાં સર્વ વિઘ્નો આક્રમણ કરવા વાસ્તે છૂટી છૂટી વ્યક્તિઓએ જોડાઈ જઇને સંઘ રચવો જોઇશે. સ્વતંત્ર જવાબદારીઓએ એકચિત થવું જોઇશે. અમુક એક જણનું નેતૃત્વ સ્વીકારી લઇને દૃઢ નિયમના સકંજામાં પોતાના મતભેદો બને તેટલા દાબી દેવા પડશે–નહિ તો આપણા ચરમધ્યેયની કાશીએ પહોંચવા પહેલાં આપણો આ મહાસંઘ હેરફેર ને હરિયાપટ્ટી કરવામાં, બોલાચાલી ને ગડાગડી કરવામાં જ ખપી જશે.

જુગતરામ ચીમનલાલ દવે.

---

# પૃથ્વીના એક જુંના સમાજનું વર્ણન.*

## નવીન શોધોનું પરિણામ.

અત્યારે આપણે આખી પૃથ્વી જુદા જુદા દેશોમાં વ્હેંચાયલી જોઇએ છીએ. આ વિભાગ ઘણું કરીને રાજકીય વિભાગો છે, પરંતુ બહુજ જુના કાળમાં આપણે હાલમાં જોઇએ છીએ તેવા દેશો નહતા. બહુ જુના કાળમાં રાજ્યનીતિમાં પણ કોઇ સમજતું નહતું; છતાંયે પૃથ્વીના, અથવા ખરૂં કહીએ તો પૃથ્વીના લોકોના વિભાગો તો હતા જ. આ વિભાગોને ઇતિહાસકારો "સમાજ" તરીકે ઓળખે છે. અને જુદા જુદા સમયના સમાજો સંબંધી ઘણી વિગતો આપણી આગળ તેમણે રજુ પણ કરેલી છે. ઇતિહાસનો સામાન્ય અભ્યાસી "Patriarchal Society" "કૌટુંબિક સમાજ" જુનામાં જુનો છે, અને તે પહેલાં વ્યવસ્થિત સમાજ હતોજ નહિં એમ માને છે. પરંતુ છેલ્લા અર્ધા સૈકામાં મળેલી શોધોને પરિણામે તેથી પણ એક જુના પ્રકારના સમાજની વાત જાણવામાં આવી છે. આ શોધથી ઐતિહાસીક જ્ઞાનમાં એક નવું પ્રકરણ ઉમેરાયું છે. આ સંબંધી શોધખોળ હાલ તુરત તો વધારે થયેલી નથી. પરંતુ આ જુના પ્રકારનો સમાજ અત્યારે પણ કોઇક કોઇક સ્થળે છે; અને શોધકોએ બહુ કષ્ટ વેઠીને, તેમની વચ્ચે રહીને, ઘણી વિગતો એકઠી કરી છે. એટલે તેનું કંઇક વર્ણન આપણે કરી શકીશું. આશા છે કે ગુર્જર અભ્યાસીઓને તે ઘણું રસમય લાગશે.

## આ સમાજનું નામ.

આ જુના સમાજને, અથવા ખરૂં કહીએ તો સમૂહને, બંધબેસતું નામ આપવું જોઈશે. ઇતિહાસકારોએ તેનું વૈજ્ઞાનિક નામ "Totemistic group" એમ પાડેલું છે. પણ તે સામાન્ય લોકોપયોગ માટે ઘણું ભારે છે. તેથી સામાન્ય રીતે તેને "Savage Group" "જંગલી પ્રકારનો સમૂહ" એ નામ આપવામાં આવે છે. પરંતુ "જંગલી" શબ્દમાં ઠપકા કે તિરસ્કારનો ભાવ નથી તે ચોકસ રીતે સમજવું જોઇએ. તે ઉપરથી સમજવાનું છે કે આ પ્રકારનો સમૂહ બહુજ જૂના કાળનો તથા કેવળ શરૂઆતનો જ છે અને આ સમાજનું ટુંકું વર્ણન આપવા ધાર્યું છે.

## "જંગલી લોકો."

પૃથ્વીનાં દૂર દૂરના પ્રદેશો વચ્ચે વધતા જતા વ્યવહાર છતાં, અને વેપારની સંસ્કૃતિમય અસર થયા છતાં, હજુયે જુના "જંગલી" રીવાજો મુજબ રહેનારા લોકોની સંખ્યા ઘણી છે. બંગાળના ઉપસાગરમાંના આંદામાનના (આપણે કાળા પાણી કહીએ છીએ ત્યાંના) મૂળ વતનીઓ, મદ્રાસના પહાડી લોકો, ઓરીસાના "જુઆંગ" લોકો, સીલોનના "વેદા" લોકો, આફ્રીકાના "ઝાડીમાં વસતા" અને "અક્કા" લોકો, ઉત્તર અમેરિકાના કોલોરેડોના મૂળ વતનીઓ, મધ્ય અમેરિકાના

* "A short history of politics" by Edward Jinks M.A. માંના એક પ્રકરણને આધારે આ લેખ લખવામાં આવ્યો છે."

"કેરીબ" લોકો, અને ગ્રીનલૅંડ તથા લેબ્રોડોરના "એસ્કીમો" લોકોની ગણના આવા પ્રકારમાં થાય છે. "તાસ્માનીયન" લોકો જેઓ હમણાં જ સંપૂર્ણ વિનાશ પામ્યા છે, તેઓ શુદ્ધ "જંગલી" જાતના ખરા નમૂના રૂપ હતા. પરંતુ ઓસ્ટ્રેલીઆનાં મૂળ વતની "જંગલી" લોકો આ પ્રકારના ઘણાજ ઉપયોગી નમૂના રૂપ છે; કારણ કે તેઓ હજી બીજા કોઈ સાથે ભેળાયા નથી. આ લોકો સબંધી પદ્ધતિસર અભ્યાસ હમણાં જ થયેલો છે, અને તેઓ ઓસ્ટ્રેલીઆનાં મધ્ય અને ઉત્તર ભાગમાં, બીજા કોઇની અસર લીધા વિના કે સુધારાની ગંધ વિના, ભટક્યા કરે છે કદાચ થોડા જ કાળમાં તેઓનો સંપૂર્ણ વિનાશ થશે તોપણ અત્યારે તો તેઓની સંખ્યા મોટી છે અને તેઓમાં પોતાનું અમલ બંધારણ પૂર્ણ જોસમાં પ્રવર્તે છે. અભ્યાસીઓ જેઓએ આસ્ટ્રેલીઆના રણની મુશીબતો વેઠી હતી, તથા ચાલુ માયાળુપણું બતાવી દેશીઓનો વિશ્વાસ મેળવ્યો હતો, તેમની એક જમાના ભરની મહેનતને પરિણામે અત્યારે "જંગલી" સમાજના બંધારણનો કંઈક સાચો ખ્યાલ બાંધવા શક્તિમાન થયા છીએ.

## "જંગલી" જીવન.

આસ્ટ્રેલીઆનાં "જંગલી" માણુસના જીવનની બાબતો ઘણી ખરી નકારથી જ વર્ણવી શકાય તેમ છે. તેઓ ખેતીમાં, કે ઘેટાં બકરા ઉછેરવામાં, સમજતાં નથી. કુત્તરા વિના બીજા પાળેલા જાનવરની તેમને જાણ નથી. ઝાડની ડાળના ઝુંપડાં સિવાય બીજી કોઈ જાતના રહેઠાણનો તેમને ખ્યાલ નથી. મોટે ભાગે તેઓ ગુફામાં, કે પત્થરીયા ઝાડ સામે મુકેલી ઝાડની સૂકી છાલની પાછળ રહે છે. જંગલની ઝાડીમાંથી કરેલા જૂજ શીકાર, અથવા તો વનની કંઇક વનસ્પતિ વિના બીજા ખોરાકની તેમને ખબર નથી. ખહુજ જુના કાળ જેવો દેવતા પાડવાનો તેમને કંઇક ખ્યાલ છે, પણ રાંધવા સબધી તેમના વિચાર અલ્પ છે. ધાતુને ઘડીને કે ગાળીને તેનો ઉપયોગ કરવાનો તો તેમને ખ્યાલ જ નથી. હમણાં હમણાં કંઈક ચીજ લેવી હોય તો વિનિમય માટે લોખંડની કુહાડી, એક સાધન છે; તેમને કુદરતી ચીજોના બદલામાં, સાહસિક મુસાફરો પાસે તે મળેલી છે. તેમનાં પોતાનાં હથીઆર તો માથાવાળો ભાલો, ફરશી, અને લાકડાની સાંગ અથવા ફેંકવાની લાકડી છે, આ લોકોમાં ચાલતી દંતકથાઓ તો એટલા જુના કાળની છે કે તે વખતે પત્થરનાં હથીઆર પણ વપરાશમાં નહોતાં આવ્યાં, અને માણુસના શરીર ઉપર ધારવાળી લાકડીઓથી વહાડકાપ કરવામાં આવતી હતી. ઝાડની છાલની ટોપલીઓ અને ધારવાળી ખોદવાની લાકડી એ એજ ઓજારો તેમની જાણમાં છે. આ લોકોનાં લૂગડાં તો ફકત શોભાની ચીજો તરીકે જ વર્ણવી શકાય. ખરૂ જોતાં ધાર્મિક ક્રિયાઓ વખતે કેટલાએક શણગાર સજવામાં આવે છે તેજ તેમનાં વસ્ત્ર છે. નહીં તો સામાન્ય રીતે તેઓ તદન નાગાજ ફરે છે. આવું કંગાલ અને લગભગ ભૂખમરો વેઠતું જીવન અસંખ્ય યુગોથી ચાલ્યાં કરે છે. ઓસ્ટ્રેલીઆનાં પ્રાણી અને વનસ્પતિ અત્યારે કોઈ ઠકાણે નથી જણાતાં તેવા પ્રકારનાં અતિ પ્રાચીન છે. ત્યાંનાં જંગલો અને નદીઓમાંથી પ્રકૃતિના અભ્યાસીને કાઇક એવું જડી આવે છે કે તે પૃથ્વીનાં બીજા ભાગોમાં લાંબા સમયથી વિનાશ પામ્યું હોય છે. અને ઓસ્ટ્રેલી-

પ્રદેશ સાથે વ્યવહાર હોવાનું ઇતિહાસમાં કથન નથી,-

ખરું જોતાં ચણ સદી પૂર્વે ઓસ્ટ્રેલીઆ એક અજ્ઞાન પ્રદેશ હતો—તે ઉપરથી આપણે ધારી શકીયે કે, આ પ્રકારનું જીવન આ જંગલી લોકો હજારો વર્ષથી ભોગવે છે. આ જુદાઇ જ તેમની અધમ અવસ્થાના કારણ રૂપ છે.

### "જંગલી" સંસ્થાઓ.

ઓસ્ટ્રેલીઅનોના ભૌતિક સિવાયના જીવનના અભ્યાસ ઉપરથી પણ, આ અનુમાન જ નીકળે છે. તેમની પૂજા વિધિઓ આપણને જુની અને અપૂર્ણ લાગે છે તો પણ તેમાંની વિગતો શ્રમસાધ્ય અને ગુંચવણ ભરી હોવાથી એમ લાગે છે કે તેમનો ઇતિહાસ ઘણો પ્રાચીન છે. જંગલી લોકોને, ખાસ કરીને ધાર્મિક બાબતોમાં, કાંઈ પણ નવીનતા ગ્રહણ કરવામાં ભય લાગે છે, તે વાત ધ્યાનમાં લઇએ તો અત્યારે આપણી જાણમાં આવેલી વિધિઓ રચાતાં કદાચ હજારો વર્ષો થયાં હશે. કંઇ પણ ફેરફાર એકદમ તો થયો નહિંજ હોય, અને બધી શ્રમસાધ્ય વિધિઓ ધીમે ધીમે દાખલ થઈ હશે, તેની તો આપણે ખાત્રી રાખી શકીએ. આ સ્થળે એની વિશેષ હકીકત આપણે આપી શકીયે નહિ.

### "ટોળું" અથવા "પેક" (Pack)"

ઓસ્ટ્રેલીઆના તેમજ બીજા જંગલી લોકો ટોળામાં રહેતા હતા એમ કહેવાનો રીવાજ પડી ગયો છે. પણ આ શબ્દ ભુલાવો ખવાડનારો છે; કારણ કે "ટોળું" એ શબ્દથી આપણને એમ ખ્યાલ આવે છે કે તેઓ બધા એકજ મૂળ પુરૂષથી ઉતરી આવ્યા હશે, અથવા તેઓ પાસેનાં સગાં હશે. પરંતુ આ ઓસ્ટ્રેલીઅન ટોળું મુખ્યત્વે કરીને ખોરાક મેળવવા માટે શીકાર કરવા એકઠું મળેલું, અન્યોન્ય સહકાર કરતું એક સજાતીય મંડળ છે. તે કોઇ સામાજીક બંધારણ કરતા એકાદ શીકારી ટોળાને વધારે મળતું આવે છે. તેમાનાં સઘળાં માણસોને આખા દિવસના શિકારમાંથી ભાગ મેળવવાનો અધિકાર છે. અને સ્વાભાવિક રીતે તેઓ સાથે જ મુકામ કરે છે અને રહે છે, પણ પાડોશમાં રહેતા બીજા તેમના જેવા જ ટોળાથી બીજાં કાર્યો માટે જુદાઇ ગણાતા નથી. ઉલટા તેઓ બીજાઓ સાથે વારંવાર ભળે છે, અને આ રીતે તે ખંડના બહોળા પ્રદેશોમાં એક સામાજિક સબંધ પ્રવર્તે છે.

### "ટોટેમ" Totem સમૂહ.

ઓસ્ટ્રેલીઅન લોકોની મૂળરૂપ સામાજિક સંસ્થા (Social unit) તે કંઈ ટોળું નથી પણ "ટોટેમ" નામથી ઓળખાતો સમૂહ છે. "ટોટેમ" શબ્દ ઓસ્ટ્રેલીઅન ભાષા નથી, પરંતુ "જંગલી" લોકોમાં જ મળી આવતી એક અમુક જાતની સંસ્થાના નામ તરીકે તે શબ્દનો સામાન્ય સ્વીકાર થઇ ગયો છે. "ટોટેમ" સમૂહ, મુખ્યત્વે કરીને ઝાડ કે જાનવર જેવા કુદરતી પદાર્થના નીશાનથી જુદો ઓળખાઇ આવતો જંગલીઓનો એક સમૂહ છે. આ સમૂહવાળા પોતાના સમૂહમાં લગ્ન કરતા નથી. ઘણા દાખલાઓમાં સગપણ ખાસ કરીને, સ્ત્રીઓ મારફતના સગપણથી આ સમૂહમાં દાખલ થઇ શકાય છે. પરંતુ ઓસ્ટ્રેલીઆના જંગલીઓમાં તો નવા જન્મેલા કે જન્મવાના બાળકોને અમુક "ટોટેમ" માં તેમના વડા પુરૂષો વહેંચી આપે છે. એટલે કે

કોઇ નવું જન્મેલું બાળક જન્મથીજ તેની માના "ટોટેમ" માં દાખલ થઇ શકતું નથી, પણ ડાહ્યા પુરૂષો ફાવે તે "ટોટેમ" માં તેને મુકી શકે છે. આ પ્રથા ઘણી જ જુની હોવી જોઇએ, કારણ કે જંગલી માણસને સિદ્ધાંતોનો કંઇ ખ્યાલ નથી હોતો, એને તો સખ્ત ચોકખા નિયમો જ જોઇએ છે

### "ટોટેમ" માં લગ્ન થઇ શ નહિં.

ઓસ્ટ્રેલીઅન પોતાના "ટોટેમ" માં પરણતે નથી. "સાપ (નીશાનવાળાઓ) સાપ (નીશાનવાળી) ને પરણી શકે નહિં" જંગલી સમાજ વ્યવસ્થાનો આ પ્રથમ નિયમ છે. આ નિયમ શાથી થયો હશે તેની આપણને ખબર નથી. પણ પાસેનાં સગાં વચ્ચે લગ્ન સબંધ બંધાવવો જોઇએ નહિં તે તેનો હેતુ છે એ તો નક્કી. જંગલી લોકો સિદ્ધાંતો ઉપર પોતાની દલીલો રચી શકતો નથી, પણ ખરી બીનાઓનુ નિરીક્ષણ કરવાની શક્તિ તો એમનામાં છે જ. અને કદાચ પાસેનાં સગાંઓનાં લગ્નથી થયેલાં નુકશાનો તેમની નજરે પડયાં હશે. એમ હોય તો તો આપણે ઉપરના નિયમનો અર્થ સમજી શકીએ છીએ. આતો ફક્ત ધારણા જ છે

### જુદા "ટોટેમ" સાથે લગ્ન.

ઉપરના નિયમનો બીજો ભાગ પણ આશ્ચર્યકારક છે જંગલી પોતાના "ટોટેમ" માં પરણી શકે નહિં પણ પોતાને માટે અગાઉથી નક્કી થયેલા અમુક "ટોટેમ" માં તેણે પરણવું જોઇએ. વિશેષમાં તે તેને માટે નક્કી કરેલા "ટોટેમ" માં પરણે છે એટલું જ નહિં, પણ તે "ટોટેમ" ની તેના સમયની (generation) સઘળી કન્યાઓ તેની પત્નીઓ છે. આ રીતે સાપ "ટોટેમ" ના સઘળા પુરૂષો આડ "ટોટેમ" ની તેના સમયની સઘળી સ્ત્રીઓન પતિ છે. અને તેના સહજ પરિણામ આડ "ટોટેમ" ના સઘળા પુરૂષો સાપ "ટોટેમ" ની પોતાના સમયની સઘળી સ્ત્રીઓના પતિ છે. આ ઉપરથી લગ્નની આવી સ્થિતિ વ્યવહારમાં ચાલુ હશે એમ ધારી લેવાતું નથી. ખરૂ જોતાં તો દરેક ઓસ્ટ્રેલીઅન પોતાના લગ્ન સમૂહમાંની એક યા બે સ્ત્રીથીજ સંતોષ પામે છે. પણ એ તો ખરૂ જ કે પોતાના લગ્ન સમૂહની પોતાના જ સમયની કોઇ પણ સ્ત્રી સાથે સંસાર માંડવામાં તે પાપ ગણે નહિં. અને અગાઉ જણાવેલા શીકારી ટોળાઓમાના એકમાંથી બીજામાં કોઇ ઓસ્ટ્રેલીઅન જાય, તો તે ટોળામાં પોતાના લગ્ન સમૂહમાની કોઇ પણ સ્ત્રી હોય તે તેની પત્ની ગણાય જ. આવી બાબતોથી પાદરી લોકોમાં પહેલા તિરસ્કાર ઉદ્દભવ્યો હતો. અને સામાજિક ઇતિહાસના એક કિમતી અનુભવ તરફ તેમણે આંખમીચામણાં કર્યા હતાં.

### લગ્ન વિનાનું કોઇજ નહિં.

આ ગોઠવણ પ્રમાણે એટલું તો દેખીતું છે કે ઑસ્ટ્રેલીઆના જંગલીઓમાં કોઇ પણ કુંવારો પુરૂષ કે કુંવારી સ્ત્રી છે નહિં. પણ એક લેખક જણાવે છે તેમ તે લોકોમાં લગ્ન તો જન્મથીજ પ્રાપ્ત થતી એક સ્વાભાવિક સ્થિતિ હતી.

## જુદા જુદા સમયો.

ઉપરની હકીકત ઉપરથી કંઈક અંશે એમ સૂચિત થયું છે કે "ટોટેમ" સમૂહની અંદરના જુદા જુદા જમાનાઓ યા સમયો પારખવાને માટે કાંઈક વર્ગીકરણની જરૂર છે. અને જંગલીઓના જીવનમાં મહત્વનો ભાગ ભજવનારા ધાર્મિક ક્રિયા માટેના ગુપ્ત મેળાવડાનો એક હેતુ આ વર્ગીકરણ ઠરાવવાનો હતો. જંગલી લોકો પોતાની ધર્મ ક્રિયાઓનો અર્થ સમજાવતાં ઘણી આનાકાની કરતા હોવાથી, તેની વિગતોની હજી ખરેખર માહિતી મળી નથી; પણ એટલું તો નક્કી જ છે કે તેમાં ઘણા હેતુઓ સમાયલા છે. એક પ્રખ્યાત ઓસ્ટ્રેલીઅન ધર્મ ગુરૂના જણાવવા મુજબ આ મેળાવડાનો એક હેતુ આખા "ટોટેમ"ના મન ઉપર ક્રિયા કરાવનાર ગુરૂ યા જાદુગરની ગત્તા અને મહત્તા ઠસાવવાનો છે. ત્યારબાદ તે ક્રિયાઓથી "ટોટેમ"ની જુની દંતકથાઓની યાદ તાજી કરાવાય છે, અને તેથી તે "ટોટેમ"ના સઘળા માણસો એક બીજાને વધારે વળગતા રહે છે. તે ક્રિયાઓ પ્રસંગે ગવાતાં ગીતોમાં તથા નાચોમાં ઘણાં જુના ભૂતકાળના બનાવો તાજા કરવામાં આવે છે, અને દિવસોના દિવસો સુધી ચાલતી આ ક્રિયાઓ મારફતે "ટોટેમ" નાં પુખ્ત વયે પહોંચેલાં યુવક યુવતીને કેટલીએક ગુહ્ય ક્રિયાઓ શીખવવામાં આવે છે. આ ક્રિયાઓમાં કેટલીકવાર સુન્નત જેવી દુઃખ ભરી બાબતો પણ હોય છે. આ પ્રસંગોએ આ યુવક યુવતીઓને છુંદણાં છુંદવામાં આવતાં હશે એ તદન સંભવિત છે આ છુંદણાંથી તેઓ કયા "ટોટેમ" નાં છે તથા "ટોટેમ" નાં કયા સમયનાં છે તે પારખી શકાતું હશે

## સગપણની પદ્ધતિ.

આવાજ, અથવા આના જેવાજ, કોઇ અકુદરતી ઉપાયોથી ઓસ્ટ્રેલીયન લોકોની સગપણની બહુ જ સાદી પદ્ધતિ રચાઈ છે. લગ્ન માટે નક્કી થયેલાં "ટોટેમ" ની તેના સમયની સર્વ સ્ત્રીઓ તેની પત્નીઓ છે તેઓનાં બાળકો તે તેનાં બાળકો છે. પોતાનાં "ટોટેમ" ની તેના સમયનાં સર્વ સ્ત્રીઓ પુરૂષો તેનાં ભાઇ બહેન છે. તેની માતાના "ટોટેમ" નાં સઘળાં માણસો તેના માત પિતા છે. ( આ લોકોમાં વંશ ઘણું ખરૂં સ્ત્રીઓ દ્વારા ગણાય છે. ) આ રીતે માત પિતા, બાળકો ભાઇ બહેન, અને પત્ની એટલાંજ સગાં તેને છે. આ રીત બહુ જ પ્રાથમિક લાગે છે, પણ તે આખા મલાયા દેશમાં પ્રસરેલી છે. આ સંબંધમાં એક લેખક એક પાદરીની બહુ રમુજી વાત વર્ણવે છે. આ પાદરી "જંગલી" લોકોના ગાઢ સહવાસમાં આવવા માટે પોતાના ચાકરના "ટોટેમ" માં દત્તક વિધિથી દાખલ થઇ તેનો ભાઇ થઇ પડયો હતો. એકવાર પોતાના ચાકરની સ્ત્રીને મળતાં, તેણે કહ્યું કે હવે તો "ટોટેમ" માં દાખલ થયો એટલે હું તમારો ભાઇ થયો. તે બાઈએ તરત જ ઉત્તર આપ્યો, નાજી, મારા ભાઈ નહિં; તમે તો મારા પતિ થયા. આ રીત ચીનાઓ જેવા વધારે અશક્તિમાન લોકોમાં પણ કેટલાએક ફેરફારો સાથે અસ્તિત્વમાં છે.

## "ટોટેમ" ના પ્રશ્નો.

સગાં સગાં વચ્ચે લગ્ન થતાં અટકાવવા સિવાય, "ટોટેમ" નું બીજું કંઇ કાર્ય કે નહિં, અને "ટોટેમ" નાં એક માણસને આખા સમૂહ સાથે શો સબંધ છે,

તે પ્રશ્નોનો હજી સુધી નીકાલ આવ્યો નથી. આ સંબંધમાં નિરીક્ષકો એમ કહે છે કે દરેક માણસ અદ્ભુત રીતે એમ માને છે કે પોતે પોતાના "ટોટેમ"નો બાળક છે. "ટોટેમ" અને તેના નિયમો પૂજનીય અને પવિત્ર છે, અને લગ્ન સંબંધીના નિયમનો ભંગ થતાં નક્કી વિનાશ થઈ જાય, એમ પણ દરેક માણસ ખાત્રીથી માને છે. જો આ પ્રમાણે હકીકત હોય તો મનુષ્યની પ્રગતિનાં બે સબળ સાધનો–ધર્મ અને કાયદા–વિશેનાં પ્રાથમિક ધોરણોનો રસિક ખ્યાલ આપણને મળે છે. ધાર્મિક વિચારોની પ્રગતિ ત્રણ વિભાગે થાય છે એમ કહેવાય છે. પ્રથમ વિભાગમાં પોતાથી ભિન્ન તેવા પ્રાણી કે પત્થર જેવી કોઇ વસ્તુની મનુષ્ય પૂજા કરે છે. બીજા વિભાગમાં તે પોતાના જેવા જ કોઈ મનુષ્યની–ઘણુ ખરૂં પોતાના જ કોઈ વડીલની–પૂજા કરે છે. ત્રીજા વિભાગમાં પરમેશ્વરનો ખ્યાલ તેને આવેલો હોય છે. પરમેશ્વર દિવ્ય તેમજ માણસ જેવો પોતાથી ઉચ્ચ અને જુદો, છતાં પોતાના જેવો જ અને પોતાની સાથે કાંઈક સંબંધ ધરાવે છે, એમ તેની માન્યતા હોય છે. ઓસ્ટ્રેલીઅન "ટોટેમ"માં આમાંના પ્રથમ વિભાગ જેવા વિચારો ચાલે છે. પરંતુ આ જંગલી મનુષ્યના દેવ સંબંધી ખ્યાલ ઘણુ ખરૂં એવા હોય છે કે, તે એક દુઃખદાયી સત્તા ધરાવે છે, પૃથ્વી ઉપર રોગ અને મોત તે ફેલાવે છે, અને માણસના લોહીનો તે તરસ્યો છે; આ બાબત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. દલીલો કરવામાં અનુભવ વિના બીજી કોઇ પણ રીતથી જંગલી માણસ અજાણ હોવાથી આ ખ્યાલ બંધાયા હશે એમ લાગે છે. તેને એવો અનુભવ છે કે પોતાનામાંનો કોઈ બહુ બળવાન અને હોંશીયાર હોય છે તે બીજાઓ તરફ ક્રુરતા બતાવે છે. આ હકીકત તે પરમેશ્વરને પણ લાગુ પાડે છે.

### "જંગલી" લોકોના કાયદા.

આ લોકોના કાયદા સંબંધી વિચારો આને મળતા જ છે. એમાં અમુક અમુક નહિં કરવાની બાબતોનો જ સમાવેશ થાય છે. આ અટકાવના મૂળમાં કંઇ બહુ દમ નથી, પણ ઘણુ ખરૂ તે કંઇ ભય સાથે સંબંધ ધરાવે છે. એક માણસ કોઇક રસ્તે ચાલતો હોય અને તેના માથા ઉપર ઝાડની ડાળ તુટી પડે, તો તેનું કારણ કોઇ કુદરતી નિયમો હશે એમ ન માનતાં, તે એમ જ કહેશે કે તે રસ્તો વાપરવાથી ઝાડમાં રહેતા દેવ ગુસ્સે થયા અને આ સજા કરી. ભવિષ્યમાં એ રસ્તે કોઈએ ચાલવું નહિ એમ નિયમ થશે. કોઇ વહેળા ઉપર લાકડાનો પુલ બનાવ્યો હોય અને તે કોઇ વાર તુટી પડે અને કોઇ ડુબી જાય, તો એમ માનવામાં આવે કે જળના દેવને પુલ બંધાયાથી પેટ ભરીને ભોગ નહિં મળવાથી તેમણે પોતે આ ભોગ લઈ લીધો. પણ પુલથી સગવડ ઘણી મળતી હોવાથી તે ફરી બાંધવાનું મન થાય છે, અને તે સમયે કોઇ ઉસ્તાદ માણસ કહે છે કે પુલનો ઉપયોગ કરતાં પહેલાં જો કોઇ મનુષ્યનો ભોગ આપવામાં આવે તો જળના દેવ સંતોષાય અને તેથી કોઇ ગરીબડાના હાથ પગ બાંધી, તેને પાણીમાં ફેંકી દેવામાં આવે છે. કદાચ બીજી વખતે પુલ વધારે સારી રીતે બાંધવામાં આવે છે, અને તે ભાગી જતો નથી. એટલે ટુચકો સફળ થયો મનાય છે. આ રીતે ઇતિહાસમાં વારંવાર માલુમ પડતો "બળીદાન"નો વિચાર ઉત્પન્ન થાય છે.

નવું ઘર બાંધતી વખતે ભૂમિના દેવતાના પ્રદેશો ઉપર તરાપ મારવાના બદલામાં ઘરના પાયામાં જીવતું માણસ દાટીને દેવને સંતોપવાનો રીવાજ જંગલી પ્રદેશોમાં અહોંની

ફેલાવો પામેલો છે. બેશક તેની ઉત્પત્તિ ઉપર જણાવ્યા પ્રમાણે જ થઇ હશે. "ટોટેમ" સમૂહમાંનાં માણસો એક બીજાને લઢાઇમાં કે બચાવમાં મદદ કરવા બંધાયેલાં છે કે નહિ તે પ્રશ્નનો પણ હજી નીકાલ આવ્યો નથી. આ સ્થિતિ અસ્તિત્વમાં હોય તેવા કાંઇક અંશો માલુમ પડયા છે ખરા. "ટોટેમ"ના સભાસદો કે શીકારી ટોળાના સભાસદો, બહારના અજાણ્યાઓ પ્રત્યે પોતાને કંઇ પણ ફરજો નથી એમ ધારતા હતા એટલુ તો નક્કી જ છે. પરંતુ તેઓના વર્તનનો આધાર તેઓ જે ખોરાક અને શીકાર ભૂમિ મેળવી શકતા હતા તેના ઉપર કદાચ રહેતો હશે. જો શીકાર પુષ્કળ મળે અને વસ્તીના પ્રમાણમાં જંગલો પુરતાં હોય તો, અમુક પ્રદેશમાં જંગલીઓના જુદા જુદા સમૂહો સંપીને રહે. પણ જો શીકારનાં પ્રાણીઓ ઓછાં હોય, અને વસ્તી પ્રદેશના પ્રમાણમાં વધારે હોય તો લઢાઇઓ ખુનો કદાચ વારંવાર થાય. મનુષ્યનું ભક્ષણ કરવાનો કંપારી ઉપજાવનારો રીવાજ પણ ભુખમરાને લીધે જ ચાલુ રહ્યો હશે. કેટલીએક જાતો એવી પણ છે કે ખોરાકની રેલછેલ હોય તો પણ આ રીવાજનો ત્યાગ તેમણે કર્યો નથી, અને તે ચાલુ રાખવા માટે તેમણે કંઇ કંઈ કારણો ખોળ્યાં છે. પરંતુ પ્રગતિ માર્ગમાં એક ડગલું આગળ વધવા સાથે એટલા જ પ્રદેશમાંથી વધારે માણસોનું પોષણ થઇ શકે તેવી વ્યવસ્થા અમુક રીતે થઇ છે, અને તેથી લઢવાની લાલચો, કંઇ નહિ તો લઢવાનાં બહાનાં હંમેશાં ઓછાં ને ઓછાં થવાં જોઇએ.

## ઉપસંહાર.

"જંગલી" મનુષ્યના જીવનનું વર્ણન કરતાં આપણી નજરે પડતું ચિત્ર શ્યામ છે. ગયા સૈકાની નવલ કથાઓમાં "જંગલી" મનુષ્યને ઘણો ઉદાત્ત, હંમેશાં ખાનપાનમાં મસ્ત, સર્વદા કુટુંબ કબીલાથી વીટાયલો, ફૂલ ભર્યા મેદાનોમાં મધુર સંગીત ગાતો ગાતો, મૃગયા રમતો, ચીતર્યો છે તે કેવળ કલ્પના જ છે. તે જમાનામાં ઐતિહાસિક વિગતોની દરકાર કરવામાં આવતી નહતી, અને આ ચિત્રમાં લેખકોની બુદ્ધિનું નહિ પણ તેમનાં માયાળુ હૃદયનું દર્શન થાય છે.

ખરેખરો જંગલી મનુષ્ય તો, સામાન્ય રીતે એક કંગાલ, ભુખમરો વેઠતો, પુરો શારીરિક વિકાસ પણ નહિ પામેલો, નગ્ન, ટાઢે મરતો, ઘર વિનાનો, અનેક વિઘ્નના ચાલુ ભયમાં રહેતો, કૌટુમ્બિક બંધન વિનાનો, નિશ્ચિત ખોરાકની આશા વગરનો જાણુંકના રહેઠાણ વિનાનો, જીવ છે. અને છતાંયે આવું જીવન સંસ્કૃતિમાં કંઇક ફાળો આપે છે. શીકારમાં મળતી સફળતા ઉપર જ તેના જીવનનો સર્વ આધાર હોવાથી તે કાર્યમાં પડતાં દુ:ખ વગર બખડાટે ખમતાં તે શીખે છે. ભયથી હંમેશાં સાવધ રહેવાની જરૂર હોવાથી નિરીક્ષણ શક્તિ તેનામાં ખીલે છે. કોઈ ઝાડીમાં જ્યાં હાલની છુપી પોલીસવાળા ચોરનું નિશાન શોધવા અસમર્થ થાય ત્યાં તે શત્રુનાં પગલાં ખોળી શકે છે. વૈજ્ઞાનિક વાયુશાસ્ત્રની નજર બહાર રહી જાય તેવી નિશાનીઓ ઉપરથી તોફાન થવાનું ભવિષ્ય તે ભાખી શકે છે. સુધરેલા મનુષ્યથી સંભળાય નહિ તેવા અવાજ તે સાંભળી શકે છે. બદલાની આશા સારી હોય, અને તરત જ ફળવાની હોય, તો તે ઘણું જ ધૈર્ય ધારણ કરી શકે છે. સંસ્કૃતિના ભંડારમાં આ ભેટો કાંઇ જેવી તેવી નથી.

કેશવપ્રસાદ દેસાઈ.

# શાળા ખોલવાનાં યોગ્ય સ્થાનો.

શાળાઓ વધારવાની આવશ્યક્તા ઉપર જેટલો વિચાર કરવામાં આવે છે તેટલો વિચાર શાળા ક્યાં ખોલવી તેનો નથી કરાતોઃ એટલે કે શાળા ખોલવાનાં સ્થાન નિશ્ચિત કરવામાં કોઈ મૂળ તત્ત્વોનો વિચાર કરવો ઘટે છે કે નહિ, એ પ્રશ્ન હજુ ગંભીરપણે કોઈના મનમાં નથી ઉપજ્યો દેખાતો. જ્યાં જ્યાં શાળાઓ ખોલવામાં આવે છે, અને જ્યાં જ્યાં ખોલવાની સૂચના કરવામાં આવે છે, તે ઉપરથી આપણે એટલો જ સાર ખેંચી શકીએ છીએ કે શાળા ખોલવાના સ્થળની બાબતમાં આપણે કેવળ હાલના પ્રવૃત્તિમય જીવનની દૃષ્ટિથી સગવડ અગવડના વિચારથી જ દોરવાઇએ છીએ; વિદ્યાર્થી અને રાષ્ટ્રના હિતની દૃષ્ટિથી તેનો વિચાર નથી કરતા. આજ કારણથી આપણી સર્વ શાળાઓ અને પાઠશાળાઓ મોટાં શહેરોની વચ્ચોવચ ગોઠવાયેલી આપણે જોઇએ છીએ. નવી શાળાઓની દરખાસ્તો પણ મોટાં શહેરોને ઉદ્દેશીને જ કરવામાં આવે છે.

શાળા ખોલવામાં સ્થાનકની પસંદગીમાં આપણું જુનું ધોરણ આથી ઉલટું હતું. ઘણે ખરે મોટાં શહેરોથી–પ્રવૃત્તિથી–દૂર, પર્વતો, અરણ્યો અને નદીઓની પાસે શાળાઓ વસાવવામાં આવતી વસ્તીથી ગીચોગીચ ભરાયેલા ભાગમાં શાળા હોવી, એ બહુ અયોગ્ય મનાતું.

આપણું હાલનું ધોરણ છેક અવિચારી છે એમ તો નહિ કહેવાય. એ ધોરણના મૂળમાં એક તત્ત્વ તો સમાયેલું છેજ. એમ વિચારવામાં આવે છે કે આપણે આપણાં બાળકોને હવે તેમનાં વિદ્યાર્થી જીવનમાં પણ પૃથ્વીમાં ચાલતી પ્રવૃત્તિઓથી નિર્લેપ નથી રાખી શકતા. બાળકોએ બાળપણથી સંસારની પ્રવૃત્તિઓ જોવી–અનુભવવી જોઇએ. જે બાળકને સંસારી બનવું છે, વીસમી સદીની દુનિયામાં રહેવું છે, કોટિ કોટિ જાતની ગુંચવાયેલી પ્રવૃત્તિમાં પડવું છે, તેને પોતાની બાલ્યાવસ્થાનો અમૂલ્યકાળ એક ગુફામાં રહી ગાળવો એ એના જીવન માટે અતિશય નુકશાનકારક થાય. સમાજથી વિખૂટાં રહી ઉછરેલાં બાળકોને સંસારની ઘણી ખોટી કલ્પના બંધાય છે; સંસારમાં પડતાં, તેમણે બાંધેલી કલ્પનાનાં કેવળ ખોટાપણાનું જ્યારે તેમને ભાન થાય છે, ત્યારે તેમને સખત આઘાત પહોંચે છે, અને એ આઘાતને વશ થઇ, તેઓ જીવનની બીજી બાજુએ એટલા જોરથી ઢળી પડે છે, કે આખો જન્મારો સંસારના કુટિલ પ્રપંચોમાં જેમણે ગાળ્યો છે, તેનાથી પણ એ ચઢી જાય છે; અથવા દુનિયાદારી માટે નાલાયક ઠરી, અસંતોષી જીવન ગાળે છે. આ કારણસર બાળકોનું શિક્ષણ સંસારથી અસંગી ન કરતાં ઉલટું તેમને સંસારી જીવનમાં ભળવાનો ખુબ લાગ આપવો જોઇએ. એટલે તેમની શાળાઓ વધારેમાં વધારે પ્રવૃત્તિમય અને સુધરેલાં શહેરોમાં સ્થપાવી જોઇએ, એમને અનેક પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કરવાની અને અનેક જાતના લોકોમાં ભળવાની તક આપવી જોઇએ. "છોકરાં બગડી જશે, એમનું ચિત્તચંચળ થઈ જશે," એવા આક્ષેપો બ્હીકણ કરે છે. સંસારથી છુટા પડી મનની સ્થિરતા સાચવવી કે ચારિત્ર સુધારવું એમાં કાંઇ

મર્દાનગી નથી; ખરી મર્દાનગી તો સંસારની સર્વે લાલચોની સન્મુખ થઈ, તેને જીતવી તેમાં છે. *

મને લાગે છે કે શહેરોની વચ્ચોવચ્ચ શાળાઓ સ્થાપવામાં આવી જાતનો તર્ક હોય તો તેમાં ગંભીર ભૂલો રહેલી છે. એ તર્કને અંગે એવી સમજુત રહેલી દેખાય છે કે, શિક્ષણનો ઉદ્દેશ બાળકને અનેક વિષયોનું પુસ્તકિયા અથવા આનુભવ જ્ઞાન આપી દેવું; જેટલી બને તેટલી વસ્તુઓની માહિતી તેના મગજમાં ઠાંસી દેવી. ખરૂં જોતાં શિક્ષણનો એવો ઉદ્દેશજ ન હોવો જોઇએ. શિક્ષણનો ખરો હેતુ તો કોઇ પણ વસ્તુનું જ્ઞાન ક્યાં મેળવવું, કેમ મેળવવું, યથાર્થ જ્ઞાન મેળવવા માટે વસ્તુને કયા દૃષ્ટિબિન્દુથી તપાસવી એ કુંચીઓ વિદ્યાર્થીને શીખવવાનો છે. જેમણે આ હેતુ ધ્યાનમાં રાખી શિક્ષણ લીધું છે, તેઓજ જ્ઞાનની અને શાસ્ત્રોની વૃદ્ધિ કરી શકે છે. વસ્તુ માત્રનાં ખરાં-ખોટાં, પૂર્ણ-અપૂર્ણ જ્ઞાનનું ભાથું વિદ્યાર્થીને બંધાવી આપવું એ શક્ય પણ નથી, અને ઇષ્ટ પણ નથી. જ્ઞાન કેમ મેળવવું એ જે શીખ્યો છે, તે પ્રવૃત્તિથી અલગ રહ્યો હોય છતાં, પ્રવૃત્તિમાં પડતાં થોડીજ વારમાં નવી પરિસ્થિતિને સમજી લઈ શકે છે, પણ જેણે માત્ર જ્ઞાનના જુદાં જુદાં પોટલાં ભેગાંજ કરી જાણ્યાં છે, તેને કોઇ પણ નવી વાત મુંઝવનારી થઇ પડે છે. "ભણ્યા પણ ગણ્યા નહિ" એ કહેવત, તથા સંસ્કૃત કહાણીઓમાં મૂર્ખ-પંડિતોની જે વાતો આવે છે તે આવાં જ્ઞાનને ઉદ્દેશીનેજ છે. તાત્પર્યમાં, આધુનિક પ્રવૃત્તિઓમાં પડવાની વિદ્યાર્થીને જરૂર નથી, પણ આધુનિક પ્રવૃત્તિનું રહસ્ય જાણવાની, કોઈ પણ પ્રવૃત્તિમાં રહેલાં તત્વો શોધી કાઢવાની શક્તિની જરૂર છે.

પણ, આપણે ઘડી ભર માની લઈએ કે ઉત્તમ શિક્ષણ માટે વિદ્યાર્થીને પ્રવૃત્તિમય જીવનમાં વસવાની જરૂર છે; તો પણ એટલું તો સ્પષ્ટ છે કે એ પ્રવૃત્તિ શુદ્ધ હોવી જોઇએ. કોઇ પણ દૃષ્ટિએ આપણાં શેહેરોની પ્રવૃત્તિઓને આપણે શુદ્ધ ન કરી શકીએ. કલુષિત પ્રવૃત્તિમાં રહી, વિદ્યાર્થી પોતાના આદર્શોને પહોંચી શકવા પૂરતો ચારિત્રવાન થાય એ ઓછું સંભવે છે. વિદ્યાર્થીને ચાલુ જમાનાની છેલ્લામાં છેલ્લી શોધોનો ખ્યાલ આપવો હોય, છેલ્લામાં છેલ્લા સુધારા જ્યાં દાખલ થયા છે, તેવુ જીવન દેખાડવું હોય, તો તે શોધો અને જીવનનું શુદ્ધ સ્વરૂપ જ બતાવવું ઘટે છે. એટલે એ શોધો અને જીવનને શહેરના કલુષિત વાતાવરણમાંથી ન દેખાડતાં શાળાને અંગે એવી પ્રવૃત્તિ આદરી બતાવવું વધારે સારૂં છે. આ ઉપર જ એવો આક્ષેપ મુકાશે કે આવા સંસારી નહિ પણ કાલ્પનિક વાતાવરણમાં ઉછરવાથી જ વિદ્યાર્થી

* ઉપર પ્રમાણે પૂર્વપક્ષ માંડયા પછી શ્રીયુત્ લાલા લજપતરાયનો "રાષ્ટ્રીય શિક્ષણ" ઉપરનો લેખ જોવામાં આવ્યો. એ લેખમાં એમણે લગભગ ઉપર દર્શાવ્યા જેવાજ આક્ષેપો મુકયા છે, તે એપ્રિલ ૧૯૧૯ ના "કેળવણી"ના અંકમાં ઉતારવામાં આવ્યા છે. એમના જેવા સમર્થ લેખક, વિદ્વાન અને શિક્ષણ પ્રશ્નોના અભ્યાસીનો આ લેખમાં ઘણે અંશે વિરોધ થાય છે, એથી મ્હને આ લેખ લખતાં ઘણો સંકોચ થયો છે. પણ એમનો લેખ વાંચ્યા છતાં મ્હારા વિચાર ન બદલાવાથી જ આ લેખ મેં રવાના કરવાની હિંમત કરી છે. (કિ. ઘ. મ.)

સંસાર-સંબંધી ખોટો ખ્યાલ બાંધે છે, અને સંસારને છે તેથી જુદી રીતે જાણે છે, અને તેને પરિણામે સંસારમાં જોડાતાં ગોથાં ખાય છે. આના ઉત્તરમાં એ જ કહેવાનું કે વિદ્યાર્થી માટે શુદ્ધ વાતાવરણ રચવા છતાં, એને ખરા વાતાવરણમાં રહેલી અશુદ્ધતાનો ખ્યાલ આપી શકાય. જેમ ઝેરની ખાત્રી કોઈ પણ પ્રયોગ શાળામાં વિદ્યાર્થીઓને તે ચખાડી કરાવાતી નથી, પણ ઝેરની શાબ્દિક ઓળખાણ કરાવી, તેનો ઉતાર પણ દેખાડીએ, તેમ અશુદ્ધ વાતાવરણની પીછાણ આપણે વિદ્યાર્થીને અશુદ્ધિમાં નાંખીને ન જ કરાવીએ: પણ તેની કલ્પના કરાવી, તેને સ્વચ્છ કરવાનાં સાધનો પણ દર્શાવીએ, એટલું જ નહિ પણ શુદ્ધ વાતાવરણ વ્યવહારમાં મૂકેલું પણ બતાવીએ. વિદ્યાર્થીઓ સંસારને ખોટી રીતે કલ્પે છે, અને પછી છેતરાય છે, તેનું કારણ તેમને સંસારનો ખોટો ખ્યાલ આપનારૂં શિક્ષણ છે, અને નહિ કે પ્રવૃત્તિથી અલગ રાખવાની હકીકત.

આ તો માત્ર આપણાં હાલનાં ધોરણમાં રહેલો તર્કદોષ દેખાડયો. પરંતુ, વીસમી સદીની સર્વ પ્રવૃત્તિઓમાં લીન થવું, અને લીન થવા યોગ્ય થવું, એ કાંઈ મનુષ્ય જીવનનું ધ્યેય નથી. રાષ્ટ્ર પણ કાંઇ પ્રવૃત્તિમાં લીન થવા માટે જ નથી. સર્વ માનવ પ્રવૃત્તિઓનો પાયો તો પ્રકૃતિમાં હોવો જોઇએ, વિકૃતિમાં નહિ. વિદ્યાર્થીને પ્રવૃત્તિ યોગ્ય ભલે આપણે બનાવીએ, પણ બાળક એ પ્રકૃતિનું કાર્ય છે, પ્રકૃતિમાંથી ઉપજ્યું છે, અને પ્રકૃતિમાં લીન થાય છે, એ ન ભુલાવું જોઇએ. એની પ્રકૃતિનો પાયો દૃઢ રચાવો જોઇએ. એ પાયો દૃઢ કરવા માટે બાળકને પ્રકૃતિના સંસર્ગની જરૂર છે, વિકૃતિના નહિ.

વળી, પ્રવૃત્તિઓ માટે રાષ્ટ્ર નથી, રાષ્ટ્ર માટે પ્રવૃત્તિઓ છે: પ્રવૃત્તિઓમાં સુખ નથી, માટે પ્રવૃત્તિઓ છે; પ્રવૃત્તિકારક યંત્રો થવા માટે મનુષ્ય જન્મ નથી, પણ મનુષ્ય જન્મ સાર્થક થવા માટે પ્રવૃત્તિઓ છે. વિદ્યાર્થીને પ્રવૃત્તિ યોગ્ય બનાવતાં એનું જીવન અસુખી, અનારોગી, પાપી કે કલ્યાણના માર્ગથી ભ્રષ્ટ ન થાય એ પહેલું તપાસવાનું છે. વિદ્યાર્થીને પ્રવૃત્તિ બાધક યંત્ર કરવા કરતાં આત્મવાન્ બનાવવો એ વિદ્યાર્થીને તેમજ રાષ્ટ્રને વધારે કલ્યાણકારી છે. આ દૃષ્ટિએ શહેરોની વચ્ચે શાળા હોવી, એ વિદ્યાર્થીને તેમજ રાષ્ટ્રને અતિશય હાનિકારક છે.

એ કેમ તે દેખાડવા હવે પ્રયત્ન કરીશ.

બાળલગ્ન અટકાવી આપણી પ્રજામાં આવતી નિર્બળતાનું એક કારણ આપણે દૂર કરીએ છીએ, એમ આપણે માનીએ છીએ, અને તે કેટલેક અંશે ખરૂં પણ છે. "કેટલેક અંશે," એ શબ્દો હું કેવળ અતિ સાવધતા માટે નથી વાપરતો. બાળલગ્નને બદલે એક બીજો દુર્ગુણ દેશમાં આવ્યો છે, એ જણાવવા હું ઉપલું સંકુચિત વિશેષણ વાપરૂં છું. બાળલગ્નના વિરોધનું સૌથી વિશેષ પરિણામ શહેરોમાં અને ઉંચી જ્ઞાતિઓમાં થયું છે. પણ શહેરોમાં અને ઉચ્ચ જ્ઞાતિનાં છોકરાંઓ જ વધારે નિર્બળ થતાં જાય છે, એ સત્ય આપણે સહેજે તપાસી શકશું. શહેરનાં કેટલાં યુવાવસ્થા "પ્ત કરતાં છોકરા, છોકરીઓની શારીરિક સંપત્તિ જોઇ આપણી આંખ ઠરી શકશે? એમનાં કપડાંની ટાપટીપ જોઇ કદાચિત આંખ ઠરે ખરી પણ એ ડગલા અને પોલ'

કાંની બાંયોમાંથી એમના હાથમાંની છડી જેવા પાતળા હાથ, એમના બેસી ગયેલા ગાલો, અને તેજ વગરની આંખો જોઈ કંપારી જ છૂટે છે, અને આ તે ભારતવર્ષની ભાવિ પ્રજા ! એ વિચારથી શોક થાય છે. ઘરડાઓ કહે છે કે અમે બાળપણમાં જ પરણેલા, અમારા બાપદાદા પણ બાળપણમાંજ પરણેલા, પણ અમે આવા નિર્બળ ન હતા. તમે તો બાળલગ્નનો દુષ્ટ રિવાજ બંધ કર્યો છે, છતાં એકજ પેઢીમાં આવી નિર્બળતા કેમ પેઠી ? આ ટોણામાં સત્ય રહેલું છે, અને તેનો નિશ્ચિષ્ટ નિરાદર કરવો દેશને નુકશાનકારક થઇ પડશે.

હું શહેરમાં જ ઉછર્યો છું. શહેરનાં સારાં નઠારાં છોકરાંમાં ભળ્યો છું. શહેરનાં છોકરાંની રહેણી–કરણી તપાસી છે,–તપાસતો રહ્યો છું. ઉપલી નિર્બળતાનાં બીજાં ઘણાં કારણો હશે, પણ હું કહું છું તે કારણ ઘણા થોડા જાણે છે, જાણે છે તેમાંથી ભાગ્યે જ કોઈ બોલે છે, અને કેટલાક બોલે છે, તેનો કાંઇ ઔષધિ વેચવાનો સ્વાર્થ હોવાથી, તેમનું બોલવું રોગનાશક થતું નથી. એ કારણ તે એક શહેરનાં છોકરાં અવિવાહિત હોય છે, પણ બ્રહ્મચારી નથી હોતાં. એનો અર્થ એમ નથી કે તે વ્યભિચારી જ હોય છે, પણ તે પોતાની શક્તિ સાચવતાં નથી.

બાળલગ્ન અટકવાથી બ્રહ્મચર્યનું માહાત્મ્ય વધશે એમ ધારવામાં આવ્યું હશે, પણ એમ થયું હોય એમ હું માનતો નથી. શહેરનાં છોકરાં બ્રહ્મચર્યનું માહાત્મ્ય જાણતાં નથી; જાણતાં છતાં, એવાં વાતાવરણમાં તેઓ રહે છે કે તેમનો નિગ્રહ કરી શકતા નથી, અને પરિણામે તેમની શારીરિક ખરાબી થયાં કરે છે.

શહેરનાં છોકરાંની નિર્બળતાનું કારણ ત્યાના ખરાબ હવાપાણી સુચવાય છે. એ કારણ પણ ખરું જ છે; પણ શેહેરનું નૈતિક વાતાવરણ જેટલું ખરાબ હોય છે, તેનો શતાંશ પણ ત્યાંના હવા પાણીની ખરાબી નથી. શહેરની બધી સામગ્રી બ્રહ્મચર્યને વિરોધી છે. રજોગુણથી કામ સંભવે છે, અને શહેર તો રજોગુણનું ધામ જ કહેવાય. સીનેમા–નાટકો, જેમાં બ્રહ્મચારીઓને ન જોવા લાયક વસ્તુઓનો પાર નહિ, તેમાં માબાપ હોંસથી છોકરાંને મોકલે; લગ્નોના નાચરંગ બુઢ્ઢાઓ જોડે બેસી બાળકો જુએ, અને નિર્લજ્જ બુઢ્ઢાઓ પોતાનાં પૌત્રોના દેખતાં ચાળા કરે તે બાળકો શીખે; શાળાઓ કે લાઇબ્રેરીમાંથી શૃંગારિક નવલકથાઓ હોંસથી વંચાય અને તે શોખને શિક્ષકો ઉત્તેજન આપે; આ વાતાવરણમાં રહીને તરુણ સ્ત્રી–પુરૂષની પશુવૃત્તિ ઉશ્કેરાય તેમાં શી નવાઇ ! ચૌદથી વીસ વરસનાં (ઘણી વાર તેથીએ બહુ ન્હાના સરખાં છોકરા–છોકરીઓ ચોપાટી કે બીજાં ફરવાના સ્થાનકોપર શી વાતો કરે છે તે કોઇ સાંભળે છે ? એ વાતો સાંભળી હોય તો કાન ફાટી જાય. એ બાળકો બ્રહ્મચર્યનો મહિમા શું જાણી શકે ? અને જાણે તોએ કેમ પામી શકે ?

આમાં શેહેરના ખોરાક અને શાસ્ત્રોનો ઉમેરો કરો. ચાહ અને હોટેલોનાં ખૂબ મસાલેદાર ખાણાં એ પશુવૃત્તિનાં કેટલાં પોષક છે, એનો વિચાર કરો. જુના સાધુઓ કહે છે કે ઝીણાં વસ્ત્રો પણ કામનું સ્વરૂપ છે, માટે બ્રહ્મચારીએ તે પહેરવાં નહિ. શેહેરનાં વસ્ત્રોની તો વાતજ શી કરવી ?

કોઈ પણ માણસ જો કોઇ ફિક્કા પડી ગયેલા વિદ્યાર્થીનું નિરીક્ષણ કરશે, એની કપડાં પહેરવાની રીત, એના હાવભાવ, ચાલ, એનામાં પેસતું સ્રીત્વ એ બારીકાઇથી જોશે, તો કેટલાં છોકરાં બ્રહ્મચર્યાશ્રમને વિરોધી જીવન ગાળે છે એનો ખરો ખ્યાલ આવશે.

આ રોગ તરફ સંસાર સુધારકોનું, દેશ હિતચિંતકોનું, વિચારકોનું, શિક્ષણ શાસ્રીઓનું ધ્યાન ખેંચાય એમ હું ઇચ્છું છું. એ રોગની તીવ્રતા સમજાય, એની પ્રતીતિ થઈ જાય, એમ ચાહું છું.

કેટલાક આવી વાતોને હસી કાઢવાની વૃત્તિના હશે. જુવાનોની જુવાનીને હુ દોષ માત્ર ઠરાવું છે, એમ કેટલાક કહેશે. 'છોકરા છોકરીને વેરાગી બનાવવાના' આ વિચારો છે એમ કોઇકને લાગશે. 'પ્રમાણસર મોજશોખ ઉડાવવામાં' શું પાપ છે. એમ કોઇ પૂછશે. 'મીઠાશ' અને મોજશોખનું માધુર્ય ન સમજી શકે એવાં ભોળાં રાખવાથી તેમની કેળવણીનાં ઘણાં જ કિંમતી તત્વો તેમની પાસેથી છીનવી લેવા બરોબર છે,' એમ કોઇ ધારશે પરંતુ સહજ વિચાર કરતાં સ્પષ્ટ જણાવું જોઇએ કે વિદ્યાર્થીકાળ જેટલો સંયમપૂર્ણ હશે, એ કાળમાં જેટલુ શરીર કસાયું હશે, તાઢ તડકો વેઠવાની, ખૂબ મહેનત કરવાની, સાદાઇમાં રહેવાની જેટલી ટેવ પડી હશે, તેટલું વધારે સુખમય, એનુ બાકીનું જીવન જશે. એના યૌવનનો પૂર્ણ આનંદ એ ત્યારે જ મેળવી શકશે. જીવનના વિષયો એને તેજ ઘડીએ વધારે શુદ્ધ આનંદકારક લાગશે.

પરંતુ એમ દલીલ કરવામાં આવે છે કે 'જે છોકરાઓ અળગા રહીને ભણ્યા હોય છે અને જે છોકરીઓ પડદામાં જ ઉછરીને મોટી થઇ હોય છે તેમનાં જીવન બહુ નિર્માલ્ય નીવડેલાં હોય છે. તેમના જીવનમાં પહેલે પ્રસંગે જ જે પ્રક્ષોભન તેમની પાસે ખડું થાય છે, તેમને તે વશ થઈ જાય છે.'' જેમને બ્રહ્મચર્ય એ માત્ર વિદ્યાર્થી અવસ્થા પૂરતું જ પાળવાનું છે, તેમને માટે આ આક્ષેપ કેટલેક અંશે ખરો કહી શકાય. પણ એનો ઉપાય એમને ખૂબ ભેળવી દેવાં એવો મારા ધ્યાનમાં નથી ઉતરી શકતો. મર્યાદામાં રહીને એમને એક બીજા સાથે ભળવા દેવામાં આવે, તો કાંઇ ખોટું નથી; એ મર્યાદા એટલે કુટુમ્બિક વાતાવરણ. કુટુમ્બનાં અને સગાં સંબંધીઓનાં સ્રી પુરૂષો જેટલી મર્યાદા પાળી એક બીજા સાથે ભળે છે, તેવી મર્યાદામાં રહી તેમને ભળવા દીધાં હોય તો લાલાજીએ કરેલો આક્ષેપ નહિં આવી શકે. મને લાગે છે કે શ્રીયુત લાલાજીના ધ્યાનમાં ઉપલી ટીકા કરતી વખતે પંજાબી સંસાર અને ગુરૂકુળના વ્યવહાર ધ્યાનમાં હશે. ત્યાં ઓઝલ પડદાની જ્ઞાતિને લીધે લાલાજીના આક્ષેપને બળ મળે છે. આપણો ગૂજરાતી સંસાર એથી જુદી જાતનો છે, અને એ સંસારને અનુલક્ષીને જ મારી ટીકા છે. પણ કોઇ પણ પરિસ્થિતિમાં, લાલાજીના આ કથનથી સંમત થવું મુશ્કેલ લાગે છે; તે કથન છોકરા છોકરીઓને "એકત્ર રાખવાથી જે અડચણો ઉભી થાય છે તેના કરતાં અલગ રાખવાથી વશેષ હરકતો ઉભી થાય છે."

આ કારણોથી મને તો એકજ માર્ગ યોગ્ય સૂઝે છે, અને તે આપણો જુનો માર્ગ તેજ; એટલે કે બાળકને શહેરમાં રાખવાં ન ઘટે; શહેરમાં સમાજ ન જોઇએ. ભણવા યક થાય, નિદાન દશ વર્ષનો થાય કે તુર્ત તેને શહેરમાંથી કાઢવો જ જોઇએ. ગામડાંમાં ખૂબ અંગ મહેનત થાય, બહુ સાદાઇથી રહેવાય, એવાં સ્થાનક જ

તરૂણાવસ્થા પ્રાપ્ત કરતાં બાળકોને માટે યોગ્ય નિવાસ સ્થાન છે, અને છોકરા-છોકરીઓને એકબીજાથી અલગ ન રાખીએ તો પણ અતિ પરિચય ન થવા દેવો એજ કલ્યાણકર છે.

શહેરથી દૂર શાળા રાખવાના બીજા પણ ફાયદા છે. બાળકોને શહેરમાં પ્રકૃતિનો સંસર્ગ નથી થઇ શકતો; ઉઘાડામાં રહેવાનું, ખુલ્લી હવામાં ઉછરવાનું, સૃષ્ટિસૌંદર્ય નીહાળવાનું વિષયોમાં અનેકધા તણાતી ઇંદ્રિયોને સ્થિરતા આપવાનું શહેરમાં બની શકતું નથી.

આ સૂચના પ્રચલિત ભાવનાઓથી ઉલટી છે. લાલા લજપતરાય જેવા સમર્થ પુરૂષનો આ સૂચનાથી વિરોધ જણાય છે તે છતાં મને લાગે છે કે હાલની ભાવનાને ફેરવેજ છૂટકો છે. તે વિના દેશનું વિદ્યાર્થીજીવન બહુ ઝળકવાનો સંભવ નથી.

કિશોરલાલ ઘ. મશરૂવાળા.

---

# "આ વર્ષના દુકાળમાંથી મેં શું જોયું."

દુકાળને અંગે જે કામ કરવાનું મને મળ્યું છે તે ઉપરથી ઉપજતા કેટલાક વિચાર નિચે ટાંકયાં છે. આ લેખનો હેતુ કંઈ નવી વાતો જણાવવાનો નથી, તેમજ દુષ્કાળ પડવાના કારણો તપાસવાનો એ નથી, પણ માત્ર જે વાત ઘણાના હૃદયમાં રમી રહેલી છે તે સ્પષ્ટતાથી જણાવવાનો છે.

(૧) કેળવણીના અભાવનું પરીણામ.—

પ્રજાને શિક્ષણ આપવાના લાભ અને જરૂર સંબંધી ઘણા ભાષણો સાંભળ્યા, પુસ્તકો વાંચ્યાં છે, કોઇક પ્રસંગોએ મેં પણ તેની તે વાત બીજાને કહી છે છતાં પણ જયાં લગી તે ગરીબ, પાસેર રાબ માટે ટળવળતાં, નગ્ન દુકાળીઆઓને જોયાં નહતા, ઝાડનાં પાંતરાં અથવા જમીનમાંનાં મુળીઆં કાઢીને ખાઇ ગુજારો કરનાર કે પીડાઇ તવાઈ મરી જનાર મારા દેશીજનોની હકીકત જાણી નહોતી ત્યાં લગણ કેળવણી-નિદાન અક્ષરજ્ઞાનની-કેટલી ગંભીર જરૂર છે તે મારા લક્ષમાં પુરેપુરૂં નહોતું આવ્યું. જયાં મોટા શહેરો કે બંદરો છે ત્યાં આગગાડી કે આગબોટની સવડ છે, આથી આવર જાવરનો વિશેષ પ્રસંગ આવવાથી ત્યાંની ખરી હકીકત તુરત ખબર પડે છે. તેવે સ્થળે શાળાઓ પણ હોય છે એટલે થોડા ઘણા પણ કેળવાયલા માણસો મળી આવે છે પણ જે સ્થળો આગગાડીથી પચાસ સો માઇલ દૂર છે, જે સ્થળોથી મોટાં શહેરો કે બંદરો પણ ઘણાં દૂર છે ત્યાંની કંઇ હકીકત બહેરમાં એકાએક નથી આવતી, અને એ પ્રકારનાં નાનાં ગામડાંઓમાં કોઇ શિક્ષિત માણસ નિદાન પત્ર લખી શકે તેવો એ માણસ હોતો નથી અને એને પરીણામે એ બીચારા ગામડીઆઓની કાકલુદી જગત જાણતું નથી; જે જે સંકટો આવે છે તે તે મુગે મ્હોડે સહન કરે છે. એ સંકટો દૂર

થઈ શકે છે એવો ખ્યાલ પણ એમના મગજમાં આવતો નથી. લખતાં વાંચતાં ન આવડતું હોવાથી બીજાને ખબર આપી નથી શકતા અથવા તો જ્યાંથી જ્યાંથી મદદ મળી શકે એમ હોય છે તે જાણી શકતા નથી. ઉપરી અધિકારી ધારે તો કંઇક કરી શકે પણ પોતાના ગામનું ખરાબ દેખાય, સરકારને રખેને ખોટું લાગશે એવા ભયથી અમારે ત્યાં લીલા લહેર છે, બધાજ દુધપાંઆ ખાય છે એવા હેવાલને તુમારો મોકલી આપવામાં આવે છે એટલે તેમના પર આશા રાખવી એ પણ ભૂલ છે.

આવા સંજોગો હોવાથી તેમાંથી બચવાનો ફક્ત એક ને એકજ સબળ ઉપાય કેળવણી છે. ચાર ચોપડી જેટલુ પણ કોઇ ભણેલો હશે તો પણ તે (૧) પોતાના ગામની ખબર કોઇ સખી દાતાને જણાવી શકશે અથવા જે વાદળી વરસે એવી હશે તેને પોતાની સ્થિતિથી માહિતગાર કરી શકશે. (૨) જ્યાંથી મદદ મળી શકતી હોય જ્યાં આવા કામ માટે ભંડોળો હોય કે વ્યવસ્થા થઇ હોય તેમની પાસે મદદ માગી શકશે અને (૩) ત્રીજું, ઉપરી અધિકારીએ પોતાની દાદ ન સાંભળી હોય કે ખરી હકીકતથી સરકારને અજાણ રાખી હોય તો પોતે અરજી વિગેરેથી રાજદરબાર લગી ચી શકે, કેળવણીના સંસ્કાર વગરનો એ ગામડાનો ખેડુત ખરેખર પશુ જેવોજ હોય છે અને પશુ માફકજ જીવન ગાળે છે એમ કહું તો લેશ માત્ર અતિશયોક્તિ નથી.

કેળવણી અપાવવાનો પ્રયાસ કરતા લોકનાયકો આ મુદ્દો લક્ષમાં રાખશે એવી આશા છે.

(૨) સેવામંડળોની ગેરહાજરીઃ—

હિન્દના સુભાગ્ય સમાજની જે વ્યવસ્થા હજારો વર્ષથી આજદિન લગણ ચાલી આવી છે તેથી કરીને સેવામંડળો, અનાથાશ્રમો, બાળાશ્રમો કે વિધવાશ્રમો વિ. વિ. ની જરૂર પડી નહતી. પણ વધતી જતી ગરીબાઇને લીધે, પશ્ચિમની કેળવણીને લીધે તથા વધતા જતા વ્યક્તિવાદને લીધે ઉપર જણાવ્યા મુજબનાં મંડળોને આશ્રમોની જરૂર પડી છે. સુધારાના જમાનાની એ નિશાનીઓ મનાય છે, ફેશન છે. એવા સુધારાના પવનમાં સંડોવાયલો કેળવાયલો વર્ગ એવા દરેક આશ્રમના સ્થપાવા સાથે તેના યશોગાન ગાઇ સુધરેલા દેશોની પંક્તિમાં મુકાવાને લાયકાત મેળવી છે એમ માને છે. એ ગમે તેમ હો, પણ એટલું તો સત્ય છે કે આપણા સમાજમાં ઘણો ફેરફાર થઇ રહ્યો છે, જુની વ્યવસ્થા જ્યાં તુટી નથી પડી ત્યાં તે તોડી પાડવા અથાગ કામ થઇ રહ્યો છે, જુનું તે બધુજ ખોટું હતું એવો પવન જોસભેર ફુંકાય છે અને તેથી જ સાવચેત રહેવા જરૂર છે. દરેક વ્યક્તિ, કુટુંબ, ગામ પોતપોતાની જવાબદારી અદા કરતું તે પ્રસંગે આવાં સેવામંડળોની અગત્ય નહોતી. પણ જ્યારથી પોતપોતાની જવાબદારીથી જાણે અજાણે ફારગ થવા માંડયુ અથવા સંજોગોએ તેમ કરાવ્યું ત્યારથી આવાં મંડળોની જરૂરીઆત લોકોના લક્ષમાં આવી અને સમાજબંધારણમાં થયલું પરિવર્તન જોતાં સેવામંડળોની ગેરહાજરીથી શું નુકશાન થાય છે તેની નોંધ લેવા મને જરૂર લાગી છે.

કેળવણીથી અલુપ્ત રાખેલી પ્રજાની વ્હારે ચઢનારૂં બીજુ સાધન આવાં સેવા મંડળો છે. એ મંડળોનો મુખ્ય ઉદ્દેશ "સેવા"જ હોવાથી જ્યાં જ્યાં તે કાર્ય

કરવાનું હોય છે ત્યાં ત્યાં તેના સેવકો સેવા કરવા જાય છે. શહેરોમાંજ સામાજીક સેવાની જરૂર છે એમ નથી. નાનાં ગામડામાં પણ તેની જરૂર હોય છે, અને ખાસ કરીને દુષ્કાળ જેવા પ્રસંગોએ તો તેની બહુ જ અગત્ય હોય છે. આ સ્વયંસેવકો ગામડે ગામડે ફરીને રૈયતનાં દુઃખ તંગી ત્રાસ જાણી જ્યાંથી મળી શકે ત્યાંથી મદદ મેળવી ગામડે ગામડે પહોંચાડી શકે છે અને તેથી દુષ્કાળ જેવા પ્રસંગે દુષ્કાળની તીવ્રતા કે ભુખમરાથી થતાં થોકબંધ મરણો અટકાવી શકે છે.

આ વર્ષના ગુજરાત કાઠીઆવાડમાં પડેલા દુકાળમાં જે મરણ પ્રમાણ તેમજ ભુખમરો અંકુશમાં રહ્યાં હોય તો મુંબાઇ ઇલાકાના દુષ્કાળ નિવારણ ફંડની મદદ તથા સુવ્યવસ્થા ઉપરાંત દરેક તાલુકા, શહેરો અને ગામડામાં જે દુષ્કાળ નિવારણ મંડળો નવાં સ્થપાયાં તથા જે સેવામંડળો પહેલાંથી જ અસ્તિત્વમાં હતાં તેને આભારી છે. દરેક નાને કે મોટે સ્થળે એઓએ કિંમતી સેવા બજાવી છે અને જો તે પ્રમાણે આપોઆપ વ્યવસ્થા ન થઇ હોત તો શું પરિણામ આવતે તે કળી શકાતું નથી. આ વર્ષના અનુભવ પરથી મને લાગે છે કે દરેક મોટા શહેરમાં એવા મંડળો ન હોય તો સ્થાપવા જરૂર છે અને તેની શાખાઓ નાના મોટા દરેક ગામમાં હોવી જોઇએ. પ્રજા કે દેશ પર કંઇપણ સંકટો આવી પડે ત્યારે તુરતાતુરત સહાય પહોંચાડવાની તેઓએ તૈયારી રાખવી અને તે માટે સ્વયંસેવકોને સેવાધર્મની તાલીમ આપી રાખવી. એક સ્વપ્ને રાત નથી વીતી જવાની. હિન્દ પોતાની પ્રાચીન સ્થિતિએ ફરીથી પહોંચે-અહોભાગી-જોવાશાલી જુવે તે પહેલાં આવા એકાદ બેજ દુકાળ નસીબમાં નહીં લખાયલા હોય. જે ગરીબાઇ તથા પ્રતિકુલ રાજ અને વેપાર નીતિ સરકારે અખત્યાર કરેલી છે તે ચાલુ છે ત્યાં લગણ દુષ્કાળ આપણી મિત્રાચારી છોડનાર નથી અને તેથીજ ઉપરની સુચના અસ્થાને કે કવખતની નથી.

(૩) વાંચનાલયની ખોટઃ—પુસ્તકાલયો અને વાંચનાલયો પ્રજાની જાહેર મીલકત છે. હજારો વર્ષોનો જ્ઞાનસંગ્રહ પુસ્તકોમાં સચવાઇ રહેલો છે અને જ્યાં પુસ્તકાલયો છે ત્યાં તે જ્ઞાનભંડાર ખુલ્લો હોય છે, ફાવે તે લુંટી લો; વાંચનાલયો મારફત જગતમાં દરરોજ શું થઇ રહ્યું છે તે જાણવાનું મળે છે. અનેક વિષયોપર નિયમો અને ખબર અંતર જાહેર છાપામાં આવતી હોવાથી દરેકને રસ પડતો ખોરાક તેમાંથી મળી શકે છે. આવાં વાંચનાલયોના અભાવથી કરીને પણ દુષ્કાળ જેવા પ્રસંગે નાના ગામડાની પ્રજાને અત્યંત હાની થાય છે. શાળાઓ કદાચ ન હોય પણ જો ગામડામાં બે પાંચ પણ લખી વાંચી શકે તેવા માણસો હોય અને તેઓ સાર્વજનિક જગ્યાએ બે ચાર જાહેર છાપાંઓ મંગાવી તેમાંની હકીકત લોકોને વાંચી સંભળાવે તો લોકોના જાણ-વામાં આવે કે પોતાના કલ્યાણ માટે શું રસ્તો લેવો. ખેડુત એ છાપાંના વાંચન કે સાંભળવાથી સમજી શકે કે પાક શા માટે ઓછો થયો, પાક વધારવો હોય તો શું કરવું, જમીનનો શું દોષ છે અને એ દોષ સુધરાવવા કોની સલાહ લેવી, સરકાર ખેતી માટે શું મદદ કરે છે, સરકારનું ખેતીવાડી ખાતું ક્યાં છે ને કેવા પ્રકારે કામ કરે છે, કુવા માટે પૈસા ન હોય તો પણ તે માટે કેવી રીતની કોના તરફથી મદદ મળી શકે છે, સરકાર દુકાળ ક્યારે જાહેર કરે છે, દુકાળના વખતમાં શું શું કરવું

જોઇએ, કર ક્યારે ભરવો અને ન ભરવો, વધારે આંકણી ઓછી કેમ કરાવાય, પ્રજાના કયા નેતાઓ આ બાબતમાં રસ લે છે, ખેડુતનું કોણ સાંભળે છે, તેમના પ્રતિનિધી કોણ છે, તે મારફતે શું કામ કરાવી શકાય વિગેરે ઘણી જગ્યાએથી દુકાળ ફંડની જાહેરાત ના ફકરા છાપામાંથી કાપીને મદદ માટે માંગણી થઇહની. ઘણા માણસોએ પરોપકારી-શ્રીમંત માણસોનાં નામ તથાં તેમની સખાવત વાંચી, પોતાના ગામ માટે, ગરીબ માટે, ઢોર માટે અરજીઓ કરેલી મારા જોવામાં આવી છે. ૧૫-૨૦ દિવસમાં ઉગાડી વ્હાડી શકાય તેવા ઘાસનાં બી મળી શકે છે તથા થોરનો ચારા તરીકે ઉપયોગ થઈ શકે છે એમ જાહેર પત્રોમાં વાંચી, ખેડુતો એ સ્વતંત્રપણે તે વાત ઉપાડી લીધી છે. જો તે જ પ્રમાણે મુંબઈ ઇલાકામાં ગામડે ગામડે જાહેર પત્રો મંગાવવાની વ્યવસ્થા થાય તો દુષ્કાળનું સ્વરૂપ બદલાઈ જાય એમાં નવાઇ શી !

(૪) બે રોજગારીઃ—દેશના દુર્ભાગ્યની હદ નથી. વાંક ભાવિનો કહાડવો કે આપણો પોતાનો તે પણ સણુજાતું નથી. જે સરકારી દફતરમાંથી વાછરડો કોને ત્યાં અવતર્યો કે કોને કોગળીયું થયું ને મરી ગયુ તે મળી શકે છે તે સરકાર પાસે બેરોજગાર કેટલા છે તે જાણવાનુ દફતર દેખાતું નથી. હશે તો ફક્ત પોતાની કોઠી ( Secretariat ) માં દફનાયલું રહેતું હશે. પોલેન્ડમાં કે જર્મનીમાં બેરોજગારીથી ભુખે મરતા માણસની સંખ્યા જાણીએ છીએ. રૂટર કૃપાવંત થઇને તે ખબર પુરી પાડે છે અને કોણ જાણે શું લેણાદેણી હશે કે ફક્ત આપણે જ આપણા કેટલા બંધુઓને રોજગાર ધંધો નથી તે જાણી શકતા નથી.

હિન્દની ૮૦ ટકા રૈયતનો આધાર સીધી કે આડકતરી રીતે ખેતી પર છે તે હું ઘણો સમય થયા જાણતો હતો. હિન્દની ૫૦ થી ૬૦ ટકા પ્રજા ૧૦૦ માણસો કરતા એ ઓછી સંખ્યાની વસ્તીવાળા ગામોમાં રહે છે એ વાતથી અજાણ ન હોવા છતાં જ્યારે નજરોનજર કામધંધા માટે વલખાં મારવા છતાં તે નહી મળતાં ભીખ માંગતા, દયા માટે આજીજી કરતાં એ લોકોને જોયા ત્યારે બેરોજગારી શું તે બરાબર લક્ષમા ઉતર્યું. છેક પાગલ ન થઇ ગયા હોવાથી, હિન્દુત્વનો અંશ રહેતો હોવાથી, હિન્દ પ્રજા સશક્ત, જુવાન કામ કરવા ઇચ્છા રાખનાર પુરૂષ કે સ્ત્રીને ફક્ત કામધંધા ન મળવાથી કે ન આપી શકવાથી ભાવિ પર છોડી દઇ, મરણ શરણ થવા દઈ શકતી નથી. લુલા લંગડા, અશક્ત અને વૃદ્ધ સાથે એવાનો પણ નિભાવ કરવા ફરજ પડે છે સરકાર તરફથી ખોલાતાં સંકટ નિવારણના કામો પુરતા ન હોવાથી, એવા કામો ખોલવામાં થતી ઢીલથી કરીને, તથા ઘણીવાર મહેનતના પ્રમાણમાં મળતાં અલ્પ બદલાથી કરીને આવા વચલા પ્રકારના લોકનું દુઃખ દુર નથી થતું—એમનું દુઃખ અસહ્ય જ હોય છે.

દુકાળના પ્રસંગોમાં સરકાર જ્યાં સુધી રીલીફ કામો ન ખોલે તે હંગામ પુરતા, સરકાર જ્યાં જ્યાં રીલીફ વર્ક ન ખોલનાર હોય ત્યાં તે માટે, ગામડા ને શહેરોમાં એવી કંઈ પણ વ્યવસ્થા અથવા યોજના તૈયાર હોવી જોઇએ કે જેનો અમલ દુકાળમાં તુરતાતુરત થઈ શકે. આવી વ્યવસ્થા સરકાર અને પ્રજાએ પહેલાથી મળીને નક્કી કરી રાખેલી હોય તો દુકાળ નિવારણનું કામ સરળ થઇ શકે. વધારે લાયકને

મદદ પહોંચી શકે, સબળાને કામધંધા મળે, અળસ જાય, થોડો ઘણો ઉદ્યોગ દુકાળ હોવા છતાં ચાલતો રહે તો મોટો આસરો મળે. પ્રજા જેટલું જ સરકારે બેરોજગારીથી બીહવાનું છે. બેરોજગારી એ ઘણા રોગોનું મુળ છે, રાજ્યક્રાંતિઓનું નિમિત્ત થાય છે, લુટફાટ તથા ચોરીને ઉત્તેજન મળે છે, દેશમાં સર્વત્ર અશાંતિ પથરાઈ રહે છે. બીનકેળવાયેલા પશુ જેવા લાગતા ભલા ગામડીઆઓને ખંદુકના ગોદાથી ભલે અંકુશમાં રાખી શકીએ, મારફાડ કરતા અટકાવી શકીએ, છતાં કયે દિવસે એઓ સહનશીલપણું છોડી મરણીયા થઇ બહાર પડે તે કહી શકાય નહીં. અને આટલા માટે જ પોતાની રૈયત કામધંધા વગરની રહે એ જેટલું રાજ્યને શોભાસ્પદ નથી તેટલું જ ભય અને ચિંતાનું કારણ છે.

લંગોટી મારી ફરતા પુરૂષોને કે બે હાથ કાપડ ફક્ત કમ્મરે લપેટી ફરતી સ્ત્રીઓની સહનશીલતા એજ એમનો મોટો દુર્ગુણ છે. સારા વખતમાં શરાફ ખાતાદાર, કે મુખ્ય ખેડુતનું તેઓ ગુલામ માફક કામ કરે જાય છે, શરાફ કે ખેડુત થોડું અનાજ કે પૈસા આપી દોઢું કે બેવડી કીમતનું ખાતું પગથી લે છે જે દેવામાંથી એ કદી પરવારતો નથી. વર્ષોવર્ષ આમ થતું હોવા છતાં તેઓની સમજ કે વર્તનમાં ફેર નથી માલુમ પડતો. ચોમાસું નિષ્ફળ જતાં જો પોતાનો શાહુકાર પૈસા કે દાણો આપે તો તે પર નિર્વાહ કરે છે, નહીતર જમરાજના દરબારમાં હાજર થાય છે. હજારો માણસો આમ નાહક અર્થ વગર મરી જાય છે; તેમના મરવાની અસર થતી નથી કે નથી લાભ થતો. તેમના મરણની નોંધ નથી લેવાતી કે નથી તેનાં કારણો તપાસાતાં; એમના મનને મરણ આવવું એ ઇશ્વરી કોપ ઉપરાંત કંઈ લાગતું નથી, સંજોગોના ફેરફાર સાથે આમ ટપોટપ થતા મરણ અટકી શકે એ એમના ખ્યાલમાં પણ હોતું નથી. આવી પ્રજાને નામે એમ કહેવું કે તેઓ જ ખરા વફાદાર છે, તેઓ સ્વરાજ્યની માંગણીની વિરૂદ્ધ છે, તેઓ આ રાજ્ય છતાં તમે સુખી છે તેઓની સરકાર હમેશ ચિંતા રાખે છે એ દાઝયા પર ડામ દેવા બરાબર છે. જે કેળવાયલા શિક્ષિત વર્ગે હિન્દની સાંપ્રત સ્થિતિનો વિચાર કર્યો છે તેના લક્ષ બહાર આ વાત નથી જ પણ એટલું તો કહેવું જ જોઇએ કે એ શિક્ષિત વર્ગનો ઘણો થોડો ભાગ જ આવા લોકો સાથે સંસર્ગ રાખે છે, હાલમાં અપાતી કેળવણી કંઈ દોષવાળી હોવાથી કેળવાયલા કહેવાતા તથા આ લોકો વચ્ચેનો અંતર વધતો જાય છે. અભણ જંગલી જેવા લાગતા આ લોકો, અમારૂં એ ભણેલા ગણાતા લોકોથી શું શ્રેય થવાનુ છે માની લઈ દુરના દુર રહે છે, અને કેળવાયલા વર્ગમાં ધર્મ (કર્તવ્ય) નો ખ્યાલ ટુંકો હોવાથી પોતાને કામધંધો મળતાં લાંબી ખટપટમાં પડતો નથી. આ કારણથી કરીને સરકાર ઉપરાંત સંસ્કાર પામેલા કેળવાયલા વર્ગ હસ્તક પાનુ આપણા અભણ, ગરીબ ને દયા પાત્ર દેશબંધુનું કલ્યાણ જોઇએ તેટલું થતું નથી. જે કેટલાક સજ્જન આ બાબત ધ્યાન આપે છે તે આંગળીના વેઢા પર ગણાય તેટલા જ છે.

લોકનાયકોની ધ્યાન બહાર આ ચોથો મુદ્દો નહીં હોય એવી મને આશા છે.

(૫) શું ભંડોળો જ ભેગાં કર્યા કરશું?

દુષ્કાળ સંકટ નિવારણુ માટે આપણે ક્યાં સુધી ફંડો જ ઉઘરાવ્યા કરશું? આ કંઇ એક વખત કે ક્વચીત જ આવી પડતી આફત નથી. બે વર્ષની મોંઘવારી જોતાં તો લાગે છે કે ચોમાસું નિષ્ફળ થવા માથે જ ફક્ત દુકાળ નથી પડયો પણ દુકાળ જેવી સ્થિતિ પ્રથમ હતી અને હજુ ચાલુ રહેશે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે આવાં ફંડ કેટલા વખત ઉઘરાવશું, અને તેથી શું વળશે? જે દેશની કુલ વસ્તીમાંથી ૧૫ થી ૨૦ ટકા વસ્તીને હમેશ એક ટંક પુરૂં પાધરૂં ખાવાનું મળતું હોય ત્યાં કરોડોનુ ઉઘરાણુ કેમ પહોંચી વળશે? શું આ જાતનાં ફંડ જ પુરવાર નથી કરતાં કે દુકાળનું કારણુ નિષ્ફળ ચોમાસું નહીં પણ અત્યંત ગરીબાઇ છે? જો દુકાળનું કારણુ આમ સ્પષ્ટ થતું હોય તો પ્રતિ વર્ષે ખરી જરૂર ફંડ ઉઘરાવવાની છે કે એ ગરીબાઈ દૂર કરવાના ઉપાયો યોજવાની છે? તુરતાતુરત કામ નહીં આરંભાય તો ભવિષ્યમાં શું થશે? નિરાશા, અકળામણુ, તથા વીસ વર્ષ થયા કેમીન કમીશનની ભલામણો પર રેડાયલાં પાણીથી, પ્રતિકુળ રાજનીતિથી કંટાળી જો એમ કહેવાઇ જાય કે કંઇ આરો નથી, હિન્દના દુઃખસમુદ્રમાં કાંઠો જ નથી દેખાતો, દુકાળો તો પડયા જ કરવાના, તો હું પોતે બહુ આશ્ચર્ય ન પામુ.

અંગ્રેજ સરકારના હૃદયે કંઇ ન કરવુ એમ તો હોય જ નહીં; અનેક વખત નીમાતાં કમીશનો ને કમીટીઓથી એટલું તો સ્પષ્ટ થાય છે કે કંઇક કરવાની દાનત છે ખરી પણ દોષ જુદા પ્રકારનો છે. હિન્દી પ્રજાની દૃષ્ટિએ હિન્દનુ શ્રેય કેમ થાય, તે તપાસવાનું કર્તવ્ય સુજ્ઞ અને ડાહી સરકારનું છે. તેમ નથી થતું તેથી જ પ્રજાના નાયકો અને સરકાર વચ્ચે મતફેર થાય છે, મતફેર કલહને કારણુ આપે છે, એ કલહ અરસપરસમાંથી શ્રદ્ધા દૂર કરે છે અને રિપોર્ટોમાં લાગતી સારી સારી યોજના સાતે સાત થઇ જાય છે અને ગરીબનું નસીબ ગરીબજ રહે છે.

જેમ રોગના પ્રમાણમાં ઉપચાર યોજવા જોઇએ તેમ રોગીની સ્થિતિ લક્ષ બહાર ન રાખવી જોઇએ. અત્યંત અશક્ત, લોહી વગરના, લાંબા સમયની માંદગી ભોગવતા દરદી માટે એવો ડોઝ ન ચાલે કે જે એકાએક હૃદય જ બંધ પાડી નાંખે અથવા લાભ કરતાં નુકશાન કરે. આવી કંઇક વિચિત્ર ભલામણો થોડા સમય ઉપર થઇ છે. મુળમાં તો પૈસાનું ઠેકાણુ નહીં ત્યાં આગળ મોટી ખરચાળ યોજનાઓ હિન્દના ભાવિ શ્રેય માટે ઘડાઈ છે. ગામડામાં વસતા ખેડુત તથા કારીગરને શું જરૂરનું છે અથવા તો એનો લાભ વિશેષ કેમ સચવાય ને એના લાભનું શું છે તે પર ઓછું મહત્વ આપી લાખો ને કરોડોની દેશી કે વિદેશી થાપણુવાળાઓ કયા ઉદ્યોગો આ દેશમાં સ્થાપી શકે અથવા ભૂગર્ભમાં જળવાઇ રહેલી કાચી દોલત ખણી કાઢવામાં ક્યાં લાભ રહ્યો છે તેને વિશેષ મહત્વ આપવામાં આવ્યું છે. એટલું પણ કબુલ કરીએ કે એકંદરે આ ભલામણોનો અમલ થાય તો દેશની એકંદરે દોલત કદાચ વધે છતાં પણ જેની સ્થિતિ સંબંધી વિચાર થઇ રહ્યો છે, જે દુકાળ ને ગરીબાઇના પંજામાં જકડાયલો છે તેનું શું? એ પ્રશ્ન ઉભો રહે છે. આટલા માટે જ લખવા જરૂર પડે છે કે પ્રજાની દૃષ્ટિએ જ્યાં સુધી સરકાર જોશે નહીં ત્યાં લગણુ એમના સુચવેલા ઉપાયોથી હિન્દની

૮૦ ટકા વસ્તીનું શ્રેય નથી; થનાર અને ત્યાં લગી દેશની સામાન્ય સ્થિતિ બગડતી રહેવાનો ભય રહે છે.

આવા સંજોગોમાં શું કરવું ? શું દુષ્કાળ ફંડ પર જ આધાર રાખી બેસી રહેવું ? એ પરત્વે એમ નથી એક જ રસ્તો આપણે માટે-બાકી છે અને તે આ સમજુ કેળવાયલો વર્ગ જે કાર્ય સરકાર પાસે કરાવવા માંગે છે તે પોતાની શક્તિ, અનુકૂળતા તથા નાણાની જોગવાઈ મુજબ ( કદાચ થોડા ઘણા પ્રતિકૂળ સંજોગોમાં પણ ) કરવાનું શરૂ કરી દેવું, અને મત કેળવી છેવટ સરકાર પાસે આપણી દાદ ફરીયાદનો નિવેડો લાવવો.

આટલેથી આપણુ કાર્ય ખતમ નથી થતુ. ભારે પડતી મહેસુલ, આયપત વેરો, જળાશયો અને નહેરો તરફ દુર્લક્ષ, રેલ્વેની પ્રતિકૂલ ખીલવણી, એકસાઇઝ ડ્યુટી, જકાત, ઉદ્યોગ ધંધામાં થતી પક્ષાપક્ષી, તૈયાર વિદેશી માલની હદ કરતાં બાકી આયાત, કાચા માલની નિકાસ, અસહ્ય દેવું, હુંડીના મનસ્વી દર, નાણાના કૃત્રિમ ભાવ, લશ્કરી બોજો, ખરચાળ રાજ્યવ્યવસ્થા વિગેરે વિગેરે અનેક બાબતો જેનો દુકાળ સાથે સિદ્ધો કે આડકતરો સંબંધ છે તે માટે પણ વિચાર કરવા જરૂર છે; અને કોઇ ઘટતે પ્રસંગે દુકાળના કારણોની નોંધ લેતી વખતે એ ચર્ચવાનું મુલતવી રાખી, ઉપલા પાંચ મુદ્દા વાંચક વર્ગ સમક્ષ મુકું છું.

ધીરજલાલ છગનલાલ.

# પુસ્તક-પરિચય.

૧. સ્મરણાંજલિઃ—[ લેખકઃ ગ. જ. પુ. જોષીપુરા. પ્રકાશક રા. જગજીવનદાસ દયાળજી મોદી. મૂલ્ય ૦-૪-૦; ૦-૬-૦ વડોદરા. ]

આ નાનકડા સ્મરણ-ચિહ્નને આવકાર આપતાં અમને આનંદ થાય છે. રા. જોષીપુરાનાં પત્ની સખત વ્યાધિથી પીડાતાં હતાં તેમની સારવાર માટે તેઓ સકુટુંબ વિસનગર થઇ ગયાં હતાં. માંદગીના સમયનું આમાં સુંદર વર્ણન છે. આ ગીતાવલિમાં ૧૨૩ ટુંકો છે. પ્રકાશકે પોતાની પ્રસ્તાવનામાં મર્યાદામાં રહીને કાવ્યને જરૂર પુરતું સ્ફોટપ આપ્યુ છે તે યોગ્ય થયુ છે, પરંતુ રા. મંજુલાલ દવેએ પોતાના 'ઉદ્‌ઘાટન'માં અતિશયોક્તિને સ્થાન આપી આ “ શ્રદ્ધાની સ્મરણાંજલિ ”ને ઋણ ચઢાવી દીધી છે. સત્તર પાનાના કાવ્ય પાછળ ૧૪ પાનાનું ઉદ્‌ઘાટન છે તે અમને વધારે પડતું લાગે છે ટુંકામાં 'ઉદ્‌ઘાટન'થી પુસ્તકની કિંમત વધતીજ નથી તેમ તે ન હોત તો કાંઇ તે ઘટત પણ નહિ. છેડે “ દ્યોતનિકા ” અથવા સાદી ભાષામાં કહીએ તો ' ટીકા ' આપી છે તેથી પુસ્તકમાં કોઈ કોઈ સ્થળે ચાલતા પૂર્વાપરસબંધ અને તત્વજ્ઞાની વિચારો ઉપર સાર અજવાળું પડી શકે છે. કેટલેક સ્થળે કાવ્યમાં છંદક્ષતિ થતી હોય એમ

અમને લાગે છે. ખાકી ભાવો હ્રદયના ઉંડાણુમાંથી ઉતરી આવ્યા છે એમ સહજ સમજાઇ આવે છે. કડી ૬૭ થી ૮૨ સુધીમાં જે તત્ત્વજ્ઞાની વિચારો છે તે કાંઈ કૃત્રિમ નથી પણ હ્રદયે કહ્યું તે હાથે ઉતાર્યું છે. ટુંકમાં આવું કરૂણરસાત્મક કાવ્ય પ્રજા સમક્ષ મુકી રા. જોષીપુરાએ પોતાનું અક્ષરશ્રાદ્ધ સાર્યું છે અને પ્રજા એ ગીતાવલિનો રસ ચાખવાને ભાગ્યશાળી થઇ છે તે માટે તેમને અભિનંદન ઘટે છે.

**૨. સર રવીન્દ્રનાથ ઠાકુરનાં સંસ્મરણો:**—[ વિવિધ ગ્રન્થમાળા પુસ્તક ૯૨–૯૩ વર્ષ ૮. અનુવાદકઃ રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી પ્રકાશક સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય મુંબાઇ અને અમદાવાદ પૃ. ૨૩૧ કિંમત વાર્ષિક ફાળે ૦–૪–૬; ૦–૭–૦. ]

આપણા કવિવર સર રવીન્દ્રનાથ ઠાકુરે ઇ. સ. ૧૯૧૪ માં કલકતાના "મૉડર્ન રીવ્યુ" માસિકમાં "My reminiscences"ના નામથી પોતાના બંગાળી "જીવન-સ્મૃતિ"નું ભાષાંતર પ્રકટ કરાવેલું તે ઉપરથી આ પુસ્તક તૈયાર થયું છે. અમે મૂળ બંગાળી પુસ્તક જોયું છે તે ઉપરથી અમે એટલું કહી શકીએ છીએ કે અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં આ ગ્રન્થ ઉતારવાને બદલે મૂળ બંગાળી ઉપરથી જ ભાષાંતર થયું હોત તો કવિવરની ખરી ખૂબીઓ વિશેષ તરી આવત. પુસ્તકનું વસ્તુ તો મનોહર હોય જ કેમ કે તેના લેખક સર ઠાકુર છે. તેનું ગૂજરાતી રૂપાંતર બને તેટલું સરળ કરવાનો પ્રયત્ન રા. પુરાણીએ કીધો છે, પરંતુ ઉગતા લેખકમાં જે દોષો સ્વાભાવિક અને સામાન્ય હોય છે તે આ પુસ્તકમાં પણ દગ્ગોચાર થાય છે. સર ઠાકુરે પોતાના નિર્દોષ બચપણના સર્વ સામાન્ય અનુભવોનો ચિતાર આપ્યો છે. ઉપરાંત પોતાની નાનપણની મુસાફરીઓ વગેરેનું વર્ણન આપ્યું છે. એકંદરે જોતા પુસ્તકમાંના વિચારો સૌ વાચકોને માર્ગદર્શક-થઇ પડે તેવા છે. અમે એટલુ જ ઇચ્છીએ છીએ કે આ પુસ્તકની બીજી આવૃત્તિ વખતે વ્યાકરણની ભૂલો, જોડણીની અસમાનતા, અંગ્રેજી શબ્દો વધારે પ્રમાણમાં વાપરવાની અનિષ્ટ ટેવ, હકારીઆ જોડણી સાથે સાદી જોડણીનું મિશ્રણ, અંગ્રેજી ભાષાના જ્ઞાનની ભાષાંતર કરતાં થતી અસર, ભૂલભરેલી વાક્યરચના વગેરે દોષો સુધારી લેવામાં આવશે અને ઉપયોગી પુસ્તકને આવકાર લાયક બનાવવામાં આવશે.

**૩. ભારતનો ટંકાર:**—[ રચનાર અને પ્રકાશક રા. અરદેશર ફરામજી ખબરદાર. હાઇકોર્ટની સામે, મદ્રાસ. પૃષ્ઠ ૭૪, કિંમત ૦–૧૨–૦. ]

પોતાનાં 'કાવ્યરસિકા' 'પ્રકાશિકા' અને 'વિલાસિકા' નામનાં ત્રણ કાવ્યપુસ્તકોથી ગૂજરાતમાં જાણીતા ને માનીતા થઇ પડેલા કવિશ્રી ખબરદારની કલમ થી લખાયલા આ 'ભારતનો ટંકાર' નામક પુસ્તકને આવકાર આપતાં અમને આનંદ થાય છે. પુસ્તકના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. સ્વપ્ન, મનન, ગુંજન અને ગર્જન. એકંદર ૨૭ કાવ્યો છે. લેખકની પ્રસ્તાવના પણ ઘણી મનોહર છે. શ્રી ખબરદારની કાવ્યપ્રભા આ પુસ્તકમાં પૂર્ણજોસમાં ખીલી નીકળી છે. આપણી જીંદગી એક રીતે સદાનું યુદ્ધસંગ્રામ છે. એમાં ફતેહ પામવા અને તેને જીરવી રાખવા માટે ઉંડા પ્રોત્સાહનની જરૂર રહે છે. સૌ રસો પૈકી વીરરસ આ પ્રોત્સાહન આપવામાં સૌથી વધારે કામ

લાગે છે. આથી મહાકવિ નર્મદની ઝમક સમાન ઝમક પોતાનાં કાવ્યોમાં સ્વાભાવિક રીતે ઉતારવા શ્રી ખબરદાર શક્તિમાન થયા છે. આ ગ્રંથમાંનાં કાવ્યો ગાઇ શકાય તેવાં નથી તો પણ વાંચીને હૃદયના ધબકારા અસાધારણ રીતે વધી પડે એટલા વીર-રસથી ભરેલાં છે. કવિએ પોતે નવા ઉપજાવી કાઢેલા.છંદો સુસ્થાને જણાય છે. કાવ્યો એટલાં બધાં સુંદર છે કે તેમાંથી પસંદગી કરવી એ પણ પક્ષપાત કરવા જેવું થાય એવું અમને લાગે છે. આ પુસ્તક વાંચીને તેમાં જણાવેલા વિચારો અમલમાં મુકવાની ખાસ ભલામણ સૌ વાચકોને અમે કરીએ છીએ.

૪. ઉદ્‌ભિજ્જવિદ્યાનું રેખાદર્શનઃ—( શ્રી સયાજી સાહિત્યમાળ પુષ્પ ૧૭ મું. અનુવાદક રા. લલિતાપ્રસાદ શ્રીપ્રસાદ દવે. પ્રકાશક એમ. સી. કોઠારી રાવપુરા વડોદરા. સચિત્ર પૃષ્ટ ૧૮૧, કિંમત ૧-૦-૦; ૦-૨૫-૦. )

શ્રી સયાજી સાહિત્યમાળામાં પ્રસિદ્ધ થતાં બીજાં વૈજ્ઞાનિક પુસ્તકોમાં જણાતી વિશિષ્ટતા આ પુસ્તકમાં પણ નજરે પડે છે. આપણો દેશ વનસ્પતિઓથી ભરપૂર છે અને તેમનો અભ્યાસ કરવો એ પણ જરૂરનું છે. આ પુસ્તક અંગ્રેજી ગ્રંથનો અનુવાદ જ છે. ગણ્યાગાંઠયા અંગ્રેજી છોડવા વિષે તેમાં ઉલ્લેખ કીધો છે તે બાદ કરતાં આપણા દેશની જ બીજી બધી વનસ્પતિઓ વિષે આમાં વર્ણન આપવામાં આવ્યું છે. પુસ્તકમાં અગિયાર પ્રકરણો છે, ને તેમાં વનસ્પતિઓ વિષે સંપૂર્ણ હકીકત આપવામાં આવી છે. પુસ્તકમાં શુદ્ધ ગુજરાતી પરિભાષા વપરાઈ છે એ એનું ખાસ લક્ષણ છે. લોકો સમક્ષ આવું નવા પ્રકારનું પુસ્તક મુકતી વખતે તેની સમજણ પાડનારો પારિભાષિક શબ્દકોશ પુસ્તકને છેડે હોવો જ જોઇએ તેમ આ ગ્રંથમાં પણ છેવટે ૪૩ પાનાંનો સંપૂર્ણ શબ્દકોશ છે તે જોઈ અમને આનંદ અને સંતોષ થાય છે. આ સ્થળે અમારી એટલે સૂચના છે કે આવા વૈજ્ઞાનિક ગ્રંથમાં માત્ર પાંચ ચિત્રો જ છે તેને બદ હવે પછીની આવૃત્તિમાં ભારોભાર ચિત્રો આપવામાં આવશે તો પુસ્તકની કિંમત વધી પડશે અને તેની પ્રસિદ્ધિ સાર્થક થઇ પડશે. આ પુસ્તક પાઠયપુસ્તક થવાને લાયક છે એમ અમે મુક્તકંઠે કહીશું, અને સૌ કોઇને વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ.

૫. બ્રિટિશ રાષ્ટ્રીય સંસ્થાઓઃ—( શ્રી. સ સા. માળા પુષ્પ ૧૯ મું. અનુવાદક અધ્યાપક હરિલાલ માધવજી ભટ્ટ બાઉદ્દીન કોલેજ જુનાગઢ. પ્રકાશક એમ. સી. કોઠારી વડોદરા. પૃ. ૧૩૫ કિંમત ૦-૧૩-૦; ૦-૧૨-૦. )

બ્રિટિશ રાષ્ટ્રીય સંસ્થાઓનો ઇતિહાસ અને તેમની ખુબીઓ આ લઘુ ગ્રંથમાં ટુંકમાં સમજાવવામાં આવ્યાં છે. પુસ્તકમાં ૧૩ પ્રકરણો છે. ઈંગ્લિશ રાજ્યબંધારણ, પાર્લામેન્ટની મહાસભા, અમીરોની સભા, આમની સભા, પ્રધાનમંડળ, રાષ્ટ્રીય અંદાજ-પત્ર, રાષ્ટ્રીય કેળવણી, બ્રિટિશ મહારાજ્ય વગેરે સંસ્થાઓ કેવી જાતના બંધારણવાળી છે તથા તેમની વિશિષ્ટતા કેવી છે તેની આંકડા સાથેની તપશીલ આ ગ્રંથમાં નજરે પડે છે. હમણાં જ બંધ રહેલા યુરોપીય મહાવિગ્રહ પછી આપણા દેશમાં રાજકીય ચેતન ખૂબ જાગ્યું છે. તેમાં વળી પાર્લામેન્ટમાં હિન્દી સુધારાનું બિલ દાખલ થવાની

તૈયારીમાં છે. આપણા દેશને જોખમદાર રાજતંત્ર સોંપવા વિષે ઇંગ્લાંડમાં જોસભેર ચર્ચા ચાલી રહી છે. એવે સમયે ઇંગ્લાંડની રાષ્ટ્રીય સંસ્થાઓનું બંધારણ જાણવું એ આપણને મળનાર હક્કના સદુપયોગ માટે જરૂરનું છે. રાજકીય વિષયોની ચર્ચામાં રૂઢ થઇ ગયલા લોકોને તો આ પુસ્તક છોકરવાદી જેવું લાગશે પરંતુ અજ્ઞાન લોકોને જ્ઞાન આપવાની આકાંક્ષા રાખનાર સ્વદેશાભિમાનીને આ ગ્રંથ ઉપયોગી જણાયા વિના રહેશે નહિ. આ ગ્રંથને પાઠ્યપુસ્તક તરીકે દાખલ કરી શાળાઓમાં ચલાવવામાં આવે તો કોઇ પણ જાતનો વાંધો નથી. ઉત્તર હિન્દમાં રૉલેટ કાયદાનું વાંચન ફરજીઆત કરવામાં આવનાર છે તો પછી આવા બીનફોજદારી ગ્રંથનું વાંચન પણ ફરજીઆત થવું જરૂરનું છે. દેશી રાજ્ય તરફથી આવા પ્રકારનું પુસ્તક બહાર પડેલું જોઇ અમને વિશેષ સંતોષ થાય છે; અને આ વિષયનું લખાણ કરવાનો પાકટ અનુભવ ધરાવનારા અધ્યાપક ભટ્ટને હાથે આ ગ્રંથ લખાયો છે તેથી તેની ઉપયોગિતા વધે છે. સૌ કોઇ આ ગ્રંથનો સદુપયોગ કરશે એવું અમે ઇચ્છીએ છીએ.

૩. **મીરાંબાઈ**:—(શ્રી સ. સા. માળા પુષ્પ ૨૦ મું. લેખક રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. પ્રકાશક એમ. સી. કોઠારી વડોદરા. પૃષ્ઠ ૧૦૨. કિંમત ૦–૧૧–૦ ૦–૧૦–૦ )

ગૂજરાતની ભક્તાણી તથા સ્ત્રીકવિ રજપૂતાણી બાઈ મીરાંના જીવનચરિત્રથી ભાગ્યે જ કોઇ અજાણ્યુ હશે. એ ... ચરિત આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. મીરાંબાઇનાં ભજનો તો ઘેર ઘેર ગવાતાં હશે અને તેમની સાદાઇને લીધે લોકો તે સમજતાં પણ હશે. આથી તેનાં કાવ્યોની સમજુતી પાછળ બહુ પાનાં રોકવામાં આવ્યાં નથી એ સારૂં છે. મીરાંબાઇ વિષે અમુક બાબતમાં લોકોમાં મતભેદ છે. એક તો એ કે મીરાંબાઇનો જન્મકાળ કયો? અને બીજી એ કે મીરાં વિધવા થઇ હતી કે નહિ? ત્રીજી એ કે મીરાંબા કોની પત્ની? આ ત્રણે ચર્ચાસ્પદ વિષયોનો છેવટનો નિર્ણય આ ગ્રંથમાં આપી દેવામાં આવ્યો છે એ જ તેની પ્રસિદ્ધિનુ ખરેખરૂં સાર્થક છે. પુસ્તકના પાન ૨૧–૨૨ ઉપર મેવાડ ઉદયપુરની રાજમંડળીના સભાસદ મહામહોપાધ્યાય કવિરાજ સામળદાસ તરફનો પત્ર પ્રસિદ્ધ કીધો છે તેમાં તવારીખ સાથે ઉપલા ચર્ચાસ્પદ વિષયોનું સમાધાન આવી જાય છે. મીરાં સંવત ૧૫૫૫ માં એટલે ઇ. સ. ૧૪૯૯ માં જન્મી હતી એ સિદ્ધ થાય છે. મીરાંબાઇ કુંભા રાણાની પત્ની થાય એવી જે માન્યતા આજ સુધી ચાલતી આવી છે તે ખોટી ઠરે છે અને તે ભોજરાજની સ્ત્રી હતી એમ સાબીત થાય છે. તે નાની હતી તેવામાં જ વિધવા થઇ હતી એમ પણ સિદ્ધ કરી બતાવ્યું છે પુસ્તકમાં ૭ વિષયો છે ને તેમાંની ભાષા ઘરગથ્થુ છે. આ પુસ્તક પ્રસિદ્ધ કરાવનારને તથા લખનારને અમો અભિનંદન આપીએ છીએ અને સૌ કોઇને પોતાના ઘરમાં આ ગ્રંથ સંગ્રહવાની ખાસ ભલામણ કરીએ છીએ, કેમ કે ગ્રંથ આ ભક્તાણી બાઇના પાકટ અભ્યાસીને હાથે આદર્શભૂત નીવડે તેવો લખાયો છે ને મીરાંનું તથા તેનાં કાવ્યોનુ ખરૂં સ્વરૂપ આ ગ્રંથના વાચનથી સમજાઇ આવે તેમ છે.

૭. પૅલેસ્ટાઇનની સંસ્કૃતિઃ—( શ્રી સ. સા. માળા પુષ્પ ૨૪ મું. લેખક રા. સુ. રં. ધારેખાન, પ્રકાશક એમ. સી. કોઠારી વડોદરા પૃષ્ઠ ૧૧૭ કિંમત ૦-૧૨-૦; ૦-૧૧-૦. )

અંગ્રેજી ગ્રંથનું આ ભાષાંતર છે. ઇતિહાસના અભ્યાસીને આ ગ્રંથ વાંચવા લાયક છે. છેલ્લા મહાયુદ્ધે પૅલેસ્ટાઇન તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું છે તેથી આ ગ્રંથની પ્રસિદ્ધિ સમયાનુકૂલ છે. તેમાં દશ પ્રકરણો છે અને તેમાં પૅલેસ્ટાઇન તથા તેના શરૂઆતના વતનીઓ, પૂર્વ પશ્ચિમનો પ્રથમ કલહ, રોમન અને બાયઝેન્ટાઇન વગેરે વિષયો ચર્ચ્યા છે. પુસ્તકની ભાષા વિષયને અનુસરતી છે. એકંદરે આ ગ્રંથ રસિક વાંચન પૂરૂં પાડશે એવું અમને લાગે છે. પુસ્તક સચિત્ર હોત તો સારૂં થાત. પરદેશોની સંસ્કૃતિ આપણે જાણવી જોઇએ એ જ દલીલ આ ગ્રંથની પ્રસિદ્ધિના સમર્થનમાં આપવી બસ થશે. પરદેશોના ઇતિહાસ એ એક પ્રકારના ચીલા છે અને તે ચીલે ચાલવામાં સ્વદેશનું હિત જળવાઇ રહે છે એટલું તો નહિ, પણ વૃદ્ધિને પામે છે. આ ગ્રંથમાં અણસાંભળ્યા શબ્દો વાંચવામાં આવે છે તેથી વાચકને કદાચ અતડું તો લાગશે પણ તે દેશની સંસ્કૃતિનો ઇતિહાસ રસિક છે ને જાણવા જેવો છે એમાં તો કાંઈ શંકા નથી. આશા છે કે આવા ગ્રંથનો પણ સદુપયોગ થશે.

૮. મનુષ્યવિદ્યાનાં તત્ત્વોઃ—( શ્રી સ. સા. માળા પુષ્પ ૨૫ મું: લેખક રા. મધુકુમાર શિવપ્રસાદ દેસાઇ, પ્રકાશક એમ. સી કોઠારી વડોદરા, પૃષ્ઠ ૧૮૫ કિંમત ૧-૦-૦; ૦-૧૫-૦. )

આ વિષય ગુર્જર પ્રજા સમક્ષ પહેલી જ વાર રજુ થાય છે એવું અમારૂં ધારવું છે. નવીનતા પોતાની સાથે કંઇક કિલષ્ટતા પણ આણે છે તેમ આ ગ્રંથના વિષયની નવીનતા સાથે ગ્રંથની ગુંથણીમાં સહેજ કિલષ્ટતા પણ આવી ગઇ છે. છતાં ભાષા એટલી સાદી અને ઘરગથ્થુ છે કે એ કિલષ્ટતા ઢંકાઇ જાય છે. આપણા કે બીજા કોઈ પણ દેશનો અર્વાચીન તેમજ પ્રાચીન ઇતિહાસ વાંચવામાં તેમજ જાણવામાં જે રસ પડે છે તેની ખબર તો તેના અનુભવીને જ હોય છે. આમ છે તો પછી આપણા સમોવડીઆ મનુષ્યનો પ્રાચીન-અર્વાચીન ઇતિહાસ જાણવામાં કંઈ ઓર મઝા પડે એ સ્વાભાવિક જ છે. આ ગ્રંથ ભાષાંતર રૂપે છે તેથી પરદેશી દૃષ્ટાંતો નજરે પડે છે. છતાં નવો વિષય ખેડાયો છે એ સંતોષકારક છે. આમ એ વિષય ખેડાતા રહેશે તોય ભવિષ્યમાં એ વિષયના સ્વતંત્ર અભ્યાસીઓ પાકશે ને સ્વદેશની દૃષ્ટિએ સ્વતંત્ર ગ્રંથો આ વિષયને લગતા લખાતા થશે. મનુષ્યવિદ્યાનું ક્ષેત્ર, મનુષ્યનો પુરાતનકાળ, ઓલાદ, પરિસ્થિતિ, ભાષા, સમાજવ્યવસ્થા, કાયદો, ધર્મ, નીતિ અને મનુષ્યવ્યક્તિ એમ દશ પ્રકરણો છે તે પૈકી દરેકે દરેક પ્રકરણ રસિક બીનાઓથી ભરપૂર જણાય છે. એકંદરે આખું પુસ્તક ઘણું આવકારને પાત્ર છે અને તે પ્રસિદ્ધ કરવા માટે વડોદરા રાજ્યને ધન્યવાદ ઘટે છે. રાજ્યાશ્રયે જ આવા અણખેડાયલા વિષયો અજવાળામાં આવી શકે છે.

૯. જગતનો વાર્તારૂપ ઇતિહાસઃ—( શ્રી સ. સા. માળા પુષ્પો ૯ અને ૨૬. ભાષાંતરકાર રા. ગોકુળદાસ મથુરાદાસ શાહ પ્રકાશક એમ. સી. કોઠારી વડોદરા.

પહેલા ગ્રંથનાં પૃષ્ઠ ૬૨૦; બીજા ગ્રંથનાં કુલ પૃષ્ઠ ૪૯૨. કિંમત અનુક્રમે રૂ. ૩-૮-૦ તથા ૩-૦-૦. )

અંગ્રેજી ભાષામાં પાંચ ભાગમાં અને બે પુસ્તકમાં લખાયલા " The story of the World for the Children of the British Empire. " નામક પુસ્તકનુ આ ભાષાંતર છે. મૂળ ગ્રંથ વાર્તારૂપે અત્યંત સહેલી અને સાદી ભાષામાં લખાયલો હોવાથી વાંચતાં બહુ આનંદ પડે છે ને બોધ મળે છે. આ ભાષાંતર વાંચતાં પણ એ અનુભવ થાય છે એજ ભાષાંતરકારની સફળતા બતાવી આપે છે. યુરોપીય રાજ્યો કેમ ચડયાં ને કેમ પડયાં, સૌને બાજુએ ધકેલી દઈ ઈંગ્લાંડ કેવી ચાતુરીથી કેવી કલાબાજીથી આગળ નીકળી આવ્યું, સૌ પ્રજાઓએ કેવાં કેવાં સાહસ ખેડયાં હતાં, વગેરે અનેક બાબતો આ ગ્રંથના વાંચનથી જાણવામાં આવે છે. સમુદ્ર કિનારે વસ્તીની શરૂઆત, નવીન દેશોની શોધ, યુરોપની જાગૃતિ, સમુદ્ર ઉપરની સત્તા માટેની સ્પર્ધા, અને બ્રિટિશ મહારાજ્યનો વિકાસ એટલી મુખ્ય બાબતો પાંચ ભાગમાં આવે છે. મૂળ પુસ્તક બાળકો માટે લખાયલું હોવાથી તેની રચના સાદી અને પ્રાથમિક તબકકાની હોય એ કુદરતી છે. વળી જર્મની સિવાય બીજી યુરોપીય પ્રજાઓ પોતાનાં કોઈ પણ પુસ્તકોમાં હિન્દુસ્તાન વિષે કાંઇ પણ ઉલ્લેખ કરતાં નીચી થઇ જતી હોય એમ લાગે છે તેમ આ ગ્રંથમાં પણ હિન્દના સમર્થ વીર પુરૂષો વિષે કાંઈ ઉલ્લેખજ કીધો નથી. ભાષાંતરકારે ઘટતી છુટ લઇને આ વિભાગ પોતાના ગ્રંથમાં ઓતપ્રોત કરી લીધો હોત તો કોઇ ના કહેત નહિ અને ગ્રંથની સંપૂર્ણતા સધાત. આ તો ગ્રંથમાં આટલી ઉણપ રહી. આશા છે કે ભવિષ્યમાં આ ઉણપ દૂર કરવામાં આવશે. આ બન્ને ગ્રંથો દરેક ઘરમાં જોવાને અમે ઉત્સુક છીએ.

૧૦. બાલોદ્યાનપદ્ધતિનું ગૃહશિક્ષણઃ—( શ્રી સ. સા. માળા પુષ્પ ૨૮ મું. અનુલેખકઃ રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા પ્રકાશક એમ. સી. કોઠારી, વડોદરા પૃષ્ઠ ૧૧૬ કિંમત ૦-૧૪-૦; ૦-૧૦-૦ સચિત્ર. )

મૂળ જર્મન શબ્દ " કિન્ડર્ગાર્ટન " ઉપરથી " બાલોદ્યાન " શબ્દ યોજવામાં આવ્યો છે. એ પદ્ધતિએ બાલકોને ઘેર કેવી રીતે શિક્ષણ આપવું તેની વ્યવહારૂ તપસીલવાર સૂચનાઓ આ પુસ્તકમાં આપવામાં આવેલી છે. મૂળ અંગ્રેજી ગ્રંથ ઉપરથી આ અનુવાદ કરવામાં આવેલો છે. ' બાલોદ્યાન ' નો હેતુ બાલકને કુદરતની સાથે બને તેટલા ગાઢ પરિચયમાં લાવવાનો છે. હિન્દુસ્તાન જેટલી કુદરતથી છલોછલ ભરેલી જગ્યા આવા અભ્યાસ માટે બીજી કોઇ નથી. તેથી હિન્દુસ્તાનની આબોહવાને અનુસરીને ગ્રંથમાં ઘણા ફેરફારો કરી નાખવામાં આવ્યા છે. આથી એક રીતે આ ગ્રંથ સ્વતંત્ર છે એમ કહીએ તો પણ ચાલે. બાલકોને પાઠ કેમ આપવા, શિક્ષણના સાધનની દૃષ્ટિએ રમત એટલે શું, વાચનનું ને લેખનનુ શિક્ષણ કેમ આપવું, પ્રાથમિક ગણિત કેવું શીખવવું, હાથકામ કેવી કેવી જાતનું શીખવવુ, શાળાના અન્ય વિષયોમાંના પ્રાથમિક પાઠ કેવા આપવા, ૐકારથી મૂલાક્ષર કેવી રીતે શીખવવા, તે બધું બતાવી છેવટે એક અઠવાડીઆનો અભ્યાસક્રમ વખતના આંકડા સાથે ચોકસ રીતે

આપવામાં આવ્યો છે. આ ગ્રંથમાં ગાયનના પાઠ તદ્દન નવેસરથી દાખલ કરવામાં આવ્યા છે. "ૐકાર અને મૂલાક્ષરજ્ઞાન" વાળું પ્રકરણ પણ તદ્દન નવું છે. એકંદરે જોતાં પુસ્તકની ભાષા કોઈ કઠણ નથી. જેમને વાસ્તે તે યોજવામાં આવી છે તેમનાથી સમજી શકાય એવી ઘરગથ્થુ ભાષા છે. શાળાએ છોકરાંને ન મુકવાનો જેમણે નિશ્ચય કીધો હોય તેમણે જરૂર આ ગ્રંથની મદદથી પોતાનાં બાળકોને ઘરમાં શિક્ષણ આપવું. શાળામાં પણ પાઠ્યપુસ્તક તરીકે આ ગ્રંથને સ્થાન મળવું જોઇએ. આવાં સૌ માબાપો આ ગ્રંથ ઘરમાં સંગ્રહી તેનો સદુપયોગ કરશે એવી અમને આશા છે.

૧૧. સ્વદેશ–ગીતાવલિઃ—( રચી પ્રસિદ્ધ કરનારઃ રા. કેશવ. હ. શેઠ અમદાવાદ. પૃષ્ઠ ૬૧–૮૯ કિંમત ૦–૧૪–૦ ).

"સ્વદેશ ગીતામૃત" આપ્યા પછી આ "સ્વદેશ–ગીતાવલિ" આપણી સમક્ષ ખડી થાય છે. તેના લેખક ભાઈ કેશવ. હ. શેઠ કાવ્યકાર તરીકે જાણીતા થયા છે. એમણે પોતાનાં સ્વદેશભક્તિના વિષયને અનુસરતાં ને લગતાં કાવ્યોનો સંગ્રહ આ ગ્રંથમાં કીધો છે. ગ્રંથમાં કુલ ૩૪ કાવ્યો છે. લેખકનું સ્વદેશાભિમાન તથા તેમની હૃદયઊર્મિ કાવ્યોમાં ઉતરી શક્યાં છે. ૭ કાવ્યો અનુવાદ રૂપે છે ને બાકીનાં સ્વતંત્ર છે. એકંદરે કાવ્યોમાંનાં ભાવો સારા અને સમજુ છે. પુસ્તકની પ્રસ્તાવના પક્ષપાતી છે. એથી ગ્રંથનો રંગ કંઇક ઝાંખો પડે છે. પ્રસ્તાવનામાં જણાવેલી બીનાઓ કેટલે અંશે સત્ય છે તેની ચર્ચા અહીં અસ્થાને છે. પુસ્તકને છેડે દેશના નેતાઓની જયંતિઓ અને સંવત્સરીઓ તેઓની ભાવના સાથે આપવામાં આવેલી છે. અંગ્રેજી ભાવનાઓના ભાવ ગૂજરાતીમાં અનુષ્ટુપ્ છંદમાં ઉતારવાનો પ્રયત્ન સ્તુત્ય છે ને તે કેટલેક અંશે સફળ પણ નીવડયો છે. પરંતુ લાંબા વિચારો અનુષ્ટુપ્‌માં સમાવી દેવાનું બધી વખતે બની શકયું નથી ત્યાં ભૂલ જણાઈ આવે છે. એ પછી સ્વરાજ્ય સૂત્રાવલિ મૂળ અંગ્રેજી ભાષામાં તથા તેના ભાવાર્થરૂપે તેનું પદ્યબંધ ભાષાંતર આપવામાં આવેલ છે. એમાં પણ કેટલેક સ્થળે ઉપસી ઉણપ રહી જવા પામી છે. એકંદરે પુસ્તક આવકારને પાત્ર છે અને સૌ કોઇને તે વાંચવાની અમારી ભલામણ છે.

૧૨. મહિલા–મહોદયઃ—( લેખકઃ મુનિ બાલવિજયજી પ્રકાશક શેઠ દેવચંદ દામજી કુંડલાકર જૈન ઑફિસ ભાવનગર પૃષ્ઠ ૧૭૮. કિંમત સવા રૂપીઓ.)

આ પુસ્તકમાં કુલ ૭ પરિચ્છેદ છે અને એકંદરે ૧૩૩ વિષયો છે. નામ સૂચવે છે તેમ ખાસ કરીને સ્ત્રીઓને આ ગ્રંથ બહુ જ્ઞાનદાયક થઇ પડે તેવો છે. આપણા પ્રાચીન ગ્રંથોમાં સ્ત્રીઓને જરૂરનું જે જ્ઞાન આપવામાં આવેલું છે તે સૌ આ ગ્રંથમાં એક ઠેકાણે સંગ્રહી આપવામાં આવ્યું છે. સંતતિ સંરક્ષણ, બાળકોની માવજત, તેમની ખીલવણી અને કેળવણી વગેરે સ્ત્રીઉપયોગી વિષયો સારા ચર્ચ્યા છે. કૌશલ્યા, જરત્કારૂ, ગાંધારી, મંદોદરી વગેરે પ્રાચીન સતીઓનાં અનુકરણીય જીવન ચરિતો પણ આ ગ્રંથમાં આપવામાં આવ્યાં છે. પત્ની પ્રતિ પતિના ધર્મ, પતિ પ્રતિ પત્નીના ધર્મ, પુત્રપુત્રી પ્રતિ દંપતિના ધર્મ વગેરે સામાન્ય સામાજિક વિષયો યોગ્ય રીતે સંગ્રહવામાં આવ્યા છે. એકંદરે પુસ્તકની ભાષા સહેલી અને તરત સમજાય તેવી છે. વિષયોની ગોઠ-

વણી પણ સારી છે અને સૌ સ્ત્રીઓ આ ગ્રંથ સંગ્રહી તેનો સદુપયોગ કરે એ ઇચ્છવા જોગ છે.

૧૩. આરી વીસ વાર્તાઓઃ—( લેખકઃ રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ પ્રકાશક રા. રમણિયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી. મુંબાઇ પૃષ્ટ ૩૦૮ કિંમત રૂપીઆ બે. )

આ માસિકમાં પોતાના લેખો વારંવાર પ્રગટ કરી આભારી કરનાર લેખકના આ પુસ્તકને આવકાર આપતાં આનંદ થાય છે. તેમાંની કેટલીક વાર્તા—" અખળાઓનો એક્કો " " મનંતરાય અને દીકરી, " તથા " લેફ્ટેનન્ટ મહેતા. વી. સી. આ માસિકમાં પ્રગટ થએલી છે. વીસ પૈકી ત્રણ વાર્તા—અખળાઓનો એક્કો, ફકીરની કહાણી અને ઇન્દિરા, એ ત્રણ વાર્તાઓ કેવળ ભાષાન્તર રૂપ છે. બીજી ત્રણ ચાર વાર્તાઓ ઉપર અમુક અંગ્રેજી વાર્તાઓની છાપ છે ખરી પણ તે કેવળ અનુવાદ રૂપ નથી. અમે ઉમેરીશું કે જે ત્રણ વાર્તાઓ કેવળ ભાષાન્તરજ છે તે લેખકની બીજી વાર્તાઓથી કલામાં વસ્તુમાં અને લખાવટમાં થોડે ઘણે અંશે જુદી જ પડી જાય છે. બીજી બે ત્રણ વાર્તાઓ બાદ કરીએ તો તે વધારેમાં વધારે આકર્ષક અને મનોરંજક છે પણ આ ભાષાન્તર હોવા છતાં મૂળ ગૂજરાતીમાં જ લખી હોય એમ લાગે છે.

આ શિવાયની બાકીની સત્તર વાર્તાઓ ઉપરથી જ લેખકની પોતાની શક્તિનુ માપ કાઢી શકાય. વાર્તાઓ સાત વર્ષના ગાળામાં જુદી જુદી જાતનાં અને ભુમિકાનાં માસિકો માટે, અને જુદે જુદે પ્રસંગે છુટક છુટક લખાઇ છે તેથી તે સૌમાં એક તાર તો જોવામાં ન જ આવે. છતાં બે ચાર વાર્તાઓને બાદ કરીએ તો બાકીની વાર્તાઓમાં કંઇક મળતાપણુ ( Family likeness ) જોવામાં આવે છે. જે સાત વાર્તા બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકમાં પ્રગટ થયાનું જણાવવામાં આવે છે તે બધી સામાજિક અને ખાસ કરીને જ્ઞાતિસંબંધી હશે એમ માની લઇએ. તેમાં પોતાની ન્યાતની કેટલીક ખરાબ રૂઢીઓ અને હાલ સુધારાને નામે પ્રચલિત થતી કેટલીક એબો વિષે મીઠી મઝા અને આછા કટાક્ષ જોવામાં આવે છે. તે વાર્તાનાં વિષય અને શૈલિ સામાન્ય કહી શકાય કોઇ વાંચનારને એમ લાગે કે ટીકા વધારે કડક અને ચિતાર વધારે હ્રદયંગમ હોત તો તે વધારે દીપી ઉઠત પણ કેટલીક ખસ ટાઢા પાણીએ જ જાય છે અને કેટલાક ઘા હળવી દવાથી રૂઝાય છે એ જોતાં એ વાર્તાઓનો અર્થ સધાતો નથી એમ ન કહી શકાય.

ત્રણ ચાર વાર્તાઓની ભૂમિકા વધારે ઉંચી છે. " કારાગૃહની કિશોરી. " અને " માલતિ મંડપ " એ વાર્તામાં ઘણા જુદા જુદા સંયોગોમાં યુવાવસ્થાનો ઉછળતો સ્નેહ ઘણે વર્ષે સજીવન થતો જોવામાં આવે છે. તેમ " મનંતરાય અને દીકરી " અને " કોઇ કહેશો એ શું કરશે " એ બન્ને વાર્તામાં કૌમારવ્રતની જુદી જુદી મહેચ્છાઓ ચીતરવામાં આવી છે. પણ એકમાં સ્નેહની અને બીજીમાં કૌમારવ્રતની ભાવનાઓ જેટલી સૂક્ષ્મ અને મોહક છે તેટલું તેનું આલેખન નથી એમ સૌ કબુલ

કરશે. તે વાતો વાંચતાં આપણને લાગે છે કે લેખકની આંખ આગળ એક સુંદર સ્વપ્ન તરે છે અને તેને કાગળ પર ઉતારવાને તેઓ બનતો પ્રયત્ન કરે છે પણ તે બરાબર સફળ થતો નથી. બીજી સામાજિક વાર્તાઓમાં વસ્તુ પર લેખકનો જેવો કાબુ જોવામાં આવે છે તેવો આ વાર્તાઓમાં નથી દેખાતો. આ સ્વાભાવિક છે. લેખક ભવિષ્યમાં વધારે ને વધારે ઉંચા તેમ જ સૂક્ષ્મ ભાવને અનુરૂપ કળાથી અને શૈલિથી દીપાવશે એવી આશા આપણે રાખીશું.

" વસુના નવા શિક્ષક "-એ નિર્દોષ ગમતનો અને મનોહર તથા સ્વાભાવિક વાતચીતનો ઉત્તમ નમુનો છે. નિશાળમાં ભણતાં છોકરાઓને અને છોકરીઓને તેમાં ઘણો જ રસ પડશે. આવી વાર્તાઓનો જુદો સંગ્રહ તૈયાર કરી પ્રગટ કરવાની લેખકને ખાસ વિનંતિ છે.

૧૪. ગુજરાત સભા-અમદાવાદનો સને ૧૯૧૮ નો વાર્ષિક અહેવાલ—( છપાવી પ્રસિદ્ધ કરનાર રા. દેસાઈ, રા. માવલંકર અને રા. યાજ્ઞિક મંત્રીઓ ગુજરાત સભા અમદાવાદ. )

આખા હિન્દુસ્તાનના અને મુખ્યત્વે કરીને તલ ગુજરાતના પ્રજાકીય પ્રશ્નો વિષે કાયદાનુસાર જેવા રાજ્યબંધારણના નિયમોને અનુસરીને ચર્ચા કરવા તથા ગુજરાતની સામાન્ય રીતે સેવા કરવા માટે અમદાવાદમાં ગુજરાત સભા સ્થપાયલી છે. સામાન્ય રીતે કહીએ તો હિન્દી પ્રજાના રાજકીય ઔદ્યોગિક, કેળવણી વિષયક, આર્થિક સામાજીક રાજકીય આદિ વિષયોનુ હિત જાળવા માટે હિન્દમાં તેમજ હિન્દ બહાર પ્રજામતના પ્રતિનિધિ તરીકે ચળવળ કરવા એ આ સભાના મુખ્ય હેતુ છે. અહેવાલ વાળા વર્ષ દરમ્યાન સદરહુ સભાએ અગત્યનાં કામો કર્યાં છે. ખેડા જીલ્લામાં મહેસુલ મુલતવી રાખવા બાબતની ભારે ચલવળ આ સભાએ ઉપાડી હતી અને તેનું પરિણામ સૌના જાણવામાં છે. અમદાવાદમાં પાણીનો ઘુમાટો તો સદાનો છે ને તે બાબતમાં કોઇનું કાંઇ હજી વળતુ નથી. સભાએ આ બાબતમાં પણ નિષ્ફળ ચળવળ ચલાવી હતી. લડાઇને અંગે લશ્કરી ભરતી કરવામાં આ સભાના કેટલાક આગેવાન સભાસદોએ ભાગ લીધો હતો. બીજું મહત્વનું કામ સભાએ એ કર્યું હતું કે ઇન્ફ્લુએન્ઝાના ચેપી રોગ માટે અમૂલ્ય તજવીજ કરી હતી. તેની વિગત આ નીચે તે કામના અહેવાલના અવલોકનમાં આપી છે. ત્રીજું અગત્યનું કામ દુષ્કાળસંકટ નિવારણનું છે. હજી એ કામ ચાલુ છે. તે કામ માટે આખો અમદાવાદ જીલ્લો સભાનો અને ખાસ કરીને અમદાવાદ ફેમિન રીલીફ કમિટીનો અત્યંત ઋણી છે, અને રહેશે. એ અમૂલ્ય કામ વિષે એ કમિટીનો અહેવાલ બહાર પડયે અવલોકન લેવાશે. આ ઉપરાંત સભાએ જાહેર વ્યાખ્યાનો વિગેરે બીજાં માનાં ઉપયોગી કામો અહેવાલવાળા વર્ષ દરમ્યાન કીધાં હતાં. એકંદરે જોતાં ગુજરાત સભા આપણા ગુજરાતની ઘણી ઉપયોગી અને પ્રજામતનું પ્રતિનિધિત્વ ધરાવતા લાયક સંસ્થા છે. એ સંસ્થાનું વાર્ષિક લવાજમ જુજ જે છે. આ સભાના સભાસદ થવા તથા તે દ્વારા પોતાના પોકાર સરકાર સમક્ષ રજુ કરવાના પ્રસંગો મેળવવા અમે સૌને ભલામણ કરીએ છીએ.

૨૫. ગુજરાત સભા ઇન્ફ્લ્યુએન્ઝા રીલીફ કમિટીનો અહેવાલ—( છપાવી પ્રસિદ્ધ કરનાર રા. દેસાઇ. રા. માવલંકર અને રા. યાજ્ઞિક મંત્રીઓ ગુજરાત સભા અમદાવાદ. )

આખા હિન્દુસ્તાનમાં ગયા વર્ષે સપ્ટેમ્બર ઓક્ટોબર માસમાં ઇન્ફ્લ્યુએન્ઝા નામનો ભારે ચેપી રોગ ફાટી નીકળ્યો હતો અને તેના છાંટા દેશને ખૂણે ખૂણે ઉડયા હતા. તે રોગે મનુષ્ય જીવનનો જે અણગણ્યો ભોગ લીધો છે તે કોઇથી કદિ વિસર્યો જાય એમ નથી. સૌ સ્થળોએ ચાંપતા ઈલાજ લેવાની તજવીજ થઈ હતી તેમ અમદાવાદમાં પણ દયાળુ શહેરીઓને ઈલાજો યોજવાનુ સુઝયું હતું. તે મુજબ ગુજરાત સભાએ આ કામ ઉપાડી લઈ એક ઇન્ફ્લ્યુએન્ઝા રીલીફ કમિટી સ્થાપી હતી અને તા. ૪–૧૦–૧૮ થી તેણે પોતાનું કામ શરૂ કર્યું હતું. આ કમિટિની પૂરેપૂરી ફતેહનુ માન અમદાવાદના દાનવીર શેઠ અંબાલાલ સારાભાઇને તેમજ સભાના સ્વયંસેવકોને ઘટે છે. કમિટીએ તળ અમદાવાદમાં તથા તેની આસપાસના થોડે દૂરના લત્તાઓમાં બધી જાતની મદદ કીધી હતી. અમદાવાદમાં ભગુભાઇને વંડે ખાસ ખોલેલી ઇન્ફ્લ્યુએન્ઝા હોસ્પીટલમાં ૭૬ માણસો કામ કરતાં હતાં. ઇસ્પિતાલમાં દાખલ થયલ ૨૨૮ માણસો પૈકી ૧૭૧ સારાં થયાં હતાં ૫૭ મરી ગયાં હતાં અને દાખલ થતાં ચોવીશ કલાકમાં ૧૮ માણસો મરી ગયાં હતાં. એ જોતાં કમિટીએ ઉઠાવી લીધેલો ભારે શ્રમ સફલ થયલો જણાયા વિના રહેશે નહિ. આ કમીટીના ખાસ કરીને રોગચાળાના વખતના કામમા પણ તવગર તેમજ ગરીબ સંખ્યાબંધ લોકોએ સ્વયંસેવક તરીકે ખુશીથી ભાગ લીધો હતો એ ખાસ નોંધવા જેવુ છે. કમિટીને પ્રજા તરફથી એકંદર રૂ. ૪૨૦૭૬–૩–૭ા મળ્યા હતા તેમાંથી રૂ. ૨૪૮૧૮–૭–૪ાા ખર્ચ થતાં બાકી રહેતાં નાણાંમાંથી છપામણી આદિનુ ખર્ચ બાદ જતાં કમિટી આશરે ૧૫૦૦૦–૧૬૦૦૦ રૂપીઆ બચાવી શકશેઃ આ નાણાં 'ગુજરાત સભા એપીડેમિક રીલીફ ફંડ' ના નામથી કોઇ બેંકમાં રોકવામાં આવનાર છે. આ ઘણુ જ યોગ્ય પગલું છે. કમિટીએ જે હીસાબ રાખ્યો હતો તે વિષે તેના ઓડિટર સાહેબ લખે છે "આજ સુધીમાં મેં એવા પ્રકારના ઘણા હિસાબ તપાસ્યા પરંતુ તેમાં એમના જેવો સારો, ચોખ્ખો ભૂલ વગરનો અને દરેક પ્રકારની વિગતવાળો હિસાબ પહેલા મારા જોવામાં આવ્યો નથી." આનુ બધું માન કમિટીના ખજાનચી શેઠ ચચરતલાલ ચુનીલાલને ઘટે છે. એકંદરે જોતાં આ કમિટીએ જે કામ કીધું છે તેને માટે અમદાવાદની પ્રજા જેની સદાની ઋણી રહેશે. અમે આ કમીટીને ખરો ધન્યવાદ આપીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે ભવિષ્યમાં પણ આવાં પ્રજોપયોગી કામો ઉપાડી લઇને ઉક્ત સભા પોતાની સ્થાપનાનું સાર્થક કરશે.

( નવજીવન-કાર્યાલય ).

---

# હિન્દી સુધારાનો ખરડો.

સને ૧૯૧૭ ના ઑગષ્ટ માસની ૨૦ મી તારીખે સ્વરાજ્ય વિષે જે યાદગાર જાહેરનામું બ્રીટીશ સરકારે પાર્લામેન્ટમાં જાહેર કર્યું હતું તેનો અમલ કરવાને હીંદી વજીર મી. મૉંટેગ્યુ અને નામદાર વૉઈસરોય લૉર્ડ ચેમ્સફર્ડ—તેઓએ પોતાની દરખાસ્ત ગયે વર્ષે રીપોર્ટમાં રજુ કરી હતી. તે દરખાસ્તના મુખ્ય સિદ્ધાંત વિષે વૉઇસરોયની કારોબારી સભાના અને હીંદી વજીરની કાઉન્સીલના સભાસદોની સામાન્ય સંમતિ પણ તેજ વખતે પ્રગટ કરવામાં આવી હતી. તે પછી હીંદી સરકારે તમામ પ્રાંતિક સરકારને એક કાગળ લખીને સુધારાના રિપોર્ટમાં રજુ કરવામાં આવેલી યોજના વિષે તેમના વિગતવાર અભિપ્રાયની માગણી કરી હતી અને તેમ કરતાં પહેલાં મુખ્ય અમલદારો, રાજ્યપુરૂષો અને જાહેર મંડળોના મત મેળવાની સૂચના કરી હતી. પ્રાન્તિક સરકારના અભિપ્રાય મળતાં કંઈક વિલંબ થયો અને દરમ્યાન ખાતાના વિભાગ અને મતાધિકાર વિષે સૂચનાઓ કરવાને કમીટીઓ નીમવામાં આવી. છેવટે હિન્દી સરકારે આ વર્ષના માર્ચની ૫ મી તારીખે સુધારાની યોજના વિષે પોતાના વિગતવાર અભિપ્રાય રજુ કરીને હીંદી વજીરને એક ખરીતો રવાના કર્યો અને બીજા સભાસદોથી કેટલીક મુદ્દાની બાબતોમાં જુદા પડવાથી સર શંકરન નાયરે એક જુદી નોંધ લખી તે પછી ઉપર સૂચવેલી બન્ને કમીટીઓના રિપોર્ટ પુરેપુરા તૈયાર થઈ બહાર પડયા એટલે તે વિષે પોતાના વિશેષ અભિપ્રાય હીંદી સરકારે એક જુદા ખરીતામા રજુ કર્યા. આ ખરીતો અને કમીટીના રિપોર્ટ કંઇ પણ અનુક્રમ સિવાય બહાર પાડવામાં આવ્યા છે અને હજી પણ જાહેર પ્રજાને જોઈતી નકલો પુરી પાડવામાં આવી નથી એટલે વર્તમાનપત્રકારો સિવાય બીજાને તે વિષે વિચાર કરી અભિપ્રાય બાંધવાની થોડી જ તક મળી છે. છતાં ૫ મી એપ્રીલના મૂળ ખરીતા વિષે તેમજ ખાતાના વિભાગ સબંધી ખરીતા વિષે જે જાહેરમાં આવ્યું છે તે ઉપરથી હીંદી પ્રજાનો એવો મત બંધાયો છે કે હીંદી સરકારની મુખ્ય સુચનાઓ અત્યંત દરિદ્ર સંકુચિત અને સુધારાની યોજનાને બહાર દેખાતી રીતે અકબંધ રહેવા દઇ અંદરથી તેને કોરી નાંખનારી છે. આ ચર્ચાઓ ચાલતી હતી એવામાં મી. મૉંટેગ્યુએ હીંદી રાજ્યબંધારણ સંબંધી નવા કાયદાનો ખરડો આમની સભા આગળ રજુ કર્યો અને જણાવ્યું કે તેમણે હીંદી સરકારની કેટલીક સૂચનાઓ ગ્રહણ કરી છે પણ બાકીનીનો સ્વીકાર ન કરવાને તેઓ પાર્લામેન્ટને સલાહ આપશે. જોતજોતામાં તો તે ખરડો આમની સભામાં બીજી વાર પસાર થયો છે અને આમની તથા અમીરોની સભાની એક સંયુક્ત સભાને તે ખરડો તપાસવા અને તેમાં કરવા જોઇતા સુધારા વધારા વિષે ભલામણ કરવા નીમવામાં આવી છે. આથી સ્વાભાવિક રીતે એ ખરડો જોવાને હીંદી પ્રજા ઘણી જ આતુર થઇ હતી; અને તે ખરડો હવે હીંદી સરકારે બહાર પાડયો છે, એટલે તે વિષે પ્રજાનો મત કેળવી તે વિલાયતમાં વસતા આપણા આગેવાનોને તેમજ બ્રીટીશ પ્રજા તેમ પાર્લામેન્ટને અને પ્રધાનમંડળને જણાવવાની ખાસ જરૂર છે.

હીંદી સુધારાનો જે ખરડો પાર્લામેન્ટ આગળ રજુ કરવામાં આવ્યો છે તે આ લેખનો વિષય છે. કારણ કે તે પ્રગટ થયા પછી હીંદી સરકારના તમામ ખરીતાનું મહત્વ ઓછું થાય છે. છતાં તે ખરીતા હવે ધ્યાનમાં લેવાની જરૂર નથી એમ કંઇ નથી. આ ખરડો એક ખોખારૂપ છે. તેને અંતે કેટલીક અતિ મહત્વની બાબતમાં પરિશિષ્ટ રજુ કરવાનાં છે તે હજી તૈયાર પણ થયાં હોય એમ લાગતું નથી અને છતાં એ પરિશિષ્ટ ખરડાના અંગરૂપ ગણાય. વળી આ ખરડામાં સ્થળે સ્થળે નિયમો ઘડવાની સત્તા સરકારને આપવામાં આવી છે તેમાંના કેટલાક હીંદી વઝીર ઘડશે. પણ આપણે માની શકીએ કે તે ઘણા ખરા હીંદી સરકાર જ ઘડી શકશે; અને જો કે હીંદી વઝીર અને-પાર્લામેન્ટની સંમતિ પાછી જ તે અમલમાં આવશે તો પણ તેમાં સાધારણ રીતે થોડા જ ફેરફાર થાય છે એ આપણે અનુભવપરથી જાણીએ છીએ. હવે આમ જે બાબતોમાં પરિશિષ્ટ અને નિયમો ઘડવાના છે તે વિષે હીંદી સરકારે પોતાના વિચારો જણાવ્યા છે અને તે વિષે આપણે પ્રજામત દર્શાવવામાં કંઇ પણ ઢીલ કરીએ તેથી આપણને નુકશાન થવાનો સંભવ રહે છે. માટે માત્ર ખરડાની જ ટીકા કરીને જ સંતોષ ન પામતાં જ્યાં જ્યાં જરૂર જણાશે ત્યાં ત્યાં હીંદી સરકારની સૂચનાઓ પર પણ અમે વિવેચન કરીશુ.

### ખરડાનો પ્રસ્તાવ.

દરેક કાયદાનો હેતુ તેની શરૂઆતમાં જણાવવામા આવે છે અને કાયદાની કલમોનો અર્થ કરવાને તેનો ઉપયોગ પણ કરવામાં આવે છે આ ખરડાના આરંભમાં બે જ હેતુ જણાવવામાં આવ્યા છે. તેમાંનો ×પ્રથમ તો ૨૦ ઑગષ્ટના જાહેરનામામાંથી લેવામાં આવ્યો છે એટલે તે વિષે તો કંઇ કહેવાનુ રહેતું જ નથી. પણ બીજો હેતુ એ જણાવવામાં આવ્યો છે કે "હીંદના પ્રાન્તોમાં આવી સંસ્થાઓનો વિકાસ ધીમે ધીમે કરવાની સાથે પ્રાન્તિક બાબતોમાં તે પ્રાન્તોને હીંદી સરકારના અંકુશમાંથી વધારેમાં વધારે અંશે મુક્ત કરવી—પણ તે એવી રીતે કે જેથી હીંદી સરકારને પોતાની જવાબદારીઓ પુરેપુરી અદા કરતાં અડચણ ન આવે". આમાં બે વાત સમાયેલી છે. પ્રથમ તો પ્રાન્તિક રાજતંત્રમાં જવાબદારીનું તત્વ યોજવાનો હેતુ છે. સુધારાની યોજના મુજબ પ્રાન્તિક સરકારનાં કેટલાંક ખાતાં ઉપર ધારાસભાને અને તેની વતી પ્રધાનમંડળને સત્તા સોંપવાનો હેતુ ખરડામાં પણ જોવામાં આવે છે. આમ જે ખાતાંઓ વિષે પ્રાન્તિક સરકાર ધારાસભાને જવાબદાર થાય તે વિષે તો હીંદી સરકાર, હીંદી વઝીર અને છેવટે પાર્લામેન્ટનો અંકુશ ઉઠાવી દેવો જોઇએ એ સ્પષ્ટ છે. પણ આ ખરડાના હેતુમાં બીજી એ બાબત રહેલી છે કે જે ખાતાં પ્રાન્તિક સરકારને સ્વાધીન રહે અને જે વિષે તે ધારાસભાને જવાબદાર ન રહે તે વિષે પણ તેને હીંદી સરકારથી બને તેટલી સ્વતંત્ર બનાવવાનો આશય જોવામાં આવે છે. તે મુજબ હીંદી સરકારે પોતાના ખરીતામાં સુચવ્યું છે કે સારી ઑફિસો અને જાહેર બાંધકામના

× "બ્રીટીશ સામ્રાજ્યના એક અંગ તરીકે હીંદુસ્તાનમાં જવાબદાર રાજતંત્રની સિદ્ધિ ક્રમશઃ કરવાના હેતુથી તે દેશમાં સ્વરાજ્યની સંસ્થાઓ ક્રમે ક્રમે ખીલવવાની જરૂર છે તે માટે."

સબંધમાં ઘણીજ મોટી રકમ સુધીનાં નાણાંના ખર્ચની સત્તા પ્રાન્તિક સરકારને સોંપવી અને બીજી કેટલીક બાબતોમાં પણ નાણાંની અમુક હદ ન બાંધતાં, તેને ખર્ચવાના નિયમોજ રચીને સંતોષ પામેલ. વાંચકો જોઈ શકશે કે સ્વાધીન ખાતામાં આ પ્રમાણે ખર્ચ ઉપર હીંદી સરકારનો અંકુશ નજીવોજ રાખવામાં આવે તો પ્રાન્તિક સરકાર તે સંબંધમાં કેવળ નિરંકુશ બને. બીજી પાસ અત્યાર સુધીના વહીવટની પદ્ધતિ મુજબ અને હવે પછી તેમાં કરવાના સુધારા વિષે જે સિદ્ધાંત રજુ કરવામાં આવ્યા છે તે પ્રમાણે હિંદના જેવી અમલદારી સરકાર કોઇ પણ ખાતા વિષે કાં તો હિંદી પ્રજાના પ્રતિનિધિરૂપ ધારાસભાને અથવા બ્રીટીશ પ્રજાના પ્રતિનિધિરૂપ પાર્લામેન્ટને અને તેની વતી હીંદી વજીરને જવાબદાર હોવી જોઇએ આ ઉપરથી એવું ફલિત થાય કે જે ખાતાં પ્રધાનોને સોંપવામાં ન આવે તે બધાં વિષે હિંદી સરકાર અને હીંદી વજીરનો અંકુશ હાલના જેવો કાયમ રાખવો જોઇએ. મુંબાઇની અને દીલ્હીની કોંગ્રેસે આ સિદ્ધાંત સ્પષ્ટ જણાવ્યો છે અને તેથી આ બીજા હેતુમાં આપણી દૃષ્ટિથી ફેરફાર કરાવવાને માટે આપણે ચળવળ કરવી જોઇએ. કદાચ એમ કહેવામાં આવે કે સ્વાધીન ખાતાં વિષે કારોબારી સભા વધારે સ્વતંત્ર હશે તો તે ધારાસભાના મત પ્રમાણે વધારે વર્તી શકશે. અમને આવો સંભવ ઓછોજ જણાય છે; અને જો પ્રાન્તિક સરકાર ધારાસભાને અનુકૂળ હશે તો તેમાં હિંદી સરકારની પણ મંજુરી મેળવી શકાશે. બીજી પાસ અમને ભય તો એ છે કે સ્વાધીન ખાતાં વિષે સરકાર અંકુશમાંથી છુટતાં વધારે ઉડાઉપણું દાખવશે અને તેથી પરિણામમાં પ્રજાને ઘણું ગંભીર નુકશાન પહોંચાડશે.

## પ્રાંતિક સરકારનો વિભાગ.

ખરડાની કલમો તપાસતાં પહેલાં પ્રાંતિક ખાતાંનો ને તેને અંગે સરકારનો વિભાગ કરવાની દરખાસ્ત વિષે હિન્દી સરકારે પોતાના ખરીતામાં જે દલીલ રજુ કરી છે તે ઉપર નજર નાખીશું; કારણ કે આ વિભાગ કરવા વિષે જે હેતુ રાખવામાં આવે તે ઉપરથીજ તેના વહીવટનુ અનુમાન કરી શકાય. પાંચ પ્રાંતના ઉપરીઓએ પ્રાંતિક સ્વરાજ્યની જે યોજના રજુ કરી હતી તેને ના મંજુર કરીને હીન્દી સરકાર આ વિષે સુધારાની યોજનામાં કરવામાં આવેલી દરખાસ્તને ટેકો આપે છે. પણ હિન્દી પ્રજામત એકે અવાજે જાહેર કરે છે કે પ્રાંતિક સરકારના વિભાગની દરખાસ્તને ટેકો આપતાં હિન્દી સરકારે જે દલીલો વાપરી છે, તેમાં ઘણીજ વાયડાઇ અને ચીકાસ દાખવવામાં આવ્યાં છે, એટલુંજ નહિ પણ સ્વરાજ્યના મૂળ સિદ્ધાંતનો કેટલેક અંશે ભંગ કર્યો છે. ખાતાનો વિભાગ એ જાણે તત્વજ્ઞાનનુ સૂત્ર હોય એવી રીતે તેને કારોબારી સરકાર, ધારાસભા, મનંદી નોકરો, ને નાણાનો વહીવટ—એ ચારે બાબતોને લાગુ પાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. દરેકને વિષે એમ માની લેવામાં આવ્યું છે કે તેમાં પ્રજાને જવાબદાર અને હિન્દિ સરકાર તથા પાર્લામેન્ટને જવાબદાર—એમ બે પુરેપુરા વિભાગ હોવા જોઇએ; અને પછી જેમ કારોબારી સરકારમાં બે ચોકખા ભાગ પાડવામાં આવ્યા છે તેમ ધારાસભા અને મનદી નોકરોના સંબંધમાં કરવાનું કેમ યોગ્ય ધાર્યું નથી અને નાણા સંબંધી તેવોજ વિભાગ રાખવાની શી જરૂર છે તે ઝીણવટથી સમજાવવામાં આવ્યું છે. આમ બને ત્યાં સુધી પુરેપુરો ભેદ કરવાનો અને જ્યાં તેમ ન

બની શકે ત્યાં પણ અંદરખાનેથી તે સેવવાનો હેતુ જોવામાં આવે છે. આપણે જાણીએ છીએ કે સુધારાના રીપોર્ટમાં તો પ્રાંતિક સરકારમાં સ્વરાજ્યનું તત્વ દાખલ કરવાના એક સાધન તરીકેજ જેટલો ઓછામાં ઓછો વિભાગ કરવાની જરૂર જણાય તેટલોજ રાખવાનું જણાવ્યું છે. તેમજ તે વિભાગ છતાં પણ પ્રાંતિક સરકાર એકત્ર રહે અને દેખાય તે માટે ઘણીજ ચિન્તા રાખવામાં આવી છે. હીન્દી સરકારનું દષ્ટિબિન્દુ આથી ઉંધું છે ! સ્વરાજ્યની શરૂઆત કરવા માટે જો કેટલાંક ખાતાં જુદાં પાડીને તે પ્રજાને જવાબદાર રહે એવા પ્રધાનો નીમવાની જરૂર છે, તો પછી તેમના અને કારોબારી સભાના ચોતરા અને બની શકે તેટલાં ખાતાં જુદાં કરવાનો હિન્દી સરકાર ઇરાદો રાખે છે. સનદી નોકરોનો ખાતાની માફક ભાગ પાડતાં ઘણોજ અયોગ્ય ખર્ચ થઇ જાય તેથી તેનો ભાગ પાડવાનુ યોગ્ય ધાર્યું નથી. ગ્રાન્ડ કમીટી અને સર્ટીફીકેટનાં હથીયાર હાથમાં હોવાથી એક ધારાસભા પણ બેની ગરજ સારી શકે; માટે બે ધારાસભાની જરૂર નથી. પણ નાણાના સંબંધમાં જેવા વિભાગની કલ્પના પણ સુધારાના રીપોર્ટમાં સૂચવવામાં આવી નથી તે હીન્દી સરકારને સ્વાભાવિક લાગે છે. રખેને સ્વરાજ્યનું જે તત્વ થોડાકજ ખાતામાં દાખલ કરવાનું છે તે બાકીનાં ખાતાને જરા પણ ન અભડાવી નાખે અને પ્રધાનો તથા ધારાસભા સ્વાધીન ખાતાં ઉપર જાણે અજાણે કંઇ પણ સત્તા ન ભોગવે એ માટે છેક સલંગ સ્પષ્ટ વિભાગ કરવાનો વિચાર હિન્દી સરકારના મનમાં ઘોળાયાં કરે છે. પણ આટલેથીજ હિન્દી સરકારને સંતોષ થતો નથી. પ્રધાનોનું તંત્ર તદ્દન જુદું પાડતાં એકને બદલે બે સરકાર થાય અને પ્રાંતિક સરકાર તો એકજ હોવી જોઇએ તે માટે તેનાં બંન્ને અંગો એક ઉપરી સત્તાના અંકુશ નીચે હોવાં જોઇએ એ સિદ્ધાંત પર હિન્દી સરકાર ખાસ ભાર મુકે છે. આ ઉપરી સત્તા કેટલીક બાબતોમાં તો પ્રાંતિક અમલદારી સત્તા બને અને બીજી ઘણી બાબતોનાં હિન્દી સરકાર અને હિન્દી વજીર બને એવો આશય જણાય છે. આમ જો હિન્દી સરકારનો આશય કાયદામાં અને નિયમોમાં ઉતારવામાં આવે તો પ્રધાનો કારભારી સભાસદોના સમોવડીઆ નહિ રહે અને તેમનાં ખાતાની પાયરી સ્વાધીન ખાતાના જેવી નહિ રહે પણ પ્રધાનોનું આખું તંત્ર ચુસ્તપણે છુટું પાડીને તેને થોડે કે ઘણે અંશે અમલદારી અંગને અને બીજી ઉપરી સત્તાઓને આધીન કરવામાં આવશે. આ ચર્ચા ધ્યાનમાં રાખીને આપણે ખરડાની કલમો તપાસીશું અને ઉપર સૂચવેલો આશય જ્યાં સ્હેજ પણ જણાતો હશે ત્યાં મજબુત વાંધો ઉઠાવીશું.

## પ્રાંતિક સરકાર—અમલદારી.

ગવર્નર પ્રાંતિક સરકારનો પ્રમુખ છે. સુધારાની યોજના મુજબ તેનું મહત્વ પહેલાં કરતાં ઘણુંજ વધશે. પ્રાંતિક સરકારનાં બન્ને અંગો વચ્ચે તે સમતોલપણું રાખશે એટલુંજ નહિ પણ ખાસ સૂચનાપત્રથી સ્વાધીન ખાતાં માટે તેમજ પ્રાંતની સુલેહશાંતિ માટે તેને શિરે ખાસ જવાબદારી નાંખવામાં આવશે. સુધારાની યોજનામાં જણાવ્યું છે કે બધા પ્રાંતોના વડાને હવેથી ગવર્નરની પદવી આપવામાં આવશે. આથી તે પદવી ભોગવનારનો પગાર અને ઓઢ્ઢો વધે પણ તેથી પ્રજાને કંઈ ખાસ લાભ થાય નહિ. આપણી તો એ માગણી છે કે સનદી નોકરીના અમલદારને ગવર્નર તરીકે નીમી શકાય

નહિ પણ આ દેશના કે ઇંગ્લંડના જાહેર જીવનમાં ઉંચી પદવી ધરાવનાર કોઇ ગૃહસ્થને તે પદવી આપવી જોઇએ. પણ સુધારાના રીપોર્ટમાં તેમજ હિન્દી સરકારના ખરીતામાં બધા પ્રાંતના ઉપરીઓને ગવર્નરનો ઇલકાબ આપવાનું જણાવેલું હોવા છતાં તેની નીમણુકનું આ ધોરણ સ્વીકારવામાં આવ્યું નથી. સુધારાના ખરડાની બીજી કલમમાં, એક પાસ મદ્રાસ અને બંગાલ અને બીજી પાસ બાકીના તમામ પ્રાંતો વચ્ચે ભેદ સૂચવવામાં આવ્યો છે અને દશમી કલમમાં તો ગવર્નર, લેફ્ટનન્ટ-ગવર્નર અને ચીફ કમીશનર-એ શબ્દો પણ વાપરવામાં આવ્યા છે. અને જણાવવું જોઇએ કે કમમાં કમ સંયુક્ત પ્રાંત માટે તો બ્હારના ગૃહસ્થની ગવર્નર તરીકે નીમણુંક કરવી જોઇએ.

સુધારાના રીપોર્ટમાં સૂચવવામાં આવ્યું હતું કે બધા પ્રાંતની કારોબારી સભામાં બે સભાસદો હોવા જોઇયે-એક હિન્દી અને એક ઇંગ્રેજ-અને અંગ્રેજ સભાસદ સીવીલીયન હોવો જોઇએ એવા મુદ્દાની હાલની મર્યાદા દૂર કરવી જોઇએ. હિન્દી સરકારે પોતાના ખરીતામાં જણાવ્યું છે કે ઘણા ખરા પ્રાંતોમાં થોડાંક ખાતાં પ્રધાનોને સોંપવામાં આવશે તોપણ કારોબારી સભાના કામનો ભાર બહુ ઓછો થશે નહિ તેથી હાલની માફક બન્ને સભાસદો નીમવા અને તે પૈકી એક હિન્દીને નીમવો. આમ કરવાનું બીજું એક કારણ એ જણાવવામાં આવ્યું હતું કે ખાતા વિનાના સભાસદ નીમવાની સૂચનાને નામંજુર કરેલી હોવાથી અમલદારી તત્વનું યોગ્ય પ્રમાણ પ્રાંતિક સરકારમાં જાળવવાને હાલની માફક બે સીવીલીયન રાખવાની જરૂર છે. પણ મી. મોન્ટેગ્યુએ આમની સભામાં આ ખરડો રજુ કરતાં જણાવ્યુ હતું કે જો બે સીવીલીયન નીમવા પડશે તો બે હિન્દીઓને નીમવામાં આવશે. આથી આપણને સંતોષ થયો છે. હવે ખરડામાં કારોબારી સભામાં એક અંગ્રેજ સીવીલીયનજ નીમવાની મર્યાદા જોવામાં આવે છે તે સ્પષ્ટ રીતે હિન્દી સરકારના આગ્રહનું પરિણામ છે. આ મર્યાદા દૂર કરવાની માગણી આપણે કરવી જોઇએ.

## પ્રધાનો.

પ્રધાનોની નીમણુક તથા પગાર અને ગવર્નર સાથેના તેમના સંબંધ વિષે હિન્દી સરકારે પોતાના ખરીતામાં જે સૂચનાઓ કરી છે તેથી તે ઘણો અપ્રિય બન્યો છે. પહેલી તેમની નીમણુંકની મુદત અને પગારની બાબત લઇએ. સુધારાના રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે ધારાસભા અને તેને ચુંટનારને જવાબદાર રાજતંત્રની રૂઢીઓની ટેવ નહિ હોવાથી અને પ્રધાન તરીકે નીમાનાર ગૃહસ્થોને પણ તેમનું કાર્ય તદન નવું હોવાથી પ્રથમ તો પ્રધાનને પહેલી ધારાસભાની મુદત માટે નીમવા જોઇએ. માત્ર ચુંટાએલા સભાસદોમાંથી વિચાર કરીને ગવર્નરે જેમને પ્રધાન તરીકે નીમ્યા હોય તેને જરા મતભેદથી ઉથલાવી નાંખવાને ધારાસભા અધીરી ન થાય અને બીજી પાસ પ્રધાનપદની મુદતની કંઇક ખાત્રી લાગવાથીજ તે સ્વીકારવાનું કેટલાક ઉત્તમ ગૃહસ્થો કબુલ કરે. પણ જાણે હિન્દી સરકારને આ નવીન તત્વના વિકાસ માટે જરા પણ દરકાર ન હોય તેવી રીતે તેઓ જણાવે છે કે શરૂઆતથીજ પ્રધાનો મતદારોને નહિ પણ ધારાસભાનેજ જવાબદાર હોવા જોઇએ-અર્થાત્ ઇંગ્લાંડની માફક જો તેમની સામે

ધારાસભા વધુમતે ઠરાવ પસાર કરે અથવા તેમની કોઇ મહત્વની દરખાસ્ત ધારાસભા નામંજુર કરે તો તેમને રાજીનામું આપવાની ફરજ પડે. પ્રત્યક્ષ રીતે તો ગવર્નરજ પ્રધાનને આ ફરજ પાડી શકે અને તેથી હિન્દી સરકારે સૂચવ્યું હતું કે, ગવર્નર ઠીક લાગે ત્યારે પ્રધાનને બરતરફ કરી શકે. આ સૂચના કરવાનું બીજુ અને સરકારની દૃષ્ટિથી વધારે મહત્વનું કારણ તો એ છે કે પ્રધાનના ખાતા વિષે તેની અને ગવર્નરની વચ્ચે મતભેદ થાય અને પ્રધાનને ધારાસભાનો તથા ગવર્નરની ઉપરિ સત્તાનો ટેકો મળે ત્યારે પ્રધાનની અડચણ દૂર કરવાની સત્તા ગવર્નરને આપવી જોઇએ. આપણે જોઇને ઘણાજ નિરાશ થઇએ છીએ કે આ ખરડામાં પણ (કલમ-૩) જણાવ્યું છે કે "પ્રધાનો ગવર્નરની ઈચ્છા હશે ત્યાં સુધી પોતાનો હોદ્દો ભોગવશે." આપણે તો એજ માગણી કરીશું કે સુધારાના રીપોર્ટની મૂળ સૂચનાને કાયમ રાખીને, પ્રધાનને પહેલા ધારાસભાની મુદત માટે નીમવા જોઇએ અથવા તો ધારાસભાના વધુ મતથીજ તે બરતરફ થાય એવું જણાવવું જોઇયે. આ કલમથી તો ગવર્નરના હાથમાં પ્રધાનનું ભવિષ્ય રહે છે કારણકે તદ્દન સાધારણ સંયોગોમાં પણ તે તેને બરતરફ કરવાની સત્તા ધરાવશે. આ વિષે જરૂરી સુધારા માટે આપણે મજબૂત ચળવળ કરવી જોઇશે.

ત્રીજી કલમની પેટા કલમ (૪) એવા મુદ્દાની છે કે જયારે ખાસ બારીક સંયોગોને લીધે કોઈ સોંપાયલા ખાતાના અધિકારી પ્રધાનની જગ્યા ખાલી હોય ત્યારે તેના કામચલાઉ વહીવટ માટે નિયમો ઘડવાની સરકારને સત્તા આપવી. અર્થાત્ સાધારણ મતભેદને લીધે પ્રધાનને બરતરફ કરવામાં આવે ત્યારે તો તેના ખાતાના વહીવટ માટે બીજા પ્રધાનને તરત જ નીમવાની જરૂર પડે. પણ જો ગવર્નરને એવા કોઇ પ્રધાન ચુંટાયલા સભાસદોમાંથી ન મળે કે જે તેના મતને ટેકો આપે તો આ કલમનો લાભ લઈને પ્રધાન વિશિવાય તે ખાતાનો વહીવટ ચલાવી લે. આની સાથે જો પહેલી કલમના બીજા વિભાગની પેટા કલમ (૬) ને મૂકીશું તો પ્રધાનો અને સરકારના સંબંધનો ઠીક ખ્યાલ આવશે. તે પેટા કલમ મુજબ ખાતાંના વિભાગ વિષે ઘડવાના નિયમો સાધારણ રીતે પ્રધાનને કોઇ ખાતાની સોંપણી થોડો વખત મોકુફ રાખવાની કે તે રદ કરવાની સત્તા આપશે નહિ પણ હિન્દી વજીર અને તેની કાઉન્સીલની મંજુરીથી તેમ કરી શકાશે. આગલા વાકય સાથે જોડતાં સમજાશે કે હિન્દી સરકારની સૂચનાને અક્ષરશઃ અનુસરીને કોઇ મહત્વની બાબતોમાં ગવર્નરને અનુકૂળ કોઈ પ્રધાન ન મળી શકે તો તેની જગ્યા ખાલી રાખીને તેનો વહીવટ ચલાવી શકે. તેમ જ ધારાસભા અને તેના આગેવાનો પોતાની જક ન છોડે તો તે ખાતું હિન્દી વજીરની સંમતિથી પાછું ખેંચી લેવાની સત્તા પણ આ ખરડો આપે છે. આમ હિન્દી સરકારનો ઘુંટડો મી. મોન્ટેગ્યુએ ગળ્યો છે; અને તેથી સર શંકરન નાયરે જણાવ્યું છે કે તે પ્રમાણે સ્વરાજ્ય શુન્યવત થશે એમાં લેશ પણ શંકા નથી. સુધારાથી પ્રજાના પ્રતિનિધિ રૂપ ધારાસભા અને પ્રધાનોએ કંઇક સંકુચિત ક્ષેત્રમાં પણ ચોક્કસ અને છેવટની સત્તા આપવીજ જોઇએ. હવે જે ખાતાં પ્રધાનોને સોંપવામાં આવે તેના વહીવટના કોઇ મ્હોટા સવાલોમાં ગવર્નર અને ઉપરિ સરકાર જુદાં પડે ત્યારે સુધારાની યોજનાની કસોટી થાય છે. સામાન્ય પ્રસંગે ગવર્નરે નમ્યું આપવું જ જોઈએ અને જો પ્રધાન તે વિષયમાં ધારાસભાનો ખરો પ્રતિનિધિ

નથી એમ લાગે તોજ તેને દૂર કરી તરત બીજા પ્રધાનને નીમી શકે. પણ જો તેના મતનો અમલ કરવાને ધારાસભાનો વિશ્વાસપાત્ર કોઇ ચુંટાયેલો ગૃહસ્થ ન મળી શકે તો વધારેમાં વધારે સંભવ તો એજ લાગે છે કે ગવર્નર જ ભૂલમાં હોય; પણ તેમ ન હોય તો પણ સોંપાયલા ખાતામાં છેવટનો નિર્ણય પ્રધાનના હાથમાં જ રહેવા દઇ ગવર્નરે દૂર રહેવું જોઇએ. આ ભાવનાથી હિન્દી સરકારની સૂચનાઓ અને દુર્ભાગ્યે ખરડાની કલમો ઘણી દૂર છે. તે અમલમાં આવે તો આખી સુધારાની યોજના પર પાણી ફરી વળશે અને તે વ્યર્થ બનશે એમ વધારેમાં વધારે નરમ આગેવાનો, વર્તમાનપત્રો અને જાહેર મંડળોએ જણાવ્યું છે. માટે તે રદ કરાવી આ ખરડાના મુખ્ય સિદ્ધાંતોને બચાવી લેવા માટે આપણે બને તેટલી વેગભરી અને આગ્રહી ચળવળ કરવી જોઇએ.

પ્રધાનોના પગાર કારોબારી સત્તાના સભાસદોના જેટલા જ હોવા જોઇએ એવી માગણી કોંગ્રેસે કરી છે, અને તે તદ્દન વ્યાજબી છે. હાલ અને ભવિષ્યમાં પણ કારોબારી સભાના હિન્દી સભાસદનો પગાર સીવીલીયન સભાસદના જેટલો જ હોય છે અને જે ગૃહસ્થો પ્રધાનો તરીકે નીમાશે તેઓ પણ તેમની જ કોટિના હશે એમ આપણે માની શકીએ. હિન્દી સરકારે પોતાના ખરીતામાં જણાવ્યું છે કે તેમને કારોબારી સભાસદ જેટલો જ પગાર આપવાનું કંઇ કારણ નથી પણ તેમને ઓછો પગાર આપવાનું સૂચવવાથી હિન્દી પ્રજાને અવિશ્વાસ આપે માટે પગાર ચોક્કસ કરવાની સત્તા ગવર્નરને જ સોંપવી. અમે ઉમેરીશું કે બીજાં કોઇ પણ દૃષ્ટિબિન્દુ બાજુએ રાખીએ તો પણ એટલું તો ચોક્કસ છે કે પ્રધાનને ઓછો પગાર આપવામાં આવે તો કારોબારી સભાસદો આગળ તેમજ ઉંચા નીચા તમામ અમલદારો આગળ તેમની ઓછી પ્રતિષ્ઠા પડે અને તેથી જે અગણિત મુશ્કેલીઓ વચ્ચે તેમને તદ્દન નવા માર્ગપર જવાનું છે તેમાં ગંભીર વધારો થાય. દુર્ભાગ્યે આ ખરડાની ત્રીજી કલમમાં હિન્દી સરકારની જ સૂચના સ્વીકારવામાં આવી છે. આમાં આપણે જોઇતો સુધારો કરાવવાને આપણે ખાસ પ્રયત્ન કરવો જોઇએ.

## પ્રાંતિક ધારાસભા.

છઠ્ઠી કલમ પ્રમાણે જુદા જુદા પ્રાંતની ધારાસભાના કુલ સભાસદોની સંખ્યા અને તેમની નીમણુંક તથા ચુંટણીની પદ્ધતિ વગેરે આ ખરડાના પહેલા પરિશિષ્ટમાં જણાવવામાં આવશે. એક પેટા કલમ મુજબ કુલ સભાસદોની સંખ્યા સેંકડે પાંચ ટકા સુધી વધારવાની અને જુદા જુદા પ્રકારના સભાસદોનું પ્રમાણ ફેરવવાની સત્તા નિયમોથી હિન્દી સરકારને આપવામાં આવશે. પણ તે એવી રીતે વાપરવાની છે કે જેથી ચુંટાએલા સભાસદોનું પ્રમાણ ઓછામાં ઓછું ૭૦ ટકા જેટલું અને અમલદારો વધારેમાં વધારે ૨૦ ટકા જેટલા હોવા જોઈએ. કોંગ્રેસની માગણી ધારાસભામાં ૮૦ ટકા જેટલા સભાસદો નીમવાની હતી એટલે આ કલમને આપણે સ્વીકારી લઈશું. તમામ પ્રાંતિક ધારાસભાઓનાં બંધારણ પરિશિષ્ટમાં મૂકવામાં આવશે એ પણ ઘણી જ સંતોષની બીના છે કારણ કે ૧૯૦૯ ના મોર્લી-મીન્ટોના સુધારાની રૂએ વિગતવાર બંધારણ ઘડવાની સત્તા હિન્દી સરકારને આપવામાં આવી હતી તેથી તે કેટલેક અંશે નિષ્ફળ થયા હતા. ચુંટણી કરનારના અધિકાર વિષે નિયમો ઘડવાની સત્તા આપવામાં

આવી છે અને આપણે આશા રાખીશું કે તે વિષે કમીટીએ કરેલી સૂચનાઓનો એકંદર અમલ કરવામાં આવશે.

પ્રાંતિક ધારાસભાની સત્તાઓ વિષે કમીટીની સૂચનાઓ આ ખરડામાં સામાન્ય રીતે કબૂલ રાખવામાં આવે છે. અત્યાર સુધીમાં હિન્દની બીજી કોઇ પણ સત્તાએ કરેલા કાયદામાં પોતાના પ્રાંતના સંબંધમાં ફેરફાર કરવાની અને પ્રાંતિક ખાતાં વિષે નવા કાયદા ઘડવાની સત્તા ધારાસભાને આપવામાં આવી છે. જે વિષે હિન્દી સરકારને જ કાયદા ઘડવાની સત્તા નિયમોની રૂયે આપવામાં આવો હોય તે તો દેખીતી રીતે અપવાદ રૂપ બને છે. આ ઉપરાંત મુખ્ય અપવાદ બે છે. પ્રથમ તો પરિશિષ્ટમાં આપેલા શિવાયના બીજા કર નાંખવાનો કાયદો પસાર કરતા પહેલાં હિન્દી સરકારની રજા લેવી જોઇએ. બીજું હિન્દી સરકારના જે કાયદા .નિયમોથી મુકરર કરવામાં આવે–દાખલા તરીકે ફોજદારી કાયદો–તેમાં ફેરફાર કરવાની સત્તા પ્રાંતિક ધારાસભાને રહેશે નહિ. વળી હાલના કોઇ કાયદાથી હિન્દી સરકારને કંઇ સત્તા આપવામાં આવો હોય તેમાં પ્રાંતિક ધારાસભા કંઇ બાધ લાવી શકશે નહિ. તેમ જ હિન્દનું લેન–દેવું, લશ્કર, પરરાજ્યો અને દેશી રાજ્યો સાથે સંબંધ અને બીજા તમામ હિન્દી સરકારને હસ્તક વિષયોમાં કાયદા ઘડવાની સત્તા હાલ પ્રાંતિક ધારાસભાને નથી તે મર્યાદા પણ આઠમી કલમમાં સૂચવી છે. આ વિષે આપણે કંઇ ટીકા કરવાની નથી.

ધારાસભામાં ચુંટાએલા સભાસદોની વધુમતિ હોવાથી સ્વાધીન ખાતા વિષે અમલદારી સરકારનો કોઈ ખરડો તે પસાર ન કરે ત્યારે ખાસ જરૂર જણાય તો સર્ટીફીકેટથી ગ્રાંડ કમીટી નીમીને તેમાં પસાર કરાવવાની સૂચના સુધારાના રીપોર્ટમાં રજુ કરવામાં આવી છે. તે મુજબ સ્વાધીન ખાતા વિષે આવો મતભેદ પડે ત્યારે દર વખતે નહિ પણ પ્રાંતની સુલેહ શાંતિ જાળવવાની અથવા સ્વાધીન વિષયના યોગ્ય વહીવટ સંબંધી પોતાની જવાબદારી અદા કરાવવાને જ ગવર્નર આવુ સર્ટીફીકેટ આપી શકે, બીજું જે ખરડા વિષે સર્ટીફીકેટ આપવામાં આવે તે સ્વાધીન વિષય સબંધી છે કે નહિ તે વિષે હિન્દી સરકારનો ચુકાદો–જે છેવટનો ગણાય તે–મેળવવાની ધારાસભા ગવર્નરને ફરજ પાડી શકે. આ ઉપરાંત ખાસ કરીને જણાવ્યું છે કે ગવર્નર અને ધારાસભા વચ્ચે મતભેદ હોય ત્યારે પણ " તે કાયદાની રચનાનો સવાલ જો સલાહ-મતીથી ધારાસભાને સોંપી શકાય એમ હોય તો ગવર્નરે સર્ટીફીકેટ આપવું નહિ. આનો સ્પષ્ટ અર્થ એવો છે કે સ્વાધીન ખાતાં વિષે પણ ખાસ જરૂરનું લાગે તે શિવાય કાયદા ઘડવાની સત્તા ધારાસભાને જ વાપરવા દેવી. પણ હિન્દી સરકારને તો સ્વાધીન ખાતામાં ઉપરી સત્તાનો અંકુશ ઓછો કરવો છે ત્યારે બીજી બાજુ ધારાસભાથી પણ સંપૂર્ણ સ્વતંત્રતા જોઈએ છે તેથી રીપોર્ટમાં સર્ટિફીકેટના ઉપયોગ પર જે બંધન મૂકવામાં આવ્યું છે તે અને તે વિષે હિન્દી સરકારને અપીલ કરવાની ધારાસભાને સત્તા આપવામાં આવી છે તે બંન્ને રદ કરવાની સૂચના ખરીતામાં કરવામાં આવી છે. આ બાબત તો નિયમોનો વિષય હોવાથી પાર્લામેન્ટ આગળ રજુ કરેલા ખરડામાં કંઇ પણ જોવામાં આવતું નથી. પણ સર્ટીફીકેટના ઉપયોગપર મર્યાદા રાખવામાં આવી છે તે સંતોષની બીના છે તો અપીલનો હક આપ્યો નથી એ અયોગ્ય છે.

નવી ધારાસભાથી ૪૦–૫૦ ટકા જેટલા સભાસદો ગ્રાંડ કમીટીમાં હોવા જોઇએ

અને તેમાં સરકારે નીમેલા સભાસદોની ઓછામાં ઓછી વધુમતિ ખડકે એકની હોવી જોઇએ એવી સૂચના રીપોર્ટમાં કરવામાં આવી છે. અર્થાત્ ગ્રાંડ કમીટીમાં ૪૦ સભાસદો હોય તો તેમાં ૧૯ ચુંટાએલા અને ૧૪ અમલદાર તથા ૭ બીજા બિન અમલદાર મળીને ૨૧ નીમાએલા સભાસદ હોવા જોઇએ. સરકાર જેમને નીમે તેઓ સાધારણ રીતે તેમની તરફ મત આપે એટલે સામાન્ય રીતે આવી ગ્રાંડ કમીટીમાં સરકાર ધાર્યું કરી શકે. પણ કોઈ બાબતમાં પ્રજામત ઉશ્કેરાયો હોય અને હિન્દી સભાસદો એકમત થાય અને નીમેલા પૈકી બે ચાર પણ બિન અમલદાર સભાસદો ચુંટાયેલા સભાસદોની તરફ મત આપે તો સરકારી કાયદો પસાર ન થવાનો સંભવ રહે. આમ નીમેલા પૈકી ૬ સભાસદો સરકાર તરફ મત ન આપે તો ગ્રાંડ કમીટીએ રજુ કરેલો કાયદો મોકુફ રાખવાથી કંઇ ભારે નુકશાન નહિ થાય એમ રીપોર્ટ સ્પષ્ટ રીતે જણાવે છે, અને ઉમેરે છે કે હાલની ધારાસભામાં પણ બિન અમલદાર ગૃહસ્થોની વધુ સંખ્યા હોવાથી એમ થવાનો સંભવ રહે છે. પણ સ્વાધીન ખાતાના સંબંધમાં આ સંભવ હિન્દી સરકારને ભયંકર લાગે છે. અર્થાત ગ્રાંડ કમીટીમાં સરકાર પોતાનું ધાર્યું હમેશાં કરી જ શકે એવી રચના કરવા અને તે માટે નીમાયેલા સભાસદોની પ્રમાણમાં વધારે સંખ્યા રાખવા હિન્દી સરકાર સૂચવે છે. આમાં પણ આપણે જોઇએ છીએ કે જ્યારે સ્વાધીન ખાતામાં પણ હિન્દીઓને કંઇક સત્તા આપવાનું વલણ રીપોર્ટમાં જોવામાં આવે છે ત્યારે હિન્દી સરકાર તો તે વિષે સંપૂર્ણ અને નિરંકુશ સત્તા પ્રાંતિક નોકરશાહીને આપવા ઇચ્છે છે. પાર્લામેન્ટના ખરડામાં તો એટલું જ જણાવ્યું છે કે ગ્રાંડ કમીટીમાં નીમાએલા સભાસદોની વધુ સંખ્યા હોવી જોઇએ પણ વિગતો નિયમોથી નક્કી કરવાનું રાખ્યું છે. આપણે સ્પષ્ટ રીતે જણાવવું જોઇએ કે ગ્રાંડ કમીટીનું બંધારણ હાલની ધારાસભા કરતાં તો કોઇ રીતે વધારે દરિદ્ર હોવું ન જ જોઇએ અને તેથી રીપોર્ટની સૂચનાને અનુસરીને ગ્રાંડ કમીટીમાં નીમાયેલા ગૃહસ્થોની ઓછામાં ઓછી—ખડકે એક કે બે જેટલી જ વધુ સંખ્યા હોવી જોઇએ.

ધારાસભાના પ્રમુખની નીમણુક વિષે પણ આ ખરડામાં કાંઈ કહેવામાં નથી આવ્યું. એટલે આશા અને શંકા બન્નેને માટે સ્થાન રહે છે. નવા બંધારણમાં ગવર્નરને જે ખાસ પદવી આપવામાં આવી છે તે જોતાં તે પ્રમુખ થાય એ નિઃશંક લાગે છે પણ ધારાસભાને પોતાનો ઉપપ્રમુખ નીમવાની સત્તા આપવી જ જોઇએ. ધારાસભાને મુલતવી રાખવાની અને બરખાસ્ત કરવાની સત્તા રીપોર્ટની માફક આ ખરડામાં પણ ગવર્નરને જ આપવામાં આવી છે. પણ ધારાસભાને મળવાનો વખત માત્ર ગવર્નરજ મુકરર કરે એ અસહ્ય છે. તે વિષે ધારાસભાને કંઇક અધિકાર આપવો જોઇએ. પણ નિયમોમાં આ બાબતનો કંઇક સમાવેશ કરી શકાય તે માટે આ વિષે પેટા કલમ કાઢી નાંખવી જોઇએ અથવા તે મર્યાદિત કરવી જોઇએ. આમ લખવાનું ખાસ કારણ તો એ છે કે નવી ધારાસભા ઘણો લાંબો વખત બેસે એ સંભવ વિચારીને તેના કાર્યક્રમને નિયત કરવાની વિશાળ સત્તાઓ ગવર્નરને આપવાની હિન્દી સરકારે ભલામણ કરી છે. આ તમામ બાબતોમાં ધારાસભાને લગભગ સંપૂર્ણ અધિકાર આપવા માટે આપણે ખાસ માગણી કરવી

જોઇએ. ઇંગ્લંડની પાર્લામેન્ટની માફક આપણી ધારાસભા આપણા હકનું નિરંતર રખવાળું નહિ કરે તો પ્રધાનો અને કારોબારી સભાસદોની માત્ર નીમણુકથી જ આપણો ઉદય થશે નહિ.

## પ્રાંતિક શેડ્યુલ અને ખર્ચ.

પ્રાંતનાં બધાં ખાતાંની આવક ભેગી કર્યા પછી પહેલો તેમાંથી હિન્દી સરકારનો ફાળો તથા દુકાળ લોન–હેતુ વગેરે સંબંધી નાણાં ભરવાં; પછી સ્વાધીન ખાતાં માટે કારોબારી મંડળ નક્કી કરે તેટલી રકમ લેવી; અને બાકીની રકમ પ્રધાનોને સોંપેલા ખાતાંનો ખર્ચ માટે આપવી, અને તે કમી જણાય તો અમુક કર નાખવાની સત્તા તેમને આપવી–આવી નાણાંની વ્યવસ્થા સુધારાના રીપોર્ટમાં સૂચવી છે. તે વિષે લંબાણથી ચર્ચા કરીને હિન્દી સરકાર તેને નામંજુર કરીને એવી ભલામણ કરે છે કે કારોબારી સભા અને પ્રધાનોને–દરેકને આપેલાં ખાતાંની આવકમાંથી તેમણે ખર્ચ કરવો; પણ જો એક અંગને નાણાં ઓછાં પડે અને બીજાની પાસે કંઇ ફાજલ નાણાં હોય તો તેની આપલે કરે. ગયા અંકમાં અમે સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે કે હાલ પ્રધાનોને કેળવણી આરોગ્ય જેવાં ખર્ચાળ ખાતાં મળવાનાં હોવાથી અને જમીન મહેસુલ વગેરે મોટી આવકનાં ખાતાં કારોબારી સભાને હસ્તક રહેવાનાં હોવાથી જો હિન્દી સરકારની યોજના અમલમાં મૂકવામાં આવે તો પ્રધાનો–જેમની પદવી ઉપર જણાવ્યા મુજબ ઘણી મુશ્કેલ તો બનાવવામાં આવી છે–તેમને કારોબારી સભાને અધીન બનાવવામાં આવશે અને સ્વરાજ્યનું ભપકાદાર ખોખું કેવલ નિર્જીવ બનશે. આ ટીકા હિન્દના તમામ રાજકીય પક્ષ તરફથી કરવામાં આવી છે અને આપણે જાણવાને આતુર થયા છીએ કે પાર્લામેન્ટમાં રજુ કરવામાં આવેલા ખરડામાં તેનો સમાવેશ કરવામાં આવ્યો છે કે નહિ. પહેલી કલમની એક પેટા કલમમાં જણાવ્યું છે કે "સોંપાયેલાં ખાતાંના વહીવટ માટે નાણાંની વહેંચણી કરવા માટે" નિયમો ઘડવામાં આવશે. આ શબ્દો શંકાભરેલા લાગે છે. જો સુધારાની યોજના અમલમાં મૂકવાની હોય તો સોંપાએલાં ખાતાં માટે નાણાં વહેંચવાની ખાસ જરૂર રહેતી નથી, કારણ કે તે મુજબ તો હિન્દી સરકારનો ફાળો અને સ્વાધીન ખાતાંનો ખર્ચ બાદ કર્યા પછી પ્રાંતની તમામ આવક પ્રધાનોનેજ હસ્તક રહે. બીજી પાસ હિન્દી સરકારની યોજના મુજબ તો જે ખાતાં સોંપવામાં આવે તેની આવકમાંથી અને કારોબારી સભા જે ટુકડા નાંખે તેનાથી સંતોષ પામવાનો છે એટલે તેને અંગે પણ નાણાં વહેંચવાનો સવાલ ઉપસ્થિત થતો નથી. પણ કદાચ પ્રાંતિક સરકારની શીલીક અને લોનના અંગે અથવા સ્વાધીન ખાતાંમાંથી વધતાં નાણાંને અંગે આ વહેંચણી કરવાનું ધાર્યું હોય. ગમે તેમ હોય તો પણ આ વિષે આપણા મનમાં જે તીવ્ર શંકા ઉપજે છે તેને શમાવવાને મી. મોન્ટેગ્યુએ તરત જ સરકારના હેતુ બહુજ સ્પષ્ટ રીતે જણાવવા જોઇએ. તેની સાથે આપણે પણ વારંવાર જણાવવું જોઇએ કે હિન્દી સરકારની યોજના મંજુર કરવામાં આવશે તો સુધારાની કિંમત કોડીની થશે.

અંદાજપત્ર અને નાણાંના વહીવટપર ધારાસભાના અંકુશનો સવાલ ઓછો મહત્વનો નથી. સુધારાના રીપોર્ટ મુજબ અંદાજપત્રના તમામ, મુદ્દા ધારાસભાની સંમતિ

માટે ખીલના રૂપમાં રજુ કરવા જોઇએ અને તે વિષે સભા જે મત આપે કે ઠરાવો પસાર કરે તે સરકારને બંધનકર્તા ગણાય. માત્ર સ્વાધીન ખાતાં વિષે કંઇ ઠરાવ પસાર કરવામાં આવે તો જ મૂળ દરખાસ્તને ગવર્નર સર્ટીફીકેટ આપીને કાયમ રાખી શકે. આ પ્રમાણે સુધરેલા દેશોની ધારાસભાઓ નાણાં ઉપર કાબુ ભોગવે છે તેવો–સ્વાધીન વિષયોમાં સર્ટીફીકેટના અપવાદ સાથે–નવી પ્રાંતિક ધારાસભાને આપવાનો આશય રીપોર્ટમાં રાખવામાં આવ્યો છે. પણ હિન્દી સરકાર તો ધારાસભાના બીજા ઠરાવોની માફક અંદાજપત્ર સંબંધી ઠરાવો પણ બંધનકર્તા નહિ પણ માત્ર ભલામણ રૂપે જ ગણવાનું સૂચવે છે એટલુંજ નહિ પણ રીપોર્ટની દરખાસ્ત તો દેખીતી ભૂલ ભરેલી ગણે છે ! આ તો ઉદ્ધતાઇની ખરેખર પરાકાષ્ટા જ ગણાય. કેમ જાણે બીજા દેશોમાં પણ બધા ઠરાવો ભલામણ રૂપ ગણાતા હોવા છતાં અંદાજપત્ર સંબધી ઠરાવો બંધનકારક ન ગણાતા હોય ! ખરેખર, ઇંગ્લંડની પાર્લામેન્ટને મૂળથી નાણાંપર કાબૂ હોવાથી જ તેણે રાજાઓ અને પ્રધાનોને નમાવ્યા છે અને પરિણામે જવાબદાર રાજતંત્રની સ્થાપના આવશ્યક બનાવી છે. અને આપણને જોઇને ઘણોજ સંતોષ થાય છે કે પાર્લામેન્ટના ખરડામાં મૂળ સૂચના કાયમ રાખીને અંદાજપત્ર ધારાસભાની સંમતિ માટે રજુ કરવાનો તમામ સુધરેલા દેશનો શિરસ્તો સ્પષ્ટ રીતે સુચવવામાં આવ્યો છે.

## હિન્દી સરકાર.

આ ખરડાના ઉદ્દેશમાં જણાવ્યા મુજબ તે પ્રાંતિક સ્વરાજ્યનો હિસ્સો આપવા માટે રચવામાં આવ્યું છે અને રીપોર્ટમાં પણ હિન્દી સરકારની સત્તા અનિયંત્રિત રાખવાનો સિદ્ધાંત સુધારાના બીજા સૂત્રરૂપે રજુ કરવામાં આવ્યો છે. કોંગ્રેસે પ્રાંતોના ધોરણપર હિન્દી સરકારમાં પણ ખાતાંના વિભાગની માગણી કરી છે. પણ તે વિષે સરકાર તરફથી જે નકાર ભણવામાં આવ્યો છે તે આ ખરડાથી કાયમ રાખવામાં આવ્યો હોય એમ સ્પષ્ટ જણાય છે.

હિન્દી સરકારની કારોબારી સભામાં એકને બદલે બે હિન્દીઓ નીમવાની દરખાસ્ત રીપોર્ટમાં કરવામાં આવી છે. તેથી હાલની કુલ સંખ્યા રાખવામાં આવે તો સ્વાભાવિક રીતે સીવીલીયનો ત્રણથી ઘટીને બે થાય અને આ ખરડામાં પણ તે મુદ્દાની એક કલમ જોવામાં આવે છે. આ વિષે પણ આપણે આગ્રહપૂર્વક જણાવવું જોઇએ કે બે સભાસદો સાધારણ રીતે સીવીલીયનો હોવાજ જોઇએ એવી મર્યાદાને કાયદામાં સ્થાન ન આપવું જોઇએ. વળી કારોબારી સભાસદોની કુલ સંખ્યા વિષે હાલની મર્યાદા રદ કરવાનું જણાવ્યું છે તેથી આપણને જરા ચિંતા થાય છે. સભાસદો સાતને બદલે આઠ કરવામાં આવે અને પછી એકને બદલે બે હિન્દીઓ નીમાય તેથી આપણને અરધ પ્રમાણ મળતું નથી એટલુંજ નહિ પણ રીપોર્ટ પરથી આશા રાખી હતી તે મુજબ હાલના કરતાં બેવડું પ્રમાણ પણ મળતું નથી. આ ઉપરાંત અરધ ભાગના હિન્દી સભાસદો નીમવાની કોંગ્રેસની માગણીનો આગ્રહ કરવો જોઇએ.

હિન્દી ધારાસભા ૧૨૦ સભાસદોની રાખવી તે પૈકી ૮૦ ચુંટાયેલા અને ૨૬ અમલદાર અને ૧૪ બિન અમલદાર મળીને ૪૦ નીમાયેલા હોવા જોઇએ એમ ૧૬ મી કલમમાં જણાવ્યું છે.

ધારાસભાના બંધારણમાં કંઈક ફેરફાર કરવા વિષે નિયમો ઘડવાની સત્તા સરકારને આપવામાં આવી છે. છતાં તેમાં ચુંટાયેલા સભાસદો ઓછામાં ઓછા ૪/૫ ભાગના અને નીમાયેલા પૈકી બિન અમલદાર ગૃહસ્થો ૧/૩ જેટલા હોવાજ જોઇએ. એમ જણાવી રીપોર્ટમાં સૂચવેલુ પ્રમાણ કાયમ રાખવામાં આવ્યું છે અને તેના ધોરણપર મતાધિકાર વિષે કમીટીએ સૂચનાઓ ઘડી છે એટલે તે વિષે ટીકા કરવાની રહેતી નથી.

કાઉન્સીલ ઑફ સ્ટેટનું બંધારણ પણ રીપોર્ટમાં સૂચવેલા ધોરણપરજ રાખવામાં આવ્યું છે ગ્રાંડ કમીટીમાં તો બિનઅમલદાર સભાસદોની વધુ સંખ્યા હોવાથી સરકાર પોતાનું ધાર્યું કદાચ ન કરી શકે એવો સભવ રીપોર્ટમાં સ્વીકારવામાં આવ્યો છે. પણ હિન્દી સરકારના બંધારણમાં, સ્વરાજ્યનું તત્વ દાખલ નહિ કરવાનું હોવાથી કાઉન્સીલ ઓફ સ્ટેટમાં તો અમલદારોની વધુ સંખ્યા રાખવાનું રીપોર્ટમાં તેમજ ખરડામાં જણાવ્યુ છે. તે સભામાં ૨૫ અમલદારો અને ૪ બિન અમલદાર ગૃહસ્થો મળીને ૨૯ નીમવા. અને બીજા ૨૧ ચુંટણીથી દાખલ કરવાનું—આમ કુલ ૫૦ ની સભા સ્થાપવાની સુચના રીપોર્ટમાં કરવામાં આવી છે. આ પ્રમાણ સાચવીને પણ સંખ્યામાં જરા ફેરફાર કરીને ખરડામાં ૨૮ અમલદાર અને ૪ બિનઅમલદાર મળી ૩૨ નીમવાનું અને ૨૪ ચુંટાવવાની દરખાસ્ત રજુ કરવામાં આવી છે. મતાધિકાર વિષે સૂચનાઓ ઘડવાને નીમાયેલી કમીટીએ આ ધોરણપર વિગતવાર સૂચનાઓ કરી છે એટલે આ વિષે પણ ચર્ચા કરવી નિરર્થક છે.

## સનદી નોકરો.

હિન્દી વજીરના પગાર અને ઈંડીઆ ઑફીસના ખર્ચનો નિયત કરવામાં આવે તે હિસ્સો બ્રીટીશ સરકારના ખર્ચમાં મૂકવાનું આ ખરડાના ત્રીજા વિભાગમાં જણાવ્યું છે. આપણી માગણી મુજબ તો સંસ્થાનો માટે ચલાવવામાં આવતી ઓફીસની માફક આ ઓફીસનો આ તમામ ખર્ચ પણ બ્રીટીશ સરકારની તીજોરીમાંથી જ લેવો જોઇએ. આ વિષે વિગતવાર સૂચનાઓ કરવાને કમીટી નીમવામાં આવી છે તેનો રીપોર્ટ તૈયાર થયો નથી એટલે હિન્દી વજીર કે હિન્દી સરકારે તે વિષે નિર્ણય કર્યો હોય એમ જણાતું નથી. કમીટીનો રીપોર્ટ બહાર પડે ત્યારે તે વિષે આપણી માગણી સરકારના ધ્યાનપર આપણે લાવવી જોઇએ.

હવે આપણે સરકારી નોકરો—ખાસ કરીને ઉંચા પગારની સનદી નોકરોના વિષય પર આવીએ છીએ. આ વિષે ખરડામાંથી બે ત્રણ બાબતો જ તરી આવે છે અને તમામ વિગતો નિયમોમાં જણાવવાનું લખ્યું છે. આ નોકરોનો પગાર તથા પદવી નિયત કરવાની અને તેમની નીમણુક કરવાની સત્તા હિન્દી વજીરને સોંપવામાં આવી છે. હાલ જે નિયમો અને ધારા બાંધવામાં આવ્યા છે તેને ખાસ મંજુરી આપવામાં આવી છે. આમ હાલ જે ઇંગ્રેજો હિન્દુસ્થાનમાં નોકરી કરે છે તેમના પગાર પેન્શન અને મોભાને ધોકો ન પહોંચે એવી ખાત્રી આપવામાં આવી છે. બીજું હાલ ઇંગ્લાંડમાં પરીક્ષા લઇને સીવીલ સર્વીસમાં દાખલ કરવાનું જે ધોરણ રાખવામાં આવ્યું છે તે છતાં પણ હિન્દમાંથી અમુક દખથી જે હિન્દીઓને યોગ્ય ગણવામાં આવે તેમને નીમવાની સત્તા

હિન્દી વછરને આપવામાં આવી છે. વળી ૨૬ મી કલમથી હિન્દી વછરને પાંચ ઇંગ્રેજ ગૃહસ્થોનું પબ્લીક સર્વીસ કમીશન નીમવાની સત્તા આપવામાં આવી છે અને હિન્દમાં નોકરી કરતા તમામ અમલદારોની નીમણૂક અને હક સંબંધી દેખરેખ રાખવા વિષે જે અધિકાર હિન્દી વછર તેમને સોંપશે તે તેઓ ભોગવશે. હિન્દી સરકારના ખરીતામાં જણાવ્યું હતું કે જે સંસ્થાનોમાં સ્વરાજ્ય આપવામાં આવ્યું છે ત્યાં ઉંચી પદવીના નોકરોનું હિત જાળવવાને આવાં કમીશન નીમવામાં આવે છે અને જો કે તેવું કમીશન આ દેશમાં તરત નીમવાની જ જરૂર તે સરકારને લાગતી નથી તો પણ તે વિષે જોઇતી સત્તા આ ખરડાથી મેળવવા તેમણે સૂચના કરી હતી. પણ ખરડામાં તો કમીશન નીમવાની ચોક્કસ ફરજ હિન્દી સરકારને શિરે મૂકવામાં આવી છે એટલે નોકરશાહીનો મજબૂત કોટ ભયમાં છે એમ ધારીને તેને હજી પણ વધારે મજબૂત કરવાનો ઉદ્દેશ ખરડામાં દેખાય છે.

પણ ઉપર જણાવ્યા પ્રમાણે વધુ વિગતો નિયમોમાં સમાવવાની છે તેથી હિન્દી સરકારે જે મુખ્ય સૂચનાઓ કરી છે તે ઉપર નજર ફેરવી જઇશું. હિન્દી સરકાર નોકરોના ત્રણ ભાગ પાડે છે. (૧) સમસ્ત હિન્દના (૨) પ્રાંતિક અને (૩) નીચા પગારના. પહેલા વર્ગના નોકરોના પગાર અને પેન્શન તો હિન્દી વછર નિયત કરશે. પણ જે જુદાં જુદાં એલાઉઅન્સ–પ્રામ વધારાનો પગાર વગેરે–સીવીલીયનો વગેરેને આપવામાં આવે છે, તે સ્થાનિક સરકારને હિન્દી વછરે મુકરર કરેલા ધોરણ પ્રમાણે નિયત કરવાનાં છે એમ રીપોર્ટમાં જણાવ્યું છે. આ ઉપરાંત ખરેખરા મુદ્દાના સવાલ બે છે. પ્રથમ તો પ્રધાનોને જે ખાતાં સોંપવામાં આવે તેમાં નોકરી કરતા પહેલા વર્ગના અમલદારોને તરતજ ગજીનામું આપી અગાઉ કરેલી નોકરીની મુદત પ્રમાણે પેન્શન મેળવવાની છુટ સામાન્ય રીતે તો ન આપવી જોઇએ એમ હિન્દી સરકાર જણાવે છે. પણ જો કોઈ અમલદારને મતભેદના કે બીજા કારણસર પ્રધાનો સાથે ન જ ફાવે તો તે વિષે ગવર્નર મારફત હિન્દી સરકારને, અને પછી હિન્દી વછરને અપીલ કરવાને હક આપવાની ભલામણ કરવામાં આવી છે. બીજું જ્યારે પ્રધાનો આ વર્ગના અમલદાર વિષે કંઈ એવો હુકમ પસાર કરે કે જેથી તેના પગાર પેન્શન વગેરેપર અસર થાય ત્યારે તો એકારોબ્ધાર હિન્દી સરકાર અને પછી, હિન્દી વછરને અપીલ કરવાનો હક આપવાનું જણાવ્યું છે. આ બાબતમાં ખાતાના વિભાગ વિષે વિચાર કરનારી કમીટીએ ભલામણ કરી છે કે સ્વાધીન કે સોંપેલા–કોઇ પણ ખાતામાં નોકરી કરતા આ વર્ગના અમલદાર વિષે આવો કંઇ હુકમ પસાર કરવાનો હોય તો ગવર્નર કાઉન્સીલ અને પ્રધાનો મળીને તેનો નીવેડો કરે અને પછી તેના ઉપર હિન્દી સરકારને અપીલ કરવામાં આવે. આમ આ કમીટીની સૂચના ન્યાયી છે–સરકારનાં બન્ને અંગને આ અમલદારો વિષે સરખી સત્તા આપવામાં આવી છે ત્યારે હિન્દી સરકારે તો પ્રધાનો વિષેજ સૂચનાઓ કરીને તેમને વિષે ખાસ અવિશ્વાસ દાખવ્યો છે.

પ્રધાનોને હાથે સીવીલીયનોને સ્હેજ પણ અડચણ ન પડે તે માટે આ સૂચનાઓમાં ઘણીજ ચિંતા દાખવવામાં આવી છે ત્યારે પ્રધાનોને પ્રતિકૂળ સીવીલીયનોની મારફત નવી યોજનાઓ ઘડતાં અને અમલમાં મૂકતાં જે અસામાન્ય મુશ્કેલીઓ પડે

તેનો સ્હેજ પણ વિચાર કરવામાં આવ્યો નથી. બીજા બે પ્રકારના-પ્રાંતિક અને હલકા પગારના નોકરો વિષે પણ પ્રધાનોને જુજ સત્તા આપવાનું સૂચવ્યું છે. અમે ઉમેરીશું કે આ બાબતોમાં જે નિયમો ઘડવામાં આવશે તે ઘણે અંશે હિન્દી સરકારની સૂચનાઓ અનુસાર હશે એવો મજબૂત સંભવ-રહે છે. માટે તે વિષે પણ આપણે ચોકસ સુધારા વધારા રજુ કરવામાં જરા પણ ઢીલ કરવી જોઇએ નહિ.

## ઉપસંહાર.

સંસ્થાનોની માફક હિન્દી સરકારને બ્હારના માલપર જકાત નાંખવાની સત્તા હોવી જોઇએ એ માગણી કોંગ્રેસે કરી છે પણ એ વિષે આ ખરડામાં કંઈ પણ જણાવવામાં આવ્યું નથી. આ બાબત અતિશય મહત્ત્વની છે અને જેમ જેમ સ્વદેશીની હીલચાલ આગળ ચાલશે તેમ તે સવાલ વધારે ને વધારે વ્યાવહારિક બનશે. તેથી તે વિષે આપણા હકને નવા ખરડામાં સ્થાન મળે તે માટે ચળવળ કરવી જોઇએ.

રીપોર્ટમાં જણાવ્યું હતું કે સુધારાની શરૂઆત થયા પછી પાંચ વર્ષે પ્રધાનોને વધારે ખાતાં સોંપવા વિષે વિચાર કરી શકાશે. પણ ખરડામાં તો પહેલાં દશ વર્ષે અને પછી બાર વર્ષે પાર્લામેન્ટ તરફથી નીમવાના કમીશન વિષેજ કલમો જોવામાં આવે છે એટલે આ બાબતમાં હિન્દી સરકારની સૂચનાનો સ્વીકાર થએલો જોવામાં આવે છે.

કેટલીક પ્રમાણમાં ઓછી મહત્વની બાબતો ખરડામાં જોવામાં આવે છે ત્યારે કયાં ખાતાં પ્રધાનોને જુદા જુદા પ્રાંતમાં સોંપવામાં આવશે અને પ્રધાનો અને ગવર્નર વચ્ચેનો સંબંધ કેવી રીતે નિયત થશે તે વિષે નિયમો કરવાની સત્તા સરકારને આપવામાં આવી છે. ખાતાંના વિભાગ વિષે વિગતવાર સૂચનાઓ કરવાને કમીટી નીમવામાં આવી હતી તેનો રિપોર્ટ સરકારને મળ્યો છે, તો તે પછી જેમ ધારાસભાઓનાં બંધારણ પરિશિષ્ટમાં મૂકવાનાં છે તેજ પ્રમાણે પ્રાંતવાર સોંપવાના ખાતાંની તપસીલ પણ પરિશિષ્ટમાં મૂકવીજ જોઇએ. નહિ તો હિન્દી સરકાર નિયમો ઘડશે તે તપાસી હિન્દી વજીર પાર્લામેન્ટ આગળ મૂકશે ત્યારે તે તરફ પાર્લામેન્ટ કેવું ધ્યાન આપશે એ આપણે જાણીએ છીએ.

આપણા સદ્‌ભાગ્યે દેશના જુદા જુદા પક્ષનાં પ્રતિનિધિરૂપ ચુનંદા આગેવાનો હાલ ઇંગ્લંડમાં છે પણ તેથી આપણા પ્રયત્નમાં લેશ પણ ન્યૂનતા આવવી ન જોઇયે. આ ખરડા વિષે તેમના અભિપ્રાય થોડા વખતમાં આપણા જાણવામાં આવશે અને આ દેશમાં જે વિચારો દર્શાવવામાં આવે છે તે તેમને પણ પહોંચશે. આ ઉપરથી તેઓ જે વલણ લે તે વિષે સમસ્ત પ્રજામતનો મજબૂત ટેકો તેમને મળવા જોઇએ. કારણ કે તેમની વકીલાતની સફલતાનો આધાર તેમની હુંશીયારીપર રહેશે ને કરતાં પણ વધારે અંશે તેમને હિન્દમાંથી મળતા બળ ઉપર રહેશે. જો આપણે હિન્દની પ્રજાનો અને આપણા આગેવાનો વિલાયતની પ્રજાનો અને પાર્લામેન્ટની કમીટીનો મત કેળવશે તો જે સોનેરી દિવસનું સ્વપ્ન આપણે ઘણા સમયથી રચ્યું છે તેની સ્હેજ પણ ઝાંખી થવાનો અવસર આવશે.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# મતાધિકાર વિષે કમિટીનો રીપોર્ટ.

સને ૧૯૧૭ ની ૨૦ મી ઑગસ્ટના યાદગાર દિવસે હિન્દી વજીર મિ. મૉન્ટેગ્યુએ પાર્લામેન્ટમાં જાહેર કર્યું હતું કે હિન્દુસ્તાનને રફતે રફતે સ્વરાજ્યના પન્થે પ્રગતિમાન કરવા એ બ્રીટીશ રાજનીતિનો હેતુ છે અને તે હેતુ બર લાવવાના ઇરાદાથી તેઓ નામદારે હિન્દમાં આવી નામદાર વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડની સાથે મળીને જે હિન્દી સુધારાનો ખરડો બ્હાર પાડયો હતો તેને વિષે હવે સૌ વાચકોને જાણ છે. એ યોજનાને અંગે ખાતાંના વિભાગ પાડવાની સૂચના કરવાને જે કમિટી નીમવામાં આવી હતી તેના હેવાલનું દિગ્દર્શન આ માસિકના ગયા અંકમાં થઇ ગયું છે. હવે બીજી કમિટીએ મતાધિકાર વિષે જે સૂચનાઓ કરી છે તેની સમાલોચના કરવાનો આ લેખનો ઉદ્દેશ છે. હિન્દના આગેવાન રાજદ્વારી પુરૂષો પૈકી ના. સુરેન્દ્રનાથ બૅનરજી તથા ના. શ્રીનિવાસ શાસ્ત્રી આ કમિટીમાં જોડાયા હતા એ આપણે ધ્યાનમાં રાખવાનું છે.

પ્રાંતિક ધારાસભાઓ, હિન્દી ધારામંડળ અને છેવટે રાજ્યસભા–કાઉન્સિલ ઑફ સ્ટેટ–એ ત્રણેની બાબતમાં મતાધિકારના ધોરણ વિષે ભલામણો કરવાનું આ કમિટીને સૂચવવામાં આવ્યું હતું. કમિટીના કાર્યનો નીચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છેઃ–

## પ્રાંતિક ધારાસભાઓની બાબતમાં.

( ૧ ) દરેક પ્રાંતમાં હાલ જેવી રીતે પરિસ્થિતિ હોય તેને અનુસરીને જેટલા બને તેટલા વિસ્તારવાળા મતાધિકાર આપવાના તથા જેટલી બને તેટલી વિસ્તારવાળી સભા ઉભી કરવાના ઇરાદાથી દરેક પ્રાંતમાં મતાધિકાર તથા મતક્ષેત્ર વિષે ભલામણ કરવી;

( ૨ ) બને તેટલી સીધી ચુંટણી માટે નયમો યોજવા;

( ૩ ) નીમાયલા સરકારી સભાસદોની સંખ્યા મુકરર કરવી;

( ૪ ) દરેક પ્રાંતિક ધારાસભાના કદ અને બંધારણ વિષે સંપૂર્ણ યોજના રજુ કરવી વગેરે.

## હિન્દી ધારામંડળની બાબતમાં.

( ૧ ) સુધારાના અહેવાલના ૨૭૩ થી ૨૭૫ સુધીના ફકરાઓમાં આંકડાઓનું જે ચોક્કસ પ્રમાણ સૂચવવામાં આવ્યું છે તેને ખાસ કરીને વળગી રહ્યા વિના તેમાંની ભલામણોને આધારે આ ધારામંડળનું બંધારણ રચવા વિષે સાગમાં સાગી યોજના સૂચવવી; અને ખાસ કરીને;

( ૨ ) સીધી ચુંટણી શક્ય છે કે કેમ તે વિષે સૂચના કરવી. જો તે શક્ય હોય તો મતાધિકાર અને મતદારમંડલ વિષે ભલામણ કરવી; જો તે શક્ય ન હોય તો આડકતરી ચુંટણી માટેની યોજના રજુ કરવી.

## રાજસભાની બાબતમાં.

( ૧ ) સુધારાના અહેવાલના ૨૭૭ મા ફકરામાં રજુ કરેલી યોજના અનુસાર આ મંડળ માટેની ચુંટણી વિષેની પદ્ધતિ બાબત ભલામણ કરવી; અને ખાસ કરીને;

( ૨ ) (અ) ૭ ખાસ મતદારમંડળો માટે મળતાં સાધનો વિષે તથા

(બ) ખાસ, મુસલમાન તથા જમીનદાર સભાસદો અને ત્યાં લગી આખા હિન્દના તે તે વર્ગના પ્રતિનિધિરૂપ અને તે માટે યોજના સૂચવવી.

## પ્રાંતિક ધારાસભાઓ.

ઉપર પ્રમાણેનું કાર્ય મતાધિકાર વિષેની કમિટીને સુપ્રત કરવામાં આવ્યું હતું. કમિટીએ આ બાબતોમાં જે સૂચનાઓ કરી છે તે હવે તપાસીશું. શરૂઆતમાં કમિટીના સભાસદો એવું કહે છે કે સ્ત્રીઓને મતાધિકાર આપી શકાશે નહિ. આપણે જાણીએ છીએ કે ખાસ કરીને મુંબઇમાં અને મદ્રાસમાં કેટલીક આગેવાન સ્ત્રીઓ રાજકીય ચળવળની બાબતમાં હાલમાં ઘણો આગળ પડતો ભાગ લેતી જાય છે. સ્ત્રીઓ બીજી બધી બાબતોમાં યોગ્ય અધિકાર માગે તે ભલે પણ રાજકીય બંધારણમાં પણ તેઓ મતાધિકાર માગે તે ઇચ્છવા જોગ છે કે કેમ તે વિષે કમિટીને ભારે શંકા ઉભી થઇ હતી; અને સ્ત્રીઓ વ્યવહારિક રીતે વિચાર કર્યા વિના માત્ર સામાન્ય સિદ્ધાંતથી જ મતાધિકારની માગણી કરે છે એ વિચારને આધારે કમિટીએ સ્ત્રીઓ માટેના મતાધિકાર નામંજુર કીધા છે. અમે જાણીએ છીએ કે પુરૂષો જેટલો ભાગ સ્ત્રીઓ રાજકીય વિષયોમાં લઇ શકતી નથી પણ તેમને અશક્ત ગણીને મતાધિકાર માટે નાલાયક ગણવી એ ઘણુંજ અઘટિત છે. ના. બૅનરજી તથા ના. શાસ્ત્રી જેવા સુધારકોએ આ બાબતમાં કમીટીના વિચારોથી વિરૂદ્ધતા કેમ નહિ દર્શાવી હોય એ સમજાતું નથી. ઉલટું કમિટીના એક અંગ્રેજ સભ્ય મી. હૉગે આ બાબતમાં જુદો અભિપ્રાય આપ્યો છે એ તેમને માનપ્રદ છે. મત આપવામાં રહેલી જવાબદારી સમજવામાં હજી પુરૂષ વર્ગ ઘણો પછાત છે તો પછી અભણ સ્ત્રી વર્ગને એ અધિકાર આપવાનાં તો સ્વપ્નાં પણ શાં રાખવાં એ વિચારે સ્ત્રીઓના મતાધિકાર ઉપર પાણી ફેરી વાળવામાં આવ્યું છે.

આ ઉપરાંત જે માણસ એકવીશ વર્ષથી ઓછી ઉમ્મરનો હશે, બ્રિટિશ પ્રજા કે હિન્દનો રહીશ નહિ હોય, અથવા જેના મગજની સ્થિતિ ખરાબ છે એવું મોબાદાર કોરટ નક્કી કરશે તેવા માણસોને પણ મત આપવાનો હક્ક રહેશે નહિ. હવે કેવા માણસ મત આપી શકે તે હવે જોઇએ.

## મતદારોની લાયકાતો.

આમાં સ્વભાવિક રીતે બે વિભાગ પાડવામાં આવ્યા છેઃ ૧. નગરક્ષેત્રો એટલે કે મ્યુનિસિપાલિટીઓ, કૅન્ટોન્મેન્ટો અને જાહેર કરેલાં ક્ષેત્રો;* તથા ૨. ગ્રામક્ષેત્રો.

* જાહેર કરેલાં ક્ષેત્રો એટલે કે નાનાં ગામોમાં સાદા સ્વરૂપે મ્યુનિસિપલ સ્વરાજ્ય ચાલતું હોય તેવાં નાનાં ગામ.

૧. શહેરની અંદર કે તેની આસપાસના બે માઇલના ઘેરાવામાં જે માણસ રહેતા હશે તેને તે મતક્ષેત્રના મતપત્રકમાં દાખલ કરવામાં આવશે: વળી

(અ) જે માણસ મુંબઈ શહેરમાં ઘરની માલીકી ધરાવતો હોય અથવા તો વરસે ઓછામાં ઓછું ૧૨૦ રૂપીઆ ભાડું ભરતો હોય, અથવા કરાંચી શહેરમાં ઘરની માલીકી ધરાવતો હોય અથવા વરસે દહાડે ૬૦ રૂપીઆથી ઓછું નહિ એટલું ભાડું ભરતો હોય તે; અથવા

(બ) એ અમુક ઇલાકાનાં બીજાં બધાં મ્યુનિસિપાલિટીઓમાં કૅન્ટોન્મેન્ટોમાં અને જાહેર કરેલાં ક્ષેત્રોમાં.

( ૧ ) જ્યાં અંદાજ કરીને કાઢેલી વાર્ષિક ભાડાની કિંમત ઉપર ઘર વેરો નાખવામાં આવ્યો હોય ત્યાં જે ઘરનો માલીક હોય અથવા તો જે ઓછામાં ઓછું ૩૬ રૂપીઆ જેટલું વાર્ષિક ભાડું ભરતો હોય અને પંચમહાલ કે રત્નાગિરિ જીલ્લામાં વાર્ષિક ૨૪ રૂપિઆનું ભાડું ભરીને ભાડે રહેતો હોય તે; અથવા જ્યાં અંદાજ કરીને કાઢેલી મૂળ થાપણની કિંમત ઉપર ઘર વેરો નાખવામાં આવ્યો હોય ત્યાં ઓછામાં ઓછી રૂ. ૧૫૦૦) જેટલી, અથવા તો પંચમહાલ કે રત્નાગિરિ જીલ્લામાં ઓછામાં ઓછી રૂ. ૧૦૦૦) જેટલી અંદાજી થાપણની કિંમતના ઘરનો માલીક હોય કે તેમાં રહેતો હોય તે: અથવા તો

( ૨ ) જ્યાં ઘર વેરો નાખવામાં ન આવ્યો હોય ત્યાં ઑક્ટ્રોય કે ટોલ સિવાયનો દર વર્ષે ઓછામાં ઓછો રૂ. ૩) જેટલો મ્યુનિસિપલ કર ભરતો હોય તે; અથવા

(ક) કરાંચી શહેર સિવાયનાં સિંધનાં મ્યુનિસિપાલિટીઓમાં, કૅન્ટોન્મેન્ટોમાં કે જાહેર કરેલાં ક્ષેત્રોમાં ઓછામાં ઓછા રૂ. ૩૬) જેટલી વાર્ષિક ભાડાની કિંમતના ઘરનો માલીક હોય કે તેમાં રહેતો હોય તે; અથવા

(ઙ) આવક વેરો ભરતો હોય તે; કે

(ઇ) હિન્દી લશ્કરનો રીટાયર થયલો કે પેન્શન ખાતો ( કમિશન્ડ કે નૉન કમિશન્ડ ) અમલદાર હોય તે; અથવા

(ફ) મ્યુનિસિપાલિટી, કૅન્ટોન્મેન્ટ કે જાહેર કરેલ ક્ષેત્ર ન હોય તો તેવા ક્ષેત્રમાં ગ્રામીય પત્રકમાં દાખલ થઇ શકે તે માટેની લાયકાત ધરાવતો હોય.

તે માણસને મત આપવાના અધિકાર આપવાની સૂચના કરી છે.

કમીટીએ જો ધાર્યું હોત તો આથી પણ વધારે લાયકાતો નિયત કરી શકત. પણ તેમ થયું નથી એ દિલગીરીની વાત છે. છતાં હાલની તકે આપણને જે સંકુચિત મતાધિકાર છે તેના કરતાં કંઇક અંશે વધારે છૂટ આ સૂચનાઓથી મળે છે એટલા પૂરતો સંતોષ માનીને આ ભલામણને આવકાર આપી શકાય. ઉપર શહેરોની બાબતમાં જે મતાધિકારની લાયકાતો જણાવી છે તેમાં મતદાર તે મતક્ષેત્રનો રહીશ હોવો જોઇએ એ શરત ચર્ચાસ્પદ છે. પ્રાંતિક ધારાસભામાં અમુક એક પ્રાંતનો કોઈ વિષય નીકળે

અથવા તો એવો કોઇ વિષય રજુ કરવાની જરૂર પડે તેવે વખતે તેવી દરખાસ્ત રજુ કરનાર માણસ જો તે લત્તાનો રહીશ હોય તો તે પોતાના ક્ષેત્રની સ્થિતિ સંપૂર્ણ રીતે જાણતો હોવાથી એ દરખાસ્ત વિષે પૂરેપૂરી બીનાથી ધારાસભાને વાકેફગાર કરી શકે. આથી જે માણસ જે જીલ્લામાં રહેતો હોય તે માણસ તે જ જીલ્લાનો પ્રતિનિધિ ધારાસભામાં થવાને ઉભો રહેવો જોઇએ એવું મત ઘણા લોકોએ કમિટીના સભ્યો સમક્ષ દર્શાવ્યું હતું. હાલની તકે પણ એવી જ સ્થિતિ છે. પણ મુસલમાનોનાં લોકલ બોર્ડનાં, મ્યુનિસિપલ અને જમીનદારોનાં મતક્ષેત્રોમાં ઉભો થતો ઉમેદવાર તે ક્ષેત્રનો રહીશ હોવો જોઇએ એવું બંધન ભવિષ્યની થનારી ધારાસભા માટે જો કરવામાં આવે તો અનુભવી અને શક્તિમાન લોકોની જે સેવા ધારાસભાને મળી શકે તે ન મળતાં ઉલટું હાથ ધરવામાં આવતા સુધારાની ફતેહ મોળી પડવાનો સંભવ રહે એમ ઘણાનું કહેવું ખરૂં છે. સંયુક્ત પ્રાંતો, આસામ અને બિહાર તથા ઓરિસ્સાની સરકારે આ લાયકાત વિષે ભાર દઇને માગણી કરી નહતી. પણ મુંબઇ બંગાળ, પંજાબ અને મદ્રાસની સરકારે એવો અભિપ્રાય આપ્યો હતો કે જેઓ જે ક્ષેત્રના પ્રતિનિધિ થવા ઇચ્છતા હોય તેઓ તે ક્ષેત્રના જ રહીશ ન હોય તો તેમને ઉમેદવાર તરીકે દાખલ કીધાથી નવા મતદારોનાં હક્કને ધોકો પહોંચવાનો ભય રહે છે. જીલ્લાવાર મતદારોનું બંધારણ કરવાનો એક હેતું એ છે કે, એથી સ્થાનિક હિતની બાબતોની હાજતોની અને વસ્તુસ્થિતિની જેમને જાણ હોય અને જેઓ આવી બાબતોનું ખરૂં પ્રતિનિધિત્વ ધરાવતા હોય એવા લોકોને ઉમેદવારી કરવાનું ઉતેજન મળે; વળી આજ સુધી રાજકીય બાબતોમાં કકો સરખો પણ ન જાણનારા ગામડાંના લોકો આવી રીતની ઉમેદવારી કરતા થાય એવી તકને બહારથી ઉમેદવારી કરવા આવતા લોકોને લીધે ધોકો પ્હોંચે, એ પણ ખરૂં. પરિણામે મતાધિકારથી જે કેળવણીના સંસ્કાર થવાનો સંભવ રહે છે તે નાબુદ થઇ જાય; અને પ્રાંતિક ધારાસભાને પ્રતિનિધિત્વ વાળી કરવા જતાં ઉલટું પ્રતિનિધિત્વ લુપ્ત થઇ જાય એ બને એમ છે આવુ પણ કેટલાકનું મત છે. આ ચર્ચાસ્પદ વિષય ઉપર બહુ વિચાર કીધા પછી કમિટીએ એવું નક્કી કીધુ છે કે મુબાઇ, પંજાબ અને મધ્ય પ્રાંતો એ ત્રણ પ્રાંતોમાં આ બંધન દાખલ કરવું, પણ બાકીના પ્રાંતોમાં તે દાખલ કરવું નહિ. આ બાબતમાં અમને પોતાને તો એમ લાગે છે કે કમિટીએ વધુમતિથી આ લાયકાત વિષે જે નિર્ણય આપ્યો છે તેમાં કમિટીની ભૂલ થાય છે. સર ફ્રાંક સ્લાય, મી. હેઇલી અને મી. હોગ એ ત્રણ જણે એમ કહ્યું હતું કે આ બંધન બધા પ્રાંતોમાં લાગુ પાડવું જોઇએ. અમારૂં એવું ધારવું છે કે સ્થાનિક લોકો જ પોતાના ક્ષેત્ર માટે ઉમેદવારી કરી શકે એ બંધન આકરૂં છે. કોઇ માણસને બીજા ક્ષેત્રમાં ઉમેદવારી કરવી હશે તો તે માણસને પ્રાંતમાં જઇને ત્યાંની વસ્તુસ્થિતિ વગેરેથી પૂરેપૂરો વાકેફગાર થવું પડશે. પોતે જે ક્ષેત્રના પ્રતિનિધિ તરીકે ઉભો થવા માગતો હોય તે પ્રાંતની બધી હકીકતોથી જ્યાં સુધી પોતે પૂરેપૂરો જાણકાર ન થયો હોય ત્યાં સુધી કોઇ માણસ ઉમેદવારી કરવા ઉભો થાયજ નહિ એ તો સાધારણ અક્કલથી પણ સમજી શકાય તેમ છે, અને પોતાના જ ક્ષેત્રની વસ્તુસ્થિતિ જ માણસ પૂરો જાણકાર હોઇ શકે ને બીજા ક્ષેત્રની વસ્તુસ્થિતિથી નજ હોઇ શકે એવો કોઇ નિયમ નથી. આથી આ જાતનું બંધન બીજ

જરૂરી અને હરકત કર્તા છે એટલા માટે તે દૂર કરાવવાને આપણે વેગભરી. ચળવળ કરવી પડશે. ઉમેદવારની આ લાયકાત ઉપરાંત બીજી લાયકાતો શી ગણી છે તે જરા જોઇ લઈશું.

## ઉમેદવારોની લાયકાત.

જે માણસ

(અ) બ્રિટિશ પ્રજા કે હિન્દમાંના કોઈ દેશી રાજ્યની પ્રજા ન હોય, અથવા

(બ) અમલદાર હોય અથવા

(ક) સ્ત્રી હોય, અથવા

(ડ) મોભાદાર કોરટે જેના મગજની સ્થિતિ વિષે ખરાબ મત આપ્યો હોય, અથવા

(ઇ) ૨૫ વર્ષ કરતાં ઓછી ઉમ્મરનો હોય, અથવા

(ફ) સર્ટિફીકેટ વિનાનો દેવાદાર કે અણછૂટેલો ઈન્સોલ્વન્ટ હોય, અથવા

(ગ) ગવર્નર ઇન કાઉન્સિલના મતે જે સંયોગોમાં નૈતિક અધોગતિ ગણાય તે સંયોગોમાં,

(૧) સરકારી નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યો હોય, કે (૨) ફોજદારી કોરટે જેને કેદની સજા કીધી હોય (આવી સજા પાછળથી ફેરવી નાખવામાં આવી ન હોય, કે પાછી ખેંચી લેવામાં આવી ન હોય, કે ગુન્હેગારને માફી ન આપવામા આવી હોય તો, ) અથવા

(હ) કોઇપણ મોભાદાર કોરટના હુકમથી કાયદાનું કામ કરનાર વકીલ તરીકે ખાતલ કરવામાં આવ્યો હોય અથવા જેને તે કામ મુલતવી રાખવાનો હુકમ કરવામાં આવ્યો હોય, અથવા

(જ) જે મતક્ષેત્ર માટે તે ઉમેદવારી કરતો હોય તેમાં મતદાર તરીકે જે રજીસ્ટર ન થયો હોય

તેવો માણસ જ પ્રાંતિક ધારાસભાના સભાસદ થવાને ઉભા થવાને નાલાયક ગણાશે.

## ગ્રામક્ષેત્ર.

ઉપર પ્રમાણે શહેરોમાંના મતદારોની લાયકાતો જોયા પછી હવે આપણે ગામડાંનાં ક્ષેત્રોમાં મતાદારોની જે લાયકાતો ગણી છે તે જોઈ જઇએ.

૨. જે માણસ એ ક્ષેત્રનો રહેવાશી હોય, અને

(અ) પોતાના જ હક્કથી કે ભાડુત તરીકે

(અ) પંચમહાલ અને રત્નાગીરી જીલ્લામાં ઓછામાં ઓછા રૂ. ૧૬ જેટલી જમીન મહેસુલની, અથવા

(આ) ખુદ ઈલાકામાં બીજે ઠેકાણે આવેલા જીલ્લામાં ઓછામાં ઓછા રૂ. ૩૨) જેટલી જમીન મહેસુલની અંકાયલી કે અંકાય એવી કિંમતવાળી પરમાલીકીની કે આપમાલીકી જમીન ધરાવતો હોય, અથવા

(ખ) સિંધ દેશમાં ભાડુત તરીકે નહિ પણ બીજી કોઇ રીતે જમીન ધરાવતો હોય અને જે જમીન ઉપર મતદારોનું પત્રક તૈયાર કરવા પહેલાંના પાંચ વર્ષ દરમ્યાન કોઇ પણ વર્ષે ઓછામાં ઓછા રૂ. ૩૨ જેટલી અથવા ઉપલા સિંધની સરહદના જીલ્લામાં ઓછા ઓછા રૂ. ૧૬ જેટલી જમીન મહેસુલ ભરવામાં આવી હોય, અથવા

(ક) જે આવક વેરો ભરતો હોય, અથવા

(ડ) હિન્દી લશ્કરનો રીટાયર થયલો કે પેન્શન ખાતો (કમિશન્ડ કે નોન-કમિશન્ડ) અમલદાર હોય

તેવા માણસને મત આપવાના અધિકાર આપવામાં આવશે એવી ભલામણ આ કમિટીએ કીધી છે. ખરી રીતે જોવા જઇએ તો આ વિભાગમાં પણ વધારે છૂટને સ્થાન રહે છે પણ નહિ મામા કરતાં કાણો મામા સારા એ ન્યાયે કમિટીની દરખાસ્તો કાંઇ ખોટી કે વખોડી કાઢવા જેવી નથી.

ત્યારે આ પ્રમાણેની લાયકાતો વાળા માણસો આખા હિન્દુસ્તાનમાં ગણતાં કમિટીએ વસ્તી અને મતદારોની સંખ્યાનો કોઠો તૈયાર કીધો છે તે નીચે મુજબનો છેઃ—

| પ્રાંત. | કુલ વસ્તી. | શહેરના મતાદારો. | ગામડાંના મતદારો. | કુલ મતાદારો. |
|---|---|---|---|---|
| મદ્રાસ ... .. | ૩૯,૮૭૭,૮૮૫ | ૩૨,૦૦૦ | ૫૧૦,૦૦૦ | ૫૪૨,૦૦૦ |
| મુંબાઇ ... ... | ૧૯,૫૮૦,૩૧૨ | ૧૪૯,૦૦૦ | ૫૦૪,૦૦૦ | ૬૫૩,૦૦૦ |
| બંગાળા ... .. | ૪૫,૦૬૩,૬૯૭ | ૧૦૬,૦૦૦ | ૧,૧૨૨,૦૦૦ | ૧,૨૨૮,૦૦૦ |
| સંયુક્ત પ્રાંતો... ... | ૪૭,૧૮૨,૦૪૪ | ૬૪,૫૦૦ | ૧,૪૧૯,૦૦૦ | ૧,૪૮૩,૫૦૦ |
| પંજાબ ... .. | ૧૯,૫૬૫,૦૧૩ | ૭૭,૦૦૦ | ૧૬૦,૦૦૦ | ૨૩૭,૦૦૦ |
| બિહાર અને ઓરીસા... | ૩૨,૪૮૫,૪૬૧ | ૫૮,૫૦૦ | ૫૧૭,૫૦૦ | ૫૭૬,૦૦૦ |
| મધ્ય પ્રાંતો ... ... | ૧૨,૨૬૯,૬૩૮ | ૩૯,૫૦૦ | ૧૨૦,૦૦૦ | ૧૫૯,૦૦૦ |
| આસામ ... ... | ૬,૦૦૦,૦૦૦ | ... | ... | ૪૦૦,૦૦૦ |

આ પ્રમાણે મતદારોની સંખ્યાનો કોઠો તપાસ્યો એટલે પછી બીજા કોને કોને ચુંટણીમાં ઉભા થવાના અધિકાર મળવાના છે તે જોવાનું રહે છે.

### ૩. યુરોપીયન મતદાર મંડળ.

જે માણસ યુરોપીયન હશે અને મતક્ષેત્રનો રહીશ હશે તથા શહેરના કે ગામડાના મતક્ષેત્ર માટે જણાવેલી લાયકાતો ધરાવતો હશે તેવા યુરોપીઅનને મતદારોના પત્રકમાં દાખલ કરવામાં આવશે. મુંબાઇ શહેર માટે એક અને બાકીના આખા ઇલાકાને માટે બીજી એક અથવા બે યુરોપીઅન ઉમેદવારોને જગ્યા મળશે.

### ૪. જમીનદારોનાં મતદાર મંડળ.

આ ઇલાકામાં આવાં ત્રણ મંડલ થશે. એક તો દક્ષિણના સરદારો માટે, બીજું

ગુજરાતના સરદારો માટે અને ત્રીજું સિંધના જાગીરદારો અને જમીનદારો માટે. ત્યારે અહીં પાછો સવાલ ઉભો થાય છે કે આ ચુંટણી કરવાનો હક્ક કોને મળશે? તો તેના જવાબમાં જણાવેલું છે કે, મુંબાઇ સરકારના પોલીટીકલ ડીપાર્ટમેન્ટના તા. ૨૩ જુલાઇ ૧૮૬૭ ના ઠરાવ નંબર ૨૩૬૩ મુજબ જે નામોની યાદી બહાર પાડવામાં આવેલી હતી તેમાં જેમનો સમાવેશ થતો હોય એવા દક્ષિણના સરદારો પોતામાંથી ચુંટણી કરી શકશે. વળી, મુંબાઇ સરકારના પોલિટિકલ ડીપાર્ટમેન્ટના તા. ૭૧ સપ્ટેમ્બર ૧૯૦૯ ઠરાવ નંબર ૬૬૬૫ મુજબ જે નામોની યાદી બહાર પાડવામાં આવી હતી તેમાં જેમનો સમાવેશ થતો હોય એવા ગુજરાતના સરદારો પોતામાંથી ચુંટણી કરી શકશે. આમ બે જગ્યાઓ માટેની ચુંટણીનો ફડચો નીકળ્યો. હવે ત્રીજી જગ્યા માટેની ચુંટણીનો સવાલ રહ્યો. એને માટે એવું જણાવ્યું છે કે—

(અ) સિંધમાં પહેલા અને બીજા વર્ગના જાગીરદારો, તથા

(બ) સિંધમાં મતદારોનું પત્રક તયાર થાય તે અગાઉનાં ત્રણ વર્ષો માટે જે જમીનદારોએ સાધારણ જમીન મહેસુલ તરીકે દર વર્ષે ઓછામાં ઓછા રૂ. ૧૦૦૦ રૂપીઆ ભર્યા હોય એવા જમીનદારો ત્રીજી જગ્યા માટે પોતામાંથી ચુંટણી કરી શકશે. એટલે કોઇ પણ મતક્ષેત્રમાં કોઇ પણ જમીનદાર એક કરતાં વધારે મત આપી શકશે નહિ એ ખુલ્લું છે; પછી ભલેને ઉપર જણાવેલી લાયકાતો પૈકી એક કરતાં વધારે લાયકાત તે ધરાવતો હોય.

### ૫. યુનિવર્સિટીનું મતદાર મંડળ.

જેઓનું રહેઠાણ હિન્દુસ્તાનમાં હોય એવા મુંબાઈ યુનિવર્સિટીની સેનેટના સભાસદો તથા તેના ઓનરરી ફેલો મુંબાઇ યુનિવર્સિટીનો પ્રતિનિધિ પોતામાંથી ચુંટી શકશે.

### ૬. વેપારઉદ્યોગનાં મતદાર મંડળ.

આ મંડળોની ચારવણી નીચે પ્રમાણે થઇ શકેઃ—

| નામ. | ચુંટાયલા પ્રતિનિધિની સંખ્યા. |
|---|---|
| મુંબાઇ ચેમ્બર ઑફ કૉમર્સ ... ... | ૨ |
| કરાંચી ચેમ્બર ઑફ કૉમર્સ ... ... | ૧ |
| બોમ્બે ટ્રેડઝ એસોસિયેશન ... ... | ૧ |
| બોમ્બે મિલઓનર્સ એસોસિયેશન ... | ૧ |
| અમદાવાદ મિલઓનર્સ એસોસિયેશન ... | ૧ |
| ઇન્ડિયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો ... | ૧ |

આ ઉપરાંત રૂના વેપાર માટેનો એક પ્રતિનિધિ ચુંટાશે એવી ગોઠવણ રાખી છે પણ તેને માટે એવી શરત દાખલ કરવામાં આવી છે કે જો ગવર્નર ઇન કાઉન્સિલની

એવી ખાત્રી થાય કે રૂના વેપારનું યોગ્ય પ્રતિનિધિત્વના ધરાવનારી મધ્યસ્થ એસોસિએશન સ્થપાઇ છે અને તેને ચુંટણીનો હક્ક આપવામાં હરકત આવે એમ નથી તો પછી તેવી એસોસિએશનને આવો હક્ક અપવામાં આવનાર છે ત્યાં સુધી તો નીમણુકથી આ વેપારના પ્રતિનિધિને સ્થાન આપવામાં આવશે. આપણે ઇચ્છીશું કે આપણા ઇલાકામાં રૂનો વેપાર ધમધોકાર ચાલે છે તો આવી કોટન એસોસિએશન સ્થાપીને રૂના વેપારીઓ પોતાના ધંધાની આબાદી માટે પ્રતીનિધિત્વ મેળવવાનો પ્રયત્ન કરશે

## જાતીય પ્રતિનિધિત્વ.

હવે આપણે જાતીય પ્રતિનિધિત્વનો પ્રશ્ન હાથમાં લઇશુ. ઇ સ ૧૯૧૬ માં લખ્નૌ ખાતે મળેલી ઇન્ડિયન નેશનલ કૅાન્ગ્રેસની તથા ઑલ-ઇન્ડિયા મુસ્લીમ લીગની મંયુક્ત બેઠકના બન્ને પક્ષોના રાજકીય પ્રતિનિધિઓએ જે સૂચના રજુ કરી હતી અને સુધારાના અહેવાલના ૧૬૩ મા ફકરામાં જેને વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સૂચનાને આધારે આ કમિટીએ મુસલમાન લોકોના જાતીય પ્રતિનિધિત્વને બહાલી આપી છે બંગાળા અને પંજાબ સિવાયના બીજા બધા પ્રાંતોમાં મુસલમાન લોકોની વસ્તી ઓછી છે તેમ તેમના મતદારો પણ જુજ છે. બંગાળામાં અને પંજાબમાં મુસલમાન લોકોની વસ્તી વધારે છે તો તેમના મતદારોની સંખ્યા ઓછી છે. એકંદરે જોતાં મુસલમાનોને પ્રતિનિધિત્વનો ખાસ હક્ક આપવો જોઇએ એવી સો સ્થાનેથી જબરી માગણી થઇ હતી તેને આ કમિટીએ મંજુર રાખી છે.

પંજાબમાં શીખ લોકો માટે પણ પ્રતિનિધિ મોકલવાની ખાસ મંજુરી આપવામા આવી છે. કમિટીએ તેમનુ જુદુ મતપત્રક બનાવવાની તથા તેમનુ જુદુ મતદારમંડળ ઉભું કરવાની ભલામણ કરી છે. વળી ઇન્ડિયન ક્રિશ્ચિયન, યુરોપીયન અને ઍંગ્લો-ઇન્ડિયન લોકો માટે પણ જુદા જાતીય મતદારમંડળો સ્થાપવા માટે કમિટીએ ભલામણ કીધી છે. આ બધું ખાસ કરીને આપણા ઇલ્લાકાને લગતું ન હોવાથી આપણે તેમાં વધારે ઉંડા ઉતરીશું નહિ. બંગાળાના અને આસામના મહિષ્યો, કલકત્તાના મારવાડીઓ, મધ્યપ્રાંતોના મહાર લોકો, મદ્રાસના ઉરીઆ લોકો મુંબાઇના પારસી લોકો વગેરે નાની નાની જાતોએ પણ જાતીય પ્રતિનિધિત્વ માટે માગણી કીધી હતી પણ તેને બહાલી આપવામાં આવી નથી એ જોઇ સંતોષ થાય છે. નામદાર હિંદી વજીરે અને આપણા નામદાર વાઇસરૅાયે પોતાના સંયુક્ત અહેવાલના ૨૨૬ મા ફકરામાં જણાવ્યું છે તે પ્રમાણે માત્ર સંખ્યાના અસાધારણ દબાણને લીધે ચુંટણીનું તંત્ર પડી ભાંગે એવો અસાધારણ વધારો કરવાથી દૂર રહેવું એ ઇચ્છવાજોગ છે. એ સૂચનાને આધારે પણ કમિટીનું આ વલણ આવકારદાયક લાગે છે. વળી, મદ્રાસના અબ્રાહ્મણ લોકોના પ્રતિનિધિત્વનો સવાલ પણ ઘણા જુના વખતનો અને ચર્ચાસ્પદ છે. એ સવાલને પણ કમિટીએ ઉડાવી દીધો છે તેને ...મે મદ્રાસના એ અબ્રાહ્મણ લોકોની ઉંચી આશાઓ પડી ભાંગી છે. આ બાબતમાં ... ચર્ચા કરવી એ યોગ્ય ધાર્યું નથી.

## પ્રાંતિક ધારાસભાઓનું બંધારણ.

ઉપર પ્રમાણે મતદારો તથા ઉમેદવારો ચુનટેલ તથા ચુનવાર[illegible]

તેની તપસીલવાર તપાસ કર્યા પછી હવે આપણે છેવટે પ્રાંતિક ધારાસભાઓના બંધારણ વિષે આંકડા સાથેનો કોઠો આપવાને શક્તિમાન થઇશું. કમિટીએ બધી બાજુનો વિચાર કરીને નીચે મુજબનો કોઠો તૈયાર કીધો છે. તેમાં ખાસ જોવાનું એ છે કે વસ્તીના પ્રમાણમાં સંખ્યા બધે ઠેકાણે સરખી રીતે જાળવવાનું બની શક્યું નથી ને બની શકે પણ નહિ. પ્રાંત પ્રાંતે સામાજિક અને આર્થિક સ્થિતિ જુદી જુદી હોય છે. આથી બની શકે તેટલું યોગ્ય પ્રતિનિધિત્વ દરેક પ્રાંતને મળી શકે એવી રીતે નીચે મુજબની ધારાસભાની જગ્યાઓની ગોઠવણ કરવાની ભલામણ કમિટીએ કીધી છે:—

| પ્રાંત. | સામાન્ય. | જાતીય. | જમીનદારો. | યુનિવર્સિટી. | વેપાર ઉદ્યોગ અને ખેતીવાડીનાં. | નીમેલા સભાસદો. | અમલદારો | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ ... ... | ૬૨ | ૧૮ | ૭ | ૧ | ૬ | ૬ | ૧૯ | ૧૧૮ |
| મુંબાઇ .. ... | ૪૬ | ૨૯ | ૩ | ૧ | ૮ | ૬ | ૧૮ | ૧૧૧ |
| બંગાળા... ... | ૪૨ | ૩૭ | ૫ | ૨ | ૧૫ | ૫ | ૨૦ | ૧૨૫ |
| સંયુક્ત પ્રાંતો ... | ૫૭ | ૨૮ | ૬ | ૨ | ૩ | ૫ | ૧૮ | ૧૧૮ |
| પંજાબ ... ... | ૧૮ | ૩૬ | ૪ | ૧ | ૨ | ૬ | ૧૬ | ૮૩ |
| બિહાર અને ઓરિસા. | ૪૬ | ૧૮ | ૫ | ૧ | ૩ | ૯ | ૧૬ | ૯૮ |
| મધ્યપ્રાંતો ... | ૪૦ | ૭ | ૩ | ૧ | ૨ | ૫ | ૧૨ | ૭૦ |
| આસામ... ... | ૧૯ | ૧૨ | ૨ | .. | ૬ | ૫ | ૬ | ૫૦ |

અહીં તો માત્ર મુંબાઈ ઇલાકાની વિગતો તપસીલવાર તપાસવાનો આપણો ઇરાદો હોવાથી મુંબાઇ ઇલાકા માટે જે નવી પ્રાંતિક ધારાસભાની યોજના આ કમિટીએ રજુ કરી છે તે તપસીલો આપણે અહીં ઉતારીશું. ઉપરના કોઠામાં જોવાથી જણાશે કે મુંબાઇ ઇલાકા માટે જુદી જુદી જાતની જગ્યાઓ મળીને કુલ ૧૧૧ જગ્યાઓ નિયત કીધી છે. તેની વિગત આ પ્રમાણે છે તે આપણે જોવાનું છેઃ—

**મુંબાઇની પ્રાંતિક ધારાસભાનું બંધારણ.**

| | |
|---|---|
| સામાન્ય પ્રતિનિધિઓ—શહેરના .. ... ... ... ... | ૧૧ |
| સામાન્ય પ્રતિનિધિઓ—ગામડાંના ... ... ... ... ... | ૩૫ |
| | ૪૬ |
| પ્રતિનિધિઓ—શહેરના ... ... ... ... ... ... | ૫ |
| પ્રતિનિધિઓ—ગામડાંના ... ... ... ... ... ... | ૨૨ |
| | ૨૭ |
| યુરોપીઅન સભાસદો ... ... ... ... ... ... | ૨ |
| જમીનદાર સભાસદો ... ... ... ... ... ... | ૩ |
| યુનિવર્સિટીના સભાસદો ... ... ... ... ... ... | ૧ |

વેપાર અને-ઉદ્યોગ ખાતે પ્રતિનિધિઓ—

| | |
|---|---|
| મુંબાઇ ચેમ્બર ઑફ કૉમર્સ ... ... ... ... ... | ૨ |
| કરાંચી ચેમ્બર ઑફ કૉમર્સ .. .. ... ... ... | ૧ |
| મુંબાઇ ટ્રેઇડ્ઝ એસોસિએશન... ... ... ... ... | ૧ |
| મુંબાઇ મિલઓનર્સ એસોસિએશન .. ... ... ... | ૧ |
| અમદાવાદ મિલઓનર્સ એસોસિએશન . ... ... ... | ૧ |
| ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર ઍન્ડ બ્યુરો .. ... ... ... | ૧ |
| કૉટન એસોસિએશન... .. . ... ... ... | ૧ |
| | ૮ |

નીમવાના સભાસદો—

| | |
|---|---|
| (૧) ઍંગ્લો-ઇન્ડિયનો . .. ... ... ... | ૧ |
| (૨) ઇન્ડિયન ક્રિશ્ચિયનો ... ... ... | ૧ |
| (૩) પછાત વર્ગો .. . ... ... ... | ૧ |
| (૪) મજુર વર્ગ ... ... ... ... | ૧ |
| (૫) બીજાઓ . . ... ... ... | ૨ |
| | ૬ |

અમલદારો—

| | |
|---|---|
| હોદ્દાદાર ... .. . . ... ... ... | ૪ |
| નીમાએલા... ... .. .. ... ... ... | ૧૪ |
| | ૧૮ |

| | |
|---|---|
| આની અંદર ગવર્નર પોતે કોઇ વિષયને માટે વધારેમાં વધારે આધારભૂત ગણાય એવા ( સરકારી કે બિનસરકારી ) ઇસમોને નીમી શકે તે ઉપરાંત . . . .. ... ... .. | ૨ |
| એકંદરે. | ૧૧૩ |

ગવર્નર તથા કાર્યકારિણી કાઉન્સિલના બે સભાસદો અને ઍડવોકેટ જનરલ હોદ્દાની રૂએ સભાસદો ગણાશે.

## [૨] હિન્દી ધારાસભા.

એ પ્રમાણે પ્રાંતિક ધારાસભા વિષે મુખ્યત્વે કરીને મુંબાઇ ઇલાકાને ઉદ્દેશીને વિચાર તથા તપાસ કીધા પછી હવે આપણે કમિટીના બીજા કાર્ય તરફ વળીશું કમીટીનું બીજું કાર્ય હિન્દી ધારાસભા વિષે ભલામણો રજુ કરવાનું હતું. આ હિન્દી ધારાસભા વિષે વિચાર કરતાં આપણે ત્રણ જાતની તપાસણી જોવી પડશે કારણ કે એમ કરવાથી જ મૂળ વસ્તુસ્થિતિ અને નવી યોજના ધારેલી વસ્તુસ્થિતિ વચ્ચેનો

તફાવત દેખાઇ આવે એમ છે. એ ત્રણ તપસીલો કઇ કઇ તો કે (૧) હાલની વડી ધારાસભાનું બંધારણ (૨) સુધારાના અહેવાલમાં જેની દરખાસ્ત રજુ કરેલી છે તે નવું હિન્દી ધારામંડળ અને (૩) આ કમિટીએ જે જાતનું હિન્દી ધારામંડળ સુચવ્યું છે તે. ત્યારે શરૂઆતમાં આપણે હાલની વડી ધારાસભાનું બંધારણ તપાસીશું:—

## હાલની વડી ધારાસભાનું બંધારણ.

| | |
|---|---|
| હોદ્દાની રૂએ નીમાતા સભાસદો. ... ... ... ... ... | ૭ |
| જે પ્રાંતમાં વડી ધારાસભા મળતી હોય તે પ્રાંતનો ઉપરિ અધિકારી. ... | ૧ |
| નીમાયલા સભાસદો—જેમાંના વધારેમાં વધારે ૨૮ સભાસદો સરકારી હશે, અને ત્રણ બિન સરકારી હશે. એ ત્રણ સભાસદો (૧) હિન્દી વેપારી વર્ગ (૨) પંજાબની મુસલમાન પ્રજા અને (૩) પંજાબના જમીનદારો એ ત્રણનું પ્રતિનિધિત્વ ધરાવશે. ... ... ... ... ... ... | ૩૩ |
| ચુંટાયલા સભાસદો ... ... ... ... ... ... ... | ૨૭ |
| કુલ... | ૬૮ |
| અથવા ગવર્નર જનરલને સાથે ગણી લેતાં. | ૬૯ |

## મતક્ષેત્રોની તથા ચુંટણીકારોની સંખ્યાની વિગત.

| | પ્રતિનિધિઓની સંખ્યા. | ચુંટણીદારોની સંખ્યા. |
|---|---|---|
| (૧) મદ્રાસના ગવર્નરની કાઉન્સિલના બિન સરકારી વધારાના સભાસદો ... ... ... ... ... ... | ૨ | ૨૬ |
| (૨) મુંબાઇના ગવર્નરની કાઉન્સિલના બિન સરકારી વધારાના સભાસદો ... ... ... ... ... ... | ૨ | ૩૫ |
| (૩) બંગાળાના ગવર્નરની કાઉન્સિલના બિન સરકારી વધારાના સભાસદો ... ... ... ... ... ... | ૨ | ૩૮ |
| (૪) આગ્રા–આઉધના સંયુક્ત પ્રાંતોના લેફટેનન્ટ ગવર્નરની કાઉન્સિલના બિનસરકારી સભાસદો... ... ... ... ... | ૨ | ૨૯ |
| (૫) પંજાબના લેફટેનન્ટ ગવર્નરની કાઉન્સિલના બિનસરકારી સભાસદો. | ૧ | ૧૫ |
| (૬) બર્માના લેફટેનન્ટ ગવર્નરની કાઉન્સિલના બિનસરકારી સભાસદો. | ૧ | ૯ |
| (૭) બિહાર–ઓરિસાના લેફટેનન્ટ ગવર્નરની કાઉન્સિલના બિનસરકારી વધારાના સભાસદો ... ... ... ... ... | ૧ | ૨૫ |
| (૮) આસામના કમિશનરની કાઉન્સિલના બિનસરકારી સભાસદો... | ૧ | ૧૫ |
| (૯) મધ્યપ્રાંતોના ચીફ કમિશનરની કાઉન્સિલના બિન સરકારી સભાસદો ... ... ... ... ... ... | ૧ | ૧૮ |
| (૧૦) મદ્રાસ ઇલાકાના જમીનદારો ... ... ... ... | ૧ | ૧૨૬ |
| (૧૧) મુંબાઇ ઇલાકાના જમીનદારો ... ... ... ... | ૧ | ૧,૨૧૯ |

(૧૨) બંગાળા ઇલાકાના જમીનદારો ... ... ... ... ૧ ૩૩૬
(૧૩) સંયુક્ત પ્રાંતોના જમીનદારો ... ... ... ... ૧ ૫૪૬
(૧૪) બિહાર ઓરિસાના જમીનદારો ... ... ... ... ૧ ૧૦૯
(૧૫) મધ્ય પ્રાંતોના જમીનદારો ... ... ... ... ૧ ૪૦
(૧૬) મદ્રાસ ઇલાકાના મુસલમાનો .. ... ... ... ૧ ૫૪૪
(૧૭) મુંબાઇ ઇલાકાના મુસલમાનો ... ... ... ૧ ૮
(૧૮) બંગાળા ઇલાકાના મુસલમાનો ... .. ... ... ૧ ૩૯૩
(૧૯) સંયુક્ત પ્રાંતોના મુસલમાનો ... . ... ... ૧ ૬૫૦
(૨૦) બિહાર ઓરિસાના મુસલમાનો ... ... ... ૧ ૩૦૬
(૨૧) બંગાળાની ચેમ્બર ઑફ કૉમર્સ .. ... ... ૧ ૧૯૦
(૨૨) મુંબાઇની ચેમ્બર ઑફ કૉમર્સ . ... ... ૧ ૧૧૯

આ ઉપરાંત પેટા કલમ ( ૧૩ ) માં જણાવેલા વર્ગના મુસલમાન સભાસદો પેટા કલમ (૧૮) માં જણાવેલા વર્ગની સાથે એકાંતરે એક સભાસદ ચુટે છે.

## સુધારાનાં અહેવાલ મુજબની યોજના.

ઉપર પ્રમાણેનુ હાલની વડી ધારાસભાનું બંધારણ જોયા પછી હવે આપણે સુધારાના અહેવાલમાં સૂચવેલી યોજના તપાસીશું. શરૂઆતમાં તો તે અહેવાલના ૨૭૩ થી ૭૫ સુધીના ફકરામાં જણાવ્યા પ્રમાણે હાલની વડી ધારાસભા રદ થાય છે ને તેને સ્થાને નવું હિંદી પ્રાંતમંડળ સ્થપાય છે. તેના આશરે ૧૦૦ સભાસદો રહેશે. એ પૈકી બે તૃતીયાંશ સભાસદો ચૂંટાશે અને એક તૃતીયાંશ સભાસદોને ગવર્નર જનરલ નીમશે. આ નીમાયલા સભાસદો પૈકી ઓછામાં ઓછા એક તૃતીયાંશ જેટલા સભાસદો બિન સરકારી રહેશે અને તેઓ ઓછી સંખ્યાવાળી કોમ કે મંડળના હિતનું પ્રતિનિધિત્વ સાચવવાના ઇરાદાથી નીમાશે. ઘણા ખરા પ્રાંતોમાં મુસલમાનોનું જાતીય પ્રતિનિધિત્વ ઉક્ત અહેવાલ કબૂલ રાખે છે. તેમજ પંજાબના સિખ લોકોનું પ્રતિનિધિત્વ પણ બહાલ રાખે છે. ચૂંટાયલા સભાસદોની વહેંચણી નીચે મુજબ કરવાની સૂચના કીધી છેઃ—

| પ્રાંતનું નામ. | પ્રતિનિધિઓની સંખ્યા. | પ્રાંતનું નામ. | સંખ્યા. |
|---|---|---|---|
| | ૧૧ | સંયુક્ત પ્રાંતો | ૧૦ |
| મદ્રાસ | ૧૧ | મધ્ય પ્રાંતો | ૫ |
| બંગાળ | ૧ | બર્મા | ૩ |
| ·જાબ | ૭ | આસામ | ૨ |
| ·િહ.ર અને ઓરિસા | ૭ | દિલ્હી | ૧ |

આમાં એવી ધારણા સુધારાના અહેવાલના રચનારા નામદારોએ રાખી છે કે યુરોપીઅન તથા હિન્દી વેપાર માટે તેમ જ મોટા જમીનદારો માટે આ સંખ્યામાં ખાસ પ્રતિનિધિત્વની ગોઠવણ થવી જોઇએ.

### મતાધિકાર વિષેની કમિટીની યોજના.

આમ જુદા જુદા મંડળો અને વર્ગોને પ્રતિનિધિત્વ આપવું એ કાંઇ સહેલી વાત નથી. તેમ જ સામાન્ય મતક્ષેત્રોના પ્રતિનિધિત્વ ઉપરાંત મુસલમાન અને હકીમ લોકોને જરૂરનું જાતીય પ્રતિનિધિત્વ આપવું એ પણ કાંઈ સહેલું નથી. અહેવાલમાંની યોજના પ્રમાણે અમલ કીધાથી કાં તો દરેક પ્રાંત માટે સૂચવેલી જગ્યાઓના પ્રમાણને આચકો આવે છે, અથવા તો ચૂંટાવાના સભાસદોની કુલ સંખ્યા વધી પડે છે. દેખીતી રીતે, સૂચવેલા જગ્યાઓના પ્રમાણને ધોકો પહોંચે એ ઇચ્છવાજોગ ન હોવાથી આ મતાધિકાર વિષે નીમાયલી કમિટીએ ચૂંટાયલી જગ્યાઓની કુલ સંખ્યામાં વધારો થવા દેવાનું યોગ્ય ધાર્યું છે. આથી સુધારાના અહેવાલમાં ચુંટવાની ૬૮ જગ્યાઓને સ્થાને આ કમિટી ૮૦ જગ્યાઓની ભલામણ કરે છે, તે નીચે પ્રમાણેઃ—

| પ્રાંત. | સામાન્ય | જાતીય. | | જમીનદારો. | | | યુરોપિયન વેપારીઓ | હિન્દી વેપારીઓ. | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | મુસલમાન. | શીખ. | સામાન્ય. | મુસલમાન. | સીખ. | | | |
| મદ્રાસ. .. | ૭ | ૨ | ... | ૧ | ... | ... | ૧ | ૧ | ૧૨ |
| મુંબાઇ. ... | ૪ | ૩ | ... | ૧ | ૧ | ... | ૧ | ૨ | ૧૨ |
| બંગાળા. ... | ૫ | ૩ | ... | ૧ | ૧ | ... | ૨ | ૧ | ૧૩ |
| સંયુક્તપ્રાંતો... | ૬ | ૩ | ... | ૧ | ૧ | ... | ૧ | ... | ૧૨ |
| પંજાબ. ... | ૨ | ૪ | ૧ | ... | ૧ | ૧ | ... | ... | ૮ |
| બિહાર-ઓરિસા | ૬ | ૨ | ... | ૧ | ... | ... | ... | ... | ૯ |
| મધ્ય પ્રાંતો ... | ૪ | ૧ | ... | ... | ... | ... | ... | ... | ૫ |
| આસામ,. ... | ૧ | ૧ | ... | ... | ... | ... | ૧ | ... | ૩ |
| દિલ્હી. ... | ૧ | ... | ... | ... | ... | ... | ... | ... | ૧ |

બર્મા માટે અનામત...... ૪

એકંદરે...... ૮૦

અર્થાત્ મતાધિકાર વિષે નિમાયલી આ કમિટીની યોજના પ્રમાણે જોતાં નવા હિન્દી ધારામંડળનું બંધારણ નીચે પ્રમાણેનું રહેશેઃ—

| | | |
|---|---|---|
| ચૂંટાયલા સભાસદો... ... ... ... | | ૮૦ |
| નીમવાના સભાસદો... ... ... ... | | ૧૪ |
| અમલદારો— | | |
| હોદ્દાવાળા સભાસદો... ... ... | ૭ | |
| નીમાએલા.... ... ... ... | ૧૯ | ૨૬ |
| | | ૧૨૦ |

અથવા ગવર્નર જનરલને સાથે ગણતાં. ૧૭૧

## રાજસભા.

હિંદી ધારામંડળમાં પ્રજાકીય સભાસદોની વધુમતિ હોવાથી ત્યાં સરકાર ધારેલા કાયદા પસાર ન કરાવી શકે તે માટે બીજી સભા—રાજસભા ( Council of State ) રીપોર્ટમાં યોજવામાં આવી છે. આ સભા તો સરકારનો નિર્ણય બરાબર અમલમાં મુકી શકે તે માટે હાલની પ્રાંતિક ધારાસભાઓની માફક, માત્ર બીન અમલદાર સભાસદોની જ નહિ પણ અમલદારોની જ વધુ સંખ્યા તેમાં હોવી જોઇએ: તે મુજબ રીપોર્ટમાં સૂચવ્યું હતું કે રાજસભામાં ૨૧ ચુંટાયલા અને ૪ નીમાયલા મળીને ૨૫ બીન અમ-અમલદાર સભ્યો અને ૨૫ અમલદારો મળીને કુલ ૫૦ સભાસદો હોવા જોઇએ. આમાંથી ચારે બીન અમલદાર સભાસદો ચુંટાયલા સભાસદોની તરફ મત આપે તો પણ ૨૫ અમલદાર અને વાઇસરોય મળીને ૨૬ ગૃહસ્થો સરકારની ધારણા બર લાવી શકે. આ એકવીસ પૈકી પંદર જુદી જુદી ધારાસભાના બીન અમલદાર સભાસદો તરફથી ચુંટાવા જોઇએ—બ્રહ્મદેશ, મધ્ય પ્રાંત અને આસામમાંથી એકેક અને બાકીના તમામમાંથી બે બે ચુંટાય અને મુસલમાન જમીનદારો અને વેપારી મંડળો એ દરેક તરફથી બેબે નીમાય એમ રીપોર્ટમાં સૂચવ્યું છે.

આ વિષે કમિટીની વિગતવાર દરખાસ્ત નીચેના કોઠામાં જોવામાં આવશે:—

| પ્રાંત. | સામાન્ય સભાસદો તરફથી | મુસલમાન સભાસદો તરફથી. | શીખ. | જમીનદારો. | કુલ. |
|---|---|---|---|---|---|
| મદ્રાસ. ... | ૨ | ૧ | ... | ... | ૩ |
| મુંબાઇ. ... | ૨ | ૧ | ... | ... | ૩ |
| બંગાળા. ... | ૨ | ૧ | ... | ૧/૨ | ૩૧/૨ |
| સંયુક્ત પ્રાંત. ... | ૧ | ૧ | ... | ૧ | ૩ |
| પંજાબ. .. | ૧ | ૧ | ૧ | ... | ૩ |
| બીહાર અને ઓરિસા. ... | ૧ | ૧ | ... | ૧/૨ | ૨૧/૨ |
| મધ્ય પ્રાંત. .. | ૧ | ૧/૨ | ... | ... | ૧૧/૨ |
| આસામ. ... | ૧ | ૧/૨ | ... | ... | ૧૧/૨ |
| કુલ. .. | ૧૧ | ૭ | ૧ | ૨ | ૨૧ |

* જ્યાં ૧/૨ સભાસદ ચુંટવાનું જણાવ્યું છે તે પ્રાંતોમાંથી એકેક વર્ષને આંતરે એક સભાસદ ચુંટાશે એમ સમજવું.

આમાં યુરોપીયન વેપારી મંડળો તરફથી બે અને બ્રહ્મદેશ તરફથી એક ઉમેરવામાં આવે તો ચુંટાયલા સભાસદોની કુલ સંખ્યા ચોવીસની થાય છે. આમ રીપોર્ટની અને કમીટીની સૂચનાઓ વચ્ચે ઘણું અંતર જોવામાં આવે છે. ચુંટવાના એકવીસ સભાસદો પૈકી પંદર ધારાસભાના તમામ સભાસદો તરફથી ચુંટવાનું રીપોર્ટમાં જણાવ્યું છે, ત્યારે અહીંઆ કુલ ચોવીસ પૈકી માત્ર અગીયાર જ આમ ચુંટાવવાનો ઇરાદો રાખ્યો છે. આમ સામાન્ય મતદારો તરફથી આશરે સીત્તેર ટકા જેટલા સભાસદને બદલે માત્ર પચાસ ટકા ચુંટાવવાની કમીટી સૂચના કરે છે. બીજી પાસ એકવીસમાંથી ફક્ત બેજ સભાસદોને આખા હિંદમાંથી મુસલમાન કોમના પ્રતિનિધિ તરીકે ચુંટાવાની દરખાસ્ત રીપોર્ટમાં કરી છે, ત્યારે કમીટી ચોવીસમાંથી સાત ગૃહસ્થોને બધા પ્રાંતોના મુસલમાન સભાસદો તરફથી ચુંટાવવાનો આશય રાખ્યો છે. અલબત એમ કહી શકાય કે લખનૌની સંધી મુજબ ૩૩ ટકા જેટલા મુસલમાનો ચુંટાવા જોઇએ એટલે આ પ્રમાણ વધારે નથી. પણ આ સભાનાં ખાસ લક્ષણો વિચારતાં આ પ્રમાણને અહીંઆ પણ ચુસ્તપણે પાળવામાં ન આવ્યું હોત તો ગંભીર અન્યાય ન થાત. આ ઉપરાંત બીજી એ બાબત ખાસ ધ્યાન ખેંચે છે કે જ્યારે મુસલમાનોનું યોગ્ય પ્રતિનિધિત્વ જાળવવા માટે રીપોર્ટમાં સૂચવેલી સંખ્યાઓમાં જરૂરી જણાતા ફેરફાર કરવામાં આવ્યા છે, ત્યારે વેપારી મંડળો તરફથી બેજ ગૃહસ્થોને ચુંટાવવાની મુળ દરખાસ્ત અહીંઆં કાયમ રાખવામાં આવી છે. અમને જોઇને વિશેષ આશ્ચર્ય થાય છે કે બંને ગૃહસ્થોને અંગ્રેજી વેપારી મંડળો તરફથી જ ચુંટાવવાની દરખાસ્ત કમીટીએ કરી છે; જ્યારે આપણે ખાત્રીથી એમ માની શકીએ કે રીપોર્ટના લેખકોનો આશય એકને હિંદી વેપારી મંડળ તરફથી અને એકને અંગ્રેજી વેપારી મંડળ તરફથી ચુંટાવવાનો આશય હશે. આ ત્રણે બાબતોમાં કમીટીએ સૂચવેલા સંખ્યાપ્રમાણમાં સુધારા કરાવવાની જરૂર છે.

૨૧ ને બદલે ૨૮ સભાસદોની ચુંટણીની સુચના કમીટીએ કરી છે. એટલે તેને અનુસરીને નીમવાના સભાસદોનું પ્રમાણ કાયમ રાખવામાં આવ્યું છે. ત્યારે અમલદારોની સંખ્યા સ્વાભાવિક રીતે ૨૮ ની કરવામાં આવી છે. આમ કુલ ૫૦ ને બદલે ૫૬ સભાસદોની રાજસભા બનશે.

આ સભાની ચુંટણી માટે પણ દરેક પ્રાન્તમાંથી સામાન્ય મતદારમંડળો તરફથી સીધી ચુંટણી કરાવવાનું અશક્યજ છે. એટલે અહીઆં પણ હિંદી ધારાસભાની માફક દરેક પ્રાન્તની ધારાસભાના બીન અમલદાર અથવા કોમી સભાસદો તરફથી ચુંટણી કરાવવાની સૂચના કરવામાં આવી છે. માત્ર જમીનદારોના સબંધમાં જેમને પ્રાન્તિક ધારાસભામાં ખાસ પ્રતિનિધિ નીમવાની સત્તા આપવામાં આવી હોય તેમને અહીંઆં પણ ચુંટણીનો હક આપવાનું સૂચવવામાં આવ્યું છે. જેઓ પ્રાન્તિક ધારાસભાના સભાસદ થવાને લાયક હોય તેઓ આ સભાના પણ સભાસદ થઇ શકશે.

આ કમીટીની સૂચનાઓ વિષે વિગતમાં કંઇક કંઇક ટીકા કરવાનો અવકાશ રહે છે. પણ તે એકંદરે સંતોષકારક છે. તો આપણા આગેવાનો જે ખાસ સૂચનાઓ કરે તે ધ્યાનમાં લઈને આ કમીટીની દરખાસ્તને જ નિયમોમાં મુર્તિમંત કરવા આપણે સરકારને વિનંતિ કરીશું.

ભરતરામ ભાનુસુખરામ મહેતા.

# સ્વદેશી વ્રત અને કાપડ.

ગયા અંકમાં આ વિષે પ્રકટ થયેલા લેખમાં નીચેના આંકડા મૂકવાના રહી ગયા હતા તે અહીં પ્રકટ કર્યા છે:—

પરદેશથી નીચે મુજબ કાપડ ૧૯૧૨-૧૩ તથા ૧૯૧૬-૧૭ માં હિન્દમાં આયાત થયું હતું:—

| કાપડની વિગત | | ૧૯૧૨-૧૩ | ૧૯૧૬-૧૭ | ૧૯૧૨-૧૩ કિંમત પાઉન્ડમાં. | ૧૯૧૬-૧૭ (રૂ. ૧૫=૧ પૌ.) |
|---|---|---|---|---|---|
| ખનુસ ધાબળી | રતલ | ૧૫૩૭૨૦૮૪ | ૧૭૦૩૬૨૧ | ૫૪૩૮૧૪ ,, | ૧૧૩૩૯૪ ,, |
| કેનવાસ | વાર | ૪૦૧૫૭૫ | ૩૧૬૫૨૪૫ | ૧૫૩૪૬ ,, | ૯૦૬૦૬ ,, |
| રૂમાલ, શાલ | નંગ | ૨૭૧૩૬૩૮૫ | ૮૩૮૫૬૮૭ | ૩૩૨૪૭૩ ,, | ૧૧૯૨૦૫ ,, |
| હોઝીઅરી | | ... | .. | ૬૧૧૮૦૫ ,, | ૯૪૨૨૬૩ ,, |
| લેઇસ | વાર | ૨૧૭૪૯૦૯ | ૨૩૯૩૬૩૨ | ૪૪૬૮૪ ,, | ૧૦૦૪૯૬ ,, |
| ચાદર વગર ધોયેલી | વાર | ૩૮૧૨૪૩૬ | ૧૬૪૭૧૧૫ | ૬૧૧૮૬ ,, | ૩૧૧૫૯ ,, |
| કાર્ગીઓનીઆં, સાડી | વાર | ૭૨૪૦૮૮૫૩૦ | ૫૨૦૧૬૦૭૯૯ | ૮૧૦૦૦૦૫ ,, | ૬૭૭૪૭૫૫ ,, |
| ડ્રીલ જીન | વાર | ૨૮૭૬૬૮૧૭ | ૨૧૧૭૧૪૫૬ | ૪૩૧૧૬૧ ,, | ૭૭૩૬૧૮ ,, |
| જેકોનેટ | વાર | ૧૪૧૯૯૯૫૯૧ | ૮૨૯૩૫૦૧૪ | ૧૪૦૭૫૬૮ ,, | ૧૦૫૮૦૦૯ ,, |
| લોંગક્લોથ શર્ટીંગ | વાર | ૬૨૨૧૩૩૭૨૬ | ૧૮૪૯૧૯૩૬૪ | ૬૫૯૬૮૭૫ ,, | ૨૪૪૯૭૯૦ ,, |
| ટી.ક્લોથ ડુમેસ્ટીક | વાર | ૧૦૨૬૮૪૩૭ | ૧૨૦૬૩૦ | ૮૭૧૧૪ ,, | ૨૩૦૮ ,, |
| કુલ વગર ધોયેલું | | | | | |
| બ્રીટીશ એમ્પાયર | વાર | ૧૫૧૩૯૯૪૦૮૧ | ૭૬૨૪૭૩૦૧૯ | ૧૬૪૦૭૦૮૭ ,, | ૯૯૩૬૦૮૫ ,, |
| ઇતર દેશાવર | વાર | ૨૧૧૩૫૪૬૪ | ૮૪૫૧૬૭૪૬ | ૩૮૪૯૯૦ ,, | ૧૩૧૦૪૧૬ ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| એકંદરે વગર ધોયેલો માલ | | ૧૫૩૫૧૨૯૫૪૫ | ૮૪૬૯૮૯૭૬૫ | ૧૬૭૪૨૦૮૬,, | ૧૧૨૪૬૫૦૧ ,, |
| ધોયેલો માલ | | | | | |
| માદર | વાર | ૧૮૪૬૫૪૧ | ૧૫૩૭૮૧૬ | ૨૨૦૬૩ ,, | ૨૨૨૩૭ ,, |
| ચેક | ,, | ૧૩૦૮૭૩૬૯ | ૧૧૧૬૯૩૩૬ | ૧૬૫૩૫૮ ,, | ૧૮૭૪૩૬ ,, |
| ધોતીઆ સાડી | ,, | ૭૩૩૯૧૬૨૨ | ૬૩૪૯૬૧૮૨ | ૯૧૯૧૭૯ ,, | ૯૭૧૮૪૮ ,, |
| ડ્રીલ જીન | ,, | ૭૨૦૦૮૩૬ | ૬૮૭૯૬૨૨ | ૧૩૮૭૯૩ ,, | ૧૭૯૭૧૬ ,, |
| જેકોનેટ | ,, | ૨૨૬૨૪૨૭૫૨ | ૧૮૧૧૦૧૦૮૨ | ૨૭૯૨૧૨૫ ,, | ૨૭૩૭૪૭૩ ,, |
| લોંગ ક્લોથ | ,, | ૧૭૯૮૯૩૩૬ | ૧૨૩૧૭૯૯૯૦ | ૨૩૩૩૬૩૦ ,, | ૨૦૦૨૧૭૭ ,, |
| નેનસુખ | ,, | ૨૩૫૮૬૯૭૬૫ | ૧૮૮૯૮૫૫૯૪ | ૨૨૨૫૭૯૭ ,, | ૧૮૩૬૧૬૧ ,, |
| કુલ ધોયલો | | | | | |
| ઈંગ્લાંડ | ,, | ૭૫૫૭૩૬૯૩૨ | ૫૮૨૨૧૮૬૫૮ | ૮૭૫૬૪૭૫ ,, | ૮૩૫૯૦૮૯ ,, |
| બ્રીટીશ એમ્પાયર | ,, | ૭૫૬૨૮૫૧૬૨ | ૫૮૨૭૭૩૨૦૭ | ૮૭૭૬૭૩૧ ,, | ૮૩૭૧૩૭૪ ,, |
| ઇતર દેશાવર | ,, | ૧૨૪૭૨૯૮૨ | ૭૦૫૯૭૬૩ | ૨૪૦૭૫૮ ,, | ૧૫૭૬૩૮ , |
| કુલ | ,, | ૭૬૮૭૫૮૧૪૪ | ૫૮૯૮૩૨૯૭૦ | ૯૦૧૭૪૮૯ ,, | ૮૫૨૯૦૧૨ ,, |
| રંગીન | | | | | |
| ઈંગ્લાંડ | ,, | ૬૩૭૬૫૯૫૩૯ | ૪૦૩૭૨૧૩૯૦ | ૮૨૩૪૨૦૨ ,, | ૮૪૮૨૦૫૧ . |
| બ્રીટીશ એમ્પાયર | ,, | ૬૩૯૧૫૫૬૫૫ | ૪૦૫૧૬૨૧૯૧ | ૮૨૭૫૯૬૪ ,, | ૮૫૧૮૬૪૮ ,, |
| ઇતર દેશાવર | ,, | ૪૩૦૫૬૦૭૩ | ૪૯૭૯૭૦૦૦ | ૧૧૭૨૬૮૮ ,, | ૧૫૪૦૨૭૩ ,, |
| કુલ એકંદરે | ,, | ૬૮૨૨૧૧૬૨૮ | ૪૫૪૯૫૯૧૯૧ | ૯૪૪૮૬૫૨ ,, | ૧૦૦૫૮૯૨૧ ,, |
| કેન્ટ | ,, | ૩૬૪૩૦૦૪૦ | ૪૧૭૩૯૬૫૨ | ૩૨૮૪૧૧ ,, | ૫૯૬૪૭૯ ,, |
| કાપડ | | | | | |
| ઈંગ્લાંડ | વાર | ૨૯૪૧૮૯૯૧૩૨ | ૨૭૮૬૧૩૭૯૧૬ | ૩૩૭૧૫૩૦૦ ,, | ૨૭૩૩૦૦૧૧ ,, |
| બ્રીટીશ એમ્પાયર | ,, | ૨૯૪૪૮૨૬૬૩૨ | ૨૭૮૮૫૯૪૩૫૫ | ૩૩૭૮૧૮૨૬ ,, | ૨૭૩૭૫૭૨૪ ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| જાપાન | વાર | ૫૮૮૦૭૨૩ | ૧૦૦૧૨૨૫૧૬ | ૭૩૩૯૬ ,, | ૧૬૨૧૧૯૭ , |
| ઇતર દેશાવર | ,, | ૭૭૭૦૨૮૨૫ | ૧૪૪૯૨૭૨૨૩ | ૧૭૫૪૮૧૨ ,, | ૩૦૪૫૧૮૬ ,, |
| કુલ એકંદરે | ,, | ૩૦૨૨૫૨૯૪૫૭ | ૧૯૩૩૫૨૧૫૭૮ | ૩૫૫૩૬૬૩૮ ,, | ૩૦૪૩૦૯૧૩ ,, |
| સીવવાનો દોરો | ,, | ૧૩૯૩૯૭૭ | ૨૭૫૯૬૮૧ | ૨૨૯૩૩૪ ,, | ૩૫૭૯૦૦ ,, |

ધીરજલાલ છગનલાલ મોદી.

---

# નોંધ.

## રોલેટ કાયદો—ત્રણ માસ પછી.

રોલેટ કાયદો હિંદી ધારાસભામાં પસાર થયો તે પછી આશરે ત્રણ માસ થઈ ગયા છે. તે કાયદો પસાર થયા પછી તરતજ ધારાસભાના એક સભાસદે જે ભવિષ્ય વાણી ઉચ્ચારી હતી તે ખરી પડી અને દેશના એક છેડાથી બીજા છેડા સુધી એવી ચળવળ અને અસંતોષ વ્યાપી રહ્યો કે જે બંગાળના ભાગલા પછી ભાગ્યેજ આપણા જોવામાં આવ્યો છે. મહાત્મા ગાંધીજીએ અને તેમના પ્રમાણમાં જુજ અનુયાયીઓએ આ કાયદો રદ કરવામાં ન આવે તો તે અને તેની સાથે બીજા જે કંઇ કાયદા કમીટી ઠરાવે તેનો વિનયપૂર્વક નિરાદર કરવાની પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞા ઉપર પોતાની સહી આપવાની હિમત કરનાર માણસોની સંખ્યા જુજ હતી તોપણ દેશના હજારો અને લાખો માણસોને તેમાં ભારે રસ પડયો, અને જો કે તેઓ સત્ય અને અહિંસાના સિદ્ધાંતને થોડા જ સમજ્યા હશે તો પણ સશસ્ત્ર સરકારના એક ભયંકર અને જુલમી કાયદાને રદ કરવવાનો આ રામબાણ ઉપાય તેમને લાગ્યો. આમ પ્રજામત ઘણો જ જાગ્રત થયો હતો તેવામાં ગાંધીજીએ આખા દેશના સ્ત્રીપુરૂષોને છઠ્ઠી એપ્રીલનો દિવસ શોક અને માનભંગના દિવસ તરીકે ઉજવવાની અને તે માટે હડતાલ પાડવાની તથા ચોવીશ કલાકનો ઉપવાસ કરવાની તેમજ સભામાં મળી રોલેટ કાયદો રદ કરવાને પ્રાર્થના કરવાની સૂચના કરી. આ સૂચનાનો જે ઉત્તર પ્રજાએ આપ્યો તેથી છઠ્ઠી એપ્રીલનો દિવસ આપણી રાજકીય તવારીખમાં સોનેરી અક્ષરે લખાશે. મોટા શહેરોમાં તેમજ નહાના મોટા ગામ તથા ગામડાઓમાં જેવી સંપૂર્ણ હડતાળ પાડવામાં આવી હતી અને પ્રજાના જે મોટા સમુહે ઉપવાસ પાળ્યો હતો તેમ જ જે મોટા સરઘસો અને જે ગંજાવર સભાઓ તે દિવસે જોવામાં આવ્યાં હતાં તેનો જોટો વધારેમાં વધારે વૃદ્ધ માણસે પણ નીહાળ્યો નહતો. તે દિવસે રોલેટ કાયદા સામે પ્રજાની લાગણીનું અસાધારણ અને અદ્ભુત દર્શન થયું અને તે પરમ સાત્વિક અને શાંત હતુ તેથી તેની કીમત સરકાર તેમજ પ્રજાને માટે ઘણીજ વધી ગઇ એ નિઃશંક છે. પ્રજાના પ્રતિનિધિઓની અને પ્રજાની સંમતિ એ કોઇ પણ કાયદાનો વધારેમાં વધારે મજબુત આધાર છે અને જે કાયદાની સામે પ્રજામત આટલો બધો ઉંડો વ્યાપક અને તીવ્ર

હોય તેને માટે બીજા ગમે તેવા કારણ હોય તોપણ તે કોઇ સમજુ અને દુરદર્શી સરકારે પસાર કરવો અથવા કાયમ રાખવો જોઇએ નહિ.

રોલેટ કાયદા વિષે આપણી આ મુખ્ય દલીલ છે અને એપ્રીલ માસની દશમીથી તે ચૌદમી તારીખ સુધીમાં જે બનાવ પંજાબ અને ગુજરાતમાં મુંબઇ અને કલકત્તામાં બન્યા છે, તેને લીધે કંઇક ડહાપણભરેલાં સંયમથી અને કંઇક સત્તાના ભયથી જો કે પહેલાના જેટલો અસંતોષ બહાર દર્શાવવામાં આવતો નથી તો પણ તે પહેલાંના કરતાં વધારે ઉંડો અને વધારે તીખો થયો છે, એ વિષે કાંઇપણ શંકા નથી. પ્રજાના ઉછળતા અસંતોષની લાગણી મહાત્મા ગાંધીજીના તરફના અંગતભાવથી કેટલીક જગ્યાએ સળગી ઉઠી એટલે સરકારે પણ પોતાનો ભાવ ભજવવામાં મણા રાખી નથી. તોફાન સમાવવાને માટે બંદુકોની જરૂર પડી હશે પણ મશીનગન અને એરોપ્લેનના દેખાવ અને ઉપયોગમાં સુલેહ જાળવવાના દેખીતા હેતુ ઉપરાંત સારા હિંદુસ્તાનની પ્રજાના અંતઃકરણને ભયથી વિહ્વળ બનાવી દેવાનો આશય જોવામાં આવે છે. અને છતાં જો કે લોકોની જીભ કંઇક દબાઈ હશે પણ અંતઃકરણ નમ્યું નથી. તેવીજ રીતે વર્તમાનપત્રો ઉપર દાબ બેસાડવા માટે આખા હિંદુસ્તાનમાં લગભગ બધા પ્રાંતોમાં મુખ્ય અંગ્રેજી તથા દેશી ભાષાના છાપાઓની સામે છાપાઓના કાયદા મુજબ કંઇ કંઇ હુકમો કરવામાં આવ્યા છે. આથી કોઇ વર્તમાનપત્રો બંધ થયા હશે પણ આવો અન્યાયી જુલમ કરવામાં જો હિંદના વર્તમાનપત્રોનો રોષ અને અસંતોષનો સુર દાબી દેવાની મુરાદ સરકારે રાખી હોય તો તે વ્યર્થ ગઇ છે એ સૌ સ્પષ્ટ રીતે જોઇ શકશે. તોપ અને વીમાન, લશ્કરી કાયદા અને લશ્કરી કમીશન, છાપખાનામાં અને રાજ્યદ્રોહના વ્યાપક કાયદા—એ સૌ શસ્ત્રોના અગ્નિમાંથી પસાર થતાં હિંદી પ્રજા કંઇક વિકલ કે ગાભરી બની ગઈ છે. પણ તે વધારે શુદ્ધ અને પાવન, વધારે શાંત અને સંયમી છતાં તે વધારે દઢ અને નિશ્ચયી પણ બની છે. આમ હિંદી પ્રજાનો રોલેટ કાયદા સામે વિરોધ ગયા બે મહિનાના બનાવોથી ઘટ્યો નથી પણ વધ્યો છે—તેનું બાહ્ય પ્રદર્શન ઓછું થાય છે, પણ તે જીગરમાં વધારે ઉંડા જળે છે.

હવે એ વિચારીએ કે પ્રજાના અત્યાચારથી કે સરકારની હકુમતથી રોલેટ કાયદાની જરૂરીઆત પુરવાર થઇ શકે કે નહિ. આપણે જાણીએ છીએ કે એપ્રીલ માસમાં જે કમનસીબી કેટલેક સ્થળે ઓચીંતી થઇ તેને દબાવી દેવાને સરકારે લશ્કરનો અને લશ્કરી કાયદાનો તેમજ લશ્કરી કોરટનો ઉપયોગ કર્યો છે. બીજી પાસ કોઇપણ પ્રસંગે છ માસ માટે હુકમો કરવાની જે સત્તા વાઇસરોયને હંમેશાં છે તેનો પણ ઉપયોગ કરેલો જોવામાં આવે છે. વળી ૧૮૧૮ ના જુના પુરાણા કાયદાની રૂએ કેટલાક માણસ ઉપર કંઇપણ તોહમત મુક્યા શિવાય તેમને પકડ્યા હતા. એટલે એતો પુરવાર થઈ ચુક્યું કે આવી કે આથી પણ વધારે ભયંકર સ્થિતિને તત્કાળ પહોંચી વળવા માટે જોઇતી સત્તાઓ સરકાર પાસે મોજુદ છે. ફક્ત જ્યાં ડીફેન્સ ઓફ ઇન્ડીઆ એક્ટનો અમલ કરવામાં આવ્યો છે ત્યાં ભવિષ્યમાં રોલેટ કાયદાની જરૂર પડે એમ જણાવી શકાય. પણ છ માસની મુદતમાં હુકમ બહાર પાડીને અને જરૂર જણાય તો છ માસ પછી તે હુકમ બીજા છ માસ માટે કાયમ રાખી નામદાર વાઇસરોય ધારેલો હેતુ સારી શકે

આમ જ્યારે એપ્રીલ માસના બનાવોથી રોલેટ કાયદાની જરૂર પુરવાર થતી નથી ત્યારે સરકારે ડીફેન્સ ઓફ ઇન્ડીઆ એક્ટનો અને ૧૮૧૮ ના રેગ્યુલેશનનો જે અમલ કર્યો છે તેથી રોલેટ કાયદા સામે આપણો વિરોધ વધારે દઢ અને સકારણ બન્યો છે જે વખતે હિંદમાં અને પંજાબ તેમજ ગુજરાતમાં પુરેપુરી શાંતિ હતી તે વખતે હિંદના જે એક મહાપુરૂષ ખુનામરકીના અગ્નિને ઠારવાની અનુપમ કળા માટે ખાસ પંકાયેલા છે તેમને ડીફેન્સ ઓફ ઇન્ડીયા એક્ટની રૂએ દિલ્હી અને પંજાબમાં જતા અટકાવવામાં આવ્યા અને મુંબઇ ઇલાકામાં નજરકેદ કરવામાં આવ્યા. તેજ અરસામાં ડા. સત્યપાલ અને મી.કીચલુને ૧૮૧૮ના કાયદા મુજબ અમ્રતસરમાંથી કેદ કરી અજાણ્યે સ્થળે લઇ જવામાં આવ્યા. આ બંન્ને હુકમો જાહેર શાંતિ સાચવવાના બહાનાથી ફરમાવવામાં આવ્યા હતા પણ તે બનાવોથી કેવી શાંતિ થઇ એ હવે ઇતિહાસને પાને ચડી ચુક્યું છે. હવે સૌ કોઇ જોઇ શકે છે કે એપ્રીલની શરૂઆતમાં જે લોકલાગણી જામી હતી તે ધ્યાનમાં લેતાં મહાત્મા ગાંધીજીને તેમજ ડા. સત્યપાલ અને મી. કીચલુને છુટા રાખવામાંજ શાંતિ જાળવવાની ખરી ચાવી રહેલી હતી. પણ સત્તાના મદથી મત્ત થઇને સરકારે પરિસ્થિતિનું તદન ઉંધુંજ વાંચન કર્યું અને પ્રજામાં ઉછળતો ઉત્સાહ કુમાર્ગે ન જાય માટે પંકાયેલા આગેવાનો ઉપર સ્થૂળ દાબ મુકવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો. વરાળયંત્રનો સેઇફટી વાલ્વ બંધ કર્યો એટલે એન્જીન ફાટી ગયું! રોલેટ કાયદાની માફક આ કાયદા પણ રાજ્યને ઉથલાવી નાંખવા મથનાર કાવત્રાખોરો સામે વાપરવાનો ઉદ્દેશ જણાવેલો છે અને તેમ છતાં પણ એ કાયદાનો જે ગંભીર અને અનર્થકારક દુરૂપયોગ સરકારે કર્યો છે તેથી રોલેટ કાયદા સામેની આપણી દલીલ વધારે મજબુત થાય છે.

## સરકારી દલીલો અને રદીઆ.

જેમ પ્રજાનું અંતઃકરણ ભયથી નમ્યુ નથી તેમ સરકારની દલીલોથી પ્રજાનું મન માન્યું નથી. સરકાર તરફથી વિમાનમાંથી કે બીજી રીતે જે હેન્ડબીલો અને છાપાં વહેંચવામાં આવ્યાં છે તેમાં આપણને બે રીતે સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેની વધારેમાં વધારે મહત્વની દલીલ તો એ છે કે રોલેટ કાયદો રાજ્યને ઉથલાવવાને કોશીશ કરનાર ખુનીઓ, લુંટારાઓ અને કાવત્રાંખોરોને દાબમાં રાખવાને ઘડવામાં આવ્યો છે. અને તેથી કાયદાનુ પાલન કરનાર સામાન્ય પ્રજાજનોને નુકશાનકારક નથી પણ લાભદાયક છે. હવે રાજ્યને ઉથલાવનાર કોણ કહેવાય એની વ્યાખ્યા કાયદામાં આપવામાં આવી નથી એટલું જ નહિ પણ તેવી વ્યાખ્યા ઘડવાની દરખાસ્ત વડી ધારાસભામાં રજુ કરવામાં આવી ત્યારે સરકાર તેની સ્હામે થઇ હતી. એથી દેખીતા આવાજ હેતુવાળા કાયદાનો સરકારે અત્યાર સુધીમાં અમલ કર્યો છે તે ઉપરથી જ આ કાયદાના અમલ વિષે પણ અનુમાન કરી શકાય. શું મહાત્મા ગાંધી અને ભાઇ હોર્નીમેન રાજ્ય ઉથલાવી નાંખવાની કોશીશ કરે છે? અને છતાં તેમની સ્હામે ડીફેન્સ ઓફ ઇન્ડીયા એક્ટનો અમલ કરવામાં આવ્યો છે. વિનીત પક્ષના આગેવાનો શ્રી લાલા હરકીશનલાલ અને શ્રી રામભજ દત્ત ચોધરીને પહેલાંના ૧૮૧૮ ના કાયદાની રૂએ પકડીને અજાણ્યે સ્થળે લઇ જવામાં આવ્યા હતા, અને જે મુન્શી

માટે આ હુકમ પસાર કરવામાં આવ્યો હતો તે હાલ ચાલતી તપાસમાં તેમના પર જે તહોમત મૂકવામાં આવ્યો છે તે ઉપરથી જોઇ શકાય છે. આ અને આવા બીજા સંખ્યાબંધ દાખલાથી પુરવાર કરી શકાય એમ છે કે કેટલાક ખરા રાજ્યદ્રોહીઓને દાબી દેવાને આવા કાયદાનો ઉપયોગ અત્યાર સુધીમાં કરવામાં આવ્યો છે તો બીજી પાસ હિન્દના લગભગ દરેક પ્રાંતમાં રાજ્યદ્રોહ સાથે કંઇ પણ સંબંધ ન હોય એવી પણ સ્થાનિક સરકારને કાયર કરતી અને અગવડભરેલી લાગતી ચળવળ કરવા માટે આવા કાયદાનો હથીઆરો ઠોકવામાં આવ્યો છે. આ સ્થિતિ છેલ્લાં કેટલાંએ વર્ષથી નરી આંખે જોનાર પ્રજા કેમ માની શકે કે રોલેટ કાયદો માત્ર રાજ્યશત્રુઓને દબાવવાને જ કરવામાં આવ્યો છે અથવા તેમની સ્હામે જ તેનો અમલ કરવામાં આવશે ? વળી મુંબાઇના ઓકસ્ફર્ડ પ્રેસે દેખીતી રીતે સરકારના ઉત્તેજનથી રોલેટ કાયદા વિષે એક ન્હાનુ પુસ્તક બહાર પાડયું છે તેમાં એક ધારાશાસ્ત્રીનો અભિપ્રાય ટાંકીને જણાવ્યું છે કે કોઇ કાયદાનો ભંગ કરનાર માણુસ પણ રાજ્યને ઉથલાવવાની કોશીશ કરનાર જ ગણાશે. આથી જાનમાલને નુકશાન ન પહોંચે એવો કાયદાનો ભંગ કરનાર સત્યાગ્રહીને પણ આ કોટિમાં મૂકી શકાય. ટુંકામાં સમય અને પ્રકૃતિને અનુસરીને સરકાર આ કાયદાનો અમલ કરી શકે એમ હોવાથી તે સારી પ્રજાને ગંભીર જોખમરૂપ છે અને તે રદ થાય તે પહેલાં તેને શાંતિ હોયજ નહિ.

બીજું, સરકારના મત પ્રમાણે જે ઝેરી અને જુઠી અફવાઓ ઉડાવીને આખા દેશમાં કેવીમ અસંતોષ ઉપજાવવામાં આવ્યો છે તેનો રદીઓ આપી રોલેટ કાયદા સામે પ્રજાના મનનું સમાધાન કરવાનો ઇરાદો સરકાર રાખે છે. દાખલા તરીકે આ શહેરમાં વિમાનમાંથી જે છાપુ નાંખવામાં આવ્યું હતું તેમાં નીચેના પ્રશ્નોત્તર જોવામાં આવે છે.

" ૮. આ કાયદા ઉપરથી લોકોમાં અથવા તો તેમના સામાજીક રીતરીવાજમાં પોલીસ દખલ કરી શકશે ?

ના. કોઇપણ શખસના ધર્મ અથવા તેના સામાજીક રીતરીવાજ સાથે આ કાયદાને કાંઇપણ સબંધ નથી.

૯. જે માણુસના કબજામાં જમીન હોય અથવા પાક હોય તેમને આ કાયદાથી અડચણ થશે? અથવા તો તેમનાપર કાંઇ વધારે મહેસુલ પડશે ?

ના. આ બાબતો સાથે એ કાયદાને કાંઇ લાગતું વળગતું છેજ નહિ.

૧૦. આ કાયદાથી પોલીસને પોતાની નજરમાં આવે તે માણસને પકડવાની સત્તા છે ?

ના. ખુન તથા રાજદ્રોહના ગુન્હેગારોને પણ સરકારના ખાસ હુકમો મેળવ્યા પાછી જ તે પકડી શકશે.

૧૧. લોકોને મહોલ્લામાં એકઠા થઇને વાત કરતા પોલીસ જુએ તો આ કાયદા ઉપરથી તેમને પકડવાનો પોલીસને હક છે એ વાત ખરી છે ?

ના. એ વાત તદ્દન ખોટી છે. લોકોની સ્વતંત્રતા ઉપર કોઇ પણ રીતે ત્રાપ મારવામાં આવી નથી."

આમાંના આઠમા નવમા અને અગીયારમા સવાલમાં સૂચવેલી અફવાઓ એમ અહીંયા અને બીજે સ્થળે સરકારે પ્રકટ કરેલાં છાપામાં જ જોઇ છે. અમારા જાણવા મુજબ એવી અફવાઓ કોઈ પણ સ્થળે ફેલાઇ નથી તેના રદીયા આપવાથી રોલેટ કાયદા સ્હામેનો વિરોધ શમશે નહિ. પણ સરકારપર પ્રજામાં અત્યારે ઘણો અવિશ્વાસ હોવાથી જે અફવાઓ પ્રચલિત હોવાનુ માની લેવામાં આવ્યું છે તે આ છાપામાંથીજ ખરી હોવાની શંકા લોકોના મનમાં ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. બાકી સરકારે સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે કે હિન્દી પ્રજા હવે જમીન તથા પાક કરતાં અને કંઇક અંશે ધર્મ તથા સામાજીક રીતરીવાજો કરતાં પણ શહેરીપણાના અને સ્વતંત્રતાના કુદરતી હકને વધારે કિંમતી અને પવિત્ર માનતી જાય છે; અને તેથી તેમની રૂઢીઓ અને મીલકત સલામત હોવા છતાં તેમની સ્વતંત્રતાને સ્હેજ પણ આંચ પહોંચાડે એવા સરકારી અમલના વિરૂદ્ધ તે ઉશ્કેરાવાનો સંભવ રહે છે.

નવમા સવાલમાં જે અફવા સૂચવવામાં આવી છે તે ફેલાઇ છે એમ કબૂલ કરવુ જોઇએ. પણ સરકાર સમજાવે છે તેટલી તે ખોટી નથી પણ તત્વત: ખરી છે. એ સવાલના જવાબમાં એવો ધ્વનિ રહેલો છે કે સામાન્ય રીતે કોઈ માણસને પકડવા વિષે મૂળ દરખાસ્ત તો અમુક પાયરીના પોલીસ અમલદારજ કરશે અને સરકારની સંમતિ મળશે એટલે તે તેનો અમલ કરશે. હવે પોલીસ અમલદારની દરખાસ્તને સરકાર ઝીણવટથી તપાસે તો પણ તેના નિર્ણયનો આધાર કાયદાની કલમના અર્થ કરતાં ઘણે વધારે અંશે જે સ્થાનિક પરિસ્થિતિ ચીતરવામાં આવી હોય તેના પર વધારે રહેશે. આ શિરસ્તાને લીધે પોલીસની ૯૯ ટકા દરખાસ્તો મંજુર થાય અને રોલેટ કાયદાથી સરકારને આપેલી અસાધારણ સત્તાઓ આડકતરી રીતે પોલીસના હાથમાં જ આવી પડે એ સહજ જોઈ શકાય એમ છે

## પંજાબમાં લશ્કરી કાયદાના અમલ વિષે તપાસ.

પંજાબના કેટલાક ભાગમાં ખુનામરકી થયા પછી અને લશ્કરી કાયદો જાહેર કરી તે શમાવ્યા પછી આશરે અઢી મહીના થયા છે તે છતાં પણ તે વિષે સંપૂર્ણ અને વિશ્વાસલાયક માહીતી પ્રજાને મળી નથી તે પંજાબની સરકારને માટે ગંભીર દૂષણ ગણાય. તોફાન શરૂ થયું એટલે તરતજ ત્યાંનાં જાહેર હિંદી વર્તમાનપત્ર બંધ કરવામાં આવ્યાં તેથી ત્યાંનાં વર્તમાન પત્રમાંથી કે બીજા માણસો પાસેથી ખાનગી રીતે હકીકત મેળવવાનો રસ્તો બંધ કરવામાં આવ્યો. તેથી સરકાર તરફથી અને અંગ્રેજી છાપામાંથી જે છુટક છુટક ખબરો મળી છે તે ઉપર આપણે કંઇપણ આધાર રાખી શકતા નથી આટલું જ હોત તોપણ પ્રજાએ કરેલાં અત્યાચારોની અને સરકારે લીધેલાં પગલાની ગંભીરતા જોતાં તે વિષે અમલદાર અને બીનઅમલદાર ગૃહસ્થોની નિષ્પક્ષપાત કમીટીની મારફત તપાસ કરવાની માગણી પૂરેપૂરી વ્યાજબી ગણાત. પણ પ્રજાની ઉશ્કેરણીના કારણો વિષે તેમજ સરકારે ચીઢાઇને કરેલા અત્યાચાર વિષે આપણે જે સાંભળ્યુ છે તે ઉપરથી પંજાબને માટે આપણી લાગણી ઉભરાય જાય છે અને હૃદયમાં રોષ વ્યાગે છે. લાહોર અમૃતસર અને ગુજરાનવાલામાં જુદે જુદે પ્રસંગે મશીનગન બંદુકો અને

બોમ્બનો ઉપયોગ, લાહોરમાં લશ્કરી હકુમત દરમિયાન દુકાનો ન ઉઘાડવા માટે આશરે પંદર વીશ માણસોને કરવામાં આવેલી જાહેરમાં ફટકા મારવાની શિક્ષા અને વિદ્યાર્થીઓ સામે લાહોરમાં પસાર કરવામાં આવેલા હુકમો–આ અને એવા બીજા અનેક કાર્યો વિષે આપણા મનમાં ત્રાસ અને શંકા ઉત્પન્ન થાય છે. જુદે જુદે સ્થળે શસ્ત્રના ઉપયોગથી ઘવાયેલા ને મરણ પામેલા માણસોની જે સંખ્યા સાંભળવામાં આવે છે તેથી પણ અંતઃકરણમાં ચિરાડા પાડે છે. આ વિષે નિષ્પક્ષપાત કમીટીની માગણી કરવી એ ઓછામાં ઓછી માગણી ગણી શકાય.

સદ્‌ભાગ્યે લશ્કરી હકુમત વિષે તપાસ કરવા માટે કમીટી નિમવાનું વચન મી. મોન્ટેગ્યુએ આમની સભામાં આપ્યું છે. પણ એટલું જ બસ નથી. નામદાર વાયસરોયે ખાસ હુકમ બહાર પાડીને ઓગણત્રીશમી માર્ચ પછી બનેલા તમામ ગુન્હા સંબંધી કેસ ચલાવવાને લશ્કરી કોર્ટનું સ્થાપન કર્યું અને બંદુક અને બોમ્બથી થોડાક દિવસોમાં જે કામ કરાયું હતું તેનો પ્રવાહ ચાલુ રાખીને લશ્કરી હકુમતથી પ્રજાના અંતઃકરણપર થએલી ભયંકર છાપને આજ સુધી વધારે અને વધારે દૃઢ ને ઉંડી કરી છે. આ વિષે ત્રણ બાબતોએ વિચારવંત લોકોના મગજને ખાસ કરી ઉશ્કેર્યું છે. પ્રથમ તો સર શીવસ્વામી આયરે પુનાના 'ધી સરવન્ટ ઓફ ઇન્ડીયા' પત્રમાં લખી જણાવ્યું છે તે પ્રમાણે લશ્કરી કોરટો ઇંગ્લાંડના સામાન્ય કાયદા મુજબ એવા ગુન્હેગારો માટે નીમવામાં આવે છે કે જેઓ રાજ્યને ઉથલાવી નાંખવાને કંઇ જોખમ ભર્યું પગલું લીધું અને દેખીતું પગલું લેતાં જ અથવા લીધા પછી તરત જ પકડાયા હોય. અલબત વાયસરોયને હુકમ પસાર કરીને કંઇ પણ નિયમ પસાર કરવાને સત્તા છે તેની રૂએ બીજા ગુન્હાઓની તપાસ પણ તેને સોંપી શકે. ખુનામરકી અને અશાંતિને લીધે કાયદાની સામાન્ય અદાલતો પોતાનું કામ ન ચલાવી શકે તે વખતને માટે કદાચ આવો હુકમ કરવો તે વ્યાજબી ગણાય. પણ સર્વત્ર સુમ સુમાકાર શાંતિ વર્ત્યા પછી પણ ખુનામરકી સાથે આડકતરી રીતે સબંધ ધરાવતા અગર કંઇ પણ સંબંધ ન ધરાવતા ગુન્હાની તપાસ લશ્કરી કોર્ટની મારફત કરાવવી એ સત્તાનો ગંભીર દુરૂપયોગ કહેવાય. બીજી બાબત એ છે કે આરોપીઓના બચાવને માટે–અને તેમાંના કેટલાક પંજાબમાં ઘણી જ ઉંચી પ્રતિષ્ઠા અને પદવી ભોગવે છે તેમના બચાવને–માટે પણ છેલ્લા થોડા દિવસ સુધી બહારથી સારા વકીલ બારીસ્ટરોને આવતા અટકાવવામાં આવ્યા. પંજાબના કેટલાક ભાગમાં સારા બારીસ્ટરો ઉપર ફોજદારી કાયદાની વધારેમાં વધારે ગંભીર કલમોનું તહોમત મુકવામાં આવે અને તેમાં કોરટ ચુકાદો આપે પછી ઉપર અપીલ થઇ શકે નહિ–એ સ્થિતિમાં બહારથી હોંશીયાર બારીસ્ટરોને આવતાં સરકાર અટકાવે એટલે પ્રજાને પાકી શંકા થાય કે તેમને કોઈ પણ રીતે શિક્ષા કરવાને સરકારે દાંત પીસ્યા છે. પ્રજાને મન પ્રાંતના મુગટરૂપ આગેવાનોને વિષે પણ આ નિયમ લાગુ પાડવામાં આવે એટલે તેનું મન ઘણુ જ અકળાય અને ચીઢાય એ સ્વાભાવિક છે. ત્રીજી બાબત એ છે કે અત્યાર સુધીમા જે ચુકાદા અપાયા છે તેમા ગુન્હેગાર ઠરાવેલા સંખ્યાબંધ આરોપીઓને ફાંસીની, દેશ નિકાલની, દસ બાર વર્ષની કેદની, તમામ મીલકત જપ્ત કરવાની–એવી ઘણી જ ભારે સજાઓ કરવામાં આવી છે. બંદુકોથી નિપજેલાં મરણો

અને જખમ કરતાં પણ આવી શિક્ષાઓ વધારે અંગે પ્રજાના અંતઃકરણને ખાળે છે. આટલું પુરવાર કરવાને બસ છે કે લશ્કરી કોરટે જે સજાઓ કરી છે તેનું પ્રમાણ અને સંજોગે વિચારતાં પ્રજાને તેમાં જરા પણ વિશ્વાસ પેદા થયો નથી એટલું જ નહિ પણ તે મધ્ય કાળના ઇન્કવીઝીશન્સ અને ઇંગ્લંડની સ્ટાર ચેમ્બરની યાદ આપે છે. આથી પૂજ્ય ગાંધીજીએ જે સૂચના કરી છે તેને હિંદી પ્રજા વધાવી લેશે કે પંજાબના અમલ અને લશ્કરી કાયદાની હકુમત વિષે તપાસ કરવાને જે કમીટી નીમવામાં આવે તેને લશ્કરી કોરટ આગળ ચાલેલા દરેક કેસની તપાસ કરી શિક્ષામાં ગમે તેટલો ફેરફાર કરવાની સત્તા આપવી જોઇએ. આ સત્તા વિનાની ખાલી તપાસ કરનાર કમીટી આપણને સ્હેજ પણ સંતોષ આપશે નહિ એ ચોક્કસ છે.

## બાબુ કાળીનાથ રૉય.

પંજાબમાં લશ્કરી કોર્ટની તપાસથી જે ત્રાસ ફેલાયો છે, ત્હેનો એક દૃષ્ટિથી વધારેમાં વધારે અસરકારક દાખલો ટ્રિબ્યુનના અધિપતિ બાબુ કાળિનાથરૉયનો છે અત્યાર સુધીમાં જે ચુકાદા અપાયા છે ત્હેમાં ગુન્હેગારોને કરવામાં આવેલી શિક્ષાના પ્રમાણ વિષે જ હાલ આપણે ફરિઆદ કરી શકીએ છીએ છતાં ત્હેમના ગુન્હા વિષે આપણે કંઇ કહી શકીએ એમ નથી. પણ શ્રી કાળીનાથ રૉય જેવા જે વર્તમાનપત્રકાર અતિશય સમતા અને સંયમ માટે કેટલાંએ વર્ષથી હિંદમાં પંકાએલા છે, ત્હેમને પંજાબ અને દિલ્હી વિષે લખેલા કેટલાક લેખ માટે ફોજદારી કાયદાની ૧૨૪ ' અ ' કલમ નીચે ગુન્હેગાર ગણીને બે વર્ષની સખત કેદની શિક્ષા કરવામાં આવી છે તેથી લશ્કરી કોર્ટની ન્યાયવૃત્તિ વિષે ગંભીર શંકા ઉત્પન્ન થઇ છે. મી. રૉયના જે લખાણો માટે ત્હેમને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા છે તે લખાણો બરાબર ફરી ફરીને વાંચ્યા પછી સર્વે હિન્દી આગેવાનોની ખાત્રી થઈ ચુકી છે, કે કાયદાની દૃષ્ટિથી એ શિક્ષા તદ્દન ખોટી છે, અને હિન્દની કોઈ પણ હાઈકોર્ટ એ લખાણને માટે મી. રૉયને ગુન્હેગાર ઠરાવત નહિ. હિન્દના જુદા જુદા ભાગમાંથી નામદાર વાઈસરોયને અરજી કરવામાં આવી છે, કે મી. રૉય ઉપર મૂકેલો આરોપ ત્હેમના લખાણથી જરા પણ સાબીત ન થતો હોવાથી, ત્હેમને તરતજ છોડી મૂકવા જોઇએ. મુબઇના આગેવાનોએ આવા મુદ્દાની જે અરજી કરી છે ત્હેમાં એ બાબત ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે, કે રાજ્યદ્રોહ વિષે ફોજદારી કલમનો અર્થ રાજકીય પરિસ્થિતિને અનુસરીને કરવામાં આવે છે, અને તેથી પંજાબની સ્થિતિપર ખાસ ભાર મૂકીને જે લખાણને લોકોને ઉશ્કેરનાર કોર્ટ ગણ્યા હોય, તે ખરી રીતે અને લેખકની દૃષ્ટિથી રાજ્યદ્રોહી ન હોય. વળી તે અરજીમાં મી. રૉયની પત્રકાર તરીકેની અત્યાર સુધીની કારકિર્દી ઉપર પણ ખાસ મૂકીને ત્હેમને છોડવાની વિનંતિ કરવામાં આવી છે. હમે એટલુંજ ઉમેરીશુ, કે દલીલની આ ઢબ આ વિષયમાં વધારેમાં વધારેમાં નરમ ગણી શકાય. ન્યાયનું આટલું ભયંકર પરિવર્તન અને ન્યાયાધીશોનો આવો ગંભીર અત્યાચાર છેલ્લાં થોડાં વર્ષમાં પણ ભાગ્યેજ જોવામાં આવ્યો હશે. મી. રૉયને છોડવા એ ત્હેમના તરફ તો શુદ્ધ ન્યાયની ફરજ છે. પણ તે કરતાં પણ સરકારની પ્રતિષ્ઠા અને ન્યાયવૃત્તિમાં વિશ્વાસ સાચવવા માટે તે પગલું ઘણુંજ વધારે

આવશ્યક છે. મી. રોયને બે વર્ષ પૂરી રાખીને સરકાર ત્હેમના શરીરને અને પ્રવૃત્તિને નુકશાન પ્હોંચાડશે પણ તેથી સરકારની હકુમતમાં પ્રજાને હજી જે કંઇપણ વિશ્વાસ રહ્યો છે તે સદંતર નાશ પામશે.

મી. રોયને અન્યાયપૂર્વક શિક્ષા કર્યા પછી, ત્હેના અમલથી પ્રજામાં વધારે હાહાકાર થયો છે શ્રી. રોયનાં પત્ની ત્રણ બાળકોને મૂકીને હમણાંજ ગુજરી જવાથી ત્હેમને આ ઉમ્મરે સખ્ત ઘા લાગ્યો છે, એટલે ત્હેમની હંમેશની નાજુક તબીયત આ શિક્ષા થતાં બગડી આવે એ સ્વાભાવિક છે. શિક્ષા થયા પછી ત્હેમના વકીલે સરકારમાં જણાવ્યું છે કે ત્હેમને અતિસાર થયેલો હોવાથી ત્હેમને યોગ્ય ખોરાક આપવો જોઇએ અને ત્હેમની પાસેથી કંઈ પણ કામ ન લેવું જોઇએ. આના જવાબમાં પંજાબની સરકારનો વડો મંત્રી ત્હેમની માંદગી કબૂલ કરીને જણાવે છે, કે ત્હેમને હાલ ચોખાનો ખોરાક આપવામાં આવે છે, પણ ઇસ્પીતાલમાંથી છૂટયા પછી જેલના સાધારણ ખોરાકની ધીમે ધીમે ટેવ પાડવાની તેમને તક આપવામાં આવશે. સરકારે સમજવું જોઇએ, કે મી. રોય બંગાળી હોવાથી ચોખાનોજ ખોરાક હમેશ લેવાની ત્હેમને ટેવ પડેલી હોય, અને આટલી મ્હોટી વયે, અને આવી નાજુક તબીયતમાં તેઓ પંજાબના રોટીના ખોરાકની હવે ટેવ નજ પાડી શકે. વડા મંત્રીએ જણાવ્યું કે ત્હેમની તબીયત બીમાર હોવાથી ત્હેમને દળવાનું પ્રમાણમાં ઓછું કામ સોંપવામાં આવે છે. અર્થાત હંમેશાં સાધારણ કેદીને ૧૬) શેર આપવામાં આવે ત્હેને બદલે ત્હેમની પાસે માત્ર ૧૨) શેરજ અનાજ દળાવવામાં આવે છે. આ નિષ્ઠુરતાની ખરેખર પરાકાષ્ઠજ કહેવાય ! આ પછી આપણા જાણવામાં આવ્યું છે કે મી. રોયને બંગાળીને અનુકૂળ ખોરાક આપવાનો ને ત્હેમની પદવીને અનુકૂળ કામ સોંપવાનો હુકમ સરકારે કર્યો છે. પણ હવે તો એકી ટશે હિન્દી પ્રજા ત્હેમના છૂટકારને માટે જ રાહ જુવે છે. અને અત્યાર સુધીમાં ના. વાઈસરોયે પોતાનો ચૂકાદો નથી આપ્યો, એથી આશા પડે છે, કે લોર્ડ ચેમ્સફર્ડની સરકાર અન્યાયના આ ઘોર કૃત્યને મંજૂર નહિજ રાખે.

## ટ્રાન્સવાલમાં હિંદીઓ.

ટ્રાન્સવાલના હિન્દીઓ ઉપર અત્યારસુધીમાં જે આફતો પડી છે તેમાં એકનો ઉમેરો થવાનો પ્રસંગ આવ્યો છે. ટ્રાન્સવાલ બ્રીટીશ ઈન્ડીઅન એસોસીએશનની કમીટીના સભાસદ હાજી હબીબ અને મુળજી પટેલે તથા ટ્રાન્સવાલ બ્રીટીશ ઇન્ડીયન એસોસીએશનની ક્રુગર્સડૉર્પ શાખાના ચેરમેન ઇસ્માઈલ આમોદ પટેલે હિન્દી વેપારીઓને લાઇસેન્સ મેળવવામાં પડતી મુશીબતો દૂર કરવા ત્યાંની ધારાસભાને અરજી કરી હતી ને ઉપરથી આ વર્ષના માર્ચ માસની ૨૦ મી અને ૨૫ મી તારીખે ઠરાવ પસાર કરી આ સભાએ તે વિષે તપાસ કરી ભલામણ કરવાને એક કમીટી નીમી હતી. ૧૮૮૫ માં ટ્રાન્સવાલમાં હિન્દીઓ જમીન ખરીદ ન કરી શકે એવો કાયદો પસાર કરવામાં આવેલો છે તે છતાં પણ તેઓ કંપની કાઢી તેની મારફત જમીન લે છે તે પુરાવો લઇ સૂચના કરવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું. આ કમીટીએ પોતાનો રીપોર્ટ રજુ કર્યો તે ઉપરથી ટ્રાન્સવાલની ધારાસભામાં એક નવા કાયદાનો ખરડો રજુ કરવામાં આવ્યો છે. કમીટીનો રીપોર્ટ અને ખરડો આપણને મળ્યાં

છે તે ઉપરથી જે મુશીબત ટ્રાન્સવાલમાં દુર્ભાગી વેપારીઓને માથે પાડવાની વકી જણાય છે તેનો પુરેપુરો ખ્યાલ આપણને મળી શકે એમ છે.

પહેલો જમીનનો સવાલ લઇયે. સન ૧૮૮૫ પહેલાં હિન્દીઓ છૂટથી ટ્રાન્સવાલમાં જમીન ખરીદી શકતા હતા પણ તે વર્ષમાં એવો કાયદો પસાર કરવામાં આવ્યો કે એ પ્રાંતમાં હિન્દીઓ અને એશીયાખંડના રહીશો સ્થાવર મીલકતના માલીક થઈ શકશે નહિ પણ "પહેલાં લીધેલી મીલકતને આ કલમ લાગુ પડશે નહિ. વળી તે કાયદામાં એવુ પણ જણાવ્યુ છે કે તે લોકોને અમુક ચોકસ શેરીઓ અને લત્તામાં રહેવાનુ સૂચવવામાં આવશે. આમાંજ આપણને ગંભીર અન્યાય જણાય છે. અને દક્ષિણ આફ્રીકામાં બ્હારથી આવતા હિન્દીઓ ઉપર અંકુશ મૂકાયો ત્યાર પછી તો જેઓ પહેલાં દાખલ થયા હોય તેને માટે આ કાયદો રદ કરવાની જરૂર લાગે. કારણ કે તે પછી હિન્દીઓ અગણિત સંખ્યામાં બ્હારથી આવી ટ્રાન્સવાલની જમીન ખરીદી લે એવો સંભવ રહેતો નથી. છતાં હવે આ કાયદો શિથિલ કરવાને બદલે તે વધારે સખ્ત કરવાની કમીટીએ ભલામણ કરી છે અને તે નવા કાયદાના ખરડામાં જોવામાં આવે છે. આમ કરવાનું કારણ એ જણાવવામાં આવ્યું છે કે હિન્દીઓ કોઈ પણ રીતે જમીન ન ખરીદી શકે એવો ૧૮૮૫ ના કાયદાનો સ્પષ્ટ હેતુ હોવા છતાં મુખ્યત્વે કરીને બે રીતે તેઓ જમીન લેવામાં સફળ થયા છે પહેલાં તો જે જમીન હિન્દીઓને લેવી હોય તે પહેલાં પોતાના મળતીયા કોઇ યુરોપીઅન પાસે પહેલી લેવડાવતા અને પછી તેની પાસેથી તે જમીન ગીરો લેતા. ગીરોખતમાં ગીરો મૂકનારના હક સાચવવાને જોઇતી કલમો મૂકવામાં આવતી અને નાણાંપર વ્યાજ લેવાતુ નહિ. પણ છેલ્લાં થોડાં વર્ષથી તો જે હિન્દીઓ વ્યક્તિ તરીકે જમીન ખરીદી શકતા ન હતા તે તેમણે ભેગા મળી કંપની કાઢીને લેવા માંડી છે. ટ્રાન્સવાલની કંપનીના કાયદા મુજબ તો બે માણસોની કંપની રજીસ્ટર થઇ શકે, એટલે હિન્દીઓ માટે જમીન લેવાનું કામ ઘણું સહેલું થઇ પડયું છે. કમીટી એવો ચિતાર આપે છે કે જાણે આમ કરવામાં હિન્દીઓ આડકતરી રીતે ૧૮૮૫ ના કાયદાના શબ્દોનો નહિ પણ હેતુનો ભંગ કર્યો છે અને તેથી જમીન લેવાની આ બારી પણ બંધ કરવાની જરૂર છે. હવે કંપનીઓ સ્થાપીને તેની મારફત જમીન ખુલ્લી રીતે વર્ષોથી લેવામાં આવ્યું છે અને ૧૮૮૫ ના કાયદાથી જે હકને આંચ નથી આવતી તેનો લાભ લેવામાં હિન્દીઓએ કંઈ પણ અયોગ્ય કાર્ય નથી કર્યુ એ સ્પષ્ટ છે. પણ હિન્દીઓ એક પણ રીતે જમીનનો નાનો ન્હાનામાં ન્હાનો ટુકડો ખરીદ કરી શકે—અને તે પણ ટ્રાન્સવાલમાં નવા હિન્દીઓની આયાતપર પૂરેપૂરો અંકુશ મૂકયા પછી પણ—એથી ત્યાંના ગોરાઓની આંખમાં મીઠું પડે છે. તેથી હિન્દીઓ અથવા એશીયાવાસીઓનો જેમાં મુખ્ય હક હોય એવી કંપની કે મંડળને પણ સ્થાવર મીલકતની માલીકી ધરાવતી અટકાવવાનો ૧૮૮૫ ના કાયદાનો અર્થ છે એમ નવા કાયદાના ખરડાની બીજી કલમમાં જણાવવામાં આવ્યું છે. તેજ કલમના બીજા પેરાથી આ વર્ષના મે મહિના સુધી કંપની મારફત લીધેલી મીલકતને ખચાવી લેવામાં આવી છે..

વેપારીઓના લાઈસેન્સની બાબત ટ્રાન્સવાલની ખાણોના પ્રદેશને જ લાગુ પડે છે ને તે હિન્દીઓના આર્થિક હિતની દૃષ્ટિથી વધારે મહત્વની છે. હિન્દીઓ મુખ્યત્વે

કરીને વેપાર કરવાને જ આફ્રિકા જાય છે અને તેમના વેપારને ધોકો પહોંચે તો તેઓ મૂળથી ઉખડી જાય એવો સંભવ રહે છે. હવે ૧૯૦૮ ના "ગોલ્ડ લૉ"ની ૧૩૦ અને ૧૩૧ કલમથી તો જુદો એ છે કે જોહાનીસબર્ગ, બોકસબર્ગ, ફ્રુગર્સડૉર્પ પ્રીટોરીઆ વગેરે કેટલાક ખાણના ક્ષેત્રમાં ખરેખરો નોકર ન હોય એવો કોઇ પણ માણસ જમીન પર રહી કે ભોગવી શકે નહિ. આમાં વેપાર કરવાનો ચોખ્ખો પ્રતિબંધ કરવામાં આવ્યો નથી. પછી સત્યાગ્રહની લડતને અંતે પુજ્ય ગાંધીજી અને જનરલ સ્મટ્સ વચ્ચે જે સમાધાન થયું તેમાં બન્ને બાજુએ એવી સમજુતી કરી હતી કે ૧૯૧૪ સુધીમાં આ ક્ષેત્રનાં જુદાં જુદાં શહેરમાં જે માણસો વેપાર કરતા હતા તેમનો તે શહેરમાં દુકાન ચલાવવાનો, દુકાનનુ સ્થલ બદલવાનો કે તે દુકાન વેચવાનો હક રહેશે. કમીટી જણાવે છે કે આ સમાધાન થયા પછી ઘણા હિન્દીઓએ આવાં શહેરમાં વળી દુકાનો ઉઘાડી છે તેમને વેપારના લાઇસેન્સ ન આપીને વેપાર કરવા અટકાવી શકાય. પણ ૧૯૦૪ માં એક કેસમાં એવો ચુકાદો આપવામાં આવ્યો હતો કે હિન્દીઓ વગેરેને લાઇસેન્સ ન આપવાની મહેસુલી અમલદારોને જે સૂચના આપવામાં આવી હતી તે ગેરકાયદેસર હતી. પછી નવા હિન્દીઓને વેપાર કરતાં અટકાવવાને બીજો રસ્તો શોધી કાઢવામાં આવ્યો. ૧૯૧૨ ના સ્થાનિક રાજતંત્ર સબંધી એક હુકમથી મ્યુનિસિપાલીઓને એવી સત્તા આપવામાં આવી છે કે અરજી કરનાર માણસ લાઇસેન્સ ધરાવવાને લાયક નથી એ કારણથી તેઓ લાઇસેન્સ આપવાની ના કહી શકે. આ ઉપરથી કેટલીક મ્યુનિસિપાલીટીએ અરજી કરનાર હિન્દીઓ છે એટલા જ કારણસર તેમને નાલાયક ગણીને લાઇસેન્સ નથી આપ્યાં. મ્યુનિસિપાલીટીના હુકમપર અપીલ કરવાનો હક છે અને કમીટી જણાવે છે કે ઘણા હિન્દીઓ અપીલમાં ફાવ્યા છે. પણ આ વર્ષના જાન્યુઆરી માસમાં પ્રીટોરીયાની સુપ્રીમ કોર્ટે ચુકાદો આપ્યો છે કે, ૧૯૦૮ ના કાયદામાં નિર્માણ કરેલાં ક્ષેત્રોમાં નવા હિન્દીઓને રહેવા અને વેપાર કરવા દેવા એ ૧૩૦ અને ૧૩૧ મી કલમની વિરુદ્ધ છે. આ ઉપરથી જોઇ શકાએ છીએ કે ૧૯૧૪ ના સમાધાન પછી પણ ગોલ્ડ લૉ ની કલમો છતાં હિન્દીઓને વેપાર કરતાં સરકાર તરફથી સીધી કંઇ પણ અડચણ નાંખવામાં આવી નહતી–બલ્કે એ કાયદાથી નવા હિન્દીઓનો વેપાર પણ નિષિદ્ધ ગણાતો ન હતો, પણ મ્યુનિસિપાલીટીઓએ ૧૯૧૨ ના જુદાજ ઉદ્દેશવાળા નિયમનો લાભ લઇને હિન્દીઓને નુકશાન કરવાનો રસ્તો લીધો છે.

આ વિષે વિચાર કરીને કમીટી સૂચવે છે કે (૧) ૧૯૧૪ સુધીમાં વેપાર કરતા હિન્દીઓના હક જાળવવા, (૨) તે તારીખ પછી જે હિન્દીઓએ વેપારનાં લાઇસેન્સ લેવામાં અને જેઓ વેપાર કરે છે તેમના હકને પણ માન આપવું, (૩) ટ્રાન્સવાલમાં રહેતા બીજા હિન્દીઓને પોતાનો ધંધો વેચવાનો કે સોંપવાનો હક હિન્દીઓને આપવા અને (૪) નવા ધંધા માટે હિન્દીઓ અથવા એશીયાવાસીઓ ધંધાનું લાઇસેન્સ ન મેળવી શકે એવાં પગલાં તરત લેવાં. આથી ટ્રાન્સવાલમાં નવા હિન્દીઓની આયાત પર સંપૂર્ણ અંકુશ મૂકીને સંતોષ ન પામતાં જેઓ હાલ ત્યાં વસે છે તેમને કોઇ સ્થળે નવી દુકાન ચલાવવાનો અથવા એક શહેરમાં દુકાન બંધ કરી બીજા શહેરમાં કાઢવાનો હક રહેશે નહિ. પરિણામે ધંધાના સામાન્ય ફેરફારને લીધે વધારે ને વધારે હિન્દીઓ દુકાન વગરના અને ધંધા વગરના થાય અને તેમને ટ્રાન્સવાલ છોડવાની ફરજ પડે.

પણ ટ્રાન્સવાલની ધારાસભામાં દાખલ કરવામાં આવેલા નવા કાયદાનો ખરડો તો કમીટીની સૂચનાને પણ ટપી જાય છે. તે ખરડાની પહેલી કલમનો અર્થ તો એવો થાય છે કે ગયા મે માસ પહેલાં વેપાર કરતા હિન્દીઓના જે હક સાચવવાનું જણાવ્યું છે તેને પણ હાલના ધંધાના શહેરને જ નહિ પણ દુકાનના અમુક સ્થળને જ મર્યાદિત કરવામાં આવ્યો છે. અર્થાત એનાએજ શહેરમાં ભાડાચીઠીની મુદત પુરી થવાથી અથવા બીજા કારણસર દુકાન બદલવી હોય તો બીજી જગ્યા માટે જોઇતું લાઇસન્સ નવું ગણાતું હોવાથી તે મળી શકે નહિ. આ ઉપરથી એમ કહેવામાં કંઇપણ અતિશયોક્તિ નથી કે આ નવો ખરડો જેમ છે તેમ અમલમાં આવે તો થોડા વખતમાં ટ્રાન્સવાલમાંથી હિન્દીઓનો પગ ટળે. આમ જે કાયદાની સ્હામે મહાત્મા ગાંધીએ સત્યાગ્રહની લડત ચલાવી હતી તે કરતાં આ ખરડો ઓછો ભયંકર નથી. દક્ષિણ આફ્રીકાના હિન્દીઓ આ વિષે બાહોશીથી લ્હડી રહ્યા છે પણ દુર્ભાગ્યે હિન્દી પ્રજામત હજી જાગ્રત થયો નથી. આ વિષે નામદાર વાઇસરોય લોર્ડ હાર્ડીંજના રૂડા દાખલાને અનુસરીને હિન્દીઓને ન્યાય અપાવશે એવી આશા આપણે રાખીશું.

## સ્વદેશીની પ્રવૃત્તિ.

મહાત્મા ગાંધીજીની આ વિષે પહેલી પત્રિકા ગયા અંકમાં પ્રકટ કરવામાં આવી હતી તેમાં સ્વદેશીવ્રત લેવા વિષે મુખ્ય દલીલો રજુ કરવામાં આવી હતી. પછી સ્વદેશીની પ્રવૃતિ વધારે ને વધારે વ્યાવહારિક રૂપ લેતી જાય છે. તેમણે જે બીજી પત્રિકા પ્રમાણમાં ઘણા વખત પછી બહાર પાડી છે તેમાં સ્વદેશીની ચળવળ સફળ કરવાના વ્યાવહારિક માર્ગ નીચે મુજબ ચર્ચવામાં આવ્યા છે:—

"સ્વદેશી પ્રતિજ્ઞા પહેલી કહાડીને આટલા દિવસ સુધી બીજી કહાડવાનું મુલત્વી રાખ્યું તેનું કારણ એ હતું કે સ્વદેશી વ્રતનો વિશેષ પ્રચાર કરતાં પહેલાં કંઇક તજવીજ કરી લેવી, અને વ્રતવાળાઓને સગવડ મળે તેવો બંદોબસ્ત થાય એવી યોજના કરવી. (આ પછી મુંબાઇમાં ઉઘાડવાની દુકાન વિષે કેટલુંક જણાવ્યા પછી તેની પદ્ધતિ વિષે લખવામાં આવ્યું છે.)

આ દુકાન કેવળ સ્વદેશાભિમાનની વૃતિથીજ ખોલવામાં આવશે એટલે એને વીષે કમાણીની લાલચ બીલકુલ રહેલી જ નથી. તેથી આ દુકાનમાં ઉપલા બે સ્વદેશી વ્રતને લગતાં કાપડ શિવાય બીજી કોઈ પણ વસ્તુ વેચવામાં નહી આવે. આવા ઉદ્દેશથી ઠેકઠેકાણે દુકાનો થાય અને આવી દુકાનોને પ્રજા તરફથી ઉતેજન મળે તો સ્વદેશીનો બહોળો પ્રચાર થઇ શકે. મારી ઉમેદ છે કે ભાઇ નારણદાસ પુરૂષોત્તમદાસનો દાખલો બીજા સખી વેપારીઓ પણ લેશે અને સ્વદેશી વ્રત લેનારને સારૂ અનુકૂળતા કરશે.

પણ એકલી દુકાનો ઉઘાડવાથી જ સ્વદેશીનો હેતુ કદી પાર પાડવાનો નથી એ વાત ધ્યાનમાં રાખવાની પુરેપુરી જરૂર છે. સ્વદેશીનો પ્રચાર કરવામાં એક મોટો હેતુ એ રહ્યો છે કે દેશનો પૈસો દેશમાંજ રહે. તે તો જ્યારે બહારથી માલ આવે છે તે માલ આવતો અટકીને વિશેષ ઉત્પન્ન થાય, ત્યારે જ બને. આ સબંધમાં એક યાદ

રાખવા જેવી વાત તો એ છે કે દેશમાં સ્વદેશી કાપડ પેદા થાય છે છતાં કોઇ તેને અડકતું નથી એમ નથી પણ આપણી હાજત જોગો માલ દેશમાં પેદા થતોજ નથી એટલે સ્વદેશી વ્રત લેનાર સ્ત્રી પુરૂષનો એ ઉદ્દેશ હોવો જોઇએ કે પોતાને જોઈતું કાપડ પોતે નવું પેદા કરવું અથવા કરાવી લેવું. આમ લાખો માણસો કરે તો પરદેશ જતો પૈસો અટકે એટલુ જ નહીં પણ અત્યારે કાપડનું દામ ભારે આપવું પડે છે તેમાંથી ગરીબ લોકો બચે. આમ વિચારતાં સ્વદેશી વ્રત લીધા વિના જે માણસ દેશમાં વધારે કાપડ પેદા કરે અથવા કરાવે એ સ્વદેશીનો વધારે પ્રચાર કરે છે.

હિંદુસ્તાનમાં કાપડની પેદાશ કેમ વધી શકે એ વિચાર કરીએ. એના ત્રણ પ્રકાર છે, (૧) મીલો વધારે દાખલ કરીને, (૨) બહારનું સુતર લઇને હાથથી કાપડ વણાવીને, (૩) હાથથી રૂ કાંતીને કંતાવીને અને તેને હાથથી વણાવીને.

મારા સંચા વિરૂદ્ધના વિચાર એક બાજુ ઉપર મુકીને તપાસતાં પણ આપણે જોઇ શકશું કે નવી મીલો ઝપાટાબંધ પેદા થવી મુશ્કેલીની વાત છે. મકાન બાંધવા, સંચા પરદેશથી મંગાવવા અને મજુરો મેળવવા એ સ્હેલી વાત નથી. એટલે સુધીની હરકત ન આવે એમ આપણે માની લઇએ તો પણ મીલની મારફત અત્યારે કાપડમાં વધારો કરી શકીએ એમ નથી.

બહારથી સુતર મંગાવીને વણાવવું એ શકય છે ખરૂં અને મુદ્દલ સ્વદેશી ન પાળી શકાય તેના કરતાં બહારના સુતરને દેશમાં વણાવી કંઇપણ પૈસાનો બચાવ કરવો અને કંઇકપણ સ્વદેશી પાળવું એ ઠીક લાગ્યુ તેથી બીજું વ્રત ઘડાયું. પણ આમાં હું જોખમો જોયાં કરૂં છુ. બહારથી લાખો માણસોને પુરૂં પડી શકે એટલુ સુતર મંગાવતાં સુતરનો જ ભાવ એટલો ચડી જવાનો સંભવ છે કે જે મજુરી આપણે બચાવીએ તેટલો જ વધારો કદાચ આ સુતર ઉપર આપવો પડે. એટલે લગભગ આગળ જઇને પાછા પડવા જેવું થાય તેથી આપણે જો કંઈ રસ્તો શોધી શકીયે તો પરદેશી સુતરની ઉપર આપણે આધાર રાખવો ન પડે.

આ ત્રીજો પ્રકાર છે. આમાં હાથથી સુતર કંતાવવાની અને તેને હાથની સાળમાં વણાવવાની વાત છે; આ ધોરી રસ્તો છે આમાં ભુલ થાયજ નહીં. અને જો પ્રજા આ માર્ગને ગ્રહણ કરે તો ઘણી ઓછી મુદતમાં સહેલાઇથી અને ઓછી મહેનતે પોતાના ઉદ્દેશને પાર પાડી શકે છે. આ માર્ગે જવાથી હજારો સ્ત્રીપુરૂષો સ્વતંત્ર ધંધો કરી શકે છે. અને લાખો ગરીબ સ્ત્રીઓ મુખ્યત્વે વિધવાઓને ઘેર બેઠીને ધંધો કરી કમાવાનું સાધન મળી શકે છે. આ પ્રયાસને સારૂ ઘણી મુડીની જરૂર નથી પણ હાલ તુરતમાં આ પ્રયત્ન બે વસ્તુ વિના સફળ ન થઇ શકે. એક તો સ્વયંસેવકોની જરૂર છે. આ સ્વયંસેવકોમાં ઘણી વિદ્વત્તા કે બુદ્ધિની જરૂર નથી. ઉદ્યોગ અને પ્રમાણિકતાની પુરેપુરી જરૂર છે. બુદ્ધિ અને વિદ્વતા ધાર્યા નથી મેળવી શકાતા પણ ઉદ્યોગ અને પ્રમાણિકતા વૃત્તિ બદલવાથી તુરત આવી શકે છે. આ સ્વયંસેવકો બે પ્રકારનાં કામ કરી શકે છે. એક તો પોતે રૂ કાંતવાનુ અને સુતર વણવાનુ કામ શીખીને પોતાના અમુક કલાકની મજુરી દેશને મફત આપી શકે છે. બીજું સ્વયંસેવકો કાંતવા વણવા-

વાળા ભાઇઓ અથવા તો બ્હેનોને શોધી કહાડી તેની ખબર આપી શકે છે. આવા સ્વયંસેવકો ઘણા નીકળી પડે તો થોડી મુદતમાં હજારો રૂપીઆનું નવુ કાપડ આપણે પેદા કરી શકીએ છીએ.

પણ સ્વયંસેવકોની જરૂર છે તેના કરતાંએ વધારે જરૂર શુદ્ધ દેશપ્રીતિની છે અને તેને અંગે કેટલાંક ભોગવિલાસોના ત્યાગની જરૂર છે. કાંતવાના ધંધાને અસલ સ્થિતિએ પહોંચાડી સરખતી મલમલ તૈયાર કરી શકાય એવું બારીક સુતર પેદા કરતાં વખત જશે. અત્યારે અસંખ્ય સ્ત્રીપુરૂષો જો ઇચ્છા કરે તો કાંતવાની ક્રિયા ઝપાટાથી શીખી શકશે પણ ઝીણું સુતર કાંતવાને બહુ મહાવરાની-અને કાળજીની જરૂર પડશે. તે દરમ્યાન પ્રજાને જેવું કપડું હાથે કાંતેલા સુતરનુ મળી શકે તેવા કપડાથી ચલાવવું પડશે. આટલો ઓછો આપભોગ પ્રજા આપવાને તૈયાર ન હોય તો સ્વદેશીના જેવું મહાવ્રત પાળવું લગભગ અશક્ય છે. આ ત્રીજા પ્રકારનો વિશેષ વિચાર હવે પછીની પત્રિકામાં કરીશું. ”

આ ઉપરથી સ્પષ્ટ થશે કે સ્વદેશીની ચળવળ માટે ત્રણ કાર્યની જરૂર છે (૧) સ્વદેશી વ્રત વધારે ને વધારે સ્ત્રીપુરૂષો લે તે માટે પ્રયત્ન કરવો (૨) વ્રત લેનારને અને સામાન્ય પ્રજાને શુદ્ધ અને મિશ્ર પ્રકારનું કાપડ સહેલાઇથી અને બને તેટલુ સોંઘુ મળે તે માટે સ્વદેશી વસ્ત્રભંડાર ઉઘાડાવવા અને (૩) વધારે ને વધારે કાપડ દેશમાં અને દેશી રૂમાંથી તૈયાર થાય તે માટે ભગીરથ પ્રયત્ન કરવા. આ ત્રીજી બાબતમાં પણ જે ત્રણ રસ્તા આપણી આગળ મોજુદ છે તેમાંથી ત્રીજો રસ્તોજ—હાથથી રૂ કાંતીને અને તેને હાથથી વણીને વણાવીને કાપડ પેદા કરવાનો વધારેમાં વધારે સરલ છે અને સત્વર ફલદાયક છે એ પણ સમજાવવામાં આવ્યુ છે. બીજી દૃષ્ટિથી જોઇએ તો માલૂમ પડશે કે જ્યારે મીલોમાં તો ખેતી છોડી દેનાર મજુરો જ કામ કરી શકે અને પરદેશી સુતર કાંતવામાં મુખ્યત્વે કરીને પુરૂષ વર્ગને કામ મળે ત્યારે રૂ હાથે કાંતીને વણવા વણાવવાના કામમાં દેશનાં તમામ સ્ત્રી પુરૂષો—જેમનો મ્હોટો ભાગ ગામડાંમાં વસે છે અને જેઓ ખેતીપર નિર્વાહ કરે છે તેઓ—પોતાનો ફાળો આપીને તેમાંથી લાભ મેળવી શકશે.

## રેંટીઆ અને શાળો.

ગુજરાત કાઠીઆવાડનાં ઘણાંખરાં ન્હાનાં મોટાં ગામમાં દશ પંદર વર્ષ પરજ રેંટીયા જોવામાં આવતા હતા તે હવે ભાગ્યેજ જોવામાં આવે છે તેનો અર્થ એવો કરવામાં આવે છે કે તે હાલના સંયોગોમાં આર્થિક દૃષ્ટિથી ટકી શકે નહિ. હવે એટલું તો કબૂલ કરવું જોઇએ માત્ર રેંટીયાથી જ એક માણસ પોતાનો કે પોતાના કુટુંબનો નિર્વાહ કરી શકે નહિ, પણ આજીવિકાના બીજા-ઉપસાધન તરીકે જ રેંટીયો પહેલાં પ્રચલિત હતો અને હાલના સંયોગોમાં પણ તે અમૂલ્ય બની શકશે. મોટાં શહેરોમાં પણ સ્ત્રીઓનો એક એવો બહોળો વર્ગ જોવામાં આવે છે કે જે દિવસનો એક કે સવા આનો મળે એવા—દાળ વીણવાના, પત્રાળાં કરવાના વગેરે ધંધામાં રોકાય છે તેઓ રેંટીઆથી તેટલું કે તેથી પણ વધારે મળતર મેળવી શકે એ નિઃશંક છે. તેજ પ્રમાણે ગામડાંમાં જ્યાં કે મજુરીઆત વર્ગ હાલ ખેતીની મોસમમાં દિવસના ચાર આઠ

આના મેળવી શકે છે છતાં તેઓ બાકીના મહિનામાં અને રૂઢિ કે પડદાને લીધે ઘરમાં કામ કરનાર સ્ત્રીઓ બારેમાસ રેંટીઆમાંથી ઠિક પૈસા મેળવી શકે છે. આવી વસ્તીની સંખ્યા કરોડોની છે અને કાંતવાનો ધંધો આર્થિક દૃષ્ટિથી તેમને અનહદ લાભ દાયક થઇ પડે.

હાથવણાટનો ધંધો હજી પણ ચાલે છે પણ તે પડેલી દશામાં છે એમ જોઈ શકાય છે. ઘણીએ સાળો ચાલતી નથી, ઘણાએ કમ્બી વણકરો વણતા નથી. જેઓ સાળપર કામ કરે છે તેઓ પણ ભાંગેલા ઉત્સાહથી કામ કરે છે અને તેમને યોગ્ય પૈસા પણ મળતા નથી. ગામડાંના શાહુકારની સાથે લેવડદેવડમાં તે પછડાય એ પણ સ્વાભાવિક છે. પણ એ તો સૌ કોઇ કબુલ કરશે કે સ્વતંત્ર આજીવિકાના સાધન તરીકે પણ વણાટનો ધંધો ઉભી શકે એમ છે અને જો શરૂઆતમાં ગામડાંના વણકરોને સુતર મોકલી અને ઘટતી મજુરી આપી કાપડ પાછુ લેવાનો શિરસ્તો પાડવામાં આવે અને પછી તેમનાં પરસ્પર સહાયક મંડળો સ્થાપવામાં આવે તો વણકરનો ધંધો પાછો પર ઉજાસમાં આવે અને તેનો પ્રચાર પણ ઘણો બહોળો થાય

સ્વદેશી પ્રતિજ્ઞા લેનાર સ્ત્રી પુરૂષોની અને સ્વદેશી સભાઓની આ બાબતમાં ફરજ ચોખ્ખી છે. ઉચા વર્ગના લોકો રેંટીઆનુ કામ શીખી તેનો પ્રચાર કરવામાં મદદ કરે એ હાલ જરૂરનુ છે. પણ દરેક સ્થળે જેમને રેંટીઆના મળતરથી બીજા ધંધા કરતા વધારે લાભ થાય એમ છે તેમને શોધી કાઢી રેંટીઆપર મૂકવા જોઇએ. કામ કરનાર સ્વયંસેવકોના શુદ્ધ વહીવટથી અને કાંતનારના અનુભવના જ્ઞાનથી ધીમે ધીમે રેંટીઆ વરાળયંત્ર અને મીલોના જમાનામાં પણ તેનુ હાલ તદ્દન ભુંસાઇ ગએલુ પણ મૂળનુ ઉચ્ચ સ્થાન મેળવશે.

સાળવીઓ અને વણકરો વિષે પહેલા દરેક સ્થળે તપાસ કરવી ઘટે છે. જ્યાં તે ધંધો હજી પણ ધમધોકાર ચાલે છે અને જ્યાં તે પડી ભાંગ્યો છે તેના કારણો સ્થિતિ, વગેરેનો અભ્યાસ કરવો જોઇએ. પછી જ્યા ધંધાનુ જ્ઞાન પ્રચલિત હોય અને શાળો હોય છતાં ઉપયોગમાંથી નીકળી ગઇ હોય ત્યાંથી કામની શરૂઆત કરવી જોઇએ પણ તેમને સુતર આપી કાપડ લેવાનું કામ કોઇ વ્યક્તિ કે મંડળના પણ ગજા ઉપરાંતનુ છે. તે કામ તો સ્વદેશી કાપડના સ્વદેશાભિમાની વેપારીઓજ માથે લઇ શકે. પણ એવા વેપારીઓ અને વણકરોનો સંબંધ બાંધી આપવામાં સ્વદેશી સભાઓ અને તેના સ્વયંસેવકો ઘણુંજ અમૂલ્ય કાર્ય કરી શકે.

વ્યાવહારિક કાર્યની દિશાઓ વિષે આ સૂચનાઓ સત્વર અમલમા મૂકવાની ફરજ સ્વદેશીની પ્રવૃત્તિ આદરનાર અને તેમાં રસ લેનાર સૌને શિરે છે.

# નવજીવન અને સત્ય.

સન ૧૯૧૮ ના જુલાઇથી સન ૧૯૧૯ ના જુન સુધીના અંકોના વિષયોની

## અનુક્રમણિકા.


| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| અમદાવાદના મિલ મજુરોનો સત્યાગ્રહ | રા મહાદેવ હરિભાઇ દેસાઇ | ૧૦, ૨૫૮, ૩૮૨ |
| અહલ્યાશ્રમ | (મળેલુ) | ૧૦૪ |
| અમેરીકાની છાપાકળાનુ દિગ્દર્શન | (મળેલુ) | ૧૪૦ |
| અમદાવાદના મિલમાલેકો અને સાળ ખાતાના કારીગરોની લવાદી સબધી કાગળો | | ૨૨૧ |
| અમેરીકાની સ્વાતંત્ર્યની લડત | રા, ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ | ૪૨૪ |
| આપણા દેશના ઉદ્યોગ ધંધા કેમ પડી ભાગ્યા? | રા ધીરજલાલ છગનલાલ | ૨૩૫ |
| આદર્શ દેશી રાજ્ય | રા સુમન્ત મહેતા | ૨૭૬, |
| આરતામા સાન | રા પ્રભાશંકર આનન્દરામ શુક્લ | ૨૬૬ |
| " આ વર્ષના દુષ્કાળમા મે શુ જોયુ ? " | રા ધીરજલાલ છગનલાલ મોદી | ૭૨૧ |
| ઇંગ્લાંડમા સ્ત્રીઓની રાજકીય ચળવળ | સૌ- લીલાવતી બેંકર | ૬૫ |
| ઇશ્વરી મંદિર | રા કિશોરલાલ ઘ મશરૂવાળા | ૫૨૯ |
| કાગ્રેસની ખાસ બેઠક | રા ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ૧૭૯ |
| કૃષિકળા વિજ્ઞાન | રા. ચીમનલાલ હરદેરામ | ૪૫૮ |
| કાયદાની સામે થવાની ફરજ | મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી | ૪૬૨ |
| કાળા કાયદા વિષે ના જીન્હાનુ ભાષણ | | ૪૯૨ |
| કાળા કાયદાઓ સામે ના શાસ્ત્રીનુ ભાષણ | | ૫૦૨ |
| ખેતીના ઉદ્યોગમા સહકારી મડળોની આવશ્યકતા | રા કચનલાલ વાસુદેવ મહેતા | ૩૪૮ |
| ખાતાના વિભાગ વિષે કમિટીનો રીપોર્ટ | રા ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ૬૩૬ |
| ગુજરાતમા દુકાળ સબધી હેવાલ | (નવજીવન ઓફીસ) | ૩૦૧ |
| ગુજરાતનુ જાહેર જીવન | | ૩૭૮, ૪૬૬, ૫૮૬, ૬૩૨ |

| | | |
|---|---|---|
| ગુજરાત મહિલા વિદ્યાપીઠ | ગ કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ | ૬૨૬ |
| ચક્રવર્તી કવિ હર્ષને નામે ચડેલા શ્લોક | ગ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | ૨૮૭ |
| ચર્ચાપત્ર | ગ. નિર્ભયરામ ત્રિવેદી | ૩૮૭ |
| ✓જમીન મહેસુલ અને ખેડુતો | ગ કૃષ્ણપ્રસાદ છોટાલાલ દેસાઇ | ૮૮ |
| જાપાનની ઔદ્યોગિક વિકાસની રૂપરેખા | ગ જયંતીલાલ હાથીભાઇ અમીન | ૫૪૪ |
| જિસેપ મેઝિનિ | રા ભગતરામ ભાનુસુખરામ મહેતા | ૪૦૫, ૫૨૧, ૬૦૧, ૬૮૧ |
| ટ્રેઈન્ડ શિક્ષક | ગ અમૃતલાલ વિ ઠક્કર | ૧૭૦ |
| ડેન્માર્કની લોક પાઠશાળાઓ | ગ અંબાલાલ મોતિભાઇ પટેલ | ૨૬૬ |
| દેશનાયક. | ગ જુગતરામ ચીમનલાલ દવે | ૭૦૧ |
| નોંધ | તંત્રી | ૫૭, ૨૧૨, ૩૩૨, ૪૦૦, ૫૧૨, ૫૯૩, ૬૬૮, ૭૬૮ |
| ✓ના વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલનું ભાષણ | | ૩૨૩ |
| ✓ના વિઠ્ઠલભાઇ પટેલનું ભાષણ | | ૫૫૮ |
| ના શ્રીનિવાસ શાસ્ત્રીનું ભાષણ | | ૫૭૦ |
| પુસ્તક પરિચય | ( નવજીવન ઑફિસ ) | ૪૪૯, ૬૩૦, ૭૭૭ |
| ✓પેરૂના આશ્ચર્યકારક માનવીઓ | રા કિશોરલાલ ઘ મશરૂવાળા | ૬૧૩ |
| પૃથ્વીના એક જૂના સમાજનું વર્ણન | ગ કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ | ૭૦૯ |
| ભૂગોળનું એક શાળોપયોગી પુસ્તક | (રાષ્ટ્રીય ગુજરાતી શાળા તરફથી ) | ૫૩૦ |
| મારો તુરંગ નિવાસ | રા મોહનલાલ કામેશ્વર પંડયા | ૧ |
| મુંબાઇ ધારાસભાનું કામકાજ | રા અમૃતલાલ વિ ઠક્કર | ૨૦૦ |
| મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રીપોર્ટમાં કોમી પ્રતિનિધિત્વના પ્રશ્નની ચર્ચા | ગ પરમાનન્દ કુંવરજી કાપડીઆ | ૨૭૧ |
| મુંબાઇ ઇલાકામાં વસતા યુરોપીઅનોની કેળવણી. | ગ અમૃતલાલ વિ ઠક્કર. | ૫૪૮ |
| મેઝિનિનું શિક્ષણદાયક ધ્યેય | ગ દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર | ૬૨૩ |
| મતાધિકાર વિષે કમિટીનો રિપોર્ટ | ગ ભગતરામ ભાનુસુખરામ મહેતા | ૭૫૧ |
| યુરોપ સામે ઉભો થયેલો યક્ષપ્રશ્ન | ગ દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર | ૬૦૯ |
| રાજર્ષિ | ગ દેસાઇભાઈ નાથાભાઇ | ૧૫૨ |
| રાષ્ટ્રીય શિક્ષણ | રાષ્ટ્રીય ગુજરાતી શાળા તરફથી | ૩૩૭ |
| રૉલેટ બિલ | | ૪૬૯ |

| | | |
|---|---|---|
| રૉલેટ બિલ સામે સત્યાગ્રહ | (મહાત્મા ગાંધીજીની પત્રિકાઓ) | ૫૭૪ |
| લેફ્ટેનન્ટ મહેતા પી. સી | રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ | ૯૭ |
| લૉર્ડ મોર્લીનાં સ્મરણો | રા. ચન્દ્રશંકર કરૂણાશંકર ત્રિવેદી | ૧૬૦ |
| લન્ડન પોલીસની હડતાલ | રા. ધીરજલાલ છગનલાલ | ૬૭૮ |
| શીખ સત્તાનો ઉદયાસ્ત | રા. અંબાલાલ મોતીભાઈ પટેલ | ૨૯૦ |
| શિક્ષણમાં સંગીતની આવશ્યકતા | રા. નારાયણ મોરેશ્વર ખરે | ૪૧૨ |
| સુધારાની યોજનાના મુદ્દા | રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ૨૦ |
| સ્વર્ગસ્થ સત્યાગ્રહી ભાઇ સોરાબજી | રા. પ્રાગજીભાઇ ખંડુભાઇ દેસાઇ | ૫૨ |
| સ્ત્રીઓના રાજકીય હક્ક | બહેન અનસૂયા સારાભાઇ | ૧૭૩ |
| સેનીટરી એસોસીએશનો | રા. સુમન્ત મહેતા | ૧૭૬ |
| સ્વિટ્ઝર્લેંડનું સ્વરાજ | રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર | ૩૬૧ |
| સ્ત્રીઓના મ્યુનિસિપલ હક્ક | બહેન લીલાવતી ધીરજલાલ બેંકર | ૩૮૮ |
| સાંપ્રતનું બજેટનું બિલ અને લૉર્ડ મોર્લીના વિચારો | રા. ચન્દ્રશંકર કરૂણાશંકર ત્રિવેદી | ૪૨૪ |
| સત્યાગ્રહ અને સ્વદેશી | રા. ધીરજલાલ છગનલાલ મોદી | ૫૫૧ |
| સ્વદેશી વ્રત અને કાપડ | ” ” | ૬૫૮, ૬૬૬ |
| હિન્દી પ્રધાનની યોજના | રા. શંકરલાલ ઘેલાભાઇ બેંકર | ૩૮ |
| હિન્દને શેની જરૂર છે: આગગાડીની કે જળાશયોની? | રા. ધીરજલાલ છગનલાલ મોદી | ૭૬ |
| હોમરૂલે શું જાણવું જોઇએ? | (સ્વરાજ્ય લેખમાળા નં. ૧૯) | ૧૦૮ |
| હિન્દમાં કલાની ખીલવણીમાં તથા તેના પ્રયત્નોમાં ખામી ને તેનાં કારણો | રા. ગજાનન વિશ્વનાથ પાઠક | ૧૨૫ |
| હિન્દુસ્તાનના ઇતિહાસ વિષે નવું પાઠ્ય પુસ્તક લખવા વિષે કેટલીક સૂચનાઓ | (રાષ્ટ્રીયશાળા તરફથી) | ૧૪૦ |
| હિન્દી સરકારના આરોગ્ય ખાતાનો રીપોર્ટ | રા. સુમન્ત મહેતા | ૧૭૮ |
| હોલિકોત્સવ | રા. નારાયણ દેવશંકર પુરોહિત | ૪૭૧ |
| હથિયાર બંધીના કાયદામાં સુધારા | | ૫૫૪ |
| હિન્દી સુધારાનો ખરડો | રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ૬૩૭ |